# કવિલોક

જરાતી કવિતાનું ઋતુપત્ર
ી: ધીરુ પરીખ

સંસ્થાપક • રાજેન્દ્ર શાહ








શિશિર • વિ. સં. ૨૦૩૪
સળંગ અંક ૧૨૧ • દ્વિજ અંક ૪૯
જાન્યુઆરી • ફેબ્રુઆરી ૧૯૭૮

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર·શિશિર—૨૦૩૪ · સળંગ અંક ૧૨૧ · દ્વિજ અંક ૪૯

જાન્યુઆરી—ફેબ્રુઆરી ૧૯૭૮

તંત્રી · ધીરુ પરીખ

કાવ્ય



૧૪૩૨૮

ગદ્ય



અનુવાદ



આસ્વાદ



સલાહકાર મંડળ
રાજેન્દ્ર શાહ · બચુભાઈ રાવત · નિરંજન ભગત

'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં—પ્રક... થાય છે. દેશમાં વાર્ષિક રૂ. ૧૨, પરદેશમાં ... ૨૫ યા પા. ૨, અમેરિકામાં રૂ. ૪૦ યા ડૉ. ... છૂટક નકલ રૂ. ૨-૫૦ લેખકોએ કૃતિ... નિર્ણય જાણવા ટપાલખર્ચ સાથેનું કાર્ડ / ક... મોકલવું જરૂરી છે. લવાજમ મોકલવા... સ્થળ : (૧) C/o કુમાર કાર્યાલય લિ... રાયપુર અમદાવાદ-૧. (૨) વિજય સ્ટોર્સ ... કલ્યાણભવન, રિલીફરોડ, અમદાવાદ ૧. ... સ્ટેશનરોડ, આણંદ. (૩) ત્રિપાઠી મા. ... પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨

મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ ...ય ૨ · અમદાવાદ-

## નવું લવાજમ

ઈ. સ. ૧૯૭૮નો આ પ્રથમ અંક પ્રકટ થઈ ગયો છે ત્યારે જો આપનું લવાજમ ડિસેમ્બર ૧૯૭૭ના અંક સાથે પૂરું થઈ ગયું હોય તો આપની 'કવિલોક'ની ફાઈલ અતૂટ રહે તે માટે નવા વર્ષનું લવાજમ રૂપિયા બાર સત્વરે જ મોકલી આપવું હિતાવહ છે, કારણ કે પાછળથી અંક અપ્રાપ્ય બની જતાં નિરાશ થવું ના પડે.

વધુ તો સારું એ છે કે આપ માત્ર રૂપિયા સો ભરી 'આજીવન સભ્ય' બની પ્રતિવર્ષ લવાજમ મોકલવાની ચિંતાથી મુક્ત રહી શકો.

શિક્ષણસંસ્થાઓ અને ગ્રંથાલયો પણ 'આજીવન સભ્ય' બની શકે છે.

લવાજમ ચેકથી મોકલો તો બૅંક કમિશનના રૂપિયા બે ઉમેરીને મોકલવા વિનંતી.

## આ વર્ષનો વિશેષાંક

આ વર્ષે 'કવિલોક'નો જુલાઈ-ઑગસ્ટનો અંક 'પ્રયોગ વિશેષાંક' તરીકે પ્રકટ થશે. સર્જાતાં પ્રયોગાત્મક કાવ્યો ઉપરાંત કવિતામાં પ્રયોગવિષેના અભ્યાસીઓના લેખો પણ એમાં પ્રસિદ્ધ થશે. કવિમિત્રોને આ વિશેષાંક માટે પોતાની નવી જ પ્રયોગાત્મક કાવ્યકૃતિ મે મહિનાના અંત સુધીમાં મોકલી આપવા વિનંતી છે.

# વિવિત્સુ

## ધીરુ પરીખ

'વિવિત્સુ'ના તખલ્લુસથી કાવ્યરચનાઓ કરનાર ચિમનલાલ ગાંધીનો જન્મ વિ. સં. ૧૯૪૯માં એટલે કે ઈ. સ. ૧૮૯૩ના સપ્ટેમ્બરની ૧૫મી તારીખે કપડવણજમાં થયો હતો. માતાનું નામ મહાલક્ષ્મીબેન અને પિતાનું નામ ભોગીલાલ. પિતાશ્રી શિક્ષક એટલે પુત્રને શિક્ષણ અને સંસ્કારનો વારસો મળ્યો હતો. એમણે પ્રાથમિક કેળવણી દહેગામમાં તથા કનીપુરમાં અને માધ્યમિક કેળવણી પાટણમાં પૂરી કરી હતી. ઈ. સ. ૧૯૧૫ના અરસામાં એઓ મૅટ્રિક થઈ ઉચ્ચ શિક્ષણ માટે અમદાવાદમાં ગુજરાત કૉલેજમાં જોડાયા હતા; પરન્તુ પ્રથમ વર્ષે જ નાપાસ થતાં પિતાશ્રીની સલાહથી વડોદરા રાજ્યના કેળવણી ખાતાની એક માધ્યમિક શાળામાં શિક્ષક તરીકે જોડાઈ ગયા. આ હતો એમની વ્યાવસાયિક કારકિર્દીનો આરંભ. એ પહેલાં એમના સાંસારિક વ્યવહારજીવનનો આરંભ થઈચૂકયો હતો ઈ. સ. ૧૯૧૨માં મૂળીબેન સાથે એમનું લગ્ન થયું ત્યારથી.

રહે કે ના રહે
અંકુશ નહીં
વિસ્મૃતિ મહીં
ધરતી દે કાયા ક્યાં
અમર થઈ જવા કલ્પનહીં
?
૯-૨૨-૫-'૫૫ વડોદરા
વિવિત્સુ

શ્રી વિવિત્સુના હસ્તાક્ષરમાં કાવ્ય

ચિમનભાઈ ભારે વિદ્યાવ્યાસંગી હતા. ઈ. સ. ૧૯૨૦થી '૨૯ના ગાળા દરમિયાન વડોદરામાં સુરસાગર પર આવેલી મીડલ સ્કૂલમાં એઓ શિક્ષક તરીકે સેવાઓ આપી રહ્યા હતા ત્યારે તેમના સહકાર્યકર રમણલાલ એમ. દલાલ કૉલેજમાં જતા અને વધુ અભ્યાસ કરતા હતા. એ જોઈ ચિમનભાઈને પણ ચાનક ચઢી અને શાળા સવારની હતી તે તકનો લાભ લઈ એમણે બપોરની કૉલેજમાં જોડાઈ જઈ અભ્યાસ શરૂ કરી દીધો. એકાદ વર્ષમાં એ તક છિનવાઈ જતાં એમણે નોકરીમાંથી રજા લીધી પણ અભ્યાસને રજા ન દીધી. ઈ. સ. ૧૯૩૨ના અરસામાં સંસ્કૃત મુખ્ય વિષય લઈ એઓ બી. એ. થયા ત્યારે જ એ જંપ્યા. દરમિયાનમાં વડોદરા રાજ્યના કેળવણી ખાતાની નોકરીમાં રહ્યે રહ્યે એમણે વિવિધ ગામોને પોતાની વિદ્યાનો લાભ આપ્યો. આખરે એ પિતાશ્રીની જેમ ડેપ્યૂટી એડ્યુકેશનલ ઈન્સ્પેક્ટરના હોદ્દા સુધી પહોંચેલા અને ટ્રેનિંગ કૉલેજમાં અધ્યાપક પણ નિમાયેલા. વળી, સંસ્કૃત વિષય સાથે એમણે એમ. એ. થવાનો પણ પુરુષાર્થ કરી જોયો હતો. વિદ્યાભ્યાસ માટેની એમની હોંશ અને ધગશ દાદ માગી લે તેવાં હતાં.

ઈ સ. ૧૯૫૩માં એઓ નિવૃત્ત થયા પછી પણ પ્રવૃત્ત રહ્યા હતા. જગુદણ નજીકના ખેરવા ગામની માધ્યમિક શાળામાં એમણે શિક્ષક તરીકે કામ કર્યું અને થોડો સમય વડનગરની ખાનગી શાળામાં પણ સેવાઓ આપી. આમ છતાંય નિવૃત્તિકાળનો મોટો ખંડ એમણે કપડવણજ અને આંતરસૂબામાં જ ગાળેલો. એમનું અવસાન છોંતેર વર્ષની વયે ઈ. સ. ૧૯૬૯ના જુલાઈની ૧૩મી તારીખે થયું.

ચિમનભાઈના સંસર્ગમાં આવેલાઓના અભિપ્રાય

(અનુ. પાછલી પૂર્તિમાં)






હંગેરિયન કવિ
યેનુ ઇલ્યેશ

હંગેરિયન કવિ
પેટોફિ શૅન્ડૉર
(૧૮૨૩ · ૧૮૪૯)



રમેશ પારેખ          મનોહર ત્રિવેદી

શિશિર • વિ. સં. ૨૦૩૪ કવિલોક જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૭૮

। ૐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ।

## કાવ્યવિવેચનની ચરિતાર્થતા

કોઈએ કહેલું કે કવિતાની ગમે તે વ્યાખ્યા કરવાનો પ્રયત્ન કરો પણ છેવટે તમે કવિતા આગળ આવીને ઊભા રહેશો, પ્રશ્નાર્થ આગળ આવીને ઊભા રહેશો, માટે કવિતા એટલે એ કે જેમાં કવિની અર્થાત્ સર્જકમાત્રની રહસ્યઘન ઉપસ્થિતિ હોય. એ રીતે આપણે એમ કહીએ કે વિવેચન એટલે એ કે જેમાં વિવેચકની અતંદ્ર હાજરી હોય....વિવેચનનો સૌપ્રથમ અને પાયાનો સિદ્ધાંત, ટી. એસ. એલિયટ કહે છે તેમ, સારા કાવ્યને પસંદ કરવું અને ખરાબને બાજુએ ઠેલવું એટલું જ નહિ, પણ સારા નવા કાવ્યને પસંદ કરવું, નવી અવસ્થિતિને યોગ્ય પ્રતિભાવ આપવો એ છે. આ નવાની વાત આવે છે ત્યારે શિષ્ટ અને સિદ્ધ વિવેચકો પણ મૂંઝાઈ જાય છે. તેઓ મગનું નામ મરી પાડતા નથી. કદાચ રુચિનું બંધિયારપણું અવરોધક બનતું હશે......

કવિતા આદિ કળાઓ પ્રત્યેનો વિસ્મયનો ભાવ આજે આપણે ગુમાવી રહ્યા તો નથી ને એવી દહેશત રહે છે. આજની દુનિયાને ભૌતિક સંપત્તિ કે વિકાસ બચાવી શકે એમ નથી. રાજકારણ વિષે તો માનવજાતિએ હાથ ધોઈ નાખ્યા છે. યંત્રવૈજ્ઞાનિક સમાજરચનામાં કળા પ્રત્યેની અભિરુચિ ગૌણતા ધારણ કરતી જાય છે, આજની ક્ષણે મોટી અનિવાર્યતા એ છે કે જીવનના કેન્દ્રમાં કલ્પનોત્થ સાહિત્યની પુનઃસ્થાપના થાય. દુનિયાના નકશાને વિજ્ઞાનમાંથી ઉઠાવીને ધર્મના માળખામાં મૂકવાથી કદાચ એ નહિ બને, એ તો શક્ય બનશે કવિતા આદિ કળાઓથી. આપણો સમાજ જેને માટે યોગ્ય છે એવી કળા આપણને મળે છે એમ કહેવું બરાબર નથી, પણ આપણી કળા જેને માટે યોગ્ય છે એવો સમાજ આપણે મેળવીએ છીએ. એવો સમાજ કેળવાય એ માટે કળા પ્રત્યેની સમજદારીપૂર્વકની અભિરુચિ ઘડવામાં આજને તબક્કે વિવેચનની ચરિતાર્થતા રહેલી છે.

રમણલાલ જોશી

[તાજેતરમાં મળેલા ગુજરાતી સાહિત્ય પરિષદના કલ્યાણ–અધિવેશનના સાહિત્ય-વિવેચન વિભાગના પ્રમુખસ્થાનેથી અપાયેલા વ્યાખ્યાન 'વિવેચનની પ્રક્રિયા' માંથી]

# દયારામકૃત 'સતસઈ'

**રજનીકાન્ત જોશી**

શ્રી કેશવલાલ ધ્રુવે દયારામ માટે લખ્યું છે :

"આ સુકવણામાં એક જ વેલી નવપલ્લવ રહી નયનને અને હૃદયને ઠારે છે, તે નર્મદાને તટે ઉદ્‌ભવી છતાં અન્ય દેશકાલનું પાણી પી ફૂલીફાલી જણાય છે. નરસિંહ, ભાલણ ને પ્રેમાનન્દનો ઘટ્ટ પરિચય દયારામભાઈની વાણીમાં જોઈએ છીએ; પણ એ ફક્કડ કવિ કોઇનો દેવાદાર રહ્યો નથી. મહેતાને નામે નવાં પદ જોડીને, ભાલણની 'દશમલીલા'નો પોતાની વાણીમાં ઉદ્ધાર કરીને અને પ્રેમાનંદના 'ઓખાહરણ'માં ભારોભાર ઉમેરો કરીને દયારામે ઋણીઋણ વાળી દીધું જણાય છે."

ગુજરાતી મધ્યોત્તરકાલીન સાહિત્યના શીર્ષસ્થ કોટિના કવિ દયારામે રચેલાં પદોની સંખ્યા સવા-લાખ જેટલી બતાવવામાં આવી છે. એ ઉપરાંત આ કવિની નાની-મોટી કૃતિઓની સંખ્યા કોઈના મતે સવાસો, કોઈના મતે એકસો સુડતાળીસ કે કોઈના મતે બસોની ઉપર પણ થવા જાય છે. આ આંકડામાં ગુજરાતી ઉપરાંત વ્રજ ભાષામાં રચાયેલી એમની કૃતિઓનો સમાવેશ થઇ જાય છે. સંસ્કૃતમાં તેમજ મરાઠી, પંજાબી, ઉર્દૂ, મારવાડી, બિહારી તથા સિંધીમાંય કવિ દયારામે કવિતા કરી છે એમ કહેવાય છે. દયારામે ૪૭ જેટલા ગ્રન્થો વ્રજ ભાષામાં રચ્યા છે. આમ, આ ગુજરાતી કવિનું હિન્દી ભાષામાં સમૃદ્ધ કહી શકાય એવું પ્રદાન હોવા છતાં પણ સર્વપ્રથમ હિન્દી સાહિત્યના ઇતિહાસના લેખકે નહીં પણ ફ્રેન્ચ ભાષાના એક લેખક 'ગાર્સા દ તાસી'એ 'ઇસ્તવાર દ લ લિતરેત્યૂર ઍંદુઈ એ ઍંદુસ્તાની' નામના હિન્દી સાહિત્યના ઇતિહાસ-ગ્રંથમાં કવિ દયારામનો પરિચય આ પ્રમાણે આપ્યો છે :

"દયા, સંભવતઃ તે જ લેખક છે જેનાં હિન્દુસ્તાની, ગુજરાતી અને મરાઠીમાં પ્રસિદ્ધ ગીત અને ભજન મળે છે, જે તેમના ખ્યાતનામ ગવૈયા રામચન્દ્રભાઈની પાસે રાખવામાં આવેલા ૧૩૫ હસ્તલિખિત ગ્રન્થોમાં સંગૃહીત છે અને જેનો સંબંધ દેશની રુચિ પ્રમાણે બધા જ વિષયો સાથે છે. વસ્તુતઃ તેમની કવિતામાં ધાર્મિક, શોકપૂર્ણ, શૃંગારપૂર્ણ ગીત છે. કહેવામાં આવે છે કે ધાર્મિક ભજનોમાં ભાવોની ઉચ્ચતા, ભાષાની સ-રસતા અને કાવ્યરૂપકોની પ્રચુરતા છે" (હિન્દુઈ સાહિત્ય કા ઇતિહાસ, પૃ૦ ૧૦૬).

આચાર્ય રામચન્દ્ર શુક્લે તેમના 'હિન્દી સાહિત્ય કા ઇતિહાસ' નામક પ્રસિદ્ધ ગ્રંથમાં પણ આ ગુજરાતી કવિ કે જે રીતિકાલીન કવિ બિહારીના સમકાલીન છે તેમનો નામોલ્લેખ સુધ્ધાં કર્યો નથી. આ જ પ્રમાણે ડૉ નગેન્દ્રે પણ તેમના ઇતિહાસ-ગ્રંથમાં આ હિન્દીસેવી ગુજરાતી કવિ દયારામનો ઉલ્લેખ કર્યો નથી. આ પૂર્વે ડૉ. રામકુમાર વર્માએ પોતાના ઇતિહાસ-ગ્રંથમાં એક સ્થાને મીરાંના પરિપ્રેક્ષ્યમાં નિર્દેશ કર્યા છે કે "સંવત્ ૧૮૦૦ કે લગભગ દયારામને મીરાં ચરિત્ર લિખા" (હિન્દી સાહિત્યકા આલોચનાત્મક ઇતિહાસ પૃ૦ ૧૫૬). હિન્દી સાહિત્યના ઇતિહાસ-લેખકોમાં એક માત્ર બ્રજરત્નદાસ જ એવા ઇતિહાસ-લેખક છે જેમણે કવિ દયારામના હિન્દીસેવી વ્યક્તિત્વને આ પ્રમાણે બિરદાવ્યું છે :

"યહ ગુજરાતી કવિ થે પર ભારતભ્રમણ સે

ઇનકી દૃષ્ટિ સાર્વદેશિક હો ગઈ ઔર ઉનકે ઉદ્‌ગાર રાષ્ટ્રભાષા હિન્દી મેં ભી નિકલે, જો ઇન્હેં ભારત-વ્યાપી ભાષા જ્ઞાત હુઈ. ઇન્હોંને દોહોં, છંદોં કે સિવા ગેય પદ ભી લિખે, ચિત્રકાવ્ય રચે તથા રસશાસ્ત્ર પર ભી કવિતા કી. યે અત્યન્ત ભાવુક ભક્તકવિ થે ઔર ગુજરાતી કે કવિયોંમેં તો ઇનકા સ્થાન બહુત ઊંચા હૈ. હિન્દી કી મુખ્ય રચનાએં સતસૈયા, વસ્તુ વૃન્દદીપિકા તથા શ્રીમદ્‌ભાગવત્ કી અનુક્રમણિકા હૈં" (ખડી બોલી હિન્દી સાહિત્ય કા ઇતિહાસ, પૃ૦ ૧૫૬).

આ જ પ્રમાણે શ્રી કે. કા. શાસ્ત્રીએ પણ એમના એક લેખમાં નોંધ્યું છે કે- - "સંખ્યાબંધ પદો ગરબીઓ ઉપરાંત 'સતસૈયા' અને 'વસ્તુવૃન્દદીપિકા' એ બે ભારે મહત્ત્વની રચનાઓ છે." કવિ દયારામના ૪૭ જેટલા વ્રજભાષાના ગ્રંથોમાંથી 'સતસૈયા', 'રસિકરંજન', 'વસ્તુવૃન્દદીપિકા', 'પિંગલસાર' અને સિદ્ધાંતસાર' નામના ગ્રંથો સવિશેષ ઉલ્લેખનીય છે. અહીં તેમના ૪૭ ગ્રંથોમાંથી કેવળ 'સતસૈયા' પર જ દૃષ્ટિપાત કરીશું.

'અખે તખેકા સોલહી આને' કહેવાતી એવી હિંદી ભાષામાં તે વખતે પ્રત્યેક નવા કવિને પહેલાં હિંદીમાં પ્રતિષ્ઠા મેળવવાના કોડ રહેતા હતા. એ રીતે અનેક ગુજરાતી કવિઓની જેમ દયારામે પણ હિંદીમાં રચનાઓ કરી. તેમણે 'સતસૈયા'નો ગ્રન્થ ચાણોદમાં રહીને રચ્યો જણાય છે,

"સો પુરિમધ્ય નિવાસ કવિ, દયારામ હરિદાસ,
જાતિ વિપ્ર સાઠોદરા, નાગર ન્યાતિ પ્રકાસ".

× × × ×

"ધર્મ સુ બૈનો બલ્લભી, શ્રી ગુરુદેવ પ્રતાપ,
કિયે સાતસોં દોહરા, કૃષ્ણ સમંધ અલાપ".

ઉપરાંત તેઓ પોતાના ધર્મ-સંપ્રદાયની સાથે એ પણ સ્પષ્ટ કરે છે કે ગુરુકૃપાએ જ તેમણે સાતસો દોહાઓનું સર્જન કર્યું છે, જે બધા અધિકાંશ: શ્રીકૃષ્ણના ગુણગાન વિષયક છે. કવિશ્રીએ 'સતસૈયા'માં બુદ્ધિ-ચાતુર્ય અને રસાલંકારશાસ્ત્રનો પરિચય આપવાની નેમ રાખી છે, છતાં તેમણે હિંદી કવિઓ વૃંદ, બિહારી વગેરેની જેમ કોઈ રાજાને ખુશ કરવા માટે 'સતસૈયા'ની રચના કરી નહોતી. તેઓ લખે છે:

"પુરુષોત્તમ ગોપીશ શ્રી, કૃષ્ણ મનોહર રૂપ;
તદ્ પ્રીત્યર્થ સુગ્રંથ યહ નહિં રીઝવન કો ભૂપ".

આ 'સતસૈયા'નું સર્વપ્રથમ હિન્દીમાં સંપાદન કરવાનો યશ ડૉ. અમ્બાશંકર નાગરને જાય છે. કવિ દયારામે વ્રજમાં પર્યાપ્ત સંખ્યામાં રચનાઓ કરી છે એની જાણ હિન્દી સાહિત્યના મોટા ભાગના ઇતિહાસ-લેખકોને નહોતી. 'દયારામ સતસઈ'ના પ્રકાશન પછી આંગળીના વેઢે ગણી શકાય એવા જે ઇતિહાસ-ગ્રંથો લખાયા તેમાં પણ એની નોંધ લેવા સરખી પણ પરવાહ કોઇએ કરી નથી (ડૉ. નગેન્દ્ર-સંપાદિત ઇતિહાસ-ગ્રંથ આ પ્રકારની ઉપેક્ષાનું સુંદર પ્રમાણ કહી શકાય). ડૉ. નાગરજીએ કવિ દયારામની "સતસૈયા"-નું સંપાદન 'દયારામ સતસઇ'ના નામે ઈ. ૧૯૬૮માં કર્યું જેનું પ્રકાશન "સાહિત્ય ભવન પ્રા. લિ." અલ્હાબાદે કર્યું છે. ડૉ નાગરજીએ દયારામની સતસૈયાને પ્રકાશિત કરીને સાહિત્યજગતને માટે અને વિશેષ કરીને હિન્દી-ગુજરાતી સાહિત્યને માટે તો મોટો ઉપકાર જ કર્યો છે. તેમણે પ્રત્યેક દોહાનો શબ્દાર્થ આપ્યો છે. યથાસ્થાન અન્ય નિર્દેશો પણ કર્યા છે. જોકે એમ કહેવામાં આવે છે કે સ્વયં દયારામે જ પ્રસ્તુત ગ્રંથની ટીકા ગુજરાતીમાં રચી હતી અથવા તો અન્ય કોઈની પાસે એની ટીકા કરાવડાવી હતી. સંપાદકે પોતાના મૌલિક સંપાદન અન્વયે ખૂબ જ

બોધવર્ધિની ટીકા લખી છે અને તેની સાથે સાથે તેઓએ તેની વિસ્તૃત ભૂમિકા પણ આવશ્યક સૂચનાઓ સાથે ગ્રંથના પ્રારંભિક પૃષ્ઠોમાં આલેખી છે.

શ્રી કે. કા. શાસ્ત્રીએ, ડૉ. અમ્બાશંકર નાગરે તથા અન્ય સંશોધનકારોએ "સતસૈયા"નો સમય સંવત્ ૧૮૭૨નો બતાવ્યો છે. આનાથી ૧૬૮ વર્ષ પૂર્વે સંવત્ ૧૭૦૪માં રીતિકાલીન હિન્દી કવિ બિહારીએ "બિહારી સતસઈ" નામક સતસઈ ગ્રંથનું નિર્માણ કરેલું સંપાદકશ્રીએ નોંધ્યું છે કે 'બિહારી સતસઇ'એ દયારામના સમય સુધીમાં તો સારી એવી નામના મેળવેલી અને સંભવ છે કે રાજસ્થાન તથા ઉત્તર પ્રદેશના લાંબા પ્રવાસોમાં કવિ દયારામે એ સતસઇનું અવલોકન કર્યું હોય અને એમાંથી જ પ્રેરણા મેળવીને પ્રસ્તુત સતસઇની રચના કરી હોય. સાથે સાથે અહીં એ પણ નિર્દેશ કરવો રહ્યો કે ગુજરાતમાં દયારામ પૂર્વે એકે સતસઇનું સર્જન નહોતુ થયું અને કદાચ એ જ કારણે કવિ દયારામને હિન્દી સતસઇની પ્રેરણા મળી હોય! જોકે ગુજરાતીના એક સાહિત્યકાર શ્રી મોદીએ દયારામ વિષયક એમના પુસ્તકમાં "દયારામ સતસઈ"ને "બિહારી સતસઇ"થી શ્રેષ્ઠ બતાવી છે. ડૉ. અમ્બાશંકર નાગરે તો નિર્દેશ કર્યો છે કે સતસૈયાના દોહાઓમાં પણ ક્યાંક ક્યાંક 'બિહારી સતસઈ'ની છાયા જોવા મળે છે.

મુક્તક કાવ્ય-રચના અને સંખ્યાના આધારે એના સંકલનની પરંપરા ઘણી જ પ્રાચીન છે. 'સતસઇ' 'સતસૈયા' વગેરે સંખ્યાસૂચક શબ્દ સંસ્કૃત 'સપ્તશતી'-નું જ તદ્દભવ રૂપ છે. તેમજ કાવ્યના પ્રકારમાં દોહા છંદ હિન્દીના આદિકાલ અને મધ્યકાલમાં અત્યંત લોકપ્રિય છંદ હતો. પરિણામે તેની લોકપ્રિયતાને કારણે આ જ છંદમાં સતસઈઓનું સંકલન થતું રહ્યું, જેમાં ક્રમશ: "તુલસી સતસઇ" (સં. ૧૬૪૨), "રહીમ સતસઇ" (સં. ૧૬૮૩), "બિહારી સતસઇ" (સં. ૧૭૦૪), 'રસનિધિ સતસઈ" (સં. ૧૭૧૭), "મતિરામ સતસઇ" (સં. ૧૭૨૦), "બૃન્દ સતસઇ" (સં. ૧૭૬૧), "વિક્રમ સતસઈ" (સં. ૧૮૫૦), "રામ સતસઈ" (૧૮૭૦-૮૦) અને આ જ પરંપરા અન્વયે અર્થાત્ મધ્યકાલીન સતસઈ-પરંપરામાં "દયારામ સતસઇ"'(સં. ૧૮૭૨) પણ આવે છે. દોહા કે મુક્તક કાવ્યસર્જનની પરંપરા ગુજરાતમાં ઘણાં જ પ્રાચીનકાળથી ચાલતી આવી છે. હેમચન્દ્રાચાર્યકૃત "સિદ્ધહૈમ" તથા જૈનાચાર્ય મેરુતુંગ દ્વારા પ્રસ્તુત "પ્રબોધ ચિંતામણિ"નાં મુક્તકો આનાં પ્રત્યક્ષ પ્રમાણો છે. પરંતુ "સતસઈ"ના રૂપે દોહાઓના સંકલનની પરંપરા ગુજરાતી સાહિત્યમાં દયારામ પૂર્વે જોવા નથી મળતી. આમ, દયારામ જ પહેલા કવિ છે જેમણે ગુજરાતમાં સતસઇ-પરંપરાનું પ્રવર્તન કર્યું.

દયારામના વ્રજભાષાના ગ્રન્થોમાં 'સતસઈ' નિર્વિવાદ સર્વોત્કૃષ્ટ છે, અને આ અહિન્દીભાષી કવિને હિન્દી કવિઓમાં ઉચ્ચ સ્થાન અપાવવા પર્યાપ્ત છે. તેમની આ સતસઈમાં કુલ મળીને ૭૩૧ મુક્તકો છે જેનો ક્રમ કવિએ જે રાખ્યો હતો એમાં સંપાદકે ફેરફાર કર્યો નથી. તેમજ કવિએ સતસૈયાને જે ૧૫ પ્રકરણોમાં વિભક્ત કરેલી એ પણ સંપાદકે યથાવત જ રાખ્યાં છે, જે નીચે પ્રમાણે પ્રસ્તુત છે: ૧. મંગલાચરણ ૨. ભગવદ્દસ્તુતિ વિજ્ઞપ્તિ, ૩. પ્રેમ-વર્ણન, ૪. નાયિકા વર્ણન, ૫. રૂપવર્ણન, ૬. સંગવર્ણન, ૭ ભક્તિ-પ્રકરણ, ૮. વાદ-પ્રકરણ, ૯. નામ-માહાત્મ્ય-પ્રકરણ ૧૦. આશ્રય-પ્રકરણ, ૧૧. વિવેક-પ્રકરણ ૧૨. શિક્ષા-વિવેક પ્રકરણ, ૧૩. પ્રસ્તાવ-પ્રકરણ, ૧૪. કાઠિન્ય-પ્રકરણ અને ૧૫. કાવ્યચાતુર્ય-પ્રકરણ.

સર્વપ્રથમ 'મંગલાચરણ'માં કવિએ પાંચ મુક્તકો પ્રસ્તુત કર્યાં છે, જેના પહેલા જ દોહામાં તેઓ વલ્લભા-

ચાર્ય અને તે પછી પોતાના આરાધ્યદેવ શ્રીકૃષ્ણનું સ્મરણ કવિ આ પ્રમાણે કરે છેઃ

"શ્રીગુરુ બલ્લભ દેવ અરૂ, શ્રી વિઠ્ઠલશ્રી કૃષ્ણ,
પદપંકજ વંદન કરોં, દુખહર પૂરન-તૃષ્ણ."

કવિ સ્વયં વલ્લભસંપ્રદાયી હતા. આથી જ તેમણે મંગલાચરણ અન્વયે ગ્રન્થના આરંભે જ મહાપ્રભુ વલ્લભાચાર્ય તેમજ એમના પુત્ર ગોસાંઈ વિઠ્ઠલનાથજીનું અત્યંત આસ્થાથી સ્મરણ કર્યું છે. આમ, એ તો સ્પષ્ટ જ છે કે કવિના હૃદયમાં પુષ્ટિમાર્ગના આચાર્યો અને શ્રીકૃષ્ણ પ્રત્યે અનન્ય શ્રદ્ધા ઢબુરાયેલી છે. તેઓ ગુરુ વલ્લભાચાર્યજી, વિઠ્ઠલનાથજી અને શ્રીકૃષ્ણને વંદે છે, એ ચરણકમળોની વંદના કરે છે. તેઓ કહે છે કે મારી સદા એ જ કામના છે કે સદાને માટે એમના પર મારો 'નૂતન નેહ' સ્થિત રહેઃ

"શ્રીરાધાવર જાહિ બસ, તા પદ પુષ્કર ખેહ,
બંદન કરિ માગૂં સદા, તાપે નૂતન નેહ."

આ ઉપરાંત અન્ય ત્રણ દોહાઓમાં પણ આ ગુજરાતી હિન્દી કવિએ વલ્લભાચાર્ય અને વિઠ્ઠલનાથજીની પ્રસંશા તેમજ તેમની આરાધના કરી કૃપાદષ્ટિની યાચના કરી છે.

'દયારામ સતસઇ' નું બીજું પ્રકરણ ભગવદ્-સ્તુતિ વિજ્ઞપ્તિના નામે છે, જેમાં ૫૫ મુક્તકો છે. એમાં કવિએ મોટાભાગના દોહાઓ દ્વારા પોતાના આરાધ્યદેવ શ્રીકૃષ્ણ પ્રત્યેની પોતાની અનન્ય શ્રદ્ધા તેમજ વામન માનવની આગળ તેમની મહત્તાનો સ્વીકાર કર્યો છે. એક દોહામાં તેઓએ કહ્યું છે કે ભગવાન, મારા ગુનાઓ તો અસંખ્ય છે, તમે મને તારશો કેવી રીતે? વળી, તમે તો છો સુકોમળ, થાકી જશો. એટલા માટે આનો એક જ રસ્તો છે કે મારા ગુનાઓને તમે ભૂલી જાઓ:

"અનંત હૈ અપરાધ મમ, કેસૈં પૈહો અંત,
શ્રમિત હોઉગે બીસરો, સુકુમાર ભગવંત."

અન્ય એક દોહામાં કવિ કહે છે કે વેદોમાં તો એમ કહેવામાં આવ્યું છે કે ઈશ્વર જે એકમાત્ર કર્તા-હર્તા છે, તેની ઇચ્છા વગર ન કોઈ કશું કરી શકે છે, ન હરી શકે છે. જ્યારે બધું તમારા થકી જ થાય છે ત્યારે મેં કયું કર્મ કર્યું છે? અને તો પછી હે પ્રભુ મારું કલ્યાણ કેમ થતું નથી?

"શ્રી હરિ બિન કછુ કરિ હરી, કહૂં સકૈ નહિ કોય,
કહી શ્રુતિમેં કૃતિ કા કરી, હરિ મો ગતિ ન હોય."

તે પછી 'પ્રેમવર્ણન અને નાયિકાવર્ણન'નું બીજું પ્રકરણ આવે છે. અહીં પ્રેમમહિમાનું અત્યંત સૂક્ષ્મ અને મનોવૈજ્ઞાનિક રીતે વર્ણન કરવામાં આવ્યું છે. પ્રેમની મહત્તા પર ચિંતન કરતા કવિ કહે છે કે જે પ્રમાણે આકાશને પાર ન કરી શકાય, ચિંતામણિનું મૂલ્ય ન આંકી શકાય, પૃથ્વી પર વસતા સમગ્ર જીવોની સંખ્યા જાણી ન શકાય એ જ પ્રમાણે પ્રેમનો વાસ્તવિક મર્મ પણ પારખી શકાતો નથીઃ

"લહી ન અંત અકાસ કહું, ચિંતામની ન મોલ,
સંખ્યા નાંહી જીઉ કી, તૈસૈં પ્રેમ અતોલ".

અન્ય એક દોહામાં પ્રેમની વિશેષતાઓનું અવલોકન કરાવતા કવિ કહે છે કે પ્રેમમાં ફસાવનાર કેવળ પોતાના શિકારને જ નથી ફસાવતો પરંતુ આ શિકાર-પ્રવૃત્તિ એવી છે કે જેમાં સ્વયં શિકારી પણ ફસાઈ જાય છે,

'વ્યાધ ફંદ મૃગ પરતુ હૈ, બંધ અહેરી હૈ ન,
પ્રેમ અજબ બાગૂર મૈં, પારનહાર બચૈ ન.'

કવિ દયારામની પ્રેમવિષયક પ્રસ્તુત પ્રત્યેક ઉક્તિ સુન્દર અને માર્મિક બનવા પામી છે. નીચેના દોહામાં કવિએ ઇંગિત કર્યું છે કે ક્યારેક પ્રસંશાના

સ્થાને પ્રેમીની ગાળ પણ સવિશેષ મીઠી લાગે છેઃ

'લહ્યો પ્રેમ જયંબ જાંનિયેં બિરહ બિકલ તન છીન,
કછ ન કહૂં સુહાય છિનુ, દુતિ કે હોંઈ અધીન.'

કવિએ પ્રેમની શાસ્ત્રીય મીમાંસા વિસ્તૃત રીતે કરી છે. દયારામના પ્રેમનિરૂપણને જોઈને તેમને શૃંગારી કવિ કહેવાનું મન થઈ આવે છે, પરંતુ તેમની કવિનામાં વિકારી શૃંગાર રસ નથી, શુદ્ધ પ્રેમ છે. તેમાંથા તેમની કવિતાની સૌથી મોટી વિશેષતા એ છે કે તે કોઈ લૌકિક પાત્રોની વચ્ચેનો પ્રેમ નથી, પણ એ અલૌકિક પ્રેમની જ કવિતા છે. એ રીતે આ કવિ પોતાના 'સતસૈયા' ગ્રંથમાં પણ લૌકિક કામને વર્ણવતા નહિ, પરન્તુ પ્રભુપ્રીત્યર્થે નિાવકારી સ્નેહની અભિવ્યક્તિ કરતા જોવા મળે છે. અને સાથે સાથે એ પણ સ્પષ્ટ જ છે કે જ્યાં સુધી ભક્તની પ્રેમભાવના અલૌકિક ન બને ત્યાં સુધી આરાધકમાં પ્રભુ માટેનો પ્રેમ સ્રવતો નથી. માટે જ આ ભક્તહૃદયી શૃંગારી કવિ કહી બેસે છે કે પ્રેમનો આનંદ તો સંસારની કોઈપણ વસ્તુમાં પ્રાપ્ય નથીઃ

"ઐસો મીઠો નહિ પિયૂસ, નહિ મિસરી નહિ દાખ,
તનક પ્રેમ માધુર્ય પેં, નોંછાવર અસ લાખ".

પ્રેમ–મીમાંસાનું વિશ્લેષણ કરતાં કવિ અન્ય એક દોહામાં કહે છે કે પ્રેમની વેલ પર આનંદરૂપી ફળ આવે છે, જેનું આસ્વાદન હૃદય કરે છે. આ જ ભાવનાને કવિ પોતાની વાણીમાં આ રીતે અભિવ્યક્ત કરે છેઃ

"આગીતેં બેલી બઢેં, જલ સીંચત કુમલાય,
સિરકે પલટેં ફલ મિલે, મુખ બિન આયોં જાય".

આ જ પ્રમાણે પ્રેમ-મીમાંસાનો નિર્દેશ કબીરે પણ કર્યો છે,

"યહ તો ઘર હૈ પ્રેમ કા, ખાલાકા ઘર નહિ,
શીષ ઉતારે ભુંઈ ધરૈ, સો પૈઠે ઈહિ માંહિ".

રાણાએ મીરાંને વિષનો પ્યાલો આપ્યો અને તેણે તેનું પાન કર્યું એ પ્રેમ-પાત્રના હસ્તસ્પર્શ માત્રથી ઝેર પણ અમૃતમાં પરિણમે છે, એ ઉદાહરણ છે એ પ્રમાણે પ્રેમ-નિરૂપણ અન્વયે કવિ દયારામ કહે છેઃ

"કરે સહોદરતે સરસ, દે બિસરાઈ બેર,
પ્રેમી પાની પરસતેં, સુધા સરસ હુઈ ઝેર".

રીતિકાલીન પરંપરાનુસાર પ્રસ્તુત સતસૈયામાં કવિ દયારામે શ્રૃંગારવર્ણન અંતર્ગત નાયિકાભેદનું વર્ણન પણ કર્યું છે. આ પ્રકારના વર્ણનોમાં, તેમના ઘણાં બધાં દોહાઓમાં હિન્દી કવિઓ તુલસી, રહીમ, રસખાન, વૃંદ તેમજ રીતિ કવિઓમાં શિરમોર કહી શકાય એવા કવિ બિહારીનો પ્રભાવ જોવા મળે છે. 'દયારામ સતસઈ' ના સંપાદકશ્રીએ નિર્દેશ કર્યો છે એ પ્રમાણે 'સંભવતઃ કવિ દયારામે 'સતસઈ' લખતાં પૂર્વે પોતાના પૂર્વવર્તી હિન્દી કવિઓની સતસઈઓનું સમ્યક્ અવલોકન કર્યું હતું'. હિન્દી કવિ બિહારીની જેમ આપણા દયારામે પણ નાયિકાઓનું સુંદર ને સૂક્ષ્મ નિરૂપણ કર્યું છે. 'દયારામ સતસઈ'માં મુખ્ય નાયિકા પ્રકારોમાં પ્રોષિતભર્તૃકા, ક્રિયાવિદગ્ધા, વાક્વિદગ્ધા, ખંડિતા, સ્વયંદૂતિકા, અનુસૂયા, કલહાંતરિતા, ઉત્કંઠિતા, દિવાભિસારિકા, કૃષ્ણાભિસારિકા, જ્યોત્સ્નાભિસારિકા, જ્ઞાત અજ્ઞાત યૌવન, રૂપગર્વિતા, સ્વાધીનપતિકા, સ્વકીયા મુગ્ધા, વાસકસજ્જા, વિપ્રલબ્ધા, પ્રાવદિતભર્તૃકા, આગતપતિકા, પ્રેમગર્વિતા, મુદિતા અને માનવતી વગેરેને ગણાવી શકાય. સતસૈયામાંથી નમૂનારૂપે થોડાંક ઉદાહરણો અહીં પ્રસ્તુત છે; વાક્વિદગ્ધા નાયિકાનું એક ઉદાહરણ આ પ્રમાણે છેઃ

"ખીર ચલેંગી તૂં ચલેં, હમ સબ ભાન સુભોંન,
ટેર સુનાઈ સખિન મિસ, સુનિ કલ પરિ પિયકોં ન".

અર્થાત્, ગોપિકા શ્રીકૃષ્ણ સાથે એકાંતમાં ક્રીડા કરવા ઈચ્છે છે, પરંતુ અન્યની હાજરીમાં તે શ્રીકૃષ્ણને કહી શકતી નથી. આથી તે પોતાની એક સખીને આડકતરી રીતે સંબોધીને મિલન-સ્થળનો નિર્દેશ કરે છે. તે કહે છે કે સખી! તું મારી સાથે આવીશ? અમે બધા સૂર્યમંદિર તરફ જઈએ છીએ. આમ તેણે પ્રચ્છન્ન રીતે તો શ્રીકૃષ્ણને જ વાત સંભળાવી અને પ્રિયતમ એ સ્થળે જવા તત્પર પણ બન્યા.

નાયિકાવર્ણન ઉપરાંત આ કવિએ 'રૂપવર્ણન'ના ૪૭ દોહાઓ પ્રસ્તુત સતસૈયામાં મૂક્યા છે, જેમાં તેઓએ રાધા-કૃષ્ણના સૌંદર્યનું નિરૂપણ કર્યું છે. આ દોહાઓમાં દયારામે બાહ્ય સૌંદર્યની અપેક્ષા, સૌંદર્યની અસરનું ચિત્રાંકન વધુ કર્યું છે. ઉદાહરણ તરીકે એક દોહામાં કહેવામાં આવ્યું છે કે હે શ્યામા! તારો હરિ જોડે અત્યધિક પ્રેમ છે આથી તેં પોતાનાં અંગ-પ્રત્યંગોને હરિનું રૂપ અર્પ્યું છે. અર્થાત્ તેં તારું મુખ, નેત્ર, કચ, કુટિ, કર, વર્ણ, ગતિ અને વેણી આદિને હરિને અનુરૂપ બનાવ્યાં છે, આથી તું સર્વ રીતે હરિને સુખદાયિની છે:

"હરિકેસો મુખ નયનહરિ, કચ કુચ કટિ કર–પાય,
હરિ સુબરન ગતિ બેની છબ, રાધા હરિ સુખદાય".

અહીં કવિએ રાધિકાના અંગોની સુંદરતાનું વર્ણન કર્યું છે. 'હરિ' શબ્દના ૯ અર્થો (ચંદ્રમા, મૃગ, ભ્રમર, પર્વત, સિંહ, કમલ, સ્વર્ણ, હાથી, સર્પ) છે જેના વડે કવિએ રાધાના સમસ્ત અંગાંગોનું વર્ણન કર્યું છે—ચંદ્રમાં જેવું મુખ, મૃગ સમાન નયન, ભ્રમર જેવા વાળ, પર્વત જેવા કુચ, સિંહ જેવી કટિ, કમળ જેવા હાથ-પગ, સ્વર્ણ જેવો વર્ણ, ગજ જેવી ચાલ અને નાગણ જેવો ચોટલો. આથીયે કવિની સૌથી મોટી કુશળતા તો એ છે કે તેઓ 'હરિ' શબ્દને વારંવાર ન પ્રયોજતા કેવળ ચાર જ વાર વાપરે છે અને એમાંથી નવ જેટલા અર્થો નીકળે છે.

'સંગ-વર્ણન'માં કવિએ સત્સંગની મહત્તા અને કુ-સંગનાં દુષ્પરિણામો પર પ્રકાશ ફેંક્યો છે. તેમજ અનેક ઉદાહરણો દ્વારા કવિ દયારામે સત્સંગની શ્રેષ્ઠતા સિદ્ધ કરી છે. નીચે પ્રસ્તુત મુક્તકમાં તેઓ ગણિતના ઉદાહરણ દ્વારા સજ્જન અને દુર્જનનો તફાવત બતાવે છે. દુર્જનની પ્રીતિ આઠના અંકની જેમ ઘટતી જાય છે અને સજ્જનની પ્રીતિ નવના અંકની જેમ સદા યથાવત જ રહે છે:

| | |
|---|---|
| ૯ × ૧ = ૯ = ૯ | ૮ × ૧ = ૮ = ૮ |
| ૯×૨=૧૮(૧+૮)=૯ | ૮×૨=૧૬(૧+૬)=૭ |
| ૯×૩=૨૭(૨+૭)=૯ | ૮×૩=૨૪(૨+૪)=૬ |
| ૯×૪=૩૬(૩+૬)=૯ | ૮×૪=૩૨(૩+૨)=૫ |
| ૯×૫=૪૫(૪+૫)=૯ | ૮×૫=૪૦(૪+૦)=૪ |

પોતાના ગણિત-જ્ઞાનને કવિ કાવ્યમાં આ પ્રમાણે વ્યક્ત કરે છે:

"દુરિજન સજ્જન અષ્ટનોં, પ્રીતિરીતિ પહિચાંન,
દુગને તિગને ચતુરસમ, ઈત ઉત હાંનહિ હાંન."

'સંગ પ્રકરણ' પછી સમીક્ષ્ય 'સતસૈયા'માં 'ભક્તિ પ્રકરણ' આવેલું છે જેમાં સરવાળે ત્રેવીસ દોહરાઓ છે. આ દોહાઓમાં કવિ પુષ્ટિ–માર્ગ અને શુદ્ધા-દ્વૈતના સિદ્ધાંતોનું સાર-નિરૂપણ માત્ર બે–બે પંક્તિ-ઓના અનુશાસનમાં શબ્દાંકિત કરતા ગયા છે. તેમાં કવિએ એ પણ ઇંગિત કર્યું છે કે જ્ઞાનની તુલનામાં ભક્તિ-ની મહત્તા વધારે છે. તેઓ કહે છે કે જ્ઞાની એ મોટો પુત્ર છે, સમજદાર છે, અને ભક્ત એ નાનો પુત્ર

અને અબુધ બાળક છે. અર્થાત્ જેમ સૌથી નાના બાળક પર માતાપિતાનો સવિશેષ પ્રેમ હોય છે, એજ પ્રમાણે જ્ઞાનીની અપેક્ષાએ ભક્ત પર ભગવાનનો વાત્સલ્યપ્રેમ સૌથી વિશેષ હોય છે :

"ભક્ત બાલ બડ઼ ગ્યાનિ સુત, જુગ્મ જાનિ જદુરાઈ,
પૈન પ્યાર બાછલ્ય વ્હાં, સિસુ પૈં અતિ અધિકાઈ.'

દયારામની કાવ્યવાણીમાં પ્રેમલક્ષણા ભક્તિની વ્યાપક ઝલક છે. શ્રીકૃષ્ણના તેઓ અનન્ય ભક્ત છે. એક રીતે કહીએ તો શ્રીકૃષ્ણ તો એમને માટે સર્વસ્વ હતા. માટે જ કવિ કહે છે કે શ્રીકૃષ્ણના ભજન વગર તલમાત્ર પણ ભ્રષ્ટ થતાં જ પ્રત્યેક કર્મનું ફળ નાશ પામે છે. તેઓ ઉદાહરણ આપતાં કહે છે કે જેમ મૃદંગવાદનમાં લયની સહેજ જ ભૂલના કારણે સંગીતજ્ઞની સફળતા અસફળતામાં પરિણમે છે, તેમ "કૃષ્ણ ભજન બિન કમ સબ, તનક ભ્રષ્ટ ફલહાંન, અફલ સફલ શ્રમ સુધરતા, જસ મૃદંગિ ગતમાંન".

'ભક્તિપ્રકરણ' પછી 'વાદ પ્રકરણ' કેવળ ૭ જ દોહાઓનું છે, જેમાં કવિએ પરમાત્માને સાકાર સિદ્ધ કરવા પ્રયાસ કર્યો છે. અહીં એક દોહામાં કવિનાં દૃષ્ટાંત ને તર્ક ખૂબ જ અસરકારક બનવા પામ્યાં છે. તેઓ કહે છે કે જેવો પિતા હશે એવો જ પુત્ર થશે. આકારની દૃષ્ટિએ માનવને હાથ-પગ છે તો ભગવાન પણ એવો જ છે. બધાં જ પ્રભુને નિરાકાર કહે છે, પરંતુ તેઓ સાકાર જ છે; કારણ કે જો પ્રભુને અવયવો નથી તો પછી સંસારના માનવોને અવયવો ક્યાંથી પ્રાપ્ત થયાં !

"નિરાકાર સબ કોં કહેં, યે પ્રભુહેં સાકાર,
જો અવયવ નહિં ઈસ, લહ્યોં કહાં સંસાર."

'નામ પ્રકરણ' અને 'આશ્રય પ્રકરણ'માં ક્રમશઃ સાત અને આઠ દોહાઓ પ્રસ્તુત છે. એકમાં કવિએ રામનામનો મહિમા ગાયો છે અને બીજામાં કવિની પુષ્ટિમાર્ગીય વિચારધારા અભિવ્યક્તિ પામી છે. તે પછી 'વિવેક-શિક્ષા' પ્રકરણમાં કવિ દયારામે જ્ઞાન અને નીતિની વાતો કરી છે, જેમાં કુલ ૧૧૬ દોહાઓ છે. આ દોહાઓથી કવિની બહુજ્ઞતા, સુરુચિ-સંપન્નતા અને મર્મજ્ઞતાનો સારો એવો પરિચય થાય છે. તેમની ઘણી બધી ઉક્તિઓ પર પ્રાકૃત, સંસ્કૃત અને હિંદીના સુભાષિતોની અસર સ્પષ્ટપણે જણાઈ આવે છે, પરન્તુ તેમની કહેવાની પદ્ધતિ તો અવશ્ય મૌલિક જ છે.

કવિશ્રીએ 'વિવેક-વિષયક' ૧૧૬ અને ઉપદેશ પરક' ૧૮૪ દોહાઓ 'સતસૈયા'માં લીધા છે. તેમાં પણ દયારામે જ્ઞાન અને નીતિવિષયક ઉપદેશો જ આપ્યા છે. વળી, બિહારી, રહીમ વગેરેનાં મુક્તકો સાથે સરખાવી શકાય એવા દોહાઓ પણ સતસૈતામાં જોવા મળે છે. જેમ કે,

"હોઈ ન કહૂં કનિષ્ટસોં કબહૂ કાજ મહાંન,
સુન્યોં ન દેખ્યોં આજ લ્યોં, ફૂંક ચલ્યોં જલજાંન".

અર્થાત્ ક્યાંય પણ નાનાંથી મોટું કામ ન થઈ શકે, જે રીતે ફૂંકથી વહાણ ન ચાલી શકે. હવે સરખાવો રહીમની આ પંક્તિઓ :

"રહિમન છોટે નરનસોં : હોત બડો નહીં કામ,
મઢો દમામો ના બને, સો ચૂહે કે ચામ".

'પ્રસ્તાવ પ્રકરણ'માં કવિ ફરી પાછા પોતાના આરાધ્ય દેવના મહિમાનું ગાન કરે છે અને એમના પ્રત્યે પોતાની શ્રદ્ધા અને ભક્તિ પ્રકટ કરતા જોવા મળે છે. તે પછી 'કાઠિન્યાર્થ પ્રકરણ' આવે છે, જેમાં કવિએ કિલષ્ટ દોહાઓ મૂક્યા છે. સ્વયં કવિની પણ એક માન્યતા હતી કે કવિતાની શ્રેષ્ઠતા એની કઠોરતા કે અઘરાપણામાં જ છે. જોકે મુક્તકની ચમત્કૃતિ કેવળ બે જ પંક્તિઓમાં ઉપસાવવાની હોય

છે. આથી સ્વાભાવિક રીતે પણ ક્યાંક ક્લિષ્ટતા કે અઘરાપણું આવી જ જાય. આ લક્ષણ તો કવિના આ પ્રકરણ પૂર્વેના પ્રકરણોમાંના દોહાઓમાં તેમ જ બિહારી વગેરેની હિન્દી રીતિ રચનાઓમાં પણ જોવા મળે જ છે.

સમાલોચ્ય 'સતસૈયા'નું છેલ્લું પ્રકરણ 'કાવ્ય ચાતુર્ય' વિષયક છે, જેમાં કવિએ ૨૨ દોહાઓ પ્રસ્તુત કર્યા છે. આ દોહાઓમાં તેમણે એકાક્ષર, દ્વયાક્ષર, પ્રતિઅક્ષરાર્થ, પ્રતિપદાક્ષર, પ્રશ્નોત્તર અને શાસનોત્તરના દોહાઓ જોવા મળે છે. ઉપરાંત ચિત્રકાવ્યના ત્રણ દોહાઓ પણ સચિત્ર સંકલિત છે. રીતિકાલના મર્મજ્ઞ શ્રી વિશ્વનાથ પ્રસાદ મિશ્રના મતાનુસાર કવિ દયારામ ચિત્રકાવ્યની દૃષ્ટિએ હિન્દી કવિ બિહારીને પણ ટપી જાય છે. દયારામે ચિત્રકાવ્યમાં ગોમૂત્રગતિ, અશ્વગતિ, ત્રિપદી, કપાટબંધ, ધનુષબંધ, કમલબંધ તેમ જ હારબંધ વગેરેની રચનાઓ કરી છે. આલોચ્ય 'સતસૈયા'માંથી કવિની કાવ્યચાતુરીની જાણ થાય એ દૃષ્ટિએ 'દ્વયાક્ષર' દોહાનું એક ઉદાહરણ નીચે પ્રમાણે છે:

હરી હરી હી હરી હી, હરિ હીરા હી હાર,
રહે હાહ હરિ હર રહે, હરે હરે હૂં હાર."

અર્થાત્ હે જીવ, હૃદયમાંથી સ્વર્ણ અને કામાસક્તિને દૂર કરીને નિશ્ચયપૂર્વક હરિરૂપી હીરાના હાર હૃદય પર ધારણ કર. જેમ મહાદેવ શ્રી હરિના ધ્યાનમાં નિમગ્ન રહે છે, એ જ પ્રમાણે તું પણ રહે. અને ધીરે ધીરે અહં-ભાવથી મુક્ત થઈ જા.

સતસૈયાના અંતિમ અગિયાર દોહાઓ 'કવિ પરિચય'ની દૃષ્ટિએ તેમજ 'સતસૈયા'ની રચના પાછળનો સ્પષ્ટ ઉદ્દેશ્ય જાણવા ઉપયોગી છે. ગ્રંથની રચના પાછળનો સ્પષ્ટ આશય દોહા ક્રમાંક સાતસો ઓગણત્રીસમાં પ્રગટ કર્યો છે. તેઓ કહે છે કે જ્ઞાન, ભક્તિ, સુવિવેક, પ્રેમ, પ્રસ્તાવ, સૌન્દર્ય, ચાતુર્ય, ભગવત્, ભક્તિ આદિને પ્રકટ કરવાનો આશય આ ગ્રન્થરચના પાછળનો છે. એથી યે આગળ વધીને તેઓ વિનીત ભાવે કહે છે કે મેં પિંગળ પદ્ધતિને ધ્યાનમાં રાખીને આ દોષ રહિત ગ્રન્થરચના કરી છે; તેમ છતાં જો કોઈને દોષ જણાય તો ક્રોધ ન કરતાં હરિગુણ ગાઈને સંતોષ વ્યક્ત કરવો.

તેમના એ પછીના દોહામાં આ જ ભાવ પ્રગટ થાય છે, પરંતુ તેઓ તેમાં આગળ વધીને સ્પષ્ટતા કરતાં કહે છે:

"દયાસતસિયા ગ્રંથ યહ, બિરચિત પર ઉપકાર,
સબ સજ્જન દૂષન તજી, ગ્રહન કીજિયોં સાર"

અર્થાત્, આ સતસૈયાની રચના કવિ દયારામે પરોપકારાર્થે કરી છે, આથી સર્વ સજ્જનોને તેઓ પ્રાર્થના કરે છે કે આના દોષોનો ત્યાગ કરીને જ સારને ગ્રહણ કરવો.

ગુજરાતી ગરબીઓના અને બંસીબોલના કવિ દયારામ બહુશ્રુત અને અનુભવસંપન્ન હતા. હિન્દી કવિ બિહારીની બહુજ્ઞતાને હિન્દી સાહિત્યમાં સારી એવી દાદ મળી છે. તેઓ જ્યોતિષ, ગણિત, વૈદક, યોગ, દર્શન નીતિ વગેરે શાસ્ત્રોના જ્ઞાતા ગણાતા, જે એમની બિહારી સતસઈ પરથી વિશેષ સ્પષ્ટ થાય છે. એ જ પ્રમાણે કવિ દયારામ માટે પણ કહી શકાય. એમની કૃતિઓ 'વસ્તુવૃંદદીપિકા' અને "સતસૈયા, એમની બહુજ્ઞતાનું પ્રમાણ આપી જાય છે. તેઓ વ્યાકરણ, (દોહા ક્રમાંકઃ ૬૨૩), પિંગળ, યોગ (દોહા ક્રમાંકઃ ૭૭૪) જ્યોતિષ (દો. ક્ર. ૫૨૬, ૬૯૩, ૬૯૪), આયુર્વેદ (દો. ૩૯૦, ૪૦૧), ગણિત (દો. ૩૦૧), પત્તાં (દો. ૩૩૭) ચોસર (દો. ૩૬૯,

૫૪૯, ૫૫૦, ૬૧૦) સંગીત (દો. ૨૭૬, ૩૨૭, ૪૮૭), પશુ-પક્ષી (દો. ૨૭૩, ૩૪૭, ૩૪૮), વનસ્પતિ સૃષ્ટિ (દો. ૨૫૯, ૪૭૫), મહાભારત, રામાયણ, પુરાણ (૨૭૭, ૩૧૦, ૫૧૧) વગેરે શાસ્ત્રોનું જ્ઞાન ધરાવતા હતાં. એ સમયે આવી યોગ્યતાઓ એક સુરુચિસંપન્ન કવિ માટે આવશ્યક પણ હતી.

પ્રેમનું ક્ષેત્ર અત્યન્ત વ્યાપક છે. કવિ દયારામે પ્રેમના બંને પક્ષોનું સંતુલિત નિરૂપણ કર્યું છે. સંયોગાન્તર્ગત રૂપ તેમજ પ્રેમ અને નાયિકાની ચેષ્ટાઓનું સુન્દર આકલન આ ગ્રન્થમાં જોવા મળે છે. કવિએ નાયિકાની વેણી, નેત્ર, અધર, વક્ષ, કટિ, ચરણ મહાવર વગેરેનું અત્યંત સુન્દર વર્ણન કર્યું છે.

સંયોગ-શ્રૃંગાર પક્ષની જેમ વિપ્રલંભ શ્રૃંગારનું વિયોગજન્ય વર્ણન પણ આ કવિએ કર્યું છે, જેમાં 'પૂર્વરાગ', 'માન' અને 'પ્રવાસ'નાં ચિત્રો દોહાઓમાં શબ્દાંકિત કર્યાં છે (દોહાઓ ૨૧૦, ૨૧૧, ૨૧૫, ૨૧૭, ૨૧૮, ૨૨૮, ૨૩૨, ૨૩૪ વગેરે). વિરહપરક વર્ણનોમાં બિહારીનું ધ્યાન નાયિકાની ક્ષીણતા અને દુર્બળતા તરફ સવિશેષ જોવા મળે છે; જ્યારે દયારામે અત્યંત સંયત વ્યવહારથી કામ લીધું છે. તેમના મતાનુસાર વિરહ-સંતાપ જ પ્રેમનો માપદંડ છે.

તો શું દયારામ ભક્તકવિ નહીં પણ શ્રૃંગારિક કવિ છે? તેઓ પ્રેમરસના મીમાંસક ખરા, પરન્તુ તેમાં તેઓ પૂર્ણરૂપે નહીં પરન્તુ અધિકાધિક તુલસીની જેમ મર્યાદાવાદી સંયત સ્વરૂપમાં દેખા દે છે. કારણ કે તેઓ તો પુષ્ટિમાર્ગને વરેલા હતા. તેમના ગ્રન્થોમાં પણ શુદ્ધાદ્વૈતવાદ અને પુષ્ટિભક્તિનું સુંદર નિરૂપણ જોવા મળે છે.

તેમણે પોતાના જીવનના ધ્યેય તરીકે ભક્તિમાર્ગ અને તેમાં પણ શ્રી વલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગની ભક્તિનો માર્ગ સ્વીકાર્યો હતો. કવિને ભક્તિના સંસ્કારો માતાપિતા તરફથી વારસામાં મળ્યા હતા. એ રીતે શૈશવથી જ તેમને ભક્તિનું વાતાવરણ મળ્યું હતું તેમ જ પરિવાર બહારનું વાતાવરણ પણ ભક્તિથી નીતરતું હતું. ચાંદોદના તીર્થધામમાં જે પ્રકારે ભક્તિનો ગુંજારવ વ્યાપ્યો હતો તેના સંસ્કારો પણ કવિશ્રી પર પડ્યા હતા. આ ઉપરાંત તેઓ પુરાણો અને ભગવદ્‌ગીતાના અધ્યેતા હતા. આગળ જઈને પુષ્ટિના રહસ્યને પારખનાર ઇચ્છારામ ભટ્ટનો સંપર્ક પણ કવિને થયો અને એ પછી પુષ્ટિભક્તિ તરફ તેમનું વલણ અધિકાધિક ઢળવા લાગ્યું. દયારામે પુષ્ટિ ભક્તિનું ધ્યેય તો સ્વીકાર્યું, પણ સાથે સાથે અન્ય સત્સંગીઓ પણ એ માર્ગે વળે, એ આશયથી એ પ્રકારના ઘણાં કાવ્યો રચ્યાં. આથી તેમનાં 'ભક્તિપોષણ', 'ભક્તિવિધાન', 'ભક્તિ દ્રઢાવ', ભક્તિદ્રઢાવનો ગરબો', 'હરિભક્તિ ચંદ્રિકા', 'હરિદાસ મણિમાલા' વગેરે ગ્રંથોમાં પણ શુદ્ધાદ્વૈતવાદ અને પુષ્ટિમાર્ગનું સુંદર નિરૂપણ જોવા મળે છે. પરન્તુ કવિના ભક્તિપરક સંસ્કારો, વ્યકિતત્વ અને પ્રદાનની સાથે સાથે એ પણ વાસ્તવિકતા છે કે તેમના પર રીતિ અને શ્રૃંગાર પરંપરાનો પ્રભાવ તો હતો જ, આથી 'સતસૈયા' અને 'રસિકરંજન' જેવા ગ્રન્થોમાં તેની અભિવ્યકિત થયેલી છે. તેમ છતાં બિહારીની જેમ તેઓ અધિકાધિક લૌકિક પથના યાત્રિક ન બનતા નિર્વિકારી માર્ગને પસંદ કરે છે.

આ રીતે દયારામે 'સતસૈયા'માં ભકિત ને રીતિનું સુંદર દૃષ્ટાંત પૂરું પાડ્યું છે. પોતાની કવિત્વ શકિતનો ઉપયોગ ભકિતનો મહિમા ગાવામાં તેમણે કર્યો છે. આથી તેમનાં કાવ્યોનું મૂલ્યાંકન કવિ દયારામ તરીકે નહિ, પણ ભકત કવિ દયારામ તરીકે કરવું જોઈએ.

દયારામ મૂળે વ્રજભાષી કવિ તો હતા જ

નહીં, ગુજરાતી કવિ હતા. તેમ છતાં તેમણે અનેક ગુજરાતી ગ્રન્થો ઉપરાંત હિન્દી ગ્રન્થો રચ્યા, જેમાંનો એક ગ્રન્થ અવલોક્યો તે 'દયારામ સતસઈ'. ગુજરાતના અન્ય કવિઓએ પણ વ્રજભાષામાં કવિતા કરી છે, પરન્તુ દયારામની 'સતસૈયા'નું ભાષાની દૃષ્ટિએ એક આગવું સ્થાન છે. એ સમયે વ્રજભાષા એક વ્યાપક કાવ્યભાષા તરીકે સ્થાન ધરાવતી હતી. આથી જ્યારે એક પ્રદેશની ભાષા પોતાના પ્રદેશ સુધી સીમિત ન રહેતાં દૂર દૂરના પ્રદેશો સુધી વિસ્તરે ત્યારે સ્વાભાવિક જ છે કે એના સ્વરૂપમાં યત્કિંચિત પરિવર્તન, પ્રાદેશિક અસરના કારણે, આવી જ જાય છે. આમેય શુદ્ધ વ્રજભાષામાં કવિતા કરનારા હિન્દી કવિઓની સંખ્યા પણ નાની જ છે. જેમકે હિન્દી રીતિકાલીન કવિ બિહારીએ પોતાની 'સતસૈયા' વ્રજભાષામાં જ લખી, પરન્તુ તેમાં પણ બુંદેલખંડી અને પૂર્વી પ્રભાવ સારો એવો જોવા મળે છે. એ જ પ્રમાણે ભિખારી દાસ, તુલસી અને દયારામની વ્રજભાષામાં પ્રાદેશિક અસર આવી જ ગઈ છે.

આમ છતાં કવિ દયારામ અન્ય ગુજરાતી કવિઓની તુલનામાં પોતાની રચનામાં પ્રાદેશિક અસર આવી ન જાય એ માટે અત્યંત જાગ્રત તો રહ્યા જ છે. તેમ જ કવિ પોતે વ્રજભાષીપી ન હોવાને કારણે તેમણે સમીક્ષ્ય 'સતસૈયા'માં તત્સમ્ શબ્દાવલીનો આધાર સવિશેષ લીધો છે. આની સાથે સાથે અનેક સંસ્કૃત શબ્દોની ઉચ્ચારગત કઠોરતાને કારણે તેને દૂર કરવાના આશયથી તેમણે ધ્વનિપરિવર્તન દ્વારા એને શ્રુતિ મધુર બનાવવાનો પ્રયાસ પણ કર્યો છે. જેમ કે, ધરમ, કારન, નિપુન, કટાછ, આસરન, મની, પ્રનાચ વગેરે.

આ ઉપરાંત પ્રસ્તુત 'સતસૈયા'માં 'તદ્ભવ' શબ્દોમાં અનુ, જદપિ, મીત, ખરક, સેજ, આગિ, પરસ, પદાતી, જોબન વગેરેને ગણાવી શકાય. તેમજ દેશજ શબ્દોમાં લોટ, અટપટા, લ્હાન (ણ), સભાળૂ, સાનસી વગેરેનાં દૃષ્ટાંતો આ ગ્રન્થમાં જોવા મળે છે. મધ્યકાલીન કવિઓમાં બહુભાષા જ્ઞાનના પ્રયોગની પરંપરા સારી એવી હતી. કવિ દયારામ પણ આવા પ્રયોગમાંથી અલિપ્ત રહી શક્યા નથી. તેઓ તો અનેક ભાષાઓના જાણકાર હતા. દયારામકૃત છપ્પયનું એક ઉદાહરણ નીચે પ્રસ્તુત છે, જેમાં તેમણે બાર જેટલી ભાષાના પ્રયોગો કર્યા છે:

"ગિરિધર મુંજે પ્રાણ
તુહી શામલડા પ્યારા રે,
માદર પિદર બિરાદર,
દુશ્મન ખલક બિસારા".

'દયારામ સતસઈ'માં કવિએ અરબી-ફારસી શબ્દાવલીનો પ્રયોગ છૂટથી કર્યો છે. જેમ કે, ગુલામ, માશૂક, આશિક, શેખ, શોખ, પૈગ્બર, ઈરાન, જોરાવર વગેરે. ઉપર્યુક્ત ઉદાહરણો એના મૂળ સ્વરૂપનાં પ્રયોગોનાં છે, જ્યારે કવિએ અરબી-ફારસીના શબ્દોને પોતાની આવશ્યકતા પ્રમાણે તોડી-મરોડી, પરિવર્તન કરીને પણ પ્રયોજ્યા છે. જેમકે એતરાજીના સ્થાને 'અતરાજી', ગુનહગારના સ્થાને 'ઘુનેગાર', જવાબની જગ્યાએ 'જુવાપ' વગેરે. આ રીતે દયારામે 'સતસૈયા'માં વ્રજભાષાના પ્રયોગની સાથે સાથે અન્ય ભાષાઓના પ્રયોગો પણ કર્યા છે. સમગ્ર 'સતસૈયા'ને જોતાં એ સ્પષ્ટ રીતે કહેવું પડશે કે કવિશ્રીનો શબ્દકોષ વૈભવી ને સમૃદ્ધ છે તેમજ રસભર્યો પણ.

આમ 'દયારામ સતસઈ'માં કવિનું શ્રી વલ્લભાચાર્યના તત્ત્વજ્ઞાનનું નિરૂપણ, તેમનું સંગીતનું જ્ઞાન તેમ જ નાયક-નાયિકાના પ્રકારોમાં કવિહૃદયની રસજ્ઞતા છલકાતી જોવા મળે છે. આ ઉપરાંત આ ગ્રંથમાં કવિનો વ્રજ કવિતા શૈલી પરનો કાબૂ એ કવિની સમર્થતાની સાથે સાથે કવિતાની સાર્થકતાને પણ સિદ્ધ કરે છે. ❋

# સુમિત્રાનંદન પંત: વ્યક્તિ અને કવિ

**રઘુવીર ચૌધરી**

'દેશકી ભાષાકા સબસે બડા નાગરિક ચલા ગયા'- કેશવચંદ્ર વર્માનો આ ઉદ્ગાર પંતજીનો ઠીક ઠીક પરિચય આપી રહે છે. હિન્દી કવિતા દ્વારા હિન્દી ભાષાના વિકાસમાં એમનો ફાળો અપૂર્વ અને અનન્ય છે. એમનો છેલ્લો કાવ્યસંગ્રહ 'સંક્રાન્તિ' ૧૯૭૭માં પ્રગટ થયો. પહેલી કવિતા સાત વર્ષની ઉમ્મરે ૧૯૦૭માં લખેલી અને દાયકા પછી તો એમની કવિતાઓ સામયિકોમાં પ્રગટ થવા પણ લાગેલી. એ રીતે સતત સાઠ વર્ષ એમણે કવિધર્મ બજાવ્યો. એમ તો એમણે પાંચેક નવલિકાઓ, એક નવલકથા, આત્મકથા અને વિવેચન પણ લખ્યું છે, પરંતુ કાવ્યને જ એ મુખ્ય જીવનકર્મ માનતા રહ્યા. જે સહજ પ્રેરણા હતી એણે સંકલ્પનું રૂપ ધારણ કર્યું.

પંતજીનો જન્મ ઈ. સ. ૧૯૦૦ના મે માસની વીસમી તારીખે ઉત્તર પ્રદેશના અલ્મોડા જિલ્લાના કૌસાની ગામમાં થયો હતો. જન્મ પછી ૭ કલાકે માનું મરણ થયું. પિતાએ ધાર્મિક શ્રદ્ધાથી પ્રેરાઈને નામ રાખ્યું ગોસાઈં દત્ત, જે દસ વર્ષની ઉમ્મરે પંતજીએ બદલ્યું અને સુમિત્રાનંદન ઠરાવ્યું. અઢાર વર્ષની ઉમ્મરે એ બનારસ આવ્યા. પછીના વર્ષે રવીન્દ્રનાથને જોયા અને બંગાળી સાહિત્યનો અભ્યાસ કરવા પ્રેરાયા. બીજા વર્ષે અલાહાબાદની મ્યોર સેન્ટ્રલ કૉલેજમાં દાખલ થયા, કવિની ખ્યાતિ પામ્યા અને ૧૯૨૧માં ગાંધીજીના પ્રભાવે કૉલેજ છોડી. ૧૯૨૯માં પિતાનું મૃત્યુ થયું.

૧૯૨૬માં પ્રગટ થયેલો એમનો ચોથો કાવ્ય-સંગ્રહ 'પલ્લવ' હિન્દી કવિતા-ક્ષેત્રે એક ઘટના બની રહે છે. આર્થિક–માનસિક સંઘર્ષ સાથેની બેચેની, સંપાદન, કલાશિક્ષણ અને લેખન દ્વારા આજીવિકા મેળવી, ઉદયશંકરના સંસ્કૃતિકેન્દ્રની કલાયાત્રામાં દેશમાં સાથે ફર્યા અને ૧૯૫૦થી પ્રયાગમાં આકાશવાણીના સલાહકાર તરીકે નિમાયા. દ્વિવેદી ચંદ્રક, સાહિત્ય અકાદમીનો પુરસ્કાર, પદ્મભૂષણ, અને ભારતીય જ્ઞાનપીઠનું પારિતોષિક, વિવિધ વિશ્વવિદ્યાલયો દ્વારા ડી. લિટ્‌ની માનદ પદવીઓ—પંતજીની કદર કરવામાં સમાજે સહેજે પ્રમાદ નહોતો સેવ્યો. અને કવિ પોતે પણ પોતાના વ્યક્તિત્વનું જતન કરવા પૂરતા સભાન હતા. એ બીજાનું ગૌરવ કરતા અને જાતને ક્યારેય કોઈની સામે નમવા દેતા નહીં. પણ એ એવા તો મૃદુ હતા કે એમની મિતભાષી નમ્રતા ઘણી વાર મૌન સુંદરતા બની રહેતી. વેશભૂષા અને કેશકલાપની ખૂબ કાળજી લેતા. વર્તનમાં કશું કૃતક ન લાગે પણ કશું બરછટ તો વરતાય જ નહીં. વર્ષો પહેલાં એક અંગ્રેજી દૈનિકે 'એવરી ઇંચ એ પોયેટ' શીર્ષક આપીને એમને વિશે નોંધ લખેલી. એમના છેક છેવટના દિવસોની તસવીરમાં પણ સહજ છટા વરતાયા વિના રહેતી નથી.

હિન્દી કવિ સર્વેશ્વર દયાલ સક્સેનાએ પંતજીને અંજલિ આપતાં બહુ થોડા શબ્દોમાં એમનું સુરેખ ચિત્ર ઊપસાવી આપ્યું છે:

"એમને એ સઘળું મળ્યું જે આ દેશનો મોટામાં મોટો લેખક મેળવી શકે. સાહિત્યમાં એ એવી જગ્યાએ ઊભા હતા જ્યાં સૌથી પહેલી નજર એમના ઉપર પડતી. એ રાગદ્વેષથી પર ન હતા કે નહોતા એમાં

એવા ખરડાતા કે કશું દેખાય જ નહીં. એનાથી પર થવું રચના માટે જરૂરી છે એની એમને ખબર હતી. એક પરંપરાગત કુટુંબજીવન એમને સાંપડયું પણ અડધું તૂટેલું, આગળ જતાં નિરંતર ખરતું–ખોરવાતું. એ પોતે ડગલે ડગલે પોતાને માટે એક કુટુંબ રચતા રહ્યા, પારકાંને અપનાવતા રહ્યા, છોડતા રહ્યા, સ્વીકારતા રહ્યા. એમની શિશુવત સરળતા સ્ત્રીઓ માટે મોહક હતી, જે આજીવન એમનામાં ટકી રહી. સાહિત્ય જગત એનું ઋણી રહેશે. એમણે તો રચનાને જ પોતાની સંગિની માનીને આટલું લાંબું અવિવાહિત જીવન વિતાવ્યું. પિતૃત્વની ભૂખ પ્રબળ બનતાં છેવટનાં વર્ષોમાં એક દીકરીને ખોળે લીધી ફૂલછોડ અને જાનવરો માટે એમને ભારે પ્રેમ હતો. એક જાતની સજાવટથી એ રહેતા અને એને ભભકો બનવા નહોતા દેતા. એમની સૌન્દર્યોપાસના ઐશ્વર્યની ઉપાસના ન હતી, સાધારણના ધર્મની ઉપાસના હતી, જીવનમાં તેમ જ કવિતામાં. એ સૌન્દર્યવાદી હતા, ઈશ્વરવાદી હતા, અધ્યાત્મવાદી હતા, જનવાદી હતા, માનવવાદી હતા—સઘળું એક સાથે હતા, કદાચ એટલા માટે કે એ મૂળભૂત રીતે કવિ હતા અને કાવ્યવાદી હતા—દર વખત એક મર્યાદા ઊભી કરતા પણ એને ઓળંગી જતા, પાછા બનાવતા, પાછા પાર જતા રહેતા. એમની સિદ્ધિઓ અને મર્યાદાઓ બંને વંદનીય છે, આગામી પેઢીઓ એ બંનેમાંથી શીખી શકશે". (દિનમાન, જાન્યુ. ૭૮)

પંતજીએ ૭ દાયકા સુધી લખ્યું. છાયાવાદ, પ્રગતિવાદ, પ્રયોગવાદ અને નવી કવિતાના નામે જે કાવ્ય–આંદોલનો થયાં એમાં પહેલાં બેના તો એ પ્રવર્તક હતા. ત્રીજો ચોથો દાયકો તો એમનો જ હતો કેટલાક વિવેચકોના મતે એમનું સર્વોત્તમ ૧૯૪૦ પહેલાં મળી ચૂક્યું હતું, કેટલાક વળી 'પલ્લવ'થી આગળ વધવા માગતા નથી. પણ આ આત્યંતિક વલણ છે. ૧૯૪૦ પછી એમણે અરવિંદદર્શન અને સામ્યયોગની કવિતા લખી, વેદાન્તનું નવું અર્થઘટન આપ્યું. ૧૯૫૯માં અકાદમી દ્વારા પુરસ્કૃત થયેલો કાવ્યસંગ્રહ 'કલા ઔર બૂઢા ચાંદ' અછાંદસ કવિતાના નોંધપાત્ર પ્રયોગો કરે છે અને તાઝગીભર્યાં કલ્પનો દ્વારા ભાવ અને વિચાર વ્યક્ત કરે છે. તેથી પ્રકૃતિ અને પ્રેમના ગાયક, માનવસમાજનાં સહન કરતાં ઘટકોના પક્ષકાર, અરવિંદ-દર્શનથી પ્રભાવિત વિચારક અને સતત પ્રયોગશીલ રહેવા મથતા કવિ તરીકે પંતજીને વારંવાર મૂલવવા પડશે.

એ ખરું કે સૂક્ષ્મ ભાવસૌન્દર્ય ધરાવતી અને અપૂર્વ કલ્પસૃષ્ટિ રચતી એમની કેટલીક કવિતાઓ પણ ક્યાંક ને ક્યાંક બોલકી થઈ જાય છે, અમુક પદાવલી કવિનો પીછો છોડતી નથી અને જે કંઈક દઢ માન્યતાને કારણે પુનરાવર્તિત થતું રહે છે એમાં ઘણાંને એકવિધતા લાગે છે. ચોક્કસ અપેક્ષાઓ સાથે તપાસવા જનારને બીજી પણ કેટલીક ફરિયાદો જડશે, પણ જે કવિએ ૭ ૭ દાયકા સુધી હિન્દી જેવી વિકસવા મથતી ભાષાને સમૃદ્ધ કરી, આરંભિક તબક્કે તો અનન્ય શબ્દશક્તિ જગવી અને સરસ્વતીને સમર્પિત જીવનનું સમૃદ્ધ દૃષ્ટાંત પૂરું પાડયું એ કવિને આપણે આપણી ગરજે યાદ કર્યા કરીશું, વળીવળીને એમના શબ્દ પાસે જઈશું અને કશુંક રહસ્યમય અનુસંધાન પામીશું : 'બાંધ દિયે ક્યોં પ્રાણ પ્રાણોંસે?'

દૃષ્ટિનો વ્યાપ અને સંવેદનની સૂક્ષ્મતા સૂચવતાં અનેક કલ્પનો પંતજીની કવિતામાં મળી આવશે. 'હિમાદ્રિ !' નામની એક સુદીર્ઘ રચનાનો એક અંશ જોઈએ, લાગશે કે આ હજી હમણાંજ રચાયેલી પંક્તિઓ છેઃ

ભીમકાય વિશાળ શિલાઓનું
એ મૌન
હૃદયમાં હજી સુધી અંકિત,
ફેણુના જલસ્તંભ શાં એ નિર્ઝર
હર્ષભર્યા વેગથી મુખરિત!
ચીડનાં વૃક્ષોના વનનો અંધકાર
શ્વાસ ભરતો મનમાં થઈ આંદોલિત,
ગુફાઓની ઘેરી છાયાઓ
ગૂંથાયેલી હતી આગિયાઓથી!

(પૃ. ૫૫, ચિદંબરા સંચયન)

શિલાઓનું મૌન, જલસ્તંભ શાં નિર્ઝર, ચીડનાં વૃક્ષોના વનનો અંધકાર અને આગિયાઓથી ગૂંથાતી ગુફાઓની છાયાઓ—આ કલ્પન અને એમાં પ્રયોજાયેલાં શબ્દ-સાહચર્યોમાં જોવા મળતા કવિકર્મ સાથે આવતી કાલના સહૃદયને પણ એટલી જ નિસબત છે.

× × ×

હિન્દી કવિતામાં કલ્પનવાદ—'બિંબવાદ' છેક છઠ્ઠા-સાતમા દાયકામાં ચર્ચાનો વિષય બને છે. પંતજી મુખ્યત્વે ત્રીજા-ચોથા દાયકાના કવિ ગણાય. એ બિંબવાદી નથી, છાયાવાદી છે, એના સાચા અર્થમાં સૂક્ષ્મતાવાદી છે. એમની સૂક્ષ્મતા ક્યારેક રહસ્યમય થઈ જતાં સંદિગ્ધ લાગે છે તો ક્યારેક વિચાર ભણી વળીને તાણાવાણા ખુલ્લા કરી દે છે. આવું નથી બનતું અને સંવેદનને વ્યક્ત કરતાં ઇન્દ્રિયગોચર સાહચર્યો કવિને સહજપણે મળી આવે છે ત્યારે એ ઇન્દ્રિય-વ્યત્યયનો નિર્દેશ કરી બેસે છે:

ગિરા હો જાતી હૈ સનયન,
નયન કરતે નીરવ ભાષણ,
શ્રવણ તક આ જાતા હૈ મન,
સ્વયં મન કરતા બાત શ્રવણ

(ઉચ્છ્વાસ, પલ્લવ)

જેનો મર્મ કહેવા રીતિકાલીન કવિઓ પણ લલચાયા હતા એ પ્રેમની વાત પંતજી કલ્પનરૂપે કહે છે. આંખોથી વાત કરવાની રીત નવી નથી. પરંતુ મન અને મૌન શ્રુતિનો યોગ પ્રભાવક છે. 'ભાષણ' શબ્દની રુક્ષતા પણ શ્રવણના આંતરપ્રાસને કારણે સહ્ય બને છે અને સમગ્રપણે શ્લોક હૃદ્ય લાગે છે.

'પલ્લવ'ના કવિની ભાવુકતાએ હિન્દી વાચકો અને વિવેચકોને આકર્ષ્યા છે. 'ધૂલિકી ઢેરીમેં અનજાન છિપે હૈં મેરે મધુમય ગાન' જેવી પંક્તિઓ કવિની વ્યક્તિગત માન્યતા ઉપરાંત એ યુગના ભાવનાવાદનો નિર્દેશ પણ કરી રહે છે. પણ પરિવર્તન પામતું પ્રાકૃતિક સૌન્દર્ય અને એમાંય ગિરિવર્ષાનું વર્ણન પંતજીની ખાસિયત બની રહે છે:

ઉડ ગયા, અચાનક, લો, ભૂધર
ફડકા અપાર પારદ કે પર.
રવ-શેષ રહ ગએ હૈં નિર્ઝર!
હૈ ટૂટ પડા ભૂ પર અંબર!
ધંસ ગયે ધરામેં સભય શાલ!
ઉઠ રહા ધુંઆ, જલ ગયા તાલ!

(ઉચ્છ્વાસ, પલ્લવ)

એક એક પંક્તિની ક્રિયાત્મકતા ગતિશીલ કલ્પન રચે છે. આ સજીવારોપણની રૂઢ રીતિ નથી, પ્રત્યક્ષી-કરણની કળા છે. સાદાં ટૂંકાં વાક્યોમાં સર્જાતી લયગતિ પણ અહીં નોંધપાત્ર છે. હિન્દી ભાષાને લયવૈવિધ્યની શક્યતાઓ પંતજીએ નિર્દેશી, પોતાની કવિતાનાં દૃષ્ટાંતો દ્વારા.

'પલ્લવ'ની 'પરિવર્તન' કવિતા પંતજીના વ્યક્તિત્વના અપ્રગટ અંશોને વ્યક્ત કરી જગતના ભયાવહ સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવે છે. સુકુમાર સંવેદનાના કવિ અહીં નિષ્ઠુરતા અને ક્રૂરતાના ભાવોની પ્રબળ

અભિવ્યક્તિ સિદ્ધ કરતા જણાય છે. દારુણતા સાથે અહીં કશીક અંગત વ્યથા પણ છે. પૂર્વેનો શ્રદ્ધાળુ કવિ જાણે કે મોહ-ભંગ પછીની વિષમતા અને વેદના-ને એક સ્વરે રજૂ કરે છે. તેથી તો પંતજીની પસંદ કરેલી કવિતાઓના એક સંગ્રહની પ્રસ્તાવનામાં કવિ બચ્ચનજી કહે છે:

"'પલ્લવ' વાંચ્યા પછી મન પર જે છાપ પડે છે એ કંઈક આવી છે—એક પ્રકૃતિપ્રેમી કવિ માનવીય પ્રેમ તરફ આકર્ષાય છે; એના પ્રથમ આઘાતથી જ વિચલિત થઈને વિશ્વજીવન વિશે ચિંતન કરવા લાગે છે અને જુએ છે કે આ આખું બ્રહ્માંડ વેદનામય છે". (પૃ. ૨૦, આજકે લોકપ્રિય કવિ પંત)

પંતજીનું કવિ–વ્યક્તિત્વ ફરી ફરીને ભાવુક બની ઊઠે છે. ક્યારેક એ ભાવુકતામાં જ નવો વળાંક લઈ લે છે. 'છાયાવાદી' પરિબળોની બહાર આવીને 'પ્રગતિવાદી' વલણ અખત્યાર કરતી વખતે એમણે અગાઉની કલાદૃષ્ટિની ઉપેક્ષા કરી અને આંદોલનની ભાષામાં વિશ્વાસ વ્યક્ત કર્યો:

'આઓ, મેરે સ્વરમેં ગાઓ,
જીવનકે કર્કશ અપસ્વર.' (યુગવાણી)

વ્યાપક સહાનુભૂતિનો તો બાધ હોય જ નહીં, અખિલાઈની દૃષ્ટિના ભાગ તરીકે દલિત અને ગ્રામ્ય પ્રજાને સ્વીકારી એના સુખદુઃખની વાત કરી હોય અને એમાંથી કવિતા સિદ્ધ થઈ હોય તો એથી રૂડું શું? પણ પંતજી પ્રગતિવાદના પ્રવર્તક તરીકે એક જાતના આવેશનો ભોગ બન્યા અને 'તાજમહાલ'ના સૌન્દર્યને સામ્યવાદી પ્રચારકની શૈલીમાં અવગણ્યું, બલ્કે નિંદ્યું. જૂની પેઢીને, પૂંજીવાદી અને સામંતવાદી માનસને 'પાનખર' રૂપે જોવામાં તો પ્રતીકની મદદ મળી આવે છે, પણ જ્યારે સમગ્ર ભૂતકાળને બાદ કરવાની સીધી જાહેરાતો થવા લાગે ત્યારે પ્રશ્ન થાય છે કે આ એ જ પેલા સૌમ્ય કવિ છે? વળી, ગ્રામ-સમાજના પક્ષે ઊભા રહીને વાત કરતી વખતે પણ નરને વાનર સાથે મૂકી દેવાની કવિની દૃષ્ટિ અને વ્યક્તિ તરીકેની રુચિ બંને જોખમાય છે. પણ આપણને અહીં નિસબત છે એ તબક્કામાં લખાયેલી કૃતિઓના કાવ્યતત્ત્વ સાથે. એવું શું હતું જે એની આડે આવ્યું? ગુજરાતી વિવેચને સાહિત્યમાં વિચાર અને આદર્શના સ્થાન વિશે સારો એવો ઊહાપોહ કર્યો છે. કેટલાક હિન્દી વિવેચકોએ પણ પંતજીના સંદર્ભમાં આ મુદ્દા વિશે વાત કરી છે. ડૉ. દેવરાજ લખે છે:

"શરૂઆતથી જ પંતજીની સંવેદનામાં સૌન્દર્ય-પ્રેમ, ખાસ કરીને પ્રકૃતિ-પ્રેમનું પ્રાધાન્ય રહ્યું છે. આ નૈસર્ગિક પક્ષપાતની સાથે સાથે યુવાવસ્થામાં જ એમનામાં એક બીજો પક્ષપાત કે આગ્રહ જાગ્યો—સમાજ અને સભ્યતાને એક આદર્શ ભૂમિકાએ પ્રતિષ્ઠિત જોવાનો–કરવાનો આગ્રહ. અમારું અનુમાન છે કે જ્યાં પહેલું તત્ત્વ એમની કવિતાની ગ્રાહ્ય વિશેષતાઓનો આધાર રહ્યું છે ત્યાં, જેના વિકસવાની જવાબદારી કંઈક અંશે પ્રગતિવાદી આંદોલન પર છે એ એમનો આદર્શવાદી આગ્રહ સમગ્રપણે એમના કાવ્ય-સૌષ્ઠવ માટે હાનિકારક સિદ્ધ થયો છે... જે લેખક ઊંડી રાગાત્મક ભૂમિકાએ વિચારોનું આકલન કરી શકે છે એ જ એમને સફળતાથી સાંકેતિક રૂપ આપી શકે છે." (પૃ. ૧૪૬–૪૭; પ્રતિક્રિયાએં)

પ્રશ્ન સર્જકતાનો નથી જ, પ્રસ્તારમાંથી બચવાનો છે, કલાત્મક માધ્યમ શોધી શકવાનો છે. પંતજી ક્યારેક જૂની રચનારીતિ દ્વારા અને પરિચિત પ્રતીક દ્વારા વાત કરતી વખતે પણ તાજગીનો અનુભવ કરાવી શકે છે. પશ્ચિમની કવિતાના સમાગ

અહીં બરફનો સંકેત મૃત્યુ પણ થાય છે. એનો વિનિયોગ કરતી, છંદની ગતિમાં નવા યતિ અને આવર્તનો દ્વારા એક વિરલ ગતિ-સ્થિતિ સાધતી એમની ચાર પંક્તિઓ જોઈએ :

દેખ રહા મૈં બરફ બન ગયા, બરફ બન ગયા,
બરફ બન ગયા પથરા કર, જમ કર, યુગ-યુગકા
માનવ કા ચૈતન્ય-શિખર, નીરવ એકાકી
નિષ્ક્રિય, નીરસ, જીવન–મૃત–સબ બરફ બન ગયા...
(સોવર્ણ)

પંતજીએ ગીત ભાગ્યે જ લખ્યાં છે, લખ્યાં છે એમાં પણ સર્જકતાનો ઉછાળ મોટે ભાગે પહેલી પંક્તિમાં વરતાય છે.

કૌન અનછુઆ તાર બજ ઉઠા
અનજાને ઇસ બાર. (કિરણ-વીણા)

ભાવસમાધિ છોડીને એ વારંવાર વિચારયોગી બની ઊઠે છે. એમની દૃષ્ટિએ ઊર્ધ્વચેતના અન્તશ્ચેતના અને લોકચેતનાનો સમન્વય સાધતા, હિન્દીમાં મહાકાવ્ય કહેવાતા 'લોકાયતન'નું મૂલ્યાંકન કરતાં ગુણપક્ષે કહેવાનું બહુ ઓછું પ્રાપ્ત થયું છે ડૉ. દેવરાજે તો એનો સંક્ષેપ કરવાનું પણ સૂચવેલું અને 'કલા ઔર બુઢા ચાંદ'ની લઘુકાય કૃતિઓમાં વધુ શકયતા જોયેલી.

એ સંગ્રહમાં 'આલોકની ભુલભુલામણીમાં અંધકાર ખોવાઈ જાય છે'—આ પંક્તિ કાવ્યવિષય અને કલ્પન બંનેનો નિર્દેશ કરે છે. અરવિંદ-દર્શનના ગાઢ સાહચર્યે કવિને જે મનોદશાઓ અર્પી એ અહીં વિવિધ કલ્પનો રૂપે છંદમુક્તિ દ્વારા પ્રગટી ઊઠી છે :

આ આગ શોભામાં જ
સીમિત નહીં રહે,
ફાગણ લાજમાં જ
વીંટળાયો નહીં રહે.
(પૃ. ૨૯, કલા ઔર બુઢા ચાંદ)

શકયતા નિર્દેશવાની, શુભેચ્છા આપવાની ભાષા પણ આમ ઇન્દ્રિય–પ્રત્યક્ષ બની શકી છે. 'જોયું તો કામના તૃપ્તિ કરતાં વામણી હતી!' સૃષ્ટિનાં વિવિધ તત્ત્વો વચ્ચે નવા સંબંધો સ્થાપતાં ક્રિયાત્મક કલ્પનો આપવાનું પણ અહીં પંતજી માટે સ્વાભાવિક બન્યું લાગે છે :

હું સૂર્યનાં કિરણો દોહું,
તું ચંદ્રનાં !
હું તને પ્રકાશ આપું,
તું પ્રેમ!
હું ઊંચાં પર્વતશિખરોથી બોલું–
જ્યાં પોહ ફાટતાં પહેલાં
ફાલસાઈ નીલિમાઓની કુંજમાં
ઉષાની સલજ્જ લાલિમાથી આવૃત
શ્વેત કમળ કળી શી શાંતિ,
મૌન સૂતી છે !
(પૃ. ૬૨, કલા ઔર બુઢા ચાંદ)

ભાવને સાકાર કરતી વખતે અર્થની વધુમાં વધુ મદદ લેવાનું પંતજી માટે અહીં સુગમ બન્યું છે. અહીં જાણે કે એ 'હૃદયની દૃષ્ટિ' સિદ્ધ કરવા મથે છે. તો બીજી બાજુ દૃશ્ય સૃષ્ટિને એનાં તમામ રૂપોમાં જોવા-સ્વીકારવા એ મુક્ત બન્યા છે. તેથી તો એ 'કાબરચીતરા અંધકાર' ની વાત કરી શકયા છે અને એને રથનું ગૌરવ આપી શકયા છે.

યહ નાગ લોક કા
ચિતકબરા અંધકાર
તુમ્હારા રથ હૈ!
(પૃ. ૧૨૯, કલા ઔર બુઢા ચાંદ)

પંતજીએ હિન્દી કવિતાને ભાષાની ભેટ આપવા ઉપરાંત કેટલાક છંદ અનન્ય રીતે સિદ્ધ કરી આપ્યા

(અનુ. પૃ. ૪૫)

ભામહવિરચિત

# काव्यालङ्कारः

## प्रथमः परिच्छेदः (પ્રથમ પરિચ્છેદ) (ગતાંકથી)

અનંત રાવલ

शब्दश्छन्दोभिधानार्था इतिहासाश्रयाः कथाः।
लोको युक्तिः कलाश्चेति मन्तव्या काव्यवैखरी ॥ ९ ॥

કાવ્યરચના માટે વ્યાકરણ, છંદ, કોશ, અર્થ, ઇતિહાસ-આશ્રિત કથાઓ, લોકવ્યવહાર, તર્કશાસ્ત્ર અને કલાઓનું મનન કરવું જોઈએ. (૯)

અહીં નોંધવું યોગ્ય લેખાશે કે કે. પી. ત્રિવેદીસંપાદિત આવૃત્તિ અને બટુકનાથ શર્માસંપાદિત આવૃત્તિમાં काव्यवैखरी પદની જગ્યાએ काव्यगैर्वशी પદ વપરાયેલું છે. જ્યારે નાગનાથ શાસ્ત્રી काव्यगैहुर्यमी અને શૈલતાતાચાર્ય काव्यवैखरी પદ નોંધે છે. વાણી ચાર પ્રકારની છે—પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી. આ બધામાં વ્યાકરણ, છન્દ, કોશ, અર્થ વગેરે વૈખરી વાણીના સાધન ગણી શકાય. તેથી અહીં काव्यवैखरी પદ લેવું વધારે ઉપયુક્ત છે.

શબ્દ એટલે શબ્દાનુશાસન અર્થાત્ વ્યાકરણ એવો અર્થ અહીં લેવો જોઈએ, કારણ કે પછી આવતા અભિધાન શબ્દનો અર્થ શબ્દકોશ કરવામાં આવ્યો છે. અર્થ એટલે વાચ્ય અને લક્ષ્ય વગેરે. કલાઓ એટલે સંગીત, નૃત્ય, ચિત્ર, વાદ્ય વગેરે.

शब्दाभिधेये विज्ञाय कृत्वा तद्विदुपासनाम्।
विलोक्यान्यनिबन्धांश्च कार्यः काव्यक्रियादरः ॥१०॥

શબ્દ અને અર્થનું જ્ઞાન મેળવીને, કાવ્ય જાણનારાઓની ઉપાસના કરીને તેમ જ બીજા પ્રબંધોને જોઈને કાવ્યરચના કરવી જોઈએ. (૧૦)

ઉપરોક્ત ૯મા પદ્યમાં શબ્દ અને અર્થના જ્ઞાનની વાત કરવામાં આવી હતી, છતાં આ પદ્યમાં ફરીથી શબ્દ અને અર્થનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પુનરુક્તિ વધારે મહત્ત્વ દર્શાવવા માટે કરવામાં આવતી હોય છે. આથી શબ્દ અને અર્થનું જ્ઞાન મહત્ત્વનું અને આવશ્યક છે એમ કહેવા માગે છે. વળી, પૂર્વકવિઓએ રચેલી કૃતિઓનો અભ્યાસ પણ મહત્ત્વનો છે, જેનાથી કાવ્ય રચનાના ગુણદોષનો ખ્યાલ આવે છે.

કાવ્યરચનાના હેતુમાં શક્તિ, નિપુણતા, લોકશાસ્ત્ર અર્થાત્ વ્યવહારજ્ઞાન અને કાવ્યશિક્ષાનો અભ્યાસ અગત્યનાં છે તેમ મમ્મટ પણ જણાવે છે, જેનું મૂળ અહીં પદ્ય ૯ અને ૧૦માં આપણે જોઈ શકીએ છીએ.

सर्वथा पदमप्येकं न निगाद्यमवद्यवत्।
विलक्ष्मणा हि काव्येन दुःसुतेनेव निन्द्यते ॥११॥

દોષયુક્ત એવા એક પણ પદ (શબ્દ)નો પ્રયોગ કરવો જોઈએ નહીં. કુપુત્રની જેમ ખરાબ કાવ્યથી (કવિ) નિંદાપાત્ર બને છે. (૧૧)

ગમે તેવા પ્રકારનો નાનો દોષ હોવા છતાં તેની ઉપેક્ષા કરવી જોઈએ નહીં. પણ તલમાત્ર એવા દોષથી કવિ નિંદાપાત્ર બને છે. આથી દોષરહિત શબ્દનો પ્રયોગ કરવો જોઈએ.

नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा।
कुकवित्वं पुनः साक्षान्मृतिमाहुर्मनीषिणः ॥१२॥

કાવ્ય ન કરવાથી કોઈ રોગ થતો નથી કે અધર્મ અથવા સજા થતી નથી. પરંતુ કુકવિત્વને તો વિદ્વાન લોકો સાક્ષાત્ મૃત્યુ જ ગણે છે. (૧૨)

અહીં પ્રથમ પદ नाकवित्वम्–પ્રયોજ્યું છે તે નાગનાથ શાસ્ત્રીસંપાદિત આવૃત્તિમાં પ્રાપ્ત થાય છે; પરંતુ કે. પી. ત્રિવેદી, બટુકનાથ શર્મા અને શૈલતાતાચાર્યસંપાદિત આવૃત્તિઓમાં अकवित्वम् પદ મળે છે જે અયોગ્ય જણાય છે. પ્રથમ જણાવેલું પદ વધારે ઉપયુક્ત છે. કોઈ કાર્ય ખરાબ કરવું તેના કરતાં ન કરવું તે વધારે યોગ્ય છે. કોઈ કાવ્યરચના ન કરે તો તે અધર્મી બનતો નથી, રોગી થતો નથી કે તેને સજા થતી નથી, પરંતુ ખરાબ કાવ્યની રચના કરનારને તો લોકો જીવતો છતાં મૃત્યુ પામેલો જ ગણે છે. કુકવિત્વ કેટલું ખરાબ છે તે કહેવાનો અહીં આશય છે.

રાજશેખર પણ કાવ્યમીમાંસામાં જણાવે છે:

वरम् अकविः न पुनः कुकविः स्यात् ।
कुकविता हि सोच्छ्‌वासं मरणम् ॥

रूपकादिरलङ्कारस्तस्यान्यैर्बहुधोदितः ।
न कान्तमपि निर्भूषं विभाति वनिताननम् ॥१३॥

તેના (કાવ્યના) રૂપક વગેરે અલંકારો અનેક રીતે (પ્રકારે) આલંકારિકોએ કહેલા છે. સ્ત્રીનું સુંદર મુખ પણ આભૂષણ વગર શોભતું નથી. (૧૩)

આ પદ્યમાં કાવ્યમાં અલંકારનું કેટલું મહત્ત્વ છે તે દર્શાવાયું છે. સ્ત્રીને જેમ આભૂષણની જરૂર છે તેમ કાવ્યમાં અલંકારની જરૂર હોય છે.

અહીં ભામહ કાવ્યમાં અલંકારનું મહત્ત્વ માનનારા અલંકારવાદીઓના અભિપ્રાયનો ઉલ્લેખ કરતા જણાય છે, કારણ કે હવે પછીના પદ્યોમાં શબ્દાલંકાર અને અર્થાલંકાર તેમ જ બન્નેના સમન્વયના અભિપ્રાયની એઓ વાત કરે છે.

અહીં બીજી પંક્તિમાં वनिताननम् પદ નાગનાથ શાસ્ત્રીસંપાદિત આવૃત્તિમાં મળે છે. જ્યારે કે. પી. ત્રિવેદી, બટુકનાથ શર્મા અને શૈલતાતાચાર્યસંપાદિત આવૃત્તિઓમાં वनितामुखम् પદ મળે છે.

रूपकादिमलंकारं बाह्यमाचक्षते परे।
सुपां तिङां च व्युत्पत्तिं वाचां वाञ्छन्त्यलङ्कृतिम् ॥१४॥

तदेतदाहुः सौशब्द्यं नार्थव्युत्पत्तिरीदृशी।
शब्दाभिधेयालङ्कारभेदादिष्टं द्वयं तु नः ॥१५॥

બીજાઓ રૂપક વગેરે અલંકારોને બાહ્ય ગણે છે, અને સંજ્ઞા તથા ક્રિયાના યોગ્ય ઉપયોગને વાણીનો અલંકાર માને છે. આ તો સૌશબ્દ્ય (શબ્દ-સૌંદર્ય) છે, કારણ કે અર્થ-વ્યુત્પત્તિ (અર્થ-સૌન્દર્ય) આવી હોતી નથી. જો કે શબ્દ અને અર્થના અલંકારભેદથી અમને તો બન્ને ઇષ્ટ છે. (૧૪–૧૫)

બીજાઓ એટલે કે શબ્દાલંકારને મહત્ત્વ આપનારા લોકો રૂપક વગેરે અર્થાલંકારોને બાહ્ય માને છે અર્થાત્ તેમની દૃષ્ટિએ શબ્દાલંકાર મહત્ત્વના છે. તેઓ સંજ્ઞા અને ક્રિયા એટલે સંજ્ઞા અને ધાતુઓના સૌન્દર્યને જ વાણીનું સૌન્દર્ય ગણે છે અને આવું સૌન્દર્ય ધરાવતું કાવ્ય જ સૌશબ્દ્ય અર્થાત્ શબ્દ-સૌન્દર્યવાળું છે, કારણ કે અર્થ-સૌન્દર્ય આવું ચમત્કૃતિવાળું હોતું નથી.

સમન્વય કરતાં ભામહ કહે છે કે અમને તો બન્ને સ્થિતિ ઇષ્ટ છે. અર્થાત્ કાવ્યમાં શબ્દાલંકાર અને અર્થાલંકાર બન્ને સમાન મહત્ત્વવાળા છે. માત્ર કોઈ એકજથી કાવ્ય મહત્ત્વપૂર્ણ બની જતું નથી.

शब्दार्थौ सहितौ काव्यं गद्यं पद्यं च तद्द्विधा।
संस्कृतं प्राकृतं चान्यदपभ्रंश इति त्रिधा ॥१६॥

શબ્દ અને અર્થ બન્ને મળીને કાવ્ય કહેવાય છે. તેના (કાવ્યના) બે ભેદ છે. ગદ્ય અને પદ્ય. આ પછી તેના સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ એમ ત્રણ પ્રકારો થાય છે. (૧૬)

૧૬થી ૧૮માં પદ્ય સુધીમાં ભામહ કાવ્યના વિવિધ પ્રકારોની વાત કરે છે. પ્રથમ કાવ્યની વ્યાખ્યા અત્યંત સંક્ષિપ્તમાં આપતાં જણાવે છે કે શબ્દ અને અર્થ બન્ને મળીને કાવ્ય કહેવાય છે. ભામહના મતે કાવ્યમાં શબ્દ અને અર્થનું મહત્ત્વ સરખું છે. ઉપર અલંકારના અભિપ્રાય બાબતમાં પણ આ જ મત ભામહે દર્શાવ્યો છે. અહીં કાવ્યમાં એમણે પદ્ય સાથે ગદ્યને પણ સ્થાન આપ્યું છે. તે અત્યંત નોંધપાત્ર બાબત છે. આ પછી ભાષા-ગત વિવિધતાની દૃષ્ટિએ ભેદ આપે છે—સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ.

वृत्तदेवादिचरितशंसि चोत्पाद्यवस्तु च।
कलाशास्त्राश्रयं चेति चतुर्धा भिद्यते पुनः ॥१७॥

ફરીથી તેના ચાર પ્રકારો થાય છે; દેવોનું ઇતિવૃત્ત, કલ્પિતવસ્તુ, કલાશ્રિત અને શાસ્ત્રાશ્રિત. (૧૭)

છંદની દૃષ્ટિએ અને ભાષાગત ભેદનો વિચાર કર્યા પછી વિષયવસ્તુના ભેદને આધારે ભામહ કાવ્યના પ્રકારો પાડે છે અને તે ભેદો છે: ખ્યાતવૃત્ત, કલ્પિતવસ્તુ, કલાશ્રિત અને શાસ્ત્રાશ્રિત.

सर्गबन्धोऽभिनेयार्थं तथैवाख्यायिकाकथे।
अनिबद्धं च काव्यादि तत्पुनः पञ्चधोच्यते ॥१८॥

ફરી પાછા તેના પાંચ પ્રકાર કહેવાય છે, સર્ગબન્ધ, અભિનેયાર્થ, આખ્યાયિકા, કથા અને અનિબદ્ધ કાવ્ય. (૧૮)

અંતમાં સ્વરૂપગત ભેદ આપે છે અને તે સર્ગબન્ધ, અભિનેયાર્થ, આખ્યાયિકા, કથા અને અનિબદ્ધ કાવ્ય. સર્ગબન્ધ કાવ્ય એટલે મહાકાવ્ય અને અભિનેયાર્થ એટલે રૂપક તથા અનિબદ્ધ કાવ્ય એટલે મુક્તક.

અહીં બીજી પંક્તિમાં काव्यादि પદ કે. પી. ત્રિવેદી, નાગનાથ શાસ્ત્રી અને બટુકનાથ શર્માસંપાદિત આવૃત્તિઓમાં મળે છે, જ્યારે શૈલતાતાચાર્ય સંપાદિત આવૃત્તિમાં काव्यज्ञैः પદ મળે છે. આમાં અર્થસાતત્યની દૃષ્ટિએ काव्यादि પદ યોગ્ય જણાય છે.

સુન્દરમ્
*
## કવિતામાં

મારે કવિતામાં ક. દ. ડા. પેલા
દલપત થાવું,
નહિ ન્હાનલ શા ન્હાનલ,
જલ–કણ થઉં પણ સ્વાતિનો,
નહિ, થવું નથી મસ બાદલ.
થાઉં ભલે હું કાન્ત સુકોમળ,
કે બ. ક. ઠા. શો બળકટ,
કાલિદાસ કમનીય બનું કે,
નહિ વાંધો, નહિ ઝંઝટ.
પણ મારે કવિતામાં પેલા.

આ અવલ નવલ લખનારા લોકો—
હિપ્પના હુર્‌રાટા,
એ અફીણિયા શબ્દ ચડાવી
મારે ભલે ફૂંફાટા:
એ ખેલ બધા ખાસ્સા ને સાચા,
નહિ ખોટા, નહિ મોટા,
સો સો રૂપિયાના 'શો' શા.
એ અંગ આમળે, મૂછ આમળે
(હિપ્પી કેરી નીચી તોયે)
પગના મારે
ધમધમ ભલે પછાટા.
પણ મારે કવિતામાં પેલા.

હું તો મારે ભોંયે બેસી
જોઈશ જૂની ભવાઈ.
મુજને વ્હાલી દલપતશાઈ–
સરલ મજાથી લખતા જેવી નાના ત્યારે,
ખડિયા મધ્યે ભરી ભરી રુશવાઈ.
આ પાર્કર-શેફરની મારે હવે કશી ન નવાઈ.
જય જય રામ, જય જય રામ,
આવો દલપતરામજી, રાધેશ્યામ, રાધેશ્યામ,
જય હનુમંતા, જય બલવંતા,
જય અંગદ, સુગ્રીવ મહાગુણ,
જય તુલસી–સૂર–કબીર,
જય બુદ્ધ સિદ્ધ મહાવીર!
મારે તો કવિતામાં પેલા—
ક. દ. ડા. થાવું.

ચિનુ મોદી
*
## નાની શ્રદ્ધાની રમત

દશ્યની આગળ હશે ને દશ્યની પાછળ હશે
સાત મજલાની ઈમારત ને ઉપર સાંકળ હશે?

આપણાં સંબંધનું એ નાનુંસૂનું ફળ હશે?
કે ખભા પર આંધળાના, જન્મલૂલી પળ હશે.

બાર બંદરના ફરકતા વાવટા મારા ઉપર
એ છતાં મૃગજળ મને ખેંચે તે કોનું બળ હશે?

પાણી છે, તું સાચવીને પાડ પડછાયો અહીં
પાણી પાસે પ્હાડ તોડી નાખવાની કળ હશે.

નર્કમાં નવરાશની એક્કેક પળની છે મજા
નાની શ્રદ્ધાની રમત ને એમાં પાછાં છળ હશે.

રાજેન્દ્ર શાહ

*

## પત્ર

પ્રિયે!
કર્મરત જીવનનું આ પરિભ્રમણ
મિલન-વિચ્છેદે
ક્યારેક છે સંમુદાસભર
તો છે ક્યારેક કેવલ શૂન્ય.

સમય-કલન-ગતિ નિરંતર એક.
ને છતાંય
એની મંદ તીવ્ર
આપણી છે ભિન્ન અનુભૂતિ!
ને છતાંય
સભાન અભાન ભાવે
આ વૈવિધ્યે અનુસ્યૂત સંતત હું લહું
તવ સ્મૃતિ...
અંતરનાં ઊંડાં ઊંડાણુની જે શાશ્વતી.

આજ હું પામું છું તવ પત્ર.
અંગેઅંગમહીં એક શિહરન વ્યાપી ગયું શમી.
ક્ષણુભર પામ્યો હું શૂન્યતા!
ક્ષણુભર પામ્યો હું ગગનનું આનંત્ય!

પ્રેમ, હૃદયનો સહજ ધર્મ-સ્વભાવ.
ને એણે વાઘા ધર્યા છે પંચભૂતના.
વિરોધી વર્ણનાં કર્ષણોનું સામંજસ્ય ધરી શકે છે
નિતાન્ત નિરીહ અવકાશ.

અસિધારામય છે આપણો પ્રીતિપંથ:
પાવકની જ્વાલામય.
ચરણુ મંડાય તે પહેલાં
અહંકારના ભારને નિઃશેષ ઉતારી
ફૂલવત બનવું જ પડે
વહ્નિમય થવું પડે.

પ્રિયે!
આપણા મિલનમધુર યોગમાં
પ્રેમની સુમંગલ સુધામાં
સૂક્ષ્માતિસૂક્ષ્મ અવરોધની
વિષના કલુષ કણુની
કંઈક ઝાંખી થઈ રહી છે મને.

પ્રકાશ છે પાવકની જ્યોતિર્મય જ્વાલાનો.
પેલા કલુષના 'સ્વ'ને હવે હું ઓળખું છું.
સર્વ કંઈ ભસ્મ કરી
અગ્નિ સ્વયં પણ પામે છે તિરોધાન
એમ કરવાનું રહે... થવું પડે.

જલન-વેદના અનુભવું છું હું, પ્રિય!
ને
એ વેદનામાં
શત શત દલે ઊઘડતા શ્વેત પદ્મની
પામું છું સુગંધ.

કવિલોક · જાન્યુઆરી-૬

ઉશનસ્

*

## પ્રેમની ધૃતિ

એક તો સતત વહે,
અવર જે સ્થિર રહે
તે સહે
કેમ કે, તે ચુપચાપ ચહે;
આ નદીનાં જળ
તે ચંચલ, પળપળ
ઢળી જાય સિંધુ પ્રતિ,
ઊંડી ખીણુનાં ખોતરી નાખે હાડ,
ને શંકર જતી
જેવો આ પહાડ
તે પલાંઠી વધુ સખ્ત કરે,
આગને સંકોરે
નવી ફૂંક વતી;
આ વાયરો વહી જાય
તે હરી જાય પર્ણ, મુકુલ, ફૂલ;
પણ નગ્ન વૃક્ષનું થડ,
તે બાપડું ક્યાં જાય?
તપે તપ; ઓઢવા નવવસંતદુકૂલ
ધરતીમાં સ્હેજ વધુ ઊંડા કરે મૂલ;
ને માહરો આ પુરુષનો પ્રેમ,
લંપટની જેમ કાય
તવ દ્વારે ડોકાય,
અર્ધભીતર, અર્ધબ્હારે રહી
પછી વહી જાય દૂર દૂર
ને
તું જે મુજ પ્રીતિ તણું પાત્ર
ગાત્રમાં મને ઝીલી
અંદરને ઓરડે વળે
સંઘરે ભીતરે કશુંક જે ફળે,
કશુંક જે વિસ્તરે ઊંડાં ઊંડાં કરી મૂળ...
એક તો સતત વહે
અવર જે સ્થિર રહે
તે સહે
કેમ કે તે ચુપચાપ ચહે.

ભગવતીકુમાર શર્મા

*

## તટ-સ્થ!

રહ્યાં બેસી જન્મો સુધી ઉભય વેરાન તટ પે,
કુંડાળાં આલેખ્યાં વ્યરથ કંઈ વેળુ-ઢગલીમાં,
રચ્યા-તોડ્યા કિલ્લા, અચુત પદચિહ્નો ભૂંસી દીધાં,
નિહાળી છેટેથી-કરી નજર વૈશાખ સરખી-
ફિણાળાં મોજાંની લયસભર લીલા શતમુખી,
ઝબોળ્યા યે ના આ પગ, કદીય સંતપ્ત વદને
નહીં છાંટ્યું શીળું જલ; મનથી માની જ લીધું કે
નથી ઝંખા મોતી-રતન-છીપલાંની ઉર વિશે.

અડી અંગૂલિ ત્યાં મમ લગીર સંકોચ સ્રવતી
તને—કેવો ઝીણો પરશ ખગના પિચ્છ સરખો!
અને ઓચિંતી તું ધસડઈ-ઢળી અબ્ધિ-જલમાં;
ધકેલાયો હું યે-બળતું અવ વડ્વાગ્નિ-લપટે.

તટે બેઠાં જન્મો સુધી ઉભય તાટસ્થ્ય ધરીને,
પ્રતીક્ષા કિન્તુ શું ઉર મહીં હતી આ જ પળની?

સુંદરજી બેટાઈ

*

## ? !

અરે ચરણશીલને મરણશીલતા–શાપ શેં?
અહો, મરણશીલને ચરણધન્ય કીધો જ તેં!
કર્યો સ્મરણશીલ વિસ્મરણમૂઢ શાને અરે?
શું સંસ્મરણધન્ય વિસ્મરણમૂઢને ના કરે?
કરે સતત ધન્યધન્ય મુજ શા કંઈ વન્યને!

વજલાલ દવે

*

## શિખરો

ઊંચાં અહો શિખર!
નિત્ય પ્રતપ્ત, સૂનાં!
એને નડે વ્રણ ધખેલ કદી ન લૂતા;
ના કોઈ કર્દમતણા અમળાટ અંધ!
આંધી તણાં ચરણ ચુંબન હોય શેનાં?
ઊંચાં અહો શિખર!
કેમ લહું હું સૂનાં?
જેનાં ચખે નભ વિરાટ ધરે પ્રભાતો:
સૌ પૂહેલવૂહેલ પગલાં તહીં વાદળોનાં:
સૌ પૂહેલવૂહેલ હળતાં જળ વાદળોનાં:
જ્યાં ચૂમતાં ચરણ ચિત્ત શું વીજળીનાં!
સૌ પૂહેલવૂહેલ વહતાં જળ આભલીનાં?
ઊંચાં અહો શિખર! કેમ ગણું હું સૂનાં?
—જે આત્મલીન ભવનો અમ ભવ્ય ભૂનાં!

જયન્ત પાઠક

*

## મોક્ષગતિ

છાની જેવા આકાશમાંથી
એક ધખધખતો સૂરજ લઈને
હું ઊભી ટેકરીઓ ઊતરું છું—
પગને ઊગી ગઈ છે
જાણે પવનપાવડી.
મારગમાં આડે આવતી
અંધકારની છાયાડાળીઓને
કરથી હઝાડતો
હટાવતો હું
કોઈ ગહન કાનન ભણી
રેબઝેબ દોડી રહ્યો છું—
આ ધખધખતા સૂરજને
જરા ઝબકોળીને
ટાઢો કરે એવી
આટઆટલામાં કોઈ નદી હોય તો....

દિલીપ શાહ

*

## કેમ?

ગામને પાદર સુધી વહી આવતી નદી
કેમ ગામમાંથી વ્હેતી નથી?
કેમ મારા સુધી વ્હેતી નથી?
કેમ મારામાંથી વ્હેતી નથી?
કેમ મારામાંથી તારા સુધી વ્હેતી નથી?

ધીરુ પરીખ

*

—

નાનપણમાં સાંભળી હતી કથા
ને
પછી તો વાંચીય હતી
કે
એક વાર સૂતી સતીને તરછોડી
વસ્ત્ર ફાડી

નળ રાજા ચાલી નીકળ્યા'તા વનમોઝાર.

પણ આજે
જાગી ઊઠેલી નિર્વસ્ત્ર વાચા જુએ છે
તો
ઝબકી જાય છે....
અર્થ રાજા બાજુમાં નથી રે નિર્ધાર!

અને
ત્યારે સંભળાય છે:
'વૈદર્ભી વનમાં વલવલે,'
ને
અત્યારે તો જનમાં લવલવે, ઘોર અંધારી રાત!

રમેશ પારેખ

*

## શી/સી/એ...

છે વાત એમ કે પગને જવું'તું કાશીએ
ને એને ચાલવા દીધા નહીં કપાસીએ

કશું જ હાથમાં ન્હોતું, ન હસ્તરેખામાં
મૂઠીનો ભેદ લૂંટયો આપની તલાશીએ

હશે શું હાથમાં–હોડી, હલેસું કે દરિયો?
મૂઠી ભરી છે સૂકી રેતની ખલાસીએ

છે એ જકાત જે દરિયો હમેશ-માગે છે
હાથ ચૂકવવા પડે છે અહીં પ્રવાસીએ

હા, કાલે ઊંઘમાં પલળી ગયાં'તાં સપનાંઓ
જુઓને, સૂકવ્યાં છે આજ અહીં અગાસીએ

તેં ગુલમહોરની જે વારતા પૂરી ન કરી
આ એનો અંત મને કહી દીધો ઉદાસીએ

સદરહુ શે'રની હત્યાનો મામલો છે, રમેશ
સબબ, આ પ્રાસને લટકાવ્યો આમ ફાંસીએ

બકુલેશ દેસાઈ

*

## હતી

ખેંચાયલી પણછ ઉપર ઉત્તેજના હતી,
વિંધાયલા હરણ સમી સંવેદના હતી.

આત્મીયતાની જાળમાં ક્યાંથી ફસાઉં હું?
મળવાની આડમાં નરી અવહેલના હતી.

નક્કી જ કીડી તર્કની ચટકી ગઈ હશે,
નહિ તો કપોત વીંધવાની યોજના હતી.

છે અસ્તવ્યસ્ત ધારણાનાં પિચ્છ ચોતરફ,
ઘટનાળ ન્હોરથી પીંખાતી ઝંખના હતી.

ચાકુઉછાળ વેદના વચ્ચે જઈ ઊભો,
માની લીધું એ આપની સદ્ભાવના હતી.

અહો અનીતિનો ચલાવે સર્વ અક્ષરો,
ઔલાદ આંગળીઓની વારાંગના હતી.

પ્રફુલ્લ પંડ્યા

## ગીત

અવસર આવ્યો
સાવ નપાવટ
દરિયે કીધું રાજ!
જળ ઉપરથી
ડૂબ્યો સૂરજ
થયું બધું તારાજ....
પવન ફૂંકાયો ધામધૂમથી
દેવપવનને એમ કે થાશે કોમળ કોમળ સોત.
પ્રલયકાળથી બનતું આવ્યું
બન્યું આખરે એ જ નહીં ને ગયું આંખનું પોત
રખડયા કરજે
જીવસટોસટ
થતો નહીં નારાજ...
અંધકારના મૂળમાં ડૂબ્યા સૂરજ જેવું?
શિવ શિવ આ શરીરનું
અંદરના સાથે જાજે રે નખોદ
શ્યાસ ધારણા ઉપર ઊગે કાકવાણીના ટહુકા,
મૂરખ એની સાથે માંડીશ
ના તું સાવ નકામી કોદ
અવતારી તું
સાવ નપાવટ
ભોગવજે કવિતા જ....

શાન્તિ શાહ

## ઊડાઊડ

ટીંગાઈને જ જો રહેવું હોય તો
ઘરમાં ખીંટીઓ ઘણી છે
પણ મને લંગર ગમતાં નથી
મારે તો હલેસું થઈ
નૌકાને ગતિ આપવી છે.
લુપ્તા સરસ્વતીને મારે
ફરીથી પ્રવાહિત કરવી છે
ને એની સાથે વહી જવું છે.
મારે મારો દરિયો શોધવો છે
ને એમાં પહાડ પહાડ જેવડાં
મોજાં થઈ ઊછળવું છે.
આકાશમાં મલ્હાર થઈ
ધરતી પર મન મૂકીને વરસવું છે.
ઉજ્જડ ધરતી પર
તૃણમાંથી વૃક્ષ થઈ
ને વૃક્ષમાંથી વન થઈ વિસ્તરવું છે.
વનરાજિની ધારે
એક નદીકિનારે
હસતી રમતી ભીંતોવાળું
ઘર બાંધી
નાનકડા એક બાળકનો
આનંદ બની
ઊડાઊડ કરવી છે.

નયન દેસાઈ

## ગીત

શમ્યા સાંઢણીના પડછંદા સુનો ડાયરો કોણ કસૂંબો ઘૂંટે?
સગડ શોધતા રખોપિયાઓ ગયા નેળિયે જીવતર બાંધી ખૂંટે.

ભર્યો શ્વાસ વચાળેથી ડેલીના પગરવ ઊડે હવામાં કિકિયારી થૈ
કોણ આયખાના સૂંથણાને ટેભા દેશે લોહી નિગળતા ઘા સાંધી દૈ
વળ્યા સ્મરણ પરભવની વાટે અમે વળ્યાં રવરવતી એકલતાની પૂંઠે–

અફીણ જેવું ઘેન ચઢે કે શમણાં આવે શમણામાં ઘૂઘરિયું રણકે
ઘેઘૂર વડલો પાદર છોડી ગયો બધું સૂમસામ ન એકે ફળિયું રણકે
સૂના નિસાસાનો લો લાગે ભરી બપોરી વેળ હવે ધોળે દી લૂંટે–

ઓળઘોળ થઇ ફરે અમારે માથે પડછાયો ગોઝારો કોને કહીએ?
રહી ગયો બોલાશ ઓરડે ભણકારાનો લખ્યો અખેવન ઝૂરાપો ભાયગના લહીએ
પ્રાગડના દોરા ફૂટે કે મનખો સળગે સમી સાંજના ઝાલરટાણું રૂઠે–

અકિંચન

## ક્યાં છે?

બિચારા જાગનારાને જીવનમાંહે સ્વપન ક્યાં છે?
સુરોને સ્વર્ગથી ઉપર જવા માટે ગગન ક્યાં છે?

તૃષા હો માનસરની ને જડાઈ જિંદગી ભોમાં,
એ સ્થાવરને વિહગ જેવું જરા પણ ઉડ્ડયન ક્યાં છે?

થયા દુશ્મન પરસ્પર સ્વાર્થથી અક્કલ લડાવીને
પશુ જેવું ય સ્વાભાવિક મનુજ માટે જીવન ક્યાં છે?

ભલાં ભોળાં પ્રણયઘેલાં સુભગ ઉપમાન છે તોપણ
ન દેખે આંઝવાં એવાં હરિણ માટે નયન ક્યાં છે?

ન ખારું હોય કાં જીવન ઘમંડી એ સમંદરનું
સમર્પણનું ઝરણ જેવું વિમલ એને વહન ક્યાં છે?

તમે તો ઉમ્રભર ગાયો સુરાનો કેફ ઉલ્ફતથી
સનમના સ્નેહથી ભીનું અકિંચનનું કવન ક્યાં છે?

ચંડીદાન ગઢવી

*

## ગીત

યાદોનાં મલમલશાં અજવાળાં રોકીને ઓરડાઓ મ્હેરા આ ભરતા,
ફૂટચાં બલૈયાંના નંદાયા ટહુકાઓ વેદનાના મ્હાડ થઈ તરતા.
યાદોનાં મલમલશાં....

ભીડચાં આ બારણાંની ભોગળમાં ધ્રૂજંતા,
કંકણુના અલસાતા નાદ.
અંધારે ઘૂંટાયા નયણાંમાં લાલ લાલ,
શરમાતા અળતાના સાદ.

ભીંત્યુંના ચંદરવે દરપણુની આંખ્યુંમાં પોપડાના ચ્હેરા આ ખરતા,
યાદોનાં મલમલશાં અજવાળાં રોકીને ઓરડાઓ મ્હેરા આ ભરતા.
ફૂટચાં બલૈયાંના...

ઠારેલા દીવડાની શગને અડકું જ ત્યાં,
ઊછળે છે આગ્યની છોળો.
છાતીનાં કોતરોમાં ઝીંકે છે માથાં આ,
ડંખીલી વાસંતી છોળો.

મ્હેરીને કિનખાબી વાઘા, ને ઝલમલતાં છોગાંમાં ઓળા આ ફરતા,
યાદોનાં મલમલશાં અજવાળાં રોકીને ઓરડાઓ મ્હેરા આ ભરતા.
ફૂટચાં બલૈયાંના...

હંસરાજ ટાંક

*

## ત્રણ હાઇકુ

ભરીને મ્હેરો
ઊભો ચાડિયો, લઈ
કઢંગો ચ્હેરો.

પક્ષીઓ ઊડે
આકાશે, પડછાયો
પાણીમાં બૂડે.

દીપક બૂઝે,
ખુલ્લું ઘર તોપણ
કાંઈ ના સૂઝે !

કિશોર મોદી

*

પછી તું પા પા પગલી પાડતો થઈશ
ઑફિસેથી પાછા ફરતાં હું તને આંગણાની ધૂળમાં રમતો
જોઈશ. 'ચાલ બેટા, આપણાથી ધૂળમાં ન રમાય, હાથ
ને કોકાં ગોળાં ગોળાં થાય' એમ કહીને હું તને તેડીશ
ત્યારે તું અણગમો વ્યક્ત કરવા ખભાં ઉલાળશે.
'મેમ્મી' ને 'પાપા'ની શબ્દરૂપી શૈશવી નૌકામાં વિહરતાં
વિહરતાં તું નિત નવા નવા શબ્દોની ભાઈબંધી કરીશ.
અકસ્માત તારી જિહ્વાથી અપશબ્દનો પ્રયોગ થઈ જશે
ત્યારે તને સમજાવીશ: 'બેટા ચિંતુ, આપણાથી આવું
ગંદું ન બોલાય.'
મમ્મીની તીરછી નજર અને સૂચક મૌનથી ઓરડામાં
ભોંઠપની ચુપકીદી છવાઈ જશે.
ક્યારેક ક્યારેક 'લેસન કર્યું કે નહીં'નો મારો પ્રશ્ન તને
કદાચ અજુગતો લાગશે. તું સાહજિક રીતે ડચકારો
બોલાવી બેધડક ના કહી દેશે. ત્યારે હું માત્ર એટલું જ
કહીશ, 'ચિંતુ, જવાબ આપવાની આ રીત સારી ન ગણાય.
અને નતમસ્તકે તું સાંભળી લઈશ.
ધીરે ધીરે તારા શૈશવી સરવરમાં ખીલેલાં જિજ્ઞાસાનાં
કમળ તારા કાનને ખેંચી લાવશે મોટેરાંની વાતોમાં.
કોઈ આગંતુક સાથેના મારા વાર્તાલાપમાં તું ઓચિંતો
ટપકી પડશે ત્યારે મારા ચહેરા પર દોડી ગયેલી નારાજગીની
રેખામાંથી શબ્દબાણ વછૂટશે, 'ચિંતુ, વચ્ચે બોલ મા.'
સોળ વર્ષે સુહૃદ સમાનના સિદ્ધાંતે તું છેડાઈ પડી સવાલ
કરીશ કે 'પપ્પા મારું ઈન્સલ્ટ કેમ કરો છો?'
મારે કપાળે પરંપરાગત ટેવની કરચલીઓ પડશે છતાં
હું તને કશું નહીં કહી શકીશ, ચિંતન.

મનોહર ત્રિવેદી

*

## ખટુમડું ગીત

ભોંય ઉપર છાંયડીઓ આળખી
ગન્ધવતી લીંબુડીએ ભોંય ઉપર છાંયડીઓ આળખી

રૂણેરી તીરખીએ સોનેરી તડકાના
ક્યાંક ક્યાંક રંગ ભર્યા છુટ્ટા
પડખેથી સ્હેજ પીંછી બોળીને કોરેમોરે
લેરખીના ગૂંથ્યા ભેજ-બુટ્ટા
હળુહળુ ઝૂલે છે હળુહળુ ઝૂલે છે પાંદ નીચે પોઢેલી ડાળખી
ગન્ધવતી લીંબુડીએ ભોંય ઉપર છાંયડીઓ આળખી

કાળી ચકલીનો ટ્વિટ ટહુકો ને
ખીચોખીચ ટહુકાથી ચીતરાયું આંગણું
એક એક પાંદડીએ રેખાતો જાય પછી
એક એક ખટાશીનો ફાગણ
ક્યાંથી જો, આમ ફૂલકુંવરીની આવી આ ફરફરતી શ્વેત શ્વેત પાલખી
ગન્ધવતી લીંબુડીએ ભોંય ઉપર છાંયડીઓ આળખી

હસિત બૂચ

*

## યાચના

તારીખટાણું જોઈ ચડાવી આંટી!
યાદ તમારી
છાપી લેખે, શબ્દે શબ્દે ટાંકી!
હવે અધિક માગો ના,
મોહનદાસ કરમચંદ ગાંધી!

રમેશ ત્રિવેદી

*

## અધ્યાત્મજ્ઞાન

મારે જ નામે મેં
એક પરબીડિયું લખ્યું
મહીં સુક્કું
જર્જરિત
પાંદડું મૂક્યું.

મધુકાન્ત કલ્પિત

*

## નગરને આવેલા એક દુઃસ્વપ્નનું ગીત

નગરની છમ્મ છાતીએ
પડછાયાના ખીલ્લા ઠોકે કોણ?

રે! કેમ
શ્વાસને કાચકાગળે ઘસી ઘસીને
લીસ્સાલસ કરવાનું વેરણ સુખ નગરને આપ્યું?
રે! કેમ
મુર્દા સળગા'વાતાં મશીનની ચીમનીઓ પરથી
કાળું ધુમ્મસછાયું વ્હેતું આભ
નગરની હથેળીઓમાં છાપ્યું?
થબરક થબરક ઊંટ હવાનાં
ભીડવચાળે તેતરવર્ણા કરે કોગળા ખરૂખરૂ રોકે કોણ??
થીજી ગયેલી નદી
પાતળી આંગળીઓ પર સડકાતો એક સ્પર્શ લઈ ઢોળાય
કહોને ક્યાં લગ રહેશે યાદ?
ઢળી ગયેલી કંકુની ઢગલીઓની આ પાળે બેઠી સવાર
સામે કાંઠે રેશમ તડકા કેવું ઝરમર ઝૂર્યે જાય,
કહોને કરીએ કેમ વિવાદ?
અવાજનો એક અડકો દડકો વાવ્યો, રામ!
શાપ બની ટોળાય
નગરની અરતે ફરતે ટૌકો, ટોકે કોણ???

આર. એસ. દૂધરેજિયા

## ફાળ છે

કાલમાંથી પાંગરેલો કાળ છે
આજના માથે પડેલું આળ છે.

મેં સમયના હાથ કાપ્યા એટલે
રક્તથી તરબોળ આ ઘડિયાળ છે.

પાંદડાને પાંખ ફૂટી – વેદના
ચીસ નામે આસમાની ડાળ છે.

તરફડે છે તરફડે છે માછલી
રેતમાંથી વિસ્તરેલી જાળ છે.

આ ક્ષણોનું શબ બળે છે એટલે
આજ જ્વાળાના હૃદયમાં ફાળ છે.

કનૈયાલાલ મ. પંડ્યા

## પ્રતિપ્રશ્ન

ગામનું
કોક જુવાન જણ
ગુજરી ગયું છે.
તેઓ વાતો કરે છે,
'જીવ શી રીતે ગયો હશે?
કેટલાં વાને ગયો હશે?'
એકત્રીસ વર્ષનો હું
આ સાંભળું છું
અને
મનોમન પૂછું છું:
જીવ શી રીતે ટક્યો હશે?
કેટલાં વાને ટક્યો હશે?

નલિન પંડ્યા

## વસ્ત્ર પર

બપોરે રણમાં
દાવાનળ પ્રગટે
પડછાયો ઐરાવત લાગે,
રણમાં સરોવર
સરવરમાં રણ
દરમાંથી નીકળેલો હાથી
હાથીમાં કીડીઓના કણ.

તપ્ત રેતાળ કણોમાંથી
એક મણ વિચારો ઊંચકી,
સર્પાકાર ધૂમ્રવલયો
ગળે વીંટી ચાલ્યો દૂર દૂર
દૂર દૂર પાણીની તોર
ક્યાં છે થોર? ક્યાં છે થોર?
થોર એટલે રણમાં દોડતાં
ઝાંઝરમાંથી ખરી પડતી ઘૂઘરીનો થાક,
થાક એટલે રેતમાં ઓગળતો
સાંઢણીનો સ્ખલિત ધ્વનિ.

થૈ થૈ રે નાચતાં ઘૂઘરીઓ થાકી,
બળબળતી રેતમાં પાનીઓ પાકી!
પાકેલી પાનીઓમાં ઊગવા માંડ્યા થોર
થોરને કાંટે બાઝેલી અંધારી તીણાશ
પસવાળતાં આંગળીમાંથી વસ્ત્ર પર
રક્તબિંદુ ટપક્યાં.

ફિલિપ ક્લાર્ક

## ગઝલ

આંખ એમાં તો બિચારી શું કરે!
હોય એનું એ જ બારી ખોલતાં.

આયના નાચી ઊઠ્યા આવાસના;
પ્રેમથી બસ બે જ શબ્દો બોલતાં.

તોલવાના તોલ પણ તૂટી ગયા;
લાગણીને ત્રાજવામાં તોલતા.

ટેરવાંયે કેટલાં ભોંઠાં પડ્યાં;
શબ્દ કેરા શ્રીફળોને છોલતાં.

આભના રંગો બધા કંપી રહ્યા;
ફૂલની કોમળ કળીને ફોલતાં.

સોલિડ મહેતા

## અને

ક્યાંયે નથી એના વિષે નકશા અને
શોધી રહ્યો છું હું નવા રસ્તા અને

ક્યારે થશે પૂરી સફર કૈં ના ખબર
મંજિલ તરફ ભરતો સતત પગલાં અને

દિવસે સતાવે યાદ એના નામની
રાતે સદા જોવાય છે સપનાં અને

છે ભાર સુક્કી પાંપણે હોવાપણો
કૈં કેટલા આવી મળે ઝ્હેરા અને

સહવાસનાં પંખી બધાં ઊડી ગયાં
કેવળ રહ્યા ટહુકા તણા પડઘા અને

જયેન્દ્ર શેખડીવાળા

## એક ક્ષણિકા

નગરવૃક્ષ રોકે અને પોંખી લે-
પ્રવાસો ય એવા રહ્યા છે જ ક્યાં?

તિરાડો તિરાડો હથેળી જ કાં?
ઊભા સ્તબ્ધ આ સૌ ગમા-અણગમા.

બધાં સ્વપ્ન જ્વાળામુખી થઈ જતાં
હવે ઓસ લઈ હું ઊભો આંખમાં.

ઊતરતાં ઊતરતાં ઊતરતો ગયો...
મને મૂકીને હું બીજે ક્યાંક, ક્યાં?

મુકુન્દ રા. દવે

## વિષદાન

કડવાશ—
મારી ને તમારી કાચી સમજની;
જિહ્વાના દંશની કે અહમ્‌ના તોરની;
એકલતાના અંધારની, જૂથબંધીના જોરની;
તમારી સફળતાની વાડીમાં ઊગેલા
મારી ઈર્ષ્યાના થોરની—
હવે આ બધી કડવાશ રગેરગમાં વહે છે....
ચાલો હાફકિન ઇન્સ્ટિટ્યૂટમાં જઇ
વિષદાન કરીએ.

યોગેશ જોષી

## છતાં

કે સાવ સૂકી ડાળને સ્પર્શ્યો અને તરત
કે પાંદડાં ફૂટ્યાં છતાં ફૂલો ઊગે નહીં.

ફેંકી હતી મેં લાગણી દરિયામહીં પછી,
સળગી રહ્યો દરિયો છતાં વાદળ તૂટે નહીં.

પલળી ગયો વૈશાખનો તડકો લથર પથર,
વરસ્યા કરે પાણી છતાં દરિયો ખૂટે નહીં.

બાઝી ગઈ છે લીલ મારી બે ય આંખ પર,
થીજી ગયાં આંસું છતાં સૂરજ ઊગે નહીં.

હું ભીંત પાસે કાન માંડી સાંભળ્યા કરું,
કણસ્યા કરે ઈંટો છતાં કૂંપળ ફૂટે નહીં.

બેસી રહ્યાં છે એક ખૂણે સૌ પતંગિયાં,
ખુલ્લી હતી બારી છતાં રસ્તો સૂઝે નહીં!

રાજેશ વ્યાસ

## —

હરપળ સીતાહરણ થતું રહે છે જોઉં છું,
હરપળ જટાયુ જેટલો લાચાર હોઉં છું.

ચારે દીવાલ ઘરની જતી શોધવા પછી,
ચહેરાઓ જ્યારે એકઠા કરેલ ખોઉં છું.

કરચલી થઈ તમામ સાંજ ઊપસી આવતી,
તાજો થવા જ્યાં ચહેરો સવારે હું ધોઉં છું.

'મિસ્કીન' કોઈ દિલાસો નથી કામ આવતો,
સૌ જાય છે માનીને અમસ્તો જ રોઉં છું.

દાન વાઘેલા

## લાંબી ખબર

ના કશા એંધાણ કે બીજી ખબર?
આંખમાં લથબથ ઝૂરે કોની ખબર?

કૈંક અશ્વો હણહણે છે ક્યારના,
કેટલી ગઈ ને ફરી આવી ખબર?

પૂર શેતલનાં હવે શે ખાળવાં?
સુક્કી રેતીમાં ઘડી મૂકી ખબર.

રિક્ત મનસાં સાંભરણ પડઘા ચરે!
રોજ ઊગે છે અહીં લીલી ખબર!

સીંઢળોને વાવ પર શે છોડવાં?
સાવ પાતાળે જઈ ઊભી ખબર!

લાલ રંગે પાળિયા રડતા રહ્યા,
ભર બપોરે સૂર્ય ડૂબ્યાની ખબર!

યાદનાં પડ ઊંચકીને જોયું તો–
કેટલા યુગની મળી તાજી ખબર!

ભૂંગળા સમ વેદનાઓ ગર્જતી,
આટલી લાવ્યો છું હું શહેરી ખબર.

ખુદ સમય આપે છે-શબ્દે શબ્દ 'દાન',
દોસ્ત કે દુશ્મન તણી લાંબી ખબર.

## મહેશ શાહ

## ગઝલ

શ્વાસ જકડે છે સતત સળિયાની માફક રે મને
હું અરે કહું ને અરે સંભળાય કેવળ રે મને

કાચના રસ્તા ઉપર તડકો પડે ને ચાલવું
પીડતું રહેતું હજી યે બિંબનું છળ રે મને

હોલવી નાખું હવે તો હાથ એવું થાય છે
છે બરફ કે આગ ભાઈ આપ સમજણ રે મને

પગ પડે છે, એ મુકાતા હોય એવું યે નથી
આંખ પણ ખાડામાં દોરીને કહે ફટ રે મને

મારી એકલતાની ફરતે એક પડદો પાડી દૌં?
હું જ પડદો થાઉં, મૂકું હું જ પાછળ રે મને?

## ભૂપત નાનસી

## અર્જુનની ઉક્તિ

ના ગુરુ,
મને ચકલીની આંખ પણ
હવે દેખાતી નથી.
દેખાય છે તે આંખમાં
સેવાઈ રહેલાં શમણાં.
માળો, ઇંડાં, બચ્ચાં, ચણ...
હું તીર નહીં છોડી શકું.

## મુકુલ ચોકસી

## હવા

(૧)

ઓરડે-ઓરડે
સિલિંગ ફેનના ધારદાર
પાંખિયાઓ વડે ઘવાઈને
લોહીલુહાણ થયેલી હવા
—અને સામે આપણા
માણસો જેવા
લાગણીશીલ પ્રાણીઓ.

સારું છે ને કે
આપણે
હવાને
જોઈ જ
શકતા નથી?

(૨)

આપણે
હવા-ફેર માટે
માથેરાન
જઈ શકીએ છીએ.
બીચારી હવા
માણસ-ફેર માટે
ક્યાં જાય?

# ત્રણ હંગેરિયન કાવ્યો

## સપ્ટેમ્બરનો અંત/અનિલા દલાલ

નીચે ખીણમાં ઉદ્યાનો હજુ યે ખીલે છે
ઘર આગળનું ઊંચું ઝાડ હજુ યે લીલું છે
પણ ત્યાં, હિમાચ્છાદિત પર્વતના શિખર તરફ જુઓ,
તે તો અત્યારથી જ પાનખરનું દૃશ્ય પ્રકટ કરે છે.
મારા હૈયામાં જ્યોત જલાવતો ગ્રીષ્મ હજુ યે યુવા છે,
વસંત પૂરબહારમાં હજુ યે ત્યાં ભમી રહી છે
અને છતાં અકાળ અને હતાશ પાનખર
મારા વાળની કાળાશને રાખોડી હિમકણોથી છાંટી દે છે.

જીવન તો વહે જાય છે. પાંદડીઓ ખર્યે જાય છે.
આવ, બેસ મારા ખોળામાં, મારી પ્રિયા, મારી નવવધૂ!
આજે મારે ખભે તારું શિર લપાયું છે
તું કેટલો શોક કરે—જો હું કાલે મૃત્યુ પામું તો?!
અરે, મને કહે—જો હું એકદમ મરી જાઉં—તો તું રડતી રડતી
શોકના બુરખાઓથી મારા દુઃખના અવશેષોને ઢાંકી દઈશ?—
કે, પછીના કોઈ પ્રેમીના પ્રેમથી ખેંચાઈ જઈ,
મારા નામને છોડી દઈશ—એક બીજા જ નામ માટે?....
આહ, જો તું વિધવાના કાળા બુરખાને છોડી દે તો,
તેને મારી કબર પર લહેરાવજે—પ્રલયનો કાળો ધ્વજ!
પછી મધરાતે છાયાઓમાંથી હું બહાર નીકળી આવીશ,
અને તેને મારી સાથે મારી કબરમાં લઇ જઈશ,
મને ભૂલી ગયેલી તારે ખાતર,
લોહી વહાવતા મારા હૃદયના ઘાને પાટો બાંધવા,
અને કોઈ વ્યથિતના આંસુ લૂછવા, જે તને હમેશાં ચાહશે,
તને એકલીને જ ચાહશે, ત્યારે પણ, ત્યાં પણ.

— / અનિલા દલાલ

સ્વતંત્રતા, પ્રેમ!
ઝંખના મારે કેવળ આ બેની.
પ્રેમ માટે આપી દઉં
મુજ જીવન.
સ્વતંત્રતા માટે આપી દઉં
મુજ પ્રેમ.

(હંગેરિયન કવિ પેટોફિ શેન્ડૉરનાં કાવ્યોનો અનુવાદ)

## શૈશવ/મુકુન્દ રા. દવે

ત્યારે શબ્દ માત્ર સ્ફટિક શો હતો
ને વિચારો—જાણે તામ્રરંગી કિરણો શિશિરનાં,
અને સરકે ખરંતાં પાનના ઘૂમરાટ વચ્ચે જેમ ઝાકળ—
આપણું શૈશવ કદી ના થાયે દૂર.
વસંતો લાગતી તાજા ખુલ્લા ઘાવ શી બચપણ મહીં,
ખોયા પછી હાથ લાગે કો ખજાનો—એવી તો ગ્રીષ્મો હતી.
મહેક ગુલાબની ધ્વનિ શી હતી
ને કરેણનો રંગ પણ એક હકીકત હતી.
આરસ શા ભૂમિદશ્ય પર પતંગિયાંના કુંકુમરંગી રાસ રસીલા,
રંગોનું કામણ મૌન બનીને સર્યું'તું ગીતની નસનસમાં;
અકીકના જાદૂ-ઝબકાર સમા દીસતાં, ચકરાવા લેતાં કબૂતરો—
અને સંકલ વિશ્વ છાયું હતું હૈયાના નાનેરા ફલક પર.
(હંગેરિયન કવિ ચેનટ્ર પ્લેથીના કાવ્યનો અનુવાદ)

પુનઃ પ્રવાસ

તજી હજી ન વક્રતા કુટિલ વેણીભંગે પૂરી
હથેળી તણી ઉષ્ણતા નથી કપોલથી ઓસરી
પૂરા પરિચયે થયું હજી ન હૈયું આશ્વસ્ત આ
તથાપિ સખી નિર્દય પ્રિય પુનઃ પ્રવાસે પળે.

પ્રયાણદિવસ

પ્રયાણ–દિવસ–પ્રભાત: કલશોર પંખી તણો
સુણી અવશ કંપતી તરુણી: લોચનેથી વહે
અતૂટ જળધાર ઉષ્ણ, પતિસ્કંધને ભીંજવે.

પ્રતીક્ષા

'સમાપ્ત દિન આ. ઢળ્યું સૂરજબિંબ અસ્તાચળે.
ફૂટ્યા તિમિર–અંકુરે અલકવંતી જો! દ્યૌ બને.
પ્રવેશ ઘરભીતરે તું—હજી દ્વારશાખા પરે
સજી ભુજલતા, દૃગે સજળ, કાં પ્રતીક્ષા કરે?'

વાયસ-શકુન

અવ થયો સૂર્યનો અસ્ત—
જા તું નીડે નિજ સખી પાસ
(સૂજે સુખે, ભ્રાત વાયસ!)
બહુ કર્યું સ્વજનસમ કાર્ય ત સ્નેહભાવે:
જે મને અશ્રુરૂંધ્યાં કરુણ લોચને રોતી મૂકી ગયો,
તે સખે! તુજ કુરકુર કર્યે કેમ આવે?

પ્રત્યાગમન

સુહંત પુલકાવલી ઈષત મ્લાન વક્ષોજ પે,
પ્રમોદ વિલસંત કાજલવિહીન નેત્રે, કરે.
પ્રવાહ બની અશ્રુઓ કૃશકપોલ વક્ત્રે લસે—
શું શું પ્રિય પધારતે ન મુગ્ધાનું મંડન બને!

(સંસ્કૃત-પ્રાકૃત મુક્તકોના અનુવાદ)

□

એક દંત રાક્ષસનાં ખુલ્લાં જડબાં જેવું આ ઘર
મગર ખરછટ એની સિમેન્ટ ત્વચા
દાખલ થતાં જ હિંચકો
ચીંચવતો કચવાતો ડાકણ ડચકારો
ઝૂલે એના પર હવાનું પ્રેત
પછી આવે દીવાનખાનું
ભીંત પર ફોટા
પીળાં પડી ગયેલાં ભૂતકાળનાં ચાઠાં
આ શયનગૃહની અંધ બંધી બારી
જોતી ગુહ્ય આદિમ સ્વપ્ન
એની પાસેથી ચાલી જાય છે
વીજળીના તારની સીધી નૈતિક રેખાઓ.
પણે ગોખલો
એમાં બેચાર દેવનો સરવાળો
ઘીનો દીવો—
ધર્મનું આશ્ચર્યચિહ્ન!
ડાલડાના ડબ્બામાં ઉછેરેલાં તુલસી
ખૂણાઓના શયન સાથેના વિવાહના કોડભર્યા અન્ધકાર
ટ્રેજેડીના નાયકની અદાથી કર્યા કરે છે આત્મસંલાપ
માળિયામાં આપઘાત કરવાનું ગંભીર પણે વિચારતો
બેઠેલો ઉંદર
માળિયામાંથી દેખાતું મેલું મરિયલ આકાશ
કદીક એકાદ તારો,
એની પછી જ હશેને સ્વર્ગ?

(ઇતરા) —સુરેશ જોષી

ઓગણીસમા દિવસની સવારે પાટા બાંધેલી આંખોને બતાવાતા મૃત કુરુક્ષેત્રની જેમ કાવ્યનાયક ઘર બતાવે છે. આમ તો માનવમાત્રને કોઇક ને કોઇક રીતે ઘરનું આશ્વાસક-અભિનિવેશી વળગણ હોય છે જ. વળી, ઘર જોવા કરતાંય સૂંઘવાની વસ્તુ વધારે છે, નાયક સામાન્ય માણસનું હોય એવું ઘર ભાવકને સૂંઘવે છે, અને સૂંઘતાં જ ભાવકને ખ્યાલ આવી જાય છે કે આ ઘરે નાયકને ખૂબ પીડ્યો છે, ડરાવ્યો છે અને એથી જ તો એ–એક દંત રાક્ષસનાં ખુલ્લાં જડબાં જેવું આ ઘર–એમ કહે છે. વળી, 'ખુલ્લાં', 'જડબાં', શબ્દો પર ભારપૂર્વક અનુસ્વાર મૂકીને નાયક જ્યારે આ શબ્દો ઉચ્ચારે છે ત્યારે આ ઘર પ્રત્યેનો દાંત કચકચાવતો શેષ-આક્રોશ પણ પ્રગટ થયા વિના રહેતો નથી.

આ ઘરને નાયકના સંવેદનોની–એનાં સભાન-અભાન વિચાર વર્તનની - લેશ માત્ર ચિંતા હોય એવું પણ જણાતું નથી; કારણ કે એની ત્વચા મગર-ખરછટ છે. અને એ પણ સિમેન્ટની ઠંડી છતાં ક્રૂર—

નાયકની આંગળી પકડીને ભાવક ઘરમાં પ્રવેશે ત્યારે એના એકાદ પડખાને મગરખરછટી-કરકરી, ક્રૂર ત્વચાનો સ્પર્શ થાય ત્યાં જ નાયકના શબ્દો આંખ પર પડે છે.

—દાખલ થતાં જ હીંચકો

ભાવક આંગળીઓ વતી હીંચકો સ્પર્શે તે પહેલાં જ એને ઝૂલતા જૂના હીંચકાનો ચીચવાટ-કચવાટ-ડાકણના ડચકારા જેવો–સંભળાય છે. એ સાથે જ સ્વરવતા એકાંત વડે ઝૂલવાતા હવાના પ્રેતને નાયક બતાવે છે ત્યારે કોઈ જૂના–ભૂતિયા આવાસમાં આવી પડ્યાનો ડર ભાવકને થથરાવે છે. આ ઘરમાં

કોઈ રહી શકે એમ હોય તો તે હવાનું પ્રેત. હવા ગૂંગળાઈ ગૂંગળાઈને અંતે પ્રેત થઈને અતૃપ્ત ઇચ્છાઓ ચગળતી ઝૂલે છે.

પછી કોઈ 'ગાઈડ'ની જેમ નાયક કહે છે:

—પછી આવે દીવાનખાનું

અને ભાવક ડરેલો, છતાં કુતૂહલવશ પ્રવેશે છે એમાં. દીવાનખાના પર ભાવકની નજર પડે છે ત્યારે એને જર્જરિત–સ્મૃતિભંગાર સમું–ઉદાસ ભીંતોને લઈને માંડમાંડ ઊભેલું અંધારિયું દીવાનખાનું દેખાય છે. ભીંત પર ફોટા છે, પણ એ હવે પીળા છે. રસિક સ્મૃતિઓને સાચવતા સાચવતા ઘરડાખખ થઈ ગયેલા ફોટા મોટાંમસ પાનખરી પર્ણો જેમ ભીંતે લટકે છે. ફોટામાંનાં પાત્રો ખરી ગયાં છે. પીળાશ ટીંગાયેલી રહી ગઈ છે. ખબર નહીં ફોટાના કયા ખૂણામાંથી પ્રવેશી ગઈ હશે પીળાશ પાત્રોમાં!

પછી નાયક 'શયનગૃહની અંધ ખંધી બારી' બતાવે છે. આ અંધ ખંધી બારી એ નાયકનો રસિક ભૂતકાળ –ચૂ ાકીદીથી લુચ્ચાઇથી ક્યારેક આંખો ખોલીને તો ક્યારેક એકાદ આંખ મીંચી દઈને, હોઠ પર હોઠ ભીડીને, શરમાળ હસીને નિહાળ્યો છે. એ બારી હવે 'ગુહ્ય આદિમ' સ્વપ્ન જોવામાં પડી છે. અને સ્વપ્ન જ જુએ ને! કારણ હવે તો આ ખંડમાં સ્મૃતિઓના ભંગાર સિવાય બીજું બચ્યું પણ શું છે? હવે તો માત્ર કલ્પવાનું, સ્વપ્નવાનું! નાયક આ શયનગૃહમાં પ્રવેશવાની હિંમત ખોઈ બેઠો છે. એ પ્રવેશે અને સંતાઈ ગયેલા બાળક જેવી સ્મૃતિ ક્યાંકથી કૂદી આવે અને સંતાપે એ ડરે નાયક શયનગૃહમાં પ્રવેશતો નથી એટલું જ નહીં, પણ પેલી અંધ બારી ખોલવાની પણ હિંમત કરી શકતો નથી. આ ઘરમાં નિર્જીવ ચીજ-વસ્તુઓ સિવાય એનું પોતીકું કહી શકાય એવું કોઈ જ રહ્યું નથી. નાયકની સઘળી સ્મૃતિ એક પછી એક સળગતી દીવાસળીની જેમ ભડકી ગઈ છે. આ ઘર નાયક માટે અભિશાપ બનીને રહી ગયું છે.

વીજળીના તાર પણ શયનગૃહની બારીના ગુહ્ય આદિમ સ્વપ્નને ખંડિત કર્યા વિના જાળવીને ચાલ્યા જાય છે. બારીમાંથી પ્રવેશીને શયનગૃહમાં તાકવાનું અનૈતિક લખ્યું હશે એટલે જ કદાચ 'સીધી નૈતિક રેખાઓ' જેમ વીજળીના તાર 'પાસેથી ચાલી જાય છે' એ નૈતિક રેખાઓ પર ભાવકની દૃષ્ટિ સીધી સરીને દૂર ક્યાંક નીકળી જાય તે પહેલાં નાયકના શબ્દો કાને અથડાય છે:

—પણે ગોખલો
એમાં બે ચાર દેવનો સરવાળો
ઘીનો દીવો—
ધર્મનું આશ્ચર્ય ચિહ્ન!

નાયક 'પણે ગોખલો' એમ કહીને ગોખલામાંના બે-ચાર દેવ ગણાવે છે. નાયકનું આ ઘર આમ તો નાનું, એમાં પૂજનઅર્ચન માટે પૂજાખંડ અલગ ફાળવવાની મુશ્કેલી. અને જગ્યા હોય તો પણ નાયકની ઇશ્વર પ્રત્યેની ઉદાસીનતા એટલી ઘેરી કે ગોખલાથી વધારાની જગ્યા ફાળવવાની એની ઇચ્છા નહીં. પરંતુ નાયિકા ખૂબ શ્રદ્ધાળુ–એટલે 'બે-ચાર દેવ' આગળ માથે ઓઢીને, દીવો કરવાનું, બે હથેળીઓ જોડી એના પર માથું ટેકવવાનું એને ખૂબ ગમતું અને જોડાયેલી હથેળીઓ પર ટેકવાયેલા સિંદૂરી સેંથાને દીવાના તેજમાં તગતગતો જોઈને નાયકને હસવું પણ આવતું ક્યારેક. પણ હવે?

હવે કોણ છે આ ઘરમાં જે પણેના ગોખલા-

માંના ગંધાઈ ઊઠેલ બે-ચાર દેવોને સોનેરી અજવાળાં ચડાવે?

નાયકની વ્યથા તો અહીં સ્પષ્ટ થાય છે.

—ઘીનો દીવો—

અને પછીના શબ્દો નાયકના ડૂસકામાં ધકેલાઈ જાય છે. ઘસડાઈ ગયેલા આ શબ્દો થોડે દૂર તરતા દેખાય છે—

—ધર્મનું આશ્ચર્ય ચિહ્ન!

નાયિકાના જતાં ધર્મ જેવું આ ઘરમાં રહ્યું જ ક્યાં?

નાયિકા ગઈ, ધર્મ ગયો. દીવો રહી ગયો—હોલાયેલો. દીવા પર હવે જ્યોત નહીં, પણ (જ્યોત જેવું જ) આશ્ચર્ય ચિહ્ન થરકે છે, અને એ પણ ધર્મનું.

નાયિકાની એવી જ ધાર્મિકતા સ્મરતા નાયક કહે છે:

—ડાલડાના ડબ્બામાં ઉછેરેલાં તુલસી

નાયકનું ઘર અગાઉ જોયું તેમ નાનું. એટલે જે મળ્યું એમાં ચલાવી લેવાની નાયિકાની સંતોષી વૃત્તિનું સ્મરણ થાય છે નાયકને. નાયિકાએ ડાલડાના ડબ્બામાંના તુલસીશ્યામ વિવાહ પણ ઊલટથી—ઉમંગથી કરાવ્યાં હતાં. પણ હવે?

હવે 'વિવાહના કોડભર્યા અન્ધકાર', 'ટ્રેજેડીના નાયકની અદાથી આત્મસંલાપ' કરતા જણાય છે.

(અંધકાર ના લખતાં કવિએ 'અન્ધકાર' મૂકીને પણ અંધાપા જેવા અન્ધકારને વધુ તીવ્ર બનાવ્યો છે.) 'અન્ધકાર એટલે જ શ્યામ' જેવું માર્મિક અર્થઘટન 'કોડભર્યા અન્ધકાર'માં અધૂરા રહી ગયેલા કોડનાં પણ દર્શન કરાવી જાય છે.

'ટ્રેજેડીના નાયકની અદા'થી—એ પંક્તિમાં 'અદા' કાવ્ય-ઇમારતમાંથી ખરી પડતી એકાદ ઈંટ જેમ વાગે છે. 'અદા' દ્વારા કવિને આ આખાય પ્રસંગને નાટકી કહેવો છે, કે સભાન-અભાનપણે, આ બનાવની ઠેકડી ઉડાવવાનો એમનો હેતુ છે? ગમે તે હોય પણ કવિએ ધાર્યું ય ન હોય એ રીતે નાટકી અસર નીચે ભાવક આવે એ પહેલાં આખા ય ઘરની નિર્માનુષિતા, નિરર્થકતા અભિવ્યંજિત કરી દેતી નાયકની આ પંક્તિ સંભળાય છે—માળિયામાં આપઘાત કરવાનું ગમ્ભીરપણે વિચારતો બેઠેલો ઉંદર. ઘર અવાવરુ પડ્યું હોય, વેરાન—ઉજ્જડ—બંધ પડ્યું હોય ત્યારે એનો કબજો ઉંદર—વાંદા તરત જ લઈ લે છે. આ ઉંદર પણ આ ઘરમાં રહ્યો છે.

એની ઉજ્જડતા—વેરાનતા એણે માણી છે. પણ આ ઘરની રવરવતી એકલતાથી એવો તો ઉબાઈ ગયો છે કે એ આપઘાત કરવાનું વિચારે છે. અને તે પણ કોઈ તરંગ કે તુક્કા રૂપે નહીં, પણ પૂરી ગમ્ભીરતાથી. આ કાવ્યમાં નાયક સિવાય એક પણ જીવંતપાત્ર ભાવકને જોવા મળતું નથી. ઘર માણસ માટે હોય પણ માણસ જ ઘરમાં ન હોય તો ઘરની ઘર તરીકેની સાર્થકતા શી? એ ઘર કે જ્યાં ઉંદર પણ ત્રાસી ગયો હોય જીવવાથી, એ ઘર મરિયલ નહીં તો બીજું શું? આખુંય ઘર મરિયલ લાગે છે, નિષ્પ્રાણ લાગે છે—મ્યુઝિયમમાં સચવાયેલ ભૂસું ભરેલ, નિષ્પ્રાણ પૂતળા જેવું. માળિયામાં ઝળુંબેલું આકાશ પણ અહીંની ભૂતિયા હવા ચાખી ચાખીને મરિયલ થઈ ગયું છે. આ ઘરની સઘળી સ્મૃતિ—સમૃદ્ધિને નીચોવી નીચોવીને એનો અર્ક સારવી લઈને કોઈકે એનો એકાદ તારો બનાવી આકાશે ટાંગી દીધો છે.

નાયિકાના સ્મિત જેમ, આ સમગ્ર વેરાન ઉજ્જડ પરિસ્થિતિમાં એકાદ તારાનું ટમટમવું નાયકને આશ્વાસક નીવડે છે. એકા કાળે એ બધી જ સ્વર્ગીય સમૃદ્ધિ–નાયિકાની હાજરીથી–આ ઘરમાં હતી, પણ હવે એ એકાદ તારાની પાછળ સંતાઈ ગયેલી જણાય છે.

આ તારો એક વિરાટ દ્વારના ચળકતાં બટન જેવો નાયકને જણાય છે, જે દબાવતાં જ પેલું વિરાટ દ્વાર સડસડાટ ખૂલી જાય–પણ, એ બટન સુધી હાથ લંબાય ત્યારેને! એટલે જ એ સાશંક પ્રશ્ને છે:

એની પછી જ હશેને સ્વર્ગ?

અને એ પ્રશ્ન સાથે એને ગળાડૂબ ખાતરી છે કે પેલા તારાની પાછળ તો સ્વર્ગ કદાચ હોઈ પણ શકે, પણ એ હવે અહીં–આ ઘરમાં–તો નથી જ નથી.

પળેપળ ઘર ઝંખતા નાયકની સ્વર્ગ ભણી મંડાયેલ દૃષ્ટિના સાશંક પ્રશ્નાર્થ સાથે કાવ્ય પૂરું થાય છે અને ત્યાંથી જ શરૂ પણ થાય છે.

એ ઘર જે નાયિકાની હાજરીથી ભર્યુંભાદર્યું હતું તે એના જવા સાથે જ 'એકદંત રાક્ષસનાં ખુલ્લાં જડબાં' જેવું બની ગયું છે.

નાયિકા વગરના ઘરને ઘર જ કેમ કહી શકાય? નાયિકા હોય તો ઘર એ ઘર રહે–નાયિકા દ્વારા તો ઘર મંડાય–પછી નાયિકા વગરનું ઘર, ઘર કેવું? એ ઘર ભૂતિયા આવાસથી વિશેષ બીજું શું હોઈ શકે કે જ્યાં પોતાપણું વસતું જ ન હોય!

નાયકની સમૃદ્ધિના–સુખના–સ્મૃતિના લીરેલીરા ઘરમાં અટવાય છે. બહારથી અકબંધ અને ભીતરથી શીર્ણવિશીર્ણ થઈ ગયેલી ઘર જેવી જ દશા નાયકની પણ છે જ. એટલે માત્ર ભેંકાર સ્મૃતિઓને સાચવતો, જર્જરિત, દીવાસળીના ખાલી ખોખા જેવો એ પણ ઘરની જેમ જ કેટલું ટકે એની પણ શંકા રહે છે.

અંતે એક પ્રશ્ન ભાવકને થાય કે આ કાવ્યને શીર્ષક કેમ નથી? આખુંય કાવ્ય, ફક્ત ધડ વડે લડતા યોદ્ધા જેવું ઊભું છે. જો વિચારીએ તો ઘર, ઉજ્જડ ઘર, વેરાન ઘર, ખંડેર, મરિયલ ઘર, મરિયલ આકાશ કે દીવાસળીનું ખાલી ખોખું જેવાં અનેક શીર્ષક મળી રહે.

તો કવિને એ નહીં મળ્યાં હોય શું? મળ્યાં હશે, પણ એમણે ઇરાદાપૂર્વક એ પ્રયોજ્યાં નથી. જે પરિચિત છે એનો પરિચય આપવાનું કાર્ય કવિનું નથી–જે અપરિચિત છે એનો પરિચય કવિ કરાવે. ભાવક પાસે જે નથી તે કવિ આપે છે. જો ભાવક શીર્ષક આપી શકવાની ક્ષમતા ધરાવતો હોય તો કવિ શું કામ એ આપે? એ કાવ્ય અને માત્ર કાવ્ય જ ન આપે? *

# [ પરિચય ]

**રમેશ પારેખ**નો જન્મ સૌરાષ્ટ્રના અમરેલી ગામમાં ૧૯૪૦ના નવેમ્બરની સત્તાવીસમી તારીખે થયો છે. કૉલેજના પ્રથમ વર્ષ સુધીનો અભ્યાસ કરી હાલ તે અમરેલીમાં જ જિલ્લા પંચાયતની કચેરીમાં નોકરી કરે છે. ૧૯૭૦માં એમને 'કુમાર–ચંદ્રક' એનાયત થયેલો. એ જ વર્ષે એમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'ક્યાં?' બહાર પડ્યો અને તેને ગુજરાત સરકારનું પ્રથમ પારિતોષિક પ્રાપ્ત થએલું. એમનો બીજો કાવ્ય-સગ્રહ ટૂંક સમયમાં પ્રકાશિત થશે. ચિત્રકળા, જ્યોતિષ, સંગીત અને સંમોહનવિદ્યા એમના શોખના વિષયો છે. (પટેલની ડેલી, ભાટિયાશેરી, અમરેલી)

**મનોહર (રતિલાલ) ત્રિવેદી**નો જન્મ સૌરાષ્ટ્રના હીરાણા ગામે ૧૯૪૪ના એપ્રિલની ચોથી તારીખે થયો છે. માલપરાના આ વતની ૧૯૬૩માં લોક-ભારતીની સ્નાતકની, ૧૯૬૫માં ડી. એડ્.ની અને એમ. એ.ની ઉપાધિ મેળવી હાલ ઢસાની આર. જે.એચ. હાયર સેકન્ડરી સ્કૂલમાં શિક્ષણકાર્ય કરે છે. ૧૯૬૮માં 'ભોંસૂઝણું' પ્રથમ કાવ્યસંગ્રહ પ્રકટ થયો હતો. બીજો સંગ્રહ 'ફૂલની નૌકા લઈને- - -' થોડા સમયમાં બહાર પડશે. વાર્તાલેખનનો પણ એમને શોખ છે. ('પ્રણવ', ઢસા જંકશન, જિ. ભાવનગર, ૩૬૪૭૪૦)

**પેટોફિ શેન્ડૉર**—આ હંગેરિયન કવિનો જન્મ કિરકોરોસમાં ૧૮૨૩ના જાન્યુઆરીની પહેલી તારીખે થયો હતો. સ્વાતંત્ર્ય અને પ્રણયનાં ઊર્મિકાવ્યો આપ-નાર કવિએ ૧૯૪૮ની સશસ્ત્ર ક્રાંતિમાં સક્રિય ભાગ લીધો હતો અને તે લડાઈ દરમિયાન જ ૧૮૪૯ના જુલાઈની એકત્રીસમી તારીખે તેનું યુવાન વયે કરુણ મૃત્યુ થયું હતું. હંગેરીના ઉત્તમ ઊર્મિકવિઓમાં એની ગણના થાય છે. લોકજીવન અને કૃષિજીવનના અનેક વિષયોને એણે કાવ્યમાં નિરૂપ્યા છે. બાળપણમાં ઘરેથી ભાગી જઈ એ બીડરમેયરની ભભકાભરી દુનિયામાં પહોંચી ગયો હતો અને એક નાટકમંડળીમાં નટ તરીકે પણ જોડાયો હતો.

**યેનર્ સ્નેથી:** મૂળ હંગેરીના પણ અમેરિકામાં સ્થાયી થએલા આ બહુભાષી કવિના દસેક કાવ્ય-સંગ્રહો પ્રકટ થયા છે. ૧૯૭૬ના જૂન માસમાં બાલ્ટી-મોર મુકામે યોજાયેલી ત્રીજી 'વર્લ્ડ કૉંગ્રેસ ઑવ પોએટ્સ'ના તે પ્રમુખ વરાયેલા. તેમના 'વિન્ટર ટ્યૂન્સ' નામક કાવ્યસંગ્રહમાંના 'ચાઈલ્ડહૂડ' કાવ્યનો આ અનુવાદ.

(4409 Brandywine Street, N. W. Washington, D. C., 20016, U. S. A.)

## [ કવિતાવૃત્ત ]

(અમને પ્રાપ્ત થતા કવિતા જગતના સમાચારો અને કાવ્યપુસ્તકોના સ્વીકારનો વિભાગ)

**દયારામ દ્વિશતાબ્દી મહોત્સવ:** મુંબઈના ભારતીય વિદ્યાભવનના કલાકેન્દ્ર દ્વારા ૨–૩ જાન્યુઆરીએ ભવનમાં જ દયારામની દ્વિશતાબ્દીનો મહોત્સવ ઉજવાઈ ગયો. કાર્યક્રમમાં ઉમાશંકર જોશીએ 'પૂર્વસૂરિ દયારામ', નિરંજન ભગતે 'દયારામ અને આધુનિક રાધાકૃષ્ણ ગીતો' તથા કે. કા. શાસ્ત્રીએ દયારામના તત્ત્વજ્ઞાન વિષે વ્યાખ્યાનો આપ્યા હતાં. ઉત્સવનું આયોજન અજિત શેઠ અને નિરૂપમા શેઠે કર્યું હતું.

● 'કવિતા સંગમ' શ્રેણીમાં,ઉમાશંકર જોશીના સંપાદન નીચે આધુનિક મરાઠી કવિઓ પુ. શિ. રેગે, વસંત બાપટ, વિંદા કરંદીકર, ગ્રેસ, મંગેશ પાડગાંવકર, નારાયણ સુર્વે અને સ્વ. આરતી પ્રભુનાં કેટલાંક કાવ્યોના ગુજરાતી અનુવાદની સાત પુસ્તિકાઓનો સેટ તાજેતરમાં પ્રકટ થયો છે. દરેક પુસ્તિકામાં ડેમી કદનાં ૬૪ પૃષ્ઠો, ઉત્કૃષ્ટ કાગળ, સુઘડ મુદ્રણ અને પુસ્તિકાના આરંભે પ્રત્યેક કવિએ 'મારી કવિતા' શીર્ષકથી આપેલો સ્વકવિતાનો સંક્ષિપ્ત પરિચય. સેટનાં રૂપિયા પાંત્રીસ. પ્રાપ્તિસ્થાન, વૉરા ઍન્ડ કં: ગાંધીમાર્ગ, અમદાવાદ

● મહાકવિ ન્હાનાલાલ સ્મારકટ્રસ્ટ આયોજિત ૧૯૭૭-નું કવિ-વિવેચક મનસુખલાલ ઝવેરીએ આપેલું વ્યાખ્યાન 'નાનાલાલ કવિ' પુસ્તિકારૂપે પ્રકટ થયું છે. વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓને ઉપયોગી ૩૨ પૃષ્ઠોની આ પુસ્તિકાની કિંમત રૂપિયા બે. મુખ્ય વિક્રેતા: કુમકુમ પ્રકાશન, મામુનાયકની પોળ સામે, ગાંધી માર્ગ, અમદાવાદ–૧

### સાભાર સ્વીકાર (નીચેના કાવ્યસંગ્રહો અમને પ્રાપ્ત થયા છે.)

**મધ્યમા:** રાજેન્દ્ર શાહનો નવમો કાવ્યસંગ્રહ. કાચું પૂઠું, પૃ. ૯૦, રૂ. ૧૦, પ્રાપ્તિસ્થાન; એન એમ. ત્રિપાઠી પ્રા. લિ., ૧૬૫, સામળદાસ ગાંધીમાર્ગ, મુંબઈ–૪૦૦૦૦૨.

**વ્યાકુલ વૈષ્ણવ:** ઉશનસ્, પ્ર. કુમકુમ પ્રકાશન, કાચું પૂઠું, પૃ. ૮૦, રૂ. ૭

**એકાન્તોની સોડમાં:** વ્રજલાલ દવેનો પ્રથમ કાવ્યસંગ્રહ, કાચું પૂઠું, પૃ. ૬૪, રૂ. ૫, પ્રકા. રૂપાલી પ્રકાશન, ૮૦, ગિરધરનગર, અમદાવાદ–૪

**લીલપ લાગણીની:** નવોદિત કવિ જોઈતારામ પટેલનો પ્રથમ કાવ્યસંગ્રહ કાચું પૂઠું, પૃ. ૬૮, રૂ. ૫, મુખ્ય વિક્રેતા: આદર્શ પ્રકાશન, ૨૪૯૮/૧ રાયખડ રોડ, અમદાવાદ–૩૮૦૦૦૧

**રૂપરોમાંચ:** શશિશિવમ્‌નો બીજો કાવ્યસંગ્રહ. કાચું પૂઠું, પૃ. ૮૦, પ્ર. આદર્શ પ્રકાશન, ૨૪૯૮/૧, રાયખડ રોડ, અમદાવાદ–૧

**સહજ:** વાડીલાલ ડગલીનો પ્રથમ કાવ્યસંગ્રહ. પાકું પૂઠું, પૃ ૧૧૧, રૂ. ૧૦, પ્ર. બાલગોવિંદ પ્રકાશન, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧

**નખશિખ:** નવોદિત કવિઓ હરીશ મીનાશ્રુ, જયેન્દ્ર શેખડીવાળા, રાજેન્દ્રસિંહ જાડેજા અને અદમ ટંકારવીએ કેટલીક ગુજરાતી ગઝલોનું કરેલું સંપાદન. કાચું પૂઠું, પૃ. ૭૬ રૂ. ૧૨, પ્ર. જયેન્દ્ર શેખડીવાળા, ડી/૫૩, યુનિવર્સિટી કૉલોની, વલ્લભવિદ્યાનગર, ૩૮૮૧૨૦.

**ઢંઢેરો:** લિટરી કમલ ગોધરા વતી બાબુ સુથાર અને વિનોદ ગાંધીએ આ લઘુ સામયિકનો (ડિસેમ્બર ૭૭), ચોથો અંક સુધીર દેસાઈની નવ કાવ્યરચનાઓ સાથે પ્રકટ કર્યો છે. લવાજમ રૂ.૫, 'શીતલ' ભગવદ્ સોસાયટી, ગોધરા.

# દયારામ સંદર્ભસૂચિ

સંપા. પી. પ્રકાશ વેગડ

આ સૂચિ નીચે પ્રમાણે પાંચ વિભાગોમાં વહેંચી છે.

ક. જીવનચરિત્ર અને વિવેચનવિષયક ગ્રંથો.

ખ. જીવનચરિત્ર અને વિવેચનવિષયક લેખો.

ગ. કાવ્ય–રસાસ્વાદન.

ઘ. દયારામ મુદ્રિત ગ્રંથો અને મુખ્ય કાવ્યો (સંપાદન, વિવેચન, સ્વતંત્ર ગ્રંથ કે કોઈ સંગ્રહમાં સંગૃહીત હોય તેની વિગત સાથે)

ચ. દયારામકૃત કાવ્યોના સંગ્રહો તેમ જ અન્ય કાવ્ય-સંગ્રહો જેમાં તેઓના કાવ્યો સંગૃહીત હોય.

નોંધ: ખ, ગ, અને ઘ વિભાગમાં લેખ કે સંચયના ઉલ્લેખને અંતે આપેલો ક્રમાંક ક અને ચ વિભાગમાં જે ગ્રંથ સાથે એનો સંબંધ છે એ ગ્રંથનો નિર્દેશ કરે છે.

## [ક] દયારામનું જીવનચરિત્ર અને વિવેચનવિષયક ગ્રંથો:

૧. કૃષ્ણલાલ મો. ઝવેરી. દયારામ અને હાફેઝ. મુંબઈ, ગુજ. પ્રિંટિંગ પ્રેસ, પ્ર.આ. ૧૯૦૧ પૃ. ૪૮. પુનર્મુ. મંજુલાલ મજમુદાર સંપા. કૃ. મો. ઝવેરી લેખસંગ્રહ. ફા. ગુ. સભા, મુંબઈ. પ્ર. આ. ૧૯૫૧ પૃ. ૬૭૫.

૨. કેશવરામ કા. શાસ્ત્રી. ત્રણ જ્યોતિર્ધરો: અખો, શામળ, દયારામ. વડોદરા, ભુટાલા પ્રકા. પ્ર. આ. ૧૯૭૩ પૃ. ૧૯૨.

૩. ગોવર્ધનરામ મા. ત્રિપાઠી. કવિ દયારામનો અક્ષરદેહ. પ્ર. આ. ૧૯૦૮ બીજી આ. ૧૯૫૭નું શીર્ષક 'કવિ દયારામનો અક્ષરદેહ અને નવલરામની જીવનગાથા'. મુંબઈ, ફા. ગુ. સભા, પૃ. ૯૨+૮૮.

૪. જગજીવનદાસ દયાળજી મોદી. દયારામ (સયાજી સાહિત્યમાળા પુ. ૧૪). વડોદરા, એમ. સી. કોઠારી. પ્ર. આ. ૧૯૧૮ પુનર્મુ. ૧૯૪૮ પૃ. ૪+૧૧૯.

૫. જગદીશ શાહ. મધ્યકાલીન ભક્તિમાર્ગી કવિતાનું અધ્યયન (નરસિંહ, મીરાં અને દયારામ). રાજકોટ, દક્ષિણ ગુજ. યુનિ. એમ. ફિલ. ૧૯૭૭ [અપ્રકાશિત].

૬. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ. બંશીબોલના કવિ યાને ભક્તિકવિ શ્રી દયારામભાઈનું જીવનદર્પણ. પ્રકા. નારાયણદાસ પરમાનંદદાસ શાહ, ડભોઈવાળા. પ્ર. આ. ૧૯૬૩ પૃ. ૪૩૨+૧૧૪.

૭. ત્રિભુવન જમનાદાસ શેઠ. કવિરત્ન દયારામની સંપૂર્ણ જીવનકથા. સુરત, ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસ. પ્ર. આ. ૧૮૯૯ પૃ. ૧૨+૧૨૦.

૮. બહેચરભાઈ ર. પટેલ. રસિક કવિ દયારામ. અ'વાદ, નંદિતા પ્રકા. પ્ર. આ. ૧૯૬૭ પૃ.૩૬.

૯. ભોળાનાથ બાપાલાલ કંથારિયા સંપા. કવિ ચર્ચામાળા. અમદાવાદ, મનહર પ્રિંટિંગ પ્રેસ. બીજી આ. ૧૯૩૪ પૃ. ૧૩૪ [દયારામવિષયક ગુજરાતી અને અંગ્રેજી વર્તમાનપત્રો તથા માસિ-

કોમાં પ્રકાશિત એકસો દસ લેખોનો સંચય ઇ. સ. ૧૯૦૧થી ૧૯૨૫ સુધી].

૧૦. ભોળાનાથ બાપાલાલ કંથારિયા સંપા. દયારત્નમાળા. ભા. ૧ પ્ર. આ. ૧૯૨૪ પૃ ૫૮+૬૦. ભા. ૨ પ્ર. આ. ૧૯૨૬ પૃ. ૧૩૮ [દયારામનાં કાવ્યોનો પરિચય, સંચય અને દયારામનું કયું કાવ્ય કયા સંગ્રહમાં છપાયેલું છે એની સંદર્ભ-સૂચિ વિષય વર્ગીકરણ અને અન્ય વિગત સાથેની બંને ભાગોમાં પ્રકાશિત થયેલ છે.]

૧૧. મફત ઓઝા. દયારામ. અમદાવાદ, સોનલ પ્રકાશન. પ્ર. આ. ૧૯૭૬ પૃ. ૫૨.

૧૨. મહાવીરસિંહ ચૌહાણ. ગુજરાત કે કવિ દયારામ ઔર ઉનકી હિન્દી કવિતા. વલ્લભવિદ્યાનગર, સરદાર પટેલ યુનિ. પીએચ. ડી. મહાનિબંધ, ૧૯૬૪ [અપ્રકાશિત].

૧૩. મૂલચંદ તુલસીદાસ તેલીવાળા તથા જેઠાલાલ ગો. શાહ. ભક્તકવિ દયારામનું આંતરજીવન. પ્રકા. નારાયણદાસ પરમાનંદદાસ, ડભોઈવાળા. પ્ર. આ. ૧૯૩૧ પૃ. ૪૦+૭+૪૬૮+૮.

૧૪. વિષ્ણુકુમાર વ્યાસ. કવિ દયારામ [દયારામના જીવન પર આધારિત ત્રિઅંકી નાટક]. મુંબઈ, રંગભૂમિ. પ્ર. આ. ૧૯૬૦.

૧૫. 'વૈશ્વાનર' (દયારામ વિશેષાંક). પ્રેમલાલ ગો. મેવચા સંપા. વૈશ્વાનર વર્ષ ૧૦ અંક ૧–૨ ડિસે. ૧૯૫૬ અને જાન્યુ. ૧૯૫૭; વર્ષ ૧૦ અંક ૩–૪ પોષ–મહા સંવત્ ૨૦૧૭.

૧૬. શંકરપ્રસાદ છગનલાલ રાવળ સંપા. દયારામભાઈનું જીવનચરિત્ર. છોટાલાલ ગિરિજાશંકર જોષી સંગૃહીત અને મૂલચંદ તુ. તેલીવાળા સંશોધિત. પ્ર. આ. ૧૯૨૦ પૃ. ૪૦+૩૨૪. પ્રકા. નારાયણદાસ પરમાનંદદાસ શાહ, ડભોઈવાળા.

૧૭. સી. સી. શાહ અને વિનોદચંદ્ર ડાહ્યાલાલ પાઠક સંપા. દયારામ શતાબ્દી સ્મૃતિગ્રંથ. ડભોઈ, ઓચ્છવલાલ જમનાદાસ મઢિયા. પ્રકા. સાલ નથી. પૃ. ૨૦૨+૩૪.

૧૮. સુભાષ મ. દવે. દયારામ: એક અધ્યયન. અ'વાદ, અનડા. પ્ર. આ. ૧૯૭૦ પૃ. ૨૯૫. [મ. સ. યુનિ. પીએચ.ડી. મહાનિબંધ, ૧૯૬૨]

૧૯. હરીન્દ્ર દવે. દયારામ. મુંબઈ, પરિચય ટ્રસ્ટ. પ્ર. આ ૧૯૬૭ પૃ. ૩૨. (ક્રમશઃ)

અનુસંધાન] **સુમિત્રાનંદન પંત** [પૃષ્ઠ ૧૬થી

હતા. અહીં 'છંદોની પાયલ' ઉતારીને પણ શબ્દશ્રુતિનું સૌન્દર્ય સિદ્ધ કરી શક્યા છે. નદીને ધેનુના રૂપકથી વર્ણવીને જાતને વ્યાકુલ વત્સ રૂપે રજૂ કરીને પંતજીએ એમના પલ્લવકાલીન ભાવોદ્રેકને ફરીથી પ્રગટાવ્યો છે, એક સ્વસ્થતા સાથે, અને પેલા આરંભકાલીન ગીતપ્રશ્નને છેવટનો બનાવતા ગયા છે:

બાંધ દિયે ક્યોં પ્રાણ – પ્રાણોંસે!
તુમને ચિર અનજાન – પ્રાણોંસે!
ગોપન રહ ન સકેગી અબ યહ મર્મ-કથા
પ્રાણોં કી ન રુકેગી બઢતી વિરહ-વ્યથા
વિવશ ફૂટતે ગાન – પ્રાણોં સે!
બાંધ દિયે ક્યોં પ્રાણ – પ્રાણોં સે!

લેખના આરંભમાં જે મોહિનીનો નિર્દેશ થયેલો એ પંતજી માટે પ્રાણની વસ્તુ હતી. પ્રાણ એમના માટે એક સત્તા હતી, 'હૃદયની દૃષ્ટિ'–ઇમોશનલ ઇનસાઈટ હતી. આ ભૂમિકા સમજતા ભાવકો એમની નજીક જલદી જઈ શકશે.

## વિવિત્સુ (અનુ. આગલી પૂર્તિમાંથી)

પ્રમાણે એઓ અત્યંત સરલ અને નિખાલસ હતા. જન્મે ખડાયતા વણિક અને ધર્મે વૈષ્ણવ હોવા છતાંય એઓ અન્ય ધર્મો વિષે પણ તક મળ્યે ઊંડો અભ્યાસ કરી લેતા. અરે, છેક સાઠ વર્ષની વયે જૈન તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરી, એક નિબંધ લખી એમણે પારિતોષિક પણ મેળવેલું. ઉપનિષદોના અનેક શ્લોકો પણ એમને કંઠસ્થ હતા. એમની વિદ્યોપાસના જેટલી પાકી એટલી જ કાચી એમની વ્યવહારોપાસના. પરિણામે ક્યારેક સંબંધીવર્તુળમાં તકલીફ ઊભી કરે તેવો વ્યવહાર પણ કરી બેસે. અને આમ છતાંય એમની બાલકસહજ નિખાલસતાથી સુજ્ઞાત સહુ કદી કટુતાનો અનુભવ કરતા નહિ.

ચિમનભાઈએ ઈ. સ. ૧૯૧૫થી એટલે કે પોતે મૅટ્રિક થયા તે અરસામાં કાવ્યસર્જનનો આરંભ કરી દીધો હતો. એમનું પ્રથમ કાવ્ય 'જૂની યાદ' 'સમાલોચક'માં પ્રકટ થયું હતું. પછી તો એમની રચનાઓ 'બુદ્ધિપ્રકાશ', 'વસંત', 'સાહિત્ય', 'સમાલોચક', 'ગુજરાતી' આદિ સામયિકોમાં પ્રકટ પણ થવા લાગી હતી. સ્વયંપ્રેરણા છતાંય તે કાળે જેનો ધોમ ધખતો હતો તે કવિવર ન્હાનાલાલના અનુકરણમાં એમણે અનેક કાવ્યો રચ્યાં હતાં. આ ઉપરાંત ગોવર્ધનરામ, 'કાન્ત', કે. હ. ધ્રુવ અને આનંદશંકર ધ્રુવની પણ એમના પર ઊંડી અસર હતી. બોંતેર કાવ્યોનો એમનો 'રાસપાંખડી' સંગ્રહ આની ગવાહી પૂરશે. આ રાસગુચ્છમાંથી 'બાલુડાં', 'ઉદ્‌બોધન', 'બ્હેનનું ગીત', 'સહિયર થંભી ગઈ' અને 'સુહાગી સ્મરણ' જેવી કૃતિઓ ધ્યાન ખેંચે છે છતાં એમાંના કલાપક્ષની ઊણપ ખૂંચે છે. એમના વ્યક્તિત્વના સરલતા અને નિખાલસતા જેવા ગુણો એમની કાવ્યરચનામાં અભિવ્યક્તિપક્ષે દોષો બનીને ઊભા રહે છે અને પરિણામે વ્યંજનાનો અભાવ ખટક્યા કરે છે. એમની કવિતામાં એમનો શિક્ષકજીવ અછતો રહેતો નથી. અને આથી જોઈ શકાય છે કે એમની કાવ્યવિભાવના જીવનલક્ષી છે, કલાલક્ષી નહિ. છંદ અને પદ્ય પર એમનો ઠીકઠીક કાબૂ હતો. એમણે કવિતામાં કવિતાની કલા કરતાં જીવનની કલાની જ જિકર કરી હતી. વળી, સંસ્કૃત ભાષા પર પણ એમણે પ્રભુત્વ મેળવ્યું હતું, તેથી કેટલીક પ્રાસંગિક રચનાઓ એમણે સંસ્કૃતમાં પણ કરી હતી. ગુજરાતી અને સંસ્કૃત ઉપરાંત મરાઠી અને બંગાળી પણ એઓ જાણતા હતા. એમની રચનાઓમાં સહજ ભાવસ્ફુરણ અને ભાવનાનું વાતાવરણ રુચે તોય એમાં કલાનું અનવતરણ ખૂંચે જ ખૂંચે. જોકે એમણે પોતાની રચનાઓ માટે એવો ઊંચો દાવો કર્યો જાણ્યો નથી. એમણે પ્રસિદ્ધ ઈતિહાસકાર રાખાલદાસ બંદોપાધ્યાયની ઐતિહાસિક નવલકથા 'મયૂખ'નો એ જ શીર્ષકથી ગુજરાતી અનુવાદ વિ. સં. ૧૯૮૮માં પ્રકટ કર્યો હતો. એમની અન્ય અગ્રંથસ્થ કાવ્યકૃતિઓનો સંગ્રહ 'વિવિત્સુ કાવ્યો' નામે પ્રકટ કરવાની તૈયારી થઈ ગઈ હશે એમ એની જાહેરાત પરથી લાગે છે, પરન્તુ એ સંગ્રહ હજુ પ્રાપ્ત થયો જાણ્યો નથી. આમ, એમણે આછીપાતળી પણ પોતાની કાવ્યસરવાણી સદા વહેતી રાખી હતી.

(અનુ. પાછળથી ચાલુ)

જવાના સમાચાર સાથે જ 'મધ્યાહ્ન' કાવ્યસંગ્રહના એક કાવ્યની એમની આરત યાદ આવી જાય છે કે

મને ક્યાં લઈ ચાલ્યા મુરારિ!

અને એ કાવ્યની અંતિમ પંક્તિઓ ગૂંજી રહે છે:

કરવી હોય વલે તે કરશો, હરિ, જે હૈયે ધારી<br>
આપ થકી અળગો નવ કરશો એટલી આરઝુ મારી!

આજે આપણી પણ આ આરઝૂ હો કે માણેકનો ચૈતન્યઅંશ પરમ ચૈતન્યમાં લીન હો!

[તા. ૧૦-૨-૭૮ના રોજ આકાશવાણી અમદાવાદ પરથી પ્રસારિત અંજલિનો સંક્ષેપ]

# સદ્ગત કરસનદાસ માણેક

## ધીરુ પરીખ

માણેક ગયા! હા ગયા જ. આવું વાસ્તવ સ્વીકારું છું ત્યારે ય થાય છે કે કવિના અક્ષરદેહને કદી કાળનો કાટ લાગતો નથી. કવિનું, આમ, મૃત્યુ શકય જ નથી. હા, એનું જન્મવું જ સ્વીકાર્ય હોઇ શકે. એ રીતે કવિ કરસનદાસ માણેક ૧૯૦૧ના નવેમ્બરની ૨૮મી તારીખે કરાચીમાં જન્મેલા. એમણે સમગ્ર શિક્ષણ કરાચીમાં જ લીધું હતું. વચ્ચે ૧૯૨૧માં મહાત્મા ગાંધીની અસહકારની ચળવળથી આકર્ષાઇ અમદાવાદમાં ગૂજરાત વિદ્યાપીઠમાં બે વર્ષ અભ્યાસ કરી ગએલા. પરંતુ એમણે આખરે બી. એ.ની ઉપાધિ કરાચીની ડી. જે. કૉલેજ-માંથી મેળવી. પછી તો ત્યાં જ શિક્ષણક્ષેત્રમાં જોડાઇ ગયા. દરમિયાનમાં ૧૯૩૦-'૩૧ એમ બે વાર જેલયાત્રા પણ ભોગવી ચૂકેલા. પછી તો એઓ કરાચી છોડી મુંબઈ આવી વસ્યા. શિક્ષક મટી પત્રકાર બન્યા. મુંબઈના પ્રસિદ્ધ દૈનિક 'જન્મભૂમિ'ના તંત્રી વિભાગમાં જોડાયા. નિવૃત્તિકાળમાં એમની પ્રિય પ્રવૃત્તિ ત્યારે કથા-કીર્તન અને માણભટ્ટની શૈલીએ આખ્યાનોનું ગાન. એમના કંઠની મીઠાશ, રજૂઆતની રસિકતા અને અર્થઘટનની નૂતનતાથી અનેક શ્રોતાઓના એ પ્રિય થઈ ગયા હતા.

આવા સભર વ્યક્તિત્વવાળા કરસનદાસ માણેકની ચિરકાલીન કીર્તિ તો કવિ તરીકેની જ રહેશે. આમ તો એમની કાવ્યપ્રવૃત્તિનો આરંભ ૧૯૩૨માં એમનું પ્રથમ ખંડકાવ્ય 'ખાખનાં પોયણાં' પ્રકટ થયું ત્યારથી ગણી શકાય. આથી ગાંધીયુગના મધ્યાહ્નને એમનું આગમન. આથી વિષય, બાની, અભિવ્યક્તિ: બધી રીતે એ ગાંધીયુગના કવિ ઠરે છે. 'આલબેલ' કાવ્યસંગ્રહ જોતાં સંસ્કૃત, તો 'વૈશંપાયનની વાણી' તથા 'મધ્યાહ્ન' કાવ્યસંગ્રહો પર નજર કરતાં માત્રામેળ છંદો, દેશી ઢાળો, લયરમણા, આખ્યાન શૈલી અને લોકભાષા પરનું એમનું પ્રભુત્વ અછતું રહેશે નહિ.

એમની કવિતામાં કટાક્ષ વક્રરૂપે રજૂ થાય છે. એમાં એક સમાજચિંતકનું ઉત્તરદાયિત્વ એ અદા કરતા જણાય છે. પરંતુ આ બધું એમણે કળાના ચોકઠામાં રહીને કર્યું છે. એમના તેજાબી કટાક્ષો સોંસરા નીકળી શકયા છે તેની પાછળ હૃદયનો શુદ્ધ ઉદ્રેક જ કામે લાગ્યો છે.

એમના કવનરાશિમાં પ્રણયનાં પણ ભાવોદ્રેક-ભર્યાં સફળ કાવ્યો જોવા મળે છે. પણ એમની કવિતાનો મહદંશ છે આધ્યાત્મિકતા અને ધાર્મિકતા. ધાર્મિક પાખંડો સામેની એમની કવનપ્રવૃત્તિ નરદમ નાસ્તિકતાનો સૂર નથી, પરંતુ હરદમની આસ્થાનો અવાજ છે. પરમ તત્ત્વ પ્રત્યેની અખૂટ શ્રદ્ધા એમાં અનુભવવા મળે છે. આથીસ્તો એઓ નિષ્ફળતાઓ કે દુઃખોને પણ ઇશ્વરની જ બક્ષીસ સમજી વધાવી લે છે. એમની આ ભક્તિસરિતામાં 'આલબેલ' કાવ્યસંગ્રહ પછી અચૂક ભરતી આવેલી જોઈ શકાય છે. એમના વ્યક્તિત્વનો આ જ પ્રધાન અંશ છે અને એમની કાવ્યપ્રવૃત્તિનો આ જ પ્રધાન રસ છે. એમની પાસે સામાજિક સભાનતા સાથે ઉત્કટ ઇશ્વરલીનતાવાળું ઉમદા હૈયું હતું. એમાંથી જ સહજરીતે એમની ભક્તિ-પ્રધાન, અધ્યાત્મપ્રધાન કાવ્યસરવાણી સ્રવતી રહેતી હતી.

આમ, પ્રથમ કવિ તરીકે ચિરસ્મરણીય રહેવા સર્જાયેલા કરસનદાસ માણેક વાર્તાકાર, નાટ્યલેખક, નિબંધકાર, રેખાચિત્રકાર, અને અમુક અંશે સ્વસ્થ વિવેચક પણ હતા. આવી માતબર વ્યક્તિનું, સાહિત્ય-સર્જન દ્વારા, અદના સરસ્વતી-ઉપાસકનું અને કથા-આખ્યાનના જાહેર ગાન દ્વારા સમાજ-સંસ્કારસેવકનું આમ પંચોતેર વર્ષ પૂરાં કરી ચાલી નીકળવું એ આપણે માટે કેમ આઘાતક ન હોય? છતાંય આ ભક્તહૃદયી કવિન

(અનુસંધાન જુઓ પાછળ)

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર·વસંત–૨૦૩૪·સળંગ અંક ૧૨૨·દ્વિજ અંક ૫૦

માર્ચ–એપ્રિલ ૧૯૭૮

તંત્રી · ધીરુ પરીખ

કાવ્ય



અનુવાદ



ગદ્ય



## ગ્રાહકોને સૂચના

આપનું સરનામું બદલાય ત્યારે તરત જ કાર્યાલયને જાણ કરશો, જેથી આપનો અંક ગેરવલ્લે ના જાય.

સુધારો : ગતાંકમાં શ્રી સુન્દરમ્‌ના કાવ્યની પ્રથમ પંક્તિ : 'મારે કવિતામાં પેલા દ. દ. ડા. દલપત થાવું' એ પ્રમાણે વાંચવી.

સલાહકાર મંડળ
રાજેન્દ્ર શાહ · બચુભાઈ રાવત · નિરંજન ભગત

◘ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ ઑક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે. ◘ દેશમાં વાર્ષિક રૂ. ૧૨, પરદેશમાં રૂ. ૨૫ યા પા. ૨, અમેરિકામાં રૂ. ૪૦ યા ડૉ. ૫; છૂટક નકલ રૂ. ૨-૫૦ ◘ લેખકોએ કૃતિનો નિર્ણય જાણવા ટપાલખર્ચ સાથેનું કાર્ડ / કવર મોકલવું જરૂરી છે. ◘ લવાજમ મોકલવાનાં સ્થળ : (૧) C/o કુમાર કાર્યાલય લિમિ. રાયપુર અમદાવાદ-૧. (૨) વિજય સ્ટોર્સ ૬૨, કલ્યાણભવન, રિલીફરોડ, અમદાવાદ-૧, યા સ્ટેશનરોડ, આણંદ. (૩) ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ–૧



૧ ૨



૩



૪ ૫



૬ ૭

૧ કે. વી. પુટપ્પા (કુવેમ્પુ)
૨ માસ્તી વેંકટેશ આયંગર
૩ ગોપાલ કૃષ્ણ અડીગ
૪ દત્તાત્રેય રામકૃષ્ણ બેન્દ્રે
૫ ડી. વી. ગુડપ્પા
૬ ટી. વી. સુબ્બારાવ (તેલુગુ કવિ અને લોકસાહિત્યવિદ્)
૭ જી. એસ. શિવરુદ્રપ્પા

વસંત · વિ. સં. ૨૦૩૪

# કવિલોક

માર્ચ-એપ્રિલ ૧૯૭૮

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि।

## કવિતાનો જન્મ

કવિતાના જન્મની મૂળ ભૂમિ છે ચિત્તનો ઊંડામાં ઊંડો અગમ્ય પ્રદેશ. કવિના આ અજ્ઞાત મનઃપ્રદેશની સંચિત સમૃદ્ધિ પર જ તેના કાવ્યની શક્તિનો અને કાવ્યસૃષ્ટિની સમૃદ્ધિનો આધાર. યુંગ યોગ્ય રીતે જ કહે છે કે કવિનો આંતરભંડાર ગંજાવર સામગ્રીથી ભરેલો હોવો જોઈએ. કોઈ ભૌતિક કે સૂક્ષ્મ, અંગત કે બિનંગત, સંજ્ઞાત કે અસંજ્ઞાત સ્વરૂપનું નિમિત્ત મળતાં ચિત્તનું વિશિષ્ટરૂપ સધાય છે, અને ચૈતન્યનો પ્રબળ સર્જનાત્મક પરિસ્પંદ ઊઠે છે. આ પરિસ્પંદથી સક્રિય બનતી સર્જકશક્તિને બળે કવિની આંતરસૃષ્ટિમાં પડેલી વિવિધ સામગ્રીમાંથી પેલા પરિસ્પંદના પ્રાકટ્ય માટે ઉપકારક હોય તેનું વિશિષ્ટ સ્વરૂપે પારસ્પરિક સંયોજન થાય છે...અને કવિતાનો પિંડ અહીં બંધાય છે. કવિચિત્તમાં પ્રવેશેલા-પડેલા, જગતના પદાર્થો, ભિન્નભિન્ન સ્વરૂપે અને સંદર્ભે, કાવ્યના મૂળભૂત પરિસ્પંદના કહો કે કાવ્યના સત્યની અભિવ્યક્તિનાં માત્ર આલંબન બની રહે છે. ક્રોચે કળાને સહજજ્ઞાનની અભિવ્યક્તિ કહે છે તે અહીં સિદ્ધ થતાં કવિતા તો આંતરપ્રક્રિયામાં જ સિદ્ધ થઈ જાય છે અને તે સાથે જ કવિના પોતા પૂરતો તો કાવ્યાનંદ પણ અહીં સિદ્ધ થઈ જાય છે.

ચંદ્રશંકર ભટ્ટ
('સંનિધિ'માંથી)

# અર્વાચીન કન્નડ કવિતા

રમણલાલ જોશી

ગયા મે માસમાં એક સેમિનારમાં માઈસોર જવાનું થયેલું ત્યારે પાછા વળતાં બૅંગલોરમાં કન્નડ સાહિત્યકારોને મળવાનું બન્યું. કન્નડ સાહિત્ય વિષે તેમની સાથે થયેલી ગોષ્ઠિ સ્મરણીય બની રહી. કન્નડના 'એલિયટ' ગણાતા ગોપાલ કૃષ્ણ અડિગ, ડૉ. શિવરુદ્રપ્પા, માસ્ની વ્યંકટેશ આયંગર અને તેલુગુના પ્રો. સુબ્બારાવ સાથે થયેલી વાતચીત અને ચર્ચા ગુજરાતી સાહિત્યના સંદર્ભમાં પણ જોવા જેવી છે.

બૅંગલોરના પ્રખ્યાત ગાંધીનગર વિસ્તારમાં આવેલી હૉટેલ લક્ષ્મીનો રૂમ નં. ૧૦૯. વાતાવરણ ખુશનૂમા. બૅંગલોર યુનિવર્સિટીના કન્નડ અધ્યયનકેન્દ્રના અધ્યક્ષ ડૉ. જી. એસ. શિવરુદ્રપ્પા અને તેલુગુના લોકવિદ્યાના જાણકાર અને કવિ ડૉ. ટી. વી. સુબ્બારાવ આવી પહોંચ્યા. ગુજરાતી સાહિત્યના સાંપ્રત પ્રવાહો વિષે વાત થઈ. મારે ખાસ કન્નડ કવિતા વિષે અને કન્નડની સાહિત્યિક પરંપરા વિષે પૂછવું હતું. ડૉ. શિવરુદ્રપ્પા અત્યંત સ્વસ્થ અને વિદ્યાનુરાગી છે. ઉમાશંકર જોશીને જેમની સાથે ભારતીય જ્ઞાનપીઠનું પારિતોષિક મળેલું તે કન્નડ મહાકવિ કે. વી. પુટપ્પા, 'કુવેમ્પુ'ના માર્ગદર્શન હેઠળ તેમણે સૌન્દર્યમીમાંસા પર મહાનિબંધ લખી ડૉક્ટરેટ મેળવી છે. મુખ્યત્વે શિવરુદ્રપ્પા કન્નડમાં લખે છે. નવેક કાવ્યસંગ્રહો અને પાંચેક વિવેચનલેખોના સંગ્રહો પ્રગટ થયા છે. પાંચેક વરસ પહેલાં ઈન્ડો-સોવિયેટ કલ્ચરલ એક્સચેન્જ પ્રોગ્રામ હેઠળ રશિયા પણ ગયેલા. ૧૯૭૩માં તેમને સોવિયેટ લૅન્ડ નહેરુ એવૉર્ડ મળેલો. રશિયાના પ્રવાસનું પુસ્તક 'મૉસ્કોદલ્લી ઈપત્તે રડુ દીના' (મૉસ્કોમાં ૨૨ દિવસ) પણ પ્રગટ થયેલું છે. તેમની એક અધ્યાપક અને વિવેચક તરીકેની વિશેષતા તુલનાત્મક સાહિત્યના અભ્યાસની—"તૌલનિકા અધ્યયન"–માં રહેલી છે.

બે હજાર વર્ષ જૂની કન્નડ ભાષા એ દક્ષિણ ભારતની એક મુખ્ય ભાષા છે. કન્નડ સાહિત્યનો આરંભ ક્યારથી થયો એ વિષે મતભેદને અવકાશ છે. પ્રાપ્ત પ્રાચીન ગ્રંથોમાં એક હજાર વર્ષ જૂના 'કવિરાજમાર્ગ'ની ગણના થાય છે. એ નવમી સદીમાં રચાયેલો. એના લેખકનો જન્મકાળ સંસ્કૃતના બાણભારવિના યુગનો છે. એ એક નોંધપાત્ર વીગત છે કે કન્નડનો પ્રથમ ગ્રંથ કાવ્યશાસ્ત્રવિષયક છે અને તે પદ્યમાં રચાયેલો છે. એ પછી મળે છે શિવકોટયાચાર્યનો 'વડ્ડારાધને' (મોટી આરાધના). આ ધાર્મિકકથાઓનો સંગ્રહ છે, ગદ્યમાં રચાયેલો છે.

કન્નડના સૌથી પ્રાચીન કવિ પમ્પ છે. એમનો કુળધર્મ વૈદિક અને પિતાનો ધર્મ જૈન. પમ્પને બંને ધર્મો પ્રત્યે આદર હતો. તેમણે બે ગ્રંથો આપ્યા છે: ૧. 'આદિપુરાણ' અને ૨. 'વિક્રમાર્જુન વિજય' અથવા 'પમ્પભારત' આ ગ્રંથોમાં તેમની ધર્મસમન્વયની દૃષ્ટિ પ્રગટ થયેલી છે. "હું 'પમ્પભારત'માં લૌકિકને ચમકાવીશ અને 'આદિપુરાણ'માં ધાર્મિકને ચમકાવીશ" એમ લખનાર પમ્પે પોતાની પ્રતિજ્ઞાને સાર્થક કરી છે. 'આદિપુરાણ'માં આદિનાથનું અને પુત્ર ભરતેશ્વરના ચરિતના આલેખનમાં ધર્મ અને કવિતાનું સંમિલન કર્યું અને પ્રધાનતયા કાવ્યદૃષ્ટિનો જ વિશેષ પુરસ્કાર થયો. વિક્રમાર્જુનવિજયમાં અર્જુન કેન્દ્રમાં છે, આ અર્જુન તે કવિનો આશ્રયદાતા અરિકેસરી. આ કૃતિ પાછળ 'મહાભારત'ની પ્રબલ પ્રેરણા રહેલી છે. પણ એમાં મહાભારતનું સ્થૂલ અનુસરણ નથી, કવિની સ્વકીય પ્રતિભાનું તેજ પણ એમાં પ્રસર્યું

છે. એ ગદ્ય-પદ્યનો વિનિયોગ કરતું ચંપૂકાવ્ય છે. કન્નડ ભાષાનું એ ક્લેસિક ગણાય છે. દસમા સૈકામાં મળેલું આ મહાકાવ્ય કન્નડ કવિતાના પટ પર હીરાની જેમ ઝળકે છે. દસમા સૈકાના બીજા કવિઓ પોન્ન અને રન્ન છે, તેમણે પણ લૌકિક કાવ્યો રચવાની પમ્પની પરંપરા જાળવી રાખી છે, અગિયારમી સદીમાં દુર્ગસિંહ અને નાગચંદ્ર, બારમી સદીમાં નયસેન અને નાગવર્માનો ઉલ્લેખ કરવો જોઈએ. આર. એસ. મુગળિ કહે છે તેમ "આ પ્રશિષ્ટ મહાકાવ્યોનો યુગ કન્નડ કવિતાના સુવર્ણકાળ તરીકે ઓળખાય છે. આ યુગમાં ચંપૂ એ સાહિત્ય-રચનાનું પ્રિય સ્વરૂપ હતું. સમર્થ કવિઓ દ્વારા લખાયેલા કેટલાક લૌકિક અને ધાર્મિક ગ્રંથોમાં એની સર્વોચ્ચ પ્રૌઢિ સિદ્ધ કરી. લૌકિક કૃતિઓમાં સમકાલીન ઇતિહાસ અને મહાકાવ્યોનો સુંદર સુયોગ સધાયો. ઐતિહાસિક વસ્તુની સીધી માવજત કરતાં આ રીતે થતું સાહિત્ય-લેખન કદાચ સમગ્ર ભારતીય ઇતિહાસમાં અપૂર્વ હતું. આ યુગના અંતભાગમાં સરળ ચંપૂ-સ્વરૂપમાં લખાયેલું ગદ્યના ભારવાળું વાર્તા-સાહિત્ય એ જાણે વિદ્વદ્ભોગ્ય એવા ભભકભર્યા પ્રશિષ્ટ ગ્રંથો સામેના પ્રત્યાઘાત જેવું હતું. આ વાર્તા-કૃતિઓએ સંસ્કૃતના પ્રમાણ-હીન ઉપયોગ સામે વિરોધ નોંધાવ્યો અને લોકની ભાષા તરીકે શુદ્ધ કન્નડનું ગૌરવ કર્યું" બારમી સદીના મધ્યભાગમાં 'વચન' તરીકે ઓળખાતું કાવ્યાત્મક ગદ્ય વિકાસ પામ્યું. 'વચન'માં બોલાતા શબ્દનો મહિમા હતો. એના વિકાસ-માં અલ્લમપ્રભુ, બસવેશ્વર જેવા સંતકવિઓનો ફાળો છે. અક્કમહાદેવી, ચન્નબસવેશ્વર પણ સુખ્યાત છે. અક્ક-મહાદેવીનાં 'વચન' આપણાં નરસિંહ-મીરાં કે દયારામ-ના ભક્તિશૃંગારનું સ્મરણ કરાવે એવાં છે. તેરમા સૈકાના આરંભકાળ સુધીમાં હરિહર, રાઘવાંક અને પદ્મરસ જેવા ધર્મકવિઓ થઈ ગયા. આરંભના મોટા ભાગના કવિઓ જૈનમતાનુયાયી હતા, પાછળથી વીરશૈવ માર્ગનો પ્રભાવ વધ્યો. જૂની પરંપરાના અને ક્રાંતિકારી બંને પ્રકારના કવિઓની કવિતા સમાન્તર રચાવા લાગી. નેમચિન્દ્ર, રુદ્રભટ્ટ, જન્ન અને આંડય્ય એ કવિઓએ મહત્ત્વનું પ્રદાન કર્યું. પંદરમી સદીથી સત્તરમી સદી સુધી કન્નડ કવિતા વધુ લોકપ્રિયતાને આરે આવી ઊભી.

ચંપૂ પ્રકારનાં કાવ્યો હવે લખાતાં બંધ થાય છે, ભક્તિગીતો લખાય છે, 'વચનો'નો મહિમા ઓછો થાય છે. કુમારવ્યાસ વળી પાછા મહાભારતની કથાને આલેખે છે, સાડા આઠ હજાર પંક્તિઓનું તેમનું, આ કન્નડભારત કન્નડ ભાષાની એક મહત્ત્વની કાવ્યકૃતિ ગણાય છે. હવે કવિતા વધુ લોકાભિમુખ બની. એમાં નિજગુણી અને સર્વજ્ઞનો નોંધપાત્ર હિસ્સો છે. હરિદાસોની કવિતામાં પુરંદરદાસ, કનકદાસ અને જગન્નાથદાસનાં ભક્તિગીતો-એ પ્રજાહૃદય પર કામણ કર્યું. આજે પણ તેમનાં ગીતો ભક્તિભાવપૂર્વક ગવાય છે. ભાગવત સંપ્રદાયના અન્ય કવિઓમાં કુમારવાલ્મીકિ અને લક્ષ્મીશ ઉલ્લેખ માગી લે છે. પ્રાચીન અને મધ્યકાળમાં ભારતની બધી ભાષાઓના સાહિત્યમાં જૈન કવિઓનો હિસ્સો, ધર્મ અને ભક્તિકવિતાનો મહિમા, મહાભારત આદિ પુરાણોમાંથી વસ્તુ લઈ ચરિત્રાલેખન કરવાની પ્રવૃત્તિ, ભક્તિનો વિસ્ફોટ, બોધકતા, 'ભક્તિશૃંગાર' જેવા સમાન લક્ષણો જોવા મળે છે અને કન્નડ કવિતા પણ એમાં અપવાદ નથી. ક્રમશઃ 'ધર્મ' માંથી છૂટીને વિશાળ જનસમુદાય સાથેનું સંધાન કરવાની વૃત્તિ પણ આ કવિતામાં પ્રબળ બનતાં સાંસારિક કે સામાજિક વિષયો પ્રત્યેનું આકર્ષણ વધતું જાય છે. આ વિષય-વિચ્છેદની પ્રક્રિયા પણ લગભગ સરખી જોવા મળે છે.

ભારતીય સાહિત્યમાં અર્વાચીન યુગનાં મંડાણ પણ અંગ્રેજ અમલ દ્વારા સુલભ બનેલા પાશ્ચાત્ય સાહિત્ય અને સંસ્કૃતિના પ્રભાવને આભારી છે. ઓગણીસમી સદીના ત્રીજા દશકામા અર્વાચીન સાહિત્યનો ઉદય થયો.

૧૮૨૩માં કેમ્પુનારાયણનું 'મુદ્રામંજૂષા' પ્રગટ થયું. પણ હજુ પ્રાચીન અને અર્વાચીન શૈલી એક બીજાના મેળમાં રહેલી છે. ૧૮૦૯માં વિલિયમ કેરીએ બાઈબલનું ભાષાંતર કર્યું, જે ૧૮૨૩માં પ્રગટ થયું કન્નડ ભાષાની એ પ્રથમ અર્વાચીન ગદ્યરચના છે. પ્રાચીનકાળથી કન્નડમાં નૃત્ય–નાટકનું આકર્ષણ રહેલું છે. ઓગણીસમી સદીના આરંભમાં પણ લોકનાટ્ય ફાલેફૂલે છે. પણ કવિતામાં હજુ ખાસ પરિવર્તન આવતું નથી. વિષયોની મર્યાદા અસ્ત પામી ખરી, પણ કાવ્યત્વ પૂર્ણપણે સંસિદ્ધ થયું હોય એવી રચનાઓને હજુ વાર હતી. આરંભમાં તો અર્વાચીન કવિતા અનુવાદ રૂપે આવી. અંગ્રેજી કે જર્મનમાંથી પદ્યાનુવાદો મળવા લાગ્યા. ઓગણીસમી સદીના અંત ભાગમાં અને વીસમીના પ્રારંભમાં આ અનુવાદો જ 'અર્વાચીન કવિતા' હતા! આ અનુવાદ કરનારાઓ હતા એચ. નારાયણરાવ, પંજે મંગેશરાવ, એસ. જી. નરસિંહાચાર, ગોવિંદ પાઈ વગેરે. બી. એમ. શ્રીકંઠય્યાનો 'ઈંગ્લીશ ગીતગળુ' સીમાસ્થંભ ગણાય છે. એમાં તેમણે શેલી, વર્ડ્ઝવર્થ, રોબર્ટ બર્ન્સ, થોમસ હૂડ તે બ્રાઉનિંગ જેવાં રોમૅન્ટિક પરંપરાના અંગ્રેજી કવિઓનાં સાઠ જેટલાં કાવ્યોને કન્નડમાં ઉતાર્યાં મહાત્માં ગાંધીની પ્રભાવક અસર ભારતના બધા સાહિત્ય પર થઈ. આ નવી કવિતાના કવિઓમાં અગ્રેસર હતા શ્રીકંઠય્યા, માસ્તિ, પંજે, ગોવિંદપાઈ, બેન્દ્રે વગેરે.

અર્વાચીન કવિતાનો પહેલો ઉન્મેષ કવિ પંજે દ્વારા પ્રગટે છે. પણ અર્વાચીનતાના પ્રથમ પુરસ્કારક અને પ્રસ્થાનકાર તો બન્યા શ્રીકંઠય્યા. અનુવાદિત કાવ્યકૃતિઓ ઉપરાંત 'હોંગનસુગળુ' નામે મૌલિક કાવ્યોનો સંગ્રહ પણ તેમણે પ્રગટ કર્યો એમાં ભારત પ્રત્યેની ભક્તિ, કન્નડ પ્રદેશ માટેની મમતા – એની પ્રકૃતિ, એનો ભવ્ય ભૂતકાળ અને ભાવિની આશાનું મંગલ ચિત્ર આપ્યું છે. જીવનનાં માંગલ્ય અને મૂલ્યો માટેની કવિની આસ્થા સ્વસ્થ અભિવ્યક્તિ પામે છે. ડી. વી. ગુડપ્પાનું ચાર હજાર પંક્તિનું 'મંકુ તીમ્મન કગ્ગ' તેમના જીવનચિંતન અને જીવનદર્શનને રજૂ યરે છે. 'શ્રીનિવાસ' ઉપનામથી લખતા માસ્તિ વ્યંકટેશ આયંગર કથાકાર તરીકે જાણીતા છે. પણ તેમણે કાવ્યો પણ રચેલાં છે.

તેમના કાવ્યસંગ્રહોમાં 'બિન્નહ', 'અરુણ', 'તાવરે', 'ચૅલુવુ', 'મલાર', 'મનવિ' વગેરેનો સમાવેશ થાય છે. રાષ્ટ્રભક્તિ પ્રભુભક્તિ, પ્રકૃતિપ્રેમ, માનવશ્રદ્ધાનું બુલંદગાન તેમણે ગાયું છે. 'રામનવમી', 'નવરાત્રિ', 'ગૌડર મલ્લિ' એ તેમના કથાકાવ્યો છે. પરંપરાગત વાણીસ્વરૂપોનો ઔચિત્યપૂર્વકનો ઉપયોગ માસ્તીની કવિતામાં થયો છે, અને કોઈ કોઈને ભાવનાબિંદુને તેમની કવિતા સ્પર્શે જ છે.

માસ્તીને મળવાનું નક્કી કર્યું જ હતું. તેમને પ્રણામ કરવા માટે હું બસવનગુડી ક્લબમાં ગયો. તે ક્લબમાં પત્તા રમતા હતા! એંશી ઉપરાંતના હશે, પણ હાસ્યવિનોદ અને પ્રસન્નતા એવાં ને એવાં જળવાયાં છે. શ્રી માસ્તીને પી. ઈ. એન, માટે ખૂબ અનુરાગ, એની વાતો નીકળી. છેલ્લે અમદાવાદમાં ભરાયેલા પી. ઈ. એન. સંમેલનમાં મળેલા. હવે અમદાવાદ ક્યારે આવશો એમ મેં પૂછ્યું ત્યારે કહે: હવે કોઈ યાત્રા નહિ, માત્ર અંતિમયાત્રા! અને એ પણ મારા હાથની વાત નથી માટે! મને 'ગીતાંજલિ' નું કાવ્ય યાદ આવ્યું. "મને કહેણ આવ્યું છે અને હું હવે મારી યાત્રા માટે તૈયાર છું". તે કહે: રવીન્દ્રનાથની વાત જુદી છે. કન્નડ કવિતા–સાહિત્ય વિષે વાત થઈ. નવા સર્જકોની સાધના કાંઈક ઓછી છે, અને સાહિત્યનો આદર્શવાદી અભિગમ નથી એ તેમને ખટકે છે. તે કહે કે નવા લેખકો તેમની ટીકાઓ કરે છે, પણ તેમણે એટલું બધું લખ્યું છે કે તેમને ન્યાય કરવા માટે પણ ઘણો અભ્યાસ કરવો જોઈએ. બીજાઓ નવાઓને સાચો રાહ બતાવતા નથી અને થાબડ્યા કરે છે. માસ્તીએ બે પેઢીઓ તો જોઈ. કોઈ

લેખક ઘણો લાંબો વખત લખે એટલે બે પેઢી વચ્ચે જે અંતર પડી જતું હોય છે અને જે સોરાબ–રુસ્તમી પ્રબંધ છે એનો જ આ દાખલો થયો ગણાય. માસ્તીનો સાહિત્ય માટેનો ઉચ્ચાગ્રહ, એના ઉચ્ચ કર્તવ્ય માટેનો આગ્રહ, પ્રજાહિતની દૃષ્ટિ, તેમનાં સૌજન્ય અને વાત્સલ્ય. અમે થોડી ક્ષણોમાં પણ ભીંજાઈ ગયા.

રંગનાથ દિવાકર, સાલિ રામચંદ્રરાવે પણ કન્નડમાં પોતાનું પ્રદાન કરેલું છે. પણ અર્વાચીન કન્નડ કવિતાના અગ્રણી કવિ તોડી.આર. બેન્દ્રે. તેમણે 'અમ્બિકાતનયદત્ત' તખલ્લુસથી લખ્યું છે. તેમના વીસ જેટલા કાવ્યસંગ્રહો માં એલિજિ'હાડુપાડુ' લગ્નજીવનવિષયક લાંબું કથાકાવ્ય સખીગીતા', પ્રતીકાત્મક કાવ્યોનો સંચય 'મૂર્તિ' વ.નો સમાવેશ થાય છે. દેશ અને વિશ્વની પરિસ્થિતિ વિષે પણ તેમણે ાવ્યો કર્યા છે પણ તે બોધાત્મક નીવડતાં નથી. એમનું લક્ષ્ય સૌન્દર્યનિર્મિતિ જ છે, વિવિધ કલ્પનો અને પ્રતીકોના સંયોજનથી અને લોકબોલી પર આધારિત નવા શબ્દોના વિનિયોગથી બેન્દ્રેની કવિતાનું એક ભાતીગળ રચાયું છે. અર્વાચીન કન્નડ કવિતાના વિધાયકોમાં બેન્દ્રનું મહત્ત્વનું સ્થાન છે. તેમની કવિતાને વિવિધ વિવેચકોની વિવેચનાનો લાભ મળ્યો છે.

કીર્તિનાથ કૂર્તકોટિએ 'ભૃંગદ બેન્નેરિ' (ભ્રમરની પીઠ ઉપર) એ નામે પોતાનો અભ્યાસગ્રંથ પ્રકટ કર્યો છે. બેન્દ્રેએ 'ભાવગીત' (લિરિક) નામે એક કાવ્ય લખેલું એની પહેલી પંક્તિમાં તે કહે છે કે કલ્પના ભ્રમરની પીઠ પર બેસીને આવશે. વિવેચનગ્રંથનું શીર્ષક બેન્દ્રેની કવિતામાં રહેલા નાદમાધુર્ય અને કલ્પનોડ્ડયન સૂચવવાનો હેતુ લાગે છે. અર્વાચીન કન્નડ કવિતામાં કુવેમ્પુ પછી બીજા પ્રૌઢ કવિ બેન્દ્રે છે. વિપુલતા અને વૈવિધ્ય એ એમની કવિતાનો વિશેષ છે. એમની પ્રતિભા મુખ્યત્વે ઊર્મિકવિની છે. અને તેમણે 'સખીગીત' નામે દામ્પત્ય પ્રેમનું વર્ણનાત્મક દીર્ઘ કાવ્ય આપ્યું છે. રોમૅન્ટિક કવિઓની જેમ તેઓ આમાં ઉન્મિલ બન્યા નથી. એમની કવિતામાં છંદોનું વૈવિધ્ય અને લોકબોલીનો સફળ વિનિયોગ ધ્યાન ખેંચે છે. તેમના બે હજાર જેટલાં ગીતો પ્રગટ થયાં છે અને એ પ્રત્યેક જુદા છંદોલયમાં છે. એમની કવિતામાં ઊર્મિમયતા અને બૌદ્ધિકતાની યુગપત્ સંસ્થિતિ નોંધપાત્ર છે. વર્તમાનમાં તેઓ રહસ્યવાદી અનુભવનાં કાવ્યો લખે છે. એમના સંબંધ છાંદોગ્યોપનિષદમાં આવતી મધુવિદ્યા સાથે છે. એમનાં ઉત્તમ કાવ્યોમાં 'સચ્ચિદાનંદ', 'એળુ કન્નિકેયરુ' (સાત કન્યાઓ), 'નાદ લીલે', 'શ્રાવણ', અને 'સોળમી સદીના સંત કવિ કનક'ની ગણના થાય છે. 'કલ્પવૃક્ષ વૃંદાવનગળલિ' (કલ્પવૃક્ષ અને વૃન્દાવનમાં) એ એમનું જાણીતું પ્રણયગીત છે.

અન્ય મહત્ત્વના કવિઓમાં 'ગઝલ'ના સ્વરૂપને સૌ પ્રથમ પ્રયોજનાર કૃષ્ણશર્મા બેતગેરી, શ્રીઅરવિંદના જીવનદર્શનનો પ્રભાવ ઝીલનાર ચૈનમલ્લ હળસન્ગી, બહિરંગ પર વધુ ભાર મૂકનાર વી. સીતારામય્યા, અવનવાં કલ્પનો આપનાર પી.ટી. નરસિંહાચાર, વ્યક્તિત્વવાદી જી. પી. રાજરત્નમ્, 'માદ્રીય ચિતે'નું કથનાત્મક કરુણ કાવ્ય આપનાર કે. શંકરભટ્ટ, શ્રીઅરવિંદાનુયાયી અને પદ્યનાટકની દિશામાં પ્રયોગો કરનાર વી. કે. ગોકાક, ઉમદા ભાવનાઓને કલારૂપ આપનાર સંવેદનશીલ રસિકરંગ, કન્નડ ભૂમિને મહિમાવંત કરનાર ટી. એસ. કર્કીનો સમાવેશ થાય છે.

આ સૌ કવિઓમાં કન્નડ ભાષાને મહાકાવ્ય આપનાર કવિ કે. વી. પુટ્ટપ્પા, 'કુવેમ્પુ' ખાસ ઉલ્લેખ માગી લે છે. કન્નડના અગ્રણી કવિઓમાં તેમની ગણના થાય છે. તેઓ માઈસોર યુનિવર્સિટીમાં કન્નડ વિભાગના અધ્યક્ષ હતા અને પછી કુલપતિ થયા. તેમની કવિતા પૂર્વ અને પશ્ચિમનું જે કાંઈ ઉત્તમ છે તેને આત્મસાત્ કરી પોતાની આગવી રીતે અભિવ્યક્ત કરે છે. પહેલી હરોળના પ્રકૃતિકવિ તરીકે તે સુપ્રસિદ્ધ છે. પણ તેઓ

એવા જ પ્રભુભક્ત કવિ પણ છે. ભારતીય સંસ્કૃતિના આદર્શો એમની કૃતિઓમાં સૌન્દર્યાત્મક રીતે નિરૂપાય છે, એક ગૌરવશાળી ભારતીય કવિ તરીકે તેમનો અવાજ પ્રભાવક લેખાય છે. તેમની પ્રતિભાનો સર્વોત્કૃષ્ટ ઉન્મેષ મહાકાવ્ય 'શ્રી રામાયણદર્શનમ્'માં પ્રગટ થયો છે. બે ભાગમાં પ્રગટ થયેલું આ મહાકાવ્ય ૨૪ હજાર પંક્તિનું છે. એમાં મિલ્ટોનિક બ્લૅન્કવર્સ, 'મહાછાંદસ' યોજાયો છે. વીસમી સદીના યુગધર્મની એ અભિવ્યક્તિ છે. તે વાલ્મીકિની જડ અનુકૃતિ નથી. વસ્તુ વાલ્મીકિનું છે પણ દર્શન 'કુવેમ્પુ'નું છે. વીસમી સદીની આકાંક્ષાઓ, અભીપ્સાઓ અને મૂલ્યબોધને 'કુવેમ્પુ'એ નિજી જીવન-દર્શનના ભાગરૂપે અભિવ્યક્ત કર્યાં છે. આ કૃતિને ૧૯માં ભારતીય જ્ઞાનપીઠનું પરતોષિક મળ્યું હતું.

કન્નડ સાહિત્યમાં પુનરુત્થાનકાળ ૧૯૨૦થી શરૂ થયો. એની પ્રેરણા પાશ્ચાત્ય રૅામૅન્ટિક કવિઓની કવિતામાં હતી. ૧૯૨૦થી ૧૯૫૦નો સમય 'નવોદય પિરિયડ' તરીકે ઓળખાય છે. ગાંધીજી, શ્રી અરવિંદ અને રવીન્દ્રનાથની પ્રભાવક અસર થઈ. સ્વાતંત્ર્ય માટેની ઝંખના પણ કવિઓએ વેધક રીતે રજૂ કરી. આ સમયગાળામાં જ પ્રગતિશીલ મૂવમેન્ટ આવી. સમાજના નીચલા થરના માનવીનાં દુઃખદર્દ અને સામાજિક સંપ્રજ્ઞતા અભિવ્યક્ત થવા લાગ્યાં. ૧૯૫૦ પછી આધુનિકતાનો પ્રભાવ વધ્યો. ટી. એસ. એલિયટ, એઝરા પાઉન્ડ વગેરેની અસર તળે કન્નડ કવિતા લખાવા લાગી. પ્રગતિશીલ વલણ ૧૯૪૦ થી ૧૯૫૦ સુધીનો એક દશકો રહ્યું. પરંતુ હવે છેલ્લા દશકામાં વળી પાછી શ્રમજીવીવર્ગ પ્રત્યેની હમદર્દી, એ વર્ગનાં સુખદુઃખ, એમની જીવનરીતિ, સામાજિક પરિવર્તનની આવશ્યકતા વગેરે પ્રશ્નો પર કન્નડ કવિતા આવીને ઊભી રહી છે. Anti—Establishment ઝોક જોર પકડતો જાય છે. સામાન્ય રીતે નવા કવિઓનું વલણ વિદ્રોહાત્મક થતું જાય છે. આ 'નવ્યકવિઓ'ની કવિતાના મુખ્ય વિષયો છેઃ ૧ કાળ અને મનુષ્યને સંબંધ. ૨. મનુષ્ય અને પૃથ્વીનો સંબંધ અને ૩. મનુષ્ય અને જાતીયવૃત્તિ. આધુનિકતાનો જે પ્રવાહ અત્યારે ચાલુ છે એમાં આ ત્રણ વિષયોની પ્રધાનતા દેખાય છે

આધુનિકતાના પ્રખર હિમાયતી છે ગોપાલકૃષ્ણ અડિગા. વસ્તુ અને ટેક્નિક ઉભયમાં પ્રયોગશીલ એવા કવિઓમાં ચન્દ્રશેખર પાટીલ, પી. લંકેશ, એ. કે. રામાનુજન, નિસાર અહમદ વગેરેનો સમવેશ થાય છે. નવી પેઢીના ચન્નવીર કણવી, જી. એસ. શિવરુદ્રપ્પા, ગંગાધર ચિત્તલ, એચ. બી. કુલકર્ણી, એસ. આર. એક્કુન્ડી પણ ખાસ ઉલ્લેખપાત્ર છે.

હું ગયો ત્યારે ગોપાલકૃષ્ણ અડિગ બૅંગ્લોરમાં હતા અંગ્રેજીના પ્રાધ્યાપકપદેથી તે નિવૃત્ત થયા છે. રાજકારણમાં પણ પ્રસંગોપાત્ત ઝંપલાવે છે. સંસદ સભ્ય તરીકે પણ ઊભા રહેલા. તેમને મળવા જયનગર વિસ્તારમાં તેમના નિવાસ સ્થાને ગયો ત્યારે તે તરતમાંજ બહારથી આવ્યા હતા. પણ પ્રસન્ન હતા. તેઓ સાથેની વાતચીત રસપ્રદ નીવડી. માનવીય ગૌરવના તે વિશિષ્ટ પુરસ્કર્તા છે. મનુષ્ય એ મનુષ્ય છે માટે એનું ગૌરવ કરો—એ એમનું સૂત્ર. કળાપ્રવૃત્તિના કેન્દ્રમાં 'વ્યક્તિ' જ હોય. કન્નડ કવિતામાં વ્યક્તિમત્તાના તે આગ્રહી છે. મનુષ્યનું અદ્વિતીયત્વ આલેખવું એ કવિતાનો ઉદ્દેશ છે. મનુષ્યની સંવેદના, વિચારો અને લાગણીઓની અનન્યતાને અનન્ય રીતે અભિવ્યક્તિ આપવી જોઈએ એમ તેઓ માને છે. તેમનો છેલ્લો કાવ્યસંગ્રહ છે. 'ઇચનૂ ભયસીરલિલ્લા'—(મેં આમ ઈચ્છ્યું નો'તું). એમાં અંગત જીવનના અનુભવો વ્યક્ત થયા છે. તેમના 'વર્ધમાન' ('એડોલેસન્ટ') ને ૧૯૭૪નો અકાદમી એવૉર્ડ મળ્યો હતો. તેઓ ગદ્યકાવ્યો લખે છે. શક્ય તેટલો ગદ્યનાં ઉત્તમ તત્ત્વોનો લાભ લેવો, બોલાતા શબ્દલયનો લાભ લેવાની તેમની નેમ છે. તેમનો 'સમગ્ર કાવ્ય' સાડાચારસો પાનાંનો છે,

એમાં તેમની બધી કવિતા આપેલી છે. તે ઓછું લખનારા છે. કહે ૮ વર્ષમાં ૮ કાવ્યો લખ્યાં છે, વર્ષે એક! કન્નડ કવિતાએ ઠીકઠીક સિદ્ધિ મેળવી છે, બંગાળી કવિતા કરતાં પણ કેટલીક બાબતમાં તે આગળ છે એમ કહેવા છતાં અત્યારે એમાં સ્થગિતતા આવી છે એમ તેમણે જણાવ્યું. કન્નડ કવિતાને અત્યારે પરિવર્તનની જરૂર છે એમ તે માને છે.

સ્વાભાવિક રીતે જ 'ઇમરજન્સી' વિષે વાત નીકળી. લેખક પણ નાગરિક છે, એની પોતાની ફરજો છે. દેશ આખો પરતંત્રતાની નાગચૂડમાં હોય ત્યારે એનું વિશિષ્ટ કર્તવ્ય ઊભું થાય છે. તે માત્ર સાક્ષીભાવે બેસી રહે એ ન ચાલે. ઉમાશંકરનાં રાજ્યસભાનાં પ્રવચનોની તેમણે તારીફ કરી સ્વાતંત્ર્યના મૂલ્યની પ્રજામાં સ્થાપના કરવી જેથી ભવિષ્યમાં કોઈ આવું કરી ન શકે, એ કવિનો ધર્મ છે. અત્યારના કવિઓમાં દેખાતા જ્ઞાતિવાદ અને સંકુચિતતા પ્રત્યે તેમણે સખત નાપસંદગી દર્શાવી. કન્નડ લેખકો અને કળાકારોનું મંડળ કર્યું પરંતુ બ્રાહ્મણ લેખકોને બાકાત રાખ્યા! 'રાઇટર્સ ફૉર ડેમોક્રસી'ની સ્થાપના કટોકટી પૂર્વે થયેલી. મહત્ત્વના સર્જકો કટોકટી અને સેન્સરશીપના વિરોધી હતા. અડિગ તો બહાર આવેલા અને જાહેરસભાઓને પણ સંબોધેલી. "ગુલામ તરીકે જીવવું એના કરતાં મરવું બહેતર છે"— અડિગનો પુણ્યપ્રકોપ સ્પર્શક્ષમ હતો. 'પૌરુષદ પરિપાઠી' કાવ્યમાં લોકો સત્તાધીશોને તાબે થવાનું શીખ્યા છે, અને પોતાના પ્રયત્નો પર આધાર રાખવાનું શીખ્યા નથી એ વિષે તેમણે રજૂઆત કરી છે. 'નિન્નગદ્દગે નીરુ' (તમારા ખેતર આગળ જલ)એ કાવ્યમાં તેઓ કટાક્ષ કરે છે કે તમારા ખેતરમાં પાણી લઈ આવતી બધી નહેરો હવે બંધ થઈ ગઈ છે, તો મારા બંધુ, તમને ગમે તે ઉગાડો! તેમનો 'ભૂમિગીત' પણ જાણીતો છે. રાઇટર્સ વર્કશૉપમાં પણ જોડાયેલા. મોડી રાત્રે તેમને ત્યાંથી નીકળતાં તેમણે પોતાના સ્વર્ગસ્થ પિતાનો ફોટો બનાવ્યો ત્યારે તેમની આંખોમાં દેખાતી ચમક હું જોઈ રહ્યો...

કટોકટીકાળમાં કન્નડ કવિઓએ શું કર્યું એની વધુ વીગતો કવિ શિવરુદ્રપ્પાએ આપી. 'ઇપત્ત અંશદ કવિગળુ' ('વીસ મુદ્દાના કવિઓ') પણ હતા પણ એ જૂજ! મોટા ભાગના સૌએ કટોકટીનો વિરોધ કરેલો. કે. આર. નાગરાજે 'આપત્કાલીન કવિતા'નો સંગ્રહ સંપાદિત કરેલો, જેમાં શિવરુદ્રપ્પા, અડિગ, કણવી, લંકેશ આદિની રચનાઓ હતી. કવિઓની ગૂંગળામણ આ રચનાઓમાં પ્રગટ થઈ છે.

શિવરુદ્રપ્પાના છેલ્લા સંગ્રહનું નામ છે 'ગોડે' (દીવાલ). માણસ માણસ વચ્ચે કૉમ્યૂનિકેશન રહ્યું નથી એ એનો વિષય છે. 'દીવાલ'માં તે કહે છે:—

કોઈ વાર તમારી અને મારી વચ્ચે
એકાએક ખડી થઈ જાય છે દીવાલ.
એવામાં ક્યાંક કશેકથી
ખડકાતી જાય છે ઈંટ પર ઈંટ;
આપણે જ્યારે બેઠા હોઈએ છીએ ત્યારે ય

ભીતરને કબરસ્ત કરી મૂકે છે.
ચોમેર દીવાલો રચાઈ છે:
લાલઘૂમ આંખો
લાલઘૂમ મૂછો
અને એની તળે
વક્ર ચહેરાનું નિંદ્ય મોઢું
તાકી રહે છે—આગ ઓકે છે.

*

દીવાલની આ બાજુ હું,
અને બીજી બાજુ તમે
કાગડાના અવાજને સાંભળતા બેઠા છો.

આપણે રાહ જોઈએ છીએ, રાહ જોઈએ છીએ–
દીવાલને ઓગળવાની.

'વ્યર્થ' કાવ્યમાં તે કહે છે:

આપણે ખોટો નંબર જોડીને
સામે છેડે
ઉત્તરની રાહ જોઈએ છીએ.

આધુનિક કન્નડ કવિતાનો મિજાજ વત્તેઓછે અંશે અન્ય ભારતીય ભાષાઓની કવિતામાં પણ દેખાય છે. બધે સરખાં વલણો પ્રતીત થાય છે. પણ કન્નડ કવિતાએ ક્રમશ: સંસ્કૃત સાહિત્યના મોટા પ્રભાવમાંથી છૂટવાનો જે પુરુષાર્થ કર્યો અને પોતાનું તળપદું રૂપ પ્રગટાવવાને પણ ભૂતકાળની ગરિમા જાળવી-રાખી એ કદાચ એનો વિશેષ છે. રમણીય ઋતુકાવ્યો આપનાર કવિ 'કુવેંપુ' વસંતને વધાવતાં કહે છે. "એક ફૂલ પરથી બીજા ફૂલ પર નૃત્ય કરતા અને મધુપાન કરતા ભ્રમરો ગાનાં ગાતાં બધાંને નિમંત્રણ દે છે, આવો, આ' રહી વસંત. શિયાળાની ઠંડી પીછેહઠ કરી રહી છે અને ફૂલોથી લચેલી લતાઓ પર મદમસ્ત ભ્રમરો મુક્તાત્માઓની જેમ ગુંજારવ કરી રહ્યા છે, કોયલ કૂજન કરે છે, શુક કિલકારી કરે છે, આ રહી વસંત!" આ અને અન્ય કવિઓની વાસંતી કવિતા પણ સહૃદયોને નિમંત્રી રહી છે: આ રહી વસંત......

અનુસંધાન] મારી સર્જન-પ્રક્રિયા [પૃ. ૭૩થી

ડરયાં, પથરાયાં, પંપાળાયાં એ નક્કી કરી શકે છે?

આજે તો ફૂલછોડ ઉપરનાં વિજ્ઞાન એટલાં વિકસ્યાં છે કે એને કેવા સ્વભાવના માનવી બાળા કુમારિકા કન્યકા ગૃહલક્ષ્મી એને પાણી પાય છે એ પરત્વે એ રંગ સજે છે, ખીલે . રોજિંદો માળી કેટલા ભાવથી માવજત કરે છે,—કે ફક્ત ત્રીશમે દિવસે શેઠનો યા સરકારનો પગાર ખાવાને જ ખાલીખમ ભાવવિહોણા શરીરે પાણી પાય છે, એ બધાં ફૂલની ખિલવટનો આધાર છે. આપણી માતાના માવજતની પેલી પારની આ વાત છે. આપણી બુદ્ધિ તો દોડે છે માવતર સુધી, માવતર બાદ સગાંવહાલાં મિત્રો સ્નેહીઓ ભલભલાંએ અંતરથી ઉમળકાભેર યા જરા દૂરથી પણ અંતરથી દૃષ્ટિથી આળપંપાળ કરી હશે. શુભેચ્છા આશીર્વાદો સરકાવ્યાં હશે એ બધાંનો રોજમેળ પણ કાઢવા બેસીએ તો નીકળે. મેળ મળે, પણ લાંબો થાય, પણ મળે, પરંતુ માવતર પહેલાં ગર્ભવાસમાં પણ કંઈક સંસ્કાર ઝીલ્યા તો હશે જ, અંતે તે પહેલાં અજ્ઞાન અવસ્થામાં, અથવા જ્ઞાન છતાં અટાણે વિસ્મૃતિની અવસ્થામાં કંઈક પટ ચડ્યા હશે—'મીરાં દાસી જનમ જનમની" એથી વધારે કોની શાખે કહીએ, અને વળી એકલી મીરાં જ કહે છે એમ નામદેવ—તુકાએ ગણ્યું જયદેવ ચંડીદાસે પરીક્ષ્યું, કંઈક જાણકારોએ એ વાત કરી, તે એનો છેડો શોધવા જઈએ તો તો ક્યાં મળે? એકધારો સનાતન તાંતણો કંતાયા જ કરે છે, એની ઉપર કંઈક વળ પર વળ ચઢ્યા, રંગ દેવાયા, આમળા વીંટાયા, ફિરકા ફર્યા, વિવિધ પ્રકારના સંસ્કારના બારે મેઘ તૂટ્યા, દુષ્કાળ પણ આવ્યા હશે–વીતાવ્યા હશે, ચાંદાએ ભાવના પોષી હશે, સૂર્યે અજવાળી હશે, હવાએ સંરક્ષી હશે, ધરતીએ લસોટી હશે, પાણીએ પ્રક્ષાલી હશે, અગ્નિએ બાળી બાળી ભસ્મ કરી હશે, તોયે એ જ એક તાંતણો સનાતન પરમ ઈશની કૃપાભીંજ્યો કંતાતો ચાલ્યો આવે છે એમાં, હેં ભાઈ! સર્જનની ઘડી કઈ તે કઈ વૈજ્ઞાનિક રીતે મારાં બે ફાડ્યાં કરે, એક હુંનો, અને બીજો અ-હુંનો તોયે એનો તાગ ન મળે, મારા ભાઈ ન મળે. બહુ મોડું થઈ ગયું, અવસર વીતી ગયો, ઘડી ગઈ, હવે ન મળે, મારા ભાઈ, હવે ન મળે.

# આધુનિક કવિતામાં વિચારસૃષ્ટિ

સુમન શાહ

આધુનિકોની દૃઢ માન્યતા છે કે કવિતા વિચારો વડે નહિ પરન્તુ કલ્પનો કે પ્રતીકો વડે રચાય છે. આ માન્યતા બંધાવાને કેટલાંક કારણો હતાં: આધુનિક યુગની પૂર્વે, ગાંધીયુગમાં કવિતામાં વિચારતત્ત્વને, અર્થતત્ત્વને અવતારવાની પ્રવૃત્તિ ફાલેલી; તેની હવે પ્રતિક્રિયા શરૂ થઈ હતી. આપણું સાહિત્ય વિશ્વસાહિત્યના મર્મ ઝીલતું થયું. અને તેમાં તેને ફ્રેન્ચ પ્રતીકવાદી કવિતાનો ભેટો થઈ ગયો. તેનું હવે પરિશીલન થવા લાગ્યું હતું. સંસ્કૃત કાવ્યમીમાંસાએ ભૂતકાળમાં વ્યંજના અને વક્રોક્તિ જેવાં કાવ્યતત્ત્વોને કૃતિનાં જીવાતુભૂત તત્ત્વો લેખ્યાં હતાં; તેનો હવે આધુનિક પદ્ધતિએ પુરસ્કાર થવા લાગ્યો હતો. વિચારથી કલ્પન-પ્રતીકમૂલક બહુવિધ અને સંકુલ અર્થ-સંપત્તિની દિશામાં અને કહેવાના સમીકરણાત્મક ચપટા અર્થથી બની શકે તો અન્-અર્થની દિશામાં આધુનિક કવિતાએ પોતાનું પ્રયાણ આદર્યું. આ બધાં કારણોને ધ્યાનમાં લેતાં, આધુનિક કવિતામાંથી વિચારસૃષ્ટિને તારવવાનો પ્રયાસ વ્યર્થ નીવડે તે સમજાય તેવું છે. છતાં 'કાવ્યમાં રૂપાન્તરિત થયેલા વિચારોનું કોઈ આકલન કરે તો તેવા કશા પણ પરિણામ સામે આધુનિકોને વાંધો નથી-તો બીજી તરફથી, એક જુદા જ પ્રકારની ભૂમિકાએ અહીં મનુષ્ય વિશેની એકથી વધુ છબિઓ ઊપસી આવેલી જોવા મળે છે અને તેમાં કવિતાનો એક ઊંડો અર્થ ધ્વનિત થયા વિના રહેતો નથી.

બાકી, 'આધુનિક કવિતામાં વિચારસૃષ્ટિ' એમ કહેવું તે વદતોવ્યાઘાત છે. આ કવિતાના પ્રારમ્ભકાલીન કવિઓમાં એ ચીલાચાલુ પદ્ધતિનો ત્યાગ છે. જયન્ત પારેખ, પ્રાસન્નેય, અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, રાધેશ્યામ શર્મા કે ગુલામ મોહમ્મદ શેખ જેવાની પ્રારમ્ભકાલીન રચનાઓમાં કલ્પન-પ્રતીકની દિશાની આધુનિક કાવ્યપ્રવૃત્તિનો પદ-સંચાર સંભળાય છે. જેમકે 'આંસુ અને ચાંદરણું'નાં કવિ રાધેશ્યામ જાણે સંકલ્પપૂર્વક પોતાની રચનાઓને કલ્પનોની સૃષ્ટિને રૂપે શબ્દસ્થ કરવા મથે છે-એકપણ રચનામાં જુદો તારવીને રજૂ કરી શકાય તેવો એકેય વિચાર ત્યાં મુકાયો-ગૂંથાયો નથી. લાભશંકર ઠાકરની 'વહી જતી પાછળ રમ્યઘોષા'-કાળની રચનાઓમાં પરમ્પરાગત પદ્ધતિમાંથી નીકળી 'તડકો'-પ્રકારની પદ્ધતિ-માં સ્થિર થવાનું વલણ મૂર્ત થયું છે. તો ચિનુ મોદી, મનહર મોદી કે આદિલ મન્સૂરીની શરૂઆતની કૃતિઓમાં બારી, શૂન્યતાભરી શહેરની શેરીઓ, સૂર્ય, ઘુવડ, અન્ધકાર જેવાં પ્રતીકો સાથે કામ પાડવાનો ઉદ્યમ જોઈ શકાય છે. 'ઉપજાતિ'માંથી 'પ્રત્યંચા'માં પહોંચતાં, સુરેશ જોષીને પોતાની પરમ્પરાગત પદ્ધતિની કાવ્યકૃતિઓને રદ જાહેર કરવી પડે છે. રાવજી કે રાજેન્દ્ર શુક્લ જેવા તળપદું બળ લઈને આવનારા કવિઓ વડે આધુનિક કવિતાનો બીજો તબક્કો મંડાય છે, જેમાં સિતાંશુ પણ નિશ્ચિત દિશાની પાપાપગલી માંડ્યા પછી કવિતાના 'સરરિયલ'નામી પદાર્થની પાછળ પડે છે; તો અનિલ, રમેશ પારેખ, મનહર ચરાડવા કે મનોજ ખંડેરિયા જેવામાં આધુનિક ધારા વધારે પહોળા પટ વહે છે. એમાં-આદિલ-ચિનુ મનહરે ઉપસાવેલી આધુનિક ગઝલ પણ અભિનવ પરિણામો વડે સાહિત્યકલા લેખે ગૌરવાન્વિત થવા માંડે છે. અહીં આ નામો લગભગ જાતિવાચક છે એમ ગણીએ ને છોડી દીધેલાં નામો ઉમેરી લઈએ તો કલ્પન-પ્રતીકની દિશાની અને વિચાર-ચિન્તન-મૂલ્યની ઉપેક્ષા કરતો આધુનિક કવિતાની નવી ક્ષિતિજો ગોચર થયા વિના રહેશે નહિ. સર્પ વતી

રાવજી એના 'ઠાગા ઠૈયા' કાવ્યમાં કહે છેઃ
'નજીક બેસાડી તારા ઘરને હું કવિતાની જેમ
કશો અર્થ દઉં;
તારી શય્યાને કવિતાની ગંધ દઉં.
કિંતુ વ્યર્થ
તમારે તો સાણુસીનો કરવો છે અર્થ.
હું તો માત્ર કવિતાઈ રણનો પ્રલંબ પટ
કેવળ વેરાઈ જાણું પ્રણયની જેમ.
પણ તમારે તો દરિયાનો કરવો છે અર્થ.
હું તો માત્ર,
કૂતરાની પૂંછડીનો વાંકો વિસ્તાર
હું તો માત્ર
કવિ
હું તો માત્ર
ભૂખથી રિબાતું મારું વલ્લવપુરા ગામ.
હું તો માત્ર
ખાલીખમ નિઃસહાય છું
પણ તમારે તો ગણિતનાં મનોયત્ન ગણવાં છે.
મારી પાસે નથી એ ગણિત
મારી પાસે નથી એનો અર્થ
મારી પાસે કવિતાનો નથી કશો નર્થ' ('અંગત' પૃ. ૬૧)

'હું તો માત્ર કૂતરાની પૂંછડીનો વાંકો વિસ્તાર' કહેનાર કવિના સંવેદનને વિસ્તૃત ફલક પર 'માણસની વાત'માં, લાભશંકરની એ દીર્ઘ અછાંદસ કૃતિમાં, અનેક પરિણામો વડે પુષ્ટ થયેલું જોઈ શકાય છે. 'હું' સમસ્તની સામેની કે માનવ–અસ્તિત્વની સામેની કવિની તીવ્ર સાશંકબુદ્ધિ જીવનની હેતુશૂન્યતા અને મનુષ્યની નરી નિઃસહાય સ્થિતિની એક સ્થાયી વેદનામાં પરિણમે છે. એ વેદના લાભશંકરમાં શબ્દ સામેના જીવલેણ સંઘર્ષમાં પ્રતિફલિત થઈ છે અને અર્થ–નર્થની સીમારેખાએ કોરા કાગળ પરની બૂમને રૂપે હજી ટકી છે. માધ્યમને વિશેનો કવિનો વિદ્રોહ કોઈપણ આધુનિકમાં માનવીય અસ્તિત્વ સામેના વિદ્રોહની એક પ્રતીકાત્મક ફલશ્રુતિ છે; છતાં આપણી આ કવિતા અન્–અર્થ લગી વિસ્તરી નથી –બધા આધુનિકોએ જાણ્યે–અજાણ્યે રસાનુભાવને કાવ્યપ્રવૃત્તિમાં કયાંક ચોક્કસ સ્વરૂપનું સ્થાન આપેલું છે. આ સંદર્ભે આ નવોન્મેષને 'કુણ્ઠિત સાહસ' કહેનાર સુરેશ જોષીની 'મૃણાલ' પ્રકારની કવિતા પણ પ્રણયવૈફલ્યના કેન્દ્રમાં, એ તિરાડમાંથી વ્યાપક ખાઈમાં, શબ્દનો કાવ્યસુન્દર અર્થ જતો કરવાની તૈયારી દાખવતી નથી. ચિનુ કે સિતાંશુ 'હું તો માત્ર કવિ' જેવી શેખીખોર વિવશતામાંથી છૂટવા 'ઓચ્છવલાલ' કે 'મગન' જેવો ઢોંગ રચીને હસી લેવાનું વલણ દાખવે છે, તો પ્રબોધ પરીખ કે મનહર પ્રતીકોની નરી ઉડાઉગીરીમાં નર્થની દિશામાં ઝનૂનપૂર્વક મથે છે. ચન્દ્રકાન્ત શેઠ કે રઘુવીર ચૌધરી પોતાની રચનાઓમાંના વિચારતત્ત્વને પંપાળીપોષીને કાવ્યના પરિણામે પહોંચવાની, મોટેભાગે તો, મિથ્યા કોશિશ કરે છે; છતાં શેઠની સક્રિયતા તેમને કેટલીક રચનાઓમાં અવશ્ય બચાવી લે છે. ચન્દ્રકાન્ત ટોપીવાળામાં નર્થને અવતારવાનો એક ધીંગો વ્યાયામ ભળાય છે, પણ એમનું દર્દ કે એમનાં વ્યથાઆક્રોશ ઘણીવાર ઊંડેથી નહિ જન્મ્યાની લાગણી જગાડે છે–એમનામાંના કાવ્યત્વને એઓ કદીયે મારી નાખી શકશે નહિ, એવો વહેમ જાય છે. મુંબઈ જેવી નગરચેતના વચ્ચે શ્વાસ લેતાં છતાં કશો બળુકો કાવ્યવ્યાપાર નહિ દાખવતા નીતીન મહેતા આદિ નવોદિતોએ કે પોતાને 'હોટેલ પોએટ્સ' ગણતા ઇન્દુ પુવાર કે સરૂપ ધ્રુવ આદિ સમકાલીનોએ પોતાની આધુનિકતાને હજી કાવ્યમાં રૂપાંતરવી બાકી છે, અથવા કાવ્યને આધુનિકતામાં સ્થિર કરવું બાકી છે–એ અધુનાતન પ્રવૃત્તિમાં ઉક્ત વલણોથી દશા–અવદશા કે દિશા ને રૂપે જુદી પડનારી હવે પછીની આધુનિકોત્તર કવિતાનું ભાવિ તોળાઈ રહ્યું છે.

આ કવિઓમાંના પ્રત્યેકનું વૈયક્તિક વિશ્વ અલગ અને નોખી પદ્ધતિએ આસ્વાદી શકાય તેવું વૈવિધ્યસભર

છે. છતાં આધુનિકતાનો સમગ્ર ખયાલ તે સૌને એકત્ર કરવાથી પ્રાપ્ત થઈ શકે છે. એવા અર્થમાં માનવીય એકલતા, શૂન્યતા, વિવશતા અને અર્થહીન જગતની જુદી જુદી ભાતોની વીગતો મળી આવે. એને અતિ-વાસ્તવ, અસ્તિત્વ કે અસમ્બદ્ધની તેમજ આધુનિક સાહિત્યમીમાંસાની જુદી જુદી રીતે વ્યાખ્યાબદ્ધ વર્ણનમાં ઢાળી શકાય અને એવું આકલન 'આધુનિક કવિનામાં વિચારસૃષ્ટિ' નું પર્યાય બની શકે. છતાં અહીં જાત સામેનો વિદ્રોહ અને શબ્દ સામેનો વિદ્રોહ એવી બે તરાહો અવશ્ય જોવા મળશે. લગભગ બધા જ આધુનિકોએ 'હું' ને કેન્દ્રમાં રાખી આત્મગૌરવ અને આત્મ-વિસર્જનાના બે અંતિમો વચ્ચે ગતિ કરી છે, તો સૌએ શબ્દના પરમ્પરાગત અર્થની સામે બળવો પોકારીને તેને નવેસરથી તાઝો બનાવવાથી માંડીને, કલ્પન–પ્રતીક સંકુલ શ્રીમાં રૂપાંતરીને, અનઅર્થની દિશા લગી દોડવાનું પસંદ કર્યું છે. ભાષાને હાથવગા, એક છેલ્લી ઘડીના ઑજાર તરીકે વાપરતા કવિનો પ્રમાણિક ઉદ્યમ લાભ-શંકરમાં આધુનિક કવિતાની એક દિશા ચીંધે છે–જે ખૂબ ખૂબ ક્ષમતાઓથી ભરેલી છે. સિતાંશુ, રાવજી કે શેખનો માર્ગ જુદી જુદી રીતે કાવ્યસૌન્દર્યને ચરિતાર્થ કરવાનો રહ્યો છે અને સદ્‌ગત કવિને બાદ કરતાં બાકીના બેમાં આધુનિક કવિતાની બીજી બે દિશાઓ સચવાય છે–જે એવી જ ક્ષમતાઓથી ભરેલી છે. આ સંદર્ભમાં પ્રાપ્ત થતી મનુષ્યની વિવિધ છબિઓ આધુનિક માનવીય સ્થિતિની વ્યંજક બને છે અને એ અર્થમાં આ કવિતા જ આપણા સમયની કવિતા બનવાનું ગૌરવ પામી શકે. અહીં આમ કહેવાતી સામાજિક–સાંસ્કૃતિક ભૂમિકાના વિરોધે અસ્તિમૂલક ભૂમિકા જન્મી છે. છેલ્લા બે દાયકા દરમ્યાનની આપણી આધુનિક કવિતાપ્રવૃત્તિમાં મનુષ્ય આ ભૂમિકાએ નિરૂપણ પામ્યો છે. એવી કશી વૈચારિક ભૂમિકાના અભાવમાં નવી કવિતા વિદેશી કવિતાનું અનુસરણ લાગે, દુર્બોધ લાગે, ઊછીની સંવેદનાની ગાયક લાગે તો એવી એવી ગેરસમજો સમજી શકાય એવી છે. બાકી શેખ એમની એક રચનામાં કહે છે તેમ, જેવી છે તેવી આ આપણી વાસ્તવિક અનિવાર્યતા છે. તેઓ કહે છે:

'કવિતા એક ભૂખ
દમાતી નથી, સહેવાતી નથી.
નથી લાગતી તો બધું લૂખ્ખું લાગે છે.
કવિતા એક રોગ, એક પીડા,
એક ઢોંગ, એક જુઠ્ઠાણું
જાદુગરનો, નટનો, ધુતારાનો ખેલ.
મને હિપ્નોટાઈઝ કરી
આખી દુનિયા સામે મારું ઓઝરું ખોલે,
મારી શિરાઓમાં સીવે વીજળીના તાર;
જ્વાળામુખીના ફોટાવાળું છાપું જોઈ ધ્રુજું,
હજારો જોજન દૂર યુદ્ધના વિચારે
થાઉં ખિન્ન,
યુદ્ધના ધડાકાની કરે કોઈ નકલ
મારે આંતરડે વળ ચડે, મારું જઠર ફૂટે.
કવિતા મને હડકાવે, ભડકાવે
મારી ઈચ્છા વિરુદ્ધ સંભોગી અભડાવે,
મારી સ્મૃતિઓને ફૂમકાં બાંધી
બજારમાં વેચે.
કવિતા લખું ને થાઉં વામણો
કવિતા લખીને થાઉં (કવિઓથીય) અળખામણો.
લખું તે કોઈકને ગળે ચોંટે
કોઈ થૂંકી નાખે ચાખતાં પહેલાં,
કોઈ ફૂંકી નાખે બીડી જેમ,
લૂછે એનાથી હાથ.
એનાથી ન મળે રોટલો
ન ભાંગે કોઈની ભૂખ
છતાંય વેવલી કવિતાને વારસારૂપ ગણી વાપરું"

('અથવા' પૃ. ૮૪–૮૫)

સુન્દરમ્

## કેસૂડાં ખીલ્યાં

કેસૂડાં,
કેસૂડાં ખીલ્યાં છે ભલી ભાતનાં,
શીળી સવાર અને મીઠેરી સાંજનાં
રણઝણતી સાઝમ રાતનાં,
ઊજળે બપોર એના રંગની ઉજાણી
કેવી ચૂંદડી ઓઢી વનરાણી. કેસૂડાં૦ ૧

હું તો મારે મારગડે એકલડી ઘુમતી ને
પાને પાને જીવ પ્રોતી,
મારો એ જીવ કોકે ઝાલ્યો આવીને ત્યહીં,
હું તો ઝાડ ઝાડ રહી એને ગોતી. કેસૂડાં૦ ૨

કામણગારાની એક બંસરી સુણી'તી, એ તો
પાછો ક્યાંયે ના દેખાણો,
ડાહ્યાં ડમરાંની આખી દુનિયામાં પાગલને
કરમે લખાયો શું મ્હાણો. કેસૂડાં૦ ૩

લાવજો રે મ્હાણો ભાઈ, એ યે નસીબમાં શું?
મ્હાણો લૈ ફૂટશું કપાળને,
કેવું તે લાલ લાલ કંકુ નીકળશે ને
કેવી લક્ષ્મી હા મળશે કંગાળને. કેસૂડાં૦ ૪

કેસૂડે કેસૂડે રંગ મારો પૂરીશ ને
આંગણિયે આંગણિયે સાથિયા,
આ રે વસંત મારી આવી જવાની,
કહે તારી કેવી, વરણાગિયા? કેસૂડાં૦ ૫



સુન્દરમ્

## આંખો અંજાણી

કેસૂડાં ખીલ્યાં ને
મારી આંખો અંજાણી,
મારી પાંપણું ભીંજાણી.
ઊંચેરી ડાળીઓએ ફૂલ બધાં બેઠાં,
આવી હીંચે છે વાયરા પીધેલા,
જેને ફાવે જેમ-તેમ બધાં ડોલતાં,
કોક ડાહ્યાં તો કોક સાવ ઘેલાં. કેસૂડાં૦ ૧

હળવે હળવે તે મારા કાનમાં ટહુક્યું ને
મૂકી ગયું ફૂલ મારા હાથમાં,
આંખો ઉઘાડું, આખું આભ હસી ઊતર્યું ને
કોક આવી ગયું ત્યાં સંગાથમાં. કેસૂડાં૦ ૨

'આવજો' કહું તો, એ તો ઓરું ઓરું આવતું,
કહું 'બેસો' તો દેતું જાકારો,
પાંપણના પડદામાં એને સંતાડું, એ તો
કરતું ગગનમાં ઝબકારો. કેસૂડાં૦ ૩

પગલે પગલે એ તો પ્રીત મારી માગતું ને
દેતું વસંતની વધાઈઓ,
કેમ જાણું, કેમ માનું, કિયા આ સોહાગ કેરી
કેવી કેવી રે દુહાઈઓ. કેસૂડાં૦ ૪

કેસૂડાં, કેવું તું, કામણ નકામાં તારાં,
તારા રંગની તે રંગત રોળાઈ.
જો તું રંગી ન નાખે કાળુડો શ્યામ મારો,
તારે મારે કશી ના સગાઈ. કેસૂડાં૦ ૫

સુન્દરમ્

*

## રંગ કેસરિયો

એક કેસૂડે કહ્યું ત્યાં મને કાનમાં,
હાલો હાલો વરણાગિયાની જાનમાં.

કોઈ અહીંથી આવ્યું, કોઈ ત્યહીંથી આવ્યું,
કોઈ આ લઈ આવ્યું, કોઈ તે લઈ આવ્યું,
અમે ચાલ્યાં મજાનાં ગુલતાનમાં. એક૦

ડાળે ડાળે તે હતા લીલુડા સૂડલાને
કાળી કોયલ હતી ગાતી,
કુંજ કુંજ મોરલા નીલમિયા ઠેકતા
ને નાચંતી ઢેલ મદમાતી.
બધું જામી રહ્યું એક તાનમાં. એક૦

ઊંચે આકાશ થકી ટહુકો આવ્યો ત્યાં એક,
એક મોર પીંછ ત્યાં દેખાણું,
નાનકડો એક હાથ, બંસીનો ટુકડો ને
આછું પીતાંબર પરમાણું,
એને જોતાં રહ્યું ન કોઈ ભાનમાં. એક૦

પેલું કેવડું ઊડયું મારા હાથમાંથી ઝટ દઈ,
પ્હોંચ્યું વરણાગિયાના પાયમાં,
ગોરી ગોરી રાધિકાએ એને ઉપાડયું લઈ,
મૂકી દીધું વરણાગિયાની પાઘમાં.
રંગ કેસરિયો રેલ્યો વરદાનમાં. એક૦

રાજેન્દ્ર શાહ

*

## જલની લહર

એકાન્ત કુટીર
ભૂમિ
પલ્લવ-પાંડુર,
પ્રાણ નિઃશ્વસને
લયે
રેલાય તે સૂર
બધિર ગગન
કિંતુ
કોઈ મારે કાન
ઉન્મન બેઠું તે
માત્ર
ધરી રહ્યું ધ્યાન.

સૂને રે છવાય
મેઘ
દગ દગ નીર,
ક્યાંય રે કુટીર
નહીં
ક્યાંય નહીં તીર.
સંચિત સકલ
ક્યાંય
વહી જાય પૂર!
જલની લહર
ડૂબે
જલને જ ઉર.

સ્નેહરશ્મિ

*

## અનહદની સીમા પાર

'દિશાઓ ગઈ ભૂંસાઈ બધી ય ચોપાસની
તૂટી પડવા ટાંપી રહી સેના નિબિડ અંધારની,
ઊખડી પડેલાં વનોનાં આભ ઊંચાં મૂળિયાં
ખૂંચી રહ્યાં છે આંખમાં,
ગર્જી રહી છે વીજળી
પીંછાં ખરંતી પ્રાણ કેરી પાંખમાં!
છતાં ય હે પ્રવાસી,
        કઈ અફર આશમાં
        કઈ વિજિગીષા–પાશમાં
વિના સાર્થ, વિના સાથ
અનુત્તર રહ્યા ખળકટ તુજ સાદના
ખુમરેંગ પડઘા ટિપાતા ઘણના પ્રહારે
છાતીનાં હચમચતાં કમાડે ઝીલતો
શાહ સોદાગર ક્રિયા કાજ
આગળ અને આગળ ધપે
        પંથ દુર્ગમ કાપતો?
આગે તો છે જળ ઝાંઝવા તણાં,
ને કાળના તંબૂ તણાયા વેરાનમાં–
ત્યાં માલ તારો
કોણ કહેને વહોરશે?'

'જળ ઝાંઝવાનાં?
ક્યાં નથી એ?–
વિચારીએ ને માણીએ જે
ને મનોરથો અવનવા આપણે જે સેવીએ
તેમાં નથી કે
કદી ય ના'વે હાથ એવાં
સુવર્ણ કે કસ્તૂરી મૃગો?
ને પ્રાણને પુલકે દે ભરી
એવાં જળ ઝાંઝવાનાં?

હું જાણું છું કે
છે ક્યાંક બેઠો અધીર
અનિમિષ નેણ
મારો તે શાહસોદાગર!
વહોરશે ન તે મારો માલ કેવળ–
નવ ધરાશે તે પૂછતાં મારી ખબર!
ને કાળના તંબૂ નીચે તો
મિલન અમારું થશે થશે જ અફર'.

'તો તો મિલન એ
કાળને ય કદાચ દે નહિ પુલકે ભરી!'
'કદાચ? ના, અવશ્ય!
એથી તો
છો જતી ભૂંસાઈ દિશા બધી ચોપાસની,
ટાંપી રહી હો તૂટી પડવા
સેના ભલે અંધારની;
ઊખડી પડેલાં વનોનાં આભઊંચાં મૂળિયાં
ખૂંચી રહે છો આંખમાં,
ગર્જે ભલેને વીજળી
પીંછાં ખરંતી પ્રાણ કેરી પાંખમાં,
હોય લ્યો અનામી કોક દુનિયા–

હા, છે જ—અચૂક છે—
મૃગજળે ઢંકાયલી
તે મારી છે—મારી છે...
અનહદની સીમા પારની !'

ઉશનસ્

# માતૃત્વ, એક પૂર્ણતાની ઋચાઓ

ને તારા પિતા, ધન્ય
જે વડે હું તને પામી તે રાતે
તું જે અનવદ્ય, અનન્ય;
જેમણે તને હુંમાં ઘૂંટ્યો
ભ્રૂણ
નિગૂહિત, ગુપ્ત;
તું વડે મારું કુંવારું અસ્તિત્વ
(ઓ રે ઋણ!)
અપત્ય હે, તૃપ્ત, પરિતૃપ્ત;
મારું અંગ અંગ, ડૂંખ ડૂંખ, વૃન્ત વૃન્ત : હું વેલી :
હું તારું સુંદર ફૂલ પામી વિનત
ફળેલી;
અહો, વત્સ !
તું છો તો મુજ છાતી
દૂધ તણો દિવ્ય ઉત્સ;
અહો, અર્ભક!
મારું અંગ અંગ, રિક્ત રિક્ત
ત્યાં તને સ્થાપી થઉં પૂર્ણ,
તું જ્યાં જ્યાં અભિષિક્ત,
તે તે સાર્થક;
મારી કૌમાર્યની કટિ
પનઘટે વહ્યો જયહીં ઘટ, મૃણ્મય
તે હવે મુન્મય
પરિપૂર્ણ તારા વતી;
તું મુજ અંકે
બાલક! ઓ, હે!
તારક જયમ સોહે
બીજના વળાંકે;
તું મુજ સ્કંધે
હું કોઈ સ્વયં બીન, રણઝણુ
કલધ્વનિછંદે;
મારું ફૂલોત્સુક માતૃત્વ
તું વડે પૂર્ણ,
કોકનું આપ્તકામ કર્તૃત્વ;
વત્સ, હું તારા વડે અર્થ પૂર્ણ કૃતિ,
તું મુજ અને તારા પિતા તણી
સહિયારી શ્રેષ્ઠ ફલશ્રુતિ;
હે બાળ—આકાર!
લે, હું તું પર લૂમું, ઝૂમું, ચૂમું, આંખે ઝળઝળિયાં—
તારો મુજ પર આભ જેવડો
આભાર.

જયન્ત પાઠક

*

## એક ઘાયલ અને તેની સારવાર વિશે

સવારના ઓછા અજવાળામાં
ફરવાની ટેવ
ને ઊંચું જોઈને ચાલવાની કુટેવ
એટલે ઠોકર વાગી
છાતીમાં ઘા પડ્યો, પડ્યો પડ્યો પાક્યો;
પછી તો દાક્તરોની પૂછાપૂછ
'આવું તે શું વાગ્યું? કેસ ગંભીર!
કાંઈ સમજાતું નથી!'
છેવટે એક મળ્યો
મારા જેવો જ ઉલ્લૂ
જગજાહેર ઊંટવૈદ્ય;
એણે તો જોતાંવેંત જ કહી દીધું:
'તને તો આકાશ વાગ્યું છે!
તારી છાતીમાં
આકાશનો એક ટુકડો પેસી ગયો છે....'
'ઉપાય ?'
'ઉપાય છેસ્તો:
છાતીમાંથી એને ખેંચી કાઢવો પડે પણ...
ટુકડા સાથે હૃદય પણ
બહાર નીકળી આવે તો ?....
એટલે મારી તો સલાહ છે કે
આકાશનો ટુકડો
તારા હૃદયમાં ઓગળી જાય ત્યાં સુધી
સહન કરી લેવાનું સારું...'
મેં સ્વસ્થતાથી કહ્યું: 'વારું'.

ધીરુ પરીખ

*

## —

અદૃશ્ય રહી
કૃષ્ણે પૂર્યાં હતાં પાંચાલીનાં ચીર:
અને પડી ગયાં હતાં
કૌરવોનાં મોં.
ત્યારે લાજ રહી હતી
કૃષ્ણની કે કૃષ્ણાની?

મારે ક્યાં જવાબ જોઈએ છે તે!

હું તો છું શબ્દ
કેવળ શબ્દ
ભરી સભામાં લૂંટાતો શબ્દ:
મારા આર્તનાદને
પહોંચે તો પહોંચાડવો છે કૃષ્ણ સુધી,
જો હજુ એની શ્રવણેન્દ્રિય સલામત હોય તો,
કે જા
નથી જોઈતાં મારે તારાં ચીર;
આપવી હોય તો આપ
આ અહીં મૂક બેઠેલા
ભીષ્મો, દ્રોણો અને પાર્થોને
સ્વધર્મના રક્ષણની દિક્ષા:
स्वधर्मे निधनं श्रेयः
स्वधर्मे निधनं श्रेयः
स्वधर्मे निधनं श्रेयः

રાજેન્દ્ર શુક્લ

✻

## પરાવૃત્તિ

'चित्ते तु वै परावृत्ते न यानं न तु यायिनः।'

(લંકાવતારસૂત્ર ૨૦૪)

નામ અને રૂપનાં અભેદ્ય વલયની
આરપાર પેલે પાર જે ક્ષણે
નીકળી જશે મારા શબ્દો–
ના,
મારું મૌન–
મારી સકલ લોકયાત્રા–
મારું હોવું–
મારું અનંત તપ–
મારું ઋત–
મારું અકલુષ અણઘડપણું–
તે ક્ષણે તત્ક્ષણ
તું
નામરહિત હશે
રૂપરહિત હશે
તું
કેવળ હશે, અનન્ય!
કેમ કે
મારો સમગ્ર સમય
મારી પુણ્યશ્લોક વાણી
મારાં નિઃશેષ મમત્વો
મારું નામ
મારું આયુષ્ય
મારી જિજીવિષા
મારી વ્યક્ત થવાની બહુ થવાની કામના
મારું અધિષ્ઠાન
મારી ચેષ્ટા
મારું અમોઘ એકાંત
મારાં સત્ત્વ રજસ્ તમસ્
બધાં જ
મને તારી કને લઈ આવી
અને અહીં અધવચ્ચે જ
મૂકી દઈ
એકદમ પાછાં ફરી ગયાં છે.
કેમ કે
એમનો પ્રદેશ
અહીં પૂરો થાય છે કદાચ
કેમ કે
અહીંથી આરંભાય છે
રહસ્ય
તારી નામરહિત સીમાઓથી
અંકાયેલા
તારા અનંત દેશકાળ.
અને હવે પાછું તો ફરાતું નથી
પાછું ફરી શકાતું નથી

કેમ કે
ક્યારેય પાછું ફરવું નથી ચોરાસીમાં
માર્ગ જ ભૂંસાતો જતો હોય છે
અને વળી વોળાવિયા
તો અદૃશ્ય થઈ ગયા છે
કેમ કે
આ છૂટા છૂટા પડી ગયા છે હવે સકલ
ઈન્દ્રિય અને અર્થના સંનિકર્ષો
કાર્ય અને કારણ
નામ અને રૂપ
શબ્દ અને અર્થ
એકમેકથી છૂટાં પડી ગયાં છે છેક.
હવે ચક્ષુ તે કશુંક
હોઈ શકે કેવળ
જે રૂપમાં દૃશ્યમાં પ્રવર્તી ન શકે
શ્રોત્ર પણ શબ્દમાં પ્રવર્તે નહીં
કે ત્વચા સ્પર્શમાં,
કશું મૃત ન હોય અચેતન ન હોય
અને છતાં કશુંય
કશે જ પ્રવર્તી ન શકે
કશાથી કશું જ ઓળખી ન શકાય
કશાથી કશું જન્મી યે ન શકે
કે કશું જ
સર્વથા નષ્ટ પણ ન થાય.
સંકલ્પો કે વિકલ્પો
સ્વપ્ન કે સ્મૃતિ
કે સિસૃક્ષા
કે સુષુપ્તિ

કે તણખલું પણ હવે ઊગી ન શકે.
કેમ કે કોઈ પણ મનનું
આથી વધુ ઓગળવું
શક્ય જ નથી હોતું.
કેમ કે કોઈ પણ મનનું
આથી વધુ મળવું
શક્ય જ નથી હોતુ
કેમ જે મનને
આથી વધુ કળી શકાતું નથી
મનને આથી વધુ છળી શકાતું નથી
કેમ કે કોઈ પણ મનને
આથી વધારે ઝીણું દળી શકાતું નથી...

મનસુખ વાઘેલા

## ને પછી

'માતા જેવું મોં'
'પિતા જેવું કપાળ'
'બહેન જેવા હોઠ'
'ભાઈ જેવી આંખો'
'માશી જેવું નાક'
'મામા જેવા પગ'
'ફોઈ જેવાં આંગળાં'
'કાકા જેવા કાન'
'દાદી જેવો વાન'
'દાદા જેવો ઘાટ'
લઈ બાળક જન્મ્યું ત્યારે
એનું કાંઈ જ નહોતું
ને પછી...

વિપિન પરીખ

## સાંત્વન

ફાઉન્ટનના રસ્તા પર એક બળદ
બસના અકસ્માતમાં ખલાસ થઈ ગયો.
ભાઈ બળદ,
સવારના દસનો ટાઈમ,–
જરા ધ્યાન દઈને ચાલીએ ને?
આ તો મુંબઈ....
જરા પણ ગફલત થઈ તો ખલાસ!
તારું નામ શું?
જવા દે,
નામ ગમે તે હોય. અહીં શું ફરક પડવાનો હતો?
(અને તે પણ હવે?)
ભાઈ, આમ ઑફિસ પહોંચવાના રઘવાયા સમયે
આપણું મૃત્યુ શબ બનીને લોકોને અવરોધ કરે
તે ઠીક નહીં
હું જાણું છું
આટલા બધા માણસોની વચ્ચે ચાલુ દિવસે મરવું
તને પણ ગમ્યું નહીં જ હોય.
તોપણ હું અથવા તું
ફરી પણ શું શકીએ?
આ પૂરપાટ દોડી જતી મોટરો અને બસો
અને આટલા બધા લોકોની વચ્ચે
ચાલવાનું અને જીવવાનું જ્યારે પસંદ કર્યું જ હતું
ત્યારે મૃત્યુની પણ આપણે પસંદગી કરી જ
લીધી હતી ને?
તો પછી ભાઈ, એનો અફસોસ શો
કે મરતી વખતે કોઈએ હોઠ ઉપર ગંગાજળ
મૂક્યું કે ન મૂક્યું!

શશીકાન્ત ઈસનાવા

*

---

રિક્ત સપાટી પળની ઊભી શબ્દપલાખે પાસા પહેરી
કાગળ જેવી હથેળિયુંમાં ભુર્જપત્રની ભાષા લહેરી
શાહીના ટીપે તરતી જાણે મૂંગામંતર અર્થઘટનમાં,
કાગળની ઇચ્છાઓ જેવી ઘટનાની કોઈ સાપણ ઝેરી
નિરાકાર કોઈ પ્રવાહી પટમાં શબ્દ રમે છે નાગપાશતા,
સ્વચ્છ ચળકતા છળની પાની કાગળને વીંધે છે વેરી
ગ્રહુબળામાંથી નછોરવીના ખોળા જેવા શબ્દો નીકળે,
અને પ્રગટતાં પૂર અચાનક કાગળને આ લે છે ઘેરી
કપોલકલ્પિત શાહી ઘડે જો દિવાસળી તો પળતર ફાનસ,
એકટશે ચૂપ કાગળનો ગાંજો ફૂંકે છે થઈ ગંજેરી.

चंद्रकान्त शेठ

*

## કશુંયે ચાહી શકાય એવું છે તારામાં?

કશુંયે ચાહી શકાય એવું છે તારામાં?
તારી આ મૂળિયાં વિનાની હસ્તી!
એક પાંદડીયે લીલી કરવાનું પાણી છે તારામાં?
નથી તારી આંખોમાં ઊજળો દિવસ ઊગતો,
નથી તારા શબ્દોમાંથી એકેય તણખો ફૂટતો,
તારા નિર્જળ કૂવાની અવડતામાં કોણ આવે આત્મઘાત વહોરી?
તારા શ્વાસ તે તો પડઘા નિઃશ્વાસના,
ઉજ્જડતાને જ ઉઘાડી કરતી તારી પોકળતા,
તારા લોહીમાં તો કેટલી છે ગાંઠો ને કેવાં ગલીચ ગાબડાં?
તીખાશનો એક તણખો ય ક્યાંથી
તારા મોળામચ આ વ્યવહારમાં?
આકાશ ને પૃથ્વી,
પવન, પાણી ને પ્રકાશ,
—પાંચેય ભલાં કે તારામાં હજુ ટક્યાં છે!
એમની તંગદિલી તો જો, પ્રતિક્ષણે જે અનુભવે છે તારામાં તે
જે સ્વયં આકાશ, એ જ વધુમાં વધુ બંધિયાર તારામાં!
જેના મૂળમાં જ ગતિ એને સડતા રહેવાનું તારા બંધ ખયાલોમાં
ક્ષુબ્ધી માટીમાં કણસતા તેજને તું સાંભળે છે તારા એકાંત દ્વારા?
તું તો ખડક શો ખોડાયેલો,
પાણીએ પણ તારી પાસે આવીને પછાડો જ ખાવાનીને?
વસંતે ય કોઈ શા માટે આવે
પુષ્પિત ભવિષ્યની આશાઓ લઈને?
તારી તો કોઈ ન આવે એમાં જ વ્યક્તિતા અડીખમતા!
તારી ચાહી ન શકાય એવી જાહેર થઈ ગયેલી હસ્તી જ
મજબૂતમાં મજબૂત દલીલ છે આજની હવામાં ટકી રહેવા માટેની.

વ્રજલાલ દવે

*

# અંતરિયાળ

વાટને અંતરિયાળ અચાનક
રાગણી મળી જાય.
હાલર-હુલર ગામ વચાળે શેતલનો કલનાદ,
નગરના આ ડામર મારગે કરતી મૂંને વેકુર ઝીણા સાદ;
શેવાળ પહેરી પગમાં બાવળ, રાવણા, છીયા
ઉરના મારા વહેણ મહીં ઝીલાય!

કોક દી ડહોળાં જળના રેલા પગથી કઠણ કૂદે
ટચલી અડે આંગળી ત્યાં તો પૂર ગાજે પડછંદે,
ભેખડું ભીની થાય, કોલાહલ ઘડીક ઓગળી જાય.
સાબરના આ પુલથકી હું ઝૂકતો જરા નીચે,
રેતમાં લીલા વળગે વેલા, ઝૂંપડે ચહેરા હીંચે;
ચલમું માંડે વારતા સુણી આંખ તો પલળી જાય,
લોહની આડશ; બસનો થોભો; લોહીનો વ્યાકુળ મેળો
સાતમ-આઠમ રમતી આવે,
કરતી મને શિવના મંદિર ભેળો!

લટની લ્હેરે, નેણને ઘેરે,
ઓઢણી મહેકે, છોગલા મહેકે
બથ ભરીને ભેટતાં જોબન
'વંન'ના મારા દવને ગળી જાય.

ઊર્જસ્વી પરમાર

—

ચાસ લીલો ક્યાં લગી આવે મલપતો?
ટૂંકડો સરતો ગયો શેઢો સળગતો.

બાથ ફેલાવી તો કાંટા-ઝાંખરાનો–
છાંયડો આવી ચડ્યો અમને વળગતો!

બાંધણીના કોઈ આથડતા લીરામાં–
પર્શ ક્યાં શોધ્યો અમે આવો કકળતો?

ફેર ભમ્મરિયા ચડે ચિક્કાર ભવના,
આખરે આધાર પામ્યો તે ય ભળતો!

'આશિષ'

## ગૂમાં ફરતા ફરતા

વૉટર-ગલ: હાર્ટ ટ્રાન્સ-પ્લાંટ કરતા
સર્જનોને કહેવાનું કે
કોઈ પણ દર્દીનું હૃદય બદલવું હોય તો
વૉટર-ગલનું હાર્ટ નાખજો.
કારણ કે
પાણીમાં પડી ગયેલો
મારો પચાસ પૈસાનો સિક્કો
તેણે લાવીને મને પાછો આપ્યો છે.

શૈલેન રાવલ

—

શ્વાસોમાં છે તાપ સમયનો;
મુઠ્ઠીમાં સંતાપ સમયનો.

ભરચકતાનું પાપ કરે છે;
રિક્ત નગરમાં વ્યાપ સમયનો.

સ્મરણોને વનવાસ મળ્યો; ને–
ટહુકે છે અભિશાપ સમયનો.

અર્થ વગરનો ખૂબ રડે છે;
પાછો ચહેરો આપ સમયનો.

જયદેવ શુક્લ

## વસન્ત-પંચમી

વસન્ત-પંચમીના પ્રભાતે
ઊઠીને
જોઉં છું:
વાડામાં ઝઝૂમતો
મારો ઘેઘૂર આંબો
વઢાઈ ગયો છે....

# • અનુવાદ •

## નિમિષ*/રાજેન્દ્ર શાહ

૧

પીએ જતી જીવનપુષ્પનું મધુ
ને ઊડતી કૌતુકથી અહીં તહીં
છોટી જરા જેવડી ઓ નિમેષ!
તારી, સરંતી ચુપચાપ ચોરની
પાંખો લઉં હું પકડી હથેળીમાં,
રોમાંચિતા એ મૃદુ મારી ભાવના.

ચૂમી ચૂમી અંતરના નિકેતને
જે રાખવા નિત્ય તને સમુત્સુક,
તે મુગ્ધની તું ન કરીશ વંચના.
પીડે ન એવાં વચને સુકોમલ
બાંધી લઉં બે તવ પાય હું, પ્રિય!

૨

આ મુગ્ધ, કાલું, લઘુ તારી પાંખને
અધીરપે ધ્યાન ધરી નિહાળી લે.

જલે ભીંજેલી તવ પાંખ, તે પર
અગણ્ય જે ભેદ જણાય વર્ણના
તે માનવીને મન ભિન્નભિન્ન
વિકાર તેના નહિ રૂપ રંગ?

માધુર્ય જેની પર ઇન્દ્રચાપનું
રેલી રહે, માયિકભાવ, ચંચલ
આશાથી પેખે નિજ સર્વ કોમલ
ઔત્સુક્યને તે પર માત્ર નિર્ભર.

૩

ચોંકી પડે વીજ, ગતિથી જેહની
વિચિત્ર એવી લઘુ કૈં નિમેષ
અચિંતવી સન્મુખ ક્યાંથી આવતી?
અને કહીં સત્વર લોપ પામતી?
મંડાય જ્યાં કિંચિત્ કલ્પનાભીરુ
દૃષ્ટિ તહીં થાય વિલીન શૂન્યમાં!

લાગી રહ્યા જે સ્મૃતિસ્નિગ્ધ રેણુના
કણો અહીં અંગુલિટેરવે, હવે
તેને નિહાળી રહી એક વંચિતા
આનંદતી ક્રંદતી વા ક્ષણે ક્ષણે.

૪

છે ક્ષુદ્ર પ્રત્યેક નિમેષ કેટલી!
પરંતુ વીંઝી નિજ પાંખ ઊડતી
કદાચ જો હોત ન, તો ધરાપર
ને વ્યોમમાં જીવનનાં અસીમિત
આ સ્પંદનો શું પ્રગટ્યાં હતે કદિ?
વા બાળનાં દર્શનની અધીર
માતા સમાં–કર્મ સ્વકીય જે ફલ
તેને શક્યાં હોય ધરી શું બાહુમાં?

લગીર શી પાંખ હલી હવાથકી
પાપી ઉરે ભીતિની આગ ઊઠતી.

---

* જી. શંકર કુરુપના કાવ્યનો અનુવાદ.

૫

પ્રત્યેક આ કેટલી ક્ષુદ્ર છે ક્ષણ!
તથાપિ જ્યાં એ ફફડાવી પાંખને
ઊડે,ત્યહીં વ્યોમની સૌ નિહારિકા
પ્રચંડ વેગે નિજ માર્ગમાં વહે.

અને હવામાં ગતિમાન પાંખનો
અવાજ–તેનો સહુને ઉરે ઉરે
જાગી ઊઠે ભિન્ન વિભિન્ન કૈં ધ્વનિ.

ને એમ મેલી પદ જન્મમૃત્યુની
પીઠે જતી જીવનની સવારી જે
તેની બને દુંદુભિનાદની છટા.

૬

એકેકની પાછળ મુગ્ધ આવતી
સંચાલના! વિસ્તૃત પાંખની તવ
છાયા. અમારું સ્મયપૂર્ણ વ્યોમ ના?
એ નિત્ય ને નિશ્ચલ શું લહાય, ને
પ્રતીતિએ સત્ય, પરંતુ ફોગટ.

નાનીશી પાંખે વહમાન વાયુથી
સકંપ તારાગ્રહ હૈમબિંદુ શા:
ને માનવીનું-નિજ શક્તિ ગર્વનું-
સામ્રાજ્ય તે કોઈ કરોળિયાના
જાળા સમું છિન્ન વિશીર્ણ થૈ જતું.

૭

આ પાંખસંચારથી જિંદગીનાં
વાસી ઝરી જાય પ્રસૂન તો શું?
સહસ્ર કૈં નૂતન રમ્ય પ્રસ્ફુટ
થઈ રહેતાં ઋતુનાં વિવર્તને.

ને વ્યોમના ભાલનું સૂર્યબિંબ તે
બુઝાય તો યે ઠીક; સર્ગશક્તિ તો
ફૂંકી ફૂંકી કોલ બળેલ કાષ્ઠના,
લેશે કરી અગ્નિ જ્વલંત, જેહના
હૂંફાળવા ઓજસથી પરિવૃત
ખીલી રહે જીવન આ ફરી ફરી.

૮

વિદાય લેતાં, લઘુ ઓ નિમેષ!
નિરોધું હું ચિંતિત સર્વ આ કંઈ.
દાબેલ મારાં દૃગબિંદુ વર્ષણે
ભીંજાયલી પાંખની શ્રાન્તિ તું લહે
તે પૂર્વ હો તારું પ્રયાણ..
સંતત
પ્રાર્થું હું તે સુંદર મૂર્તિ કાજ
સંદેશ તારી ફૂલ જેવી પાંખે
આલેખું ઉત્કંઠિત એમ..
દર્પણે
સંકલ્પછાયામય નો સમાદર
કરી રહેવાનું હજી કહીં લગી?

# મારી સર્જન-પ્રક્રિયા . . . . . . . . . . . ચન્દ્રવદન મહેતા

સ્નેહી ભાઈ ધીરુભાઈ

આ વિષય ઉપર લખી મોકલવાનું નોતરું તો આવ્યું, અને એનો સ્વીકાર કરવામાં અંતરનો અહં સ્વસ્થ ટટાર થઈ હા પાડવા ઊભો થઈ ગયો. વંચના એવી કરે છે કે ના પાડીએ તો એમણે બેવાર કહેણ મોકલ્યું છતાં ના પાડવાથી ખોટું લાગે, માટે લખવું—એ વિચારને પણ ઘોળી પી એણે લખવાનો મનસૂબો કર્યો જ.

કોઈને પણ લાગે કે આવું લખનાર કેટલો પામર છે. અહંકારને કેટલો વશ થઈ જાય છે, અને તરત જ લખવા બેસી જાય છે–જાણે કે આવતા પરોઢની કોઈ તટસ્થ ઘડીએ ફરી વાર વિચાર કરતાં, એ ના પાડી દે અને લખી નાખવાની આ સોનેરી પળ જતી કરી દે તો?

જીવન આખું આવી આવી, જુદી જુદી વંચનાઓથી ભરેલું છે. મોહ, માયા, લોભ, સ્વાર્થ, ઈર્ષ્યા, અહંકાર, રીસ, ખોટી ધગશ, બેકાબૂ આશાઓ એવી એવી નિરંતરની સતત વહેતી જાતછેતરામણ, જાતમોટાઈ, સવધાની, વડા થઈ બેસવાની એષણા લગાતાર ચાલ્યા જ કરી છે. એમાં સ્વસ્થ યા તટસ્થ થવાની ઘડી શોધવી ક્યાં? એવી જે બે-પાંચ ઘડીઓ કે દશ-પંદર ઘડીઓ આવી હશે, એ ક્ષણે કંઈ અંતરનો માંહ્યલો ડોકિયું કરી કરી શબ્દ દ્વારા પ્રગટ થયો હશે, તો શબ્દરચનામાં ક્યાંક ચમત્કૃતિ હશે, સૌન્દર્ય હશે, પ્રતિભા હોય તો અને એને કલ્પનાનો સહકાર મળ્યો હશે તો, અંતરદર્શન કરાવ્યાં હશે, એવી ક્ષણો તો પ્રત્યેક મનુષ્યને મળ્યા તો કરે છે, મને પણ મળી હશે; પરંતુ એ જ ઘડીએ શરૂઆતમાં મેં જે એષણાઓની રફતાર ગણાવી, તે એષણાઓ એવી ઘડીને દાબી તો નહિ પણ ઉરાડી તો મૂકે છે—ક્યાંક ગાયબ કરી નાખે છે, તે પાછી શોધવા જાઓ તો ફરી હાથમન પર ન આવે. આવો મોટો તપસ્વી કુંભકર્ણ ઇન્દ્રાસન માગવાની ઘડી આવી ત્યારે એવી જ કાળ અંતરછલનાએ આંતરવંચના થકી એ નિદ્રાસન બોલવા પ્રેરાયો, એની પરિસ્થિતિ સર્જનની ક્ષણો આવે છે ત્યારે અનુભવી હશે—એને પરિણામે ઊંડાણમાં, દૂરદૂર. જન્મકાળથી સ્મૃતિ સતેજ થઈ સભાન બની ત્યારથી આજસુધી મનઃચક્ષુ સામે એવી ક્ષણો ફરીથી તાજી કરવા મથું છું ત્યારે ગિરિ-શિખર ઉપર ઊભા છતાં પસાર થતી વાદળી પકડવા મથતાં, હાથમાં બે પાંચ પાણીનાં ટીપાં જ આવે, અને એ પણ કદાચ ઊડી જાય, એવી પરિસ્થિતિ અનુભવું છું.

વીશી-ત્રીશીમાં પ્રશ્ન પુછાયો હોત તો પાછળ જવાનો માર્ગ જરા ટૂંકો પડત, ઢુંકડે લાગત, હવે દાયકાઓ બાદ "હું સર્જક" એનો ખયાલ કરતો જ સર્જક કરતાં 'હું' અગ્રભાગે ડોકાયા કરે છે. તું અલ્યા કોણ? તું કિયો હું? તે શું સરજ્યું? એમ જ્યારે એને પૂછવા માંડું છું ત્યારે મજાકમાં ખડખડાટ એ જ હું હસી મૂંઝવણ ઊભી કરે છે. "શોધ, લાંબા પગથારમાંથી તારાં પ્રેરણાસ્થાનો શોધ, તું તો મોટો હું થઈ બેઠો છે, તે બેટમજી હવે શોધ". એવાં મ્હેણાં મારી આંગળીના ટચુકા ફોડી સંભળાવે છે. બહુ કરગરું છું ત્યારે કહે છે કે તેં કંઈ ફૂલ, ફૂલના છોડવા જોયા જ નથી? યા જોયા છે તો કેવળ બહારથી, ઉપલો જ ભાગ, આસપાસ બેપાંચ ફૂલ ઊગ્યાં છે, લચ્યાં છે ખીલ્યાં છે તે જ. ફૂલની પાંદડી, એના રેસા, એની સાથેની કળીઓ, એ ફૂલની દાંડી ઉપરની પકડ ત્રણચાર હથેલી જેવી પાંખ, ડાળીડાળનો બીજી ડાળી સાથે સંબંધ, મૂળ ડાળ સાથે સંબંધ, ક્યારી ક્યારીની નીચે ડાળી સંતાઈ રહી છે તે, એનાં મૂળ, એના રેસાએ મૂળે ક્યાંથી ક્યારે કોને હાથે પાણી શોસ્યાં, એની આસપાસની માટી ઉપર સૂરજનાં કેટલીક વાર કિરણો

(અનુ. પૃ. ૫૬)

# [ પરિચય ]

**વ્રજલાલ** દવેનો જન્મ ૧૯૨૩ના જાન્યુઆરીની ૨૬મી તારીખે સૌરાષ્ટ્રના નાની કુંકાવાવ ગામમાં થયો છે હાલ એઓ અમદાવાદની સ વ. આર્ટ્સ કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક છે. આ વર્ષે ગુજરાતી સાહિત્ય પરિષદના મંત્રીપદે વરાયા છે. વચ્ચે થોડો સમય કવિતાના દ્વૈમાસિક 'વૈશાખી'નું સંપાદન કાર્ય પણ સંભાળ્યું હતું. 'એકાન્તોની સોડમાં' એમનો **પ્રથમ** કાવ્ય-સંગ્રહ છે.

(૩, સ્વાશ્રય સોસાયટી, નવા વાડજ, અમદાવાદ-૩૮૦૦૧૩)

**ચંદ્રકાન્ત (ત્રિકમલાલ)** શેઠનો જન્મ ૧૯૩૭ના ફેબ્રુઆરીની ત્રીજી તારીખે પંચમહાલ જિલ્લાના કાલોલ ગામમાં થયો છે. ગૂજરાત વિદ્યાપીઠમાં અત્યારે એઓ ગુજરાતીના રીડર છે. 'પવન રૂપેરી' અને 'ઊઘડતી દીવાલો' એમના કાવ્ય-સંગ્રહો છે. કવિતા માટે ૧૯૬૪નો 'કુમાર' ચંદ્રક એનાયત થએલો. એમના બન્ને કાવ્ય-સંગ્રહોને ગુજરાત સરકારના પારિતોષિકો પ્રાપ્ત થયાં છે.

(૯ બી. પૂર્ણેશ્વર ફ્લૅટ્સ, ગુલબાઈ ટેકરા, અમદાવાદ-૩૮૦૦૧૫)

**રાજેન્દ્ર શુક્લ**નો જન્મ ૧૯૪૨ના ઑક્ટોબરની ૧૨મી તારીખે સૌરાષ્ટ્રના બાંટવા ગામે થયો છે. ૧૯૬૭થી સંસ્કૃતનું એઓ અધ્યાપનકાર્ય કરે છે. 'કોમલ રિષભ' (૧૯૭૦) અને 'સ્વવાચકની શોધ' (૧૯૭૩) એમના કાવ્ય-સંગ્રહો છે. એમના 'કોમલ રિષભ' સંગ્રહને ગુજરાત રાજ્યનું પારિતોષિક એનાયત થયું હતું. સંગીત અને જ્યોતિષ એમના શોખના વિષય છે.

(તુલસી મેન્શન, કૈલાસ સોસાયટી, દાહોદ (પંચમહાલ).

## 'કવિલોક' સામયિક અંગેની માહિતી

**[ધ રજિસ્ટ્રેશન ઑવ ન્યુસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફૉર્મ નં. ૪, રૂલ નં ૮)]**

૧ પ્રકાશન સ્થળ: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૨ પ્રકાશન સમય: દ્વિમાસિક, દર બીજા મહિનાની છેલ્લી તારીખે

૩ મુદ્રકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૪ પ્રકાશકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૫ તંત્રીનું નામ: ધીરુ પરીખ; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

૬ માલિક કે માલિકોનાં નામ-સરનામાં: જગન્નાથ ડૉક્ટર, મનસુખભાઈ પારેખ, ગુલાબદાસ બ્રોકર, શાન્તિલાલ મહેતા, રાજેન્દ્ર શાહ, અજિત શેઠ, કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર, અમદાવાદ

હું બચુભાઈ રાવત આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

બચુભાઈ રાવત
પ્રકાશક

## [ કવિતાવૃત્ત ]

**(અમને પ્રાપ્ત થતા કવિતા જગતના સમાચારો અને કાવ્યપુસ્તકોના સ્વીકારનો વિભાગ)**

• ગુજરાતની વિવિધ સાહિત્ય સંસ્થાઓ, ગુજરાત યુનિવર્સિટી અને ગુજરાત રાજ્યના સહકારથી ન્હાનાલાલ કવિની જન્મ-જયન્તીની ઉજવણી નિમિત્તે તા. ૨૭-૨-૭૮ થી ૪-૩-૭૮ સુધી સર્વશ્રી અનંતરાય રાવળ, ધીરુભાઈ ઠાકર, ચંદ્રવદન મહેતા, યશવંત શુક્લ, રામપ્રસાદ શુક્લ, નિરંજન ભગત, રમણલાલ જોશી, ચિમનલાલ ત્રિવેદી, ચંદ્રશંકર ભટ્ટ, રઘુવીર ચૌધરી, જયંત કોઠારી, ચંદ્રકાન્ત શેઠ, ભોળાભાઈ પટેલ, નલિન રાવળ, હર્ષદરાય દેસાઈ, સુમન શાહ, જયંત ગાડીત અને ધીરુ પરીખના વ્યાખ્યાનોનો કાર્યક્રમ ગુજરાત યુનિવર્સિટીના કોર્ટખંડમાં યોજાયો હતો.

• દયારામ દ્વિશતાબ્દી નિમિત્તે કલકત્તા સાહિત્ય પરિષદ તરફથી શ્રી રાજેન્દ્ર શાહના 'કવિ દયારામ અને શુદ્ધાદ્વૈત સિદ્ધાંત' પર તા. ૨૨ અને ૨૩ એપ્રિલના રોજ કલકત્તામાં વ્યાખ્યાનો યોજાયાં હતાં.

• 'કાવ્યગોષ્ઠિ' તરફથી સોજા મુકામે ભરાયેલા સાહિત્ય સત્રમાં કવિ દયારામ અને પ્રિયકાન્ત મણિયાર પરની ચર્ચા-બેઠકો તા. ૧૮ અને ૧૯ ફેબ્રુઆરીએ યોજાઈ હતી. શ્રી રમણલાલ જોશીએ સત્રનું ઉદ્ઘાટન કર્યું હતું. શ્રી કે. કા. શાસ્ત્રીના પ્રમુખસ્થાને સર્વશ્રી વ્રજલાલ દવે, નાથાલાલ દવે, રતિલાલ નાયક અને સોમાભાઈ પટેલે દયારામ વિશે પ્રવચનો આપ્યાં હતાં. તો શ્રી નલિન રાવળના પ્રમુખસ્થાને સર્વશ્રી ભોળાભાઈ પટેલ, શ્રીકાન્ત માહુલીકર, ઇન્દુકુમાર ત્રિવેદી, હસિત બૂચ અને ધીરુ પરીખે પ્રવચનો આપ્યાં હતાં.

• ૮મી એપ્રિલ ૧૯૭૮ના રોજ હ. કા. આર્ટ્સ કૉલેજના સભાખંડમાં મહાકવિશ્રી ન્હાનાલાલ સ્મારક ટ્રસ્ટ તરફથી શ્રી અનંતરાય રાવળની અધ્યક્ષતામાં ડૉ. ઈશ્વરલાલ ર. દવેએ 'અહીં છે ભવ્ય, ઊર્જિત તેજોમય વિશ્વ' એ વિષય પર પ્રવચન આપ્યું હતું.

• ૧૯૭૭ના વર્ષમાં પ્રકટ થએલા કાવ્ય-સંગ્રહોમાંથી 'સિમ્ફનિ' અને 'હસ્તાક્ષર' માટે શ્રી સુરેશ દલાલને ન્હાનાલાલ ટ્રસ્ટનું પારિતોષિક અપાયું છે.

• કાવ્યો માટે ૧૯૭૭નો 'કુમાર' ચંદ્રક શ્રી ભગવતીકુમાર શર્માને એનાયત થયો છે.

### સ્વીકાર

**સાતત્ય:** સુરેશ દલાલ, કાચું પૂઠું, પૃ. ૬૪, રૂ. ૮; વૉરા ઍન્ડ કંપની, ગાંધી ચેમ્બર્સ, ગાંધી માર્ગ, અમદાવાદ-૧

**સુરાહી અને અત્તર:** કિસ્મત કુરેશી, કાચું પૂઠું, પૃ. ૮૪, રૂ. ૪; સુમન પ્રકાશન, ૮૬, ડામર ગલી, મુંબઈ - ૪૦૦ ૦૦૯

**નિઃસ્યંદ:** (હાઈકુ-સંગ્રહ) રામપ્રસાદ દવે, કાચું પૂઠું, પૃ. ૨૪, રૂ. ૧, જયપ્રકાશ દવે, ૯/૯૭ લક્ષ્મી પાર્ક, લક્ષ્મીવાડી, રાજકોટ-૩૬૦ ૦૦૨

**ભવરણની ભીડમાં:** સુલભ ધંધુકિયા, કાચું પૂઠું, પૃ. ૧૦૦, રૂ. ૮, આદર્શ પ્રકાશન, ૨૪૯૮/૧, રાયખડ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

# દયારામ સંદર્ભસૂચિ

સંપા. પી. પ્રકાશ વેગડ

[ખ] જીવનચરિત્ર અને વિવેચનવિષયક લેખો :

૧. અમૃતલાલ પંડયા. દયારામનો શૃંગાર અને પ્રેમભક્તિ. 'સાબરમતી' પુ. ૭ અંક ૨ સંવત્ ૧૯૮૪ પૃ. ૧૦૨–૧૦.

૨. અશોક હર્ષ. ભક્તકવિ દયારામ. 'કુમાર' સપ્ટે. ૧૯૫૩ પૃ. ૩૨૮–૩૬૦–૧.

૩. અંબાલાલ બુલાખીરામ જાની. દયારામ જયંતી. ક–૧૩ પૃ. ૪૫૧–૬૦.

૪. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ. દયારામ જીવનચરિત્ર. ચ–૩ ભા. ૫ પૃ. ૧–૫૨.

૫. ઈલાબહેન આર. મહેતા. રસિક ભક્તકવિ દયારામ. ક–૧૫ અંક ૩–૪ પૃ. ૧૭–૨૦.

૬. ઈશ્વરલાલ ર. દવે. કવિ દયારામ. 'સાહિત્યગોષ્ઠિ' પ્ર. આ. ૧૯૭૧ પૃ. ૨૯–૩૮. નરસિંહનાં પદોની દયારામની ગરબીઓ પર અસર. એજન. પૃ. ૩૯–૪૭.

૭. ઉમાશંકર જોશી. 'જે કોઈ પ્રેમઅંશ અવતરે'. (દયારામ શતાબ્દી વ્યાખ્યાન ૧૬–૯–૧૯૫૩). 'અભિરુચિ' પ્ર. આ. ૧૯૫૯ પૃ. ૫૬–૬૪.

૮. 'ઉશનસ્' (નટવરલાલ પંડ્યા). (i) દયારામ. ઉમાશંકર જોશી અને અન્ય સંપા. ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ ભાગ–૨ પ્ર. આ. ૧૯૭૬ પૃ. ૬૪૩–૬૬. (ii) દયારામભાઈના વ્યક્તિત્વનો એક ચર્ચાસ્પદ મુદ્દો : ભક્તિશૃંગાર. 'ગુર્જર ભારતી' સપ્ટે.–નવે. '૭૭ : ૮–૧૦.

૯. ઓ. ટી. ગાંધી. દયારામ. ક–૧૭ પૃ. ૧૫૨–૬.

૧૦. કનૈયાલાલ મા. મુનશી. (i) દયારામ. 'ગુજરાત ઍન્ડ ઇટ્સ લિટરેચર' [આદિકાળથી ઈ.સ. ૧૮૫૨ સુધી]. ત્રીજી આ. ૧૯૬૭ પૃ. ૨૬૮–૭૫.
(ii) દયારામ : ગુજગતનો પ્રણયકવિ. 'ગુજરાતી સાહિત્ય પરિષદ' નવમી અને દસમી પરિષદ : અહેવાલ અને નિબંધ સંગ્રહ, પૃ. ૪૫–૫૨. પુનર્મુ. 'ગુજરાત' વર્ષ ૧૪ અંક ૧ આશ્વિન ૧૯૮૪ પૃ. ૪૧–૫. પુનર્મુ. 'ગુજ. સાહિત્ય' ખંડ–૫ : મધ્યકાળનો સાહિત્યપ્રવાહ (પ્ર. આ. ૧૯૨૯) પૃ. ૩૮૯–૯૬. પુનર્મુ 'થોડાંક રસદર્શનો : સાહિત્ય અને ભક્તિનાં' (પ્ર. આ. ૧૯૩૩) પૃ. ૨૩૮–૪૮.

૧૧. કલાવતી વોરા. દયારામ. ગુલાબદાસ બ્રોકર સંપા. ગુજરાતનાં સાહિત્યસર્જકો. પ્ર. આ. ૧૯૫૯ પૃ. ૧૬–૧૮.

૧૨. કંચનબહેન પારેખ. દયારામ. ફા. ગુ. સભા ત્રૈમા. પુ. ૨૩ અંક ૨ એપ્રિલ–જૂન '૫૮ પૃ. ૭–૧૧, ૧૯.

૧૩. કૃષ્ણજીવનજી મહારાજ. ભક્તકવિ દયારામ. ક–૧૫ અંક ૧–૨ પૃ. ૬–૯.

૧૪. કૃષ્ણલાલ મો. ઝવેરી. (i) દયારામ. 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક અને વધુમાર્ગસૂચક સ્તંભો' (સંયુક્ત આ. ૧૯૫૮ પૃ. ૩૫૨+૪૩૨) પૃ. ૨૨૯–૭૩.
(ii) દયારામનાં કાવ્ય અને ફારસી શબ્દ. 'સમાલોચક' પુ. ૮ અંક ૩ જુલાઈ–ઑગ. ૧૯૦૩ પૃ. ૧૦૫–૧૧૨; અંક ૪ પૃ. ૧૪૧–૯. (iii) દયારામ સુસ્મરણ. ક–૧૫ અંક ૧–૨ પૃ. ૧૭–૧૮.

૧૫. કેશવરામ કાશીરામ શાસ્ત્રી (i) દયારામ. 'શ્રી-

જીવન' ઑક્ટો. ૧૯૪૯ પૃ. ૭૬૭–૭૨. પુનર્મુ. ક–૧૭ પૃ. ૪૬–૬૫. (ii) દયારામના નામે ચડેલી કૃતિઓ. 'ગુજ. સાહિત્ય પરિષદ' ૨૨મું સંમેલન (૧૯૬૩) અહેવાલ પૃ. ૩૧૫–૨૨. પુનર્મુ. ક-૧૭ પૃ. ૧૭૯–૮૬. (iii) દયારામની કૃતિઓનો રચનાક્રમ. ગુજ. સા. પરિષદ ૨૧મું સંમેલન ડિસે. ૧૯૬૧થી જાન્યુ. ૧૯૬૨ [કલકત્તા] અહેવાલ પૃ. ૨૩૭–૨૪૯. પુનર્મુ. ક–૧૭ પૃ. ૧૬૧–૭૪. (iv) દયારામનું જીવન અને કવન. 'વિદ્યાપીઠ' વર્ષ ૮ અંક ૧ જાન્યુ.–ફેબ્રુ. ૧૯૭૦ પૃ. ૧–૧૪.

૧૬. કેશવલાલ હર્ષદ ધ્રુવ. કવિ દયારામ વિશે કંઈક અર્થાત્ કવિનું પૂર્વજીવન [વ્યાખ્યાન સંવત્ ૧૯૮૧] 'બુદ્ધિપ્રકાશ' નવે. ડિસે. ૧૯૨૮ પૃ. ૩૬૧–૮. પુનર્મુ. 'ગ્રંથ અને ગ્રંથકાર' પુ. ૬ પૃ. ૧૮૩–૯૧. 'સાહિત્ય અને વિવેચન' ભા. ૨ (પ્ર. આ. ૧૯૪૧) પૃ. ૨૩૭-૪૮.

૧૭. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા. નરસિંહ અને દયારામ. 'ગુજરાત સાહિત્ય પરિષદ: નવમી અને દસમી પરિષદનો અહેવાલ અને નિબંધસંગ્રહ' પૃ ૨૮૩–૯૬. પુનર્મુ 'વસંત' વૈશાખ સં. ૧૯૮૫.

૧૮. ગિરિજાશંકર કે. વ્યાસ. દયારામ. ક–૧૫ અંક ૧–૨, પૃ. ૯૪–૫.

૧૯. ગુલાબદાસ બ્રોકર. ઝંખનાનો સદા નૂતન કવિ. 'ગુર્જરભારતી' જુલાઈ–ઑગ. '૭૭: ૩–૫.

૨૦. ગોકુલનાથજી મહારાજ. દયારામ જયંતી વ્યખ્યાન. ક–૧૩ પૃ. ૩૫૧–૩.

૨૧. ગોવર્ધનરામ મા. ત્રિપાઠી. કવિ દયારામ. 'સમાલોચક' પુ. ૮ અંક ૧ જાન્યુ. ૧૯૦૩ પૃ. ૩૨–૪. પુનર્મુ. 'ધ કલાસિકલ પોએ ્સ ઑફ ગુજરાત' પ્ર. આ. ૧૮૯૪.

૨૨. ગોવિંદરાયજી મહારાજ. દયારામનો વાણીવૈભવ. ક–૧૫ અંક ૧–૨ પૃ. ૧૦–૬.

૨૩. ગોવિંદલાલ છો. વકીલ. દયારામભાઈ અને પુષ્ટિભક્તિ. ક–૧૫ અંક ૧–૨ : ૬૭–૭૩.

૨૪. ચતુરભાઈ શંકરભાઈ પટેલ. દયારામભાઈની પ્રેમભક્તિ. ક–૧૫ અંક ૧–૨ પૃ. ૩૦–૮. પુનર્મુ. 'પ્રસાદ' (પ્ર. આ. ૧૯૬૫) પૃ. ૩૨–૪૩.

૨૫. ચન્દ્રકાંત ટોપીવાળા. દયારામ ભક્ત અને પ્રણયી. ફા. ગુ. સભા ત્રૈમા. પુ. ૩૦ અંક ૨ એપ્રિલ–જૂન '૬૫ પૃ. ૧૯૧–૬.

૨૬. ચંન્દ્રકાન્ત મહેતા. પ્રેમલક્ષણા ભક્તિ અને દયારામની કવિતા. 'ગુર્જર ભારતી' જુલાઈ–ઑગ. ૧૯૭૭ પૃ. ૨૦–૩.

૨૭. ચંપકલાલ છ. નાયક. દયારામભાઈનાં બે કાવ્યોની સ્વરલિપિ. ક–૧૫ અંક ૧–૨ : ૫૮.

૨૮. ચીમનલાલ છો. દેસાઈ. દયારામની અમરતા. [જયંતી વ્યાખ્યાન]. ક–૧૩ : ૩૨૮–૪૩, ૩૪૪–૫૦.

૨૯. ચુનીલાલ મડિયા. જય પરાજય. 'રુચિ' માર્ચ '૬૫.

૩૦. છગનલાલ વિદ્યારામ રાવળ. (i) કવિ દયારામ અને ગરબીઓ. 'ગુજરાત' પુ ૧૬ અંક ૩ ઑક્ટો. ૧૯૩૧ પૃ. ૨૧૩–૧૬. (ii) ગુજરાતના પ્રાચીન કવિઓના વસંતવર્ણન. (નરસિંહ મહેતા, પ્રેમાનંદ, નયનસુંદર, ઇન્દ્રાવતીબાઈ, રાજે, રત્નેશ્વર મેઘજી, રત્નો, નાનાભટ્ટ, વસ્તો, શિવાનંદ સ્વામી, ગિરધર, રામૈયો, રણછોડભક્ત, દયારામ, બ્રહ્માનંદ અને નાપલ). 'સુવર્ણમાલા' ચૈત્ર સંવત્ ૧૯૮૨ પૃ. ૧–૧૦, ૬૫–૮૦.

૩૧. જગજીવનદાસ દયાળજી મોદી (i) કવિ દયારામના જીવનના થોડાક પ્રસંગો. 'ગુજરાતી' દીવાળી અંક

# DADA

Starring : AMJAD KHAN

VINOD MEHRA

BINDIYA GOSWAMI

Director : Jugal Kishore

Music : Usha Khanna

Produced By :

**Jugal Productions**

Hind Construction House

Dadar Main Road,

BOMBAY

# જમશેદજી નસરવાનજી પીતીત

## ધીરુ પરીખ

ગુજરાતી સાહિત્યમાં પારસી સર્જકોનો પણ નોંધપાત્ર ફાળો છે. એમાંય કવિતાક્ષેત્રે જમશેદજી નસરવાનજી પીતીતનું કામ ઐતિહાસિક અગત્ય ધરાવનારું છે. એમનો જન્મ ઈ.સ. ૧૮૫૬ના જાન્યુઆરીની ૧લી તારીખે મુંબઈમાં થયો હતો. એમના પિતાજીનું નામ નશરવાનજી માણેકજી પીતીત અને માતાનું નામ દીનબાઈ હતું. એમનું લગ્ન એમના કાકા સર દીનશાહજી માણેકજી પીતીતનાં પુત્રી હીરાબાઈ સાથે થયું હતું. જમશેદજી ગર્ભશ્રીમંત હતા. પણ એ લક્ષ્મીને એમણે ઉદાર દિલથી સરસ્વતીની ઉપાસનામાં પ્રયોજી હતી. નાનપણથી જ એમને સાહિત્યનો શોખ. શાળાજીવનથી જ એમણે અંગ્રેજી સાહિત્યમાં ઊંડો રસ લેવા માંડયો હતો. એ વખતે એમની શાળાના હેડમાસ્તરે એમની આ રસવૃત્તિને બિરદાવતાં કહ્યું હતું: 'He had a very great taste for Shakespearean studies, and a very good appriciation of the poet's beauties.' આવા સાહિત્યરસિક કિશોરને શરૂઆતની કેળવણી મુંબઈની 'ફોર્ટ હાઈસ્કૂલમાં' મળેલી અને ત્યાર બાદ, પારસીઓ માટે જ ખાસ સ્થાપવામાં આવેલી 'બૉમ્બે પ્રોપ્રાયટરી સ્કૂલ'માં એમણે અભ્યાસ કરેલો. ઈ. સ. ૧૮૭૫માં મુંબઈ યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષા એમણે પસાર કરી હતી. એ પછી એઓ એલ્ફિન્સ્ટન કૉલેજમાં જોડાયા હતા, અને વચ્ચે થોડા સમય માટે સેંટ ઝેવિયર્સ કૉલેજમાં જઈ વળી એ જ એલ્ફિન્સ્ટન કૉલેજમાં પાછા આવી ગયા હતા. જો કે એમણે કૉલેજનો અભ્યાસ પૂરો કર્યો નહિ, પણ કોઈ પણ સ્નાતકને હોય તેના કરતાં પણ એમણે વધુ સાહિત્યજ્ઞાન મેળવી લીધું હતું. એમની સતત અભ્યાસશીલતાને લીધે એમણે પોતાનું આગવું પુસ્તકાલય જ વસાવી લીધું હતું. એમના આ પુસ્તકશોખને લઈને જ એમણે મુંબઈ અને અંકલેશ્વરમાં પુસ્તકાલયો માટે ઉદાર શખાવતો કરી હતી.

પારસી કોમમાં જન્મ અને અંગ્રેજી પરનું પ્રભુત્વ છતાંય એમણે ગુજરાતી ભાષા માટે અનહદ આદર કેળવ્યો હતો. આથી જ એમણે ખૂબ પ્રયત્નપૂર્વક ગુજરાતી ભાષા પર પ્રભુત્વ મેળવ્યું હતું, અને તે કાળે પોતાની શાળામાં એઓ ગુજરાતી ભાષાના એક અચ્છા 'સ્કૉલર' તરીકે પંકાયા હતા એટલું જ નહિ, પણ પારિતોષિકો ય પ્રાપ્ત કર્યાં હતાં. અભ્યાસ અને સાહિત્યમાં આટલી બધી પ્રીતિ હોવા છતાંય એમણે આખરે ઝંપલાવ્યું હતું તો વેપારમાં જ. એઓ કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે પિતાજીએ તાજી જ લીધેલી 'ધી ઑરિએન્ટલ સ્પિનિંગ ઍન્ડ વિવિંગ કમ્પની'ની એજન્સીમાં જોડાઈ ગયા. ત્યાં વહીવટમાં પણ એમણે પોતાની કુશળતા દાખવી બતાવી હતી. આ ધીખતા વ્યવસાયકાળ દરમિયાન પણ એઓ સાહિત્યનું સેવન અને સર્જન ભૂલ્યા નહોતા. પણ આ તરવરિયા પ્રતિભાશાળી યુવાન લાંબું આયુષ્ય ભોગવી ના શકયા. ઈ. સ. ૧૮૮૭માં એ ગંભીર માંદગીમાં પટકાઈ પડયા પછી પૂરતી તંદુરસ્તી પામી શકયા જ નહિ. અને ઈ. સ. ૧૮૮૮માં ફરી સખત માંદગીમાં પટકાઈ પડતાં તે જ વર્ષની ૧૮મી માર્ચે ૩૩ વર્ષની વયે એઓ મુંબઈમાં અવસાન પામ્યા.

આ ટૂંકા આયુકાળમાં પણ એમણે કવિતાક્ષેત્રે ઠીકઠીક સર્જન કર્યું હતું. એમનો સમગ્ર કવનરાશિ 'મારી મજેહ અને બીજી કવિતાઓ' નામક સુંદર સુઘડ દળદાર પુસ્તકમાં શ્રી જીજીભાઈ પેસ્તનજી મીસ્તરીએ સંગૃહીત કર્યો છે. આ સંગ્રહ ઈ. સ. ૧૮૯૨માં પ્રકટ થયો હતો. એટલે કે આ મરણોત્તર પ્રકાશન છે. આ સંગ્રહને ચાર ખંડમાં વહેંચી નાખવામાં આવ્યો છે.

૧, માહરી મજેહ ૨, છૂટક કવિતા ૩. તરજુમા અને ૪, અન્ય કૃતિઓ.

પ્રથમ ખંડમાં આવતું 'માહરી મજેહ' નાનામોટા અઢાર ખંડોમાં વહેંચાએલું ૩૧૩૮ પંક્તિનું એક સળંગ કાવ્ય છે. પોતાના યુવાન સદ્‌ગત મિત્રને અર્પણ થયેલા આ કાવ્યમાં આવતાં પ્રકૃતિનાં સુંદર ચિત્રો અને પ્રભુ-સ્મરણ કવિની પ્રકૃતિપ્રીતિ અને ઈશ્વર પ્રત્યેની અપાર શ્રદ્ધા સૂચવી રહે છે. ક્યાંક ક્યાંક પ્રકૃતિમાંથી બોધ સારવી લેવાની કવિની ચિંતનપ્રકૃતિ વર્ડ્ઝવર્થ આદિ રોમૅન્ટિક કવિઓની અસરની દ્યોતક બની રહે છે. આ સુદીર્ઘ કાવ્યનો આરંભ એમણે પોતાના શાળાકાળ દરમિયાન કર્યો હતો અને લગભગ ૧૮૭૩માં એ કાવ્ય એમણે પૂરું કર્યું હતું. આ સળંગ કૃતિ એ વખતે 'જ્ઞાનવર્ધક' સામયિકમાં કકડે કકડે પૂરી પ્રકટ થઈ હતી. બીજા ખંડમાં 'છૂટક કવિતા' એ શીર્ષક નીચે એમની નાનીમોટી અન્ય રચનાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. 'તરજુમા' શીર્ષક તળે અંગ્રેજી-ફારસી કાવ્યોના અનુવાદો આપવામાં આવ્યા છે. કેટલાંક અંગ્રેજી મૂળ કાવ્યો સાથે સરખાવી જોતાં એમ લાગ્યા વગર રહેતું નથી કે આ કૃતિઓ અનુવાદો કરતાં વિશેષે તો અનુસર્જનો —transcreations— છે. ચોથા 'અન્ય કૃતિઓ'નામકખંડમાં કેટલીક અપ્રકટ અને અધૂરી રચનાઓ સંગૃહીત કરવામાં આવી છે. એમની આ બધી રચનાઓ ત્યારે 'જ્ઞાનવર્ધક' ઉપરાંત 'વિદ્યામિત્ર', 'ગુલ અફશાને' 'ફુરસદ', 'પખવાડિયાંની મજાહ' આદિ સામયિકોમાં પ્રકટ થતી.

તે વખતે નર્મદ-દલપતરીતિની અને ફારસીરીતિની કવિતા કરતાં કંઈક અભિવ્યક્તિ અને ભાષા પરત્વે પીતીતની કવિતા જુદી તરી આવતી. અંગ્રેજી કવિતાના રોમૅન્ટિક પ્રવાહની પ્રબળ અસર નીચે આ પારસી કવિએ આપણે ત્યાં ગુજરાતી કવિતામાં નવું વહેણ શરૂ કરવાનો સન્નિષ્ઠ, સભાન અને સબળ પ્રયાસ કર્યો જણાય છે. જો કે ભાષામાં પારસીશાઈ કાલાપણું તો એમાં વર્તાય જ છે, જે સ્વાભાવિક પણ છે. અભિવ્યક્તિમાં સ્વાભાવિક જુસ્સો પ્રતીત થાય છે. એ એનું જમાપાસું છે એ કાળે જ્યારે કાવ્યમાં પ્રાસનું પ્રાધાન્ય હતું ત્યારે પ્રાસ ટાળીને રચના કરવાનો એમણે જાણે પ્રતિજ્ઞા-પૂર્વક આગ્રહ સેવ્યો હતો. આમ, એમણે શેક્સપીઅરના ઊંડા અભ્યાસની અસર નીચે ગુજરાતી કવિતામાં પ્રથમ વાર જ બ્લૅન્ક વર્સનો અખતરો કર્યો છે. ઘણે સ્થળે એમણે પંક્તિને અંતે આવતા પદને લાગેલા વિભક્તિના પ્રત્યયને બીજી પંક્તિના આરંભમાં મૂકી ઈબારતમાં પૂર્વ કવિઓથી ચીલો ચાતરવાનું કામ કર્યું છે.

એમનું કવન જોતાં એવી દૃઢ પ્રતીતિ થાય છે કે તત્કાલીન કાવ્યપ્રવાહથી ઊફરા ચાલવાનું એમનું વલણ રહ્યું છે. આથી જ એમના કાવ્યસંગ્રહના સંપાદકે નોંધ્યું લાગે છે કે પીતીતની કવિતાથી સમજદાર વર્ગ ત્યારે વધુ આકર્ષાયો હતો. એમની પૂર્વે અનેક કિસ્સાઓમાં છંદને જીવાડવા માટે કૃતિની ઈબારતનો ભોગ અપાતો હતો, જ્યારે સ્વ. પીતીતે કાવ્યની ઈબારતને પ્રાધાન્ય આપ્યું હતું એ તે સમયમાં નવીન ખયાલ લાગ્યા વગર રહેતો નથી. છંદોના જડ બંધનોમાં જકડાએલી શુષ્ક પદ્યરચનાઓ પ્રત્યે એમને સૂગ હતી, તેથી ઊર્મિના સહજોદ્રેક પ્રમાણે કૃતિની ઈબારત બાંધવાનું એમણે વધુ પસંદ કર્યું હતું. આમ, નર્મદથી નરસિંહરાવ સુધી આવતાં વચ્ચે સ્વ. પીતીતનું પ્રદાન ખૂબ જ ગણનાપાત્ર છે. કવિતા ઉપરાંત ગુજરાતી કહેવતોનો દળદાર સંગ્રહ એમણે કર્યો હતો, તેનો ઘણો ભાગ 'જ્ઞાનમિત્ર'માં 'કહેવતમાળા' શીર્ષક નીચે પ્રકટ થઈ ગયો હતો. ગુજરાતી સાહિત્યને પારસીઓએ કરેલા પ્રદાનનું ઐતિહાસિક સમાલોચન સ્વ. પીતીતને મહત્ત્વનું સ્થાન આપ્યા વગર ના જ થઈ શકે એવું આરંભનું મંતવ્ય અહીં અંતે પુનરુક્તિનો દોષ વહોરીને પણ બેવડાવું છું.

*

## વિશેષાંક

જુલાઈ-ઑગસ્ટને બદલે સપ્ટેમ્બર-ઑક્ટોબરનો અંક પ્રયોગવિશેષાંક તરીકે પ્રકટ થશે તેની ગ્રાહકો-વાચકોએ નોંધ લેવા વિનંતી છે.

## સર્જકોને

'કવિલોક' માટે પોતાની કૃતિ મોકલવાની સાથે જવાબી ટપાલ-ખર્ચ ન મોકલવા સૌ સર્જકોને વિનંતી છે.

સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં આપવામાં આવશે; અન્યથા કૃતિ અસ્વીકૃત ગણવી.

અસ્વીકૃત કૃતિ પરત કરવામાં આવશે નહિ, તેની સૌ સર્જકોએ નોંધ લેવા વિનંતી છે.

## લવાજમ

ઈ. સ. ૧૯૭૮નો આ ત્રીજો અંક પ્રકટ થઈ ગયો છે ત્યારે જો આપનું લવાજમ આ અંક સાથે પૂરું થઈ ગયું હોય તો આપની 'કવિલોક'ની ફાઇલ અતૂટ રહે તે માટે નવા વર્ષનું લવાજમ રૂપિયા બાર સત્વરે જ મોકલી આપવું હિતાવહ છે, કારણ કે પાછળથી અંક અપ્રાપ્ય બની જતાં નિરાશ થવું ના પડે.

વધુ તો સારું એ છે કે આપ માત્ર રૂપિયા સો ભરી 'આજીવન સભ્ય' બની પ્રતિવર્ષ લવાજમ મોકલવાની ચિંતાથી મુક્ત રહી શકો.

શિક્ષણસંસ્થાઓ અને ગ્રંથાલયો પણ 'આજીવન સભ્ય' બની શકે છે.

લવાજમ ચેકથી મોકલો તો બૅંક કમિશનના રૂપિયા બે ઉમેરીને મોકલવા વિનંતી છે.



શમશેર બહાદુર સિંહ

વસંત • વિ. સં. ૨૦૩૪

# કવિલોક

મે-જૂન ૧૯૭૮

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि।

## કવિતા

કવિતાને હું ભાવની પરિમિત અભિવ્યક્તિ ગણું છું....કાવ્યની બાબતમાં આપણને પ્રશ્ન થશે: એવું વસ્તુ આપણી ઊર્મિઓને સ્પંદમાન કરે છે? એનો ઉત્કર્ષ કરે છે? એને વ્યાપક બનાવે છે? એને ઉન્નત કે ઊંડી કરે છે? આપણી આનંદની, શોકની, વિસ્મયની, ભવ્યની ભાવાતિરેકભરી વૃત્તિઓને ઉત્તેજિત કરે છે? અગર પ્રસ્તુત ભાવોને જાગ્રત કરનાર વસ્તુ ન હોય તો એ કોઈ અસ્પષ્ટ અનિર્વચનીય સંવેદન, હૃદયનું એક શાન્ત સ્પંદન કે સીમાહીન અનંતની સામે ઊભા રહેતાં થતો સંક્ષોભ પ્રકટ કરે છે? કે વિસ્તરતી જતી ક્ષિતિજોની કે હૃદયના ઊંડાણની અનુભૂતિથી થતા આશુ આનંદને? શક્તિ અને રાગાવેગનું પ્રદાન એ કરી શકે છે? જો હા, આ તો કાવ્યવસ્તુ આપણને મળ્યું. પણ હજુ કાવ્ય નહિ....આપણે એ પણ પૂછવાનું રહે છે કે ભાષા અને છંદ ભાવની સાથે સામંજસ્ય ધરાવે છે? એના અંગરૂપ બની ગયાં છે? એને અભિવ્યક્ત કરે છે? એનાથી સભર છે? અને છતાંય સીમિત રહીને એને નિયંત્રિત કરે છે? જો હા, તો આપણે કાવ્યને પામ્યા....કેવળ વસ્તુમાત્રથી કાવ્ય સર્જાતું નથી; છંદ કે ભાષાના કૌશલથી પણ નહિ; પ્રભાવશાળી તેજસ્વી સૂક્તિઓ કે શબ્દ-ધ્વનિના મધુર સંયોજનથી પણ નહિ. એ તો ઉદાત્ત ભાવોને પ્રકટાવનાર ઉદાત્ત વસ્તુનું સમુદાત્ત છંદ સાથે કે મધુર ભાષાને પ્રકટાવનાર રમણીય વસ્તુનું સુકોમલ છંદ સાથે નિતાન્ત સ્વાભાવિક પૂર્વનિર્ણિત તાદાત્મ્ય હોય છે. આપણને આ દ્વારા વિશુદ્ધ કવિતા મળે છે. શબ્દ અને ધ્વનિનું, વિચાર અને શબ્દનું, સ્વર અને ભાવનુ સંપૃક્તત્વ સૃષ્ટિના પ્રારંભથી જ નિર્ણિત થઈ ચૂકેલું જણાય છે, માત્ર એના આવિર્ભાવના નિયત સમયની જ રાહ જોતું હોય છે. અથવા સૃષ્ટિના આદિ કાળથી એની અવસ્થિતિ છે જ. માત્ર યોગ્ય સમયે જ એ દૃષ્ટિમાં ઉદય પામતું જણાય છે. આ પ્રકારની વિરલ અભિજ્ઞાને આપણે કાવ્ય કહીએ છીએ.

શ્રી અરવિંદ

(અનુ. રાજેન્દ્ર શાહ)

# શમશેર બહાદુર સિંહ : એક નોંધ

ભોળાભાઈ પટેલ

'ચુકા ભી હૂઁ નહીં મૈં' નામના કવિતાસંગ્રહને પણ ગયા વર્ષનો સાહિત્ય અકાદેમીનો પુરસ્કાર મળ્યો છે. કવિ છે શમશેર બહાદુર સિંહ (૧૯૧૧). હિન્દી સાહિત્ય-વિશ્વમાં 'શમશેર' ના ટૂંકા નામથી તેઓ ઓળખાય છે. શમશેર ચિત્રકાર પણ છે. પણ શમશેર કવિ તરીકે અનેક વિરોધોનો સમુચ્ચય પણ છે. એ સામ્યવાદી કવિ છે–એ સરરિયાલિસ્ટ કવિ છે. સપાટ પ્રચારાત્મક ઉદ્દઘોષ તેમની કવિતામાં છે, તો અધ્યાહૃત કાવ્યશૈલીની વ્યંજનાપ્રધાનતા પણ તેમની કવિતામાં છે. મૉડર્નિસ્ટ કવિ તરીકે મુક્તછંદમાં અભિનવ બિમ્બપ્રતીકની કવિતા રચી છે, અને પરંપરાગત કવિ તરીકે શેર, ગઝલ, રુબાઈયત પણ લખી છે. એટલે તેમને 'ઐન્દ્રજાલિક'–જાદુગર—કવિ કહેવામાં એક ઔચિત્ય છે.

કવિ શમશેરનો જન્મ દહેરાદુનમાં થયો હતો. ૧૯૩૩માં બી. એ.ની પરીક્ષા પસાર કર્યા પછી ૧૯૩૫–૩૬માં ઉકીલબંધુઓની 'સ્કૂલ ઑફ આર્ટ'માં ચિત્રકલાનું શિક્ષણ લીધું. તે પછી થોડો સમય 'રૂપાભ' નામની પત્રિકામાં કામ કર્યું. 'કહાની' અને તે પછી 'નયા સમાજ'ના સંપાદક તરીકે કામ કર્યું. કેટલોક વખત સ્વતંત્ર લેખન કર્યા પછી દિલ્હી યુનિવર્સિટીમાં 'હિન્દી–ઉર્દૂ કોશ'ની યોજનામાં કામ કરી કવિ નિવૃત્ત થયા છે.

નાના હતા ત્યારે પિતાજીના રામાયણપાઠનો કવિ-ચેતના પર અસરકારક પ્રભાવ પડ્યો હતો. પોતાના મોસાળમાં ફારસીનું અધ્યયન સારું એવું થતું. માના બાપુજી તો ફારસીના શિક્ષક જ હતા. પરિણામે ફારસી-ઉર્દૂ કવિતાનો બહુ પહેલેથી સંપર્ક થયો. તે પછી શાળાના અભ્યાસ દરમ્યાન ટેનિસનની કવિતા ગમી ગઈ—સૌપ્રથમ તો ટેનિસનની 'લોટસ ઈટર્સ' અને પછી તે ટેનિસન તેમનો માનીતો કવિ થઈ ગયો. રવીન્દ્રવિવેચન અને તે પછી રવીન્દ્રસાહિત્યનો પરિચય મેળવ્યો ઈકબાલ પણ વાંચ્યા અને પ્રાચીન–મધ્યકાલીન કવિ મતિરામ પણ વાંચ્યા.

અંગ્રેજીમાં કવિતાઓ લખવાની શરૂઆત થઈ. તે સાથે ગઝલો રચવાની પણ. એઝરા પાઉન્ડ, એલિયટ અને કયુમિંગ્ઝની કવિતાએ તેમને નવી સંચેતના અને કાવ્યરીતિના સંપર્કમાં મૂકી આપ્યાં; તેમાંય એઝરા પાઉન્ડની રચનારીતિ તેમનો આદર્શ બની ગઈ. હિન્દી કવિતાક્ષેત્રમાં શમશેરનો પ્રવેશ શ્રી અજ્ઞેય સંપાદિત 'દૂસરા સપ્તક' (૧૯૫૧) નામે પ્રકટ સાત કવિઓના કવિતા-સંકલનમાં થાય છે. ૧૯૪૪માં 'તારસપ્તક' પ્રકટ કરી અજ્ઞેયે હિન્દી કવિતાને નવી દિશા આપવાનો પ્રયાસ કર્યો હતો. 'તારસપ્તક'ના કવિઓના પ્રયોગો માટેના પક્ષપાતને કારણે તેમની કાવ્યધારા 'પ્રયોગવાદ' નામે ઓળખાઈ— આરંભમાં જરાક મજાકથી એ નામ બોલાતું, પછી રૂઢ થતું ગયું. એ જ કવિતાઆંદોલન પછી 'નઈ કવિતા' નામે ઓળખાયું અને બીજા સપ્તકથી તે કાવ્યઆંદોલન એક મહત્ત્વપૂર્ણ સોપાન હિન્દી કાવ્યક્ષેત્રે બની રહ્યું.

શમશેર આ બીજા સપ્તકના કવિ. તે વખતે તેમના પર માર્ક્સવાદી વિચારધારાનો પણ પ્રભાવ હતો. તેમ છતાં તેમનું સમગ્ર ધ્યાન કાવ્યત્વ સિદ્ધ કરવા ભણી છે

સપ્તકની 'બાત બોલેગી' કવિતામાં કવિ કહે છે:

બાત બોલેગી
હમ નહીં
ભેદ ખોલેગી
બાત હી.

પણ કવિની કવિતા ઘણી વાર જલ્દીથી ભેદ ખોલતી [illegible]થી. જો કે તેમનામાં રહેલા ચિત્રકારે કવિની કવિતાને [illegible]ધિક કલ્પનાપ્રધાન બનાવી છે. ઇન્દ્રિયગ્રાહ્ય કલ્પનો, [illegible]માંય વિશેષ દૃશ્યસંવેદનાને જગાડી જતાં રંગનાં કલ્પનોની [illegible]ખ્યતા છે. એક કવિતા 'ઉષા' જોઈએ:

પ્રાપ્ત નભ થા બહુત નીલા શંખ જૈસે
ભોર કા નભ
રાખસે લીપા હુઆ ચૌકા
(અભી ગીલા પડા હૈ)
બહુત કાલી સિલ જરા સે લાલ કેસર સે
કિ જૈસે ધુલ ગયી હો,
સ્લેટ પર યા લાલ ખડિયા ચાક
મલ દી હો કિસીને
નીલ જલ મેં યા કિસી કી
ગૌર ઝિલમિલ દેહ
જૈસે હિલ રહી હો.
ઔર...
જાદૂ ટૂટતા હૈ ઇસ ઉષા કા અબ
સૂર્યોદય હો રહા હૈ.

કવિતામાં વહેલી સવારથી સૂર્યોદય થતાં સુધીમાં [illegible]કાશમાં બદલાતી જતી રંગલીલાનું વર્ણન છે આમ તો. [illegible]ણ બધા રંગોને વિભિન્ન ઉપમાનો દ્વારા ઇન્દ્રિયગ્રાહ્ય [illegible]નાવ્યા છે. આકાશ પહેલાં નીલા શંખ જેવા રંગનું [illegible]તું. તે પછી રાખથી લીંપેલા ચોકા જેવું, પછી લાલ [illegible]સરથી ધોવાતા વાટવાના કાળા પથ્થર જેવું કે લાલ [illegible]મચી ઘસવામાં આવેલી સ્લેટ જેવું, પછી ભૂરા પાણીમાં [illegible]ઈ ગૌરવર્ણું શરીર ચમકતું હોય તેવું. ઉષાના સૌન્દર્યને [illegible]કટ કરવાની કેવી અદ્‌ભુત કવિરીતિ છે આ—અને... [illegible]છી તો રંગની અવનવી, પલે પલે પરિવર્તિત સૃષ્ટિ લઈ [illegible]વતી ઉષાનો જાદૂ તૂટે છે—સૂર્યોદય થાય છે, રંગલીલા સમાપ્ત થાય છે. કલ્પનો રંગપ્રવણ છે એટલું જ નહિ ગતિશીલ પણ છે. 'ઘિર ગયા હૈ સમય કા રથ'ની પંક્તિયો જોઈએ.

મૌન સંધ્યા કા દિયે ટીકા
રાત
કાલી
આ ગયી
સામને ઉપર, ઉઠાયે હાથ સા
પથ બઢ ગયા.
ઘેરને કો દુર્ગ કી દીવાર માનો—
અચલ વિન્ધ્યાપર
કુંડલી ખોલી સિહરતી ચાંદનીને
પંચમી કી રાત.
ઘૂમતા ઉત્તર દિશા કો સઘન પથ
સંકેત મેં કુછ કહ ગયા. ...

કવિતામાં સાંજ, રાત્રિ અને તે પછી થતા જતા પ્રભાતની ગતિ દ્વારા સમયના રથની ગતિનો સંકેત છે— આ રથની ગતિ પ્રભાતની જ્યોતિ જાગતાં ઘેરાઈ જાય છે. પડતી જતી રાત્રિની પ્રક્રિયાને કવિ પકડવા મથ્યા છે. કવિનું પ્રકૃતિવર્ણન આમ જેટલું દેશકાલના બે આયામોમાં કાલ તરફ ગતિ કરે છે, તેટલું દેશ તરફ નહિ. એક નાની કવિતા છે:

ઘિરતે આકાશ કો તાકતા હતાશ
ગહરે નભમેં ચૌંદ ખોતા જાતા હૈ;
અંધકાર
ચુપચુપ હઁસતા આતા સબ ઓર.

પ્રકૃતિવર્ણનની સાથે તીવ્ર માનવીય સંવેદન સૂક્ષ્મ વ્યંજના દ્વારા કવિ ગૂંથતા હોય છે. ક્યારેક પ્રકૃતિ એ રીતે વસ્તુગત પ્રતિરૂપ (ઑબ્જેક્ટિવ કોરિલેટિવ) બની રહે છે. આવી એક કવિતા છે: એક પીલી શામ—

એક પીલી શામ
પતઝર કા જરા અટકા હુઆ પત્તા
શાન્ત
મેરી ભાવનાઓમેં તુમ્હારા મુખકમલ
કૃશ ગ્લાન હાગ–સા
(કિ મૈં હૂં વહ
મૌન દર્પણ મેં તુમ્હારે કહીં ?)
અબ ગિરા અબ ગિરા વહ અટકા હુઆ આઁસૂ
સાન્ધ્ય તારક સા
અતલમેં.

'અટકા હુઆ આઁસૂ' એક ગતિનું–અવરુદ્ધ ગતિનું ચિત્ર છે, કાલિદાસના ન યયૌ 'ન તસ્થૌ' શબ્દોની જેમ જાણે કે અહીં પકડાય છે. પીલી, પતઝર વગેરે શબ્દો વિષાદના દ્યોતક છે–તેમાં પછી સમાંતરતા રચાય છે—'અટકા હુઆ પત્તા' અને 'અટકા હુઆ આસૂ' વચ્ચે. એ ખ્યાલ આવ્યા પછી તો અર્થનાં વલય વિસ્તરતાં જશે.

શમશેરમાં અતિયથાર્થવાદી - સર્‌રિયાલિસ્ટ-કલ્પનો-ઘણાં છે, અને તેથી તેની કવિતામાં ઘણી વાર પ્રત્યાયન-ના પ્રશ્નો ઊભા થાય છે, તેમાંય પાછી અધ્યાહારી શૈલીનો આશ્રય :

એક નીલા આઇના
બે-ઠોસ સી યહ ચાંદની
ઔર અંદર ચલ રહા હૂં મૈં
ઉસી કે મહાતલ કે મૌન મેં
મૌન મેં ઇતિહાસ કા
કન કિરન જીવિત, એક, બસ.

અહીં આકાશને ભૂરું દર્પણ કહ્યું છે–જેમાં બે-ઠોસ એટલે કે નક્કર નહિ તેવી ચાંદની વ્યાપ્ત છે–જેમાં કવિ ચાલી રહ્યા છે. બે–ઠોસથી ઠોસનો નક્કરતાનો અનુભવ જાગે છે અને તેમાં પ્રવેશીને ચાલવાની વાત અતિ યથાર્થનો બોધ જગાડે છે.

એઝરા પાઉન્ડ, કયુમિંગ્ઝ કે સર્‌રિયલ અને પ્રતી[illegible] કવિઓથી પ્રભાવિત આ કવિ ઉર્દૂ કવિતાનાં બ[illegible] પરંપરાગત રૂપો એ જ લહેજામાં, એ જ શાયરા[illegible] અંદાઝમાં આલેખે છે. એક શેર–

હાઁ કુછ રહા હો તો હમ મુઁહ દિખાયેં
ઉન્હોંને બુલાયા હૈ કયા લેકે જાયેં.

તો આ એક રુબાઈ પેશ છે :

હમ અપને ખયાલ કો સનમ સમઝે થે;
અપને કો ખયાલ સે ભી કમ સમઝે થે!
હોના થા– સમઝના ન થા કુછ ભી, શમશેર
હોના ભી કહાઁ તો જો હમ સમઝે થે.

એક બીજી ગઝલનુમા રચનામાંથી આ પંક્તિઓ:

દો મોતી
કિ દો ચંદ્રમા હોતે
દો દાને હૈં
અંગારોં કે
હમ હઁસી નહીં લાયે
કડક લાયે હૈં
ઘનઘોર મોહબ્બત કી
દિલોં મેં કડક લાયે હૈં...

હિન્દીમાં સૉનેટ બહુ જ ઓછાં લખાયાં છે. પણ શમશેરે સૉનેટ પણ લખ્યાં છે. આમ તેમની પૂર્વ-પશ્ચિમની અનેક કાવ્યરીતિઓ અને કાવ્યરૂપોમાં ગતિ છે. ઘણી વાર વામપંથી વિચારધારાના જોશમાં આવીને આ કવિ સામ્યવાદનું સ્તોત્ર પણ લખી નાખે છે:

વામ વામ વામ દિશા
સમય સામ્યવાદી
ભારત કા
ભૂત વર્તમાન ઔર ભવિષ્ય કા વિતાન લિયે
કાલ માન વિજ્ઞ માર્ક્સમાન મેં તુલા હુઆ
વામ વામ વામ દિશા
સમય સામ્યવાદી...

પણ આવી રચનાઓ સદ્ભાગ્યે બહુ ઓછી છે. ઘણુંખરું કવિની પ્રાગતિક ચેતના પણ કવિતા સિદ્ધ કરવા ભણી જ જતી હોય છે. શમશેરની કવિતાનું હિન્દી કવિતામાં એક વિશિષ્ટ સ્થાન તેમની કાવ્યાનુભૂતિઓ અને કાવ્યરીતિઓની વિભિન્નતાને લીધે છે. રંગોના આ કવિની આંખોની જ્યોતિ ક્ષીણતર થતી જાય છે, એવા સમાચાર દુઃખ ઉપજાવનાર છે, પણ હજુ જાણે આ કવિને ઘણું કહેવાનું છે. એ જરૂર એમણે બહુ લખ્યું નથી, પણ બહુ લખવાની સંભાવનાઓ તેમના વાઙ્મય વ્યક્તિત્વમાં છે—જે અન્ય રીતે કવિ આ શબ્દોમાં કહે છે:

ચૂકા ભી હૂઁ મૈં નહીં
કહાઁ કિયા મૈંને પ્રેમ
અભી. □

અનુસંધાન] દયારામ સંદર્ભ સૂચિ [પૃ. ૧૧૯થી


૮૦. વિજયરાય ક. વૈદ્ય. બંસીબોલનો કવિ. 'ગુજરાતી સાહિત્યની વિકાસરેખા' ભા. ૧ (ત્રીજી આ. ૧૯૬૫) પૃ. ૧૬૩–૮૫.

૮૧. શંકરલાલ છ. રાવળ. દયારામની ગોપી. 'ગુજરાત' પુ. ૨ અંક ૪ પોષ ૧૯૭૯ પૃ. ૩૫૪–૯.

૮૨. શાંતિલાલ બી. જોશી. દયારામ. ક–૧૭ પૃ. ૯૯–૧૩૬.

૮૩. શિવશંકર પ્રા. શુક્લ. સાહિત્યસ્થાનોની યાત્રાએ: દયારામ–ચાણોદ, ડભોઈ (સંવત્ ૧૮૨૩–૧૯૦૮) 'બુદ્ધિપ્રકાશ' સપ્ટે. ૧૯૫૮.

૮૪. સુભાષ મ. દવે. (i) દયારામ. ક–૧૭ પૃ ૧૩૭–૪૪. (ii) બ્રહ્મ, જીવ અને જગતતત્ત્વોનું દયારામે કરાવેલું દર્શન. 'ગુર્જર ભારતી' જુલાઈ–ઑગ. '૭૭ પૃ. ૧૪–૯.

૮૫. સુરેશ ચ. દીક્ષિત. દયારામ. 'અક્ષરરેખા' (૧૯૭૪) પૃ. ૧૧૪–૨૩.

૮૬. સુંદરજી બેટાઈ. ભક્તિ–સાત્ત્વિક અને રાજસી. 'ગુર્જર ભારતી' સપ્ટે. નવે. '૭૭ પૃ. ૫૪, ૫૮.

૮૭. 'સુન્દરમ્'. દયારામ—પગરેખના કવિ. 'ગુર્જર-ભારતી' સપ્ટે. નવે. ૧૯૭૭ પૃ ૧૧–૩૦.

૮૮. હરગોવિંદ દ્વા. કાંટાવાળા. જીવનપરિચય. 'પ્રાચીન-કાવ્ય' (ત્રૈમા.) અંક ૩ ઈ.સ. ૧૮૮૬ પૃ. ૧–૧૬.

૮૯. હરિપ્રસાદ ત્રિ. ઠક્કર. દયારામના ભક્તિશૃંગારની પૃષ્ઠભૂ 'સંત સાહિત્યનો સ્વાધ્યાય' (૧૯૭૭) પૃ. ૨૩૨–૮.

૯૦. હરિપ્રસાદ શાસ્ત્રી. રસિકવલ્લભ દયારામ. 'ગુર્જર-ભારતી' સપ્ટે. નવે. '૭૭ પૃ. ૫–૭.

૯૧. હરિરાય ત્રીકમરાય ખારોડ. દયારામ સંબંધી રસ-કીર્તન. 'સાહિત્ય' ફેબ્રુ. ૧૯૧૭ પૃ. ૯૦–૨.

૯૨. હરિલાલ હ. ધ્રુવ. ભાલણ અને દયારામ. 'આર્ય-જ્ઞાનવર્ધક' માર્ચ ૧૮૮૪.

૯૩. હસિત બૂચ. દયારામની વાણી [કવિતા]. 'ગુર્જર ભારતી' જુલાઈ–ઑગ. '૭૭.

૯૪. હિંમતલાલ ગ. અંજારિયા. દયારામ, 'સાહિત્ય પ્રવેશિકા' (બીજી આ. ૧૯૫૨) પૃ. ૮૯–૯૪.


(ક્રમશઃ)

ભામહવિરચિત

# काव्यालङ्कारः

## प्रथमः परिच्छेदः (પ્રથમ પરિચ્છેદ) (ગતાંકથી)

**અનંત શવલ**

सर्गबन्धो महाकाव्यं महतां च महच्च यत् ।
अग्राम्यशब्दमर्थ्यं च सालङ्कारं सदाश्रयम् ।। १९।।

સર્ગબન્ધ મહાકાવ્ય (કહેવાય) છે. તે મહાપુરુષોના ચરિત્રથી યુક્ત, (કદમાં) મોટું ગ્રામ્ય શબ્દોથી રહિત, અર્થસૌષ્ઠવયુક્ત, અલંકારથી યુક્ત, સત્-આશ્રયવાળું, ૧૯

मंत्रदूतप्रयाणाजिनायकाभ्युदयैश्च यत् ।
पञ्चभिः सन्धिभिर्युक्तं नातिव्याख्येयमृद्धिमत् ।।२०।।

મંત્રણા, દૂતસંપ્રેષણ, યુદ્ધ, નાયકના અભ્યુદયવાળું, પંચસંધિયુક્ત, બહુ વ્યાખ્યા ન કરવી પડે તેવું અને ઋદ્ધિપૂર્ણ હોય છે. ૨૦

चतुर्वर्गाभिधानेऽपि भूयसार्थोपदेशकृत् ।
युक्तं लोकस्वभावेन रसैश्च सकलैः पृथक् ।।२१।।

ચતુર્વર્ગનું પ્રતિપાદન હોવા છતાં તે અર્થનિરૂપણની પ્રધાનતાવાળું, લૌકિક આચારવાળું તેમજ બધા રસોથી સ્પષ્ટ રીતે યુક્ત (હોય છે). ૨૧

ભામહ શ્લોક ૧૯, ૨૦, ૨૧માં મહાકાવ્યનાં લક્ષણો આપે છે. આ લક્ષણો મહાકાવ્યનાં સર્વપ્રથમ ઉપલબ્ધ લક્ષણો છે. આ પછી દંડીએ કાવ્યાદર્શ ૧–૧૪–૨૦માં અને વિશ્વનાથે સાહિત્યદર્પણ ૬–૩૧૫ ૩૨૪માં મહાકાવ્યનાં લક્ષણો વિસ્તારથી આપવાનો પ્રયત્ન કર્યો છે.

૧૯મા પદ્યમાં महताम् એટલે મોટાઓનું મહાપુરુષોનું 'ચરિત્ર' એવો શબ્દ સમજવા માટે વધારાનો લેવો પડે છે તેને બદલે महतां सदाश्रयम् એવા શબ્દો સાથે લઈએ તો મહાપુરુષોના સદ્ ચરિત્રવાળું એ અર્થ વધુ યોગ્ય લાગે છે, કારણ મહાકાવ્યમાં મહાપુરુષ હોય તો સત્ ચરિત્ર ન હોય એવું હોઈ શકે નહીં. વળી, કાવ્ય પ્રયોજનોનો વિચાર કરતાં પણ મહાપુરુષોના સારા ચરિત્રનો જ અર્થ યોગ્ય લાગે છે. ૨૦મા પદ્યમાં ભામહ જણાવે છે કે કાવ્યની બહુ વ્યાખ્યા ન કરવી પડે એવું એ હોવું જોઈએ; કારણ જો કાવ્ય ક્લિષ્ટ હોય અને વ્યાખ્યાથી જ સમજાય તેવું હોય તો શાસ્ત્રમાં અને કાવ્યમાં ફેર શો? આ પદ્યમાં ऋद्धिमत् શબ્દનો અર્થ નાગનાથ શાસ્ત્રી 'અભ્યુદયપૂર્ણ અન્તથી યુક્ત' એવો કરે છે, જે અયોગ્ય લાગે છે. કારણ અંત અભ્યુદયપૂર્ણ કેવી રીતે હોઈ શકે? બીજું, પ્રથમ ચરણમાં અભ્યુદયનો ઉલ્લેખ કરેલો જ છે તેથી 'ઋદ્ધિમત્'નો અર્થ 'અભ્યુદયપૂર્ણ' એમ કરવો એ પુનરુક્તિ થશે.

શ્રી તાતાચાર્ય ઋતુ, સંધ્યા, રાત્રિ, ચન્દ્રોદય, વિવાહ, સંભોગ, જલક્રીડા, રતિક્રીડા, પુત્રજન્મ વગેરેનાં વર્ણનની પ્રચુરતા એમ માનતા હોય તેવું જણાય છે. જ્યારે શંકરરામ શાસ્ત્રી તેનો અર્થ આનંદજનક પરિસ્થિતિઓથી યુક્ત એવો કરે છે.

૨૧મા પદ્યમાં મહાકાવ્યના પ્રયોજનનો વિચાર કર્યો છે. સામાન્યતઃ મહાકાવ્ય ચતુર્વર્ગ–ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–નું સાધક મનાયું છે; છતાં તેમાં અર્થનું પ્રાધાન્ય

હોવું જોઈએ, અને તે લૌકિક આચારવાળું હોવું જોઈએ. ભામહ અલંકારવાદી હોવા છતાં રસની ઉપાદેયતા ઉપર ભાર મૂકે છે. તેમની દૃષ્ટિએ મહાકાવ્ય બધા રસોથી યુક્ત હોવું જોઈએ એટલું જ નહીં, પરંતુ તેમાં વિવિધ રસો સ્પષ્ટ રીતે વ્યક્ત થતા હોવા જોઈએ.

આમ, ભામહ આ પદ્યોમાં મહાકાવ્યમાં આવશ્યક ઉપાદાનોમાંનાં લગભગ બધાં વિશે જણાવી દે છે—જેમ પદ્ય ૧૯માં શબ્દ, અર્થ, અલંકાર, વસ્તુ અને નાયક વિશે, પદ્ય ૨૦માં વર્ણ્યવિષયો, રચનાવિધાન અને શૈલી વિશે તથા પદ્ય ૨૧માં પ્રયોજન વિશે.

नायकं प्रागुपन्यस्य वंशवीर्यश्रुतादिभिः ।
न तस्यैव वधं ब्रूयादन्योत्कर्षाभिधित्सया ।।२२।।

વંશ, બલ, જ્ઞાન વગેરે(ની ઉત્તમતા)થી પહેલા નાયકનું વર્ણન કરીને પછી બીજા(પ્રતિનાયક)ના ઉત્કર્ષ વર્ણવવાની ઇચ્છાથી તેના (નાયકના) વધનું વર્ણન કરવું જોઈએ નહીં. ૨૨

यदि काव्यशरीरस्य न स व्यापितयेष्यते ।
न चाभ्युदयभाक्तस्य मुधादौ ग्रहणं स्तवे ।।२३।।

જો સમ્પૂર્ણ કાવ્યશરીરમાં તેની(નાયકની) વ્યાપકતા ઇચ્છવાયોગ્ય ન હોય અથવા તેને અભ્યુદયનો ભાગી બનાવવો ન હોય તો આરંભથી જ તેનું ગ્રહણ અને પ્રશંસા નકામાં છે. ૨૩

આ ૨૨ અને ૨૩મા પદ્યમાં મહાકાવ્યમાં નાયકનું મહત્ત્વ કેટલું છે તે બતાવ્યું છે. નાયક કરતાં પ્રતિનાયકનો ઉત્કર્ષ વધારે દર્શાવાય નહીં, કારણ કે જો આવું જ કરવું હોય તો નાયકનું ગ્રહણ કર્યું તે વ્યર્થ જ ગણાય.

દંડી(કાવ્યાદર્શ ૧–૨૧, ૨૨) ભામહે પદ્ય ૨૨માં વ્યક્ત કરેલા વિચાર કરતાં સહેજ જુદો વિચાર દર્શાવે છે. દંડીને મતે પ્રતિનાયકનાં વંશ, વીર્ય, જ્ઞાન વગેરેના ઉત્કર્ષનું વર્ણન કરવામાં આવે તોપણ વિરોધ નથી, પરંતુ આવા ઉત્કર્ષવાળા પ્રતિનાયકનો વધ નાયક દ્વારા કરવામાં આવે તેવી સ્થિતિ તો વધારે સારી છે. દંડી કે ભામહ એ બન્નેમાંથી કોણ પહેલા થયા અને કોણ પછી થયા તેના પ્રત્યુત્તરનું અનુમાન દંડીએ આ પદ્યમાં જે ભાષા પ્રયોજી છે તેના ઉપરથી કરવાની લાલચ ઉદ્ભવે છે કે દંડી ભામહની પછી થયા હશે.

नाटकं द्विपदी शम्यारासकस्कन्धकादि यत् ।
उक्तं तदभिनेयार्थमुक्तोऽन्यैस्तस्य विस्तरः ।।२४।।

નાટક, દ્વીપદી, શમ્યા, રાસક, સ્કન્ધક વગેરે (બીજા) જે (કાવ્ય-પ્રકાર) છે તે અભિનેય (નાટક) છે. તેના વિષે બીજાઓએ વિસ્તારથી કહ્યું છે. ૨૪

હવે કાવ્યના બીજા પ્રકાર અભિનેયાર્થ વિશે જણાવે છે. આ બધા પ્રકારો વિશે ભરત વગેરેએ કહ્યું છે તેથી ભામહ તેની ચર્ચામાં પડતા નથી.

દ્વિપદી, શમ્યા, રાસક, સ્કન્ધક વગેરે કાવ્યભેદ વિશે વિશેષ વિગતો પ્રાપ્ત થતી નથી. રાસક વિશે પછીના સમયમાં વિગતો મળે છે. તે પ્રારંભમાં રૂપકનો ભેદ હશે. હેમચન્દ્ર કાવ્યાનુશાસનના ૮મા અધ્યાયમાં રાસકનો ઉલ્લેખ ગેય રૂપક તરીકે કરે છે અને જણાવે છે કે ડોમ્બિકા, ભાણ, શિંગ, ભાણિકા, પ્રેરણ, રામાક્રીડ, હલ્લીસક, રાસક, ગોષ્ઠી, શ્રીગદિત, રાગ, કાવ્ય, શમ્યા છલિત, દ્વિપદી, વગેરે ગેય રૂપકના પ્રભેદો છે; જ્યારે વિશ્વનાથ સાહિત્યદર્પણના પરિચ્છેદ ૬માં રાસકની વ્યાખ્યામાં ગેયતાનો કોઈ ઉલ્લેખ કરતા નથી. (ક્રમશઃ)

ડૉ. અશરફ
*
## ક્યાં જાવું!

આ શ્વાસ ખૂટચા ને નાખેલો આ દાવ લઈને ક્યાં જાવું!
આ લોહી હવે તળિયાઝાટક ને ઘાવ લઈને ક્યાં જાવું!

સંશય છે ભેરુ તોફાની ઝઘડે છે વાતોવાતોમાં,
ને વાંક અમારો કાંઈ નથી—એ રાવ લઈને ક્યાં જાવું!

નહિ વહેવાનાં ફરમાન થયાં હે જીવ! તમે જળ સંકેલો;
દસ આંગળીઓનો રેશમીયો ઢોળાવ લઈને ક્યાં જાવું!

કંઈ વરસ ગયાં ને તો ય હજી હથિયાર પડચાં છે હાથોમાં,
આ પથ્થરના યોદ્ધા જેવો દેખાવ લઈને ક્યાં જાવું!

રે! આંખ કોઈ નામરદ જેમ અધવચ્ચે પાણીમાં બેઠી,
અચરજનો પાંપણ સોંસરવો ઘેરાવ લઈને ક્યાં જાવું!

રમેશ પારેખ

*

## માગ, માગ, માગ

ગુલાલ માગ, ગરલ માગ કે ગમે તે માગ
પરંતુ હે રમેશ, આ સમય કહે તે માગ

આ તારા શ્વાસ મસાલો ભરેલું પંખી છે
કોઈ મ્યૂઝિયમમાં હવે એને ગોઠવે તે માગ

માગવા પર તો પ્રતિબંધ નથી, માગી જો
સ્મરણના દંશથી લોહી ન ખળભળે તે માગ

જડે એ ઘટનામાં ગર્ભિત હો એનું ખોવાવું
તો ભાગ્ય વ્યર્થ ધૂળધૂળ ના રમે તે માગ

રાતના છાંયામાં ઢંકાઈ જાય છે મૃગજળ
હે આંખ જા, અને સવાર ના પડે તે માગ

ઊડે પતંગિયું તે પણ ગણાતું અજવાળામાં
આ સગ્ગી આંખ તો આંખોવગી રહે તે માગ

સૂર્ય ઘરમાં ઉગાડવાની જીદ છોડી દે
આ ઠરતા કોડિયા પાસેથી જે મળે તે માગ

એક ઘડિયાળ ધબકતી રહે છે લોહીમાં
ટકોરા ધ્રાસકાની જેમ ના પડે તે માગ

તને સભાનતાનો એરુ આભડ્યો છે, રમેશ
કોઈને ઝેર હવે આવું ના ચડે તે માગ

કિસ્મત કુરેશી

*

## એટલું તો કર

ભૂલ્યો હું ત્યાંથી પાછો ગણું, એટલું તો કર,
રેતી ઉપર ન ઘર હું ચણું, એટલું તો કર.

દિલ મારું ગૂંચવાય છે શબ્દોની જાળમાં,
મુજ દર્દ મૌનમાં હું વણું, એટલું તો કર.

મારે ક્યાં કોઈ આંખ તણી કીકી થાવું છે?
કોઈ, આંખનું ન માને કણું, એટલું તો કર.

ઠંડે કલેજે કીધાં ઘણી લાગણીનાં ખૂન,
મારું અહમ્ હવે તો હણું, એટલું તો કર.

પૂછે તું, 'હા' કહી હું ધરી દઉં છું ખાલી જામ,
એકાદ વાર 'ના' હું ભણું, એટલું તો કર.

ઊગમણું લાખ યત્ને યે કિસ્મતમાં ના રહ્યું,
ના ખૂંચવાય આથમણું, એટલું તો કર.

હરીશ મીનાશ્રુ

*

—

સજીવ બારી, ભીંત જડભરત, ઘરવટ પથ્થર-પોલી છે
ઘર, તારી અંગત બાબત મેં સાત ટકોરે ખોલી છે

મનમાંથી મન સર્યું પવનમાં ફ...ર, હવે કેવળ ટપકુંઃ
નાગરવેલ નમી વનમાં ત્યાં તર્ક વિષે તંબોળી છે

અબરખની માફક દર્પણનાં પડ નીચે પડ નીકળશે
પાણીપોચી આંખ ડુભાશે, અમથી આંખમિચોલી છે

ગયા જન્મની ઘટના જેવી કાગળમાં હળવાશ હતી
શબ્દ મૂકીને સામે પલ્લે અમે આબરૂ તોળી છે

જુઓ, શહેરનાં ભવાં ઉપર કરચલી પડે કૈં અવાજની
કબીર, તારી ચૂપ જીભ પર ના સમજાતી બોલી છે

જયન્ત વસોયા

*

## સ્વીકાર કર

'હોવું' કાળો કેર છે સ્વીકાર કર,
તોય લીલા લે'ર છે સ્વીકાર કર,

તું અરીસો જોઈને પાગલ ન બન;
બેઉ વચ્ચે ફેર છે સ્વીકાર કર,

ફૂલનો ઉલ્લેખ તું કરજે પછી;
કંટકો ચોમેર છે સ્વીકાર કર.

તું સમય સામે બગાવત છો કરે;
કોઈ સાથે વેર છે સ્વીકાર કર.

યોગેશ જોષી

*

—

બધી હોડીઓ રોજ પૂછ્યા કરે છે–
કિનારા હવે કેમ ડૂબ્યા કરે છે?

મળ્યાં નૈ ખબર કૈં હજી યે નદીના,
પહાડો તો આંખોને લૂછ્યા કરે છે.

ઉતારીને કીકી ય ફેંકી દીધી પણ–
નયનમાં હજી સ્વપ્ન ખૂંચ્યા કરે છે!

મોજું તો સહેજે ન તૂટે પરંતુ,
ખડકની આ છાતી કાં તૂટ્યા કરે છે?

તપાસો મને કૈં થયું તો નથી ને?
ગઝલ પર ગઝલ આજ ફૂટ્યા કરે છે!

'ધૂની' માંડલિયા

*

## તડકો

તૃષાતુર થઈ હોઠ જો તરફડે તો,
સુમન પરનાં બિન્દુ ગળી જાય તડકો.

પ્રખર થઈ કદી તાપ વરસીને રણને–
છલોછલ જળે જો ભરી જાય તડકો.

જો નીરજ કરે એક દહીકો બથોબથ–
થવાને સરોવર તરી જાય તડકો.

ફરીને કહો કોણ ગરમાવવાનું–
કે જ્યારે શિશિરે ઠરી જાય તડકો?

તડકો મરે તેમ ઇચ્છે ઘુવડ તો,
પણ કૂકડાનું શું જો મરી જાય તડકો?

ગળી જાય અંધાર રૂપ કે કુરૂપને,
ઉભય ભેદ જૂઠા કરી જાય તડકો.

હું પરવા કરું કેમ કો' ધનપતિની,
જો સોનાથી આંગણુ ભરી જાય તડકો?

કિશોર બારોટ

*

## એક શેઅર

શ્વાસના વાયર ઉપર લટકી રહેલો
જિંદગી ઊડી ગએલો બલ્બ છે.

'રાઝ' નવસારવી

*

## સમય

અન્યને દઉં ક્યાંથી મળવાનો સમય?
માંડ આવ્યો નિજથી હળવાનો સમય.

તરવરે છે ભેજ એની આંખમાં,
લ્યો, ફરી આવ્યો પલળવાનો સમય.

લોક જુએ છે મને એકીટશે,
આ તો છે સૂરજના ઢળવાનો સમય.

'રાઝ' મારી જાતને મેં છેતરી,
એ હતો બીજાને છળવાનો સમય.

જગદીશ વ્યાસ 'બેદિલ'

*

## પંખી

અમસ્તી ચાંચ ત્યાં બોળીને ઊડી જાય છે પંખી
અને આખા સમંદરને ડહોળી જાય છે પંખી

નહીંતર આટલી સાલત નહીં માળાને એકલતા
પરંતુ ક્યાં કદી પીંછું ય મૂકી જાય છે પંખી

ટહુકી જાય છે મારા નીરવ અસ્તિત્વની ભીંતો
જો મારા આંગણે ક્યારેક આવી જાય છે પંખી

કુંવારાં સ્તન સમાં ફાટી જતાં ડૂંડાં ઝૂમી ઊઠે
કદી એકાદ પણ દાણો જો તોડી જાય છે પંખી

મને મન થાય છે કે લાવ પંપાળું જરા 'બેદિલ'
પરંતુ એ પહેલાં રોજ ઊડી જાય છે પંખી

દિલીપ વ્યાસ

*

## ટેરવાં

ખુરખો પહેરીને ફરતાં ટેરવાં,
કે પછી, ઊંડે ઊતરતાં ટેરવાં?
હસ્તરેખાના થીજેલા ક્રૉસ પર,
લાગણી પીને લથડતાં ટેરવાં.
ના ત્વચા નીચેનું પ્રતિબિંબિત થયું,
કાચ પર માથું પટકતાં ટેરવાં.
સાવ કોરો તોય તારો પત્ર છે,
પત્ર પર અક્ષર બની ગ્યાં ટેરવાં.
જુઠ્ઠી રેખાઓથી કંટાળી કદી,
નખ થઇ ભાગી નીકળતાં ટેરવાં.
'ત્રણ તસુ ભીની હથેળી દૂર હાથ!'
કંકુ–થાપાનાં વલખતાં ટેરવાં.

હેલ્પર ક્રિસ્ટી

*

—

એ નદીની ઉદાસી તો પોકળ હશે,
સાંજ સાથે સૂરજ કાંઈ ઢળતા નથી.

ક્યાંક જડમૂળથી ઝાડ ઊખડ્યું હશે,
આજ પંખીને માળાઓ મળતા નથી.

એક્સો હાથને ચાલ ફરકાવીએ,
સૌ પ્રવાસીઓ પાછાં તો વળતા નથી.

એ ભલેને કિનારે ઘૂઘવતા રહે,
શંખમાંથી સમંદર નીકળતા નથી.

જાણે લંકાદહન છે કે છે જિંદગી,
અર્ધું બળતા છીએ અર્ધું બળતા નથી.

# ગીતો

લાલજી કાનપરિયા

*

## વેદનાનું ગીત

વેદનાનું નામ હવે લેશો મા બાલમા! વેદના તો તારીખનું પાનું.
વાયરાનું નામ હવે લેશો મા બાલમા! વાયરાથી કાંઈ ન્હોય છાનું.

કાળઝાળ તડકાનું રૂપ લઈ નીકળે છે
સૂરજની વણછીપી પ્યાસ.
તૂટેલાં પાન જેવી ખાલીખમ ડાળખીમાં
અટવાતી ટહુકાની લાશ.

વાદળનું નામ હવે લેશો મા બાલમા! વાદળ તો આવેલું ડૂસકું.
વેદનાનું નામ હવે લેશો મા બાલમા! વેદના તો મોરલાનું મૂસકું.

"કોણ જાણે કેમ લાગે આંખને અણોસરું
ચાંદાનું રોજ રોજ ઊગવું.
સાત સાત જન્મોથી છાતીમાં સંઘરેલી
વેદનાનું સામટું વલૂરવું.
આભલાનું નામ હવે લેશો મા બાલમા! આભલું તો ભાગેલું ગામ.
વેદનાનું નામ હવે લેશો મા બાલમા! વેદના તો રાધાનું નામ!

મધુકાન્ત કલ્પિત

\#

# એક ગામેતી ગીત

ઈન્ની માનો...દરિયો હેનો?
હેનું દરિયું ફરિયું?

અડફેટોમાં પાણીનો એક રેલ્લો આયો
ઈમાં મારું છબાક્ સપનું સેંજ ભેંજાણું;
લીલાડાની ઢગલીઓના દેસવટામાં
મારુંકોતી બચ્ બચ્ અંધારું ચૂહવાનું ચેવું ટાણું?

ઈન્ની બુન્નો....શવાશ જેવો શવાશ
છાતીછાંયે બેઠો હોય એ વેળા
કદ કદ કરતું કુણ્ બધે હરવરિયું?

વેરઈ જા કઉસુ વેરઈ જા હવાર
ફૂટ્યો હાથોમાં રાતોનો ફોલ્લો કાંક વિહારે પાડું;
તડાક્ કરતી અજવાળાની તેડ તૂટે જો કાંના
ઊંડે ઊંડે બારેમેહ ભરી હંભાર જગાડું.

ઈન્ની બુન્નુ....ટૅપા જેવડું મંન તે હાળું
મલકનો લઈ વૈભવ આંશોપર ચેવું તરવરિયું?

કરસનદાસ લુહાર

*

## બૂચનાં ફૂલો જેમ—

બૂચનાં ફૂલો જેમ ઊઘડતા દિવસો પેઠે–
એકબીજાની આંખમાં ખૂલી, પાંપણે ઝૂલી આપણે કેવાં
થઈ જતાં'તાં બંધ!
કોઈ તરુની છાંયડી ઓઢી સાવ અડોઅડ–
આ..મ ઊભા રહી શ્વાસથી પીધા શ્વાસની છાની
આપણામાંથી વાયરે કેવી ફેલાતી જાતી ગંધ!

છમ્મલીલાછમ દિવસોની ફૂલઝાણુ પળોનાં પૂમડાં જેવાં
આપણે હવે એકબીજાના કાનમાં, ભીના ગાનમાં, લીલા ભાનમાં
ભભક મારીએ અને આમ જોજનવા દૂર;
હોઠનાં મૂંગાંતૂર આ વૈયાં ત્રફડે પીળું ફફડે હવે
એમ કે બાલારામની સાથે અંતવગરની અંતકડીની રમતે
ચડ્યું હોય મનોમન આખુંય પાલનપુર!
પીછ સમણાં સાવ મુલાયમ સ્મરણોનો કૈં ભાર
તે એવો ભાર ઊપાડ્યા પહાડથી જાણે તૂટતા જાતા
મારા બેઉ સ્કંધ........

બૂચનાં ફૂલો જેમ૦

સાવ કુંવારા કાનમાં પહેલીવારકું કૂકડે કૂ..ક કર્યું ને
ઝાડવાં ઊગ્યાં પાંદડાં ફૂટ્યાં ટહુકા રેલ્યા; મેઘધનુષી રંગની
રોમેરોમ તે એવી ઊમટી મીઠી રેલમછેલ!
જળવછોયા કૂવાને તે કાંઠડે રાતું ઝૂરતું તરસબાઈ કે–
રેતીબાઈની પછી છલકી ઊઠી મલકી ઊઠી વણ બુડાડી
આકળવિકળ ઓરતે ખાલી હેલ!
હેલનાં હેતલ પાણીએ સૂકા બાગ સીંચીને–
ક્યારીએ વાવી કીકીઓ પછી આપણી વચ્ચે બોરસલ્લીનું ફૂલ
બનીને ઝૂમતો આ સંબંધ....

બૂચનાં ફૂલો જેમ૦

હરીશ મીનાશ્રુ

*

## એક સમૂહ-વિ-ગીત

(સ્થળ, સમય અને સ્વ–ના અપભ્રંશ વિષે)

સ્થિર, શ્વેત, સંદિગ્ધ, સદંતર કાગળનો અવતાર રે
અધવચ્ચે, ચળકયાં તે અલ્પવિરામ, ઝૂલણ અંધારાં

ઊર્ણનાભ તંતુવશ કરશે જેમ ટુકડો આભ રે
દર્પણનાં તળ વશ કરવાં ઘનશ્યામ, ઝૂલણ અંધારાં

પર્ણ ખર્યાં. હું પ્રગાઢ પીત
પગલું આ. છું તર્કાતીત?

ધારણ કરશે ડિમ્ભ હવે
શબ્દ? રૂપ? આંખું સંવિત્?

નાભિના ઈશાન ખૂણેથી વાયુ પ્રકટયા ભીના રે
ઈષત્ સળગતાં જળમાં અબરક નામઃ ઝૂલણ અંધારાં

હ્રસ્વ થયાં સપનાં તે સંશય છે સહુનું સર્વસ્વ રે
ભવમાં ઝીણાં છિદ્ર પડયાં રે આમ, ઝલણ અંધારાં

મનહર જાની

*

## આણ બની ગઈ

મારી આ ખડકાળ નરી ખડકાળ આંખ તો હૈયને ફૂલઝાણ બની ગઈ,
ને લીમડી જેવી લીમડી ખુદ એક પલકમાં આખ્ખું યે વઢવાણ બની ગઈ.
સમદર ભીની ઝાળ સટોસટ લાગી ગઈ કાંઈ રોમેરોમે લાગી ગઈ કાંઈ,
ને મારી છાતી આ નફ્ફટ છાતી નહીં ને ચાસનાળાની ખાણ બની ગઈ.
અમથોએ લગરીક ઊઝરડો સમ ખાવાને હથેળિયુંમાં પડયો નહીં ને—
મારી દસેદસ આંગળીઓ લથબથ લથબથ રમણામાં લોહીઝાણ બની ગઈ.
મારા શ્વાસોચ્છ્વાસ થઈને વહેતું હરદમ વહેતું હરદમ વહેતું કોઈ.
એ જ હકીકત આ જીવતર જેવા જીવતરની ફરતે ભમ્મર આણ બની ગઈ.

સાગર નવસારવી

*

## દરિયાનું મોજું

દરિયાનું મોજું તો આવે ને જાય એમાં દરિયાને કાંઈ નથી લાગતું!
પડછાયા પડદા પર દોડે છે બાવરા
ને પિક્ચર છે "ફોગટનો ફેરો"
આકાશે ધુમ્મસનાં બાંધે મકાન
જાણે હોય નહીં કાયમનો ડેરો!
સ્વપ્નામાં ઝૂમે છે આખું મકાન! એક નળિયું એ ક્યાંક નથી જાગતું!
પિક્ચર તો પડદા પર આવે ને જાય એમાં પડદાને કાંઈ નથી લાગતું!
બેઠાં છે પૂતળાં આકાશી જહાજમાં
દુનિયાનું સુખ લઈ સાથે!
એકે અરમાન નહીં બાકી રહી જાય
ભલે કેવું ય હોય પાપ માથે!
રસ્તામાં ડૂબે છે કેટલાય જહાજ એક તરણુંય સાથ નથી આવતું!
રાહી તો રસ્તા પર આવે ને જાય એમાં રસ્તાને કાંઈ નથી લાગતું!

પ્રફુલ્લ પંડ્યા

*

—

ભીની આંખમાં તૂટી ડાળખી ખરી ખાખટી ખાટી
પાણી ઉપર પગ માંડું ત્યાં પગ થૈ બેઠા માટી!
પગની માફક ધૂળ ચીતરતા ચણી બેઠો હલ્લેસું
કમ્મર સુધી જળ આવ્યાં ને થાય હવે ક્યાં બેસું?
જળવંશી આ સમજ ખૂટતાં પડી પેટમાં આંટી!
પાણી ઉપર પગ માંડું ત્યાં પગ થૈ બેઠા માટી...
આંટીવાળા દેહસહિત આ પગને કહેવું ચાલ
માણસ લીલોછમ્મ બની જાય એવી પડશે કાલ
ચરણોને દે દેશવટો તું ઉપર આયખું છાંટી!
પાણી ઉપર પગ માંડું ત્યાં પગ થૈ બેઠા માટી....

ચન્દ્ર પરમાર

⁂

## લાલઘૂમ ઉજાગરો!

ાાલજીએ આંજ્યો રે  લાલઘૂમ ઉજાગરો!
ાંણુ અમારે ભભક્યો રે લાલઘૂમ ઉજાગરો!

નેડો નેડો ભભક્યો જી
ઊંડે ઊંડે છલક્યો રે
દશ દશ ચારે કોર હોજી
વનરાવનમાં ભભક્યો રે

ાનરાવનમાં ભભક્યો રે લાલઘૂમ આ ખાખરો!
ાંણુ અમારે ભભક્યો રે લાલઘૂમ ઉજાગરો!

પગલી પાડું કંકુવરણી
જમીં ભભૂકે ફૂલે જી
લાલ લપેટે લપટાયો કંઈ
વાયરો જબરો ફૂલે જી

લાલ લપેટે ભભક્યો રે ફરે ફરંગર વાયરો!
નૅણુ અમારે ભભક્યો રે લાલઘૂમ ઉજાગરો!

ઘાઘરાની ખાપે નાચે
વનરાવનનો મોર જી
મારા પગલે એના પગમાં
ચડતું ઝાઝું જોર જી

મોર છબીનો ભભક્યો રે ઘંમર ઘંમર ઘાઘરો!
નૅણુ અમારે ભભક્યો રે લાલઘૂમ ઉજાગરો!

લાલ અમારી આંખલડી તો
લાલજીએ પીધી રે
લાલ હથેળી લાલજીની
કમખે છાપો લીધી રે

કોરા કમખે ભભક્યો રે લાલઘૂમ ઉજાગરો!
નૅણુ અમારે ભભક્યો રે લાલઘૂમ ઉજાગરો!

ડાયલ ઠાકોર

⁂

—

તમે કહો તો તડકો સાજન તમે કહો તો ફૂલ
તમે કહો તો જિત્યાં સોગઠી તમે કહો તો ડૂલ

પાદર મારી પાછળ દોડે
ગણુ ગણુ કરતું ગીત
પણે પાળિયો વડલા હેઠે
વાગોળે છે પ્રીત

તમે કહો તો અવસર આંગણુ તમે કહો તો ભૂલ
તમે કહો તો જિત્યાં સોગઠી તમે કહો તો ડૂલ

તમે કહો તો ભવનાં બંધન
તમે કહો તો ધૂળ
તમે કહો તો કૂંપળ સાજન
તમે કહો તો મૂળ

તમે કહો તો ફરફર વાયુ તમે કહો તો શૂલ
તમે કહો તો તડકો સાજન તમે કહો તો ફૂલ

પાનખરોમાં ખરતાં સાજન
ખળખળ વહેતું નીર!
ફૂલ વસંતે ખીલ્યાં આપણે
ઉત્સુક નૅણુ અધીર

તમે કહો તો આંસુ સાજન તમે કહો તો ઝૂલ
તમે કહો તો જિત્યાં સોગઠી તમે કહો તો ડૂલ

જિતેન્દ્ર કા. વ્યાસ

*

## ચ્હેરો ખોવાયા-નું ગીત

પગલાં ખોયાં-ને કોણુ રોવે? ખોવાઈ ગયો મારો તે ક્યાંક ખરો ચ્હેરો!

દર્પણમાં જોઉં હું તો યે દેખાય નહિ,
દર્પણ પણ આપે છે થાપ!
કેવાં રે પાપ કીધાં પરભવમાં? પામ્યો હું
ચ્હેરો ખોવાય એવો શાપ!

પૂરવથી પશ્ચિમમાં સૂરજ લઈ આથડ્યો, માથે પડ્યો છે મને ફેરો!
પગલાં ખોયાં-ને કોણુ રોવે? ખોવાઈ ગયો મારો તે ક્યાંક ખરો ચ્હેરો!

આવતાં-જતાંને પૂછું: 'જોયો છે?' પામું હું
ચ્હેરો તો થાય મને 'હાશ'.
ચ્હેરો જડે તો થાય નક્કી કે-કાંધ'પે
કોની ઉપાડું છું લાશ?

પામું જવાબ નહિ, કાળું ડિબાણુ મૌન ઘાલીને બેઠું છે ઘેરો!
પગલાં ખોયાં-ને કોણુ રોવે? ખોવાઈ ગયો મારો તે ક્યાંક ખરો ચ્હેરો!

આભ લગી ચકરાતા ભાળું વંટોળ;
એમાં લાગે છે મારા તે શ્વાસ.
ઝાંઝવાનાં નીર ક્યાંક જોઉં તો લાગે કે
એમાં પીગળેલ મારી પ્યાસ.

તૂટેલો-ફૂટેલો લોહીઝાણુ હોય ભલે, લાવી દો સાચુકલો ચ્હેરો!
પગલાં ખોયાં-ને કોણુ રોવે? ખોવાઈ ગયો મારો તે ક્યાંક ખરો ચ્હેરો!

સુચેતા ભાડલાવાળા

*

## તડકો

મેં તો તડકાને તાણીને બાંધ્યો છેડલે,
તોય, તડકો વગડે જઈ વેરાયોજી હો !

મેં તો તડકાને બાંધીને રાખ્યો કંચવે,
તોય, તડકો ડુંગરે જઈ ઉભરાયોજી હો !

મેં તો તડકાને હેતથી હીંચ્યો હૈડે,
તોય, તડકો દરિયે જઈ ડહોળાયોજી હો !

મેં તો તડકાને પ્રેમથી પ્રોવ્યો પાંપણે,
તોય, તડકો અંકાશે જઈ અંકાયોજી હો !

મેં તો તડકાને વીણીને નાંખ્યો કોઠલે,
તોય, તડકો કણુસલે જઈ કોળાયોજી હો !

મેં તો તડકાને તૂણીને ટાંગ્યો ટોડલે,
તોય, તડકો પછીતે જઈ પથરાયોજી હો !

મેં તો તડકાને ખાળીને રાખ્યો ખેતરે,
તોય, તડકો શેઢે જઈ સમાયોજી હો !

રાજેન્દ્ર શાહ

*

## પ્રિયકાન્તને

તારી દૃગે પથ વસ્યો થઈ કૃષ્ણરૂપ,
રાધાસ્વરૂપ ધરતી પગલી પડી તે.
તેં નીરખ્યું યુગલ-ક્રીડન સર્વ રીતે,
શીળી સમીર લહરીસહ રૌદ્ર ધૂપ.

ને જન્મમૃત્યુ સમ સન્નિધિ દૂરતાની
લીલા તને ગમતી આર્તિ અને પ્રમોદ
દેનાર; રાસમહીં ઉત્તમ ભાવબોધ
નાણંત ગોપલલના તું....હિ તું જ દાણી.

હે બંધુ! કુંજમહીં આપણું વેણુગાન,
આદાન એ જ ઉરનું ઉરને પ્રદાન.

ઉશનસ્

*

## દીકરીને સાસરે વળાવતાં

તું મારી આંખમાંનું
ન્હાનું ન્હાનું
આંસુ
જે સંતાડવાનું,
છાનુંમાનું,
(કોઈનેય કશું નહીં
પૂછવાનું)
જે પડખું ફરી, મ્હોં ફેરવી
છાનુંમાનું
લૂછવાનું;
તું મારા ઘર તણી
નહીં કોઈ મોટી ધૂન,
નહીં પૂર્ણ ગીત,
આછી અધૂકડી
ગુનગુન
અશબ્દ, અમુખરિત;
તું મુજ કુલાવતંસ, હવે જાય
તું મુજ ન્હાનકડો પણ સ્પંદમાન
અસ્તિત્વનો અંશ લે હવે વિદાય
આપણા ઘરના ટોડલાએ મંગલ
સવારે બાંધ્યું જે આસોપાલવનું તોરણ
તેમાંથી એક પાંદલડું મોટીપડી ગાંઠમાંથી
ગરી જાય....
ઘરમાં પાનખર જેવું કશુંક ફરી જાય.......

ધીરુ પરીખ

*

## સંશય

વનની વાટમાં પડેલા એક પથ્થરને
સ્પર્શ થયો હતો શ્રીરામનાં ચરણનો
અને
પછી તો તમે ક્યાં નથી જાણતા કે
એ શલ્યામાંથી પ્રકટી હતી
અહલ્યા !

એથી જ મારા શબ્દો
શ્રીરામના ચરણસ્પર્શની રાહ જોતા
ક્યારનાય ખોડાઈ રહ્યા છે વાટમાં —

એ આવશે
જરૂર આવશે રામ
અને તારશે
મારી શબ્દશલ્યાઓને....

પણ
થાય છે કે
આ અત્યારની
મારી શબ્દશલ્યાઓ
ક્યારેય અહલ્યાઓ હતી ખરી?

આતુપ્રસાદ પંડ્યા

## રાજમાર્ગ પરની વીજબત્તીઓ

દિવસે તો એ સૌ
છે કે નહિ, તેય નથી આવતું યાદ,
પણ રાત્રે એકબીજાની વચ્ચે
થોડું ચોક્કસ અને આછું
અંધારિયું અંતર રાખીને એ
ઊભી રહી જાય છે શિસ્તબદ્ધ!

હમણાં માથે ત્રાટકશે
એવું લાગે એમ લાંબી ડોક કરીને
એ ઝળૂંબી રહે છે.......?
ના, હોખંડિયા થડ ઉપરથી
એકાદ ડાળખી ઝુકાવી
છાંયડી જેવો પ્રકાશ પાથરી
એ રાત્રે કરે વૃક્ષોની નકલ!

એક બીજીને આપે અને
બીજી ત્રીજીને સોંપે એમ
છેલ્લા થાંભલા સુધી પહોંચાડે
નીચેથી પસાર થનારની પડછાયાનોંધ.

એ અંધારનો ઉપહાસ કરે છે કે –
કચકચાવે એની સામે દાંત?–ખબર નથી!
પણ ગગન તરફ તો એમની
અવળીપીઠ ઉપેક્ષા જ નરી!
તારાઓ ક્યાંક નગરમાં
પ્રવેશી ન જાય એટલા સારુ
એણે તારના આંકડા ભીડી
કૉર્ડન કરીને રચ્યું હશે આવરણ?
અને આ પથ્થરિયું રણ
વિસ્તર્યું છે – નીચી ઢાળી પાંપણ!

જગદીશ જોષી

## હું અવાક્

ક્યારેક તો મને થાય છે કે
એકાદ અજગરનો ભેટો થઈ જાય તો સારું.
એ જો મને ગળી જાય
અને એ જો મને લસરડે હે—
તો
એટલું તો નક્કી થાય કે
કો’કને ગળે તો ઊતરી શકું છું!

તારે ગળે હું નથી ઊતરતો
એ પ્રશ્ન અલગ છે.
તારા ગળાની ફૂલતી જતી નસોમાં
તે બાણથી વીંધાયા છતાં હજી નહીં મરેલા
હરણની
ત્રણ ત્રણ ભવોની ચીસ છે;
અને છતાંય
હું અવાક્ આંખે
જોયા કરું છું
તને, મને, અજગરને.

મેઘનાદ હ. ભટ્ટ

*

## સજા

—તોય

તમે આપેલા વ્રણની વેદના ભુલાતી નથી
મારા હમસફર!
મારા જન્મસમયની નાદાનિયતને કારણે
મારા જન્મદિવસને અને મારા જન્મદાતાને
મેં માફ કરી દીધા'તા.
પ....ણ
તે દિવસની વેદના
અડાબીડ જંગલ બની
વિસ્તરી રહી છે મારી આસપાસ.
હૂંફ ન મળે એવા સાથીઓના સાથ-સંગાથમાં
મન મૂકીને મહાલ્યો
ત્યારે
વેદના નામના પાંખ વિનાના પંખીની આંખમાંથી
લોહીનાં જે ખર્યાં'તાં આંસુ
તે હજી ઝીલી રાખ્યાં છે મેં
મારા નાનકડા ખોબામાં.
—એ આંસુની આગમાંથી
સળગ્યો'તો જે વડવાનલ
તેમાં મારું સમગ્ર મુખારવિંદ
ભસ્મીભૂત થઈ ગયું'તું—
—ને ત્યારે એ રાખમાં
મારા નામના આકારને ઢબૂરી દીધો'તો મેં.
રે ગજબનો ખતરનાક છે તમારો સાથ
મિત્રો!
રાખની એ ઢગલીમાં મારા નામની પાસે
ફરી ફરી ઊપસ્યા કર્યું છે તમારું નામ, મારા મિત્રો!

મંગળ રાઠોડ

*

## શહેર

સેન્ડ પેપર જેવા
કર્કશ અને ખરબચડા અવાજોથી
આખો દિવસ
મારી ક્ષણે ક્ષણ
તરતની હલાલ કરેલી
મુર્ગીના ધડની જેમ
બંધાયેલા પગે
તરફડે છે આ શહેરમાં.
આખરે
એક દિવસ મેં
એવી તો બાંગ દીધી કે
ચોંકી ગયો મારા જ અવાજથી હું!
જાગીને જોઉં છું તો—
આખુંય શહેર કણસતું હતું ઊંઘમાં.
એક વખત જાગી ગયા પછી
ફરી ક્યારે ય ઊંઘી શકાતું નથી.
હવે, જગાડું મધરાતના
વેળાકવેળાના અવાજથી
તો જાગી જાય ફરી
સેન્ડ પેપર જેવો
પેલો કર્કશ અને ખરબચડો અવાજ...

મેઘનાદ હ. ભટ્ટ

*

## હવે આવવાના જન્મનું કાવ્ય

જન્મ-પુનર્જન્મનું
જ્ઞાન-ભાન નથી મને
પણ જો પુનર્જન્મ હોય
અને ઇચ્છામૃત્યુની જેમ
જો ઇચ્છાજન્મ શક્ય હોય
તો........
        ........તો
ભલે મારે ગગા કુંભારનાં ડફણાં ખાઈને જીવવું પડે –
–હવે આવવાના જન્મમાં
મારે ડફોળશંખ ગર્દભશિરોમણિ થવું જ છે.
આ જન્મે
એવો તો હું આળો થઈ ગયો છું
કે
ઝાડ પરથી નાનકડી ચણોઠીય જો ખરે
તોય પેલા સફેદ દૂધ જેવા સસ્સારાણાની જેમ
મારી ત્વચા લાલલાલ બની જાય છે.
                                        ના ના
જખ મારે છે એ ડફણાં
ક્ષોભ-વિક્ષોભથી પર જો જીવી શકાય
ને
મારી નજર સામે ગાજર ન લટકાવવાનું વચન જો કોઈ આપે
તો
આવતે જન્મે
મારે ડફોળશંખ ગર્દભશિરોમણિ થવું જ છે.

ચંદ્રકાન્ત શેઠ

*

# કેમ કરીને કરું સ્થિર મને?

કેમ કરીને કરું સ્થિર મને?
જ્યાં હાથ મૂકું છું ત્યાં જ પડી જાય છે ગાબડું,
પગ મૂકવા જતા જ છટકી જાય છે રસ્તો.
ભોમિયો થવા જાઉં છું ત્યાં વધુમાં વધુ ભૂલી જાઉં છું મને.

કશું જ સરળ ચાલતું નથી!
ઘડીએ ને પડીએ ગાંઠ વળી જાય છે શ્વાસમાં.
ક્યારનોય મથું છું, પણ એકેય દિશાનો દોર હાથમાં આવતો નથી.

હું જાણે એક ઉન્મૂલિત પવન.
મારો લાંગરવાનો કિનારો ક્યાં?

અહીં આંબે મહોર તો આવે છે
પણ દરેક પર જુઓ તો દાંત બેઠેલા અદેખી કોક નજરના.
એકેય શાખ ચાખવા મળે એની તો આશા જ કેવી?

પડું પડું થતું આકાશ,
ઉષ્માવિહીન સૂર્ય,
એકેય ફૂલને ખીલવા માટેની સલામત ભૂમિકા જ ગાયબ!

બધે જ ટાઢુંબોળ મૌન.
શબ્દથી નથી પાંખ ઉઘાડી શકાતી,
કિરણથી નથી આંખ ઉઘાડી શકાતી,
સર્વત્ર શૂન્યાકાર.
એક કીડી સાથેય સ્થાપી શકાતો નથી સંવાદ?
આ તો કેવી સ્થિતિ, ઉતારી લીધેલા પતંગ-શી!
આમ અહીંતહીં ડોકાયાં કરે છે કોઈ ડાળ
પણ નરી ઉદાસ-કઠોર ને કૃપણ!

એક પંખીનીયે હિંમત નથી ત્યાં બેસવાની,
હું તો ત્યાં ક્યાંથી પછી ઝૂલી શકું?
મુશ્કેલ છે અહીં કોઈનીયે સાથે બંધાવું!
કોની સાથે બાંધુ મારો એકાદેય છેડો?

**પ્રબોધ જોશી**

*

## સમય

આમ તો જરાય સમય રહેતો નથી....
'આવજો'ની આપ-લે કરવા
ઊંચા થયેલા હાથ હેઠા પડે–સ્હેજ ભોંઠા પડે
અને એટલામાં
રસ્તામાં આપોઆપ વાગી જતી બ્રેક
ઝૂકી જતું શિશ મંદિરે.
આપોઆપ થઈ જતા ઓવરટેઈક
અને વાગી જતી બ્રેકો વચ્ચે
આવી જતી ઑફિસ.

હલો, મૉર્નિંગ!

ઑફિસના કેલેન્ડરમાં દિવસ બદલાયેલો હોય
આપોઆપ
અને પથરાયેલા હોય દિવસો ડેસ્કકેલેન્ડરમાં.
આપોઆપ દબાઈ જતો બેલ,
થઈ જતો ટેલિફોન,
આવી જતો પ્યૂન આપોઆપ.

ઊઘડે ફાઈલ સમયની.
પેપરવેઈટનીચેદબાતા'વિશ્વાસુ'શબ્દનોતલસાટ,
હાંફતાં ટાઈપરાઈટરો
અને ધીરે ધીરે ગોઠવાતો દિવસ.

મધ્યાહ્ન.
રિસેસી બગાસાં વચ્ચે આવી જતું યાદ કંઈક
આપોઆપ
આપોઆપ
થઈ જતી સાંજ
અને પડી જતો પવન.
સમી સાંજે સમેટાતી ઑફિસમાં
આવી ચડે કામ કંઈક અરજન્ટ
પડી જાય રાત મોડી.

બંધ થતી હોટેલમાં ગોઠવાઉં આપોઆપ

ઘર વિશે—
આપોઆપ ઊઘડતા દરવાજા
મળી જતી સ્વીચ ટ્યૂબલાઈટની
થોડી વારે
ફસડાતાં ખુરશીમાં:
સમય તો જતો નથી....!

રામચન્દ્ર પટેલ

# એક રચના

પેલા આકાશના વૃક્ષની લીલીછમ ડાળ વધતી
વધતી મારા ઘરના શિખરને અડવા જાય એ પહેલાં
મોભ તીતીઘોડો થઈને એના પર એક છલંગે કૂદી
વળગી પડી કરડવા માંડે એમ એમ સૂરજનાં પાતળાં
પગલાંની અંદર છવાયેલી સુવર્ણ વરખ નળિયાંમાંથી
વરસવા લાગતાં આંગણે કોઈ પૂર્વજે રોપેલો આંબો
લહેરાઈ ઊઠે એની સાથે પાણિયારે પાંગરેલા ઘીના
દીવાની આંખના વેરાતા તેજે ઉંબરની છાતી ઉપર
પેલા તીતીઘોડાએ ખંખેરેલાં ચાર-પાંચ પર્ણ હું
લેવા જાઉં તરત એ સરકી ઊડતાં ઊડતાં વલોણું-
સાંબેલું-બેડું-ઘંટી-ચૂલાના આકારમાં ગોઠવાઈ
અદૃશ્ય બની જાય ત્યારે આસપાસ લીંપણનું
ચણોઠિયું વિશ્વ મ્હોરતું તોરણની છાયા હેઠ
ગોપિત મેઘની અબોટી કાયા પહેરી લઈ રોજ
ગમાણની મધ્યમાં ઘાસની વાસ પીતાં પીતાં એ
શિરોક પાથરેલા ખાટલાની વાવકાંઠે પદ્મની જેમ
મારી પછીતનો પરાગ પમરતો ઘરથાલની નાભિમાં
ઊંઘેલા ગણનાથની શિરામાં વહેતા જતા સમયના
પવનની એક સ્થિતિએ છજે લટકતી ઠીબે આવી
ચડેલી ચીબરીના મૃગજળી નૃત્યવમળમાં ઝૂમી ઊઠેલા
એના સ્પર્શના સ્પર્શ દેતા સ્વર-જંતરથી લાંબાં
બની ગયેલાં મારાં બે ચરણ પર ચોંટેલી ગોત્ર
સુંવાળપનો ચંદનવેગ આંગળીઓનાં ટેરવાંમાંથી
ધુમાડો થઈ ફૂટી નીકળી ઘરમાં ઘેરાતાં બારણાંનું
હાસ્ય બાળી નાખી હું જ એના કંઠે ઝૂમાનો કાળો

પથ્થર બની ભરાઈ રહેતાંની સાથે ચોકમાં વંટોળ
ફૂંકાઈ ઊડ્યો એટલે પાનખરના ઊતરતા પડછાયાના
અવાજથી સળગી મરેલી વળગણી પર મારા આયખાની
આંધળી તિરાડમાં પિલાઈ જતી સીમવતીના સ્વરૂપની
રક્તાલ માટી પૂનમ જેવી ઊજળી હોવા છતાં મેં રાતદિન
ઘોડિયાની વચ્ચે ઊછરવા ન દીધી એનું આક્રંદ
વાદળીની જેમ રવેશમાંથી ટપક્યાં જ કરેલું છતાં એ
એની માણિક હવા મૂકતા સુખનાં મોજાંની મને ઓળખ
ન પડી પણ હાડકાંમાં ડિઝલની ગંધનાં બંધાયેલાં
જાળાંની હવડતા વિસ્તરતી થતાં ચણિયાળું મોયણ
સર્પના લિસોટા જેવા દિવસો પર મૂકે રાખું છું ને
નિહાળતો જાઉં છું તો પેલા આકાશના વૃક્ષની....

## કિશોરસિંહ સોલંકી

*

## ઉવાચ

ક ઉવાચ:
હે મારી વાચાના ઉદ્‌ગાતા મનીષી
મારાં શસ્ત્રો આજથી
તમારાં ચરણે ધરી દઉં છું.

કવિ ઉવાચ:
હે મારી કવિતાના ક
આ કુરુક્ષેત્રમાં લડતાં લડતાં
તારે શસ્ત્રોનો ત્યાગ કેમ કરવો પડ્યો?
તને ખબર છે?
તારા મનમાં ઊગેલો બંધુત્વનો ભાવ
એ તો તારું મિથ્યાત્વ છે
કશું છે જ નહિ—જન્યજનક સંબંધ જેવું.
તારી સામે શબ્દોનાં બખ્તર પહેરાવીને
ઊભું કરેલું
આ અઢાર અક્ષૌહિણી લશ્કર મૃતપ્રાય છે
તું તો નિમિત્તમાત્ર.
માટે
હે વત્સ
ઉપાડ તારાં શસ્ત્ર અને
તારા કર્તવ્યના ઘોડા ઉપર સવાર થા.

ક ઉવાચ:
આજ્ઞા શિરોમાન્ય, ગુરુવર્ય!

શ્રીકાન્ત માહુલીકર

*

## શબ્દશોધ

હું શોધું છું
એક પરમ કઠોર શબ્દ,
દધીચિના અસ્થિની જેમ
જેને કરી શકાય
કો અમોઘ વજ્રમાં રૂપાંતરિત
જેનાથી છેદી શકાય
અવકાશમાં સ્વૈરવિહાર કરતા
ને પૃથ્વી પર વિનાશ વેરતા
પ્રબલકાય પર્વતોની પાંખો,
ભેદી શકાય
અંધકારના અસુર વૃત્રને
અને મુક્ત કરી શકાય
સપ્તસિંધુના સ્થગિત જલને
પુનશ્ચ વેગથી વહેવા માટે.

હું શોધું છું
એક પરમ પાવક શબ્દ,
પારસમણિની જેમ
જેના સ્પર્શમાત્રથી ઝળહળી ઊઠે
ઉદયાચળનાં સુવર્ણશિખરો,
જાગી ઊઠે
નિત્યનૂતના, પ્રકાશની પુત્રીઓ–ઉષાઓ,
અને આરંભે અવિરત
કો સૌન્દર્યમંડિત લયબદ્ધ નૃત્ય
અનંતના રંગીન રંગમંચ પર.

હું શોધું છું
એક પરમ પ્રેરક શબ્દ,
પુષ્પક વિમાનની જેમ
જે લઈ જાય અર્થને
તેના ઈપ્સિત ગન્તવ્ય ભણી,
અને અંતે કરે આરોહણ
કો દિવ્ય સૌન્દર્યલોકમાં.

હું શોધું છું
એક અજરામર શબ્દ,
દેવહુમાની જેમ
જેની રાખમાંથી પુનર્જીવન પામે
કોટિ કોટિ કલ્પનાનાં વિહંગમો,
પોતાની દેદીપ્યમાન પાંખો ફફડાવતાં
નિ:શંક થઈ
જે સતત કરે ઉડ્ડયન
ઊંચે ને ઊંચે
નિરવધિ સમયના અસીમ અવકાશમાં.

પન્ના નાયક

*

—

સમય તો જતો નથી....!
ઉનાળાની શાંત બપોરમાં
વૃક્ષથી અળગું થતું પાન
ફંગોળાતું તો ઘડીભર માટે જ
પણ
એ ફંગોળાતી ક્ષણમાં જ
વછૂટતી વૃક્ષની માયા
અને પછી
પામતું ધરતીનો ખોળો.

કિસન સોસા

*

## ગ્રીષ્મ

૪૨ વર્ષે
એપ્રિલની અમુક તારીખે
સૂર્ય
વેન્ટિલેશનમાંથી
ઓરડાની ફર્શ પર ફેંકી જાય
અચૂક
આ તડકાનો ટુકડો!

દિવસે દિવસે
ટુકડો વિસ્તરતો જાય
અને પછી બની જાય આદમ-કદ આયનો!
ગ્રીષ્મના સ્વાગત માટે હું
સાબદો થઈ જાઉં....!

હવે
બપોરે
બારીએ બેઠો
ટહુકાના આઇસબર્ગ તરતો
ટાઢો સૂનકાર
પીશ
સ્ટ્રૉ વડે
ઘૂંટડે....ઘૂંટડે....

હનીફ સાહિલ

*

## એક પત્ર

તું ગઈ ત્યારથી
વાત્રકનાં પાણી હજી પણ
જેમ ને તેમ વહે છે
પરંતુ તેના વહેણમાં
ધીમે ધીમે સ્થિરતા આવી રહી છે.

હું મારા હાથથી
પાણી ઉડાડું છું.
ખૂબ પાણી ઉડાડું છું
તોય તારી આંખોમાં જોયું હતું
તેવું મેઘધનુષ્ય રચાતું નથી!
અને
પેલો ગુલમહોર પણ વિપ્રલંભમાં
ભડકે બળતો લાગે છે
પણ...........
તને ખૂબ ગમતાં હતાં તે—
અહીંના આકાશનો ભૂરો ટુકડો
પંખીનો ટહુકો
અને
ગુલમહોરની રક્તિમ ઝાંય
તને પત્રમાં મોકલું છું
પત્ર લખજે, ઈક્ષા!

સરલા જગમોહન

## શાને?

તેં ચિરનિદ્રામાં આંખો મીંચી,
તારી કષ્ટાયેલી કાયાને અમે
અગ્નિને સમર્પી દીધી
અને અમારાં હૃદય શૂન્ય બન્યાં.
તેના પર તો એક પછી એક
કેટલાંયે વર્ષો ગોઠવાઈ ગયાં છે.

એમ તો નહિ કે આ વર્ષોમાં
તું મારે સ્મરણપટે ઊતરી આવી નથી,
કે તારી આંખનું અમી મારે માથે ટપક્યું નથી,
કે તારાં ભોજનનો સ્વાદ મારી જીભે આવ્યો નથી,
કે તારા હૈયાની હૂંફ મને ઉષ્મા આપી ગઈ નથી
કે 'તું જન્મદાત્રી!' એવો મેં ઉચ્ચાર કર્યો નથી!

આ વર્ષોમાં, કંઈ કેટલી વેળા,
મારાં સ્મરણોમાં ને સ્વપ્નોમાં,
મારા શ્વાસમાં ને રુધિરાભિસરણમાં
મેં તને સ્પર્શ કર્યો છે અને
ઊંડેથી આવતો તારો સ્વર સાંભળ્યો છે,
તને મેં મારામાં જીવિત અનુભવી છે!
પરંતુ આજે, આટલે વર્ષે, શાને
એવું લાગ્યા કરે છે કે તું ચોદિશેથી
સદેહે સામી સરતી આવી રહી છે?
શાને તું સામે ને સામે આવી રહી છે?
ન કહેલી કોઈ વાત કહેવા, કે પછી,
અધૂરું રહેલું વહાલ પૂરું કરવા?

નિમિષા

## અનોખું અમરત્વ!

ઈસુએ શોધ આરંભી
નર્કમાં
એ દગાબાજની
જેણે વફાદારીનો ઢોંગ આદર્યો'તો!
ને આખરી ઘડીએ
એણે જ આંગળી ચીંધી!
વધસ્તંભ પરેય એની આંગળી
આંખમાં ભોંકા
યા
કરી
છેલ્લું ચુંબન કપોલે
ચચર્યા કર્યું
સ્વર્ગમાંયે!
ક્યાંય ન મળ્યો એ!
પહેરેગીરે કહ્યું, શાંતિથી,
'યમલોકે ન હોય એ!
જાઓ, જુઓ પૃથ્વી-આંગણે!
જુડાસ કદીયે મરતો નથી!'

આનુવાદ

## …સમુદ્રને હડસેલતો/જયા મહેતા

નિર્જન સમુદ્રકિનારા પર
એકલો જ ફરતો હોય છે તે બુઢ્ઢો
અધમીંચેલી આંખે કાંઈક શોધતો, ખોવાયેલા જેવો.
પૂછીએ તો ઊભો રહે ક્ષણભર. ન હસ્યો હોય એમ હસે.
પોતાની જ સાથે જાણે ગણગણે,
'પચ્ચાસ વર્ષ પહેલાં મૃત્યુ પામ્યો મારો દીકરો
આ સમુદ્રના તોફાનમાં બોટ તૂટવાથી
હું શોધું છું તેનું પહેરણ.
…છેવટે એટલું તો એટલું, બીજું કાંઈ જ નથી મારી પાસે.'
અને લથડતાં પગલે
ફરી શોધતો શોધતો દૂર જાય છે
હું જોઉં છું એક નવો સમુદ્ર
સામેના સમુદ્રને હડસેલતો.

('શહ' કાવ્યનો અનુવાદ)

## કદાચ ધ્યાન દઈને જોશો તો/જયા મહેતા

મને હવે કીડા પડવા માંડ્યા છે
થોડા સમયમાં જ હું ખરી પડીશ

આકાશ મોકળું છે
અને પવન સૂસવતો સૂસવતો વાય છે

મારી આંખેથી રક્તસંધ્યાકાળ ઊતરવા માંડ્યો છે

કદાચ કોઈને દેખાશે નહીં ને સમજાશે પણ નહીં
દુઃખ તે પગલાંનું
જે ચાલતાં જાય છે કવેળાએ રાતે રેતીમાંથી શોકગીતની જેમ

રંગોજ્જ્વલ આકાશફાનસ, માણસોનો મેળો
ઘોંઘાટિયો રસ્તો અને નિર્જન લાંબાલચ કિનારા પર
લાકડાના બાંકડા પર બેઠેલું જોડું, પૂર્ણવિરામ જેવું

કદાચ ધ્યાન દઈને જોશો તો
ચોક્કસ જ દેખાશે તમને
ઢગલે ઢગલે ઠલવાતા અંધારહિમથી થીજીને
રેતીમાં લથડિયું ખાતું ચાલતું કોઈ
સમુદ્રથી દૂર
જેણે લપેટી લીધો છે પોતાનો જાડો મૃત કોટ
ખૂબ જ પોતાના શરીર સાથે.

('कदाचित लक्षपूर्वक पाहाल तर' કાવ્યનો અનુવાદ)

## પ્રત્યેક દિવસ આથમતી વખતે/જયા મહેતા

પ્રત્યેક દિવસ આથમતી વખતે
મારા હૃદયમાં પ્રવેશ કરીને
ક્ષિતિજ પર જતાં જતાં અદૃશ્ય થાય છે.
દિશાભૂલેલા પક્ષી જેવો

ત્યારે ભૂતકાળના બધા દિવસોની કુરૂપ આકૃતિઓ
અંતર્મનમાંથી ઉપર આવીને
મારી આસપાસ વીંટો લે છે.
અર્થ ન કળાતાં તેમના ઘોંઘાટમાં
હું ખોઈ નાખું છું મને પોતાને જ
આખી રાતભર તે જ ધીંગાણું ચાલુ હોય છે
ભયાનક વાદ્યના ઘોષ જેવું
બધા જ બેસૂર લયની ગૂંચ પડેલી રેખાઓ

તેમાં તું મને દેખાય છે સમુદ્ર પરની
ઉર્જસ્વી સંધ્યાકાળ જેવી
મારા હૃદયમાં ઊછળી આવેલા સમુદ્રને
અર્ઘ્ય આપતી.

તારી સ્મૃતિઓના અંતર્ભાગમાં
અંધારા રાફડા પાસે જ્યારે હું પહોંચું છું
મારા જ અકર્તાપણાનો સર્પ આવે છે ફેણ ચડાવીને
અને અપ્રિય બધી સ્મૃતિઓના ચહેરા
હસે છે ખડખડ આસપાસ
ત્યારે બન્ને હાથે ઘટ્ટ ઢાંકીને મારો શરમિંદો ચહેરો
જવા માંડું છું પોતાના જ આયુષ્યની અંધારક્ષિતિજની પાર
દિશાભૂલેલા પક્ષી જેવો
ટાળવા માટે તે અસંખ્ય કુત્સિત ચહેરા
અને તારી કરુણ આંખો.

('प्रत्येक दिवस मावळताना' કાવ્યનો અનુવાદ)

## **ચાક**/જયા મહેતા

સુસ્ત બેડોળ શરીર ધકેલતી તે ચાલતી
ચહેરો ભદ્દો, મૂર્ખ. આંખો ભાવશૂન્ય, થીજેલી
મને આશ્ચર્ય થયું તેનાં લગ્ન થયાંની ખબર પડી ત્યારે
મનમાં કુતૂહલ : તે શૃંગાર પણ કેવો કરતી હશે ?
કરતી પણ હશે કે ?

એથી યે વધુ આશ્ચર્ય થયું તે સગર્ભા થઈ ત્યારે.
વધારે ભાવશૂન્ય થઈ તેની આંખો. વધારે બેડોળ થયું
શરીર. મને થયું, તેને ચાક્ક જ જન્મશે. કાંકરા દાબવાનું.
તેને દીકરો જન્મ્યાની ખબર પડી. થયું –
તે પણ હશે તેના જેવો. બેડોળ, ડહોળી આંખોવાળો
એક વાર જોઈ રસ્તા પરથી તેને જતી
કેડ પર છોકરો – ગોરોગોરો તોફાની. ચકિત જ થયો.
તેની-મારી નજર મળી. તેના મૂર્ખ ચહેરા પર
એક ફસામણું, અસ્પષ્ટ હાસ્ય આવ્યું.
ક્ષણમાં જ નજર ખેંચી લઈને
મારા તર્કના કાંકરા દાબી દેતી
શરીર ધકેલતી તે આગળ આગળ આવવા લાગી—વિશ્વાસથી.

('स्त्री' કાવ્યનો અનુવાદ)

## ભ્રમ/જયા મહેતા

મધરાત
આજ હૃદય સ્થિર નથી !
સામે
મારા વિરક્ત જીવન જેવા
એકદમ શાંત વહેતી ગંગાના પાત્રમાં
થેઈ થેઈ નાચવા લાગ્યા આજ
અસંખ્ય નાનકડા તારા
અને ફરવા લાગી આકાશની છત ગોળગોળ
કહે છે વૈરાગીએ જોવું નહીં પોતાનું રૂપ
આરસામાં કે પાણીમાં !
...કેમ આજે જ અચાનક મોહ થયો મને
ગંગાના પાત્રમાં વાંકા વળીને જોવાનો...
તળિયું ગુમાવેલાં તે પાણીમાં

જોયો મેં મારો
ઘરબારમાં પારકો થયેલો,
સર્વસ્વ ગુમાવેલો ચહેરો
તેની આંખમાં
જોયું મેં જિંદગીભર નકારેલું
એકલવાયાપણાનું દુઃખ
પેટમાં ગોઠણ ભરાવીને બેઠેલું
...તે જ ક્ષણે તૂટી પડી આકાશની છત
મારા માથા ઉપર
તૂટીને વીખેરાયા અહીંતહીં મારી ઉપર લાખ્ખો તારા
અને ઊછળી તીવ્ર અસહ્ય જ્વાળાઓ
આંખની ક્ષિતિજ ઉપર
('व्यामोह' કાવ્યનો અનુવાદ)

## આ અટકાવવું જોઈએ/જયા મહેતા

બાગના બાગ દોડતા ગયા ચાંદનીમાં
મારી આગળથી
હું પણ દોડવા માંડ્યો તેની પાછળ
ખરેખર તો મારે હવે આ અટકાવવું જોઈએ
તે આમ—
'તે' મારા પાછા આવવાની વાટ જોવી.
મર્યાદામાં જકડાયેલા મને
પૂરતાં થશે આ રસ્તા પર ખરી પડેલાં
બેચાર ફૂલો
અને ચાલ્યા ગયેલા બાગની સ્મૃતિઓ
('हे थांबवायला हवे' કાવ્યનો અનુવાદ)
[ગુરુનાથ ધુરીનાં મરાઠી કાવ્યોનો અનુવાદ]

# પરિચય

**ભાનુપ્રસાદ (મૂળશંકર)** પંડ્યાનો જન્મ અમરેલી જિલ્લાના તરવડા ગામે ૧૯૩૨ના એપ્રિલની ૨૪મી તારીખે થયો છે. ૧૯૬૬થી એમણે કાવ્યસર્જનનો આરંભ કર્યો. ૧૯૬૯નો કુમારચંદ્રક એમને એનાયત થયો હતો. એમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'અડોઅડ' ૧૯૭૨માં પ્રકટ થયો હતો અને ગુજરાત રાજ્ય દ્વારા પુરસ્કૃત થયો હતો. ૧૯૭૮માં એમણે ગુજરાતીના વિષયમાં ગુજરાત યુનિવર્સિટીની પીએચ. ડી. ની ઉપાધિ મેળવી છે. એમનો વિવેચનસંગ્રહ 'પ્રત્યુદ્ગાર' તથા બીજો કાવ્યસંગ્રહ થોડા સમયમાં પ્રકાશિત થશે. અત્યારે એઓ રાજકોટની કુંડલિયા કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક છે.

(એલ/૯૦, ગુજરાત હાઉસિંગ બોર્ડ કૉલોની, કાલાવડ રોડ, રાજકોટ)

**જગદીશ (રામકૃષ્ણ) જોષીનો** જન્મ ૧૯૩૨ના ઑક્ટોબરની ૯મી તારીખે થયો છે. શિક્ષણશાસ્ત્રના વિષયમાં એમણે ૧૯૫૫માં અમેરિકામાંથી એમ. એ. ની ઉપાધિ મેળવી હતી. હાલ એઓ મુંબઈમાં બજારગેટ હાઈસ્કૂલના પ્રાચાર્યપદે છે. 'આકાશ' અને 'વમળનાં વન' એમના બે કાવ્યસંગ્રહો છે. 'વમળનાં વન' સંગ્રહને ૧૯૭૬નું ન્હાનાલાલ પારિતોષિક એનાયત થયું હતું.

(બજારગેટ હાઈસ્કૂલ, ગનબાઉ સ્ટ્રીટ, કોટ, મુંબઈ-૧)

**મેઘનાદ (હરિશ્ચન્દ્ર) ભટ્ટનો** જન્મ સુરત જિલ્લાના ઓલપાડ ગામે ૧૯૩૫ના ઑક્ટોબરની ૨૪મી તારીખે થયો છે. બી. કૉમ. થઈ છેલ્લાં ૧૯ વર્ષથી મુંબઈમાં મફતલાલ ગ્રૂપમાં નોકરી કરે છે. કાવ્યો ઉપરાંત વારતા અને લઘુનવલ પણ એમણે લખ્યાં છે. ડૉ. રફીક ઝકરિયાકૃત 'રઝિયા બેગમ'નો એમણે કરેલો ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ થઈ ગયો છે. ૧૯૭૬ના વર્ષ માટેનું કવિલોકનું પ્રથમ પારિતોષિક એમને પ્રાપ્ત થયું હતું.

(૩, સહકાર, બીજે માળે, તેલી ગલી, બગીચા સામે, અંધેરી (પૂર્વ), મુંબઈ-૪૦૦૦૬૯)

**ગુરુનાથ ધુરીનો** જન્મ રત્નાગીરી જિલ્લામાં વરાવડે ગામમાં ૧૯૪૨ના જૂનની ૧૨મી તારીખે થયો છે. વારતાલેખનથી એમણે સાહિત્યિક કારકિર્દીનો આરંભ કર્યો હતો. એમ. એ. થયા પછી આરંભમાં અધ્યાપક અને પછી મુંબઈમાં સચિવાલયમાં 'ભાષા' વિભાગમાં કામગીરી. ૧૯૭૨માં એમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'ગ્લોરિયા' પ્રકટ થયો હતો, જેને મહારાષ્ટ્ર રાજ્યનું કેશવસુત પારિતોષિક એનાયત થયું હતું. ૧૯૭૭માં બીજો કાવ્યસંગ્રહ 'સમુદ્રકવિતા' પ્રકટ થયો છે.

(સુધારો - ગતાંકના 'પરિચય' વિભાગમાં શ્રી ચંદ્રકાન્ત શેઠનું જન્મવર્ષ ૧૯૩૭ છપાયું છે તે ૧૯૩૮ વાંચવું.)

# દયારામ સંદર્ભસૂચિ

સંપા. પી. વેગડ

૪૭. નર્મદાશંકર લાલશંકર દવે. (i) દયારામનો જીવન-પરિચય [૨૫ સપ્ટે. ૧૮૬૫ના રોજ લખાયેલ]. 'નર્મગદ્ય' [૧૯૭૫ની આવૃત્તિ] પૃ. ૯૨–૧૦૮, વળી જુઓ 'નર્મદનું મંદિર' (ગદ્યવિભાગ) વિશ્વનાથ મ. ભટ્ટ સંપા. (પ્ર.આ. ૧૯૩૭) પૃ. ૧૯૦–૨. (ii) નર્મ પત્રાવલિ [કવિ દયારામની છબી સંબંધી પત્રો]. ક–૯ અને ચ–૧૭માં પ્રકાશિત. 'ગુજરાતી' દીવાળી અંક ઑક્ટો. ૧૯૧૯ પૃ. ૧૭૪૨–૧૭૪૬.

૪૮. નાગરદાસ કાશીરામ બાંભણિયા. દયારામભાઈનો શૃંગાર. ક–૧૫ અંક ૧–૨, ૨૪–૫.

૪૯. નારણદાસ પરમાનંદદાસ શાહ. (i) દયારામ. ક–૧૫ અંક ૩–૪ પૃ. ૨૧–૪. (ii) દયારામ સંબંધી કેટલીક જાણવાજોગ વિગતો. 'બુદ્ધિપ્રકાશ' ડિસે. ૧૯૧૩ પૃ. ૩૬૭-૭૩.

૫૦. નિરંજન ભગત. (i) પ્રેમનો કવિ દયારામ, 'સંસ્કૃતિ' ફેબ્રુ. ૧૯૫૩:૫૭–૬૦. (ii) દયારામ અને અનુરાધાકૃષ્ણ કવિતા [વ્યાખ્યાન, ભા. વિ. ભવન. મુંબઈ ૧ જાન્યુ. ૧૯૭૮] 'પરબ' જાન્યુ.-ફેબ્રુ., ૧૯૭૮ પૃ. ૩-૨૧

૫૧. નૌતમકાંત જાદવજી. દયારામ અને તેનાં કાવ્યો. 'સાહિત્ય' એપ્રિલ ૧૯૨૬ પૃ. ૩૨૮-૩૧.

૫૨. ન્હાનાલાલ દલપતરામ કવિ (i) દયારામભાઈ [જયંતી વ્યાખ્યાન–૧૯૨૫, અમદાવાદ]. 'શારદા' ઑક્ટો. ૧૯૨૫: ૭૧૪–૨૪. પુનર્મુ. 'આપણાં સાક્ષરરત્નો' ભા. ૨ પ્ર. આ. ૧૯૩૫ પૃ. ૯૯-૧૨૬. (ii) દયારામભાઈ [જયંતી વ્યાખ્યાન, ૨૦ સપ્ટે. ૧૯૨૬, મુંબઈ]. 'ઉદ્બોધન' પ્ર. આ. ૧૯૨૭ પૃ. ૪૪–૯. પુનર્મુ. ક–૧૩ પૃ. ૩૦૩–૨૭.

૫૩. પિનાકિન્ ઠાકોર. સંગીતિકા [દયારામકૃત 'રુક્મિણીવિવાહ' પર આધારિત નાટિકા રંગમંચીય નોંધ સાથે]. 'ગુર્જરી ભારતી' જુલાઈ–ઑગ. '૭૭ પૃ. ૬–૧૨.

૫૪. પીતાંબર પટેલ. પ્રેમનો કવિ. ક–૧૭ પૃ. ૬૬–૭૫.

૫૫. પ્રભુદયાલ મીતલ. વ્રજ ભાષા કે ગુજરાતી ભક્તકવિ દયારામજી. ક–૧૫ અંક ૧–૨ પૃ. ૯૬–૭.

૫૬. પ્રેમલતા મહેતા. ઊર્મિમત્ત કવિ. સુરેશ દલાલ સંપા. 'સમિધ'–૧ પ્ર. આ. ૧૯૬૫ પૃ. ૨૮૮–૯૫.

૫૭. પ્રેમલાલ ગો. મેવચા. (i) દયારામ જીવન–દર્શન. ક–૧૫ અંક ૩–૪ પૃ. ૪–૧૬. (ii) દયારામભાઈની કાવ્યપ્રતિભા (સત્યઘટના). ક–૧૫ અંક ૧–૨. (iii) દયારામ સૂક્તિસુધા. ક–૧૫ અંક ૩–૪ પૃ. ૪૨–૬.

૫૮. પ્રેમશંકર હ. ભટ્ટ. ગુજરાતનું મ્હોરું દયારામ, 'ગુજરાત' દીપો. અંક સં. ૨૦૨૭ પૃ. ૨૩–૫.

૫૯. બદ્રીનાથ ભટ્ટ. કવિવર દયારામ [હિન્દી]. 'સરસ્વતી' જાન્યુ. ૧૯૧૪.

૬૦. ભરતકુમાર ધી. ઠાકર. દયારામની સાહિત્યસેવા. 'સાડત્રીસ સાહિત્યિક નિબંધો' (પ્ર. આ. ૧૯૬૭) પૃ. ૧૮૫–૯૪.

૬૧. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા. દયારામની પ્રેમલક્ષણા ભક્તિ. 'વસંત' વર્ષ ૫ અંક ૪ વૈશાખ

સં ૧૯૬૨ પૃ. ૧૩૭–૪૬; વર્ષ ૫ અંક ૫ જ્યેષ્ઠ પૃ. ૧૮૨–૯૨.

૬૨. ભાસ્કર બી. મહેતા. દર્ભાવતીના દીપક : કવિશ્રી દયારામ. ક–૧૭ પૃ. ૭૮–૮૧.

૬૩. ભોગીલાલ જ. સાંડેસરા. (i) દયારામ. 'ઇતિહાસ અને સાહિત્ય' (પ્ર.આ. ૧૯૬૬) પૃ. ૨૪૫–૬૮. (ii) દયારામની ગરબીઓ. 'ગુર્જર ભારતી' જુલાઈ –ઑગ. '૭૭.

૬૪. મધુકર રાંદેરિયા. કવિવર દયારામભાઈ. 'ગુજરાતી નાટ્ય' ઑક્ટો.-નવે. ૧૯૫૩: ૭૪–૫. પુનર્મુ. ક–૧૫ અંક ૩–૪ પૃ. ૨–૩.

૬૫. મનમોહનદાસ દલપતરામ. દયારામભાઇને કેમ અવલોકશો? [જયંતી વ્યાખ્યાન]. 'બુદ્ધિપ્રકાશ' ઑક્ટો. ૧૯૨૪ પૃ ૨૯૧–૭; નવે. પૃ. ૩૩૯-૪૪. પુનર્મુ. ક–૧૩ પૃ. ૨૭૭–૩૦૨.

૬૬. મનસુખરામ કૃષ્ણરામ મહેતા. દયારામ. 'ગુજરાતના કવિઓ અને તેમની કવિતા'. (પ્ર આ. ૧૯૦૭)માં પ્રકાશિત.

૬૭. મનસુખલાલ મ. ઝવેરી. (i) દયારામ. 'અખંડ-આનંદ' ઑક્ટો. ૧૯૬૦. પુનર્મુ. 'અભિગમ' પ્ર.આ. ૧૯૬૬ પૃ. ૨૩૭–૪૫. પુનર્મુ. 'ચિત્રાંકન' પ્ર.આ. ૧૯૭૪ પૃ. ૩–૧૪. (ii) દયારામ (વિલીયમાન થતા યુગના અંતિમ પ્રતિનિધિ) 'ગુર્જર ભારતી' જુલાઈ–ઑગ. '૭૭.

૬૮. મફત ઓઝા. દયારામના સર્જનનું વિભાગીકરણ, 'ગુર્જરભારતી' જુલાઈ–ઑગ. '૭૭.

૬૯. મંજુલાલ ર. મજમુદાર. (i) દયારામભાઈ અને તેમની ગરબીઓ [વ્યાખ્યાન ૧૬–૯–૧૯૩૭]. 'પ્રસ્થાન' ભાદ્રપદ ૧૯૯૩ પૃ. ૩૯૫–૪૦૪. (ii) દયારામભાઈની જીવનદૃષ્ટિ. ક–૧૫ અંક ૧–૨ પૃ. ૪૧–૨.

૭૦. મોહનલાલ પાર્વતીશંકર દવે. ભક્તકવિ દયારામ. [વ્યાખ્યાન ૧૯૩૭ અને ૧૯૩૯ મુંબઈ]. 'રસપાન' (૧૯૪૨) પૃ. ૩–૪૫.

૭૧. યશવંત પંડ્યા. આપણી કવિતા–દયારામ. ફા. ગુ. સભા ત્રૈમા. વર્ષ ૨૫ અંક ૪ પૃ. ૧૩૧–૩૩.

૭૨. યોગેન્દ્ર જગન્નાથ ત્રિપાઠી. દયારામની ગઝલો. ક–૧૭ પૃ. ૧૪૫–૫૧.

૭૩. રમણલાલ ક. યાજ્ઞિક. દયારામની ગરબીઓ. 'યુગધર્મ' પુ. ૩ અંક ૩–૪ માગસર સં ૧૯૮૦: ૨૧૮–૨૫; પોષ પૃ. ૨૮૮–૯૯.

૭૪. રમણલાલ વ. દેસાઈ. (i) કવિ દયારામ. 'જીવન અને સાહિત્ય' ભા. ૧ (પુનર્મુ. ૧૯૫૭) પૃ ૨૬૭–૯૬. (ii) દયારામ : રાસ–સંગીત 'સ્ત્રીજીવન' ઑક્ટો. ૧૯૪૯ પૃ. ૭૫૭–૬૬. પુનર્મુ. 'ઊર્મિના દીવડા' (૧૯૬૫) પૃ. ૩૬–૪૫.

૭૫. રમેશ એમ. ત્રિવેદી, ઊર્મિનો અલબેલો કવિ દયારામ. 'ગુર્જર ભારતી' જુલાઈ–ઑગ. '૭૭: ૧૧–૧૩.

૭૬. રામનારાયણ વિ. પાઠક. રાજે અને દયારામ. 'નભોવિહાર' (૧૯૬૧) પૃ. ૧૦૬–૧૭.

૭૭. રમલાલ ચુ. મોદી. ભાલણ અને દયારામની તુલના. 'સમાલોચક' નવે. ૧૯૧૫.

૭૮. લાભશંકર ધનજી પુરોહિત. દયારામ : એક સાહિત્ય-કાર. ક–૧૫ અંક ૧–૨ પૃ. ૪૯–૫૬.

૭૯. વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી. દયારામ (પરિચય) ચ–૧૧ ભા. ૨ માં પ્રકાશિત.

(અનુ. પૃ. ૮૫)

# GRIH PRAVESH

Starring :

SANJEEV KUMAR

SHARMILA TAGORE

Directed By : Basu Bhattacharya

# જ. કા. પટેલ

**ધીરુ પરીખ**

શિક્ષણ અને સાહિત્યના જગતમાં સ્વનામના આધારે જ. કા.થી જાણીતા કવિ-અધ્યાપકનું પૂરું નામ તું જશભાઈ કાશીભાઈ પટેલ. એમનો જન્મ ખેડા જિલ્લાના પેટલાદ તાલુકામાં સુણાવ ગામમાં ૧૯૨૧ના માર્ચની બીજી તારીખે થયો હતો. માતા જીબા અને પિતા કાશીભાઈનાં ત્રણ સંતાનોમાં જશભાઈ સૌથી નાના. એમનું પ્રાથમિક શિક્ષણ વતન સુણાવમાં જ શરૂ થયેલું; પરંતુ પિતાની સરકારી નોકરી અને તે અંગે થતી વારંવાર બદલીને પરિણામે એમને માધ્યમિક શિક્ષણ વિવિધ ગામોમાં લેવું પડયું હતું. ઈ. ૧૯૩૭માં મૅટ્રિકની પરીક્ષા પસાર કરી એઓ વડોદરા કૉલેજમાં જોડાયા હતા. ત્યાંથી એમણે ગુજરાતી મુખ્ય અને અંગ્રેજી ગૌણ વિષયો લઈને ઈ. ૧૯૪૧માં મુંબઈ યુનિવર્સિટીની બી. એ.ની પરીક્ષા પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ કરી અને પછી તે જ કૉલેજમાં એ 'ફેલો' તરીકે નીમાયા હતા. ૧૯૪૪માં એમણે ઉપર્યુક્ત વિષયો લઈને એમ. એ.ની પરીક્ષા દ્વિતીય વર્ગમાં ઉત્તીર્ણ કરી. તરત જ ૧૯૪૫માં એમણે બી. એડ્.ની ઉપાધિ પણ મેળવી લીધી. આ અભ્યાસ-સાતત્ય અને ગુજરાતી વિષયનું સાતત્ય એમની અધ્યાપન-પ્રીતિ અને સાહિત્યપ્રીતિનું દ્યોતક છે. એમનું લગ્ન ત્યારે મંજુલાબેન સાથે થઈ ગયું હતું. ઘનશ્યામભાઈ, મીનકેતુભાઈ, તારાબેન અને પ્રતિમાબેન એમ એમનાં ચાર સંતાનો.

એમણે બી. એડ્.ની ઉપાધિ મેળવ્યા બાદ તરત જ ૧૯૪૫માં ખેડા જિલ્લાના ઊમરેઠ ગામની હાઈસ્કૂલમાં શિક્ષક તરીકેની નોકરી સ્વીકારી લીધી હતી. થોડો સમય ધર્મજ ગામની શાળામાં પણ એમણે શિક્ષક તરીકે સેવાઓ આપેલી. પરન્તુ ૧૯૪૭માં વલ્લભવિદ્યાનગરની સ્થાપના થતાં ત્યાંની વી. પી. કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે એઓ જોડાયા. ત્યાં પૂરાં બાર વર્ષ અધ્યાપન કાર્ય કર્યા પછી ૧૯૫૯માં સરદાર પટેલ યુનિવર્સિટી સ્થપાતાં તેના અનુસ્નાતક વિભાગમાં ગુજરાતીના રીડર તરીકે એઓ નીમાયા અને ઈ. ૧૯૭૭માં એ જ વિભાગમાં ગુજરાતીના પ્રોફેસર તરીકેની બઢતી પામ્યા. નિષ્ઠા, નિયમિતતા અને અધ્યયનશીલતાને એઓ વિદ્યાર્થીકાળથી જ વરેલા હતા. પરિણામે એમના આ ગુણોએ એમને અધ્યાપન-કાળમાં વિદ્યાર્થીપ્રિય અધ્યાપક બનાવ્યા હતા અને સતત જાગ્રત વિદ્યાર્થી રાખ્યા હતા. ૧૯૭૭ના જુલાઈની ૧૨મી તારીખે હૃદયરોગના હુમલાથી વલ્લભવિદ્યાનગરમાં એમનું અચાનક અવસાન થયું ત્યાં સુધી એમણે સતત ૩૨ વર્ષ, આમ, ગુજરાતીનું અધ્યાપન કર્યું.

સાહિત્યવાચન અને સર્જનનો છંદ એમને વિદ્યાર્થી-કાળથી જ લાગેલો હતો. એ કાળે પણ એ જે કાવ્યકૃતિઓ સર્જતા તેનાથી એમના સહાધ્યાયીઓ મુગ્ધ રહેતા હતા. એમની આ સર્જનપ્રવૃત્તિ આગળ જતાં વેગવંતી બને છે અને એનાં સુફળ તે એમના બે કાવ્યસંગ્રહો—'પ્રત્યૂષ' અને 'પૂર્વાહ્ન'. એમના આ બન્ને કાવ્યસંગ્રહોમાં કુલ મળીને ૨૫૮ કાવ્યો આપણને પ્રાપ્ત થાય છે. 'પ્રત્યૂષ'ની રચનાઓ જોતાં ગાંધીયુગની બાની પરનું અને છંદ પરનું એમનું પ્રભુત્વ અછતું રહેતું નથી; તો બીજા કાવ્યસંગ્રહ 'પૂર્વાહ્ન'ની રચનાઓ જોતાં અનુગાંધીયુગીન ગીતલયો પર-નું એમનું પ્રભુત્વ અછતું રહેતું નથી. આમ, પ્રથમ સંગ્રહમાં અધિકતર છંદોબદ્ધ રચનાઓ છે તો દ્વિતીય સંગ્રહમાં અધિકતર ગેય રચનાઓ છે. વિષયદૃષ્ટિએ પ્રથમ સંગ્રહમાં પ્રણય અને પ્રકૃતિનું આધિક્ય છે; તો દ્વિતીય સંગ્રહમાં પ્રભુના આકર્ષણનું આધિક્ય છે. જો કે પ્રત્યેક રચના

નીચે રચનાવર્ષ નથી એટલે એમ કહેવું એ સાહસ ગણાય કે બીજા સંગ્રહમાં કવિની વધતી ઉમરનો પ્રભાવ આ પ્રભુખેંચાણમાં નિમિત્તરૂપ હશે. એ જે હોય તે, પણ હકીકત આ છે.

આ ઉપરાંત એમણે જીવ અને જગત વિષેની વિચારણાનાં આધુનિક કાવ્યો રચેલાં છે. 'પગદંડી' કે 'સપનું' કે 'કોણ!' જેવા ગૂઢની સીમા સુધી પહોંચવા મથતાં કાવ્યો પણ છે. તો 'પ્રાર્થના' અને 'અનાસક્તિ' જેવાં સૉનેટોમાં અને 'દે દૃષ્ટિનાં દાન', 'હે અંતરતમ સ્વામી', 'લીલા અપરંપાર' જેવાં ગીતોમાં ભક્તસહજ ઈશ્વરશ્રદ્ધા અને બાલસહજ મુગ્ધતા જણાયા વગર રહેશે નહિ. કેટલાંક ગીતો એમણે ભજનના ઢાળમાં પણ ઢાળેલાં છે, જેમાં પ્રભુભક્તિ અને ભવચિંતન મુખ્ય છે. થોડાં સચોટ મુક્તકો પણ એમણે આપ્યાં છે, તો ખંડકાવ્યની ધાટીનું 'કુંતા', 'બોધિસત્ત્વ સુમેધ', 'અર્ધસત્ય', 'વિરહગાન' આદિ લાંબી કહી શકાય તેવી પણ રચનાઓ આપી છે. આ સાથે બીજા કાવ્યસંગ્રહમાં થોડાં રાષ્ટ્રભક્તિનાં કાવ્યો આવે છે તેમાં એમનો રાષ્ટ્રપ્રેમ તત્કાલીન પરિસ્થિતિનાં સંદર્ભમાં પ્રકટ થએલો જોઈ શકાય છે. 'સ્વ.બાપુને' અને 'સ્વ. ભીખાભાઈને' જેવાં ભાવપુષ્ટ અંજલિકાવ્યો પણ અહીં જોવા મળે છે. 'ચાંદામામા', 'હોડી', 'ફેરાં', 'સ્પુટનિકયુગનાં બાળ' જેવાં કેટલાંક સુંદર બાળકાવ્યો પણ એમણે બીજા સંગ્રહમાં અંત ભાગમાં મૂક્યાં છે. આથી 'હેરિયાં' નામક એમનાં બાળકાવ્યોના સંગ્રહના સંભવિત પ્રકાશનની જે જાહેરાત થએલી તેનું ચોક્કસ પ્રકાશન જોવાની લાલચ સહેજે જન્મે તેવી છે. એમણે 'બિજલી અમાસ', 'રંગહેળી' અને 'વૈશાખના વાયરા' જેવાં સુગમ સંગીતરૂપકો પણ આપ્યાં છે.

ગીતોમાં લલિતમધુર ભાવો, તદનુરૂપ લયપ્રવાહિતા અને બાનીની, તો છંદોબદ્ધ કાવ્યોમાં અભ્યસ્ત અને છંદોમિશ્રણની રચનાઓ એમણે આપી છે. 'પ્રાર્થના' અને 'અનાસક્તિ' જેવાં સૉનેટોમાં પ્રથમ બાર પંક્તિ શિખરિણીમાં આપ્યાં પછી છેલ્લી બે પંક્તિમાં અનુષ્ટુપ યોજી છંદપલટો પણ કર્યો છે. આમ છતાંય એમની રચનાઓમાં કવિકર્મની ખાસ સ્વકીય મુદ્રા ન ઊપસતી લાગે તોય એમની ભાવસચ્ચાઈનો રણકો સ્પર્શ્યા વગર રહેતો નથી. 'પ્રત્યૂષ'ની '–ને' રચનાની ચાર પંક્તિઓ આ સત્યની ગવાહીરૂપ છે:

'ઝરો છૂપો મારા ઉરપડતળે જીવનવતો
વહેતો, ઓથારે કુટિલ જગશિલા દબવતી.
હવે કિન્તુ ઝાઝો વખત દબવી એ નહિ શકે;
શિલા તોડીફોડી હૃદય મુજ વ્હેશે દશ દિશે'.

અંતરના પાતાળઝરાશી કાવ્યસરવાણીમાંય અપૂર્ણતા હોય એવી કેફિયત ખુદ કવિએ જ 'પૂર્વાહ્ન' સંગ્રહના 'ભાગ્યમાં સર્જકમાત્રના?' નામક કાવ્યમાં કરી છે તે અહીં આ કવિ માટે જ ઉદ્ધૃત કરીશ:

'નમૂના નૈક ન્યાળું હું અધૂરાં તવ ચિત્રના;
હશે શું ભાગ્યમાં એવું નિર્મ્યું સર્જકમાત્રના?'



# પ્રયોગ—વિશેષાંક

**કવિઓ**

સર્વશ્રી સુન્દરમ્, ચન્દ્રવદન મહેતા, સુન્દરજી બેટાઇ, રાજેન્દ્ર શાહ, ઉશનસ્, જયન્ત પાઠક, નલિન રાવળ, ચિનુ મોદી, યોસેફ મૅકવાન, જગદીશ ત્રિવેદી, ગીતા પરીખ, શ્રીકાન્ત માહુલીકર, રાધેશ્યામ શર્મા, રાજેન્દ્ર શુકલ, મનોજ ખંડેરિયા, રમેશ પારેખ, ભાનુપ્રસાદ પંડ્યા, વ્રજલાલ દવે, જગદીશ જોષી, વાડીલાલ ડગલી, મેઘનાદ ભટ્ટ, યશવન્ત ત્રિવેદી, નલિન પંડ્યા, મહેશ શાહ, જ્યોતિષ જાની, શિલ્પિન્ થાનકી, મંગળ રાઠોડ, જયદેવ શુકલ, હરીશ મીનાશ્રુ, જયેન્દ્ર શેખડીવાળા, કરસનદાસ લુહાર, કનૈયાલાલ પંડ્યા, હનીફ સાહિલ, દાન વાઘેલા, નયન દેસાઇ, ભગવતીકુમાર શર્મા, લલિત ત્રિવેદી, જયન્ત વસોયા, મકુન્દ ઓઝા, 'આશિષ', મણિલાલ પટેલ, મધુકાન્ત કલ્પિત, રમેશ આચાર્ય, ધીરુ પરીખ અને અન્ય

**લેખકો**

સર્વશ્રી યશવન્ત શુકલ, રમણલાલ જોશી, નિરંજન ભગત, જયન્ત પાઠક, ભોળાભાઇ પટેલ, નલિન રાવળ, દિગીશ મહેતા, ચંદ્રકાન્ત શેઠ, હેમન્ત દેસાઇ, ઇલા પાઠક, ભગવતીકુમાર શર્મા, સુમન શાહ, ધીરેન્દ્ર મહેતા, મણિલાલ પટેલ, પ્રસાદ બ્રહ્મભટ્ટ, ધીરુ પરીખ અને અન્ય

- સપ્ટેમ્બર—ઑક્ટોબરનો આ પ્રયોગ વિશેષાંક નવેમ્બરના પ્રથમ સપ્તાહને અંતે પ્રગટ થશે.

- આ ખાસ અંકની કિંમત રૂપિયા પાંચ. વાર્ષિક ગ્રાહક થનારને નિયત લવાજમમાં જ મળશે. આપનું લવાજમ રૂપિયા બાર સત્વરે મોકલી આપશો.

અમાસનાં અંધારાંમાં
હું તરવા ઊતર્યો;
ધોળે દિવસે —
કાચ જેવા સરિતાજળમાં
તરતાં જોયું આવડતું,
પણ અહીં તો —
અહીં તો ઝર્યું — ઝાંખર્યું ....
અંધાર ઝંઝાકાર! —

મુરલી ઠાકુર

૪-૪-૭૩

મુરલી ઠાકુરના હસ્તાક્ષરમાં કાવ્ય
('કવિતા'ના સૌજન્યથી)



મુરલી ઠાકુર
(૧૯૧૦ - ૧૯૭૫)



ઇન્દુકુમાર ત્રિવેદી



જ્યોતિષ જાની



રાજેશ વ્યાસ



સ્વ. શિવ પંડ્યા
(૧૯૨૮ - ૧૯૭૮)
(બ્લૉક 'કુમાર'ના સૌજન્યથી)

# કુરુપ અને એમની કવિતા

**ધીરુ પરીખ**

**મ**ધ્ય કેરલમાં પેરિયાર નદીને કિનારે નાયત્તોટ નામક નાનકડા ગામમાં એક સરલ સામાન્ય પરિવારમાં ૧૯૦૧ના જૂનની પાંચમી તારીખે જન્મેલા મહાન મલયાલમ કવિ જી. શંકર કુરુપનું ૧૯૭૮ના ફેબ્રુઆરીની બીજી તારીખે ૭૬ વર્ષની વયે ત્રિવેન્દ્રમની તબીબી કૉલેજની હૉસ્પિતાલમાં હૃદયરોગના હુમલાથી અવસાન થયું એ કાવ્યરસિકોને માટે એક સાહિત્યિક દુર્ઘટના છે. એમની કવિ-મહત્તાનો સરકારી સ્વીકાર બે પારિતોષિકોથી થયો હતો. એક, ૧૯૬૩માં એમના કાવ્યસંગ્રહ 'વિશ્વદર્શન' માટે એમને મળેલો સાહિત્ય અકાદમી પુરસ્કાર; બે, ૧૯૬૫માં એમના કાવ્યસંગ્રહ 'ઓાડક્કુઝલ'ને મળેલો જ્ઞાનપીઠ પુરસ્કાર.

બાળપણમાં પિતા શંકર વારિયરની છત્રછાયા ગુમાવી ત્યાર પછીથી માતા લક્ષ્મીકુટ્ટી અને સવિશેષ તો મામા ગોવિન્દ કુરુપની સ્નેહછાયામાં જીવનની વિકાસયાત્રા આરંભેલી. એમના નામનો આદ્યાક્ષર 'જી' મામા ગોવિન્દનો આદ્યાક્ષર, અને કુટુંબ માતૃકુલથી ચાલે એટલે અટક પણ 'કુરુપ' મોસાળ પક્ષની જ. મામા ગોવિન્દ કુરુપ ખ્યાતનામ જ્યોતિષી અને સંસ્કૃતના મહા વિદ્વાન. એમણે ભાણેજ શંકરને ત્રણ વર્ષની ઉંમરથી જ જૂની પદ્ધતિએ સંસ્કૃતનો અભ્યાસ કરાવવો શરૂ કર્યો હતો. આઠ વર્ષની ઉંમરે પહોંચતા તો ભાણેજ ઘણું શીખી ગયેલો. ત્યારે એમણે સંસ્કૃત વ્યાકરણ 'સિદ્ધરૂપમ્', છન્દશાસ્ત્ર 'શ્રી રામોદત્તમ્', 'અમરકોશ' અને કાલિદાસ-વિરચિત 'રઘુવંશ'ના કેટલાક શ્લોકો કંઠસ્થ કરી લીધા હતા. આ જ ગાળામાં એમને કાવ્યરચનાનો પ્રથમ સ્પંદ જાગેલો. ત્યારે એમની ઉંમર વર્ષ નવની. શાળાના વર્ગમાં એ કિશોરને એકાએક મૂર્છા આવી ગઈ. ઢળી પડયો. એને એક સહપાઠી એને ઘેર મૂકી આવ્યે ભાનમાં આવતાં આ મિત્ર પ્રત્યે આભારની લાગ[ણી] વ્યક્ત કરતી થોડી સંસ્કૃત પંક્તિઓ એમણે રચી કા[...] મામા તો ખુશખુશાલ થઈ ગયા. આ હતો એમ[નો] પ્રથમ કાવ્યોન્મેષ.

શંકર કુરુપને, આમ, બાળપણથી જ કવિ[...] ફળવા લાગ્યું હતું. એ જ ગાળામાં વતન નાયત્તોટમાં પ્રાથમિક શાળાનો આરંભ થયો હતો. શંકર કુરુપને ત્યાં બીજા ધોરણમાં પ્રવેશ મળ્યો. શાળાની ચાર દીવાલોનું બંધિયારપણું અને મામાની કડક શિસ્તનો પંજો—આ બેમાંથી છટકી જ્યારે એ પ્રકૃતિમાં પહોંચી જતા ત્યાં તેનાં વિવિધ દૃશ્યો નિહાળી એમનું હૃદય ઝૂમી ઊઠતું. આવી ગદ્ગદ હૃદયમૃત્તિકામાંથી કાવ્યાંકુર ફૂટવા મા[ં] બે પ્રસંગો પોષાક બનેલા. એક તો એ કાળે એ યુગના ઉત્તમ કવિ કુંજીકુટ્ટન તમ્પુરાનનું નાનકડા ગામ નાયત્તોટ[...]માં આવવું. કિશોર શંકર કુરુપને પણ એમના જે[વા] મોટા કવિ થવાનું સ્વપ્ન જાગ્યું. બીજી ઘટના તે નૌકામાં બેસી તોટ્ટુવાય દેવાલય જતાં જતાં ઊગતા સૂર્યનાં કોમળ રશ્મિથી નાચી ઊઠતી સમુદ્રલહરીઓનું આહ્લાદક દૃશ્ય. આ દૃશ્ય જોઈ કોઈ અકથ્ય આનંદ એમણે અનુભવેલો. આ પ્રકૃતિપ્રેમે એમના કવનરાશિમાં સારો એવો ભા[ગ] રોકયો છે. જોનારને તેની ગંગોત્રી અહીં જડી આવવા[નો] સંભવ છે.

પ્રકૃતિના સૌંદર્યપાનની વધુ ઊંડી અનુભૂતિ[નો] અવસર તો એમને મળ્યો પેરુમ્પાવૂરમાં. પોતાના ગામમાં ત્રણ ધોરણથી આગળ અભ્યાસની શાળા નહિ

ા પાસે દૂર મોકલવાની સગવડ નહિ. ચોથા ધોરણથી ભ્યાસ અટકી પડે એવી પરિસ્થિતિ આવીને ઊભી રહી. ર કુરુપ તો મેધાવી બાળક. એને તો ભણવું જ હતું. યું થાય શું ? એક સવારે એ તો પહોંચી ગયા દેવાલયમાં. પ્રભુની પ્રતિમા સામે આંખો બંધ કરી આંસુ વહાવતું નું દૃશ્ય માતા જોઈ ગઈ. ગમે તેમ કરીને પણ પુત્રને ણાવવો જ એવું માતાએ નક્કી કર્યું ; અને નાયત્તોટથી ત માઈલ દૂર પેરુમ્પાવૂરની મિડલ સ્કૂલમાં પુત્રને મલ કર્યો. ત્યાં છાત્રાલયમાં રહેવાનું અને પ્રકૃતિમય ાવરણમાં સહેલવાનું. ધરાઈ ધરાઈને એમણે પ્રકૃતિ ી. એમની આ આનંદાનુભૂતિ ત્યારે ક્યારેક ક્યારેક કૃત શ્લોકોમાં ઢળી આવતી. સાતમા ધોરણ સુધી અહીં રહીને ભણ્યા. આઠમું અને નવમું ધોરણ મણે મૂવાટ્ટુપુષાની મલાયલમ હાઈ સ્કૂલમાં પૂરું કર્યું. બે વર્ષ એમની કારકિર્દી માટે અન્ય રીતે મહત્ત્વના વડયાં. ત્યાંના બે શિક્ષકો શ્રી આર. સી. શર્મા અને એમ. એન. નાયરે એમના કવિઘડતરમાં કીમતી ો આપ્યો. શ્રી શર્માએ શંકર કુરુપને સંસ્કૃત છંદ-સ્ત્રનો ઊંડો અને 'રઘુવંશ'નો તલસ્પર્શી અભ્યાસ ાવ્યો. આ ઉપરાંત બંગાળી સાહિત્યનો અભ્યાસ અને ીન્દ્રનાથની 'ગીતાંજલિ'નો અનુવાદ કરવા માટે પણ ત્સાહિત કર્યા; જ્યારે શ્રી નાયરે આ તરુણની ચેતનાને કાલીન ભાવસ્પંદનોથી સજવા માંડી. સમાજવાદના સર્વ-થમ પાઠ શ્રી નાયર પાસેથી જ એ શીખ્યા. વળી, આ ન્ને શિક્ષકોના પ્રોત્સાહનથી એમણે કોચીન રાજ્યની ડિત' પદવીની પરીક્ષા પસાર કરી અને અધ્યાપન ટેની યોગ્યતા પ્રાપ્ત કરી લીધી.

વધુ ભણવાની તો હવે સગવડ હતી જ નહિ એટલે ણાવવાના વ્યવસાયમાં લાગી જવું પડ્યું. બે વર્ષ એમણે હીનદીં શિક્ષણકાર્ય કર્યું. એમના કાવ્યસંગ્રહ 'સાહિત્ય-તુકમ્'ના પહેલા ખંડની કેટલીક કૃતિઓ આ સમય ગાળાની નીપજ છે. પછીથી એમણે તિરુવિલ્વામલા હાઈ સ્કૂલમાં શિક્ષકપદ સ્વીકાર્યું ત્યારે એમને વિશેષ સંતર્પક સમય મળ્યો લાગ્યો. નાયત્તોટથી આ ગામ પચાસ માઈલ દૂર. નર્યું પ્રકૃતિનું જ ધામ જાણે ! આથી પ્રકૃતિમાં રાચવાનું અને અંગ્રેજી ભાષા-સાહિત્ય વાંચવાનું અહીં ખૂબ બન્યું. આ વખતે વય માત્ર ૨૧નું. આ સમય વિશે એઓ નોંધ કરે છે 'ટાગોર અને ઉમર ખય્યામ ઉપરાંત અનેકાનેક અંગ્રેજ કવિઓ અને વિવેચકોની પાસે સવિનય પહોંચવાનો માર્ગ મારી સામે આ રીતે મોકળો ન થયો હોત તો કદાચ હું 'સાહિત્ય કૌતુકમ્'ની સીમાથી આગળ ન નીકળી શક્યો હોત. આ નવો માર્ગ મને સંસ્કૃતિની બાજુ તરફ ખેંચી ગયો. મારી કલ્પના-ક્ષિતિજોને વિસ્તારવામાં તથા આદર્શ-બોધને વિકસાવવામાં ટાગોરનો જેટલો હાથ છે તેટલો ભાગ્યે જ કોઈનો હશે. ઉમર ખય્યામ અને હાફિઝ જેવા ફારસી કવિઓના પરિચયથી મને લાગ્યું કે એમની કવિતામાં કલ્પનાના પરિમાર્જન પર નહિ, પણ પ્રતિપાદનની રીતિ પર જ સવિશેષ ઝોક છે: અંગ્રેજી સાહિત્ય મને ગીતના વિશ્વ તરફ લઈ ગયું.' આમ, એક તરફથી એમની સર્જકસંવિત્તિ પર અંગ્રેજી-બંગાળી–ફારસીની અસર પડી તો બીજી તરફથી તત્કાલીન મહાન મલયાલમ કવિ વલ્લત્તોલ નારાયણની પડી. પ્રથમ વિશ્વયુદ્ધની પછીનો આ ગાળો અને ગાંધીવાદનો ઉદય આ બન્ને પરિસ્થિતિઓમાંથી પ્રકટેલાં પ્રશ્નો–સંવેદનો વલ્લત્તોલની રચનાઓમાં આકર્ષણ-કેન્દ્રો હતાં. વળી, વલ્લત્તોલ ભાષા અને શબ્દશક્તિના પણ કુશળ કવિ હતા. આથી શંકર કુરુપ પર ત્યારે વલ્લત્તોલની કવિતાનો પણ ખૂબ પ્રભાવ પડ્યો. આમ, ૧૯૨૧થી ૧૯૨૫નાં ચાર વર્ષો દરમિયાનના તિરુવિલ્વામલામાંના એમના નિવાસે એમને વિશાળ સાહિત્યરાશિ તરફ ઉદ્યત કર્યા તો પ્રકૃતિની મુગ્ધતામાંથી શ્રદ્ધાપ્રેરિત ઉપાસક વૃત્તિ અને

નવસ્તુપ્રાણિત ચિંતન તરફ વળ્યા હતા. અહીંથી ૧૯૨૫માં એ ચાલાકુટિ હાઈસ્કૂલમાં જોડાયા. આ જ વર્ષે એમના કાવ્યસંગ્રહ 'સાહિત્ય કૌતુકમ્'નો બીજો ખંડ પ્રકટ થયો. મલયાલમ ભાષાના કવિતાભાવકોમાં હવે એમનું નામ બોલાતું થઈ ગયું હતું. ૧૯૩૭થી એઓ એર્નાકુલમની મહારાજા કૉલેજમાં અધ્યાપક તરીકે જોડયા તે છેક ૧૯૫૬માં નિવૃત્ત થયા ત્યાં સુધી એ જ પદ પર રહ્યા હતા. આ એક વિરલ ઘટના છે કે જે વ્યક્તિએ કૉલેજમાં અભ્યાસ જ ન કર્યો હોય તે કૉલેજમાં આટલાં વર્ષો સુધી એક સફળ સન્માન્ય અધ્યાપક તરીકે રહી હોય. નિવૃત્ત થયા પછી એઓ આકાશવાણીના ત્રિવેન્દ્રમ કેન્દ્રમાં 'પ્રોડ્યુસર' તરીકે અને પછી સલાહકાર તરીકે રહ્યા હતા. કેરલ સાહિત્ય પરિષદમાં પણ એઓ સક્રિય હતા અને વર્ષો સુધી એના અધ્યક્ષપદે રહ્યા હતા. ૧૯૬૮માં ભારત સરકારે એમને 'પદ્મભૂષણ' બનાવ્યા હતા. એ જ વર્ષે એઓ રાજ્યસભાના એક સભ્ય તરીકે પણ નિયુક્તિ પામ્યા હતા. એમણે વીસથી પણ વધુ કાવ્યસંગ્રહો, ચાર નિબંધસંગ્રહો, ત્રણેક નાટકો, કેટલુંક બાલસાહિત્ય ઉપરાંત બંગાળી, સંસ્કૃત, ફારસી, અંગ્રેજી અને ફ્રેંચમાંથી થોડા અનુવાદો પણ આપ્યા છે.

એમની કવિતા મુખ્યત્વે પ્રકૃતિ અને માનવલક્ષી છે. એમની આરંભની કવિતામાં પ્રકૃતિ તરફનું મૌગ્ધ્ય અને ઉપાસકતા સવિશેષપણે જોવા મળે છે, જે પાછળથી ગૂઢવાદમાં પરિણમતી જણાય છે. પ્રકૃતિનો એમણે વિવિધ ભાવોના આલંબન અને ઉદ્દીપન વિભાવો તરીકે છૂટથી ઉપયોગ કર્યો છે. 'ઉત્કંઠિતા' નામક કવિતામાં વર્ષા ઋતુનો વિરહિણી રાધાની વેદના ઉદ્દીપ્ત કરવા માટે સરળતાથી ઉપયોગ થયો છે તેવી કેટલીક પંક્તિઓ આ રહી:

વર્ષા ઋતુ આવી પહોંચી છે
મેઘ જેમાં કામદેવની જયભેરી બજાવે છે
દૂર ક્ષિતિજની ધારે બેઠી છે એક તારિકા
પ્રેમીજનના આગમનની ક્ષણની પ્રતીક્ષા કરતી.

પ્રકૃતિનો એમણે અન્યથા પણ ઉપયોગ કર્યો છે. પ્રકૃતિનો અલંકારની સામગ્રી તરીકે એમની કવિતામાં પણ ઠીક ઠીક ઉપયોગ થયેલો જોઈ શકાય છે. પ્રકૃતિને વંદન કરતાં 'સાહિત્ય-કૌતુકમ્' ખંડ એકની 'કાલમ્' નામ રચનામાં કહે છે:

જેણે સુન્દર ચન્દ્રરૂપી તિલક કર્યું હતું
ઘસાઈને વિલીન થઈ ગયું હતું તે:
જેની ભ્રમર જેવી વેણીમાંથી પુષ્પો ખરી રહ્યાં હતાં
અને જે સોનેરી અમ્બર પહેરી
પ્રભાત-કાલે ચમકી રહી છે તે પ્રકૃતિને હું વંદું છું.

એમની 'પુષ્પ ગીતમ્' રચનામાંની પુષ્પોક્તિમાં થયેલ માનવીકરણ જોઈએ:

જ્યાં મન્દાર પોતનાં પલ્લવોની
સોનેરી અને રેશમી છત રચે છે
તે દેવોદ્યાનમાં, રત્નગિરિના ઉપાન્તમાં
ચાલ્યા જવાની મારી ઇચ્છા નથી.
હું તો ખીલી રહું
ઉગ્ર તાપથી તપ્ત તૃણભૂમિ પર.
સ્વર્ગનાં મોટાં મોટાં વૃક્ષોથી
મારી સ્વતંત્રતાનું નિર્મલ મુખ
મલિન થઈ જાય ને?

એમની કવિતામાં પ્રભુ પણ નિરાય વિષય તરીકે અવારનવાર આવે છે. નાનપણથી જ એ પરમ તત્ત્વ પ્રત્યે એમને શ્રદ્ધા હતી તે અભ્યાસ અટકી જતાં પ્રભુમંદિરમાં ગ્રાર્થી રહેલા કિશોર શંકર કુરુપના આગળ ઉલ્લેખાયેલા દૃષ્ટાંતમાં જોઈ શકાય જ છે. આ શ્રદ્ધા-ભક્તિ ટાગોરશાઈ રીતે એમણે અનેક સ્થળે અભિવ્યક્ત કરી છે

'મારો વિવાહ' નામક રચનાની કેટલીક પંક્તિઓ આ વાતની ગવાહી પૂરશે:

શું આવી ગયું વિવાહનું મુહૂર્ત?
દુર્બળ હૃદય, ગભરાઈશ નહિ.
શાન્ત થા.
કાળે મારા ગળામાં મોગરાની માળા પહેરાવી
અને ભાલ પર કર્યું તિલક.
હવે તો બાકી કહી ગયું છે
કેવળ વરરાજાનું આગમન.
..........................
એનું નામ સાંભળવામાત્રથી
કાંપી ઊઠશે સંસાર.
મેં તો એ પ્રાણેશ વિશે પહેલેથી સાંભળ્યું છે.
એણે લંબાવેલા હાથને જીવન હટાવી નથી શકતું
એની ઇચ્છા સામે શિર ઝુકાવવું જ પડે છે.

'અન્તરઙ્ગપુષ્પમ્' નામક બીજા એક કાવ્યનો આરંભ આવી ગૂઢ શ્રદ્ધાથી થાય છે:

તું મારી પાછળ
મારાં હૃદયસ્પંદનો સાંભળતો ઊભો છે
ત્યારે ધીરે ધીરે
દૂર થઈ રહી છે મારી જડતા
..................................
જો કે મારી જિજ્ઞાસા તે એક નાનું બાળક છે
જેણે અક્ષરો પરસ્પર ગોઠવીને
વાંચવાનું શિક્ષણ પણ મેળવ્યું નથી,
છતાં પણ
વિવિધ સર્ગોથી મનોહર એવા
તારા આ મહાકાવ્યના ધાર્મિક સૌન્દર્યનું
અન્વેષણ કરે છે.
તું એના પર કૃપા કર
કે એ સદા જાગ્રત રહી
આ આશ્ચર્ય-કથાનું આસ્વાદન કરે.

આ વિરાટ વિશ્વ કવિને મન એક 'આશ્ચર્ય-કથા' છે. એની જિજ્ઞાસા એ કથાનું આસ્વાદન કરવાની છે. રહસ્યપ્રીતિની અહીં રૂપકાત્મક અભિવ્યક્તિ થઈ છે તે કુશળ કવિકર્મ અને સાચકલા હૃદયધર્મની પ્રતીતિ કરાવી જાય છે.

એમની પ્રણયભાવના લૌકિકથી અલૌકિક સ્તરો-સુધી વ્યાપ્ત છે. માનવપ્રેમથી પશુપક્ષીના પ્રેમસુધી એ વિસ્તરેલી છે. એમાં સંયોગ અને વિપ્રલંભ બન્ને પરિ-સ્થિતિનું નિરૂપણ જોવા મળે છે. એ ભાવની અભિ-વ્યક્તિમાં સચોટતા છે અને નિરૂપણરીતિમાં માધુર્ય અને ચારુતા. એમની પ્રણયભાવનાની એક સેર દેશપ્રેમમાં ફૂટેલી જણાશે. એમણે પોતાની રચનાઓમાં સ્વ-રાજ્ય (કેરળ) સ્વ-દેશ (ભારત) સ્વ-દેશનેતા (મહાત્મા ગાંધી)નું ઉમંગથી યશોગાન ગાયું છે.

'વંદન કરો' નામક રચનાનો આરંભ જ દેશપ્રેમથી થાય છે:

હે ભારતમાતા!
ઈશ્વરની દયાની વંદના કરો.
.........................
જે રાજ્યલક્ષ્મીઓએ તારો તિરસ્કાર કર્યો હતો
એ જ તને આશ્ચર્ય અને સ્નેહથી ભેટે છે,
આજ તું શુભ-સ્વતંત્રતાના ઉજ્જ્વલ પ્રભાતને પામી છે.

આ જ કાવ્યમાં રાષ્ટ્રની સ્વતંત્રતા માટે પોતાનો પ્રાણ પાથરી જનાર અનેક અનામી વીરોની અભિવંદના કરવાનું એ ભારતમાતાને વીનવી રહે છે:

તારી આંખોમાંથી
નિર્મળ સ્નેહ અને કૃપાનાં બે-ચાર બુંદ
વરસે એ વીર પુત્રો પર કે જેમણે

પવિત્ર સ્વાતંત્ર્ય કાજે
કોઈના પણ જાણ્યા વગર
પ્રાણ પાથર્યા છે.

એમનાં આ રાષ્ટ્રભાવનાં કાવ્યોમાં ભાવસચ્ચાઈ ખરી, પણ અભિવ્યક્તિનો કલાપક્ષ નબળો પડી જતો લાગ્યા વગર રહેતો નથી. સરળ, સીધા, સપાટિયા ઉદ્‌ગારો જ માત્ર અહીં મળી રહે છે.

એમણે પોતાનાં કેટલાંક કાવ્યોમાં માનવજીવનનું પણ સમુચિત ગૌરવ કર્યું છે. મનુષ્યજીવનની નિરાશા અને પ્રાપ્ત થતા પરાજયની સાથે એમણે આશા અને પુરુષાર્થની પણ ગાથા ગાઈ છે. 'બીજો નચિકેતા' નામક એમની રચનામાં પૌરાણિક પ્રસંગની પડછે આધુનિક યુગના એક ભારતીય ખેડૂતની જ કથા નિરૂપાઈ છે. નચિકેતાનો પિતા વાજશ્રવ સર્વસ્વનું દાન કરી દે છે ત્યારે પુત્ર પૂછે કે તમે મને કોને હવાલે કરશો. જવાબ મળે છે: 'મૃત્યુને હવાલે'. આ વાજશ્રવ આ સદીના ભારતીય કિસાનનું જ પ્રતીક બનીને અહીં આવે છે. આ કાવ્યમાં પછી યમરાજ અને એ ખેડૂતસંતાનની વાતચીત ગૂંથવામાં આવી છે. યમરાજ એ ખેડૂતસંતાનને મર્ત્યલોકમાં પાછો મોકલતા કહે છે:

બેટા, જીવન તો એક આંધી છે;
દાહ પેદા કરનાર એ મહાજ્વર છે.
તું ત્યાં પાછો ફર.
સમય પાકે ત્યારે સુખચેન માટે ફરજે પાછો.

..............................

જીવનનો આરંભ નિશ્ચલ મૃત્યુથી જ છે,
એ એમાંથી જન્મે છે અને એમાં જ વિલીન થાય છે.

જીવન-મૃત્યુ વિષેની વિચારણા બીજાં પણ અનેક કાવ્યોમાં પ્રકટી છે. 'આજે હું, કાલે તું' નામક કાવ્યમાં પણ કાળ વિશેનું, જીવન વિશેનું ચિંતન ખુમારીથી પ્રકટ્યું છે.

જી શંકર કુરુપે ખંડકાવ્યો કે મહાકાવ્યો રચ્યાં નથી. એની પાછળ કદાચ એ પણ કારણ હોય કે મુખ્યત્વે એમની પ્રતીભા આત્મલક્ષી ઊર્મિકવિની રહી છે. આથી જ એમને ગીતલયો સવિશેષ ફાવ્યા છે. પ્રકૃતિનાં દશ્યોને જોઈ એમની સંવેદના અંગડાઈ લઈ ઊઠતી હતી તે તો આગળ જોઈ જ ગયા છીએ. 'સાગર ગીત'માં સાગર પાસેથી પ્રાપ્ત કરેલી કલાનો એટલે કે પ્રકૃતિથી ઉદ્દીપ્ત થઈ મહોરી ઊઠેલી નિજ કલાનો એમણે કેવો સાહજિક એકરાર કર્યો છે! આ રહી એ પંક્તિઓ:

હે દર્પપૂર્ણ સાગર.
તારા રૂપરાશિના દર્શનથી
મારો અર્ધસુપ્ત આત્મા નિજનું આંતરનેત્ર ખોલી રહે છે.
તું તો છે નિ:સીમતાની નીલ ગભીર ઉદાર છાયા.
તારા આલિંગનથી મારું મન નાચી ઊઠે છે.

× ×

પૂર્ણ આત્મામાં સંચિત અનુભવોને
વહેંચનારી કલા-શૈલી
હું તારી પાસેથી જ પામ્યો છું.

મુખ્યત્વે ગેય રચનાઓના આ સર્જકે 'કર્મક્ષેત્રત્તિલ'માં ગદ્યકવિતા પણ આપી છે, જેમાં એમણે ઉષાનું સુભગ સ્વાગત કર્યું છે. ત્યાં પણ એમની ઊર્મિશીલતા અને કલ્પનાશીલતા તીવ્ર અને તુંગ જણાયા વગર રહેતી નથી. સામાન્ય રીતે એમણે કોઈ સાહિત્યિક વાદની કંઠી બાંધી નહોતી—કોઈપણ મહાન સર્જકને એ પાલવે પણ નહિ—છતાંય શોધનારને એમની કવિતામાં અત્રતત્ર કોઈને કોઈ વાદની છાયા મળી આવવા

(અનુસંધાન પૃ. ૧૨૯)

# અમેરિકન જનતાનો કવિ: કાર્લ સેન્ડબર્ગ

કૃષ્ણવદન જેટલી

જાન્યુઆરીની છઠ્ઠી તારીખે ઈ. સ. ૧૮૭૮માં જન્મેલા કવિ કાર્લ સેન્ડબર્ગની જન્મ-શતાબ્દી નિમિત્તે યુ. એસ. અમેરિકાએ તેમના માનમાં ટપાલ ટિકિટ પ્રગટ કરી છે. કાર્લ સેન્ડબર્ગ અમેરિકન જનતાનો કવિ છે. છત્રીસ વર્ષનો થયો ત્યાં સુધી તે કવિ તરીકે પ્રસિદ્ધિ પામ્યો ન હતો. ઈ. સ. ૧૯૧૪માં 'પોએટ્રી' સામયિકમાં તેનાં કાવ્યો પ્રગટ થયાં અને બીજે વર્ષે 'શિકાગો પોએમ્સ' કાવ્યસંગ્રહ પ્રગટ થતાં તેણે સાહિત્યક્ષેત્રે ધ્યાન ખેંચ્યું અને તે આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામ્યો. તેની ખ્યાતિ કેવળ કવિ તરીકે નથી, પણ તે નવલકથાકાર જીવનચરિત્રલેખક, ઈતિહાસકાર, અખબારી લેખક અને સંગીતકાર તરીકે પણ જાણીતો છે. ન્યૂયૉર્ક હેરૅલ્ડ ટ્રિબ્યુને યોજેલ ગ્રંથ અને ગ્રંથકાર ભોજનસમારંભમાં તેને 'રાષ્ટ્રકવિ' તરીકે ઓળખાવેલ. કાર્લ સેન્ડબર્ગે ૪૦ ઉપરાંત ગ્રંથો લખ્યા છે અને બે વખત પુલિત્ઝર પુરસ્કાર પણ મેળવ્યો છે: પ્રથમ વાર ચારખંડમાં 'અબ્રાહમ-લિંકન'નું જીવનચરિત્ર લખનાર ઈતિહાસકાર તરીકે અને બીજી વાર 'કંપ્લિટ પોએમ્સ' (૧૯૫૦) માટે કવિ તરીકે. અમેરિકન અને પરદેશી વિશ્વવિદ્યાલયોએ તેને અનેક માનદ પદવીઓ અર્પણ કરી છે. સાહિત્યક્ષેત્રે પણ તેને ઈતિહાસ અને જીવનચરિત્રલેખન માટે 'અમેરિકન અકાદમી ઑફ આર્ટસ્ ઍન્ડ લેટર્સ' તરફથી સુવર્ણચંદ્રક અર્પણ થયો હતો. પોએટ્રી સોસાયટી ઑફ અમેરિકાએ એને સુવર્ણચંદ્રક અર્પણ કરી સન્માનેલો. બોસ્ટન આર્ટ ફેસ્ટીવલે પણ તેને પુરસ્કાર અર્પણ કરેલો. ૧૯૫૯માં તેણે અમેરિકાની કૉંગ્રેસ વિધાનસભાની સંયુક્ત બેઠકમાં પ્રવચન કરેલું. તેના નામ સાથે અનેક શિક્ષણસંસ્થાઓ જોડાયેલી છે.

અમેરિકામાં આવી વસેલા સ્વિડિશ મા-બાપનો પુત્ર કાર્લ સેન્ડબર્ગ ઈલિનોઈના ગેલ્સબર્ગમાં જન્મ્યો હતો. તેના પિતા રેલરોડના કામદાર હતા. તેર વર્ષની ઉંમરે શાળા છોડીને કાર્લને છાપાં વેચવાનું તથા દૂધ વેચવાનું કામ કરવું પડેલું. આમ કરતાં તે જુદે જુદે ઠેકાણે ભટક્યો અને વીસ વર્ષની ઉંમરે ઘર રંગનારો થયો. ત્યારે સ્પેનિશ-અમેરિકન યુદ્ધની ગર્જનાએ તેનું લોહી ગરમ થયું અને તે લશ્કરમાં જોડાયો. પ્યુઅર્ટોરિકોમાં તેણે યુદ્ધમાં સક્રિય ભાગ લીધો રહ્યો મોરચેથી તે પોતાના ગામના અખબાર 'ગેલ્સબર્ગ ઈવનિંગ મેઈલ' પર એહવાલ-સમાચાર મોકલતો. યુદ્ધમાંથી પાછા ફર્યા બાદ તેણે શિક્ષણની ખાસ જરૂર જણાઈ અને તે લોમ્બાર્ડ કૉલેજમાં દાખલ થયો. બીજા વર્ષમાં ફી ભરવા પેટે તે કૉલેજનો ઘંટ વગાડવાનું કામ કરતો. મિલવૉકીના નગરપતિના મંત્રી તરીકે તેણે સમાજવાદના પ્રચારક તરીકે કાર્ય કર્યું. હેરિએટ મૉન્રોએ ૧૯૧૨માં સ્થાપેલ 'પોએટ્રી' સામયિકે તેને માટે કાવ્યક્ષેત્રનાં દ્વાર ખોલ્યાં અને ૧૯૧૪માં તો કાવ્યોના પ્રબળ પ્રભાવે તેણે 'પોએટ્રી' સામયિકનું લેવિન્સન ઈનામ મેળવ્યું. એક વિવેચકના શબ્દોમાં કહીએ તો 'જો (કવિ રૉબર્ટ) ફ્રૉસ્ટ બુદ્ધિપ્રધાન મૂડીવાદી કહેવાતા હતા તો કાર્લ સેન્ડબર્ગ ભિમિસ ડેમોક્રેટ કહેવાય. તેમના પંચ્યાશીમે વર્ષે પ્રગટ થયેલ તેમના નવો કાવ્ય-સંગ્રહ 'હની ઍન્ડ સૉલ્ટ' (૧૯૬૩) માંના સિત્તેર કાવ્યો તે અમેરિકાના લોકપ્રિય કવિ છે તે પુરવાર કરે છે.' 'શિકાગો' કાવ્યમાં તે કહે છે:

'હું જનતા છું- ટોળું છું-સમૂહ છું-જનતા જનાર્દન છું
તમે જાણો છો કે દુનિયાનું બધું મહાન કાર્ય મારા દ્વારા થાય છે

હું શ્રમજીવી કામદાર છું, શોષક છું, દુનિયાનાં ખોરાક અને કપડાંનો સર્જક છું.'

'સ્મોક ઍન્ડ સ્ટીલ' (૧૯૨૦) નામના તેના બીજા કાવ્યસંગ્રહમાં કેટલાંક અત્યંત સુંદર કાવ્યો છે. 'ફ્લેશ ક્રિમસન'માં તે અબાધિત નર્મના ધખવમાં તેજસ્વી ચમકારા મારતું જીવન ઇચ્છતો નથી, પણ જીવનનો સૌથી ખરાબ અંત ઇચ્છે છે. દુનિયાનાં બધાં શહેરો કરતાં તેને 'શિકાગો' વધુ પ્યારું શહેર છે. તે સ્વતંત્ર છે–જાણે તેની માતા છે.

'સૅની હેટ્સ'માં પ્રયોગકુશળ સેન્ડબર્ગ નવા તાલે ચમકે છે. તેણે 'કવિતાની વ્યાખ્યાઓ' આ પ્રમાણે આપી છે.

Poetry is a theorem of a yellow—silk handkerchief knotted with riddles, sealed in a balloon tied to a tail of a kite flying in a white wind against a blue sky in spring.

Poerty is the silence and speech between a wet struggling root of a flower and a sunlit blossom of that flower.

Poetry is the achievement of the synthesis of hyacinths and biscuits.

'ગૂડ મૉર્નિંગ અમેરિકા' (૧૯૨૮) માં કવિ શ્રેષ્ઠ અને હીન પ્રકારે એક સાથે પ્રગટ થાય છે. તે જાણે થોભે છે, વિચારે છે, બાંધે છે, છોડે છે, અટવાય છે અને અંધારા ઓરડામાં મીણબત્તીઓ પેટાવે છે. 'ધ પીપલ, યસ' (૧૯૩૬) કાર્લ સેન્ડબર્ગનો 'કીર્તિમંદિર' સમો કાવ્યસંગ્રહ છે. તે અહીં જનતાના સાચા કવિ તરીકે પ્રગટ થાય છે. તે કહે છે:

'જનતામાંથી દેશો લશ્કરો મેળવે છે,
જનતા વડે લશ્કરો જમે છે, વસ્ત્રો પહેરે છે અને
હથિયારો સજે છે.
યુદ્ધના ધુમાડા અને રાખમાંથી
જનતા ફરીથી બે ધ્વજધારી બે દેશો ઘડે છે
જો કે કેટલીકવાર તે એક પ્રદેશ, એક લોહી અને એક
લોક હોય છે.'

લિંકનના જીવનચરિત્રના અંતે સેન્ડબર્ગનું ગદ્ય સરસ અને સચોટ બન્યું છે. તેમાં વર્ણવેલ લિંકનના ખૂન પછીનો સમય મહાત્મા ગાંધીજીના ખૂનના સમય સાથે સરખાવી શકાય. કાર્લ સેન્ડબર્ગને માનવજાતના કલ્યાણમાં પ્રબળ શ્રદ્ધા છે.

કાર્લ સેન્ડબર્ગ તેના ફરફરતા શ્વેત વાળ સાથે સામાન્ય—સાધારણ માનવ લાગે, પણ તે સાધારણ-સામાન્ય માનવ નથી. તે બકરાંવેટાં ઉછેરવા પર સારી સૂચનાઓ આપી શકે તેમ હતો, તેમ જ તેનાં ગિટાર પર સુંદર સંગીત બજાવી શકે તેમ હતો. તેણે અમેરિકન ઇતિહાસકારોને અબ્રાહમ લિંકન વિશે તેઓ જાણતા નહિ તેવી વાતો કહી.

તેના પંચોતેરમે વર્ષે જ્યારે મિત્રો અને મહાનુભાવો તેને સન્માનવા ભોજન સમારંભમાં ભેગા થયા ત્યારે તેમને કાર્લ સેન્ડબર્ગના તાજા કાવ્યની પ્રત ભેટ રૂપે મળી. એ કાવ્ય તેનું જીવનચિંતન રજૂ કરે છે. આ રહ્યું તે 'નેમ્સ' નામનું કાવ્ય:

'આ પૃથ્વી પર એક જ ઘોડો છે અને તેનું નામ છે
'બધા ઘોડા
ફક્ત એક જ પંખી હવામાં છે અને તેનું નામ છે 'બધાં પંખી
એક જ માછલી દરિયામાં છે અને તેનું નામ છે' બધી માછલી
કેવળ એક જ પુરુષ આ દુનિયામાં છે અને તેનું નામ :
'સૌ પુરુષો
એક જ નારી દુનિયામાં છે 'સૌ નારી' નામની.
આ દુનિયામાં એકજ બાળક છે અને તેનું નામ :
'સૌ બાળકો'

આ દુનિયામાં એક જ સર્જક છે અને તેનાં બાળકો પૃથ્વી ને આવરે છે અને તેમને
'સૌ પ્રભુનાં સંતાન' નામ અપાયું છે.

કવિ કાર્લ સેન્ડબર્ગની કવિતામાં લોકોની સરળ ભાષામાં લોકોનાં હૈયાંની ઊર્મિ ધબકે છે અને તેથી તે અમેરિકન લોકોનો સૌથી વધુ પ્રિય કવિ છે. તેણે માન્ય લોકોની માફક જીવનનો સંઘર્ષ જોયો છે, જાણ્યો છે, વેઠયો છે, અનુસર્યો છે અને તે સૌ અનુભવોને તેણે વિષાદ વિખેરતા હાસ્યે વિખેર્યા છે. જીવન, પ્રેમ અને મૃત્યુના સનાતન ભાવોમાં ગીતો અને કાવ્યો કવિ કાર્લ સેન્ડબર્ગે સરળ, સરસ અને સચોટ ભાષામાં જીવનના ક્લેશમાંયે આનંદપૂર્વક ગાયાં છે. તેનાં કાવ્યોમાં અમેરિકાનો સામાન્ય નાગરિક પોતાના હૃદયના ભાવો પ્રતિબિંબ રૂપે સાંભળે છે અને આનંદાશ્ચર્ય સાથે તેને એ પોતાનો કવિ છે એવી સાહજિક લાગણી થાય છે. આ કવિની કૃતિઓ જ એનું અમર સ્મારક છે. કવિતા સમજવા બુદ્ધિને સરકસના જંગલા જેમ ગુલાંટો ખવડાવવાની જરૂર પડતી નથી. તે સુબોધ છે અને તેની સુબોધતા જ તેનું તૃપ્તિકારક લક્ષણ છે. કવિ સરળતા અને સરળ માનવોને ચાહે છે, તેને ક્રૂરતા, અનિષ્ઠા, બિભત્સતા ગમતાં નથી.

કાર્લ સેન્ડબર્ગ નૉર્થ કેરોલિનના ફ્લેટ રોકતામાં રહેતો હતો અને શિકાગો અને ન્યૂયૉર્કમાં જરૂર પડે ઘણી વાર જતો. તેને ત્રણ પુત્રીઓ છે. થોડાંક વર્ષો પહેલાં આ મહાન કવિ દેવલોક પામ્યા, પરંતુ તેમનો અક્ષર-દેહ અમર છે. □

અનુસંધાન] **કુરુપ અને એમની કવિતા** [પૃ ૧૨૬થી

સંભવ છે. 'મારી કવિતા' નામક પોતાના લેખમાં એમણે પોતાની સર્જનપ્રક્રિયા અને વિભાવના સમજાવવાનો પ્રયાસ કર્યો છે તે કુરુપની કાવ્યસંપત્તિ પામવા જિજ્ઞાસુ ભાવકને ખૂબ જ ઉપયોગી થાય તેવો છે. એમાં એક સ્થળે એઓ લખે છે:

'આત્માનાં શિખરોમાં ક્યાંક, અત્યારે પણ સુકાયા વગર વહેતી એ અદ્ભુત ચિત્તવૃત્તિ જ મને પ્રકૃતિ અને માનજીવન પર ધ્યાન કેન્દ્રિત કરવા, એમને ચાહવા અને એમને આસ્વાદવાનું કૌતુક પ્રદાન કરે છે. આ આત્મીયતા જ મારી કવિતાનું—પછી ભલે એ ગમે તેટલી ઊણી કે અપૂર્ણ કેમ નથી—ઉદ્ગમસ્થાન છે'.

આમ, સકલ વિશ્વ સાથે આત્મીયતાનો તંતુ બાંધી સ્વકથનમાં રાચનાર આ કવિએ એ જ લેખમાં આગળ ચાલતાં કહેલી વાત એમની કવિતા જોતાં પ્રતીતિજનક લાગ્યા વગર નહિ રહે કે 'કવિતા મારે માટે આત્મ-ભિવ્યક્તિ જ છે'.

---

* આ લેખમાંના ગુજરાતી કાવ્યાનુવાદો મૂળ મલયાલમના હિંદી અનુવાદને આધારે આપ્યા છે.

# ● શોકાંજલિ ●

કવિલોક પરિવારના એક આદ્ય સભ્ય, આરંભના તંત્રી અને કવિ જશુભાઈ શાહનું મુંબઈ ખાતે હૃદયરોગના હુમલાથી દુઃખદ અવસાન થયું છે. કવિલોક પરિવાર એમનાં કુટુંબીજનો પ્રત્યે સહાનુભૂતિ પ્રકટ કરે છે અને સ્વર્ગસ્થના આત્માને પરમ શાંતિ માટે પ્રાર્થે છે.

संस्कृतानाकुलश्रव्यशब्दार्थपदवृत्तिना ।
गद्येन युक्तोदात्तार्था सोच्छ्वासाऽऽख्यायिका मता ॥२५॥

જેના શબ્દ, અર્થ અને પદવૃત્તિ અક્લિષ્ટ અને શ્રવ્ય હોય, વિષયવસ્તુ ઉદાત્ત હોય અને જેના વિભાગો ઉચ્છ્વાસથી પાડેલા હોય, (તે) આખ્યાયિકા કહેવાય છે. ૨૫

वृत्तमाख्यायते तस्यां नायकेन स्वचेष्टितम् ।
वक्त्रं चापरवक्त्रं च काले भाव्यर्थशंसि च ॥ २६ ॥

તેમાં નાયક પોતે જ પોતાના થઈ ગયેલા ચરિત્રનું વર્ણન કરે છે. યથાસમયે ભાવિ ઘટનાઓના સૂચન કરતા વક્ત્ર અને અપર વક્ત્ર (છંદ હોય છે.) ૨૬

कवेरभिप्रायकृतैः कथनैः कैश्चिदङ्किता ।
कन्याहरणसंग्रामविप्रलम्भोदयान्विता ॥ २७॥

તે કવિનાં અભિપ્રાયયુક્ત કથનોથી અંકિત તેમજ કન્યા-હરણ, સંગ્રામ, વિયોગ અને અભ્યુદય(નાં વર્ણનો)થી યુક્ત હોય છે. ૨૭

૨૫થી ૨૭ કારિકાઓમાં આખ્યાયિકાનાં લક્ષણ આપ્યાં છે. આખ્યાયિકાના ગદ્યના શબ્દ, અર્થ અને પદવૃત્તિ અક્લિષ્ટ (મધુર) તેમજ શ્રવ્ય હોવાં જોઈએ. પદવૃત્તિ એટલે સમાસ. સંસ્કૃત ગદ્યમાં સમાસ એ એક વિશિષ્ટ તત્ત્વ છે. આ સમાસના શબ્દોના વર્ણો ઉચ્ચારણમાં અક્લિષ્ટ હોવા જોઈએ. પદવૃત્તિનો બીજો અર્થ બે નજીકનાં પદો વચ્ચેનો 'વિરામ' એવો પણ થાય છે.

न वक्त्रापरवक्त्राभ्यां युक्ता नोच्छ्वासवत्यपि ।
संस्कृतासंस्कृता चेष्टा कथाऽपभ्रंशभाक् तथा ॥२८॥

સંસ્કૃત, અસંસ્કૃત (પ્રાકૃત) અથવા અપભ્રંશમાં રચાયેલી (કૃતિ) જેમાં વક્ત્ર, અપરવક્ત્ર છન્દ કે ઉચ્છ્વાસ હોતા નથી તે કથા (કહેવાય) છે. ૨૮

अन्यैः स्वचरितं तस्यां नायकेन तु नोच्यते।
स्वगुणाविष्कृतिं कुर्यादभिजातः कथं जनः ॥२९॥

તેમાં ચરિત્રનું વર્ણન નાયકના સ્વમુખે કરાતું નથી, પરંતુ કોઈ બીજા દ્વારા કરાય છે. કોઈ કુલીન વ્યક્તિ પોતે જ પોતાના ગુણોનું વર્ણન કેવી રીતે કરે? ૨૯

૨૮ અને ૨૯મી કારિકાઓમાં કથાનાં લક્ષણ આપ્યાં છે. કથા સંસ્કૃતમાં લખાએલી હોય, કદાચ પ્રાકૃતમાં લખાએલી હોય તો પણ ચાલે. અહીં કે. પી. ત્રિવેદી સંપાદિત આવૃત્તિમાં તથા બટુકનાથ શર્મા સંપાદિત આવૃત્તિમાં 'संस्कृतं संस्कृता......મળે છે; તો નાગનાથ શાસ્ત્રી સંપાદિત આવૃત્તિમાં संस्कृते संस्कृता...' અને શૈલતાતાચાર્યની આવૃતિમાં 'संस्कृताऽसंस्कृता' પદ મળે છે. તેમાં संस्कृता શબ્દ વધુ યોગ્ય જણાય છે.

अनिबद्धं पुनर्गाथा श्लोकमात्रादि तत्पुनः।
युक्तं वक्रस्वभावोक्त्या सर्वमेवैतदिष्यते ॥३०॥

ગાથા અને શ્લોક વગેરે અનિબદ્ધ (કહેવાય) છે. આ બધા સ્વભાવોક્તિ અને વક્રોક્તિથી યુક્ત હોવાં જોઈએ. ૩૦

અનિબદ્ધ એટલે સ્વતંત્ર અર્થાત્ આ ભેદ મુક્તક કહી શકાય. ગાથા એટલે પ્રાકૃત પદ્ય અને શ્લોક એટલે સંસ્કૃત પદ્ય. જે પદ્ય પૂર્વાપર સંબંધથી નિબદ્ધ નથી તે મુક્તક છે એમ અભિનવ ગુપ્ત પણ લોચન ટીકામાં જણાવે છે—
पूर्वापरनिरपेक्षेणापि हि येन रसचर्वणा क्रियते तदेव मुक्तकम्।

ઉપર વર્ણવેલા કાવ્યના બધા ભેદ વક્રોક્તિ અને સ્વભાવોક્તિથી યુક્ત હોવા જોઈએ. ભામહ કાવ્યમાં વક્રોક્તિનું મહત્ત્વ સ્વીકારે છે. (ક્રમશઃ)

રાજેશ વ્યાસ

*

## હાથ ભોંઠા પડચા

હાથમાંથી ક્ષણો એમ છટકી ગઈ હાથ ભોંઠા પડચા,
ને હવા એક છબી થઈને લટકી ગઈ હાથ ભોંઠા પડચા.

મ્હેક ચણતી રહી મ્હેલ સોનાનો સૂની હથેળી ઉપર,
દ્વાર મૂકચાં ને આંગળીઓ લટકી ગઈ હાથ ભોંઠા પડચા.

પ્યાલીમાં કોઈની જોઈ છાયા અને લોહી ધ્રૂજી ઊઠચું,
આંખ સામે તરસ આજ ભટકી ગઈ હાથ ભોંઠા પડચા.

લોહીની વચ્ચે જોકે સગાઈ હતી પણ એ ખોટી પડી,
ટેરવાંને હથેળીઓ ખટકી ગઈ હાથ ભોંઠા પડચા.

શેર મક્તાનો 'મિસ્કીન' લખી ટપકું તો શાહીનું થઈ ગયો,
સૉળ પાડી કલમ પાછી છટકી ગઈ હાથ ભોંઠા પડચા.

મનસુખ વાઘેલા

## સરખી રમત

પ્રેમ કરશો કે કવિતા બેઉ છે સરખી રમત,
ચાર શબ્દો ચાલશો તો બાર શબ્દો ખૂટશે!

ચાંદનીમાં હું જ મારી યાદમાં જાગ્યા કરું,
શી ખબર કે સ્વપ્નમાં ક્યારેક સૂરજ ફૂટશે!

કાચના ઘરમાં કરી હીલચાલ પામું મોતને?
શ્વાસ લેવાથી ય અહીંયાં બિંબ તડતડ તૂટશે!

આમ તો 'મનસુખ' વિચારો રાજ કરતા હોય છે–
જો પઠે એને ખબર તો મૌન મારું લૂંટશે?

મુકબિલ કુરેશી

## આ નગર

આંખમાં મારી બળે છે આ નગર,
પ્યારના નામે છળે છે આ નગર.

હું સતત ચાલુ છું સુખની શોધમાં,
માસ પીંડીમાં કળે છે આ નગર

ચોતરફ ખારું જ જળ દેખાય છે
માછલી સમ ટળવળે છે આ નગર

આશા–ઉમ્મીદો ભલે સળગી ગઈ,
રાખમાં પણ સળવળે છે આ નગર.

જોઈ લો છે આગવો એનો મિજાજ,
કોઈ સાથે ક્યાં ભળે છે આ નગર.

ઊંઘને 'મુકબિલ' તજી શકતો નથી,
મારા સપનામાં ફળે છે આ નગર

જટિલ

## ખોદુંખોદું

કહેતી હો તો આપણ બન્ને રમીએ ખોદુંખોદું
તું ઊભે ગુલમ્હોર નીચે ને હું ખેંચી લઉં ફોદું!

ફોદુંમાં પાનેતર આવે એની પાછળ કમખો,
કમખા પાછળ તું આવે ને હરખે મારો મનખો.

મનખો તો વીતી જવાનો જેમ વીતે ચોઘડીઆં,
ફૂલ ખીલ્યાં તે ખરી જશે ને પાછળ રહેશે થડિયાં.

થડિયાં છાની વાત કરે કે આ બે માણસ ઘેલાં,
અંદર અંદર હોડ બકે કે કોણ મરે છે પહેલાં.

માણસને મરતાં જોયાં પણ પ્રીત ન મરતી જોઈ,
કહેનારા તો કહ્યા કરે કે પ્રીત ન કરીઓ કોઈ.

કહેનારાં શું જાણે જેને હેત કર્યાના હેવા,
એની જૂદી જાત, એ જુદી માટીનાં પારેવાં.

પ્રીતનગરનાં પારેવાંના મધ–મીઠા કલશોરે
થડિયાં પાછાં કૉળે, પાછાં ફૂલ ખીલે ગુલમ્હોરે.

એ ગુલમ્હોર નીચે તું ઊભે, હું પાડી લઉં ફોદું,
કહેતી હો તો આપણ બન્ને રમીએ ખોદુંખોદું!

લલિત ત્રિવેદી

## પ્રવેશ

ઓગળું ટોળામાં ત્યાં તો તારા મળવાનો પ્રવેશ
દૃશ્ય જ્યાં જામ્યું જરા ત્યાં એક પડદાનો પ્રવેશ

કેમ મ્હોર્યું તારી અંદર ? તું-ઊછળતો એક સમુદ્ર
મારું તરવું—માટીના પગ લઈને જળમાંનો પ્રવેશ

એ નગર મારી નજરમાં કેમ નકશાવ્યું હશે ?
કેમ થાશે અંધ પગમાં એના રસ્તાનો પ્રવેશ ?

આપણાં છુટ્ટા પડ્યાની ક્ષણ ઊભી દરવાન થૈ
ગુપ્ત દ્વારેથી થયો વીતેલ ઘટનાનો પ્રવેશ.

પગ, બધાં પગલાં લઈ, થીજી ગયા બસ ઉંબરે
તે પછી વાતોમાં આવે રોજ 'કમરાનો પ્રવેશ'

ચતુર પટેલ

## સમજાવવી પડશે

ચાડિયાશી જાતને સમજાવવી પડશે,
ખેતરે કલબલ ફરી મ્હોરાવવી પડશે.

મૌન પણ ક્યારેક ગાતું હોય છે ગીતો,
શ્રાવણી મોસમ જરા મલકાવવી પડશે.

વીરડા ખોદ્યા અને જળ નીકળ્યાં ખારાં,
મૃગજળોની ઊતરડ મંગાવવી પડશે.

સાંજ ગંજેરી થઈને ગામમાં પેઠી,
રાતને ધૂણી–ચલમ સળગાવવી પડશે.

પીપળે બેસી વગાડે ડાકલાં ઘૂવડ,
સીમને મા જોગણી બોલાવવી પડશે.

ચન્દ્રવદન મહેતા

## આભની બારી

આભની પેલી બારી ખોલી ફરીએ ખાંખાંખોળાં,
સુંદર આવી સૃષ્ટિની પાર કેવા છે ગોળંગોળા,
અહીંના જેવા ઘૂમતા ગ્રહો સૂરજના ઝકોળા
ચાંદાની પણ એ જ ચકરડી, એવા જ ઓળાપોળા?

રાતદિવસની કાળીધોળી એવી જ રોળંરોળા
કેવીક જાતનાં વાવાઝોડાં, કેવાંક છે વંટોળા?
કેટલીક ઝૂમે નિહારિકાઓ; કેવાંક તારકટોળાં.
પૂછડિયા છે ધૂમ્રકેતુ, કે બધું જ પોલંપોલા?

કંઈક છે અદકું! કંઈક છે નવલું? તેજની છોળંછોળા?
દૂરને દૂર તે દેખવા માટે કરતી આંખ-મીંચોલા.
ખોલી બારી, દૂર છે દેખ્યું, કાજળ જેવા ઓળા
જોવા જેવું કંઈ ન દેખ્યું! અવળા ફેરવ્યા ડોળા.

અંતરધ્યાને મગન થતાં તો વિરાટના હિંડોળા
સચરાચરનો અનંત સાગર, થનગે તરંગ લોલા.

'સારસ્વત'

## લૅંબું લ્હૅકચ સ

મારી લીલી વાડીનું લૅંબું ’લ્યા, લૅંબું લ્હૅકચ સ!
એક હીરા માણેકનું લૅંબું ’લ્યા, લૅંબું લ્હૅકચ સ!
ઈનો સોનારૂપાનો ક્યારો ’લ્યા, લૅંબું લ્હૅકચ સ!
ઈનં પાયેલી દૂધમલ ધારો ’લ્યા, લૅંબું લ્હૅકચ સ!
એક લાખ બે લાખનો છોડચ ’લ્યા, લૅંબું લ્હૅકચ સ!
ઈનં ફીધો જા’ વેલ્ય શો ગોડચ ’લ્યા લૅંબું લ્હૅકચ સ!
એ તો વાયરાના વાદ લઈ બ્હેકયું ’લ્યા, લૅંબું લ્હૅકચ સ!
એ તો અંતરથી ઝાઝું મ્હેકયું ’લ્યા, લૅંબું લ્હૅકચ સ!
ઈનં સોળે કળાયેલ જોયું ’લ્યા, લૅંબું લ્હૅકચ સ!
કોઈ વાટે જનારું ય મોયું ’લ્યા, લૅંબું લ્હૅકચ સ!
હગી માનો જણેલ જાણે જોયો ’લ્યા, લૅંબું લ્હૅકચ સ!
એવો શાંમરથ મેલ્યો ટોયો ’લ્યા, લૅંબું લ્હૅકચ સ!
ઈનં ચૂંટનારો કુણ બાથી? ’લ્યા, લૅંબું લ્હૅકચ સ!
મુખ મેયડચું નણદલબા, શાથી? ’લ્યા લૅંબું લ્હૅકચ સ!

ભરત યાજ્ઞિક

## ખંડેર

નિર્જન વનમાં મને મળ્યા છે સૂકાંભૂઠાં રસ્તાનાં ખંડેર
તારી સોગન્ન, તારી આંખે, ઉજ્જડ એવાં દરિયાનાં ખંડેર
આંખકાનની ચારે ભીંતો ઢગલો થઈ ગઈ ધણ્
કરચલ્લી-કરચલ્લી થઈ ગ્યા લીલાપીળા ચહેરાનાં ખંડેર
પગલાં કંકુસોતાં ચરણો ઝાંઝરસોતાં/ના’વોતો ઠીક
કરિયાવરનાં ગાડેગાડાં ક્યાં રાળીશું ઇચ્છાનાં ખંડેર?
પીંછી–કૂચડા–કઠિયા–ચૂનો–oilpaintના લાખો ડબ્બા
રંગબીરંગી કેમ કરીશું ભાંગ્યાતૂટ્યા સ્વપ્નાનાં ખંડેર
મોરપીચ્છ તો તાજંસાજાં/વાદળતાનાં/વીજળી તાજી
મોર ફણસતો જોયા કરતો અવાવરુ આ ટહુકાનાં ખંડેર

વ્રજલાલ દવે

*

# કોકને થાય મુંઝારો

કંઠમાં ધરી હાર ને લસે ખુરશી મીઠું, મીઠું;
તાલીઓનું વન લહેરતું દેખી કોક રડે અણદીઠું;
પરપોટા શી ફૂટતી વાણી પડતી થઈને પારો!
કોકને થાય મુંઝારો.

માવઠે દડચા મેહ ને ડામર છોડતા વરાળ રેલા,
આકાશ પીને ડહેકતાં રહ્યાં ખાબડાં કૈં માતેલાં,
સેજની લીલી કેડીઓ ઉપર લટને મળ્યો ચારો.
કોકને થાય મુંઝારો.

બારણાં તાજાં, બારીઓ નવી, હીંચતી હસે ખાટ,
બરફિલા દિલ જીભથી ઊના ચગળે લોકઉચ્ચાટ,
હાથલિયે ગુલમહોરને હણ્યા હસતી હવા છેડતી રુધિર ધારો!
કોકને થાય મુંઝારો.

ટાવરથી પટકાઈને સમય મૂઠીઓ વાળી દોડે
બંધ આંખે એ દેખાવાનો ક્યાં કોણ જોડે કોણ તોડે?
ધોળા ધોળા રઘવાટોના શ્વાસનો માથે ભારો!
કોકને થાય મુંઝારો.

વિનોદ જોશી

## પડખામાં તારું સંભારણું......

ગોખલામાં દીવાનો આછો અજવાસ
અને પડખામાં તારું સંભારણું......

કાગળની ભીંત જેવું અડખેપડખે ને કોઈ
ઓચિંતુ મારે છે ફૂંક

અંધારે રેબઝેબ રઘવાયા હાથ બેઉ
શોધે છે હૂંફાળું સુખ

હળવેથી રોમરોમ રસ્તાઓ ફૂટે કે
અણધાર્યું બંધ થાય બારણું...

તારા બે હોઠ જેમ શરમાતા ઢોલિયામાં
ધીમેથી લંબાતી રાત

દરિયાના ફીણ જેમ પથરાતા શ્વાસ કરે
હળવેથી ભીંસાતી વાત

કાચો અંધાર હવે લીંપાતો આંખ મહીં:
ઝૂલે છે શમણાંનું પારણું....

હર્ષદેવ માધવ

## તેં ચીતર્યો

આવું તું ચીતરતા ક્યાંથી શીખી કે મને
તરસ્યો રહી જાતા તેં ચીતર્યો,
દરિયા ચચ્ચાર મારી ચોફરતા હોય અને
નકશો થઈ જાતા તેં ચીતર્યો.

મુઠ્ઠી ભરીને હું તો ધૂંધવાતો ધુમાડો
મારે પણ ઝાલવી છે આગને
સુક્કી સંબંધની બે ડાળખીઓ છિન્નભિન્ન
મારે ઉઝેરવો બાગને.

પૈડાં વિનાનું જાણે ગાડું જોડીને હું જ
હુંને લઈ જાતા તેં ચીતર્યો
કોણે ગોઝારી ફૂંક મારીને કરી દીધો
ડાળખીથી આમ મને છૂટો?

દરિયો હોવાનું મારું ભૂલી ગ્યો સાચ
મારા પાણીથી હું જ છું વિખૂટો
સપને યે ધારું નહીં એમ મને એકલો–એ
રીતે વહી જાતા તેં ચીતર્યો.

સુંદરજી બેટાઈ

*

## સન્તાન હું નીલામ્બુનું

હું બિન્દુ છું:
તટ પર તરું ફીણોટતાં મોજાં વિશે લયમસ્ત,
બુદ્‌બુદ થતું, બુદબુદ થતું કો' બિન્દુ હું.

છાયાછટાભર, શાન્ત પથરાયા કદી,
ક્ષિતિજો છલન્ત સુવિસ્તર્યો,
ઉદ્‌ભ્રાન્ત ને વિક્રાન્ત અશ્વોની મહારણભોમશા
નીલનીલા ઓ મહાજલરાશિ! ઓ ગહનાન્ત!
હા, હું સિન્ધુ છું!
હું બિન્દુ છું, હું બિન્દુ છું,
નભનીલિમાનર્તન્ત તો યે સિન્ધુ શું!

છો ને અસદ્‌ભાસે ભ્રમન્તું ક્ષુદ્ર!
આર્દ્ર દૃશ્ય નિતાન્ત તો ય અદૃશ્ય
રંગરંગલસન્ત છું સન્તાન હું નીલામ્બુનું!

રાજેન્દ્ર શાહ

*

## પત્રલેખા

### ૧ હે આત્મીય

હે આત્મીય!
નેત્ર નીરખંત ચહુગમ વિવર્તને સ્ફુરંત નિત્યનૂતન
વર્ણવર્ણની રૂપાળી છટાને વિભાવ
કેટલો વહે છે પરિમલ!
લહરને કંપ, મૃદુ તીવ્ર,
કેટલા સૂરની રાગિણી રેલે ગગન!

યાત્રાપંથની અનંત કાલીન, આ સ્થલે જલે,
નિરંતર આવન-જાવન.
મિલન-તીર્થમાં અરુણ આલોકમય
તવ પરિચય
આડે આવ્યું નહીં
અતીત જન્મની વિસ્મૃતિનું ધૂમ્ર નીલ આચ્છાદન.

હૃદયે રહેલ તિરોહિત પ્રીતિ
મંત્રમય સાન્ધ્ય શબ્દના ઉચ્ચારણે,
સીમેસીમ ઝરંત ગુંજાર,
તંદ્રાલીન સંગોપને રહેલ કોઈના નિમંત્રણે.
દૂરનાં અંતર ગાળી
પલકમાં આત્મીય તે આવે ઓવારણે.

લોચનમાં વીજતેજ સમ ચમકારે
થતી સાનમાં રહસ્યની પિછાન.
હૃદયે હૃદય આલિંગને....
શ્વસને શ્વસને
બીન પર રણકંત
પરમ આનંદમય અનવર ગાન.

જે બધું બહાર લહાય તે સહુ
તવ સાયુજ્યથી અંતરંગ.
જાણે કૌમુદીઉજ્જ્વલ પૂર્ણિમાએ
અંતરીક્ષની ગહન નિધુવન કુંજે
પરસ્પર
રમી રહ્યાં રાસને ઉમંગ.

હે આત્મીય!
ઉદય–અસ્તની આભામય આ શાશ્વતી!
શબ્દને સ્પંદન જેવું મૌન.
આપણી સંતત ત્યહીં
અબાધિત આવરણે
નૂતન નૂતન છંદને તરંગ પ્રગટંત રતિ.

૨ તવ નામ

દૂર દૂર
સરી રહી છે
મારી કનેથી
શબ્દની સહુ સંપદા....
વ્યંજન ને
સ્વર.

એક માત્ર
પ્રિય!
તવ નામ
....
સંતત સ્પંદિત
બંધ હોઠની ભીતર.

ધીરેન્દ્ર મહેતા

## અમદાવાદના મિત્રોને — વતનમાંથી

અંતર એટલે શું એ પહેલવહેલું મને સમજાયું,
મિત્રો! નહિ તો હું તો છું પવનવેગી સાંઢણીઓના દેશનો રહેવાસી.
એકાધિક સૂર્યો ઝગઝગતા તમારા ચશ્માના કાચ પર,
તે રોજ સાંજે
મારા ચશ્માના એ કાચ પર આથમે છે હવે.
સાબરની ક્ષીણસ્રોત લકીર
એ કાચની પડછે
મારી આંખોની પાંપણની અંદર લસરે છે.
આશ્રમરોડના કોલાહલમાં,
લાલચટક બસની રંગબેરંગી ભીડમાં
મને જે જડયું,
ન સચવાય મિત્રો, ન સચવાય અહીંની મોકળાશમાં.
મને ક્યાં રહ્યો છે, કયારેય રહ્યો છે વસવસો
પંખીઓનો મધુરવ ન સાંભળ્યાનો
તમારા કાવ્યછંદો સાંભળ્યા પછી?...
અહીં મારા ખુદના પરિવારમાંય હું નર્યો આગંતુક
કદી કદી તો માતતાતભ્રાત ને ભાર્યાની આંખમાં પણ
પ્રશ્ન વંચાય છે આવો: કોણ છો તમે... કોણ છો તમે?
'એ' ગ્રેડના કેદીની જેમ
તમામ સુખસગવડોની વચ્ચે હું કેદી:
સંત્રી-વિહોણો.
અવારનવાર પુછાતા રહેતા પ્રશ્નનો ઉત્તર વાળી શકતો નથી—
શું દુઃખ છે તમારે તે વળી?
એમ તો
હું બહાર રસ્તા પર પણ નીકળી શકું છું;
પણ જે વળાંકે વળી ગયા છે આ રસ્તા,

તેથી હું સાવ અજાણ;
અને હું વળું છું જે વળાંકે,
ત્યાં પાટિયું મારેલું છેઃ ડેડ એન્ડ.
આજુબાજુ બધે ઝગી રહ્યાં છે વહેવારિયાં સ્મિતો
અને ડાયાબિટિસ થઈ જાય એટલાં મિષ્ટ વાક્યો.
મને તો પાડી છે, મિત્રો, તમે તીખાશની ટેવ.
(એ તીખાશનો તણખો જ રાખી શકે છે પ્રજ્વલિત મારા પ્રાણને.)
અને મારા ચહેરાની ફિક્કાશને જોઈ સૌ પૂછે છેઃ
કેમ, શું છે દુઃખ તમને વળી?
વતનમાં નિર્વાસિત થવા કરતાં બહેતર,
મિત્રો, તમારી વચ્ચે વસી થવું દેશનિકાલ.
આ મુક્ત તાજી હવાની ગૂંગળામણ કરતાં બહેતર
નગરના કાર્બનડાયોક્સાઈડમાં શેષ પ્રાણવાયુને
તમારી સાથે કટકે કટકે વહેંચી લેવો,
ને તમે કરેલી ભીડમાં ભીંસાવું.
નગરની નિર્ભત્સના કરતા મિત્રો,
હું અહીંથી પોકારું છું સાંભળો,
આ કરતાં તો બહેતર છે બહેતર...
પણ —
હમણાં તો હું સુખ-સગવડો વચ્ચે કેદ છું.
(અને સાચું કહું છું,)
અંતર એટલે શું એ પહેલવહેલું મને સમજાયું...
પેરોલ પર છૂટયાનો આનંદ અનુભવું છું, મિત્રો!
તમારાં કાવ્યો વાંચતાં વાંચતાં...

અક્ષરોમાં પુરાયેલો તમારો અવાજ
મુક્ત કરીને હું સાંભળું છું.
શબ્દો વચ્ચેની રિક્ત જગામાંથી
તમારો વ્યંગ, તમારી વક્રતા,

તમારી ચાતુરીની ચમક, તમારા સંવેદનની સૂક્ષ્મતા
ખોદી ખોદીને હું કાઢું છું
અને એમાંથી રચું છું તમારી છવિ.
પણ . . .પણ
પેરોલનો સમય તો કેટલો?

ઇન્દુ પુવાર

## એજન્ટ ઝીરો ઝીરો સેવન

ઘોડો હણહણ્યા વગર બસ દોડ્યા કરે છે.
એજન્ટ ઝીરો ઝીરો સેવનની આંખે બાયનોક્યુલર મંઢાયેલું છે.
એક રહસ્ય/એક શક/એક ભેદ ભરડો જમાવીને પડ્યો છે.
મૌન દડો બનીને બેસી ગયું છે
કિલ્લાની ખાઈમાં પાણી છોડવામાં આવી રહ્યું છે
આછી અમથી રોકટોક કોઈને ય પકડી શકે એમ છે
આખું નગર જાસૂસિયું થઈ ગયું છે.
વાર માત્ર પિસ્તોલનો ઘોડો દાબવામાં આવે એટલી જ છે.
એજન્ટ ઝીરો ઝીરો સેવન
જીવ સટોસટના ખેલ ખેલવામાં લાગી ગયો છે.
ત્યાં ખાઈનું પાણી બરાડી ઊઠે છે:
'કેમ મને કોઈ પીતું નથી?
હું પાણી
આખી રાત અમીઅમી, ઠંડું થયેલું, બોટાયા વગરનું, એકલું એકલું

એમ ને એમ પિવાયા વગર પડી રહ્યું છું.
એજન્ટ ઝીરો ઝીરો સેવન!
તારે મારો રંગ પારખવો છે, એમને?
એજન્ટ જો તો ખરો,
તારી ડાબી બાજુની મૂછમાં કેટલા વાળ ધોળા થઈ ગયા છે?
તારા ઘોડાનો ચોથો ડાબો પગ શા માટે લંઘાયા કરે છે?
તારા પેન્ટના જમણા ખિસ્સાનું કાણું કેમ મોટું થતું જાય છે?
તારા ગળામાં બાયનોક્યુલર છે
કે કેલિડોસ્કોપ છે, એની તને ખાત્રી છે ખરી?
દબાવ, પિસ્તોલનો ઘોડો દબાવ
સાલા! ભેદની ભવાઈના ભવાયા
મેઈક-અપ કરવાથી પાત્ર ભજવી શકાતું નથી
કે ભૂંગળ ફૂંકવાથી ભાષા ભૂલી શકાતી નથી
ભૂલી ગયો કે તું જે ગામ જાય છે
એ ગામ જાસાચિઠ્ઠીમાં ખોવાઈ જાય છે.'
માટે વાળ ઘોડો પાછો વાળ
એજન્ટ ઝીરો ઝીરો સેવન!
મોહ, માયા, મમતા, બમતા, ભમતા
બધું ભૂલી, વાળ પાછો વાળ ઘોડો

તે દિવસથી કહે છે–
ખાઈનાં પાણી ડહોળાઈ ગયાં છે
મૌનના દડા તણાઈ ગયા છે
ને ઘોડો પોતાની પીઠ પર એજન્ટ ઝીરો ઝીરો સેવનનો
માર્કો ચોંટાડી ગામેગામ ભમ્યા કરે છે
ભમ્યા કરે છે, ભમ્યા કરે છે, ભમ્યા......

સુન્દરમ્
*
## સંધ્યા-ક્ષણ

સંધ્યા અહો!
આ તે ઘડી અવતાર કેરી,
મહાસુરોના વધની મહા ક્ષણ,
બની ગયું તે: સહુ બુદ્ધિ-બ્હારનું.

આ વિશ્વની દાનવતા મથી મથી,
લૈ આવી રે શું અમૃતત્વ-કુંભને,
જાણે જિતાયું બસ મૃત્યુ સર્વથા:
ક્ષણાર્ધમાં તે થયું હોય અન્યથા.

જ્યાં દાનવી ચિત્ત શકે ન પ્હોંચી,
આવ્યું ત્યહીંથી કંઈ મુક્તિદાયક.

ન બ્હાર કે અંદર—
માત્ર ઉંબર,
ન રાત્રિ કે હા દિન—
માત્ર સાંજ,
ન લોહ કે પથ્થર—
માત્ર હા નખ,
ન માનવી વા પશુ—
આહ નર-સિંહ!

બની રહી સૃષ્ટિ સમસ્ત ગાયક:
'પ્રભો, પ્રભો!' શબ્દ અનંત વિશ્વે
વ્યાપી રહ્યો: દાનવ રક્ત વ્હેતું
રંગી રહ્યું ઉંબરના પ્રદેશને,
રચંત કો મંગલ-આકૃતિઓ.

ધીરુ પરીખ
*
## રાહ જોવાય છે

'શ્રી રામને હૃદયમાં ધારણ કરું છું:'
એમ કહેવું એક વાત છે
અને
મૂક રહી
હનુમાનની જેમ છાતી ચીરીને બતાવવું
'જુઓ, આ રહ્યા રામ!'
એ બીજી વાત છે.

મારા આ શબ્દોએ
પહેલી વાત તો ક્યારનીય માંડી દીધી છે;
અને હવે?
હવે તો રાહ જોવાય છે
કેવળ બીજી વાતની
કેવળ બીજી વાતની
કેવળ બીજી વાતની...

[સુધારો: અંક ૧૨૨માં ૬૦મા પૃષ્ઠ પર શ્રી સુન્દરમની રચના 'આંખો અંજાણી'ની બીજી કડીની પ્રથમ પંક્તિમાં 'કાનમાં' શબ્દ પછી 'કો' મૂકવું.
આ જ ગીતની પાંચમી કડીમાં 'કેસૂડાં'ને સ્થાને 'કેસૂડા' વાંચવું.]

જયન્ત પાઠક

*

## વગડામાં રાત પડી જતાં

હવે પૂંછું એટલે એક ધીંશું રીંછ
ને વેલા એટલા સાપ
જાળામાં કંઈ ખડખડ
એકાદ આગિયાની ઊડઊડ
એટલે વાઘ વાઘ વાઘ!
ઝાડ એટલા ઝંડ
ને પાંદડે પાંદડે ખખડતા તે ચૂડલા ચૂડેલના
એકાદ તારો ખરે
તે આંખને અંધારાથી ભરે
આકાશ નીચું ને નીચું ઊતરે—
હમણાં જાણે ટોપલો પડશે
ને પારધિના ફાંસલામાં
ફસાઈ જવાશે પંખીની જેમ
પહાડો ખસતા ખસતા
ખડખડ હસતા હસતા
આવી જાય સાવ નજીક
એટલા નજીક કે
કેડી ચઢતી એકેક કીડી
એકેક રાક્ષસ જેવડી દેખાય
અચાનક એક ઝરણું
પગને વીંટળાય
ને
દરમાંથી નીકળતી
આંધળી ચીસને ચાંચમાં લઈ
નીરવપંખ ઘુવડ
આકાશની અંધારી ડાળ ભણી ઊડી જાય!

કનુભાઈ જાની

*

## ચાસ

ચાસ પડે આકાશે!
પહેલું પહેલું હળ
વાદળનું ઢેફેઢેફું
ઊથલપાથલ કરતું,
લીસા લીસા આસમાનને
ખડબચડું ખાડાખડિયાળું
ઊખડપાખડ
ઢેફાળું—ફૂંફાળું કરતું.
ભેજહેજની વાત લઈને
હવા ગહેકતી ફરે બધે
માટીને કાનેકાને,
વનવગડે, રાનેરાને,
વનરાજીને પાનેપાને,
હલચલ જ્યાં-ત્યાં જ્યાં-ત્યાં,
લીલું લીલું લીલું!

### કનૈયાલાલ જોશી

*

## મનુસ્મૃતિ

૧

ઉપેક્ષિતાની આંખને એકાંતે
અશ્રાંત અશ્રુમાં
ઓગળતા બિમ્બમાં
નિહાળ્યો મનુને
મત્સ્યને પુચ્છે બાંધતો નૌકાને
અને
નૌકામાં
ઈડાના ઈંગિતે
ઉલેચતો
પ્રલયને
કંદર્પ!

૨

ઓશિયાળા ઓશીકે
વિવૃત્ત વાળના ફીંડલામાં
ફંગોળાતા
અસ્લુસૂલ અરણ્યમાં
ઘેઘૂર છાંયડે
નિહાળી ઈડાને
ફરઠતી કો અપક્વ ફળને
અને
ફળની ગંધે મૂર્છિત મનુને
વીંઝણો ઢાળતી
રતિ!

### ઇન્દુકુમાર ત્રિવેદી

*

## વર્ષા-પંખી

ખર
ખર
ખર
ખર
પીંછાં પીંછાં
ખર ખર ખર ખર
વર્ષા વર્ષા
વર્ષા પીંછાં પીંછાં વર્ષા
ખર
ખર
ખર
ખર
ઝળાં ઝળાં નભ-દરિયો પંખી
ખરખર ખરખર
વર્ષા પીંછાં પીંછાં પંખી પંખી વર્ષા
ખર
ખર
ખર
ખર

જ્યોતિષ જાની

## કવિ

સત્ત્વહીન, નિર્માલ્ય પ્રજાજનોની
અડાબીડ ભીડમાં
આ કોણ?

ખુમારીની કલગી માથે પહેરીને
આંખોમાં શતસહસ્ર સૂર્યોનું
તેજ આંજીને
ભર્યા ભર્યા ગ્રીષ્મની ત્રાડ પાડતા મધ્યાહ્નને
ગુલમહોરી છટાથી
લાંબા ડગ ભરી
ચાલતો આ એક એકાકી
કોણ?

સાવ ઉઘાડા તપ્ત દિવસે
સપ્તર્ષિના સાત તારલાઓને
રમાડતો
ક્યાં જતો હશે?

એની આંખોમાંથી છલકાતું માર્દવનું
તેજ એટલું તૉરીલું કે
જોનારની આંખમાં
ઊછળતા દરિયાનો ઘેઘૂર ગોરંભાતો દવ પ્રગટે છે
એના દેહની નસોમાં વહેતા
રુધિરના ચાપમાંથી
છૂટતાં બાણ
એના સમગ્ર વ્યક્તિત્વની આણ વર્તાવે છે.
એના પગલે પગલે પ્રગટતી
પગલાંની એકએક છાપમાં
ચન્દ્રની શીતળતા જેવી
નિશ્ચલ મક્કમતામાં વંચાય છે...

અશ્વિન જાની

## કાગળની હોડી

મારો નાનકડો પુત્ર
કાગળની હોડી લઇને
દોડતો દોડતો
વરસાદનાં વહી જતાં
પાણી પાસે પહોંચે છે.
અને
હું
તેને માટે બીજી હોડી
બનાવવાની તૈયારી કરું છું.
ત્યાં જ
કોઈક આવીને
મારો હાથ પકડે છે,
મને જોરથી હચમચાવી નાખે છે.
અને
હું
કાગળની હોડી બનાવવા
બેસી જાઉં છું !!

## નક્ષત્ર ગીત/પિનાકિન્ ઠાકોર

સ્નેહ થકી થઈ આર્દ્ર સળગવાવાળી,
મુજ જીવન રૂપી દિવેટથી,
દિવ્ય દુઃખની જ્વાળા પ્રજ્વલિત થઈ જાઓ.
તો પણ હું લાંબા શ્વાસોની ધૂમ્રરેખાઓ વડે
દેવોના માર્ગ આકાશને મિલન નહીં કરું.
હું મારા આત્મામાં વ્યાપી વળેલી આગમાં
જીવન પર્યન્ત કોઈને યે ભાગ પાડવા નહીં દઉં.
પછી ભલેને હું એમાં સળગી મરું.
હું તો છું મારી ચિતા મહીં, તો પણ પથિક તો
એમાં કોઈ સ્મિતની ઝલક જોઈ લે છે.

બની શકે, આકાશની અસીમતામાં હું બેહોશ
બનીને જાઉં પડી ભસ્મ થઈ જાઉં.
ને કાલ મને ક્ષુદ્રને ભલે જાય ભૂલી,
તો પણ સાચું તો એ છે કે જીવન મારે માટે
એક બોજો બની ગયું હતું ત્યારે ય મેં એ
પ્રકાશથી ભૂમિને ધવલ કરી દીધી હતી.

(જી. શંકર કુરુપના કાવ્યના હિંદી અનુવાદ પરથી)

## જ્યારે કોઈક રડી લેવા ઇચ્છે/વિજય શાસ્ત્રી

જ્યારે કોઈ ધ્રૂસકે ને ધ્રૂસકે રડી લેવા ચહે
ચીખવા, ચીત્કારવા ને આક્રંદવા ઇચ્છે
છતાં તેમાંનું કશું જ ન કરી શકે
કેમ કે તે શિક્ષિત, સભ્ય અને કેળવાયેલો હોય
—ત્યારે એ કાવ્ય સરજે છે.

જ્યારે તેનું હૃદય અને આંતરજીવન
શતખણ્ડ વિદીર્ણ થતું હોય
તીક્ષ્ણ ધાર વડે જખમી થઈ ઉઝરડાતું હોય
તે સ્મિત વેરે છે
પોતે પણ 'માનવ' છે એમ પુરવારવા
તે વારંવાર હાંફતો રહે છે

ખરતાં પાંદના ચાંચલ્યની ઓથે
પોતાના આનંદને
જ્યારે કોઈ સ્ત્રી સંરક્ષવા મથે
તેમાંથી તે સરજી કાઢે છે દૃષ્ટાંતકથા
અને જે તેને સૌથી વધુ આઘાત આપે
તેને તે શુભેચ્છા પાઠવે છે.

(યેવ્તુ શ્લેંકોના 'વ્હેન વન વૉન્ટ્સ ટુ ક્રાય' કાવ્યનો અનુવાદ)

## નિહાળું/મુકુન્દ રા. દવે

નર-નારીઓને શેરીઓમાં ઊભરાતાં
નિહાળું ઘાવ ઊંડા અને દર્દો જે ના શમે
નિહાળું પ્રવાસીઓને થૂંકતા લોહીના ગળફા
નિહાળું ચહેરા વિહોણા મહોરાં
નિહાળું ખંડિયેરો ને પાંખાળા કાળા પડછાયા
નહાળું યુદ્ધકેદીઓને—એમનાં કપાળ પર કેવાં ચિહ્નનો ચતરાયાં
નિહાળું ગણવેશનાં સરઘસ—અશ્રુનાં પૂર સમાં જે આવે
નિહાળું ઈશ્વરને પર્વતની ટોચે; કદી દેવળમાં રહેવું એને ના ફાવે
નિહાળું આશાના તંતુઓ કેવાં સૌ તૂટ્યા
નિહાળું ભયના જાળાં—અહીં-તહીં જે બંધાણું....
નિહાળું શરીર વિહોણા માનવીઓને
નિહાળું ચિતા સુધી ખડકતાં એ મુડદાં
નિહાળું સ્ત્રીઓને મઢેલી; થીજેલ આંખે વાતે વળગી
નિહાળું પરિચારિકાઓ—રાખનાં પોટલાં સમી જે દીસે....
ક્યારેક નિહાળું ખંડિત સુંદરતાના કો અંશને
છીંકોટા નાખતા પાડાઓને નિહાળું આળોટતાં ઊંચાં ઘાસમાં....
હું આવ્યો છું ચેતન પ્રગટાવવા
હું આવ્યો છું પ્રેમને ફરી ધબકાવવા

(એરિક સ્ટાઈનિસના ડેનિશ કાવ્યનો અનુવાદ)

## બે ગ્રીક કાવ્યો/પ્રસાદ બ્રહ્મભટ્ટ

### શબ્દો

જ્વરની વૃદ્ધિનો સ્વાદ હું અનુભવું છું
આવેશ પકડે છે મારા આત્માને સત્તાથી
મારા હોઠ પર નાચે છે શબ્દો
શબ્દો કે જે મારી કઢંગી જીભ ઉચ્ચારી શકતી નથી.
પછી, મારી કલમથી—સુથારના ઓજારથી—
ગોઠવું છું હું શબ્દો—પ્રકાશવા માટે;
આ કષ્ટદાયક જહેમત, ઓહ!
તેમને અળગા કરે છે દિવ્યપ્રવાહથી.
મારી ભીતરનું તમામ જે ગણગણે છે અને ગાય છે
અને મારા હૃદય તથા આત્માને દીપ્તિવંત રાખે છે,
જ્યારે શબ્દોમાં સંતાય છે
ત્યારે નષ્ટ થતું લાગે છે.
મારા સ્વપ્નનો શૃંગાર વહેનારા
ઉદાસ અને પ્રકાશિત શબ્દો પર ઝળૂંબે છે
માત્ર સૌરભ અને લય!

(વેસ્સીલીસ જી. વિટસેક્ષીસના કાવ્ય 'Cetera Desnut'ના કવિ તથા પાઉલીન ઈન્નીસે કરેલા અંગ્રેજી અનુવાદ પરથી)

### ક્રૉસરસ્તો

ખમચાતો હું ઊભો
હે માલિક!
ક્રૉસરસ્તાની મધ્યે
ચારે બાજુ
—પ્રકાશિત જાળામાં—
ઉપર, દોરતા એકાકી માર્ગો

તેમાંનો પ્રત્યેક
દૂરની ટેકરીઓની ટોચપ્રતિ
આકાશને ચૂમતી ટોચોની શોધમાં
ઢોળાવો પર ઘસડાતો
ઘેરી ભૂરાશ મધ્યે
વળે છે અને મરડાય છે
ત્યાં! અને ત્યાં! અને પાછો ત્યાં જ!
હજાર ટોચો,
હજાર આકારો!
રાહ જુઓ . . .
પછી શું ચઢાણ ટુકડાઓમાં થશે?
ટોચથી બીજુ
અને વળી પાછું ટોચપ્રતિ
ત્યાં! અને ત્યાં! અને પાછું ત્યાં જ!
જેને દર વખતે માત્ર રોટીનો ટુકડો જ મળે
અને કદીય જેની ભૂખ ન સંતોષાય
એવા નમાલા ભિખારી જ શું મારે સદા બનવું?
શું મારે સદા ખંડિત દર્પણમાંથી
મારી શોધના પદાર્થ વિશે
વિચારો જ કરવાનું?
'એકાકી માર્ગો દૂર નહીં દોરી જાય!'
–તેણે મને કાનમાં કહ્યું–
તેઓ આવે છે!
તેઓ લાવે છે!
ઘેરા ભૂખરા સુદૂરની કાળી ભૂરાશ મધ્યેથી
તમામ જાતની સંજ્ઞાઓ અને આકારો અને અવાજો ..
'શોધીશ ના, દૂર દૂર ટેકરીઓની ટોચો

એક પછી એક નહીં, પણ બધી જ સાથે
ગતિહીન ચઢાણમાં ચડશે
તું બોલીશ ના . . . તું જ છે ક્રૉસરસ્તો.'

(વેરસીલીસ જી. વિટસેક્ષીસના કાવ્ય 'Crossway'ના કવિએ
જ કરેલા અંગ્રેજી અનુવાદ પરથી)

## આજ હું, કાલ તું./પિનાકિન્ ઠાકોર

આજ હું, કાલ તું–મારા સ્મરણમાં આજ પણ એ પ્રતિધ્વનિત થયા કરે છે. (૧)

જ્યારે સડકના કિનારાનાં વૃક્ષો તણી છાયા, પ્રેતની પેઠે પ્રલંબ થયે જતી હતી, જ્યારે અતિશય ભયભીત થઈ કંઈ સૂકાં પાંદડાં બેહોશ થઇને ખરી પડતાં હતાં, જ્યારે મૃતપ્રાય ચેષ્ટાહીન પવન કદી કદી લાંબો શ્વાસ લેતો રહેતો હતો, જ્યારે નક્ષત્ર રૂપી રત્નોથી જડેલી રેશમી કપડાથી અલંકૃત આકાશવાળી પેટીમાં મૃત દિવસનું શબ મૂકીને ચારે દિશાઓ મૂક ઊભી હતી, જ્યારે પોતાના પિતાની શબપેટીને ચૂમતાં ચૂમતાં કંપિત સન્ધ્યા મૂર્ચ્છિત થઇ રહી, ત્યારે હું એ પથ પર એકલો ઊભો રહ્યો, જેની બંને બાજુ જીવનની સમાન દેખાતી ન હતી. પંખીઓએ ગાયું નહીં. અને પીપળાનાં પાન હાલ્યાં નહીં, એમ લાગતું હતું કે જાણે આ ભૂમિ ય શૂન્ય બની ગઈ ગઈ હતી. (૨)

એ સમયે પાસેના ગિરજાઘરમાંથી ઘંટનો ટનટનટન ધ્વની સંભળાયો.
લગભગ બે હજાર વર્ષ પહેલાંના એ ત્યાગના મૂક છતાંયે મંદ્ર સ્વરથી વર્ણન કરનારા એ એકાગ્ર ક્રૉસને ચૂમવાવાળા સમાગત દેવદૂતની જ જેમ મેઘોનો ખંડ દેખાયો. પાપને દૂર કરી ભૂમિને સ્વર્ગનો રસ્તો દેખાડી દેનાર ક્રૉસ તારો જય હો. (૩).

એ જ સમયે એ જ રસ્તેથી એક શબપેટી નીકળી. એમાં કોઈ ગરીબનું નિર્જીવ શરીર રાખેલું હતું. નિષ્ઠાવાન પત્નીના હૃદયના ધબકારા સિવાય બીજું કોઈ નગારું વાગતું ન હતું. જેમાં વિષાદ લહેરાતો હતો એવા એ બાળકનાં આંસુઓ ઉપરાંત કોઇ સુમનવર્ષા પણ ન હતી. એ પેટી પરથી ઉદ્ભવેલા છ અક્ષર મારી આંખોમાં સમાઈ ગયા. 'આજ હું, કાલ તું.' હું એકદમ કંપી ગયો. એ કંપન હજુ પણ નક્ષત્રોમાં દેખા દીધા કરે છે. (૪)

(જી. શંકર કુરુપના કાવ્યના હિંદી અનુવાદ પરથી)

# દયારામ સંદર્ભસૂચિ

સંપા. પી. વેગડ

[ગ] કાવ્ય-રસાસ્વાદન

'કૃષ્ણ કહો કૃષ્ણ ભજો......'
ગોવિંદદાસ છો. પરીખ. દયારામભાઈના એક પદનું અધ્યયન. 'ગુર્જર ભારતી' સપ્ટે.-નવે.'૭૭ પૃ. ૪૭-૫૩.

'કોને કહીએ?'
મનસુખલાલ ઝવેરી. 'આપણાં ઊર્મિકાવ્યો' (૧૯૭૬) પૃ. ૯૮-૧૦૦.

'પ્રીતનાં મેણાં'
એજન પૃ. ૧૦૭-૮.

'માને તમારું તે ઘેલડી!'
એજન પૃ. ૧૦૪-૬.

'મોહનમાં મોહિની'
ચંદ્રિકા એચ. પટેલ-રસદર્શન. 'ગુર્જરભારતી' સપ્ટે-નવે. '૭૭ પૃ. ૪૫-૬.

'લોચન મનનો ઝઘડો'
અમૃતલાલ યાજ્ઞિક. રસબંસરીનો મીઠો નાદ. 'ગુર્જર-ભારતી' સપ્ટે-નવે. ૭૭ પૃ ૪૩-૪.
હરીન્દ્ર દવે. સંપૂર્ણ પ્રીતિ. 'કવિ અને કવિતા' પ્ર. આ. ૧૯૭૧ પૃ. ૧૯-૨૦.

'હવે હું નહિ બોલું'
મનસુખલાલ ઝવેરી. 'આપણાં ઊર્મિકાવ્યો' (૧૯૭૬) પૃ. ૧૦૧-૩.

[ઘ] દયારામના મુદ્રિત ગ્રંથો અને મુખ્ય કાવ્યો (સંપાદન, વિવેચન, સ્વતંત્ર ગ્રંથ કોઈ સંગ્રહમાં સંગૃહીત હોય તેની વિગત સાથે).

અકલકલાનો ગરબો. ચ-૧૧ ભા. ૩. ચ-૧૬.

અકલગતનો ગરબો. ચ-૭ ભા. ૩.

અકલચરિત્ર ચંદ્રિકા. જુઓ કૃષ્ણ અકલચરિત્ર ચંદ્રિકા.

અજામિલાખ્યાન. ચ-૭ ભા. ૧. ચ-૧૧ ભા. ૫. ચ-૧૭.

અદલ-બદલનો શૃંગારનો ગરબો. ચ-૭ ભા. ૪.

અનુભવ મંજરી. જીવનલાલ છગનલાલ જોશી સંપા. અ'વાદ, ગુજરાત સા. સભા. પ્ર. આ. ૧૯૬૮ પૃ. ૧૬+૨૦૮ [૧૪ પરિશિષ્ટો સાથે].
ભૂપેન્દ્ર ત્રિવેદી-અવ. 'ગ્રંથ' એપ્રિલ '૬૯.

અપરાધક્ષમાસ્તોત્ર (ષોડશી). ચ-૧૧ ભા. ૩. ચ-૧૬.

અલૌકિક નાયક-નાયિકાભેદ પ્રકરણ. ચ-૧૨.

અવળવાણી. ચ-૩૩.

અષ્ટપટરાણીનો વિવાહ. ચ-૧૧ ભા. ૪.

અષ્ટાવક્રાખ્યાન. ચ-૩૩.

આશિર્વાદાત્મક રેખતો. ચ-૭ ભા. ૧૪થીમાં છે.

કમલલીલા. સુભાષ મ. દવે—દયારામકૃત 'કમલલીલા'. 'સ્વાધ્યાય' પુ. ૨ અંક ૧ નવે. ૧૯૬૪: ૩૬-૪૧. ચ-૩૩.

કાત્યાયનીનો ગરબો. ચ-૭ ભા. ૨. ચ-૧૬. ચ-૧૧ ભા. ૪.

કાલજ્ઞાન બાવની. ચ-૭ ભા. ૪.

કાલજ્ઞાન સારાંશ. ચ-૧૧ ભા. ૧. ચ-૧૭.

કાશીપુરીની લાવણી (વ્રજ). ચ-૯. ચ-૧૧ ભા. ૩. ચ-૧૬.

કુંવરબાઈનું મોસાળું (મામેરું). ચ-૩ ભા. ૪. ચ-૯. ચ-૧૧ ભા. ૪. ચ-૧૭.

તિથિયો. ચ-૧૧ ભા. ૪. ચ-૧૬. ચ-૨૬.

દશમસ્કંધની અનુક્રમણિકા. ચ-૭ ભા. ૨

દશમસ્કંધલીલાનુક્રમણિકા. ચ-૧૧ ભા. ૧. ચ-૧૭.

દાણચાતુરીનો ગરબો. ચ-૯. ચ-૧૬. ચ-૨૬.

દાણરસ ચાતુરીનો ગરબો. ચ-૭ ભા. ૧

દ્વિદલાત્મક સ્વરૂપનો ગરબો. ચ-૭ ભા. ૩. ચ-૧૧ ભા. ૨.

ધર્મનીતિસાર. ચ-૧૧ ભા. ૬.

નરસિંહ મહેતાની હુંડી (મરાઠી). ચ-૯. ચ-૧૬.

નાગ્નજિતી વિવાહ. ચ-૧૧ ભા. ૪. ચ-૩૩.

નામપ્રભાવ બત્રીશી (વ્રજ). ચ-૧૧ ભા. ૫.

પત્રલીલા. ચ-૩૩.

પદો-ગરબીઓ. ચ-૧ થી ૩૪.

પરસુરાયુ શ્લોક. ચ-૩૧

પરીક્ષા પ્રદીપ. ચ-૩ ભા. ૪.

પંદરતિથિ. ચ-૭ ભા. ૨. ચ-૧૬.

પારણું. ચ-૪. ચ-૧૬. ચ-૧૧ ભા. ૪. ચ-૩૪.

પિંગલસાર (વ્રજ). ચ-૧૧ ભા. ૬

જીવણલાલ છ. જોશી સંપા. કૌતુક રત્નાવલિ અને પિંગલસાર. ડભોઈ. પ્ર. આ. ૧૯૩૯.

પુરુષોત્તમ અષ્ટોત્તર શતનામ. ચ-૧૧ ભા. ૩. ચ-૩૧.

પુરુષોત્તમ પંચાંગ. ચ-૭ ભા. ૨. ચ-૧૧ ભા. ૩ ચ-૩૧.

પુષ્ટિ પથરહસ્ય. ચ-૧૧ ભા. ૨. ચ-૧૫અ. ચ-૩૧.

પુષ્ટિ પથસાર મણિદામ (વ્રજ). ચ-૧૧ ભા. ૫.

પુષ્ટિ ભક્તિરૂપમાલિકા (વ્રજ). ચ-૧૧ ભા. ૫.

પ્રબંધ (ભગવન્નામાવલિ). ચ-૧૬.

પ્રબોધબાવની. ચ-૩ ભા. ૧. ચ-૧૧ ભા. ૩.

પ્રાચીન કાવ્ય ત્રૈમા. અંક ૩ ઈ. સ. ૧૮૮૬.

માધવ મો. ચોધરી સંપા. પ્રબોધ બાવની.

અ'વાદ. સસ્તું સાહિત્ય. પ્ર. આ. ૧૯૫૦ પૃ. ૮૦.

પ્રશ્નોત્તરમાળા (માલિકા). ચ-૩૧.

ચીમનલાલ હ. શાસ્ત્રી પ્રકા. પ્રશ્નોત્તર માલિકા. પ્ર. આ. ૧૯૩૧.

પ્રેમપરીક્ષાનો ગરબો. ચ-૩ ભા. ૧. ચ-૪. ચ-૯. ચ-૧૬. ચ-૨૬. ચ-૩૪.

પ્રેમભક્તિ. ચ-૧૧ ભા. ૬

પ્રેમરસગીતા. ચ-૪. ચ-૯. ચ-૧૧ ભા. ૩ ચ-૧૫અ. ચ-૧૬. ચ-૨૬.

મંજુલાલ મજમુદાર-ગુજ. સાહિત્યનાં સ્વરૂપો [પદ્ય-વિભાગ] પૃ. ૪૪૨-૭.

બસોબાવન વૈષ્ણવનું ધોળ. ચ-૧૧. ભા. ૬.

બાલલીલા. ચ-૯. ચ-૧૬. ચ-૨૬. ચ-૩૩.

બ્રહ્મભક્ત સંવાદ (નાટક) ચ-૧૧ ભા. ૨.

પ્રાચીન કાવ્ય ત્રૈમા. અંક ૪ ઈ. સ. ૧૮૮૯.

ભક્તવેલ ચ-૪ ચ-૭ ભા. ૨. ચ-૧૧ ભા. ૩. ચ-૧૬. ચ-૩૪.

ભક્તિપોષણ. ચ-૪. ચ-૭ ભા. ૩. ચ-૯. ચ-૧૧ ભા. ૩. ચ-૧૬. ચ-૨૪. ચ-૨૬. ચ-૩૪.

કેશવરામ કા. શાસ્ત્રી—કવિ દયારામ અને તેનું 'ભક્તિપોષણ'. 'ગુર્જર ભારતી' જુલાઈ-ઑ. '૭૭ પૃ. ૨૪-૮.

ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ પ્રકા. 'ભક્તિ પોષણ'. મુંબઈ, પંડિત ગટ્ટુલાલજી ગૌશાળા, મલાડ, સાલ નથી. પૃ. ૮૮.

વ્રજરત્નદાસ ચિ. પરીખ—'ભક્તિપોષણ' પાટણ, પુષ્ટિ- માર્ગીય પાઠશાલા. પ્ર. આ. ૧૯૭૫ પૃ. ૧૪૮.

(ક્રમશઃ)

# પરિચય

**એરિક સ્ટાઇનસ** ડેનમાર્કના વિખ્યાત કવિ અને પત્રકાર છે. તેમણે હિંદી લેખક પ્રેમચંદજી ઉપરાંત અન્ય ભારતીય લેખકોની કૃતિઓના ડેનિશ અનુવાદ પણ કર્યા છે. એઓ ભારતમાં પણ વસવાટ કરી ગયા છે.

(Erik stinus Upsalagade 9, DK—2100, Copenhagen, Denmark)

**ઇન્દુકુમાર (વ્રજલાલ) ત્રિવેદીનો** જન્મ ૧૯૨૫ના માર્ચની ૨૫મી તારીખે પાટણમાં થયો હતો. ધોળકા તેમનું વતન. તેમણે બી. એ. સુધીનો અભ્યાસ કર્યો છે અને હાલ અમદાવાદમાં ગુજરાત યુનિવર્સિટી કાર્યાલયમાં સેવાઓ આપે છે. 'ક્વચિત્' (૧૯૬૫) એમનો પ્રથમ કાવ્યસંગ્રહ છે. સંસ્કૃત સાહિત્ય, ભારતીય સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાનમાં તેઓ ઊંડો રસ ધરાવે છે.

(૭–સી, ગુજરાત યુનિવર્સિટી સ્ટાફ ક્વાર્ટર્સ, યુનિવર્સિટી વિસ્તાર, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦૦૦૯)

**જ્યોતિષ (જગન્નાથ) જાનીનો** જન્મ ૧૯૨૮ના નવેમ્બરની ૯મી તારીખે ખેડા જિલ્લાના પીજ ગામમાં થયો હતો. બી. એસસી. ની ઉપાધિ મેળવ્યા બાદ પત્રકારિત્વનો ડિપ્લોમા તેમણે મેળવ્યો છે. હાલ તેઓ એફ. ડી. સ્ટુઅર્ટ પ્રા. લિ., વડોદરામાં સિનિયર એક્ઝીક્યુટિવનો હોદ્દો સંભાળે છે. 'ફીણની દીવાલો' એમનો કાવ્યસંગ્રહ છે. આ ઉપરાંત ત્રણ વાર્તાસંગ્રહો અને ત્રણેક અનૂદિત પુસ્તકો તેમણે પ્રકટ કર્યાં છે. એમની નવલકથા 'ચાખડીએ ચઢી ચાલ્યા હસમુખલાલ'ને ગુજરાત સરકારનું પારિતોષિક એનાયત થયેલું. 'સંજ્ઞા' સામયિકના એઓ તંત્રી. વાચન–લેખન ઉપરાંત પક્ષીઓ અને પુષ્પોનું નિરીક્ષણ કરવાનો એમને શૉખ છે.

(૧૦૪, દુધેશ્વરનગર, આજવારોડ, વડોદરા–૩૯૦૦૦૬)

**રાજેશ (જટાશંકર) વ્યાસનો** જન્મ ૧૯૫૫ના ઑકટોબરની ૧૬મી તારીખે અમદાવાદમાં થયો હતો. શારદાગ્રામમાંથી એસ. એસ. સી. થયા બાદ માનસશાસ્ત્રનો વિષય લઈ તેમણે એસ. વાય. બી. એ. સુધી અભ્યાસ કર્યો છે. હાલ તેઓ અમદાવાદમાં 'ગૂજરાતવિદ્યાપીઠ' ખાતે 'શાંતિસંશોધન કેન્દ્ર'માં સેવાઓ આપી રહ્યા છે. ગઝલો એમનો માનીતો કાવ્યપ્રકાર છે અને ગઝલો રજૂ કરવી એ એમની માનીતી પ્રવૃત્તિ છે.

(૧, સરસ્વતી સોસાયટી, પાલડી, અમદાવાદ–૩૮૦૦૦૭)

**વેસ્સીલીસ જી. વિટસેક્ષીસ** ગ્રીક કવિ અને રાજકારણી પુરુષ છે. ભારતમાં પણ એઓ ગ્રીસના એલચી તરીકે આવી ગએલા. એમણે ગ્રીક અને ફ્રેંચ બન્નેમાં કાવ્યો લખ્યાં છે. 'માઇ ટ્રેઈલ્સ' નામે એમનો કાવ્યસંગ્રહ પ્રકટ થયો છે.

● જાણીતા ચિત્રકાર-કવિ શિવ પંડયાનું ૫૦ વર્ષની વયે તા. ૧૪મી જુલાઈ ૧૯૭૮ના રોજ હૃદયરોગના હુમલાથી અકાલ અને આઘાતક અવસાન થયું છે. એમનો કાવ્યસંગ્રહ તૈયાર થઈ રહ્યો છે.

જાણીતા કવિ સુરેશ દલાલ ત્રણ મહિનાની સાહિત્ય-યાત્રાએ અમેરિકા જઈ આવ્યા. કૅલિફોર્નિયા યુનિવર્સિટીએ તેમને કાવ્યવાચન માટે તથા પેન્સિલવેનિયા યુનિવર્સિટીએ 'તુલનાત્મક સાહિત્ય' પર વ્યાખ્યાનો આપવા માટે નિમંત્ર્યા હતા.

## સાભાર સ્વીકાર

ઉદ્‌ગીતિ : રાજેન્દ્ર શાહનાં ૧૦૮ ગીતોનો ૧૦મો કાવ્યસંગ્રહ. (એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ-સ્ટ્રીટ, મુંબઈ–૨, કાચું પૂઠું, પૃ. ૧૦૮, રૂ. ૧૦)

અનુનય : જયન્ત પાઠકની છાંદસ–અછાંદસ, ગીત, આદિ ૬૭ રચનાઓનો છઠ્ઠો કાવ્યસંગ્રહ. (કુમકુમ-પ્રકાશન, મામુનાયકની પોળ સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧, પૃ. ૭૩, કાચું પૂઠું. રૂ. ૭)

સહરા : કિસન સોસાની છાંદસ–અછાંદસ, ગીત-ગઝલ આદિ ૭૬ રચનાઓનો આશાસ્પદ પ્રથમ કાવ્ય-સંગ્રહ. (સુવાસિત સાહિત્ય પ્રકાશન, ૧/૩૭૮૭, મોટી દેસાઈ પોળ, સુરત–૩, કાચું પૂઠું, પૃ. ૮૮, રૂ. ૭)

સૂરજમાં લોહીની કૂંપળ : ભગવતપ્રસાદ ચૌહાણની ૮૦ જેટલી ગઝલો અને અછાંદસ રચનાઓનો પ્રથમ સંગ્રહ. (રૂપાલી પબ્લિકેશન, પીરમહમદશાહ મૅન્સન, ઘી કાંટા ક્રૉસિંગ, રિલીફ રોડ, અમદાવાદ–૧, કાચું પૂઠું, પૃ. ૯૬, રૂ. ૫)

હું એટલે તમે : વિજય શાહની ૪૦ રચનાઓનો પ્રથમ કાવ્યસંગ્રહ. (હેતલ પ્રકાશન, શ્રદ્ધા, કલ્યાણબાગ, અમદાવાદ–૨૨, કાચું પૂઠું, પૃ. ૪૦, રૂ. ૪)

મારે કંઈક કહેવું છે : દિનકર શાહ 'જય'નો ગઝલો, ગીતો – અછાંદસ રચનાઓનો, પ્રથમ કાવ્યસંગ્રહ. (૩૩૪૩, લલ્લુભાઈની પોળ, મંગળ પારેખનો ખાંચો, શાહપુર, અમદાવાદ–૧, પૃ. ૯૬, કાચું પૂઠું, રૂ. ૯)

ઝંઝા : હિંમત ખાટસુરિયાની ૬૦ રચનાઓનો કાવ્યસંગ્રહ. (વિશ્વક્રાંતિ પ્રકાશન, રાણિકા, ભાવનગર, કાચું પૂઠું, પૃ. ૬૦, રૂ. ૨)

દિલ : પથિક પરમાર અને દાન વાઘેલાની રચનાઓનો સંયુક્ત કાવ્યસંગ્રહ. (સુમન પ્રકાશન, ૮૬, ડામરગલી, મુંબઈ–૯, કાચું પૂઠું, પૃ. ૫૫, રૂ. ૪.૫૦)

ગુંજન : નવા-જૂના કવિઓનાં કાવ્યોનું ચંદુ મહેસાનવી, મનહર તળપદા અને દર્શન વીસનગરીએ કરેલું સંપાદન. (ગુંજન c/o. ચંદુભાઈ એસ. ઓઝા, સ્ટેશનરોડ, મહેસાણા, કાચું પૂઠું, પૃ. ૪૦ રૂ. ૩)

રચના : વડોદરાથી સર્વશ્રી હનીફ સાહિલ, દિલીપ મોદી, ચતુર પટેલ અને કિશોર મોદીએ શરૂ કરેલા આધુનિક કવિતાના અનિયતકાલિક સામયિકનો પ્રથમ અંક પ્રકટ થઈ ગયો છે. લવાજમ રાખવામાં આવ્યું નથી. (પત્રવ્યવહાર. ચતુર પટેલ : યુનિવર્સલ ડાયસ્ટફ ઇન્ડ-સ્ટ્રીઝ લિ. સાકરદા–૩૯૧૩૫૦, જિ. વડોદરા)

૧૨૬ · વિ. સં. ૨૦૩૪

# કવિલોક

સપ્ટેમ્બર-ઑક્ટોબર ૧૯૭

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## પરિવર્તનની અનિવાર્યતા

દેશના ને પરદેશના ઝડપભેર પલટાતા જીવનની અસર કલાક્ષેત્રમાં પણ જણાયા વગર ન રહે એ સ્વાભાવિક છે. કવિતાના અંતરંગમાં ને ખાસ તો બહિરંગમાં ઠીક ઠીક પરિવર્તન થવા પામ્યાં છે. યુગે યુગે આવાં પરિવર્તન આવ્યાં કરે એ અનિવાર્ય છે એટલું આપણે સમજીએ તો બસ.

નવી કવિતા સર્વાંગસંપૂર્ણ છે એમ કહેવાનો આશય નથી. વાસ્તવિકતા શોધવા જતાં કોઈ વાર તુચ્છતા જ એને હાથ લાગે છે. પણ એની એ પ્રયાસ પાછળની વિશાળ-હૃદયતા તિરસ્કારપાત્ર ગણાવી ન જોઈએ.

નવી કવિતા, શું શબ્દની બાબતમાં કે શું વિષય પરત્વે, સુગાળવી રહી નથી. શુદ્ધિને બહાને જડતા, પ્રતિષ્ઠાને કારણે અસ્પૃશ્યતા, લોકપ્રિયતાને નામે અકાવ્યતા સ્વીકારવા નવી કવિતા તૈયાર નથી એ સારું જ છે, અને સદ્‌ભાગ્યે, જીવનનાં શાશ્વત મૂલ્યોના અપૂર્વ કે નવીન આવિર્ભાવની સાધનામાં 'નવી કવિતા'માં પ્રથમ કરતાં બીજા શબ્દ ઉપર જ વિશેષ ભાર મૂકવામાં આવે છે; કેમ કે નવીનપણું તો કાળના વહેવા સાથે લુપ્ત થવાનું અને ત્યારે અંતર્ગત કાવ્યતત્ત્વ ઉપર જ એની જીવાદોરીનો આધાર રહેશે.

ઉમાશંકર જોશી

('નિશીથ'ની પ્રસ્તાવનામાંથી)

# સાંપ્રત ગુજરાતી ગઝલમાં પ્રયોગશીલ અભિગમ

ભગવતીકુમાર શર્મા

છેલ્લાં પંદરેક વર્ષથી ગુજરાતી ગઝલ નવો વળાંક લઈ કાવ્યસિદ્ધિના અભિનવ ઉન્મેષો દાખવી રહી છે ત્યારથી તેનું જે એક સુખદ અને સુભગ લક્ષણ પ્રત્યગ્રપણે વર્તાય છે તે તેની પ્રયોગાભિમુખતાનું. વસ્તુતઃ તેના આ સુસ્પષ્ટ પ્રયોગશીલ અભિગમે જ તેનો ધ્યાનાકર્ષક વિકાસ સાધવામાં મહત્ત્વનું પ્રદાન કર્યું છે. આ અભિગમે જ તેના વધુ ભાવિ કલાકીય વિકાસની ક્ષિતિજો ઉઘાડી આપી છે. સજાગ ને સજ્જ સર્જકોનું પ્રયોગશીલ વલણ કોઈ પણ સાહિત્ય-પ્રકારને બે ડગલાં આગળ લઈ જવામાં ઉપકારક અને સહાયક બનતું હોય છે. ગુજરાતી ગઝલ પરત્વે પણ આમ જ બન્યું છે.

ગુજરાતી ગઝલમાં જ્યારે પ્રયોગપ્રીતિની આ તાજી હવા લહેરાવા માંડી ત્યારે ગુજરાતી સાહિત્યના બીજા ઘણા પ્રકારોમાં એવો જ પ્રયોગલક્ષી અભિગમ સ્પષ્ટ થઈ ચૂક્યો હતો કે થઈ રહ્યો હતો; જેમ કે ટૂંકી વાર્તા, કવિતા, લઘુનવલ, એકાંકી, નાટક ઈત્યાદિ સાહિત્ય-પ્રકારોમાં પ્રયોગાભિમુખતાનો ઝોક બરાબર વર્તાઈ રહ્યો હતો, જેણે જે તે સાહિત્યપ્રકારને વિશેષ ઉન્મેષ-શીલ બનાવવાનું કાર્ય કર્યું. પ્રયોગપ્રીતિનો એવો જ પાશ ગુજરાતી ગઝલને પણ લાગ્યો, ને યુવાન સર્જકોએ તેને દૃષ્ટિપૂર્વકના પ્રયોગોથી શણગારવા, સમૃદ્ધ અને સત્ત્વશીલ કરવા માંડી, જેનાં સુફળ હવે ઉપલબ્ધ છે ને ભવિષ્યે વધારે ઉપલબ્ધ થશે એવી શ્રદ્ધા બેસે છે.

આ પૂર્વે ગુજરાતી ગઝલમાં પ્રયોગો સદંતર થયા જ ન હતા એમ કહેવું ન્યાય્ય નહિ ઠરે. સ્વ. પતીલ પ્રખર પ્રયોગાનુરાગી ગઝલકાર હતા. સંસ્કૃત અક્ષરમેળ વૃત્તોમાં ગઝલ લખવાના એમના પ્રયોગો સુવિદિત છે. શેખાદમ આબુવાળાએ પણ એ દિશામાં થોડુંક કામ કર્યું હતું. વળી, ગુજરાતી ગઝલને ભાષા, પરિવેશ ભાવ-નિરૂપણ, છન્દોવિધાન ઈત્યાદિ પરત્વે ઉર્દૂ અને ફારસી ગઝલોથી નોખી પાડી તેનું ગુજરાતીકરણ કરવામાં ગત પેઢીના ગઝલકારોની ઘણીક શક્તિ અને સૂઝ ખર્ચાઈ હતી. તેમના એ પુરુષાર્થને પણ તેમની પરોક્ષ-અપરોક્ષ પ્રયોગપ્રીતિ જ કહી શકાય. એ પેઢીના ગઝલ-કારોમાંથી શ્રી અમૃત ઘાયલે ગુજરાતી ગઝલમાં સૌરાષ્ટ્રની તળપદી બોલીના શબ્દો અને લહેકાઓ લાવીને, શ્રી ગની દહીંવાળા, શ્રી રતિલાલ 'અનિલ', શ્રી શેખાદમ આબુવાળા વગેરેએ તેને શિષ્ટ છતાં ગઝલો-ચિત કાવ્યબાની બક્ષીને ગઝલની ભાવસંપત્તિની સમૃદ્ધિ વધારીને અને ગઝલના છન્દોવિધાન પરત્વે પ્રયોગો કરીને, શ્રી મરીઝે ભાવની શક્ય એટલી સૂક્ષ્મ-તાનું લક્ષ્ય વીંધીને, શ્રી શયદાએ ગઝલમાં બોલચાલની ભાષા-લઢણો નિરૂપી-પ્રયોજીને તેમની પ્રયોગપ્રીતિની ઝાંખી કરાવી હતી. આ ગઝલકારોએ જે ભૂમિકા રચી આપી તે તેમની પછીની પેઢીના ગઝલકારો માટે spring board જેવી સિદ્ધ થઈ. એ ભૂમિકા વિના આધુનિક ગઝલકારો માટે પણ ઉત્કટ પ્રયોગપ્રીતિ દર્શાવવાનું એટલું સુકર ન બન્યું હોત, કેમ કે નવીનતમ ગઝલકારોને ગઝલ-સિદ્ધિ પરત્વે કેટલુંક પાયાનું કામ કરવા પાછળ ઝાઝાં સમય-શક્તિ ખર્ચવાનાં ન હતાં. અલબત્ત, આધુનિક ગઝલકારોએ આ spring boardનો સુભગ ઉપયોગ કર્યો ને તેને આધારે ગઝલના કલાકીય વિકાસમાં વેગીલી ફાળ ભરી.

આધુનિક ગુજરાતી ગઝલમાં જે પ્રયોગશીલતા

જોવા–આસ્વાદવા મળે છે તે બહુવિધ છે, આથી તેનો સંપૂર્ણ તાગ કાઢવાનું અત્યંત વિકટ છે. વળી, we are too close to the events—એટલે આજે આપણને મુગ્ધ ને પ્રભાવિત કરી જતા પ્રયોગો ભવિષ્યે એટલા મુગ્ધકર ને પ્રભાવક ન લાગે એમ પણ બને. આમે ય સમકાલીન સાહિત્યને મૂલવવાનું કાર્ય ઘણું કપરું હોય જ છે, તેમ છતાં સમકાલીન સાહિત્ય છે તેટલા જ ખાતર તેની ગતિવિધિની ઉપેક્ષા કરવાનું યે ઉચિત નથી. આથી આધુનિક ગઝલમાં થયેલા પ્રયોગોમાં કેટલાંક આગળપડતાં લક્ષણોનો તથા તેમાંથી રચાતી કાવ્યનિર્મિતિનો સદૃષ્ટાંત પરિચય મેળવવાનો આ નમ્ર ઉપક્રમ છે. તે સંપૂર્ણ છે એમ કોઈ ન માને. ગઝલસર્જનનું પ્રમાણ છેલ્લા દોઢ દાયકામાં એવું વિપુલ રહ્યું છે કે બધી ગઝલોને આંખ નીચેથી કાઢવાનું કામ પણ અશક્યવત્ છે. છતાં વિષયને કિંચિત્ ન્યાય મળી શકે એ માટે શક્ય એટલી વધુ કૃતિઓ જોઈ જવામાં આ લખનારે દિલચોરી નથી કરી એટલુ નમ્રભાવે જણાવવું જોઈએ.

સૌપ્રથમ પ્રશ્ન એ ઊઠે કે ગઝલમાં પ્રયોગશીલતા એટલે શું? બીજા કાવ્યપ્રકારમાં થતા પ્રયોગોથી ગઝલના પ્રયોગો કઈ રીતે જુદા પડે–પડી શકે? એ તો હવે સર્વસ્વીકૃત વાત છે કે ગઝલ એક વિશિષ્ટ કાવ્યપ્રકાર છે, અને છતાં તે કાવ્યનો જ એક પ્રકાર છે, આથી તેમાં જે પ્રયોગો થાય તે ગઝલ તરીકેના તેના અસ્તિત્વને વધારે સમૃદ્ધ કરવા પ્રતિ તકાયેલા હોવા જોઈએ. ગઝલનું એક સૌથી આગવું લક્ષણ તે તેના દરેક શેરનું સ્વતંત્ર ભાવવિશ્વ, અને એવા શેરોની માળા તે ગઝલ. ગત પેઢીના ગઝલકારો ગઝલના આ લક્ષણને મહદંશે વફાદાર રહ્યા હતા; જો કે એ મર્યાદાને વળોટવાના પ્રયત્નો યે શરૂ થઈ ચૂક્યા હતા, જેમ કે ગની દહીંવાળાની જાણીતી કૃતિ ‘ઉપવને આગમન’માં અથેતિ ભાવસાતત્ય જળવાયું છે. અદ્યતન ગઝલે આ મર્યાદા અધિક પ્રમાણમાં વળોટી દીધી છે. આદિલ મન્સૂરીની વિખ્યાત ગઝલ ‘મળે ન મળે’ તેનું એક સશક્ત ઉદાહરણ છે. ગુજરાતી ગઝલને સંબંધ છે ત્યાં સુધી આજે સ્વતંત્ર ભાવવિશ્વ ધરાવતા શેરો સહિતની અને સાદ્યંત ભાવસાતત્ય ધરાવતી ગઝલો વચ્ચેની ભેદરેખા બહુ સૂક્ષ્મ બની ગઈ છે અને ઉભય પ્રકારની ગઝલો વિપુલ પ્રમાણમાં લખાતી રહે છે તેને માટે ગઝલનું અંતસ્તત્ત્વ બદલવાના, તેને વધારે સમૃદ્ધ કરવાના સાંપ્રત ગઝલકારોના પ્રયોગો કારણરૂપ છે.

ગઝલનાં અન્ય વ્યાવર્તક લક્ષણો તે તેનાં કાફિયા-રદીફની યોજના–નિબન્ધન, મત્લા–મક્તાની સ્થાન-નિર્મિતિ, ફારસી છંદોનો વિનિયોગ, ભાષા-ઈબારત ઈત્યાદિ. આ સર્વ પરત્વે અદ્યતન ગુજરાતી ગઝલે અનેકાનેક પ્રયોગો કરી તેમાં નૂતન ભોંય ભાંગવાનું બહોળું ને સત્ત્વપૂર્ણ કામ કર્યું છે–હજી યે એ પ્રવૃત્તિ ચાલે છે. તે સાથે વિશેષ મહત્ત્વની વાત એ છે કે શેર યા આખી ગઝલમાં નિરૂપિત ભાવની સૂક્ષ્મતા, સંકુલતા, અરૂઢતા, નાવીન્ય, મનોહારિતા, હૃદયસ્પર્શિતા તેમ જ અભિવ્યક્તિની ચમત્કારિકતા, બાહ્ય અસંબંધતાની ભીતર રહેલી સંવાદિતા યા સંબદ્ધતા તથા ફારસી છંદોની મર્યાદાને અતિક્રમી છન્દોવિધાન પરત્વે નવી નવી પ્રયોજના, ઈત્યાદિ દ્વારા પણ ગઝલનું અને તેનાં બાહ્યાંતર કલેવરનું નૂતન પરિમાણ પ્રગટાવવાના પ્રયોગો થયા છે. વળી, આ પૂર્વેની ગઝલની ભાષા ફારસી–ઉર્દૂના પ્રભાવ-યુક્ત હોવા છતાં તેમાંથી શિષ્ટ, કાવ્યોચિત ગુજરાતી પદાવલિ નિષ્પન્ન કરવાના પ્રયત્નો થયા હતા. ગઝલની આ ભાષા-ઇબારત પરત્વે પણ આધુનિક ગઝલે પ્રયોગો દ્વારા શી ઉપલબ્ધિ સાધી છે તે પણ તપાસવું જોઈએ.

આટલી ચર્ચા પરથી કહી શકાય કે આધુનિક ગઝલમાં પ્રયોગશીલતા, વ્યાપક રીતે જોઈએ તો, બે મુખ્ય કાંઠાઓ પર વિહરતી રહી છે: એમાં એક કાંઠો છે ગઝલના અંતસ્તત્ત્વ પરત્વેનો અને બીજો તેની બાહ્ય આકૃતિને સ્પર્શતો.

ગઝલનો સીધો સંબંધ માનવહૃદયનાં સંવેદનોની સાથે રહેલો છે. ગઝલ એ ઊર્મિકાવ્યોનો એક પ્રકાર છે, આથી અદ્યતન ગુજરાતી ગઝલોમાં સંવેદન-ઊર્મિના નિરૂપણ પરત્વે પ્રયોગલક્ષી અભિગમ કયાં, કેવો અનુભવાય છે તે પ્રથમ તપાસીએ. તે દ્વારા ગઝલના અંતસ્તત્ત્વને સ્પર્શતા પ્રયોગોની નોંધ પણ લઈ શકાશે. વર્ષોના ખેડાણને પરિણામે ગુજરાતી ગઝલ, તેની ઉર્દૂ-ફારસી ભગિનીઓની માફક, માત્ર ઊર્મિકાવ્યની મર્યાદામાં જકડાઈ ન રહેતાં તેમાં ચિંતનશીલતા, તર્કલીલા, તર્કછળ, ચિત્રાત્મકતા, વિસ્ફોટ-પૂર્ણ અભિવ્યક્તિ, નર્યો સૌંદર્યાનુરાગ, કૌતુકરાગિતા એમ અનેક ગુણલક્ષણો પણ મહોર્યાં છે. વળી, અદ્યતન ગુજરાતી ગઝલ સાંપ્રત જીવન અને જગતના moodની સાથે પણ શ્વાસ લેતી રહી છે; આથી તેની પણ તેનાં બહિરંતર ઉપર અસર પડી છે. તદુપરાંત આધુનિક કવિતાએ અભિવ્યક્તિ પરત્વે જે અનેકાનેક રીતિઓ અને ઉપકરણો અપનાવ્યાં–પ્રયોજ્યાં છે—જેમ કે પુરાકલ્પન, images, ચોક્કસ વિષયની પરિભાષા, શબ્દલીલા, શબ્દનાં આવર્તનો, ઉપહાસ, ઉપાલંભ, આત્મતિરસ્કાર વગેરેના પ્રતિધ્વનિ પણ અદ્યતન ગુજરાતી ગઝલમાં સંભળાયા છે કે કેમ તથા તેનું પરિણામ શું આવ્યું છે તેય તપાસી શકાય. તે સાથે ગઝલ એક વિશિષ્ટ કાવ્યપ્રકાર હોવા છતાં તેને અન્ય કાવ્યપ્રકારોનાં માળખામાં ઢાળવાના પ્રયોગો થયા છે કે કેમ અને થયા છે તો તેની સિદ્ધિ કેવીક છે તેની પણ નોંધ લઈ શકાય. આ બધાંને અંતેય પાયાનો પ્રશ્ન તો એ રહેવાનો જ કે આ સર્વ પ્રયોશીલતાએ ગઝલના ગઝલ તરીકેના અસ્તિત્વને વધારે સાર્થ બનાવ્યું છે કે કેમ.

કાવ્યત્વને વધુ સત્ત્વસમૃદ્ધ બનાવવાના હેતુથી ગઝલમાં થયેલા પ્રયોગોની ચર્ચાથી આપણે આરંભ કરીએ. 'દરવાજો ખોલ' શીર્ષકની મનોજ ખંડેરિયાની ગઝલ ઘણી જાણીતી છે. તે તેના કાવ્યસૌન્દર્યાનુભવને કારણે હૃદ્ય નીવડી છે. 'કૈં ઝળહળ ઝળહળ જેવું છે, દરવાજો ખોલ!' જેવી રહસ્યગર્ભ પંક્તિથી પ્રારંભાતી આ ગઝલનો એક શેર આ મુજબનો છે:

'તેજ હશે કે ઝરમર? સૌરભ? કોણ હશે આ?
કૈં નમણી અટકળ જેવું છે; દરવાજો ખોલ!'

અહીં ગઝલકારે જે અણદીઠું રહસ્ય છે, અપ્રગટ સૌન્દર્ય છે તેને નિર્દેશવા માટે કેવું રમણીય શબ્દવિધાન કર્યું છે! તેજ, ઝરમર, સૌરભ એ ત્રણેય વિકલ્પોમાં અવ્યક્ત સૌન્દર્યનાં કાવ્યમય ઇંગિતો રહેલાં છે. બીજી પંક્તિમાં 'નમણી અટકળ' દ્વારા કાફિયો તથા તેનું સમુચિત વિશેષણ પ્રયોજીને કવિએ ભાવનો મત્સ્યવેધ કર્યો છે ને એ સર્વની ઉપર 'દરવાજો ખોલ!' રદીફની સાર્થકતા સિદ્ધ કરી છે.

સાંપ્રત ગઝલમાં ભાવની સૂક્ષ્મતા સિદ્ધ કરવા માટે થતા પ્રયોગોના દૃષ્ટાંતરૂપે હેમંત ધોરડાની બે જુદી જુદી ગઝલોના બે શેરો તપાસવા જેવા છે. પ્રથમ શેર આ મુજબ છે:

'આંગળી મૂગા સ્પર્શમાં સઘળું વહાવી દો;
ચુંબનને બોલબોલ કર્યાની સજા કહો!'

મૂગો સ્પર્શ અને વાચાળ ચુંબન એ બે વડે વિરોધ રચીને કવિએ શેરિયત સિદ્ધ કરી છે.

બીજા શેરમાં કવિની બેધડક વિદગ્ધતા જોવા જેવી છે:

'ભીની બગલની ગંધથી તું પણ વધુ નથી;
મારીય પાસ માત્ર આ મારું શરીર છે.'

આ શેરમાં ભાવની બલિષ્ઠતા, sensuality તથા પરિસ્થિતિનું નકરાપણું કેવાં વિસ્ફોટાય છે!

સ્પર્શનો સંદર્ભ રમેશ પારેખે એક શેરમાં નવા જ દૃષ્ટિકોણથી ને એટલી જ સૂક્ષ્મતાથી ઉપસાવ્યો છે:

'હથેળી બહુ વ્હેમવાળી જગા છે;
અહીં સ્પર્શ વસતા એ પ્રેતો થયાછે.'

કવિને કહેવું એમ છે કે સ્પર્શનો આનન્દ, સ્નિગ્ધતા વિલીન થઈ ગયાં છે, સ્પર્શેન્દ્રિય બુઠ્ઠી બની ગઈ છે, પણ તે તેમણે કેવી કાવ્યાત્મક રીતે વ્યક્ત કર્યું છે!

વેદના, આંસુ, નિઃશ્વાસ એ સર્વ પહેલેથી ગઝલના પ્રિય નિરૂપ્યમાન વિષયો રહ્યાં છે, પરન્તુ અદ્યતન ગુજરાતી ગઝલકાર તેની નિરૂપણ-રીતિમાં જે પ્રયોગ-શીલતા દાખવે છે તેને પરિણામે આ ચવાઈ ગયેલા વિષયો અને તેને વ્યક્ત કરતી બીબાંઢાળ અભિવ્યક્તિમાં નવી ચમક, નવી હૃદ્યતા આવ્યાં છે. આના દૃષ્ટાંતરૂપે નયન હ. દેસાઈનો એક શેર જોઈએ:

'દોસ્ત, અહીં તો એકલતાનું ઈંચ-દોકડામાં છે માપ;
આટલું ઝાકળ, આટલાં ડૂસકાં રડો તો ઓહો હોહો થાય!'

અહીં એકલતાનું માપ ઈંચ-દોકડામાં હોવાનુંકહીને કવિએ સૂક્ષ્મ વ્યંગ કર્યો છે ને ખુદ વેદનાનો 'ઓહોહોહો' જેવા શબ્દ વડે ઉપહાસ કરી અભિવ્યક્તિનું નવું પરિમાણ પ્રગટાવ્યું છે. કાફિયા તરીકે 'ઓહોહોહો' જેવા ઉદ્ગારવાચક શબ્દનો પ્રયોગ પણ ધ્યાનાર્હ બન્યો છે.

વેદનાની આવી જ વાત આધુનિક ગઝલકાર કેવા મર્મથી, આછા ઇંગિતરૂપે સૂચવી જાય છે તે ચિનુ મોદીના નીચેના શેર પરથી સ્પષ્ટ થશે:

'શોધી શકશો ઘર તમે મારું તરત;
સાત સપનાંનું સૂકું તોરણ હશે.'

નગરજીવનનું યંત્રસંસ્કૃતિસર્જિત અંધત્વ, જીવનની ક્ષણિકતા તથા તેનેય વળોટીને ચિરંતનતાનો એકાદો સ્ફુલિંગ સંસ્થાપવાની કવિની મથામણ આવા સંકુલ ભાવને જયેન્દ્ર શેખડીવાળાએ સાવ નવી જ પરિભાષા વડે આ શેરમાં નિરૂપ્યો છે:

'સુરદાસ નામે શહેરમાં કંઈ પણ કહ્યા વગર
તત્ક્ષણ નદીના શ્વાસમાં મોતી પરોવજો.'

અહીં 'સુરદાસ નામે શહેર' અને 'તત્ક્ષણ નદી'ના શબ્દપ્રયોગો અવશ્ય ધ્યાન ખેંચે છે.

આંખોમાં અશ્રુ ધડેડાટ વહી ગયાં છે એ સાદી વાત કવિતાની રીતે નિરૂપવા માટે ચિનુ મોદીએ અભિવ્યક્તિની પ્રયોગાત્મકતાથી કેવું કામ લીધું છે તે આ શેર પરથી સ્ફુટ થશે:

'આમ તો પર્યાપ્ત છે બે આંખનો વિસ્તાર પણ,
પૂર આવેલી નદીને પટ ઘણો નાનો પડચો!'

અહીં બીજી પંક્તિએ ભાવની વ્યંજના રૂપકદ્વારા સૂક્ષ્મતાથી સાધી છે.

શેરની રોકડી બે પંક્તિઓમાં પણ ભાવ અને શબ્દનું અનવદ્ય સૌન્દર્ય કેવું વિલસી શકે છે તે શ્યામ સાધુના એક શેર પરથી પામી શકાય તેમ છે. ભીતરમાં વેદનાનો લાવા ઘૂઘવતો હોય, પણ બહાર તો માણસ પરમ પ્રસન્નતા જ દાખવે એ ભાવ કવિએ અહીં સુભગ રીતે ઉપસાવ્યો છે:

'જુઓને રોજ કંકુની નદીનાં ચિત્ર દોરે;
નર્યો સૂનકાર નહીં તો લોહીમા એણે વહ્યો છે.'

આ શેરમાં 'કંકુની નદી' અને 'લોહીનો સૂનકાર' જેવા શબ્દપ્રયોગો ધ્યાન આકર્ષ્યા વિના રહેશે નહિ.

આધુનિક ગઝલકાર કેવાં નવાં નવાં કલ્પનો તેની ગઝલોમાં લઈ આવે છે ને સાર્થક રીતે પ્રયોજે છે તેનાં તો અનેક ઉદાહરણો મળી રહે. કરસનદાસ લુહારના એક શેરનું દષ્ટાંત જોઈએ:

'આંગળીને ટાચકે ફોડો તમે;
નામ મારું એટલે એક ક્ષણ સચોટ'

અહીં ટાચકો, તેનું ફૂટવું, નામ, ક્ષણો અને તેને અપાયેલું 'સચોટ'નું વિશેષણ એ સર્વ મળીને એક નિતાંત ભાવબોધ કરાવે છે.

બાપુ ઉેત્રની એક ગઝલના તો એકથી વધુ શેરો આ સંદર્ભમાં નિર્દેશવા જેવા છે. આ મત્લાથી ગઝલ ઊપડે છે:

'કે સાવ કુંવારી અટકળ છે, લ્યો શુકન થયા!
તું યાદ, તરસ કે ઝાકળ છે, લ્યો શુકન થયા!'

અહીં 'લ્યો શુકન થયા!'ની રદીફ તથા 'અટકળ' કાફિયાને મળેલું 'કુંવારી' વિશેષણ તેની સહેતુકતાથી ધ્યાન ખેંચશે. ગઝલ આગળ વધે છે:

'બારી ખોલો! ચોઘડિયું બેઠું ફૂલો-નું,
ઘર આખ્ખું આકળવિકળ છે, લ્યો શુકન થયા!'

'ચોઘડિયું બેઠું ફૂલો-નું' જેવો શબ્દપ્રયોગ અહીં રસાનુભવ કરાવે છે, તો 'ફૂલો-નું ચોઘડિયું' બેસવાને પરિણામે 'ઘર આખ્ખુ આકળવિકળ હોય' અને તેનેય 'લ્યો શુકન થયા!' એમ ગણવું એ સમગ્ર કાવ્યપ્રપંચ ભાવપરિણિત સાધે છે. આ ગઝલનો એક વધુ શેર:

તું અચરજ છે, સારસ છે? રેશમતિથિ છે?
જીવતર તો ટહુકા હેઠળ છે, લ્યો શુકન થયા!'

અહીં પણ 'રેશમતિથિ' તથા અચરજ, સારસ અને ટહુકાનું સંદર્ભસૂત્ર તેમ જ 'જીવતર તો ટહુકા હેઠળ છે' જેવો પદવિન્યાસ કાવ્યપોષક છે.

છેલ્લો શેર આ ગઝલનો:

'મરવું છે નમણી ભ્રમણાનું મહૂરત જોઈ;
આ એકલવાયો કાગળ છે, લ્યો શુકન થયા!'

અહીં પણ 'ભ્રમણા'ને જોડેલું 'નમણી'નું વિશેષણ અને તેનું 'મહૂરત' જોઈ 'મરવા'ના નિશ્ચયનો ઉલ્લેખ તથા 'એકલવાયો કાગળ' એ શબ્દવિન્યાસ એ સર્વમાં કવિકર્મ જોઈ શકાય છે. જોકે આ આખીયે ગઝલ મનોજ ખંડેરિયાની વધુ જાણીતી ગઝલ 'દરવાજો ખોલ'ના પ્રભાવ હેઠળ ન લખાઈ હોય એમ ઈચ્છીએ.

હરેશ લાલનો એક શેર તેની અભિવ્યક્તિથી આવો જ નાજુક કાવ્યાનુભવ કરાવે છે:

'માવઠું વરસી પડ્યું રૂમાલમાં,
ડૂસકે ડૂબી પ્રતીક્ષા, સાંજ પણ!'

વેદનાની એક ક્ષણનું કેવું મૂર્તિમંત ચિત્ર નાના માપના છન્દના આ શેરમાં કંડારાયું છે!

ગઝલમાં ચિંતનને પણ અવકાશ છે. શરત માત્ર એટલી કે તે કવિતાની રીતે આવવું જોઈએ. આ જગતના મિથ્યાત્વને નિરૂપવા માટે રમેશ પારેખ તેમના એક શેરમાં કલ્પનનો આ પ્રકારનો પ્રયોગ કરે છે:

'પ્રકાશ એટલે અંધારું માત્ર અંધારું;
આંખમાં દશ્યની અફવા ઊડી રહેલી છે.'

હનીફ સાહિલ જીવનની નશ્વરતાનો ઉલ્લેખ આછા ઈંગિતથી જ એક શેરમાં આ રીતે કરી લે છે:

'દેહ માટીનો લઈ ચાલ્યા તો છો;
રાહમાં આગળ સમંદર આવશે.'

જીવન ક્ષણભંગુર હોવા છતાં એવા જીવનની નશ્વરતા પ્રત્યે નિર્ભ્રાન્તિ કેળવવાને બદલે તેને વિશે વધુને વધુ ભ્રમણામાં ગૂંચવાતા જવું એમાં કોઈ પ્રદ્યતા

છે? કોઈ મધ્યકાલીન કવિને સહજ એવો આ ભાવ ચિનુ મોદી જેવા આધુનિક ગઝલકાર તેમના એક શેરમાં આ રીતે નિરૂપે છે:

'જાણકારી એટલી કે એક નકશાની નદી
રોજ ચિંતામાં રહે કે પાણી ઓછું થાય છે!'

આપણે આપણાથી જ ખોવાઈ જઈ રહ્યા છીએ એવો સાંપ્રત જીવનનો વિષાદપ્રેરક ભાવ મનોજ ખંડેરિયાએ નીચેના શેરમાં બાહ્ય હળવાશથી છતાં અંતર્નિગૂઢ વેદનાથી વ્યક્ત કર્યો છે:

'સેરવી કોણ ચાલ્યું ચૂપકીથી?
મેં મૂક્યો'તો મને જ ખીસામાં.'

આ જ ભાવ મુકુલ ચોકસી એમના એક શેરમાં સહેજ જુદી રીતે, પુરાકલ્પનનો આછો આશ્રય લઈને નિરૂપે છે:

સ્હેજ લક્ષ્મણરેખા ઓળંગી અને,
ત્યાં જ મારું અપહરણ કોણે કર્યું?'

આદિલ મન્સૂરી 'શબ્દ જેવું મળી ગયું કોઈ/ કોઈમાં શબ્દ થૈ વસ્યું કોઈ' એ મત્લાથી શરૂ થતી એમની એક ગઝલમાં તો આપણાં ઉપનિષદો સાથે અનુસંધાન સાધી શક્યા છે. 'શ્વેત કોરો પડ્યો હું તો/ લાલ પીળું કરી ગયું કોઈ' જેવી અમૂર્ત ભાવનિષ્પત્તિ સાધીને એ જ ગઝલમાં કવિ બે અંતિમ શેરોમાં —

'એક ખાલી અમરતો ગોળ કરી
મધ્યબિન્દુ બની ગયું કોઈ.
આખું બ્રહ્માંડ એક હાથ અને
હાથમાંથી સરી ગયું કોઈ'

જેવું અધ્યાત્મ-વિચારનું ભાવ-શિખર સિદ્ધ કરે છે.

જીવન વિશેનું ગંભીર ચિંતન પણ આધુનિક ગઝલકાર હળવી કલમે નિરૂપવાના પ્રયાસો કરે છે. શ્યામ સાધુની એક 'ચકા-ગઝલ'નો મત્લા જુઓ:

'ચકા પીપળનું પાન ખર્યું છે,
ચકા જીવન તો તૂત નર્યું છે.'

આ યંત્રયુગમાં એક માણસને બીજા માણસથી અલગ તારવવાનું યે વિકટ બન્યું છે, તો માણસના પડછાયાઓને તો શી રીતે એકમેકથી જુદા પાડી ઓળખવા? આ ગંભીર પ્રશ્નનું નિરાકરણ મુકુલ ચોકસીએ તેમના એક શેરમાં આધુનિક બાનીના પ્રયોગની સહાયથી કર્યું છે:

'ને ગૂંચવાશે અનેક એકમેકમાં છેક જ.,
લગાડો કોઈ આ પડછાયાને ગળે લેબલ.'

અહીં 'અનેક' 'એકમેક' અને 'છેક' જેવા સમાન ઉચ્ચારણવાળા શબ્દોનાં પ્રયોગ તથા 'લેબલ' જેવા અંગ્રેજી શબ્દને કાફિયા તરીકે પ્રયોજી તે દ્વારા ભાવની ચોટ આણવાનો પ્રયત્ન ધ્યાનાર્હ બન્યો છે.

'सम्भवामि युगेयुगे...' એ ગીતાવચનને આધુનિક ગઝલકાર કઇ રીતે નિહાળે છે ને તેની અભિવ્યક્તિમાં કેવાં ઓજારોનો પ્રયોગ કરે છે? દૃષ્ટાંતરૂપે શિલ્પિન્ થાનકીનો આ શેર:

'સમ્ભવું છું હર ક્ષણે ઇશ્વર નથી હું તે છતાં,
જારી છે આજે ય મારી ક્રોસ પરની ચઢઊતર'

માણસ ઈશ્વર ન હોવા છતાં સંભવે છે, ને તે 'યુગેયુગે' નહિ, હર ક્ષણે, અને ક્રોસ પરની અવિરત ચઢઊતર એ જ આજના માણસનો સંભવ એવી સાવ નવીન' ભાવાભિવ્યક્તિ અહીં સાંપડે છે.

જીવનની absurdity, ખાલીપો અને અર્થરિક્તતાને વ્યક્ત કરવા માટે પણ બાહ્ય રીતે એવી absurd, અર્થરિક્ત, પ્રલાપવત્ ભાષા-બાનીના પ્રયોગો કરવાનું સાંપ્રત ગઝલકારોનું વલણ રહ્યું છે, જેમાં મનહર

મોદીની બે સુખ્યાત કૃતિઓનાં દૃષ્ટાંત પર્યાપ્ત બની રહે તેમ છે:

'હતું ઊંઘમાં ઊંઘ જેવું ઉઘાડું,
કરે છે હજી કેમ હાંચી ગધાડું?

*

'અઢી ફૂટથી વધારે કેમ ઊંઘ્યો?
ઉલૂલૂલૂ બિચારાને ગયો છે.'

અદ્યતન ગઝલકારોએ અભિવ્યક્તિના નાનાવિધ પ્રયોગો કરવામાં અનેક સાધનો-ઓજારોને ખપમાં લીધાં છે. પુરાકલ્પન એક એવું સબળ સાધન છે. મૂર્ધન્ય ઉર્દૂ કવિ ફિરાક ગોરખપુરીનો એક શેર છે:

'हर लिया है किसीने सीता को
जिन्दगी है कि राम का वनवास?'

પુરાકલ્પનોના આવા પ્રયોગો આધુનિક ગુજરાતી ગઝલોમાંથી ઘણા મળી રહે છે.

નદીતટે અશ્વત્થની છાયા હેઠળ પારધીનું બાણ વાગતાં શ્રી કૃષ્ણે દેહોત્સર્ગ કર્યો એ પુરાણકથાનું કલ્પન મનોજ ખંડેરિયાએ તેમના એક શેરમાં આ રીતે પ્રયોજ્યું છે:

'મનોજ નામની એક નદીના કિનારે
તને કોઈ પીપળા નીચે બેસી શ્વાસો.'

રમેશ પારેખ એમની એક જ ગઝલમાં એક જ પુરાકલ્પન બે ભિન્ન ભિન્ન રીતે નિરૂપે છે:

'આ મારા હાથમાં દમયંતીપણું શોધું છું;
મેં મૃત મત્સ્ય અહીં એકઠાં કરેલાં છે.'

અને

'હે મારા હાથ, આ દમયંતી વેડા ફોગટ છે;
મત્સ્ય જીવે છે અને જળ મરી ગયેલાં છે.'

એક ગઝલના જુદા જુદા શેરોનું ભાવવિશ્વ સ્વતંત્ર હોઈ શકે છે એ ગઝલની સ્વરૂપગત વિશેષતાનો અહીં કવિએ પૂરતો લાભ ઉઠાવ્યો છે. પ્રથમ શેરમાં સંજીવની-શક્તિની શોધનો સંકેત કરે છે, કેમ કે મૃત મત્સ્યરૂપ નિર્જીવ ભાવસ્પન્દનો તેની પાસે શેષ છે. બીજા શેરમાં તેનોજ તેઓ છેદ ઉડાડે છે, કેમ કે મત્સ્યરૂપ ભાવસ્પન્દનો તો જીવિત છે—વાતાવરણ જ મરી ગયેલું છે, આથી સંજીવની—શક્તિની શોધ મિથ્યા છે.

મનસુખ વાઘેલાએ તો એક આખી 'મિથિકલ ગઝલ' જ લખી છે, જેમાં બ્રહ્માની નાભિમાંથી કમલાસનસ્થિત વિષ્ણુ ભગવાનનું પ્રગટવું, ચરણમાં તીર વાગવા છતાં ઘૂમતા રહેતા શ્રી કૃષ્ણનું લીલાછળ, સીતાનો ભૂમિપ્રવેશ, ઇત્યાદિ પુરાકલ્પનોનો વિનિયોગ થયેલો છે. આ કથાઓ હિન્દુ પુરાણોની જ હોય એવી મર્યાદા સાંપ્રત ગઝલકાર ન જ સ્વીકારે. ઉપરોક્ત ગઝલના મત્લામાં જ ખ્રિસ્તી દંતકથાનો ઉલ્લેખ છે:

'હજી ય ઈવ ને આદમના હોઠ ભૂખ્યા છે;
ને સર્પ વાત કરે છે હજી ય ફળ વિષે!'

હરકિશન જોશી તેમના એક મત્લામાં દંતકથાના સમયને નિકટ આણે છે:

'દફનાવવા કે બાળવા બેસો કબીરને?
કોની ફળીમાં ફેંકશું દાતણની ચીરને?

પરબત પરમારની 'પુત્ર' સંબોધનને વારંવાર પુનરાવર્તિત કરતી એક ગઝલના એક શેરમાં પણ પુરાકલ્પનનો પ્રયોગ આસ્વાદ્ય બન્યો છે:

'સૂર્ય ને કુન્તાની વચ્ચે કોણ છે?
પુત્ર! ક્યાંથી ગર્ભ જેવા રંગ ઢૂંકયા?

સાંપ્રત નગરજીવનની વિષમતા તેને અનુરૂપ બાનીમાં નિરૂપવી એ આધુનિક ગુજરાતી ગઝલકારનો પ્રિય (અને હવે બહુ પુનરાવર્તિત) ઉપક્રમ બની રહ્યો છે. તેમાં ભાષા, પ્રતીકો, કલ્પનો, છન્દ, લય ઇત્યાદિ વિશેના અનેકવિધ પ્રયોગોને અવકાશ મળ્યો છે.

હેમંત ધોરડાએ વેશ્યાજીવનને વિષયસ્થ કરતી એક બહુ સુન્દર ગઝલ લખી છે. મુસલસલ ગઝલનો તો તે એક નમૂનો છે જ. એ ગઝલનો આ શેર જુઓ:

'મારો ઉલ્લેખ થતાં એનું હસીને થૂંકવું;
નામથી ગાળ સુધી ગળફામાં લાવે છે મને.'

અહીં પરિસ્થિતિનું બરછટપણું ને તેની ભીતરી વેદના 'થૂંકવું', 'ગાળ', 'ગળફો' જેવા કઠોર શબ્દોના પ્રયોગથી કેવાં ઊપસી આવ્યાં છે!

આજ ગઝલકાર તેમની એક અન્ય ગઝલમાં 'સ્ટ્રાઈકર' 'કુકરી', 'સ્ટેજ', 'રોલ', 'એકઝોસ્ટ-ફેન', 'જોડાની લેસ', જેવાં પ્રતીકો દ્વારા આધુનિક જીવનની વિષમતા–વ્યર્થતાને આલેખે છે. અદમ ટંકારવી અને મનહરલાલ ચોકસીએ તો સંપૂર્ણ 'સિન્થેટિક' ગઝલો જ લખી છે. અદમની એક ગઝલમાં સ્મરણોની સૌરભ નહિ, પણ 'યાદોનાં પરફ્યુમ્સ' ઊડે છે; સુંવાળાં નહિ, પણ 'ડનલોપી' સપનાં' આવે છે; ફૂલ 'ચમન' માં નહિ, પણ પ્રિયતમાની ગલીના 'લૅમ્પપોસ્ટ' પર ખીલે છે ને તેય 'સાક વોલ્ટ' નું!

નગરજીવનની મુખ્યત્વે વિષમતાઓ અને તજ્જન્ય વિષયના આલેખન-પ્રાચુર્યે ગુજરાતી ગઝલની ભાષા અને બાનીની સખ્ત ઈમારતને ધરમૂળથી બદલી નાખી છે. એક સમયે ગુજરાતી ગઝલમાં ઉર્દૂ-ફારસી શબ્દોની બહુલતા વર્તાતી; આજે તેમાં અંગ્રેજી શબ્દોની વસતિ વર્તાય છે.

રમેશ પારેખે તેમની 'કાગડો મરી ગયો' શીર્ષકની એક ગઝલમાં લગભગ એક આખી પંક્તિ જ અંગ્રેજીમાં લખી છે:

'રમેશ, આમ કાગડાની જેમ તું કરાંજ મા;
You...stop... stop ...stop ... now કાગડો
મરી ગયો!

આમેય 'કાગડો મરી ગયો 'જેવી ગદ્યાળુ બલકે છાપાળવી રદીફ પસંદ કરી તેમાંથી ગઝલ નીપજાવવાનો પારેખનો પ્રયોગલક્ષી કસબ નોંધપાત્ર બન્યો છે એક અન્ય ગઝલમાં આજ કવિ એક શેરમાં યે આવો જ ભાષા–પ્રયોગ કરે છે:

'હાથ પોતાની વ્યંજના લૂંટાવી બેઠો છે;
લૂંટાવું એનું cold printમાં લૂંટાવું તે.'

હર્ષદેવ માધવ તો રદીફ તરીકે જ તેમની એક ગઝલમાં 'થેન્ક યુ' જેવા અંગ્રેજી શબ્દોને પ્રયોજે છે:

'પ્રેયસીના હાથમાં મૃગજળ મળ્યાનું થેન્ક યુ;
આંખમાં બે–પાંચ રહેવા પળ મળ્યાનું થેન્ક યુ.'

પણ આધુનિક ગઝલકારોએ કેવળ અંગ્રેજી શબ્દોની પાછળ જ દોટ મૂકી છે એમ કહેવામાં ન્યાય નહિ થાય. એ તો સુવિદિત છે કે ગુજરાતી ગઝલની બાનીનું સંમાર્જના-સંશોધન કરવામાં અદ્યતન ગઝલકારોનું પ્રદાન અત્યંત મૂલ્યવાન છે. ગઝલને ભાવાનુરૂપ ભાષા–બાનીથી કાવ્યાત્મક બનાવવામાં તેઓના પુરુષાર્થે પ્રશસ્ય પરિણામો આણ્યાં છે. એ માટે આ ગઝલકારોએ જરૂર વર્તાઈ ત્યાં અંગ્રેજી શબ્દોનાં છાંટણાં છાંટવા ઉપરાંત એક તરફ પ્રશિષ્ટ બાનીને કુશળતાપૂર્વક ઉપયોગમાં લીધી છે; તો બીજી તરફ લોકબોલીના અને બોલચાલના શબ્દો તથા લઢણોને પણ ખાસ્સાં કામે લગાડયાં છે.

અંગ્રેજી શબ્દોના પાશ સહિતની હેમંત ધોરડાની એક ગઝલનો ઉપર ઉલ્લેખ કર્યો છે. આ જ કવિએ તેમની અન્ય ગઝલમાં આવી પ્રશિષ્ટ બાની પણ પ્રયોજી છે:

'ખેંચાવું નિત નવીન ક્ષિતિજ સ્પર્શના વહનમાં;
ભીના વલણના તંતુઓ તૂટ્યે ડૂબી જવાનું.'

શિલ્પિન્ થાનકી તેમની એક જાણીતી ગઝલમાં 'હરીતિમ', 'ધૂસરતર', 'મધુમાસ', 'કિંશુક', 'વાતાસ',

જેવી પ્રશિષ્ટ પદાવલિ લાવ્યા છે. જયદેવ શુકલના એક શેરમાં 'ચતુર્વેદી દિશા ઓઢીને બેઠો/અરંગી રંગને ઘૂંટયા કરું છું' જેવી પ્રશિષ્ટ બાની સાંપડે છે. રાજેન્દ્ર શુકલની ઘણીક ગઝલો તેમાંના સંસ્કૃત શબ્દોના વિનિયોગને કારણે ધ્યાનાકર્ષક બની છે. તેમણે 'બારમાસી' જેવા મધ્યકાલીન કાવ્યપ્રકારને ગઝલમાં ઢાળીને અદ્યતન ગઝલની પ્રયોગપ્રીતિનું એક નવીન પરિમાણ ઉપસાવ્યું છે. એમની એક ગઝલના બે શેરો સંસ્કૃત-પ્રાકૃત લઘુકાવ્યો-મુક્તકોની ચિત્રાત્મકતાનો ખ્યાલ આપે તેવા બન્યા છે:

'સોનાસળી—સોનાસળી રમતાં રહે કોમળ કિરણ;
તડકો વિખેરાતો રહે ઝાકળ-પરોવ્યા વાળ પર.'

અને

'કૈં વેલબુટ્ટા, ફૂલપત્તી, એક ભાતીગળ ગઝલ;
કૈં રેશમી શબ્દોનું આછું પોત વણીએ શાળ પર.'

ચિત્રાત્મકતાના સંદર્ભમાં ચિનુ મોદીનો આ શેર પણ સૌન્દર્યાનુભવ કરાવે છે:

'આખે ખેતર ગાઢ આડાબીડ ભીનું ભીનું લચતું ધુમ્મસ
રથને તોડી સાત અરબ્બી ઘોડાટોળું ચરતું ધુમ્મસ.'

બીજા અંતિમે લોકબોલીના શબ્દો-લઢણો પ્રયોજી તે દ્વારા ગઝલસિદ્ધિનું નવું પરિમાણ પ્રગટાવવાનો આધુનિક ગઝલકારોનો અભિગમ પણ ફળદાયી નીવડયો છે.

શિલ્પિન્ થાનકીએ 'મીણ જેડા થઈ વિયા પથ્થર ડિસે/સ્પર્શ—જે ગુલ્મોરજો અવસર ડિસે'—થી શરૂ થતી એક આખી ગઝલ કચ્છી બોલીમાં આપી છે. ગુજરાતી ગઝલનો આ એક કદાચ સર્વથી અપૂર્વ ફાંટો છે.

નયન હ. દેસાઈએ લખેલી એક આંચલિક ગઝલમાં સૂરત જિલ્લાની લોકબોલીના 'અહૂરી', 'રાસ-વા', 'હાંગણૂહ'ગણ', 'પડાળી', 'મોભારો', 'ઓંડર', 'પડો', 'અણુહારો', 'ભંઠોડા', 'થુંભા', 'ખૂંપારો', 'લૂખિ-યું', 'અણવટ', 'આફાતીફા', જેવા ઘણા શબ્દો પ્રયોજી ગઝલનો એક નવો જ ચહેરો ઉપસાવ્યો છે.

મનહરલાલ ચોકસી તેમની 'સૂરતી ગઝલ'માં પણ સૂરતી બોલી નિરૂપે છે. તેનો એક શેર:

'એક હેરીમાં ઊતું સપનું સંરસ,
પણ કોઈના ધ્યાનમાં આઈવું નહીં.'

સૌરાષ્ટ્રી લોકવાણીના શબ્દો-લઢણો તો આધુનિક ગઝલોમાં પ્રચુર પ્રમાણમાં નિરૂપાય જ છે. વિનોદ જોશીનો આ મત્લા જુઓ:

'ફાંસ જરા શી વાગી ગઈને વાંસ જેવડું ખટકે છે કંઈ
અંદર અંદર;
પરબારું લે, હડી કાઢતું હાંફી જઈને અટકે છે કંઈ
અંદર અંદર.'

તો બીજી તરફ ગઝલમાં પ્રયોજાતી ભાષાના નવા નવા કાકુઓ પ્રગટાવી તે દ્વારા કાવ્યસૌન્દર્યને નિખારવાના પ્રયોગો સાંપ્રત ગઝલકારો કરતા રહ્યા છે. કરસનદાસ લુહારનો આ શેર જોઈએ:

'અય લડકે લોગ, જોરસે તાલી બજાઈએ'—
જીવતરની શેરીએ હું મદારીના ખેલ શો!'

અહીં પ્રથમ પંક્તિ પૂરી હિન્દીમાં લખાઈ છે, છતાં કાવ્યવિષય સન્દર્ભે તેનું ઔચિત્ય છે જ.

ગઝલની ભાષામાં દૃષ્ટિપૂર્વક બરછટતા લાવવાના પ્રયોગો પણ જોવા મળે છે. રવીન્દ્ર પારેખની એક ગઝલનો પ્રારંભ આ પંક્તિથી થાય છે:

'કયા સૂવરના બચ્ચાએ ફેંકી દાતણની ચીરી?'

ભાવ કે ભાષાપ્રયોગ અંગેનાં inhibitionsમાંથી સાંપ્રત ગઝલકાર મુક્ત થઈ ગયો છે. હેમંત ધોરડાનો આ શેર તેનું એક દૃષ્ટાંત છે:

'ટપકે ન આંખથી કે એ છલકે ન લિંગથી;
અણગત રુધિરને ન મળે કોઈ ઘાવ પણ.'

આધુનિક ગઝલકાર તેની ગઝલોમાં શબ્દોને રમાડે છે, લડાવે છે, શબ્દલીલા કરે છે, શબ્દનાં આવર્તનોમાંથી અભિવ્યક્તિની નવી નવી છટાઓ નિપજાવવાની મથામણ કરે છે. આદિલ મન્સૂરીના આ શેરમાં શબ્દ-પુનરાવર્તનની લીલા જોવા જેવી છે:

'સૂરજ થૈ શકવાની ઊજળી ક્ષણની વચ્ચે
ઝાકળ ઝાકળ ઝાકળ જેવું રણની વચ્ચે.'

આ લખનારની 'ગઝલગઝલ' અને 'વગેરે' ગઝલોને આ સંદર્ભમાં નિર્દેશી શકાય.

હર્ષદેવ માધવે લખેલી 'માંગડાવાળાની ગઝલ'માં એક શેરની ભાષા-ઈબારત જુઓ:

'આહ! હી હી હી! ઓહ! ઓહ!
ચોતરફ એકાંતના બસ ખીજડા.'

અહીં પ્રથમ પંક્તિના ઉદ્‌ગારવાચક શબ્દોનું ઔચિત્ય માંગડાવાળાની પ્રેતસૃષ્ટિની કથાના સંદર્ભમાં સુપેરે સમજાશે. રાજેન્દ્ર શુકલનો એક શેર છે:

'છેદું, ઘસું, તપાવું, શ્વસું શબ્દશબ્દને;
અવતારવા કદાચ મથું છું અવાકને.'

આ શેર સાંપ્રત ગઝલકારના શબ્દ પ્રત્યેના અભિગમને સ્પષ્ટ કરે છે.

આધુનિક ગઝલકાર તેની ગઝલોમાં ક્યારેક વિરલ શબ્દકર્મ પણ કરે છે. નવાંનવાં ક્રિયાપદો વગેરેનું સર્જન કરવાની તેની પ્રવૃત્તિ નોંધનીય છે. સ્વ. મણિલાલ દેસાઈએ 'રસ્તા' પરથી 'રસ્તાય' કર્યું તેના પડઘા આજ સુધી રહ્યા છે ને 'વૃક્ષાય' 'જંગલાય' જેવા શબ્દપ્રયોગો નવી ગઝલોમાં જોવા મળે છે. એસ. એસ. રાહીનો એક શેર ઉતારીએ:

'કાચમાં શ્વેતાય છે ભીનો સૂરજ;
શ્યામ કીકી શું કરે ગૉગલ્સમાં!'

અહીં 'શ્વેતાય' જેવો શબ્દ-પ્રયોગ ધ્યાનાર્હ છે. બકુલેશ દેસાઈએ એમના એક શેરમાં વળી જુદા પ્રકારનું ભાષાકર્મ કર્યું છે:

'લગભગતાનો ચહેરો શોધી શોધી થાક્યા;
દર્પણથી અંજાઈ જઈશું ચાલ ફરીથી.'

ગઝલને નવા નવા પરિવેશમાં મૂકવાની, નવીનવી પરિભાષા વડે આલેખવાની સાંપ્રત ગઝલકારોની પ્રવૃત્તિ પણ ખાસ નોંધપાત્ર છે. એનાથી ગઝલને ભાવસાતત્યનું નૂતન પરિમાણ મળ્યું છે તથા ગઝલના નિરૂપ્યમાન વિષયોની અભિનવ ક્ષિતિજો ઊઘડી છે. થોડાંક ઉદાહરણો જોઈએ. મનોજ ખંડેરિયાએ અદાલતની પરિભાષામાં આખી ગઝલ લખી છે, જેમાં 'રીઢા ગુનેગાર,' 'શકમંદ હાલત', 'સજા ખાધેલ આરોપી', 'જાસાચિઠ્ઠી' જેવા શબ્દપ્રયોગો સાંપડે છે. હનીફ સાહિલે 'રહસ્યોદ્‌ઘાટકની ગઝલ' લખી છે, પણ તેમાં તેઓ વળી આવી ફોજદારી ભાષાથી વેગળા રહી ચીલે ચાતરે છે. નયન હ. દેસાઈએ 'ભૌમિતિક ગઝલ' રચી છે જેમાં ભૂમિતિના પારિભાષિક શબ્દો—જેવા કે 'વ[illegible] રેખાઓ', 'કંપાસ', 'કોણમાપક', 'કાટખૂણો' 'સમાંતર રેખા', વગેરેનો વિનિયોગ કર્યો છે. આ લખનારની 'દરિયાઈ ગઝલ'નો આ સંદર્ભમાં ઉલ્લેખ કરી શકાય

ભાષાને વિષય કરીને પણ આધુનિક ગઝલકારોએ ગઝલો લખી છે. આદિલ મન્સૂરીની 'ક ખ ગ લિસ્સો હતો લપસી ગયો'થી શરૂ થતી કે આ લખનારની 'કક્કાની ગઝલ' કે અદમ ટંકારવીનું 'ભાષાભવન આ સંદર્ભમાં ઉલ્લેખપાત્ર છે. ટંકારવીએ તો પાછી આ ગઝલને સૉનેટના આકારમાં કંડારી છે.

ગઝલને બીજા કાવ્યપ્રકારોનાં માળખાંમાં ઢાળવાના સાંપ્રત ગઝલકારોએ કરેલા પ્રયોગો અત્યંત નોંધપાત્ર છે. સૉનેટ, ગીત, ભજન, ગરબો, હાઈકુ, કથાકાવ્ય ગઝલેતર આ કાવ્યપ્રકારોમાં ગઝલને ઢાળવાના પ્રયોગો થયા છે. (દાયકાઓ પહેલાં 'ગઝલમાં ગીતા' અને તાજેતરમાં 'ગઝલમાં સત્યનારાયણની કથા'ના પ્રયોગો થયા છે, પણ તેમાં તો મુખ્યત્વે ગઝલી છન્દોનો જ આશ્રય લેવાયો છે.) થોડાંક દૃષ્ટાંતનો જોઈએ:

જવાહર બક્ષીએ 'તારા જવાનું જ્યારે મને રે લોલ./આકાશ મારી આંખમાં ટોળે વળે રે લોલ' એ મત્લાથી આરંભાતી ગઝલમાં ગરબાનો; હરીશ મીનાશ્રુએ 'કપોળકલ્પિત માણુસ ઊડે પવનપાતળી પળમાં હોજી/મીંડાને પૃથ્વી માની લૈ ઊંચકી લઉં અટકળમાં હોજી'થી શરૂ થતી ગઝલમાં ભજનનો, માધવ રામાનુજે 'એક એવું ઘર મળે આ વિશ્વમાં/જ્યાં કશા કારણ વિના પણ જઈ શકું'માં સૉનેટનો (એમાં કવિએ કાફિયા દર ચોથી પંક્તિએ મેળવ્યા છે, ને અંત્ય બે પંક્તિઓ કાફિયાયુક્ત છે); મનોજ ખંડેરિયાએ 'ટપકે નેવાં/આજે તો અવકાશે/છલકે નેવાં'માં હાઈકુનો (જેમાં 'ટપકે' 'છલકે',...કાફિયા અને 'નેવાં' રદીફ છે); ધ્રુવ શુક્લે 'આંધળાનો હાથી છું હું સ્તુટ્ટી મારી કડી–સાંકળી/કેમ કરતાં હું પ્રવેશ કરું કે નામ તમારું ગલી આંધળી'માં અથવા આ લખનારે 'સંભવના સૂર હવે બેરવે નહીં કદીય લીલો અંજવાસ મારે ઉંબરે,/ઘટનાના લોપ કેરું પીળું વેરાન ભરે સૂકાભઠ શ્વાસ મારે ઉંબરે'થી શરૂ થતી રચનામાં અથવા નયન હ. દેસાઈએ 'અરરર્ર્ છાનામાના ઊતરે કાળાધોળા ઓળા,/અરરર્ર્ આંખે અંધારાંને કરવાં ખાંખાંખોળાં./અરરર્ર્ બાઈજી, છ છંગ છત્રી વરસોની દુર્ઘટના./અરરર્ર્ બાઈજી, ઉપર પાછા પચી ચોક ગપ-ગોળા'માં (મરશિયા–શૈલીના) ગીતનો; જયન્ત પાઠકે 'રમતાં રમતાં લડી પડે લૈ માણુસ છે!/હસતાં હસતાં રડી પડે લૈ માણુસ છે!'થી શરૂ થતી ગઝલમાં બાળ-ગીતનો, જયેન્દ્ર શેખડીવાળાએ 'ઝરમર પળભર ગગન અકળ પર/સરવર મનસર પવન કમળ પર'માં ડિંગળી કાવ્યનો (વળી આ રચનામાં બબ્બે કાફિયાઓનો પ્રયોગ ધ્યાન ખેંચે છે) કે હર્ષદેવ માધવે 'માંગડા-વાળાની ગઝલ'માં અથવા રવીન્દ્ર પારેખે 'વૈતાલની ગઝલ'માં કથાકાવ્યનો રંગ ઉપસાવ્યો છે.

ગઝલના બંધારણમાં કાફિયા–રદીફ વિશિષ્ટ ભૂમિકા ભજવે છે. તે પરત્વે પણ સાંપ્રત ગઝલકારની પ્રયોગ-લક્ષી મથામણો જોઈ શકાય છે. ગઝલમાં ભાવસાતત્ય સિદ્ધ કરવા માટે 'પીંછું', 'રેતી' 'દરિયો' વગેરે જેવી એકશબ્દી રદીફો વિપુલ પ્રમાણમાં પ્રયોજી ગઝલનું આંતરિક (તેમ જ બાહ્ય પણ) કાઠું બદલવાનો પ્રખર પુરુષાર્થ થયો. તે સાથેજ 'બેસું તો વરસોનાં વરસ લાગે' (મનોજ ખંડેરિયા), 'કાગડો મરી ગયો' (રમેશ પારેખ), 'ઘર, ઉંબર ને ફળિયામાં' (આ લખનાર), 'રામ બોલો ભાઈ રામ' (અરુણ દેશાણી) જેવી પ્રલંબ, 'ભરચકપણું' (એસ. એસ. રાહી) જેવી વિશિષ્ટતો 'ચોખા' 'નોખા' જેવી ટૂંકી–એકાક્ષરી રદીફો પણ પ્રયોજાતી રહે છે. આગલી પેઢીના ગઝલકારોએ પણ આ પ્રકારના પ્રયોગો રદીફ પરત્વે કર્યા છે.

કાફિયા સંબંધે સાંપ્રત ગઝલકારનો અભિગમ વિશેષતઃ પ્રયોગલક્ષી રહ્યો છે. ઉર્દૂમાં જેને 'પામાલ' (અતિ વપરાશથી ચમત્કૃતિ ગુમાવી બેઠેલ) કાફિયા કહે છે તેને ત્યજવાનું વલણ સાંપ્રત ગઝલકારોનું છે, જે પ્રશસ્ય છે. (જોકે એક કાળે પામાલ ન લાગતા હવે પામાલ લાગે છે, પણ એ અલગ વાત થઈ.)

રમેશ પારેખ તેમની 'કાગડો મરી ગયો' શીર્ષકની ગઝલમાં 'સાલ', 'બનાવ'ની સાથે 'Now' જેવા કે આ લખનાર તેની 'ફ્લૅટમાં' શીર્ષકની ગઝલમાં 'કબર', 'ટશર', 'પાનખર'ની સાથે 'Interior' જેવા અંગ્રેજી શબ્દને કાફિયા તરીકે પ્રયોજતાં ખંચકાયા નથી. નયન હ. દેસાઈએ તેમની એક ગઝલમાં ત્રણ ત્રણ કાફિયાઓનો અતિ વિશિષ્ટ પ્રયોગ કર્યો છે. તેનો મત્લા જુઓ:

'ડાળ વગરની ડાળ ઉપરથી પાંખ વગરનું પીંછું
થઈએ, ટહુકો થઈએ છટકી જઈએ;
ચાલ હવે છાતી વીંધીને આંખ વગરનું આંસુ
થઈએ, ડૂમો થઈએ, પીગળી જઈએ.'

અહીં 'પીંછું', 'ટહુકો' અને 'છટકી' તથા 'આંસુ', 'ડૂમો' અને 'પીગળી' જેવા ત્રણ ત્રણ કાફિયાઓનો સાથે ઉપયોગ ધ્યાન ખેંચ્યા વિના નહિ રહે.

મનહર મોદીએ 'કાફિયા-સાંકળીની મત્લા-ગઝલ' લખી છે. આ લખનારે રદીફ-કાફિયા વિનાની તથા છેલ્લા અધૂરા શેરવાળી 'ક્યાં શોધું?' શીર્ષકની ગઝલ લખી છે.

ગઝલના છન્દોવિધાન પરત્વે પણ આધુનિક ગઝલ-કાર પ્રયોગલક્ષી અભિગમ દાખવી રહ્યો છે. ફારસી છંદો હજી યે ગઝલમાં પ્રમુખપણે પ્રયોજાય છે, છતાં સાંપ્રત ગઝલકાર ફારસી છંદોની મર્યાદામાંથી મુક્ત થતો જાય છે. અલબત્ત, અક્ષરમેળ સંસ્કૃત વૃત્તો ગઝલમાં પ્રચલિત થવાનો પ્રશ્ન નહિવત્ છે, પણ લયાત્મક, માત્રામેળ છંદો વધુ ને વધુ પ્રમાણમાં ગઝલમાં પ્રયોજવાનું આજના ગઝલકારનું વલણ ઊઘડતું આવે છે. એ માટે તે ક્યારેક ક્યારેક છપ્પા, ચોપાઈ, દોહરા, મનહર, ગીતના લયો વગેરેને અજમાવે છે. દા. ત. રાજેન્દ્ર શુક્લની મનહર છન્દમાં રચાયેલી એક ગઝલનો શેર જુઓ:

'કોઈ વેળા એમ તારી આવી જતી યાદ:
ઓરડાની દીવાલે હો અટકતું મૌન!'

અટપટા અને અપ્રચલિત ફારસી છંદો પરનો આજના ગઝલકારનો કાબૂ આગલી પેઢીના ગઝલકારોના તેવા કાબૂની તુલનાએ એકંદરે ઊતરતો ગણાય, પરંતુ તેનું સાટું તે ઉપર નિર્દેશ્યા તેવા માત્રામેળનાં કે લયાત્મક છંદમાધ્યમોના વિનિયોગથી વાળવા લાગ્યો છે. ગુજરાતી ગઝલના છન્દોવિધાનનું નવું જ પરિમાણ ભવિષ્યે તેમાંથી ઊઘડે તો નવાઈ નહિ.

આગલી પેઢીના ગઝલકારોની જેમ સાંપ્રત ગઝલકાર પણ ગઝલમાં લાંબા અને ટૂંકા બંને પ્રકારના માપના છંદો પ્રયોજવા પ્રતિ સજાગ તો છે જ-શરત માત્ર એટલી કે આંતરિક આવશ્યકતા છન્દોવિધાનની જનની હોય. એક તરફ 'દર્પણોએ પ્રશ્ન પૂછ્યા સાત છે કે હું તમે છું ને તમે માણસ નથી' (હરીશ મીનાશ્રુ) કે 'માણસ ઉર્ફે રેતી ઉર્ફે દરિયો ઉર્ફે ડૂબી જવાની ઘટના ઉર્ફે' (નયન હ. દેસાઈ) કે 'દિવસ પણ હવે તો મને દે છે જાસો અનાગત ઘડીના પ્રહારો બનીને' (જયેન્દ્ર શેખડીવાળા) કે 'અરે, મારા આ હાથ છે જડભરત ને ઉપર આંગળીઓ અભણ એક-બે' (રમેશ પારેખ) જેવા પ્રલંબ છંદો આજની ગઝલોમાં પ્રયોજાય છે, તો બીજી તરફ 'ક્યાં સુધી ફેલાઉં હું? /ચાર ખંડો, સાત સમંદર' (રાજેન્દ્રસિંહ જાડેજા) કે 'ચાલો હવે મ્હાલો હવે છોડી રણો ફાલો હવે' (મનહર ચરાડવા) જેવા ટૂંકા છંદોમાં પણ કવચિત્ ગઝલો લખાય છે.

આ ઉપરાંત છન્દોવિધાન પરત્વેના આધુનિક ગઝલકારોના અભિગમમાં કેટલીક પ્રયોગશીલતા પણ જોવા મળે છે. ગઝલમાં સામાન્ય રીતે એવું છન્દોવિધાન અપનાવાતું રહ્યું છે કે ગઝલની બધી જ પંક્તિઓ

એક જ છન્દના એકસરખા માપમાં લખાય, પણ સાંપ્રત ગઝલકારોએ તેમાં અવનવા પ્રયોગો કર્યા છે. દા ત. શ્યામ સાધુની એક ગઝલનો મત્લા આ પ્રમાણે છે:

'ક્યાંક ઝરણાની ઉદાસી પથ્થરો વચ્ચે પડી છે,
ક્યાંક તારી યાદની મોસમ રડી છે!'

અહીં બંને પંક્તિઓમાં છન્દ તો એક જ છે, પણ પ્રથમ પંક્તિથી બીજી પંક્તિ ટૂંકી છે. આ જ ગઝલના મત્લા પછીના શેરમાં કવિએ પંક્તિઓના માપ પરત્વે ઊલટો ક્રમ અપનાવ્યો છે, અર્થાત્ પ્રથમ પંક્તિ ટૂંકી છે ને બીજી તેનાથી દીર્ઘ.

જયેન્દ્ર શેખડીવાળાએ 'પ્રલાપ' શીર્ષકની તેમની એક ગઝલમાં છન્દોવિધાન પરત્વે ઘણો અવનવો પ્રયોગ કર્યો છે તેમાં તેઓ એક છંદ નિયત કરી તે પછી પ્રત્યેક શેરે ચરણ વધારતા ગયા છે—આ રીતે:

'તું પવન છે,
તું જ વન છે.
આવ, મારાં રોમ-પર્ણે
રેશમી ઝાકળનું મન છે.
સ્વપ્ન હાથોહાથ તેં આપ્યું હતું એ
એકદંડિયા મ્હેલનું કેદી ગગન છે.
સાવ છેલ્લા શ્વાસને સ્પર્શી પૂછું હું તને કે:
તું સ્મરણ છે, કે પીડાના દૈત્યનું પુનરાગમન છે?'

આ પ્રયોગની બીજી વિશેષતા એ છે કે તેમાં કવિએ ત્રિકોણાકાર ગઝલ કંડારી છે. આધુનિક કવિઓની જેમ આ ગઝલકારે પણ રચનાની બાહ્ય આકૃતિ પરત્વે અખતરો કર્યો છે.

આવા જ આકૃતિ-વિધાનનો કદાચ વધારે સાર્થ પ્રયોગ આદિલ મન્સૂરીના 'ગઝલકુંભ'નો છે. તેમાં તેમણે શેરોની મુદ્રણ-વ્યવસ્થા એવી રીતે પ્રયોજી છે કે તેમાંથી કુંભની આકૃતિ ઊપસી રહે, પણ કવિ અહીં કેવળ આવી બાહ્ય આકૃતિ કંડારવા પૂરતા જ સીમિત નથી રહ્યા; તેમણે એ બાહ્યકૃતિ સાથે ગઝલના અંતરતત્ત્વનો પણ સંવાદ સાધ્યો છે. 'કુંભ'ની સાથે આપણા જે આધ્યાત્મિક-ધાર્મિક અધ્યાસો સંકળાયેલા છે તેને પણ કવિએ 'ગઝલકુંભ'માં, 'આચમન', 'નદી', 'અમૃતકુંભ', 'મૌનપ્રયાગ', 'જટા', 'ગુણધર્મ', 'ત્રિશૂળ', 'શંખનાદ', 'ધજા' 'સંગમ', 'સરસ્વતીનો પ્રવાહ' જેવા શબ્દો પ્રયોજીને ઉપસાવ્યા છે.

કાફિયા-રદીફ, છંદ, મત્લા, મક્તા વગેરે સંબંધમાં ગઝલમાં પ્રવર્તતી ઘણી ખરી રૂઢિઓને તોડીફોડી નાખી આધુનિક ગઝલકારોએ ગઝલનું સાવ અભિનવ સ્વરૂપ ઉપસાવવાના જે પ્રયોગો કર્યા છે તેનાં બીજાં થોડાંક પાસાં પણ જોઈએ. મક્તા એટલે ગઝલનો છેલ્લો શેર, જેમાં કવિ પોતાનું નામ-ઉપનામ સાંકળી લઈ શકે. ઘણીખરી આધુનિક ગઝલોમાં મક્તા હોતો જ નથી, એટલું જ નહિ રમેશ પારેખ જેવા ગઝલકારે તો મક્તા ગઝલનો છેલ્લો જ શેર હોય એવા રૂઢ નિયમને પણ ફગાવી તેમની એક ગઝલમાં મત્લા પછી તરત જ મક્તા ને પછી બીજા શેરો લખ્યા છે.

કિસન સોસાએ 'ખંડિત સ્વપ્નના અવશેષ' શીર્ષકની તેમની એક રચનામાં ગઝલના સમગ્ર બાહ્ય કલેવરને બદલવાનો પ્રયોગ કર્યો છે. ગઝલ એટલે મત્લા, શેરો અને મક્તા-એમ બબ્બે પંક્તિઓની માળા એવું કલેવર સામાન્ય રીતે સ્વીકારાયેલું છે, પણ આ કૃતિમાં સોસાએ જુદું જ રચનાવિધાન કર્યું છે. એમાં પહેલી બે પંક્તિઓ (મત્લાને બદલે) સ્વતંત્ર શેર જેવી છે. તે પછીની ત્રણ પંક્તિઓ કાફિયા-રદીફથી નિબદ્ધ

છે ખરી, પણ એ કાફિયા-રદીફ સ્વતંત્ર છે. ત્યાર પછી કૃતિની બીજી પંક્તિમાં જે કાફિયા-રદીફ હતાં તેનો મેળ તેમણે છઠ્ઠી અને સાતમી પંક્તિઓમાં અને અગિયારમી તથા બારમી પંક્તિમાં બેસાડચો છે. ૮,૯ અને ૧૦મી પંક્તિઓ સ્વતંત્ર છે.

હેલ્પર ક્રિસ્ટીએ તેમની એક સાથે પ્રગટ થયેલી 'ત્રણ ગઝલોમાં' આવો જ એક વિશિષ્ટ પ્રયોગ કર્યો છે. પ્રથમ ગઝલમાં તેમણે આ ઢાળાની ૧૪ પંક્તિઓ લખી છે:

'ને પછી ખોલું ફરી
ને પછી વાંચું ફરી
ને પછી દોરું ફરી
ને પછી ભૂંસું ફરી.'

બીજી ગઝલમાં જે ૧૪ પંક્તિઓ છે તે આ ઢાળાની છે:

'હું ફરી ખોલું તને
ને પછી વાંચું તને
ને ફરી દોરું તને
ને પછી ભૂંસું તને.'

ત્રીજી ગઝલની ૧૪ પંક્તિઓનો ઢાળો આ પ્રકારનો છે:

'તું ફરી ખોલી શકે
તું મને વાંચી શકે
તું ફરી દોરી શકે
ને મને ભૂંસી શકે.'

આ ત્રણ ગઝલોની થોડી થોડી પંક્તિઓ જોવાથી સમજાશે કે આ ત્રણેય ગઝલો વચ્ચે બાહ્ય અને આંતરિક ઉભય પ્રકારનો સંવાદ રહેલો છે. વળી, ત્રણેય કૃતિઓમાં બધા જ મત્લા છે, શેર એક પણ નથી.

કરસનદાસ લુહારની એક ગઝલનો અંત અને આરંભ આ જ આંતર્સંવાદથી સંલગ્ન છે. એ ગઝલ આ રીતે આરંભાય છે:

'ક્યારેક તો હતો હું
ક્યારેક પણ ન'તો હું.'

અને ગઝલની છેલ્લી બે પંક્તિઓ આવી છે:

'ક્યારેય પણ ન'તો હું,
ક્યારેક તો હતો હું.'

અહીં ભાવના દૃઢીકરણ માટે આવું સંવિધાન-કૌશલ કામે લગાડાયું છે.

આ ઉપરાંત ચિનુ મોદી અને અન્ય કવિઓના ક્ષણિકાના પ્રયોગો, ચિનુ મોદી અને સરૂપ ધ્રુવની સહિયારી ગઝલ, સૂરત અને નડિયાદના પાંચ પાંચ કવિઓએ લખેલી બે સહિયારી ગઝલો ઇત્યાદી પ્રયોગો પણ નોંધપાત્ર છે.

આમ, આધુનિક ગુજરાતી ગઝલનો પ્રયોગવ્યાપ ઘણો વિશાળ અને પ્રયોગપ્રીતિ ઘણી ઊંડી છે. તેને બળે ગુજરાતી ગઝલે કાવ્યસિદ્ધિની દિશામાં ઘણી મજલ કાપી છે ને તેની એ યાત્રા હજી યે થંભી નથી. બધા જ પ્રયોગો સિદ્ધિમાં પરિણમે એવી અપેક્ષા રાખવામાં કશું ઔચિત્ય ન હોય. પ્રયોગશીલતાની સાથે ક્યાંક ક્યાંક પ્રયોગખોરી પણ હોય અને તેને અનિવાર્ય ગણવી પડે. સમય વીતતાં એ દૂર થઈ નિરામય પ્રયોગસિદ્ધિ વિલસી રહે તેની આશા અવશ્ય રાખી શકાય તેમ છે. ગઝલ અત્યાર પૂર્વે કેટલેક અંશે એવો સ્થિતિચુસ્ત કાવ્યપ્રકાર લેખાયો કે કોઈક વાર પ્રયોગખોરી ગઝલના ગઝલપણાને જોખમાવે એમ બને–

બન્યું પણ છે, આમ છતાં બીજા બધા સાહિત્યપ્રકારોની જેમ ગઝલને પણ આધુનિક ગઝલકારોના આ પ્રયોગ-શીલ અભિગમથી કાવ્યલાભ જ થયો છે.

મોટી વાત એ છે કે સાંપ્રત ગઝલકારોમાં જે થોડાક સાચકલા સર્જકો છે તેઓ ગઝલના સ્વરૂપ વિશે તેમ જ પોતાના ઉપક્રમ પરત્વે એકંદરે ઘણા નિર્ભ્રાન્ત છે; ગઝલ એટલે 'સ્વર્ગ અહીં જ છે, અહીં જ છે' એવા મૌગ્ધ્યમાંથી તેઓ લગભગ છટકી ગયા છે. ગઝલના ભાવિ વિકાસની એ જ હૈયાધારણ બની શકે. ત્યાર વિના 'જ્યારે પ્રણયની જગમાં શરૂઆત થઈ હશે/ત્યારે પ્રથમ ગઝલની શરૂઆત થઈ હશે' એવી વ્યાખ્યા દોહરાવનાર આદિલ મન્સૂરી "આમ 'આદિલ' ગઝલ કહી પણ લઉં/ને ઈરાદો કશું ન કહેવાનો" સુધીની કાવ્યોચિત નિર્ભ્રાન્તિ સુધી પહોંચી શક્યા હશે?

સંદર્ભ: 'કવિલોક', 'સમર્પણ', 'કવિતા', 'કુમાર', 'કંકાવટી', 'કૃતિ', 'ઓમિસિયમ', 'નવનીત', 'સંશય', 'મર્મર' વગેરે સામયિકો, 'નખશિખ' અને 'ગમી તે ગઝલ' સંપાદનો.

# આધુનિક ગુજરાતી ગઝલમાં પ્રયોગો

મણિલાલ હ. પટેલ

ગુજરાતી ભાષાનું કોઈપણ સામયિક (કવિતા છપાતી હોય એવું) જોતાં જણાશે કે ગઝલની ભીડ જામી છે. અધિકાંશ ગઝલો કાચી અને નબળી દેખાશે. ચૌટે-ચોરે નવોદિતો—ખાસ કરીને ગઝલ લખનારા—ફૂટી નીકળ્યા છે. ગઝલસ્વરૂપમાં કોઈ નેય સૂગ પ્રેરે એટલી હદે નિર્બળ રચનાઓ પ્રગટ થવા માંડી છે. સમીકરણોમાં અટવાતી પરંપરાગત રચનાઓ, અર્થહીન પ્રલાપો, તાળો મેળવતાં દુર્બળ રૂપકો, અતિ સંયોજાયેલાં ને એથી અતિ લપટાં પડી ગયેલાં મર્યાદિત પ્રતીકોની સૃષ્ટિ, ચવાયેલા ચપ્પટ થઈ ગયેલા શબ્દો કે પદાર્થોનો ઉપયોગ આજના નવોદિત કવિની ગઝલકૃતિને 'કાવ્ય' બનતાં અટકાવે છે. શિખાઉ જાદુગરો જેવા કેટલાક બજારુ ગઝલકારોએ પણ ગઝલને ગંદી અને ભ્રષ્ટ કરી નાખવામાં કશું બાકી નથી રાખ્યું. બિલાડીના ટોપની જેમ નહીં પણ પ્રથમ વરસાદે ફૂટી નીકળતા નકામા ઘાસ જેવી ગઝલો રાતોરાત લખાઈ જાય છે. કેટલાક પ્રસિદ્ધ અને આધુનિક ગઝલકારોનાં સંપાદનોમાં પણ આવા નવોદિતોની રચનાઓ ભળતાં કારણોથી ભળી ગઈ છે! એક બાજુ આવી પરિસ્થિતિ છે જે દુઃખપ્રેરક છે, તો બીજી બાજુ ગઝલ વિશે હવે સેમિનારો યોજાય છે, ગઝલને હવે 'પરાઈ' કે 'ઓરમાઈ' ગણ્યા વિના એનું વિવેચન થવા માંડયું છે! ઉપર કહી એવી અલ્પજીવી ગઝલો સિવાય કેટલાક પ્રતિભાશાળી નવોદિતો વડે છેલ્લા દાયકામાં ગઝલક્ષેત્રે નોંધપાત્ર પ્રયોગો થયા છે. ગુજરાતી વિવેચને આવા શક્તિવાળા ગઝલપ્રયોગોની નોંધ લેવી પડશે.

ગઝલનાં ઘાસિયાં મેદાનોમાંથી ઘણું ઘાસ સુકાઈને ખતમ થઈ જવાનું, પણ દર્ભ જેવી તીક્ષ્ણ અભિવ્યક્તિવાળી—વાગતાં જ લોહીના તાજા ટશિયા ફોડનારી—ગઝલ, કે સ્વબળે જ પોતાની ભીતરનાં કાવ્યનીરથી જીવંત રહેનારી ધરો નામના ઘાસ જેવી સદા લીલીછમ રહેનારી ગઝલો પણ આપણને મળી છે.

સૉનેટ અને છાંદસ રચનાઓ ભુલાતી જાય છે, ભૂંસાતી જાય છે. નવા ગદ્યલયો પ્રયોજવાની દિશામાં ઝાઝો ઉત્સાહ વર્તાતો નથી. કવિતાની નવી શક્યતાની દિશાઓ ખૂલે એ હવે જરૂરી છે. આવા ગાળામાં ગઝલ વિશેષ લખાય છે એનાં કારણો સમજી શકાય એવાં છે. છતાં થોકબંધ 'ગઝલ ઉત્પાદન' એના ભાવિ વિશે શંકા પ્રેરે છે. તો ગઝલના કેટલાક કાવ્યમય અને ધ્યાનાકર્ષક પ્રયોગો આશ્વાસન જેવા લાગે છે.

ગઝલ આટલી બધી કેમ લખાય છે? પ્રશ્ન છે. પણ એમ કહી શકાય કે અબૂધો ગઝલને અડકવાનું સરળ સમજી બેઠા છે ને બીજું ગઝલનું રૂપ કામણગારું તો છે જ, પણ એની આ સરળતા એ જ રચનાર માટે મોટું જોખમ અને પડકાર છે. ગઝલને સિદ્ધ કરવી અને એમાંય નખશિખ કાવ્યપૂર્ણ ગઝલ સિદ્ધ કરવી એ તો સૉનેટ રચવા જેટલું જ, ઉત્તમ કાવ્ય રચવા જેટલું જ કપરું છે એ સમજાવું જોઈએ. ભળતા રદીફકાફિયા, છીછરા ભાવો, આભાસી ઊંડાણ, છેતરામણી તરકીબો, પરંપરામાંથી ઊછીનાં લીધેલાં પ્રતીકો કે શબ્દરૂપોને, ચીવટથી ગોઠવી દેવામાં આવે, તો પણ ગઝલ રચાઈ જતી નથી. દેખાદેખીથી લખતા અને 'સૂંઠને

ગાંગડે ગાંધી' થવા મથનારા કવિઓએ ગઝલ લખતાં પહેલાં એટલે જ ચેતવું પડશે. ગઝલ—જેને 'કાવ્ય' કહેવાય એવી ગઝલ—લખવી એ કાર્ય ચીવટ, ધીરજ, ખંત અને પ્રતિભા પણ માગે છે. કવિની સંવેદના ગઝલના બીબામાં ઢળે એવી હોય ને લખવાનું અનિવાર્ય લાગે ત્યારે જ કવિ ગઝલ લખે, ગઝલમાં કવિની પોતાની ભાષા, એની પોતાની લાક્ષણિકતાઓ અને સ્વકીય મુદ્રા ઉપસાવતું કોઈ નવું જ વિચારજગત આવે તો એવી ગઝલ તરત ધ્યાન ખેંચવાની. શ્યામ સાધુ, મનોજ ખંડેરિયા, રમેશ પારેખ, મનહર અને ચિનુ મોદી તથા આદિલની તેમ જ રાજેન્દ્ર શુકલની હમણાં હમણાં પ્રગટતી રચનાઓ–ગઝલો આ અર્થમાં ધ્યાનપાત્ર છે. આપણા આ અને બીજા કેટલાક નવીન ગઝલકારોએ ગુજરાતી ગઝલની ઈમારત તદ્દન પલટી નાખી છે! ગઝલને મુશાયરામાંથી બહાર કાઢીને કવિતા સુધી લઈ જવામાં છેલ્લા દોઢેક દાયકાની ગઝલપ્રવૃત્તિમાં મોખરે રહેલા આપણા ગઝલકારોનો ફાળો ઘણો મોટો છે. ગઝલના નવા ફાલની સમૃદ્ધિનું વિવેચન થવું હજી બાકી છે.

હિન્દીમાં નિરાલા ઈત્યાદિથી ઓછીવત્તી લખાતી ગઝલ આજે હિન્દીના અદ્યતન કવિઓ વડે ખેડાઈ રહી છે. 'સારિકા'માં હમણાં હમણાં પ્રગટ થતી કેટલીક ગઝલો અને કવિ દુષ્યંતકુમારની ગઝલો ('યહાં દરખતોં કે સાયે મેં ધૂપ લગતી હૈ.') જોતાં જણાશે કે હિન્દી ગઝલ પણ હવે ઉર્દૂપરસ્તીથી છૂટવા મથે છે. ગુજરાતી ગઝલની જેમ હિન્દીમાંય હવે વધુ પ્રયોગો થવાની શકયતાઓ ઊઘડશે એમ વર્તાય છે. જો કે હિન્દીમાં ગઝલની કે એના વિવેચનની લાંબી અને દૃઢ પરંપરા નથી. વળી, હિન્દી-ગઝલમાં એના સ્વરૂપની પ્રતિબદ્ધતા વધારે દેખાય છે. હવે એ વાચક–વિવેચક પ્રિય બની રહી છે એ શુભ લક્ષણ છે. આ સંદર્ભમાં જોતાં ગુજરાતી ગઝલ વિષય અને સ્વરૂપ બંને રીતે હવે અપ્રતિબદ્ધ છે. ગુજરાતી ગઝલ હવે કવિતાની જ સગોત્ર છે, જુદી નથી, ભળી ગઈ છે. એટલે આજે હવે 'ગઝલ એટલે ઈશ્ક' એવી પર્યાયલક્ષી ગેરસમજણ કરવાપણું રહેતું નથી. ગઈ કાલના વિવેચનની જેમ આજનું ગુજરાતી વિવેચન ગઝલને અસ્પૃશ્ય ગણીને દૂર રહેવામાં માનતું નથી એ ય શુભ લક્ષણ છે.

મનોવિજ્ઞાને વિકાસ કર્યો, માનવના જીવનને અને મનને એણે ફંફોસ્યાં છે. માણસ કેન્દ્રચ્યૂત થઈ ગયો છે. ઔદ્યોગિકરણે અને યુદ્ધોએ માનવમૂલ્યોને વાટી–વટાવી નાખ્યાં છે. માણસ માણસથી કપાઈ ગયો છે. પોતાની જાતથીય એ બચતો ગયો છે, જુદા ટાપુ જેવો બની ગયો છે, પોતાની જાતથીય એ બચતો એકલો અટૂલો હોય–એવી આજની વીસમી સદીના ઉત્તરાર્ધની માનવજીવનની સ્થિતિ છે. સાહિત્યનો વિષય માનવજીવન હોઈને સ્વાભાવિક જ આ બધું એમાં ઝિલાય છે. પોતાના યુગની ચેતનાને ઝિલવા ને અભિવ્યક્ત કરવા સર્જક પોતાની રચનાઓમાં નવી લઢણો અને નવી ભાષા પ્રયોજવાં જ પડે. આજની કવિતામાં આવી પ્રક્રિયા થયાનું અનુભવાય છે. સદ્‌ભાગ્યે, ગુજરાતી ગઝલમાં પણ આ બધાનો પડઘો પડ્યા વિના રહ્યો નથી. પોતીકો અવાજ કહેતાં ભાષા અને વિષય વિસ્તારાદિની બાબતમાં આજની ગઝલે જબરું ગજું કાઢ્યું છે.

પવન શુષ્ક પર્ણો હઠાવી જુએ છે,
વસંતોની અહીંયાં કબર હોય જાણે.
મકાનોમાં લોકો પુરાઈ ગયા છે,
માણસને માણસનો ડર હોય જાણે.

**'આદિલ' મન્સૂરી**

મને સદ્‌ભાગ્ય કે શબ્દો મળ્યા તારે નગર જાવા
ચરણ લઈ દોડવા બેસું તો વરસોના વરસ લાગે.

**મનોજ ખંડેરિયા**

* * *

કે ઝળહળ ઝળહળ જેવું છે, દરવાજો ખોલ
આ મરવું ઝાકળ જેવું છે, દરવાજો ખોલ.

**મનોજ ખંડેરિયા**

* * *

પાનને તાલી દઈ પાછી વળેલી ચાંદની
વૃક્ષ નીચે થરથરે નીચે ઢળેલી ચાંદની!

**રમેશ પારેખ**

* * *

લંબચોરસ ઓરડામાં એક સમય ઘૂંટાય છે
વક્રરેખાઓ ક્ષણોની શ્વાસમાં છેદાય છે.

**નયન હ. દેસાઈ**

* * *

એકાંતનો પરિચય કૈં એ રીતે થયો,
સૂનકાર તારી યાદની જેમ જ ઊભી ગયો!

**શ્યામ સાધુ**

* * *

ગુજરાતી ગઝલની બદલાયેલી લઢણનો, વિષયની નૂતનતા અને વૈવિધ્યનો, નવાં નવાં કલ્પનો કે પ્રતીકોના પ્રયોગનો, અભિવ્યક્તિરીતિનો અને ભાષાની સુકુમાર માવજતનો પરિચય ઉપર નોંધેલા શેરોમાંથી મળી રહે છે. આવાં ઘણાં ઉદાહરણો ઉપર નોંધ્યા છે તે અને બીજા નોંધપાત્ર કવિઓ-માંથી મળી રહે એમ છે. બદલાયેલી યુગચેતના અને કવિસંવેદનાના સંદર્ભમાં પણ ગુજરાતી ગઝલના શેર તપાસીએ તો એમાં સંતર્પકતા અને આસ્વાદ્ય-ક્ષમતાનો સંતૃપ્ત અનુભવ થાય છે.

ગઝલનો પરંપરાગત શેર એકસરખાં માપ ધરાવતી બે પંક્તિનો બનેલો હતો. સ્વરૂપગત થયેલા પ્રયોગોએ પરંપરાને આઘાત આપ્યો છે. ગાલગાગાનાં ચાર આવર્તનોની એક એવી બે પંક્તિના શેરમાં એકવાર પ્રથમ પંક્તિમાં તો બીજીવાર બીજી પંક્તિ-માંથી ગાલગાગાનું એક આવર્તન પડતું મૂકીને— પંક્તિને ટૂંકાવીને પણ નકશીદાર ગઝલ સર્જવાનું સાહસ શ્યામ સાધુએ કર્યું છે. દા. ત.,

કયાંક ઝરણાંની ઉદાસી પથ્થરો વચ્ચે પડી છે
કયાંક તારી યાદની મોસમ રડી છે.

* * *

ગઝલના તંગ સ્વરૂપમાં આવું સાહસ સિદ્ધ કવિ જ કરી શકે. લયનું પ્રથમ એક જ આવર્તન લઈને ક્રમશઃ એક એક આવર્તન વધારતા જઈને પંક્તિ-ઓને લાંબી કરવાનું કામ જયેન્દ્ર શેખડીવાળાએ 'પ્રલાપ' નામક ગઝલમાં ('સમર્પણ'–માર્ચ–૭૮) કર્યું છે. શ્યામ સાધુથી સામે છેડે જઈને (દોઢ પંક્તિને બદલે) ત્રણ પંક્તિનો શેર રચવાના પ્રયોગો પણ થયા છે. બે પંક્તિના શેરનું ફલક મર્યાદિત ન ગણીએ તો પણ શેરમાં ભાવ અને અર્થને એકાધિક પરિમાણ બક્ષવા અને કાવ્યસિદ્ધ કરવા તથા ભાષાની શક્તિને નવી રીતે તાગવા ત્રણ પંક્તિના શેર રચાયા છે. મણિલાલ હ. પટેલ અને સ્વ. આઝમ કરીમી વગેરેએ આવા પ્રયોગો કર્યા છે. દા. ત.,

કેટલો લીલો હજી તો શ્વાસ છે;
યાતના રે! તું મને લલચાવ ના
કોક મળવાનું મને ગમપ્યાર છે!

**મણિલાલ હ. પટેલ**
('કવિતા' અંક–૫૦મો)

* * *

(અંગત ઉલ્લેખ ક્ષંતવ્ય ગણાતો હોય તો આ લખનારે લયાવર્તનોમાં વધઘટ કરીને લાંબાટૂંકા શેરની ગઝલ–જેમાં એક શેરની બે પંક્તિઓ પણ સરખી માત્રાની ના હોય, લય સચવાતો હોય—નો પ્રયોગ કર્યો છે, એનો ઉલ્લેખ અહીં અસ્થાને નથી.)

કોઈ પંક્તિને ધ્રુવપંક્તિ ગણીને શેર રચવાની યોજના, રદીફ–કાફિયાને ગઝલવટો દઈને રચાતા શેરની યોજનાના સબળ પ્રયોગો રાજેન્દ્રસિંહ જાડેજા અને ભગવતીકુમાર શર્મા વગેરેના હાથે થયા છે. ચિનુ મોદીએ કરેલો ક્ષણિકાનો પ્રયોગ નજીવા ફેરફારને બાદ કરતાં આપેલી ગઝલના ઢાંચાથી તદ્દન કશુંકે નવું કરનારો ન હોવાથી પ્રચલિત ન બન્યો. ક્ષણિકા સ્વરૂપ લોકપ્રિય ન થયું.

હરીન્દ્ર દવેની કેટલીક ગઝલોના લયબંધારણમાં ગીતપંક્તિનો ભાસ થયા કરતો હતો. 'ગીતના લયમાં ગઝલ લખવાના પ્રયોગો' વિનોદ જોશી, હરીશ મીનાશ્રુ, જયંત પાઠક, જવાહર બક્ષી વગેરેએ કર્યા છે. (સંદર્ભ માટે જુઓ 'નખશિખ' સંપા. જયેન્દ્ર શેખડીવાળા વ.ની પ્રસ્તાવના) ગઝલ સિવાય અન્ય છંદોને પણ ગઝલ નિમિત્તે પ્રયોજવાનું આપણે ત્યાં બન્યું છે. જોકે એ નોંધવું જોઈએ કે આવા પ્રયોગોની સંખ્યા પ્રમાણમાં ઓછી હોઈ એની સફળતા વિશે ઝાઝું કહી શકાય એમ નથી. લોકભાષાના શબ્દસૌંદર્યને ગઝલમાં પ્રયોજીને નજાકત સર્જવાનું કાર્ય પણ થયું છે. કોઈ જાતિવિશેષની ગઝલરચનામાં આવા પ્રયોગો આસ્વાદ્ય પણ લાગ્યા છે. (દા. ત., 'પિયર ગયેલી ભરવાડણની ગઝલ'/ નયન હ. દેસાઈ), કોઈ એક જ વિષય કે ભાવને કેન્દ્રમાં રાખીને જુદાં જુદાં પ્રતીકો કે કલ્પનોથી પેલા ભાવ–સંવેદનને નિરૂપવાના પ્રયોગો (નયન હ. દેસાઈ/ એક ભૌમિતિક ગઝલ) પણ ધ્યાન ખેંચી રહ્યા છે.

ગઝલમાં સોનેટ લખવાના પ્રયોગોમાં માધવ રામાનુજની 'એક એવું ઘર મળે'નો અને અદમ ટંકારવીની 'ભાષાભવન'નો ઉલ્લેખ કરી શકાય. ગઝલમાં સોનેટ સિદ્ધ કરવું દુષ્કર છે. આવા એકલદોકલ પ્રયોગનું કાવ્ય લેખે જેટલું મૂલ્ય આંકી શકાય એટલું એને લગાડેલા 'ગઝલ–સૉનેટ–'ના લેબલનું નહિ આંકી શકાય. મનોજ ખંડેરિયાએ રચેલી 'હાઇકુ–ગઝલ' આ અર્થમાં વધારે સફળ લાગવા સંભવ છે. 'ટપકે નેવાં/આજે તો અવકાશે/છલકે નેવાં.'

ગીતના લયમાં લખાયેલી ગઝલનું એકાદ ઉદાહરણ જોઈએ :

મોરપિચ્છને બોલ હતું ક્યાં ભાન કે રાધા સાન
કરી છેતરશે એને
ભરચોમાસે હવે રઝળતા ટહુકા જેવું ભટકે છે
કંઈ અંદર અંદર

**વિનોદ જોશી**

* * *

સીમનું સોનું ધીમે પડતું આવે ઝાંખું,
તરુઓ ફૂલપરણ રંગોના વરજે છે શણગાર.

**જયંત પાઠક**

* * *

કિસન સોસાની ગઝલ 'અહીંથી જવાય રણ તરફ, અહીંથી નદી તરફ–' નોંધપાત્ર છે. ત્રણ ત્રણ પંક્તિના બે અને બબ્બે પંક્તિના ત્રણ શેરોની બનેલી આ ગઝલમાં કવિનું સંવેદન નિર્બંધપણે વર્ણવાઈને દરેક પંક્તિને અનિવાર્ય બનાવે છે. એક બાજુ શેરની પંક્તિઓ અતિ ટૂંકાં લયાવર્તનોમાં રચાઈ છે, તો બીજી બાજુ અતિ દીર્ઘલયની અને એકાધિક કાફિયાને રચનામાં લઈ આવતી ગઝલો પણ રચાઈ છે. ક્યાંક તો આખી પંક્તિ જેવા કાફિયાઓ અસ્તિત્વમાં આવ્યા. એક શબ્દ કે શબ્દ-

ઝૂમખાના બનેલા રૂઢિગત કાફિયાઓને બદલે તદ્દન અરૂઢ અને અવનવા કાફિયાઓવાળી ગઝલો રચાવા માંડી છે, સીમ, પીછું, દિવસો, શબ્દો, રસ્તો, વૃક્ષ, વગડો જેવા વિષયો પર લખાયેલી ગઝલોમાં દરેક શેરમાં રદીફ પણ સ્થિર જ રહે છે. (દા. ત. મનોજની 'પીછું' ગઝલ)

માત્રામેળ વૃત્તોમાં પણ ગઝલો લખવાનું વલણ રહ્યું છે. આઠ માત્રાવાળી એક એવી બે પંક્તિની શેર-યોજનાની ગઝલોનાં ઘણાં ઉદાહરણો મળી રહે છે. એ જ શબ્દ કે શબ્દઝૂમખાની એક પંક્તિ હોય ને એ રીતે શેરો રચાતાં બનતી ગઝલનાં ઉદાહરણો 'આદિલ' વગેરેમાં મળી રહે છે. ગાલગાગાનાં બેત્રણ આવર્તનો જ હોય એવા ટૂંકા લયની ગઝલોમાં પણ કવિઓ પોતાની સંવેદનાને ધારદાર રીતે અભિવ્યક્ત કરી શકયા છે : દા. ત.

કોઈએ પીધાં નહીં ખોબો ધરી,
ખારાં ખારાં સાવ ખારાં જળ છીએ.

* * *

આપણે કેવા સમયનું છળ છીએ
રેતની શીશી છીએ કે પળ છીએ.

સરૂપ ધ્રુવ

* * *

સ્વપ્ન પણ કેવું બરોબર નીકળ્યું,
મારા ઘર સામે સરોવર નીકળ્યું.

* * *

મને લોહી વચ્ચે ઉદાસી મળી છે,
જુઓ દોસ્ત ! કેવી કવિતા ફળી છે.

શ્યામ સાધુ

* * *

આ અને આવાં અનેક ઉદાહરણોમાં સંવેદનની તાજગી, રજૂઆત અને કલ્પનાનું બળ તથા ભાષા-પ્રયોજનમાં નાવીન્ય જણાય છે જે ગઝલને ઊર્મિ-કાવ્યની નિકટ લાવી એને કાવ્યત્વ બક્ષે છે.

દીર્ઘ લયની ગઝલના શેરમાં ભાષાની તાજગીનો અને એને સંયોજવાની નવી રીતિનો સુખદ અનુભવ થાય છે. દા. ત.

અનાદિ મળ્યું છે મને શ્વાસ–છળ ને પણે
મૃત્યુ નામે જે સમજણ ઊભી છે,
તથાગત ! વસું છું હવે એક મધ્યે હું
પીડાનો ઢળતો મિનારો બનીને.

જયેન્દ્ર શેખડીવાળા

* * *

અર્ધ પંક્તિથીય લાંબો કાફિયો હોય એવી હરીશ મિનાશ્રુની ગઝલનો એક શેર આ રહ્યો :

દર્પણોએ પ્રશ્ન મૂક્યા સાત છે કે હું તમે છું
ને તમે માણસ નથી,
કે જુદી તદ્દન ખરેખર વાત છે કે હું તમે છું
ને તમે માણસ નથી.

ત્રણ કે એથી વધુ કાફિયા એકી સાથે પ્રયોજવાનું અને દરેક શેરમાં એ વલણ સાદ્યંત ટકાવી રાખવાનું વલણ આધુનિકોમાં છે. નયન હ. દેસાઈ અને પ્રફુલ્લ પંડયાની ('કવિતા' દ્વૈમાસિકના અંકો '૭૭–'૭૮ના) કેટલીક રચનાઓ આવાં ઉદાહરણોરૂપ છે. આપણે જે પ્રયોગોની વાત કરીએ છીએ ગઝલોમાં દેખાદેખીથી કરેલું કશું નથી.પ્રયોગ ખાતર પ્રયોગ નહિ, કશુંક ગંભીરરીતે કરી છૂટવાનું અને તેમાં પોતાની પ્રતિભાને/શકિતને પ્રયોજવાનું સફળ વલણ આ બધા પ્રયોગોની પાછળ ઊભેલું હોવાથી આ પ્રયોગો કાર્ય-ક્ષમ બન્યાનો સુખદ અનુભવ થાય છે.

મધ્યકાળમાં દયારામના હાથે અને અર્વાચીન કાળના આરંભે નર્મદના હાથે કેટલીક ગઝલાભાસી રચનાઓ થયાનું આપણને સુવિદિત છે. પણ ગઝલની શાસ્ત્રીય શરૂઆત તો બાલાશંકરથી થયેલી ગણાય. કલાપી અને મણિલાલે, 'સાગર' અને 'મસ્તકવિ'એ તથા કેશવ નાયક જેવા અન્ય કવિઓએ પંડિત યુગમાં ગઝલને સ્થિર કરવામાં ફાળો આપ્યો છે. ગોવર્ધનરામમાં પણ ગઝલ જડે છે. એ પછીના કાળમાં શયદા જેવા કવિએ એકલે હાથે ગઝલને દૃઢમૂલ કરવા ઘણું સર્જન કર્યું છે. આ બધા સમયમાં ગૌણ અને અલ્પ કવિત્વવાળા કવિઓએ પણ ગઝલો લખેલી. ગાંધી યુગમાં ગઝલનું સર્જન મંદ થયેલું તે વળી પાછું '૪૦ પછી ગતિશીલ બને છે. વેણીભાઈ, મકરંદ દવે, ઉશનસ્ અને જયંત પાઠક જેવા કવિઓ પણ સ્વસ્થ રીતે ગઝલનો મિજાજ પકડી શક્યા છે. એમણે કેટલીક સારી રચનાઓ આપી પણ છે. એ પછી ગની, ઘાયલ, શૂન્ય, બેફામ, જલન, જિગર, અનિલ, આદમ જેવા અનેક નામી–અનામી કવિઓને હાથે ગઝલનું વિપુલ સર્જન ક્યાંક પ્રયોગશીલ રહીને તો બહુધા ચીલાચાલુ ઢબે થતું દેખાય છે. આ યુગને 'ગઝલ યુગ' કહેવાય એટલું સર્જન આ યુગનું છે. એ પછી ગુજરાતી કવિતાની બદલાતી તાસીરમાં ગઝલ પણ સ્વાભાવિક જ પલટાય છે. 'આદિલ', મનહર, ચિનુથી ગઝલની ઈમારત—વિષય અને અભિવ્યક્તિ–ઉભય રીતે નવો અવતાર પામે છે. આ સાથે થયેલા પ્રયોગોની વાત તો આપણે આગળ જોઈ ગયા છીએ. ગુજરાતી ગઝલનો વિકાસ કંઈક રોમાંચક લાગે એવો છે. આજે લખતી કેટલીક કલમો ગુજરાતી ગઝલની આવતી કાલ માટે શ્રદ્ધા અને આશા જન્માવે એવી છે. ગઝલની સાથે મુક્તકો, નઝમો વગેરેના પ્રયોગો પણ થતા રહ્યા છે, પણ આધુનિક ગુજરાતી ગઝલની પ્રયોગશીલતાએ જેટલું ધ્યાન ખેંચ્યું છે એટલું એના સગોત્ર કાવ્યપ્રકારોએ ખેંચ્યું નથી એ હકીકત નિર્વિવાદ છે.

*   *   *

**સંદર્ભગ્રંથો :**


૧. 'નખશિખ' (સંપા. જયેન્દ્ર શેખડીવાળા વગેરે સંદર્ભ વર્તુળ, વિદ્યાનગર.)

૨. 'ગમી તે ગઝલ' (સંપા. 'આદિલ', ચિનુ વગેરે આઈ. એન. ટી., મુંબઈ)

૩. 'કવિલોક' અને 'કવિતા'ના અંકો

૪. અર્વાચીન ગુજરાતી સાહિત્યની વિકાસરેખા (ડૉ. ધીરુભાઈ ઠાકર)

# કાવ્ય અને પ્રયોગ

ધીરેન્દ્ર મહેતા

કાવ્યક્ષેત્રે પ્રયોગ સંજ્ઞા નવીનતા એટલે કે ચાલુ પ્રવાહ કરતાં જુદું, એવા અર્થમાં રૂઢ છે અને તેને મુખ્યત્વે અભિવ્યક્તિ પરત્વે જોવાની રૂઢિ છે. છંદનો પ્રયોગ, ભાષાનો પ્રયોગ, અલંકારનો પ્રયોગ, એવી એવી વાત થતી રહે છે; પરંતુ એ વિચારવું જરૂરી છે કે છંદનો કે ભાષાનો કે અલંકારનો પ્રયોગ શાનું સૂચન કરે છે? વસ્તુજગતને જોતી દૃષ્ટિનું, આમ, જે જુદાપણું કે નાવીન્ય છે તે દૃષ્ટિકોણને લગતું છે.

દૃષ્ટિકોણ બદલાય એટલે અભિગમ બદલાય. દૃષ્ટિ નવીન કે જુદી હોય એટલે એને અભિવ્યક્ત કરનારાં ઉપકરણો પણ ચીલાચાલુ ન ચાલે એ સમજી શકાય એવી વાત છે. એ રીતે કાવ્યમાં છંદ, ભાષા આદિના પ્રયોગો પ્રસ્તુત બને છે.

દૃષ્ટિપરિવર્તન સમકાલીન પરિબળો, મૂલ્યો અને કવિના ચિંતનને આભારી હોય છે. એટલે કાવ્યમાં પ્રયોગ યુગસંદર્ભ, સાંસ્કૃતિક પરિવેશ અને કવિચેતના સાથે સંબંધ ધરાવે છે. એ રીતે તે કાવ્યમાં અંતર્ગત છે, બાહ્ય કે સ્થૂળ નથી. જ્યાં એમ નથી હોતું અને અભિવ્યક્તિના અનુકરણરૂપ માત્ર હોય છે ત્યાં પ્રયોગ 'સિદ્ધ' થતો નથી, બલ્કે કઢંગું પરિણામ આવે છે. ક્યારેક અનુકરણના કૌશલને કારણે, નાવીન્યની મોહિનીને કારણે તે તત્કાલ નભી જાય તો પણ લાંબા સમય પછી એનો પ્રભાવ રહેતો નથી. પરંપરાને આત્મસાત્ કર્યા વિના, યુગને સમજ્યા વિના, માનવજીવનનું ચિંતન કર્યા વિના પ્રયોગશીલ રહેવું શક્ય નથી. આની સાથોસાથ આ દર્શનને યથાયોગ્ય અભિવ્યક્તિ આપવાની આવડત પણ, અલબત્ત, જોઈએ. આનો અર્થ એ થયો કે પોતાના જમાનાની સાથે રહે તે પ્રયોગશીલ. એમ કહી શકાય કે કોઈ પણ કવિ કેટલો પ્રયોગશીલ રહ્યો છે એ જાણવું હોય તો એ તપાસવું જોઈએ કે પોતાની આસપાસના જીવન અને જગત પ્રત્યેની એની દૃષ્ટિ કેટલીક પ્રયોગશીલ રહી છે. આ મંતવ્યના સમર્થનરૂપે ઉમાશંકર જોશીએ 'પચ્ચીશી ('૩૧–'૫૫)ની કવિતા'ની ગતિવિધિની નિરીક્ષા કરતાં કૃષ્ણલાલ શ્રીધરાણીનાં લાંબા સમયાંતરાલે લખાયેલાં એ કાવ્યોમાં જોવા મળતા પરિવર્તનનું ઉદાહરણ આપીને નોંધ્યું છે તે ટાંકું છું :

> 'શ્રીધરાણીની આરંભની કૃતિઓનાં ભાષા, લય, આયોજન વગેરેમાં એક નાજુક કલામયતા જોવા મળે છે. એ રચનાઓમાં મુખ્યત્વે હતું ઊર્મિ અને ભાવનાનું સૌંદર્ય. બાર વરસ અમેરિકામાં રહી, સમાજશાસ્ત્ર અને રાજકારણના વિષયોમાં રમમાણ રહી, ફરી પાછા છેલ્લાં વરસોમાં એ કાવ્યરચના તરફ વળ્યાં છે ત્યારે એમની રચનાનું સ્વરૂપ કેટલું બદલાઈ ગયેલું લાગે છે! વિષય, છંદ, લય, ભાષા, ભાવપ્રતીકો—બધું જ બદલાઈ ગયું છે...કવિ બદલાયા છે માટે જ નહિ, વચગાળામાં જગત બદલાયું છે માટે, આપણો અતિ ધીમી ગોકળગાય ગતિએ ચાલતો સમાજ પણ બદલાયો છે માટે.'
>
> ('શૈલી અને સ્વરૂપ', પૃ. ૨૮૨–૩)

મનુષ્યને સમજવાનો પ્રયત્ન કરતી અન્ય વિદ્યાઓની જાણકારી પણ કવિને પ્રયોગશીલ રહેવામાં

મદદ કરી શકે. ઉદાહરણ તરીકે શરીરવિજ્ઞાન અને મનોવિજ્ઞાને આધુનિક કવિના દર્શનક્ષેત્રને કેટલું વ્યાપક કર્યું છે!

પરંતુ, કાવ્યસર્જનની પ્રક્રિયાની રીતે જોઈએ તો, કેવળ દર્શન અને વર્ણનની શક્તિથી કાવ્ય રચાતું નથી. એમ હોય તો તો વાત ઘણી સહેલી થઈ જાય. બીજો તબક્કો છે દર્શનનું અનુભૂતિ કે સંવેદનમાં રૂપાંતર થવાનો. કાવ્યમાં જે સાકાર થાય છે તે આ અનુભૂતિ–આ સંવેદન જ થાય છે; અને વર્ણનને જરૂરી ઓજાર મેળવવાનો તેમ જ તેને યોજીને અનુભૂતિને પ્રભાવક બનાવવાનો.

૨

પ્રયોગને સર્જકની દૃષ્ટિ સાથે સંબંધ હોય છે એમ અહીં કહેવાયું; પરંતુ જેમ અભિવ્યક્તિ પરત્વે દેખાદેખી થતી હોય છે તેમ દર્શન પરત્વે પણ અનુકરણની વૃત્તિ સેવાતી હોય છે, અને જેમ બાહ્ય નકલનું છીછરાપણું ખુલ્લું પડી જતું હોય છે તેમ આ પ્રકારની પોકળતા પણ ઉઘાડી પડી જતી હોય છે. આનાં દૃષ્ટાંતો કોઈ પણ સમયની કવિતામાંથી મળી રહેશે. ગાંધીજીની પ્રેરણાથી ગુજરાતમાં જે નવયુગનાં મંડાણ થયાં હતાં તેણે ગુજરાતી કવિતાને વળાંક આપવાનું નિમિત્ત પૂરું પાડયું હતું. આ યુગપ્રભાવ હેઠળ વસ્તુજગતને જોનારી કવિદૃષ્ટિમાં પરિવર્તન આવ્યું; પરિણામે કાવ્યવિષય અને તેની અભિવ્યક્તિ, ઉભય પરત્વે પ્રયોગો થયા. અત્યાર સુધી નિરૂપાતા પ્રણય અને પ્રકૃતિને લગતા વિષયોને બદલે હવે પીડિત જનસમાજ પ્રત્યેની હમદર્દી અને સમસ્ત માનવજગત પ્રત્યેનો સમભાવ કાવ્યના વિષયો બન્યા. વાસ્તવનિરૂપણના અનુષંગે ગામડાની સૃષ્ટિનું આલેખન થવા લાગ્યુ. આ વિષયોના આકર્ષણને લીધે દૃષ્ટિ એકાંગી બની, જેણે છેવટે દર્શનને જ દૂષિત કર્યું. આવું જ તુચ્છ વિષયોને અંગે પણ થયું. પદાર્થ ગમે તે હોય પરંતુ કવિની દૃષ્ટિ વિશિષ્ટ હોય તો તે કાવ્યનો વિષય બનવાની ક્ષમતા ધરાવે છે એ સાચું, પરંતુ એનો અર્થ એવો નહિ કે પ્રયોગ કરવા ખાતર જ અમુક વિષયોની પસંદગી કરવી, એ સત્ય સમજાયું નહિ.

પુનરાવર્તન કરવું એ ઈતિહાસનો ધર્મ હોય તેમ આની આ પરિસ્થિતિ યંત્રસંસ્કૃતિનો પ્રભાવ પ્રદર્શિત કરતી નગરજીવનની વિષમતા વ્યક્ત કરતી આજના માનવીની એકલતા વર્ણવતી યુદ્ધોત્તર કવિતામાં પણ જોવા મળી.

૩

એક માત્ર પ્રણયના ભાવને લક્ષમાં લેતાં પણ એ સમજાય એવું છે કે કાવ્યનો વિષય પોતાનું રૂપ કેવું બદલતો ગયો છે! દામ્પત્યના સંદર્ભમાં સુધારા-લક્ષી અભિગમથી લગ્નસ્નેહ અને સ્નેહલગ્ન એ નવીન વિષયો ગણાતા હતા. પછી પ્રણયને એવા કશા ઈતર સંદર્ભ વિના શુદ્ધ સ્વરૂપે ભાવુક અભિ-વ્યક્તિ મળી. એ પછી તેના માંસલ રૂપનું નિરૂપણ થવા લાગ્યું. વિષયનું સ્વરૂપ બદલાયું એટલે તેને લગતાં ઓજારો પણ બદલાયાં.

અહીં એક બીજો મુદ્દો પણ ઉપસ્થિત થાય છે. સમયના કશા જ સંદર્ભ વિના જે કાવ્યો લખાતાં રહે છે તેનું શું? અથવા યુગની તાસીર સાથે જેને કશો સંબંધ ન હોય એવા વિષયો પસંદ કરતી દૃષ્ટિને પ્રયોગશીલ કહી શકાય? જો ઉત્તર ના હોય તો આપણાં વિપુલસંખ્ય પ્રણયગીતોનું શું? લયનાં લાંબાંટૂંકાં આવર્તનો, ઇન્દ્રિયવ્યત્યયો અને કલ્પનોના ગંજની મોહિનીથી આપણું મૌગ્ધ્ય જ પોષાયા કરતું હોય છે કે બીજું કાંઈ? જો એવું ન હોય તો એનું આકર્ષણ આટલું જલદી કેમ

ઓસરી ગયું? એની અપ્રસ્તુતતા સમજાઈ ગઈ એટલે? આવી રચનાઓમાં નિરૂપાતો પ્રણય તરંગ-લીલા સિવાય બીજું શું હોય છે? વર્તમાન સમયમાં કોઈને એ તુક્કા સરખો પણ લાગે, કેમ કે આસ-પાસ જે જાતનું જગત જોવા મળે છે તેમાં પ્રણયની આવી સુંવાળી લાગણીઓ માટે ક્યાંય જગા દેખાતી નથી.

સંગતતાને લગતો આવો સવાલ મધ્યયુગીન વાતાવરણને ચિત્રિત કરતી કે આજના માનવનો સંદર્ભ રચ્યા વિના મધ્યયુગીન સૃષ્ટિ–પદાર્થોને પ્રતીકરૂપે યોજતી કૃતિઓ વિશે પણ ઊભો થાય છે. વૈચિત્ર્ય સિવાય આજના ભાવકને એ બીજો શાનો અનુભવ કરાવે છે!

૪

અભિવ્યકિત પરત્વે ગુજરાતી કવિતા અર્વાચીન કાળની શરૂઆતથી જ પ્રયોગશીલ રહી છે. નર્મદે યોગ્ય છંદોવાહનની શોધ આદરી હતી, નાનાલાલ મુક્ત પદ્યની શોધ કરતા કરતા ડોલનશૈલીને કિનારે પહોંચ્યા હતા. ત્રીસીના સમયગાળામાં અભિવ્યક્તિએ કાવ્યના વિષયને અનુકૂળ રૂપ લીધું હતું. આ સમયમાં સૉનેટે મુખ્યતા પ્રાપ્ત કરી હતી. પદ્યનું બંધિયારપણું તોડીને છંદો પ્રવાહી બન્યા અને બાની અર્થઘન બની. પૃથ્વી છંદનો પ્રયોગ વિપુલ પ્રમાણમાં થયો. આ સમયગાળામાં જે અનુકરણવૃત્તિએ વિષય-પસંદગીમાં દેખા દીધો હતો તેણે પૃથ્વીના પ્રયોગમાં અને અર્થઘનતામાં પણ દેખા દીધો; આમ છતાં ઉમાશંકર જેવા મૌલિક પ્રયોગશીલ કવિએ આ જ સમયે પોતાની કેટલીક રચનાઓમાં મિશ્રોપજાતિ જેવા છંદપ્રયોગોથી સિદ્ધ કર્યું કે અભિવ્યકિતનો પ્રયોગ એ કેવી આંતરિક અને આગવી જરૂરિયાત હોય છે.

અભિવ્યક્તિના પ્રયોગો ગુજરાતી કવિતામાં ચાલુ થયા કર્યા છે. માત્રામેળ છંદોના યથેચ્છ પંક્તિ-ખંડો, પરંપરિત લયના પ્રયોગો, અછાંદસ રચનાઓ, અછાંદસમાં વિવિધ છંદોલયના વિનિયોગો, કટાવ, રોળા, વનવેલી, દોહરાનો ઉપયોગ: આ બધું સૂચવે છે કે પ્રાચીન ઉપકરણોને પ્રયોજીને પણ સુસજ્જ સર્જકો નૂતનતા સિદ્ધ કરી શકે છે.

ઉપકરણોના પ્રયોગની વાત માત્ર છંદ પૂરતી મર્યાદિત નથી. પ્રતીક, કલ્પન, ભાષાના પ્રયોગોનો અભિવ્યક્તિને અસરકારક બનાવવામાં ફાળો છે. પ્રતીકની મદદથી વિચાર વ્યંજકતાથી મૂર્ત થાય છે. એ પછી સીધી કથનરીતિનો પ્રયોગ થવા લાગ્યો છે, પરંતુ પ્રયોગનું મૂલ્ય નાવીન્ય પર નિર્ભર નથી, તેની કાર્યસાધકતા પર નિર્ભર છે એ ભૂલવાનું નથી. ઘણી વાર પ્રતીકથી જે સિદ્ધ થાય છે તે સીધા કથનથી થતું નથી. બે ઉદાહરણો લઈએ:

મંદ વેગે ચાલતો
(તેથી જ તો ચાબુકના ફટકારથી)
દોરાઈને, બપ્પોરમાં
ઉત્તર થકી દક્ષિણ જતા રસ્તા ઉપર
નંબર લગાવેલો જતો પાડો;

અને ત્યાં કાટખૂણે, છેક આડા
પૂર્વથી પશ્ચિમ જતા આસ્ફાલ્ટના રસ્તા ઉપર
ચિક્કાર બસ(માં માણસો માટે હવે જગ્યા નથી!)
ચાલી જતી પૂરજોશમાં ધૂંધવાઈને!—

ને ક્રોસ પર જે થાય છે તે થઈ ગયું.

લોહીના ખાબોચિયામાં માંસના લચકા
અને બે શીંગના ટુકડા—
(બધું ભેગું કરીને સાંધવા મથતી નજર)—ને
ફાટી આંખે શૂન્યમાં જોતો હવે ડચકાં ભરે!
(યમરાજ પણ છેવટ, પછી, આવ્યા ખરેખર!)

ખાલ મુડદાની (અહીંથી લઈ જઈ આઘે)
ઉતરડે ના ઉતરડે ત્યાં સુધીમાં
આ ગરમ આબોહવામાં લોહી તો જલદી સુકાયું.
બસ (ફરી ચિક્કાર; ચ્હેરા છે નવા)
પાછી વળી પશ્ચિમથી પૂરવેગમાં.
એક આ ડાઘો રહ્યો,
એના વિષે, ફ્હો
કોઈને કંઈ પૂછવું છે ?

**હસમુખ પાઠક**, 'સાયુજ્ય', પૃ. ૯-૧૦

ફાઉન્ટનના રસ્તા પર એક બળદ
બસના અકસ્માતમાં ખલાસ થઈ ગયો.
ભાઈ બળદ,
સવારના દસનો ટાઈમ,—
જરા ધ્યાન દઈને ચાલીએ ને ?
આ તો મુંબઈ...
જરા પણ ગફલત થઈ તો ખલાસ !
તારું નામ શું ?
જવા દે,
નામ ગમે તે હોય. અહીં શું ફરક પડવાનો હતો ?
(અને તે પણ હવે ?)
ભાઈ, આમ ઑફિસ પહોંચવાના રઘવાયા સમયે
આપણું મૃત્યુ શબ બનીને લોકોને અવરોધ કરે
તે ઠીક નહીં
હું જાણું છું
આટલા બધા માણસોની વચ્ચે ચાલુ દિવસે મરવું
તને પણ ગમ્યું નહીં જ હોય.
તો પણ હું અથવા તું
કરી પણ શું શકીએ ?
આ પૂરપાટ દોડી જતી મોટરો અને બસો
અને આટલા બધા લોકોની વચ્ચે
ચાલવાનું અને જીવવાનું જ્યારે પસંદ કર્યું હતું
ત્યારે મૃત્યુની પણ આપણે પસંદગી કરી જ
લીધી હતી ને ?
તો પછી ભાઈ, એનો અફસોસ શો
કે મરતી વખતે કોઈએ હોઠ ઉપર ગંગાજળ
મૂક્યું કે ન મૂક્યું !

**વિપિન પરીખ**, 'કવિલોક' : સળંગ અંક ૧૨૨, પૃ. ૬૭

પહેલું કાવ્ય છઠ્ઠા દાયકાના પૂર્વાર્ધનું છે અને બીજું સાતમા દાયકાના ઉત્તરાર્ધનું. બંનેમાં આલેખાયેલી પરિસ્થિતિ અને પાત્ર તેમજ બંનેનું કથયિતવ્ય સરખાં છે. પહેલામાં પાડો પ્રતીક બનીને અર્થને વ્યંજિત કરે છે : ને ક્રૉસ પર જે થાય છે તે થઈ ગયું. ડઘાઈ ગયેલા ભાવક પર કોરડો વીંઝાય છે : એક ડાઘો રહ્યો, એના વિષે, ફ્હો કોઈને કંઈ પૂછવું છે ? કાવ્ય ઉપરાંત કોઈને કંઈ પૂછવા કે કહેવાની જરૂર રહેતી નથી. આમાં વ્યંગ પણ છે પરંતુ કાવ્ય વ્યંગમાં વિરમતું નથી, આગળ વધે છે અને સંવેદન સુધી પહોંચે છે.

બીજી કૃતિ વક્રોક્તિ છે. એ સામ્પ્રત જીવનસંઘર્ષ પરનો કટાક્ષ બને છે, કાવ્ય નહિ. કવિએ તટસ્થ રહેવાને બદલે જાતને પણ બળદને પક્ષે (અને સાથે પણ) મૂકવાનું પસંદ કર્યું છે. પ્રતિભાવને વ્યંજિત થવા દેવાને બદલે પોતે બોલે છે. આમાં શું પ્રભાવક નીવડે છે તે કહેવાની જરૂર નથી.

સંવેદનને કલ્પનાથી રસીને ચિત્રિત કરવાના પ્રયોગરૂપે કાવ્યમાં કલ્પનનો મહિમા થયો. અર્થ-વ્યંજકતા ગુમાવી બેઠેલા પ્રતીકને કલ્પનમાં રૂપાંતરિત કરીને કવિ ક્યારેક અસરકારક પરિણામ સિદ્ધ કરતો હોય છે. અતિઉપયોગથી લપટા પડી ગયેલા પ્રતીકને પ્રિયકાન્તે કલ્પનનું રૂપ આપ્યું છે :

આ ચાલે ચરણ તે કાનજી
ને પગલી પડે તે રાધા રે !

૫

ત્રીસી પછીના પચીસ વરસની ગુજરાતી કવિતા વિશે બોલતાં શ્રી ઉમાશંકર જોશીએ કહેલું :

> 'આ પચ્ચીશીના આરંભમાં જે લઢણ કવિઓને કાર્યક્ષમ લાગી હોય તે પચીસ વર્ષને અંતે ન પણ લાગે. બલકે સર્જકકવિ પોતાને ફાવી ગયેલી લઢણનું પુનરાવર્તન કર્યા કરે તો તેમાં એની સર્જકતા ક્યાં રહી ? કૃતિએ કૃતિએ કવિ તરીકે એનો નવાવતાર થાય તો જ એ સર્જક સાચો.'
>
> ('શૈલી અને સ્વરૂપ', પૃ. ૨૯૩)

આ અવતરણ પણ એમ જ સૂચવે છે કે જે પ્રયોગ વિકાસનો પર્યાય બની શકે તે પ્રયોગ જ સાર્થક—કાવ્ય અને કવિ બંનેને માટે. પ્રયોગશીલ કવિ પણ પ્રયોગલક્ષી નહિ પરંતુ કાવ્યલક્ષી હોય તો જ તેનું કર્મ સુફળદાયી નીવડે.

# રાજેન્દ્ર-નિરંજન યુગની કવિતામાં પ્રયોગ: વિષય-દષ્ટિએ

પ્રસાદ બ્રહ્મભટ્ટ

કોઈ પણ સમર્થ સર્જક પરંપરાના પ્રવાહમાં જ તણાવાનું પસંદ નથી કરતો. પરંપરાનો આદર કરીને, ઉચિત લાભ ઉઠાવીને પણ એ કશુંક નૂતન સિદ્ધ કરવા મથે છે. વાસ્તવમાં નૂતનતાનો ઉન્મેષ એ જ તો છે સર્જકચેતનાનો શ્વાસ. નૂનનતાનો ઉન્મેષ પ્રગટાવવા સર્જક પ્રયોગનો સહારો લે છે. કવિતામાં પ્રયોગ વિષય–વસ્તુ કે અભિવ્યક્તિ પરત્વે હોઈ શકે. નર્મદથી આજ સુધીની ગુજરાતી કવિતાનો વિચાર કરતાં જુદા જુદા યુગમાં કેવા કેવા પ્રયોગો થયા છે તે ધ્યાન પર આવશે. અહીં અનુગાંધીયુગ એટલે કે રાજેન્દ્ર–નિરંજન યુગમાં થયેલા વિષયવસ્તુને સ્પર્શતા પ્રયોગોનો વિચાર, મુખ્ય કવિતાઓના સંદર્ભમાં કરીશું.

વિષય-દૃષ્ટિએ વિચારતાં નગરકવિતાને આ યુગની કવિતાની વિશિષ્ટ ઉપલબ્ધિ ગણી શકાય. ગુજરાતી સાહિત્યમાં આ પ્રકારની કવિતાની સ્થાપના અને પ્રતિષ્ટા નિરંજન ભગતે કરી છે એ સુવિદિત છે. વિશ્વકવિતાના સંદર્ભમાં જોઈએ તો કહેવું પડે કે નગરકવિતા ગ્રીસ જેટલી જૂની છે. ઓગણીસમી–વીસમી સદીની પ્રસિદ્ધ નગરકવિતાનો જ વિચાર કરીએ તો બોદલેરની Tableax Parisians (પેરિસ ચિત્રાવલિ), બીજા ફ્રેંચ કવિ Farguenી Mon Quarter, જર્મન કવિ રિલ્કેની Das Buch des Bilder (ચિત્રપોથી)ની કેટલીક રચનાઓ, સ્પેનિશ કવિ લોર્કાનું Poeta in Neuva York (ન્યૂયોર્કમાં કવિ), એલિયટનું The Waste Land (મરુભૂમિ) વગેરે સહેજે સ્મરણે ચડે. વિશ્વકવિતાના ઊંડા અભ્યાસી નિરંજને આ કવિતાના સસ્કાર ઝીલ્યા છે અને તેને આત્મસાત્ પણ કર્યા છે. નિરંજનનું 'પ્રવાલદ્વીપ' કાવ્યગુચ્છ ગુજરાતી કવિતાનું એક સીમાચિહ્ન બની રહે છે. આ ગુચ્છની 'મુંબઈ નગરી', 'આધુનિક અરણ્ય' જેવી રચનાઓ નગર પ્રત્યેના કવિના અભિગમને મુખરતાથી પ્રગટ કરે છે. મુંબઈનગરીમાં—

સિમેન્ટ, કૉંક્રીટ, કાચ, શિલા,
તાર, બોલ્ટ, રિવેટ, સ્ક્રૂ, ખીલા;
ઇન્દ્રજાલની ભૂલવે લીલા

એવી આ સૌ સ્વર્ગતણી સામગ્રી!—છે એમ કહી કવિ આ તીરથની યાત્રા કરવા આપણને લઈ જાય છે. ઉપરની પદાવલી ગીતમાં પ્રયોજાઈ છે એ બાબત ગુજરાતી કવિતાના ઇતિહાસમાં નોંધપાત્ર છે. કવિ સાથે આપણે પેટી કે બિસ્ત્રો લીધા વિના યાત્રાએ જઈએ છીએ, પણ ત્યાં પહોંચ્યા પછી સમજાય છે કે આ તો છે 'આધુનિક અરણ્ય', જેમાં અસંખ્ય મનુષ્યો હિંસ્ર પશુ જેવા ઘૂમે છે. અહીં સ્પેન્ડરે નગરજનોને Mechanic ghosts, moving in a machine–made society કહ્યાં છે એ યાદ આવે છે.

એક્વેરિયમની માછલીની જેમ રાતદિવસ ગતિ કરતા માણસની સ્થિતિ ઘાંચીના બળદ જેવી છે. મનુષ્યની આ સ્થિતિથી સચિંત કવિ 'ફાઉન્ટનના બસસ્ટૉપ પર' રચનામાં પૂછે છે:

સર્વ આ કઈ દિશા ભણી રહ્યાં ધસી?
સવેગ શી ગતિ!
તમિસ્રલોકની પ્રતિ?

કવિના આ પ્રશ્નમાં જિજ્ઞાસાનો સૂર નથી, નિરાશાનો છે. નિરાશા કવિને અનાસ્થા તરફ દોરી જાય છે. એ માર્ગે મળેલા કવિ પૂરેપૂરા નિર્ભ્રાન્ત બને છે. કાવ્યાંતે કવિ નગરના, વાસનાથી ખદબદતા, શોકપાવકમાં પડેલા, પાપત્રસ્ત, શાપગ્રસ્ત, માણસોના જીવનની વ્યર્થતા, નિરર્થકતા, ઉદ્દેશહીનતા 'ખેપતા જહાજના મુસાફરોની નામાવલિ' કે 'વિશ્વના વિરાટ ગ્રંથની છાપભૂલ' જેવાં આજના જીવનસંદર્ભ-માંથી સ્વાભાવિક રીતે પ્રાપ્ત થતાં કલ્પનો દ્વારા વ્યક્ત કરે છે. આ નામહીન સમૂહનો વિચાર કરતાં કરતાં કવિ પોતાનું નામ પણ વિસ્મરી જાય છે. 'ચર્ચગેટથી લોકેલમાં' અને 'હોર્ન્બી રોડ' નામક રચનાઓનો ધ્વનિ પણ આ કાવ્ય જેવો જ છે— આત્મવિસ્મૃતિનો.

'પાત્રો' તથા 'ગાયત્રી' 'પ્રવાલદ્વીપ' ગુચ્છની જ નહીં, ગુજરાતી કાવ્ય સાહિત્યની પણ મહત્ત્વપૂર્ણ રચનાઓ છે. 'પાત્રો' પર રિલ્કેની કવિતા Die Stimmen Neun Blatter mit einem Titel–blatt (ઉક્તિઓ: શીર્ષકપૃષ્ઠ સાથે નવપૃષ્ઠ)નો પ્રભાવ પડ્યો છે. પરંતુ નિરંજને રિલ્કેનું અંધ અનુકરણ નથી કર્યું. નિરંજનની કવિતાની સંરચના રિલ્કેની કવિતા કરતાં સુદૃઢ, સુઘડ છે. કાવ્યનો પ્રારંભ તથા અંત એક જ પંક્તિથી થાય છે એટલે એક અંતહીન ચક્રાકાર ગતિનો ભાસ થાય છે. કાવ્યમાં કવિ, ફેરિયો, આંધળો, ભિખારી, વેશ્યા અને પતિયો એમ છ પાત્રોની ઉક્તિઓ રજૂ થઈ છે. આ ઉક્તિ-ઓમાં વ્યથા–વિષાદની સાથે વ્યંગ અને વક્રતા (satire and irony) ગૂંથાઈ ગયાં છે. કાવ્યમાં આવતાં, સમાજે હડસેલેલાં આ પાત્રો નલિન રાવળ કહે છે તેમ 'મનુષ્યે મનુષ્યના કરેલા ક્રૂર અનાદરનાં— અવહેલનાનાં પ્રતીક સમાં છે. તીખો આક્રોશ અને તીવ્ર જીવનવૈફલ્યનો પરિતાપ દરેક પાત્રના ઉદ્‌ગારમાં રહેલો છે.' ('અનુભવ', પૃ. ૧૬૩)

'ગાયત્રી' ગુજરાતી નગરકવિતાનું એક ઉન્નત શિખર છે. કાવ્યનું શીર્ષક ગાયત્રી મંત્રની વેદકાલીન ભવ્ય કલ્પનાને જગાવી સાંપ્રત નગરજીવનના વાસ્તવ સાથે તેને વિરોધાવી આધુનિક માનવસમાજની આધ્યાત્મિક કટોકટીને વ્યંજના દ્વારા પ્રગટ કરે છે. The Waste Land માં એલિયટે આજના મનુષ્યજીવનના અભાવને વરસાદ (Rain) ના પ્રતીક દ્વારા સૂચવ્યો છે, નિરંજન 'ગાયત્રી'માં સૂર્યના પ્રતીક પાસેથી આવું કામ કઢાવી શક્યા છે. કાવ્યમાં દિવસના ત્રણે ખંડોનું માનસસ્વરૂપ કવિએ કલ્પ્યું છે. નગરની દિનચર્યાનું ચિત્ર યંત્રસંસ્કૃતિના સંદર્ભમાં કવિ આપે છે. કાવ્ય ૨૦૦ પંક્તિઓનું છે અને ત્રણ ખંડ—પ્રાતઃ, મધ્યાહ્ન અને સાયં—માં વિભક્ત છે. ત્રણે ખંડો ચક્રાકાર ફરે છે અને પુનઃ પ્રભાત થતાં કાળવર્તુળ પૂરું થાય છે. કાળવર્તુળની સાથે જ ફરે છે નગરજનોનું જીવનવર્તુળ. કાવ્યનો પ્રારંભ થાય છે સિન્ધુશય્યા પર સૂતેલી નગરદ્વીપ સુન્દરીના ભવ્ય લયચિત્રથી ને અંત આવે છે સૂર્યને ઉદ્દેશીને થયેલી આ પ્રાર્થનાથી :

સર્વના મુક્ત આત્મામાં તારું તું વીર્ય સ્થાપજે,
આપે તો ભવ્ય કો મૃત્યુ ઇચ્છામૃત્યુ જ આપજે !

સંદેહથી શરૂ થયેલી કવિતા પ્રાર્થનામાં પરિણમે છે. નિરંજને શરૂ કરેલ નગરકવિતાનો આ તંતુ હસમુખ, પ્રિયકાંત તથા નલિનમાં આગળ લંબાય છે. એ જોતાં પહેલાં આ યુગના બીજા પ્રમુખ કવિ રાજેન્દ્રમાં જે નગરકવિતા મળે છે તે જોઈ લઈએ.

રાજેન્દ્રના ત્રીજા કાવ્યસંગ્રહ 'શ્રુતિમાં' આધુનિક નગરજીવનની અનુભૂતિને અભિવ્યક્ત કરતી બે રચનાઓ—'ભૂલેશ્વરમાં એક રાત' અને 'મધ્ય રાત્રીએ મુંબઈ'—સાંપડે છે. ગુજરાતી કવિતામાં

નગરજીવનની અભિવ્યક્તિના આરંભકાળમાં જ રાજેન્દ્ર પાસેથી આ પ્રકારની કૃતિઓ પ્રાપ્ત થાય છે એ નોંધપાત્ર છે. પ્રથમ રચનામાં કવિએ ભૂલેશ્વરમાં વીતાવેલી એક અનિદ્ર રાતની વાત કરી છે. બીજા કાવ્ય 'મધ્ય રાત્રીએ મુંબઈ'માં પણ તરહ તરહની પ્રવૃત્તિઓમાં મગ્ન ભાતભાતનાં લોકોનું, એમની પ્રવૃત્તિઓનું ચિત્ર આલેખી મુંબઈની મધરાત કવિએ પ્રત્યક્ષ કરાવી છે. આ કાવ્યોમાં નગરજીવનની ધમાલ, ધાંધલ, નિરર્થકતા, નિર્વેદ, કંટાળો ઇત્યાદિ અસરકારક રીતે અભિવ્યક્ત થયા છે. કવિના સાતમા સંગ્રહ 'ક્ષણ જે ચિરંતન'માં પણ 'મુંબઈમાં', 'મધ્યરાત્રિએ શહેર', 'પથસંગમ' 'બોલાવતું હશે કોણ ?', 'નિગોપન શોધન' જેવાં નગરજીવનની અનુભૂતિનાં કાવ્નો પ્રાપ્ત થાય છે. 'શ્રુતિ'નાં નગરકાવ્યોની જેમ આ પરિસ્થિતિમાં સમ શોધતા કવિની મનઃસ્થિતિ પ્રતિબિંબત થઈ છે. 'શ્રુતિ'ની રચનાઓમાં અનુભૂતિ અને અભિવ્યક્તિ વચ્ચે જ એકરૂપતા સધાઈ છે તે અહીં પ્રમાણમાં ઓછી સધાઈ હોય તેવું લાગે છે રાજેન્દ્રનાં નગરકાવ્યોને નિરંજનનાં નગરકાવ્યો સાથે સરખાવતાં જણાય છે કે નિરંજન પાસે આધુનિક સંવેદના છે તેમ તે સંવેદનાને મૂર્તરૂપ આપે તેવી અદ્યતન ઈબારત પણ છે. તેઓ જે પ્રતીક કલ્પનો પ્રયોજે છે તે પણ આધુનિક સંવેદનાનું અવગમન સરળતાથી, પ્રતીતિજનક રીતે થાય તેમાં મહત્ત્વનો ફાળો આપે છે. રાજેન્દ્ર આધુનિક સંવેદના લઈ આવે છે પણ તેને અભિવ્યક્ત કરતી કાવ્ય–ઈબારત ભાવાનુરૂપ અદ્યતનતા ધારણ કરી શકતી નથી. સૌંદર્યાભિમુખ લલિત કવિતામાં જે પ્રકારની સંસ્કૃતપ્રચુર કોમળ બાની તેઓ પ્રયોજે છે તે જ બાની આ કાવ્યોમાં પણ પ્રયોજે છે. પરિણામે અભિવ્યક્તિ પૂરતી પ્રભાવક બનતી નથી.

પ્રિયકાન્ત મણિયારે પણ કેટલીક રચનાઓમાં નગરજીવનની સંવેદનાને વાચા આપી છે. 'અશબ્દ રાત્રિ'ની 'નક્કી અહીં આ હું રહુ છું ?' તથા 'આપણે' નગરભીસમાં ભીંસાતી બહુજન સમાજની લાગણીઓને વ્યક્ત કરતી કવિની લોકપ્રિય રચનાઓ છે. પ્રથમ કૃતિની નીચેની પંક્તિઓ જુઓ, જે લગભગ દરેક નગરવાસીને સ્પર્શે તેવી છે :

> આ જ સરનામે મને મળતા બધા પત્રો,
> ભોંયતળિયે, છેક નીચે,
> પોસ્ટના પરબીડિયાના જેટલી તો છે જગા,
> ને ઉપરની કોક નાની ટિકિટ સરખી એક બારી.

આ કોઈ એક વ્યક્તિનું નહીં, સાંકડા, અંધારિયા ભોંયતળિયે વસતા અનેક લોકોની વ્યથાનું, વેદનાનું ચિત્ર છે. બીજી રચના 'આપણે' પણ ઉપર્યુક્ત કૃતિની માફક આજના માણસનાં નિર્વેદચિત્રો વેધકતાથી આલેખે છે. મનુષ્ય મનુષ્ય વચ્ચેના ઉષ્માવિહીન સંબંધનું સૂચન કરતો કાવ્યનો અંતભાગ જોઈએ:

> કો શબ્દના અક્ષરસમા સૌ આપણે કેવા નિકટ !
> અર્થ કિંતુ એક ના એનો થતો !
> મારા તમારામાં કશો યે ભેદ ના,
> કોક છાપાની હજારો પ્રત સમા સૌ આપણે.

આ પંક્તિઓમાં નગરજીવનનું કંટાળાજનક એકસુરીલાપણું, વ્યક્તિત્વવિહીન જીવનની નિરર્થકતા તથા માનવી–માનવી વચ્ચેના સ્નેહશૂન્ય સંબંધ પ્રત્યેનો કરુણભાવ ફરકી જતો અનુભવાય છે. આ બન્ને કાવ્યોમાં કવિની સંવેદનાને મૂર્તરૂપ આપવામાં ભાવાનુરૂપ કલ્પનો તથા ઉપમાનોનો ફાળો પણ મહત્ત્વનો છે.

રાજેન્દ્ર–નિરંજન પાસેથી ભારતીય મહાનગર વિશેનાં કાવ્યો મળે છે તો પ્રિયકાન્ત પાસેથી અમેરિકન મહાનગર વિષયક કાવ્યો 'પ્રબલગતિ'માં મળે છે. સંગ્રહના એક ઉત્તમ કાવ્ય યશવંતને ઉત્તર'માં

'ન્યૂયૉર્ક તો પિયાનો છે' એવા યશવંતના વિધાનનો પ્રતિભાવ આપતાં પ્રિયકાન્ત કહે છે કે એ પિયાનો તો છે પણ કાચની દીવાલોમાં કેદ શો કેઈસનો પિસ છે કે જે ક્યારેય વાગ્યો જ નથી. તેના સૂર મુક્તિની ભીંસમાં અંદર ને અંદર ગૂંગળાઈ મરે છે. અવાજ આવે છે ખરો, પણ તે તો પોલીસની મોટરનો ચીસચીસતો અવાજ, એમ્બ્યુલન્સનો આર્તનાદ, સબવેની ટ્રેનોના અવાજ. આ બધા અવાજમાં સંગીતનો સૂર ઊગી જ ક્યાંથી શકે? કાવ્યમાં છેલ્લે કવિ સ્ત્રીપુરુષ સહશયનનાં ઉત્તેજક દૃશ્યો માણતાં લોકોને ખીર પીરસતી છોકરી અને પ્રૌઢ વેઈટ્રેસનું કરુણચિત્ર પાસપાસે મૂકી કરુણને ઘેરો બનાવે છે. 'ન્યૂ યૉર્ક—એક હરણ' એ કાવ્યમાં હરણના પ્રતીક દ્વારા અમેરિકન પ્રજાની વિજ્ઞાન અને સમૃદ્ધિ તરફની આંધળી દોટ સૂચવી છે. વિજ્ઞાન દ્વારા પ્રાપ્ત થયેલી પણ વિનાશક માર્ગે વપરાતી માનવસિદ્ધિઓ જ આધુનિક મનુષ્યની ઘોર બનશે એ ધ્વનિ કાવ્યમાંથી સ્ફુટ થાય છે. ન્યૂયૉર્ક વિશેનાં આ બે કાવ્યોની જેમ 'શિકાગો' અંગેની ગઝલ પણ સ્કંધનગરી વિશેના દાહક વાસ્તવને ધારદાર રીતે પ્રગટ કરે છે :

મળે જો સમય તો શિકાગોને સમજું,
અડીને હું પોતે આ આગોને સમજું;
ઊગેલા છે રસ્તા ફૂટી પુલ–ડાળી
વસંત્યા પુલાદી આ બાગોને સમજું.

ગઝલના મત્લામાં 'શિકાગો'—'આગો'નો આંતરપ્રાસ કવિના વક્તવ્યને વેધક બનાવે છે. પછીનો શેર નિરંજનના 'આધુનિક અરણ્ય' સાથે સરખાવવા જેવો છે. પ્રિયકાંતનો અને નિરંજનનો નગર પ્રત્યેનો અભિગમ લગભગ સરખો જ છે. તે બંનેનાં નગરકાવ્યો જોતાં જણાય છે. છતાં અભિવ્યક્તિની ભિન્ન ભિન્ન રીતિ બંનેનાં કાવ્યોને આગવું વ્યક્તિત્વ બક્ષે છે.

હસમુખ પાઠકના સંગ્રહ 'નમેલી સાંજમ' 'શહેરની ઘડીઓ ગણતાં' નામક કાવ્ય મળે છે. કાવ્યમાં આમ તો કવિ પરોઢ, બપોર, સાંજ ને રાતની વાત કરે છે, પણ તે દ્વારા તેમને દર્શાવવી તો છે શહેરી જીવનની વ્યથા-વેદના, ગ્લાનિ વ. નિરંજને 'પ્રવાલદ્વીપ'ની રચનાઓમાં આ જ ભાવો વ્યક્ત કર્યા છે. અહીં હસમુખ વ્યંગનો આશ્રય લઈ નિરૂપણ કરે છે. કવિએ યોજેલાં ઉપમાનો તેમના વલણને છતું કરી દે છે. કવિ શહેરના પરોઢને શિશુના બગાસા સાથે, તારાને રાતપાળી કરતા મજદુર સાથે, બપોરને વાંઝણી ઘરડી સ્ત્રી સાથે, પવનને બેડોળ વ્યંઢળ સાથે, સાંજને લિપસ્ટિકથી હોઠ રંગેલ સ્ત્રી સાથે તથા રાત્રિના સ્વપ્નોને, ભૂલાં પડેલ શિશુ સાથે સરખાવે છે. વિશિષ્ટ કૌંસયોજના તથા અદ્યતન ઈમારતનો ખ્યાલ આવે તે માટે સાંજનું ચિત્ર અવલોકીએ :

ને સાંજ (લિપસ્ટિક વડે શણગારી ઓછી)
ચૂમી રહી સડકને, ગલીકૂંચીઓને,
જાઝી મ્યુઝિક પર સૌ મર્ક્યુરી લૅમ્પ્સ
નાચી રહ્યા, ગટરમાં ઠલવાય તેજ.

પ્રિયકાન્ત અને હસમુખ કરતાં નલિને નગરવિષયક કાવ્યો વધુ આપ્યાં છે. તેમનું નગર પ્રત્યેનું વલણ અણગમાભર્યું છે. 'ઉદ્‌ગાર'ની રચના 'સ્હવાર–૨'માં કવિનો નગરજીવન પ્રત્યેનો અણગમો જોઈ શકાય છે. સવાર થતાં જ શહેરનો રોડ અવાજોની સૃષ્ટિમાં ડૂબી જાય છે એ દર્શાવતાં કવિ કહે છે :

ઊંઘના સડેલ ગૂણિયા પરે પડેલ
શ્હેરનો સળંગ વાંકચૂકથી વળેલ | માર્ગ,
સૂર્યનાં પીળાં તીખાં તરત તૂટી જતાં | અનેક
કિરણો

ઉશેટી લાગલો ઊડયો
તરત હડી દીધી તરત અવાજ... 'વાજ...
'વાજમાં ડૂબી ગયો.

નિરંજન અને રાજેન્દ્રનાં મુંબઈ વિશેનાં કાવ્યો આપણે જોઈ ગયા છીએ. નલિનનું 'મુંબઈ' કાવ્ય છે તો એ પરંપરાનું, પરંતુ મુંબઈની વિકરાળ પંખી તરીકેની કલ્પના અનોખી છે. આ પંખીના 'સુંવાળા રંગબેરંગી પીંછાનો પ્હાડ બરછટ, હાંફતો સેતાન ગણાતા' એમ કહી કવિ પૂછે છે :

કયારેક | નાખી ભૂલથી ઝાવાં શિકારો શોધતું પંખી
અચાનક ચીસ પાડી પાંખ વીંઝી | ઊડશે ત્યારે...

કવિનો આ પ્રશ્ન અને તેની પાછળ રહેલી શંકા કમકમાટી જન્માવે છે. પરંતુ આ શંકા નિરાધાર છે એમ કોણ કહેશે ? 'ઉદ્વેગ' કાવ્યમાં નગરજીવનનો ઉદ્વેગ કવિએ અંધાર, સૂર્ય, ગીધ વગેરે કલ્પનોની મદદથી સુપેરે વ્યક્ત કર્યો છે. આ કાવ્યમાં કવિ નગરીને જે ઉપમા આપે છે તે તેમના અભિગમને સ્પષ્ટ કરે તે. નગરીને તેઓ 'ઠરડાયલી બેડોળ કાળી પૂતના' સાથે સરખાવે છે.

'અવકાશ'ની બેત્રણ રચનાઓમાં પણ જગત વિષયક સંવેદના આલેખાઈ છે. 'વંટોળ'માં મહાનગરમાં ઉઠેલા વંટોળનું ગત્યાત્મક ચિત્ર કવિએ દોર્યું છે. કવિ વંટોળની સાથે ઊંચે ચડતા અને પડતા અગણ્ય માનવોભર્યા મહાનગરને રાતી ઝાંય પર લસતું દર્શાવે છે. નાના માપની કલ્પનસભર સૌંદર્યમય પંક્તિ 'ચંદનીએ ચીતર્યા સમીર રે' ની આજના નગરના સંદર્ભમાં નલિન 'ચિમનીએ ચીતર્યા સમીર રે' એવી પેરોડી બનાવે છે. ભીષણ, ભયાનક, બિહામણા નગરમાં જીવતા કવિને તેમાં જીવવા જેવું લાગ્યું નથી. આથી પોતાના 'જન્મ દિને' કવિ તેનાથી દૂર ભાગી નીકળે છે:

લોહનગરનાં ક્રૂર ખુલ્લાં બે ઠઠર જડબાં
મહીંથી | ઊડતી
ભીષણ ભભૂકતી ઊછળતી જ્વાળા
મહીંથી | છટકી,
વાદળ પારની પરીઓએ વેર્યા સ્મિતમાં
ખોવાઉં છું.

આમ, નગરમાં વસવા છતાં કવિ તેનાથી દૂર ભાગવા ઇચ્છે છે. નલિનની નગરવિષયક અનુભૂતિ નિરંજન, હસમુખ વગેરેની અનુભૂતિ સાથે મળતી આવે છે પણ તેના પર અવલંબિત નથી. કવિએ પોતે નગરને હાડોહાડ અનુભવ્યું છે. વળી અભિવ્યક્તિમાં તો તેઓ સમકાલીન કવિઓથી સારા એવા જુદા પડે છે. અનુગાંધીયુગની નગરકવિતામાં નલિનની આ કવિતાનો વિશિષ્ટ અવાજ છે.

નર્મદ–દલપત યુગથી ઉમાશંકર–સુંદરમ્ યુગ સુધીની ગુજરાતી કવિતા કરતાં વિષયની દૃષ્ટિએ જુદી પડી નૂતન ઉન્મેષ દર્શાવનાર રાજેન્દ્ર–નિરંજન યુગની નગર કવિતાનો આછો પરિચય આપણે મેળવ્યો. આ કવિતાનું અનુસંધાન સુરેશ જોષી, ગુલામ મોહમ્મદ શેખ, રાવજી પટેલ, લાભશંકર ઠાકર, આદિલ મન્સૂરી, મનહર મોદી વગેરેની કવિતામાં સહેજ વળાંક સાથે જોઈ શકાય છે. અદ્યતન કવિતાના વિષયદૃષ્ટિએ થયેલ પ્રયોગોની પાછળ આ કવિતાનો પણ થોડોઘણો ફાળો છે એનો ઇન્કાર થઈ શકે તેમ નથી.

આ યુગની કવિતામાં વિષય દૃષ્ટિએ અન્ય ઉન્મેષો પણ થયા છે. આ યુગની કવિતા અગાઉની પ્રેમ કવિતાથી સ્પષ્ટરૂપે જુદી પડે છે. આ યુગના કવિઓનું પ્રેમવિષયક વલણ બદલાયું છે અને તેની અસર કવિતા પર થઈ છે. નિરંજનનાં પ્રેમકાવ્યો ગાંધીયુગનાં પ્રેમકાવ્યોથી ઘણી રીતે જુદાં પડે છે. કોઈ ને કદાચ અતિશયોક્તિ લાગશે. પણ હકીકતમાં

જોઈએ તો પ્રેમની કવિતા આપણને પહેલવહેલી નિરંજન પાસેથી મળી છે. અગાઉના કવિઓએ મુખ્યત્વે તો પ્રેમની ભાવનાની કવિતા કરી છે, પ્રેમની નહીં. ઉમાશંકર, સુંદરમ્ વગેરેમાં પ્રેમનું એક આદર્શી-ભૂત સ્વરૂપ પ્રાપ્ત થાય છે. ગુજરાતી કવિતામાં પ્રથમવાર પ્રેમની, હાડોહાડ અનુભવેલા પ્રેમની, કવિતા નિરંજન લાવે છે. આ કવિતામાં આત્મિક કે ભાવનામય પ્રેમનો મંત્રોચ્ચાર નથી, પણ શારીરિક પ્રેમનો રોમાંચકારી સ્પર્શ છે. પ્રેમના પ્રાગટ્યનું નિમિત્ત બનતા નારીદેહની કમનીયતા અને રમણીયતા આ કવિતામાં સુપેરે વ્યક્ત થઈ છે. નિરંજનનાં 'સુધામય વારુણી', 'સજ્જ', 'મૃત્તિકા' વગેરે કાવ્યો નમૂના ખાતર જોઈ શકાય. 'મૃત્તિકા'માં પુરુષના સ્ત્રી પ્રત્યેના આકર્ષણના કેન્દ્ર એવાં સ્ત્રીનાં સ્તનની વાત કવિએ કેવી કુશળતાથી પ્રતીકાત્મક રીતે કરી છે! કાવ્યનો અંતિમ શ્લોક જુઓ :

જે મૃત્તિકા નિત્ય કઠોર જાણી,
એ તો અહીં માર્દવ રૂપે જ માણી,
શા સ્નિગ્ધ! કાઠિન્ય છતાં ન ખૂટ્યાં;
એ ફૂલ ફૂટ્યાં!

'મૃત્તિકા' શબ્દ અહીં કેવી વિશેષ અર્થચ્છાયા પ્રગટાવી રહે છે! શબ્દકોશમાં પડેલો આ નિર્જીવ શબ્દ અહીં જીવંત બની ઊઠ્યો છે. આ જ તો છે કવિ-કૌશલ.

નિરંજનની જેમ રાજેન્દ્રે પણ ગાંધીયુગની પ્રેમકવિતાથી એક ડગલું આગળ ભર્યું છે. 'ધ્વનિ'ના 'સુધામય રાગિણી' કાવ્યમાં આવતું સ્ત્રીપુરુષનાં પૂર્ણમિલનને સૂચવતું ઇન્દ્રિયરાગયુક્ત ચિત્ર જુઓ :

અધિક સરક્યાં પાસે, ને જ્યાં પ્રિયે! મુજ બાહુથી
તવ કટિ ગ્રહી ને તું મારે ઉછંગ જરા ઢળી;
સ્પરશમહિં તે જાદૂ એવું નિગૂઢ હતું કશું?—
ડયન કરતાં બંને શ્વેતાંગ હંસ રહ્યાં બની.

'ધ્વનિ'માં આલિંગનનું ચિત્ર આલેખનાર કવિ 'મધ્યમા'માં તો સંભોગનું ચિત્ર પણ આલેખે છે. 'નિશિગંધા' કાવ્યમાં તીવ્ર સંભોગેચ્છા જાગૃત થાય છે ત્યાંથી માંડી સંભોગ થયા સુધીની ક્રિયાઓ કુશળતાપૂર્વક આલેખાઈ છે. કાવ્યના ચોથા શ્લોકમાં સંભોગક્રિયા અને તે પછીથી અવસ્થાનું જે વર્ણન થયું છે તે જોઈએ :

વચ્ચેનું અંતર નહીં, નહીં ત્યહીં કાલ :
નહીં આવરણ,
એક માત્ર કેલિ
આનંદની હેલી.
નીંદર નહીં, નહીં કપાય જાગરણ,
...હવે સ્મૃતિ સંગ તપ્ત અંગ લાલ લાલ.

નિરૂપણમાં ક્યાંય અલઘતા નથી અને કલાસંયમ જરા પણ જોખમાયો નથી. વળી, નિરૂપણમાં સંદિગ્ધતા પણ નથી. જે કહેવાનું છે તે કવિએ પૂરેપૂરું પ્રગટ કર્યું છે—કાવ્યોચિત ગૌરવથી, સંગોપનથી.

પ્રિયકાન્ત મણિયારની કલમ તો વારંવાર શયનખંડમાં ધસી જાય છે. 'પ્રતીક'ની 'કંચુકીબંધ છૂટ્યા તે', 'અંધકાર', 'ધૃષ્ટ', 'શયનગૃહમાં'; 'સ્પર્શ'નં 'સંયોગ'; 'સમીપ'ની 'ક્રૌંચવધ'; 'પ્રબલગતિ'નું 'વસ્ત્રમ' હોય છે ત્યારે', 'શાવર' વગેરે રચનાઓમાં પ્રેમીજનોના કામવ્યવહારનું મુક્ત વર્ણન થયું છે 'સંયોગ'માં સ્ત્રીપુરુષના સહશયન વેળાના રાત્રિસંબંધનુ પ્રતીકાત્મક આલેખન થયું છે. ગુજરાતી કવિતામ અગાઉ વણસ્પર્શ્યા રહેલા આ પડકારરૂપ વિષયને કવિતાની નજીક લઈ જવા માટે કવિએ ભારે પુરુષાર્થ કર્યો છે, પણ તેમને ધારી સફળતા મળી શકી નથી છતાં પ્રયોગ તરીકે આ કાવ્ય ઉલ્લેખનીય છે. સંભોગ પછીની દશા કવિએ આ રીતે વર્ણવી છે :

ત્યાં તો પડયા તારક છિન્નભિન્ન
અંધારઘેર્યા લઘુ ઓરડામાં...
—વેરણિયા સુદીર્ઘ
વ્હેરી રહ્યા ને થડ એક, ભિન્ન
બે ભાગમાં ઢળી પડયું, કહીં એક, બીજું
આઘું વળી અવશ કયાં...
અંધાર કમ્પી ઢળી નીંદમાં પડયો !

કાવ્યને અંતે આવતો આ પલટો આખા કાવ્યને કાવ્યત્વ અર્પવામાં સફળ નીવડતો નથી. 'પ્રતીક'ની રચનાઓમાં કામવ્યવહારનું આહ્લાદક નિરૂપણ થયું છે, સાથે સાથે કલાસંયમ સચવાયો છે તેથી કાવ્યાત્મક સૌંદર્યને આંચ નથી આવી, જ્યારે 'પ્રબલગતિ'ની રચનાઓમાં સ્ત્રીના નિર્વસ્ત્ર દેહસૌંદર્યની સાથે સાથે કાવ્યદેહની પણ અવમાનના થયેલી જોઈ શકાય છે. 'પ્રતીક'ના કવિને ગાંધીયુગ સાથે જ્યારે 'પ્રબલગતિ'ના કવિને અદ્યતન યુગ સાથે સૂક્ષ્મસંબંધ છે એમ લાગે છે. આ દૃષ્ટિએ પ્રિયકાન્તને ગાંધીયુગ અને અદ્યતન-યુગ વચ્ચેના કડીરૂપ કવિ કહી શકાય.

હસમુખ પાઠકે પ્રેમકાવ્યો લખ્યાં નથી, પણ સ્ત્રી સાથેના પુરુષના 'સંવનન' વિશે એક સુંદર કાવ્ય 'સાયુજ્ય'માં આપ્યું છે. વિજ્ઞાનના સ્નાતક આ કવિએ સંવનનનું પૃથક્કરણ કરી એનું સુખ તથા દુઃખ કવિત્વમય રીતે દર્શાવ્યું છે. સંવનનનું પૃથ્વી પર કેવું સુખ છે તે ઉપવનની હારમાળાથી વ્યક્ત કરતાં કવિ લખે છે :

કણ કણમાં ઊઠતા સ્પંદન જેવું,
તેજ તેજમાં ફૂટતા કંપન જેવું,
શ્વાસ ઉચ્છ્વાસે ઘૂંટાતી ગંધ જેવું,
ધસમસી વછૂટતા બંધ જેવું,
મર્યાદા ઓળંગતા સિંધુ જેવું,
ગર્ભ સિંચતા અમૃત–બિન્દુ જેવું.

વિચાર કરતાં જણાશે કે કવિએ આપેલી એકે એક ઉપમા સાર્થક છે. સંવનનના દુઃખને દર્શાવતી ઉપમાઓ પણ એટલી જ અન્વર્થક છે. સંવનનના સુખ અને દુઃખની અનુભૂતિ થયા પછી નાયક બોલી ઊઠે છે :

ક્ષણભંગુર, ક્ષણભંગુર, ક્ષણભંગુર,
એવી, એવી, એવી હે સખી, દેહમાત્રની રજ

કવિ પૃથ્વી પરથી માનસસર પર અને ત્યાંથી પદ્મ પર ગતિ કરાવી સ્થૂળ આનંદથી સૂક્ષ્મતમ આનંદ સુધી ભાવકને લઈ જાય છે. રાજેન્દ્રના 'નિશિગંધા', પ્રિયકાન્તના 'સંયોગ'ની સામે આ કાવ્યને મૂકતાં હસમુખની પ્રયોગશીલતા ધ્યાનમાં આવશે જ.

નલિન રાવળ સ્ત્રીપુરુષના સંભોગને પ્રતીકાત્મક રીતે નિરૂપવાના આગ્રહી જણાય છે. 'અવકાશ'ની રચનાઓ 'સિંહગાન' તથા 'ઝૂમાં સુંદરી'માં સિંહનો પ્રતીકાત્મક ઉપયોગ કરી કવિએ સંભોગસ્થિતિનું સરળતાથી સૂચન કર્યું છે. 'સિંહગાન'ની થોડી વ્યંજનાગર્ભ પંક્તિઓ આસ્વાદીએ :

આ કયાંથી | સુપ્ત સિંહ રે સળગ્યો | સળગી ત્રાડો
કયાં છે મિષ્ટ માંસ એ મિષ્ટ માંસની ગંધ થકી તો ગાંડો
કયાં છે મિષ્ટ માંસ...કયાં છે કાયા
આ | ભડભડ સળગ્યા ઊંઘ અર્ણવે ઊંડે
નગ્ન નાસતી સ્વપ્ન અંગના ઝૂંબે | દૂરે
આ એ જ સિંહ હત્ પ્રાણ અવ ખોડંગાતો નાસે
ઊડે | ધૂળ રાખની ડમરી.

અહીં કવિનાં ઇંગિતોને આધારે જાતીય અર્થ-ઘટન કરવામાં મુશ્કેલી પડતી નથી.

આમ, જોઈ શકાશે કે આ યુગની પ્રેમકવિતા માત્ર ભાવનાવિહારી ન રહેતા નક્કર ભૂમિ પર ડગ ભરે છે. પ્રેમની જે વાસ્તવિકતા છે તેને આ કવિઓ અવગણતા નથી. જાતીય વ્યવહારનું સ્પષ્ટ સુરેખ વર્ણન કરવા છતાં આ યુગના કવિઓ અશ્લીલતામાં સરી ન પડાય તેની કાળજી રાખે છે. આજના કેટલાક કવિઓની જેમ આ કવિઓએ બેફામપણે લખ્યું નથી. વિષયદૃષ્ટિએ તેમણે કરેલા પ્રયોગો સમજદારી-પૂર્વકના છે અને કલાગત મર્યાદાની અંદર રહીને કરેલા છે.

નગરકવિતા, પ્રેમકવિતાની જેમ પ્રકૃતિકવિતા, ચિંતનકવિતા વગેરેમાં પણ આ યુગની કવિતા અગાઉની કવિતાથી વત્તીઓછી જુદી પડે છે. પરંતુ એ નવીનતા પ્રમાણમાં ગૌણ છે તેથી તેની વિગતે વાત અહીં નહીં કરીએ. આ યુગના કવિઓની નગરકવિતા કે પ્રેમકવિતા અગાઉના યુગ કરતાં જુદી પડે છે; ઉપરાંત અંદર અંદર પણ અલગ પડી આગવી વૈયક્તિકતા જાળવી શકે છે. આ આગવાપણું વિષયથી નહીં પણ નિરૂપણથી સિદ્ધ થાય છે. આ યુગની કવિતાએ વિષયની જેમ અભિવ્યક્તિની રીતિ પરત્વે પણ પ્રયોગશીલ વલણ અપનાવ્યું છે અને છંદ, લય, પ્રતીક–કલ્પન, અલંકાર–રચના તેમ જ કવિતાના આકાર પરત્વે નવા ઉન્મેષો પ્રગટાવ્યા છે. આ દરેક અંગને લઈને આ યુગની કવિતામાં કેવા પ્રયોગો થયા અને તેણે અદ્યતન યુગના પ્રયોગોની ભૂમિકા કેવી રીતે પૂરી પાડી તેની વાત થઈ શકે, પણ તે એક આગવો લેખ માગી લે તેમ હોવાથી તેનો ઉલ્લેખ કરીને જ અટકીશું.

# પ્રયોગશીલતા અને કવિતા

જયન્ત પાઠક

કવિતા તેમ સર્વ કલાઓ પરત્વે આપણે જ્યારે 'પ્રયોગ' શબ્દ પ્રયોજીએ છીએ ત્યારે એમાં એવું સૂચન રહેલું હોય છે કે સર્જન દ્વારા રચનાવિધાન દ્વારા આપણે કંઈક અપૂર્વ એવું સિદ્ધ કરવા મથીએ છીએ. કવિતામાં આવા પ્રયોગો પાછળ કઈ વૃત્તિ અને અનિવાર્યતા રહેલાં છે? રૂઢ રીતિમાં રચના કરવી છોડીને કવિને અરૂઢ રીતિનો, નવીન રીતિનો આશ્રય શા માટે લેવો પડે છે? આ પ્રશ્નોના યોગ્ય જવાબમાં પ્રયોગપરાયણતાની, પ્રયોગતત્પરતાની સાભિપ્રાયતા ને સાર્થકતાનું હાર્દ કદાચ મળી રહે.

હરેક યુગમાં, સમયગાળામાં કવિતાને નવેસર અવતારવાની અનિવાર્યતા કવિઓને લાગી છે ને એ દિશામાં એમણે મથામણ કરીને ઓછીવત્તી સિદ્ધિ મેળવી છે. ભાવ અને ભાષાને, કવિની સંવેદના અને વાણીને માર્મિક સંબંધ છે. એટલે જ નર્મદને કહેવું પડયું કે નવા નવા વિષયો માટે નવા નવા ભાષાતરીકા શોધવાના રહે છે ને એમ મારે (ને એમ પ્રત્યેક કવિને પણ) યોગ્ય અભિવ્યક્તિ માટે મથવાનું હોય છે. નવી ભાષા તો કવિ ભાગ્યે જ શોધે છે, પણ પોતાની અનુભૂતિઓને અનુરૂપ –અનુકૂળ એવો વાણીમરોડ, વિન્યાસ કવિ સહજ સૂઝથી નિપજાવે છે, ને પ્રયોજે છે. આ દૃષ્ટિએ જોતાં દરેક યુગની, સમયખંડની કવિતામાં સાપેક્ષ દૃષ્ટિએ પ્રયોગશીલતાનાં તત્ત્વો રહેલાં હોય છે એમ કહી શકાય.

પ્રયોગના વલણ પાછળ એક બીજું કારણ પણ રહેલું સમજાય છે. જૂના, રૂઢ રચનાતરીકાઓથી કવિ કંટાળે છે, થાકે છે. એક જ ચીલામાં ચાલવાથી ભાવમાં ને અભિવ્યક્તિમાં એક ધરેડ બંધાઈ જાય છે જે જાગ્રત કવિમાં અસંતોષ જન્માવે છે. એને થાય છે કે એકની એક વાત એકની એક રીતે—પછી એ વાત ગમે તેટલી સારી હોય તોપણ—કહેવાથી રચનાની તાજપ ને તીવ્રતા અળપાઈ જવા જેવું થાય છે. સભાન, જાગૃત કવિ આવી મનોદશામાં ધરેડમાંથી નીકળીને નવું કરવા પ્રવૃત્ત થાય છે. જૂની રૂઢ રીતિમાં ઉત્તમ સર્જન પોતે કરી શકે છે એવો ખયાલ હોવા છતાં એ પ્રયોગ દ્વારા ઓછું સારું સર્જવા પણ તત્પર બને છે. કોઈ inner urgeથી પ્રેરાઈને કવિ પ્રયોગનો માર્ગ લે છે ત્યારે એના મનમાં ઉત્તમ સર્જન કરવાનો નહિ તેટલો અવનવું સર્જન કરવાનો વિચાર મોખરે હોય છે. કવિતામાં આથી પ્રયોગ કરનાર કવિ, નવી રીતિઓ પ્રગટાવનારને પ્રવર્તાવનાર કવિ કેટલીક વાર ઉત્તમ કવિ જ હોય છે એવું બનતું નથી. કવિતાના ઇતિહાસમાં પ્રયોગશીલ કવિનું સ્થાન નવા નવા પ્રયોગના પ્રવર્તક લેખે ઘણી વાર આગળ હોય છે.

પ્રયોગ અને પરિણામ વચ્ચે સર્જનની અનેક ભૂમિકાઓ, અવસ્થાઓ અને કક્ષાઓ જોવા મળે છે. એક કૃતિ પ્રયોગાત્મક હોય તેથી નિરપેક્ષ રીતે એમાં કાવ્યસિદ્ધિ છે જ એવું ભાગ્યે જ માની શકાય. પ્રયોગો અધૂરા હોય, અપર્યાપ્ત હોય ને ક્યારેક કાવ્યસિદ્ધિની દૃષ્ટિએ અનુચિત પણ હોય. પ્રયોગ આખરે તો કોઈ પણ શોધની જેમ ઈષ્ટ પરિણામ સુધી પહોંચવાનો માર્ગ છે. જે સિદ્ધ કરવું છે તે નજર સમક્ષ હોવા છતાં સંભવ છે કે લીધેલો માર્ગ સિદ્ધિ ભણી ને સિદ્ધિ સુધી ન પણ પહોંચતો હોય.

પ્રયોગાત્મકતાને સમસ્ત કવિતા (poetry)

પરત્વે નહિ પણ હરેક કાવ્યકૃતિ (poem) પરત્વે વિચારીએ તો એમ કહેવાનું પ્રાપ્ત થાય કે પ્રત્યેક રચના કવિ માટે એક અપૂર્વ પ્રયોગ હોય છે. સંવેદનને, અનુભૂતિને કવિ કૃતિમાં વાણીમાં નિબદ્ધ કરવા માગતો હોય છે ત્યારે એનું ચિત્ત એ નિબંધનને પર્યાપ્ત ને પરિપૂર્ણ કરવામાં રોકાયેલું હોય છે. પ્રત્યેક શબ્દપ્રયોગને, વર્ણવિન્યાસને, અલંકાર, પ્રતીકાદિ સર્વ ઉપાયોને એ અનુભૂતિના સંદર્ભમાં યોજે છે, આવી યોજનામાં એણે હરેક કૃતિમાં અપૂર્વતા લાવવા માટે મથામણનો અનુભવ કરવો પડે છે. પ્રયોગ અને પ્રયોજન, પ્રક્રિયા અને પરિણામ વચ્ચેના રચના-વ્યવસાયમાં એણે હરક્ષણે સભાન અને સાવધાન રહેવાનું હોય છે. અગાઉ જે રીતિમાં એણે ઉત્તમ સર્જન કર્યું હોય છે તે જ રીતિમાં તેનું બીજું સર્જન અધમ પણ બની આવે છે કેમ જે ચોક્કસ કૃતિમાં એનો આખો પ્રયોગપ્રપંચ નિષ્ફળ ગયો હોય છે.

આમ, કલાસિદ્ધિના સંદર્ભમાં પ્રયોગ એટલે કવિ માટે ખાંડાની ધારે ચડવાનું ને ખબરદાર રહેવાનું. પ્રયોગને કોઈ હળવી રમત કે કરામત તરીકે સમજવામાં અણસમજ રહેલી છે. પ્રયોગ વગર કોઈ પણ આપણી કવિતા જીવંત રહેતી નથી, ને પ્રત્યેક કાવ્યકૃતિમાં પ્રયોગાત્મકતા વગર જીવ આવતો નથી.

## સાંપ્રત કવિના ભાષાકર્મના કેટલાક સંકેતો

(પાન ૨૦૧નું અનુસંધાન)

માટેનું ઐતિહાસિક કાર્ય કરવા જ પ્રતિષ્ઠિત થયેલો, સક્રિય એવો શબ્દ છે. પાણી છે ઊંડા કૂવાનાં, ડોલ ખેંચનાર લઘરો છે, ડોલ પણ કાણી છે—ભલે; પણ પેલા 'લઘરા' કવિએ શબ્દની કાણી ડોલ છતાં પાણી કાઢવાનું માંડી વાળ્યું નથી. એ જ સૌથી મોટી આશ્વાસક-બલકે પરમ આનંદપ્રદ ઘટના છે. વિશેષણની ચાદર તળે શબ્દોને ઊંઘવા ન દે એવાયે કેટલાક સજાગ કવિઓ, સદ્‌ભાગ્યે, આપણી વચ્ચે છે જ અને તેથી સાંપ્રત કવિતાને તેઓ વધુ ને વધુ પડકારભર્યા માર્ગોએથી ઊંચે ને ઊંચે ચઢાવશે એવી આશા રાખવાને આપણી પાસે હાલ એક આવશ્યક સહાયક ભૂમિકા છે જ.

# સાંપ્રત કવિના ભાષાકર્મના કેટલાક સંકેતો

ચંદ્રકાન્ત શેઠ

કવિકર્મ આનંદલક્ષી ભાષાકર્મ છે. સૌંદર્યાનુભવ અને ભાષા—એ રીતે વાત કરવાને બદલે સૌંદર્યનિષ્ઠ ભાષાનુભવ એ રીતે વાત કરવાનું સાંપ્રત કવિને વધુ રુચિકર જણાય છે. ભાષા દ્વારા કશુંક કહેવાનું છે એમ નહિ, ભાષામાં જ કશુંક અનુભવવાનું છે કવિએ. કવિ ભાષા દ્વારા બીજાને કશું પહોંચાડવા માગે છે એમ નહિ, કવિ ભાષા દ્વારા પોતાને જ પોતાના સુધી પહોંચાડવા માગે છે. કવિ ભાષા દ્વારા — કહો કે ભાષારૂપે પોતાને અનુભવવાનો વિસ્મયાનંદ લેવા મથામણ કરે છે. કવિનું ભાષાની બાબતમાં અંતર્મુખ—અભિવ્યક્તિનિષ્ટ વલણ એ સાંપ્રત કવિના ભાષાકર્મની એક વિશેષતા લેખાય. જેમ સાંપ્રત ચિત્રકાર રંગ–રેખાનાં જ વૈવિધ્યપૂર્ણ લીલારૂપો દ્વારા ચાક્ષુષ અનુભૂતિ પર વધુ ભાર દેતો જણાય છે તેમ સાંપ્રત કવિ પણ શબ્દ–અર્થનાં વૈવિધ્યપૂર્ણ લીલારૂપો દ્વારા વાઙ્નિષ્ઠ સૌંદર્યાનુભૂતિ પર વધુ ભાર દેતો જણાય છે. સાંપ્રત કવિ કાવ્યમાં 'જીવન' શબ્દ વાપરતાં સુગાય છે; પણ તેણે તેથી જીવનને છોડી જ દીધું છે એમ માનવું ઠીક નથી. ભાષા દ્વારા સંકેતિત થતા વિશ્વમાંથી જીવનને શું બાદ કરી શકાશે ? ભાષા દ્વારા — ભાષાના અવાજ દ્વારા કવિ સમષ્ટિજીવન સાથે જોડાયેલો રહેવાનો જ. આમ છતાં જેને કવિ કહ્યો એ ભાષાની મર્યાદામાં રહે, એની જ લીલાનો આનંદ અનુભવવાનો અવકાશ આપી રહે એટલું તો આપણે અગ્રતાક્રમે પહેલું વાંછીએ છીએ.

સાંપ્રત કવિ કવિતાની ભાષા વિશે ઠીક ઠીક સભાન છે, કેટલીક વાર તો જોઈએ તે કરતાંયે વિશેષ. કવિએ જો જીવનને ખાતર ભાષાની સાધના કરવાની ન હોય તો ભાષાને ખાતર પણ ભાષાની સાધના કરવાની ન હોય. કવિએ આનંદને ખાતર ભાષાની સાધના કરવાની છે; કેમ કે ભાષા દ્વારા વધુ ને વધુ રસાનંદ પ્રાપ્ત કરવો એ જ એની તો મથામણ હોય. કવિએ ભાષાનો અનુભવ કરવાનો છે — લેવાનો છે; ને તે એવી રીતે કે એ એને માટે તેમ એના જેવા બીજા અનેકોને માટે રસનો—આનંદનો વિષય બની શકે.

વ્યક્તિમાત્રનો અનુભવ અનન્ય હોય તો કવિનોયે અનુભવ — પછી તે ભાષાનો હોય તોપણ — અનન્ય તો હોય જ. પ્રત્યેક કાવ્ય કવિનો એક અપૂર્વ — અનન્ય શબ્દાનુભવ છે. કવિ સમષ્ટિના શબ્દોની મદદથી એક એવો અપૂર્વ સંદર્ભ સંકેતિત કરવા મથે છે જે પ્રતીતિકર હોય ને વિસ્મયાનંદ–રસાનંદ અર્પે એવો હોય. કવિએ પ્રત્યેક કાવ્યમાં પોતાની ભાષા રચવાની હોય છે. ઉછીની ભાષાથી તો કવિ ચાલી જ નહીં શકે. કવિ તો એવો ભાષારસિક હોય છે કે એને માટે તો ભાષા જાણવી એનો અર્થ એને એના શક્ય તેટલા સર્વ સંકેતસંદર્ભો સાથે અનુભવવી એવો જ થઈ રહે છે. આમ, કવિનું પ્રત્યેક કાવ્ય એની ભાષા–સાક્ષાત્કારની વિકાસયાત્રાનું દ્યોતક હોય છે. સાંપ્રત કવિ આ દિશામાં વધુ એકાગ્રપણે, વધુ હિંમતભરી અને સાહસિક રીતે આગળ વધતો જણાય છે. એની આગેકૂચમાં ભયસ્થાનો—જોખમો છે જ; ભ્રાંતિઓ પણ છે; પણ તેથી એની ગતિ–દિશા ખોટી છે એમ જે કેટલાક સાબિત કરવા માગે છે તેમાં ધૃતિનો અભાવ અને વિકાસનો સત્યમર્મ સમજવાની

અશક્તિ જ વધુ તો વરતાય.

સાંપ્રત સાહિત્યિક વાતાવરણમાં કલાનિષ્ઠાનું પ્રાબલ્ય ધ્યાન ખેંચે છે. ભાવનાપરાયણતા, સંસ્કાર-પ્રીતિ, નીતિપરાયણતા—આ બધું ભૂંસાઈ ગયું છે એમ તો નથી; પણ કલાનિષ્ઠાના મુકાબલે આ બધી બાબતો કવિતાક્ષેત્રે આજે નેપથ્યમાં હડસેલાઈ ગયેલી લાગે. કવિને માથે અત્યારની હવામાં તો કવિતા કરવાની જવાબદારી જ સવિશેષ છે. કવિતાના વક્તવ્ય-વસ્તુના મુકાબલે એની અભિવ્યક્તિ-રીતિ પર એનું અવધાન વિશેષ છે. વિશિષ્ટ અર્થમાં સાંપ્રત કવિતામાં જાણે એક રીતિકાળ આવ્યાનું લાગે. આમ છતાં સાંપ્રત કવિનો આત્મસંવેદન પર એટલો ઝોક છે કે એ એને રૂઢ અર્થમાં 'રીતિવાદી' ભાગ્યે જ થવા દે. સાંપ્રત કવિની સંવેદનનિષ્ઠા જ કાવ્યમાં એને વધુમાં વધુ ભાષાનિષ્ઠ થવા તકાદો કરે છે.

આમ, સાંપ્રત કવિતામાં કવિતાસિદ્ધિ જ મુખ્ય બાબત હોઈ, ઉમાશંકરના કહેવા પ્રમાણે કવિકર્મ જ કવિધર્મ હોઈ (આમ તો એવું પ્રત્યેક જમાનામાં હોવું ઘટે ને સાચા કવિઓની બાબતમાં તો હોય જ), કવિનું ભાષાકર્મ સ્વાભાવિક રીતે ક્રમશઃ વધુ ને વધુ મહત્ત્વ પ્રાપ્ત કરતું જણાય. આજની કવિતામાં કવિ વિશેષભાવે ભાષાશિલ્પકાર થવા મથતો જણાય. આમ છતાં એ કેવળ ભાષાબાજ કે ભાષાના 'ટૅક્નિશિયન'-શો ન બને એ ઇષ્ટ છે. 'કલાને ખાતર કલા'-વાદનું નામ ન લઈએ, પણ કલાનિષ્ઠાનું નામ લઈએ ને કહીએ કે સાંપ્રત કવિએ એ કલાનિષ્ઠાથી પ્રેરાઈ, કવિતાના શબ્દની અનેકવિધ પ્રયોગશક્યતાઓ અજમાવી જોવાની વિધેયાત્મક વૃત્તિ-પ્રવૃત્તિ ઠીક ઠીક પ્રમાણમાં દાખવી છે.

ભાષા સંસ્કૃતિની નીપજ છે ને તે સાથે સંસ્કૃતિ-વિધાયક એક અગત્યનું પરિબળ પણ છે. વિશ્વયુદ્ધો અણુવિસ્ફોટ આદિ ઘટનાઓએ મનુષ્યની સાંસ્કૃતિક ઉપલબ્ધિઓ વિશે બુનિયાદી પ્રશ્નો ઉપસ્થિત કર્યા છે. વર્તમાન પરિસ્થિતિની કેટલીક સમસ્યાઓ તો એવી છે, જેને સંસ્કૃતિપુજા જાણે મુશ્કેલ કરી દીધી છે. એક પ્રકારનું મૂર્તિભંજક વલણ — વિદ્રોહનું વલણ આજના સંવેદનશીલ મનુષ્યમાં જોર કરતુ જણાય. ભાષા જે સંસ્કૃતિના એક પ્રતીકરૂપ ઉપલબ્ધિ છે તેની સામે એ મૂર્તિભંજક વલણે કામ કર્યું જણાય છે. આ શોષણપરસ્ત, હિંસક, દાંભિક સાંસ્કૃતિક વ્યવસ્થા તૂટતી નથી, તો એનું પ્રતિનિધાન કરતી, એનું પ્રતીક બનતી જે ભાષા-વ્યવસ્થા એને તોડો. સાંપ્રત કવિઓની કવિતામાં જે 'તોડફોડ' ચાલી છે એની પાછળ પ્રગટ યા પ્રચ્છન્ન રીતે આવુંયે એક વલણ હોઈ શકે. કવિ જે દંભ અને ભ્રમનું જગત છે તેને તો કદાચ ન તોડી શકે, પણ એ જગતની સાથે સંલગ્ન એવી ભાષાને તો તોડી શકે. એ કરવું તો એના વશમાં ખરું ને? કવિની ભાષાગત જે તોડફોડ તે એની ભાષાગત અશ્રદ્ધાની નહિ, પણ સંસ્કૃતિગત અશ્રદ્ધાની દ્યોતક છે; પોતાની અસ્મિતા માટેની સભાનતાની પણ તે દ્યોતક છે. એ તોડફોડ આમ સૂક્ષ્મ રીતે જોઈએ તો ભાષાગત કવિ-શ્રદ્ધાની જ સંકેતક છે.

જે કવિ સાચો થવા – રહેવા માગે છે એ ગઈ કાલની ભાષા સાથે તો રહી જ કેમ શકે? જેમ સૂક્ષ્મતયા કવિ પોતે પ્રતિ ક્ષણે બદલાય છે, તેમ એનું સમગ્ર જગત પણ પ્રતિક્ષણે બદલાય છે એની ભાષા તો એના જ એ જગતની સંકેતક વ્યવસ્થા હોઈ, એ જગતના બદલાવા સાથે એનેય બદલાતા રહેવાનું થાય જ. ભાષાનો સંકેતભૂત સંદર્ભ બદલાય એની અસર તો ભાષા પર થઈને જ રહેવાની. સૂક્ષ્મ સંવેદનશીલ માનસ ધરાવતો કવિ તો બરોબર સમજે છે કે પોતાના ભાષાકર્મમાં સાચા ને

પ્રામાણિક બનવું હોય તો ભાષાગત પરિવર્તનમાં અનુભવાતી જે સતતતા, સંકુલતા ને સૂક્ષ્મતા તે સર્વના સમ્યક્ ક્યાસ સાથે એને ભાષામાં – ભાષા પર કામ કરવું પડશે જે સમયતત્ત્વ ભાષાના વિકાસમાં કામ કરે છે તેનો સાક્ષાત્કાર પણ કવિને હોવો જોઈએ. કવિ જો સ્વાનુભવની ભાષા વાપરતો હોય તો એમાં એના દેશકાળનોયે અવિનાભાવિ સંબંધે અવાજ આવીને રહે. એ રીતે સાંપ્રત કવિની રચનાઓમાં એકલતા ને શૂન્યતાની વિચ્છિન્નતા અને ભ્રાંતિની વાતો થાય તો તેમાં કવિનો 'ઉછીનો અવાજ' છે એમ માનવાનું હમેશાં જરૂરી નથી. કવિ જ્યારે આત્મનિષ્ઠાથી ભાષાને કાવ્યભૂમિકાએ અજમાવે છે ત્યારે વસ્તુતઃ તો એની ભાષાના સકળ સંદર્ભ–વિશ્વ સાથે એ કામ પાડે છે; એ પોતેય એની કાવ્ય-ભાષાના કામમાં આવે છે! આમ, કવિનું કાવ્યકર્મ અનિવાર્યતયા ભાષાકર્મ છે તો એનું ભાષાકર્મ અનિવાર્યતયા એનું સાંસ્કૃતિક કર્મ પણ છે. એના દેશકાળની ભૌતિક તેમ જ આધ્યાત્મિક, નૈતિક તેમ જ સાંસ્કૃતિક ઉપલબ્ધિઓ (તથા અનુપલબ્ધિઓ પણ) એમાં કોઈક ને કોઈક રીતે પ્રેરક–નિયામક–પ્રભાવક રહેતી હોય છે. આ દષ્ટિકોણથી સાંપ્રત કવિકર્મને અવલોકતાં તુરત પ્રતીત થશે કે જે ભાવસંદર્ભો—વસ્તુસંદર્ભો સાંપ્રત કવિતામાં ઉપસ્થિત થયા છે તે સુકવિઓની બાબતમાં તો પોતાની ભાષા ને પોતાનો છંદોલય લઈને, પોતાનું વિશિષ્ટ કાવ્યરૂપ લઈને ઉપસ્થિત થયા છે.

આજની કવિતાની ભાષા આજના સમયની પણ ભાષા છે. કવિનું કામ ભાષામાં ચાલે છે, પણ તે તેના સમયની ભાષામાં. ૧૯૩૧માં ઉમાશંકરે 'વિશ્વશાંતિ' કાવ્ય લખ્યું. ૧૯૫૬માં એવું કાવ્ય લખી શકાયું? એ સમયમાં તો 'છિન્ન-ભિન્ન છું' કાવ્ય જ રચી શકાયું. એક જાગ્રત કવિ તરીકે ઉમાશંકરે 'વિશ્વશાંતિ'ની કાવ્યશૈલી મહદંશે આજે છોડી દીધી એમ જ જણાય. 'પ્રભુ' ને 'કવિ' ગાંધીયુગમાં 'પ્રકભુવિ' ન થયા; એ થયું ૧૯૬૭માં. લાભશંકરે 'યાંત્રિકતા'માંથી, 'યાં ત્રિક તા' નો તાલ તારવ્યો. સિતાંશુએ કાવ્યભાષાને મોએં–જો–દડોની ભાષા નહિ બનાવવાની પ્રબળ સર્જનાત્મક વૃત્તિથી જ મોએં–જો–દડોને અનુલક્ષતું કાવ્ય રચ્યું. એને પોતાની લોહીની ગતિ સાથે ભાષાનો મેળ બેસાડવાનો ઉપક્રમ સ્વીકાર્યો. રાવજીએ સાંણસીનો અર્થ કરવા બેસતી વૃત્તિને હસી કાઢતાં, ભાષા દ્વારા સ્વકીય ભાવાર્થસંદર્ભોના નિર્માણમાં ઉત્કટ રસ દાખવ્યો. ગામડું એમાં સીધું ઉપયોગી થયું. હસમુખ પાઠકે 'અંતઘડીએ અજામિલ' અને 'મા જ્યારે વૈકુંઠ જશે'માં અનુક્રમે નારાયણ તથા ગોવિંદના ઉદ્દ્ઘોષની હવા સરજીને તથા નલિન રાવળે 'અશ્વત્થામાની સ્વગતોક્તિ'માં ભાવાવેગની ભાષા પ્રયોજીને શબ્દની એક અપૂર્વ પણ શિષ્ટમાન્ય એવી અછાંદસ ગતિયે આંકી બતાવી. પ્રિયકાન્તે ફૂલને ગટગટાવી પી જવાનું અને એમ કરી સાગર, પર્વત ને તે સાથે ભમરાઓનેય ખીલેલા બતાવવાનું કઠિન કાર્ય ભૂલ–ફૂલનું સમીકરણ આપતી ભાષા દ્વારા પાર પાડ્યું. સાંપ્રત ગુજરાતીમાં અનેક કવિઓએ અનેક રીતે ભાષાગત વિવિધ પ્રયોગો કર્યા. ચાક્ષુષ, શ્રાવ્ય આદિ કલ્પનો; પ્રતીકવિધાનો તેમ જ ઇન્દ્રિયવ્યત્યયો તથા ઇંદ્રિયગ્રાહ્ય તત્ત્વોને અવકાશ આપતી પદરચનાઓ; સમયના વિરોધ–વૈષમ્ય તેમ સામ્ય-સમાંતરીકરણની પ્રયુક્તિઓથી ઉઠાવ પામતાં શબ્દચિત્રો; કલાદષ્ટિએ પુનરાવૃત્ત થતા ઉક્તિપ્રયોગો; કથનને સચોટ–વેધક કરતાં ભાષાગત લહેકા–લહેજાઓ; વાગ્મિતાની છટાઓ; પ્રાસ, ઝડઝમક આદિ શબ્દાલંકારગત તેમ જ વક્રોક્તિ, સ્વભાવોક્તિ, અતિશયોક્તિ, વ્યંગોક્તિ આદિ દ્વારા, અર્થાલંકારો દ્વારા સધાતી વાક્ચમત્કૃતિઓ—આવી તો અનેકાનેક રીતોએ કવિ

ભાષાનો અવનવો સ્વાદ આપે છે. જે ધ્વનિસૌંદર્ય કેટલીક સાંપ્રત કવિતામાં છે તે તો જે તે કવિઓના કાવ્યકર્મના પ્રત્યક્ષ પરિચયે જ પમાય એવું છે. અત્રે તો તેનો માત્ર અછડતો–ઉપલક નિર્દેશ જ કરીને અટકવું ઠીક લેખ્યું છે. કવિ સામાન્ય વાગ્વ્યવહારની ભાષાનું જે રીતે કાવ્યની ભાષામાં–કલાનિષ્ઠ સંવેદનની ભાષામાં રૂપાંતર સાધે છે તેમાં જ એની પ્રતિભાનો સ્પર્શ અનુભવાતો હોય છે. સાંપ્રત કવિની ભાષાગત સાંકેતિકતામાં જ નહીં, એની તોડફોડમાં પણ એ પ્રતિભાસ્પર્શ હાજર હોય છે ત્યારે કાવ્યની આસ્વાદ્યતાયે વધે છે. સાચા કવિની ભાષામાં તોડફોડ થયેલી જણાતી હોય તો તે પણ ભાષા પ્રત્યેની દુશ્મનીને કારણે નહિ, પણ સઘન પ્રીતિને કારણે થયેલી જણાશે. કવિ એ બધી મથામણો તો કરે છે, ભાષાને પોતાની સચ્ચાઈનું માધ્યમ બનાવવા — કહો કે પ્રતીક બનાવવા માટે. કાવ્યની ભાષા દંભની ભાષા તો હોઈ કે રહી જ નહીં શકે. સાંપ્રત કવિ જેટલે અંશે કાવ્યને પોતાના અસ્તિત્વની ભાષારૂપે, પોતાના દેશકાળના રજૂકા સાથે પ્રતીત કરાવી શકે એટલે અંશે એની સચ્ચરતા ભાવકોના સંબંધમાં — સમયના સંદર્ભમાં વધે. તમારી ગાડીના પાટા ઊખડી જાય, તમારા પુલ તૂટી જાય, તમારા થાંભલા ને મોભ સડી જાય, તમારી ચોમેર કશીક બીભત્સતા—કશીક કુત્સિતતાને વકરાવતા ઉકરડાઓ ઠલવાતા રહે, અન્યાય ને અશાંતિ વચ્ચે કોઈ સત્યને ઊગતું જ ડામી દેવાના પિશાચી ખેલ માંડે, ને ત્યારે સંવેદનશીલ એવા તમારી શું કોઈ ચીસ ન હોય? કાવ્ય એ તો છે કવિની ઇન્દ્રિયો દ્વારા જીવતો અસ્તિત્વનો આહ્લાદક અર્થ સંકેતનો એક સાચુકલો અવાજ — એક અનન્ય શબ્દ. એ શબ્દ ગઈ કાલનો હોય કે આજનો; આવતી કાલને આત્મસાત્ કરવા માટે તો તે સદાયે ઉઘાડ–ઉત્કંઠ હશે. સાંપ્રત ગુજરાતી કવિએ શબ્દનાં નાક–મોં બંધ કર્યાં નથી; બલકે બંધ ન થાય એવા જ રચનાત્મક ઉપાયો વધુ તો કર્યા છે એવી મારી એકંદરે પ્રતીતિ છે. એવાં દૃષ્ટાંતો મળે જેમાં ઘુવડપ્રેમ ઊભરાતો હોય, અંધારે-પંથીપણું કર્યાનું હોય, અણઘડઆગ્રહિત ભિખારી ને મોંમાથા વિનાનો બકવાસ જ કર્યાનો હોય. આપણે એથી 'અશ્રાવ્યમ્' કહીને ધિક્કાર નહિ કરીએ; આપણે એને 'કવિતા' જ નહિ લેખીએ. આપણે ખરેખર ધિક્કાર કરવાનો હોય તો દંભની ભાષા સામે કરવાનો છે ને કાવ્યક્ષેત્રે એની ઘૂસણખોરી કંઈ આજકાલની—સાંપ્રતકાળથી નથી, એ પહેલાંથી છે.

સાંપ્રત કવિને માથે મોટી જવાબદારી પોતાની કવિ તરીકેની સ્થાપના ને સત્તા ટકાવી રાખવાની છે. વિજ્ઞાન આપણી કવિતા લઈ જશે; આપણી ભાષા કોઈ ગાણિતિક વ્યવસ્થામાં વિલોપાઈ જશે; આપણો વિસ્મય હરાઈ જશે—આવા કોઈ ખ્યાલના ભયથી પીડાયા વિના સ્વસ્થ ચિત્તે વધુ સમજ અને વધુ શ્રદ્ધાથી કવિએ શબ્દને કામમાં લેવાનો છે. શબ્દ ઊખડી પડનાર નથી; કલ્પિત ભયના માર્યા પોતાથી ઊખડી ન પડાય તો બસ. માઈક્રોસ્કોપ અને ટેલિસ્કોપમાંથી દૃષ્ટિગોચર થતું વિશ્વ શબ્દને વર્જ્ય નથી, પણ આવકાર્ય છે. શબ્દની સરહદો સાથે પેલે નિયતિ સ્થાપક—યથેચ્છ રીતે પરિવર્તન હોય છે. સાંપ્રત કવિનો શબ્દ ઊંડાણથી જોતાં દર્શાકતમાં તો વધુ વાસ્તવનિષ્ઠ, વધુ નિખાલસ બન્યો. એમાં મુખરતા કે અધૃતિ કે અપક્વતા કે કુંઠતા દેખાય પણ એની પાછળ જે ડોકાય છે તે તો છે વેદના, ડાહ્યાઓની દુનિયાએ દાંભિક વલણોએ જ આટલા આઘાત પહોંચાડ્યા છે એની. સાંપ્રત કવિનો શબ્દ પૂર્વકાલીન કવિઓ કરતાં ઓછો રસપ્રદ છે અથવા જવાબદાર છે એવું નથી. એ શબ્દ પણ ભવિષ્યની પેઢીઓ

(અનુસંધાન પાન ૧૯૭)

# આજની પ્રયોગાત્મક કવિતા: બીજી બાજુ

નરોત્તમ પલાણ

'યોગ' હોય તેમાંથી આગળ વધ્યા વિના, પ્રાપ્ત છે તેમાં પ્રયોગ કર્યા વિના મનુષ્ય જીવી શકતો નથી. વિચારી શકે છે, કંઈક ઝીલી કે અનુભવી શકે છે તેવાં ચિત્તતંત્રો પ્રયોગોમાં મોખરે રહેવાનાં. નદીમાં આવતું ઘોડાપૂર એની ફેણુ ઉપર ફિણોટાને રમાડતું હોય છે એમ આગળ વધતા સંસ્કૃતિના પ્રવાહની ધાર ઉપરના ફિણોટા તે કવિતા છે. કવિ સૌથી આગળ રહેવાનો, કવિતા સૌથા વિશેષ પ્રયોગાત્મક રહેવાની.

કવિતા, એની શરૂઆતમાં એક બે લીટીની, દુહા કે સોરઠના રૂપની રહી હશે. મધ્યકાળનાં પ્રભાતિયાં અને આખ્યાન એમાં પ્રયોગરૂપ બન્યાં હશે. અર્વાચીન યુગમાં પ્રયોગોની સંખ્યા વધી, વધુ નજીકના સમયમાં આવતાં એની અનેક ધારાઓ અને પ્રત્યેકમાં અનેક પ્રયોગોએ દેખા દીધી. નિરંજનનું 'પ્રવાલદ્વીપ', મકરંદનું 'મિતાઈ ગીતિ', લાભશંકરનું 'માણુસની વાત' અને સિતાંશુનું 'દા. ત. મુંબઈ' – વર્ષોના આંતરે આવિષ્કાર પામે તેવા, ભિન્ન ભિન્ન ધારાના, લગભગ એક સમયે થયેલા પ્રયોગો છે. આજે પ્રયોગોની સંખ્યા ઉત્તરોત્તર વધી છે.

સાહિત્યનાં સૌ સ્વરૂપોમાં કવિતા સૌથી વિશેષ સાધના માગી લેતું સ્વરૂપ છે. હાથમાં લીધેલાં ચિત્રને કે સંવેદનને ઘૂંટી ઘૂંટીને ઘેરું બનાવ્યા વિના એમાં સત્ત્વ પ્રગટતું નથી. આજે કવિતાની પ્રસિદ્ધિનો અવકાશ વધ્યો છે, પરિણામે નવા પ્રયોગોને પાકવાનો સમય ઘટયો છે! કહો કે કવિની ધીરજ ખૂટી છે! આ કારણુથી આજે પ્રયોગોની સંખ્યા વધી હોવા છતાંય એમાં વધેલા સામર્થ્યનાં દર્શન થતાં નથી. સ્વરૂપ, લય કે અર્થાભિવ્યક્તિ પરત્વે પ્રયોગશીલ ગણાતી રચનાઓને લો, એમાંથી મોટા ભાગની રચનાઓ બીજી પંક્તિમાં જ ડૂસકાં ખાતી અનુભવાશે! આનું એક કારણુ એ છે કે આજનો પ્રયોગશીલ અધીરો કવિ હાથમાં આવેલા 'વસ્તુ' ને, અસંગત કે મૂળનો હ્રાસ કરતી પંક્તિઓમાં ખેવડચોવડવાળી પોતાની અધૂરી સાધનાને 'નવા પ્રયોગ' તરીકે ખપાવવા એકદમ બહાર ધસી આવે છે.

એક 'પ્રયોગ' કેવી રીતે ઊભો થતો હોય છે? આજુબાજુના ઘાત–પ્રત્યાઘાત એક કેન્દ્રમાં ભેળા થાય છે અને એમાંથી જે નવું રૂપ – નવો આકાર જન્મે છે, તેને આપણે 'પ્રયોગ' નામથી ઓળખીએ છીએ. જેટલા તીવ્ર ઘાત–પ્રત્યાઘાત એટલો બળવાન પ્રયોગ. કવિએ કોઈ ઘાત–પ્રત્યાઘાત અનુભવ્યા ન હોય છતાંય તે 'પ્રયોગ' કરી બેસે એમાં કૃતકતા સિવાય બીજું શું હોઈ શકે? પશ્ચિમના અનુકરણે આપણે જે પ્રયોગો કર્યા તે શ્રી ભોળાભાઈ કહે છે તેમ ઉપરની કાંચળી લઈ આવ્યા પણ અંદરનો ફૂંફાડો કયાં? પ્રયોગો માટે જોઈતી પર્યાપ્ત સામગ્રી બધા જ કવિઓ પાસે છે ખરી? 'પ્રવાલદ્વીપ' અને તેના ઉત્તરાર્ધ જેવા 'દા.ત. મુંબઈ'-માં શહેરી સંસ્કૃતિના આક્રમણુ સામેના રોષ અને અટ્ટહાસ્ય છે, ત્યાં પ્રયોગ છે તો તેને કુદરતી બળ પણુ છે. 'મિતાઇ—ગીતિ' માં આધ્યાત્મિક અજંપો સચ્ચાઈ પૂરે છે. 'માણુસની વાત' પાછળ 'આધુનિકતા'ની નક્કર પીડિકાનો પછડાટ છે, જ્યારે આજે નાનામોટા દરેક સામયિકમાં જોવા મળતા અસંખ્ય પ્રયોગોમાંથી કેટલાની પાછળ આવું બળ છે? એટલે કે આજના મોટાભાગના પ્રયોગોની પાછળ સશક્ત પ્રેરક બળનો

અભાવ છે.

આજની પ્રયોગાત્મક કવિતાનું એક કારણ 'ક્ષણિક તંગ મનઃસ્થિતિ' પણ છે. અતિ ઝડપથી આવેગમાં આવી જતું ચિત્તતંત્ર, આડીઅવળી કશીક પ્રવૃત્તિ કરી બેસે છે અને મિત્રમંડળ એને 'અભિનવ પ્રયોગ' તરીકે ઓળખાવે છે! આજે લખાતી અસંખ્ય પંક્તિઓમાં એક બીજાની નજીક બેસતી, એકમેકથી વિરુધાતી સંખ્યા કેટલી વિશાળ છે? પ્રયોગો પણ એકબીજાના સહારે, દેખાદેખી કે એવાં જ ઉપરછલ્લાં કારણે જન્મેલાં જણાય છે. ક્ષણિક ઉદ્રેક અનુભવી ત્વરાથી ઠરી જતી રતિ કેવી રીતે શકવર્તી પ્રયોગ આપી શકે?

અતઃ અધૂરી સાધના, સશક્ત પ્રેરક બળનો અભાવ અને ક્ષણિક તંગ મનઃસ્થિતિ આજના મોટા ભાગના પ્રયોગોની બીજી બાજુ છે.

## ● શ્રદ્ધાંજલિ ●

'આકાશ' અને 'વમળનાં વન' એમ બે કાવ્યસંગ્રહો આપી ભાવિ માટેની માતબર આશા જન્માવનાર મુંબઈનિવાસી કવિશ્રી જગદીશ જોષીનું સેરિબ્રલ હેમરિજથી ૪૭ વર્ષની જ વયે અકાળ અને આઘાતક અવસાન થયું છે ત્યારે, 'કવિલોક' પરિવાર એમના પરિવાર પ્રત્યે સહાનુભૂતિની લાગણી વ્યક્ત કરે છે અને સદ્ગતને પરમ શાંતિ પ્રાર્થે છે.

# કાવ્યો

સુન્દરમ્

*

## મહુડાં ગરે છે

[નોંધ: ઘણા વખતથી 'મહુડાં ગરે છે મીઠાં સીમમાં, ઓ માવજી!' એ લીટી મનમાં આવી ગઈ હતી અને રમ્યા કરતી હતી. વર્ષો થઈ ગયાં. હમણાં એ લીટીની આસપાસ ગીત રચાયું. એ ગીત પૂરતું સંતોષકારક ન લાગ્યું એટલે બીજું રચવા લીધું. બંને ગીતો તૈયાર થયાં તે પહેલાં ઘણી પંક્તિઓ આમતેમ આવતી રહેલી, તેમાંથી પસંદ કરીને આટલી રાખી છે. પહેલા ગીતમાં મને એ ખૂટતું લાગ્યું કે એમાં મહુડાંની વાત પૂરતી આવતી નથી. વળી, એમાંની બાની અને વાતાવરણ વધુ પડતાં નાગરિક–sophisticated–છે. જ્યારે આ કાવ્યની નાયિકા ગ્રામ પ્રદેશની છે. એટલે બધું ગ્રામ–વાયુની નજીક રહે, મહુડાં કાવ્યમાં વધુ ગૂંથાય એ રીતે બીજું ગીત ગોઠવ્યું છે. પહેલા ગીતની છ કડીઓ છે. બીજાની નવ છે. એમાંની બીજી અને સાતમી કડી કાઢી લઈએ તો પણ ચાલે. બીજીમાં કેસૂડાં આવે છે અને તે મહુડાંને ઢાંકી દે છે. એટલે ૧લી પછી સીધી ૩જી ઉપર જઈ શકાય, એકદમ વિષય–વાત મંડાઈ જઈ ગીતમાં વેગ આવે છે. ૭મી કડી અમુક રીતે એમાંની તીવ્રતાને કારણે મને ગમે છે, પણ તે નાટકીય પણ બની જાય છે. ભાવની સઘનતા આ રીતે ન બતાવી હોય તો પણ ચાલે. એટલે છઠ્ઠી પછી આઠમી ઉપર જઈ શકાય. ગીતમાં લાઘવ આવતાં તે વધારે અસરકારક પણ બને. મહુડાં વિષે તો પરિચય આપવાનો હોય નહિ એમ ધારું છું. જો કે શહેરમાં એ વસ્તુ ફળ તરીકે આવેલી નથી. બાકી ગામડાં તો મહુડાંથી ભરેલાં હોય છે અને એમાંથી ગામડાંનું રાષ્ટ્રીય પીણું — ગ્રામજનોનો મય સરજાય છે. કટાક્ષમાં માણસને પણ 'મહુડી' કહેવાય છે. બંને રચનાઓને પ્રયોગ તરીકે જ ગણી શકાય. એની નરી ઉત્કૃષ્ટતા કેટલી બની છે તે જોવાનું રહે છે.]

[૧]

મહુડાં ગરે છે મીઠાં સીમમાં, ઓ માવજી,
ઓ માવજી, મહુડાં ગરે છે મીઠી સીમમાં,
તારી જોતી છું વાટ,
ક્યારે આવે પાછો તું રૂડા વેશમાં, ઓ માવજી.

ઓ માવજી, પહેલી હોળી તે હતી ફાગણની ફૂલ ફૂલ,
કેસૂડાં ખીલ્યાં'તાં ખાસાં કોડમાં,
આપણ બેઠાં તે બેઉ આંબલિયા ડાળ હેઠ,
સરખાસરખી રૂડી જોડમાં, ઓ માવજી. મહુડાં. ૧

ઓ માવજી, વાયા વૈશાખના વાયરા વરણાગિયા,
ને પહેરી તેં પાઘ પૂરા રંગમાં,
જોબનની વાત બધાં જાણે છે,
કોણ પેલું આવી ચડે છે અંગ અંગમાં, ઓ માવજી. મહુડાં. ૨

ઓ માવજી, તારો તે બોલ મેં તો હૈયામાં બાંધિયો,
ને દીધો મેં બોલ તને ભેટમાં,
દીધી રૂમાલ તણી બાંધી મેં પોટલી,
તું પહોંચ્યો જાણું ન કયા બેટમાં, ઓ માવજી. મહુડાં. ૩

ઓ માવજી, જેઠ રે આવ્યો ને અષાડ ઊતર્યો,
આવ્યા શ્રાવણ-ભાદરવો ભરપૂર તો,
આંસોને ઓશીકે મૂકી ઊંઘું છું હવે,
આ જાણું શિયાળા ચકચૂરમાં, ઓ માવજી. મહુડાં. ૪

ઓ માવજી, કાગળિયો મોકલું ક્યાં, કોને સંદેશ દઉં,
તારો દીધો રૂમાલ રાખું કેડમાં,
વહેલી સવાર કદી આવી જજે તું તારી
મહુડીની મીઠેરી હેઠમાં, ઓ માવજી. મહુડાં. ૫

ઓ માવજી, શમણાંમાં રોજ રોજ શમણું આવે છે અને
આંખમાં દેખાતી એક આંખડી,
મહુડાં ગરે છે મીઠાં થોક થોક, તું આવીને
લઈ જા તારી આ છૂટી પાંખડી, ઓ માવજી. મહુડાં. ૬

[૨]

ઓ માવજી,
મહુડાં ગરે છે મીઠાં સીમમાં, ઓ માવજી,
મહુડાં ગરે છે આખી સીમમાં.

ઓ માવજી, ફાગણ ફૂલ્યો'તો આખી સીમમાં,
મહેકી ઊઠી મહુડી અંગે અંગ,
મહુડું મૂક્યું તે મારા મુખ મહીં,
જાગી ઊઠયો જોબનિયારો રંગ. ઓ માવજી. ૧

ઓ માવજી, ઊંચી ડાળી તે લીલા આંબલે,
રૂડી સરવરિયાની પાળ,
ઝૂલો ઝૂલ્યો રે ઊંચા આભમાં,
થયાં કેસૂડાં કેવાં ઝાળ ઝાળ. ઓ માવજી. ૨

ઓ માવજી, વળતી રાતે રે તું તો ઊપડ્યો,
આવ્યા અદકેરા કોઈ તને સાદ,
મીઠી વાતે રે મને ઊચકી,
હું આવીશ પહેલો રે વરસાદ. ઓ માવજી. ૩

ઓ માવજી, કિયા રે મુલક તેં વસાવિયા,
નવાં રે સગાં શું નવા નેહ,
નથી રે કાગળ કે નથી ખેપિયા,
તને કેમ રે ભેજું હું સંદેશ. ઓ માવજી. ૪

ઓ માવજી, ઊડી નીંદર ને ઊડી ભૂખડી,
કદી જંપી નથી રે રોતી આંખ,
ઊંચી રે ઉડાડી મને આભમાં,
જાણે કાપી નાખી છે કોકે પાંખ. ઓ માવજી. ૫

ઓ માવજી, ધીમે ધીમે હું ઘૂમું એકલી,
મહુડે મહુડે હું માંડું મીટ,
કેવી રે રૂડી રાતો આપણી,
કેવી જનમોજનમ કેરી પ્રીત. ઓ માવજી. ૬

ઓ માવજી, પથરા સીંચ્યા છે માથું કૂટવા,
ને રાખી છે હાશ ખાવા રાસ,
ઊંડા કૂવા રે રાખ્યા ડૂબવા,
થોડા રાખ્યા છે જીવવાને શ્વાસ. ઓ માવજી ૭

ઓ માવજી, મહુડાં ગરે છે ગરગર ધીમમાં,
એવાં આંસુડાં ગર્યું રે નથી કોઈ,
સાચી રે સગાઈ મહુડી હેઠમાં,
જોને કેવી એ રહી છે આજ રોઈ. ઓ માવજી. ૮

ઓ માવજી, ઊડતો આવી જા જાણે હંસલો,
ઊડી આવ તારે હૃદલિયે વેશ,
સૂની રે સદાની મારી સેજડી,
તને દેશ રે વહાલા કે પરદેશ? ઓ માવજી. ૯

ચંદ્રવદન મહેતા

*

## મહાકાવ્ય લખવાની શરૂઆત કરવાનો એક નિરર્થક પ્રયોગ

૧

હતાં ત્યાં ઘોર અન્ધારાં, અનંતે થર વિસ્તરે,
કલ્પના યે હજી ગર્ભે, સૃષ્ટા યે વળી નીંદરે.
સીમા સંરક્ષવા ત્યારે દિશાના દિગ્ગજો નહીં
વિરાટે કાળની બંધી હતી ના નીરખી ક્યહીં.
ઉષા ત્યાં નિજ લજ્જાથી હજી ના આવરે નભ
જ્યોતિ એ ગાઢ અંધારે ભાળવી વળી દુર્લભ.
નિદ્રાધીન હતા બ્રહ્મા મધુરે રસ-સોણલે
સજી ત્યાં સૃષ્ટિની જાળ, અચિંતી ધન્ય કો પળે.
અલૌકિક અનાયાસ ઉદ્ભવ્યા તિમિરે અણુ
ઝગ્યું ત્યાં અનેરું જ્યોતિ, અણુથી અલ્પ એ ઘણું.
અનેરો ત્યાં ગુંજ્યો નાદ વહંતો સૃષ્ટિ આવરે
પ્રભવ્યા વર્ણમાલાના, સ્વરો ત્યાં પટ અંતરે.
વ્યંજનો શબ્દનાં રૂપ ઘડાતાં સૂર-મિશ્રિત
આલ્હાદે એવડું મીઠું આલાપે દિવ્ય સંગીત
પછી તો ત્યાં ઝગ્યું જ્યોતિ, જ્યોતિથી ત્યાં પટાંતરે
વિવિધા રંગની ધારા, અનેરા રૂપ વિસ્તરે.
સ્વયંભૂ ત્યાં સ્ફુર્યો જાણે, જળનો મહાસાગર
વળી ત્યાં ઉદ્ભવ્યો વાયુ, વિસ્તર્યો સચરાચર.
પનોતા પંચભૂતોનું મહાપદ્મ પ્રફુલ્લતું
વિદારી ઘોર અંધારાં અનાયાસે થતું છતું.
સુગન્ધી પુષ્પમાં જેમ, અણુએ અણુમાં વસે
વિશ્વના એ મહાયજ્ઞે શક્તિ ચૈતન્યની લસે.
સહસ્ર કિરણો ભાનુ ઊગ્યો ત્યાં પછી ચન્દ્રમા
ગ્રહો ને તારલા વૃન્દે, વહેતી જ્યોત નિહારિકા.
વિશ્વના શાંત હૈયામાં વાયુને પ્રાણ શો વણી
અનેરી વિસ્તરી લીલા પૃથ્વીને પગરૂપીણી.
અનાયાસ મહારાસ રચાયો વિશ્વના પટે
ક્ષણે ક્ષણે નવા ઘાટ સૃજી દીધા મહાનટે.
બ્રહ્માનું સોણલું વિશ્વ, ઉષા છે વિશ્વસોણલું
ઉષાનું સોણલું કાવ્ય, એમાંથી કણિકા વણું.

શિલ્પિન્ થાનકી.

## ક્રિયાપદ વગરનાં મુક્તકો

### ભ્રમ્

ભમરા ફૂલ સુગન્ધ હવા વાતાયન પરદા
તાણાવાણા કપાસ ખેતર માટી ધરતી
ગગન સૂર્ય સૂર્યોદય અજવાળું અન્ધારું
પરદા વાતાયન હવા સુગન્ધ ફૂલ ભમરા

### તૂટ્

દરિયો હોડી સઢ હલ્લેસાં મોજાં
કાંઠો રેતી અખાત પાણી ટાપુ
તાઠ ઝાડ ખડભેખડ દીવાદાંડી
મોજાં હલ્લેસાં સઢ હોડી દરિયો

સુંદરજી બેટાઈ

*

# ગયો નથી! આવ્યો નથી!

अ: 'પધારો! પધારો!
અણધાર્યા ઓ અતિથિસમા!
વેરાન ભૂમિમાં આપ
આવળ-બાવળ-થોર-બોરડી શા
ફૂટ્યા કેમ ક્યાંથી આમ અ-ટાણે આ-
આવી ચડ્યા?'
व: 'આવી ચડ્યા કહો કે કહો આવી પડ્યા!'
अ: 'આવો દોસ્ત!
એ શું બોલ્યા? ભલે ભલે ભલે આવ્યા!'
[રામ આ તો બેઠા!-જમ કે જમાઈ જેવા,
કેમે નહિ જાય ટળ્યા!]
આવ્યા ખરું ટાણું જોઈ!
આજ મેં તો ખૂબાખૂબ રાહ જોઈ.
આવે કોઈ, આવે કોઈ!'
व: 'એમ કેમ?
આવવામાં અ-ટાણું-કટાણું-કેવું?
તે ય તે તમારે ઘેર!
ફુરસદ તમારી ફિટાડવા હું નથી આવ્યો;
કે મારાં બગા-બગાસાં ઉરાડવા નથી
આવ્યો.
આવ્યો, બસ આવ્યો હું તો
ન-આવવા વાંકે આવ્યો!
હાટેથી હટાણું કશું લાવ્યો નથી;
વાટે કો વટાણું ત્રાંસી આંખ કરી દેખ્યું નથી;
મારગે કો રૂપરંગે મન મારું મોહ્યું નથી;
ગામની ગપાટોમાં મેં મન મારું પ્રોચું નથી;
વખાણ-વખોડ મારી થેલી માહ્ય ઠાંસી ઠાંસી
લાવ્યો નથી, લાવ્યો નથી, લાવ્યો નથી;
જીભડીની ચોળને ઉતારવાને બ્હાને, યાર!
આવ્યો નથી, આવ્યો નથી, ભાઈલા ઓ!
આવ્યો નથી.'
अ: 'આમ તો શું અમસ્તા જ?
પાણી-બાણી પીશો?
ચા-નાસ્તાને વાર થશે.
એનું પછી જોયું જશે.'
व: 'ના રે દોસ્ત! ચા-ઉકાળા-નાસ્તાની
દોસ્તી હવે રહી નથી!
પેટની તો હેઠની ન જાણો, યાર?'
अ: 'સલામ આલેકુ [સલામ સાલેકુ] યાર!
મળશું કદીક પાછા-તારો પ્યાર
ભૂલ્યો નથી, ભૂલીશ ના, કોઈ વાર...'
व: 'ભલે ત્યારે! આજ તો હું આવ્યો તો યે
આવ્યો નથી!
જાઉં છું કહું છું, જતાં છતાં ય હું જાતો નથી!
આવ્યો નથી! ગયો નથી!
ગયો નથી! આવ્યો નથી!'

ઉશનસ્
*
## એક અ-ગાંધીનો છેલ્લોછેલ્લો જલ્પ

'હે રામ!'
ઉમ્મરનો થાક જ હશે, નહીં?
જે નીકળી ગયો નિસાસ આમ?

પ્રેમ પ્રેમ પ્રેમ:
એ શું વળગ્યું હતું મને આખો ભવ...?
કે પછી કશો વ્હેમ?

છેલ્લે છેલ્લે મને
ક્યાં કશુંય સૂઝયું'તું?
મૂળે મોતિયો ને ચશ્મું ય ફૂટયું'તું....

ઈસા મસીને તો લાલચટક ખીલા,
મારા ખ્હોળા થઈ ઢળી પડયા'તા બેઉ હાથ,
એટલું જાણું;

એ તો ક્રૂસ કે કોઈ બે ખભે ઝીલ્યા?
'હે દેવ!'
તમે છો કે પછી તમે ય એક લપટી
અમને પડી ગયેલી માત્ર ટેવ?

## ઇશથી ઇસુ લાવી દો
(એક રમત)

ઈશ
શ શિ (ન્)
શિશુ
શું ઈ?
'ઈસુ'

જયન્ત પાઠક
*
## Cardiomegaly

'ના, લગારે નથી વીત્યું
બોલતા-ચાલતા આંખો મીંચી ગયા.
પુણ્યશાળી જીવ તો ખરા—'

'એમને કોઇ જાથુકનો રોગ ખરો?'

'ના, ના; નખમાં ય રોગ નહીં;
પણ એક દાકતરે કહેલું કે
એમનું હૃદય પહોળું થઈ ગયું છે;
સંભાળજો.
બસ, ત્યારથી તો ભારે આનંદમાં રહેતા
હસતાંહસતાં કહેતા કે
કેવો રૂડો રોગ મળ્યો!
જાણ્યાં-અજાણ્યાં જે કોઈ આવે
તેમને હવે આ લાંબુંપહોળું હૃદય
ઓઢવા-પાથરવા આપી શકાશે—
(ને એમ ક્યારેક....મૃત્યુને ય તે—)'

વાડીલાલ ડગલી

*

## ત્રણ કાવ્યો

### આહ્‌વાન

સત્તા અને શાણપણ એક વાર મળી ગયાં.
કિનખાબી જામાતણી બાંય ઝાલી, મોકો જોઈ
શાણપણે એકધારું પ્રવચન દીધે રાખ્યું.
મૂલ્યસ્તુતિ સાંભળીને ટાઢા પેટે બોલે સત્તા:
શસ્ત્રબળ વિના તમે કરી આપો કારભાર!

### સત્તાયુગ્મ

આપણને શું મળ્યું આમાંથી?
જીવનગીતા એવી જેની
નિજહિતયોગી વ્યાપારીને
માઇક ઉપરથી ભલે વગોવું:
ચાર અબજની પૃથ્વીમાં હું
માનસબંધુ એક જ દેખું.
કુબેરના રથમાં જોડાયા
રાજસત્તાના અસલી ઘોડા.

### રાજકારણીનું પ્રભાત-ગીત

પ્રજાપતિ હે!
વરદાન દે!
જનતા-જનાર્દન માટીનો પોચો પિંડો બને;
મારાં પ્રવચનો કુંભકારના બે હસ્ત બને.
મન માગે તેમ કલ્પવૃક્ષી મૃત્તિકા ઘડાય
તારો અને મારો પછી જયજયકાર થાય.

રણજિત સુખડવાળા

*

## ચિહ્‌નકાવ્ય

પ્રશ્નનું
લાંબું ચંચળ ચિહ્ન
સંજોગાનુસાર
સમાધાન સાધી
શાંત થઈ
નાનાશા ટપકામાં
નિરાંતે સંકોચાઈ
લે છે કેવું
પૂર્ણ વિરામ!

જ્યોતિષ જાની

*

## —

વિલાયતી નળિયાં વચ્ચે
લપાયેલી બિલાડીને
કોઈએ ક્યારેય
પૂછ્યું નહિ કે—
દૂધનાં ટીપાં ઝમેલી
તારી મૂછ ઉપર
ઈશ્વર કેમ નાક ઘસે છે?
ઈશ્વર શું છે? બિલાડી ક્યાં છે?
વિલાયતી નળિયાં ક્યાં ગામનાં
ને ઘરનાં?—
એટલા સવાલો ઉપર
ક્યારેક અનંત વિશ્વોની
ગતિવિધિ તોળાતી હોય છે.

જગદીશ જોષી

*

# એક વણકથી કથાનું આરંભબિંદુ

જીવનમાં આમ પણ અસાધારણનો
શોખ તો રહ્યો જ છે:
માટે જ
જ્યારે વૃદ્ધાવસ્થા મૃત્યુ પામે છે ત્યારે
અફસોસ માત્ર અનુભવનો અંત આવ્યા
પૂરતો જ:
પરંતુ
જ્યારે
(વિકાસના ઈન્તેજારનું તો ઠીક...) પણ
ઠંડી આહ મૂકીને રડી પણ ન શકનાર જુવાન
નસીબનું
મૃત્યુ થાય છે ત્યારે
એક મૂક અનુભૂતિને ગુમાવ્યાની વેદના થાય છે.

મૃત્યુનો ડર તો જિન્દગી રાખે:
સાચું કહું? મને ખરેખર મૃત્યુનો ડર નથી:
પણ, સવારના અધકચરા ધુમ્મસમાં
આંધળું બળ્યા કરતી દીવાઓની આંખ
એકાએક બુઝાઈ જાય ત્યારે
એક વસવસો
આંખોને ભીંજવ્યા કરે છે કે
થાંભલા નીચેથી પસાર થનાર કોઈક કમનસીબ
રાહબરને ખ્યાલ પણ નહીં આવે
કે
તેનો રસ્તો કેવો ઊજળો બની શક્યો હોત!

મીર તકી મીરે કહ્યું છે ને
'कोई तुझ सा भी काश तुझ को मिले
मुद्दआ हम को इन्तिक़ाम से है'

એક સર્વનાશની ભૂમિમાં મેં બગીચો પણ
ઉછેર્યો હતો....
આ નાગાસાકી જેવા ચશ્મે–ચમનમાં ફૂલો પણ
ઉછેર્યાં હતાં કરતાં ઊગ્યાં હતાં...બિચારાં.
આ બગીચામાંથી અનેક બહારો પણ પસાર
નથી થઈ
એવુંય છેક તો નહીં:
છતાં
કોઈ પણ સાંધ્ય બહારને એ ખ્યાલ જ ન આવ્યો
કે ઠરેલી ઝાકળની જેમ તે કદાચ થોભી હોત તો
ફૂલને તેનું પ્રયોજન મળી શક્યું હોત....
'कोई तुझ सा भी काश....'

નસીબમાં
પ્રેમની સવાર તો શું
પણ તારા પ્રેમનો સંધ્યાકાળ પણ લખ્યો હોત
તો
આ આકાશ, આ ધરતી, આ તારા, આ
આહ અને આ વાહ
છોડતાં મન જરાય વ્યાકુળ ન થયું હોત.
વ્યાકુળતા તો એ વાતની જ છે કે

ઝંઝાનો આ વાયરો શમી ગયા પછીની એકલતા
ખાટે બેસીને
જ્યારે પગની ઠેસ મારતી હશે ત્યારે
તને એ વસવસો રહી જશે
કે
તારે દ્વારે આવેલાં તીરથને તે ઉંબરે
સૂકાં તોરણની જેમ જ લટકવા દીધાં.

ગંગા, ગોદાવરી, કાવેરી, ભાગીરથીના
ચતુર્વર્ણ-વર્ણ સંગમમાં તે એક વાર ઝંપલાવી
દીધું હોત

તો કદાચ....
હિમાલયની ઠંડી ઊંચાઈઓ કદાચ આકાશને
આંબી ગઈ હોત.
રોળી નાખેલી ક્ષણોનાં મોજાંઓને જોતી,
મોડી ઊગેલી અનુભૂતિના ખડકોમાં આથડતી
વખતે
તારી પાંપણો
ઉપર જો સ્મરણનું એકાદ બિન્દુ ઝમશે તો....
એ વિચાર જ
અહીંથી ચાલ્યા જવામાં વ્યાકુળતા જન્માવે છે.

ભવભવના તાપથી જેટલો વ્યગ્ર નથી
એટલો વ્યગ્ર
હું તારી એક ક્ષણના પશ્ચાત્તાપથી થાઉં છું.

અનુભવના મૃત્યુ વખતે આપણે પ્રાણપોક
મૂકી'તી :
અનુભૂતિના આ સંભાવિત મૃત્યુ વખતે
આપણે દાબેલાં ડૂસકે રડશું?

ક્યાં તો તારી પાંપણે લટકનારું ભીનાળું સ્મરણ
મને અત્યારે જ આપી દે—
જેથી એ ટીપામાં ડૂબી જવામાં જીવનની
ધન્યતા અનુભવું :
અથવા તો,
મને અત્યારે જ કહી દે કે મતીલી બુદ્ધિ છતાં
હૈયામાં યજ્ઞ પ્રગટાવવાની તારામાં હામ નથી—
જેથી તારી નિર્બળતાને ઉદારતાથી માફ કરવામાં
હું મારી જાતને પ્રમાણું.
कोई मुझ सा भी काश मुझ को मिले....

પણ,
તારે જે કંઈ કરવું-કહેવું હોય
તેનો સમય
હવે અત્યારે જ પાકી ગયો છે:
(કદાચ આટલો પણ ઓછો પડે!)
સમયને ન પારખી શકવા જેટલી પારકી
હવે
તું
રહી ન શકે!

ઊગી ચૂકેલાં ફૂલોને મ્હોરવાં દેવાં જ જોઈએ-
—એવો
આ તો કપરા કાળનો તકાજો છે....

તું સમજીશ?
તું સંભવીશ?
तुझ सा भी काश....

ભગવતીકુમાર શર્મા

*

## ઊડે ડાબલા

આ હદ, તે હદ, સરહદ, પર હદ ઊડે ડાબલા;
ખરીથી ખદખદ, ફીણથી ફદફદ ઊડે ડાબલા.

આ નદ, તે નદ, પરવત, બરગદ ઊડે ડાબલા;
લોહીઝાણ ઘુમરીના કાસદ ઊડે ડાબલા.

તબડક તબડક તાલબદ્ધ શી તરે તબડકી!
પડખાંમાં એડી ખૂંપે ને હાવળ ગદગદ; ઊડે ડાબલા.

ઊબડખાબડ કડક સડક ઊભડક લંબાતી;
મહમદ–અહમદની ચાબુકમાં તણખાતો મદ, ઊડે ડાબલા.

નસકોરાંમાં શ્વાસ નહીં, વંટોળ સૂસવે;
હણહણાટ છે ચણચણાટથી લદબદ બેહદ, ઊડે ડાબલા.

જંગલ, જંગ ને રેસકોર્સ, ભાડૂતી ગાડી;
પિશાબની ધારે ટપકે હણહણતું હું-પદ; ઊડે ડાબલા.

રમેશ આચાર્ય

※

## મત્સ્યગલાગલ

ધબાક્........
ભુડ્ ભુડ્........
ધબાક્............
ભુડ્ ભુડ્........
કિચૂડ........કિચૂડ.......
કિચૂડ........કિચૂડ........
ભફ્ છફ્........ ભફ્ છફ્.......
ભફ્ છફ્.......ભફ્ છફ્........

યશવંત ત્રિવેદી

# કથા 'ભ્રાંત–અભ્રાંત'ની

એક માણસ હતો. એવા આલિશાન મહેલના ચોગાનમાં આવી ગયો કે તેની ખુશાલીમાં બધું જ ભૂલી ગયો! ચોગાન ફરતા અનેક દરવાજા હતા. એ જે દરવાજેથી જાય ત્યાંથી અનેક ઉપમકાનો અને ઓરડાઓ ફરી ફરી પાછો ચોગાનમાં જ આવે. એને ગમ્મત પડી. બપોર સુધી એણે કુતૂહલથી ફર્યા કર્યું. પણ સાંજ પડવા આવી ત્યારે એ બહાર નહીં નીકળી શકવાની સભાનતાને લીધે ચીસ પાડી ઊઠયો. પહેલાં એને થયું કે આ કોઈ મકાન જ નથી અને હું અહીં આવ્યો નથી. પછી થયું: માનો કે હું અહીં આવ્યો હોઉં તો હું પહેલાં કયાંક હોવો જોઉં. અને માનો કે હું અહીં નથી તો પીડાની લાગણીનો પ્રશ્ન જ નથી. એટલે કે હું આ સ્થળે આવ્યો જ ન હોવો જોઉં. અને અહીં આવી ન શકાયું હોય તો સમયનો પ્રશ્ન જ નથી. પણ રાત પડવા આવી એટલે એણે જોશજોશથી દોડવા માંડયું. દોડીદોડીને એ પાછો ચોગાનમાં જ આવ્યા કર્યો. ત્યાં પડેલાં બૂટમાં એણે પગ મૂકયા તો ફિટ થઈ ગયા. એને થયું બૂટ તો મારા જ પડયા છે. તો પછી હું કયાં હતો? કયાં તો મહેલ હતો અથવા પોતે હતો. એણે બૂટ કાઢી જોયા. પછી પહેરી જોયા. વાધરી બાંધી એટલે ખાતરી થઈ કે બૂટ પહેરનાર કોઇક તો છે જ. પછી મધરાત સુધી મુઠ્ઠીઓ ભીડીને તેણે ચક્કર માર્યો પણ બહાર ન નીકળી શકયો એટલે એણે નક્કી કર્યું કે મહેલ નામનું સ્થળ પણ છે. અને પ્રકાશ નથી એટલે રાત્રિનો સમય પણ છે. એ લોથપોથ થઇને પડયો અને રડયો. પછી એને સ્મરણ થયું કે અન્ય કોઈ સ્થળે પૂર્ણતા અને ખુલ્લાપણું છે. કયાંકથી ચર્ચના ડંકા સંભળાયા તે તેણે ગણ્યા. વારેવારે સમય આવર્તન પામે છે એ કેવું? હું એમાં ગૂંચવાઈ જાઉં છું. ટાવરના ડંકાને અટકાવી દેવાથી એક ખ્યાલને તોડી શકાય એવો તેને વિચાર આવ્યો. અને આ વિચારના ઝબકારા સાથે એણે આશાપૂર્વક આગળ ને આગળ વિચારવા માંડયું. પોતાના ચાલતા શ્વાસ ડૉકટરના સ્ટેથસ્કોપમાં

સંભળાય તેવી રીતે એ ધ્યાનપૂર્વક સાંભળતો હતો. વચ્ચેવચ્ચે એને થતું હતું કે કોઈ વક્તા માઈક પર આંગળી ઠોકે તેવો અવાજ પણ આવતો હતો. એને થયું કે ટાવરના કાંટા સ્થગિત કરવાને બદલે સમયને પસાર થઇ જવા દેવો જોઇએ. એણે ત્યાં ને ત્યાં વર્ષોને પસાર થઈ જતાં જોયાં. એક વાર એને અચાનક કંઈક રહસ્ય હાથમાં આવ્યું. એને થયું હું મારી નિકટ આવી રહ્યો છું. મને કંઇક સમજાય છે. તારાના મંદ ઉજાસમાં એણે જોયું તો મહેલની એક દીવાલ પરદાની જેમ હલતી હતી. એણે તેને હાથ ફેરવ્યો. જરાક ફાડી જોઈ. બહાર જોયું તો અનર્ગળનો અનુભવ થયો. એ મુઠ્ઠીઓ વાળીને નાસી જવા તૈયાર થઈ ગયો. પણ ગયો નહીં. એને થયું કે સવારના પહોરમાં કેટલાંયે લોકો મહેલમાં આવી રહ્યાં છે. એમને મળીશ ભેટીશ ને એટલું બધું બોલીશ...એટલું બધું બોલીશ....આખો શબ્દકોશ કડકડાટ બોલી જઇશ....

અને એ એટલું જ બોલી શક્યો:

'આ મહેલ તો છે જ નહીં તો તમે અહીં આવ્યા કઇ રીતે?'

મનોહર ત્રિવેદી

*

## વારતા

'બાદલ'

*

શું પરિચય આપુ? 'બાદલ' એટલે
એઠ પીંખાઈ ગયેલી વારતા.
આયનાઓ ફોડી નાખોને બધા,
પંડનાં પ્રતિબિંબ 'બાદલ' ડારતાં.
વેર બાંધી જન્મથી શ્વાસો પીડે,
તોય ક્યાં 'બાદલ' છૂટે સંસારતા?
કાળજે ટાઢા ચડાવી ચેહ પર,
કાં સ્વજન 'બાદલ'ની ટાઢી ઠારતા?
જીવતાં 'બાદલ' તિરસ્કાર્યો, હવે
બાવલામાં કાં તમે કંડારતા?

* (કાફિયા–સાંકળીની મક્તા ગઝલ – એક પ્રયોગ)

## દૂહા–ગઝલ

ભોળી ભોળી યાતના રઝળે અંતરિયાળ
ક્યાં છે એવી ડાળ તસુય છાંયો પાથરે?
હરણી, તારી ઠેકમાં હાંફે આખ્ખું રાન
પડખે એક નવાણુ લોચન જેવું નીતરે
વનઝાઝેરો વાયરો જળઝાઝેરી લૂ
ઝરમરભીની તું ભરબપ્પોરે સાંભરે
આંખવગા આ આભમાં ફટાફ ખુલ્લી સીમ
પણ જાવું કઈ દીમ? – તડકા અધવચ આંતરે
પળ કરતાં યે પાતળી પીડા બારે માસ
લવકે મારે શ્વાસ પોઢું કોને આશરે?

નલિન રાવળ

*

## આ કોણ?

કરોડના મણુકેમણુકાને ઉથલાવી નાખતો;
નાભિમાં ઘુમરાઈ પાંસળેપાંસળાને ભરડામાં લેતો;
ધખધખતો વંટોળ
ફેફસાં ફાડી ખોપરીના તળમાં
ધાંયધાંય કરતો ધસી રહ્યો.
તોફાની કરાઓના વરસાદની ઝીંકે
ભોગળો જેવા સ્કંધ તૂટે,
મજ્જાતંતુના લીરેલીરામાં સ્વપ્નોની કચ્ચરો લટકે,
છેલબટાઉ રસ્તાઓ, ઉન્માદી રાજ માર્ગો,
ફાંટાળી ગલીઓ. ભેદી ભોંયરાઓ
ને
અગણિત મહોરાંઓ
નસેનસમાંથી વછૂટે
વછૂટી
આંધળી કરાડની ધાર પર અફળાઈ
ચોફેર
ઊછળતી ઊંડી અંધારખીણોમાં ગડબડે.

ક્યાંક
ઊછળતા જળલોઢમાં
વહાણના હજારો કાફલા કણકણ ફંગોળાય.

ક્યાંક
પંખીઓ ભરેલા આકાશનાં આકાશ
કડાકે કડૂડભૂસ.

ક્યાંક
સૂમસામ નગરનાં ચોકચૌટાં
હાટ-હાટડીઓના ડોળેડોળા ફાટે ફટાક.

દિન-રાતનાં
અવળસવળ પડખાંને ભેદતાં
સમયનાં ઘણનાં ઘણ રૂંવેરૂંવે ઊમટે.

આંચકે
લીલીકુંજાર ધરતીને હલબલાવી આવેલી
શ્વાસોચ્છ્વાસ લાંબી ટ્રેન
કાળા આંચકે
રણને અંતરિયાળ અડબડિયું લઈ ગઈ;
એન્જિનનો પિસ્ટન ઊડ્યો;
ડબ્બેડબ્બા ખડ્યા,
પ્રવાસીઓ
તતડતાં તેજનાં પૂતળાં બની ગયાં,
ઉપર આડેધડ ત્રાટક્યાં
તાતાં કિરણોનાં બેકાબૂ ટોળાં.

તળે ઉપર
તળે
તૂટે ભાંગે
તૂટે
અટકે અહીં—
અહીં જ મનમાં...મનની ભીતર મનમાં,
પ્રાણમાં....પ્રાણની ભીતર પ્રાણમાં
પ્રકાશે છે ત્યાં
મન અને પ્રાણનીય પાર ત્યાં

માતાના અમીયલ થાન જેવો સાંજૂકનો તડકો

અહીં થંભે છે કોણ?

કોણ?

આંજીને આંખમાં સાંજૂકનો તડકો

પવન પર પગલાં મૂકે છે કોણ?

છૂટી શાળાના કલરવને સુણવા

અટકે છે કોણ?

શિશુકલરવને કાનમાં સંભરી સરકે છે કોણ?

શેરીના વળાંકે

મેડીના ઝરુખે ઝૂકેલ

કેશ ગૂંથતી કન્યાને હૈયાના હાથથી અડકે છે કોણ?

કોણ?

કેશ ગૂંથેલ કન્યાને હૈયાના હાથમાં લેઈ કોણ?

પલકારે કૂદી બેસે

આ ધમકારે આવેલા તારલાના રથે

જાય જાય

રથે જાય

કોણ? કોણ? કોણ?

સ્હેજ ગરદનને ઘુમવીને આંખ સ્હેજ લૂછી

પેખે છે દૂરથી

આ કોણ?

મીઠેરા આંસુના જેવી

તરતી શી પ્રેમભીંજી ધરતીને

પેખે છે દૂરથી આ કોણ?

રમેશ પારેખ

*

## ૫. અરજણ વેલજી આલીશાન

અમરેલીમાં અરજણ આલીશાન આદમી છે
ઘેરઘેર ચર્ચામાં કાનોકાન આદમી છે

ધંધો: ખેતી, જાતે: કણબી, મુકામ શ્રી બ્રહ્માંડ
ખેતરમાં હળ ફરે ફરે ને ઊગે અરજણ કાંડ
તલ જેવા પણ તતડે તો તોફાન આદમી છે

ત્રાંબવરણું શરીર, સાડા પાંચ ફૂટ ઊંચાઈ
પણ પાણીની વચ્ચે એની ભીનાશ ગૈ કરમાઈ
અહીંયાં છે ને અહીંથી અંતર્ધાન આદમી છે

સવાર પડતાં છાપું વાંચે, સાંજે ખાય બગાસું
રાતે ઊંઘરાટી પત્નીના પડખે ઢાળે પાસું
કામસૂત્રના કડેડાટ વિદ્વાન આદમી છે

કડું ખટકતું રહે અને મન ન્હાતું હિંચકાબોળ
કોઈ વાર ઊછળે તો ઊછળે અરજણિયાળી છોળ
કદીક છે કિનખાબ કદી કંતાન આદમી છે

પરપોટાની ધાર વાગતાં ઘાવો જનોઈવઢ
કૌતુકના કિનારે ઊભો તાતો અરજણગઢ
એની ઈંટેઈંટ જુઓ, કુળવાન આદમી છે

બ્હારવટામાં બાર ગાઉ બંધાણા સુરકેટાટ
અંદરઅંદર બાંધછોડની પચરંગી ચોપાટ
જાસાચિઠ્ઠીના સંદર્ભે બાન આદમી છે

## એક ભૂત-કૃદન્ત હું ગઝલ

*

ભાનુપ્રસાદ પંડયા

બોલેલ ખીજેલ રિસાયલ હું,
વીંધેલ વાગેલ ઘવાયલ હું.

ખીલેલ ખૂલેલ રિઝાયલ પણ
ભૂલેલ ભાંગેલ ફસાયલ હું.

નાસેલ ભાગેલ ખોવાયલ ને
ખોળેલ જિતેલ જિતાયલ હું.

ખાદેલ વાવેલ પવાયલ કણ
ઊગેલ પાકેલ પડાયલ હું.

ગુંજેલ નાચેલ કળાયલ ખગ
ઊડેલ ઢાળેલ ઝલાયલ હું.

વરસેલ ખળકેલ ભરાયલ કૈં
થીજેલ પીગળેલ પિવાયલ હું.

વીણેલ કાંતેલ વણાયલ હું
માપેલ કાપેલ સિવાયલ હું.

જયેન્દ્ર શેખડીવાળા

*

# આંસુની સુખાર્દ્ર ભ્રમણાનું આક્રન્દ ગીત

અરે! આ શું છે? આંસુ કે અડિયલ બગાસું....મારા જીવસોતુ દોડે શુ ત્રાંસું?
પરણારા પડછાયા પરભવને સૂંઘે કે આ ભવ બગીચો હું ફાંસું?......

*

લિમ્બોરી જેવડુંક લ્હેરાતું સુખ મને અડકે છે એમ તારી ભોળ ભોળ આંગળીને ચૂસું છું જેમ
ખિસકોલી! ટેરવાં છે રાવાનું સુખ એમ સોગંધે બાંધી મને કોડ ભરી ચૂમી લે પૃછું છું કેમ?
સુખ/સુખ (કલ્પેલું ખરવાનું દુઃખ) બધું આરપાર જીવ્યાનું–ધોધમાર જીવ્યાનું–કારણ છે ખાસ્સું
અરે! આ શું...
તારી આંખો તે લીમડાનું મઘમઘતું ગામ તારાં નાકકાન હાથપગ લીમડા છે લીમડા છે
તાકધિન લીમડા છે
અડધા હું પાથરું ને અડધાને ઓઢું, મારા લીમડામય હોવામાં બોલ, રાં...હથેળી! તને
તે એવી કઈ પીડા છે?

*

(ઓ લોહીઝાણ) લીમડેરી આંખ જરા જાગીને ઝાંખ: ઓલ્યા પાંદ પર ઓસ છે કે આંસુ?
અરે! આ શું...

*

જીવસોતુ આંસુ છે – પડછાયા આંસુ છે – લિમ્બોરી આંસુ છે – લ્હેરાતું આંસુ છે – આંગળીઓ
આંસુ છે
ખિસકોલી આંસુ છે– આરપાર આંસુ છે – ઓઢયાં તે આંસુ છે – હોવામાં આંસુ છે –
હથેળીઓ આંસુ છે
તાકધિન તાકધિન આંસુ છે તાકધિન... .... ....તાકધિન તાકધિન આંસુ છે તાકધિન...
ધિનતાક...ધિનતાક....ધિનતાક...ધિનતાક....ધિનતાક....ધિનતાક. ધિનતાક-ધિનતાક...

ગીતા પરીખ

*

## મને હવે બસ.........!

(છંદમુક્ત)

મને હવે બસ ખોલવા દો!
કર્તવ્યભાને દાબેલા હૈયાને
નિજની મસ્તીને તાન
દિશા ભૂલીને બસ ટહેલવા દો!

—મને......

મુક્તિને પૂરનાર સોનેરી મ્હેલની
સીમાઓની કચ્ચર કરી
બસ ધૂળે રગદોળવા દો!

—મને.......

શિખરોની ટોચતણે સપને સાંધો ના મને,
વાદળનું પૉલ બની
પર્વત વચ્ચાળે જરી ખેલવા દો!

—મને......

છંદોલયના બે આરા વચ્ચે
વહી જાતી સર્જનાને
જોશીલું પૂર બની
સ્વ-છંદે પાણી ફંગોળવા દો!

—મને........

પદે પદે અવરોધતા મારા
આતમનેય અવહેલવા દો!
મને હવે બસ...........!

## તકસીર

*

રાજેન્દ્ર શુક્લ

''नग्श फरियादी है किसी की शोखी-ए-तहरीर का।
कागज़ी है पैरहन हर पैकरे-तसवीर का॥''

मिर्ज़ा गालिब

પ્રગટ્યાંની પાળ કરમ કાગળનાં
ઉકલ્યાનું મૌન, મરમ કાગળનાં.

નોબતને નાદ, બજે શરણાઈ
ઝળહળની જ્યોત, હરમ કાગળનાં.

ઊઘડ્યાંની આંખ, નગર દેખ્યાંનું,
ભાખ્યાંનો ભેદ, ભરમ કાગળનાં.

પ્હોંચ્યાંની ટૂંક, ધજા ફરકયાંની
હોવાંની ટેક, ધરમ કાગળનાં.

ઓઢ્યાંનું આળ અકળ આગળનું
પોઢ્યાં તો પંથ પરમ કાગળનાં.

રાધેશ્યામ શર્મા

*

# તાળવે સૂરજ

## (૧)

કૂકડાના તાળવે સૂરજ ચોંટચો છે
વમન કરેલી રાત તો
તળાવમાં એક રસ થઈ, પારાની જેમ
તળિયે બેઠી
કાણું પાણી પિવાય નહિ
હોજરીમાં તારકોનાં સ્વપ્નો
મધમાખીની જેમ ગૂંજ્યાં કરે છે
ગૂંગળાતો ચંદ્ર, કલગીમાંથી ફૂટી
બ્રહ્માંડમાં વિલીન થવા મથે છે
ત્યાં
પૂંછડી દબાતા રઘવાયો
કો'ક ભૂતના પડછાયાથી
શ્વાન હાડકાને તળાવમાં નાખી દે છે
—જ્યાં સૂર્યની મૂંગી પ્રતીક્ષા છે.

## (૨)

મેંદી મઘમઘતી
પાનીના વાઢિયામાં
ગોમાતા
ચાલે, મ્હાલે
આંચળમાં પીળુકડાં
ફાનસો
તૂટે અલ્લાદીનની
પાંસળીઓ, લાગે
ઝાયકોવ્સ્કીની
વાંસળીઓ
વાદળી વાદળી......
દળી દળી
રળી રળી
હળી મળી
ન્હાય
ગાય
'છીએ તેથી'!

મનોજ ખંડેરિયા

*

# અંજની ગીતો

## ૧

અંધારું આવીને ઊભું
નમણી તેજ–નદીના તીરે
ખગની ચાંચે છેલ્લો દાણો
સાંજ ધરે ધીરે....
ગોરજને જળ પાદર બૂડે
કલરવ-પાંખે વડલો ઊડે
છેલ્લી છેલ્લી કિરણ-સળી આ—
જરઠ સમય ચીરે....

## ૨

સાંજ પડ્યાની વેળા મ્હેકે
મોર ઝીણા તોરણના ગ્હેકે
જળમાં કોઈ સમયનો પથ્થર
હળવેથી ફેંકે....
ઉંબર સાત વટાવી જઈએ
આવો રાત વટાવી જઈએ
ઘેર ઊભેલાં અંધારાના
કૈં ટેકે ટેકે....

## ૩

નિજની સંગે વડછડ જેવું
પોતાને ઘર અગવડ જેવું
વાંક અરીસાનો શું–ખુદના–
ચ્હેરે તડ જેવું
પડછાયા મારા ઝાડ બને
રસ્તામાં પગલાં પ્હાડ બને
મૌન પ્રસરતું અટકે – મારા
શબ્દો વાડ બને

## ૪

તીડે તીડે નભને ઘેર્યું
આભે તીડનું ટોળું પ્હેર્યું
તીડના દરિયે છલકાણી રે
તીડની લ્હેર્યું
ગામ સીમ શેરી રસ્તા તીડ
ઘર માણસ શબ્દો પડઘા તીડ
તીડ સમી નીંદર મારી ને–
મારાં સપનાં તીડ

## ચિનુ મોદી
*
### અંતરપટ (એક તરહી)

આંખ પાસે શ્વેત અંતરપટ હજી આવે નહીં
કેમ કે 'ઈર્શાદ' તારું ઘર હજી આવે નહીં.

સાવ રસ્તા જેમ નિર્જીવ શાંત સૂતો કાચબો
આપણાં ઘરમાં સમયનો રથ હજી આવે નહીં.

ભરસભામાં નામ મારું પાંદડે લખનારના
હાથ પથ્થરના હતા, એ શક હજી આવે નહીં.

તડ પડેલાં દર્પણોને હું ઉછીનો ક્યાં મળ્યો?
અંધ દેખાતો થઉં, એ ક્ષણ હજી આવે નહીં.

અંધ દેખાતો થઉં એ ક્ષણ હજી આવે નહીં
કેમ કે 'ઈર્શાદ' તારું ઘર હજી આવે નહીં.

## હનીફ સાહિલ
*
### નવપરિણીતાની ગઝલ

અરું પરું આંખોમાં શમણાં સરકયાં હો જી
મારી ભીતર તેજ તમસનાં પ્રકટ્યાં હો જી
ઊંડે ઊંડે લોહીમાં તરતા પડછાયા
શ્વાસે શ્વાસે અત્તર થઈને મ્હેંકયા હો જી
દર્પણ જેવું હાથમાં લઈને જોઉં ત્યાં તો
સાજણ આંખે ધુમ્મસ જેવું વસ્યા હો જી
અધરાતે મધરાતે કોના પગરવથી આ
ઝબ્બ દઈને શરણાંમાંથી ઝબકયા હો જી
પડછાયાનો સ્પર્શ થતાં અંધારું ગ્હેક્યું
અલકમલકનાં રાજ અમારાં મલકયાં હો જી

## મણિલાલ હ. પટેલ
*
### એક પરંપરિત ગઝલ

શ્વાસ તો વ્હેતો પવન છે,
ને હૃદય જલતી અગન છે.

ઘાસ જેવી કેટલી ઘટનાઓ સૂકીખંખ પડી છે,
તું આવ! ભડભડ દવ બની બળવાનું મન છે.

શ્વાસ વચ્ચે આગ વચ્ચે શ્વાસ વચ્ચે આગ છે
આખરે તો પાનખર કવિઓનું મન છે!

સાંજનું એવું ગગન છે—
કોઈ પ્રેમીનું જ જાણે કે કફન છે!

ચોતરફ દિશાઓ દાવાનળ બની ઊભી રહી છે
કાન ફૂંકયા હોય જાણે એમ રઘવાયો પવન છે!

કારણોની છાતીમાં વિશ્વાસની નદીઓ નથી
કોઈ કહો કેવી તરસનું આ જતન છે?

તું જળ બનીને આવ, હું તો રેત છું:
ભીનાશને પંપાળવાનું આ સપન છે!

હે શ્વાસ મારા! કોઈ ચઢાવે તેમ ના ચઢશો તમે
પ્રેમ તો શાપિત વન છે!

લાગણીઓ લૂંટવા ટોળે મળે:
થાય ઈર્ષા એવું પતંગોનું પતન છે!

પાનખર મેં તો લીધી, અર્પણ વસંતો છે તને
સુખ નામે લે તને મારું વચન છે!

મંગળ રાઠોડ

*

## નદી

નદી
જળળળ જળળળ
વહી જાય નદી
જળળળ જળળળ જળળળ
કશુંક કહી જાય નદી
જળળળ જળળળ જળળળ જળળળ
જે કહી જાય નદી
જળળળ જળળળ જળળળ જળળળ જળળળ
એ જ વહી જાય નદી
જળળળ જળળળ જળળળ જળળળ જળળળ જળળળ
વહી જાય નદી
જળળળ જળળળ જળળળ જળળળ જળળળ જળળળ જળળળ

જયન્ત વસોયા

*

## લોકગઝલ

આભલામાં વીજળી ઝબકાય જો
ડુંગરામાં મોર ઝીણું ગાય જો
નેણમાં છે હેલિયું આષાઢની
સાળુડાની કોર સૈ ભીંજાય જો.
ભાલ કેરો ચાંદલો સૂરજ થિયો
પોપચાનાં પોયણાં કરમાય જો.
આંવડા મંદિર મહીં હું એકલી;
કંચવામાં આજ લાગી લા'ય જો.
વેણુ મારું એમને પોગાડજે
વાયરા હળુહળુ ભલે તું વાય જો.
શગ વિનાનો દીવડો સળગ્યા કરે
ફૂંક મારું તોય ના હોલાય જો.

નલિન પંડ્યા

*

## व કાવ્ય

○ માંથી
□ માં
૧ માંથી ૨ માં
अ માંથી व માં
વળી પાછા △ માં
પૃથ્વી ○ છે,
ત્યાં ને ત્યાં
જીવનવૃત્તાંત
આખો ○
સૂર્ય ચંદ્ર તારા ○
પણ વચ્ચે એકબિંદુ
તે વિશ્વનો આધાર.

મેઘનાદ હ. ભટ્ટ

*

## ભૂલકણુરાજ

વ
અ કા અ એ
(શ) ઢ કાં
(ના) ળ ત—
ક
—માં અવટાઈ ગયેલાં
આ...ટ...આ....ટ....લાં ગ્રહતારા—
—ઉપર
એકહથ્થુ સત્તા
જમાવી દેનાર
આ રવિરાજ
જંગલમાં જં
ગા
લિથી વિ....સ્તરી રહેલી
ય
ત વનશ્રીની
છાંયમાં
છુપાઈ ગયેલી કૂંપળો
અને
ઢંકાઈને ઢબુરાઈ ગયેલાં પર્ણોને પણ
શેઢકડું સૂર્યસ્નાન કરાવી દિયે છે.
અહા, ઔદાર્યનો કેવો અખૂટ, અપરંપાર
એ અબ્ધિ!
એથી જ તો—
THE SUN NEVER SET ON THE
BRITISH EMPIRE—
—પૂરાં બસ્સો વર્ષ સુધી!
છતાં....
એના જેવો આળસુ, એકાંગી રાજા
જોયો નથી મેં એકે.
બાકી
બાવીસ બાવીસ વર્ષોથી
ભોંયતળિયાની અંધારિયા ઓરડીમાં
મારી શાખા-પ્રશાખા પ્રસારીને રહું છું હું
તોયે
એ.કા.દ.વા.ર
ભૂલથીય મારે ત્યાં
ભૂલા પડ્યા નથી એ રાજ.

કરસનદાસ લુહાર

*

## ગાણિતિક ગઝલ

+, —નું વેર = તમે ને હું,
રકમોની હેરફેર = તમે ને હું.
ધારો કે નામને × અજ્ઞાત હોઠથી;
શબ્દાય જે આ શે'ર = તમે ને હું.
નિઃશેષ ચાર અંક તણો ભાજ્ય છે મૃદુ;
÷ બરડ મહેર = તમે ને હું.
—પછી—સહુ + થઈ જતાં
÷, ×ની ભેર = તમે ને હું.
ખાલી નિવાસ ( )માં થંભેલ હિંચકો)
ને બા'ર ચડતો ફેર = તમે ને હું.
અંકોની ઇન્દ્રજાળમાં આઘાત[૫];
કોમ્પ્યુટરોનું શહેર = તમે ને હું.

રમેશ દરજી 'આશિશ'

*

## અબનૂસના સળિયા ઉપર કાવ્ય

[ચાલો કવિતા બનાવીએ, કવિતાનાં બધાં જ પુસ્તકોને ફાડી ફાડીને કચરાપેટીમાં નાખી દો અને અબનૂસના સળિયા ઉપર સ્ટૅટીક ઈલેકટ્રિસિટી પેદા કરી કચરાપેટી ઉપર ધરો. સળિયા ઉપર કાગળના જે ટુકડાઓ ચોંટે તે આપણું કાવ્ય.]

| | | |
|---|---|---|
| ઝાડના | એકાંતમાં | રણમાં |
| સૂકા | થાક્યું | ઊભેલી |
| ઠૂઠાએ | પાક્યું | જીર્ણશીર્ણ |
| ચલમ | હાંફતું | ભીંત |
| પીતાં | મૌન— | અને |
| પીતાં | અને | દૂર |
| બાજુમાં | ત્યાં | ઊઠેલું |
| પડેલી | આવ્યું | પ્રચંડ |
| લાશ | કડાડ્ | વાવાઝોડું. |
| ઉપર | કડ્કડ્ | ત્યારે |
| ઊડતાં | કડ્ | ભીંત |
| કીટાણુઓને | કરતું | ઉપર |
| સમજાવવા | ગાડું. | એક |
| માંડી | તેમાં | વીંછીનું |
| છે | રંગબેરંગી | નાનું |
| 'આત્મા' | શબ્દોનો | બચ્ચું |
| વિશેની | ભારો | તેની |
| વાત | પડ્યો | માથી |
| | છે. | બચવા |
| | | આમતેમ |
| | | દોડી |
| | | રહ્યું છે. |

અતુલ શુક્લ

*

## સંસ્કૃતિ

અમે– તમે– તેઓ
હું– તે– તે
હું– તું
હું– હુંના ટુકડા
હું
શૂન્ય.
અમે– આપણે– બધાં
હું– તું– તે
હું– તું
હું– હુંના ટુકડા
હું
શૂન્ય
o
o o
o o o

# આજના હિન્દી કવિતાની પ્રયોગવાદી ભૂમિકા

ભોળાભાઈ પટેલ

પ્રયોગ કયા સાહિત્યમાં અને કયા યુગમાં નથી થતા રહ્યા? પણ મને લાગે છે કે 'પ્રયોગવાદ' શબ્દ તો હિન્દીમાં જ રૂઢ થયો છે અને તે પણ એક સમયગાળાની કાવ્યપ્રવૃત્તિના સંદર્ભમાં. આજે પ્રયોગોનું પ્રમાણ વધ્યું છે, કવિતા અને અન્ય સાહિત્યસ્વરૂપોમાં પણ. બધાથી જુદું રચવાનું, અનન્ય બનવાનું વલણ આજે જેટલું છે, તેટલું ક્યારેય નહોતું, પરિણામે આજે છે તેટલી પ્રયોગોની બહુલતા ક્યારેય નહોતી; તેમ છતાં આજના સમયની પ્રવૃત્તિ પ્રયોગવાદની અંતર્ગત નથી આવતી, પછી ભલેને આજે આંતરે દિવસે કવિતાનાં નવાં નવાં ઘોષણાપત્રો અને તેને અનુષંગે પ્રયોગલક્ષી રચનાઓ પ્રકટ થતી હોય.

પ્રયોગવાદ નામ વળગતાં વળગી પડ્યું છે, અને તે પણ કોઈ અભિનંદન કરવાના આશયથી નહિ, પણ ઉતારી પાડવાના આશયથી. પરંતુ પછી નિંદાત્મકતા કે વ્યંગની છાયા તેમાંથી નીકળી ગઈ, અને ગંભીરપણે ચાલતી એક વિશિષ્ટ દૃષ્ટિભંગીવાળી કવિતાપ્રવૃત્તિ માટેનું તે અભિધાન બની ગયું.

હિન્દી કવિતામાં ૧૯૧૫ની આસપાસ રોમૅન્ટિક ઉદ્રેકનું વલણ દેખા દે છે, તે અગાઉની કથાત્મક, વર્ણનાત્મક કે બોધપ્રધાન કવિતાથી એટલું જુદું હતું કે તે સમયની ભાવકરુચિને આઘાતક લાગ્યું–કવિતાને સહજ એવી વ્યંજના કે આછી અસ્પષ્ટતાથી અકળાઈ મજાકમાં કોઈએ 'છાયાવાદ' નામ આપ્યું. અને પછી તો તે પ્રચલિત થઈ ગયું. ૧૯૩૫ સુધીની કવિતાપ્રવૃત્તિ છાયાવાદને નામે ઓળખાઈ અને હિન્દી કવિતાની તે અત્યંત સમૃદ્ધ ધારા બની રહી.

૧૯૩૫ની આસપાસ માર્ક્સવાદી વિચારધારાની સાહિત્યમાં બોલબાલા થઈ, છાયાવાદી કવિતાનાં વળતાં પાણી થયાં અને પ્રાગતિક વિચારોને પ્રમુખતા મળી. લગભગ એક દશકા સુધી વેગથી અને વીરોચિત ઉત્સાહથી પ્રગતિશીલ સાહિત્યનું નિર્માણ થયું (એમ તો હિન્દીમાં આજે પણ આ પ્રકારનું સાહિત્ય સારી માત્રામાં પ્રકટે છે, અને વિવેચનની તો તે સશક્ત ધારા છે). તે આંદોલન 'પ્રગતિવાદ' નામાભિધાન પામ્યું.

તેની સામે પ્રતિક્રિયા આવે તે સ્વાભાવિક હતું. સામાજિક વાસ્તવને નામે અ–સાહિત્યિકતાનો પુરસ્કાર ક્યાં સુધી થઈ શકે? સાહિત્ય લગભગ 'પ્રચારાત્મક' બની જતું લાગ્યું. કેટલાક વિષયોની અને શબ્દોની વધારે પડતી વપરાશને લીધે તેમની અભિવ્યક્તિક્ષમતા ઘસાતી ચાલી. વળી, અન્ય દેશોમાં પણ માર્ક્સવાદી–પ્રાગતિક વિચારધારા પ્રધાન સાહિત્યમાં ઓટ આવવા લાગી હતી. ફ્રૉઈડનો પ્રભાવ વિસ્તરતો જતો હતો, અને તે સાથે આજે જેને 'આધુનિકતાવાદી' (મૉડર્નિસ્ટ) સાહિત્ય કહેવામાં આવે છે. તેનો પ્રભાવ પણ. કવિતાક્ષેત્રની વાત કરીએ તો પ્રતીકવાદ, બિંબવાદ અને દાદાવાદ કે અતિયથાર્થવાદ જેવાં પાશ્ચાત્ય કાવ્ય-આંદોલનો પ્રેરક બની રહ્યાં. બબ્બે વિશ્વયુદ્ધોએ માનવીય મૂલ્યોમાં જે અશ્રદ્ધા જગાવી દીધી, યંત્ર-વૈજ્ઞાનિક યુગ અને નગરસંસ્કૃતિએ મનુષ્યના ચિત્ત પર જે ભીંસ વધારી મૂકી, ઈશ્વર જેવો ઈશ્વર વિલીયમાન થતો લાગ્યો. પશ્ચિમમાં તેની અભિવ્યક્તિ આ 'આધુનિકતાવાદી' સાહિત્ય દ્વારા થઈ. વ્યક્તિગત કવિઓની વાત કરીએ તો બૉદલેર, એઝરા પાઉન્ડ, એલિયટ, રિલ્કે જેવા કવિઓ આ આધુનિકતાવાદી

ભાવબોધનું મુખ બની રહ્યા—હા, બૉદલેરે તો છેક ૧૯મી સદીના મધ્યભાગમાં પેરિસના થતા જતા મહાનગરીકરણમાં આ બધું જોઈ લીધું હતું.

હિન્દી કવિતામાં આ બાહ્ય સાહિત્યિક પરિબળ ૧૯૪૦ની આસપાસ પ્રભાવક નીવડે છે, પણ ૧૯૪૩માં તેનો તલભૂમિના સન્દર્ભમાં પ્રથમ ઉન્મેષ પ્રગટે છે, અને તે પણ એક સહિયારા પ્રયત્નરૂપે. આ સહિયારો પ્રયત્ન પણ પેલી પાશ્ચાત્ય આધુનિકતાવાદી કાવ્યાન્દોલનોની રીતિનીતિને બહુ મળતો આવે છે. ૧૯૪૩માં સાત 'યુવાન કવિઓ' અથવા 'કવિયુવાનો'ની કવિતાઓનું એક સંકલન પ્રકટ થયું. તેનું નામ 'તારસપ્તક', સંકલનકર્તા અને સંપાદક હતા 'અજ્ઞેય' જે આ સાતમાંના એક હતા, અન્ય કવિઓ હતા મુક્તિબોધ, નેમિચંદ્ર જૈન, ભારતભૂષણ અગ્રવાલ, પ્રભાકર માચવે, ગિરિજાકુમાર માથુર અને રામવિલાસ શર્મા.

'તારસપ્તક'નું પ્રકાશન એક વિશિષ્ટ ઘટના હતી, પણ અનપેક્ષિત તો નહિ જ. છાયાવાદના રોમૅન્ટિક ઉદ્રેક અને પ્રગતિવાદની સ્થૂલ પ્રચારાત્મકતા પછી, વૈશ્વિક સન્દર્ભમાંય, હિન્દી કવિતાને જે નવી દિશામાં જવાનું નિર્મિત હતું, તે સહજ હતું. પણ કોઈપણ પ્રકારની, એલિયટ કહે છે તેમ, ખરેખરી 'નવીનતા' હોય તો તેનો જલદીથી સ્વીકાર થતો નથી. તેને અવરોધો ખમવા પડે છે. 'તારસપ્તક'ની કવિતાની પણ એ જ નિયતિ હતી.

સદ્‌ભાગ્યે કહો કે દુર્ભાગ્યે, 'તારસપ્તક'ની ભૂમિકામાં અને સપ્તકના કવિઓના પોતાના વક્તવ્યોમાં 'પ્રયોગ' શબ્દ વારે વારે ડોકાયો. અજ્ઞેયે સંપાદક તરીકે સ્પષ્ટ કહ્યું હતું કે આ બધા એક 'સ્કૂલ'ના કવિઓ નથી, કે નથી સિદ્ધ થયેલા — નીવડેલા કવિઓ. આ બધા હજી રસ્તો શોધે છે. તેમણે કવિ તરીકેના પોતાના વક્તવ્યમાં કહ્યું : 'પ્રયોગ સભી કાલ કે કવિયોંને કિયે હૈં, યદ્યપિ કિસી એક કાલમેં કિસી વિશેષ દિશામેં પ્રયોગ કરનેકી પ્રવૃત્તિ હોના સ્વાભાવિક હી હૈ. કિન્તુ કવિ ક્રમશઃ અનુભવ કરતા આયા હૈ કિ જિન ક્ષેત્રોમેં પ્રયોગ હુએ હૈં, ઉનસે આગે બઢકર અબ ઉન ક્ષેત્રોંકા અન્વેષણ કરના ચાહિએ, જિન્હેં અભી નહીં છુઆ ગયા, યા જિન્હેં અભેદ્ય માન લિયા ગયા હૈ.'

અહીં કવિએ નવાં ક્ષેત્રો, અભેદ્ય ક્ષેત્રો ખેડવાની વાત કરી છે. ઉપરાંત કવિ અજ્ઞેયને મતે પ્રયોગશીલતાને લલકાર આપનારી પહેલી વાત હોય તો તે છે, લપટી પડી ગયેલી ભાષા. તેઓ તેમાં એક નવો, એક વ્યાપક, એક સારગર્ભિત અર્થ ભરવા માગે છે. પ્રયોગ એક શોધની દિશા છે, એટલે કે 'પ્રયત્ન' છે અને એલિયટની ભાષામાં કહીએ તો આવો દરેક પ્રયત્ન જુદા પ્રકારની નિષ્ફળતા હોય.

'તારસપ્તક'ના અન્ય કવિઓએ પણ પ્રયોગોના મહત્ત્વ પર ભાર દીધો. ઐતિહાસિક પરિણામ એ આવ્યું કે કોઈએ, ખાસ તો ચીઢાયેલા કોઈ પ્રગતિવાદી સમીક્ષકે, મશ્કરીમાં નામ આપી દીધું 'પ્રયોગવાદ.' 'તારસપ્તક'ના સંપાદક કે કવિઓ કોઈનેય આ નામ અભિપ્રેત નહોતું, તેઓ સભાનપણે એક આંદોલનકારીઓ પણ નહોતા, તેમનો કોઈ સર્વસાધારણ 'મેનિફેસ્ટો' પણ નહોતો. પરંતુ પ્રયોગશીલ વૃત્તિએ તેમને અહીં એકસાથે જોડ્યા હતા એટલું જ. અજ્ઞેયે 'તારસપ્તક'ની આ પ્રયોગશીલ રચનાઓની થયેલી ભારે ખંડનાત્મક ટીકાઓના અને અન્ય આક્ષેપોના જવાબો આપ્યા, એટલું જ નહિ 'પ્રતીક' નામની પત્રિકા શરૂ કરી, આ પ્રકારની પ્રયોગશીલ કવિતા માટેની ભાવકોની રુચિ ઘડવાનો પુરુષાર્થ પણ કર્યો. તેમણે આ પ્રકારના નામાભિધાનનોય વિરોધ કર્યો.

૧૯૫૧માં અજ્ઞેયે 'દૂસરા સપ્તક' પ્રકટ કર્યું, તેમાં બીજા સાત કવિઓ હતા—ભવાનીપ્રસાદ મિશ્ર, શકુન્ત માથુર, હરિનારાયણ વ્યાસ, નરેશ મહેતા, રઘુવીર સહાય અને ધર્મવીર ભારતી. તેની ભૂમિકામાં નામાભિધાન અંગે અજ્ઞેયે લખ્યું : "કયા યે રચનાએં પ્રયોગવાદી હૈ ? કયા યે કવિ કિસી એક દલ કે હૈં, કિસી મતવાદ—રાજનીતિક યા સાહિત્યિક—કે પોષક હૈં ? 'પ્રયોગવાદ' નામકે નયે મતવાદકે પ્રવર્તન કા દાયિત્વ કયોંકિ અનચાહે ઔર અકારણ હી હમારે મત્થે મઢ દિયા ગયા હૈ...પ્રયોગ કા કોઈ વાદ નહીં હૈ । હમ વાદી નહીં રહે, નહીં હૈ । ન પ્રયોગ અપને આપમે ઇષ્ટ યા સાધ્ય હૈ । ઠીક ઉસી તરહ કવિતા કી ભી કોઈ વાદ નહીં હૈ; કવિતા ભી અપને આપમેં ઇષ્ટ યા સાધ્ય નહીં હૈ । અતઃ હમેં 'પ્રયોગવાદી' કહના ઉતના હી સાર્થક યા નિરર્થક હૈ, જિતના હમેં 'કવિતાવાદી' કહના."

તેમ છતાં એ દશકાની કવિતા માટે 'પ્રયોગવાદ' નામ રૂઢ થયું, જો કે પેલી નિન્દાત્મક અર્થચ્છાયા તેમાંથી નીકળી ગઈ. પણ ૧૯૫૧માં 'દૂસરા સપ્તક'ના આ પ્રકાશન પછી આ પ્રયોગશીલ રચનાઓને 'નયી કવિતા' એવું નવું નામ મળ્યું. પ્રયોગવાદનો જ તે કાલગત વિસ્તાર છે. ૧૯૫૯માં જ્યારે પ્રયાગનારાયણ ત્રિપાઠી, કીર્તિ ચૌધરી, મદન વાત્સ્યાયન, કેદારનાથ સિંહ, કુંવરનારાયણ, વિજયદેવનારાયણ સાહી અને સર્વેશ્વરદયાલ સકસેના—એ સાત કવિઓની રચનાઓ લઈ 'તીસરા સપ્તક'નું પ્રકાશન થાય છે, ત્યારે 'પ્રયોગ'નું લટકણિયું ઝુલાવ્યા વિના જ પ્રયોગશીલ રચનાઓ મળે છે. 'પ્રયોગવાદ' અને 'નઈ કવિતા'—એ બેમાં ફેર શો ?—એવા પ્રશ્નના ઉત્તરમાં માત્ર એટલું કહી શકાય કે છે તો બંને એક જ, પણ પ્રયોગવાદી રચનાઓમાં 'પ્રયોગ' લક્ષ્યમાં હતા, નઈ કવિતામાં 'કવિતા'. આમેય જ્યારે જ્યારે સાહિત્યમાં કોઈ નવી ધારાનો પ્રવેશ થાય છે, ત્યારે તે આત્યંતિક લક્ષણો લઈને આવે છે, અને તો જ પુરાણી ધારા આઘાત સાથે હચમચી જાય છે. પ્રયોગવાદે એ રીતે પ્રચલિત કાવ્યધારાને હચમચાવી હતી.

પ્રયોગની સભાનતાનો પ્રતિઘોષ સપ્તક સિવાયના કવિઓએ પણ ઝીલ્યો હતો. તેમાં 'નકેન' વાદથી પ્રચલિત ત્રણ કવિઓ—નલિની વિલોચન, કેસરીનારાયણ અને નરેશ (નકેન એ ત્રણેના આદ્યાક્ષરથી બનેલ સંજ્ઞા છે)—તેમણે 'નકેન કે પ્રપદ્ય' સંકલન પ્રકટ કર્યું અને તે 'પ્રપદ્યવાદ'ના આંદોલન તરીકે ઓળખાયું. આ પ્રવૃત્તિનું ક્ષેત્ર પટણા હતું. આ કવિઓએ પણ અનેક ઘોષણાપત્રો પ્રકટ કરેલાં અને પ્રયોગની અભિન્નતાને સ્થાપિત કરી. એમના પ્રયોગોમાં ભાષા-વૈચિત્ર્ય ઘણું છે. પ્રયોગવાદની હાંસી ઉડાવવા માટે વારે વારે તેમની રચનાઓમાંથી અવતરણ આપવામાં આવતાં. જો કે અજ્ઞેયના 'સપ્તક'ની તથા 'પ્રતીક'ની પ્રવૃત્તિએ સર્જેલી કવિતાને જેટલી પ્રભાવિત કરી, તેટલી નકેનના પ્રપદ્યવાદે નહિ. વાસ્તવમાં શું પ્રયોગવાદ કે શું પ્રપદ્યવાદ—પોતાની સમયચેતનાને કહો કે યુગીન ચેતનાને અનુરૂપ, સર્જકતાની, અભિવ્યક્તિની મથામણો છે, જે હવે 'વિદ્રોહી પીઢી' 'કબીર પીઢી', 'ભૂખી પીઢી' કે 'અકવિતા', 'અસ્વીકૃત કવિતા' જેવાં નવાં નવાં નામો નીચે આવતા કવિઓના આવેશ, આક્રોશ અને અજંપાભર્યા પ્રયત્નોમાં દેખાય છે.

# પરિશિષ્ટ

## પ્રયોગવાદનું એક ઘોષણાપત્ર

(અજ્ઞેય પ્રયોજેલા પ્રયોગશીલ નહિ. પણ પ્રયોગવાદી શબ્દનો આગ્રહ રાખતા **'નકેન'** વાદીઓ દ્વારા ૧૯૫૨માં પ્રકાશિત)

### પ્રયોગદશસૂત્રી

(પ્રયોગવાદ કે ઘોષણાપત્ર કા પ્રારૂપ)

૧. પ્રયોગવાદ ભાવ ઔર વ્યંજના કા સ્થાપત્ય હૈ.
૨. પ્રયોગવાદ સર્વતંત્ર સ્વતંત્ર હૈ, ઉસકે લિયે શાસ્ત્ર તથા દલનિર્ધારિત નિયમ અનુપયુક્ત હૈ.
૩. પ્રયોગવાદ મહાન પૂર્વવર્તિયોં કી પરિપાટિયોં કો ભી નિષ્પ્રાણ માનતા હૈ.
૪. પ્રયોગવાદ દૂસરોં કે અનુકરણ કી તરહ અપના અનુકરણ ભી વર્જિત સમઝતા હૈ.
૫. પ્રયોગવાદ કો મુક્ત કાવ્ય કી નહીં અપિતુ સ્વચ્છંદ કાવ્ય કી સ્થિતિ અભીષ્ટ હૈ.
૬. પ્રયોગશીલ પ્રયોગ કો સાધન માનતા હૈ, પ્રયોગવાદી સાધ્ય.
૭. પ્રયોગવાદ દૃક્-વાક્યપદીય પ્રણાલી હૈ.
૮. પ્રયોગવાદ કે લિયે જીવન ઔર કોષ કચ્ચે માલ કી ખાન હૈ.
૯. પ્રયોગવાદી પ્રયુક્ત શબ્દ ઔર છંદકા સ્વતઃ નિર્માતા હૈ.
૧૦. પ્રયોગવાદ દૃષ્ટિકોણ કા અનુસંધાન હૈ.

અનુસંધાન ] **એલિયટનું આરંભસ્થાન : કટાક્ષ** [ પૃ. ૨૪૦થી

પણ છે. આ નવીનતાની તુલનામાં પ્રુફ્રોકના પાત્ર-નિર્માણમાં વપરાયલી દૃષ્ટિની નવીનતા જરા ઓછી સનસનાટીભરી, અને છતાં ઘણી દૂરગામી નીવડે છે. એલિયટનાં આરંભનાં લખાણોમાં વ્યક્ત થતી આવી સ્વસ્થ કેન્દ્ર તરફ જોતી, પ્રયોગશીલતાનું લક્ષણ એ છે કે એ કાવ્યમાં વર્ણ કે કલ્પનના ક્રમને બદલવા કરતાં કાવ્ય જે વલણો, જે નૈતિક વલણો પર ઊભું તે વલણોને બદલવા પર વધારે ભાર આપે છે. કાવ્યની કોઈ પણ બાહ્ય વ્યવસ્થાને બદલવા તરફના આરંભ જેટલો જ મહત્ત્વનો આ આરંભ છે. કટાક્ષમાં રસાયલી આ વલણોની શોધ એલિયટમાં આગળ જતાં મૂલ્યોની શોધમાં પરિણમે છે, અને એમ કવિને વિકસવા માટે આ પ્રારંભસ્થાનમાંથી એક દોર મળી રહે છે.

# યુરોપીય કાવ્યમાં પ્રયોગો

ઇલા પાઠક

**સ**દ્ય નૂતનતાનો આગ્રહી જો કોઈ હોય તો તે કવિ છે. જૂનું તેને ખપતું નથી, એક લક્ષણ જુએ તો તેને ઉવેખીને બીજી તરફ ડોકું ફેરવીને ચાલવાનો તેની નેમ હોય છે. શેક્સપિયરને પગલે એક પ્રણાલી સ્થપાઈ તો જ્હોન ડન ડોકું ફેરવીને બીજી તરફ ચાલ્યો. તેણે અને તેને પગલે ચાલનારાઓએ 'પ્રયોગો' કર્યા. શેક્સપિયરે નહોતા કર્યા એવું તો કોણ કહેશે જ ? તેના કરેલા પ્રયોગોનું નાવીન્ય ઓસર્યું એટલે ડનના પ્રયોગો આવ્યા અને તેનું નાવીન્ય ઓસરતાં બીજા પ્રયોગો શરૂ થયા. કાવ્યસાહિત્યનો ઇતિહાસ આમ પ્રયોગોથી, કાવ્યસર્જનની એક પ્રક્રિયામાંથી બીજી પ્રક્રિયામાં જવાની પ્રવૃત્તિથી ભરપૂર છે. કાવ્યરસિકતાનું લોલક એક કવિસમૂહ એક તરફ ખેંચે છે તો તેનો અનુગામી તેને બીજે છેડે લઈ જવા પ્રવૃત્ત થાય છે. તેની પ્રવૃત્તિઓ વિકસે ત્યાં તેના વિરોધનું બીજ રોપાઈ જાય છે. યુરોપના કવિતા-સાહિત્યના લોલકની ગતિ અવિરત ચાલુ જ રહી છે— દરેક જીવંત સાહિત્યમાં રહે જ, કારણ કાવ્ય નૂતનતાનું આગ્રહી છે, કવિની જીવંતતાને તાજગીની આરાધના છે.

આધુનિક કાવ્યપ્રયોગોની શરૂઆત વર્ડ્ઝવર્થ અને કૉલરિજે કરેલા રોમૅન્ટિક પ્રણાલીનાં કાવ્યોથી થએલી ગણાવી શકાય. તેમણે કાવ્યવિષયોની પસંદગીથી માંડીને અભિવ્યક્તિની રીતિ સુધી નવા પ્રયોગો કર્યા. રોમૅન્ટિસિઝમને નામે જાણીતી થયેલી આ નવી રીતિના આરાધકોએ સભાનપણે પુરોગામી નિયોક્લાસિકલ કવિતાનો વિરોધ કર્યો. વર્ડ્ઝવર્થે 'લિરિકલ બૅલડ્ઝ' કાવ્યસંગ્રહની બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં તેની ચર્ચા પણ કરી. બુદ્ધિગમ્ય, ચમત્કૃતિઓથી ચકિત કરતી, લંડનના સમાજજીવન પર કટાક્ષોક્તિઓ કરતી, ઉપદેશ દેવાનો આડંબર કરતી, વારંવાર વપરાઈને ઘસાઈ ગએલાં કલ્પનો, રૂપકો અને શબ્દસમૂહોમાં જ રાચ્યા કરતી એક જ છંદ-રચનામાં ઢાળેલી નિયોક્લાસિકલ રીતિને સ્થાને તેમણે પ્રેરણા પર આધારિત, કલ્પનાથી ઓપતી, ગ્રામ-જીવનનું સમભાવથી નિરૂપણ કરતી, તાજગીભરી, સાદી અને સ્વાનુભવની વાણીમાં સુબદ્ધ કવિતાની રચના કરી. લંડન તેમને કદરૂપું, ધમાલિયું અને ઘોંઘાટિયું લાગતું. તેની અવગણના કરીને તેમણે અનેક દિશાઓમાં કલ્પનાને દોડાવી બાળપણનું, બાળપણમાં માણેલા ગ્રામપ્રદેશના અનુભવોનું, નિસર્ગ-સૌંદર્યનું ઐતિહાસિક ભૂતકાળમાં ડૂબકી મારી તે સમયના માનવીઓનું અને જીવનરીતિનું, સ્વપ્નમહ્યા ભવિષ્યનું અને કલ્પનાજનિત એવા અસામાન્ય—અલૌકિક તત્ત્વોનું નિરૂપણ કર્યું. આ બધું નિરૂપવા માટે તે સૌએ શબ્દ અને છંદના અનેક પ્રયોગો કર્યા. પુરોગામીઓથી આગળ જઈ એક સદી પહેલાનાં કાવ્યસ્વરૂપોને પુનઃ પ્રયોજ્યાં અને તેમ કરતાં નવેસરથી તેમનો કલાદેહ ઘડયો. 'બૅલડ' અને 'ઓડ'ને નવું સ્વરૂપ અપાયું. 'સૉનેટ' અને 'એલિજી'ની પુનઃ પ્રતિષ્ઠા થઈ. અનેક પ્રકારની કાવ્યકડીઓ, અનેક પ્રકારના છંદોમાં રજૂ થઈ. કૉલરિજે 'ક્રિસ્ટા-બેલ'માં નવા છંદનો અખતરો કરી જોયો. વર્ડ્ઝવર્થે પદ્યમાં આત્મકથા (The Prelude) રજૂ કરી તો બાયરને પદ્યમાં નવલકથા ('Don Juan') રજૂ... તેમનાં કાવ્યોનાં પ્રસ્રવસ્થાન આ કલ્પના, ... અને તેમનો અહં. સ્વકેન્દ્રી સ્વૈરવિહારી ...

ઉન્મેષો પ્રયોગરૂપે પ્રગટ્યા.

વર્ડ્ઝવર્થની અનુગામી ટેનિસનની પેઢીએ પૂર્વજોની પ્રણાલી ચાલુ રાખી. વર્ડ્ઝવર્થે પાડેલી કેડી હવે ધોરી માર્ગ બની, તેમાં ઉમેરણો થયાં પણ નવી કેડી પડી નહિ અને વર્ડ્ઝવર્થનાં નિસર્ગવર્ણનોને વધુ વિગતોથી તેના અનુગામીઓએ સભર કર્યાં. કોલરિજની જેમ અલૌકિક સૃષ્ટિનાં સર્જન કર્યાં, ઊર્મિઓને બહેલાવી બહેલાવીને નિરૂપી, વાણીને મઠારી મઠારીને રૂપકડો ઘાટ આપ્યો અને તેમ કરતાં કવિતાને લાયક વિષયવસ્તુ ખોળવામાં અને કવિતાને લાયક શબ્દભંડાર અલગ તારવવામાં પ્રવૃત્ત થયા. કવિતાને મર્યાદા બંધાઈ, ધોરી રસ્તો ધરેડ જેવો થઈ પડ્યો, પોચટ લાગણીવેડામાં કવિ સરતો ગયો, સુષ્ઠુ સુષ્ઠુ કવિતાના સર્જનમાં રોમૅન્ટિક પ્રયોગોનો અંત આવ્યો.

આથી ઓગણીસમી સદીના અંત તરફ કવિઓને કાવ્યસર્જનમાં નવા પ્રયોગો કરવાનું સૂઝ્યું. કલા ખાતર કલાની ઘોષણા કરીને તેમણે કાવ્યમાં પ્રયોગો આદર્યા. નીતિ ખાતર કે ઉપદેશ ખાતર કાવ્ય નહીં જ જોઈએ એવું દૃઢપણે માનતા આ કવિઓએ કાવ્યના સ્રોત તરીકે પ્રેરણા પર કાવ્યની સુરેખ આકૃતિ પર અને કાવ્યની સંગીતમયતા પર ભાર મૂક્યો. ફ્રાન્સમાં બૉદલેરે અમેરિકન સર્જક એડગર એલન પોના મત સાથે સંમત થઈ 'pure poetry'ના ખ્યાલની રજૂઆત કરી. બૉદલેરનાં કાવ્યો રજૂ કરતાં ગોતિયેએ આ ખ્યાલોને વિશદ કરી બતાવ્યા અને તેમાં કાવ્યમાંના સંગીત અને કાવ્યની આકૃતિથી ઊઠતા સંવેદનોમાં રહેલા સામ્ય પરત્વે નિર્દેશ કર્યો.

મલાર્મેનાં કાવ્યોથી આ કાવ્યપ્રણાલીનો યુગ શરૂ થયો, વર્ણન કરતાં સૂચનમાં શબ્દોની અભિધા કરતાં લક્ષણા અને વ્યંજનામાં અને આદર્શ સૌંદર્યની આરાધનામાં જ કાવ્ય સમાયું છે એવું તેણે પોતાનાં સર્જનો દ્વારા સિદ્ધ કર્યું. સીધું કહી દેવામાં કાવ્ય નથી, પણ કોયડો ઉકેલાતો હોય તેમ સૂચન પર સૂચન ઉમેરાતાં જાય અને ધીમે ધીમે કથન વિશદ થતું જાય તેનું નામ કાવ્ય. મેલાર્મે કહેતો 'કાવ્ય એટલે જ કોયડો.' તેને ઉકેલવાની મજા તે જ સાચો આસ્વાદ. પ્રતીકો અને રૂપકો, પ્રાસ અને **વાક્યરચનાને** તેણે મનસ્વી રીતે પ્રયોજ્યાં. કાવ્યનો ધર્મ કલ્પનાને સચેત કરવાનો છે એમ સમજીને મેલાર્મે ખપ પૂરતાં શબ્દો જ પ્રયોજતો. શક્ય તેટલાં સૂક્ષ્મ પ્રતીકોનો ઉપયોગ કરતો અને વાક્યરચના સીધી કે પૂરી કરવામાં તો તે માનતો જ નહીં—ક્રિયાપદને પણ ક્યારેક તરછોડી દેતો. સ્વાભાવિક છે કે દુર્બોધતા આવાં કાવ્યોનું એક લક્ષણ બને.

મેલાર્મે દર મંગળવારે સાંજે પોતાના ઘરમાં દેશપરદેશના કવિમિત્રોને મળતો અને કાવ્યચર્ચા કરતો. તેવી ચર્ચામાં વારંવાર ભાગ લેવા જતા એક આંગ્લ કવિવિવેચક આર્થર સીમેન્સે પ્રતીકવાદી પ્રયોગોનો પરિચય ઇંગ્લૅન્ડના કવિઓને કરાવ્યો. ઇંગ્લૅન્ડમાં પ્રતીકવાદને એલિયટે આવકાર્યો. સમકાલીન સંવેદનોનાં થોડાંક પાસાંની સૂક્ષ્મ રૂપકપ્રતીકોની ભાત દ્વારા રજૂઆત કરવાનો પ્રયત્ન કરવાની શરૂઆત તેમણે કરી. એલિયટે કહેલું કે 'સાચી કવિતા સમજાય તે પહેલાં અનુભવી શકાય.' કદાચ એમ કહીએ કે સમજાય પણ તેના તત્ત્વને ગ્રહી શકાય નહીં. ઇંગિત અને સંગીતનો સહકાર, રૂપક અને પ્રતીકની ગોઠવણી, રંગ અને સંવાદિતાની મેળવણી કાવ્યમાં નજરે ચડે, અને કવિનો 'મૂડ' રજૂ કરે.

પ્રતીકવાદી પ્રયોગો ફ્રાંસમાં ૧૮૯૦ના અરસામાં વિપુલપણે થયા. શરૂઆત ૧૮૭૬ લગભગ થઈ ગણાય. ઓગણીસમી સદીનો અંત આવતાં ફ્રાંસમાં પ્રયોગોની દિશા બદલાઈ, ઇંગ્લૅન્ડમાં પ્રથમ વિશ્વયુદ્ધ પછી જ તેના વધુ પ્રયોગો થયા.

પ્રથમ વિશ્વયુદ્ધ પહેલાં ઇંગ્લેન્ડમાં અંગ્રેજ અને અમેરિકન કવિઓના સહકારથી ટી. ઈ. હ્યુમના કાવ્યના સિદ્ધાંતને અનુસરીને પ્રયોગો થયા. વિક્ટોરિયન પુરોગામીઓની એક જ લઢણે ચાલતી, લાગણીવેડામાં સરી પડતી, ફિક્કી, ઝાંખી કાવ્યપ્રવૃત્તિના વિરોધમાં ચાહે તે વિષય પર કાવ્ય કરવાની નેમ જાહેર કરીને, નવા લય ઊભા કરી, સામાન્ય ભાષામાં કથનને ઢાળી, કેન્દ્રમાં વિશદ, અર્થસભર નક્કર કલ્પન મૂકી કવિતા કરવાના પ્રયોગો કવિઓએ કર્યા. કેન્દ્રમાં આવતા કલ્પનને લીધે આ પ્રયોગોને નામ અપાયું કલ્પનવાદી—'Imagist'—કવિતા. આવા કાવ્યને છંદના બંધન હોય નહીં; ફક્ત એક દૃશ્ય વસ્તુને કે વિષયને બરાબર જોઈએ તો રૂપક દ્વારા, ટીકાટિપ્પણ વિના રજૂ કરવાની તેમાં પ્રવૃત્તિ છે. ક્યારેક એ જુદાં જુદાં દૃશ્ય અનુભવો પાસે મુકાઈને પણ કલ્પનવાદી કાવ્ય બને છે. એઝરા પાઉન્ડનું એક 'કલ્પનકાવ્ય' આવાં કાવ્યોમાં અર્થસભરતાની દૃષ્ટિએ ખૂબ ખ્યાતિ પામ્યું છે :

IN A STATION OF THE METRO

The apparition of these faces in the crowd,
Petals on a wet, black bough.

**મેટ્રોના સ્ટેશન પર**

માનવસમૂહોમાંના આ ચહેરાઓની ભૂતાવળ
ભીની, કાળી, ડાળ પર પુષ્પપાંદડીઓ.

વાદ તરીકે કલ્પનવાદ બહુ ટકે એવું હતું નહીં, પ્રયોગો પણ પાંચેક વર્ષ (૧૯૧૨ થી ૧૯૧૭) જેટલા સમયગાળામાં જ થયા. પણ તેથી આધુનિક કવિતામાં વિશદ, ચોટદાર, અર્થસભર કલ્પન આવશ્યક બની ગયું. કલ્પનની કવિતામાં અસરકારક રૂપક દ્વારા જીવનતત્ત્વ પર વેધક પ્રકાશ પાડતો કવિ વાચકને અનન્ય અનુભવ તરફ દોરે છે.

આથી કલ્પન કાવ્યના એક અંગ તરીકે વિજ્ઞાનયુગમાં અનેક ઓથારો તળે ચંપાતા કવિને પોતાનાં મૂલ્યોની રજૂઆત કરવામાં ખૂબ કામ આવ્યું છે. કલ્પનવાદી કાવ્યોમાં ચિત્રો છે, રૂપકો છે, કલ્પન છે પણ કશું વધારાનું નથી. ચિત્ર હોય, રૂપક ન પણ હોય. જો છંદ વાપર્યો હોય તો સંપૂર્ણપણે આવશ્યક અને અર્થદ્યોતક હોવો જ જોઈએ. કલ્પનની રેખાઓને ધૂંધળા કરે એવી કોઈ વિગત તેમાં ન જ હોવી જોઈએ.

ક્યારેક એમ લાગે કે નક્કર કલ્પનની ખોજમાં કવિ ઊર્મિને તો ક્યાંક ભૂલી જતો નથી ને! બોલવાની ભાષા પ્રયોજતાં ક્યાંક સંગીતને ઉવેખતો નથી ને! કલ્પનવાદી કવિઓનાં કાવ્યોનું ઘડતર બોલાતા શબ્દના નાદ પર આધારિત રહે છે—મોટેથી વાંચતાં જ તેની પૂરી અસર જામે છે. કાવ્ય વાંચવાની નહીં પણ સાંભળવાની કલા છે એ વાત પર ભાર મુકાય છે. ઊર્મિસભરતા માટે આ એક નમૂનો.

ટી. ઈ. હ્યુમનું કાવ્ય, શીર્ષક છે :

Fantasia of a fallen gentleman on a cold bitter night on the Embankment. (૧૯૦૯)

**અત્યંત ઠંડી રાત્રિએ પાળ પર પડેલા સજ્જનની ગીતરચના**

Once, in finerse of fiddles found
I ecstasy,
In a flash of gold heels on the hard pavement.
Now see I

That warmth's the very stuff of poesy.
Oh, God, make small
The old star-eaten blanket of the sky,
That I may fold it round me and in comfort lie.

એકવાર સખત ફૂટપાથ પર સોનેરી એડીઓના ચળકાટમાં
વાદ્યોના સૂક્ષ્મ વિવેકમાં મને લાધી હતી રસસમાધિ.

હવે જોઉં છું
હૂંફ જ કાવ્યનો એકમાત્ર સંભાર છે.
ઓ ઈશ્વર,
તારાઓથી ખવાઈ ગએલા
આ જૂના નભધાબળાને
નાનો બનાવી દે
કે મારી આસપાસ તે ઓઢી લઈ
ચેનથી પડ્યો રહું.

પ્રથમ વિશ્વયુદ્ધ પછી તરત જ ૧૯૧૯માં ફ્રાંસમાં ઝ્યુરીચથી આવેલા નવા તુક્કાઓને આધારે નવા પ્રયોગો થયા. નિયમનનું નામ નહીં, આદર્શો શું કે રૂઢિઓ શું સઘળું ફગાવી દેવું, કોઈ જાતની રૂંધામણ જોઈએ જ નહીં. આ વાદનું નામ આપ્યું 'ડાડા વાદ' અને તેમના શબ્દભંડોળમાં અગત્યનો શબ્દ nothing. કાવ્યમાં અને ચિત્રકલામાં આ વાદને આધારે થયેલા પ્રયોગોમાં બહુધા collage 'કોલાજ'ની રીતિ જ દેખાય છે. ઇંગ્લેન્ડમાં આ વાદની અસર એલિયટ અને પાઉન્ડના કાવ્યોમાં જણાય છે. શબ્દો અને રૂપકોને કોઈ પણ તાર્કિક સંબંધ જોડ્યા વિના બાજુબાજુમાં મૂકી દઈ ને કાવ્ય સાધતા આ કવિઓએ ચીલાચાલુ કલ્પનો અને સર્વસ્વીકૃત વાક્ય-રચનાઓને તિલાંજલિ આપવામાં જ શ્રેય માન્યું.

૧૯૨૧માં 'ડાડાવાદ'ની જિંદગી પૂરી માનીને તેને વિધિસર દફનાવી દેવાયો અને નવા વાદ (surrealism)ના નામ હેઠળ નવા પ્રયોગો શરૂ કર્યા. surrealismના પ્રયોગશીલ કવિઓએ અજ્ઞાત મનની ચાલનાને કાવ્યમાં ઉતારવા પ્રયત્ન કર્યો. એવા કાવ્યમાં દેખીતી રીતે તર્કનો અભાવ લાગે તેમ છતાં તર્કહીનતા (illogicality) ન હોય, ચિત્તને તર્ક કે કાર્યકારણ ભાવથી વ્યક્ત કરી તેનું પ્રતિબિંબ પાડ્યું હોય. ફ્રેન્ચ કવિ આન્દ્રે બ્રિટને તો હિપ્નોસીસની અસર તળે રહીને આપમેળે કાવ્ય સર્જાય એવા પ્રયોગ પણ કરી જોયા. પરાવાસ્તવવાદ તરીકે ઓળખાતા આ વાદના પ્રયોગો શરૂ થયા કાવ્યસર્જનથી પણ તેની અસર નવલકથા અને નાટક પર લાંબા સમય-ગાળા સુધી રહી જણાય છે. (તેમાં યુજીન આયોનેસ્કો અને સેમ્યુઅલ બેકેટ જાણીતા છે.)

વીસમી સદીની શરૂઆતમાં, ૧૯૧૪ના અરસામાં જર્મનીમાં ચિત્રકલામાં આગવો પ્રયોગ શરૂ થયો જે expressionism–અભિવ્યક્તિવાદ–તરીકે ઓળખાયો. વાસ્તવવાદના વિરોધમાં, 'દુનિયા છે તેવી દેખાય છે, તેને પ્રતિબિંબિત કરવાની શી જરૂર ? એમ કહેતાં કવિઓએ સ્વમાં નજર કેન્દ્રિત કરી, અંદર ઊઠતી ઊર્મિઓને રજૂ કરવા હામ ભીડી; કલાનું કેન્દ્ર કૃતિ નહીં, પણ કલાકાર બન્યો. 'કલા ખાતર કલા' નહીં, 'જીવન ખાતર કલા' પણ નહીં. નીતિનિયમોના, સ્વરૂપ–આકૃતિના આગ્રહો છોડી દઈ માનવમનની અંદર રહેલા સત્ત્વને–તત્ત્વને કલાદેહ આપવાનો જ નિર્ધાર આ કલાકારોએ કર્યો. પોતાના ચિત્તમાં જે ઊગે તે કલાકાર પ્રગટ કરે. બાહ્ય જગત પર કલાકારના દર્શનનું આરોપણ થાય. આમ, આત્મગત ઇન્દ્રિય-જ્ઞાનનું આત્મલક્ષી વર્ણન તે અભિવ્યક્તિવાદી સર્જન.

સામાન્ય જન જેને વાસ્તવિકતા કહે છે તેની સાથે તેને સંબંધ નથી. તેની કૃતિમાં દરેક વિગત અંતરમાંથી બહાર આવીને અભિવ્યક્ત થઈ છે, તેની કલા સ્વાભાવિક રીતે જ સ્વકેન્દ્રી છે. તેનું દર્શન ક્યારેક થોડું વિકૃત પણ લાગે છે. આ વિકૃતિ સામાન્ય રીતે વિરોધ કે ક્રાંતિની નિદર્શક બને છે (નાટકમાં અભિવ્યક્તિવાદના પ્રયોગો આક્રોશ અને ચિત્કાર રજૂ કરે છે. જાણીતા નાટ્યકારોમાં સ્ટ્રીન્ડબર્ગ અને વેડેકાઇન્ડ. નવલકથાકારોમાં આ વાદની અસર દોસ્તોયૂવ્સ્કીમાં જોવા મળે છે.)

અભિવ્યક્તિવાદી કવિને અગમ્ય આકર્ષે છે, યંત્ર અને સમકાલીન બનાવોથી તે નાસે છે. સામાન્ય જનના અસ્તિત્વને સ્પર્શનારી મૂળગત વાતો લઈને આખી દુનિયાનો અર્થ ઘટાવવામાં મશગૂલ રહેનારી સ્વાનુભૂતિની અહીં અભિવ્યક્તિ છે. કવિની વાણીમાં આક્રોશ કે ચિત્કાર છે કેમ કે તેની પાછળ અત્યાનંદ કે તીવ્ર નિરાશાનો અનુભવ છે. રહસ્યો ઉકેલવા મથતાં તે પોતે જ રહસ્યમય બની જાય છે. ક્યારેક તે વિકૃતિ તરફ, ક્યારેક અત્યુક્તિ તરફ, ક્યારેક અમૂર્ત તરફ અને હંમેશ સુરેખ આકૃતિના ધ્વંસ તરફ તે ધસે છે. તેનો અજંપો તેની વાણીને ધારદાર બનાવે છે.

સ્ટ્રેમનું નીચે આપેલું કાવ્ય આ કવિઓની એક શબ્દનાં ટૂંકાં વાક્યોનો ઉપયોગ કરતી રીતિનું ઉદાહરણ છે :

### વિષાદ

ડલંગતું, મથતું
જીવન વાંછે છે.
થથરતી, ઊભતી
નજરો ખોળે છે.
મૃત્યુ અંકુરે છે.
આગમન
ઉંકારે છે !
રુદન
અવાક
અમે.

આજના કવિઓમાં પ્રતીકપ્રીતિ, તર્કનો અભાવ અભિવ્યક્તિ પર ભાર, શબ્દનો મનસ્વી ઉપયોગ પંક્તિરચના પર દુર્લક્ષ વગેરે સામાન્ય લક્ષણો થઈ પડ્યાં છે. એક અનુભૂતિ, વૈયક્તિક, તીવ્ર અને ઊર્મિતંત્રને હલાવી નાખે તેવી તેના મૂળમાં હોય (જેમ કે સીલ્વિઆ પ્લાથનાં કાવ્યો) કે જીવનને સમજવાની મથામણ કરતાં ઊર્મિ અને તર્કને ઠેકાણે પ્રતીકનો ઉપયોગ કરી સામાન્ય બનાવોમાં અનંત અર્થનો ભાર ભરી દેવાની (જેમ કે રોબર્ટ ક્રીસ્ટન કાવ્યો) તેમાં પ્રવૃત્તિ હોય. પ્રયોગશીલતા પણ ભારોભાર દેખાય, વિરામચિહ્નોને ફગાવી દેવાં આડુંઅવળું છાપીને, વ્યાકરણ અને વાક્યરચનાના નિયમોને અવગણતાં રૂઢ રીતિઓ સામે બળવો કરીને આત્મગત અનુભૂતિ રજૂ કરવાનો પણ આજના કાવ્યોમાં આગ્રહ દેખાય છે.

Blues,
(bp Nichol)

```
      L   e
      o   e
  L o v e
    o e  v o L
 Love    o
   e v o L
 e  o
e   L
```

('Blues' : મૂળ અમેરિકન હબસીનું ગીત)

dsh

treepoem

how we turn out to be related




bp Nichol (કૅનેડા) અને dsh (ઇંગ્લેંડ) (Dom Sylvester Hoedard)ને દેખીતી રીતે જ શબ્દો પ્રયોજવાની ચીલાચાલુ રીત પસંદ નથી, ડાબાથી જમણી તરફ જ શા માટે વંચાય ? જમણીથી ડાબી, ઉપરથી નીચે, નીચેથી ઉપર તરફ એમ વાંચીએ તો ? ચિત્રાત્મકતા તો ખરી જ ઉપરાંત ધીમે ધીમે અર્થ સ્ફુટ કરે એવી આ કાવ્યરીતિમાં પહેલાં તેનું સ્વરૂપ અને પછી શબ્દોના સ્વીકૃત અર્થો ચિત્તને ઘેરી લેતાં એક અજબ પ્રકારની તાણ વાચક અનુભવે છે. કવિને વધુ કાંઈ જોઈતું નથી. વાચકમાં સાહચર્ય પ્રેર્યું એથી વધુ કોઈ પણ કવિને જોઈએ પણ શું !

છેલ્લી સદીના પ્રયોગોમાં વૈચિત્ર્ય અને વૈવિધ્ય બંને જોવા મળે છે. કાવ્યની વ્યાખ્યા જાણે કે કંઈક બદલાઈ જતી દેખાય છે. કૃતિને બદલે કલાકાર કેન્દ્રમાં આવ્યો છે. સહેજે સમજવાની ઉતાવળ કરનારો વાચક પ્રવેશી ન શકે એવો પ્રપંચ ગોઠવાયો લાગે છે, દુર્બોધતા તો તેમાં હોય જ ને ! કવિના આત્માનું તલ પામવાનું છે ને !

સાથે સાથે પાછો વર્ડ્ઝવર્થે ચીલા પાડેલા તેવાં કાવ્યો પણ સર્જાય. નવી કેડીઓના ખ્યાલો તેમાં સમાવાય, અર્થસભર પ્રતીક ડોકિયું કરે તો ક્યાંક અગમ્યને અભિવ્યક્ત કરવા કવિ શબ્દોને તોડવા માંડે, વાક્યને નચાવવા માંડે. બધા જ પ્રયોગો ક્યાંક ક્યાંક ક્યારેક હાથ પણ મિલાવી દે છે—અને પાછો નવો પ્રયોગ ?!

સંદર્ભ ગ્રંથો :


1. Encyclopedia of poetry and poetics.
2. A Glossary of Literary Terms–M. H. Abrams.
3. A Dictionary of Literary Terms–I. A. euddon.
4. 20th century poetry and poetics. edited by Gary Geddes.
5. The Background of Modern poesy.—I Isaacs.
6. The Oxford Companion to French Literature.
7. Dictionary of World Literature ed. I. T. Shipley.

# એલિયટનું આરંભસ્થાન : કટાક્ષ

દિગીશ મહેતા

લખાતી આવતી કવિતાની રીતિ કરતાં જુદી રીતે લખવું છે એવો કાર્યક્રમ લઈ આવતી કલમોનો આરંભકાળનો ફાલ સવિશેષ રસપ્રદ હોવાનો આમાંય, જન્મે અમેરિકન, પણ પસંદગીએ અંગ્રેજ બનેલા, ટી. એસ. એલિયટ (૧૮૮૮–૧૯૬૫) તો વળી એક એવી પ્રતિભા હતા કે જેને આમ જુદી રીતે લખવું એ સભાન ઉદ્દેશ કરતાંય આંતરિક જરૂરિયાતનો વિષય હતો. આ સાથે એલિયટના કાવ્યપ્રવેશના સમયનો ઐતિહાસિક સંદર્ભ પણ વિશિષ્ટ પ્રકારનો હતો. પાઉન્ડ, જોયસ્, લોરેન્સ— એમ એકથી વધુ પ્રતિભાઓનો આરંભકાળ પણ લગભગ એ જ હતો, અને પાઉન્ડના સંબંધે બને છે તેમ ક્યારેક તો એ એલિયટની સાથે સક્રિય રીતે ગૂંથાતો જોવા મળે છે. કંઈક આવી પાર્શ્વભૂ આગળ એલિયટની કારકિર્દિના શરૂઆતના ગાળાને જરા નજીકથી જોવા અહીં પ્રયાસ કરીએ.

અહીં પહેલી પ્રતીતિ આપણને એ વાતની થાય કે એલિયટનું પ્રાયોગિક પાસું એ એકથી વધુ તંતુઓનું બનેલું સંકુલ છે. આવું દરેક કવિના દાખલામાં નથી ય બનતું. દાખલા તરીકે, અમેરિકન કવિ વૉલ્ટ વ્હિટમન (૧૮૧૯–૧૮૯૨) પણ એક નવો જ ચીલો પાડનાર અને એ રીતે પ્રભાવક કવિ છે. એમનું વિષયવસ્તુ એમને સ્વની વિસ્તરતી રેખાઓમાંથી મળ્યું છે. એમ એ રેખાને અનુસરતાં આ કવિ આધ્યાત્મિક અનુભૂતિની સીમાઓ સુધી પહોંચે છે. આમ, આગામી દાયકાઓ સુધી હજુ ન ખૂટે એવો અનુભવપ્રદેશ એમણે ખોલી આપ્યો. એમના 'સૉંગ ઑફ માયસેલ્ફ'ની ૧૮૫૫થી આરંભ કરી સખ્યાબંધ આવૃત્તિઓમાં તેમણે પોતાના એ આત્મવિસ્તારની, વિકાસની, સવિગત નોંધ આપી. અને છતાં એલિયટની તુલનામાં વ્હિટમનની પ્રયોગશીલતાનો પ્રકાર પ્રમાણમાં સાંકડો કહેવાય.

આ દૃષ્ટિએ આરંભકાળના એલિયટનાં કાવ્યોનું કદાચ સહુથી આગવું લક્ષણ એ એમાં વ્યક્ત થતી એમની કટાક્ષવૃત્તિ, એમની 'આયરની' છે. વળી, જો આ કટાક્ષવૃત્તિ એલિયટને લગભગ જન્મજાત છે, એને જાણે કે એ લઈ ઊતર્યા છે, તો પણ તેને એ એકાંગી રીતે વળગી નથી રહેતા. તેમની વિલક્ષણતા એ છે કે પોતાની આ કટાક્ષવૃત્તિ ખુદનું પણ જાણે કે તે શોધન કરે છે, અને તે માટે તે વૃત્તિનું, જેમ તેમના અન્ય પ્રતિભાવોનું પણ, અન્ય કવિઓમાં જાણે કે સમર્થન શોધે છે. કટાક્ષવૃત્તિને લાગેવળગે છે ત્યાં સુધી તેમને આ સમર્થન ફ્રેન્ચ કવિ લાફોર્ગમાં (૧૮૬૦–૧૮૮૭) મળી રહે છે. એલિયટનાં આરંભનાં કેટલાંક કાવ્યો આ રીતે લા ફોર્ગની અસર નીચે લખાયેલાં છે.

પ્રાયોગિક લેખાયેલી કૃતિઓના પાયામાં કવિ–કવિ વચ્ચેનું કેવું આદાન–પ્રદાન હોય છે તેનો મજાનો દાખલો એલિયટ—લાફોર્ગ સંબંધમાંથી મળી રહે છે. અને વળી અહીં તો અમેરિકી, અંગ્રેજ અને ફ્રેંચ એમ ત્રણ સંસ્કાર–સાહિત્યના પ્રવાહો એકબીજામાં મિશ્ર થતા જોવા મળે છે.

એલિયટે લાફોર્ગ પાસેથી નાટ્યાત્મકતા, મહોરાંનો ઉપયોગ અને છંદમુક્તિ જેવાં અન્ય તત્ત્વો પણ ઝીલ્યાં છે. લા ફોર્ગની કટાક્ષવૃત્તિ પણ જો એલિયટ ઝીલે છે તો એ સીધેસીધી નહીં. પણ આ તંતુને છૂટો પાડી

જાણી જોવા જેવો લાગે તો એ કારણથી કે કટાક્ષ, અને કટાક્ષનો આવો કેન્દ્રવર્તી ઉપયોગ, એ આમેય ગુજરાતી કે ભારતીય કે પછી વિશાળ અર્થમાં એશિયાઈ સાહિત્યનું એક ખૂટતું તત્ત્વ જણાયું છે.

લાફોર્ગની કટાક્ષ નિપજાવવાની વિશિષ્ટ શૈલીમાંથી એલિયટે પોતાને ખપનાં તત્ત્વો કઈ રીતે મેળવ્યાં હશે તેની અટકળ કરવા એક દાખલો લઈએ. લા ફોર્ગનું એક કાવ્ય છે : 'કમ્પ્લેઇન્ટ ઑફ ધ પુઅર નાઈટ-એરન્ટ' એટલે કે એક મુહતાજ નાઈટ અથવા પ્રેમશૌર્યથી અંકિત એવા શૂરવીર)ની ફરિયાદ'. કાવ્યમાં નાઈટ 'હજુ ઉઘાડ'ને ઊંબરે ઊભેલા નારીસમૂહને, પંદર વર્ષે હજુ હવે પહોંચતા પેટિકોટ્સને ઉદ્દેશી પૂછે છે : તમારામાં કોને મારા હૃદય આવાસોમાં આવવાની, પ્રવેશવાની મહેચ્છા છે ? પછી એ આવાસોના વૈભવોનું વર્ણન કરે છે : એમાં શ્વેત પુષ્પોનાં પૂંજોની શ્રેણિમાળાઓ છે. એમાં અગ્નિશિખા સમી સીડીઓ છે, એમાં ઘેનભરી વિથિઓ છે...એમ એમાંના વિલાસો કેવા હશે, એનું રોમાંચક વર્ણન કરી અંતે કહે છે કે આટઆટલાં પ્રલોભનો આપ્યાં પણ એ સુંદરીઓમાંનું કોઈ સાંભળતું નથી. તો શો ઉપાય ? હું તો આ ચાલ્યો મારાં પોસ્ટર્સ લઈ, કોઈ જેને સમજ્યું નહીં એવો કહો કે એક ઊંટવૈદ, ગરીબ બિચારો હું સેન્ડવિચવાળો...

આ સાથે એલિયટનુ 'પ્રુફ્રોક' જેનું આખું શીર્ષક છે : 'ધ લવ સૉંગ ઑફ જે. આલ્ફ્રેડ પ્રુફ્રોક' એ મૂકી જોઈએ. સહેજે સામ્ય જણાશે. એલિયટના કાવ્યમાં આ વખતે એક આધેડ વયના કંઈક ભીરુ, પણ સંવેદનશીલ પ્રુફ્રોક નામે એક સજ્જન, ત્યાં સ્થિત એક સન્નારીની આગળ પોતાનો પ્રણય પ્રગટ કરવાનું, એનો પ્રસ્તાવ મૂકવાનું, લગભગ નક્કી કરે છે, અને પછી માંડી વાળે છે. વિચારે છે : કંઈ નહિ, જવા દો, એથી શું વળત ?...

એલિયટના કાવ્યના પ્રુફ્રોક પણ લા ફોર્ગના નાઈટની જેમ પોતાની પ્રણયોર્મિની વિફલતાને સમજી સ્વીકારી તે પર હસી શકે છે, અને છતાં પોતાની લાગણીઓ વ્યક્ત કર્યા વગર તે રહી શકતા નથી. પ્રુફ્રોકનું પ્રણયગીત, આમ, આત્મભાન અને આત્મવંચના વચ્ચે તોળાયલું રહે છે. બન્નેય – લા ફોર્ગનો નાઈટ અને એલિયટનો પ્રુફ્રોક–આમ તો કવિનાં મહોરાં છે. એલિયટના કાવ્યને સમગ્રતયા જોઈએ તો પ્રુફ્રોકના પાત્રનું નિર્માણ એનું એક જ પાસું છે. અને કાવ્યમાંની પ્રાયોગિકતા તો તેથી આગળ સંખ્યાબંધ બીજા સ્તરોએ ફેલાતી રહે છે. પણ પ્રુફ્રોક નામે એક મહોરું સર્જવું, વળી તેને કટાક્ષથી વીંધેલું બનાવી, એલિયટે કેટલો બધો માર્ગ કાપી નાખ્યો ?

એક રોમૅન્ટિક ઢબે ચીતરાયલો પ્રેમી હોય અને તેની સાથે આપણો તંતુ જે પરંપરાગત પ્રતિભાવથી તરત જોડાઈ જાય તેવું અહીં નથી બનતું. લા ફોર્ગનો નાયક ગરીબ, 'પુઅર', છે, તો એલિયટનો પ્રુફ્રોક પણ આધેડ વયે, હવે વળતાં પાણીનો, આથમતો આશક છે. પાત્રનિર્માણમાં ચડેલો આ પહેલો જ વળ કાવ્યને દુર્બોધ બનાવે છે. પણ આ જ કાવ્યમાં અન્યત્ર વ્યક્ત થતી દુર્બોધતા એક–બે કારણોથી આગવી છે. આ દુર્બોધતા જો એલિયટની પ્રયોગશીલતાનું જ એક પાસું છે તો આ પ્રયોગ આ વખતે નવી રીતિ, શૈલી કે નિરૂપણ–પદ્ધતિને બદલે નવા વિષયવસ્તુને સિદ્ધ કરવાની દિશામાં આગળ વધે છે, બીજું આ વિષયવસ્તુની ખોજમાં પણ તે ઉદ્વિગ્નતાનો એટલે કે ટ્રેજિકનો, કરતાં પ્રસન્નતાનો, કૉમિકનો આધાર લે છે. આ જ કાવ્યમાં આવી પાત્રગત દુર્બોધતા ઉપરાંત કાવ્યપંક્તિમાં અપેક્ષિત સ્વાભાવિક ક્રમિકતાને તોડવાથી જાગતી દુર્બોધતા

(અનુસંધાન પૃષ્ઠ ૨૩૨)

# યોગ-પ્રયોગ

સુમન શાહ

મનુષ્યકૃતિ હોય એટલે એને કશું ને કશું પ્રયોજન તો હોય જ, પછી એ કલાકૃતિ ય કેમ નથી. આકારવાદીઓને કે પ્રતિકલાવાદીઓને પણ આ વાત લાગુ પડે છે, ઘટનાવાળાને જેટલી લાગુ પડે છે, તેટલી ઘટનાના લોપવાળાને પણ લાગુ પડે છે. એ પ્રયોજન કાં તો પ્રચ્છન્ન હોય કાં તો સ્પષ્ટ; એક જ કૃતિમાં પ્રયોજનનું આ બેવડું રૂપ પણ હોય, બલકે એક જ કૃતિમાં એકથી વધુ પ્રયોજનો હોઈ શકે, તેમાંનાં કેટલાંક સ્પષ્ટ હોય કેટલાંક પ્રચ્છન્ન. આટલી સાદી ભૂમિકાએ કલામાત્ર પ્રયોગ છે, સર્જનમાત્ર સપ્રયોજન, સહેતુક છે.

અને છતાં, પ્રયોજન કે હેતુનું સ્વરૂપ અહીં જરા જુદું હોય છે. એક પદાર્થવિજ્ઞાની પોતાની લેબમાં જે રીતે કોઈક સિદ્ધાંતને સારું જે પ્રયોગ કરતો હોય છે અને પોતાની અટકળોને ચકાસતો હોય છે તેવું અહીં બનતું નથી. એક સમાજ-વિજ્ઞાની કશીક નિયમાવલિને કોઈ એક સમાજમાં પ્રવેશાવરાવીને જે રીતે મૂર્ત થતી જોવા તલસે તેવું અહીં બનતું નથી. બધાં વિજ્ઞાનો સપ્રયોજન છે અને ત્યાં પ્રયોજન–પ્રક્રિયા–પ્રયોગ–પરિણામની એક ઘણી ચુસ્ત ચોક્કસ પદ્ધતિએ બધું તંતોતંત બરાબર નીવડી આવે તેવો એક શાસ્ત્રીય વ્યાપાર પ્રવર્તતો હોય છે. કલામાં સાવ એવું નથી. કાવ્યવ્યાપારનું સ્વરૂપ જરા જુદું જ છે. બ. ક. ઠા. છંદને 'પ્રવાહી' બનાવવાનો કે ઉમાશંકર જોષી મનુષ્યવાણીની બધી લઢણોને વિશે નમનીય એવું પદ્ય નીપજાવવાનો જે 'પ્રયોગ' કરે; કે સુરેશ જોષી 'મારો પ્રયત્ન ઘટનાનો બને તેટલો લોપ કરવાનો છે' એમ કહી જે 'પ્રયત્ન' કરે કે કશુંય કહ્યા વિના લાભશંકર શબ્દ સાથે યુ ચડવાની લાચાર 'રમત'ને કોરા કાગળ પરની બૂમ રૂપે છાપી આપે, ત્યારે તેઓ બધા કશુંક સહેતુકભા કરે છે. તેઓ માત્ર 'સર્જન' કરે છે, 'લીલા' કરે છ 'રમત' કરે છે એમ કહી શકાતું નથી. કરવા ખાત એવું કરે છે તો તેઓ બધા સુજ્ઞોની નજરનો સ્પ થતાંવેંત ઉઘાડા પડી જાય છે, ખાલી ખાલી ખખ છે, આથડે છે, એમ ખુલ્લું પડ્યા વિના ર શકતું નથી.

આમ, જોવા જઈએ તો કલાકૃતિમાંનું પ્રયોજ કદી અછતું રહેતું નથી, તે પોતાના હોવાપણાન હમેશાં ચાડી ખાય છે કૃતિનો ચહેરોમહોરો જ બધું કહી આપે છે. એટલે કલાઓને હમેશાં કશી પ્રયોજનબુદ્ધિને વરેલી કલાઓ તરીકે જુદી તારવ લેવી ઘટે—'પ્રયોગ'ને નામે ઠલવાયા કરતા એક ભરચ ઉકરડામાંથી એને ઉગારી લેવી ઘટે. આપણ જમાનામાં વિવેચનાએ વાસ્તવમાં તો પ્રયોજ વિનાની ઠાલી કૃતિઓને ઓળખી લેવાની ખા જરૂર છે. હજારોની કલમે લખાતી કવિતા, જે વાસ્તવ તેમ ન હોવા છતાં, પ્રયોગનું લેબલ લાગતાં તરવા લા અને પ્રવૃત્તિ વિસ્તરવા લાગે, અથવા વિસ્તરે એવું લાગે, તો ચિંતાનાં અનેકાનેક કારણો છે સેંકડો પત્રિકાઓ અને પ્રયોગને ધ્યેય કરતા તેમાંન કવિઓ આગવી તપાસનો વિષય બનવા જોઈએ સર્જનને વરેલા કાવ્ય આદિનાં સામયિકોમાં પ્રગટત રહેતા 'પ્રયોગો'ની નુકતેચીની થવી ઘટે આપણ ખબર ન પડે તેમ બહુલતા અને વિસ્તારોને પથારાઓને જ આપણે 'વિકાસ' ગણતા થઈ જઈએ એવું પ્રેસ અને પબ્લીસિટીની રાજકારણીમાં તરેહોમ બનવું અસંભવ નથી.

અને આપણે ત્યાં આજે એમ બની જ રહ્યું છે. કૃતકતા અને કલા વચ્ચેનો જગજૂનો ઝગડો આપણા સંદર્ભમાં બરાબરનો ઊપસી આવ્યો છે. મલકે તેમની ભરપુર ભેળસેળ થઈ રહી છે. કલાકારનુ પ્રયોજન વસ્તુતઃ કૃતકતાનો નાશ કરનારું અને અનેકશઃ કલાની દિશામાં મંડાયેલું હોય છે. 'અગેય છંદોરચના' વડે કે 'ઘટનાતત્ત્વના લોપ વડે' તે સર્જનપ્રક્રિયાને વધુ ને વધુ સહજ, અકૃત્રિમ અને ચૈતન્યશીલ રાખવા મથતો હોય છે. સંભવ છે કે તેના આ પ્રયોગમાં તેને સફળતા ન યે મળે; અને છતાં એની પ્રયોગનિષ્ઠા જ સર્વથા સ્પૃહણીય નીવડી આવે. રેનેસાં અને તે પહેલાંના સમયોની કલાઓ વધુ ને વધુ પ્રશિષ્ટ, સંશ્લિષ્ટ અને અવિચ્છિન્ન સ્વરૂપની હતી. ત્યાં પ્રયોગ અને પરિણામને વિશે કશી સભાનતાઓ સર્જનપક્ષે કે વિવેચનપક્ષે ઝાઝી નિર્ણાયક નીવડી નહોતી; જીવન સાથેની જ તેની વ્યાવર્તકતાઓ સ્પષ્ટ થઈ નહોતી. પણ વિજ્ઞાન અને ટેક્નોલૉજીના વિકાસની સાથોસાથ કલાઓ પણ વધુ ને વધુ રોમૅન્ટિસિસ્ટ વલણોવાળી, વિશ્લિષ્ટ અને છિન્નવિચ્છિન્ન તરેહોમાં પોતાનો માર્ગ કરતી રહી. આજે તો કલામાં થતો ગંભીરસ્વરૂપ પ્રયોગ પોતે જ મૂલ્ય મનાયો છે. એટલે નોંધ ગંભીરતાની કે સર્જકના ઉદ્યમની જ લેવાની રહે છે, વિવેચના પરિણામને હિસાબે પ્રયોગોને કે પ્રયોગશાીસોને મૂલવે એ આપણા સમયનો અતિચાર બની બેસે છે. સર્જનને 'અપૂર્વ'-વસ્તુ લેખવાનું કે કલાને નિષ્પ્રયોજન લેખવાનું અથવા તો એને 'આનન્દ' જેવા લોકોત્તર પ્રયોજન સાથે સાંકળવાનું પહેલેથી બનતું આવ્યું છે. છતાં, તે માત્ર સભાન પ્રવૃત્તિ છે અને તેમ જ લેવાવી ઘટે એ વીસમી સદીની એક બુલંદ અવાજે રજૂ થયેલી માંગ છે. કવિતાદેવી જમણો હાથ ઝાલીને જે લખાવે તે કાવ્ય જ હોય એવી પ્રેરણા-વાદીઓની વારતા હવે ટકી શકે એવા કોઈ જ સંજોગો બચ્યા નથી. આ ભૂમિકાએ તો પહેલી પંક્તિયે ઈશ્વરદત્ત નથી—શબ્દમાત્ર માનવીય છે ને એને એ રૂપે આત્મસાત્ કરવા-કરાવવામાં કશી બાધા આજે રહી નથી.

તો પછી, પ્રયોજનનું સ્વરૂપ શું ? પ્રયોગ કોને કહેવો ?-એવા પ્રશ્નો નવેસરથી જાગવાના. આપણે એક તરફથી સર્જનને 'અહૈતુક નિર્માણની પ્રવૃત્તિ' લેખીએ, તેને 'લીલા' ગણીએ ને બીજી તરફથી 'વિલીનીકરણ' કે 'લોપ-તિરોધાન' જેવાં વાનાં સભાનભાવે સિદ્ધ કરવા નીકળીએ (સુ. જો.)-તો આ વિરોધી વિધાનોને કેમ ઘટાવવાં ? અનેક આધુનિકોએ અને નવ્ય વિવેચનાના ગાળા દરમ્યાન અનેક વિવેચકોએ કલાને 'સ્વાયત્ત' અને 'સ્વતઃસિદ્ધ' લેખવાની સાથોસાથ એક પદાર્થ તરીકે 'છટકિયાળ' અને 'અનિર્વચનીય' લેખી હતી. અનેક આધુનિક સર્જકોએ પોતાની કલા પાછળનાં પ્રયોજનોને નિર્દેશવાની 'ના' પાડી હતી, આજે પણ તેને વિશેના પોતાના અજ્ઞાતભાવને વર્ણવવામાં જ સર્જકોને લિજ્જત આવે છે, કહો કે, પ્રામાણિક કેફિયત આપ્યાનો આનન્દ આવે છે. તો શું આવાં વિરોધી વિધાનો તેમના ઢોંગ કે દંભનાં સૂચક છે ? બીજી તરફ આપણે જોઈએ છીએ કે આપણી સદીમાં જ કલાએ વધુ ને વધુ ભાવે ટેક્નિકનિર્ભર અને પ્રયોગશીલ બનતી આવી છે-શૈલીનવીસોએ રચેલા અનેક નુસખાઓ ઉત્તરોત્તર નોંધપાત્ર બનતા રહ્યા છે. શબ્દના બીજા શબ્દ સાથેના યોગની, વાસ્તવના બીજા વાસ્તવમાં થનારા રૂપાંતરની અનેકાનેક તદબીરો, હિકમતો વીસમી સદીની સાહિત્યકલાની નોંધપાત્ર એવી ઐતિહાસિક ઘટનાઓ છે – પછી તે જૉય્યસની 'સ્ટ્રીમ ઑવ કૉન્સ્યસનેસ'ની પદ્ધતિ હોય કે happening જેવાં પ્રતિકલાવાદી સંકર કલારૂપોની કોલાજ-ઍસેમ્બ્લાજ

પદ્ધતિઓ હોય; તે 'ઍબ્સર્ડ'ને ચીંધનારું ધીંગું નાટ્યશાસ્ત્ર હોય કે પછી માધ્યમને જ લાચારભાવે અપનાવતા બૅકેટનું Linguistic labyrinth હોય. આ વિકાસો એમ દર્શાવી આપે છે, કે સર્જન સહેતુક છે, પ્રયોગ જ છે; ને છતાં કલાઓ લીલા છે, નિર્હેતુક છે. આ વિરોધ છે કે વિરોધાભાસ? તેનું શું સ્વરૂપ?

આનો સીધો ઉત્તર એ છે કે કલાવ્યાપારમાં જોવા મળેલાં પ્રયોજનો હમેશાં કામચલાઉ રહ્યાં છે, સર્જનપ્રવૃત્તિને ધારનારાં નિમિત્તોને રૂપે પ્રતીત થયાં છે. સર્જનને જો લીલા કે ક્રીડા, રમત, લેખીએ તો રમતના નિયમો કે તેની પૂર્વશરતોનો તો સ્વીકાર કરવો જ પડવાનો. પણ રમતવીરો જેમ નિયમોને માટે જ નથી રમતા તેમ પ્રયોજનોને વરેલા સર્જકો નિયમો પાળવાને માટે જ નથી લખતા. તેઓ નિયમો પાળે પણ છે અને નથી પણ પાળતા. 'પ્રયોજન અહીં જડએ-સલાકભાવે ચરિતાર્થ કરીને જ રહું' એવી ચુસ્તતા તો સર્જનને હણીને જ સિદ્ધ કરી શકાય. ખરેખર તો, કલાકારો પોતાની પ્રવૃત્તિની સામે કશોક સંકલ્પ મૂકે છે ત્યારે એ સંકલ્પ કદી પણ નિર્ણાયક બનીને માથે ચડી ન બેસે તેની પૂરી તકેદારી રાખવામાં આવે છે. એટલે નિયમોથી જેમ રમત વધુ પડકારવાળી બને છે તેમ આવા સંકલ્પોથી સર્જનપ્રવૃત્તિ વધારે પ્રાણભરપુર અને ચૈતન્યસભર બની આવે છે. સર્જકે પોતાના પર સ્વેચ્છાએ લાદેલી આ હેતુપરાયણતા એની રમતના આનન્દને વધારી મૂકે છે, એ રમતના ભોક્તા ભાવકને પણ કલાની વિશિષ્ટ ને લાક્ષણિક છટાઓવાળી પદ્ધતિએ આનન્દ આપે છે. દોડવાની અને અવરોધો ઓળંગીને દોડવાની – બંને જાતની હરીફાઈઓ હોઈ શકે. તેમની વચ્ચેના ભેદ અહીં સાધારણ કલાપ્રવૃત્તિ વચ્ચેના ભેદની સદૃશ્ય હોય છે એમ જો સ્વીકારીએ, તો કલામાંના પ્રયોજનનું સ્વરૂપ હાથ આવે. એવી ભૂમિકાએ કલાકારનાં સંકલ્પો અને પ્રયોજનોની કોટિ aesthetic volitionની કોટિ છે. અહીં motivated aestheticism નહીં, પણ aesthetic motivation પ્રવર્તે છે. પરિણામે અહીં તમામ સાહિત્યિક મૂલ્યોને કે પ્રકારોને આવશ્યક પ્રવર્તે છે. પરિણામે અહીં તમામ સાહિત્યિક મૂલ્યોને કે પ્રકારો માળખાને રૂપે ઘટાવાય છે. નહિ કે એને વશ વર્તીને બધું ચોકઠાંઓમાં ઢાળી અપાય છે. આ સંદર્ભમાં વર્ણોનાં નિશ્ચિત સ્થાનો કે ધ્વનિમાપો ધરાવતો અક્ષરમેળ વૃત્ત પણ પાળવા જેવી શરત છે તો અછાંદસની અતન્ત્રતા પણ પાળવા જેવી શરત છે – બંને ઉપકરણો છે ને બંનેને વિશે સર્જક સર્વથા મુક્ત છે. ફર્ક એટલો જ છે કે માળખાંઓમાં રહીને કે માળખાંઓને ફગાવી દઈને કલાકાર જે મુક્તિ હાંસલ કરે છે તેનો કેટલાક કલાકારો સુન્દર હિસાબ આપતા હોય છે, તો કેટલાક બેજવાબદારભાવે ઉડાઉ પુરવાર થતા હોય છે. કાલિદાસ કે શેક્સ્પિયરની જેમ નાટકના પૂર્વવર્તી નિયમોનો ભંગ તેમના બીજા કોઈ સમકાલીનોએ પણ કર્યો હશે, ને છતાં ઇતિહાસ માત્ર એમને જ ઓળખે છે, એમને જ ઓળખાવવા માગે છે. કલાઓ તત્ત્વાર્થમાં લીલાસ્વરૂપ છે પણ અહીં લીલા થવા દેવાની નથી, કરવાની છે. આમ, સર્જન સહેતુક હોવા છતાં નિર્હેતુક કેવી રીતે હોઈ શકે?–માં વંચાતો વિરોધ વિરોધ નથી બલકે વિરોધાભાસ છે, એટલે કે સત્યને રજૂ કરવાની એક લાક્ષણિક પદ્ધતિ છે.

અહીં આનુષંગિક પ્રશ્નો થશે કે પ્રયોગ શા માટે? કઈ અનિવાર્યતાથી? પ્રયોગ કોણ કરી શકે? સાહિત્યનો કે કવિતાનો અથવા કોઈ પણ સર્જનાત્મક

સાહિત્યપત્રિકાનો તન્ત્રી ટહેલ નાખે અને એને ઢગલાબંધ રચનાઓ મળી આવે, અને મોટાભાગની 'પ્રયોગ' હોય, ત્યારે પ્રયોગશીલ કૃતિનું આ સાચુકલું રૂપ શોધવાનું મુશ્કેલ બની જાય છે. આપણે ત્યાં 'પ્રયોગ' 'અજમાયેશ'ની દશાએ ન્યૂન થઈ આવ્યો છે એવું અનેકાનેક નવોદિતોની 'પ્રયોગશીલ' રચનાઓના સંદર્ભે કહી શકાય. કેમ કે, 'આ એક પ્રયોગ છે' એવા વિધાન સાથેની કવિપદવાંચ્છુની વિનંતી કેટલીકવાર તો, માત્ર કવિતા રચી જોવાની અમસ્તી અજમાયેશ જ હોય છે! એટલે 'કાવ્ય રચવાનો પ્રયોગ' અને 'કાવ્યમાં પ્રયોગ' એ બે વાનાં વચ્ચેની ભેદકતાને પ્રમાણીને જ તારતમ્યો પર આવી શકાય. આવું તારતમ્ય કોણ કરે? જેના હાથમાં તાજી રચના નિવેદિત થઈ તે તન્ત્રી? તે છપાઈને વાચક પાસે પહોંચી તે વાચક? કોણ? શબ્દનો શબ્દ સાથે યોગ રચવાની પદ્ધતિ ભાષાના સાધનને રૂપે માનવસંસ્કૃતિમાં નોંધપાત્રભાવે સ્થિર થઈ આવી છે. ભાષાની એ પરંપરાગત પદ્ધતિમાં કવિ જ્યારે પોતાની રીતે કશોક પ્ર-યોગ વાંચ્છે છે, ત્યારે પ્રયાણ સાહિત્યિકતાની દિશાનું હોય છે. સાહિત્ય ભાષા એ અર્થમાં દ્વૈતિયિક કક્ષાની સંકેતપદ્ધતિ છે અને એ દ્વૈતીયિક વ્યવસ્થિતિમાં સમર્થો વડે વધુ ને વધુ પ્રયોગબુદ્ધિની કક્ષાઓ જન્મતી રહે છે. આનો અર્થ એ થયો કે ભાષાની પરમ્પરાગત વ્યવહારુ ભૂમિકાની પ્રાથમિક સંકેતપદ્ધતિનું જેને બરાબરનું જ્ઞાન હોય તે જ સાહિત્યભાષા સરજી શકે, અને સાહિત્યભાષાની દ્વૈતીયિક પદ્ધતિને જે બરાબર ઓળખતો હોય તે જ સાહિત્ય-પ્રયોગો કરી શકે.

સાહિત્યસમાજમાં સાહિત્યિકતાનાં જે ધોરણો, વલણો સ્થિર થઈ આવ્યાં હોય છે તેવી પરમ્પરામાં ઊભા રહીને જ પ્રયોગો કરી શકાય. પ્રયોગ એ રીતે પરમ્પરાની છેલ્લામાં છેલ્લી વર્તમાન ક્ષણ છે.

સાહિત્યસર્જનને સારુ ભાષાનો દ્રોહ તે જ કરી શકે જેણે ભાષાની ક્ષમતાઓને બરાબર માણી-પ્રમાણી જોઈ છે. અચ્છાંદસ્ દ્વારા લયલબ્ધિનો પ્રયોગ કરવાનો હક્ક છંદ દ્વારા તેમ કરી ચૂકેલાને જ હોઈ શકે; સમીકરણાત્મક ભાષા લખી જોનારને જ પ્રતીકાત્મક કે કલ્પનપ્રચુર ભાષાભૂમિકામાં પ્રવેશ હોઈ શકે; ચૌદ પંક્તિમાં અનેક રચનાઓ કરી જોયા પછી જ પંદર કે તેરનું સૉનેટ રચવાની ચેષ્ટા થઈ શકે; વાસ્તવખચિત નવલ સર્જ્યા પછી જ પરાવાસ્તવની કે અસમ્બદ્ધની વાત કરવી ઠીક લાગે. સંભવ છે કે પ્રતિભાબળે કરીને કોઈ સીધેસીધું જ અહીં રજૂ થયેલાં ઉત્તરવર્તી સ્થિત્યન્તરોમાં પહોંચી જાય. પણ તેવી રહસ્યમયતાઓમાં વિવેચનાને ફસાવી ન રખાય. સાહિત્યક્ષેત્રે સાહિત્યપ્રકારો (genres)ની શરતો પડેલી છે, રૂપો કે આકારો (forms)ની શરતો પડેલી છે, અને સવિશેષ તો કૃતિની સંરચનાઓ (structures)ની શરતો પડેલી છે:




સાહિત્યાકૃતિ: એક પદ્ધતિ

(અનુસંધાન પૃ. ૨૭૩)

# ડિલન ટૉમસ

નલિન રાવળ

અર્વાચીન ઊર્મિકવિતાનો સુવર્ણ અધ્યાય એટલે ડિલન ટૉમસની કવિતા. આ સદીના એક શ્રેષ્ઠ ઊર્મિકવિ તરીકેની તેની પ્રતિષ્ઠા અભિનવ કાવ્યશૈલી દ્વારા તેણે પ્રકટ કરેલ ચિરંતન માનવીય સત્યો પર નિર્ભર છે. કવિનું અંતરંગ વ્યક્તિત્વ નિર્બંધ મનોર્મિઓના છલછલતા સાગર ઉપર અદ્ધર તોળાયેલ કમનીય ઝંઝાભર્યા તરંગ સમું હતું. વેલ્સની લોકભાષામાં ડિલનનો અર્થ થાય છે તરંગ—wave. સમુદ્રતરંગ સમી પ્રકૃતિવાળો આ કવિ અંગ્રેજી કવિતા ઉપર અપરિમેય મોહિની પાથરી ગયો. તેની કવિતાનું અધઝાઝેરું સૌંદર્ય શબ્દ આકલનમાંથી પ્રકટતા જાદૂઈ સ્વમાધુર્ય પર નિર્ભર છે. માર્લો, શેક્સપિયર, કિટ્સ અને હોપકિન્સમાં અંગ્રેજી ભાષાનું જે તિલસ્મી સંગીત સંભળાય છે તે સંગીત આ સદીમાં ડિલન ટૉમસની કવિતામાં છલછલી ઊઠ્યું. વેલ્સનું દરિયાકાંઠાનું ગામ સ્વાનઝીએ કવિની જન્મભોમ. ડિલનની રક્તશિરાઓમાં આમ ઘૂઘવતા દરિયાનું અને ટેકરીઓ પરનાં વૃક્ષો ઉપર સુસવાતા ઝંઝાનિલોનું સંગીત. કવિતાને કંઠોપકંઠ જીવંત રાખતી લોકકવિઓની પરંપરા વેલ્સમાં છે. વેલ્સની લોકકવિતામાં સંચિત થયેલી વાગ્મિતાની અનેકવિધ છટાઓ ડિલનની કાવ્યબાનીમાં પ્રકટી છે. ડિલનમાં કાવ્યપઠનની કળા તેના સર્વોત્તમ સ્વરૂપે પ્રકટ થયેલી. હેન્રી ટ્રીસે એક ઉપમા દ્વારા કવિકંઠનો જાદુ આમ વર્ણવ્યો છે. શ્રોતાઓ ઉપર પોતાના અવાજની ચળકતી સુવર્ણજાળ તે ફંગોળતો He flung the glittering golden net of his voice. બીજા વિશ્વયુદ્ધ વેળાએ લંડનનગરી નાઝી વિમાનોએ ઝીંકેલા બોમ્બસથી ધમધમી ઊઠતી ત્યારે પ્રજાજનો મધરાતે જાગીને એકકાને ડિલન ટૉમસના કાવ્યવાચનના કાર્યક્રમો બી. બી. સી. પર સાંભળતા. ડિલન પોતાના તેમજ અન્ય કવિઓનાં કાવ્યોનો પાઠ જાહેરમાં કરતા. અમેરિકાના પોતાના પ્રવાસ દરમિયાન એક હૉલમાં તેમણે ઈ. ઈ. કમિંગ્ઝના એક કાવ્યના પઠનનો આરંભ કર્યો. કમિંગ્ઝ સામે શ્રોતાવર્ગમાં. ડિલનના એક એક ઉચ્ચારણે શબ્દના અંતરાલમાં રહેલું અણપ્રીછ્યું કાવ્યસંગીત આખાયે હૉલમાં પથરાતું આવ્યું. સ્વયં કમિંગ્ઝને માટે પોતાના કાવ્યને ઓળખવું તે એક વિરલ અનુભવ હતો. કાવ્યને આ રીતે નોંધે છે કે કાવ્યપાઠ પછી હૉલ છોડી તે બહાર ચાલ્યા આવ્યા અને ફૂટપાથ પર તેઆમથી તેમ આંટા લગાવતા રહ્યા કેમ કે ડિલનનો અવાજ તેમના મનમાં ઘુમરાતો રહેલો. અમેરિકાની ચાળીસ યુનિવર્સિટીઓમાં તેમજ અન્ય અનેક સ્થળે આ કવિના કાવ્યવાચને અદ્ભુત આકર્ષણો જગાવેલાં. કવિનો અવાજ તો તેમના મૃત્યુ સાથે વિલિન થઈ ગયો. પણ તેમની કવિતાનો અમર્ત્ય અવાજ આજે પણ એટલો જ તાજો છે. આ અવાજ વિશ્વકવિતાનો એક સાચો અવાજ છે.

આજે ડિલનની કવિતાને અંગ્રેજી ઊર્મિકવિતાની જટિલ, સંકુલ અને બહુવિધ લક્ષણો ધરાવતી પરંપરાના એક વિલક્ષણ અંશ તરીકે જોવામાં આવે છે. ડિલનની કાવ્યભાષા સમગ્ર અંગ્રેજી કાવ્યભાષાના સંસ્કારોથી પરિષ્કૃત છે. આ કવિના બહુ ચર્ચિત શબ્દકલ્પનો, શબ્દપ્રયોગો, શબ્દસમાસો અને લયસંયોજનોનો સંબંધ શેક્સપિયર, ડન, બ્લેઈક,

સ્વિનબર્ન, હોપકિન્સ અને યેટ્સની કાવ્યસૃષ્ટિ સાથે છે. હોપકિન્સે પ્રયોજેલ 'સ્પ્રંગરિધમ'ની સીધી અસર વિવેચકો ડિલનના લયસંવિધાન પર જુએ છે.

બ્લેઈક, વર્ડ્ઝવર્થ અને યેટ્સને પોતાની શિશુવયની સ્મૃતિઓ પ્રત્યે જેવું દુર્નિવાર આકર્ષણ હતું તેવું દુર્નિવાર આકર્ષણ ડિલને પોતાની શિશુવયની સ્મૃતિઓ પ્રત્યે અનુભવેલું. ડન અને હોપકિન્સની કવિતામાં એક ભૂમિકાએ ધર્મપ્રેરિત પ્રશ્નોનો જે સંઘર્ષ જોવા મળે છે તેવો ધર્મપ્રેરિત પ્રશ્નોનો સંઘર્ષ ડિલનની કવિતામાં પણ એક ભૂમિકાએ જોવા મળે છે. અને અંગ્રેજી કવિતાના બે મહાન વિષયો, કહો કે જગતની કવિતાના બે મહાન વિષયો—પ્રેમ અને મૃત્યુ —ડિલનની પ્રથમ રચનાથી લઈ અંતિમ રચના લગી સતત ધ્વનિત થતા રહ્યા છે. આમ, ડિલન ટૉમસની કવિતા પારંપરિક અંગ્રેજી કવિતાની—પારંપરિક યુરોપીય કવિતાની છંદગત તેમજ વસ્તુગત લાક્ષણિકતાઓ સારવતી ચાલે છે.

આ સદીના આરંભે લંડનનાં વિવિધ સાહિત્યિક વર્તુળોમાં નવીન કાવ્યઉપકરણોના સંદર્ભમાં, કાવ્યસ્વરૂપ અને કાવ્યવસ્તુના સંદર્ભમાં તેમજ કવિ, કવિત્વ અને સમાજને સાંકળતા પ્રશ્નોના અનુલક્ષમાં સળંગ સંવાદો થતા રહેતા. બૉદલેર, માલાર્મે, વાલેરી આદિના કાવ્યસિદ્ધાંતોની ત્યારે ઘણી મોટી અસર. એઝરા પાઉન્ડ, હ્યુમ, લૉરેન્સ આદિ કવિજનોએ ચિત્રાત્મકતા ઉપર ઝોક મૂકતી અને પ્રતિરૂપો દ્વારા મનુષ્યચિત્તની સંકુલતા પ્રકટ કરતી રચનાઓ આપવાનું આંદોલન ચલાવ્યું. આ કવિજનોએ બૉદલેરે પુરસ્કૃત કરેલી પ્રતીકાત્મક કવિતાની દિશામાં જવાનો પુરુષાર્થ કર્યો. એલિયટે આ સમયના કાવ્યચિંતનને સામે રાખી અર્વાચીન નગર સંસ્કૃતિની નારકી ભૂતાવળમાં શ્વસતી પ્રુફ્રોક જેવી વ્યક્તિઓનાં આત્મસંઘર્ષનું પ્રતીકાત્મક આલેખન કર્યું. એલિયટે કાવ્યમાં ભાર મૂક્યો તેમણે પ્રયોજેલી આ બે સંજ્ઞાઓ ઉપર – દૃશ્ય પ્રતિરૂપો, શ્રાવ્ય પ્રતિરૂપો, Visual imageries, Auditory imageries. ડિલન ઉપર એલિયટની કાવ્યવિચારણાની અસર છે. આ પછી 'ન્યૂ કન્ટ્રી ગ્રુપ' તરીકે ખ્યાત બનેલું કવિજૂથ ઑડનની રાહબરી તળે બહાર આવ્યું, સામાજિક–રાજકીય સંપ્રજ્ઞતા પર આ કવિજનોએ ભાર મૂક્યો. ક્યારેક બૌદ્ધિક મનોયત્નો સમી લાગતી આ કવિતાએ બોલચાલની ભાષાને વિશેષ લક્ષ્યમાં લીધી. ઑડન, લૂઈસ, મેક્નીસ અને સ્પેન્ડરની ખ્યાતી આવતી કવિતાનો આ કાળ યુદ્ધગ્રસ્ત યુરોપનો સામાજિક છિન્નભિન્નતાનો પણ કાળ હતો. ક્યૂબીઝમ–દાદાઈઝમ–સર્‌રિયાલિઝમ, જે આમ તો ચિત્રકળાની સાથે સીધો સંબંધ ધરાવે છે તે કવિજનોની કવિતાના અનુલક્ષમાં વિશ્લેષાવા લાગ્યા. ડિલનની કવિતા ઑડન આદિની કવિતાની સામા છેડાની છે એમ કહેવાય છે તેમાં તથ્ય છે, પણ ડિલને ઑડનની કાવ્યરચના–રીતિનો અભ્યાસ કર્યો છે અને કેટલાક વિવેચકોએ ડિલનનાં અમુક કાવ્યો પર ઑડનશૈલીની અસર જોઈ છે. ડિલનની કવિતાનો સંબંધ ત્યારે અસ્તિત્વમાં આવેલા અતિવાસ્તવવાદ–Surrealism– સાથે જોરશોરથી જોડવામાં આવેલો. મનુષ્યના મનોનેપથ્યમાં ચાલતી સંપ્રજ્ઞાત–અસંપ્રજ્ઞાત વિચારપ્રક્રિયાનું સ્ફુટ–અસ્ફુટ દૃશ્યરૂપ ડિલનની કવિતામાં છે. વળી, વાસ્તવજગતનાં પરિમાણો તોડી નાખતાં સ્વપ્નદશાનાં આલેખનો પણ ડિલનમાં છે. પણ આ ઉપરથી આ કવિતાને સર્‌રિયલ કહેવી કે કેમ તે પ્રશ્ન છે. વળી, તે જાણીતું છે કે સર્‌રિયલ ચિત્રકળાની સંજ્ઞા છે, કવિતાની નહીં. ડિલનનો પ્રવાસ અંધકારના પડો ભેદી અજ્ઞાત સૃષ્ટિનાં અંતરંગ તત્ત્વોને આલોકિત કરવાનો છે–કવિતાની ચિરદ્યુતિથી શૈશવ–યૌવનની સ્મૃતિઓએ જગવેલી કરુણસુંદર રક્તઝંઝા એટલે

ડિલનની કવિતા. આ સ્મૃતિઓ સાથે એકરૂપ થતાં શિશુકલ્પનો, યૌનકલ્પનો, ખ્રિસ્તી ધર્મને અવલંબી ચાલતાં પારંપરિક ઈશુકલ્પનો અને માનવીય જીવન-યાત્રાનાં અનેક રહસ્યો અકબંધ રાખી ચાલતાં પુરાણકલ્પનો પર ડિલનની કવિતા ઊભી છે.

૧૯૩૪માં સન્ડે રેફ્રિ કવિશ્રેણીમાં પ્રકટ થતા કવિઓમાં ડિલનનો ક્રમ બીજો હતો. કવિની છબી કે પ્રસ્તાવના વિનાના ડિલનના પ્રથમ કાવ્યસંગ્રહમાં રોકડાં અઢાર કાવ્યો હતાં. સંગ્રહનું નામ પણ સાદું '૧૮ કાવ્યો'. આ પછી બીજો સંગ્રહ પ્રકટ થયો તેનું નામ પણ સાદું '૨૫ કાવ્યો'. આ પછી બીજા બે સંગ્રહો પ્રકટ થયા તેનાં નામ વિશિષ્ટ 'ધ મેપ ઑફ લવ' અને 'ડેથ્સ ઍન્ડ ઍન્ટ્રન્સીસ'. આ ઉપરાંત કવિનાં અન્ય પુસ્તકો – ડિલન્સ', 'કલેક્ટેડ પોએમ્સ', 'અન્ડર મિલ્ક વુડ', 'ક્વાઈટ અર્લિ વન મૉર્નિંગ' કે 'અ પ્રોસ્પેક્ટ ઑફ ધ સી' અને 'ઍડવેન્ચર્સ ઈન ધ સ્કિન ટ્રેડ'.

અઢાર કાવ્યો કવિએ વીસની વયે પ્રકટ કર્યાં. ભાવ અને ભાષા આ બંને દૃષ્ટિએ સંગ્રહનું પ્રત્યેક કાવ્ય સ્વતંત્ર હતું, પણ આખાય સંગ્રહમાં કાવ્ય-વિચાર–કાવ્યઊર્મિનું એક સંપૂર્ણ એકમ રચાતું હતું. મનુષ્યના રક્તમાં ઊછળતી ઉલ્બણ ભાવોર્મિઓ અપૂર્વ લયઉછાળ સાથે અહીં પ્રત્યેક શબ્દના રંધ્ર-માંથી મોટા પ્રસ્ફોટ સાથે ગતિ કરતી – તત્કાલીન કાવ્યસાહિત્યમાં શબ્દની આ આભઉછાળ રમણા અનન્ય હતી. કાળમીંઢ પથ્થરને ફોડીને ધસતા લાવા સમો આ શબ્દબોધ હતો :

Up through the lubber crust of Wales
I rocketed to astonish
The Flashing needle rock of sqatters,
The criers of shabby and shorten
The famous stitch droppers...

હૉપકિન્સમાં સામાસિક શબ્દો અને અર્થવ્યત્યયો જે જાદૂ છે તેનું સ્મરણ કરાવે તેવા સામાસિક શબ્દો–અર્થવ્યત્યયો ડિલનની કવિતાનું લાક્ષણિક પાસું છે : 'Cool-scrubbed cobbled Kitchen' 'hymning a bonnet and brooch and bootlace bow'...' the sloe-black, slow, black, crow-black, fishingboat-bobbing sea.' એલિયટ–ઑડેને પ્રયોજેલ બોલચાલની ભાષાની તદ્દન સામા છેડાની ડિલનની કાવ્યભાષા શબ્દના નાદતત્ત્વ Incantation પર સર્વથા નિર્ભર છે, કવિનો પ્રથમ પ્રેમ શબ્દ છે અને માર્લો, શેક્સપિયર, ડન, હૉપકિન્સ અને ડિલન જેવા કવિઓ શબ્દને છાતીફાડ પ્રેમ કરતા હોય છે.

કવિતામાં શબ્દ અને લયની ગતિ અર્થની દિશામાં થતી હોય છે. કાવ્યબદ્ધ અર્થનાં પરિમાણો જેટલાં સમૃદ્ધ તેટલું કાવ્યત્વ સમૃદ્ધ. કવિતામાં પોતાને પ્રેરનારું તત્ત્વ કયું ? પ્રેમ ? મૃત્યુ ? ધર્મ ? શેને અર્થે હું કાવ્ય રચું છું ? ડિલન કાવ્યારંભે પ્રશ્ન ઉઠાવે છે :

And what is the rub ? Death's feather on the nerve ?
Your mouth, my love, the thistle in the kiss ?
My Jack of christ born thorny on the tree ?
The words of death are dryer than his stiff,
My wordy wounds are printed with your hair.
I would be tickled by the rub that is :
Man be my metaphor,

ડિલનનો કવિતાપ્રવેશ આ પ્રતિજ્ઞાથી થયો. માનવી મારું રૂપક—Man be my metaphor. જન્મથી મૃત્યુ લગી જે પ્રશ્નોની સામે મનુષ્ય ઊભો રહે છે તે પ્રશ્નો ડિલનના પ્રથમ કાવ્યસંગ્રહના કેન્દ્રમાં છે. ગર્ભસ્થ શિશુનો ઉદ્‌ગાર મનુષ્યની ઉત્પત્તિના રહસ્યને સ્ફુટ કરે છે :

Before I knocked and flesh let enter,
With liquid hands tapped on the womb,
I who was shapeless as the water
That shaped the Jordan near my home
Was brother to Mnetha's daughter
And sister to the fathering daughter.

ગર્ભમાં બાળકના રચાતા આવતા દેહની – તે દેહની અંદર આકાર લેતી અજાયબ સૃષ્ટિનો કવિતામાં આમ પ્રથમવાર ઉઘાડ થયો :

I see the summer children in their mothers...
Divide the night and day with fairy thumbs,
...Sunlight paints the shelling of their heads.

ડિલન ટૉમસને ગમતા જ્હૉન ડનના એક ધાર્મિક પ્રવચનમાં મનુષ્યના જન્મ સાથે જ તેનું મૃત્યુ આરંભાઈ ચૂકે છે તેવો ભાવ છે. આપણે જન્મીએ છીએ આપણી કબરની શોધ અર્થે :

'We have a winding Sheete in our Mother's womb, which grows with us from our conception, and wee come (are born) to seek a grave.' ડિલન આરંભની એક રચનામાં મૃત્યુના સંદર્ભમાં આનંત્યને સ્પર્શે છે. ફરી એ જ માતાનું ગર્ભ-વિશ્વ અહીં એ જ આદિ જલપ્રતીકો સાથે આવે છે :

My throat knew thirst before the structure
Of Skin and vein around the well
Where words and water make a mixture
unfailing the blood runs foul;
My heart knew love, my belly hunger;
I smelt the maggot in my stool.

જીવનની સંનિધિમાં મૃત્યુને અનુભવવું એમ નહીં, જીવન જે શક્તિનું સ્વરૂપ છે તે શક્તિ સ્વયં મૃત્યુનું સ્વરૂપ છે. જીવન એ એક એવી ક્રિયા છે જે પરિણમે છે મૃત્યુમાં. નિસર્ગમાં જે નિગૂઢ અજ્ઞાત તત્ત્વ છે અને જે કળીમાં પ્રવાહિત બની ફૂલમાં ફૂટે છે તે જ તત્ત્વ યૌવનને છલાવે છે, તે જ વૃક્ષોનાં મૂળને આહત કરે છે અને તે જ માનવીનો વિધ્વંસ કરે છે. વિશ્વનાં તત્ત્વોને તેમજ મનુષ્યને સંવર્ધતું આ અજ્ઞાત તત્ત્વ વિશ્વ અને મનુષ્યના વિનાશનું કારણ બને તે એક કેવો કરુણ વિરોધાભાસ :

The force that through the green fuse drives the flower
Drives my green age; that blasts the roots of trees
is my destroyer.
And I am dumb to tell the crooked rose

My youth is bent by the same
wintry fever.

ડિલને, આમ, જીવનને મૃત્યુની પડછે જોયું છે. મૈત્રી, પ્રેમ અને યૌવનની લહરમાં આંદોલતું જીવન વ્યથાના ઓથાર તળે આવ્યે એકાએક કેવું વિલુપ્ત થઈ જાય છે! ડિલનની કવિતામાં ચિર આનંદની ક્ષણે ચિર વિષાદની ક્ષણ જન્મે છે. 'ઈન માય ક્રાફ્ટ ઓર સલન આર્ટ'માં ગાતી જ્યોતની પાસે બેસી કાવ્ય રચતા કવિનું – પોતાનું ચિત્ર ડિલને આંક્યું છે. રાત્રિની નીરવતામાં એક માત્ર ચંદ્ર આકાશમાં ભભૂકે છે અને શય્યામાં પ્રેમીઓ પોતાની વેદનાઓને બાહુમાં લપેટી સૂતાં છે ત્યારે ગાતી જ્યોતની સન્મુખ રચું છું મારું કાવ્ય. શા અર્થે? મહત્ત્વાકાંક્ષા છે એટલે? રોટલો રળવો છે એટલે? શબ્દલીલા–મોહિની પાથરવી છે એટલે? ના, આમાંનું કશું જ નહીં. કાવ્ય રચું છું આ પ્રેમીજનો સૂતાં છે તેઓના પરમ ગુહ્ય હૃદય માટે :

In my craft or sullen art
Exercised in the still night
When only the moon rages
And the lovers lie abed
With all their griefs in their arms,
I labour by singing light
Not for ambition or bread
Or the strut and trade of charms
On the ivory stages
But for the common wages
of their most secret heart.

ડિલનનાં કાવ્યો દુરુહ છે. એનાં કાવ્યો કોઈ એક નિશ્ચિત દિશામાં ગતિ કરતાં નથી તેમજ તેનું કલ્પન સળંગ વિકસતું નથી તેવી ટીકાઓ થઈ છે. આના ઉત્તરમાં ડિલને પોતાની કાવ્યપ્રક્રિયા સમજાવતાં કહ્યું છે : A poem by myself needs a host of images, because its centre is a host of images I make one image – though 'make' is not the word; I let, perhaps, an image be 'made' emotionally in me and then apply to it what intellectual and critical forces I possess – let it breed another, let that image contradict the first, make, of the third image bred out of the other two together, a fourth contradictory image, and let them all, within my imposed formal limits, conflict. Each image holds within it the seed of its own destruction and my dialectal method, as I understand it, is a constant building up and breaking down of the images that come out of the central seed, which is itself destructive and constructive at the same time... one of the inevitable conflict of images – inevitable, because of the creative, recreative, destructive and contradictory nature of the motivating centre, the womb of war – I try to make that momentary peace which is a poem.

પ્રતિરૂપ—image—ને લક્ષ્ય કરતી ડિલનની વિભાવના સંકુલ અને મર્મગામી છે. બોદલેર, એઝરા પાઉન્ડ, યુગ અને એલિયટની પ્રતીક-વિચારણા

તેમજ 'સ્કૂલ ઑફ ઇમેજિસ્ટ'ના કર્ણધારોએ હંદેરામાં વિશ્લેષેલી પ્રતિરૂપ–વિચારણાની પડછે ડિલનનો કાવ્ય-વિચાર ઘણો જ આગવો લાગે. વિરલ પ્રયોગદષ્ટિ ધરાવતા કવિ પાસે એનું અંગત કાવ્યશાસ્ત્ર–poetics–હોય છે. ડિલન પાસે આવું અંગત કાવ્યશાસ્ત્ર છે.

ડિલન કૃતિમાં કેન્દ્રનો સ્વીકાર કરે છે એટલે કે પરિધ–circumference–અને કેન્દ્ર–centre–ને આવરતું કાવ્યસ્વરૂપ તે કલ્પે છે. કેન્દ્રથી પરિધ તરફ ચોફેર પુષ્કળ પ્રતિરૂપો ધસે છે કેમ કે તેનું કેન્દ્ર પુષ્કળ પતિરૂપોનું બનેલું છે. કવિ એક પ્રતિ-રૂપ રચે છે. કહો કે કવિના અંતસ્તલમાં ઊર્મિપ્રાણિત પ્રતિરૂપ આકાર લે છે અને પછી બુદ્ધિ વડે તેનું સંમાર્જન કરે છે–આ પ્રતિરૂપ અન્ય પ્રતિરૂપને જન્મ આપે છે. આ પ્રતિરૂપ પ્રથમનો છેદ કરે છે. બેમાંથી ત્રીજું પ્રતિરૂપ જન્મે છે. વળી આ ત્રીજા-માંથી ચોથું વિસંગત પ્રતિરૂપ જન્મે છે અને આ સર્વ કવિઘડયા કાવ્યસ્વરૂપમાં પરસ્પર સંઘર્ષ રચે છે. ડિલન વધુ વિશદતાથી કાવ્યપ્રક્રિયા સમજા-વતા કહે છે કે પ્રત્યેક પ્રતિરૂપમાં તેના વિનાશનું બિજ રહેલું છે. કવિની આ ભાષાકીય રીત—dialectal method–છે. કાવ્યબિજમાંથી વછૂટતાં પ્રતિ-રૂપોનું સર્જન-વિસર્જન સતત ચાલ્યા કરે છે. અને કાવ્યબિજમાં સતત ચાલતી સર્જન–વિસર્જનની સંગત–વિસંગત ક્રિયામાંથી અનિવાર્યપણે પ્રતિરૂપોનું સંઘર્ષાત્મક કલેવર રચાય છે. કવિનો એકમાત્ર પ્રયત્ન આ સંઘર્ષ સામે ક્ષણિક કાવ્યરૂપ શાંતિનું સર્જન કરવાનો છે.

ડિલન કાવ્યને પામવા અર્થે મનના અંતરાલમાં ડૂબકી લગાવે છે, અજ્ઞાતમાં એ ઊંડો ઊતરે છે અને અંધકારવેષ્ટિત પદાર્થને બહાર પ્રકાશમાં આણે છે. કવિતા ડિલનને મન સાન્દોલ ગતિ છે. –પ્રગાઢ અંધકારથી કંઈક પ્રકાશ તરફ જતી. ડિલનની કવિતા વૈયક્તિક સંઘર્ષના આલેખ સમી છે. ડિલન કહે છે કે એની કવિતા અન્ય સૌ જે આ સંઘર્ષથી પરિચિત છે તેઓને ખપની નીવડવી જોઈએ. આંતરિક સંઘર્ષની વેળાએ કવિતા ખપની છે. ડિલનને મન કવિતા આમ સાર્થ પ્રવૃત્તિ છે. મનુષ્યની આંતરિક કટોકટીની ક્ષણે કવિતા જવાબ દે છે. અર્વાચીન અંગ્રેજી કવિતાનો એક મહાન પ્રયોગશીલ કવિ કવિતાને આમ મનુષ્યત્વનું સાર્થ પ્રમાણ માને છે.

કવિનાં કાવ્યોમાં એવી પંક્તિઓ આવવી જોઈએ જે વાંચતા જ મોંઢે ચડી જાય. ડિલનની કવિતામાં દુરાકૃષ્ટ ઘણું છે પણ એણે કેટલાંક સરળ કાવ્યો રચ્યાં છે. 'ધ હન્ચબૅક ઇન ધ પાર્ક'માં એકાકી ખૂંધી વ્યક્તિનું વર્ણન તાદશ થયું છે. ડિલન પોતે નીવડેલો વાર્તાકાર હતો એટલે પાત્રનિરૂપણ એને મન આસાન વાત હતી. વળી, કવિતામાં કથનાત્મક તત્ત્વનો તે જબરો હિમાયતી હતો એટલે કથનોર્મિ-કાવ્યમાં એ પુરબહારમાં ખીલતો. અહીં આ કૃતિ-માંના સાત શ્લોકોમાં ખૂંધા એકાકી પાત્રની બાગમાંની ચર્યા કવિએ નિરૂપી છે. સવારમાં બાગમાં પ્રવેશતા પંખીઓની જેમ તે પ્રવેશતો, બાળકો તેને કેવા પજવતા–ચીડવતા–ચેઈનથી બાંધેલા પ્યાલામાં કાંકરા નાખતાં...રાત્રે કૂતરાની બખોલમાં તે સૂઈ જતો પણ......

Slept at night in a dog kennel
But nobody chained him up.

બાગ અને બાગની પાસેનું પ્રાણીસંગ્રહાલય, સરોવર અને ખડકો, વૃક્ષો અને પેલા ટીખળી છોકરા સઘળું તેની મશ્કરી ઉડાવતું પણ સાંજ પડે અંધકાર ઢળે તેના વક્ર અસ્થિઓમાંથી એલ્મવૃક્ષ એવી સીધી યુવાન ઊંચી લલનાની આકૃતિ સરી આવતી જે તેના પડખે રહે......

Made all day untill bell time
A woman figure without fault
Straight as a young elm
Straight and tall from his crooked bones
That she might stand in the night
After the locks and chains.

ડિલન અહીં અજાત મનના પડ ભેદી આવતા સંસ્કારને હન્ચબૅકની વર્તમાન સ્થિતિ સાથે સાંકળી કરુણચિત્ર ઉપસાવી આપે છે. એક અન્ય કાવ્યમાં પણ પ્રાણના સાતત્યની તે વાત કરે છે ત્યારે જે પ્રતિરૂપો યોજે છે તે પ્રથમ દૃષ્ટિએ દુરૂહ લાગે પણ કાવ્યમાં પ્રવેશ થતાં જ અર્થ સુલભ બનતો આવે છે :

This bread I break was once the oat,
This wine upon a foreign tree
Plunged in its fruit.

વિલિન શૈશવની સ્મૃતિનો વિષાદ શિશુજગતના અત્યંત પરિચિત પ્રતિરૂપ દ્વારા ડિલન સહજ રીતે વ્યક્ત કરે છે :

The ball I throw while playing in the park
Has not yet reached the ground.

એલિયટે સુકાવ્યમાં સારા ગદ્યનાં લક્ષણોની જિકર કરી છે. The minimum requirement of good poetry is that it should have the virtues of good prose. રોબર્ટ ગ્રેવ્ઝ, જ્યોફ્રે ગ્રિગસન આદિ ડિલનની ઉગ્ર ટીકા કરનારાઓએ ડિલનની હાથમાં ન પકડાતી દુરૂહ પદાવલિઓ અને અગ્રાહ્ય નિરૂપોની ગૂંથણી સામે પ્રકોપ ઠાલવ્યો છે જેમ ઈડિથ સિટવેલ અને હર્બર્ટ રીડ જેવા સમર્થ કવિવિવેચકોએ ડિલનની અપ્રતિ પ્રશંસા કરી તેને પ્રતિભાશાળી અંગ્રેજ કવિઓની હરોળમાં મૂકયો છે. અંગત પ્રતિરૂપો, પૂર્વે . યોજાયાં હોય તેવાં લાક્ષણિક લયસંયોજનો, વિલક્ષણ શબ્દપ્રયોગો અને કવિતાની અરૂઢ ભાષા કહો : એક નવી જ કાવ્યભાષા લઈ આવતા ડિલન જેવ કવિનો સ્વીકાર ટીકા કે પ્રશંસાની દૃષ્ટિએ કરવો તે મોટો પડકાર છે. સારી કવિતાની ઓછામાં ઓછી જરૂરિયાત આ છે કે તેનામાં સારા ગદ્યના લક્ષણો હોવા જોઈએ – એલિયટના આ વિધાનને સામે રાખ જોઈએ તો એવાં કેટલાંય કાવ્યો ડિલને રચ્યાં છે જે સારા ગદ્યનાં લક્ષણો ધરાવે છે–આગળ જેનો ઉલ્લેખ કર્યો તે 'ધ હન્ચબૅક ઈન ધ પાર્ક', 'ઈન મેમરિ ઑફ એન જોન્સ', 'અ રિફ્યુઝલ ટુ મોર્ન ધ ડેથ બાય ફાયર, ઑફ અ ચાઈલ્ડ ઈન લંડન', 'ધ કોનવર્ઝેશન ઑફ પ્રેયર', 'પોએમ ઈન ઑકટોબર' 'ફર્નહિલ' અને આગળ જે બે કાવ્યોનો ઉલ્લેખ કર્યો તે–'ઈન માય ક્રાફ્ટ ઑર સલન આર્ટ', 'ધ ફોર્સ ધેટ થ્રૂ ધ ગ્રીન ફયુઝ ડ્રાઈવ્ઝ ધ ફ્લાવર'. ડિલનની ચિરસ્મરણીય કવિતા તેના ચોથા અને છેલ્લા સંગ્રહ–ડેથ્સ અને એન્ટ્રન્સીસ'માં છે. આ કાવ્યની કેટલીક પંક્તિઓ પ્રજ્ઞાની છબને ટેરવે છે :

After the first death, there is no other

*

Their arms
Round the griefs of the ages...

*

Waking alone in a multitude of loves when morning's light
Surprised in the opening of her night long eyes

His golden yesterday asleep upon the iris
And this day's sun leapt up the sky out of her thighs
Was miraculous virginity old as loaves and fishes

*

There was a saviour, Raver than radium
Commoner than water, crueller than truth

*

Two sand grains together in bed
Head to heaven-circling head

*

And the wild boys innocent as strawberries

*

O keep his bones away from the common cart
The morning is flying on the wings of his age
And a hundred storks perch on the sun's right hand.

*

And death shall have no dominion

*

A hand rules pity as a hand rules heaven;
Hands have no tears to flow.

બ્લેઈક, વર્ડ્ઝવર્થ, વૉઘાન અને ટ્રેહર્નની કવિતામાં શૈશવનો જે મહિમા છે તેનું સ્મરણ કરાવે તેવી રચનાઓ ડિલને આપી છે. 'પોએમ ઈન ઑક્ટોબર' અને 'ફર્નહિલ'માં શૈશવનું અનન્યબ વિશ્વ ઊઘડ્યું છે. ઉક્ત કવિજનોએ શૈશવને પવિત્ર લેખ્યું છે, નિર્દોષ નિરામય ભાવોથી સભર તેમજ સ્વર્ગીય કલ્પનોથી ભરેલું ગણ્યું છે. ડિલનમાં આ અર્થ ઉપરાંત વિલિન થયેલ શિશુજગતની સ્મૃતિનો તીવ્ર વિષાદ છે.

It was my thirtieth year to heaven એ ઉદ્ગારથી શરૂ થતી રચના–પોએમ ઈન ઑક્ટોબર–કવિએ ત્રીસની વયે શિશુ આંખની નિરખેલ વતનનું હૃદયંગમ ચિત્ર આપે છે. વહેલી પરોઢે ગામ જંપ્યું હોય ત્યારે કવિના કાને દરિયાઈ પંખીના ક્રેંચના, કાગડાના અવાજો, દરિયાકાંઠે અથડાતી નૌકાઓના અવાજો, પાસેના વનના ત્રીસમા જન્મ દિને જુએ છે અને તે કોઈ કિશોરની જેમ નીકળી પડે છે લટારે, કવિનો જન્મદિન આરંભાયેલો દરિયાઈ પંખીઓ–વનપંખીઓ સહ, પંખી–કિલકારે કવિનું નામ ખેતરો ઉપર – શ્વેત અશ્વો ઉપર સેલારા લેતું ઉડેલું. અહીંથી કાવ્ય દૃશ્ય અવકાશમાં ઊંચું અને ઊંચું ઉડ્ડયન કરે છે એક સ્તરે અતીતનાં સ્મરણોની રમણા ઝંકૃત થતી આવે છે:

And I rose
In rainy autumn
And walked abroad in a shower of all my days

વનમાં પડઘાતા વરસાદનો અવાજ સાંભળેલો એકવાર તેના સ્મરણની સાથે કવિ દૃશ્યમાં–વર્તમાનમાં પ્રવેશે છે. દૃશ્ય–શ્રાવ્ય પ્રતિરૂપોની સાંકળ અતીત–સાંપ્રતને જોડતી ચાલે છે. આછી ભૂખરી વર્ષા તળે હલબલતું બારું, દરિયાબીનું દેવળ ધુમ્મસમાં નાની સરખી ગોકળગાય જેવું અને કિલ્લો કથ્થઈ ઘુવડો જેવો પણ ક્ષિતિજની પાર ઉદ્યાનો

વસંતથી ભર્યાં ભર્યાં અને અશ્રો લાવરીના ટોળાંથી ભર્યાં ભર્યાં – આ બધાંની સંગે કવિ ઊજવે છે જન્મદિન :

Pail rain over the dwindling harbour
And over the sea wet church the size of a snail
with its horns through mist and the castle
Brown as owls
But all the gardens
Of spring and summer were blooming in the tall tales
Beyond the border and under the lark full clouds
There could I marvel
My birthday
Away but the weather turned away

ઋતુલીલાનાં વર્ણનોમાંથી પસાર થતું કાવ્ય એક એક મધુર વર્ણનની પૂંઠે શિશુ ચહેરાને ઢાંકતું આવે છે. ત્રીસની વયે કવિ ગાલ પર દડતી આંસુની ધારની વચ્ચે વહી ગયેલા શૈશવને નીરખી રહે છે.

'ફર્નહિલ'માં પણ કવિ ખેતરમાં – વાડીમાં – ગામમાં માણેલ કૃષિ-ઉત્સવોનું સ્મરણ કરે છે. આખી રચના આનંદોર્મિથી સભર છે. પંખીઓના સ્વરોમાં, સૂર્યનાં કૂણાં સુવર્ણ કિરણોમાં, તૃણછાયાં મેદાનોમાં, તારકાંકિત રાત્રિઓમાં, વહેતા ઝરણોમાં ભળી જતા દેવળના ઘંટનાદોમાં શૈશવને માણ્યું હતું. સમય સ્નેહાળ હતો. નિસર્ગ મધુર હતી. સર્વત્ર શિશુ-દૃષ્ટિએ પેખ્યું જગત સ્વર્ગસમું હતું. કાવ્યનો પ્રત્યેક શ્લોક શૈશવની અન્તર્યપ સ્મૃતિઓના તારને ઝણઝણાવી મૂકે છે. દિવસ અને રાત્રિનાં દૃશ્યચિત્રોથી સભર આ કૃતિ ડિલનની ઉત્તમ કૃતિ ગણાઈ છે. કાવ્ય જેમ આગળ વધે છે તેમ આ અન્તર્યપ સૃષ્ટિ સંકેલાતી આવે છે અને કાવ્યના અંતે નિર્વેદનો ભાવ તીવ્ર થતો આવે છે. 'ડેથ્સ ઍન્ડ એન્ટ્રન્સીસ'-ની આ અંતિમ કૃતિ ડિલનની કવિ તરીકે સઘળીય વિલક્ષણતાઓ પ્રકટ કરી રહે છે. કાવ્યમાં કથન-કલાના આ પુરસ્કર્તા કવિઓ કાવ્યમાં ક્રિયાનો—action-નો—મોટો મહિમા આંક્યો છે. કાવ્યમાં સતત કંઈ બનતું હોવું જોઈએ. ડિલન 'sun long' કે 'Below the time' એવી સંજ્ઞા સમયના લંબાત દૃશ્ય સ્તર કે અદૃશ્ય એટલે કે અતીતરૂપ માટે પ્રયોજે છે ત્યારે સમયની ક્રિયાને તે વ્યક્ત કરી રહે છે. અહીં આ કૃતિમાં જ્ઞાત–અજ્ઞાત મનના પ્રદેશોમાં ગતિ કરતી ક્રિયા દૃશ્ય થઈ રહી છે. જલ, સ્થળ, વાયુ, તેજ, અગ્નિ–આ આદિ તત્ત્વોની રમણા શિશુ આંખે અહીં વર્ણવાઈ છે. તૃણની–તડકામાં લહેરાતા તૃણની–તીક્ષ્ણ લીલાશ વર્ણવવા એ આવું વિલક્ષણ પદ પ્રયોજે છે–'And fire green as grass'. શિશુનું મન જે લયમાં વિચારે તે લયનાં વિવિધ આવર્તનો અહીં છે. રાત્રિ ઢળતા તારાઓની ભાત આકાશ ઉપર રચાતા શિશુ—સ્વપ્નલોકમાં સવારી ઉપાડે છે તે વર્ણવતું દૃશ્ય અહીં આ શ્લોકમાં નિરૂપાયું છે–અન્ય દિવસભર માણેલા દૃશ્યોની સ્મૃતિઓને સાંકળી લેતું.

All the sun long it was running, it was lovely, the hay
Fields high as the house, the tunes from the chimneys, it war

And playing, lovely and watery
And fire green as grass.
And nightly under the simple stars
As I rode to sleep the owls were bearing the farm away,
All the moon long I heard, blessed among stables, the nightjars
Flying with the ricks, and the horses
Flashing into the dark.

નીંદરને પલાણી સ્વનીલ ભોમમાં સરતા શિશુના કાને પડતી ખેતરને દૂર ખેંચી જતી ઘુવડની ઘૂક–એની નજરે ચડતી ઘાસની ગંજીના તણખલા સાથે ઊડાઊડ કરતી રાત્રિ પંખીઓની હાર અને એની આંખને ઝબકાવી જતી અંધકારે ઝબકારે સરી જતા અશ્વોની દોડ. સમય તો ખેતરોની પાર ઊડી ચાલ્યો; શૈશવ-વિહોણી ભૂમિથી દૂર અને સામે પડ્યું છે આ એક શુષ્ક ખેતર. કાવ્યના અંતે પુનઃ આનંદ અને વિષાદની ભાવરેખા ફરકી જાય છે.

Oh as I was young and easy in the mercy of his means
Time held me green and dying
Though I sang in my chains like the sea

સાગર દિનરાત, ભરતી હોય કે ઓટ, ગાતો રહે છે. કવિ પણ સમયના સંવાદિ–વિસંવાદી, મૃદુ–કઠોર સ્વરૂપની સામે જગતની વિટંબણાઓમાં કોલાહલોમાં બદ્ધ હોવા છતાં સાગરની જેમ ગાતો રહે છે. ડિલને કવિનો પુરુષાર્થ કટુ સંઘર્ષોની સામે ક્ષણિક કાવ્યરૂપ શાંતિનું સર્જન કરવામાં પ્રમાણ્યો છે. ડિલનની કવિતા શાંતિના પર્યાય સમી છે. શાંતિ કે જે વિશ્વસંઘર્ષોની–વિશ્વકોલાહલોની સામે મનુષ્યતું રક્ષણ કરે.

# 'છિન્નભિન્ન છું'

યશવન્ત શુક્લ

એક દાયકા પહેલાંની વાત છે. સાહિત્યિક અભિવ્યક્તિનાં નવાં પરિમાણોની દિશા દાખવનાર એક વિદગ્ધ સાહિત્યકાર મિત્ર સાથે રેલપ્રવાસનો યોગ મળ્યો હતો. અમે અલકમલકની વાતો કરી રહ્યા હતા ત્યાં એકાએક એમણે અભિપ્રાય ઉચ્ચાર્યો કે, 'છિન્નભિન્ન છું' રચીને ઉમાશંકરે સારી આશા પ્રગટાવી હતી, પણ ફરી પાછા એ જૂના રવાડે ચઢી ગયા લાગે છે." મેં કહ્યું, 'રવાડો જૂનો હો યા નવો, આપણને ગરજ કાવ્યની રહેવી જોઈએ.' 'છિન્નભિન્ન છું' પ્રગટ થયાને ત્યારે બેત્રણ વર્ષો થયાં હશે.

પેલા મિત્રને ઉમાશંકરનું 'છિન્નભિન્ન છું' નવા રવાડાવાળું અને માટે સ્વીકાર્ય લાગ્યું તેનું કારણ એના ઉપેય કરતાં ઉપેયની આધુનિકમાં ખપી શકે એવી માવજત સવિશેષ હશે, કેમકે ઉપેય પરત્વે તો આ કાવ્ય પણ 'જૂના રવાડા'નું જ છે. 'નિશીથ' કાવ્યસંગ્રહના અંત ભાગે આવતી 'આત્માના ખંડેર'ની સૉનેટમાલાથી અથવા 'આતિથ્ય'માં મુકાયેલ 'અહમ્‌ની યાત્રા'થી જેઓ પરિચિત હશે તેઓ તો તરત કહી શકશે કે ઉમાશંકરનું ચિત્ત અસ્તિત્વના આ મહાપ્રશ્નમાં ક્યારનું યે વ્યાપૃત છે. તેમ છતાં ટેકનિકની દૃષ્ટિએ 'છિન્નભિન્ન છું'માં ઉમાશંકરે પ્રયોગની નવતર દિશા ઝાલી હતી એમાં શંકા નથી. ખાસ કરીને અછાંદસ અભિવ્યક્તિનું એ એક નવપ્રસ્થાન હતું, અછાંદસ રચનાનો એક સુભગ નમૂનો આ કાવ્યે પૂરો પાડ્યો છે.

કવિવર ન્હાનાલાલની કવિતાદેવીને છંદનાં ઝાંઝર સાંકડાં પડ્યાં, 'કવિતા લખી લેતાં આત્મા ગાતો નથી પણ ગુંજે છે એવો એમને અનુભવ થયો અને છંદોબદ્ધ કવિતા સરજવાની કોઈ અશક્તિને કારણે નહીં પણ કાવ્યસર્જનની આંતરિક જરૂરિયાતને વશવર્તીને જ્યારે એ ડોલનશૈલીમાં જઈને નાંગર્યા, ત્યારે કવિતા અને સંગીતનો અવિનાભાવ સંબંધ ધરાવનારા પરંપરા–પ્રેમીઓને ભારે આઘાત થયો હતો. કાવ્યલય અને ગદ્યલયનો છંદની સીમાઓમાં સમન્વય શોધનાર પ્રયોગપરસ્ત બ. ક. ઠાકોરે અગેય કવિતાની કેડીઓ પાડી પણ તેમણે સુદ્ધાં અછાંદસનો આશ્રય તો લીધો ન હતો. અછાંદસ કાવ્યસર્જનની બાબતમાં ન્હાનાલાલે વર્ષો સુધી એકલપંથ કાપ્યો. ભ્રાન્તઓએ એ કવિતારીતિનો ખપ કર્યો તે નર્યો ઉપહાસ કરવા કે પ્રતિકાવ્યો સરજવા માટે જ. લયની એકવિધતા, ઉદ્‌બોધનાત્મક કથનરીતિ અને વાગ્મિતાને કારણે ડોલનશૈલી ગેરસમજ કે ઉપહાસનો ભોગ બને એમ થવું થોડેક અંશે સ્વાભાવિક હતું. તેમ છતાં કાવ્ય ગદ્ય અને પદ્ય ઉભયમાં સંભવે છે એ આપણા પ્રાચીનોને ક્યારનાયે સમજાવેલા સત્યને ન્હાનાલાલની ડોલનશૈલીએ ઝંકૃત કર્યું, એટલું જ નહીં, અછાંદસ કવિતાની કેટલીક શક્યતાઓ પણ તેમણે પરખાવી. તેમ છતાં આજની અછાંદસ રચનાઓ ન્હાનાલાલની પરિપાટીને આગળ ચલાવે છે એમ તો નહીં જ કહી શકાય. આધુનિક અભિવ્યક્તિ છંદોવ્યાયામની કૃત્રિમતાને પરી કરીને જો અછાંદસનો આશ્રય લેવા કરતી હોય તો તે અનુભૂતિની ગહરાઈની પ્રતીતિ કરાવવામાં અનુકૂળ એવું વિશ્રંભનું વાતાવરણ સરજવા માટે. અછાંદસ રચનાનો કવિ આત્મનિર્ભરતાની ગહનાઈ દાખવવાનો ન હોય તો એ ઠાલો પડે.

આ દૃષ્ટિએ 'છિન્નભિન્ન છું.' એ કાવ્યને મેં અછાંદસ અભિવ્યક્તિનું નવપ્રસ્થાન ગણ્યું છે. કવિ એમાં પોતાની સંમુખ ઊભો છે. સમગ્ર કાવ્ય આત્મસંભાષણરૂપ છે અને એટલે જ વિશ્રંભ સરજી આપનારા સ્વાભાવિક ગદ્યલયનો કવિએ આશ્રય લીધો છે. પણ અછાંદસ અને ગદ્ય વચ્ચે બે વેંતનું છેટું તો રહેવાનું જ. કાવ્યમાં પ્રયોજાયેલા લયના અપેક્ષિત સાતત્યને કારણે અને કવચિત્ અન્વયને કારણે એટલું અંતર પડતું અનુભવાય છે. બોલચાલના ગદ્યના અનિયમિત તાલલયને સ્થાને અછાંદસમાં ભાવને અનુરૂપ લયનો કવિ સહારો લે છે. 'છિન્નભિન્ન છું'માં ઊંડી નજર કરતાં હરિગીતનાં બીજો અને ક્યાંક મનહર અને અનુષ્ટુપના લયના ટુકડાનો પણ કવિએ ઉપયોગ કર્યો જણાશે. અછાંદસ અને છાંદસની મિશ્ર લીલાનું એક અનોખું વાતાવરણ પ્રગટી રહ્યાનું પણ સમજાશે.

પોતાની અછાંદસ રચના વિશેની સભાનતાને લીધે જ કદાચ, 'છિન્નભિન્ન છું' એવા આત્મોદ્ગાર પછી કવિ કાવ્યના 'હું'ની સ્થિતિ વિશેની ઉપમા પ્રયોજતાં 'નિશ્છંદ કવિતામાં ધબકવા કરતા લય સમો' એમ કહે છે ત્યાં અછાંદસમાં લયનું મહત્ત્વ પણ અનુષંગે પરખાવાઈ ગયું છે.

'છિન્નભિન્ન છું'માં ક્યાંય આક્રોશ કે અતિવેદન કે અતિકથન નથી. જે અવ્યક્ત રહી શકે તેને મુખરિત કર્યા વિના અલ્પોક્તિથી, સૂચનથી, અનુભૂતિની ગહરાઈ અને સાચકલાઈ કવિએ જાળવી રાખી છે. પોતાની સાથે જ સંવાદ માંડનાર કાવ્યના 'હું'ની પ્રસ્થાપના, ચિત્તંત્રની ગડમથલનો એક છેડો જો ચિન્ત્ય હોય તો તેનો પ્રતિવાદ પણ બીજા છેડે પહોંચીને 'હું' જ કરે અને એ રીતે સમસ્થિતિ ઉપર આવી રહેવાય એ રચનારીતિનો આશ્રય કવિએ એમાં સતત લીધો છે.

'આત્માનાં ખંડેર'ની સૉનેટમાલાથી આ કાવ્ય જુદું પડે છે, તેમાં કવિએ આમાં જે નાટ્યાત્મક સંયોજન કર્યું છે તેનો પણ ફાળો છે. ઉપર કહ્યું કે આ આત્મસંભાષણ કે આત્મગુંજનરૂપ કાવ્ય છે. કવિચેતનાએ પોતાની પ્રકૃતિના ત્રણ અંશો—રાગ, દ્વેષ અને ભયને ત્રિમૂર્તિરૂપે કલ્પીને તેમને સંબોધ્યા છે અને હૃદયમ્દ્વિતીયમ્નાં ત્રણ પાસાં નિર્દેશીને કાવ્યને ગતિશીલ નાટ્યાત્મકતા અર્પી છે.

આ સ્થાને આત્મસંભાષણની રીતિ કવિ છોડી દેતા હોય અને ભાવકવિશ્વને સંબોધતા હોય એમ સમજાય છે. એથી, અને છિન્નતાનો જે સંદર્ભ પૂર્વે રચાઈ ચૂક્યો છે તેથી આ ભાગ સહેજ પુનરુક્ત અને બોલકો લાગવા સંભવ છે. પણ કવિએ ખરેખર આત્મસંભાષણની રીતિ છોડી દીધી છે? આમાં પણ એ બોલી રહ્યા છે તો જાત સાથે જ, માત્ર ભાવને પુષ્ટ કરવા એમણે સ્મૃતિમાંથી ત્રણ અનુભવો તારવ્યા છે. એ સ્વથી નોખા છે કે સ્વનો જ ભાગ છે એ ભ્રમ રાખવાથી જે વૈચિત્ર્ય પેદા થાય છે તે નવી જ ગતિશીલતા સાધી આપે છે. અર્થપૂર્ણતાને અળપાવા દીધા વિના અછાંદસમાં પ્રાસવૈચિત્ર્ય લયલીલાને કેવો સહકાર આપી શકે તેનું પણ સુંદર નિદર્શન આ ભાગમાં થાય છે.

વ્યક્તિચેતનાને એક-કેન્દ્ર કરવા મથનાર તરીકે આ ત્રિવિધ અંશોની ઓળખ લાક્ષણિક છે. જે છિન્નતા સાધે તે એકતા શી રીતે સાધી આપે એ તાર્કિક પ્રશ્ન સામો આવીને ઊભો રહે છે. મનુષ્યેતર પ્રકૃતિમાં આવું દ્વૈત નથી. 'છિન્નભિન્ન છું', 'વિછિન્ન છું' એવા એકરાર પછી તરત જ કવિ તરુઘટામાં ગાજતા કોકિલાના બુલબુલાટ સાથે પોતાની મનઃસ્થિતિને વિરોધાવે છે. કોકિલાના વ્યક્તિત્વની સહજતામાં છિન્નતા નથી. મનુષ્યની બૌદ્ધિક સભાનતાને જ છિન્નતાનો અભિશાપ લાગેલો છે. કોકિલાના

એક–કેન્દ્ર વ્યક્તિત્વનો સહજ ઉદ્‌ગાર આત્મગ્લાનિનું એવડું મોટું નિમિત્ત બની રહે છે કે 'નણે સ્વીચ ઑફ કરી દઉં'ની અકળામણ કવિચિત્તનો કબજો લે છે.

પૃથક અસ્તિત્વના અહમ્‌કેન્દ્રી ખ્યાલે વ્યક્તિત્વની જે એકતા માની લીધેલી હતી તેને 'શતખંડ ત્રુટિત' કવિએ 'નજરોનજર દેખી લીધેલી છે.' અર્થાત્ માની લીધેલી એકતામાંથી વાસ્તવિક એકતા પ્રત્યે—એકકેન્દ્ર વ્યક્તિત્વ પ્રત્યે—પ્રયાણ કરવાનો નવો જ ઉપક્રમ હવે હાથ ધરવો રહે છે. કોણ એ સાંધી આપે? અહમ્ વડે અહમ્‌ને ઓગાળવાનું શી રીતે બને? આ વિરોધાભાસ માનવીય અસ્તિત્વનો ચંડ વિરોધાભાસ છે—હું નો હું વડે વિલય સાધવાનો.

'છિન્નભિન્ન છું' માનવ અસ્તિત્વના પ્રતિનિધિ 'હું'નો એકરાર છે, વ્યક્તિવિશેષ ઉમાશંકરનો નહીં, એ કહેવાની તો જરૂર હોય જ નહીં ને? છતાં એ ય કહેવું પડે એવી તિર્યંક્ કાવ્યસમજ ક્યારેક બોલી પડતી હોય છે ખરી. કદાચ એવા એકરારમાં પણ કોઈને આધુનિકતાની પ્રતીતિ થતી હોય. પણ માનવ ચેતનાની સભાનતા–સાક્ષીભાવ—માંથી જન્મેલો માનવ અસ્તિત્વનો આ પ્રશ્ન આજકાલનો નથી, માનવ સંસ્કૃતિના અભ્યુદય જેટલો જૂનો તો એ છે જ. પણ 'છિન્નભિન્ન છું'ની નવીનતા પરખાવનારું પરિબળ તે અત્યારનો સમયસંદર્ભ છે, જેણે અસ્તિત્વના પરખાઈ ચૂકેલા અને અણપરખ્યા રહેલા અનેક પ્રશ્નોને માનવ–ઐક્ય કે સર્વનાશ વચ્ચે ઝટઝટ પસંદગી કરી લેવાનો તકાજો કરીને તેમને નવું જ પરિમાણ બક્ષ્યું છે. સૌરાષ્ટ્રી 'અટાણે' શબ્દપ્રયોગથી કવિએ આધુનિક સંદર્ભ પ્રતિ આંગળી ચીંધી છે.

પણ સમસ્ત માનવકુલની સંવાદિતાનો ધોરી માર્ગ તો પોતાની સંવાદિતા સિદ્ધ કરવી એ જ છે. અનેક પ્રયોગોની વચ્ચે ઘેરાયેલી, અનેક વિભેદોની સાથે પ્રસંગ પાડવા મથામણ કરી રહેલી, ભીડમાં એકલતા અને પરાયાપણું અનુભવનારી માનવ પરિસ્થિતિ એ આજનો પ્રાણપ્રશ્ન છે.

ત્રિમૂર્તિને સંબોધીને કવિ જે અફસોસ વ્યક્ત કરે છે તેનું મૂળ તે આ પરિસ્થિતિ છે :

> એક–કેન્દ્ર વ્યક્તિત્વ કરવા મથ્યાં તમે મારે માટે
> અને દીક્ષા દીધી પ્રેમધર્મની,
> જેના કળણઘનને યે પામવાનું કેમે કરી
> ફાવતું નથી હજીય.
>
> ને છતાં ય આ ગાડુ ગબડે છે,
> કિચૂડ–ખટ્–ચૂ કિચૂડ–ચૂં–ખટ્.

રાગ, દ્વેષ અને ભય વ્યક્તિત્વને શતખંડ ત્રુટિત કરે કે પ્રેમધર્મની દીક્ષા આપે? પ્રશ્ન ખરેખર દાર્શનિક માનસશાસ્ત્રનો છે. કવિને શું અભિપ્રેત હશે? કદાચ આ, કે આ દ્વંદ્વમય જગતમાં રાગ એ જ પ્રેમની તાલીમશાળા છે. તાલીમમાં કચાશ હોય ત્યાં સુધી સીમિત રાગની સામે સીમિત દ્વેષ ગોઠવાઈ જ જાય, પણ એમાં રહેલો અમર્ષ, 'આંખની પ્યાલી મહીં ઉછળેલ અગ્નિકૂપ' પણ એક ગતિશીલ તત્ત્વ છે. અને ભયને તો વકરેલી જિજીવિષા જ ગણવાની. પણ રાગ, દ્વેષ અને ભય મળીને સરજે છે તો વ્યક્તિત્વ. એ ત્રણેનો સામસામો છેદ ઊડે તો જવાબ પ્રેમ જ આવે. કાવ્યની વચમાં કવિએ હરિગીતના લયટુકડાઓ સંયોજીને ત્રિમૂર્તિનું જે સ્તોત્ર રચ્યું છે અને અંતે અનુષ્ટુપમાં ત્રણેને 'નમો નમો' કર્યું છે તેમાં વક્રભાવ ઉપરાંત ત્રણેયનું ગતિશીલ સામર્થ્ય પ્રમાણવાની ત્રેવડ કવિએ રાખી છે, એ નોંધપાત્ર છે. તે વિના આ વિભેદક તત્ત્વો ઐક્યસાધક પણ છે એની પ્રતીતિ અશક્ય બની હોત.

ગાડું ગબડે છે એ સંસારની વાસ્તવિકતા છે. થોડો રાગ અને નિયંત્રિત દ્વેષ અને જીવતા રહેવા દેનારો ભય સંસારને તો પ્રવહમાન રાખે છે. પણ વિદ્વેષમાં તરતા પ્રેમના ટાપુઓની એ ગવાહી છે. કવિએ નિર્દેશેલા જગતને દમતા ત્રણ પ્રતિનિધિરૂપ સંબંધરૂપો વિશે પણ તેમણે એ જ શ્રદ્ધા ઉદ્‌ગારી છે :

અરે એથી સારી રીતે વર્તવું એને શક્ય હોત,
તો આ રીતે કોઈ કદી વર્તતુંય હશે ખરું કે ?

એ ઉદ્‌ગારોમાં રાગ અને દ્વેષ પ્રેમનાં જ પ્રવર્તનો છે, અને મનુષ્યમાં ભલાઈ અનુસ્યૂત છે એવી જીવનની સમજ ઘૂંટાયેલી છે. માનવ–ઇતિહાસનો જે અનુભવનીચોડ આમાંથી કવિએ સાર્વ્યો છે તે આ રહ્યો :

દુનિયા તો દુનિયાદારીમાં માનતી જ નથી
નથી એણે યાદ રાખ્યા કોટિપતિ,
સફળતાના શહીદોને નથી તે સંભારતી.
મોટા મોટા થઈને જેઓ ફર્યા'તા તેનેય
વિસ્મૃતિની રાખ નીચે ઢબૂરી દીધા છે એણે.
દુનિયા દુનિયાદારીમાં જો માનતી હોત તો તો
કવિઓને, પાગલ પેલા પ્રેમીઓને, સંતોને
સંભારત ક્ષણેય શા માટે ?

અને કવિ ઉમેરે છે : 'સ્મૃતિ એ જ તો જીવન છે.'

કવિને શ્રદ્ધા છે કે પ્રેમ વિફળ જતો નથી. એ 'ત્રિભુવનદિગ્વિજયી' છે. તેમ છતાં, સમકાલીન સ્થિતિ ઉપર નિસાસો નાખતાં કવે છે કે,

અટાણે તો ધબકો આ એક પછી એક ઓછી
થતી જાય.
અનંતીકરણ એનું શક્ય હશે ?......

આ જ ભાવ 'શોધ' કાવ્યમાં ઉપસાવતાં 'પુષ્પો સાથે વાત કરવાનો સમય રહ્યો નહીં' એમ કવિ નિસાસો નાખે છે, જેમાં સમય ચિત્તની અવસ્થાનું પ્રતીક બનીને આવે છે.

કવિએ વ્યક્તિ-વ્યક્તિની ધબકના 'અનંતીકરણ'ની આશા વિસારી નથી. વૈશાખની લૂ, ક્ષીણસ્રોતા સાબરમતી, તેની પરનો પુલ, તેની ઉપરથી સરી જતી બસ, તેમાં ગોઠવાયેલી ચિન્તનમગ્ન ગૉગલ્સ–આંખો : કવિનો આ વૈશાખી સંદર્ભ બે અનુભવોની યાદ આપે છે — સાબરનું પાતળું ઝરણું આનન્ત્ય તરફ ગતિ કરી રહ્યું છે તે એક અનુભવ; અને એવા ક્ષીણ પટ પરથી પણ ટાઢકની ધાર ક્ષણાર્ધ માટે પણ કવિચેતનાને સ્પર્શે છે અને ઠારે છે, એ બીજો અનુભવ. આ રૂપક દ્વારા કવિને સૂચવવું છે તો એ જ ને કે માનવ હૈયામાંથી ઊઠતો પ્રેમનો પ્રસ્પંદ સ્વભાવતઃ આનન્ત્ય તરફ ગતિ કરતાં વ્યક્તિત્વને એક–કેન્દ્ર કરી દેશે ?

પણ ન કરે તો શું ? કવિની ગડમથલ નીચેની પંક્તિઓમાં અનુભવાય છે :

મારા લઘુ હૈયાની આ અજાણી ધબક
એટલું જો કરી શકે ? એટલું ના કરી શકે ?
કદાચને ના કરી શકે તો...
દિનરાત રાતદિન ખિન્ન છું.
એક–કેન્દ્ર થવા મથી રહેલ ક્લિન્ન છું.
ધબક ધબકમાં ઊડી રહેલ છિન્નભિન્ન છું.

ધબકને – આનંત્યની, વિશ્વભાવની, અર્ધસ્ફુટ અનુભૂતિને – કવિ 'અજાણી' કહે છે અને ધબકની વિશૃંખલ પ્રતીતિઓમાં વહેંચાયેલી ચેતનાને અનુલક્ષીને કવિ પૂછે છે કે આટલું એ કરી શકે ને ? કદાચ, 'કેમ ના કરી શકે ?'ની આશાવાદી પૃચ્છા એ પ્રશ્નના ગર્ભમાં છે. પણ જો ધબકધબકને સાંકળી ન શકાય, કદાચને એમાં નિષ્ફળ જવાય તો? તો કવિ પળેપળ ખિન્ન છે, મથામણ ચાલુ હોવાથી ક્લિન્ન છે ('અહમ્‌ની યાત્રા'માં 'ખિન્ન' અને 'ક્લિન્ન' બંને શબ્દો પ્રયોજાયેલા છે તે નોંધવું રસપ્રદ થશે) અને ત્યાં સુધી છિન્નભિન્ન છે. પણ 'છિન્નભિન્ન છું'થી નાટ્યાત્મક ઉપાડ કરીને 'છિન્નભિન્ન છું' એમ અંત ભાગે વર્તુલાકૃતિ કવિ રચી આપે છે તેમાં પ્રયત્ન મૂકી દેવાવાનો નથી, આનન્ત્ય પ્રત્યેની માત્રા અવિરામ ચાલવાની છે એનો રણકો પણ ઊઠે છે.

# પ્રવાહી પદ્ય

નિરંજન ભગત

૧૯૪૬થી આજ લગી સતત મને અંગ્રેજી પિંગળનો અભ્યાસ કરવા–કરાવવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે, અંગ્રેજી પિંગળ એ મારે માટે માત્ર શોખનો વિષય નથી, પણ વ્યવસાયનો વિષય પણ છે. આ અભ્યાસના એક અંતર્ગત અંશરૂપે અને આ વ્યવસાયના એક વ્યવસ્થિત ભાગરૂપે મને અંગ્રેજી છંદોનું અને એમાંયે મુખ્યત્વે બ્લૅંક વર્સનું પૃથક્કરણ (scansion) કરવા–કરાવવાનો તથા લૉંગ પ્લેઇંગ રેકૉર્ડ્ઝ પર વારંવાર કેટલાક ઉત્તમ અંગ્રેજ નટો તથા પાઠકોના કંઠે કેટલાંક ઉત્તમ અંગ્રેજી પદ્યનાટકો તથા કાવ્યોના બ્લૅંક વર્સના પઠનનું શ્રવણ કરવાનો અંગત અનુભવ છે. અને એથી અંગ્રેજી બ્લૅંક વર્સ સાથે મારે કંઈક નિકટનો સંબંધ છે. એના વ્યક્તિત્વનો, એની પ્રતિભાનો મને કંઈક વ્યાપક અને પ્રત્યક્ષ પરિચય છે.

આ પશ્ચાત્‌ભૂમિકામાંથી આજ લગીમાં મને ગુજરાતી કવિતાના પ્રવાહી પદ્ય પર પાંચેક વાર વાંચવા–લખવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. પ્રથમ વાર ૧૯૫૨માં બલવન્તરાયને અંજલિરૂપે 'કવિતાનું સંગીત' એ વિષય પર એક નાનકડો નિબંધ લખ્યો હતો એ નિમિત્તે, બીજી વાર ૧૯૭૫માં કલકત્તામાં જાણે કે એ નિબંધના અનુસંધાનમાં 'કવિતાનું સંગીત' એ વિષય પર અનેક પ્રસિદ્ધ ગુજરાતી કાવ્યોના પઠન સહિત ચાર વ્યાખ્યાનો આપ્યાં હતાં એ નિમિત્તે, ત્રીજી વાર ૧૯૭૬માં 'ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ–ગ્રંથ ૩'માં 'બલવન્તરાયની કવિતા' એ વિષય પર એક પ્રકરણ લખ્યું હતું એ નિમિત્તે, ચોથી વાર ૧૯૭૭માં અમદાવાદમાં સાહિત્ય અકાદમીના ઉપક્રમે ન્હાનાલાલ જન્મશતાબ્દી મહોત્સવમાં 'અર્વાચીન ગુજરાતી કવિતામાં મુક્ત છંદ, ગદ્યકાવ્ય અને અન્ય છંદોપ્રયોગો' એ વિષય પર કેટલાંક પ્રસિદ્ધ ગુજરાતી કાવ્યોના પઠન સહિત અંગ્રેજીમાં એક નિબંધ વાંચ્યો હતો એ નિમિત્તે અને પાંચમી વાર ૧૯૭૮માં મુંબઈમાં "'આરોહણ'નો રસાસ્વાદ' એ વિષય પર 'આરોહણ'ના પઠન સહિત એક વ્યાખ્યાન આપ્યું હતું એ નિમિત્તે. આજે 'કવિલોક'ના આ પ્રયોગ વિશેષાંકને નિમિત્તે એક વધુ પ્રસંગ પ્રાપ્ત થાય છે. પૂર્વે પ્રવાહી પદ્ય પર જે કંઈ લખ્યું છે એમાંથી મોટા ભાગનું લખાણ પ્રગટ થયું છે, બાકીનું યથાસમયે પ્રગટ થશે. એમાંથી કશાનું અહીં પુનરાવર્તન નહીં કરું. અહીં તો માત્ર એમાં પૂર્તિરૂપે કેટલાક મુદ્દાઓ અને સૂચનો જ રજૂ કરીશ.

પ્રવાહી પદ્ય એ અર્વાચીન ગુજરાતી કવિની સર્જકપ્રતિભાને મોટામાં મોટું આહ્વાન છે. પ્રવાહી પદ્ય એ અર્વાચીન ગુજરાતી કવિનો મહાનમાં મહાન પ્રયોગ છે. અંગ્રેજી કવિતા અને અંગ્રેજી બ્લૅંક વર્સ એ આ આહ્વાન અને આ પ્રયોગની પ્રેરણા છે. આ આહ્વાન અને આ પ્રયોગના યોગ્ય અને યથાર્થ મૂલ્યાંકન માટે અંગ્રેજી બ્લૅંક વર્સ અને એની પૂર્વભૂમિકાનો પરિચય આવશ્યક છે.

પ્રાચીન (ઈ. સ. ૫૦૦–ઈ. સ. ૧૧૦૦) અંગ્રેજી કવિતા પર ડૅનિશ આક્રમણ પછી જર્મેનિક અસર હતી. આ કવિતા મુખ્યત્વે ગવાતી હતી. એના પિંગળમાં જર્મેનિક પિંગળમાં છંદનું વર્ચસ્ હતું ને અનુપ્રાસની અસરમાં મુખ્ય અને મહત્ત્વનો

છંદ અનુપ્રાસયુક્ત છંદ (alliterative metre) હતો. એમાં પ્રત્યેક પંક્તિમાં સ્વરભારયુક્તશ્રુતિ (accented syllable)નું નિયંત્રણ છે, પણ સ્વરભારમુક્ત શ્રુતિ (unaccented syllable)નું નિયંત્રણ નથી. પ્રત્યેક પંક્તિમાં ચાર સ્વરભારયુક્ત શ્રુતિ છે, પણ પંક્તિએ પંક્તિએ ભિન્નભિન્ન સંખ્યાની સ્વરભારમુક્ત શ્રુતિ છે. એથી આ પિંગળ એ સ્વરભારયુક્ત પિંગળ–accentual prosody—છે. પ્રત્યેક પંક્તિમાં ચાર સ્વરભારયુક્ત શ્રુતિમાંથી ઓછામાં ઓછી ત્રણ શ્રુતિમાં અનુપ્રાસ (alliteation) છે, પણ અંત્યપ્રાસ (rhyme) નથી. પ્રત્યેક પંક્તિમાં બે સ્વરભાર પછી એટલે કે પંક્તિના મધ્યભાગમાં એક મધ્યયતિ (caesura) છે, પણ અંત્યયતિ (end-pause) નથી. એથી એમાં અર્થ–પ્રવહણ (run-on, overflow enjambement) છે. વાક્યનો આરંભ અને અંત પંક્તિમાં યથેચ્છ શક્ય છે. વાક્યનો આરંભ પંક્તિના આરંભે અને વાક્યનો અંત પંક્તિના અંતે અનિવાર્ય નથી. એથી એમાં મહાવાક્ય (period) શક્ય છે. આમ, એમાં અંત્યપ્રાસ નથી, અંત્યયતિ નથી અને મહાવાક્ય શક્ય છે એથી એમાં શ્લોક નથી, પણ વાક્યોચ્ચય (verse-paragraph) છે. આમ, એમાં 'બીવુલ્ફ' આદિ તે સમયના ગેય 'મહાકાવ્ય' – વીરરસકાવ્ય માટે પર્યાપ્ત એવું પ્રવાહી પદ્ય છે. એનું પઠન થતું ન હતું, એ ગવાતો હતો અને એમાં મધ્યયતિ છે એથી એમાં બ્લેંક વર્સ જેવું અને જેટલું પ્રવાહી પદ્ય નથી, પણ એમાં મર્યાદિત પ્રમાણનું પ્રવાહી પદ્ય તો છે જ. બ્લેંક વર્સ સાથે એનું અત્યંત સામ્ય છે.

મધ્યકાલીન (ઈ. સ. ૧૧૦૦–ઈ. સ. ૧૫૦૦) અંગ્રેજી કવિતા પર નૉર્મન આક્રમણ પછી ફ્રેન્ચ અસર હતી. આ કવિતા પણ મુખ્યત્વે ગવાતી હતી. એના પિંગળમાં ફ્રેન્ચ પિંગળમાં જેનું વર્ચસ્ હતુ તે પ્રાસયુક્ત અષ્ટશ્રુતિયુક્ત છંદ (octosyllable) અને પ્રાસયુક્ત દશશ્રુતિયુક્ત છંદ (decasyllable)ની અસરસાં ચતુઃસંધિયુક્ત યુગ્મ (four-foot couplet) અને પંચસંધિયુક્ત યુગ્મ (five-foot couplet) એ બે મુખ્ય અને મહત્ત્વનાં યુગ્મબદ્ધ સ્વરૂપો હતાં. આ સંધિ એટલે એક સ્વરભારમુક્ત શ્રુતિ પછી એક સ્વરભારયુક્ત શ્રુતિ એમ કુલ બે શ્રુતિની આયંબિક સંધિ. અનુપ્રાસયુક્ત છંદમાં પ્રત્યેક પંક્તિમાં જે ચાર સ્વરભારયુક્ત શ્રુતિનું નિયંત્રણ છે એનો સ્વીકાર, પણ એમાં પ્રત્યેક પંક્તિમાં જે સ્વરભારમુક્ત શ્રુતિનું નિયંત્રણ નથી એનો અસ્વીકાર અને એને સ્થાને ચાર સ્વરભારયુક્ત શ્રુતિ સાથે સમતોલન માટે અનુરૂપ એવું ચાર સ્વરભારમુક્ત શ્રુતિનું નિયંત્રણ; એથી હવે આ પિંગળ એ સ્વરભારયુક્ત–શ્રુતિયુક્ત પિંગળ—accentual-syllabic prosody— છે. પરિણામે એમાં અવરોહયુક્ત કૃતક–ટ્રોકેઈક સંધિને સ્થાને તે સમયે અંગ્રેજી ભાષામાં અને એના ઉચ્ચારણમાં જે પરિવર્તન થયુ હતુ તેને અનુકૂળ એવી આરોહયુક્ત ચાર આયંબિક સંધિ; અનુપ્રાસનો અને મધ્યયતિનો અસ્વીકાર અને એને સ્થાને અંત્યપ્રાસનો સ્વીકાર; સાથે સાથે ફ્રેન્ચ અષ્ટશ્રુતિયુક્ત છંદની અસર – સરવાળે અંગ્રેજીમાં ચતુઃસંધિયુક્ત યુગ્મ સિદ્ધ થયું. કાલક્રમે એના જ અનુસંધાનમાં એનું ચાર સંધિનું કદ અપર્યાપ્ત હોય એથી વિલંબન, એમાં એક સંધિની વૃદ્ધિ, સાથે સાથે ફ્રેન્ચ દશશ્રુતિયુક્ત છંદની અસર—સરવાળે ચૉસર આદિએ અંગ્રેજીમાં પંચસંધિયુક્ત યુગ્મ સિદ્ધ કર્યું. આ બન્ને પ્રકારનાં યુગ્મોમાં પ્રાસ છે એ એકમાત્ર કારણથી એમાં મર્યાદિત પ્રમાણનું અર્થપ્રવહણ છે, પણ મહાવાક્ય નથી; એમાં શ્લોક છે, પણ વાક્યોચ્ચય નથી. આમ, એમાં પ્રવાહી પદ્ય નથી.

અર્વાચીન (ઈ. સ. ૧૫૦૦થી આજ લગી) અંગ્રેજી કવિતા પર યુરોપના પુનરુત્થાન (renaissance)ની, એક મહાન બૌદ્ધિક ક્રાંતિની અસર છે. આ કવિતા ગવાતી નથી. પદ્યનાટક, મહાકાવ્ય, સુદીર્ઘ કાવ્ય, ચિન્તનોર્મિકાવ્ય, કથનોર્મિકાવ્ય, નાટ્યોર્મિકાવ્યનું પઠન થાય છે એટલું જ નહીં પણ સોળમી સદીના અંતમાં બેન જૉન્સનનાં ઊર્મિકાવ્યોનું અને સત્તરમી સદીના આરંભમાં જ્હૉન ડન આદિની મેટાફીઝિકલ કવિતાનું સર્જન થયું પછી તો ઊર્મિકાવ્યનું પણ પઠન થાય છે. આરંભમાં ગ્રીક અને લેટિન પિંગળની અસરમાં ક્લાસિકલ એવો પ્રાસરહિત પણ લગાત્મક (ક્વૉન્ટિટેટિવ) ષટ્સંધિયુક્ત છંદ (hexameter) સિદ્ધ કરવાનો પ્રયોગ થયો. પણ આ પ્રયોગ નિષ્ફળ ગયો. અંગ્રેજી ભાષામાં તીવ્ર સ્વરભાર (accent) છે. અંગ્રેજી ભાષાના લયમાં આરોહ છે. એથી આયંબિક લય એ અંગ્રેજી ભાષાનો સહજ, સરલ, સ્વાભાવિક લય છે. આયંબિક સંધિનાં ચાર કે પાંચ આવર્તનોની પંક્તિ એ અંગ્રેજી કવિતામાં સૌથી વધુ અનુકૂળ કદની—નહીં બહુ લાંબી, નહીં બહુ ટૂંકી એવી—પંક્તિ છે. આ કારણે એ પ્રયોગ નિષ્ફળ ગયો. પણ આ જ કારણે જ્યારે ૧૫૪૦માં હેન્રી હાવર્ડ, અર્લ ઑફ સરેને લેટિન મહાકવિ વર્જિલના મહાકાવ્ય 'ઈનીડ' (Aeneid)નો –'ઈનીડ'ના બાર સર્ગ (liber)માંથી બે સર્ગનો, દ્વિતીય અને ચતુર્થ સર્ગનો—અનુવાદ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારે એનો બ્લૅંક વર્સનો પ્રયોગ સફળ થયો. હાર્વી આદિ સમકાલીન અંગ્રેજ કવિઓના પૂર્વોક્ત ષટ્સંધિયુક્ત છંદની અનુકરણશીલતા પ્રત્યેના અને પ્રાચીન અંગ્રેજી કવિઓના પૂર્વોક્ત અનુપ્રાસયુક્ત છંદની અરાજકતા પ્રત્યેના અણગમાને કારણે અને સમકાલીન ઈટાલિયન કવિ મોલ્ઝાએ ૧૫૩૯માં વેનિસમાં ઈટાલિયન ભાષામાં 'ઈનીડ'નો અનુવાદ જે પ્રાસરહિત એકાદશશ્રુતિયુક્ત છંદ (unrhymed hendeca syllable)–પ્રવાહી પદ્ય વેર્સિ સ્કિઓલ્તિ (versi sciolti)–માં પ્રસિદ્ધ કર્યો હતો અને પ્રશિષ્ટતા અને પ્રવાહિતા પ્રત્યેના આકર્ષણને કારણે એણે ચોસર આદિએ જે પંચસંધિયુક્ત યુગ્મ સિદ્ધ કર્યું હતું એને પ્રાસમુક્ત કર્યું અને પ્રાસરહિત પાંચ આયંબિક સંધિની પંક્તિ—unrhymed iambic pentameter—માં બ્લૅંક વર્સ સિદ્ધ કર્યો. આ છે ટૂંકમાં અંગ્રેજી બ્લૅંક વર્સની પૂર્વભૂમિકા.

આમ, એક પ્રશિષ્ટ મહાકાવ્યના અનુવાદ અર્થે અંગ્રેજી બ્લૅંક વર્સનો જન્મ થયો છે. જે પૂર્વોક્ત કારણે બ્લૅંક વર્સનો પ્રયોગ સફળ થયો એ જ કારણે અંગ્રેજી ભાષાની બેતૃતીયાંશ કવિતા અને સર્વશ્રેષ્ઠ કવિતા બ્લૅંક વર્સમાં છે. અંગ્રેજી બ્લૅંક વર્સ એ એક મહાન બૌદ્ધિક ક્રાંતિની સરજત છે એથી એમાં માનવચિત્તની એકેએક ગતિ–વિધિને અનુકૂળ, અર્થ અને ભાવના એકેએક આરોહ–અવરોહને અનુરૂપ એવી મુક્તિ અને મોકળાશ છે, એવી પ્રવાહિતા છે. અંગ્રેજી ભાષાના ત્રણે ઉત્તમ કવિએ શેક્સ્પિયર, મિલ્ટન અને વર્ડ્ઝવર્થની કવિતા અને ત્રણે પ્રકારની ઉત્તમ કવિતા–પદ્યનાટક, મહાકાવ્ય અને ચિન્તનોર્મિકાવ્ય બ્લૅંક વર્સમાં છે શેક્સ્પિયરનાં પદ્યનાટકોમાં મિલ્ટનના મહાકાવ્ય 'પૅરેડાઈઝ લૉસ્ટ'માં, વર્ડ્ઝવર્થના સુદીર્ઘ કાવ્ય 'ધ પ્રીલ્યુડ'માં અને ચિન્તનોર્મિકાવ્ય 'ટિન્ટર્ન ઍબી'માં તથા ટેનિસન અને બ્રાઉનિંગનાં લઘુમધ્યમ કદનાં નાટ્યોર્મિકાવ્યોમાં બ્લૅંક વર્સની શ્રીમત્તા અને ઊર્જિતતા પ્રગટ થાય છે. અલબત્ત અગેયતા, પ્રાસરહિતત્વ, યતિસ્વાતંત્ર્યસહિતત્વ, અર્થપ્રવહણ, મહાવાક્ય, વાક્યવ્યય અને વિપુલ ગણવિકલ્પ—આ અંગ્રેજી બ્લૅંક વર્સનાં મુખ્ય લક્ષણો છે. આ લક્ષણોને કારણે અંગ્રેજી બ્લૅંક વર્સ એ જગતકવિતામાં સર્વશ્રેષ્ઠ પ્રવાહી પદ્ય છે.

અર્વાચીન ગુજરાતી કવિઓમાં એકમાત્ર બલવન્તરાયને જ ગુજરાતીમાં મિલ્ટનની પરંપરાનું મહાકાવ્ય સિદ્ધ કરવાની મહત્ત્વાકાંક્ષા હતી. એથી એમણે ગુજરાતીમાં અંગ્રેજી બ્લૅંક વર્સ જેવું પ્રવાહી પદ્ય સિદ્ધ કરવાનો સર્વપ્રથમ પ્રયોગ કર્યો છે. અને અહીં મારે એ પણ તરત જ ઉમેરવું જોઈએ કે સર્વશ્રેષ્ઠ પ્રયોગ કર્યો છે. બલવન્તરાયમાં મહાકવિની પ્રતિભા ન હતી, પણ એક મહાન ઊર્મિકવિની પ્રતિભા તો હતી જ. એથી એમણે ગુજરાતીમાં મિલ્ટનની પરંપરાનું મહાકાવ્ય તો સિદ્ધ ન કર્યું પણ વર્ડ્ઝવર્થની પરંપરાનું ચિન્તનોર્મિકાવ્ય તથા સૉનેટ, ઓડ આદિ લઘુમધ્યમ કદનું ચિન્તનોર્મિકાવ્ય તો સિદ્ધ કર્યું જ. એમણે પૃથ્વીમાં ગુજરાતીમાં અંગ્રેજી બ્લૅંક વર્સ જેવું પ્રવાહી પદ્ય તો સિદ્ધ ન કર્યું પણ લઘુમધ્યમ કદના ચિન્તનોર્મિકાવ્ય માટે પર્યાપ્ત એવું પ્રવાહી પદ્ય તો સિદ્ધ કર્યું જ. ત્યાર પછી અનુકાલીન કવિઓમાં રામનારાયણ, સુન્દરમ્ અને ઉમાશંકરે બલવન્તરાયના પ્રવાહી પદ્યની પરંપરામાં વિશેષ પ્રયોગ કર્યો અને પ્રવાહી પદ્યને વધુ સધ્ધર અને સમૃદ્ધ કર્યું છે. આ અનુકાલીન કવિઓમાં એક માત્ર ઉમાશંકરને જ ગુજરાતીમાં પદ્યનાટક—શેક્સ્પિયર આદિની અંગ્રેજી પદ્યનાટકની પરંપરાનું પદ્યનાટક સિદ્ધ કરવાની મહત્ત્વાકાંક્ષા છે. એથી એમણે ગુજરાતીમાં પદ્યનાટકને માટે પર્યાપ્ત એવું પ્રવાહી પદ્ય સિદ્ધ કરવાનો પ્રયોગ કર્યો છે. એથી દૂર સુદૂરના ભવિષ્યમાં ગુજરાતી પદ્યનાટક અને એને માટે પર્યાપ્ત એવું પ્રવાહી પદ્ય – અલબત્ત, હજુ અનેક વિશેષ પ્રયોગ પછી–સિદ્ધ થશે એવી આશા અવશ્ય પ્રગટે છે.

બલવન્તરાયે ગુજરાતીમાં પ્રવાહી પદ્ય સિદ્ધ કરવાનો સર્વપ્રથમ પ્રયોગ કર્યો એટલું જ નહીં પણ એમણે ગુજરાતીમાં પ્રવાહી પદ્ય વિશે સર્વપ્રથમ તાત્ત્વિક વિવેચન પણ કર્યું છે. અને અહીં મારે એ પણ તરત જ ઉમેરવું જોઈએ કે સર્વશ્રેષ્ઠ તાત્ત્વિક વિવેચન કર્યું છે. એમણે ૧૯૧૭માં 'ભણકાર'માં આરંભે 'શુદ્ધ (અગેય) પદ્ય' એ શીર્ષકથી જે લઘુનિબંધ પ્રગટ કર્યો તે ગુજરાતીમાં પ્રવાહી પદ્ય વિશે સર્વપ્રથમ અને સર્વશ્રેષ્ઠ તાત્ત્વિક વિવેચન છે. ત્યાર પછી રામનારાયણે ૧૯૩૩માં 'અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્ય'માં પ્રવાહી પદ્ય વિશે વધુ વિગતથી અને વધુ વિસ્તારથી, વધુ દાખલા–દલીલો સાથે અને વધુ ઐતિહાસિક ભૂમિકા સાથે એવું જ તાત્ત્વિક વિવેચન કર્યું છે. આ બે વિવેચનોમાં પૃથ્વીમાં યતિસ્વાતંત્ર્ય શક્ય છે અને એથી પ્રવાહી પદ્ય શક્ય છે એ વિશે સહમતી છે. પણ પૃથ્વીમાં યતિસ્વાતંત્ર્યની બે વિગતો – સંપૂર્ણ મધ્યયતિસ્વાતંત્ર્ય અને સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય – વિશે મતભેદ છે, એટલે કે પૃથ્વીમાં કેવું અને કેટલું યતિસ્વાતંત્ર્ય શક્ય છે, કેવું અને કેટલું પ્રવાહી પદ્ય શક્ય છે એ વિશે મતભેદ છે.

બલવન્તરાય જેમાં અર્થપ્રવાહની આજ્ઞા પ્રમાણે પંક્તિમાં ગમે તે શ્રુતિએ યથેચ્છ યતિ આવે, વળી એકથી વિશેષ બે, ત્રણ, ચાર યતિ પણ આવે એવી એકવીસ પંક્તિઓનાં ઉદાહરણોથી પૃથ્વીમાં સંપૂર્ણ મધ્યયતિસ્વાતંત્ર્ય શક્ય છે એ સ્પષ્ટ કરે છે. અને પછી જેમાં પંક્તિને અંતે છંદોવિરામ આવે ત્યાં કોઈ પણ પ્રકારનો – પૂર્ણ, અર્ધ કે અલ્પ–અર્થવિરામ ન આવે એવી ચાર પંક્તિઓનાં ઉદાહરણોથી પૃથ્વીમાં 'પંક્તિના અંતની યતિ સૌથી વધારે દૃઢ અને દીર્ઘ એ નિયમ સામાન્ય રીતે જ પળાય છે; એક આવશ્યક નિયમ તરીકે નહીં'. અને અપવાદ રૂપ પંક્તિઓ વિરલ નહીં પણ છૂટથી આવે છે. તેમાં કેટલીક વાર એમ પણ બને છે કે પંક્તિના અંતની યતિ છેક અછડતી કે નહીં જેવી

થઈ જાય છે.' એવું વિધાન કરે છે એમાં, પૃથ્વીમાં યતિસ્વાતંત્ર્ય વિશેની એમની સમગ્ર ચર્ચાવિચારણાના સંદર્ભમાં, પૃથ્વીમાં મધ્યયતિસ્વાતંત્ર્ય જેવું અને જેટલું જ અંત્યયતિસ્વાતંત્ર્ય એટલે કે સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય શક્ય છે એવું એમનું સૂચન છે.

રામનારાયણ બલવન્તરાયનાં જ ઉદાહરણોનું સ્મરણ કરી–કરાવીને 'તેની પંક્તિમાં ગમે ત્યાં યતિ મૂકી શકાય છે.' એવું વિધાન કરે છે એમાં પૃથ્વીમાં સંપૂર્ણ મધ્યયતિસ્વાતંત્ર્ય શક્ય છે એ સ્પષ્ટ કરે છે. પણ પછી ' એની પંક્તિમાં પિંગલનો યતિ નથી એ સાચું, એની પંક્તિની અંદર યતિ રમી શકે એ સાચું, પણ તેની પંક્તિના અંતનો યતિ તદ્દન ઉડાવી દેવાય એમ હું માનતો નથી.' એવું વિધાન કરે છે એમાં પૃથ્વીમાં મધ્યયતિસ્વાતંત્ર્ય જેવું અને જેટલું જ અંત્યયતિસ્વાતંત્ર્ય એટલે કે સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય શક્ય નથી એવું એમનું સૂચન છે. અને પછી બલવન્તરાયના પૂર્વોક્ત વિધાનનું અવતરણ આપીને 'પ્રો. ઠાકોરે પણ અંત્ય યતિ સર્વથા ઉડાવી શકાય એવો દાવો કર્યો નથી' એવું વિધાન કરે છે અને પછી 'અર્થાત અંત્ય યતિ તદ્દન ઉડાવી શકતો નથી.' એવું પુનરુચ્ચારણ કરે છે. અલબત્ત, બલવન્તરાયે અહીં પૃથ્વીમાં સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય શક્ય છે એવો દાવો કર્યો નથી; પણ, હમણાં જ કહ્યું તેમ, એવું એમનું સૂચન છે. રામનારાયણે પણ અહીં, અલબત્ત, પૃથ્વીમાં સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય શક્ય નથી એવો દાવો કર્યો નથી, એવું એમનું સૂચન છે.

રામનારાયણ આ સૂચન પછી તરત જ 'પિંગલનાં સંસ્કૃત વૃત્તો સામાન્ય રીતે ચાર ચરણનાં ગણાય છે, પરંતુ પિંગલના એવા કેટલાક નિયમો છે જેથી એમ પણ કહી શકાય કે એ બધાં વૃત્તો દ્વિદલ છે; એટલે કે ચતુષ્પદ નહિ પણ દ્વિપદ છે.' એવું સ્મરણ કરી–કરાવીને 'આ રીતે જૂના પૃથ્વીમાં પણ બે પંક્તિ ભેગી બોલાઈ શકાતી અને આપણા પૃથ્વીમાં પણ એવી રીતે એક પંક્તિ અંતની યતિ વિના બીજી જોડે અર્થવેગથી સાંધી શકાય પણ બે પંક્તિથી વધારે દૂર હું ધારું છું ન જઈ શકાય.' એવું વિધાન કરે છે એમાં એમના પૂર્વોક્ત સૂચનનો પુનર્વિચાર કરે છે અને એમાં પૃથ્વીમાં એક સાથે એક પંક્તિમાં સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય શક્ય છે પણ પૃથ્વીમાં એક સાથે એકથી વધુ પંક્તિઓમાં સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય શક્ય નથી એવું એમનું એક નવું સૂચન છે.

જો કે બલવન્તરાયે ૧૯૪૬માં 'કવિતાશિક્ષણ'ની બીજી આવૃત્તિમાં અંતે 'શુદ્ધ (અગેય) પદ્યનું પુનર્મુદ્રણ કર્યું છે. એમાં ચાર પંક્તિઓનાં ઉદાહરણો પછી તરત જ 'અને આમ પંક્તિ છેડે યતિ છેક ઉડી પણ જાય, અને બે પાસે પાસેની પંક્તિએ સંધાઈ જઈ રચના પરંપરિત અથવા પ્રવાહની અખંગતાવાળી બને.' એવું નવું વિધાન ઉમેર્યું છે સ્પષ્ટ જ છે કે રામનારાયણે ૧૯૩૩માં જે વિધાન કર્યું તે બલવન્તરાયે વાંચ્યું જ હોય. એટલે રતે બલવન્તરાયે રામનારાયણના જ વિધાનમાંના કેટલા શબ્દો દ્વારા આ નવું વિધાન ઉમેર્યું છે. એથી જાણે બલવન્તરાયનું આ નવું વિધાન એ રામનારાયણના વિધાનના પ્રત્યુત્તરરૂપે, પ્રતિકારરૂપે ન હોય ! એમાં તે બલવન્તરાયે પૃથ્વીમાં સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય શક્ય છે એવો દાવો જ કર્યો છે. જો કે એમાં પૃથ્વીમાં એક સાથે એકથી વધુ પંક્તિઓમાં સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય શક્ય છે એવો દાવો કર્યો નથી એવું સૂચન કે વિધાન પણ કર્યું નથી. પણ એમાં ૧૯૧૭માં 'ભણકાર'માં પૃથ્વીમાં એક સાથે બે પંક્તિઓમાં પાંચ વાર અને એક સાથે ત્રણ પંક્તિઓમાં એક વાર સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય સિદ્ધ, અલબત્ત કર્યું છે.

પણ રામનારાયણે ૧૯૫૫માં 'બૃહત પિંગલ'માં પણ '...કોઈ પણ અનાવૃત્ત સંધિ વૃત્તને સળંગ કરતાં મુશ્કેલી એ આવે છે કે એના સંવાદનું એકમ પંક્તિના આદિથી શરૂ થઈ અંતે યતિ આવે છે ત્યાં પૂરું થાય છે...વૃત્તોની રચનામાં મેળનું એકમ વ્યક્ત થવા પંક્તિનો અંત વ્યક્ત થવો જ જોઈએ. વૃત્તોમાં...ખરો વિરામ શ્લોકાર્ધ એટલે બે પંક્તિએ આવે છે, એટલે સામાન્ય રીતે વૃત્તોની પંક્તિઓ બે સુધી સળંગ કરી શકાય' એવું વિધાન કર્યું છે. એમાં એમણે ૧૯૩૩માં જે પૂર્વોક્ત વિધાન કર્યું એનું જ પુનરુચ્ચારણ છે. એમાં પણ પૃથ્વીમાં એક સાથે એક પંક્તિમાં સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય શક્ય છે પણ પૃથ્વીમાં એક સાથે એકથી વધુ પંક્તિઓમાં સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય શક્ય નથી એવું એમનું પુનશ્ચ સૂચન છે.

બલવન્તરાય જેમ પૃથ્વીમાં યથેચ્છ મધ્યયતિ અને યથેચ્છ અંત્યયતિ એટલે કે સંપૂર્ણ મધ્યયતિ–સ્વાતંત્ર્ય અને સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય શક્ય છે એ સ્પષ્ટ કરે છે તેમ જ એના જ અનુસંધાનમાં, એના જ અનિવાર્ય પરિણામરૂપે 'વાક્યાન્ત શ્લોકાન્તે, શ્લોકાર્ધને અન્તે કે પંક્તિને અન્તે જ આવે એવી કશી આવશ્યકતા નથી. અર્થ અને ભાવના વહન પ્રમાણે વાક્યાન્ત જ્યાં આવવાનો હોય ત્યાં ભલે આવે.' એવું વિધાન કરે છે એમાં પૃથ્વીમાં યથેચ્છ વાક્યાન્ત એટલે કે સંપૂર્ણ વાક્યાન્તસ્વાતંત્ર્ય શક્ય છે, અન્ય શબ્દોમાં કહેવું હોય તો પૃથ્વીમાં મહાવાક્ય (period) અને વાક્યોચ્ચય (વાક્યકલાપ, પરિચ્છેદ, paragraph) શક્ય છે એ સ્પષ્ટ કરે છે. અલબત્ત, એમણે ઉદાહરણો – ૧૯૪૫માં પૂર્વોક્ત પુનર્મુદ્રણ કર્યું ત્યારે પાદટીપરૂપે ઉમેર્યું છે 'મૂલ નિબંધ લખતાં આવાં દાખલા પણ અહીં મૂકવા તારવેલા, પરંતુ ટુંકાણ માટે નિબંધને છેવટનું રૂપ આપ્યું ત્યારે છોડી દીધા' તે કારણે – આપ્યાં નથી, પણ 'ભણકાર' (૧૯૧૭)માં એનાં કેટલાંક ઉદાહરણો છે.

રામનારાયણ જેમ પૃથ્વીમાં એક સાથે એક પંક્તિમાં સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય શક્ય છે પણ પૃથ્વીમાં એક સાથે એકથી વધુ પંક્તિઓમાં સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય શક્ય નથી એવું સૂચન કરે છે તેમ જ એના અનુસંધાનમાં, એના જ અનિવાર્ય પરિણામરૂપે 'જો કે વાક્યો એક પંક્તિમાંથી વહી બીજીમાં જઈ શકે છે, અને વાક્યનાં અર્થવિરામો પંક્તિમાં ગમે ત્યાં લાવીને પાઠ થઈ શકે છે, છતાં પંક્તિ વચ્ચે જ્યાંથી વાક્ય શરૂ થતું હોય ત્યાંથી જ ઉપાડી તેનો પાઠ શરૂ કરી શકાતો નથી...પૃથ્વીનો સંવાદ પંક્તિને શરૂથી અંત સુધી વાંચો તો જ અખંડ રહે છે. વચમાંથી ઉપાડી બીજી પંક્તિની વચમાં છોડી દો તો તે પંક્તિ સંવાદ વિનાની રહેશે...વાક્ય સ્વતંત્ર બોલવું હશે તો એમાં સંવાદ નહિ આવે. સંવાદ લાવવો હશે તો આગલો ભાગ મનમાં જોડીને પછી લાવી શકાશે. એટલે પૃથ્વીમાં ત્રણ ચાર પંક્તિને અંતરે વાક્યાન્ત ચરણાન્તે લાવી મૂકવું જ પડશે. નહિતર પઠન સ્ખલિત થશે અને ઘણીવાર વાંચનાર પઠનના મૂળ સંવાદથી ભૂલો પડી જશે.' એવું વિધાન કરે છે એમાં પૃથ્વીમાં પંક્તિની વચમાં વાક્યનો અર્ધવિરામ કે અલ્પવિરામ જ શક્ય છે, પૂર્ણવિરામ શક્ય નથી, અન્ય શબ્દોમાં કહેવું હોય તો પૃથ્વીમાં મધ્યયતિસ્વાતંત્ર્ય વાક્યના અર્ધ-વિરામ કે અલ્પવિરામમાં સીમિત છે, પૃથ્વીમાં વાક્યના પૂર્ણવિરામ દ્વારા મધ્યયતિસ્વાતંત્ર્ય શક્ય નથી, એટલે કે યથેચ્છ વાક્યાન્ત, સંપૂર્ણ વાક્યાન્ત-સ્વાતંત્ર્ય શક્ય નથી. પૃથ્વીમાં યથેચ્છ મધ્યયતિ, સંપૂર્ણ મધ્યયતિસ્વાતંત્ર્ય શક્ય નથી એવું એમનું સૂચન છે. વળી, એમાં પૃથ્વીમાં ત્રણ–ચાર પંક્તિઓનું જ વાક્ય

શક્ય છે, ત્રણ-ચારથી વધુ પંક્તિઓનું વાક્ય શક્ય નથી એટલે કે મહાવાક્ય શક્ય નથી એવું પણ એમનું સૂચન છે.

રામનારાયણે અંગ્રેજી બ્લૅંક વર્સના સંદર્ભમાં (અને બલવન્તરાયે અંત્યયતિસ્વાતંત્ર્ય અંગે જે ચાર પંક્તિઓનાં ઉદાહરણો આપ્યાં હતાં એમાંની જ એક પંક્તિના ઉદાહરણથી) આ વિધાન કર્યું છે. અંગ્રેજી બ્લૅંક વર્સની પંક્તિમાં એટલે કે આયંબિક પૅન્ટામીટરમાં, એનું નામ સૂચવે છે તેમ, એક નિશ્ચિત સંધિ (બીજ, લયએકમ, unit)-આયંબ—નાં પાંચ આવર્તનો છે. એથી ગુજરાતી પિંગલની પરિભાષામાં કહેવું હોય તો એ આવૃત્તસંધિ વૃત્ત છે. એથી એમાં 'ગમે ત્યાંથી વાક્ય ઉપાડી પાઠ કરો તો પણ તેનો સંવાદ એક જ તરેહનો હશે.' એ સાચું. જ્યારે પૃથ્વીમાં કોઈ એક નિશ્ચિત સંધિના આવર્તનો નથી. એથી એ અનાવૃત્તસંધિ વૃત્ત છે. એમાં સમગ્ર પંક્તિ જ લયએકમ છે. એથી 'પૃથ્વીનો સંવાદ પંક્તિને શરૂથી અંત સુધી વાંચો તો જ અખંડ રહે છે.' એ સાચું પણ એ માત્ર સિદ્ધાંતમાં જ (in theory) સાચું, તર્ક તરીકે જ (notional) સાચું. 'વાક્ય સ્વતંત્ર બોલવું હશે તો તેમાં સંવાદ નહિ આવે.' એ સાચું. પણ વ્યવહારમાં, વાસ્તવમાં ક્યારેય આમ 'પંક્તિ વચ્ચે જ્યાંથી વાક્ય શરૂ થતું હોય ત્યાંથી જ ઉપાડી તેનો પાઠ શરૂ કરવાની' અને 'વચમાંથી ઉપાડી બીજી પંક્તિની વચમાં છોડી દેવાની' પરિસ્થિતિ ઉપસ્થિત થતી જ નથી; ક્યારેય આમ 'વાક્ય સ્વતંત્ર બોલવાનો' પ્રસંગ પ્રાપ્ત થતો જ નથી; કારણ કે જ્યારે કાવ્યનું પઠન થાય છે ત્યારે વચમાંથી કોઈ એકાદ વાક્યનું સ્વતંત્ર પઠન થતું જ નથી, સમગ્ર કાવ્યનું આદિથી અંત લગી સતત પઠન થાય છે. એથી જ્યારે કાવ્યમાં જે વાક્યનો આરંભ પંક્તિની વચમાં અને અંત પંક્તિની વચમાં થાય એ વાક્યની પૂર્વે અને એ વાક્યની પછી વાક્ય તો હોય જ છે. અને પૂર્વેના વાક્યનું પઠન થાય પછી જ પ્રસ્તુત વાક્યનું પઠન થાય છે એથી વ્યવહારમાં, વાસ્તવમાં 'સંવાદ લાવવો હશે તો આગલો ભાગ મનમાં જોડીને પછી જ લાવી શકાશે.' એ સાચું નથી. કારણ કે ત્યારે સંવાદ અસ્તિત્વમાં હોય જ છે. અને પ્રસ્તુત વાક્યનું પઠન થાય પછી પણ તે પછીનું વાક્ય તો અસ્તિત્વમાં હોય જ છે. એથી વ્યવહારમાં, વાસ્તવમાં 'વચમાંથી ઉપાડી બીજી પંક્તિની વચમાં છોડી દો તો તે પંક્તિ સંવાદ વિનાની રહેશે.' અને 'પૃથ્વીમાં ત્રણ ચાર પંક્તિને અંતરે વાક્યાન્ત ચરણાન્તે લાવી મૂકવું જ પડશે. નહિતર પઠન સ્ખલિત થશે અને ઘણીવાર વાંચનાર પઠનના મૂળ સંવાદથી ભૂલો પડી જશે' એ સાચું નથી. કારણ કે પછીનું વાક્ય અસ્તિત્વમાં હોય જ છે અને એનું પઠન થાય છે. એથી સંવાદ અસ્તિત્વમાં હોય જ છે. વ્યવહારમાં, વાસ્તવમાં એ એકમાત્ર કાવ્યના કે કાવ્યના કોઈપણ પરિચ્છેદના પ્રથમ વાક્ય અને અંતિમ વાક્યના સંદર્ભમાં જ આ વિધાન સાચું છે. પણ કોઈપણ કવિ, શું પૃથ્વીમાં કે શું અંગ્રેજી બ્લૅંક વર્સમાં, કાવ્યના કે કાવ્યના કોઈ પણ પરિચ્છેદના પ્રથમ વાક્યનો આરંભ અને અંતિમ વાક્યને અંત પંક્તિની વચમાં ક્યાંય યોજતો નથી. અંગ્રેજી બ્લૅંક વર્સ તો આવૃત્તસંધિ વૃત્ત છે છતાં પ્રત્યેક અંગ્રેજ કવિ – અંગ્રેજી બ્લૅંક વર્સમાં સૌ પ્રકારનું અને સૌથી વધુ પ્રમાણનું સ્વાતંત્ર્ય સિદ્ધ કરનાર કવિ મિલ્ટન સુધ્ધાં – કાવ્યના કે કાવ્યના કોઈ પણ પરિચ્છેદના પ્રથમ વાક્યનો આરંભ પંક્તિના આરંભથી જ અને અંતિમ વાક્યનો અંત પંક્તિના અંતથી જ યોજે છે. આમ, રામનારાયણના આ વિધાનમાં અતિતર્ક અથવા તર્કનો અતિરેક છે.

વળી, પૃથ્વીમાં વાક્યનો આરંભ અને અંત પંક્તિની વચમાં શક્ય નથી એવું એમનું સૂચન છે. એથી પૃથ્વીમાં વાક્યનો આરભ પંક્તિના આરંભથી અને વાક્યનો અંત પંક્તિના અંતથી જ શક્ય છે એવું પણ એમાં એમનું સૂચન છે. એથી વાક્યનો અંત પંક્તિના અંતે એટલે કે 'વાક્યાન્ત ચરણાન્તે લાવી મૂકવું જ પડશે' એ સતર્ક છે. પણ 'ત્રણ ચાર પંક્તિને અંતરે' જ કેમ ? ત્રણ ચારથી વધુ પંક્તિઓને અંતરે કેમ નહીં ? વાક્યાન્ત ચરણાન્તે લાવી મૂકવું અનિવાર્ય છે. પણ ત્રણ ચાર પંક્તિને અંતરે વાક્યાન્ત ચરણાન્તે લાવી મૂકવું અનિવાર્ય નથી. ત્રણ ચારથી વધુ પંક્તિઓને અંતરે પણ વાક્યાન્ત ચરણાન્તે લાવી મૂકી શકાય. એથી 'એટલે પૃથ્વીમાં ત્રણ ચાર પંક્તિને અંતરે વાક્યાન્ત ચરણાન્તે લાવી મૂકવું જ પડશે.' એ વિધાનમાં પણ અતર્ક અથવા તર્કનો અભાવ છે.

એથી સ્તો બલવન્તરાયે ૧૯૪૨માં 'ભણકાર'માં 'ટિપ્પણ'માં 'આરોહણ' પરના ટિપ્પણમાં, કાન્ત આદિ મિત્રો સાથેની બ્લૅંક વર્સ તરીકે પૃથ્વીની યોગ્યતા વિશેની ચર્ચાવિચારણાનું સ્મરણ કરી – કરાવીને 'પંક્તિના આરંભથી જ નહીં, પંક્તિમાં લગભગ ગમે તે સ્થાનના અક્ષરથી આરંભિયે તો પણ આગળ ચાલતા પૃથ્વીનો જ લય મળી રહે છે, આ વૃત્તમાં જ. ...છંદના લયને ઈજા વગર વિરમી પણ શકિયે લગભગ ગમે ત્યાં, એક પૃથ્વી વૃત્તમાં જ. વળી ગમે ત્યાં એટલે અર્થભાવાદિ માગી લે ત્યાં.' એવું વિધાન કર્યું છે. એમાં એમણે ૧૯૧૭માં વાક્યાન્ત વિશે જે પૂર્વોક્ત વિધાન કર્યું છે એનું જ પુનરુચ્ચારણ છે. અહીં પણ સ્પષ્ટ જ છે કે રામનારાયણે ૧૯૩૩માં જે વિધાન કર્યું તે બલવન્તરાયે વાંચ્યું જ હોય. એટલે સ્તો બલવન્તરાયે રામનારાયણના જ વિધાનમાંના શબ્દ 'સંવાદ'ના પાઠાન્તરે 'લય' શબ્દ દ્વારા આ પુનરુચ્ચારણ કર્યું છે. એથી જાણે બલવન્તરાયનું આ પુનરુચ્ચારણ એ રામનારાયણના વિધાનના પ્રત્યુત્તરરૂપે, પ્રતિકારરૂપે ન હોય ! એમાં પણ પૃથ્વીમાં સંપૂર્ણ વાક્યાન્તસ્વાતંત્ર્ય શક્ય છે એ સ્પષ્ટ કર્યું છે.

તો રામનારાયણે ૧૯૫૫માં 'બૃહત્ પિંગલ'માં પણ 'પૃથ્વીનો મેળ આવર્તનાત્મક નથી, તેમાં આદિ, મધ્ય અને અંત છે, એટલે તેમાં વાક્ય ગમે ત્યાંથી શરૂ કરી ગમે ત્યાં પૂરું કરતાં તેનો મેળ અખંડ આવી શકશે નહીં...એ મેળનું એકમ પંક્તિના આદિથી અત સુધી બોલતાં જ વ્યક્ત થાય છે.' એવું વિધાન કર્યું છે. એમાં એમણે ૧૯૩૩માં જે ઉદાહરણથી વાક્યાન્ત વિશે જે પૂર્વોક્ત વિધાન કર્યું છે એનું જ એ ઉદાહરણથી જ પુનરુચ્ચારણ કર્યું છે. એમાં પણ પૃથ્વીમાં યથેચ્છ વાક્યાન્ત, સંપૂર્ણ વાક્યાન્તસ્વાતંત્ર્ય શક્ય નથી, પૃથ્વીમાં યથેચ્છ મધ્યયતિ, સંપૂર્ણ મધ્યયતિસ્વાતંત્ર્ય શક્ય નથી એવું એમનું સૂચન છે.

બલવન્તરાય ૧૯૧૭માં 'ભણકાર'માં 'શુદ્ધ (અગેય) પદ્ય'માં પૃથ્વીમાં યથેચ્છ મધ્યયતિ, સંપૂર્ણ મધ્યયતિસ્વાતંત્ર્ય; યથેચ્છ અંત્યયતિ, સંપૂણ અંત્યયતિસ્વાતંત્ર્ય; યથેચ્છ વાક્યાન્ત, સંપૂર્ણ વાક્યાન્તસ્વાતંત્ર્ય અને મહાવાક્ય શક્ય છે એ સ્પષ્ટ કરે છે અને ૧૯૪૨માં 'ભણકાર'માં 'ટિપ્પણ'માં અને ૧૯૪૫માં 'કવિતાશિક્ષણ'માં 'શુદ્ધ (અગેય) પદ્ય'ના પુનર્મુદ્રણમાં એનું પુનરુચ્ચારણ કરે છે. રામનારાયણ ૧૯૩૩માં 'અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્ય'માં પૃથ્વીમાં મધ્યયતિ વાક્યના અર્ધવિરામ કે અલ્પવિરામમાં સીમિત છે, અંત્યયતિ એક સાથે એક પંક્તિમાં સીમિત છે, વાક્યાન્ત ચરણાન્તમાં સીમિત છે અને વાક્ય ત્રણ ચાર પંક્તિઓમાં સીમિત

છે એથી પૃથ્વીમાં યથેચ્છ મધ્યયતિ, સંપૂર્ણ મધ્યયતિસ્વાતંત્ર્ય, યથેચ્છ અંત્યયતિ, સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય, યથેચ્છ વાક્યાન્ત, સંપૂર્ણ વાક્યાન્તસ્વાતંત્ર્ય અને મહાવાક્ય શક્ય નથી એવું સૂચન કરે છે અને ૧૯૫૫માં 'બૃહત્ પિંગલ'માં એનું પુનરુચ્ચારણ કરે છે. આમ, બલવન્તરાય અને રામનારાયણના વિવેચનમાં પૃથ્વીમાં યતિસ્વાતંત્ર્ય અને વાક્યાન્ત વિશે મતભેદ છે અને હંમેશનો મતભેદ છે.

બલવન્તરાયે ૧૯૧૭માં એમનું વિવેચન કર્યું ત્યારે એમની સમક્ષ 'ભણકાર'માં પૃથ્વીમાં પોતાનાં અગિયાર કાવ્યોની ત્રણસો ને ત્રાણું પંક્તિઓ હતી. એમાંથી ત્રણ કાવ્યોમાં એમાંની બેતાલીસ પંક્તિઓમાં એકે પંક્તિમાં 'અંત્યયતિસ્વાતંત્ર્ય ન હતું. બાકીનાં આઠ કાવ્યોમાં એમાંની ત્રણસો ને એકાવન પંક્તિઓમાં પચાસ પંક્તિઓમાં એક સાથે એક પંક્તિમાં સાડત્રીસ વાર, એક સાથે બે પંક્તિઓમાં પાંચ વાર અને એક સાથે ત્રણ પંક્તિઓમાં એક વાર એમ ત્રેંતાલીસ વાર અંત્યયતિસ્વાતંત્ર્ય હતું. વળી એમાંથી ચાર કાવ્યોમાં એમાંની છપ્પન પંક્તિઓમાં ચારથી વધુ પંક્તિઓ પછી એક પણ વાર વાક્યાન્ત ચરણાન્તે લાવી મૂકવામાં આવ્યો ન હતો. બાકીનાં સાત કાવ્યોમાં એમાંની ત્રણસો ને સાડત્રીસ પંક્તિઓમાં પાંચ પંક્તિઓ પછી પાંચ વાર, છ પંક્તિઓ પછી ચાર વાર, સાત પંક્તિઓ પછી બે વાર, આઠ પંક્તિઓ પછી બે વાર, અગિયાર પંક્તિઓ પછી એક વાર અને સોળ પંક્તિઓ પછી એક વાર એમ પંદર વાર ચારથી વધુ પંક્તિઓ પછી વાક્યાન્ત ચરણાન્તે લાવી મૂકવામાં આવ્યો હતો. વળી એમાંના એક કાવ્યમાં એક વાર વાક્યનો આરંભ પંક્તિની વચમાં અને વાક્યનો અંત તે પછીની જ પંક્તિની વચમાં યોજ્યો હતો. પછી રામનારાયણે ૧૯૩૩માં એમનું વિવેચન કર્યું ત્યારે એમની સમક્ષ બલવન્ત રાયની આ પંક્તિઓ ઉપરાંત બલવન્તરાયનાં 'ભણકાર ધારા ૨' (૧૯૨૮)માં પૃથ્વીમાં આઠ કાવ્યોની એકસો ને બાર પંક્તિઓ હતી. એમાંથી બે કાવ્યોમાં એમાંની અઠ્ઠાવીસ પંક્તિઓમાં એકે પંક્તિમાં અંત્યયતિસ્વાતંત્ર્ય ન હતું. બાકીનાં છ કાવ્યોમાં એમાંની ચોર્યાસી પંક્તિઓમાં પચીસ પંક્તિઓમાં એકસાથે એક પંક્તિમાં ત્રણ વાર, એક સાથે બે પંક્તિઓમાં આઠ વાર અને એક સાથે ત્રણ પંક્તિઓમાં બે વાર એમ તેર વાર અંત્યયતિસ્વાતંત્ર્ય હતું. વળી એમાં એક કાવ્યમાં એમાંની ચૌદ પંક્તિઓમાં ચારથી વધુ પંક્તિઓ પછી એક પણ વાર વાક્યાન્ત ચરણાન્તે લાવી મૂકવામાં આવ્યો ન હતો. બાકીનાં સાત કાવ્યોમાં એમાંની અઠ્ઠાણું પંક્તિઓમાં પાંચ પંક્તિઓ પછી ત્રણ વાર, છ પંક્તિઓ પછી ચાર વાર અને આઠ પંક્તિઓ પછી એક વાર એમ આઠ વાર ચારથી વધુ પંક્તિઓ પછી વાક્યાન્ત ચરણાન્તે લાવી મૂકવામાં આવ્યો હતો. એમાંના એકે કાવ્યમાં વાક્યનો આરંભ પંક્તિની વચમાં અને વાક્યનો અંત પછીની કોઈ પંક્તિની વચમાં યોજ્યો ન હતો. આ ઉપરાંત 'શેષનાં કાવ્યો'માં ('ઉદધિને' ૧૯૩૩ પૂર્વેનું કાવ્ય હોય તો) પૃથ્વીમાં ૧૯૩૩ પૂર્વેનાં પોતાનાં પાંચ કાવ્યોની એકસો ને સાત પંક્તિઓ હતી. (એમાં એકે પંક્તિમાં અંત્યયતિસ્વાતંત્ર્ય ન હોય એવું એકે કાવ્ય ન હતું.) એમાં પાંત્રીસ પંક્તિઓમાં એક સાથે એક પંક્તિમાં એકત્રીસ વાર, એક સાથે બે પંક્તિઓમાં પાંચ વાર અને એક સાથે ચાર પંક્તિઓમાં એક વાર એમ સત્તાવીસ વાર અંત્યયતિસ્વાતંત્ર્ય હતું. વળી એમાં એક કાવ્યમાં એમાંની ચૌદ પંક્તિઓમાં ચારથી વધુ પંક્તિઓ પછી એક પણ વાર વાક્યાન્ત ચરણાન્તે લાવી મૂકવામાં આવ્યો

ન હતો. બાકીનાં ચાર કાવ્યોમાં એમાંની ત્રણું પંક્તિઓમાં પાંચ પંક્તિઓ પછી એક વાર, છ પંક્તિઓ પછી બે વાર, આઠ પંક્તિઓ પછી એક વાર, નવ પંક્તિઓ પછી એક વાર, અગિયાર પંક્તિઓ પછી એક વાર અને સત્તર પંક્તિઓ પછી એક વાર એમ સાત વાર ચારથી વધુ પંક્તિઓ પછી વાક્યાન્ત ચરણાન્તે લાવી મૂકવામાં આવ્યો હતો. એમાંના એકે કાવ્યમાં વાક્યનો આરંભ પંક્તિની વચમાં અને વાક્યનો અંત પછીની કોઈ પંક્તિની વચમાં યોજ્યો ન હતો. (આ ઉપરાંત સુન્દરમ્‌ના 'કાવ્યમંગલા'માં પૃથ્વીમાં ચાર કાવ્યોમાં બસો ને તેર પંક્તિઓ તથા ઉમાશંકરના 'ગંગોત્રી'માં પૃથ્વીમાં તેર કાવ્યોની ત્રણસો ને સત્યાશી પંક્તિઓ અને વળી એમના 'વિશ્વશાંતિ'માં પૃથ્વીની આડત્રીસ પંક્તિઓમાં પણ કેટલીક પંક્તિઓમાં વધુ અંત્યયતિ-સ્વાતંત્ર્ય અને વધુ વાક્યાન્તસ્વાતંત્ર્ય હતું.) આમ, ૧૯૩૩ લગીમાં પૃથ્વીમાં આટલાં જ કાવ્યો (કુલ બેતાલીસ કાવ્યો) અને એમાંની આટલી જ પંક્તિઓ (કુલ બારસો ને પચાસ પંક્તિઓ)માં આવું અને આટલું જ અંત્યયતિસ્વાતંત્ર્ય અને વાક્યાન્તસ્વાતંત્ર્ય હતું. એમાંથી પણ પૃથ્વીમાં સંપૂર્ણ સધ્યયતિસ્વાતંત્ર્ય, સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય, સંપૂર્ણ વાક્યાન્તસ્વાતંત્ર્ય અને મહાવાક્ય શક્ય છે એ કંઈક સ્પષ્ટ તો હતું જ. પણ ત્યાર પછી ૧૯૩૩થી આજ લગીમાં આ કવિઓનાં પૃથ્વીમાં અનેક કાવ્યો—અને આ સૌ કાવ્યો તો લઘુમધ્યમ કદનાં કાવ્યો છે—રચાયાં છે એથી એ વધુ ને વધુ સ્પષ્ટ થતું રહ્યું છે. ભવિષ્યમાં પૃથ્વીમાં પદ્યનાટક અને મહાકાવ્ય નહીં તો અનેક સુદીર્ઘ કાવ્યો પણ જ્યારે રચાશે ત્યારે એ સંપૂર્ણપણે સ્પષ્ટ થશે.

આમ, પૃથ્વીમાં અંગ્રેજી બ્લૅંક વર્સનાં મોટા ભાગનાં ગુણલક્ષણો — યથેચ્છ મધ્યયતિ, સંપૂર્ણ મધ્યયતિસ્વાતંત્ર્ય; યથેચ્છ અંત્યયતિ, સંપૂર્ણ અંત્યયતિસ્વાતંત્ર્ય, અર્થપ્રવહણ; યથેચ્છ વાક્યાન્ત, સંપૂર્ણ વાક્યાન્તસ્વાતંત્ર્ય, મહાવાક્ય અને વાક્યોચ્ચય શક્ય છે. એથી સ્તો બલવન્તરાયે ૧૯૪૨માં 'ભણકાર'માં 'ટિપ્પણ'માં 'આરોહણ' પરના ટિપ્પણમાં વિધાન કર્યું છે, '...ઇંગ્રેજી આયમ્બ-ધારા જે ગુણોને લઈને બ્લૅંક વર્સનું ઉત્તમ વાહન બની રહી છે તે ઘણે અંશે મુક્ત પૃથ્વીમાં પણ પ્રકાશી શકે.'

# આઠમા દાયકાની કવિતામાં પ્રયોગશીલ વલણો

રમણલાલ જોશી

વીસેક વર્ષ પહેલાં અમદાવાદમાં મળેલા છઠ્ઠા લેખકમિલનમાં સાહિત્યમાં પરંપરા એ પ્રયોગો વિષે નિબંધવાચન કરતાં મેં કહેલું : 'કલાકાર માત્ર પોતાના મનમાં જે મૂર્તિ છે એને શબ્દમાં ઉતારવા મથતો હોય છે — તે એક જાતનો યોગ કરતો હોય છે, પરંતુ સર્જકોમાં એક વર્ગ એવો હોય છે, જે આ યોગ વિશેષ રૂપે કરે છે — તે પ્ર-યોગ કરે છે. આવા સર્જકોને અભિવ્યક્તિનાં પ્રચલિત માધ્યમોથી સંતોષ થતો નથી — પોતાના વ્યવસાયની નવી તરકીબો અને નવા કીમિયા શોધવા અને અજમાવવા એ તેમની મુખ્ય પ્રવૃત્તિ થઈ રહે છે. સાહિત્યક્ષેત્ર આવા પ્રયોગોથી જીવંત રહે છે......('પરિમાણ', પૃ. ૨૬–૩૧).

તો આ પૂરા થતા આવતા આઠમા દશકની કવિતામાં ખરેખરાં પ્રયોગશીલ વલણોમાં કમાં દેખાય છે, અને અભિવ્યક્તિનાં પ્રચલિત માધ્યમોથી સંતુષ્ટ ન થતાં સર્જકો કઈ નવી તરકીબો યોજે છે એનો કાંઈક વિચાર કરવાનો ખ્યાલ છે. આરંભમાં એક વાતની સ્પષ્ટતા કરવી જરૂરી છે કે આવા પ્રયોગોવાળી કવિતા અનિવાર્યતયા ઊંચી કોટિની છે એવું વિવક્ષિત નથી, આમ કરનારા કવિઓ કંઈક જુદું કરે છે એટલું જ કહેવું છે. તેમની આ પ્રવૃત્તિ હમેશાં કલાસાધક નીવડે જ એવું પણ નથી. પણ કવિતાની રફતારમાં આ જાતની વૃત્તિશક્તિ હોવી એનું એક મૂલ્ય અવશ્ય છે. થોડાં ઉદાહરણોથી વાત કરું :

એક જન્મજાત બીમાર કન્યાની 'હરિ સાથે અમસ્તી વાત'નું સ્વ. જગદીશ જોષીએ કાવ્ય કર્યું છે. આ બીમાર કન્યાની વેદના એની ઉક્તિ રૂપે વ્યક્ત કરી છે. આ ઉક્તિમાં અભિવ્યક્તિની નવીન છટા ઊભી કરવાનો કવિએ પ્રયત્ન કર્યો છે. એની બીમારીના વર્ણનમાં ભાવવ્યત્યય કેવી રીતે સધાયો છે તે જોઈએ :

> મારી ચામડીના પાનેતરના લાલ રંગને
> ધોઈ ધોઈ સફેદ કરવામાં
> અને
> મારી પાંસળીમાંથી ઘડેલા
> ચૂડલાની કાંગરી કોતરવામાં જ
> મેં આ આયખું વિતાવ્યું છે.

હરિને 'યાર', 'લાલ', 'નાથ' અને છેવટે 'દેવ' રૂપે સંબોધતી આ કન્યાના મનોગતને ક્રમિક વિકસાવી અંતે 'યમદેવ' સાથે એનો પ્રાસ મેળવતાં કવિ કહે છે :

> હરિ, મારા દેવ !
> જલ્દી આવને ! !
> લોકો નાહક તારી નિંદા કરે છે...
> મારું જો ચાલતને તો
> હું
> તેઓને
> તને 'યમદેવ' કહી સંબોધવા ન દેત...

બીજી એક રચના પન્ના નાયકની જુઓ :

> આજે ભરભર શિયાળાના
> પીળા રણમાં
> ઝંખું છું

ગુલમહોરની ઝૂમતી જ્વાળાનો સ્પર્શ
પછી,
હું ખુદ વસંતપંચમી.

આમાં છેલ્લે ભાવ અત્યંત ત્વરિત ગતિએ ઊંચકાયો છે. છેલ્લે ચમત્કૃતિ સાધવાની રીત તદ્દન નવી છે. પીળા રણનું વાસ્તવ, ગુલમહોરના સ્પર્શની ઝંખના અને આ બંનેમાં કેટલું આંતરબળ છે તે 'હું ખુદ વસંતપંચમી'ના સાક્ષાત્કારમાં પરિણમે છે. ચિત્રો પાસેથી પણ કેવું કામ લેવાયું છે તે એમનાં આ અને અન્ય કાવ્યોમાં દેખાય છે. કવિતા લાઘવની કલા છે, પ્રાસ કે અનુપ્રાસની તરખટમાં બિલકુલ પડયા સિવાય પણ અનુભૂતિનો સ્પર્શ આપી શકાયો છે.

આધુનિક જીવનરીતિનો બધો પરિવેશ હાથવગો કર્યા પછી પણ કવિ અટકી જાય છે ત્યારે મૌન પાસેથી પણ કેવું કામ લેવાયું એથી આશ્ચર્યની આનંદાભૂતિ શક્ય બને છે. 'પ્રવેશ'ની અંતિમ રચનામાં :

છતાંય
મેં તો નીચે કોઈ ઝીલનારું છે એમ સમજી
મારી સઘળી ક્ષણોના સૂરને ભેગા કર્યા
એક દિવસ જોઉં તો
મારી કૂખમાં
ધૂધવાટા કરતું કાવ્ય

પણ સઘળી ક્ષણોના સૂરને ભેગા કરવાની ક્રિયા કેવી તો વેદનાજન્ય છે તે 'પ્રસંગ' આમ રજૂ થયો છે :

તીક્ષ્ણ ચપ્પુથી છેદાતાં ત્વચાનાં પડ
ટપકી ટપકી વહી આવતાં રક્તબિંદુઓ
લોહીલુહાણ
છતાંય વેદના જીરવતો પ્રસંગ...
ચાલો, કાવ્યજન્યનો પ્રસંગ ઠીક ઊકલી ગયો !

કાવ્યસર્જનની પ્રક્રિયા વિશે અનેક કવિઓએ પદ્યોદ્‌ગારો રજૂ કર્યા છે, એની વેદનાને પ્રસૂતિની વેદના સાથે સરખાવી છે પણ અત્યારનો કવિ કાવ્ય-જન્યના પ્રસંગને કેવી જુદી રીતે વ્યક્ત કરે છે તે ઉપરના દાખલાથી જણાય છે. જે જીવનનો એને અનુભવ છે તે જીવાતા જીવનના સંદર્ભને જ એ યોજે છે. પોતાના અનુભવની વાત પોતાના શબ્દોમાં કહે છે. અભિવ્યક્તિની પ્રચલિત લઢણોનો વિચ્છેદ એ અત્યારની પ્રયોગલક્ષી કવિતાનું એક પ્રધાન લક્ષણ છે.

અનિશ્ચિત ગદ્યપંક્તિઓની વચ્ચે ગૂંથાતા આવતા લય-ટુકડાઓ એક આગવી ભાત રચે છે. છેલ્લા બેચાર વર્ષમાં પ્રગટ થયેલા સંગ્રહોમાં એનાં અનેક ઉદાહરણો મળે છે. એવું જ પૌરાણિક સંદર્ભના વિનિયોગનું છે. 'અરે, કોઈ તો' (સ્વ. જગદીશ જોષી) રચનામાં નીચેની પંક્તિઓ આવે છે :

નીચલે માળથી વ્યાસ બૂમ પાડે છે :
કાલિદાસ ! તુકારામ ! અલ્યા નરસિંહ ! અરે,
કોઈ તો

ઇલેક્ટ્રિશિયનને બોલાવો !'
બાજુવાળાં મીરાંબેન સ્વસ્થ અવાજે કહે છે :
'અરે, ગિરિધર ! સાંભળે છે કે,–
પહેલાં મીણબત્તી તો લાવ...'

આખા માળામાં ફ્યૂઝ જતાં અંધારું થઈ ગયું છે અને મીણબત્તીની શોધાશોધ ચાલે છે ! જીવાતા જીવનની ઘટનામાંથી સર્વત્ર વ્યાપ્ત કારમા અંધકારની વ્યંજના કવિએ કેવી માર્મિક રીતે સ્ફુટ કરી છે ! પહેલાં ટૂંકી વાર્તા અને નવલકથામાં દેખાતું આ વલણ હવે આધુનિક કવિતામાં પણ સુપેરે વ્યક્ત થવા લાગ્યું છે એનું જ આ એક ઉદાહરણ છે. આ Mocking tone 'હું ×ο–Life : સમય' એ કાવ્યમાં સમયને કેરેકચર થઈ ગયું છે અને પોતે

પ્લાસ્ટરમાં અને છેવટે સમય પ્લાસ્ટરમાં એવા વિચિત્ર વ્યત્યય દ્વારા આધુનિક જીવનના ખાલીપાને ધારદાર રીતે રજૂ કર્યો છે. (આવો અન્ય કાવ્યોમાં દેખાતો અંગ્રેજી શબ્દોનો વિપુલ વિનિયોગ જુદો ઉલ્લેખ માગી લે છે.)

છેલ્લી પચ્ચીશીમાં દુનિયાભરના કવિઓની કવિતામાં જે હતાશા, ભગ્નાશપણું અને નિઃસહાયતા જોવા મળે છે તે જ છેલ્લા દશકાના ગણનાપાત્ર ગુજરાતી કવિઓની રચનાઓમાં દેખાય છે. સાંપ્રત ચેતનાને વાચા આપનારા કવિઓને અછાંદસ કવિતાનું માધ્યમ ખૂબ અનુકૂળ આવેલું છે. કૃતક ગદ્ય-કવિતાનો ધસમસતો પ્રવાહ આપણે છેલ્લાં વર્ષોમાં જોયો છે. દરેક જમાનામાં પ્રયોગશીલતાને નામે અધકચરી અને વિરૂપ વસ્તુઓના ફાલની ક્યારેય પણ કમીના હોતી નથી. જીવનનું સ્વરૂપ, એના અનુભવો અને એ અનુભવોનો અભિવ્યક્તિ સાથેનો અન્વય એ બાબત મહત્ત્વની છે. અર્થદૃષ્ટિએ અસંગત એવી પંક્તિઓની ગોઠવણીથી કાવ્ય થતું નથી. પોતાના 'રાઈટિંગ' નિબંધમાં ડબ્લ્યુ. એચ. ઓડેન કહે છે : A poet has to woo, not only his own muse but also Dame philology, and, for the beginner, the latter is the more important.' પદ્યને 'મુક્ત' રીતે પ્રયોજનારને તેણે રોબિન્સન ક્રૂઝો સાથે સરખાવ્યો છે, જે વેરાન ટાપુ ઉપર રહ્યો રહ્યો રસોઈ, ઇસ્તરી અને કપડાંને રફૂ કરવાનું જાતે જ કરે છે! અપવાદરૂપ કેસોમાં પરિણામ સારું આવે છે, અન્યથા તો ગંદવાડ જ! અછાંદસ કવિતામાં લાભશંકર, રાધેશ્યામ, સિતાંશુ, વિપિન પરીખ, સુરેશ દલાલ, હરીન્દ્ર, જગદીશ, ચંદ્રકાન્ત, પન્ના વ. નોંધપાત્ર કરી શકયાં છે અન્યથા અસંબદ્ધ ગદ્ય કશું પરિણામ નિપજાવી શકયું નથી.

છેલ્લા દશકાની કવિતામાં ગઝલના સ્વરૂપમાં જે પરિવર્તન આવ્યું તે ખાસ નોંધપાત્ર છે. પરંપરાગત ગઝલમાં આવતાં 'સનમ' અને 'સાકી'થી કે નિશ્ચિત 'રદીફ કાફિયા'થી વર્તમાન કવિ કંટાળી ગયો હતો. સાંપ્રતની સમસ્યા વ્યક્ત કરવા માટે તેણે ગઝલનો ઉપયોગ કર્યો. આ મુદ્દા પરત્વે ભગવતીકુમાર, આદિલ મનસુરી, હરીન્દ્ર દવે, ચિનુ મોદી અને મનહર મોદી ખાસ ઉલ્લેખપાત્ર છે. ગઝલના સ્થિતિસ્થાપક સ્વરૂપમાં કેટલુંક પરિવર્તન લાવવાના પ્રયોગો થયા છે. ગઝલનો પ્રત્યેક શેર એ સ્વાયત્ત એકમ રૂપ હતો એને બદલે ઊર્મિકાવ્યની જેમ એની ભાવાભિવ્યક્તિને સળંગ સાધવાનો અને અર્થાનુસારી વિરામો યોજવાના પ્રયોગ આપણા સિદ્ધ ગઝલકારો અને નવોદિતોએ કર્યા છે. એનાં ઉદાહરણો ગઝલસંચય 'નખશિખ'માં એક સાથે સુલભ થશે. ક્યારેક રદીફ–કાફિયાને પણ તિલાંજલિ આપીને પણ ગઝલની આબોહવા અકબંધ જાળવવાનો પ્રયત્ન ભગવતીકુમાર શર્માએ કર્યો છે. ગઝલને ગીતના લયમાં ઢાળવાનો પ્રયત્ન મનમાં વસી શકે એવો નથી. જયંત પાઠકની 'સાંજ' રચના એનું ઉદાહરણ છે. ગઝલ અને સોનેટને સેળભેળ કરી નાખવાનો પ્રયોગ માધવ રામાનુજે 'એક એવું ઘર મળે આ વિશ્વમાં'થી આરંભાતી 'અમે ઇચ્છયું એવું' એ રચનામાં કર્યો છે. છેલ્લી બે પંક્તિના યુગ્મમાં સોનેટની ચોટ કુશળતાપૂર્વક લાવી શકાઈ છે અને છતાં સમગ્ર પરિવેશ ગઝલનો જાળવ્યો છે! આ એક પ્રાણવાન પ્રયોગ છે. હાઈકુ–ગઝલનો પ્રયોગ મનોજ ખંડેરિયાએ 'નેવાં'માં કર્યો છે, પણ એ નથી રહેતું હાઈકુ કે નથી થતી ગઝલ! ફારસી શબ્દોની ભારોભાર ભરમારવાળી પહેલાંની ભાષા અને આજની સાદી, સંસ્કૃતિની છાંટવાળી અને ક્યારેક બોલચાલની ભંગિઓનો સફળ વિનિયોગ કરતી ભાતીગળ ભાષા વચ્ચેનો ફેર તરત ધ્યાનમાં આવશે. ગઝલ પરત્વે

પ્રયોગ ખાતર પ્રયોગના દાસ્યથી ચેતવા જેવું પણ ખરું. તા. ૧૬–૫–૭૭ થી ૧૬–૫–૭૮ સુધીના એક વર્ષમાં રચાયેલી ચિનુ મોદીની બે ડઝન ગઝલોનો નાનકડો સંગ્રહ 'ઈર્શાદાબાદ' હમણાં મારા હાથમાં આવ્યો. એમાં કેટલીક દિલચસ્પ ગઝલો પરંપરા અને પ્રયોગનો સુંદર સુમેળ સાધે છે. થોડી પંક્તિઓ જોઈએ :

આપણે પળની પજોજણ દરવખત કરવી પડે
તૂટતી દીવાલને પણ ખંડણી ભરવી પડે
કેંક ના સમજાય એવું શું હશે ઇર્શાદમાં ?
દરવખત એકાદ નકશાની નદી તરવી પડે !

*

મન તને 'ઇર્શાદ' કહેવાની જરૂરત ક્યાં હતી ?
શબ્દની સંગત પછી પણ પાણીપોચું થાય છે ?

*

લાગણીના દેશમાં 'ઈર્શાદ' ક્યાં નિર્દોષ છે ?
કાંચળીને સાપ ગણવાનો ગુનો જાહેર છે !

*

આમ તો પર્યાપ્ત છે બે આંખનો વિસ્તાર પણ
પૂર આવેલી નદીને પટ ઘણો નાનો પડ્યો !

ગઝલનું રૂપ પણ સર્જકોને નાનું પડે અને એમાં અવનવા પ્રયોગો થતા રહે એમ ઇચ્છીએ.

સામાન્ય રીતે સંસ્કૃતપ્રચુર ભાષાનો કાવ્યમય ઉપયોગ કરનાર કવિ રાજેન્દ્ર શાહ બોલચાલની ભાષાને ક્ષમતાપૂર્વક ઉપયોજી કેવી ભાવાભિવ્યક્તિ સાધે છે તે એમના 'વાચાળ' કાવ્યની નીચેની પંક્તિઓમાં દેખાય છે :–

જેની તેની સંગ બોલું ન, તેથી વાચાળ
હું ન કંઈ કમ
મને મારા જ તે સમ,
છેડા વિનાની જ્યાં વાત છેડું હું ઉલ્લસી
મંદ મીઠું હસી
અંતરંગ ઉચ્ચર્યું કો' 'લવારો આ ટાળ.'

ઉમાશંકર–સુન્દરમ્‌ની કવિતામાં અને ખાસ કરીને મનસુખલાલ ઝવેરીના કાવ્યસંગ્રહ 'ડૂમો ઓગળ્યો'માં રમતિયાળ ભાવોની એવી જ રમતિયાળ ભાષામાં થયેલી અભિવ્યક્તિ ધ્યાન ખેંચે છે. છેલ્લા દશકામાં ભાષાનો આખો સ્તર બદલાયો છે.

અંગ્રેજી શબ્દો અને પંક્તિખંડો જેમ ને તેમ અછાંદસ રચનાઓમાં ગોઠવાઈ ગયેલા જણાય છે. વિપિન પરીખ જેવા તો કાવ્યનાં શીર્ષકો પણ અંગ્રેજીમાં આપે છે (Insomnia, Distance, Decoration વગેરે). સાંપ્રત જીવન અને જીવનનો વ્યવહાર જે બોલચાલની ભાષામાં થાય છે એના વિનિયોગમાં એ પ્રકારનાં અંગ્રેજી વાક્યો નિર્વાહ્ય ગણવાં જોઈએ. પન્ના નાયકે એક કાવ્યમાં 'Concentration camp'નો પ્રયોગ કર્યો છે. અહીં રાજકીય કેદીઓની છાવણી કે એવો પ્રયોગ બરોબર ન લાગત. (વિસ્મરણનો concentration camp એમ કહેવામાં કેટલું ઔચિત્ય એ પ્રશ્ન તો છે જ, પણ ધકેલી દેવાની ક્રિયા સાથે એનો મેળ બેસે છે) પરંતુ 'ફરીથી Tropical'માં Controlled હવા' કે 'વાતાવરણ ફરીથી Tropical' એમ કહેવામાં કશો વિશેષ અર્થબોધ થતો નથી. ઉષ્ણકટિબંધથી કામ ચાલી શક્યું હોત. કવિતામાં એક પણ શબ્દ ફેશન ખાતર આવવો ન જોઈએ.

છેલ્લા દાયકામાં જાપાની કાવ્યપ્રકાર હાઈકુનો પણ જુવાળ આવ્યો. પણ સૉનેટના આગમન ટાણે થયું હતું તેવું હાઈકુમાં પણ થયું અને કૃતક સામાન્ય રચનાઓ થવા લાગી. અન્યથા સારી રચનાઓ આપનાર આ દશકાના એક નોંધપાત્ર કવિ વિપિન પરીખે 'આશંકા'માં આ હાઈકુ સંગ્રહ્યું છે :

મંદિર બ્હાર
ભિક્ષુક, ભીતર હું;
ફર્ક આટલો?

અહીં હાઈકુ વાચ્યાર્થથી આગળ ધપતું નથી. આવી રચનાઓ મૂળ જાપાની પ્રકારથી કેટલી બધી દૂર રહી જાય છે!

ચિંતનના ભારણ વિનાની પાણીના રેલાની જેમ ભીતરી સંવેદનાને અભિવ્યકિત આપતી એકસ્ટસીઝના પ્રયોગો કવિ ઉશનસે કર્યા છે.

આ પૂરા થતા આવતા આઠમા દશકાની કવિતામાં દેખાતાં વલણોનાં કેટલાંક ઇંગિતો રજૂ કર્યા પછી એક બાબત તરફ ધ્યાન દોરવું ઉચિત સમજું છું. પરંપરા સાથેનો વિચ્છેદ ગુજરાતી કવિતાના વિકાસ તબક્કાઓ જોતાં અનિવાર્ય જેવો છે. પરંતુ એની અવેજીમાં જે વસ્તુ આપણને મળે છે એની અસલિયતની ચિકિત્સા એ વિવેચનનું એક કર્તવ્ય અને જવાબદારી છે. અત્યારે મોટાભાગની કવિતા દેખાદેખીથી અને ફેશનપરસ્તીની રીતે લખાતી જોવા મળે છે. અનુભૂતિનું મૂલ્ય ઓછું થયું છે અને માત્ર રૂપવિધાનનો મહિમા કરવા પાછળ કવિતાએ દોટ મૂકી છે. સાહિત્યે લોકપ્રિય થવુ જોઈએ એવા કોઈ અભિગ્રહથી નહિ, પણ કવિતા વિદગ્ધ ભાવકોને સંતર્પી ન શકે એવી પરિસ્થિતિ તો ઇષ્ટ ન જ ગણાય. માત્ર શબ્દરમત કે ભૌમિતિક તરેહ એ કવિતા નથી એ વાતનું સ્મરણ કરાવવું પડે એ દુઃખદ છે. એકનાં એક કલ્પનો કે શબ્દઝૂમખાં વાપરવાથી કવિતા પ્રયોગશીલ થઈ ગઈ એવા ભ્રાન્ત વલણમાંથી જેટલું વહેલું નીકળી શકાય એટલુ કવિતાના લાભમાં છે. કવિતામાં કવિઓ શબ્દનો મહિમા કરે છે પણ તેમનો શબ્દ ક્યાંથી આવે છે, એની ગંગોત્રી શી છે એનો વિચાર કરવા જેવો છે. શબ્દની પાછળ સ્વકીય અનુભૂતિનું બળ નહિ હોય તો એ ઉછીનો લીધેલો શબ્દ કેટલું કામ આપવાનો?

---

અનુસંધાન ] યોગ – પ્રયોગ [ પૃ. ૨૪૪

કોઈ પણ સંકેતપદ્ધતિ, પછી તે વ્યવહારુ ભાષાભૂમિકાની હોય કે સાહિત્યિક ભાષાભૂમિકાની હોય, એક તન્ત્ર છે, એક પદ્ધતિ (system) છે. એ સ્વયંપર્યાપ્ત અખિલાઈનો, પારસ્પરિક ભાવે એકમોના રૂપાન્તરણનો તથા સ્વ–નિયન્ત્રણ વડે સ્વ–નિર્દેશક બની રહેવાનો એમ ત્રિવિધ લક્ષણ વિશેષોવાળો એક નોંધપાત્ર વ્યાપાર છે. પ્રકાર, આકાર અને સંરચનાના સંકુલ સમવાયને રૂપે કોઈપણ સાહિત્યકૃતિ એક રૂઢિ છે—સાહિત્ય માત્ર એ અર્થમાં હમેશાં રૂઢ હોય છે. એ રૂઢિ તોડવાનો અધિકાર માત્ર તેના જાણતલને જ હોઈ શકે, એ સમજાય તેવું છે.

આધુનિક સાહિત્યયુગો જે જે ભાષામાં બેઠા, આપણે ત્યાં પણ, ત્યાં ત્યાં આ રૂઢિઓની સામે પ્રયોગોનાં ખૂનખાર જુદ્ધ ખેલાયાં છે. સાહિત્ય ભાષાને પાછે પગે વસ્તુઓ અને છેલ્લે મૌનની સીમાઓ લગી ખેંચી જવાનો પણ આધુનિકોએ ઘણી વાર અતિચાર આદર્યો છે. અને ત્યારે ભારે અંધાધૂંધીના સમયો આવ્યા છે. આપણે એવા સમયમાંથી પસાર થઈ રહ્યા છીએ જો આપણી પ્રતીતિ હોય, તો આપણું કામ અનેકશઃ વિસ્તરનારાં શોધ–સંશોધન અને અધ્યયનનું બની રહે છે. એ દિશામાં પ્રયોગોને લગીરેય અવકાશ નથી — તો શું સાચો વિવેચન – યોગ બેસે તેની કશી રાહ પણ જોઈ રહેવાય?

# ગદ્યકાવ્ય

ધીરુ પરીખ

ઈસુનું ૧૮૯૮નું વર્ષ ગુજરાતી કવિતાના ઇતિહાસમાં મહત્ત્વનું સીમાચિહ્ન છે. એ વર્ષે ગુજરાતી કવિતાના ઇતિહાસમાં અભિવ્યક્તિના માધ્યમની નૂતનતાની દૃષ્ટિએ નાનાલાલની અને ગુજરાતી કવિતાસાહિત્યની અ–પૂર્વ કૃતિ 'વસન્તોત્સવ' 'જ્ઞાનસુધા' નામક સામયિકમાં તેના માર્ચથી ડિસેમ્બર સુધીના અંકોમાં પ્રકટ થઈ હતી. એ જ વર્ષે પ્રસ્તુત કૃતિની ૧૦૦ પ્રત છૂટી પણ પ્રકટ કરાઈ હતી. એક તરફથી કવિ કાન્ત અને કવિપ્રશંસક રણજિતરામ વાવાભાઈ મહેતાએ 'વસન્તોત્સવ'નું ઉમળકાભેર સ્વાગત કર્યું હતું, તો બીજી તરફથી નરસિંહરાવ, રમણભાઈ નીલકંઠ આદિએ ઊહાપોહ પણ મચાવ્યો હતો. ગદ્યકાવ્ય વિશે પૃચ્છા કરતા શ્રી ઠાકોરલાલ હરિલાલ દેસાઈના તા. ૨૩મી ઑક્ટોબર, ૧૯૦૦ના પત્રના જવાબમાં નરસિંહરાવે તા. ૨૮મી ઑક્ટોબરે લખ્યું હતું :

> "'વસન્તોત્સવ'માં રહેલા કવિતાતત્ત્વની હું અવશ્ય પ્રશંસા કરું છું. પણ તેનો અર્થ એમ નથી કે તેને હું કાવ્ય, એટલે કે કવિતાકલાની એક કૃતિ ગણું છું."

ન્હાનાલાલની આ અ–પૂર્વ કૃતિ 'વસન્તોત્સવ'માં કવિતાતત્ત્વનો સ્વીકાર કર્યા પછી પણ એને કાવ્યકૃતિ ન ગણવામાં નરસિંહરાવની આડે શું આવ્યું હતું ? આ પ્રશ્નનો એમણે જ ૧૮૯૯માં 'જ્ઞાનસુધા'ના અંકમાં 'વસન્તોત્સવ' ઉપર ચર્ચા કરતા પોતાના લેખમાં અતિવિસ્તાર અને પુનરુક્તિથી જવાબ આપ્યો હતો. એમના સુદીર્ઘ લેખનો સારમાત્ર તે 'વસન્તોત્સવ'માં અપનાવાયેલું અભિવ્યતિનું માધ્યમ 'ડોલનશૈલી' કાવ્યોચિત માધ્યમ નથી. આ સારનો ય સાર તે 'ડોલનશૈલી' એક પ્રકારનું ગદ્ય જ છે. અને કવિતા ગદ્યમાં સંભવી શકે નહિ. આ અભિપ્રાયની વિચિત્રતા તો હજુ હવે આવે છે. રણજિતરામ વાવાભાઈએ ૧૯૦૧ના ફેબ્રુઆરીની ૧૮મીએ 'ગદ્યકાવ્ય હોઈ શકે કે નહી' એ કેન્દ્રવર્તી પૃચ્છાવાળો પત્ર નરસિંહરાવને લખ્યો હતો તેનો જવાબ એ જ વર્ષના માર્ચની ૩૦–૩૧મીના પત્રથી આપતાં નરસિંહરાવે સ્પષ્ટતયા વિરોધી વિધાનો કર્યાં હતાં તે આ પ્રમાણે હતાં :

"'ગદ્યકાવ્ય' વાસ્તવિક રીતે સંભવતું જ નથી." અને પછી આગળ પર જણાવે છે : 'કોઈ સમર્થ કલાવિધાયક નીકળે તો તે ગદ્યકાવ્યની રચના કરી શકે.' આમ, એક તરફથી ગદ્યકાવ્યનો અસ્વીકાર તો બીજી તરફથી સમર્થ પ્રતિભાની અપેક્ષાએ સ્વીકાર ! આ પ્રકારની મનોદશામાંથી 'વસન્તોત્સવ' જેવું ગદ્યકાવ્ય પ્રકટ થયે આજ ૧૯૭૮માં પૂરાં એંશી વર્ષ પછી અને નરસિંહરાવનું પૂર્વોક્ત માનસ પ્રકટ થયે પૂરાં ૭૮ વર્ષ પછી પણ હજુ જૂની–નવી પેઢીના ઘણા મહાનુભાવો મુક્ત થયા નથી ત્યારે અને છેલ્લા દોઢેક દાયકાથી ગુજરાતી સાહિત્યમાં ગદ્યકાવ્યોનો એક જબરો જુવાળ આવ્યો છે ત્યારે એ વિષે ચિંતન કરવું ઉપકારક જ નહિ, અનિવાર્ય પણ બને છે.

આમ, ગદ્યકાવ્યની પ્રાથમિક ચર્ચા, ઉપર જોયું તેમ, ઇસુની ૧૯મી સદીના અંત ભાગે આપણે ત્યાં શરૂ થઈ ગઈ હતી. પણ ગદ્યકાવ્યનો ત્યાં અસ્વીકાર થયેલો જોવા મળે છે. કારણ બહુ સ્પષ્ટ હતું કે સદીઓથી કાવ્ય–રચવાની પ્રવૃત્તિ પદ્યના માધ્યમમાં થએલી

એટલે કાવ્ય પદ્યમાં જ સંભવી શકે એવી એકાંગી સમજ દૃઢમૂલ થઈ ગયેલી એ પૂર્વગ્રહપીડિત માનસે જ ગદ્યમાં કાવ્યની શક્યતાનો ધરાર ઇન્કાર કરેલો. આમ છતાંય એ રસિકજનોની કવિતાનિષ્ઠા એવી તો ખરી જ કે એમણે કવિતા તત્ત્વનો તો સ્વીકાર કર્યો. એટલે ગદ્યના માધ્યમમાં પ્રકટેલું એ કવિતા તત્ત્વ તો કેમ જ જતું કરી શકાય? આથી એનો સ્વીકાર 'ડોલનશૈલી', 'અપદ્યાગદ્ય', 'રાગયુક્ત ગદ્ય', 'સાન્દોલ ગદ્ય', 'અછાંદસ' વગેરે શબ્દોથી થયો. આમાં 'રાગયુક્ત ગદ્ય' અને 'સાન્દોલ ગદ્ય' શબ્દોમાં કૃતિ ગદ્યમાં હોવાનો છોછ જ પ્રકટ થઈ રહે છે. 'અપદ્યાગદ્ય' તો નર્યો વાસ્તવથી વેગળો જ શબ્દ છે. વાણીનું સ્વરૂપ કાં તો પદ્યમય હોય કાં તો ગદ્યમય હોય. પણ આ 'અપદ્ય' અને 'અગદ્ય' એવા બેવડા નિષેધવાળું અસ્તિત્વ તે કયું? 'અછાંદસ' જેવો ત્યારે અસ્તિત્વમાં આવેલો શબ્દ અત્યારે વધુ પ્રચાર પામ્યો છે તેમાં પણ સર્જક–વિવેચકની વિશિષ્ટ મનઃસ્થિતિ જ આગળ તરી આવે છે. પદ્યમાં જ કવિતા હોય, એટલે કે કવિતા બરાબર પદ્ય, એવું આ માનસિક વલણ આ 'અછાંદસ' શબ્દની પ્રયોજના પાછળ અસંપ્રજ્ઞાતપણે કામ કરી પણ રહ્યું હોય, કારણ કે છાંદસ રચનાઓમાં જ કવિતા જોવા–જાણવા ટેવાએલી દૃષ્ટિ–બુદ્ધિ 'અછાંદસ' જેવા અભાવાત્મક શબ્દમાં પણ 'છાંદસ' શબ્દનો પ્રયોગ કરી લઈ અસંપ્રજ્ઞાતપણે જ પૂર્વોક્ત પૂર્વગ્રહને પોષી રહી હોય તેમ પણ બને. તો ખુદ નાનાલાલને પણ પોતાના એ ગદ્ય માટે 'ડોલન' શબ્દ પ્રયોજવાની શી જરૂરિયાત હશે તેનો વિચાર કરતાં તત્કાલીન સાહિત્યિક આબોહવાનું નડતર પણ કંઈક અંશે કામ કરી ગયું હોય એવી શક્યતા નકારવાને કોઈ ખાસ કારણ મળશે નહિ. કવિચિત્તમાં ઊંડે ઊંડે એવી લાગણી પ્રવર્તતી પણ હોય કે જો એને ગદ્ય જ કહેવામાં આવશે તો તત્કાલીન પરિપ્રેક્ષ્યમાં કૃતિનો કવિતામાંથી જ કદાચ કાંકરો નીકળી જાય! એટલે ગદ્યકાવ્યને બદલે ઉપર કહ્યા તેવા પ્રયોગોની પાછળ તત્કાલીન સાહિત્યિક પરિસ્થિતિથી આબદ્ધ માનસ પણ અસંપ્રજ્ઞાતપણે કામ કરી રહ્યું હશે એવો અંદેશો આજ આટલાં વર્ષ દૂર ખસ્યા પછી આવે તો તે સ–અર્થ અને સ–તર્ક છે.

આટલી ભૂમિકા બાદ એ સ્મરવું રહ્યું કે આપણા પૂર્વાચાર્યોએ કાવ્ય ગદ્ય અને પદ્ય બન્નેમાં સંભવી શકે એટલું સ્વસ્થ સમજથી કહ્યું હતું. લગભગ ૧૪૦૦ વર્ષ પૂર્વે ભામહે 'કાવ્યાલઙ્કાર' નામક પોતાના ગ્રંથના પ્રથમ પરિચ્છેદના ૧૬મા શ્લોકમાં સ્પષ્ટતયા કહ્યું છે:

'शब्दार्थौ सहितौ काव्यं गद्यं पद्यं च तद्द्विधा।'

તો ૧૪મી સદીના મધ્ય ભાગે થઈ ગએલા વિશ્વનાથે પોતાના 'સાહિત્યદર્પણ' નામક ગ્રંથમાં પ્રથમ અધ્યાયના ત્રીજા શ્લોકમાં આ પ્રમાણે કહ્યું છે:

'वाक्यं रसात्मकं काव्यं...'

અહીં રસાત્મક વાક્ય એ જ કાવ્ય છે એમ કહેવામાં એ વાક્ય પદ્યનું પણ હોય કે ગદ્યનું પણ હોય એમ વિવક્ષિત છે. તો વળી ૧૭મી સદીમાં થઈ ગએલા પંડિત જગન્નાથે 'રસગંગાધર'માં કહ્યું છે: 'रमणीयार्थ प्रतिपादकः शब्दः काव्यम्'. અહીં એઓ પણ 'શબ્દ' પર જ ભાર મૂકે છે, નહિ કે પદ્ય કે ગદ્ય પર. પણ કાવ્યની આમ ગદ્યદેહે ય સ્વીકૃતિ થઈ હોવા છતાંય બહુધા તેનો પ્રયોગ પદ્યમાં જ થએલો જોવા મળે છે તેથી, આગળ કહી ગયો તેમ, એક એકાંગી સમજ પ્રચલનમાં આવી ગઈ કે કાવ્ય માત્ર પદ્યમાં જ હોઈ શકે. આ પરંપરાથી પેદા થએલા પૂર્વગ્રહે ગદ્યમાં કાવ્યની સંભાવના પ્રત્યેની સમજનું બારણું સખત રીતે ભીડી દીધું. પરિણામ શું આવ્યું તેનાથી આપણે સહુ હવે સુજ્ઞાત છીએ

જ્યારે પશ્ચિમમાં સમજની વધુ મોકળાશ જોવા મળે છે. ગદ્યકાવ્યનો ઉદ્‌ભવ ફ્રાન્સમાં થયો છે. ઈ. સ. ૧૮૫૫થી સો ગદ્યકાવ્યો લખવાનું સ્વપ્ન સેવનાર ચાર્લ્સ બૉદલેર ૫૦ કાવ્યે જ અટકી ગયો અને જિંદગીનાં છેલ્લાં બારેક વર્ષમાં લખાએલાં આ ગદ્યકાવ્યો ઈ. સ. ૧૮૬૯માં 'Petits Poemes en prose' (Little Poems in prose) નામે મરણોત્તર સંગ્રહરૂપે પ્રકટ થયાં તે પૂર્વેથી ત્યાં ગદ્યકાવ્યના સર્જનની ભૂમિકા બંધાઈ ચૂકી હતી. બૉદલેરમાં એનો સુભગ પરિપાક જોવા મળે છે. ત્યાં પણ આ 'ગદ્યકાવ્ય' શબ્દ પ્રયોજવાની એક ઐતિહાસિક અનિવાર્યતા હતી. ત્યાં ગદ્યકાવ્યના આરંભ પૂર્વે ચુસ્ત છંદોબદ્ધ માળખું પદ્યકારો માટે પ્રવર્તતું હતુ. એ ચુસ્તતામાંથી મુક્તિ મેળવવા પ્રતિભાશાળી સર્જકોએ ગદ્યમાં કાવ્ય સર્જવાનો પ્રત્યાગ્રહી માર્ગ અખત્યાર કર્યો હતો. આમ, જે કાવ્ય ગદ્યના માધ્યમમાં રચાયું તેનો કવિતા લેખે સ્વીકાર કરાવરાવવા (કારણ કે પરંપરાથી તો પદ્યમાં જ કાવ્યની સંભાવવાનો સ્વીકાર થયો હતો) 'ગદ્યકાવ્ય' એવો શબ્દપ્રયોગ અસ્તિત્વમાં આવ્યો—આણ્યો. આમ, પદ્યના વિરોધમાં ગદ્ય શબ્દ પર ખાસ ભાર મુકાયો. અન્યથા કવિતા જે રચનામાં નિષ્પન્ન થઈ હોય તેને માટે 'કાવ્ય' સંજ્ઞા જ પર્યાપ્ત છે. આપણે 'પદ્યકાવ્ય' એવો શબ્દપ્રયોગ કરતા નથી. તો પછી સામે છેડે જઈ 'ગદ્યકાવ્ય' શબ્દપ્રયોગ કરવાની જરૂર રહેતી નથી, અને છતાંય એ શબ્દ અસ્તિત્વમાં આવ્યો છે અને છે તેની પાછળ માત્ર પદ્યમાં જ કવિતા હોઈ શકે એવી વિકૃત પૂર્વભૂમિકા જવાબદાર છે, અન્યથા તો 'કાવ્ય' સંજ્ઞા જ પર્યાપ્ત છે—પછી ભલે તે રચના પદ્યમાં હોય કે ગદ્યમાં. અને જ્યાં સુધી ઉપરકથિત વિકૃત મનોદશા, પૂર્વગ્રહગ્રસિત પરિસ્થિતિ, ચાલુ રહેશે ત્યાં સુધી 'ગદ્યકાવ્ય' સંજ્ઞા પણ પ્રયોજાતી રહેશે.

ત્યાં પશ્ચિમમાં 'ગદ્યકાવ્ય' શબ્દ સમર્થ સર્જકો દ્વારા પ્રયોજાયો હતો. અહીં અર્વાચીન કાળમાં આપણે ત્યાં 'ગદ્યકાવ્ય' શબ્દ વિવેચકો દ્વારા પ્રયોજાયો હતો. ત્યાં 'ગદ્યકાવ્ય' દ્વારા કવિતા ગદ્યમાં હોવાના સ્વીકારની ભૂમિકા હતી, અહીં તે શબ્દ અસ્વીકારની–તિરસ્કારની ભૂમિકાનો બની રહ્યો. આથી જ 'રાગયુક્ત ગદ્ય' કે 'સાન્દોલ ગદ્ય' જેવા શબ્દોમાં ગદ્યની જ વિશેષતા પ્રકટ કરાઈ છે અને કવિતાની નહિ. આથી જ રચના 'રાગયુક્ત' પણ 'ગદ્ય'માં છે, 'સાન્દોલ' પણ 'ગદ્ય'માં છે એવી લક્ષણા પ્રકટી રહે છે અને 'ગદ્ય'માં છે માટે 'કાવ્ય' નથી એવી વ્યંજના પ્રકટી રહે છે. આમ, આપણા વિવેચકોનાં ચિત્તનો કબજો કવિતા તત્ત્વ જેટલો લે તેના કરતાં કૃતિના માધ્યમે એમની સમજનો કબજો વધુ લઈ લીધો હતો. અને માધ્યમ (એટલે કે પદ્ય કે ગદ્ય) કે જે સાધન છે, સાધ્ય તો કવિતા છે તેના તરફ અસહ્ય ઉપેક્ષા થઈ. પરિણામે કવિતા તત્ત્વનો એટલે કે સાધ્યની સિદ્ધિનો ઝગડો માધ્યમની એટલે કે પદ્ય કે ગદ્યની ચર્ચામાં જ અટવાઈ ગયો. આમ થવાની પાછળનું કારણ અત્યંત સ્પષ્ટ એવી સમજ પર પડેલો પૂર્વગ્રહનો પડદો. બાકી તો આ સમગ્ર વસ્તુને એક કાલ્પનિક ત્રિકોણની આકૃતિની મદદથી સરળતાથી ગ્રહી શકાય :

આ ત્રિકોણના પાયામાં એક છેડે પદ્ય છે અને બીજે છેડે ગદ્ય છે. ઉપરનું શિરોબિંદુ તે કવિતા છે. નીચેના પાયાના બન્ને છેડેથી નીકળતી રેખાની ગતિ ઉપર શિરોબિંદુ તરફ—કવિતા તરફ—છે. આમ, આ કાલ્પનિક ત્રિકોણ દર્શાવે છે તે પ્રમાણે પદ્ય અને ગદ્ય જ સામસામે છે. બાકી એ બન્ને દ્વારા સાધવાની તો કવિતા છે. પરિણામે જેમ પદ્ય અને કવિતાનો આપણે વિરોધ સ્વીકાર્યો નથી તેમ ગદ્ય અને કવિતાનો પણ વિરોધ સ્વીકારવાની જરૂર નથી. જેમ પદ્યના પણ વિવિધ પ્રકારો—છંદોલયો—આપણે

સહજ રીતે સ્વીકાર્યાં છે તેમ ગદ્યના પણ વિવિધ પ્રકારો સ્વીકારવાની આપણી સમજ હોય તો 'ડોલન-શૈલી' કે 'અછાંદસ' જેવા વ્યર્થ શબ્દપ્રયોગો કરવાની જરૂર રહે નહિ. નાનાલાલના 'વસંતોત્સવ'માં ગદ્ય-શૈલીનું જે ડોલન છે તે એક પ્રકારનું હોય તો અન્ય પ્રકારનું ડોલન બીજાની ગદ્યશૈલીમાં હોઈ શકે. શ્રી ધનજીભાઈ ફકીરભાઈએ 'શ્રી કવિ અને ખ્રીસ્તી ધર્મ' નામક પોતાના લેખમાં નાનાલાલની ગદ્યશૈલીમાં હિબ્રુ કાવ્યશૈલીના Parallelismની અસર દર્શાવતાં જણાવ્યું હતું :

'...હિબ્રુ કવિતા વિચારોની તાલબદ્ધતા અને વાકયોની સમતોલતા ઉપર આધાર રાખે છે. બે કે વધારે લીટીઓનાં શબ્દ અને વસ્તુનાં યુક્તિસર સંબંધ *અને સમતોલન આવવાં જોઈએ. એને Parallelism* કહે છે. ...કવિનાં લખાણ આવાં Paralleism-થી ભરપૂર છે.'

આમ, ઉપર કથ્યું તે રીતિથી તેમજ વ્યુતક્રમો અને પ્રાસાનુપ્રાસથી નાનાલાલે પોતાના ગદ્યમાં એક વિશિષ્ટ 'ડોલન' આણ્યું. આ રીતિ ત્યારે નવી હતી. નાનાલાલે એ નવીન રીતિને ડોલનકેફથી ચગવી, પણ અતિ અલંકરણ અને વાગ્મિતાથી એમાંની કવિતાને ગૂંગળાવી દીધી, અર્થબોધને પૂર્વોક્ત જાળામાં અટવાવી દીધો. આથી બળવન્તરાય ઠાકોરે પ્રવાહી પદ્યની દિશામાં જે સમ્-અર્થ અને સ-અર્થ પુરુષાર્થ કર્યો તે રાહે ઠાકોરના સમકાલીનોએ અર્થબોધકતા પર લક્ષ કેન્દ્રિત કરી ઠીક ઠીક કામ કર્યું. પરિણામે નાનાલાલનો પદ્યમુક્તિનો પ્રયોગ ઠાકોરના મુક્ત પદ્યના પ્રયોગને મુકાબલે વહેલો અને ઝડપથી મંદ પડી ગયો. છતાંય કહેવું જોઈએ કે આ પ્રયોગની બાબતમાં પદ્યમુક્તિ અપનાવી નાનાલાલે ઠાકોરથી એક ડગલું આગળ ભર્યું હતું. ઠાકોરને સંખ્યામાં નાનાલાલ કરતાં પુષ્કળ અને સત્ત્વમાં સબળ અનુયાયીઓ મળ્યા તેથી નાનાલાલશાઈ ગદ્ય-કાવ્યો કરતાં ઠાકોરશાઈ પ્રવાહી પદ્યમાં કાવ્યોનો સુપાક ઊતર્યો. આમ છતાંય ઠાકોરશાઈ પથ અર્થગૌરવ માટે પ્રવાહી પદ્યોનો આખર જતાં તો મનોવ્યાયામ જ બની ગયો. ત્યાં અર્થભારણમાં કવિતા અળપાઈ જવા લાગી. આ પરિસ્થિતિનો પ્રત્યાઘાત ૧૯૬૦ પછી સ્પષ્ટ રીતે ગુજરાતી કવિતા સાહિત્યમાં પ્રકટ થયો.

હવે ગુજરાતી કવિતાક્ષેત્રે ગદ્યકાવ્યનું બીજું પ્રકરણ શરૂ થયું. નાનાલાલે જે ડોલનનો ઉપયોગ ગદ્યમાં કર્યો તે અંગ્રેજી બ્લેંક વર્સના અનુકરણમાં નવીન પદ્યશોધના પરિણામરૂપ હતો. અલબત્ત, એ બ્લેંક વર્સના એમના શાસ્ત્રીય અભ્યાસને અભાવે એમણે ગુજરાતી કવિતાને પદ્યક્ષેત્રમાંથી અનાયાસ જ ગદ્ય-ચોકમાં લાવી મૂકી, અને સહુને ચોંકાવી દીધાં! પણ ૧૯૬૦ પછીનું આપણું ગદ્યકાવ્ય કોઈ નૂતન છંદની *શોધના પ્રયાસનું પરિણામ નથી. એ સ્પષ્ટતયા અંગ્રેજી* ગદ્યકાવ્યની ધાટીનું છે. એના પર આંગ્લ કલ્પનવાદ અને પ્રતીકવાદની પૂરેપૂરી અસર છે. આજનું ગદ્યકાવ્ય ઓછા વ્યુતક્રમો પ્રયોજે છે અને બોલચાલની અવ-નવીન લઢણોના ઉપયોગથી વિચાર અને ભાવના આંદલનોનું ડોલન–rhythm–સાકાર કરવા મથે છે. નાનાલાલના ડોલન કરતાં આ ડોલન જુદું પડે છે. પણ ત્યારે જેમ નાનાલાલ અને તેમના અનુયાયી-ઓમાં વાગ્મિતા અને અલંકારાધિકયમાં કવિતા કચડાઈ જતી હતી તેમ અત્યારે કલ્પનો–images-ના ખડકલા અને રૂપકોના હારડામાં કવિતા મચડાઈ જતી જોવા મળે છે તેને ઉગારવાનો આજના ગદ્ય-કાવ્ય સામે મોટો પડકાર છે.

અહીં એક બીજી વાત પણ નોંધવી ઘટે છે. ગદ્યકાવ્ય મુદ્રિત પૃષ્ટ પર ડાબી તરફથી જમણી તરફ માહિતીપ્રદ ગદ્યના પરિચ્છેદોની લીટીઓની જેમ લીટીઓ પાડીને લખાયું હોય તો જ તે ગદ્ય-કાવ્ય એવી દશ્યછાપમૂલક ભૂલ હવે તો આપણે નહિ જ કરીએ. ગદ્યકાવ્યમાં પંક્તિ વિભાજન કવિ પોતાની વિચાર–ભાવાભિવ્યકિતની અનુસ્યૂત લયાનુ-

સારી જરૂરિયાત પ્રમાણે કરતો હોય છે. આથી પંક્તિની લંબાઈ નાની મોટી સર્જવાનો પૂરતો સંભવ છે અને એને પરિણામે પદ્યાકૃત કાવ્યકૃતિ જેવો દશ્ય–આકાર ઊભો થાય છે. આને પદ્ય અને છંદના અસંપ્રજ્ઞાત સાહચર્યથી 'અછાંદસ' તરીકે બિનજરૂરી રીતે ઓળખાવવાનું પણ કોઈને ઠીક લાગ્યું હોય તો ભલે હોય. પણ એ ગદ્ય જ છે. લખાણની આ પદ્ધતિની વિડંબના કરતા રામનારાયણ પાઠકે એમના 'અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્ય' નામક ગ્રંથમાંના ત્રીજા વ્યાખ્યાનમાં નાનાલાલની 'ડોલનશૈલી' ઢબે સરસ્વતીચંદ્ર ભાગ પહેલાના ૧૯મા પ્રકરણના એક પરિચ્છેદના અંશનું આ પ્રમાણે પુનર્લેખન આપ્યું છે :

'આંખો ઉઘાડી છતાં
દૃષ્ટિક્રિયા વિરામ પાતી હોય–
નિશો ચ્હડ્યો હોય—
તેમ ભાતભાતનાં લીલાં પીળાં દેખાવા માંડ્યાં.
તમ્મર ચ્હડી હોય—
તેમ આખી મેડી નજર આગળ ગોળ ફરવા–
તરવા માંડી
અને સામી ભીંત પળવાર હીંચકા ખાતી લાગી,
પળવાર સમુદ્રમાં હોય તેમ
ઊંચી નીચી થતી ભાસી,
અને પળવાર કંપતા દર્પણમાં દેખાતી હોય તેમ
ન્હાની મોટી થતી લાગી.'

આ ઉદાહરણ હજુ આગળ લંબાય છે. પણ અત્ર મારા ઉદ્દિષ્ટ હેતુ માટે આટલું અલમ્. નાનાલાલે 'વસન્તોત્સવ'માં જે રીતે ગદ્યના પંક્તિખંડો પાડ્યા છે તેથી તે ગદ્ય મટી જતું નથી તેમ દર્શાવવા ઉપર્યુક્ત ઉદાહરણમાં નવલકથાના એક પરિચ્છેદને નાનાલાલીય રીતે વિભક્ત કરી આપ્યો છે. પણ આમાં તો નાનાલાલનું કાવ્ય ગદ્યમાં જ છે એ સ્પષ્ટ વાતને આટલા પુરુષાર્થપૂર્વક પુરવાર કરવા જતાં 'સરસ્વતી-ચંદ્ર'નું પ્રસ્તુત ઉદાહરણ માત્ર ગદ્ય જ રહે છે ને તે કાવ્ય બનતું નથી જ્યારે નાનાલાલમાં એ ગદ્યનું માધ્યમ કવિતા પ્રકટાવીને રહે છે, એટલે કે ગદ્યકાવ્ય બની રહે છે તે જ પુરવાર થાય છે. આથી ઊલટું પુરવાર તો એ થયું કે ગદ્યને નાનીમોટી લંબાઈની લીટીઓમાં રજૂ કરવાથી પદ્યદેહી કાવ્યાકૃતિનો દશ્યાભાસ ઊભો કરી શકાય પણ કાવ્ય નહિ. અને આમ ઉપરના ઉદાહરણથી 'વસન્તોત્સવ' અને 'સરસ્વતીચંદ્ર'નો ભેદ જ વધુ તો ઊપસી આવ્યો. આથી આજે ગદ્યકાવ્ય સર્જી રહેલા કવિ સમક્ષ પદ્યદેહી કાવ્યાકૃતિના દશ્યા-ભાસી સર્જનના વલણથી સાવધ અને સભાન રહી કવિત સિદ્ધિની આવશ્યકતા અનુસાર પંક્તિમંડનની અને ખંડનની જવાબદારી આવીને ઊભી રહે છે. ગદ્યકાવ્યને પંક્તિઓમાં આડેધડ વિભાજવાથી આભાસી આકાર ઊભો થઈ શકે પણ કવિતા સિદ્ધ કરવી એ બીજી જ વાત છે.

વળી, આ તબક્કે બીજી પણ એક–બે બાબતો નોંધવી આવશ્યક ગણું છું. ઘણી વાર એવો પ્રશ્ન પુછાતો સાંભળ્યો છે કે ગદ્યકાવ્યનાં લક્ષણ શાં? જ્યારે આ પ્રશ્ન સાંભળવાનો આવે છે ત્યારે પ્રાશ્નિકની કેટલીક ગેરસમજ વિશે માત્ર આશ્ચર્ય થાય છે. લક્ષણો કોઈ સ્વરૂપનાં આપી શકાય, અને ગદ્ય-કાવ્ય કોઈ વિશેષ કવિતા સ્વરૂપ નથી. સૉનેટનાં લક્ષણ હોઈ શકે, મહાકાવ્યનાં લક્ષણ આપી શકાય, ખંડકાવ્યનાં લક્ષણની વાત કરી શકાય, કારણ તે કવિતાના સ્વરૂપવિશેષો–forms–છે. ગદ્યકાવ્ય આવું કોઈ સ્વરૂપ–form–નથી. એ એક માધ્યમ છે. 'ગદ્યકાવ્ય' શબ્દમાં કાવ્યકૃતિના માધ્યમ પર જ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવ્યું છે. બાકી કવિતાની જે સૂક્ષ્મ જરૂરિયાતો સર્વત્ર વિવક્ષિત હોય તે અહીં પણ વિવિક્ષિત છે. બાકી તો ગદ્યકાવ્ય એક પ્રકારનું ઊર્મિકાવ્ય

જ છે. આથી એની લંબાઈ પણ મર્યાદિત જ રહેવાની.આ વસ્તુને પારખી જઈને જ બોદલેરના કાવ્યસંગ્રહને 'Petits Poemes en prose' (Little poems in prose) શીર્ષક અપાયું છે. 'Princeton encyclopedia of poetry and poetics'માં ગદ્યકાવ્યની લંબાઈ વિશે આ પ્રમાણે વર્ણન આવે છે: 'Its length, generally, is from half a page (one or two paragraphs) to three or four pages, i.e., that of the average lyrical poem.' આ રીતે ગદ્યકાવ્ય મોટેભાગે petits–ટૂંકાં–હોય છે.

આપણે ત્યાં આજે ગદ્યકાવ્યોનો થોકબંધ ફાલ ઊતરે છે ત્યારે, ૧૯૫૨માં પ્રકટ થયેલા એડમન્ડ વિલ્સનના પુસ્તક 'ધ ટ્રિપલ થિંકર્સ'માં 'ઈઝ વસ અ ડાઇંગ ટેકનિક ?' નામક નિબંધમાં એ કાળે આંગ્લ કવિતાસાહિત્યમાં પદ્યના માધ્યમની જે ઉપેક્ષા થતી હતી તે વિષે પ્રસ્તુત પ્રશ્નાર્થ શીર્ષકથી માધ્યમની નહિ પણ કવિતાની જ જિકર કરાઈ છે તેમ અત્યારે આપણને પણ આપણે ત્યાં અલ્પ પ્રમાણમાં પદ્યબદ્ધ રચનાઓ પ્રકટ થતી જોતાં 'પદ્ય અસ્ત પામતી ટેક્નિક તો નથી ને ?' એવો પ્રશ્ન થાય તો ય સર્જાતાં ગદ્યકાવ્યો દ્વારા આપણે સૌ—સર્જકો અને ભાવકો—સાચી કવિતાની જ જિકર કરીશું તો ગુજરાની કવિતા સાહિત્યની આવતી કાલ પર પછીની કાલ મગરૂબ બની શકશે એવું વાતાવરણ આજ ઉપસ્થિત કરી શકાશે.

પિનાકિન્ ઠાકોર

*

---

આ જ શાં કારણ હશે?
એ જ શું કારણ હશે!
આ જ બોગસ રણ હશે?
એ જ બસ કારણ હશે!
આટલો ફફડાટ શાં કારણ હશે?
એટલો ફફડાટ શું કારણ હશે!
અશ્રુઓ ઉન્હાં ઝરેલાં એ જ શાં ઝારણ હશે?
એ તૂટેલાં દિલ તિરાડે એ જ શું કારણ હશે!
નેન આ સપનાં સમજતાં શૂન્યતાથી એ જ શાં તારણ હશે?
ધૂળમાં રોળાઈ જઈ નાબૂદ થઈ જાવાનું રહ્યું તે એ જ શું કારણ હશે!
સાથે ભરીશું પાય સાથે શ્વાસ શ્વસશું જિન્દગીના
મોમ લગ શું એ જ સંભારણ હશે!
આ જીવને બીજો થયેલો જન્મ ને સંગાથ ને એ
શ્વાસ એનું એ જ શું કારણ હશે?
દર્દનાં બસ દર્દ કેવલ એ જ શાં મારણ હશે?
દર્દના ઉપચાર દર્દનું એ જ શું કારણ હશે!
આ જ શાં કારણ હશે!
એ જ શું કારણ હશે!

રાજેન્દ્ર શાહ

*

## પોપટ

પોપટ મૃગસરવરની પાળે
પોપટ કલ્પ(ન)તરુની ડાળે
મનથી મહમહ મોસમ ગાળે
પોપટ મઝા કરે.

તપસી જલ તીરે ય પિયાસી,
ફળ લેલુંબ અને ઉપવાસી;
એનું આસન જ્યાં ત્યાં કાસી.
પોપટ મઝા કરે.

સરવર સૂતું શાન્ત વિકાલે,
આછી લહર ન એકે હાલે,
જેવું ભાગ્ય લખ્યું છે ભાલે.
પોપટ મઝા કરે.

નભમાં ઝળકે નવલખ મોતી
એને અનિમિખ આંખ્યું જોતી.
વિરહી પોપટની હે તોતી!
પોપટ મઝા કરે.

ધીરુ પરીખ

*

## વેદનાનું આનંદગીત

એક ગળફાનો દરિયો ડ્હોળો વાયસજી
ગળફાનો દરિયો ડ્હોળો રે લોલ.

એમાં ઊછળતા લોઢને ઘસારે રૂંધાયા છે
ફેફસાંભરેલ મારા શ્વાસ,
એમાં આંક્યો છે લાખલાખ સોણાંની ભાતીગળ
ઓકળીનો સોનલ ઇતિહાસ;

જરા સાબદા રહીને તમે તરજો વાયસજી
આહોની ઊડતી છોળો રે લોલ.

એના તળિયે જશો તો મોંઘાં પામશો ઘણેરાં
તૂટી આશાનાં છીપભર્યાં મોતી,
એના તીરે ઊભીને તમે જોશો તમાશો તો
કોડકોડ કીટોની એઠી પનોતી;
ચાંચ ભરી દરિયો લૈ ઊડજો વાયસજી
(સૂકી) ડાળને ય વ્હાલમાં ઝબોળો રે લોલ.

ઈન્દુ પુવાર

*

## ગીત

હું પાંચશેરિયો પહાડ બોલો ડેહુક ડેહુક
હું બખુડિયો છું બબાલ બોલો ડેહુક ડેહુક
હું કાળઝાળ ગમ્મતનો ગુંબજ
ડેહુક ડેહુક ગુંજું
અંતર મંતર જંતર જેવી ડોલ બનીને ડૂબું
નદી વગરના વ્હાણની સાથે
તમ્મરિયો હું તાલ બોલો ડેહુક ડેહુક
હું પથ્થરિયો છું પ્રાણ બોલો ડેહુક ડેહુક
હું છછુંદરીનો છઠ્ઠો અક્ષર
છાવણિયોનું છોગું
સાત ધજાએ ફરફર થાતો નામ ફફડતું કોચું
ડમરુના ડુંગરિયા નાદે
ભમ્મરિયો હું ભાલ બોલો ડેહુક ડેહુક
હું બળી ગયેલું બાણ બોલો ડેહુક ડેહુક
બબાલની છે કમાલ ભઈઓ ડમક ડમ ડમ ડમક ડમ ડમ
ઊડી રહ્યો છે ગલાલ બઈઓ ડમક ડમ ડમ ડમક ડમ ડમ
ડેહુકની છે ડાળ ભઈઓ ડમક ડમ ડમ ડમક ડમ ડમ
નાગણિયો છે કાળ બઈઓ ડમક ડમ ડમ ડમક ડમ ડમ
થન્નક લખુચક થન્નક લખુચક ડમક ડમ ડમ ડમક ડમ ડમ
ચૂપ થા બખુચક ચૂપ થા બખુચક ડમક ડમ ડમ ડમક ડમ ડમ
આ ભવાઈ ભોગળ ખોલે બોલો ડેહુક ડેહુક
હું ડેહુકિયો રૂમાલ બોલો ડેહુક ડેહુક
બોલો ડેહુક ડેહુક
કે બોલો
કે બોલો
કે બોલો

મહેશ શાહ

*

## નહીં

ઊંઘ ઉડાડાવરાવવી
લાંબી કે ટૂંકી હમણાંની જ કે સૂઈને ઊઠવા માગતા
ન ઊઠેલાની અવાજથી
છાનું છતું કરાવડાવરાવવું કે ચોર પકડાવરાવવો
ખખડાટ જેવા ને ધમકાવવા જેવા અવાજથી
સરાવરાવડાવવું શ્રાદ્ધ કે પાણી મંગાવડાવરાવવું માંદા
હોવા છતાંય બૂમ જેવા અવાજથી
ચવડાવરાવવું ચેવડા જેવું દાંતમાં દાંત જેટલી ઝીણી
કચકચ કરતાં કરતાં અવાજથી
ઘંટડી વગડાવરાવવી
લાઇબ્રેરી વહેલી તકે બંધ કરાવડાવરાવવાનું ફરમાન
થતાં કે અજાણ્યાની પાસે જ અજાણ્યાને ઘેર લઈ જતાં
વગડાવરાવવી ઘંટડી અવાજથી
કૉલેજમાં કશાક અણબનાવ બનાવડાવરાવવાની
ઓચિંતી બિનાથી જાહેર કરાવડાવરાવવાનાં સૂચનો-આજ્ઞા
થતાં હસતાં હસતાં અવાજને ઓળખી કાઢી હસનારાઓના
યાદ કરાવડાવરાવવાનું છે પછી એમ યાદ રાખવા
મનમાં શબ્દથી ક્રિયાપદથી વાક્યથી કાવ્યથી વાતાવરણનું વર્ણન બોલી જઈ
પ્રવક્તાની જેમ એકવાર યાદ રાખી લેવું હસી લેવું મનમાં જ
છુપાઈ જવું સામે ઊભા હોવા છતાં ય મનમાં જ
ગણગણવાના અવાજથી
ફંક્શન કરાવડાવરાવવું બીજાના મંચ પર બીજાના પૈસા પર
બીજાના સ્થળે ત્રીજાના નામે ચોથાની કવિતાઓથી પાંચમાના
અવાજે અવાજ કરવા માટે અવાજથી બોલાવડાવરાવેલા

લોકો બીજા જ કોઈ અવાજ કરવા આવેલા એની મેળે જ
તે પણ બીજા જ ને બધું બને તે ત્રીજું જ કંઈક પરિણામ
ચોથું જ કંઈક આવે અવાજથી
વંચાવડાવરાવવા ઊંઘમાંથી ન ઊઠવા માગતા મને કવિતા
પહેલે જ અવાજ મેં જે સાંભળ્યો તે એમ કહેતો હતો કે
કવિતા તમારી વાંચશો જ નહિ
તે કરાવડાવરાવેલો અવાજ નહિ જ હોય કેમ નહિ જ વળી
તાળીઓ ન પડી તે ન પડાવડાવરાવેલો અવાજ નહિ
કોઈ કાંઈ જ ન બોલ્યું તે ન બોલાવડાવરાવેલો અવાજ
નહિ જ હોય નહિ જ હોય વળી
કોઈએ પુરસ્કાર ન આપ્યો તે ન અપાવડાવ-
રાવેલો તો નહિ જ
કવિતા નહિ બોલેલો એ
સૂઈને ઊઠવા માગતો ન ઊઠેલો કે
ઊંઘમાંથી ન ઊઠવા માગતો ઊઠેલો હું જેને નાહક
ગણ્યો કવિ કેટલાકે તે ગણાવડાવરાવેલો તો નહિને?

યોસેફ મેકવાન

*

# મિલચીમનીઓ

મિ
લ
ચી
મ
ની
ઓ
ચિત્કારે છે સવારે સવારે
મિ
લ    મિ
ચી    લ
મ    ચી
ની    મ
ઓ આભની ભીની આંખોને છંટકારે
        ઓ ચંદ્ર મર્હી લબકારે
મિ
લ
ચી
મ    ત
ની    ડ
ઓ    કાની ચાબુકે સમયને મારે
  મિ
  લ
મિલ ચીમનીઓની ચીસે તો સૂર્યમાં પડતી તડ
  મ                ડ ડ
  ની               ભ ભ   સળગે,
  ઓ બજતાં બિલ્લી બિલ્લી જેવું થાયે સઘળે
મિ
લ    હ
ચીમનીઓ વામહીં તિણાય

જાણે સ્વપ્નનો ગર્ભ છિણાય
મિ
લ
ચી
મ    કેટકેટલું
ની    ખાય અને મોટે પેટ ફુલાય
ઓ
    મિ
    લ
મિ    ચી
લ    મ    બનીને
ચી    ની    જ
મ    ઓ બા કોઈ ચિત્તમાં ફરતી
ની
ઓ    ચકચૂર થઈને    બો
                ટલ
                ફૂટતી
    મિ
    લ    આં
    ચી    ગ
    મ    ળી
મિ    ની    ઓ    ઊ
લ    ઓ    પ    ગ્યું    શહેર
ચી    ની    ર
મ
ની    પથ્થર
ઓ તો યુગનું વાળી રહી છે વેર.

જગદીશ ત્રિવેદી

*

## શાના તમે તે શબ્દના બંદા?

શબ્દના બંદા, તમે તો
સાતમે પાતાળ ઊતરીને ચકાસી શબ્દને લઈ આવતા,
શિરાઓમાં તમારી લોહીના ટશિયા ફૂટે,
ધોરી મગજની નસ તમારી જાય નિચોવાઈ,
એકાદ ત્યારે શબ્દ તમને કયાંકથી મળી જાય જો;
આટલા મંથન પછીથી મેળવેલું શબ્દમોતી—
તમને જ ભટકાઈ અને થઈ જાય છે રે ચૂર!
શાના તમે તે શબ્દના બંદા!
શબ્દના બંદા?—

મંદ મમોળુ વદન પર હાસ્ય વિલસે જેમને—
એ શબ્દના બંદા પણે પેલા જુઓ ઊંચે ચડી બિરાજિયા—
(સાતમે તે આસમાને!).
—ને માનવી કીડિયારું કેવું ચોતરફથી એ તરફ ઊમટી રહ્યું–
નાનાં અને મોટાં નદીનાળાં વળી ઝરણાં
સાગર-દિશામાં ધસમસ્યે જાણે જતાં!
ચોતરફ એવી મચી છે ભીડ
કે એક પગને સ્થિર થોડો ટેકવી ઊભા રહ્યા–
ત્યાં એટલામાં દેશનેતા—શબ્દ-બંદા—ને મુખે
આનંદનાં (?) આવ્યાં ચડીને વાદળાં
માંડયાં વરસવા શબ્દના વરસાદ–
ક્યારેક ઝરમર–ક્યારેક ફરફર–ક્યારેક મોટા ધોધવા—
ચારે તરફ ખાડા અને ખાડેચિયાં–
જયાં સુધી નાખી નજર પ્હોંચી શકે
શબ્દ કેરાં ઊમટયાં છે ત્યાં સુધી તો પૂર!–

(આ વર્ષ સોળેસોળ આની!)
ને સ્તબ્ધ માનવ-મેદની
કોઈ ઋષિના મંત્રશબ્દો યંત્ર શી ઝીલી રહી!
એમના એ મંત્રશબ્દોથી જ
આધિ-વ્યાધિ-ઉપાધિ—સઘળું દેશમાંથી દૂર!
શબ્દ-બંદા—દેશનેતા
એ પછી સિંહાસને શા ઓપતા!
શાના તમે?-શબ્દના તો એ જ બંદા!—
તમતમારે રક્તને તપવ્યા કરો!
ને શિરાઓને તમે ફુલાવ્યા કરો!

કોઈ નદીને કાંઠડે-ઉપવન વિશે
ભવ્ય શિવાલય તણા પ્રાંગણ મહીં
શબ્દ-બંદા — સંત મંદિર-ઓટલે બિરાજિયા!
સંતનાં શબ્દામૃતોને ઝીલવા
ભક્તજનનાં મંડળો ચારે તરફ ઊમટી રહ્યાં:
સંત માંડે વારતા પુરાણની:
ને રચાતો જાય કેવો શબ્દસેતુ-જેની ઉપર થઈ
હમણાં જ વેગે આવશે વૈકુંઠથી વાલો ધણી—
કેટલા ઔત્સુક્યથી—
ભક્તિભીના કર્ણો થકી
શબ્દને શ્રવણે ધરે છે મંડળી!
સપ્તાહની પૂર્ણાહુતિ-
ને સંતચરણે
અન્નના આભૂષણોના
ઢગ પરે ઢગ કેટલા ખડકયે જતા-
ને શબ્દ-બંદા — સંત તો
ધર્મનો ઉદ્ધાર કરીને, મંડળીમાં
વેરાયલા શબ્દો તણા અર્થો બધા વીણી વીણી

ઠસોઠસ ઝોળીને ભરતા રહ્યા!
ક્યાં છે તમારા શબ્દને તે અર્થ?—
ઓ શબ્દ-બંદાઓ!
અમારા કાફલામાં ક્યાંકથી અદશ્ય રહીને
'ઉપાનરેણુ' શા છવાયા શબ્દ-બંદાઓ—
તમારા કોકના છે હાથમાં તો આંખ,
કોકના છે હાથમાં તોડી મૂકેલો ચાંચનો ટુકડો,
કોકના છે હાથમાં તો કેસરી નાજુક પગની દાંડલી,
ને બહુ જણાના હાથમાં રંગીન પીંછાં ફરફરે—
ક્યાં હશે હૈયું પરંતુ?-
ના હજી એ હાથ લાગ્યું કોઈને
ત્યાં સુધી તો છે સલામત આ અમારું શબ્દપંખી!

## ચાર રઝૂ કાવ્યો
*
## મફત ઓઝા

(૧) સતત જોયા કરું છું
કેમ ઊગતું નથી વૃક્ષ તમારી આંખમાં?

(૨) મારી વસંત
ધુમાડે ખીલે ચીમનીનાં વન.

(૩) ફૂટપાથના ઓ વૃક્ષ
તને નથી લાગતું કે –
જંગલોએ તને દેશવટો આપ્યો છે?

(૪) નદી,
તારા સંગીતમાં લીન કિનારા
કદી ગૂંજ્યા છે?

દાન વાઘેલા

*

## મીરાં ઉપર કૃષ્ણનો પ્રાઇવેટ લેટર-૧૯૭૮

સંભાળી સંભાળી પીજે તું મીરાં!
મારે કેટલાંક વખ તારાં પીવાં?
મારે કેટલાંક પોઈઝનને પીવાં?
એક્સપ્રેસી મેઇલો–શા બ્યુગલાતા ઊંટ
ભરે વૃંદાવન, મેવાડી ગંધ!
"મંદિરો પાડીને સુજરાઘર થાશે"–ના
જાસા રાણાના પેકબંધ!
ઢગલાબંધ પ્રિન્ટેડી ભજનોના ફરફરિયે
જર્જરતો આપણો સમ્બંધ!
વંટોળિયા–ઊંટ ભરી લાવે છે રણ:
મારે ઝિલવાં ક્યાં છાતીની સિવા'?
મારે મૃગજળિયા–લેમ્પોના દીવા!
મારે કેટલાંક પોઈઝન–ને પીવાં?
Love–ધણુ વાળીને રાણોજી પાડે છે
વાંસળીમાં ૪૨૦ કાણાં!
બર્થડે-બર્થડે મળવાના હોટેલમાં!
સમજાવવા કેટલાક રાણા!
તંબૂરી–પ્રેમ હવે છંછેડી ડેઈલી તું
વેડીશ ના નામ મારા શાણા!
સાયન્સના લોક કરે પીછો અદૃશ્ય
અને રોમ–રોમ લાગ્યો હું બ્હીવા,
મારે વીસમી સદીમાં નથી બ્હીવા!
મારે કેટલાંક પોઈઝન–ને પીવાં?

ઈન્દુકુમાર ત્રિવેદી

*

## એકલતા

આપણી વચ્ચે અવરોધાયેલ અપાર આકાશ–
કે
વિષુવવૃત્તીય ગીચોગીચ ઝાડીમાં રૂંધાયેલ હવા–
કે
આષાઢી વાદળોમાં અટવાયેલ સૂર્ય-પ્રકાશ–
કે
હિમાચ્છાદિત ધ્રુવ-પ્રદેશમાં થીજેલ જલ–
કે
અફાટ સહરાના રણમાં ખડકાયેલ રેત–
–ની જેમ
આપણો સંબંધ
સ્થગિત છે કેવળ મારી કવિતામાં
ને
આ
કાળમીંઢ મહાશિલાશી એકલતા
જે
સ્હેજે
કશે
ન સમાય, ન શોષાય, ન સળગે, ન પલળે
કે
ન ચસકે.

ઠસોઠસ ઝોળીને ભરતા રહ્યા!
ક્યાં છે તમારા શબ્દને તે અર્થ?—
ઓ શબ્દ-બંદાઓ!
અમારા કાફલામાં ક્યાંકથી અદૃશ્ય રહીને
'ઉપાનરેણુ' શા છવાયા શબ્દ-બંદાઓ—
તમારા કોકના છે હાથમાં તો આંખ,
કોકના છે હાથમાં તોડી મૂકેલો ચાંચનો ટુકડો,
કોકના છે હાથમાં તો કેસરી નાજુક પગની દાંડલી,
ને બહુ જણાના હાથમાં રંગીન પીંછાં ફરફરે—
ક્યાં હશે હૈયું પરંતુ?–
ના હજી એ હાથ લાગ્યું કોઈને
ત્યાં સુધી તો છે સલામત આ અમારું શબ્દપંખી!

## ચાર સ્ક્રૂ* કાવ્યો

### મફત ઓઝા

(૧) સતત જોયા કરું છું
કેમ ઊગતું નથી વૃક્ષ તમારી આંખમાં?

(૨) મારી વસંત
ધુમાડે ખીલે ચીમનીનાં વન.

(૩) ફૂટપાથના ઓ વૃક્ષ
તને નથી લાગતું કે –
જંગલોએ તને દેશવટો આપ્યો છે?

(૪) નદી,
તારા સંગીતમાં લીન કિનારા
કદી ગૂંજ્યા છે?

દાન વાઘેલા

*

## મીરાં ઉપર કૃષ્ણનો પ્રાઇવેટ લેટર-૧૯૭૮

સંભાળી સંભાળી પીજે તું મીરાં!
મારે કેટલાંક વખ તારાં પીવાં?
મારે કેટલાંક પોઇઝનને પીવાં?
એક્સપ્રેસી મેઇલો-શા બ્યુગલાતા ઊંટ
ભરે વૃંદાવન, મેવાડી ગંધ!
"મંદિરો પાડીને સુજરાઘર થાશે"-ના
જાસા રાણાના પેકબંધ!
ઢગલાબંધ પ્રિન્ટેડી ભજનોના ફરફરિયે
જર્જરતો આપણો સમ્બંધ!
વંટોળિયા-ઊંટ ભરી લાવે છે રણ:
મારે ઝિલવાં ક્યાં છાતીની સિવા'?
મારે મૃગજળિયા-લેમ્પોના દીવા!
મારે કેટલાંક પોઈઝન-ને પીવાં?
Love-ધણુ વાળીને રાણોજી પાડે છે
વાંસળીમાં ૪૨૦ કાણાં!
બર્થડે-બર્થડે મળવાના હોટેલમાં!
સમજાવવા કેટલાક રાણા!
તંબૂરી-પ્રેમ હવે છંછેડી ડેઈલી તું
વેડીશ ના નામ મારા શાણા!
સાયન્સના લોક કરે પીછો અદૃશ્ય
અને રોમ-રોમ લાગ્યો હું બ્હીવા,
મારે વીસમી સદીમાં નથી બ્હીવા!
મારે કેટલાંક પોઈઝન-ને પીવાં?

ઈન્દુકુમાર ત્રિવેદી

*

## એકલતા

આપણી વચ્ચે અવરોધાયેલ અપાર આકાશ-
કે
વિષુવવૃત્તીય ગીચોગીચ ઝાડીમાં રૂંધાયેલ હવા-
કે
આષાઢી વાદળોમાં અટવાયેલ સૂર્ય-પ્રકાશ-
કે
હિમાચ્છાદિત ધ્રુવ-પ્રદેશમાં થીજેલ જલ-
કે
અફાટ સહરાના રણમાં ખડકાયેલ રેત-
-ની જેમ
આપણો સંબંધ
સ્થગિત છે કેવળ મારી કવિતામાં
ને
આ
કાળમીંઢ મહાશિલાશી એકલતા
જે
સ્હેજે
કશે
ન સમાય, ન શોષાય, ન સળગે, ન પલળે
કે
ન ચસકે.

વ્રજલાલ દવે

*

# એક ઑફિસ-ક્લાર્કનો ફ્લાવર ફોબિયા

પૂતળી બઈઓ! દીધાં દર્શન! ફૂલોનાં ગચિયાં ઘાલીને...
કયો નોકરો!
દાદાને ત્યાં ઠારી મેલ્યા બાગબગીચા...
ગુચ્છા ખોસ્યે ઊપસી જાશે લૂઝ લબડતાં અંગ અંગ, કાં?
પસ્તીબંડલ મેજ પરે આ મારા?
કાળમુખા આ ગુલાબ-ગજરાને આ હાર?
'ઓહો આ તો યુનિયનમંત્રી–માળા!
ફૂલહારથી થાય ડાકલી ઘાટીલી કે?
ઉપાન લો; લો અરડૂસીનાં પાન
દોરે બાંધી પધરાવોને....શણુગારોને....કંઠ.
વાહ્ ભઈ વાહ્.... ફેરા ફરતી આવી....!
માળીની આ અરજી!
એની ફાઈલ ચડી ગઈ ગોટે,
લખ લખ તારા ઢૂંઢે તો યે હવે મળે કે?
વેચ દીકરા! ગાભા, પોતાં, ધોતીજોટા, ગરમ ગરમ ને
સસ્તા ગોટા,.... પિત્તળલોટા, દેવદેવીના ફોટા...
આ અવતારે વેચી રૂચો તું ગુલાબ કે ગલગોટા!
....લઈ લો તેલ તેલ ને તેલ
સૂરજમુખી–સરસવ ડબ્બા....
ખિલોમાં યે ફૂલ ચીતર્યાં...!
કુચ્ચો વાળું...
કુચ્ચો કરીને હઉં જલાવી....
પુચ્છ પછાડી હનુવો પોતે
ભલે કરેને દોટંદોટા ત્રણે લોકમાં...

કોને કહેવું? તંતરમાંહી ઝટકાયેલા
ફૂલચંદને જહાન્નમ નોખા નોખા ચ્હેરે–
રાતાં, ધોળાં, નાજુક નાનાં રંગ રંગનાં દર્શન
આપે!
ઓ ઉપલીની મમ્મી!
આયાં...લો આ જમનાં બચ્ચાં ફરી ત્રાટક્યાં!
સૂવા ટાણે તમે ય ઘાલી વેણી!
ધંતુરાના પાન સમું આ ડાચું
એનો ફૂલે ઊઘડી જાશે વાન? ઑર્ડર આપી દઉં મંગાવી
મ્યુઝિયમમાંથી મરેલ નાગણ? વીંટો માથે...તુંબી માથે!...
આ ફૂલચંદને તકદીરે તો
ભવભવના વેરીનો ભેટો
રાત્રિદિવસ ના છેટો!
છોડ–વેલને તકદીરે એ કૅન્સર જેવું કંઈક હશે ને?
ઉપરીની તીખી આંખો શાં
ફૂલ બધાં છો આજ ફરે ફાટેલાં!

જયદેવ શુક્લ

*

# ગુલામ મોહમ્મદ શેખે ન કરેલું એક નાઇફ-વર્ક

કૅનવાસ પર
તરતી થયેલી
મનુની કીડીના ભૂખરા તૂતક પર
ઊભેલા કથ્થાઈ ઘોડાને
સ્વપ્ન આવે છે
હેલનનું!
ઘોડો સ્વપ્નમાં
આગળનો જમણો પગ લમ્બાવે છે
ચામડી થરથરાવે છે....
ખણ્ડેરયુગી અવાવરુ હવાનાં
કાટ ચઢેલાં
તામ્રપત્રી અંગો સળવળે છે....
હોડીને સરકાવતો
લીલોકચ્ચ અજગર
અમળાતો અમળાતો અમળાતો જાય છે....
સામે પારના તૂરા અજવાસમાં
ડાળીએ ડાળીએ
આકાશ ખીલવીને ઊભેલા
વૃક્ષની છાયામાં
ચમ્પકવર્ણી હેલન
જાંબુડિયું જાંબુડિયું મલકયાં કરે છે....
ચમ્પકવર્ણી ટેકરીઓની
કેસરિયા સુગન્ધથી
વ્યાકુળ બનેલા દ્વારિકાધીશ
ઉદ્ગ્રીવ બની
પોતાની ત્રીસ વારી કષાયરંગી જીભ
હવામાં લપલપાવે છે
લોહી જેવો લાલ ધીમે ધીમે ધીમે આંખ ખોલે છે
રંગોમાં રણકે છે
લાલ-પીળો-તૂરો-તીખો ઘણ્ટારવ!
આછી લીલી-જાંબલી પાર્શ્વભૂમાં
એકબીજામાં મળીભળી ગયેલા
જૂની લિપિ જેવા અક્ષરો
કથ્થાઈ પીઠ પર
સવાર થઈ
'કલ્કી ભગવાનની જે
કલ્કી ભગવાનની જે'-ની ઝાલરો
ઝમકાવે છે....
દૂર...સુદૂર
ટોડલે બેઠેલો
પ્રાગૈતિહાસિક સૂરજ
ઝાંખું-પાંખું હસી
પોતાની આંખ અને પાંખ મીંચી લે છે....
પાંખાળા અન્ધકારને ડંખે
સળગ્યા કરતા આખા કૅનવાસને
હેલનની બે તપખીરિયા આંખોનો નિઃશ્વાસ
ગૂંગળાવે છે
ને
પેલો હાથ...

શ્રીકાન્ત માહુલીકર

## પરિચય

મારું નામ 'હું'
'અમે' મારો પરિવાર,
(હું ને અમે સહુ
એ જ મારી વહુ!)
'હતું' મારું વતન,
'છે' નામની નગરીમાં
'અથવા' ના ક્રૉસરોડ પર
'હશે' મારું સરનામું,
'અને' મારો ધંધો,
'જો' ને 'તો' ની ડબલ ડેકર બસમાં
રોજ કરે આવ-જા બંદો
'તું' ને વળી 'તમે'
દીઠાં નવ ગમે,
'તેઓ' અને 'તે'
એમને કોણ ઓળખે જે?
ખાવું, પીવું, સૂવું,
સૂવું, પીવું, ખાવું,
એ જ મારો નિત્યક્રમ,
તેમ છતાં
દિવસને રાતતણો
રાતને દિવસતણો
સદા થાય ભ્રમ,
'કશુંક'ની નિદ્રામાં
મને પડે
'કદાચ'નું સોહામણું સ્વપ્ન,
સપનામાં મરકે
'પણ'ની સોનલ પરી,
સ્પરશું હું એને જરી
શૂન્યમહીં જાતી સરી,
અને પછી....
'હતું' 'હશે'ની
'અથવા' 'છે'ની
'જો' ને 'તો'ની
'તું' 'તમે'ની
'તે' 'તેઓ'ની
ખાવું-પીવું
રાત, દિવસની
'કશુંક' 'શું'ની
'કદાચ' 'પણ'ની
માયાવી સૃષ્ટિને લાગે દવ....

નારાયણ જોશી

*

## દ્વીપોક્તિ

૦

હોડીને

૦

હોડી!
તું
જો
ભૂલી પડે
મારામાં
તો
તું
તરે
મારા જળમાં.

૦

સૂર્યને

૦

મારા
શૂન્ય અક્ષાંશી
અસ્તિત્વ પર
તારાં
તેજકિરણો
બાર માસ
સીધાં જ
પડે છે.
પણ...
કેમ
ક્યારેય
વાદળો બંધાતાં નથી
વરસાદ પડતો નથી
વૃક્ષો ઊગતાં નથી?
સૂર્ય!
સળગાવી નાખ
મારામાંના
સુષુપ્ત
જળકૃત જ્વાળામુખીને.

૦

દરિયાને

૦

કેટકેટલાં
સમયથી
અફળાયા કરે છે
તું
મારી
છાતી વચ્ચે
પણ
હજી
સંપૂર્ણ નિઃશેષ
તો
નથી કરી શક્યો
મારી
શાશ્વત
એકલતાને!

૦

**આકાશને**

૦

આકાશ !
તારે સૂર્ય છે,
ચંદ્ર છે, નક્ષત્રો છે,
વાદળ છે, વરસાદ છે,
પંખી છે, પવન છે
છતાં
હું
ફીણફીણ
હસી નાખું છું
તારી
પોલી
પ્રતીક્ષા પર.

૦

**સ્વગતોક્તિ**

૦

આદિકાળ
થી
એ
ક
મા
ત્ર
ઊભો
હું
કિનારો
બની
મ
ઝ
ધા
ર
માં
પણ...
હવે તો
એક પછી
એક
સરતી
જાય છે હોડી
ને
પથ્થર પથ્થર
પીગળતો
જાઉં છું
હું

૦

મધુકાન્ત કલ્પિત

*

## સંવાદ ગીત૦૦૦

अ સ્વગત બોલે છે: (व અને क સામે જોઈને)
ઠરી ગઈ તાપણીએ ઊંડે
ઝળહળ ઝળહળ તાકું.

व કહે છે: (હળવેથી)
લગરીક પીધું પાણી, આઠે અંગે
દરિયાના દરિયા લ્હેરાયા;
અમે ઉડાડી મેલ્યા દા'ડા
ગોકુળ થઈ આંખે ડ્હેરાયા.
મોસમ બાળો છેટે
મઘમઘ થઈ થઈને યે થાકું.
अ क મઘમઘ થઈને થાકું....

क બોલે છે: (બૂમ પાડીને)
તડાક્ તૂટે ભીતરમાં વનરાજી
સ્હેજે હોબાળો ના થાતો;
હોઠ ઉપર ફરકીને બોલ
કંઠમાં એમનેમ વિખરાતો.
ભડકે અંતરિયાળ બળે છે
મસળી રાખ ગડાકુ.
अ व મસળી રાખ ગડાકુ...

। અને क સ્વગત બોલે છે: (अ સામે જોઈને)
ઠરી ગઈ તાપણીએ ઊંડે.
ઝળહળ ઝળહળ તાકું.

ઘનશ્યામ ઠક્કર

*

## અગત્યની તારીખોનું ગીત

**૮ માર્ચ, '૭૭**

આપણે મળ્યાનાં બીજ રોપ્યાં ના રોપ્યાં ત્યાં
લીલાશો છાકમછમછોળ!
કેવી તીણાશ તમે ઓગાળી, હવે બધું
લીસ્સું લીસ્સું ને ગોળગોળ!

**૧૩ માર્ચ, '૭૭**

ખેલ્યાં શરણાઈના સૂરથી ધૂળેટી કે
કેસૂડે પાનેતર મ્હોર્યાં!
એટલાં વસંત્યાં કે માળીએ
ફૂલોના બદલામાં આપણને વ્હોર્યાં!
સાંધો ક્યાં જડશે કે આપણો મિલાપ
જાણે સોનાને સોનાનો ઢાળ!
કેવી તીણાશ તમે ઓગાળી હવે બધું
લીસ્સું લીસ્સું ને ગોળગોળ!

**૨૪ માર્ચ, '૭૭**

મોગરાથી જૂંક જેમ વાગી ના હોય,
એમ મ્હેક મ્હેક આંખોનાં નીર.
દ્વારકામાં ઊગશે કદંબને ય કાંટા
એ જાણ્યું'ના જમુનાને તીર!
(પણ) ગોકુળમાં રચતે શું ગીતા,
થૈ ટ્હૌકા વેરાતા'તા શ્લોક પોળપોળ.
આપણે મળ્યાનાં બીજ રોપ્યાં ના રોપ્યાં
ત્યાં લીલાશો છાકમછમછોળ.

નયન દેસાઈ

*

## નદી

ખળખળ ઝળઝળ ઝબાક જળતું જળરે જળથી જળમાં ઝબકી હળતું ઢળતું છળતું
છપાક્ છીછરાં છલકે

આ પાર......ઓ પાર.........આ પાર......ઓ પાર......

ખટાક્ ખારવાં ખલ્લક ડૂબ્યાં અઢળક-કઢળક હોડી હૈસા લંગર ખપ્પક ખૂંપ્યાં હરીફરીએ
તળિયું ટપકે

આ પાર......ઓ પાર..........આ પાર......ઓ પાર........

મીંઢળબંધો મછવો ડૂબે ભફાંગ ચીસો ભફાંગ નાસો કોણ બચ્યું ને કોણ ડૂબ્યું ઓળંબાતાં-ગોળંબાતા
વર્તુળમાં ઓળા ઓગળતા સ્થિર સપાટી પર આંસુની છલના છલકે

આ પાર.......ઓ પાર...........આ પાર........ઓ પાર......

આટલા ખિલ્લસ તેટલા ખિલ્લસ આટલા વાંભે તેટલા વાંભે આમ મથોડા તેમ મથોડા
ત્રીજી વારની ડૂબકી ઉપર દોડમદોડા ફીણુ લસરકે

આ પાર........ઓ પાર..........આ પાર........ઓ પાર........

છળતાં પાણી મળતાં પાણી પાછાં આવી વળતાં પાણી ઢળાક્ ઢળઢળ ઢળતાં પાણી રેતી
સૂતી પવ્વન તાણી ઊડે ચીંથરા સરૂરૂર્ રાણી

છપાક્ કરતો સૂરજ કૂદે રજરજમાં ને ગુંબજમાં ઝાલર વાગે ને પુલ નીચે અવસાદી રંગો ઓઢીને
નિરમાળ તરે ને પરપોટાનાં અટ્ટહાસ્યમાં સાંજનો પગરવ હલકે હલકે

આ પાર......ઓ પાર..........આ પાર........ઓ પાર........

ઘુમરી ઉપ્પર ઘુમરી ઉપ્પર ઘુમરી એમાં ફીણુની ડમરી, ડાહી–ડમરી સુસવાટાને શઢની
લઢવઢ ઓવારોને ઘાટ પગથિયાં મોજાંના રઘવાટ રગશિયા.

ભત્સ્ય રેશમી જળલિસોટો ઘડીક તડકો ઘડીક છાંયો કોઈ કરચલો દરમાં પેસે સૂનકારાના
શંખ એટલા કાંઠા ઉપર ડંખ ને નીચે આભ છલાંગે વાદળ સરકે

આ પાર........ઓ પાર...........આ પાર........ઓ પાર.......

ડહોળાં પાણીમાં ડિલ બોળી ભીને લૂગડે ટોળું આવે કાંઠે બેસી છબછબિયાં કરતાં
ગપસપનાં સપનાની રાખોડી ઘટનાને વાગોળે.

નિર્જન કાંઠો છાતીમાં ડૂમાની રેતી આંખોમાં અવગતિયાં દશ્યો થોડે દૂર ધુમાડાને
વીંટળાઈ વળેલાં શ્વાસો બળતાં ભડભડ ભડકે

આ પાર........ઓ પાર..........આ પાર.......ઓ પાર........

મહેશ જોશી

*

## કઠપૂતળી

...ને બાદશાહનો
પ્રવેશ થયો.
(ધમધમ....છાતી કાઢીને
બાદશાહ ચાલે છે...
ચાલતાં ચાલતાં કમર પર ડાબી બાજુએ
લટકતી તલવાર પર જમણો હાથ
લઈ જાય છે.
તલવારની મૂઠ પકડીને
એ જ ગતિએ આગળ ચાલે છે...ધમ્મ...ધમ્.)
સેનાપતિએ સામે આવીને
ગરદન ઝુકાવી બાદશાહનું અભિવાદન કર્યું
એ વખતે
એક સૈનિક
એક ઘોડાને
બાદશાહ પાસે દોરી લાવ્યો....
હાથી, ઘોડા, ઊંટ અને સશસ્ત્ર સૈનિકો
સજ્જડ ઊભેલાં હતાં
તે એકાએક
જીવતા થયાં;
ત્યારે બ્યૂગલો વાગતાં હોય
એવા અવાજો આવ્યા....નગારાં વાગ્યાં
પછી....

ક્ષણેક શાંતિ છવાઈ ગઈ–યુદ્ધ પૂર્વેની શાંતિ.
એક-બે ઘોડાએ ગરદન હલાવી ત્યારે
ઘૂઘરા વાગ્યા હશે;
પણ અવાજ ન સંભળાયો
સેનાપતિ બાદશાહની સામે હતો,
એક સૈનિક ઘોડાની લગામ ઝાલીને
બાદશાહની સામે ઊભો હતો,
બાદશાહ તૈયાર હતો.
પણ....
ઘોડાએ ગરદન હલાવી નહીં
બ્યૂગલો વાગ્યાં નહીં
નગારાં પર દાંડી પડી નહીં
સૈનિકોએ શસ્ત્રો ઉગામ્યાં નહીં
યુદ્ધ થયું નહીં
બાદશાહ ઘોડે ચડ્યો નહીં
(નેપથ્યમાં દોડાદોડ થતી હોય એવા અવાજો)
કેટલાક પ્રેક્ષકો સાથે
હું પણ ધસી જાઉં છું
સ્ટેજ પર....
....પડદા પાછળ જઈને જોયું તો
સૂત્રધારની તર્જનીમાંથી
લોહી વહેતું હતું.

હરીશ મીનાશ્રુ

## એક યુદ્ધ-વિ-ગીત

નીમ રૂપ હતવીર્ય, શ્હેરનું સર્વનામ પુલ્લિંગ.
પરંતપ
સપાટ માણસની હેષામાં રૌરવ-રુદ્ર કલિંગ.
પરંતપ

અસ્થિ વિષે છદ્મ દધિચી ઘટના-ઘન અર્થાત્
તીવ્ર હાથની વ્યુત્પત્તિ હથિયાર જ વિધિવશાત
ભાષાવત જે મર્ત્ય,-જટાયુ વિઘટિત ખરે ખડિંગ.
પરંતપ
સપાટ માણસની હેષામાં રૌરવ-રુદ્ર કલિંગ.
પરંતપ

છિન્ન કંપતાં ક્રૌંચપક્ષ્મ ત્યાં તંગ સકલ પ્રત્યંચા
પાંડુર મન જ્યાં વસે નિરક્ષર સમયક્ષુદ્ર વહીવંચા
શ્લથ ઈશ્વર તે કુટિલ પદારથ, શબ્દ તળે સ્ફુલ્લિંગ
પરંતપ
સપાટ માણસની હેષામાં રૌરવ-રુદ્ર કલિંગ.
પરંતપ

કનૈયાલાલ મ. પંડ્યા

## એક લકવાગ્રસ્ત નટને

બ...બ....બ....બ....બ...
બાદશાહ કે બીડી?
પ....પ...પ....પ....પ....
પેટ, પીડા કે પદો?
ક....ક....ક....ક....ક....
કમલાબાઈ કર્ણાટકી કે કણસતી કાયા?
વ...વ...વ....વ....વ...
વન્સમોર વન્સમોર
કે વેદના અને વાડકી?
ન,...ન...,ન....ન....ન....
નાચ, નાટારંગ કે નક્કોગાર?
થ....થ....થ....થ....થ....
થા થૈ થક થૈ થા
કે થાક નર્યો થાક?
ફ....ફ....ફ....ફ....ફ...
ફટકાબાજ કે ફટકે સજા?
મ....મ...મ...મ...મ...
મા, મંચ કે મૃત્યુ?

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · હેમંત-૨૦૩૫ · સળંગ અંક ૧૨૬ · દ્વિજ અંક ૫૪

કાવ્યો



નવેમ્બર-ડિસેમ્બર ૧૯૭૮

તંત્રી · ધીરુ પરીખ

અનુવાદ



લેખો



આસ્વાદ



સૂચના

- સર્જકોએ કૃતિ સાથે જવાબી ટપાલ ખર્ચ ન મોકલવા વિનંતી છે. સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામાં આપવામાં આવશે. અસ્વીકૃત કૃતિ પરત કરાશે નહિ.
- તંત્રી સાથેના પત્રવ્યવહારનું સરનામું: 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯



લવાજમ મોકલવાનાં સ્થળ: (૧) C/o કુમાર કાર્યાલય લિમિ. રાયપુર અમદાવાદ-૧. (૨) વિજય સ્ટોર્સ ૬૨, કલ્યાણભવન, રિલીફ-રોડ, અમદાવાદ-૧, યા સ્ટેશનરોડ, આણંદ. (૩) ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસસ્ટ્રીટ મુંબાઈ ૨ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ ઑક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે. દેશમાં વાર્ષિક રૂ. ૧૨, પરદેશમાં રૂ. ૨૫ યા પા. ૨, અમેરિકામાં રૂ. ૪૦ યા ડૉ. ૫; છૂટક નકલ રૂ. ૨-૫૦

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ-૧

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · હેમંત—૨૦૩૫ · સળંગ અંક ૧૨૯ · દ્વિજ અંક ૫૪
નવેમ્બર—ડિસેમ્બર ૧૯૭૮

કાવ્યો



તંત્રી · ધીરુ પરીખ

અનુવાદ



લેખો



આસ્વાદ



સૂચના

- ☐ સર્જકોએ કૃતિ સાથે જવાબી ટપાલ ખર્ચ ન મોકલવા વિનંતી છે. સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામાં આપવામાં આવશે. અસ્વીકૃત કૃતિ પરત કરાશે નહિ.
- ☐ તંત્રી સાથેના પત્રવ્યવહારનું સરનામું : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ—૩૮૦ ૦૦૯




☐ લવાજમ મોકલવાનાં સ્થળ : (૧) C/o કુમાર કાર્યાલય લિમિ. રાયપુર અમદાવાદ-૧. (૨) વિજય સ્ટોર્સ ૬૨, કલ્યાણભવન, રિલીફ-રોડ, અમદાવાદ-૧, યા સ્ટેશનરોડ, આણંદ. (૩) ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસસ્ટ્રીટ મુંબઈ ૨ ☐ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ ઑક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે. ☐ દેશમાં વાર્ષિક રૂ. ૧૨, પરદેશમાં રૂ. ૨૫ યા પા. ૨, અમેરિકામાં રૂ. ૪૦ યા ડૉ. ૫; છૂટક નકલ રૂ. ૨-૫૦

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ-૧

હેમંત · વિ. સં. ૨૦૩૫ કવિલોક નવેમ્બર-ડિસેમ્બર ૧૯૭૮

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ।

# કાવ્યનું જીવિત

"......કવિતામાં વક્તવ્ય પદ્યમાં મૂકવાનું અને લાઘવથી સચોટતા સાધવાની. આ દુર્ઘટ કાર્યમાં કવિ ભાષાવિષયક ઘણી છૂટ લે અને વાચક અને વિવેચક પણ ફરિયાદ કરે કે કવિ, તને સીધી રીતે અમને સમજાય એમ કહેતાં થાય છે શું? સાચું સીધી રીતે કહેવાને બદલે જૂઠું અને વાંકી રીતે કેમ કહે છે? આપણો કાવ્યમીમાંસક કહેશે, काव्यनुं જીવિત છે वक्रोक्ति. काव्यनुं જીવિત છે અત્યુક્તિ. તું સીધીસાદી વાતની અપેક્ષા રાખીશ મા. વસ્તુતઃ કાવ્યમાં જે વક્રોક્તિ છે તે જ સત્યોક્તિ છે, સ્વ-ભાવ-ઉક્તિ છે. ઉત્તેજિત કલ્પનાએ ભાવને, વિચારને બરાબર અને પૂરો રજૂ કરવાને એ ભાષા વાપરી છે. એ ભાષામાં કશું જૂઠું નથી, નથી વાકું ....વર્ડ્ઝવર્થે જનસામાન્યના ભાવોને જનસામાન્યની ભાષામાં ઉતારવાનો ઉદ્ઘોષ કર્યો હતો અને થોડાંક(સુંદર કહેવાય એવાં થોડાંક જ) કાવ્યોમાં માન્યતા અનુસાર પ્રયોગ પણ કર્યો. એ માન્યતા સાચી નહોતી તે તેનાં ઉત્કૃષ્ટ કાવ્યો જ પુરવાર કરે છે. વળી એ ઉદ્ઘોષની વાણી જ ક્યાં જનસામાન્યની વાણી છે? કવિતામાં જનસામાન્યના સાદા–સરળ ભાવો આવવા જોઈએ તેને માટે વર્ડ્ઝવર્થ કવિતામાં માનવભાવ આરોપી ઉચ્ચરે છે: Poetry sheds no tears such as angels weep: કવિતામાં આંસુ કંઈ ફિરસ્તાનાં આંસુ નથી કે તે સારુ ભાષાની વિશિષ્ટ પદાવલિ યોજવી જોઈએ. ઠીક. પરંતુ આ વસ્તુ આ રીતે કહેવામાં જ વર્ડ્ઝવર્થ પોતાના અભિપ્રાયનો નિષેધ કરી ગયો."

વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

# પ્રતિ-યુદ્ધ કવયિત્રી આદા આહરોની

બકુલ નિમાવત

ઈઝરાએલના સમગ્ર સાહિત્યમાં યુદ્ધ સામે વિદ્રોહ જોવા મળે છે. શાંતિ ઝંખતા અને યુદ્ધને ધિક્કારતા માનવની વેદના હમેશાં સ્પર્શી જાય તેવી હોય છે. ઈઝરાએલ એવા લોકોનો દેશ છે જેઓએ સંઘર્ષમય જીવન જ જોયું છે. જીવનની દરેક પળે જેરુસાલેમની ઝંખના અને શાંતિ માટે તેમનાં દિલમાં આર્તનાદ ઊઠે છે. આમ છતાં તેમની શાંતિપ્રિયતા નિર્બળતા કે કાયરપણામાંથી જન્મી નથી. યુદ્ધની નિરર્થકતાએ અને અર્થહીન સંઘર્ષે તેમને શાંતિનાદ ગજાવતા કરી મૂક્યા છે.

આદા આહરોની અંગ્રેજીમાં લખતા ઈઝરાએલી કવયિત્રી છે. ઈજિપ્તમાં જન્મેલ આ કવયિત્રી સોળ વર્ષ સુધી ત્યાં જ રહેલાં અને પછી ત્યાંથી તેમને નીકળી જવાની ફરજ પડેલી. લંડનની યુનિવર્સિટીમાં અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ કરી હાલ તેઓ હાઈફા યુનિવર્સિટીમાં અંગ્રેજીનાં અધ્યાપિકા છે.

તેમની કવિતા આરબો અને યહૂદીઓ વચ્ચેના સંઘર્ષને ચિત્રિત કરે છે. તેમનાં ઊર્મિપૂર્ણ કાવ્યમાં તેમના ઉષ્માભર્યા વ્યક્તિત્વની ઝાંખી થાય છે. તેમનું ખૂબ વેદનાપૂર્ણ કાવ્ય 'Four Syrian daughters' ચાર યહૂદી છોકરીઓની યાદમાં લખાયેલ છે. આ ચાર યહૂદી છોકરીઓને ફેબ્રુઆરી-૧૯૭૪માં જ્યારે એમણે દમાસ્કસ ઘેટ્ટોમાંથી નાસી જવાનો પ્રયત્ન કર્યો ત્યારે કાતિલ રીતે મારી નાખવામાં આવી હતી અને તેમનાં શરીરનાં અંગોને વિરૂપ કરવામાં આવ્યાં હતાં.

"મારી ચાર ભગિનીઓ,
તમારામાંથી વહેલું રક્ત
હતું રક્ત મારું પણ.
અમાનવીય વર્તાવ અને
તમારાં છિન્નભિન્ન અંગો
હતાં મારાં પણ.
મેં દમાસ્કસ દરવાજે સાંભળી ચીસ:
આનાથી હું ભાંગીશ તે વક્ષઃસ્થળ.
આનાથી ભાંગીશ તેના સુડોળ પગ
અને નાના શ્વેત કર્ણો;
આનાથી તેની યહૂદી ભૂજા
અને આનાથી હું તેની
નાની સુંદર જીભ તોડીશ.
તમે જો મારી સીરિયન બહેનોને
દમાસ્કસ ઘેટ્ટોમાં રડતી જુઓ તો
કહેજો કે તેઓની પુત્રીઓની જીભ
મારા મોંમાં જડી દીધી છે".

યહૂદીઓ એવા લોકો છે કે જેઓ બે હજાર વર્ષોથી પોતાની માતૃભૂમિની શોધમાં છે. આદાને ઇજિપ્તમાં કદી ઘર જેવું લાગ્યું નહિ. તેણે ઇજિપ્તમાં નાગરિકત્વ મેળવવા પ્રયાસ તો કર્યો, પણ વ્યર્થ. ઇજિપ્તની સરકારનું વર્તન તેના તરફ ઘણું ઉદ્ધતાઈભર્યું હતું. હવે તે ઈઝરાએલમાં છે. હવે તેને ફરીથી 'મૂળિયાં વિનાના માનવી' બની જવું નથી. યુદ્ધ પ્રતિ તે વિદ્રોહ વ્યક્ત કરે છે, પણ તેના દિલમાં આરબો તરફ પ્રેમ અને લાગણી છે. શાંતિપૂર્ણ સહ-અસ્તિત્વની આશા તેના હૃદયમાં કેટલી પ્રબળ છે તે "કાદ્રેયાને પત્રો"માં વ્યક્ત થાય છે. કાદ્રેયા કવયિત્રીની બચપણની બહેનપણી હતી. આ ઈઝરાએલી બાળા સાથે બચપણમાં તે રમી હતી. જુઓ, આ પત્રના એક અંશમાં શાંતિપૂર્ણ સહઅસ્તિત્વની કેવી લાગણી એ વ્યક્ત કરે છે:

"૧૯૫૦માં મેં મારું કુટુંબ પેરિસમાં છોડયું અને ઈઝરાએલ એકલી આવી. સોળ વર્ષની ઉમર. અંતે મારા અનંત આનંદ વચ્ચે મને લાગ્યું કે હું આ ભૂમિની છું. મેં દેશને સ્વીકાર્યો, દેશે મને સ્વીકારી. મેં મારાં મૂળિયાં અહીં રોપ્યાં અને તેનાં ફળો આવ્યાં. આનો અર્થ એ નહોતો કે અનુકૂલનના કોઈ પ્રશ્નો ન હતા. મારે નવી ભાષા જાણવાની હતી. નવા સંસ્કારમાં ભળવાનુ હતું, અને મેં સંક્રાંતિ-કાળની બધી જ લાક્ષણિક મુશ્કેલીઓ અનુભવી હતી. આજે દેશના પ્રશ્નો મારા પ્રશ્નો છે, અને અહીંના બધા બનાવો મને ઊંડેઊંડે સ્પર્શી જાય છે. જ્યારે તમે તમારા પોતાના માટે કે તમારા સાંકડા કુટુંબ-વર્તુળ માટે જીવતા ન હો ત્યારે જીવન તમને ખૂબ સમૃદ્ધ અને અર્થપૂર્ણ લાગે છે.

મારો પુત્ર આવતા અઠવાડિયે લશ્કરમાં ભરતી થવાનો છે અને આપણાં બન્ને દેશ વચ્ચે જો શાંતિ નહિ સ્થપાય તો કદાચ તે તારા પુત્ર સામે યુદ્ધમાં લડશે અને એકબીજાની આંખોમાં મોતનાં દર્શન કરશે. આ ઉજ્જ્વળ ભાવિ નથી, જે આપણે વર્ષો પહેલાં આપણા મેઘધનુષી રંગોવાળા દિવસોમાં આયોજિત કર્યું હતું. ત્યારે તો આપણે આજે તેઓ જેવડાં છે તેનાં કરતાં પણ નાનાં હતાં. આજે જે પરિસ્થિતિ જોઈએ છીએ તે આપણને બિલકુલ અર્થહીન અને બિન-જરૂરી લાગે છે.

આ બધું કહ્યાં પછી તું મને એકાએક ખૂબ નજીક લાગે છે, વહાલો કાદ્રેયા. મને તને મળવાનું અને લાંબા સમય સુધી વાતો કરવાનું ખૂબખૂબ ગમે. કદાચ, કોઈ પણ રીતે, કોઈ દિવસે, આ ઇચ્છા હકીકત બને પણ ખરી, અને આપણે કદાચ શાંતિ અને મિત્રતા વચ્ચે નાઈલ નદીના ભવ્ય શાંત કિનારે કે મારાં પ્રિય પર્વત કારમેલની હરિયાળી ભવ્યતા વચ્ચે મળી શકીશું."

"To An Egyptian Soldier" નામનું કાવ્ય કિપ્પુર યુદ્ધ દરમ્યાન ટેલિવિઝન પર દેખાયેલ ઇજિપ્શીયન પાયલોટને અર્પણ કરવામાં આવ્યું છે. તેમાં યુદ્ધની ભયંકરતા અને કૌટુંબિક જીવનની ઝંખના વચ્ચેનો તીવ્ર સંઘર્ષ વ્યક્ત થયો છે:

"મેં તને ગઈ રાતે ટેલિવિઝન
પર અમારી ભૂમિ પર સ્ત્રવાયો બનેલો જોયો.
તારી આંખોમાં ઝાંખપ હતી
ને તું બબડેલો—
'મારે જવું છે
મારી યુવાન પત્ની પાસે
ને મળવું છે મારે મારા
ચાર વર્ષીય પુત્રને'
અને ઇજિપ્શીયન સૈનિક,
તને હું કહેવા ઇચ્છું છું કે
હું જાણું છું કે તું આ વખતે
નાસી નહિ જાય કારણ કે
તેઓએ કહ્યું એ તને
કે આ ભૂમિ તારી જ છે
પકડજે તું, મજબૂત હાથે.
આમ છતાં,
આજે ઈઝરાઈલી આકાશ નીચે
તું પૂછે છે તારી જાતને :
કેમ હું અહીં નથી
મારી જુવાન વહુ ને બાળ સાથે?
જો ભાઈ ઈજિપ્શીયન યોદ્ધા,
તને તારી નાઈલ મુબારક,
તારે તો છે તેનો લાંબો વિસ્તાર ઘૂમવા માટે
પણ અમે જો હારીએ તો માત્ર દરિયો છે

અમારું અંતિમ સ્થાન
આશા છે જે તું તારી પત્ની પાસે
અને ચારવર્ષીય બાળક પાસે જાય
અને અમારા
પિતા તેઓના પિતાને મળે તો આ વખતે,
સંઘર્ષનાં પચીશ વર્ષ પછી
દીર્ઘ સમયથી ઝંખેલ શાંતિની ટ્રોફી સાથે
મળશે"

એક પ્રણય-કાવ્ય જેવા લાગતા કાવ્ય 'Metal And Violets in Jerusalem'ની અંતિમ પંક્તિઓમાં પણ માતૃભૂમિ અને શાંતિ માટેનો પ્રેમ વ્યકત થાય છે:

"હું મારાં સ્વપ્નોને
કેમ કરી સુલઝાવું?
હું ઇચ્છું–તારી ત્વચાના છિદ્રોમાં
હું વાયોલેટ પુષ્પો વાવી શકું–ત્યાં
લગી કે તેની સુગંધ તારી ઘન ધાતુને
ઓગાળીને મારામાં એકાકાર કરી દે.
હું ઇચ્છું, હું તારો હાથ હાથમાં
લઈ જેરુસાલેમમાં ઘૂમી શકું"

૨૫મી ઑકટોબર, ૧૯૭૬ના રોજ કવયિત્રીએ એક પત્ર ઇજિપ્તના પ્રેસિડેન્ટ શ્રી અનવર સાદાતનાં પત્નીને ઉદ્દેશીને લખેલો હતો. આ પત્ર ઇજિપ્તના સમગ્ર નારી–જગતને સંબોધિત થયો છે. From Haifa to Near Faraway Cairo હકીકતમાં તો કેદ્રાયા પર લખાયેલ કાવ્યો છે, પણ આ કાવ્યો ઇજિપ્તની બધી જ સ્ત્રીઓને સ્પર્શે છે:

"મને યાદ આવે છે એ મખમલી શેરડીનો રસ
જે પીધો આપણે સાથે બેસીને
મુલાયમ વાદળી હવામાં અને
ખુલ્લા આકાશ ને સૂર્યમુખીનાં બીજ નીચે
આપણે સાથે મળીને હાસ્યની છોળો
ઉડાડતાં હતાં, સૂર્ય સામે પડઘા પાડતા.
કેવા મીઠા હતા એ બાફેલા બટાટા
એ મેઘધનુષી દિનો
સર્કરાની સુંદર ઢીંગલીના!
પણ તારા કરતા જુદી રીતે,
વહાલી કાદ્રેયા, મારા સૂર્યપ્રકાશી
શાળાના દિવસોની સખી,
મને તો કહેવામાં આવ્યું કે
હું તો માત્ર મુલાકાતી મહેમાન છું–
જો કે હુંય જન્મી હતી નાઈલની આ ભૂમિમાં
ઇજિપ્તનો હુકમ: મારી યહૂદી પાંખોએ
ફેલાઈને ઊડીને નવો શોધવો પડશે નીડ.
મળી ગયો છે માળો સુંદર મને
માઉન્ટ કારમેલ પર ને હું તો અહીં જ રહીશ હવે.
હવે મારી સૌથી પ્રથમ ઇચ્છા તો એ
કે આપણા સૈનિકો પુત્રો
નહાય શાંતિપૂર્ણ પ્રકાશ-કિરણોમાં
તેમની માતાઓએ વણેલ સ્વપ્ન હતું એ,
હતી જયારે તેમનાંથી પણ નાની તેઓ
નજીકના પણ દૂર એવાં મેઘધનુષી દિવસોમાં."

આજે આદા આહરોની VOICE નામનાં એક કવિતા-સામયિકનાં સહસંપાદિકા છે. ત્રીસેક ઈઝરાએલી કવિ–કવયિત્રીઓ આજે અંગ્રેજીમાં લખે છે. પ્રતિ–યુદ્ધ કવયિત્રી તરીકે આદા આહરોનીનું સ્થાન ખૂબ મહત્ત્વનું છે. ઈઝરાએલી કવિતા શાંતિના પુકાર સાથે ઊભી છે– ચાલો, ઝીલી લઈએ.

•

રાજેન્દ્ર શાહ

*

## શ્રુતિહીન સૂર

દૂરનો આવે રે ઝીણો સૂર મારે કાન.
જાણે કોઈ રે સ્વજન મારું
આતુર અંતરઝર્યા વેણથી બોલાવે મને...
જાણું નહીં તેની યે કંઈ પરોઢતી જાણ.

ગગનમંડળનું શું કરું અવધાન?
લહું સૂની રે દિશાનું એવું આકરું ખેંચાણ–
ફોર્યા ફૂલના પરાગે જેવા
મધુઘેલા ભમરાના પરોવાય પ્રાણ.

આંખની આગળ સૂર ધરે નીલ વાન.
મેલી સઘળાંનો સાથ, હેતે કરું હું પ્રયાણ....
એની નરવી નીરવતામાં
પાછળ પડેલ શોર પામે અવસાન.

ચંદ્ર પરમાર

*

## મોજડી!

સોના તે ફૂદડી-જડેલ રૂડી મોજડી!
ઝેણું ઝગે એ તો કાનજીની મોજડી!!

ચંમ ચંસ પૂછતી જાયરી મોજડી
વાંહે તે હિયું મારું હુમહુમ ઊડે
પોંચ્યું છે પાંસરું વનરા તે વનમાં
કાનજીની સંગમાં રમી રિયું ઢોલે
મારા તે નેણની ઝગમગ પૂતળીઓ
મોજડીની કોરમોર ફરે છે ફૂદડી—સોના૦

નાગ-વેળ નાથનાર વાલાનો વેળ તો
મોજડીથી ભભકે ને અંગ આવી ચડે
વીજળીનો વેળ અમું નેણે ઉચેલીએ
આનો ઉચેલ તો જરીયાં ન આવડે
વળખું મારું તો તો આંધળી લૅત હું
ઢળી જાય અક્કલની આવડીક દાણડી—સોના૦

પગલું એક તો એનું ઝગે સૂરજડો
પગલું બીજું તે ઓલો ચાંદલો રમે
આવડીક મોજડીમાં મારાં તે દનરાત
રંગભર્યા ઊગે ને રંગભર્યા આથમે
પાશેરની મોજડીના સામા તે છાબડે
જોખી દીધી આજ આ ગોરસની તાંબડી—સોના૦

રમેશ જાની

## હસી લઉં

ચાલ, મારી જાતને
સામે બેસાડીને
એની સાથે
એક વાર હસી લઉં
હાથે કરીને
કોઈ રૂપાળી જાળમાં
આંખો મીંચીને
ફસી જઉં
ડહાપણનો અને શાણપણનો
પાઘડીઆળો ચહેરો
ઉઝરડી લઉં
મનના અગોચર કોઈ ખૂણે
ગણીગણીને
સંતાડી રાખેલા
આપરખણા સિક્કાઓને
વેરવિખેર કરી દઉં
આંસુઓને હવે
વધારે વાર વતાવવાં નથી
લાગણીનો રૂમાલ તો
હવે બિલકુલ ભીનો થઈ ગયો છે
તો પછી
હાથની બાંહ્યથી એમને
લૂછી લઉં
અને તેય જો ન બને
તો
આડાઅવળા કાપાની ખરબચડી
સૂકી ચોકડીઆળી હથેલીના
બ્લૉટિંગથી એમને
પૂરેપૂરાં
ચૂસી લઉં
ચાલ, આજે મારી જાતને
સામે બેસાડીને
એની સાથે
એક વાર
ભાન ભૂલીને
હસી લઉં!

ગુણવંત શાહ

## હોડી

હું એ કહેવા જતો'તો કે
તરવાની
તમામ શકચતાઓ
ડૂબી જશે
ત્યાં—
ડૂબવાની તમામ શકચતાઓ
તરવા લાગી!

## ઝબકારો

એક વાર
માલગાડીના
ગાર્ડને
વહેમ પડચો:
"હું વૅગન તો નથી ને!"

લલિત ત્રિવેદી

*

## આંગળી પરનાં કાવ્યો

(૧)

આવ,
બેસ દર્દીના ટેબલ પર.
લાવ તારો હાથ.
સ્ટેથોસ્કોપને સ્પર્શીને
તબીબની બની ગયેલી
આ આંગળીઓને
અત્યારે જરાય રોમાંચ નહીં થાય.

(૨)

તારા સ્પર્શમાત્રથી
મને
હચમચાવી નાખે છે આ આંગળીઓ.
આ આંગળીઓ
અત્યારે
આંખના પલકારામાં
ફટોફટ
રૂપિયાની નોટો ગણવામાં મશગૂલ છે.

(૩)

કાગળને કાંઠે
ક્યારની
તરફડે છે આંગળીઓ.

(૪)

હમણાંથી
ટેરવે નથી ઊગતા સ્પર્શો
ને કાગળને નથી આવતા શબ્દો.
સુક્કાં પર્ણોની જેમ
ખરી પડી છે આંગળીઓ.

નીતિન વિ. મહેતા

*

## 'યાદ છે'

ઘૂઘવતા દરિયામાં ડૂબી'તી સાંજ
પછી પરપોટા ફૂટયાનું યાદ છે,
ચ્હેરાને જોઈ જોઈ થાકી'તી હું
મને આયનાઓ તૂટયાનું યાદ છે.

ભીની રેતીમાં કંઈ ટેરવાંએ ચીતરી'તી
અક્ષરિયા લોકતણી વારતા,
વારતાના બોલકણા શબ્દોને શ્વેત ફીણ
દરિયાનાં પાણીડાં મારતાં.
આંખોના ખાલીખમ ગોખલામાં હોય
પછી આંસુડાં ખૂટયાંનું યાદ છે.

હૈયાની ફૂંક લઈ વાવી'તી ઝંખના
ને કેટલી ય ઇચ્છાઓ સામટી,
ઉજ્જડ વેરાન જેવા જીવતરમાં ક્યાંય પછી
મૃગજળની લાગણી ન ભાળની.
છાતીની કોરમાં વાગતું એકાંત,
મારાં સપનાંઓ તૂટયાંનું યાદ છે.
પછી પરપોટા ફૂટયાનું યાદ છે.

વિપિન પરીખ

## તું સાંભળે છે, જગદીશ?

આવું પણ બનશે:
હું તને હાર ચડાવીશ.
ના, હું તારા નિશ્ચેત દેહને ઝૂલતો હાર ચડાવીશ.
મને એમ કે તું તરત ઊઠીને કહેશે,
"બદતમીજ, આવી મશ્કરી કરે છે?"
પણ ના, તેં હાર રહેવા દીધો.
તું કશું જ બોલ્યો નહીં.

આવું પણ બનશે:
તારી શોકસભા ગોઠવાશે,
અને મને બે શબ્દો બોલવા વિનંતી કરાશે.
મને એમ કે તું હમણાં ફોટામાંથી બહારી નીકળી
મારો કાન પકડશે. કહેશે,
"વિપિન, બસ, બહુ થયું!
મારી પાછળ આવું કરાય નહીં."

હું કહું છું,
"જગદીશ, તું સાંભળે છે?
આવી મશ્કરી હોય નહીં.
એક વખત આંખ મીંચી
એટલે શું પાછી ખોલવાની જ નહીં?
આંખો ખોલ,
મારે તારી સાથે હજુ ઘણી વાતો કરવાની બાકી છે"

જયા મહેતા

## નાનો અમથો પ્રશ્ન

દંતકથાના ઊંટના પેટનું જળ પીને નીકળી
પડચા છીએ નાકની દાંડીએ કે રસ્તો
લઈ જાય ત્યાં કે પગ લઈ જાય ત્યાં....
કે ક્યાં? કે ક્યાં?

ચાલવું એ જ ધર્મ
નહીં તો પછી પગનું શું થાય?
જીવવું એ જ કર્મ
નહીં તો પછી જિંદગીનું શું થાય?
વળી પાછા પ્રશ્નો? પ્રશ્નો....પ્રશ્નો....

ના, હવે પ્રશ્નો નહીં
બસ એક જ નાનો અમથો પ્રશ્ન....
દંતકથાના ઊંટના પેટનું જળ પીને
છેલ્લો છેવટનો એક આખરી પ્રશ્ન—
ચાલવા માટે પગ છે
કે પગ છે એટલે ચાલવાનું છે?

પુરુરાજ જોષી

※

# એક કાવ્ય

તારે
આ રીતે ન્હોતું ચાલી નીકળવું જોઈતું, આભા!
ગમે તેટલું મનદુઃખ હોય
તોય
વસન્તના દિવસોમાં
કોઈ કોયલ આંબાની ડાળ છોડીને
ઊડી ગઈ સાંભળી છે?
જતાં જતાં
તેં સહેજ ઊંચું જોયું હોત....
તો
હવાની લ્હેરખીથી
આંદોલિત થઈ ઊઠેલાં
કર્ણિકારનાં સુવર્ણઝુમ્મરોનો રણઝણાટ
કે આમ્રમંજરીઓમાંથી
વહી રહેલાં
સુગન્ધઝરણાંનું સંગીત સાંભળી
તારાં ચરણ થંભી ગયાં હોત...
અરે
જતાં જતાં એક વાર–
માત્ર એક વાર
તેં પાછું વાળીને જોયું હોત તો ય
બોગનવેલિયાના હાથમાં
ફરફરતા રંગીન રૂમાલે
તને રોકી લીધી હોત...
પણ તું તો
સામે ભટકાયેલા ગુલમહોરની
અનુરાગરંજિત આંખને ય
અવગણીને આગળ વધી ગઈ....
અને અહીં
ભર ઊનાળે વીજઝટકો ઝીલ્યો હોય
એવા વૃક્ષ સરખો અવાચક
ઊભો રહી ગયેલો
હું
વિમાસી રહ્યો છું કે
રાતના અન્ધારામાં
બેડરૂમ પાસેની બારીમાંથી
ડોકિયું કરીને
રાતરાણી તારા ખબરઅંતર પૂછશે
તો હું
શો ઉત્તર આપીશ એને?

---

## પ્રયોગ-વિશેષાંક

ચતુર પટેલ

*

## મુંબઈગરા દોસ્ત

હે મારા મુંબઈગરા દોસ્ત
તારા પગમાં આળોટે છે
જૂહુનો દરિયો–
એનાં લીલાં લીલાં કાચ જેવાં
પાણીમાં
તેં ઉછેર્યાં છે તારાં
લાલ–લીલાં સ્વપ્નિલ બાળકોને...
તારા શ્વાસમાં ઘર કરી ગયો છે
ત્યાંની સબર્બ-ટ્રેનનો રઘવાટ
તને સદી ગયો છે
ટ્રેનની ભરચક ગિરદીનો
કટોરો ભરી શકાય એવો ઘોંઘાટ
પ્રત્યેક ક્ષણે પ્રત્યેક ભીડનું
બદલાતું રહે છે અસ્તિત્વ,
તારા ને મારા મન જેવું જ!
તારું સમગ્ર અસ્તિત્વ
ચોપાટી જેટલું જ ભરચક છે
પછી ક્યાંથી ગમે તને પેલું ગામ...!
જ્યાં જ્યાં તું જાય ત્યાં
જૂહુનો દરિયો આવે નહીં,
એને પણ કિનારાની આડોડાઈ
નડે તો ખરીને દોસ્ત...!
તારી સાથે દરિયાનું હોવું
અનિવાર્ય નથી...
તને યાદ હોય તો
જેમાં નાગોડા ના'તા'તા એ તળાવ,
મને તો
જૂહુના દરિયા કરતાં વિશાળ લાગે છે.
કદાચ તું નહીં માને
પણ દોસ્ત
મને દરિયાના વ્યાપની
ખબર નથી...!!!

હરીશ પંડ્યા

*

## ફૂલનું રૂપ

હમણાં જ હું
સ્મશાનમાં પ્રગટી ઊઠેલી
ચિતાના અગ્નિથી
મારી દરેક ઈચ્છાને
ભસ્મીભૂત કરી દઈને
પાછો ફર્યો છું
ને ત્યાં જ
આંગણામાં ઊગેલા
નાનકડા છોડ પર
ઝળૂંબેલા સૂર્યે
કાવ્યને ફૂલનું રૂપ આપી દીધું.

## શશિકાન્ત જોષી

*

### 'Freedom From The Known'* વાંચતાં..

હું પુસ્તક નથી વાંચી રહ્યો
પણ
પ્રકૃતિ સાથેનો સંપર્ક સાધી રહ્યો છું.
મને વ્યક્તિની નહીં
પણ
મનુષ્યની ભાષાનો પરિચય થઈ રહ્યો છે.
ક્રિયાશીલ વર્તમાન ક્ષણ
હવે મારામાં પ્રેમ તરીકે ઊગી રહી છે.
હું મારા બાળકને સાચા અર્થમાં ચાહી રહ્યો છું
અને બહાર હવે યુદ્ધ નથી.
ગઈ કાલ સુધી સૂક્ષ્મ અને ઊંડી હિંસા વિશે
જ્યારે મનોવિશ્લેષણ કરતો
ત્યારે દુનિયાના કોઈ પણ ખૂણે ખેલાતાં
યુદ્ધ માટે
હું મારી જાતને જવાબદાર નહીં ગણતો.
ગઈ રાતે ભારે વર્ષા થઈ હતી.
પાંદડાં ઉપરની ઘણા દિવસની ધૂળ
વરસાદે ધોઈ નાખી છે અને
હવે
આકાશ સ્વચ્છ બનતું જઈ રહ્યું છે.
નવા, તાજા દિવસે
પરીઘથી કેન્દ્ર તરફની યાત્રા શરૂ થઈ ચૂકી છે.

* જી. કૃષ્ણમૂર્તિનું પુસ્તક

## કિશોરસિંહ સોલંકી

*

### અથવા

ઊડ મારી અધીરાઈ
શબ્દોના કિનારે કૂંદતા સારસના કંઠમાંથી
અથવા
દેહાંતદંડ પામેલાં ક્રિયાપદોના
ધોમધખતા તડકામાંથી
અથવા
વિશેષણોનાં ખરખરતાં પર્ણોમાં
વેરાઇ ગએલી ક્ષણોમાંથી
અથવા
સર્વનામોના ખડકાએલા ડુંગરોની ખીણોમાં
ખીલેલાં ફૂલોમાંથી
અથવા
બહુવચનની રેતમાં નહાતી ચકલીઓની
ફફડતી પાંખોમાંથી
ઊડ મારી અધીરાઈ
તારી સાચવનારી તો કેદ છે
ભાષાના ઘૂઘવતા સાગર વચ્ચે
મૌનના રાજમહેલમાં.

ઘનશ્યામ પરીખ

*

## બાને

જ્યારે બાળક હતો અને પા પા પગલી ભરતો,
પડતો, આખડતો
ત્યારે તું જ
આંગળીએ વળગાડી ઊભો કરતી,
ફરી પગલાં પડાવતી...
મને એમ કે હું મોટો થયો
છતાં
પડી જાઉં ત્યારે
તારી આંગળીઓ શોધું
બધે તને જોઈ વળું
અને
લોકો મને આકાશ બતાવે.

પ્રફુલ્લ પંડ્યા

*

## ગીત

નદીઓ વિશે વૃક્ષો બોલ્યાં: નદી પ્રભુનું ગીતજી
વૃક્ષો વિશે વૃક્ષો બોલ્યાં: પાન એટલે પ્રીતજી
કાન ટેકવી ઊભા રહેલા વાદળ મૂગું મરકયાં
બધી દિશાનાં બંધ બારણું બારી જેવું ખખડ્યાં
શંકા વિશે શમણાં બોલ્યાં: રક્ષા કરશે ઇંટજી
સૃષ્ટિ વિશે મૌન મૌન છે ક્યાંક શ્વાસમાં પડદો
પડદે ચીતર્યા મોર બોલશે એમ રચાશે પદો...
ભ્રમણા વિશે ભાવો બોલ્યા: તેજ તિમિરને જીતજી
નદીઓ વિશે નદીઓ બોલી પ્રભુ નદીનું ગીતજી.

દિનકર શાહ 'જય'

*

## મારું આકાશ

બૂમો પાડી પાડીને થાકી ગયો છું
મને પ્રકાશ આપો....
ઊછીનું થોડું આકાશ આપો...
હવે
મારા આંગણના અંધકારના લીપણને
ફૂલ આવ્યાં છે,
પીળાં પચ અકળામણનાં ફૂલ...
કે પ્રત્યેક વિલંબિત શ્વાસ પછીના અનુગામી
શ્વાસની
કલ્પના કરું છું ત્યારે
મને લાગ્યા જ કરે છે:
કશી ય અપેક્ષા વિના
એક ચિઠ્ઠીમાં મારું આકાશ બાંધીને ચાલી
નીકળીશ
ત્યારે
પ્રકાશનાં ટોળેટોળાં મારી પાછળ પડયાં હશે
ને મને રોકવા ધાતો સૂર્ય....
કોઈ બંધિયાર વાડના કાંટામાં ભરાઈ ગયો હશે.
ક્ષિતિજ પાસેના સમુદ્ર પર એ વખતે
મારા આંગણનો અંધકાર પથરાઈ ગયો હશે
અને...
એ પાતળા તરાપા પર તરતું હશે
મારું બિનવારસી આકાશ!

આર. એસ. દૂધરેજિયા

*

## પળનું પારેવું

ભીંત પર બંધ પડેલી ઘડિયાળના
નિર્જીવ ખોખા પર બેઠેલું પારેવું
ઘૂ..ઘૂ..ઘૂ.. કરવાને બદલે
જ્યારે
ટક્...ટક્...ટક્ કરવા લાગ્યું
ત્યારે
મને ક્ષણ વાર
સમયનાં પીંછાં ભેગાં કરી
એક પંખી બનાવવાનું મન થયું
પણ અધૂરું પંખી
તૂટેલી પાંખવાળું પંખી
ફૂટેલી આંખવાળું પંખી
સમય કૈં પેલા પારેવાં જેટલો
ભોળો નથી.

દેવજી રા. મોઢા

*

## પાનખર-ગ્રસ્ત વૃક્ષને

તારું બિહામણું સ્વરૂપ નિહાળ્યું, વૃક્ષ!
ને પર્ણવિહોણી સૂકી ડાળીનું માળખું આ
જાણે ન અસ્થિતણું પિંજર હોય એવું,
ને જે તને નિજ સ્વરે જગવી રહેતું
તે પંખીએ ય અવ છેક તજી દીધેલું-
-તું આંખ માંહી દિનરાત વસી રહેતું
ને જ્યાં જઉં તહીં મને નિત સાથ દેતું
એકે ક્ષણે ન મુજથી પડતું વિખૂટું!
ને તે પછી ત્યહીં ફરી ઋતુરાજ આવ્યો
ને ડાળ્યું તારી થઈ જે હતી પર્ણહીણી,
તે પર્ણથી ફરી સુસજ્જ બની ગઈ, ને
પંખી રહ્યાં ટહુકી મત્ત સ્વરે; છતાંયે
ઘેઘૂર જામી ગઈ પર્ણઘટા વીંધીને
તારું ભયંકર સ્વરૂપ હજીય ભાળું!

ભરત યાજ્ઞિક

*

લોહીની ગુફામાં આમ ઓચિંતા ત્રાટકેલા ચિત્તાની ભારે રંજાડ છે...
ધ્રાસકે જીવે છે મારી ઇચ્છાનું ગામ જાણે રાજાપણું છે કૈંક જોવું;
જંગલ ભયગ્રસ્ત થાય હમણાં જાહેર એમ સુન્નુધબ્બ થાય મારું હોવું;
મટકું માર્યા ય વિના વીતે છે રાત હજુ પીડાની સ્હેજ છેડછાડ છે...
માંચડે ચડીને શ્વાસ ઊંચે જીવે છે અને મારણ ઠેકાણે મને બાંધ્યો;
આંખથી પગેરું છેક ટેરવે મળે ને તોય એકે ના ભેદ હજી લાગ્યો;
જલદી બચાવ મને નરભક્ષી યાતનાથી છળીમર્યા રીડિયાની રાડ છે....
સોંસરો ત્વચાનો સ્પર્શ ન્હોર બની વાગે ને પાછળ ખેંચાતું આવે ખોળિયું
ચાખે છે સ્વાદ નવા લોહીનો શિરાઓ ત્યારે પેટવી શકાતું નથી કોડિયું;
સંભારી લઉં છું હું છેલ્લું તને જ મારી બેકાબૂ ધગધગતી નાડ છે....

શાન્તિ શાહ

## પ્રકાશનું નગર

મુંબઈ તો નર્યું પ્રકાશનું નગર !
અહીં તો પ્રકાશમાં પડેલી લાશને પણ
શબઘરના અંધારામાં જવાની
જરા જેટલીય ઉતાવળ નહિ !
આટલાં બધાં બજારો
ને આટલી બધી દુકાનો
પણ છૂટક છાંયડો વેચતી
એક પણ વૃક્ષની
એક પણ દુકાન નહિ
સવારથી સાંજ સુધી સૂરજ
લોકોની આંખમાં દોથા ભરીભરીને
તડકો ફેંકે.
ને રસ્તાની ડાળી પર માળો બાંધીને બેઠેલી
મૌન બત્તી
સાંજ પડતાં તો કોલાહલ કરી મૂકે.
અહીં કેટલીક ગલીઓ અંધારી કહેવાય
પણ પ્રકાશથી બચવાનો સૌથી વધુ પ્રયત્ન
લોકો ત્યાં જ કરે.
બહાર ન દેખાતું અંધારું
શર્ટ કે બ્લાઉઝનાં બટન ખોલી
છેક છાતીમાં ઘૂસી ગયું છે.
એને બહાર કાઢવા તો
જિંદગી આખી તપ કરવું પડે !

અજય બોડીવાલા

*

તળાવમાં
માનવમેદનીનાં
આંસુ નીચે
આપઘાત કરતું પાણી.

જગદીશ વ્યાસ 'કમલ'

*

રૂ
દિવેટ
દિવેલ
દીવાસળી
પ્રકાશ
પવન
અંધારું....

મહેન્દ્રકુમાર ત્રિવેદી

*

તારીખિયામાંથી પત્તું ફાડીને
સમયને સમજાવી દીધું
વખત તો વીતી ગયો તારો
હવે લટકીને કરવાનું શું ?
શોભામાં અભિવૃદ્ધિ
કરવાથી ફાયદો શો ?

પન્ના નાયક

*

## થાય છે....

આજે
પૂનમની રૂપલી રાતે
ઘૂઘવતા સાગરને પેલે કિનારે
વાંઝિયાં રણોની સુકાશ આંખોમાં ભરીને બેઠી છે તું—
થાય છે
તારી આંખોમાં ભીની ચાંદની આંજી દઉં તો?
ઝરમરતા વરસાદની શ્રાવણિયા સાંજે
પેલા પરિચિત તળાવની પાળે
દિવસોના કાંકરા ફેંકતી
ઊઠતી લ્હેરોને ગણતી બેઠી છે તું—
થાય છે
કાંકરો ફેંકવા ઊંચકાએલો હાથ
મારી આંગળીઓમાં જકડી લઉં તો?
અસંખ્ય વાસંતી ફૂલો અને
પતંગિયાંનાં ટોળાં વચ્ચે
અગણિત પ્રશ્નોની વણઝાર લઈ
લીલી જાજમ ખોતરતી
એકાકી બેઠી છે તું—
થાય છે...

યોગેશ જોષી

*

## રાહ જોયા કરીશ

હું તો બસ
રાહ જોયા કરીશ–
વૃક્ષને પાન ફૂટવાની.
દોસ્તો,
નદીને પૂછવું નથી પડતું
દરિયાનું સરનામું
કે
વાદળોને જળ પહોંચાડવા
જરૂર નથી પડતી
નળની.
ભલે હું
આકાશ વગરનો રહું
મારે નથી ચોંટાડવી
પીઠ પર પાંખો,
ભલે હું
શબ્દ વગરનો રહું
મારે
નથી જન્માવવા
ટેસ્ટ-ટ્યૂબ શબ્દો.
હું તો બસ,
રાહ જોયા કરીશ....

રમેશ પારેખ

*

## સાંઈબાબાછાપ છીંકણી વિશે

સાંઈબાબાછાપ છીંકણી યાને દાબડી અંદર (હાજરાહજૂર ચપરાસીવત્) છીંક
ચપટી યાને સુખનો કોરો ચેક વટાવી ભરપટ્ટે લે, લૂંટ બેટાં રમણિક

ચોર ન આવે
કેમ કે છે તે છીંકમાં કાંઈ બારણું ન હોય
છીંક તો અલ્લડ
છીંક, એને હાલરડું ન હોય, પારણું ન હોય
છીંકને નડે નહીં ટોળું કે ભીડ કે ભાગંભાગ કે ધમાચકડી યા 'ટ્રાફિક'

દાબડી ખૂલે
ઉર્ફે ઝૂલે ચાર આની છાપ જીવવું અગર સીવવું ફાટેલ સુખ
ચપટી લેવી
એટલે કેવી નાકદાંડીને ફૂટવી સાલસ જૂઇની તાજી ડૂંખ
છીંકનું બંધાણ, છીંકનું હૅંગ ઓવરને ઘડી ચપટીમાં તો છીંકની જલદ 'કીક'

---

# પારિતોષિકો

કવિલોકમાં વર્ષ દરમ્યાન પ્રકટ થતાં કાવ્યોમાંથી ગુણવત્તાની દૃષ્ટિએ પ્રથમ ત્રણ ક્રમ પ્રાપ્ત કરનાર કાવ્યો માટેનાં ઈ. ૧૯૭૭ના વર્ષનાં ઠક્કર પારિતોષિક નીચેના કવિઓને મળે છે.

**પ્રથમ પારિતોષિક રૂ. ૨૦૧ શ્રી હરિકૃષ્ણ પાઠકને**
તેમના કાવ્ય **'મારે તો'** માટે

**દ્વિતીય પારિતોષિક રૂ. ૧૦૧ શ્રી ચંદ્ર પરમાર અને બાસુ દેવ વચ્ચે**
તેમનાં કાવ્યો 'ટેંટિયા' અને 'લ્યો શુકન થયા' માટે

**તૃતીય પારિતોષિક રૂ. ૫૧ શ્રી દાઉદ જરગેલા 'કંટક' અને શ્રી યોગેશ જોષી વચ્ચે**
તેમના કાવ્ય **'વીખેરી નાખો'** અને **'ઉલેચો હથેળી'** માટે

*

નિર્ણાયકો :
**સર્વશ્રી પિનાકિન્ ઠાકોર અને કનુભાઈ જાની**
એમના અમે આભારી છીએ. વિજેતાઓને અમારાં અભિનંદન.

હરીશ ધોબી

*

## ચ્હેરો હજી અંદર હશે

ચાલ મેં માની લીધું કે તું સમયથી પર હશે
તો પછી સૂરજનું હોવું તેજ પર નિર્ભર હશે

નામ કે આકાર, ચ્હેરો કૈં હશે નહિ એ પછી
સર્વ ઘટનાનું પછી એમાં જ રૂપાંતર હશે

ઘર, ગલી, દર્પણને પૂછ્યું છે જરી તારા વિશે
કૈં ખબર એની નથી કેવોક એ ઉત્તર હશે

આમ તો ગભરાય નહિ કારણ વગર એ આવતાં
અવસરોને આ નગરમાં કોઈનો કૈં ડર હશે

લાવ મુઠ્ઠી ખોલીને તારી હવે જોઉં 'હરીશ'
કૈંક તારો એ અસલ ચ્હેરો હજી અંદર હશે

હર્ષદેવ માધવ

*

આજ મને પોતાને પામ્યો ના હોઉં એમ....
ઘાસ તો કે 'હાજર છે' શ્વાસ તો કે 'હાજર છે'
હાજર હથેળીએ તળાવ એક,
આંખ તો કે 'હાજર છે' પાંખ તો કે 'હાજર છે'
હાજર પંખી-થયાની ગ્હેક-ગ્હેક!

હોઠોની પાતળીક ભીંતને અડીને મારા
પડઘાને પામ્યો ના હોઉં એમ....

ભીંતને કહું કે બોલ રાત તો કે 'રાત' બોલ
ચોમાસુ તો કે 'ચોમાસુ'
શહેરને કહું કે મને 'કાંકરિયા' આવેલું-
આંસુ છે તો કે 'છે આંસુ!'
કેટલા યુગોથી મારા છૂટા પડેલ અર્ધ-
-પડખાને પામ્યો ના હોઉં એમ....

મહેશ યાજ્ઞિક

*

## માગી હશે

ભાગ્યરેખાની ચમક આ હાથમાં જાગી હશે
ઓ સમય! તેં એટલે મારી ગલી ત્યાગી હશે

શક્ય છે એથી જ મારી આંખ ભીની લાગતી
ડૂબકી દૈ કોઈ ઊંડી આંખને તાગી હશે.

કાચની નમણી હયાતી સ્હેજમાં આપી શકે?
આયનાને બીક કેવી બિંબની લાગી હશે!

ગામ-શેરીને વટાવી: યાદ વેળુ ખૂંદતી
સાત ઘર સાથે રહી ત્યાં કેમ એ ભાગી હશે?

આ ઊભરતાં આંગળાં ને આ છલકતો હાથ જો
વેદના નક્કી અમે આ હાથથી માગી હશે!

મનહર જાની

*

## ગીત ગોપીકાનું યાને દુહા દરદના

કોમળ ગઢને કાંગરે કડવા બોલે કાગ
પડછાયા નાપાક એના અભડાવે મને

જીવનાં લાગ્યાં ઝાપટાં કરવી ક્યાં ફરિયાદ?
વરણાગી વરસાદ ટીપે ટીપે તમતમે.

ખીલા ભોંકી ખેદના ખળક્યાં મારાં પાપ
અધકચરા મેળાપ ડંખે દમદટ દિલમાં.

ડમરી જેવું આયખું ને ખાવું-પીવું ધૂળ
ગમતીલું ગોકુળ કરડે કુંભીપાક થઈ

ફળિયે બાંધ્યાં વાછરું નદીએ બાંધ્યા મોર
શમણાં આઠે પ્હોર મારામાંથી ધૂરકે!

## બે બંગાળી કાવ્યો/પ્રસાદ બ્રહ્મભટ્ટ

### હવે યુદ્ધ પૃથ્વી સાથે

હવે યુદ્ધ પૃથ્વી સાથે, આ જ પૃથ્વીનું
એકબાજુ હું, બીજી બાજુ તારી આંખ સ્તબ્ધ, નિબિડ;
વચ્ચે વાંકાચૂકા અંધકારમય રસ્તા આ પૃથ્વીના.
અને આ પૃથ્વીના મનુષ્ય, લંબાવી તેમના હાથ
ઇચ્છે છે આંકવા લાલ લીટી, તારાથી મને છૂટો પાડવા
જીવંત, વિષાક્ત સાપની માફક લંબાવી તેમના હાથ.
મારી આંખો સામે સ્વર્ગના સ્વપ્નની જેમ ઝૂલે
તારાં બે સ્તનો; કલ્પનાની ગાંઠની માફક ખૂલે
તારા કેશ મારી તાતી ઉપર; ઝંઝાના પંખી પેઠે ઝૂલે
મારો હૃત્પિણ્ડ; આપણે ભય કરવો કોનો?
આપણે તો જાણીએ છીએ કે રસ્તાની આ બાજુના વળાંકે વળાંકે શું આવે છે–
તે તો તું—તું અને હું: બીજા કોને
જોઈ શકીશું આપણે? મારી આંખોમાં તારાં બે સ્તનો
સ્વર્ગના સ્વપ્ન જેવા; તારી છાતી ઉપર ઉત્તપ્ત, ઉત્સુક
મારા હાથનો સ્પર્શ સળવળી ઊઠે તારાં બન્ને સ્તનો
મારા હાથના સ્પર્શે, જાણે કે કોઈ અંધ અદૃશ્ય નદીનો
ખરસ્રોત; તેની મધ્યે આ સમસ્ત દુરંત પૃથ્વીનાં
ચિહ્ન ભૂંસાઈ જાય; માત્ર આ વિશાળ અંધકાર નદીનો
તીવ્ર આવર્ત જ્યાં આપણે જઈ, આપણે એક, હું
અને તું—કેવી મધુર, કેવી અપૂર્વ–મધુર આ કથા—
તું—તું અને હું.

(બુદ્ધદેવ બસુના બાંગ્લા કાવ્ય 'ઍખન યુદ્ધ પૃથિવીર સંગે'નો અનુવાદ)

## જીવનાનંદ દાસ પ્રતિ

તે પથ નિર્જન
જે પથે તમારી યાત્રા
તે પથે આવેના અશ્વારોહી
પદાતિ વીર સૈન્યદલ.
શસ્ત્રોનો ઝંકાર નહિ, યાન-યંત્ર મુખરિત નાગરિક
જનતાનો સ્રોત નહિ,
ન યોદ્ધા, ન જયી, ન પરાજિત
તે પથ સંધ્યાનો.
માત્ર સમુદ્રનો સ્વર, અન્ય કોઈ શબ્દ નહિ.
માત્ર સમુદ્રનો સ્રોત, અન્ય કોઈ ગતિ નહિ,
એક પ્રજ્વલિત તારક.
જાણે આકાશનો જ્વલન્ત હૃતપિણ્ડ,
આંકી જાય તે પથ સ્વચ્છ નીલ ઝલકે ઝલકે
સમુદ્રનું માનચિત્ર-નીલે

(બુદ્ધદેવ બસુના બાંગ્લા કાવ્યનો અનુવાદ)

---

# લવાજમ વિષે

* ઘણાખરા ગ્રાહકોનું લવાજમ આ અંક સાથે પૂરું થાય છે. જો આપનું લવાજમ પણ પૂરું થતું હોય તો રૂ. ૧૨ સત્વરે મોકલી આપશો.

* લવાજમ જો ચેકથી મોકલો તો બૅન્ક કમિશનના રૂપિયા ત્રણ ઉમેરી, રૂપિયા પંદરનો ચેક મોકલવો.

---

## અરજીઓની ખૂબી/મનસુખલાલ ઝવેરી

ખડતું ખડતું વરુ
સિંહની ગુફા પાસે ગયું.
"સિંહ, મારી સાથે હું એક ગધેડાને લાવ્યો છું,
તમને મળવા"

સિંહ પોતાની ગુફામાંથી
હળવે પગલે બહાર આવ્યો.
"એને શું જોઈએ છે, વરુ ભાઈ?"
"એને તમારી રજા જોઈએ છે."
"શું કરવાની રજા, ભાઈ વરુ?"
"એ કહે છે કે
સિંહની રજા લઈને
મને મારી નાખો."

સિંહે આ ભારે મહત્ત્વની બાબત પર
યોગ્ય વિચાર કર્યો.
"નર્ણય પર આવવું અઘરું છે."
સિંહે નિસાસો મૂકી કહ્યું.
આ બાજુ કે પેલી બાજુ વળ્યા વિના
તેણે પોતાનો નિર્ણય જાહેર કર્યો
ગધેડાની વિનંતી માન્ય કરવા જ કેવળ.

* લંડનના ટાઇમ્સ લિટરરી સપ્લીમેન્ટના ૧૦-૧૧-૭૮ના અંકમાં પ્રસિદ્ધ થએલા રોજર હાવર્ડના અંગ્રેજી કાવ્ય : The Beauty of Petitionsનો અનુવાદ

# કમળલોચને અશ્રુઓ

હરિવલ્લભ ભાયાણી

રતિભાવના વિવિધ સ્થિત્યંતરોને વિષય બનાવતાં સંસ્કૃત-પ્રાકૃત કાવ્યોમાંથી જેમને ઉત્તમની કોટિમાં મૂકી શકાય તેવાંની જ પસંદગી કરીએ તો પણ અનેક ગ્રંથો પર વિસ્તરતો સંચય બને. આ વિષયના એક એક વિભાગ ઉપર પણ એકથી વધારે ગ્રંથ ભરાય એટલી સમૃદ્ધિ છે. પ્રિયતમના કોઈક પ્રેમાપરાધને કારણે કે અન્યથા માનિની જે માનનો આશ્રય લે —રૂસણું કરે—તેના રીસ, રોષ, અશ્રુપાત, કલહ, મૌન, અનુનય, આદિ વિવિધ પાસાંઓનું કલાત્મક નિરૂપણ કરતાં મુક્તકોનો તોટો નથી. અમરુક કવિ જેવાની આ વિષયમાં જે સિધ્ધિ જોવા મળે છે તે કદાચ વિશ્વસાહિત્યમાં અજોડ હોય.

નીચે અનુવાદિત મુક્તકોમાં પ્રિયતમના પ્રેમાપરાધન આઘાતની અસર નીચે નાયિકાનો અશ્રુપાત અને પ્રિયતમ વડે કરાતો અનુનય એ નિરૂપ્ય વિષયો છે.

### પ્રથમ પ્રેમભંગે

અબોધ મુગધા અને પ્રથમ પ્રેમભંગે ડસી:
નહીં ભમરભંગ, વ્યંગવચનો, વળો અંગના –
ઢળેલ નયનોત્પલો થકી કપોલ સ્વચ્છે દડી
અખૂટ બસ અશ્રુબિંદુ તરુણીતણાં ટપ્ટપે.

—અમરુક

અનુરાગના અપૂર્વ અનુભવની, અંગેઅંગમાં વ્યાપી જતા વિષવેગ જેવી તીવ્રતા અને ઉન્માદકતા માણી રહેલી મુગ્ધાને પહેલવેલા પ્રેમભંગ થીજે આઘાત થાય તેની કવિએ અહીં એક અવિસ્મરણીય છબી અંકિત કરી છે, અને તે માટે આવી જ પરિસ્થિતિમાં કોઈ અનુભવી નાયિકાની જે સાધારણ પ્રતિક્રિયા હોય તેની સાથે મુગ્ધાની પ્રતિક્રિયા વિરોધાવીને હૃદ્ય પરિણામ સાધ્યું છે.

તો કવિ રાજશેખરે આ જ ભાવાવસ્થા રમણીયતાને કેવળ અશ્રુબિંદુઓની અવસ્થા અને ગતિનું ચિત્ર દોરીને આકાર આપ્યો છે:

### કમળલોચને

કરે તરલ કીકીને, લઘુક બુંદ બની પાંપણે
રચે તરલ તોરણો, તૂટક ધાર થૈને બને
પ્રવાહ વણથંભ—
આ કમળલોચને અશ્રુઓ
વહે હૃદય-વેદના-ભર અશબ્દ મુગ્ધા તણો.

—રાજશેખર

એક પ્રાકૃત કવિ આથી પણ ઓછી સામગ્રી ઉપયોગમાં લઈને, પ્રિય તરફના વિપ્રિયથી વ્યથિત માનિનીની રુદન વેળાની મુખશ્રીને અનેરા કલ્પના-ચમત્કારથી ઝીલી લે છે:

### ઇંદ્રચાપ

નેત્રની નીલ,
કપોલની પાંડુર,
અધરની અરુણ દ્યુતિ
માનિની કેરી અશ્રુધાર પર
ઇંદ્રચાપ રચતી.

છેવટે એક અજ્ઞાત કવિની વિદગ્ધ અભિવ્યક્તિ-વાળી રચના. આમાં જે નાયિકાના મન્યુને—પ્રેમભંગના આઘાત નીચે રોપ, વ્યથા, વગેરેના ભાવાવેગની અવસ્થાને—પ્રતિનાયક તરીકે ઘટાવીને નાયક અનુનય કરી રહ્યો છે તે નાયિકાનું હૃદ્ય ચિત્ર આલેખેલું છે.

### મન્યુ બન્યો પ્રિય

કપોલ પરની પત્રવલ્લિનું કરતલ–અવરોધે મર્દન,
કંઠે વળગી બાષ્પ કરે શું કુચતટ કેરું આકંપના!
સૂસવતા નિઃશ્વાસો પીતા મધુરી અધરસુધા અરુણ–
મન્યુ બન્યો શો તારો પ્રિય, પણ અમે નહીં! હે નિષ્કરુણ!

# ગામડાંની કાયાપલટ

સંસદીય લોકશાહીમાં સંપૂર્ણ નિષ્ઠા સાથે ગુજરાતમાં જનતા સરકાર ગાંધીવાદી માર્ગે આગળ વધી રહી છે. સરકારના ગ્રામાભિમુખ અને રોજગારલક્ષી કાર્યક્રમોનાં આ છે મહત્વનાં સોપાનો.



- આગામી ૧૦ વર્ષમાં ગરીબી અને બેરોજગારીની નાબૂદીના ધ્યેયની પૂર્તિરૂપ ગ્રામાભિમુખ અને રોજગાર લક્ષી અંદાજપત્ર.
- કેન્દ્ર સાથે સંકળાયેલા રાજ્યના વિકાસના પ્રશ્નોના ઉકેલ માટે ભારે પ્રયાસો.
- વધુ રોજગાર અને ન્યાયી સમતુલા સાથેનુ ઔદ્યોગિક વિકાસનું આયોજન ગૃહ અને ગ્રામ ઉદ્યોગોને પ્રોત્સાહન. રોજગાર વૃદ્ધિ બોર્ડની રચના.
- ગ્રામ વિસ્તારોમાં વધુ પાણી પુરવઠા યોજનાઓ.
- પંચાયતીરાજને પ્રાણવાન બનાવવા વિવિધ કદમો. સ્થાનિક સ્વરાજની ચૂંટણીઓમાં ૧૮ વર્ષની ઉંમરની વ્યક્તિને મતાધિકાર.
- હરિજનો-પછાત વર્ગોનાં હિતોને પ્રાધાન્ય. આ હેતુસર હરિજન વિધાન સભ્યોની સમિતિની રચના.
- શિક્ષણક્ષેત્રે મહત્વના નિર્ણયો.
- અન્ન સ્વાવલંબન લક્ષ્યની દિશામા રાજ્યમાં પાકની વૃદ્ધિ માટે વિશેષ આયોજન.
- નાની સિંચાઈ યોજનાઓને અગ્રિમતા. જિલ્લા પંચાયત દ્વારા નવાં સિંચાઈ કામો. જળ સંપત્તિ વિકાસ માટે નાણાંકીય જોગવાઈ.
- ઘર વિહોણા લોકો માટે ચાલુ વર્ષે ૯૦ હજાર મકાનોના બાંધકામ પૂર્ણ કરાશે.

## આપણું લક્ષ્ય: દરેક હાથને કામ—દરેક ખેતરને પાણી

માહિતી-૩૨-૭૭

## નવું લવાજમ

* ઈ. સ. ૧૯૭૯નો આ પ્રથમ અંક પ્રકટ થાય છે ત્યારે જો આપનું લવાજમ છેલ્લા અંક સાથે પૂરું થઇ ગયું હોય તો આપ તે સત્વરે મોકલી આપશો જેથી આપની વરસોવરસની 'કવિલોક'ની ફાઇલ અતૂટ રહે.
* જો આપ વાર્ષિક લવાજમ રૂપિયા બાર ચેકથી મોકલો તો બૅન્ક કમિશનના રૂપિયા બે ઉમેરી ચૌદ રૂપિયા મોકલવા વિનંતી છે.
* 'કવિલોક'ની આજીવન યોજનામાં કોઇ પણ વ્યક્તિ રૂપિયા એક સો ભરી સભ્ય થઇ શકે છે.
* પુસ્તકાલયો અને શિક્ષણ સંસ્થાઓ પણ આજીવન સભ્ય બની શકે છે.
* આજીવન લવાજમ રૂપિયા એક સો ચેકથી મોકલો તો તેમાં પણ બૅન્ક કમિશનના રૂપિયા બે ઉમેરીને મોકલવા વિનંતી છે.

## દ્વિજ-દશાબ્દી

'કવિલોક'નું કાર્યાલય મુંબઇથી અમદાવાદ આવ્યાને નવ વર્ષ પૂરાં થઇ આ દશમા વર્ષનો આરંભ થાય છે. નવા કલેવરે 'કવિલોક' પ્રકટ થવા લાગ્યું તે દ્વિજત્વની આ દશાબ્દી નિમિત્તે 'કવિલોક' વર્ષ દરમિયાને વિશિષ્ટ કાર્યક્રમો યોજવાનું વિચારે છે આ અન્વયે આ વર્ષ દરમિયાન એક સમૃદ્ધ વિશિષ્ટ અંક પણ પ્રકટ કરવામાં આવશે, જે ગ્રાહકોને નિયત લવાજમમાં જ મળશે. આપનું લવાજમ સત્વરે મોકલી આપશો.

શિશિર • વિ. સં. ૨૦૩૫

# કવિલોક

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૭૯

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## કવિતામાં વ્યાકરણ અને પિંગળનું સ્થાન

ભાષા અને છંદ એ હમેશાં વ્યાકરણ અને પિંગળથી દશાંગુલ પર રહેનારાં છે. છતાં વ્યાકરણ અને પિંગળે કરેલી વ્યવસ્થા તદ્દન નિરર્થક છે એમ પણ અભિપ્રેત નથી. માત્ર તેમણે ભાષાને અને છંદને જકડી રાખવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. તેમણે સેવક મટી સ્વામી ન થવું જોઈએ. સામાન્ય રીતે પોતાની આ મર્યાદાનો વ્યાકરણ અને છંદે સ્વીકાર કર્યો જ છે. કવિતાએ બોલાતી વ્યાકરણબદ્ધ ભાષા સાથે જગતની આદિથી છૂટ લીધી છે. છંદરચના અને એનાં વાક્યોનો વ્યસ્ત અન્વય એ જ બોલાતી ભાષાથી તદ્દન ભિન્ન એવું પ્રસ્થાન છે....

વ્યાકરણ અને પિંગળે તારવેલી શુદ્ધિ અને વ્યવસ્થા અને નિયમબદ્ધતા જ્યાં લગી પોતાની મર્યાદામાં રહી પ્રવર્તે ત્યાં લગી તે ઘણાં જરૂરી છે એમાં શંકા નથી. કવિતાએ જ્યારે જ્યારે આ નિયમોને કોરે મૂક્યા છે ત્યારે અશુદ્ધિના પ્રેમથી, કે નિયમો જાળવવાની અશક્તિથી, કે શુદ્ધ છંદ લખી શકવાની અનાવડતથી કે ભાષા પરના કમ પ્રભુત્વથી નહિ પણ કવિતાની—રસની કોક ઊંચી અવશ્યકતામાંથી એ કરે છે. વળી એ પણ જાણીતી વાત છે કે, કવિ જ્યાં જ્યાં વ્યાકરણથી દૂર જાય છે ત્યાં તે ભાષાના અંતસ્તત્ત્વને અવલંબીને જ આગળ વધે છે. કવિનું જે કંઈ નવું પ્રસ્થાન હોય છે તે ભાષાના મૂળ રૂપનું વિરોધી નથી હોતું. પોતાના વક્તવ્યને પૂરેપૂરું રસત્વ અર્પવા માટે કવિ ઘણી વાર ચાલતા ચીલેથી જુદો ફંટાય છે. એવા ભિન્ન પ્રસ્થાનને એ દોષ રૂપે માનતો જ નથી. ઊલટું તે નવું જ બળ આપનારું ગણે છે. નવા ગુણોનું જન્મદાતા ગણે છે. કવિના નવા પ્રસ્થાનની કસોટી વ્યાકરણશુદ્ધિ કે છંદોશુદ્ધિની દૃષ્ટિએ નહિ પણ રસવાહકતાની દૃષ્ટિએ, કળાતત્ત્વની દૃષ્ટિએ કરવાની છે. અને કવિતાનો ઇતિહાસ તો કહે છે કે, કવિઓએ રસને માટે, કળાને માટે અનેકાનેક નવાં સુભગ તત્ત્વો સરજાવ્યાં છે. એટલે જ અનેક છંદો થયા છે, અનેક કાવ્યરીતિઓ થઈ છે.

સુન્દરમ્

(નવા પ્રકટ થએલા વિવેચનસંગ્રહ 'સાહિત્યચિન્તન'માંથી)

# મારી સર્જનપ્રક્રિયા

સુરેશ દલાલ

મારી કવિતા કુટુંબના વારસાનું પરિણામ નથી. તો પછી આ કવિતાનાં મૂળ ક્યાં હશે? નાનો હતો ત્યારે મને કોઈ પૂછે કે તારે શું થવું છે, તો હું સૉલિસીટર થવું છે એ એક જ જવાબ આપતો. એ જવાબની પાછળ કદાચ કારણ એ હોઈ શકે કે મારા પિતાના મામા સૉલિસીટર હતા અને એમના વ્યક્તિત્વની સમૃદ્ધ પરિપક્વ મુદ્રા મને બહુ ગમતી. એમની સાથે બોલતો ભાગ્યે જ; પણ આજે યે મને એક વાત યાદ આવ્યા કરે છે કે હું એમને ધારી ધારીને જોયા કરતો. કદાચ એવું પણ હોય કે એમના વૈભવશાળી ઘરનું વાતાવરણ મને ગમતું હોય. જો કે સહેલાઈથી સો–દોઢસો માણસની વ્યવસ્થા થઈ શકે એવો મોટો બંગલો મોસાળમાં જોયો'તો, એટલે મારા મનમાં સૉલિસીટર થવા માટેની ઇચ્છા શા માટે પ્રબળ હતી. એનું પૂરતું કારણ તપાસી શકતો નથી.

મને શબ્દ સાથે નાનપણથી લેવાદેવા હોય એવું લાગે છે. હું માધવબાગમાં સ્વામી વિદ્યાનંદનાં 'ગીતા' પરનાં પ્રવચનો સાંભળવા લગભગ સાત–આઠ વર્ષનો હતો ત્યારથી જતો. સમજાય કાંઈ નહીં, પણ એ શ્લોક બોલે તે ગમતું. અનુષ્ટુપના કેટલાયે શ્લોકો યાદ રહેતા, પણ

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत् ।

એ શ્લોક આવે અને વધુ ગમતું. તે વખતે તો ઇન્દ્રવજ્રાની કોઈ ગતાગમ નહોતી, પણ કાનને સારું લાગતું. હું જ્યાં ખત્તરગલીમાં રહેતો હતો ત્યાં બાજુમાં જ, એટલે મારા મકાનની અડોઅડ જ 'મોરારબાગ'. એ વાડીમાં લગ્નો થાય. એ બધું જોયા કરતો અને લાઉડ–સ્પીકરમાંથી વહેતાં ગીતો સાંભળ્યા કરતો. એટલે શબ્દ કોઈક લયમાં, ઢાળમાં કે સંગીતમાં મઢાઈને આવતો હોય તો કાનને ગમતું.

મારા નામની સાથે કોઈકે 'સુરેશ'નું 'સુરિયા' કર્યું. એટલે તરત જ મેં એમને 'તારા બાપ-તૂરિયા' એવો જવાબ આપેલો, એ હજી પણ યાદ છે. એટલે પ્રાસ અનાયાસ મળતા જાય, એ શબ્દ સાથેની લેવા-દેવાની સાક્ષી પૂરે છે. અંગ્રેજી પહેલા ધોરણમાં હતો ત્યારે સુન્દરમ્‌નું પહેલે પાને છપાયેલું કાવ્ય 'જીવન-જ્યોત જગાવો' અનેકવાર એકલો એકલો વાંચી ગયો હોઈશ. રમણલાલ દેસાઈનું 'સંયુક્તા' નાટક અને મુનશીના પૌરાણિક નાટક 'તર્પણ'ના સંવાદો પણ એકલો એકલો વાંચતો. મને ભાષા પ્રત્યે કોઈક સ્વાદ હોવો જોઈએ, નહીંતર તો આ સિવાયના બીજા કશાકમાં પણ રસ લેત. જો કે ગણિત મને ક્યારેય આવડયું જ નથી. ઇતિહાસમાં જે રસ હતો તે કથાતત્ત્વ પૂરતો. માણસો નકશા પરથી બધું નક્કી કરે છે, તે કેમ નક્કી કરી શકતા હશે તેનું મને હજી આશ્ચર્ય થાય છે એટલે ભૂગોળમાં પણ આપણું ઝાઝું ચાલતું નહીં.

ઝેવિયર્સમાં દાખલ થયો, આર્ટ્સ લીધું. મનસુખભાઈ ઝવેરીનાં પ્રવચનો સાંભળ્યાં. એમની વાણીના પ્રવાહમાં તણાયો. ઇન્ટર આર્ટ્સમાં એ 'પૂર્વાલાપ' શીખવતા. બહુ જ મજા આવતી. નક્કી કર્યું કે બી. એ.માં ગુજરાતી લેવું.

આ ગાળામાં લખતો – લખવા જાઉં ગીત, પણ એનું પઠન કરવા જાઉં તો લય તૂટેલો હોય. પણ

લય તૂટેલો હોય એટલે શું તેનો કાંઈ ખ્યાલ ન આવે. મને એમ કે હાર્મોનિયમ કે એવું કશું આવડતું નથી, એટલે ગીત નહીં લખી શકું અને છતાં યે ગીત લખતો. તે વખતે લખાય એનો જ નશો હતો. દિવસના બબ્બે ત્રણત્રણ ગીત પણ ક્યારેક લખાતાં. સારું છે કે છપાયાં નહીં, એથી હું ઊગરી ગયો. પણ કશુંક લખવાની તમન્ના ન હોત તો કદી ન બચ્યો હોત. સતત નિષ્ફળતા પછી જ એકાદ સફળ કૃતિ આવે છે.

કવિ કે કવિતા વિશે મારા મનમાં કોઈ ખ્યાલ નહોતો. જગદીશ જોષી સાથે લગભગ એફ.વાય. આર્ટ્સ-થી જ મૈત્રીનો સંબંધ. એકાદ વખત એ મુશાયરો સાંભળી આવ્યો. એનું વર્ણન એ જે રીતે કરતો એનાથી મને હંમેશ થતું કે આવો મુશાયરો કે કશુંક ક્યારે સાંભળવા મળશે? જગદીશને છંદ આવડે, મને તો તે પણ નહીં.

પણ કવિતા માટેની લગની એવી હતી કે મને કશુંક વાંચવા જોઈતું હતું. ઇન્ટર આર્ટ્સમાં હતો ત્યારે મારા મોટાભાઈના મિત્ર ને આમ મારા પણ મિત્ર વિપિન પરીખે 'સંસ્કૃતિ' વાંચવાનું સૂચન કર્યું. મેં 'સંસ્કૃતિ'ના પહેલા અંકથી માંડીને બધા અંક મગાવી લીધા. ત્રિપાઠી અને આર. આર. શેઠમાંથી કાવ્યનાં પુસ્તકો ખરીદી લીધાં. વાંચ્યા કરું. જે કાંઈ ગમતું હોય, તે નોટબુકમાં ઉતાર્યા કરું. બીજી ભાષા-માંથી સારું વાંચ્યું હોય તે અનુવાદ પણ કરું. ઉતારેલી નોટબુક મિત્રોને આપ્યા કરું. એમાં ગુજરાતી કાવ્યસંગ્રહની કવિતા તો હોય જ પણ 'કુમાર', 'સંસ્કૃતિ', અનિયતકાલીન 'કવિતા'માંથી પણ કશુંક હોય. આ નોટબુક એ મારાં અપ્રગટ સંપાદનો છે. એનાથી મારી રુચિ ઘડાતી ગઈ, પણ કોઈ પણ વસ્તુ સારી વાંચી હોય, તો એ તરત વહેતી કરવી, એવી મારામાં વૃત્તિ હશે. નહીં તો કેમ નોટબુક ઉતારીને મિત્રોને આપું કે વંચાવ્યા વિના રહું નહીં? ઘણા લોકો કોઈ નજીવી બાબતને પણ ભૂગર્ભપ્રવૃત્તિ જેટલું મહત્ત્વ આપે છે. સંપાદક કે તંત્રી વાતના આનંદને વહેંચવામાં ભીતરથી કર્ણ જેવો હોવો જોઈએ.

મને લાગે છે કે હું પ્રેરણાથી પણ લખું છું અને સંકલ્પથી પણ લખું છું. By the grace of God I am a poet, by the grace of technique I am a poet. (Lorca). કોઈક વખત ચાલતો હોઉં કે બેઠો હોઉં કે મનમાં કવિતાનો કોઈ ખ્યાલ પણ ન હોય, ને ઓચિંતી કોઈ પંક્તિ આવીને બિડાયેલા હોઠને ખોલી દેતી હોય છે. કેટલાંયે ગીતોના ઉપાડ એમ મળ્યા છે. કેટલીક વાર એમ નર્યા કંટાળામાંથી ગીતો મળ્યાં છે; કેટલીક વાર તંત્રીના કહેવાથી, કે કેટલીક વાર સમયના તકાજાથી કાવ્યો રચ્યાં છે:

> ફૂલપાંદડી જેવી કોમળ
> મત્ત પવનની આંગળીએથી
> લાવ, નદીના પટ પર તારું નામ લખી લઉં!

આ કાવ્ય એ વખતે 'સમર્પણ'ના તંત્રી હરીન્દ્ર દવેને દીપોત્સવી અંક માટે અને એટલી સારી કૃતિ લખી આપવી એ વિચારથી લખાયું. એવી જ રીતે 'હવે નવા નવા સંબંધો બાંધવા નથી.' કે 'તરણાંની જેમ મને ફૂટે છે ગીત' કૃતિઓ 'નવ-નીત'ના તંત્રી કુંદનિકા કાપડિયાને, તંત્રીએ મારામાં વિશ્વાસ મૂક્યો છે એટલે એને કશું નબળું ન આપવું, એવા સંકલ્પથી પ્રેરાઈને લખાયાં છે. સ્થળમાંથી પણ મને કવિતા મળે છે: નળ સરોવરના

વાતાવરણમાંથી પહેલી બે પંક્તિ મળી :

લીલ લપાઈ બેઠી જળને તળિયે
સૂર્યકિરણને એમ થયું કે લાવ જઈને મળિયે !

પછી આખું કાવ્ય ફુરસદે પૂરું કર્યું હશે. સામાન્ય રીતે હું એકીબેઠકે જ લખી નાખું છું, અથવા તો એમ કહી શકું કે મનમાં ઘડાય તેમ ઘડાવા દઉં છું, પછી લખી નાખું છું. ક્યારેક એવું બને કે સરસ ઉપાડ સૂઝે પણ સમયનો અભાવ સ્વજન જેવી પંક્તિને મળવા જ ન દે. હમણાં થોડા વખત પહેલાં જ આવું થયું હતું.

'એક ભૂરા આકાશની આશા ફૂટી,
મને ડાળખીને પંખીની ભાષા ફૂટી.'

આ પંક્તિઓ મળી, પણ એની સાથે આત્મીયતા કેળવી શકું એટલો સમય ન મળ્યો; પરિણામે એ પંક્તિઓ એમ જ પડી રહી. પછી એક મીટિંગમાં જ્યારે બહુ કંટાળો આવતો હતો ત્યારે એ ગીત પૂરું કર્યું.

કે. સી. કૉલેજમાં હતો ત્યારે સુપરવિઝન દરમિયાન હું મનમાં કવિતા જ લખતો હોઉં. થોડોક આકાર બંધાય એટલે કાગળ પર ઉતારી લઉં. શિક્ષણ ક્ષેત્રમાં પડેલી મોટા ભાગની વ્યક્તિઓ આ સુપરવિઝનથી કંટાળે છે. મને તો આવો કંટાળો આવતો નહીં, કારણ કે એ ત્રણ કલાક, અને સદ્ભાગી હો તો ખંડ મોટો ન હોય ને તમારી સાથે કોઈ ન હોય, તો એ જાત સાથે ગાળવા મળતા કલાકો પછી પ્રકટેલી કવિતા અંતે તો માણસ જ્યારે પોતાને મળે છે, ત્યારે જ મળે છે. કવિતાને મળવા માટે આસપાસના બધા જ કોલાહલને ક્લોરોફૉર્મ સૂંઘાડવું પડતું હોય છે, લયનો સંબંધ સંગીત સાથે છે, આસપાસની બધી જ અસંગતિઓ દૂર થાય ત્યારે જ એકાદ ક્ષણ તો એકાદ ક્ષણ પણ પોતા સાથે મળવાનું થાય છે. પોતામાં લીન થવાનું થાય છે. છાંદસ હોય કે અછાંદસ, ગીત હોય કે અ-ગીત, લીન થયા વિના લય મળતો નથી.

ગોવા ગયો ત્યારે ત્યાંથી પણ મને કાવ્યો મળ્યાં છે. મને જોઈ દૂરથી દોડતી આવતી છોકરીને જોઈને આવી ઈમેજ મળેલી :

'લીલા ઘાસમાં કૂમળો તડકો પોચા પગલે દોડે'

માથેરાનની લાલ માટીમાં મને હંમેશા એવું લાગ્યું છે કે મારાં અનેક બાળકાવ્યો દટાયેલાં છે.

ક્યારેક તો ટ્રેનની ભીડમાં અંગત વેદનાની કવિતા લખી છે તો ક્યારેક નિરાંતની પળોમાં ટ્રેનની ભીડની કવિતા લખી છે. હું શહેરનો માણસ છું. એક સાંકડી ઓરડીમાં પણ કુટુંબ કેમ ગોઠવાતું હોય છે, એ દશ્યોયે જોયા છે, ને એનાં પણ કાવ્યો કર્યાં છે, તો આધુનિક નિઝામ જેવા શ્રીમંતોના બંગલાઓ અને તાજ-ઓબેરોયની પાર્ટીઓનાં વાતાવરણનો પણ પરિચય છે. આ બધું જ અસ્તિત્વ ઉપર અંકાતું હોય છે. અને એ કોઈક ને કોઈક રૂપે સાકાર થાય છે.

રેલ્વે પ્લેટફૉર્મ પર ને બસમાં કવિતા લખી છે અને ટેક્ષીમાં પણ લખી છે. બસની ટિકિટની પાછલી બાજુએ કવિતા લખી છે, તો ટેક્સીનું બિલ ચૂકવ્યા પછી બચેલા પરચૂરણના ખડખડાટમાંથી લય શોધી 'સામાજિક પ્રાણીનું ગીત' લખ્યું છે.

મને કોણ જાણે કેમ દરિયો ખૂબ એકલો અને એકલવાયો લાગ્યો છે, અને એટલે જ મેં 'એકાંત'ના પ્રારંભમાં વિમિનેઝનું કાવ્ય ટાંક્યું છે :

You are all in yourself, sea, and yet
How much of you is not you, how lonely,
And forever far from yourself ?
Open in a thousand wounds, each instant.
Like my forehead,
Like my thoughts your waves come and go,
And come and go,
Kissing withdrawing, sea,
In an eternal friendship,
And estrangement.
You are you and do not know it.
Your heart beats and it does not feel it...
What a fulfilment of solitude, lonely sea !

દરિયા સાથેની મારી આ નિસબત આ પંક્તિમાં પ્રગટી છે :

આટઆટલી પથરાઈ છે
રેતી તોયે સાવ એકલો દરિયો,
મોજાંઓની માયા અહીંયાં
વહેતી તોયે સાવ એકલો દરિયો.

દરેક માણસના જીવનમાં વિષાદયોગ આવે છે. અને માણસ કાળની એ કાળી શેરીને પસાર કરી જાય તો એના મનમાં કોઈક ઉઘાડ પણ થતો હોય છે, સર્જક અને સંવેદનશીલ વ્યક્તિએ આ વિષાદ-યુગમાં કોઈક ને કોઈક તબક્કે જીવવું પડતું હોય છે, મેં પણ કાળા વિષાદનો મુકાબલો કર્યો છે. એ ક્ષણોમાં મને લાગતું કે મારું જીવન થોડાક દિવસો કે કલાકોમાં સમેટાઈ જશે. અલબત્ત, વેદનાની એ પરિસ્થિતિમાં, મારા કુટુંબીજનોનું શું ? એ વિચારથી મારો વિષાદ વધુ ને વધુ ઘૂંટાતો. એ પરિસ્થિતિમાં મને એક ગીત મળ્યું :

એક દિવસ રેતીને સપનું આવ્યું કે મારો
સાવ રે સુકાઈ ગયો દરિયો,
ક્યાં છે તરંગનાં એ ઊડતાં પંખીઓ ? કઈ
જાળમાં ફસાઈ ગયો દરિયો !
ખલાસી લેતી શોષાઈ ગઈ માછલીઓ
સદના સીરામાં ઊડે ચીસ;
શંખલાં ને છીપલાંના ફાટ્યા ડોળાઓ કેમ
નીરખે છે દખ્ખણની દિશ ?
ક્યાંય નહીં સાંભળું હું એનો ઘૂઘવાટ : ક્યા
દરિયામાં ડૂબી ગયો દરિયો ?
એક દિવસ રેતીને સપનું આવ્યું કે મારો
સાવ રે સુકાઈ ગયો દરિયો !
મારો લીલો દરિયો અને ભૂરો દરિયો :
મારા દરિયાનો ઝળહળતો રંગ
ઝાકળની જેમ એ તો ઊડી ગયો ને
મારા કાંઠાઓ થઈ ગયા તંગ.
આછે નિઃશ્વાસ મારે હૈયેથી સરતો ત્યાં આંખોનો
છળી ઊઠ્યો દરિયો :
એક દિવસ રેતીને સપનું આવ્યું કે મારો
સાવ રે સુકાઈ ગયો દરિયો !

મને કવિતા અનેક સ્થળમાંથી, અનેક પળમાંથી, અનેક મિજાજોમાંથી મળતી રહી છે. જીવનના અનેક અનુભવોની જેમ વાચન પણ એક અનુભવ છે. હું સતત વાંચ્યા કરું છું – રસ્તાઓને, ચહેરાઓને, પુસ્તકોને, પરિસ્થિતિઓને, પ્રસંગોને. આ બધી બારાખડી ઉકેલતાં ઉકેલતાં ક્યારેક કવિતાનો

ક હાથમાં આવે છે ત્યારે હું રાજીરાજી થઈ જાઉં છું. કવિતા નથી લખાતી ત્યારે હું દુઃખી નથી થતો, જેટલો કવિતા નથી વંચાતી ત્યારે થાઉં છું.

એક સ્વજનનું મૃત્યુ થયું. મારે એની જોડે કોઈ વૈયક્તિક સ્નેહનો ઝાઝો સંબંધ નહોતો. એમના મૃત્યુના સમાચાર આવ્યા. હું ત્યાં પહોંચ્યો. એમનું શબ જોઈને વિચાર આવ્યો કે હવે આ વ્યક્તિ શું દીવાલ પરની છબી થઈ ગઈ? મડિયાના મૃત્યુ પછી 'ચંદ્રલોક'ના એમના એ વખતના ઘરે એમની છબી જોઈને પણ આવી જ કોઈક સંવેદના કરી હતી. કવિતામાં ક્યારેક આવી કોઈક સંવેદના સચવાય છે અને એ આમ સ્વરૂપબદ્ધ થાય છે:

જે ઘરમાં હું હરુંફરું
ને ખાઉંપીઉં
ને ખટમીઠા કૈં ઝઘડાઓથી ભર્યો છલોછલ
સમય તરું:
એ ઘરની આ દીવાલ ઉપર
હાર જડેલા
ફોટા થઈને નથી લટકવું મારે,–
ઘરને આંગણે ઝાડ,
ત્યહીં હું અદીઠ હવાનો ઝોકો થઈને ઝૂમી રહું
અને ઊંબરે પ્રભાતનો હું તડકો થઈ ફેલાઈ
જઈને ઘૂમી રહું,
વળી સાંજના દીવા ટાણે
આછો શો અંધાર થઈ રેલાઈ જઉં
અને રાતના
ઓશીકાની પાસ
પારિજાતનો સુરભિત સુરભિત શ્વાસ થઈને
ચૂમી રહું, –
ને જઈ સમયની પાર સમયમાં હરુંફરું!
(તારીખનું ઘર, પૃ. ૧૬)

ક્યારેક કોઈક સામાન્ય ઘટના પણ ચિત્તને ઝંકૃત કરી મૂકે છે. સોમૈયા કૉલેજમાં હતો ત્યારની વાત છે. ખારના બસસ્ટોપ પર ઘાટકોપર જવા માટે ઊભો હતો. વહેલી સવારનો સમય હતો. હું જ્યાં ઊભો હતો ત્યાં આગળ બાજુના વૃક્ષમાંથી એટલાં બધાં ફૂલો ફૂટપાથ પર પડ્યાં હતાં કે મને તરત જ આવી પંક્તિ સૂઝી –

આ ફૂલ ઝરેલો પંથ: ચરણને હોય પરિચય
ક્યાંથી?
ઉજ્જડ નભની સીમે લયનો આ ચંદ્રોદય
ક્યાંથી?
(તારીખનું ઘર, પૃ. ૨૧)

ઘણી વખત કવિતા ઘડીના છઠા ભાગમાં મળે છે ને પૂરી પણ થઇ જાય છે. કેટલીક માંડેલી કવિતાઓ ક્યારેય પૂરી થતી નથી. ક્યારેક એક ઈમેજ મળતાં વર્ષો નીકળી જાય છે. ઉદાહરણથી જ આ વાત સમજાવું. ૧૯૬૬માં મારા પિતાનું અવસાન થયું. મૃત્યુ પછીના બેચાર દિવસ પછી અમે એમની બધી વસ્તુઓ જોતા હતા, ત્યાં એમના જન્માક્ષર મારા હાથમાં આવ્યા. એક ક્ષણ વિચાર આવ્યો કે મૃત્યુ પામેલા માણસની કુંડળીનો અર્થ શો? બસ, આટલો જ વિચાર. પછી તો એ વિચાર, વ્યથાના મેળામાં બાળકની જેમ ગુમાઈ પણ ગયો હતો. પછી આઠ – નવ વર્ષ પછી મારી એક પરિચિત વ્યક્તિનું મૃત્યુ થયું. શબ પાસે એની પત્ની કલ્પાંત કરતી હતી. એક વિચાર આવીને ચાલ્યો ગયો કે હવે આ સ્ત્રીએ જો પોતાના પતિનો પ્રેમ પામવો હોય તો ખાલી એક જમાનામાં પતિએ એને લખેલા પત્રો દ્વારા જ ને! આ ત્રણ પંક્તિઓ એમ ને એમ નથી આવી; એ વિભિન્ન અનુભવો, સંવેદનનું વૈયક્તિક સ્તર અને પછી, કાવ્ય લખવું છે એવો સંકલ્પ:

તારા પ્રેમપત્રો વાંચું છું
મરેલા માણસની કુંડળીને
જ્યોતિષી વાંચતો હોય, એમ !

(સિમ્ફનિ પૃ. ૧૦)

આપમેળે રચાતું ગીત આવે કે સંકલ્પથી સર્જાતી કૃતિ આવે, કંઈ પણ આવે, કવિની ભીતર જો પૂરી સજ્જતા હોય તો જ કશુંક સાર્થક પ્રગટે છે. ધરતીમાં કસ હોય તો જ એમાંથી કશું આપમેળે પ્રગટે કે એને ખેડી શકાય. પ્રેરણાથી આવેલી વસ્તુ છે માટે ઉત્તમ છે કે ટેક્નિકની સદ્ધરતા છે એટલે ઉત્તમ છે, આવા કોઈ ખાનાં પાડીને મૂલ્યાંકનો કરી શકાય નહીં.

ક્યારેક મને પેઈન્ટિંગ્સમાંથી પણ કવિતા મળી છે. કોઈ ઉત્તમ પેઈન્ટિંગ્સની છબીઓ જોઈ હોય તો એ છબીઓ, એના રંગો, એનું સમગ્ર વાતાવરણ મારા અસ્તિત્વ ઉપર કંઈક એવી રીતે છવાઈ જાય છે કે મારા શબ્દને એમાંથી કોઈક આધાર મળે છે. દા. ત. એક ચિત્ર જોઈને આવો ઉપાડ મળેલો :

કાંઠા પરનાં વૃક્ષો
જળમાં ઊગ્યાં છે કે વાદળમાં
એની વિમાસણ થયા કરે એમ
આકાશ અને સરોવર એક થઈ ગયાં છે !

(સાતત્ય, પૃ. ૧૫)

તો, ડુંગર ઉપર લટકતા નાઈટગાઉનનું ચિત્ર જોઈને મને આવો પણ ઉપાડ મળ્યો :

કન્યાના કોકને ફૂટ્યાં છે સ્તન
અને છોકરાની છાતીને વાળ;
ઝરણામાં એકાએક ક્યાંથી આ ફૂટ્યો છે
દરિયાનો ભરતીજુવાળ ?

(હસ્તાક્ષર, પૃ. ૯)

શિક્ષણના ક્ષેત્રમાં સાહિત્ય સાથે જ મારે લેવાદેવા છે, એટલે ક્યારેક સાહિત્યનો ઇતિહાસ શીખવતા હોઈએ કે મીરાંનાં પદ શીખવતા હોઈએ તો એ બધાના નીચોડ જેમ ક્યારેક આ કાવ્ય પણ સૂઝ્યું છે:

મંદિર સાથે પરણી મીરાં, રાજમહેલથી છૂટી રે :
કૃષ્ણ નામની ચૂડી પહેરી, માધવની અંગૂઠી રે!
આખી રાતે દરશન માટે આંખ ઝરૂખે મૂકી રે :
મીરાં શબરી જનમજનમની જનમજનમથી ભૂખી રે !
તુલસીની આ માળા પહેરી મીરાં સદાની સુખી રે :
શ્યામ શ્યામનો સૂરજ આભે, મીરાં સૂરજમુખી રે !
કાળી રાતનો કંબલ ઓઢી મીરાં જાગે સૂતી રે !
ઘાયલકી ગત ઘાયલ જાણે : જગની માયા જૂઠી રે !

(હસ્તાક્ષર, પૃ. ૧૩)

ક્યારેક કોઈકની વાત મને વિક્ષુબ્ધ કરી મૂકે છે; એ સાંભળું છું ત્યારે મારા અન્તગૂત મનમાં બધું નોંધાઈ રહેલું હશે અને પછી એ ક્યારેક મારે પ્રગટ થવું છે કરતું પોતાની મેળે રચાતું હશે.

માતૃત્વની ઝંખના એ સ્ત્રી માટે સ્વાભાવિક છે. એક બહેને, પોતે એક પછી એક બાળકો જન્મ પહેલાં જ ગુમાવ્યાં એની વાત કરી હતી. જેવી એમને ખબર પડે કે પોતે સગર્ભા છે, તો જે રંગનું ઊન લે એ જ રંગના સોયા લઈ, સ્વેટર કે મોજાં ગૂંથવાની શરૂઆત કરે; બાળક તો અવતર્યા પહેલાં જ ઓસરી જાય ને પછી એ સ્ત્રીની સ્થિતિ એટલી હદે વ્યાકુળ બને કે એ બહેન કહેતાં કે સપનામાં ઘડિયાળ દેખાય તો આંકડાને બદલે બાળકોના ચહેરા દેખાયા કરે. આવું બધું સાંભળું એની પણ ક્યારેક અસર હોય છે, અને એ ઓચિંતું જ ગીત થઈને ટપકે છે :

સ્વેટરના સોયાને પડતા મૂકયા
હવે વણગૂંથ્યા ઊન જેવી જિંદગી;
અમે અણજન્મ્યા બાળકનાં આંસુ ખર્યાં
હવે વણગૂંથ્યા ઊન જેવી જિંદગી!

(હસ્તાક્ષર પૃ. ૨૦)

દિલ્હીના એક પરિસંવાદમાં માણસોને બોલતાં સાંભળી સાંભળીને એટલો કંટાળી ગયો હતો, કે એ કંટાળામાંથી આ કાવ્ય આવ્યું:

પોતાની હયાતીને ઓળખવા માટે
પડઘાઓથી રમનારા મારા મિત્રો
તમારો અવાજ કયાં છે?

અવાજનો ઉદય તો સૂર્યની જેમ થતો હોય છે.
અવાજ આકાશમાં ઊગે છે અને પૃથ્વી પર પ્રસરે છે.
બર્થડે પાર્ટીના રંગીન ફુગ્ગાઓ, એ અવાજ નથી.
શબને સ્મશાને લઈ જતા ડાઘુઓની રામધૂન,
એ અવાજ નથી.

અવાજ ખુલ્લી છાતીનો દરિયો છે.
પડઘાઓના રણમાં
અવાજનું મૃગજળ કયારનું ચળકયા કરે છે.
ને તમે રૂના હરણની જેમ ભટકયા કરો છો.
તમને તરસનું તીર પણ વીંધી શકે એમ નથી.
તમારી હયાતીને તમારે ઓળખવી હોય તો,
— ચૂપ રહો, મારા મિત્રો!

(હસ્તાક્ષર, પૃ. ૨૧)

એ પરિસંવાદનું વર્ણન 'મારી બારીએથી'માં 'દિલ્હી કોઈનું નહીં' (ભાગ: ૧, પૃ. ૬૯) એ લેખમાં કર્યું છે.

મારો પ્રયત્ન હંમેશા મને, મારી લાગણીઓને, વિચારોને ઓળખવાનો રહ્યો છે. કદાચ કવિતા એ મારે માટે, મને પામવા માટેનો આધાર છે. મારી એક પ્રતીતિ એ પણ છે કે ઘણું બધું વ્યક્ત કરો તોપણ લાગણી અવ્યક્ત રહે છે. અને વ્યક્ત થાય છે એનાં કરતાં અવ્યક્ત રહે છે એ વધુ અમૂલ્ય રહે છે. મનુષ્ય તરીકે મેં મારી લાગણીઓને પંપાળી છે, બહેકાવી છે અને છતાંયે એક મારું મનગમતું બિંદુ આ રહ્યું છે:

જળ જેવી વહેતી આ લાગણીને રોકવાને
થઈ જાઓ પ્રભુ! તમે પાળ;
ફૂલ જેમ આછી સુગંધ થઈ વિકસું હું,
કયાંય નહીં ભરતી – ઉછાળ!

આખું આકાશ મારી આંખોમાં હોય
છતાં વહેતા વાદળની નહિ માયા;
રસ્તા પર ઊગ્યાં છે છોને આ ઝાડ:
પણ પહેરું નહિ એના પડછાયા!
પંખીનાં ગીત મારાં જળમાં કમળ,
એનાં પીંછાંમાં છુપ્યો છે કાળ!

ઢાળ જોઈ દોડે નહિ મારાં ચરણ;
કદી મનગમતાં ફૂલ નહિ તોડું,
સાત સાત જનમોનું ભેટવાનું હોય
તો ય હળવેથી હાથ એનો છોડું.
રણઝણતો તાર કદી તૂટે નહિ
સૂર કદી ચૂકે નહિ તારો રે તાલ!

(હસ્તાક્ષર, પૃ. ૨૩)

'જો જો જરા સંભાળજો' વગેરે કાવ્યો પરંપરિતમાં લખ્યાં પછી, હરીન્દ્ર ટકોર્યા કરતો કે મારે ગીતો પર ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ. હરીન્દ્ર એમ સીધું ન કહે કે 'પરંપરિત ન લખ' પણ 'તું ગીત લખ' એમ કહ્યા કરે.

હરીન્દ્ર વાંચેલી કે લખેલી ગઝલો સંભળાવે – ઉર્દૂ અને ગુજરાતી બન્ને. પણ એ કુપાત્રે જ દાન થયું. મેં ચાર ગઝલ લખી, એક બે બાળવી – બાકીની ફાડી નાખી. ઉત્તમ ગઝલને માણી શકયો છું પણ ગઝલનું ને મારું કલીક થતું નથી. ગઝલો મને એટલે જ કદાચ બહુ યાદ નહીં રહેતી હોય. તેમ છતાં હરીન્દ્રની 'આંસુને પી ગયો છું' કે આદિલની 'નદીની રેતમાં' કે મનોજ ખંડેરિયાની 'ક્ષણોને તોડવા બેસું' કે મરીઝ, ઘાયલ, ગની, બરકતના કેટલાયે શેર યાદ આવે છે.

મારા વ્યક્તિત્વ ઉપર ૧૯૭૦ પછી જો કોઈની પણ ગાઢ અસર હોય તો તે કૃષ્ણમૂર્તિના પુસ્તકોની. એમના શબ્દો દ્વારા કદાચ મારો પુનર્જન્મ થયો. એમને મેં પહેલી વાર સાંભળ્યા હતા ઇન્ટર આર્ટ્સમાં ભણતો હતો ત્યારે. પછી મેં એમને કયારેય સાંભળ્યા નથી. પણ કોણ જાણે કેમ એમના તત્ત્વજ્ઞાનના અજવાળામાં હું મને કંઈક સમજી શકયો હોઉં એવું મને લાગ્યું છે.

'એકાન્ત'થી માંડીને 'સાતત્ય' સુધીની મારી કવિતાની ધ્રુવપંક્તિ કદાચ આ જ હશે :

બધાં સંબંધોનું સ્વરૂપ કથળી જાય ગરવું;
ક્ષણોના ભાંગેલા પરિચય લઈને રઝળવું !

(એકાન્ત, પૃ. ૬૦)

મને મારા વિશે જો કોઈ પરિચય આપવાનું કહે તો કદાચ શબ્દફેરે એમ કહું —

'માણસ દેખી બહુ હરખાઉં
દોડી દોડી સામે જાઉં
સામે જઈને હું પસ્તાઉં
તો યે દોડી સામે જાઉં !

માણસોએ અનેક અનુભવો આપ્યા છે. એક માણસ બીજા માણસ માટે કેટલું કરી શકે છે – કોઈ પણ પ્રકારના સ્વાર્થ વિના, એની પરાકાષ્ઠા પણ મેં જોઈ છે અને પ્રેમની વાતો કરનારા ને સાચો પ્રેમ કરનારા માણસો વચ્ચેનો ભેદ પણ જોયો છે. આ બધા અનુભવો વ્યક્તિત્વના તળિયે બેઠેલા હોય છે. કયારેક ઠેઠ તળિયેથી માછલી ઉપર તરી આવે એમ એ ઊપસી આવે છે. મને પ્રેમમાં શ્રદ્ધા છે, પણ મનુષ્યમાં શ્રદ્ધા નથી. એટલે મનુષ્ય વિના પ્રેમ નિરાધાર છે. કોઈ પણ બે માણસો સાચા અર્થમાં કયારેય એકમેકને મળતા નથી. અથવા મળે છે તો કંઈક એવું બને છે કે એ સાવ નિર્હેતુક, મિલન નથી હોતું. પ્રેમને નામે કેટલીયે સ્થૂળ અને સૂક્ષ્મ અપેક્ષાઓ વળગેલી હોય છે.

'અસ્તિત્વ'નાં કાવ્યોનો મિજાજ જુદો જ છે. મને આજના જગતમાં ચાર દીવાલ વચ્ચે જીવતા માણસો કેવા લાગે છે એ આ રીતે કહેવાયું છે :

એક જ વૃક્ષ પર રહેલ.
બે પંખીની જેમ
એક જ ઝાડ પર
બે ખાલી પાંજરાં લટકે છે.

(અસ્તિત્વ, પૃ. ૨૧)

'અસ્તિત્વ', 'સિમ્ફનિ' અને 'સાતત્ય' એ ત્રણે સંગ્રહો સાથે જોવા જેવા છે. 'અસ્તિત્વ'માં કટાક્ષ થોડો બોલકો છે. 'અસ્તિત્વ' પછીની કવિતામાં કટાક્ષનુ તત્ત્વ નથી એમ નહીં, પણ કંઈક અંશે કોઈ તત્ત્વજ્ઞાન, કદાચ એ શબ્દ મોટો લાગે તો કોઈક સમજણ અને એ સમજણથી મળેલું અભિજ્ઞાન જોઈ શકાશે. 'અસ્તિત્વ'નું છેલ્લું કાવ્ય, 'કાગળના સમુદ્રમાં ફૂલોની હોડી' — વાત કરવા પૂરતો જ આ કાવ્યનો આધાર લઉં છું — મારે

એ કાવ્ય કે એ પ્રકારનાં કાવ્ય દ્વારા એ પ્રગટ કરવું હતું કે આજનો ગુજરાતી કવિ ખંડકાવ્યો લખે તો કેવાં લખે. મને લાગે છે કે આ બાબત સમજવામાં ગુજરાતી વિવેચના નિષ્ફળ ગઈ છે, અથવા એમ પણ કહી શકાય કે હું નિષ્ફળ ગયો છું.

નગરજીવન, એની સાથે સંકળાયેલી આર્થિક વિષમતા, સાતસો સ્કવેરફૂટની મથામણ આ બધાં તત્ત્વોને મારી કવિતામાં વાચા મળી છે. મને કોઈ પરમ તત્ત્વ સાથે લેવાદેવા છે એવું પણ હંમેશ લાગ્યું છે. આવી લાગણી એ મારો ચિત્તભ્રમ ન હોય તો સારું. પણ મારી કવિતામાં ઈશ્વર પણ કોઈક ને કોઈક રીતે આવે છે. અલબત્ત, આ કહું છું ત્યારે, એની સાથે સાત્ત્વિકતાના કે એવા કશાક ભાવોની વાત મને અભિપ્રેત નથી. મરો ઈશ્વર પણ માણસ જેવો જ છે. કદાચ ઈશ્વરને પામવાનો એક જ રસ્તો હોય, અને તે માણસ પોતે.

નગરજીવનનાં મેં અનેક કાવ્યો લખ્યાં છે, પણ એમાં મારી અનુભૂતિ સવિશેષ એ રહી છે કે નગરજીવન એટલે સતત ભીંસનો અનુભવ –

નહીં લીધેલા વુલન કોટમાં કંપે કેવી ઠંડી
(તારીખનું ઘર, પૃ. ૧૦૬)

પીળાકાળા કાળાપીળા પીળાકાળા દિવસો
સળિયા પાસે લટકે મારાં ગજવાં વિના ખમીસો
(હસ્તાક્ષર, પૃ. ૭.)

ગઈકાલનો આથમેલો સૂર્ય
ઘરના હિસાબની ડાયરીમાં
શાહીનું ટપકું થઈને પડ્યો છે. (હસ્તાક્ષર, પૃ. ૮)

સ્થળની ભીંસ, આર્થિક ભીંસ, અને મારા કાવ્યસંગ્રહને મેં 'તારીખનું ઘર' નામ આપ્યું એની પાછળ મારો ભાવ એ છે કે આજનો મનુષ્ય જે સરનામે કાગળ મેળવે છે એ તો એક સંજ્ઞા છે; હકીકતમાં મનુષ્ય એકથી – એકત્રીસ તારીખના ઘરમાં રહેતો હોય છે. એની મથામણો સ્કવેરફૂટની હોય છે. પ્રત્યેક સ્કેવરફૂટ માટે એ નીચોવાય છે ત્યારે એ પોતાને અને પોતાના કુટુંબને ચાર દીવાલ આપી શકે છે. આ ચાર દીવાલમાં રહેવા માટે કમાનાર માણસ તો મોટે ભાગે એ ચાર દીવાલની બહાર જ હોય છે. મારી ઘર અને સંબંધની કલ્પના આ રીતે પ્રગટ થઈ છે :

હળુહળુ હવા
ઝાકળભીનો સૂરજ
હળુહળુ હવા
ઝાકળભીનો સૂરજ
જળ જેવો વહેતો પારદર્શક સંબંધ
અને
હલેસાં વિના ચાલ્યા કરતી હોડી.

*

આવા સંબંધની આસપાસ
વૃક્ષોને અઢેલીને
મારું ઘર ઊભું છે.
એના ઉપર ગુલમોર જેવો
સૂરજ ઊગે છે.
ઘરને પગથિયેથી
ફૂટે છે એક રસ્તો...
– સાવ અમરતો !
રસ્તાની બન્ને બાજુ
કૃષ્ણમૂર્તિના શબ્દો જેવું
લીલુંલીલું ઘાસ
ઘાસમાં આળોટે
કવિતાના લય જેવો પવન (સિમ્ફનિ, પૃ. ૮–૯.)

હું મુંબઈ જેવા શહેરમાં રહું છું – કંઈક એવું બનતું રહ્યું છે, કે સતત હું અનેક પ્રકારના માણસોથી ઘેરાયેલો રહું છું. મારું પોતાનું એકાંત પણ મારી મરજી મુજબ જાળવી શકાતું નથી.

ટી. વી.. મનુષ્યનો ચહેરો પણ ખાનગી રાખી શકતું નથી. હું અનેક પ્રકારના માણસોથી વીંટળાયેલો છું. સોલિસીટર, ચાર્ટર્ડ/એકાઉન્ટન્ટ, વકીલ, કવિમિત્રો, પ્રાધ્યાપકો, અસંખ્ય વિદ્યાર્થીઓ, ડૉકટરર્સ, સંગીતકાર – મુંબઈની એકદમ સોફિસ્ટીકેટેડ કહી શકાય એવી સોસાયટીનો પણ પરિચય છે અને મધ્યમ વર્ગના માણસોનો પણ પરિચય છે. કારકુન, પ્યૂન કે લિફ્ટમેન, આ બધા સાથે જુદા જુદા સ્તર પર કંઈક નાતો બંધાતો હોય છે. સૌનાં સુખદુઃખમાં એક મનુષ્ય તરીકે લઈ શકાય એટલો રસ લીધા વિના રહી શક્યો નથી. આ બધાનો આનંદ પણ છે 'અને ઉઝરડા પણ ઓછા નથી. મુંબઈમાં લાગણી અનુભવીને ખંખેરી દેવી એટલે શું એનો અનુભવ જે કર્યો છે તે જાણે કે સમગ્ર પ્રજા વતી હું આમ લખ્યા વિના રહી શકતો નથી :

અમે આનંદને ઓઢી શકીએ છીએ
અને શોકને પહેરી શકીએ છીએ
અમે લગ્નમાંથી ઉઠમણાં
અને ઉઠમણામાંથી લગ્નમાં
એક ખંડમાંથી
બીજા ખંડમાં જતા હોઈએ
એવી આસાનીથી જઈ શકીએ છીએ.

(અસ્તિત્વ, પૃ ૨–૩.)

આમ કવિતા અનેક સ્થળેથી, અનેક વ્યક્તિઓને નિમિત્તે, અનેક પરિસ્થિતિમાંથી મળતી રહી છે. આ બધી જ વ્યક્તિઓ, પરિસ્થિતિઓ કાચી સામગ્રી છે, નિમિત્ત છે. કવિ પોતે પણ કાવ્યનું નિમિત છે, એને નિમિત્તે જે પ્રગટ થાય છે તે કાવ્ય છે કે નહીં એ જ મહત્ત્વનું છે.

લોકો મારી સ્મૃતિનાં વખાણ કરે છે મને બીજા કોઈની પણ કવિતા યાદ રહે છે, મારી કવિતા મોટે ભાગે મને યાદ રહેતી નથી એનું કારણ મેં મારા પૂરતું શોધી કાઢ્યું છે. હું જ્યારે બીજાની કવિતા વાંચું છું, ત્યારે એ કવિતાને આંખ ને કાનથી પીતો હોઉં છું. અને એ રીતે, જો એ મને ખૂબ ગમી ગઈ હોય તો મારા લોહીમાં એવી રીતે ભળી જાય કે જાણે એ મારી પોતાની જ કશીક મૂલ્યવાન વસ્તુ બની જાય. જાણે એ વાંચેલી કવિતા મારા વ્યક્તિત્વના અપૂર્ણાંશને પૂર્ણ કરવા ન આવી હોય! એટલે એ કવિતા ક્યારેક આખી ,ને આખી, ક્યારેક એના શબ્દો, ક્યારેક કોઈક લય, ક્યારેક કોઈક કલ્પના અથવા એનું સમગ્ર વાતાવરણ જાણે કે મારા અસ્તિત્વ સાથે જડાઈ જાય મને બીજાની કાવતા યાદ રહે છે એનું કારણ કદાચ એ હોઈ શકે કે એ મારી હતી નહીં, ને મારી થઈ છે અને મારી કવિતા યાદ નથી રહેતી, એનું કારણ એ હોઈ શકે કે ખરેખર એ મારી જ રહેવા સર્જાયેલી હોત તો મારામાંથી પ્રગટ જ ન થતે. જેવી એ પ્રગટ થઈ એટલે એ મારી મટી ગઈ. અને હવે જે મારી નથી રહી એ કૃતિઓની વાત કરીકરીને નવેસરથી મને ફરી બાંધવાનો પ્રયત્ન કરવો એ બહુ ગમે એવી વૃત્તિ–પ્રવૃત્તિ નથી.

રાજેન્દ્ર શાહ

*

# દીક્ષણા

## ૧. પ્રતીક્ષા

પ્રત્યેક મારી પળ રૈ' પ્રતીક્ષતી
નિગૂઢ આ ભાવિતણા ઉઘાડને.
તરંગની હું-કૃત ઠેલી આડને
અકલ્પ્યને દૃષ્ટિ વિમુગ્ધ ઝીલતી.

અજાણના સ્પર્શથી અંગઅંગને
લહું સર્યાં ભીતર કૂર્મ-ભીતિએ.
પ્રસ્પંદતી મ્હોરતી કિંતુ પ્રીતિએ
ધર્યો પરાગે વહતા ઉમંગને.

આવેલ જે તે ક્ષણ તો સરી જતી.
સૂની પુનઃ દૃષ્ટિ રહે પ્રતીક્ષતી.

## ૨. સંકોચ-વિજૃંભણ

સંકોચ વિજૃંભણ – ભાવ – સંગતિ
કરી રહ્યું વિશ્વ સમસ્ત: વર્ણને
પ્રાચુર્ય એની સુષમા પ્રકર્ષણે
ધારી રહે સર્વ પરસ્પર પ્રતિ.

એ કર્ષણે ઉદ્યત નેહ – સ્નેહના
કૈં કેટલા અંબરમાં વહે રવ!
દિક્કાલને એક વિવર્ત વૈભવ
ઝંખાય તેની રહી જાય ખેવના.

સંકોચ વિજૃંભણ – ભાવ – સંગતિઃ
લીલામયી રમ્ય નિગૂઢ શાશ્વતી.

## ૩. સ્ફૂર્તિ

સંકલ્પમંત્રે પ્રભવંત સર્ગ જે,
સંહાર-નિઃશેષ વિકલ્પ માત્રથી.
વિભિન્ન વર્ણોજ્જ્વલ અહિ રાત્રિથી
લોપાય, નિદ્રામહીં બુદ્ધ સર્વ તે.

અભાવની નિશ્ચલ શૂન્યતામહીં
ઊંડાણમાં સ્પંદનશીલ એકલ
રહેલ કૈં, તે વળતું વિચંચલ
થતું, નિજી ઓજસને રહે લહી.

ને એકલે અંતર સ્ફૂર્તિ જે થતી,
માયાવિની રૂપ ધરંત કર્ષતી.

## ૪. દૃષ્ટિ

કોની કનેથી લઉં દૃષ્ટિ ફેરવી
ને ઢાળું કોની પર ભાવ-નિશ્ચલ?
જુવાળ વેળા જલવીચિ ઉચ્છલ
અંકાશમાં રૈ' નિજને જ ખેરવી.

આ અંતરે અગ્નિ રહ્યો તિરોહિત
એથી ધરા સાગર વાયુ અંબર
ભીંજાયઃ ને વર્ણ-વિચિત્ર ડંબર
લાવણ્યને સ્પર્શ કરે વિમોહિત.

તો એ ભલેને યુગપત રમી રહેઃ
ને સર્વને યે પરિરંભણે ગ્રહે.

## ૯. અસંગ

અસંગ થૈ હું નિજને જ વૈભવે
રહી, રમું આ યમુના તટે જલે:
તો ખેલનાને મિષ શૈશવી બલે
કાલીય-ફેણે શિવનૃત્ય સંભવે.

ભલું અહીં ગોકુલ, ત્યાં વનાંચલ;
હોઠે ધરું ગોરસ જેમ મોરલી:
મારે શું, ગોપી-ઉર-પ્રીતિ, પુંશ્ચલી,
અમીનું આસ્વાદન વા દવાનલ?

હું રાસ ખેલું વ્રજકુંજમાં વસી.
ને હું કુરુક્ષેત્ર વિષે ય સારથિ.

## ૧૦. સામરસ્ય

ચોમેર શોભા બહુ વર્ણવર્ણની
લાલિત્ય જેનું શ્રુતિ–સેવ્ય–લોચને.
ને પ્રાપ્તિની પ્રાણતૃષા પ્રલોભને
તરંગથી વ્યાકુલ જેમ અર્ણની.

આ અંજલીમાં ઝીલી સૌમ્ય કૌમુદી
રે તો ય તે રિક્ત, ન બિંદુ સોમનું:
મરીચિકાનું સર્યું સ્વપ્ન મોહનું
ન મેં લીધી નિગ્રહની દિશા જુદી.

જ્યાં વર્ણ સૌ લીન, લહું રહસ્ય તે:
એકાન્ત યોગે રહું સામરસ્યને.

## ૧૧. લીલા

લીલા લહું નિત્ય અનિત્ય રૂપની
જે સંગ હું ક્રીડનશીલ સંતત.
આવી સરે ત્યાં રહ્યું કોણ અંગત?
તથાપિ માયા દગનાં મયૂખની.

વેશાન્તરે વિસ્મૃતિના પ્રભાવમાં:
તોયે થતી ઓળખ સૂધ–સંભ્રમે.
પુનશ્ચ ભેળાં પણ કોણ વ્યુત્ક્રમે!
જાણ્યા વિના યે રમીએ સ્વભાવમાં.

એવી ઉરે શી લગની સદાયની?
સંતૃપ્તિની સંગ તૃષા નિકાયની!

## ૧૨. બીજ

મારી જ આ આંગળીઓની ભીંસથી
જે બીજનું ચૂર્ણ થઈ ગયું હતે;
તે કિંતુ નીચે સર્યું ભૂમિએ: હવે
આ છોડ: પર્ણે વિલસંત વૃક્ષની

ઝંખાની લાલીમય નીલ હર્ષમાં.
એને હું મારે કર સીંચું તોયથી,
ને વર્ધને સોહત જોઉં તોષથી:
ના સ્વપ્ન ઊણું મુજ હૈ પ્રકર્ષમાં.

રે પ્રાણનું વેદન આ નિગૂઢ!
હું બેઉ; હું ને તરુને સ્વરૂપ!

### ૧૩. તું હું

તું હું: હું તું દ્વૈતમહીં અભિન્નતા
પામી રહ્યાં તેની પ્રફુલ્લ સૃષ્ટિ આ.
પ્રત્યેક સંવેદનની અતુષ્ટિમાં
પુનઃ પુનઃ પ્રાપ્તિ રસાર્દ્ર લીનતા.

તું ભૂમિ, હું અંબર; કે વિપર્યયે;
ખેલી રહ્યાં આપણ એમ સર્વમાં.
ઉત્સાહનો સ્રોત અદમ્ય મર્મમાં:
પ્રવાહિતામાંહીં ધરેલ સ્થૈર્યને.

પ્રોવાયલાં આપણ બે પરસ્પર:
ને આપણું ક્રીડન તો અનશ્વર.

### ૧૪. જ્ઞપ્તિ

તારે ઉરે મારું કરું હું દર્શન
કે જ્ઞપ્તિ પામી રહું સુપ્ત શક્તિની?
શી વેદના સ્પંદિત થાય રક્તિની!
ને મારું ત્યાં પૂર્ણપણે સમર્પણ.

વિલાસ તારો બહુરૂપ—વર્ણનો,
તે સર્વ મારો પણ, એ જ છંદમાં.
દલે દલે ને વહતી સુગંધમાં
સર્વત્ર સંગીતિ: પ્રસંગ પર્વનો.

શો શૂન્યને અંક લહાય પ્રસ્રવ
આનંદનો, ગુંજનશીલ વૈભવ!

### ૧૫. બે અંતિમે

આ તેજછાયા સમ બેઉ અંતિમે
ભાવે—અભાવે અનુભૂતિ પામવી.
આવેલ જે તે પળ કેમ વામવી?
આરૂઢ એની પર થાવું સંયમે.

કંદર્પ—ક્રીધું કમનીય સર્જન
ચિત્રાંગદાનું દૃગમાં વસી રહે;
કિરાત વા સન્મુખ યુદ્ધને ચહે,
સન્માન તેનું ય કરંત અર્જુન.

સ્વાધીનને ના વિધિ ને નિષેધની
બાધા નડે: કાળ નડે ન ચેહની.

### ૧૬. હિંદોલ

નિકુંજની પુષ્પિત માલતી લતા
સમીરને સ્પર્શ સુડોલ હીંચતી.
મારે ઉરે સૌરભ શાન્ત સીંચતી
અંકાય ત્યાં કલ્પન—અચ્છ ઓરતા.

હું તો અહીં, તો પણ અન્ય લોકમાં:
હીંચી રહું એમ અમૂર્ત ઝૂલણે.
આ બાજુની જેવું જ સત્ય સોણલે.
બે પંથની સંયુતિ એક ચોકમાં.

છાયા ઢળેલી લહું નીલ-પિંગલ.
મળી મનોવેગની પંખ પિચ્છલ.

### ૭. અંચળો

મારો અહંકાર સદાય વેષ્ટિત
સમીપનું યે ન હું સખ્ય માણતો
ને એમ હું ના મુજને પિછાણતો
રે તથ્યમાં કોણ હતું ઉપેક્ષિત?

આવું હલેતું મન કોણ સ્પર્શતું
સમીરની કોમલ અંગુલી સમ?
ઝીણેરું કોનું સુણું આજ ગુંજન?
મારું ભરી વ્યોમ, ગભીર વર્ષતું?

સરી ગયો નેત્રથી અંચળો સરી?
જાણું ન, જાણું રહી પ્રીતિ વિસ્તરી.

### ૮. સંજયદૃષ્ટિ

પ્રત્યક્ષની જેમ લહું અસંશય
નિગૂઢને જે અવકાશ-દૂરનું;
જાણંતો એવું ઉર છે અધીરનું,
ક્યારે મળે સંજયદૃષ્ટિ, સંજય?

મારાથી બીજા નવ કોઈ અંધને
રહસ્ય એનું ધરવા સમુત્સુક;
પાસે સદ્‌ભાવથી જે પરંતપ
તેવું અનાયાસ મળી રહે મને!

જણાય તોની જગની જરા સરે
ને દૃષ્ટિ પામું અપરોક્ષ અંતરે.

### ૧૯. પ્રવાસી

પ્રવાસી છું ભીતરનો અસીમનો
ના હું મનોવેગ ધરંત વાંછિત
છતાંય જાણે અહીંનો અહીં સ્થિત
ના ભેદી માર્ગે ગતિ કે વિરામનો.

લહું ઘણું, ને ઘણુંયે અલક્ષિત
રહી જતું સૂચિત થાય ઇંગિતે
અજાણ્યુંનો આદર હું કરું સ્મિતે
પળે પળે નૂતન છે અપેક્ષિત.

આવી મળે તે મુજમાં સમન્વિત
ને સંચરું તો પથ જે તિરોહિત.

### ૨૦. ઉપેક્ષિતનું આલિંગન

તારુણ્યના ઉન્મદ ભ્રાન્ત દર્પમાં
મેં એકદા જે થકી તુચ્છ લેખવી,
લીધી અવજ્ઞાભરી દૃષ્ટિ ફેરવી,
ને લુપ્ત જે વિસ્મૃતિ અંધ ગર્તમાં

અતીતમાં જે સર્યું દૂર દૂરનો,
પ્રાચીમહીં તે પ્રગટંત ભાસ્વર
એના ઋજુ સ્પર્શથી આ ચિરાચર
ઉત્ફુલ્લ હું વિસ્મયમુગ્ધ પૂરનો

પ્રવેશમાં સંસ્થિત, અંતરંગને
નિહાળું આલિંગન દેતું અંગને.

હીરાબેન પાઠક

*

# પરલોકે પત્ર

આ અનન્તતા! આ જાગતી.
ચૈત્રી રજત રાકા.
આપનો જન્મદિન.

સયુજ સખા!
'અવ નાહીં એકે પત્ર:
અવ નાહીં એકે ભેદ અત્રતત્ર.'
હે સૌમ્ય! આજ શુભ ઘડી,
શુભ દિન સપરમો પણ:
આપના જન્મદિનનું પર્વ.
ચૈત્ર – મધુમાસની રાકા
પૂર્ણિમાની રાતનો ચાંદની નિતાર.
એના રજતરૂપની વાત જ શી?
સર્વત્ર-અહીં આંગણે રેલાયું
એનું અઢળક રૂપ
જાણે કૌમુદીના પૂર્ણ કુંભનું
દિશદિશાન્તરાલે
રસપ્રોક્ષણ અપૂર્વ.
હું ય કો અપાર ભાવે
આ જ લખતાં રસસિક્ત.
મનની મ્હોલાત કૌમુદીલિપ્ત.

ત્યારે કો' નમિતા આર્ય નારી શી
મનોમન કરું આપને પ્રણામ – ચરણસ્પર્શે.
આપનું ગૌરવ લહું.
ને પુનિત સંકલ્પ

રું મુજ પ્રકાશિત
ાદિ ઉપરોક્ત અંતરના ઉદ્દગારે.
ાહચર સખા!
ાાજ પત્રલેખને બેઠી છું
ન બેસું તો નવાઈ!–
ોમુદીરસ્યા મઝાના
ાાપણા ઘરના છજામાં.
ાધું ય સુશાન્ત એકાન્ત.
ાટાવ્યો છે માત્ર તે પુરાણો
અંતર્ગૃહનો ગવાક્ષદીપ,
ંક આછેરો, ને નથી સમીપ.
ે સુહૃદજન!

મા સાગરામ્બરા ઊર્વિનું
વરૂપ આજ કેવું યે વિરાટ!
ાજી હાલ જ સંકેલાયો
વમિલ તેજછાયાળો સાયંકાળ.
મા ઉદયાચલ પે ઉદિત
મારોહિત ભગવાન સોમદેવ
ાળે કળાએ સોહવા કરે;
ાા એ કલાધરનો કાન્ત કલાપ!

મો....પણે!
ક્ષિતિમંડલ ધરી પરે,
ાળવેક પ્હેલપ્રથમ કિરણના
ાગરીક લગાડીને પાય,
મે મબલખ મયૂખપિચ્છ મયૂર,
ાળુ હળુ ખોલતાં જઈ

છુટ્ટાછવાયા તારકાંકિત એના ચન્દ્રકોનાં
કોટિકોટિ કિરણોનાં પિચ્છ,
અંતરિત નભના નીલ વર્ણ પરે,
વિસ્તારે એનો ભવ્ય કલાપ.
જલસ્થલ અંતરિક્ષ ચોમેર,
હ્યાં અતલાન્ત અવનિ પરે
એનો છે અમિયલ અમલ.
એની અનિર્વચનીય આભા
ગાંધર્વ કિન્નર લોક કેરું
વાયુમંડલ રચી દિયે;
કશીક અણકથ અતીવની
અકલિત અનુભૂતિ હૈયે ઊભરાય.
એ દ્યુતિભણી દોરી જાય.
એની અલૌકિક સાખે,
ફરી વદું હું:
'અવ નાહીં એકે પત્ર:
અવ નાહીં ભેદ અત્રતત્ર.'
પ્રિય! કારણ તમો પૂછો તે પૂર્વે,
નિવેદિત કરું સ્પષ્ટ વાત.

આ ભવનું ભાગ્યવિધાયક
આપણું સપ્તપદી સખ્ય
નથી નથી વ્યર્થ, વિતથ:
મિથ્યા એ કેમ કરી હોય?
હું પામી આપનો પ્રસાદ.
આપે યે કિંચિત્ મુજથકી
પામ્યા હશો ને
ચેતના સંસ્પર્શો?

ચેતનાને ચેતનાનો સંગ
જાણ્યો કદી મિથ્યા?
પામ્યાં પરસ્પર સંજીવની
મારો રાગ કાવ્યકુમાશભર,
આપનો સહ, સત્ત્વકાન્તિસભર.

હા...! એ સપ્તપદીનું સ્તોત્ર!
દામ્પત્યનો સામમંત્ર!
એનું ગહરું ગૌરવ
આ રજતરાકાસમું પ્રભાવક:
હજી ય મુજ હૈયાને શ્રવણે
એનું સનાતન ગુંજન.
વળી વિવાહવિધિની
સાંભરે છે સહચારગાથા:
જેમાં ઉલ્લેખિત સંબોધક પુરુષ
સ્ત્રીને સહધર્મચારે નિમંત્રી રહ્યો,
આકાશ, પર્જન્ય, સમુદ્ર રૂપે.

તો, હે સન્માન્ય મિત્ર
આપને હું સાદર પૂછું:
આપ તો એ નહિને?
ખરે જ આપનું એ સ્વરૂપ!
એવું જ ગંભીર સ્થિરધીર
નભસમું નિર્લેપ:
મમ પરે છાઈ રહ્યું,
ગૌરવાન્વિત સત્ત્વસમુદાર.
પર્જન્ય શી આપની પ્રેમોદાર
જ્ઞાનદૃષ્ટિ, કરુણાવૃષ્ટિ
મમ પરે ઝીણું ઝરમર
ઝામી રહી, વર્ષી રહી.
વળી આપની એ
માઝાવતી સદાસભર
સમુદ્ર કલ્લોલભંગિ
છૉળે છલી રહી.
અમોઘપણે સાર્થ મમ જીવિત.

હે દ્વિજોત્તમ!
આપનો ચિત્ત-પ્રસાદ યે કેવો!
રત્ન ભાંડાગાર સમો.
અને સર્વોપરિ તો
હે અભિજાત નાગર!
આપનો સંયતાચાર
સદા સત્ત્વોદ્રેક, જેણે
રચ્યું આપણું સંયોજન.

અને એટલે જ
ખરું કહું? હે મહામના?
"બે સુપર્ણો સયુજા સુમિત્રો,
સમાન વૃક્ષાશ્રિત જે સજોડે:
તે એક બેમાંથકી ચાખતું ફલ,
બીજું ન, કેવલ તે કૂટસ્થ."*

એ દ્વિજયુગલ સમું
આપણું સખ્ય.
જીવશિવનું સખ્ય.
—આજ તો હવે, છેલ્લી વાર
મને મન મૂકીને કહેવા દ્યો—
લેખી મેં સદૈવ ઉભયની

રેમવિષમ સદ્‌ગુણકક્ષા.
આજે ય હજી એ જ
અર્થવંત અનુભવબોધની
અંતઃસ્તલે ઘનીભૂત પ્રતીતિ.
તમે જ્ઞાનર્ષિ, ઋષિપતિ!
આપણ બેઉ – કોણ જાણે? –
ક્યાં ક્યાંથી, કયા ઋણાનુબંધે
દોડી આવી ભેળાં
અવાશ્વત્થ પરે આસીન.
આપ, ઉપલી ડાળે – ઊર્ધ્વસ્થ:
હું, હેઠલી ડાળે – બદ્ધ.
આપ પરિદર્શને નિરીક્ષક
—દૃષ્ટિપૂતમ્ પદમ્.
નિઃસ્પૃહ, સમતાધારી,
સુશાન્ત – મૌની, સ્થિતધી.
હે વરિષ્ઠ! 'વીતશોક'—સાધક!
એથી જ 'આત્મક્રીડ' – આત્મરતિ'.
આપને ઈશિતા – ઐશ્વર્ય સહજ:
બ્રહ્મ — અણુયબ્રહ્મની પતીજ.

જ્યારે હું? ભાવનાશીલ,
તો ય 'મુહ્યમાન' ને 'અનીશ',
આસક્ત, અજંપ મારે ચિત્ત,
ઘડી ઘડી શોચું; અનિષ્ટ
અનુભવે સંતાપે સીઝું;
તે વેળનો તમારો મિતાક્ષરી બોધ:
—આવે છે યાદ—
'વેદના એ ય મોહ'.

કેવડું વડું સત્ય!

એથી જ આહત હું.
રુધિરનીંગળતી ચંચુડોક
હરઘડી ઊંચી કરીકરી
સહાનુભૂતિવાંછું, ઘા
દેખું, દેખાડયા કરું, રોઉં:
તમોને આંસુભરી આંખે
આલબંનવાંછું આપપ્રતિ
અસાહ્રાય્યપણે તલખી રહું;
ઊગરવા આપને આધાર
હે મુજ જીવનાધાર! રટી રહું:

'હાથ સાહી લિયો, ભારે કષ્ટ
ઉગારી લિયો; સત્ય દૃષ્ટ,
તે મેં માન્યું છે પ્રકૃષ્ટ;
તેનું બળ દિયો ઇષ્ટ'

જ્યારે આપ? પ્રાજ્ઞ.
'રુકમવર્ણ' 'અર્ચિમાન' અક્ષરના
ઓ દેવયાનપથિક!
સદા આત્મજ્યોત
અવિચલ રાખવા મથ્યા,
વિચલિતતા પરે બાંધી બંધ,
ધાર્યું ધૈર્ય અકબંધ.
તે તમો મુજ શું સંબંધ......?!
ઋજુમૃદુપણે એકીભૂત
હૃદયભાવના રસાયણે.

જ્યારે હું?
વિકાસવાંછું, ભાવતીવ્ર,
તમપ્રતિ ભાવોદ્રેકે વહી આવી.
ભાવસંમાર્જન થયું ન થયું
ત્યાં તો તમારું પ્રયાણ......!
હોશે તે તમારું કલ્યાણ,
પણ વિચાર્યું મારું? હા....! હા....ણ!

કે કદાચ,
ન શું એ જ ઘટના
મુજ ઊર્ધ્વીકરણાર્થ શિક્ષા?
ઈષ્ટ સાધના પ્રતિની દીક્ષા.

હજી આજે યે ન કહી શકું,
કે આપની પામી છું કક્ષા.
ને તો ય—આટલું કહું?—
બ્રહ્મ—પ્રણયબ્રહ્માર્થ
છું તો સુનિશ્ચયાર્થ.
એટલે જ પ્રિય! શાને હવે ભેદ?
આ-લોક પર-લોક કેરો મૂકું છેદ.
પત્ર-પ્રપંચ રચી શાને હવે કેદ?

અરે! અરે!
વટી ક્યારની યે આધી રાત.
એની પ્રગટી શી અમીરાત!
એ દેવશિખીની શિખાકેરો
ચેતોહર ચાંદની ચમત્કાર:
એ કળાયલ કલાપીના ક્રમેક્રમે
ગગનમંડલે ઠાઠપૂર્વક
માંડચા જાય પાય.
એનું લાવણ્ય ડોલન!

ક્ષણ અર્ધક્ષણ જાણે થરકત
એના કૌમુદીકિરણકલાપ
કેરું આગેપીછે ડોલન.
એવું છટાભર્યું ભાસે
આભે એનું અભિરામ સંક્રમણ.
સચરાચર સમગ્ર દિસે સ્તબ્ધ
દિવ્યલોકતણું અતીન્દ્રિય
હૈયે જાગી રહ્યું સંવેદન.

તો હવે?
પ્રહર બાદ પ્રગટશે, જાણજો
ઊર્જિત ઉષઃકાલ.
સંકેલશે સુધામય શાન્તતાએ
કલેન્દુ નિજનો કલાપ.
આ ભૂલોક પરે સનાતન
ભવ્યતાએ વિભૂતિમત્
ભગવાન ભાસ્કરનાં વરેણ્ય ભર્ગ
અંતરિક્ષની આણમાં રહી વિચરશે;
ત્યારે હે પુનર્ આરાધ્ય!
આપને હો મંગલ પ્રભાત!
મનોમન ચરણરજ લેવી ગમે
એવા આપને કરું હું પ્રણામ.
સદૈવ પરાન્ત કાળ લગી
અભીષ્ટને સેવતાં કે
પુનર્જન્મ પામું તો
તે તમો સત્ત્વશુદ્ધ્યાર્થને યોગ્ય!

જો કે સંશય, જે તમોને
તે ઉપાધિ હોશે ખરી?
આપનું શીલ જોતાં તો
—હોશે અપુનર્ભવ—
પ્રતીતિ પૂરી કે ના, નહિ.
હા! છે જેની પારાવાર શ્રદ્ધા,
તે પરમનું

ધ્યાન ધ્યાતી
લિખિતંગ
હું
સદા સંયુક્તા
સખી.

(બ્રાહ્મમુહૂર્ત)
૨-૧૦/૫, ૧૯૭૫

---

જુઓ મૂળ સંસ્કૃત શ્લોક નીચે મુજબ: મુણ્ડકોપનિષદ, મુણ્ડક ૩, ખંડ ૧, શ્લોક ૬૧.

દ્વા સુપર્ણા સયુજા સખાયા
સમાનં વૃક્ષં પરિષસ્વજાતે।
તયોરન્યઃ પિપ્પલં સ્વાદુ અત્તિ
અનશ્નન્ અન્ય અભિચાકશીતિ॥.

આ શ્લોક ઉપરાંત પ્રસ્તુત કૃતિમાં ઉદ્‌ગારચિહ્નસહિત મૂકેલા તમામ શબ્દો, પણ મુણ્ડકોપનિષદમાંથી ઉદ્ધૃત છે.

**રમેશ પારેખ**

*

## ચાલ્યા

સંકેલીને રાખ્યા તે તો ગડીઓની વચ્ચેથી ચાલ્યા
મુઠ્ઠીમાં જળ ભીડ્યાં તો આંગળીઓની વચ્ચેથી ચાલ્યાં

કંકુથી શ્રી જીવ લખ્યું ત્યાં લેખણ ભૂલી ગઈ લખાવટ
અડધા અક્ષર કાગળની થોકડીઓની વચ્ચેથી ચાલ્યા

કડડડ કરતો પડ્યો ધ્રાસ્કો પારિજાતની ડાળેડાળે....
ફૂલ ઊઘડવાના અણસારા કળીઓની વચ્ચેથી ચાલ્યા

આંખપડોશી ઝાડ હતું તે ઝૂલતાં ઝૂલતાં છબી બની ગયું
ઝાડવટો પામીને ઝૂલા છબીઓની વચ્ચેથી ચાલ્યા

ડીબ ફૂટી, પાણી પછડાયાં, બપોર વંટોળાતો લૂમાં:
સૂસવાટા વિખરાઈ ગયેલી સળીઓની વચ્ચેથી ચાલ્યા

નાળે વળગ્યા બાળક જેવું હજી ય થોડું કશુંક વળગ્યું
સવારના છાંયાઓ સાંજે ગલીઓની વચ્ચેથી ચાલ્યા

ઉશનસ્
*
# બપોરની શેરીના કેટલાક સ્કેચીઝ

(૧)

સામે રહેતી એક
કજિયાખોર ને ચોંચાટિયણ ડોશીનું ઘર
હવે બંધ, કદાચ હંમેશ માટે....
શેરી હવે શાન્ત,
ને તો ય કશીક વસ્તી ગયાની ખોટ,
કશીક ઓછપ,
કશુંક ગયાનો સૂનકાર....

(૨)

મારા ઓટલે આવી
રોજ એક પ્રૌઢ બકરી
જાળીમાંથી ઘરમાં એકધારું
તાકયા કરે,
એની આંખોમાં કશુંક કાતરપણું
હરણની આંખમાં હોય એવું,
હું આને જ હરણ કહેવા લલચાત
જો જરાક લાંબી ને ઊભી
શિંગડીઓ ઊગી હોત આને તો–

(૩)

આંખે પિયાવાળી ગાય,
લાળ દદડતું કૂતરું,
મોટા આંચળના ભારવાળી
બકરીબાઈ,
અને પેલી ડોશી–જે હવે નથી તે–
બપોરનો તડકો
ને ભીંતની છાંય
એકમેકમાં ગૂંથાઈ જાય
ક્યારેક ક્યારેક તો–

(૪)

કોલીકોલી
એક ખિસકોલી
એના છાજલી તળેના માળામાંથી
અર્ધી જ દેખાય બ્હાર
બેત્રણ તાંતણાની બેઉ બાજુ મૂંછ,
ને પાછળ અણુદીઠું ઝૂડા જેવું પૂંછ;
બપોરની પાકી એક
લિંબોળી જેટલો તડકો
હાથમાં આવી ગયો છે
તેને રહી બેઉ હાથે ઠોલી.

(૫)

સામા ઘરની છાજલીમાં
છુપાઈ છે જરાક અમથી છાયા,

માં શાખોડિયા રંગનાં કબૂતર
ગોળ ગોળ ફરીને
ાવેલા ગળે ઘૂઘવે રઘવાયાં રઘવાયાં.
ઉ ભૂખરી બપોર,
ઉ તૂરો તૂરો તોર,
રી ભૂરી પાંખ,
ફૂળી ફૂળી ચણોઠી શી આંખ મહીં
ભૂતણું ઘેઘૂર ઘેન
બ્રહ્માંડી ચકગોળ, રમણે ચઢી માયા...

ફિલિપ કલાર્ક
*
## વ્યર્થ

એક પણ ફૂલ મારા માટે ખીલતું નહીં હોય?
સૂડો લાલ ચટ્ટાક મ્હોર્યો છે.
ધ્યાએ કેસરી સાજ સજ્યા છે.
ટલા સુંદર છે, મેઘધનુષ્યના રંગો!
મારે તો બસ ધોળી દીવાલો....
ગનો એક છાંટો પણ મારા માટે નહીં,
ાય છે કે, પ્રારબ્ધને પાંજરામાં પૂરી દઉં.
ારે સમયે જ એ સરકીને ક્યાંક ચાલ્યું જાય છે.
મનને હેંગર પર ભરાવી
દીવાલે ટીંગાડી શકતો નથી
ને ખિસ્સામાં સાચવેલાં નામ અને સરનામાં
વરસાદનાં પાણીમાં ધોવાઈ જાય છે.
આ વસૂકી ગએલી ગાયના આંચળ જેવા
આકાશમાં ક્યાં લગી માથાં પછાડવાં?
કોક મારા માટે હોત તો આવું ન બનત....
ક્યારેક થીએટર પર ઓચિંતો જઈ ચડું છું.
ને 'હાઉસ-ફુલ'નું પાટિયું જોઈને પાછો વળું છું.
'ખુલ્લું આકાશ' અને 'ખુલ્લા રસ્તા' પણ
નજર પડે ત્યાં 'પ્રવેશબંધ' અને ભયનાં પાટિયાં.
નેશનલ હાઈવે પર દોડતા વાહનો જેવા
વિચારોને હું બ્રેક મારી શકતો નથી.
ને અકસ્માત માત્રની બીક લોહીમાં
કંપારી જગાવી જાય છે.
સમય-પત્રક પ્રમાણે આવતાં શમણાં....
સ્વપ્નમાં પણ મળતું છળ
ને ભેળસેળિયું મૃગજળ
બહાર અષાઢની હેલી હોય
ને ઘરમાં મને વળે છે પરસેવો.
વસંત પાંગરે ત્યારે હું ખરતો હોઉં છું.
આ સળગતા શ્હેરમાં ટૌકા લાવું ક્યાંથી?
લાગે છે કે
પવનમાં ચિત્રો દોરવાના મારા પ્રયત્નો
વ્યર્થ છે....

ધીરુ પરીખ

# આંખોમાં આંખો

એ જ છે આ બારી
ને એ જ છે પેલું આકાશ.
બારીમાં
એ જ છે આ આંખો
ને આકાશમાં
એ જ છે પેલા તારા–ચંદ્ર–સૂર્ય.
આવે છે એ જ પ્રકાશ
લાવે છે એ જ દૃશ્યો.
ભરાઈ જાય છે આ ઓરડો
  પેલા આકાશ
  પેલા તારા
  પેલા ચંદ્ર
  પેલા સૂર્યથી
ઊભરાઈ જાય છે આ આંખો...

હવે નથી આ બારી
હવે નથી આ ઓરડો
હવે નથી પેલા તારા-ચંદ્ર સૂર્ય...
આંખો તો છે.
બધું જ છે હવે આંખોમાં
બસ આંખોમાં
બસ આંખોમાં જ;
ને આ આંખો ય હવે તો આંખોમાં...

દક્ષા વ્યાસ

# વૃક્ષ થવું છે મારે

વૃક્ષ થવું છે મારે.
જિંદગી આખી ચાલી ચાલીને થાકી ગઈ છું.
હવે મારે ઊભા રહેવું છે.
ભૂમિસોતાં જડાઈ જવું છે.
ચાલવામાં ને ચાલવામાં મને તો ખબરે ના પડી
કે ક્યારે વાયરો વાયો
ક્યારે સૂરજ ઊગ્યો.
પાનખર અને વસંતની આવનજાવનને એ કેવું
લૂમીઝૂમીને માણ્યા કરે છે!
મારે ય વર્ષે વર્ષે મારી વસંત ઊજવવી છે.
પેલાં ખરી ગએલાં પીત પાનપંખી
કૂણાંકચ અને લીલાંલચ બનીને
–કોણ જાણે ક્યાંથી–
ફરી ડાળે ડાળે ગોઠવાઈ ગયાં છે.
ડોલી ડોલીને પાછી મળેલી વસંતનાં વિજયગીત
ગાવા માંડયાં છે.
મને મારી વસંત પાછી મળે?
મારે હવે ચાલવું નથી, દોડવું નથી;
ખોડાઈ જવું છે ધરતીની ધૂળમાં.
ઊંચેરા આકાશની છત નીચે.
એણે સત્યાગ્રહ કર્યો લાગે છે સૂર્ય સામે.
હું ય મીટ માંડું.
મને મારી વસંત પાછી મળે?

રાજેન્દ્ર શુક્લ

## પુષ્પરાત્રી

પુષ્પ ખીલ્યાં છતદીવાલે થતાં પગરવ પુષ્પનો,
પુષ્પનાં પાત્રો પ્રફુલ્લ્યાં, છલે આસવ પુષ્પનો.

હસ્તની રેખા સુકોમલ પરોવે પ્રહરો અને–
પુષ્પને હસ્ત પ્રકંપિત સરે પાલવ પુષ્પનો.

પુષ્પદોલે ઝૂલવાનું થઈ પુષ્પ અનેકદલ,
જો, ધનુર્ધર શરપ્રહારે રચે ઉત્સવ પુષ્પનો.

શબ્દ ખૂલે, મૌન મલકે ધરી રૂપો પુષ્પનાં.
રંગબેરંગી સુદામય વહે વૈભવ પુષ્પનો.

છતદીવલો ઓગળ્યાં ક્યાં, ગયું ક્યાં મન વિહ્વલું?
દીર્ઘ શ્વાસે મંદ મંથર રહ્યો કલરવ પુષ્પનો.

અરવિંદ ભટ્ટ

## માગું તને

તું ભલે મારી નસેનસમાં વહે,
હું હજી વરદાનમાં માગું તને.

એટલે આંખો મીચી જાગ્યા કરું
કોઈ સૂતું હોય છે પાંપણ તળે.

શ્વાસ છે તારો અમારી આવ–જા
કેમ તું એને હવા જેવી ગણે?

મેં લખ્યા પત્રો તને તે લઈ ઊભો
હું ટપાલી જેમ તારે બારણે.

કૂકડાની પાંખ જેવો શબ્દ દઈ,
સાત સાગર પાર કરવાનું કહે.

'પંથી' પાલનપુરી

## ગઝલ

તિમિર ના ટળે ના ઊઘડતાં ઉજાસો,
ખુલાસો ય ખુલ્લો ન થાતો ખુલાસો.

ઢળે સૂર્ય કે સૂર્ય દોરું દીવાલે,
સતત એમ શોધી લીધો મેં દીલાસો.

લસરકે લસરકે એ ગૂંચવાતું જાતું,
કશું ચિત્ર એવું જ ચીતરે 'પિકાસો'.

કદી જ્યાં અજાણે જ નંખાઈ ગયો તો,
બની થોર ઊગી ગયો ત્યાં નિસાસો.

હતો સંભવોનો તો વાંસોજ પોલો,
હતા વંધ્ય હાથો ને એના પ્રયાસો.

હશે કો'ક શબ્દે સૂતો સોડ તાણી;
કે 'પંથી' બધા શબ્દ શબ્દે તપાસો.

હરેશ લાલ

## શીર્ષકવિહોણી વારતા

વિશ્વ છે શીર્ષક-વિહોણી વારતા,
પાત્ર જેનાં ઊંઘમાં યે ચાલતાં.

મૃત્યુના ખાતે ચડી ગઈ ભૂલથી,
એક ઘટના જોખમી, અણજાણતા.

કોઈ આવે તો વધેરું શ્વાસફળ,
હું કરું છું રોજ એવી માનતા.

લંગરો બાંધેલ પળની નાવમાં,
લોકને જોયાં હલેસાં મારતાં!

પ્રતાપસિંહ રાઠોડ-'સારસ્વત'

*

## બાર બાર ગાઉનો ઓલાશ

બાર બાર ગાઉનો ઓલાશ મારા આંગણામાં
લીલીપીળી ઓબોળ્યે ભટકે'લી સઈ!
તેર તેર ગાઉનો ઉજાશ મારા પાણિયારે
ઝગઝગ બેડાંનાં ચટકે'લી સઈ!
બાર બાર ગાઉ વાવ્યા વડલાની છાંય અહીં
અધરાતે–મધરાતે અટકે'લી સઈ!
તેર તેર ગાઉનાં ખેતર મારા વાડામાં
લીલીલીલી વાલોળ્યે લટકે'લી સઈ!
બાર બાર ગાઉ તાણ્યાં તાતેલાં તીર મારી
પાંસળી લઈને ક્યાંક છટકે'લી સઈ!
તેર તેર ગાઉનાં તળાવ ડહેક ડહેકીને
આંખડી ભરી–જરીના મટકે'લી સઈ
બાર બાર ગાઉ બેઠા વગડાની વાટ્યોમાં
લાલલાલ ચણોઠીઓ લટકે'લી સઈ!
તેર તેર ગાઉ એનાં લાખેણાં મોતીડાં
રોમ રોમ એવાં....કંઈ ખટકે'લી સઈ!

## આટલું સુધારી લેશો

- 'પ્રયોગ વિશેષાંક'માં શ્રી રાજેન્દ્ર શુક્લની ગઝલનું શીર્ષક 'તકસીર' નહિ પણ 'તક્સીર'.
- 'પ્રયોગ વિશેષાંક'માં શ્રી હરીશ મીનાશ્રુના કાવ્યનું પેટા શીર્ષક–'સ્વ, સમય અને સ્થળના વ્યવસ્ત પ્રમાણ વિષે'–ઉમેરવું. એ જ રચનામાં 'નીમરૂપ' ને સ્થાને 'નામરૂપ' અને 'છટ્' ને સ્થાને 'ધટ્'.
- નવેમ્બર-ડિસેમ્બર અંકમાં 'હોડી' કાવ્યના સર્જકનું નામ શ્રી સંગળ રાઠોડ.

દીનાનાથ વ્યાસ

*

## ગંજીફાનું ઘર

ગોઠવેલું ગંજીફાનું ઘર દટાતા સૌ ગયા,
નાવ રેતીમાં હતું બેશક, છતાં તરતું હતું,
ખેડતા સાગર હતા તેઓ ફસાતા સૌ ગયા.

ધ્રુવની તાકાત ઠંડી બર્ફની;
વૃત્ત વચ્ચે આવતાં
આગથી ભડકે બળી જાણે ભીંસાતા સૌ ગયા.

હાથમાં તસબી ફરે,
ને ફળે છે કર્મ મારાં સાથમાં
એક ક્ષણ આવી ગઈ બેફામ અશ્વો
ગૂંગળાતા સૌ ગયા.

મનીષ સુરતી

*

—

હવે તો ગિરિધરથી પણ
પોટેશ્યમ સાઇનાઈડ જીરવાતું નથી,
અને....
એણે મીરાં પેદા કરવાનું માંડી વાળ્યું છે....
આસ્ફાલ્ટની ધરતી માર્ગ આપવાનો ઇન્કાર કરે
એ બીકે
જાનકી પણ જનમ લેતી નથી....
જૂગટું ન રમી જાણ્યો જે યુધિષ્ઠિર
એ વળી 'રમી'માં શું જીતવાનો,
એ ડરની મારી પાંચાલી પણ
પુનર્જન્મ લેતી નથી....

નિલકંઠને લાંબી જટાથી અકળામણ થાય,
સ્વર્ગમાંથી ભૂસકો મારતાં ગંગાને ગભરામણ થાય,
નિશાના પાલવના લીરા ઊડતાં જોઇ
કદાચ....
કાલે ઉષા પણ પ્રગટ નહીં થાય....

જિતેન્દ્ર કા. વ્યાસ

*

## મારી આંખો મીંચાતી જાય છે કે....?

આભને ઓળંગી જવાની
ઝંખના લઈ
ઊપડેલા મારા પગ
નહિ ઉલ્લંઘાયેલા ઉંબરનો પર્વત શો ભાર લઈ
આખરે ભાંગી ગયા છે.

નસેનસમાં જોમ ભરી,
બંધ મુઠ્ઠીમાં મુકદ્દરને કેદ કરી
હવામાં વીંઝાયેલા મારા હાથ
આખરે હેઠા પડયા છે.

શબ્દોની
આછીપાતળી રેખાઓથી કરેલા
રંગોથી ભરેલા
ચીતરામણ પર
કાળો કૂચડો ફરી વળ્યો છે
(મૂળ રેખા કે રંગ પણ કળાતાં નથી.)

સંબંધો અત્તરની જેમ ઊડી ગયા છે
હું પૂમડું થઈને પડી રહ્યો છું.
મારી આંખો
મીંચાતી જાય છે કે ઊઘડતી જાય છે?

કંવલ કુંડલાકર

*

## ....એમ પણ બને!

કંઈ ફેરફાર થાય નહીં, એમ પણ બને!
ને થાય તો કળાય નહીં, એમ પણ બને!

છૂટ્યાં પહેલાં તીર, તૂટી જાય કામઠું,
ધારેલ મૃગ હણાય નહીં, એમ પણ બને!

ભૂલી ગયો છું તો ય હું ભૂલી નથી ગયો,
ચ્હેરા ઉપર જણાય નહીં, એમ પણ બને!

જુઠું હસી હસીને ખુશી પાથર્યા પછી
સાચુકલું રડાય નહીં, એમ પણ બને!

હે જીવ, કોઈ કૉલ ન લે જે-તેઆપ જે,
આપ્યું વચન પળાય નહીં, એમ પણ બને!

ગાવું છે જેનું ગીત 'કંવલ' હોંશ હોંશથી
એ પળ અને ગવાય નહીં, એમ પણ બને!

શિલ્પિન્ થાનકી

*

## સમાચાર

છેલ્લા ખબર અનુસાર,
ગમાણમાંથી
ખીલો છોડાવીને ભાગી છૂટેલા આદમીને
આખરે
ગાયોના ટોળાએ
શોધી કાઢ્યો છે
અફાટ વિસ્તરેલી
હરિયાળી સીમમાંથી.

મહેશ શાહ

*

## ઝુરાપો

મેં કહ્યું તેમ
આંખોને ય એક અવાજ છે.
સૂરોના એ સમુદ્રની દિશામાં
અવિરામ ધસમસતી જતી મારી
આંખોનો એ અવાજ
તને તો સંભળાતો હશે ને
તારી સાવ પાસેથી જ?
પ્રસન્ન પ્રકૃતિના વેશમાં
ધસમસતી જતી મારી વેદનાના
અસ્તિત્વને તરફડતું સાંભળવા
ગદ્‌ગદિત થઈ ઊઠેલા
તારા આ કાન.
એ જ તો છે મારું એકમાત્ર
આશ્વાસન.
એ જ તો પહોંચાડે છે તને
તારા શબ્દ સુધી.

એ શબ્દો કે
જે મારા આકારની અભિવ્યક્તિના
કણે કણને
મારી વેદનાની એક એક ક્ષણને
આપણા આ ઝુરાપાની
નસ નસને શિરા શિરાને
જકડી રાખે એની ભીંસમાં
તીવ્ર આવેગથી
અને એટલે જ કદાચ

એ પોતે જ થઈ જાય
તૃપ્ત પોતાનામાં જ,
એની જ તો છે પ્રતીક્ષા
મારી એકેએક ઈન્દ્રિયને.
મારી પાંપણના હોઠેથી
મેં કરેલી વિનંતીનો એ અવાજ
તે જ આ.

અને મારી
વ્યક્ત ન થઈ શકવાને લીધે
બહાર આવવા તરફડી રહેલી
અંગત વેદનાને તેં
આપેલા અશબ્દ નામને પામવા
ઇચ્છતો આ મારો જમણો કાન.
એને આપી શકીશ તું
કોઈ આશ્વાસન?

હું જાણું છું
કે એ માટે મારે
પહેલાં તો
પહોંચવાનું છે તારા વિષાદના
એ ચેતોવિસ્તારમાં
જ્યાંથી શરૂ થાય છે તારો
અશબ્દ અવાજ.
જ્યાંથી એ શરૂ થઈને
વિષાદના એક
આપોઆપ રચાઈ ગયેલા
ઘુમ્મટમાં ફેલાય છે
અને આ સભાગારમાં પોતે
યથેચ્છ પ્રસરી જાય એ પહેલાં તો
મારા આકારની એ
અંગત વેદનાની અભિવ્યક્તિના
તારા સુધી પહોંચવા નીકળેલા એ,
સભાગારના અંધકારમાં શ્યામ થઈ બેઠેલા એ
વલયમાં પરોવાઈ જાય છે, એવા
એ અશબ્દ અવાજને
નીરખીને જોઈ રહેવા કરતી એ

તારી નિશ્ચલ આંખોનો
શો છે સંદેશ મારે માટે
એ તો કહી દે... ...
તારી આંખોનો
એ અવાજ સાંભળીને જ તો
હું બની જઈશ અડોલ
ને અડોલ બનીને આવી જઈશ
તારી એકદમ પાસે જ સાવ
આવવા માટે,
પહોંચવા માટે તારી પાસે.

# શિશુકાવ્યો

[આંતરરાષ્ટ્રિય બાલવર્ષ નિમિત્તે આ વર્ષ દરમિયાન 'કવિલોક'ના પ્રત્યેક અંકમાં શિશુકાવ્યો પ્રકટ કરવાનો મનસૂબો રાખ્યો છે. આ વિભાગમાં જોડકણાં નહિ, પરન્તુ શિશુચિત્તની ભાવસૃષ્ટિ અને કલ્પનાદૃષ્ટિને કાવ્યકોટિએ પહોંચાડતી રચનાઓ અપાશે. પ્રત્યેક અંકમાંના ઉત્તમ શિશુકાવ્યને રૂપિયા ત્રીસનું ડૉ. ચંદ્રશેખર ઠક્કુર પારિતોષિક પણ આપવામાં આવશે. કવિમિત્રોને પોતાનાં ઉત્તમ અપ્રકટ શિશુકાવ્યો મોકલી આપવા નિમંત્રણ છે. –તંત્રી]

## કાચંડો / રાજેન્દ્ર શાહ

પાધર ઊભો પીપળો ને પાર વગરનાં પાન.
ડાળે રમતું દીઠ રે કંઈ રાતે રાતે વાન.
હૌઆ હેર્યો કાકીડો.

નહીં રે રાતો, પીળેવાન હૌઆ હેર્યો કાકીડો.
નહીં રે પીળો, લીલેવાન હૌઆ હેર્યો કાકીડો.
નહીં રે લીલો, ભૂરેવાન હૌઆ હેર્યો કાકીડો.
નહીં રે ભૂરો, ધૂળેવાન હૌઆ હેર્યો કાકીડો.
નહીં રે ધૂળો, ધોળેવાન હૌઆ હેર્યો કાકીડો.
નહીં રે ધોળો, નહીં રે વાન હૌઆ હેર્યો કાકીડો.

પાધર ઊભો પીપળો ને પાર વગરનાં પાન.
ડાળે રમતું દીઠ રે કંઈ રંગ રંગને વાન.
હૌઆ હેર્યો કાકીડો.

# આંસું ટપક્યું કોનું?/રાજેન્દ્ર શાહ

ભાઈ: હું તો અહીં વ્હેલો ઊઠી બેઠો છું ભરભાંખરનો,
બગીચામાં ફરતો નવ સુણ્યો પગરવ પણ નોકરનો.

હજી કોઈ ના આવ્યું, ગયું ના કોઇ, થતું અજવાળું
છોડ ઉપર જે ફૂલ ઊઘડે તેનો રંગ નિહાળું.

પણે આભની કોર ઉપર જે હવે આવતી લાલી
અહીં તહીં ઊડતી પંખીની કલબલ કાલી કાલી.

બેન! તને દેખાડું કંઈ....અંધારે અજાણ્યું મોંનું
ફૂલ પાંખડી ઉપર આ, કહે, આંસું ટપક્યું કોનું?

બેન: ઝાકળ-ભીની પ્હેરી ઓઢણી પરી પાછલી રાતે,
અહીં આવતી સુગંધ ઝરતી કુંજે ઉર હરખાતે.

બધાં ઊંઘતાં હોય, હોય ટંડીથીજ્યું અંધારું
એક આગિયાને સથવારે એને ગમતું સારું.

આ ફૂલ ને તે ફૂલની સાથે રમતી ને કંઇ ગાતી,
બંધ પાંપણે, આવી, આપણું સોણું જોઈ મલકાતી.

પાધર કૂકડો બોલે ત્યારે વસમું પાછળ જોતી,
પોતાને ઘર જાય મેલીને એની આંખનું મોતી.

## કેટલીય નાવોમાં કેટલીય વાર/ભોળાભાઈ પટેલ

કેટલાંય અંતરોથી કેટલીય વાર
કેટલીય ડગમગ થતી નાવોમાં બેસીને
હું તારા ભણી આવ્યો છું
ઓ મારી નાનીશી જ્યોતિ!
ક્યારેક ધુમ્મસમાં તને ન જોતો પણ
ધુમ્મસની જ એક આછી રૂપેરી આભામાં
તારું જ તેજોવલય ઓળખતો ઓળખતો
કેટલીય વાર હું,
ધીર આશ્વસ્ત અક્લાન્ત
ઓ મારા વણબૂઝ્યા સત્ય! કેટલીય વાર...

અને કેટલીય વાર, કેટલાંય ઝગમગ થતાં જહાજ
મને ખેંચીને લઈ ગયાં છે કંઈ કેટલીયે દૂર દૂર
પારકા દેશોની વ્યથાહીન હવાઓમાં
જ્યાં નગ્ન અંધારાંને
વધારે ઉઘાડાં કરે છે
એક નગ્ન, તીક્ષ્ણ, નિર્મળ પ્રકાશ—
જેમાં કોઈ તેજોવલય નથી બનતાં
માત્ર છે આંજી દેતાં તથ્ય, તથ્ય, તથ્ય—
સત્ય નહીં, અંતહીન સચ્ચાઈઓ
કેટલીય વાર મને
ખિન્ન, વિકલ, સંત્રસ્ત
કેટલીય વાર

## કોણ જાણે કયા વેષે/સુશીલા જોશી

ખેતરોમાં
મદ અને મુસળના બેવડા મારથી ત્રસ્ત-ધ્વસ્ત
પડ્યા હતા યાદવ-વીર. સૂર્ય અસ્ત, ચંદ્ર અસ્ત.
વનોમાં મહાવૃક્ષો વચ્ચે વધેલો
—ગુફામાં ફેલાતા છેડા જેવો!—
પ્રસર્યો હતો અંધકાર
અને હું તો હતો સજગ, સાવધાન
દબાતા પગે, ખેંચી ધનુષ, બાણ ચડાવી
શોધતો હતો મૃગ કૃષ્ણસાર!
સાંભળ્યો ત્યાં જ સ્વર, શર-સન્ધાન કરી
છોડી દીધું બાણ! લક્ષ્યસિદ્ધ!
આમ મને મળ્યા એ
ખુલ્લો પડેલો મોર-પંખનો કિરીટ
વૈજયન્તી માળા સ્રસ્ત
દૂર પડેલી વાંસળી
મલિન પગના સૂક્ષ્મ ઘાવમાંથી ટપકતું રહ્યું
રૂપી શુભ્ર, આયુશેષ:
આહ, મને આ વેષે મળ્યા નારાયણ
મારા જ બાણથી વિદ્ધ!

## રે એક જ કળીની/ભોળાભાઈ પટેલ

રે એક જ કળીની
મારી સાથે પ્રારબ્ધ જેમ જોડાયેલી
બીજી ચંપાવરણી પાંખડી
આપણે ખીલીએ ન-ખીલીએ એટલામાં તો સુગંધ
આપણી વચ્ચે થઈને
ઊડી જશે!

(અજ્ઞેયજીના હિંદી કાવ્યોનો અનુવાદ)

## સરહદનો પત્ર/નલિની માડગાંવકર

સામે પાંખો વીંઝતો અંધકાર.
કોલસાની કણીની જેમ ઝરઝર ઝરે છે કાળી રાત
મૃત્યુ જેવો શાન્ત છે અત્યારે આ પૂર્વનો સીમાડો.

ખાઈની માટીનાં ઊંડાણમાં રાતે ફરતા ઉંદર જેવો એકલો
બે આંખોને સામે સ્થિર કરી બેઠો છું, બેઠો છું.
તમરાં બોલે છે, એવું લાગે છે કે રક્તપ્રવાહમાં
એકાએક પ્રવેશ્યો છે મૃત્યુકીડો.

ઠંડી મશીનગન પર હાથ રાખી
પ્રેતાત્માની જેમ યાદ કરું છું ઉજ્જવળ ઝળાહળતું કલકત્તા.
કેટલું દૂર છે, લોકોથી ઊભરાતા રાતા રાજપથ પર
આસો માસ ઊતરી આવ્યો છે.
તડકામાં ખીલી રહ્યાં છે ચંપાનાં ફૂલ,
ઝાકઝમાળ કૉલેજસ્ટ્રીટ રંગોનાં સરઘસમાં
તણાઈ ગઈ છે.

હવે કુંભારવાડાના રૂપદક્ષ ચિતારાની જેમ
પીંછીને છેડે ફૂટે છે દિવ્ય દુર્ગાના ચિત્રની પશ્ચાદ્‌શોભા,
અને માનું સુંદર મુખ: ધારદાર નીલાકાશમાં
સફેદ વાદળાં નથી, છે જાણે નિઃશબ્દ ઢોલનો ઢમઢમાટ.

હવે દર્પણમાં ઝૂલી રહ્યું છે શૃંગારરત એક મુખ,
થોડી વારમાં નિયોનપ્રકાશમાં કદાચ એ
ક્યાંક બહાર જશે.
તને આ રીતે યાદ કરતાં બહુ વસમું લાગે છે
પણ બોલ આના સિવાય હું શું કરું?

નીલપડદો કંપી ઊઠે છે.
એક વિભક્ત કરનારા વિરોધ પાસે આજે આવીને
થંભી ગયો છું;
માટીના ખાડામાં સ્તબ્ધ પ્રતીક્ષામાં પ્રતીક્ષામાં
ઘડીઓ કપાય છે એક એક કરીને

મૃત્યુ-તરાપ મારવા તૈયાર છે, સામે કઈ બાજુથી
એ કોને ખબર છે
લોખંડનું વજ્ર હાથમાં લઈ બેઠો છું
તો યે ભવિષ્ય તો અંધકારમય.

એક ક્ષણ પછી શું થશે
તે કોઈ જાણતું નથી,
ક્ષણનો સ્વપ્નભંગ જ્યાં સુધી નહીં થાય ત્યાં સુધી
તને ઉદાસચિત્તે યાદ કરું છું,
આસો માસનું કલકત્તા તારી વિસ્તૃત પટભૂમિ.

[આનંદ બાગચીના 'સીમાન્તે શિબિર' નામક બંગાળી કાવ્યનો અનુવાદ]

# કવિ અજ્ઞેય

ભોળાભાઈ પટેલ

> આઁગન કે પાર
> દ્વાર ખુલે
> દ્વાર કે પાર આઁગન...

કવિ અજ્ઞેય (૧૯૧૧)ની પહેલી કવિતા ૧૯૨૭માં પ્રકટ થઈ હતી. તે પછી અડધી સદી વીતી ગઈ છે અને છતાં આ કવિની કાવ્યયાત્રા અવિરામ ગતિથી ચાલતી રહી છે. ૧૯૭૭માં તેમનો તેરમો કાવ્યસંગ્રહ 'મહાવૃક્ષ કે નીચે' પ્રકટ થયો છે અને હજી હમણાં જ, ૧૯૪૩માં જે 'તારસપ્તક' (સાત કવિઓનાં કાવ્યોનું સંકલન)ના અજ્ઞેયે કરેલા સંપાદનથી હિન્દી કવિતામાં 'પ્રયોગવાદ' નામે ઓળખાતી કાવ્યધારાનો આરંભ થયો હતો, જે તારસપ્તકના ૧૯૫૨માં પ્રકટ થતા બીજા મણકા 'દૂસરા સપ્તક'થી એ પ્રયોગવાદ માટે 'નયી કવિતા' સંજ્ઞા રૂઢ થતી ગઈ હતી અને ૧૯૫૯માં 'તીસરા સપ્તક'ના પ્રકાશન સાથે 'નયી કવિતા' સુપેરે પ્રતિષ્ઠિત થઈ હતી તેનો ચોથો મણકો 'ચૌથા સપ્તક' થોડા દિવસ પર જ તેમનાથી સંપાદિત થઈને પ્રકટ થયો છે.

એ ખરું કે અજ્ઞેયની કવિતાનો સારો એવો પ્રતિરોધ અને પ્રતિકાર થતો રહ્યો છે. એક જમાનામાં કહેવાતું કે અજ્ઞેયકી કહાની બિના પઢે છાપો ઔર કવિતા બિના પઢે લૌટાઓ, તેમની કવિતામાં જે નવી ભાવભૂમિ અને અભિવ્યક્તિની રીતિ હતી, કાવ્યભાષાનો જે નવો ઉઘાડ હતો તે પ્રચલિત કાવ્યરુચિને માટે આઘાતક હતાં. પણ એ પણ ઊભેલા ખરું કે આ આઘાત આપવાની ક્ષમતા તેમની કવિતામાં ઠીક ઠીક સમય પછી આવી.

૧૯૨૭માં જ્યારે કાવ્યયાત્રાનો આરંભ કર્યો ત્યારે તેમની રચનાઓ પણ પરંપરાગત કાવ્યરુચિના ચોકઠામાં બેસે તેવી હતી, અલબત્ત એક નોખા કવિસ્વરની ગુંજ તેમાં સંભળાતી. આ સમય હતો રોમાન્ટિક ઉદ્રેક લઈને આવેલી છાયાવાદી કાવ્યધારાના પ્રકર્ષનો. સુમિત્રાનંદન પંતના 'પલ્લવ' કાવ્યસંગ્રહના પ્રકાશનને એક જ વર્ષ થયું હતું. છાયાવાદ પર અંગ્રેજી સાહિત્યના રોમાંટિક કવિઓની સાથે જ રવીન્દ્રનાથનો પણ રચનાત્મક પ્રભાવ જોઈ શકાય છે. અજ્ઞેયના પ્રથમ કાવ્યસંગ્રહ 'ભગ્ન દૂત' (૧૯૩૩)ની પહેલી કવિતા 'દૃષ્ટિપથસે તુમ જાતે હો જબ'માં રવીન્દ્રનાથની હાજરી વરતી શકાય છે. તેમના બીજા સંગ્રહ 'ચિંતા'માં તો ગીતોની સાથે જે ગદ્યકાવ્યો છે તેના પર રવીન્દ્રનાથની અંગ્રેજી 'ગીતાંજલિ' અને 'ગાર્ડનર'ની રચનારીતિ સ્પષ્ટપણે જોઈ શકાય.

પણ એક વાતનો ફેર નોંધવો જોઈએ. અજ્ઞેયનાં પ્રેમકાવ્યોના આ સંગ્રહ 'ચિંતા'માં પુરુષની ઉક્તિરૂપે અને સ્ત્રીની ઉક્તિરૂપે મુગ્ધ હૈયાંની મુગ્ધ વાણીમાં લોહીની ઉત્કટ ગંધ પણ છે. તેમ છતાં અહીં ભાવ કરતાં ભાવાકુલતા વધારે છે. ભાષા પણ હજી લથડાય છે. કવિ પોતાની કાવ્યયાત્રાનાં દોઢ દાયકા સુધી—૧૯૪૨ સુધી—કાવ્યરસિકોનું ધ્યાન ખેંચી શકતા નથી. પણ નવાઈની વાત તો એ હતી કે ૧૯૪૦માં તેમની યુગાંતરકારી નવલકથા

'શેખર : એક જીવની'નો પહેલો ભાગ તો પ્રકટ થઈ ચૂકયો હતો; એટલું જ નહિ 'રોજ' જેવી પ્રશિષ્ટ વાર્તા તે પહેલાં ૧૯૩૪માં તેઓ લખી ચૂકયા હતા.

૧૯૪૩માં 'તારસપ્તક'ના પ્રકાશન સાથે અજ્ઞેયની કવિતામાં અને હિન્દી કવિતામાં છેલ્લાં ત્રણ-ચાર વર્ષથી જે નવાં લક્ષણો અલપઝલપ સર્જાતી કવિતામાં દેખાતાં હતાં, તે સ્પષ્ટરૂપે ઝલાયાં. 'તાર-સપ્તક'ના સાત કવિઓમાંના એક કવિરૂપે જ નહિ, નવા કાવ્યઆંદોલનના એક કુશળ સંયોજકરૂપે પણ કવિ અજ્ઞેય બહાર આવ્યા.

તે વખતે હિન્દીમાં પ્રગતિવાદની બોલબાલા હતી. રોમાંટિક સૌન્દર્યશાસ્ત્રનું સ્થાન માર્ક્સીય સૌન્દર્ય-શાસ્ત્રે લીધું હતું. આ પ્રાગતિક કવિતાના ધસતા પ્રવાહ સામે 'તાર સપ્તક'ના કવિઓની કવિતાને ઝઝૂમવાનું હતું, અર્થાત્ આ નવ કવિતાને પ્રતિષ્ઠિત કરવાની હતી. અંગ્રેજી કવિતાના ક્ષેત્રમાં જે કામ એઝરા પાઉંડ અને એલિયટે કર્યું, હિન્દી કવિતાના ક્ષેત્રમાં એક રીતે અજ્ઞેયે કર્યું. એમણે નવી રીતિની કવિતા જ ન આપી, એ કવિતાનું આંદોલન પણ ચલાવ્યું, અને નવી કવિતાના આસ્વાદની રુચિ જાગ્રત કરી. 'તારસપ્તક'ના કવિઓએ પોતાની કવિતાઓને 'પ્રયોગ' તરીકે નમ્રભાવે (!) ગણાવી હતી, અને કશાક વિરોધના સૂર સાથે ગજાકમાં નામ મળી ગયું 'પ્રયોગવાદ,' પણ પછી એ જ નામ સાથે પ્રતિષ્ઠા જોડાઈ — તેમાં કવિ અજ્ઞેયનું કર્તૃત્વ ઓછું નથી. પ્રયોગવાદ એટલે અજ્ઞેય એવું સમી-કરણ મંડાતું.

આપણે એ ન ભૂલવું જોઈએ કે આ સપ્તકના એક કવિ અજ્ઞેય પોતે પણ છે. આ સમયની રચના-ઓમાં તેઓ પરંપરા અને પ્રયોગની સંયોગભૂમિ પર ઊભેલા જણાય છે. તારસપ્તકના કવિગત વક્તવ્યમાં એમને પોતા તરફથી મુખ્યત્વે ત્રણ વાતો કહી હતી. તેમાં એક હતી — 'ભાષાકી ક્રમશઃ સંકુચિત હોતી હુઈ સાર્થકતા કી કેંચુલ ફાડકર ઉસમેં નયા, અધિક વ્યાપક, અધિક સારગર્ભિત અર્થ' ભરવાની. (કવિ અજ્ઞેય પર એલિયટની ભાષાવિષયક અને કાવ્ય-વિષયક માન્યતાઓનો પ્રભાવ રહ્યો છે.) બીજી હતી વ્યક્તિની યૌનકુંઠાઓ વિષેની અને ત્રીજી હતી સંપ્રેષણ અર્થાત્ પ્રત્યાયનની. ભલે અજ્ઞેયની કવિતા પર દુર્બોધતાનો આરોપ મુકાતો હોય, તેઓ તો માને જ છે કે કવિની વાત ભાવકને પહોંચવી જ જોઈએ. કવિ તરીકે તેઓ ભાવકનો હમેશાં આદર કરતા રહ્યા છે.

અજ્ઞેયજીએ છાયાવાદની નિષ્પ્રાણ બનતી જતી કાવ્યભાષા, જે તેમની પોતાની કવિતામાં પણ આરં-ભમાં દેખાય છે તેને નવા સંસ્કાર આપ્યા. ફ્રૉઈડના સંદર્ભમાં કવિતા (અને કથાલાદિત્ય)ને મનોવૈજ્ઞાનિક દિશા આપી. એ ઉદાહરણ જોઈએ :

૧. વંચના હૈ ચાંદની સિત
ઝૂઠ વહ આકાશ કા નિરવધિ ગહન વિસ્તાર
શિશિર કી રાકા નિશા કી શાંતિ હૈ નિસ્સાર.
દૂર વહ સબ શાંતિ, વહ સિત ભવ્યતા, વહ
શૂન્ય કે અવલેપ કા પ્રસ્તાર—
ઈધર—કેવલ ઝલમલાતે
ચેતહર, દુર્ધર કુહાસેકી હલાહલ સ્નિગ્ધ મુઠ્ઠીમેં
સિહરતે સે, પંગુ, ટુંડે
નગ્ન, બુચ્ચે દઈ મારે પેડ...
નિકટતર ધસતી હુઈ છત, આડ મેં નિર્વેદ
મૂત્રસિંચિત મૃત્તિકા કે વૃત્તમેં
તીન ટાંગો પર ખડા નતગ્રીવ
ધૈર્યધન ગદહા...

(શિશિરકી રાકાનિશા)

૨. ઘિર ગયા નભ, ઉમડ આયે મેઘ કાલે
ભૂમિકે કમ્પિત ઉરોજોં પર ઝુકાસા
વિશદ, શ્વાસાહત, ચિરાતુર
છા ગયા ઈન્દ્ર કા નીલ વક્ષ
વજ્રસા, યદિ તડિત સે ઝુલસા હુઆસા
આહ મેરા શ્વાસ હૈ ઉતપ્ત
ધમનિયોંમેં ઉમડ આયી હૈ લહુ કી ધાર–
તુમ કહાઁ હો નારી !

પ્રથમ કાવ્યાંશમાં તત્સમ સાથે તદ્દ્ભવ અને ઠેઠ ભાષાનો વિલક્ષણ પ્રયોગ ભાષાને એક નવી તાકાત આપે છે. ઝાડનાં વિશેષણ જુઓ, અને ગધેડાનાં વિશેષણ જુઓ. ગધેડા માટે નતગ્રીવ, ધૈર્ય-ધન વિશેષણ એક વ્યંગ સાથે ભાષાની ઉર્જા પ્રગટાવે છે, કવિતામાં વર્ણન તો છે શિશિરની પૂર્ણિમાની રાત્રિનું. પણ કવિનો અભિગમ ઍન્ટિરોમાંટિક છે. હિન્દી કવિતામાં આધુનિકતાનો ઉન્મેષ અહીં પ્રકટતો જોઈએ છીએ. બીજા કાવ્યાંશમાં ફ્રોઈડના દર્શનથી પ્રભાવિત નારીચેતનાનું આલેખન છે. છાયાવાદનો ભાવનાત્મક પ્રેમ નહિ, શરીરનું આકર્ષણ અહીં છે. ડી. એચ. લોરેન્સની કવિતા પણ આ પ્રકારનાં કાવ્યોની પૃષ્ઠભૂમિમાં રહેલી છે. બંગાળી કવિતામાં આ સમયે બુદ્ધદેવ બસુ આ પ્રકારની રચનાઓ આપતા હતા. અજ્ઞેયજીની કવિતામાં આ સમયે ભાવુકતાનું સ્થાન બૌદ્ધિકતા લે છે. તે સાથે વિચારઘન કલ્પનોનો પ્રયોગ વધે છે. છંદ અનિયમિત થાય છે. ભાષા વધારે ને વધારે બોલચાલની છટા લઈને આવે છે. ટૂંકમાં આધુનિકતાનો સંસ્પર્શ હિન્દી કવિતાને થવા માંડે છે, હિન્દી કવિતાને નવો વળાંક મળે છે.

એક 'આધુનિક' કવિ તરીકે અજ્ઞેય પોતાના 'તાર સપ્તક'ના પ્રકાશન પછીના બે કાવ્યસંગ્રહો દ્વારા દૃઢ ભૂમિકા પર સ્થાપિત થાય છે. એ [illegible] સંગ્રહો છે. 'હરી ઘાસ પર ક્ષણ ભર' અ[illegible] 'બાવરા અહેરી' કલ્પનધર્મી અને પ્રતીકધર્મ[illegible] કવિતાનો અહીં પુરસ્કાર છે. (અજ્ઞેયે 'પ્રતીક' નામે સામયિક પણ ૧૯૪૫માં શરૂ કર્યું હતું. [illegible] પણ સૂચક છે.) ભાવબોધની આધુનિકતા સા[illegible] અહીં અપ્રસ્તુતવિધાનની આધુનિકતા પણ જોઈએ છીએ. પુરાણાં વપરાઈ વપરાઈને મૃત બનેલાં ગયેલ પ્રતીકો, ઉપમાનોને સ્થાને કવિ હવે અભિન[illegible] સાદૃશ્યો યોજે છે; એક કાવ્યમાં પ્રેમિકાને કહે છે :

અગર મૈં તુમકો
લલાતી સાઁઝ કે નભકી અકેલી તારિકા
અબ નહીં કહતા,
યા શરદ કી ભોરકી નીહાર ન્હાયી કુંઈ
ટટકી કલી ચંપેકી
વગૈરહ, તો
નહીં કારણ કિ મેરા હૃદય ઉથલા યા કિ સૂના હૈ
યા કિ મેરા પ્યાર મૈલા હૈ
બલ્કિ કેવલ સહી:
યે ઉપમાન મૈલે હો ગયે હૈં
દેવતા ઈન પ્રતીકોં કે કર ગયે હૈં કૂચ
કભી બાસન અધિક ઘિસનેસે મુલમ્મા છૂટ જાતા હૈ.

(કલગી બાજરે કી)

મૃત પ્રતીકોની કેવી સરસ વ્યાખ્યા ! પ્રિયતમા માટે એવાં પ્રતીક કેમ વપરાય? એટલે કવિને પ્રતીક સૂઝે છે — ઘાસનું, બાજરીની કલગીનું – બાજરિયાનું કેમકે સૃષ્ટિના વિસ્તારના ઐશ્વર્યનું –

કહીં સચ્ચા, કહીં પ્યારા
એક પ્રતીક
બિછલી ઘાસ હૈ,
યા શરદ કી સાંઝ કે સૂને ગગનકી પીઠિકા પ[illegible]
દોલતી કલગી અકેલી
બાજરે કી.

'હરી ઘાસ પર ક્ષણ ભર' સંગ્રહના શીર્ષક કાવ્યમાં આધુનિક સભ્યતાના વાતાવરણમાં સ્ત્રી–પુરુષના પ્રેમસંબંધોની વ્યાખ્યા કરવામાં આવી છે. વાક્લય પ્રમાણેની બોલચાલની ભાષા અહીં છે, નગરસંસ્કૃતિ, યંત્રસંસ્કૃતિ પ્રત્યે વ્યંગ પણ :

આઓ બૈઠો
ઇસી ઢાલકી
હરી ઘાસ પર.
માલી ચૌકીદારોં કા યહ સમય નહીં હૈ,
ઔર ઘાસ તો
અધુનાતન માનવ–મનકી ભાવના કી તરહ
સદા બિછી હૈ–હરી–ન્યૌતતી
કોઈ આકર રૌંદે,

કાવ્યરીતિમાં કોઈને એલિયટની પ્રુફ્રોકની પ્રેમગીતિનું સ્મરણ થાય — હું–તુંની રીતિનું.

કવિ અજ્ઞેય વ્યક્તિની વ્યક્તિમત્તામાં માને છે, પણ તે સાથે તેની સામાજિક સંપૃક્તિમાં પણ. 'નદી કે દ્વીપ' નામની કવિતામાં (એ નામની એમની પ્રસિદ્ધ નવલકથા પણ છે) દ્વીપ એ વ્યક્તિનું અને નદી એ સમાજનું પ્રતીક બનીને આવે છે, નદી દ્વીપને રચે છે, દ્વીપની અસ્મિતા નદી પર આધારિત છે. દ્વીપ નદીની સામે થવા જાય તો વહીને રેત થઈ જાય. એવું કે વ્યક્તિનું. એટલે કવિ કહે છે :

હમ નદી કે દ્વીપ હૈં.
હમ નહીં કહતે કિ હમકો છોડ કર સ્રોતસ્વિની બહ જાય.
વહ હમેં આકાર દેતી હૈ-
હમારે કોણ, ગલિયૉં, અંતરીપ, ઉભાર, સૈકત કૂલ,
સબ ગોલાઈયાં ઉસકી ગઢી હૈ.
માઁ હૈ વહ. હૈ, ઇસીસે હમ બને હૈં.

એ સંગ્રહની બીજી રચનામાં પણ વ્યક્તિ–સમષ્ટિના સંવાદની વાત કવિ દીપ અને પંક્તિ (હાર)ના પ્રતીકથી કહે છે, વ્યક્તિ દીપ જેવી છે, મત્ત. પણ એકલી શું કરે? એ શોભે ત્યારે જ્યારે પંક્તિમાં ગોઠવાય — (ત્યારે દીપાવલિ બને) :

યહ દીપ અકેલા સ્નેહભરા
હૈ ગર્વભરા મદમાતા, પર
ઇસકો ભી પંક્તિકો દેદો.

**(યહ દીપ અકેલા)**

'બાવરી અહેરી'—પાગલ શિકારી એ પ્રતીક છે સૂર્યનું, જે પોતાનાં કિરણોની જાળમાં સર્વ કંઈ લપેટી લે છે.

કલ્પન – પ્રતીકધર્મી કવિતાની સજગ સ્થાપના જાણે કે આ સંગ્રહોની **કાવ્યરચનાઓ** કરે છે.

'ઇન્દ્રધનુ રૌંદે હુએ યે' સંગ્રહનું શીર્ષક સૌંદર્યપ્રણાશ સૂચવે છે. નગરસંસ્કૃતિ જાણ્યે–અજાણ્યે સૌન્દર્યને ઉવેખે છે, વ્યક્તિને યંત્ર બનાવી દે છે એના વ્યક્તિત્વને ઉતારી નાખી સમૂહવ્યક્તિ બનાવી દે છે. આધુનિક હોવા છતાં આ કવિ રવીન્દ્રનાથની જેમ યંત્રસંસ્કૃતિનો, નગરસંસ્કૃતિનો સ્વીકાર કરી શક્યા નથી. કવિ માત્ર, એ કવિ હોવાને લીધે જ કદાચ એનો સ્વીકાર નહિ કરી શકતા હોય. એક બૉદલેર જેવાને માફ. નહિતર સ્પેનિશ લોર્કા હોય કે ઑસ્ટ્રિયન રિલ્કે કે ગુજરાતી નિરંજન ભગત.

'સાઁપ' અજ્ઞેયનું જાણીતું કાવ્ય છે. સાપની અન્યોક્તિ દ્વારા કવિ વીંધે તો છે આજના નગરવાસીને — તથાકથિત સભ્યસમાજના સભ્યને :

સાઁપ !
તુમ સભ્ય તો હુએ નહીં
નગરમેં બસના
ભી તુમ્હેં નહીં આયા.
એક બાત પૂછૂઁ — (ઉત્તર દોગે ?)
તબ કૈસે સીખા ડઁસના —
વિષ કહાઁ પાયા ?

એટલે કે જાણે સાપ ડંખ દેવાનું શીખે કે ઝેરી બને તો તે સભ્ય બનીને નગરમાં વસે પછી.

'વેસ્ટ લૅંડ' લખનાર કવિ એલિયટે જ્યારે 'ફોર ક્વાર્ટેટ્સ' આપ્યું ત્યારે ઘણા વિદગ્ધ વાચકો પણ નિરાશ થયા હતા. નિરાશ થવાનું કારણ એલિયટની આસ્થા–શ્રદ્ધાપ્રવણ દૃષ્ટિ. પણ સમાજોન્મુખ, બહિર્મુખ કવિની કવિતા જ ઘણી વાર તેને અંતર્મુખ કરતી હોય છે. કવિતા તો શોધ હોય છે કવિની. એટલે કોઈ ભર્તૃહરિની જેમ અમરફળની ઘટના બને તો જ શૃંગારશતક પછી વૈરાગ્યશતક રચાય એવું નથી. કવિતા જ ક્રમશઃ કવિને એવે માર્ગે લઈ જતી હોય છે. એનાં બીજ આરંભથી પડ્યાં હોય છે. લક્ષિત ભલે ન થયાં હોય. એલિયટમાં એ પડ્યાં હતાં. કવિ અજ્ઞેયમાં એ પડ્યાં હતાં. એલિયટ 'ફોર ક્વાર્ટેટ્સ' આપે છે, આપણા કવિ સુન્દરમ 'આ ધ્રુવપદ' રચે છે અને ઉમાશંકર 'પીછો.' અજ્ઞેયજી આપે છે 'અરી ઓ કરુણા પ્રભામય' અને 'આઁગન કે પાર દ્વાર'ની રચનાઓ. અહીં કવિને આપણે આધ્યાત્મિક ઉદીપાના માર્ગ પર જોઈએ છીએ.

'અરી ઓ કરુણા પ્રભામય'માં કરુણા શબ્દ ભગવાન બુદ્ધ ભણી ઇંગિત કરે છે. પણ બુદ્ધનો એ સંસ્પર્શ જેટલો ભારતીય નથી, તેટલો જાપાની છે. કવિને ઝેન બૌદ્ધમત ક્યાંક ઊંડે સ્પર્શી ગયો છે, બલ્કે અજ્ઞેયના વ્યક્તિત્વને ઝેન દૃષ્ટિ સહજ છે અહીં કવિએ જાપાની હાઈકુઓના અનુવાદ તો આપ્યા છે, પણ હાઈકુ સ્પિરિટની રચનાઓ પણ. ઝેન 'ગેટલેસ ગેટ'ની જેમ અહીં 'દ્વાર હીન દ્વાર' છે. ઝેન કથાઓની અવળવાણી જેવી રચનારીતિ જુઓ :

સ્વયં પથ ભટકા
ખોયા હુઆ શિશુ
જુગનુઓં કો પકડને દૌડતા હૈ
કિલકતા હૈ :
પા ગયા ! મૈં પા ગયા !

આ (મૂળે ભારતીય પણ પછી) જાપાની ઝેન–ચેતનાએ હિન્દી કવિતાને એક નવી સમૃદ્ધિ આપી.

આ આધ્યાત્મિકતા પરવર્તી રચનાઓમાં રહસ્યવાદની પરિભાષામાં પ્રકટ થાય છે, 'આઁગન કે પાર દ્વાર'ની રચનાઓમાં :

અરી ઓ આત્મા રી
કન્યા ભોલી ક્વાઁરી
મહાશૂન્ય કે સાથ ભાઁવરે તેરી રચી ગયી.
(અરી ઓ આત્મા રી)

આત્મા 'મહાશૂન્ય' સાથે લગ્નના ફેરા ફરે છે. આ 'મહાશૂન્ય' બૌદ્ધ સંજ્ઞા છે, જે પરમ સત્તાની સંકેતક છે. બૌદ્ધ મહાશૂન્ય 'મહામૌન' પણ છે અને કવિ આ રચનાઓમાં આ મહામૌનને સમર્પિત થવા ચાહે છે. વાણીની અંતિમ પરિણતિ આ મહામૌનમાં — મૌનમાં છે. સંગ્રહની એક અતિ પ્રસિદ્ધ રચના 'અસાધ્ય વીણા'ને અંતે કવિ કહે છે :

પ્રિય પાઠક
યોં મેરી વાણી ભી મૌન હુઈ.

પણ આ રચનાઓ પછી, અંતરમાં ઊંડી ડૂબકી લગાવી જાણે કવિ ફરીથી બહાર નજર કરે છે. પહેલાં પણ કવિની નજર બહાર હતી અને હવે પણ બહાર છે. પરંતુ એમાં હવે ઘણો મોટો ફેર પડી ગયો છે. પહેલાં જે અકળામણ કે આક્રોશ હતાં, તે હવે જાણે નથી, એક શાન્ત સમાહિતિનો ભાવ છે. ભાષા પ્રાંજલ બને છે. રવીન્દ્રનાથની જેમ અજ્ઞેયની ઉત્તર કવિતા પણ 'છેડેછિ તાર સકલ અલંકાર'. કવિ હવે 'સપાટબયાની' કરવામાં ખમચાતા નથી ક્યાંક સીધું કથન, નર્યું કથન પણ કવિતા બનીને આવે છે. પણ અજ્ઞેય તેમ છતાં, હમેશાં સજગ શિલ્પી રહ્યા છે. એ કવિતાને ઘડવામાં, જડવામાં માને છે.

૧૯૬૭માં પ્રકટ થાય છે '**કિતની નાવોં મેં કિતની બાર**' (આ સંગ્રહ ૧૯૭૮ ના વર્ષનો જ્ઞાનપીઠ પુરસ્કાર જીતી જાય છે — ૧૯૬૧ થી ૧૯૭૦ ના વર્ષ દરમ્યાન પ્રકટ થયેલી ભારતીય રચનાઓમાં મુર્ધન્ય નક્કી થઈને.) શીર્ષક કાવ્યમાં કવિએ સત્ય અને તથ્યને કથ્ય બનાવ્યું છે — પણ કેવું કલ્પનરસિત! કવિએ જહાજ અને નાવના કલ્પન લીધાં છે.

'તથ્ય' જ્યારે આપણી રાગાત્મક અનુભૂતિમાંથી ગુજરે છે ત્યારે 'સત્ય' બને છે. કવિ આ સત્યની શોધમાં હોય છે, બહાર જે તથ્યાત્મક વાસ્તવિકતા છે તેની નહિ. જો કે આ બાહ્ય તથ્યાત્મક વાસ્તવિકતા કવિને ઝગમગતા જહાજો દ્વારા ખેંચી જતી હોય છે, જે છેવટે તેને ખિન્ન, વિકલ સંત્રસ્ત કરે છે. કવિને તો રાગસત્ય જોઈએ, પોતાની અસ્મિતાથી રસિત, પોતાનો જ અંશ — અને એ માટે કવિએ કેટકેટલી નાવોમાં કેટકેટલીવાર એ સત્ય ભણી — એ લઘુ જ્યોતિ ભણી યાત્રા કરી છે; એ સત્ય હજી પરખાયું નથી અને એટલે જ કેટલીય નાવોમાં કેટલીયવાર આ યાત્રાઃ

કિતની દૂરિયોંસે કિતની બાર
કિતની ડગમગ નાવોંમેં બૈઠકર
મૈં તુમ્હારી ઓર આયા હૂઁ
ઓ મેરી છોટી સી જ્યોતિ!
કભી કુહાસે મેં તુમ્હેં ન દેખતા ભી
પહચાનતા હુઆ તુમ્હારા હી પ્રભામંડલ.
કિતની બાર મૈં,
ધીર, આશ્વસ્ત, અક્લાન્ત–
ઓ મેરે અનબુઝે સત્ય! કિતની બાર

('**કિતની નાવોં મેં કિતની બાર**')

આ સંગ્રહમાં કવિની ફરી એક વાર મનુષ્ય માટેની ઊંડી પ્રીતિનાં, સંવેદનાનાં દર્શન થાય છે. કવિ મનુષ્યને કહે છે, મનુષ્યને પોતાના 'ભાઈને' કહે છે:

તુમ્હેં નહીં તો કિસે ઔર
મૈં હૂઁ
અપને કો?

('**તુમ્હેં નહીં તો કિસે ઔર**')

એમ તો અજ્ઞેયની કવિતામાં પ્રેમ અને પ્રકૃતિ મુખ્ય વિષય રહ્યા છે. પ્રેમકવિતાથી તેમની કવિતા યાત્રાનો આરંભ થયો હતો. મુગ્ધપ્રેમ, વિદગ્ધપ્રેમ, સ્થિરદ્યુતિ પ્રેમ—પ્રેમનાં અનેક રૂપ પ્રકટયાં છે. તેમની ઉત્તર કવિતામાં પણ પ્રેમની હૃદ્ય રચનાઓ છે, પ્રેમની વ્યથાની આ અભિવ્યક્તિ 'સાગર મુદ્રા'ની એક કવિતામાં:

તુમ ક્યા જાનો
કિતની લંબી હોતી હૈ રાત
અકેલી
    સિસકી ભી!

અનલંકૃત — પણ કવિતા. પણ આ સમયની રચનાઓમાં જે બે મુખ્ય કલ્પન, કહો કે પ્રતીક (કલ્પન વારે વારે વપરાઈને તો પ્રતીક બની જતું હોય છે) આવે છે. સાગર અને પર્વત. 'સાગર-મુદ્રા'માં સમુદ્રને કેન્દ્રમાં રાખીને અને 'પહલે મૈં સન્નાટા બૂનતા હૂઁ' સંગ્રહમાં 'નન્દા દેવી'ને કેન્દ્રમાં રાખીને કેટલીક ઉત્તમ રચનાઓ થઈ છે. આ રચના-ઓમાં એક અધ્યાત્મની સહજ મુદ્રા છે. કદાચ કવિનો આ સહજયાન છે. કવિને માટે સાગર પ્રેમ અને મરણનું અદ્વૈત સાધનાર છે.

કવિની ચેતનામાં રાત્રે સાગર રમે છે, સવારે નન્દા ઝૂમે છે, બલ્કે કવિની ચેતનામાં કવિ નહિ, સાગર જ છે. કવિ ખોવાઈ જાય છે. સાગર જ ઊપડતો રહે છે, આખી રાત. અને સવારે કવિની ચેતનામાં નંદા જ નંદા છે. બંનેની યુગપત્ સંસ્થિતિ છે. સાગર અને નંદા કવિની આધ્યાત્મિક ઉદ્દીશાનાં બે આરાધ્ય રૂપ જાણે !

રવીન્દ્રનાથ ઠાકુરે 'ભાનુસિંહેર પદાવલિ' કોઈ મધ્યકાલીન વૈષ્ણવ કવિની રચના છે, એ રીતે પ્રકટ કરી હતી. એવી જ ભાષા એવી જ ભંગિમા. કવિ વૈષ્ણવ કવિની આખી ધગક ઉતારી શકયા હતા. લોકોએ સાચે જ માન્યું કોઈ ભાનુસિંહ નામના મધ્યકાલીન વૈષ્ણવ કવિની એ કવિતાઓ. અજ્ઞેયે 'સાગરમુદ્રા'માં 'દ્લેસ સે એક નાવ' ખંડમાં કેટલાંક ગ્રીક કાવ્યોના અનુવાદ છે એવી વાત પ્રસ્તાવનામાં એક કાલ્પનિક ભ્રમણકથા ઉપજાવી કાઢી જોડી છે. પણ એ ગ્રીક રચનાઓનો અનુવાદ નથી. ગ્રીક વાઙ્મયની ચેતના સાથે કવિ અજ્ઞેયની સર્જકચેતનાની તાદાત્મ્યતાથી ઊપજેલી મૌલિક રચ-નાઓ છે. કવિ અજ્ઞેયની સર્જકતાનો આ એક નવો ઉન્મેષ છે.

તો છેલ્લા સંગ્રહ 'મહાવૃક્ષ કે નીચે'માં વળી જર્મન પરિવેશ છે. મહાવૃક્ષનો જે સંદર્ભ છે, તે જર્મનીમાં આવેલ પુરાણાં વનો 'ઓડ્ડેન વાલ્ડ'નાં વૃક્ષનો છે. સંગ્રહની અનેક રચનાઓમાં જર્મન પરિદૃશ્ય છે. જર્મન કવિઓના સંદર્ભ છે. આ સર્જક કવિની ચેતના ત્યાંના પ્રાકૃતિક, સાંસ્કૃતિક, સાહિત્યિક પરિવેશમાં જુદી જ રીતે મહોરી છે. પણ આ રચના ઉપરાંત સંગ્રહમાં કટોકટીના કાળની કેટલીક રચનાઓ છે. 'આતંક', 'બૌદ્ધિક બુલાયે ગયે' વગેરે. એ રચનાઓમાં એક ઠંડો પણ દૃઢ પ્રતિકાર જોવા મળે છે. કવિના સમગ્ર ઉત્તરસર્જનમાં એક પ્રકારનું ખુલ્લાપણું (ખુલાપન) છે. જાણે આગ્રહો, પ્રતિબદ્ધતાના તનાવો અહીં નથી. પોતાની સર્જક ચેતનાને ખુલ્લી, મુક્ત કરી દીધી છે, એક કાવ્યમાં જેમ કહે છે :

ખોલ દો નાવ
ચુપચાપ
જિધર બહતી હૈ
બહને દો

* *

અજ્ઞેયની કવિતા સમયની ફેશન સાથે નહિ, કવિની આંતરયાત્રા સાથે ચાલી છે, અને છતાં આપણે જોઈએ છીએ કે એક તીવ્ર સમયબોધ તેમની રચનાઓમાં અનુસ્યૂત છે. હિન્દી નયી કવિતાને તેમણે દોરી હતી, આજે હિન્દી કવિતા એક જુદા જ મુહા-વરામાં લખાય છે અને અકવિતા, વિદ્રોહી કવિતા, પછી ભૂખી પીઢી, કબીર પીઢી વગેરે કવિ પેઢીઓથી ઓળખાય છે. આજનો કોઈ કવિ અજ્ઞેયના રચના સંભાર પ્રત્યે વિમુખ પણ જોવા મળે, જેમ અજ્ઞેયના કેટલાક સમકાલીનો પણ હતા. પણ હિન્દી કવિતા માટે, આજની હિન્દી કવિતા માટેય અજ્ઞેય એ

અનિવાર્ય નામ છે. હિન્દી કવિતા આજે જ્યાં પહોંચી છે, તેનું ત્યાં પહોંચવું; તેનું જે રૂપ છે, તેનું તે રૂપ હોવું — તેમાં અજ્ઞેયના કૃતિત્વનો મહત્ત્વપૂર્ણ યોગ છે.

હેલન ગાર્ડનરે એલિયટની કવિતાની વિવેચના કરતી વખતે પ્રૌઢ કવિની વ્યાખ્યા કરતાં એમ કહ્યું હતું કે સર્જનની વિપુલતા પણ તેનું એક લક્ષણ હોય છે. આવો કવિ અનેક કાવ્યરૂપોનો ઉપયોગ કરે છે અને તેની કવિતામાં ગમે તેટલી વૈયક્તિકતા હોય તેમ છતાં માનવીય સંવેદનનાં મહત્ત્વનાં પાસાં તેમાં પ્રકટતાં હોય છે. પરંતુ એક પ્રૌઢ કવિની સૌથી મોટી શક્તિ તેની ભાષિક સર્જનાત્મકતામાં પણ રહેલી છે. ભાષિક સર્જનાત્મકતા તેને ભાષાની એક નવી ઇમારત, એક નવા લય તરફ લઈ જાય છે. આવો કવિ પોતાના સમયની કવિતા, કાવ્યભાષા અને વાક્લયને અભિનવ સંજીવની આપતો હોય છે

અજ્ઞેય આ બધા અર્થમાં હિન્દી કવિતાને નવી દિશા, નવી સંજીવની આપનાર પ્રૌઢ કવિ છે. કવિતાના તેર જેટલા સંગ્રહોમાં અનેક કાવ્યરૂપોનો પ્રયોગ છે, અલબત્ત ઊર્મિકવિતાનાં. ઉપરાંત 'ઉત્તર પ્રિયદર્શી' જેવું પદ્યનાટક પણ રચ્યું છે. વિદેશી કાવ્યરૂપોના તેમના પ્રયોગો પણ ધ્યાનપાત્ર છે. હિન્દી કવિતાને, સમગ્ર સાહિત્યને અજ્ઞેયે આધુનિકતાની અભિવ્યક્તિને અનુરૂપ હિન્દી ભાષાની નવી ઈમારત ઘડી છે. ભાષાના ઠેઠ અને તદ્ભવ રૂપને ખીલવ્યું—તેને તત્સમ સાથે જોડી એક નવી ભાષિક ઊર્જા જન્માવી છે. ભાષા અજ્ઞેયની કવિ-કર્મની સૌથી મોટી નિસ્બત છે. ગયા વર્ષે 'નક્ષત્ર' ટ્રસ્ટના ઉદ્ઘાટન વખતે અમદાવાદને આંગણે તેમણે કહ્યું હતું : 'મૈં હરરોજ ઉઠ કર ભાષા કો નયે સિરે સે સીખતા હૂઁ' એ તેમની રચનાઓ જોતાં મનાય તેવી વાત છે.

અજ્ઞેયની કવિતામાં આધુનિકીકરણની જે પ્રક્રિયા છે, તેને ઘણીય વાર પશ્ચિમીકરણ માનીને તેની નિંદા કરવામાં આવી છે. 'હિન્દીમાં લખાયેલી અંગ્રેજી કવિતા' એવું પણ તેમની કવિતા માટે કહેવાયું છે. તેમની કવિતા પર પાશ્ચાત્ય પ્રભાવ છે, પણ આ પ્રભાવે અંતતોગત્વા તેમની ભારતીયતાને જ ઉપલાવી છે. વાસ્તવમાં અજ્ઞેયે કહ્યું છે તેમ આધુનિકતાને ભારતીયતા વચ્ચે કોઈ વિરોધ નથી. અજ્ઞેયની કવિતા તેની સાક્ષી છે. આ ભારતીયતા સીમિત સંકુચિત નથી, વૈશ્વિકતાથી તે અનુપ્રાણિત છે.

સંક્ષેપમાં એમ કહી શકાય કે અજ્ઞેય વૈશ્વિક ધરાતલ પરથી હિન્દીમાં લખનાર એક ભારતીય સર્જક છે. તેમની સર્જકચેતના આજે પણ સક્રિય છે, સિસૃક્ષા એટલી જ પ્રબલ છે. કવિતા ઉપરાંત સાહિત્યનાં અનેક સ્વરૂપોમાં મહત્ત્વપૂર્ણ અને વિપુલ માત્રામાં સર્જન કરનાર આ કવિ કહે છે :

અબ ભી યહી સચ હૈ
કિ અભી એક ગીત મુઝે ઔર લિખના હૈ.

કવિની કાવ્યયાત્રાને કોઈ અંત નથી. આંગણ પાર કરીને દ્વાર પર પહોંચ્યા પછી તે દ્વારમાંથી દેખાય છે વળી બીજું આંગણ અને એ આંગણની પાર વળી દ્વાર અને એ દ્વારની પાર વળી આંગણ...

# પરિચય

શ્રી **'સારસ્વત'** (પ્રતાપસિંહ હરિસિંહ રાઠોડ)નો જન્મ ૧૯૪૨ના જૂનની પહેલી તારીખે થયો છે. એમણે એમ. એ., બી. એડ. સુધીનો અભ્યાસ કર્યો છે, અને હાલ પ્રાંતિજ તાલુકામાં સીતવાડામાં તાજપુર વિભાગીય સાર્વજનિક ઉ. મા. શાળામાં મદદનીશ શિક્ષક તરીકે વ્યાવસાયિક કામગીરી બજાવે છે. વિવિધ સામયિકોમાં એમનાં કાવ્યો ઉપરાંત વાર્તાઓ અને એકાંકીઓ પ્રકટ થયાં છે. શિક્ષણ સાથે સાથે તેમને રાજકારણ અને સમાજસેવામાં પણ સક્રિય રસ છે. સંગીતમાં સ્વરકાર, શબ્દકાર અને ગાયક તરીકેની પ્રવૃત્તિ પણ તેઓ કરે છે.

(મુ. પો. સીતવાડા, તા. પ્રાંતિજ, જિ. બનાસકાંઠા)

શ્રી **અરવિંદ ભટ્ટનું** વતન કોડિનાર છે. એમનો જન્મ ઈ. સ. ૧૯૫૨માં થયો છે. આમ તો તેઓ વાણિજ્યના સ્નાતક છે અને સ્ટેટ બૅન્ક ઑવ ઇન્ડિયામાં સેવાઓ આપે છે, પરંતુ કાવ્યસર્જનમાં પણ તેમને ઊંડો રસ છે. ગુજરાતના પ્રતિષ્ઠિત સામયિકોમાં તેમની રચનાઓ પ્રસિદ્ધ થતી રહે છે.

(ડુબાણીઆ પરા, અમરેલી)

શ્રી **મહેશ (નાનાલાલ) શાહ** જૂનાગઢ જિલ્લાના ઉના ગામના વતની છે અને ૧૯૪૭ના એપ્રિલની બીજી તારીખે મુંબઈમાં એમનો જન્મ થયો છે. મુંબઈ યુનિવર્સિટીની બી. એ.ની પરીક્ષામાં ગુજરાતી વિષયમાં સોમાણી કૉલેજ તરફથી દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી શિષ્યવૃત્તિ મેળવી હાલ તેઓ એમ. એ.નો અભ્યાસ કરે છે. ઈ. સ. ૧૯૬૭થી એમણે કાવ્યલેખનનો આરંભ કર્યો છે. કાવ્યો ઉપરાંત એમણે વાર્તાઓ પણ લખી છે. એમની સવિશેષ રુચિ કવિતા ઉપરાંત અધ્યાત્મ, સંગીત, નૃત્ય અને નાટ્યમાં પણ છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી 'સમર્પણ' પાક્ષિકના સંપાદન વિભાગમાં કામ કરે છે અને હાલ તેના સહાયક તરીકેની કામગીરી બજાવે છે.

(જોશીવાડી, મહાત્મા ગાંધી ક્રૉસ રોડ નં. ૩, કાંદિવલી (પશ્ચિમ), મુંબઈ–૪૦૦ ૦૬૭)

# કવિતાવૃત્ત

* શ્રી હરીન્દ્ર દવેના કાવ્યસંગ્રહ 'હયાતી'ને આ વર્ષનો સાહિત્ય અકાદમી પુરસ્કાર મળ્યો છે.
* સ્વ. જગદીશ જોષીના કાવ્યસંગ્રહ 'વમળનાં વન'ને ગુજરાતી સાહિત્ય પરિષદનું 'ઉમા–સ્નેહરશ્મિ' પારિતોષિક એનાયત થયું છે.
* સંગીતભવન ટ્રસ્ટ મુંબઈ દ્વારા સ્વ. કવિઓ મણિલાલ દેસાઈ, રાવજી પટેલ, પ્રિયકાન્ત મણિયાર અને જગદીશ જોષીની રચનાઓના ગાનનો શ્રી અજિત શેઠ આયોજિત કાર્યક્રમ ફેબ્રુઆરી ૭ ૧૯૭૯ના રોજ ભારતીય વિદ્યાભવન મુંબઈ ખાતે ઉજવાયો હતો. સદ્‌ગતોને અપાએલી કાવ્યાંજલિઓનું પઠન પણ આ કાર્યક્રમમાં થયું હતું.
* સદ્‌ગત પ્રિયકાન્ત મણિયારના બે નિધનોત્તર કાવ્યસંગ્રહો 'વ્યોમલિપિ' અને 'લીલેરો ઢાળ' આર. આર. શેઠની કંપની તરફથી કવિની પુણ્યતિથિ ૨૪મી જાન્યુઆરીએ પ્રકટ કરવામાં આવ્યા છે. સંભવ છે કે હજુ પણ પ્રિયકાન્ત મણિયારની રચનાઓ સામયિકોમાં પ્રકટ થઈ હોય અને તાજેતરમાં પ્રકટ થયેલા બે સંગ્રહોમાં એ જોવા ન મળતી હોય તો જેમને જેમને એવી અગ્રંથસ્થ રચનાની માહિતી મળે તેમણે તે તંત્રી 'કવિલોક'ને પહોંચાડવા વિનંતી છે. સદ્‌ગત કવિની અગ્રંથસ્થ અને અપ્રકટ કાવ્યકૃતિ પણ જો કોઈની પાસે પડી હોય તો તેની માહિતી પહોંચાડવા પણ વિનંતી છે.

## સાભાર સ્વીકાર

**વેનીશન બ્લાઈન્ડ** – જયા મહેતાનાં ૬૦ કાવ્યોનો પ્રથમ સંગ્રહ (વિક્રેતા : વોરા ઍન્ડ કંપની, ગાંધી માર્ગ, અમદાવાદ–૧, કાચું પૂઠું, પૃ ૬૪, રૂ. ૧૦)

**પરિશેષ** – યશવન્ત ત્રિવેદીનાં કાવ્યોનું પ્રમોદકુમાર પટેલે કરેલું સંપાદન. (વિક્રેતા : આર. આર. શેઠની કં., ગાંધીમાર્ગ, અમદાવાદ–૧, કાચું પૂઠું, પૃ. ૧૫૬, રૂ. ૧૫)

**નગર વસે છે** – ગાંધીનગરમાં વસતા ૧૯ અગ્રંથસ્થ કવિઓની રચનાઓનું હરિકૃષ્ણ પાઠકે કરેલું સંપાદન. (પ્રકા. : આદર્શ પ્રકાશન, ૨૪૯૮/૧, રાયખડ રોડ, અમદાવાદ–૧, કાચું પૂઠું, પૃ. ૮૦, રૂ. ૭–૫૦)

**મારે કોઈ નામ આપવું બાકી છે** – પ્રબોધ ર. જોશીની વૈવિધ્યસભર ૪૨ રચનાઓનો પ્રથમ કાવ્યસંગ્રહ. (કુમકુમ પ્રકાશન, મામુનાયકની પોળ સામે, ગાંધી માર્ગ, અમદાવાદ–૧, કાચું પૂઠું, પૃ. ૫૬. રૂ. ૫)

**આ નસોમાં વહેતું ક્યાંક અટકી ગયું છે રણ** – રમેશ શિમ્પી 'મધુકર'નાં કાવ્યોનો પ્રથમ સંગ્રહ. (વિક્રેતા : નવોદિત લેખક સહકારી પ્રકાશન, જળોવાળી પોળ સામે, રાયપુર ચકલા, અમદાવાદ–૧, કાચું પૂઠું, પૃ. ૬૮, રૂ. ૫)

**શ્વાસ ભીતરથી ફોરે** – મફત ઓઝાની ૨૩ ગીતરચનાઓનો સંગ્રહ. (પ્રકા. : આદર્શ પ્રકાશન, કાચું પૂઠું, પૃ. ૩૨, રૂ. ૬–૨૫)

# યુવાશક્તિના વિકાસ માટે રમત ગમત પ્રવૃત્તિઓને પ્રોત્સાહન



યુવાનો પર રાષ્ટ્રની આત્મનિર્ભરતાનો આધાર રહેલો છે. યુવાનપેઢીમાં રહેલાં શક્તિ અને કૌશલ્યને યોગ્ય અભિગમ આપવા ગુજરાતમાં રમતગમત તેમજ યુવા-કલ્યાણના વિવિધ કાર્યક્રમો પરંપરાગત શિક્ષણ ઉપરાંત અમલમાં છે.



● ગ્રામ તથા રાજ્યકક્ષાના વિવિધ રમતગમત મંડળોની પ્રવૃત્તિને વેગ આપવા અનુદાન આપવામાં આવે છે. નગર અને શહેરોમાં મેદાનો તૈયાર કરવાની મહત્ત્વાકાંક્ષી યોજના અમલમાં છે. રાષ્ટ્ર અને રાજ્યકક્ષાની સ્પર્ધાઓમાં મહત્ત્વનાં સ્થાન પ્રાપ્ત કરતા ખેલાડીઓને શિષ્યવૃત્તિઓ આપવા ઉપરાંત શ્રેષ્ઠ ખેલાડીઓને 'સરદાર પટેલ' એવોર્ડ આપવામાં આવે છે.

● આશાસ્પદ ખેલાડીઓને તાલીમ આપવા માટે શિબિરો યોજવામાં આવે છે અને વિશેષ અભ્યાસાર્થે શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે. ગાંધીનગરમાં પ્રાદેશિક તાલીમ કેન્દ્ર, દેવગઢબારીઆ અને વડોદરામાં પેટા કેન્દ્રો અને પોરબંદરમાં દિલિપ ક્રિકેટ સ્કૂલની સ્થાપના કરવામાં આવી છે.

● પર્વતારોહણ ક્ષેત્રે ગુજરાતની વિશિષ્ટ સિદ્ધિઓની આંતરરાષ્ટ્રીય ખ્યાતિ છે. માઉન્ટ આબુ ખાતેની પર્વતારોહણ સંસ્થા દ્વારા ગુજરાતનાં યુવક-યુવતીઓને તાલીમ આપવામાં આવે છે.

● સમુદ્ર અને નદીઓમાં રાષ્ટ્રીય તેમજ રાજ્યકક્ષાની તરણ તથા હોડી સ્પર્ધાઓ યોજવામાં આવે છે. સાયકલ તથા દોડ સ્પર્ધાનું પણ આયોજન કરવામાં આવે છે. પ્રતિવર્ષ શાળા-મહાશાળાઓના વિદ્યાર્થીઓ સહિતના ખેલાડીઓ માટે રમતોત્સવ યોજવામાં આવે છે.

● મા... નિયામક, ગુજરાત સરકાર દ્વારા પ્રકાશિત ●

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર
વસંત · વિ. સં. ૨૦૩૫ · માર્ચ-એપ્રિલ ૧૯૭૯
સળંગ અંક ૧૨૯ · દ્વિજ અંક ૫૬

# કવિલોક

તંત્રી · ધીરુ પરીખ

સંસ્થાપક · રાજેન્દ્ર શાહ



ફોટો · જગન મહેતા

કિશોરસિંહ સોલંકી





કરસનદાસ માણેક
જન્મ: ૧૯૦૧ • નવેમ્બર ૨૭
નિધન: ૧૯૭૮ • જાન્યુઆરી ૯



કિશોર મોદી



પ્રફુલ્લ પંડયા

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · વસંત–૨૦૩૫ · સળંગ અંક ૧૨૮ · દ્વિજ અંક ૫૫
માર્ચ–એપ્રિલ ૧૯૭૯
તંત્રી · ધીરુ પરીખ

કાવ્યો



શિશુકાવ્યો



અનુવાદ



લેખો



કરસનદાસ માણેકના હસ્તાક્ષર
'કવિતા'ના સૌજન્યથી

સલાહકાર મંડળ
રાજેન્દ્ર શાહ · બચુભાઈ રાવત · નિરંજન ભગત

લવાજમ મોકલવાનાં સ્થળ: (૧) C/o કુમાર કાર્યાલય લિમિ. રાયપુર અમદાવાદ-૧. (૨) વિજય સ્ટોર્સ ૬૨, કલ્યાણભવન, રિલીફ-રોડ, અમદાવાદ-૧, યા સ્ટેશનરોડ, આણંદ. (૩) ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસસ્ટ્રીટ મુંબાઈ ૨

'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ ઑક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે. દેશમાં વાર્ષિક રૂ. ૧૨, પરદેશમાં રૂ. ૨૫ યા પા. ૨; અમેરિકામાં રૂ. ૪૦ યા ડૉ. ૫; છૂટક નકલ રૂ. ૨-૫૦

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ-૧

વસંત • વિ. સં. ૨૦૩૫ **કવિલોક** માર્ચ-એપ્રિલ ૧૯૭૯

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## કાવ્ય અને ગેયતા

...કાવ્ય બનવા માટે ગેય હોવું અનિવાર્ય નથી, કાવ્યત્વ સ્વનિર્ભર હોય છે, સંગીતનિર્ભર નહીં—જેમ સંગીત સ્વરનિર્ભર હોય છે, શબ્દનિર્ભર નહીં, પણ આ વાત સ્વીકારવાથી કવિતાના સંગીતનો—ગેયત્વનો પ્રશ્ન પતી નથી જતો. ચર્ચવાનો મૂળભૂત મુદ્દો એ છે કે જે ગીતો કાવ્ય પણ હોય—એટલે કે જેમને આપણે ગેય કાવ્યો કહીએ, તેમાં ગેયતા કશા કામની કે નહીં? ગેય કાવ્યમાં ગેયતાને (૧) કાં તો વિઘાતક ગણી શકાય, (૨) કાં તો આગંતુક કે ફાલતું ગણી શકાય, (૩) કાં તો સમર્પક કે પોષક ગણી શકાય. અમુક ગેય કૃતિ કાવ્ય છે એમ કહ્યા પછી બીજો અને ત્રીજો વિકલ્પ જ વિચારવો રહ્યો. હવે જો ગેયતા આગંતુક હોય તો તે દોષરૂપ બને...ઠાકોરે સાચા સંગીતકાવ્યની એવી વ્યાખ્યા આપી છે કે જેમાં સંગીતમાધુર્યના આરોહ–અવરોહનો અને કવિતામાધુર્યના આરોહ–અવરોહનો સુસંયોગ બની આવ્યો હોય તે સંગીતકાવ્ય, અને તે સાથે તેમણે યોગ્ય જ કહ્યું છે કે આ સંગીતકાવ્યમાં કાવ્યત્વનો મૂળ આધાર અર્થભાવનો આરોહ-અવરોહ છે, નહીં કે સંગીતનો આરોહ-અવરોહ; પણ સાચા ગેયકાવ્યમાં અર્થભાવનો અને ગેયતાનો 'સુસંયોગ' હોય એમ જ્યારે આપણે કહીએ ત્યારે આપણે 'સુસંયોગ'નો શો અર્થ કરીએ છીએ? જ્યાં આવો 'સુસંયોગ' હોય ત્યાં કાવ્યને અગેય ગણીને આસ્વાદવામાં તેના કાવ્યત્વને હાનિ થયા વિના રહેશે? ગેયતા આગંતુક ન હોઈ શકે, તે આપણે ઉપર જોયું, અને જ્યાં તેનો અર્થભાવ સાથે ઉચિત સંયોગ હોય ત્યાં તે કાવ્યનું એક અવિભાજ્ય અંગ હોવાની. તેને અવગણવા જતાં કાવ્ય પામી જ ન શકાય. ગેયતા સાર્વત્રિક રીતે કાવ્ય માટે અનિવાર્ય નથી જ, પણ ગેય કાવ્યના ભાવન માટે તેના સંગીતનું ગ્રહણ અનિવાર્ય છે.

હરિવલ્લભ ભાયાણી

('કાવ્યનું સંવેદન'માંથી)

# કવિતાની ભાષા

ધીરુ પરીખ

પ્રત્યેક કલાના સર્જનમાં એના માધ્યમનો મહિમા સર્જક-ભાવક ઉભય પક્ષે સર્વસ્વીકૃત છે. સાહિત્યના માધ્યમ તરીકે એટલે કે ઉપાદાન તરીકે આવતો શબ્દ સૂક્ષ્મ હોઈ એના સર્જક પાસેથી વધુ માવજતની અપેક્ષા રહે છે. સાહિત્યમાં પ્રયોજાતો આ શબ્દ અસલ તો માનવ-માનવ વચ્ચેના વ્યવહાર-સારલ્યની શોધ છે. પણ ધીમે ધીમે સ્થૂળ વ્યવહારમાંથી ઊંચકાઈ આ શબ્દ સૂક્ષ્મ વ્યવહારની ભૂમિકાએ પ્રયોજાતાં વ્યંગ્ય-વ્યંજકભાવની ભૂમિકાએ કલાનિર્મિતિ પામ્યો. આમ, કલાલક્ષી શબ્દવ્યવહાર સાહિત્ય સંજ્ઞા પામ્યો ત્યારે વ્યવહારભાષા સાહિત્યભાષામાં એક પ્રકારનો વિકાસ સાધી રહી.

વ્યાપક અર્થમાં સાહિત્યમાં પ્રયોજાતો શબ્દ તદ્‌વિદોની ચર્ચાનો વિષય બન્યો. પણ સાહિત્યનાં સર્વ ક્ષેત્રોમાં કવિતાનું ક્ષેત્ર દુરારાધ્ય રહ્યું છે અને તેથી જ કદાચ સામાન્ય તેમ જ વિશેષ જન માટે તે અતિ માનભર્યા સ્થાને ઠર્યું છે. કોઈપણ પ્રજામાં કોઈપણ કાળે આથી જ કવિતાએ અને એ નાતે કવિએ મોખરાનું સ્થાન ભોગવ્યું છે અને ભોગવે છે. પણ એને એ સ્થાને પહોંચાડનાર છે એણે પ્રયોજેલો શબ્દ. આ શબ્દનું જ કવિતામાં ગૌરવ છે. અને ત્યાં જ 'કવિતાની ભાષા'નો પ્રશ્ન આવીને ઊભો રહે છે. કવિતાની ભાષા જેવું કંઈ ખરું? આ પ્રશ્ન સાથે જ સાહિત્યનાં અન્ય સ્વરૂપોની ભાષાના પ્રશ્નો—જેમકે નવલકથાની ભાષા, નાટકની ભાષા, વારતાની ભાષા આદિ—ધસારો કરી રહે છે. પણ એ સૌમાં ધ્યાનાર્હ બની રહે છે 'કવિતાની ભાષા'નો પ્રશ્ન. અને પુનઃ પૂછી બેસાય છે: કવિતાની ભાષા જેવું કંઈ ખરું? ના અને હા બન્નેમાં આનો જવાબ આપી શકાય તેમ છે. ના એટલા માટે કે કવિ જે શબ્દો પ્રયોજે છે તે પોતાની માતૃભાષાના શબ્દભંડોળમાંથી તો ક્યારેક માતૃભાષામાં એકરૂપ થઈ ગયા હોય તેવા પરભાષાના કે માતૃભાષામાં એકરૂપ થવા મથતા પરભાષાના શબ્દભંડોળમાંથી ઉપાડે છે. ક્યારેક એના પ્રયોગમાં થોડા ફેરફારો પણ કરી લેતો હોય છે. આ દૃષ્ટિએ, એટલે કે અભિધાની કક્ષાએ, કવિ પોતાની પ્રજાના શબ્દભંડોળને આધારે જ આગળ ચાલે છે. આમ, કવિતામાં પ્રયોજાયેલો શબ્દ વારતા, નવલકથા, નાટક, ચરિત્ર આદિમાં પણ જોવા મળે છે. અને એટલે જ પૂર્વોક્ત પ્રશ્નનો જવાબ 'ના'માં આપવાની શકયતા ઊભી થાય છે. પ્રસ્તુત પ્રશ્નનો જવાબ 'હા'માં એટલા માટે આપી શકાય તેમ છે કે કોઈપણ એક સમયગાળાની એક ભાષાની કાવ્યપ્રવૃત્તિ જોતાં એનું શબ્દભંડોળ અલગ તારવી શકાશે. એવી જ રીતે કોઈપણ એક કવિની કાવ્યપ્રવૃત્તિને તપાસતાં એનું પણ આગવું શબ્દભંડોળ તારવી શકાશે, અને કાળસાપેક્ષ કે કવિસાપેક્ષ શબ્દભંડોળને તે કાળની કે તે કવિની કવિતાની ભાષા કહેવાનું એક વલણ રહેલું છે. આ અર્થમાં ઓળખાતી કવિતાની ભાષાને અન્યથા 'પોએટિક ડિક્શન'—કાવ્યબાની—તરીકે અપનાવી શકાય. આ રીતે કાવ્યબાની કોઈ એક સમયગાળાની હોઈ શકે, જેમ કે આપણે ત્યાં ગાંધીયુગની કાવ્યબાની. તો કોઈ એક કવિની પણ કાવ્યબાની હોઈ શકે, જેમકે આપણે ત્યાં રાજેન્દ્ર શાહની કાવ્યબાની. પરન્તુ આ કાવ્યબાની અને કવિતાની

ભાષા એ જુદી જ વસ્તુ છે તે ધ્યાનમાં રહેવું ઘટે. કોઈ પણ સમયખંડમાં જે સમર્થ કવિપ્રતિભા સર્જન-પ્રવૃત્ત હોય છે તેની સફળતાને જાણ્યે-અજાણ્યે લક્ષ્ય કરીને ઓછી પ્રતિભાવાળા અનુચર કવિઓ સર્જન-પ્રવૃત્ત બને છે ત્યારે પેલા સમર્થ કવિના શબ્દભંડોળને, કહો કે તેની કવિતાની ભાષાને, વળગીને તે ઘસડાય છે. આપણે ત્યાં ન્હાનાલાલના સમયમાં એમની કવિતાની ભાષાએ અનેક ઘસડાયા અને ફસડાયા હતા. આથી જે સમર્થ સર્જકની કવિતાની ભાષા આમ અન્યોને આકર્ષીને અનુચર બનવા લલચાવે છે તે ભાષા જ તે સર્જકનું સામર્થ્ય છે. અને ભાષાનું આવું સામર્થ્ય સર્જકની સૂઝમાંથી પ્રકટે છે. પોતાના સંવેદનને જે રીતે પોતે સંવેદ્યું હોય છે તે રીતે ભાવક પણ એ સંવેદી શકે તે માટેની એની કવિકર્મની મથામણ હોય છે. આ મથામણ આથી ભાષા પરત્વેની હોય છે. આમ, એક અચ્છો સર્જક પોતાના સંવેદનને યથાતથ વ્યક્ત કરવા માટે ભાષા શોધતો હોય છે. જ્યારે તેને એવી ભાષા મળી જાય છે ત્યારે જ તે જંપે છે. આથી જ કદાચ શેલીએ કવિઓને 'authors of language'—ભાષાલેખકો—કહ્યા હશે. અને એટલે જ સમર્થ કવિને શબ્દોનો યદ્વાતદ્વા ઉપયોગ કરવો કદી પાલવે નહિ. કવિતા દ્વારા એણે અતિ સચોટ અને અતિ સૂક્ષ્મ અસર પહોંચાડવાની છે, અને એટલેરતો એને પોતાની ભાષા શોધવી પડે છે.

આવી શોધનું એક પરિણામ એ આવે છે કે કવિ પાઠફેરો તરફ વળે છે. બલવન્તરાય ઠાકોરે 'પ્રેમની ઉષા'માં પ્રથમ એક સ્થાને આ પ્રમાણે પંક્તિ રચી હતી :

'...કન્ય તખ્તે વિરાજો
આ દેહાત્મા ઉપર થઈ આરૂઢ કંદર્પ રાજો.'

પછી એમાં આ પ્રમાણે પાઠફેર કર્યો હતો :

'...કન્થ કોડામણા હો,
વલ્લી વાયૂ રમત રમતી ગેલ શાં શાં કરે જો!'

પ્રથમ પાઠમાં જે સ્થૂલતા જોવા મળે છે તે પાઠફેર પછી સૂક્ષ્મતામાં ઢળે છે. 'વધામણી' સૉનેટમાં એમણે એક પંક્તિ પ્રથમ આ પ્રમાણે રચી હતી :

'ગોરું ચૂસે અખુટ રસથી અંગુઠો પદ્મ જેવો',

ત્યાર પછી આ પ્રમાણે પાઠફેર કરી પંક્તિ ફરી રચી હતી:

'ગોરૂં ચૂસે સતત ચુચુષે અંગુઠો પદ્મ જેવો,'

અહીં પ્રથમ પાઠમાં જે સૂક્ષ્મતા છે તેની સ્થૂળ ક્રિયાત્મકતા અને તે પણ તેનું સાતત્ય અને એ સાતત્યનું ચક્ષુગમ્ય ચિત્ર પાઠફેર દ્વારા ઊભું કરાયું છે. કોઈપણ કવિની, આમ, પાઠાન્તરની પ્રવૃત્તિ એની ભાષાપ્રદેશની મથામણ દ્વારા ભાષામહિમાને જ લક્ષી રહે છે.

પણ આથી ઊલટું જ્યારે કોઈ સમર્થ કવિ એક એવી પંક્તિ સર્જી દે છે કે પછી પોતે કે અન્ય કોઈ પણ એની પદયોજનામાં કશો ફેરફાર ન કરી શકે ત્યારે પણ ભાષાનો પૂર્વોક્ત મહિમા જ પ્રકટી રહે છે. કવિ 'કાન્ત'ની

'કામિની કોકિલા કેલીકૂજન કરે
સાગરે ભાસતી ભવ્ય ભરતી'

કે પછી

'ધીમે ધીમે છટાથી કુસુમરજ લઈ ડોલતો વાયુ વાય,'

જેવી પંક્તિઓમાં સ્વ. કાન્તને સૂચવવામાં આવ્યું હોત તો એઓ પણ કંઈ ફેરફાર કરવાની હિમ્મત દાખવી શક્યા હોત કે કેમ એ આપણે માટે અત્યારે તો કલ્પના-જન્ય વિસ્મયાનંદનો જ વિષય છે. એવું એક ઉદાહરણ રાજેન્દ્ર શાહની કાવ્યપંક્તિનું રજૂ કરીશ. કાવ્યના ઉપાડની જ એ પંક્તિ : 'ખખડ થતી ને ઓઢંગાતી જતી ડમણી જૂની.' હરિણી છંદની લયલીલા ઉપરાંત

સ્વરવ્યંજનની સમ્યક્ ગોઠવણીથી, હાલકડોલક થતી અને ધીમી ગતિએ આગળ જતી જૂની ડમણીનું ચિત્ર આ પંક્તિમાં શબ્દફેરે કદાચ વિલુપ્ત જ થઈ જાય. આમ, ભાવ, વિચાર, ચિત્ર, ઘટના આદિને સચોટતાથી અભિવ્યક્ત કરવા માટે કવિ ભાષા પર નિર્ભર છે. અને એથી જ ઉત્તમ કવિતાની ભાષા હમેશાં અફર હોય છે. કોલરિજે આવા જ કોઈ સંદર્ભે વાત કરી હોવી જોઈએ કે Whatever lines can be translated into other words of the same language, without diminution of their significance...are so far vicious in their diction.' કોઈ પણ કાળના ઉત્તમ કવિની સિદ્ધિ અને પ્રસિદ્ધિ જોઈ એને અનુચરનારા કવિજનો એક પ્રકારની તયાર ભાષા—readymade language—સાથે પનારું પાડે છે, અને ત્યાં જ એઓ થાપ ખાઈ જાય છે. આમ, કવિતાની ભાષાને કોઈ કાળખંડ સાથે જોડવામાં સમજફેરનું જોખમ છે.

તો, વળી, આવી જ રીતે કોઈ એક સમર્થ સર્જક પોતાની કાવ્યગત ભાષાસિદ્ધિથી નવી રચનાઓમાં પોતાની એ જ ભાષાગત કાવ્યસિદ્ધિ પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરે ત્યારે તે પણ 'કવિતાની ભાષા' અંગેની સમજફેરનું જોખમ વહોરી લેતો હોય છે. કાવ્યસિદ્ધિ-અર્થે પ્રથમ એની એક પ્રકારની કાવ્યબાની ઘડાય છે. પણ નિજની એ કાવ્યબાની જ સર્વ કૃતિઓમાં સિદ્ધિનું સાધન છે એમ માની સર્જનો ખડકચે જનાર છાપખાનાની જેમ આવૃત્તિઓ જ આપ્યે રાખે છે એનું પણ સ્મરણ રહેવું જોઈએ. આ દૃષ્ટિએ કવિસાપેક્ષ કાવ્યબાની તે તે સર્જકની સતત કાવ્યપ્રવૃત્તિ માટે 'કવિતાની ભાષા' ન બની શકે.

તો પછી કવિતાની ભાષા છે શું? કવિનાની ભાષા એ કોઈપણને કાવ્ય સર્જવા માટેની તૈયાર સામગ્રી નથી જ નથી. આથી જ કવિતાની ભાષા એ કૃતિસાપેક્ષ સમસ્યા બની જાય છે. કવિને જ્યારે સર્જનની પળો ગ્રહે છે ત્યારે એમાંથી મુક્ત થવા એ તદનુરૂપ ભાષાની શોધ આદરે છે. આ શોધમાં ક્યારેક એકાદ શબ્દ જ ચમકી જાય છે અને પછી આખો ત્રાગડો રચાય છે. ધ્વનિસામ્યથી શબ્દો ગોઠવાતા જાય, અલંકારસામ્ય અને શૃંખલા બીજા શબ્દોને ખેંચી લાવે કે પછી કલ્પના નવા અર્થો ખોજતી ખોજતી સમુચિત શબ્દને કિનારે નાંગરે. સંક્ષેપમાં કહીએ તો સંવેદનોત્તર સર્જનની પળે કવિ તેના સમાજદીધા, સંસ્કાર-દીધા અને અભ્યાસદીધા શબ્દારણ્યમાં આવીને ખડો થઈ જાય છે. આ સ્થિતિએ એણે સવિવેક અને સબૂજપણે સચોટ શબ્દોને તારવી લેવાના હોય છે. સર્જાતી કૃતિ માટે એને આમ ભાષા જન્માવવી પડે છે. આથી કૃતિએ કૃતિએ આ ભાષા ભિન્ન હોવાની પૂરતી શકયતા છે. આથી જ એક કૃતિમાંનો અત્યંત ઉપયોગી શબ્દ અન્ય કૃતિ માટે તદ્દન અનુપયોગી બની રહેવાની પણ એટલી જ શકયતા છે.

આમ, 'કવિતાની ભાષા' કોને કહેવી એ એક સમસ્યા બની જાય. ઈ. સ. ૧૯૫૮માં પ્રકટ થએલા પોતાના 'પોએટિક ડિસ્કોર્સ'માં ઇઝાબેલ હંગર્લેન્ડ તો સ્પષ્ટપણે કહે છે જ કે રોજબરોજના વ્યવહારની ભાષાથી કવિતાની ભાષાને અલગ તારવવા માટે કોઈ પર્યાપ્ત કારણ નથી. ઈ. સ. ૧૯૭૪માં પ્રગટ થએલા પોતાના 'ધ મેર્ઇન ઑવ લાઈટ' નામક પુસ્તકમાં જસ્ટસ બુચલર લખે છે: To represent the working sense of the distinction as most clearly a contrast of poetic and non-poetic language, does not at all imply that poetry is nothing but 'poetic language'. It does not imply that either poetry or prose is to be

understood in terms of language alone.' અહીં બુયલરે કહ્યું છે તેમ કવિતા સિદ્ધ કરવા કોઈ પ્રકારની કાવ્યભાષા પર જ મદાર રહેતો નથી.

આ રીતે કવિતાની ભાષા એ કૃતિસાપેક્ષ સમસ્યા છે. અને તેથી જ પ્રત્યેક કૃતિની સર્જનક્ષણો એ કવિને માટે કવિતાની ભાષાની શોધયાત્રા છે અને એ કૃતિની નિર્મિત પ્રસ્તુતિ શોધની પૂર્ણાહુતિ છે. આથી જ કવિતાની ભાષા એ પ્રત્યેક કવિને માટે પ્રત્યેક કૃતિએ સંઘર્ષ અને શોધનું આહ્વાન છે. પરિણામે કવિતાની ભાષા અંગે આ કે તે સર્વસામાન્ય નિયમો આપવા એ વાહિયાત પ્રવૃત્તિ બની રહે છે, કારણ કે કવિતાની ભાષા એ સર્વકાલીન અને સર્વસ્થલીય શાસ્ત્રીય પ્રવૃત્તિ નહિ પણ એતત્કાલીન અને એતત્સ્થલીય વૈયક્તિક પ્રવૃત્તિ છે *

* ગુજરાતી સાહિત્ય પરિષદના કલ્યાણ (મુંબઇ) અધિવેશનમાં 'સાહિત્ય વિવેચન' વિભાગમાં વાંચેલો નિબંધ.


## 'કવિલોક' સામયિક અંગેની માહિતી

[ધિ રજિસ્ટ્રેશન ઑવ ન્યુસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફૉર્મ નં. ૪, રૂલ નં ૮)]

૧ પ્રકાશન સ્થળ: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૨ પ્રકાશન સમય: દ્વિમાસિક, દર બીજા મહિનાની છેલ્લી તારીખે

૩ મુદ્રકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રિયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૪ પ્રકાશકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રિયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૫ તંત્રીનું નામ: ધીરુ પરીખ; રાષ્ટ્રિયતા: ભારતીય; સરનામું: 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

૬ માલિક કે માલિકોનાં નામ-સરનામાં: જગન્નાથ ડૉકટર, રમણિકભાઈ પારેખ, ગુલાબદાસ બ્રોકર, શાન્તિલાલ મહેતા, રાજેન્દ્ર શાહ, અજિત શેઠ, કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર, અમદાવાદ

હું બચુભાઈ રાવત આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

**બચુભાઈ રાવત**
પ્રકાશક

સુન્દરમ્

## ચિત્રા-પદ

ચૈત્રમાં ચિત્રા-પદે,
શા શપથ લીધા આપણે,
જિન્દગી આખી વસંત બની જજો.
વહેતા પવનની સંગ આપણ
વિસ્તર્યાં ભવસાગરે,
ખટમીઠડી લહરો તણાં કાનન વિષે,
કદમો ધરંતાં, સાથમાં, આશ્લેષમાં,
ને વિરહની ખોડમાં.
અશ્રુઓની પોટલી બનતી રહી,
માયરાની ધૂણી તે
જીવનતણા જંગલતણી ધૂણી બની.
દાવાનલો – ના એક, કૈં કૈં;
ઊંચી ઊંચી ઝાળમાં ન્હાતાં ફર્યાં,
ભસ્મની ઢગલી સમાં બન્ને ઢળ્યાં
પાસ પાસે,
સોડ તો ન સમાપ્ત થઈ.
ભસ્મની ફોરમ નવી,
શી લલાટે આડ એની,
આંસુઓમાં કાળવી લઈ
શા બનાવ્યા લેપ રૂડા.
સૂડલા ટહુકી રહ્યા લીલા સદા.
ને વિશાખા ત્યાં રહી ઝૂલી પછી,
સમતોલ ઊંડા વ્યોમની વિસ્તીર્ણતામાં
વિસ્તર્યાં—તરતાં સદા
આશ્લેષ-ઘનમાં

રાજેન્દ્ર શાહ

## નિશિ-અંધારે

નિર્મલ નિશિ-અંધારે
તંદ્રાલીન નયનની ભીતર કોણ અજાણ પધારે?
જો સખી, ઉજ્જ્વલ નિશિઅંધારે.

કુંજમહીં સમીકરણ લહરી સહુ
નીલ ભળી રહી છાયા:
એને ઉર તવ કારણ
કરુણામય ભવભવની માયા.
ઈશત અવાજે દઈ ઇંગિત–આમંત્રણ વારે વારે
જો સખી, કોણ અજાણ પધારે.

મનની મેલ પરી સહુ ભ્રાન્તિ,
સમરસની લે અનુપમ શાન્તિ.

ઊઠ ઊઠ, સજની રજની આ
સ્વજન સંગ લે ખેલી,
જે સુખને નહીં અતીત,
જે શાશ્વત વરસંતી હેલી,
હું તો ક્યાંય નહીં...ને નોંખી તને જોઉં પણ ના રે
નિર્મલ નિશિ-અંધારે.

જયન્ત પાઠક

*

## સુકામણાનો સાદ

કોરાકટ આકાશમાં તમે આભલું એક
ભીના, ભીના વાનમાં તમે ભલાજી છેક;

ભીતરિયો અગની મને ભલજી ભરખી જાય
ફરફર જો વરસો તમો ટાઢચક તનને થાય;

અમે ઉગાડચો હેતનો વગડો ઘટઘેઘુર
તમ આવ્યે ભલજી બધો ભીનાશે ભરપૂર;

કોરી કાયા તડતડે, કોશ કરડે કોડ
તમ આવ્યે ધખધેફલે લીલા છલકે છોડ;

મહિના ને દિવસો ગણું, ગણું ઘડીપળ એમ
રણ થાકી ઓળંગતી સાંઢણીયુંની જેમ;

હવે ભલાજી સાંઢણી ને તરસ્યુંના ભાર
જલ ખૂટચે ભીતર તણાં, ઝંખે મૂશળધાર.

રમણિક સોમેશ્વર

*

## તમે ઉકેલો ભેદ

સાત જનમના મૂંઝારાને
આઠ જનમની કેદ
અમે બંધ દરવાજા ગોરી,
તમે ઉકેલો ભેદ.

આટાપાટા રમતાં રમતાં
અમે કરી એક ભૂલ
છાતીના દરિયે છલછલતું
ચીતરી બેઠાં ફૂલ

અજાણતામાં ધોરી નસ પર
મૂકી દીધો છેદ
અમે બંધ દરવાજા ગોરી,
તમે ઉકેલો ભેદ.

અમે ગયા ને પગલાં ઉપર
ડમરી નહીં પણ ધૂળ
દરવાજાના તોરણ
ઓચિંતાના થૈ ગ્યાં શૂળ

રુંવાડે રુંવાડે એક જ ખટકો—
એક જ ખેદ
અમે બંધ દરવાજા ગોરી,
તમે ઉકેલો ભેદ.

મફુલ્લ પંડ્યા

*

## ઘરઘરણામાં....

અગર સફળને ઘરઘરણામાં...........
અગર અકળને પરસેવામાં ખબર પડે તો ફૂલ સૂંઘે પણ શ્વાસ રહ્યા છે કાચા
છેલ્લાં ઘણાં વરસથી કાચા. .

અગર અફળને દર જેવામાં ખબર પડે તો દૂર હટે પણ ડંખ વાગતાં ડાચ્ચાં
કેવાં થઈ જાતાં'તાં ડાચ્ચાં....?

પ્હેલવારુંકા પોચટ હોય ને પછી થાય ખરબચડા વચ્ચે સ્થિત સ્થિતિ એવી કે ચ્હેરે
ચૌદ લોકની ચિંતા જેને કહી શકાતી ચિંતા....

શ્વેત પછેડી વૃદ્ધ સમજની ઓઢીને આ ડાચા નગરી સશ્ય શ્યામમાં જાતા; નગરી બની
અરિસો એવી કે જ્યાં સૌ ચ્હેરા થરથરતા....

અગર સકળને છોડઝાડમાં ખબર પડે તો ઊગે ફૂટે પણ અંકુરને ના વાચા
છેલ્લાં ઘણાં વરસથી વાચા....

વાચાં વચ્ચે વરમાળાને વ્હેમવેલનાં ફૂલ માંડવો બધી દિશાનો ખુલ્લોઃ
કેવો અર્થ થયો છે લુલ્લો....

શબ્દ શબ્દની અભિસારિકા કવિજીભને પંથ નીકળી લીલા ઘાઘરા પ્હેરી; ફોડી–
—નવી તાવડી ચૂલો....

અગર સફળને ઘરઘરણામાં ખબર પડે તો નવો થાય પણ મૂળ રહ્યાં છે ટાંચાં
એનાં ઘણાં વરસથી ટાંચાં....

જોલિડ મહેતા

*

## વન્દેયાના દૂહા

હું તરફડતી વારતા લોહી-ભીનો સાર
સાંભળવા તૈયાર બેઠો આખો ડાયરો
હાથ વગરના હાથમાં ઊગ્યું લીલું ઘાસ
લવકે પીળી વાસ આજ અચાનક ટેરવે
અંતર આખું ખળભળે સળગે રોમેરોમ
વેરી થઈ આ ભોમ મારગ વચ્ચે આંતરે
લીલી લીલી છાંયડી વાગોળે બપ્પોર
ક્યાં છે પેલો મોર વાવડ પૂછે સીમને
હાથવગી આ સીમમાં ઊગ્યાં થોર અપાર
માથે લઈને ભાર 'કુન્ડળ'ના* કો' ડુંગરે
મારા ઘરને ઉંબરે કૌતુક એવા થાય
કેમ કરી ક્હેવાય ભૂત-ભરાડી-ડાકલાં

* ગામનું નામ

દેવજી રા. મોઢા

*

## ટહુકશે કે?

આ માહરે ઉપવને સરી આવ્યું આભ,
ને તેજ વાયુ જલ પૃથ્વી બધાંની સાથે
તેણે સુયોગ રચી એવું રચેલું વિશ્વ,
જોનાર કે બની જતો ઘડી મંત્ર-મુગ્ધ!
ત્યાં ક્ષાર-યુક્ત લહરી ઊઠીને સમુદ્રે
સીધી જ આંહીં મુજ બાગ મહીં ફૂંકાઈ,
ને ઝાડ પાન ફળ ફૂલ બધું દઝાડી
વેરાન સર્જી દીધ એક નિમેષમાં તો!
વેરાન યે મલકી કોક દિ' પાછું ઊઠે
ને શુષ્ક વૃક્ષ મહીં ડાળ ફરીથી ફૂટે
ને ડાળીઓ મહીં ય પર્ણ તણી ઘટામાં
પાછું કહીંકથી વિહંગમ આવી ટ્હૌકે!
કિન્તુ ગઈ તહીંથી આવી તું પુત્રી મારી
કુંજે વસી ફરી કદી ય ટહુકશે કે?

દિલીપ ઠાકર

*

## હસ્તરેખા

સૂર્ય બનીને
બંધ મુઠ્ઠીમાં પુરાઈ નથી રહેવું.
નથી બનવું પથદર્શક.
કોઈ
આગિયા જેવું નામ આપો
વન જેવું ગામ આપો
મને.

દીપક કાશીપુરિયા

•

## ખરજીવાની પત્ની

દરિયા-ડૂબકીનું જોખમ ખેડશો નહિ
સ્વામીનાથ!
મારશો ડૂબકી તો–
મારા તળીએ પણ મોતી મળશે!

ઉશનસ્

*

# સવત્સા દીકરીના જિયાણાટાણે

(ચાર સૉનેટ)

## વિદાય, શિશુને

ભોળું આવું મુખ હસુંહસું બોખલું દૂધગંધી!
આવાં ભોળાં નયન, નિરખે જે બધા આ અનંત
ચારે બાજુ વિકસિત થતા વિશ્વને વિસ્મયંત,
દૃષ્ટિક્ષેપે ભરતી ચગતી ચંદ્ર, આનંદ–અંધી;

ધીમેધીમે સ્થિર કરણનાં આયનાં એ પતંગ
રૂપો, રંગો, સ્વર, ગતિ અને સ્પર્શને વિશ્વ, તાત!
જેમાં કોઈ સ્વર-ગતિ-રૂપ-સ્પર્શમાં ખાસ સંગ
જાણું છું હું તમ પ્રગટ કોનાભણી પક્ષપાત;

જાઓ મારા બચુ ટિચુકડા બાળ! લ્યો, હૈ। વિદાય:
આવાં કૂણાં નયન મસૃણાં સ્વપ્નઆંજ્યાં લલામ,
ને સામે તો સખત દુનિયા શુષ્ક ને તપ્ત, હાય!
આંખે ઐન્દ્રીધનુ સ્વપન શેં રક્ષશો સર્વ ઠામ?

ઢંઢોળી જે ભરતી હતી તે પાછી લ્યો, આંસુરૂપ,
લ્યો, પ્હેરાવું વર-કવચ વાત્સલ્યનું વત્સ, ચૂપ.

## ને પોતાના છેલ્લા છેલ્લા શૈશવને ય

શિશુ હે, ના મારાં ચરણ જ ઉલંઘેલ ઉમરો
ફર્યાપાછાં, પાછું જીવતર ફર્યું આખું ય ઘરે;
ફર્યો તો સંધ્યાનો સમય ય પુનઃ પ્રાતપ્રહરે,
પીળાં પર્ણો, પાછી થઈ રતુમડી કૂંપળ-પળો!

તમારા આકૂડા ખિલખિલથી બ્રહ્માંડ ય ખીલ્યાં!
કને આવ્યા'તા સૌ તમ ઝૂલણુપે જ્યોતિ ઝૂકીને!
મળી ટોળે ઊભા અડકી અળગા ખંડ ઢૂકીને!
કૂંડાળે ઊભેલાં ખલક ખળકી થોડુંક હીલ્યાં!

ફરી ડિંભાવસ્થા ઘરભીતર'તી સર્વ વયને!
ઘણી વેળા પાયો નિકટતમ તે નંદમયને!
શિશુત્વો સ્પર્શ્યાં બે પરસપર છંદોચ્છલ થઈ!
જુવાની પાકીને શુચિ રસ થઈ વત્સલ ગઈ!

તમારે તો જન્મી બધું જનવું'તું: તાજુંને પ્હેલવેલ્લું,
અમારું યે સાચ્ચું નર્યું શિશુપણું, કિંતુ રે છેલછેલ્લું

# વિદાય પછી ઘરમાં પાછો ફરતો વૃદ્ધ

(૧)

શશાંક ઊછળી પ્રશાન્તતલથી દડા શો ઊંચે
સવેગ સરી જાય પ્રાન્તનભને વિતાને, નીચે
બખોલ પડી જાય ઊંડી તળિયે, છતાં અંબુધિ
પૂંઠે જ લવણ ઊર્મિએ પકડવા ધસે ક્યાં સુધી....

તું જાય ત્યમ હે શિશુ! જનકને ઘરે માત શું;
પૂંઠે ઘર જ બ્હાર આ નીકળી જાય કે છોળ શું,
પરંતુ કદી સિંધુથી નવ પુગાય ઈન્દુલગી,
પછાડ ખઈ શ્રાન્ત શીર્ણું પડી ઓટ-લે જિંદગી;

અરે, ટિચુકડી ચણોઠી અમથી જ તું આવડી!
તને સ્મરુંય શી રીતે? ધડકને ય તુંથી વડી!
તુંયે રડવું તે ય શેં? ટિચુકડી તું આંસુથી યે!
ટીપે ય વહી જાય ક્યાંય, ખબરે પડે ના હિયે!

છલોછલ સમુદ્ર માણું દૃગપાળપૂંઠે જ, ને
પડે ન ટપકી, ઘરું નયન એટલા ભેજને.

(૨)

પ્રશાન્ત થઈ જાય પાછું ઘર આખું, જાતાં શશી,
બખોલ મહીં પાછી આવી શમી જાય છોળે કશી!
અશબ્દ થઈ જાય પાછું શમી વક્ષમાં ડૂસકું,
ડૂમા શી વળી એવડી ઘરડીગેહભીંતો, બકુ!

પ્રવેશું ઘરમાં, બખોલ ઊંડી ને ઊંડી ઊતરે....!
દિશાય ખસી જાય–ભાળું–હતી એવી આઘી, ખરે!
ચઢી ઉપર જાય ઝૂકી છત આસમાનો પરે!
બધા જ ઘરખંડ દૂર ફરી ખંડ જેવા સરે...!

કશુંક નથી ઉચ્ચરાયું, ઘર એવું બોઝિલ છે...,
ટીપું ન ટપકી શકાયું અશું આખનું ઝીલ છે...,
હવા નયન જેવી છે : ભીતર વીળ, વેળુ પરે,
જરાક વીરડીની રેત ખણું અંગુઠે કે જળે

ઝમી ઉઝરડા ભરાય; પણ વ્હેણ વ્હેતું નથી...
ન મોતી ઘનબંધ, માત્ર છીપભીની રૂહે ભેજથી....

ભગવતીકુમાર શર્મા

*

## –પૂર્વક

ન વિશ્વાસપૂર્વક, નહીં શ્વાસપૂર્વક;
જીવી જાઉં છું માત્ર આભાસપૂર્વક.

નથી શીશ ઊંચું પ્રલય-પળની સામે;
ટકી રહું છું ઝૂકીને હું ઘાસપૂર્વક.

છતાં કેમ અકબંધ છું કોણ જાણે!
ઢળું છું, ખૂટું છું સતત હ્લાસપૂર્વક.

તિરાડોમાં શૈશવ છે ખંડેર કેરું;
નથી અંકુરાતું કશું ચાસપૂર્વક.

મહાભારતો ચાલતાં ક્ષણ-ભૂમિમાં;
છતાં શ્લોક સ્ફુરતો નથી વ્યાસપૂર્વક.

અશરફ ડબાવાલા

*

## રામરાજ્ય

કાન હરએક ન્યાય–ઘંટ અહીં;
ને જહાંગીરનું નામ છે લોકો.

એને સંબંધ કે ફરક સમજો;
હાથ હું છું, સલામ છે લોકો.

ઊંચકી થાકયા સહુ પોતાને;
રસ્તે આવ્યો મુકામ છે લોકો.

સુખી સરકાર ને સુખી રૈયત;
આ અયોધ્યાના રામ છે લોકો.

લીન કેવા છે એક–બીજામાં!
રાધા અડધા ને શ્યામ છે લોકો.

કિશોર મોદી

*

## ઠસ્સો હોઉં છું

હું મને ક્યાં છળકપટતો હોઉં છું?
મારી છાયાથી હું છેટો હોઉં છું.

પાનખરની શકયતાઓ છે જ કયાં?
એવી મોસમમાં વિહરતો હોઉં છું.

વૃક્ષ જેવું છે આ મારા શ્વાસનું,
નિત્ય હું સ્મરણોથી લીલો હોઉં છું.

આ સહજરીતે કળીનું ખીલવું,
એમ આંખોથી નિખરતો હોઉં છું.

જયારથી સંગત ગઝલની મેં કરી,
શબ્દશબ્દે એક ઠસ્સો હોઉં છું.

આહમદ મકરાણી

*

## ઘટના બને છે

ઊભો રહ્યો છું હું યુગોથી ક્ષણની રૂબરૂ;
ચ્હેરાની ચર્ચા ચાલતી દર્પણની રૂબરૂ.

અંતર ફકત છે બે કદમનું ઘર લગી છતાં–
મૂકી દીધાં જાણે ચરણ જોજનની રૂબરૂ.

ઘટના બને છે શ્વાસમાં ઇતિહાસ જેવડી–
લાવ્યા કરે છે કોણ આ કારણની રૂબરૂ?

ઇચ્છાતણો મતલબ હવે સમજાય છે મને;
અગ્નિ પ્રસરતો જાય છે ઇંધણની રૂબરૂ.

મારે ભલે ને ડંખ, એ પણ કામ આવશે;
લંબાવી દીધો હાથ મેં સાપણની રૂબરૂ.

હરીશ મીનાશ્રુ

*

# ચાર ગઝલ

(૧)

તિર્યક્ છે તર્ક જેવી તે શાહીની લકીર છે:
પાછો ફરું છું, મિત્રો, ઇશ્વર હજી સગીર છે

ભાષા વગરના મનમાં ચળકે છે શ્વેત ઇચ્છા
કંચન છે, બંધ મુઠ્ઠી ખૂલતાં જ એ કથીર છે

તરતી સહસ્રજિહ્વા આ શ્હેરમાં સમયની
જે ચૂપ રહી શકે છે તે પીર છે, કબીર છે

કાગળ ત્વચા છે, એને હું શી રીતે ઉતરડું
સ્પર્શી, તરત પલાયન થૈ જાય તે શરીર છે

ફેલાય છે પવનમાં તે હાથ છે કવિનો
પીડાને ચેતવી દો કે એ ઉઠાવગીર છે

(૨)

ઇબ્લીસ/અલ્લા – સુબહાનલ્લા
એક ત્રાજવું ને બે પલ્લાં

તંગ બસૂરો માણસ તૂરો
થાપ એક આ, ભિન્ન તબલ્લાં

તરલ બગાસું, જીવતર ત્રાંસું
પરમ જીભ પર ગલ્લાંતલ્લાં

દેખ, ધુરંધર દર્પણ સત્વર
બત્રીસે લક્ષણ બૃહનલ્લા

તું જ વિરંચિ શબ્દ પ્રપંચી
ખડિયો ખાલી / છલ્લંછલ્લા

(૩)

હાથ એટલે જળનો રેલો
એમાં શ્હેર પલળવા મેલો

દર્પણનો વંશજ છું, મારો,
બોલ, અટકશે ક્યાં જૈ વેલો

ડહોળાયેલા સ્વર્ગ વચોવચ
ઈશ્વર ઊભો મેલોઘેલો

જીવ ઘસું ચકમક જેવો ત્યાં
કાગળમાં તણખો પ્રકટેલો

ફિલસૂફને તું પૃછ ઉખાણું
મન પ્હેલું કે માણસ પ્હેલો

(૪)

પરોઢ પીંડછું ખરતી બારી પાંખ પવન છે, ચકલી છે
ફૂલફગરનું ઘર: ઝૂલણ ઘટનાની ઝીણી ઢગલી છે

ખિસકોલીનું પગલું અડતાં ભીંત સજીવન થૈ ઝૂલે:
સપનામાં પલટાઈ ગયેલી આંખ જરી આછકલી છે

હાથ હવે છે આસોપાલવનું લીલુંતૂર પાન, સમય!
બેઉ હથેલી વચ્ચે સાત જનમની અદલાબદલી છે

ચિબુક પરના તલ જેવું મન છે ને ભારણ મણલખનું
પર્વતની ઇચ્છા તોળું જે આંગળીએ તે ટચલી છે

દ્રુતવિલંબિત આંસુમાં હું પુદ્દગળ સ્હેજ પલાળી લઉં
પીગળી જઉં તો માની લેજો, માણસ નરદમ અસલી .છે

હરીશ ધોબી

※

## સગપણ કશું ના નીકળે

હાથ ખિસ્સામાં હું નાખું ને સમસ્યા નીકળે
ગાળ દેવા તે પછી શબ્દોય પોલા નીકળે

ભીડમાં હું કૈંક કરવા જાઉં તો પણ આખરે
કોણ જાણે કેમ મારા હાથ ટૂંકા નીકળે

એક સરખી આ ક્ષણોને કોણ પ્રસવે છે સતત
હર ક્ષણે મારા પ્રસંગો લોહીભીના નીકળે

આ સ્થિતિમાં બોલ મારે શું હવે કરવું ફકીર
આ નગરમાં તો બધે રસ્તા અધૂરા નીકળે

શ્વાસ ફૂંકે હું જાઉં છું. આ એક બે ને ત્રણ હવે
આમ છેડો છૂટતાં સગપણ કશું ના નીકળે

'રાઝ' નવસારવી

※

## સમય

અન્યને દઉં ક્યાંથી મળવાનો સમય?
માંડ આવ્યો નિજથી હળવાનો સમય.

તરવરે છે ભેજ એની આંખમાં,
લ્યો ફરી આવ્યો પલળવાનો સમય.

લોક જુએ છે મને એકીટશે,
આતો છે સૂરજના ઢળવાનો સમય.

સાદ મારો મુજને સંભળાતો નથી,
છે હવે ઘરથી નીકળવાનો સમય.

'રાઝ' મારી જાતને મેં છેતરી!
એ હતો બીજાને છળવાનો સમય.

ભરત યાજ્ઞિક

※

## —

સળગ્યા શબ્દો! very sorry!
અડક્યો તણખો! very sorry!

ખિસ્સું કાપું–અર્થો માટે
તમને વાંધો? very sorry!

મળશે નહીં તૂટ્યા ભાવોનો
સાંધેસાંધો– very sorry!

બરછટ તો બરછટ, લ્યો સ્પર્શું!
સઘળે લકવો-very sorry!

ઇચ્છા, – ભાવો – ચૂમો – પકડો
આંખે અડકો! very sorry!

ઠેબું – ધક્કો – મુક્કો – ગોદો
વાંધો – વચકો? very sorry!

આવો, જુઓ આ રાત પડી—
ખુલ્લી જાંઘો... very sorry!

—દાન વાઘેલા

※

બોરની રાતાશ ઠોલી જોઉં છું—
ઠળિયે ઠરેલ જિન્દગીની પીળી બદબહું!
કડકડતી આંખમાં ફૂટે જ્વાળામુખી પહાડ;
ઝાંઝવાં ઠંડાં કપાળે ચોપડું.
આપવો વનશ્રીનો હોદ્દો શહેરને
કાળોતરી સડકની ડાળે લેમ્પ-ખુશબૂ.
અસ્તિત્વ મારું જોઉં છું ધક્કે ચડાવીને;
કે મ્યુ. શ્વાસે લટકી હુંયે જીવું છું.

કિશોરસિંહ સોલંકી

*

## વૃક્ષ નામની વારતા

મારા જમણા હાથની હથેળીમાં
ઊગી નીકળ્યું છે એક વૃક્ષ.

વૃક્ષ તો
સુક્કોભઠ વગડો ચરે
તડકો ચરે
લોહીની લીંબોળી ચરે
ખેતર વચ્ચે સૂતુંસૂતું
તમરાના અવાજો ચરે
ટેકરીઓની ટોચે બેસી
ઝાકળિયું આકાશ ચરે.

વૃક્ષની આંખોમાં અંધારું
પાંખોમાં અંધારું
અંધારું પીતું ઊભેલું વૃક્ષ.
વૃક્ષ તો અંધારા દેશનું વાસી
અંધારિયો એનો પડાવ
અંધારાં ઉલેચતું જાય.
વૃક્ષની પોઠો ભરી વણઝાર
વણઝારને વાદળિયા માર્ગ
એ રે માર્ગે વૃક્ષ જાય....
વૃક્ષને સળગે દીવા બત્રીસ કોઠે
દીવામાં દીવેલ ખૂટતું જાય
વાટ રે સંકોરી ઊભું વૃક્ષ.

વૃક્ષ તો
વાયરાના વહાણે બેસી જાય
એમાં આંધીઓ અટવાય
એ તો પાંદડે બેસી પરણે
ન જાય કોઈના ચરણે.

વૃક્ષ તો રણનું રહેવાસી.
એની નસેનસમાં રણ હાલકડોલક થાય
શ્વાસોમાં ઘૂંટાય
આંખોમાં ચોળાય
કૂવે કૂવે લહેરે
ભીનું ભીનું મહેરે.

વૃક્ષના ઊપડ્યા રે પડાવ... ...
આવીને ઊભો રે ઓતરાદો કાળ ને
આથમણા વાયરા વાય
જોગણીઓ આવીને ઊભી રે ઊગમણી
ને દખણાદે મારગે ચીંધાય.

ભર્યું ધન્ને મગરવાડા ગામનું
જેના પાદરની રેતમાં કાળાં કાળાં પગલાં રમતાં.

ઊંડાં તળાવ એનાં છલકે
છલકે રે વડની વડવાઈઓની પાળ
અપોરો દીધો દહેરાની બોરસલીએ.
સીમાડો ઊભો ઘેરી ગામને
એના હૈયામાં બાવળના કાંટા
ગાયો ભાંભરીને વાછરું છૂટ્યાં
છૂટ્યાં ઢોરોની ખરીએ ઊડતી ધૂળ

એ રે ધૂળની રજ લઈને વૃક્ષના ઉપડચારે પડાવ....

ખમ્મારે મારી નણુદલના વીરા
તમે મેલી દીધાં આઘેરાં ગામ
ઊભાં રે આંસુ આ ભીંતની પડખે
સ્મરતાં રે વૃક્ષદેવનું નામ.
નામનો દરિયો તો છલ્લક છલકે
છલકે મલકે રે રણનાં મૃગજળ
આંખોમાં ઊગ્યા રે થોર ફાફડા ને
કૂવાનાં ડૂબી ગયાં માથોડું જળ.
શેરીઓનો ભાવ હજી ટળવળેને
ઉઘાડા થઈ ગયા માર્ગ
ચઢી આવો રે આષાઢી આભલે
મારી નણુદલના વીરા....

સૂકી રે માટીને ભીની ભોમકા મારૂજી
તમે ચડો રે વંટોળિયાની સાથ
ઊડો રે ઊડો ક્યાંય આઘે મારૂજી....
પાંખો રે કાપી આસન કીધાં રે મારૂજી
તમે સવારો રે ઘોડલિયે આજ
ભાગો રે ભાગો ક્યાંય આઘે મારૂજી.
તોરણિયાં ફરકે રે આસોપાલવનાં
ભીના ભીનાં કંકુ-ચોખા થાળીમાં હીજરાય
આવો રે આવો આંય પાસે મારૂજી

હીબકાં ભરે તળાવની પાળે ઊભા પડછાયા.

તુલસીના ક્યારે રાયવર દીવાને પેટાવતા
આવી રે પવનની લ્હેર
તૂટી રે અમારી સેર
કેમ કરી જાશે રે જીવતર?

વૃક્ષ તો આવી ગયું નગર મોઝાર
એનાં ઓતરાદાં રહી ગયાં ગામ
ધ્રુવનો તારો જે ટમટમે છે
એને છેલ્લેરા એના રામ રામ.

સાથી રે વૃક્ષોને મારો સંદેશડો કહેજો
તમારો ભેરૂબંધ વસ્યો રે પરદેશ
કીયા રે ભવોનાં સગપણ ઓગળ્યાં છે તે
આજ ઊમટ્યાં છે દરિયાના દેશ?

વૃક્ષ તો—
નગરનો ધુમાડો પીએ
રાતનું અજવાળું પીએ
કાળા કાળા માર્ગ પીએ
ગટરનું પાણી પીએ.

પીઓ રે વૃક્ષદેવ લોહી પીઓ
અહીં પાણીનો ઘણો છે અભાવ
પંખીઓનો કલરવ પાછળ રહ્યો ને
અહીં માણસોનો કોઈ નહિ ભાવ.

આવ્યા રે આવ્યા નગર આંગણે માણારાજ
મુઠ્ઠી ધાનની મરજાદ
પીઓ વૈશાખિયો વરસાદ

પેટે બાંધીને પાટા અહીં જીવવું માણારાજ.

વૃક્ષ બેઠું બેઠું વિચારે:
આમ ને આમ હશે ક્યાં સુધી જીવવાનું?

ભાખવા ભવિષ્ય બેઠું વૃક્ષ ને સુણ સુણ વેલદે તું
આજ
એવા રે આવશે દિવસ ફરીફરી માણસ રેશે
નહિ કોઈને કાજ
કાળો રે કળજગ બધે ફરી વળશે ને કરશે
રે હાહાકાર
ધુમાડો પીને રે માણસ જીવશે એની નથી
કશીયે વાર.

લીલી લીલી છાયા બનવા નીકળેલા અમે તો
આ પીળા પીળા તડકાને ઢાંકવા કાજ
લીલેરાં પર્ણો બધાં ખરી ગયાંને
આ ઉઘાડાં બની ગયાં રાજ.

હાલો રે હાલો રે વેલદે આપણે અમારા
રળિયાત દેશ
ઊડે રે પંખી ને માળા ખાલી થાયે અમારો
જે થીગડિયો વેશ.

વૃક્ષદેવ કેવી રીતે હવે જઈશું આપણે?
કાળું કાળું લોહી નસોમાંય
તમે તો કેવા રે નીકળ્યા મૂરખા?
દૂરથી કેમ રે આવી ગયા આંય?
ન'તી રે ખબરું અમને આવી રે વેલ દેવી
ન'તી રે ખબરું અમને આવી
ડુંગરા દીઠા રે અમે દૂરથી વેલ દેવી
ડુંગરા દીઠા રે અમે દૂરથી.

હાલો રે હાલો વેલદે આંયથી આજ
જનમ ભોમકા પુકારે

જાઓ રે જાઓ વૃક્ષદેવ ક્યાં જાઓ?

ડામરિયા ખેતરમાં હાલી ઊઠે મોલ પછી
પંખીઓને કોની દેશો આણ?
સોયોના શેઢે બેસી જીવી રહોને પછી
બળો રે વીજળિયે મસાણ.

ચાંદલિયો ઊગ્યોને હરણ્યું આથમી
હાયે રાજવણ હાયે હાયે
મારા વૃક્ષભાઈનાં તો ડૂબી ગયાં રાજ
હાયે રાજવણ હાયે હાયે
લીલી લીલી છાયાને તો પી ગઈ કાળી રાત
હાયે રાજવણ હાયે હાયે....

હાય હાય રાજવણ...હાય હાય હાય રાજવણ
હાય હાય વૃક્ષભાઈ...હાય હાય હાય વૃક્ષભાઈ

વૃક્ષ નામની વારતા જે કોઈ સાંભળવા જાય
સાત ભવનાં પુણ્ય બધાં તત્ક્ષણ ભાગી જાય
બોલો શ્રી રામચંદ્રકી જય....

હવે તો વૃક્ષ જ ભયભીત છે – પોતાના

પડછાયામાં

હું ખણ્યા કરું છું જમણા હાથની હથેળીમાં.

પન્ના નાયક

*

## સમચોરસ ખંડમાં

આપણી સમસ્ત દુનિયા
વસી છે આ સમચોરસ ખંડમાં!
આપણે ગોળ ગોળ ફરીને
વાક્યને અંતે આવતા પૂર્ણવિરામ જેવું
કોઈ ગોળ બિંદુ શોધીએ છીએ
પણ બધું લાગે છે
ચોરસ ભુલભુલામણી!
વર્ષોથી ન ખસેડાયેલું ફર્નિચર
કે ન ઊઘડેલી બારી.
આપણા પડછાયા પડી પડીને કાર્પેટ—
સૌ ઝંખે છે
ધબકતાં હૈયાંનો સ્પર્શ!
ખાલી કપની ચ્હાના ઘૂંટડા ભરતાં ભરતાં
આપણે
આ અતીત જેવા સોફા પર બેસી
છાપાનાં ઘવાયેલાં પાનાં ફેરવ્યે જઈએ છીએ
uneventful જીવનનું પ્રતિબિંબ શોધતાં આપણને
સૌ સમાચાર લાગે છે સમાચાર વિનાના
નિર્જીવ...
આપણે સોફા પરથી ઊઠી જઈએ છીએ
ઘડીભર માટે જ
અને વળી પાછાં ત્યાં જ બેસી જઈએ છીએ.
છવાય છે સમચોરસ ખંડમાં
વળી સ્તબ્ધતા...
એ જ છે
આપણી ભાષા, હમણાંનાં વર્ષોની...!

વિપિન પરીખ

*

## ફૂલોની વાત

એક દિવસ બા બજારમાંથી ફૂલો લઈને આવી.
મોંઘાં અને ઇંગ્લિશ નામવાળાં.
બા ખુશ હતી.
મેં કહ્યું, 'બા, આવું Sophistication
આપણને પોષાય નહીં.
આપણે રહ્યા મધ્યમ વર્ગના માણસ.'

બા ખિસિયાણી પડી ગઈ.
કશું બોલી નહીં. ફૂલો એમ જ રહેવા દીધાં.
ગોઠવ્યાં નહીં.
થોડા દિવસ પહેલાં બાને વળાવી.
ખૂબ ફૂલોથી ઢાંકીને.
જાતજાતનાં અને રંગબેરંગી.
આટલાં બધાં ફૂલો જોઈ બા ગાંડી થઈ ગઈ હોત!
પણ જો જોઈ શકી હોત તો
તો—
મને કશું કહેત?

જયા મહેતા

*

## રમ્યા કરું છું

મને ભૂખ લાગે છે ત્યારે
અન્ન બ્રહ્મ છે.
હું કશું જોઈ સમજી પામી શકતી નથી ત્યારે
બ્રહ્મ બ્રહ્મ છે.

મારા હૃદયમાંથી અવાજ ઊઠે ત્યારે
નાદ બ્રહ્મ છે.

નાદ એટલે ધ્વનિ એટલે શબ્દો એટલે ભાષા

શબ્દકોશની બહાર વસતી ભાષા
મને સમજાશે ત્યારે
આ જળ છે કે ઝાકળ એવા પ્રશ્નો શમી જશે.
કેન્દ્ર અને વિકેન્દ્રનો
મનુષ્ય અને ઇન્દ્રનો
જીવન અને મરણનો
ભેદ ખૂલી જશે

અને ત્યારે હું કહીશ
અહં બ્રહ્માસ્મિ

હમણાં તો
રમાડ્યા કરું છું હું આ શબ્દોને કે
રમાડ્યા કરે છે આ શબ્દો મને
એની પળોજણમાં પડ્યા વગર
હું રમ્યા કરું છું.

ધીરુ પરીખ

*

## વૃક્ષને મારું ઘર બનાવું

આ સામે ઊભેલા
ખખડધજ ખરબચડા શિરીષના વૃક્ષ પર
સુંવાળાં સુંવાળાં પુષ્પો
અને મીઠી માદક વાસનો અભિષેક—

થાય છે
ચાલને જઈને એ વૃક્ષને મારું ઘર બનાવું
અને....

પણ હજુ તો
આ ભાવ પૂરો થાય તે પહેલાં
આજે પ્રથમ જ વાર
ખબર પડી કે
એ શિરીષના વૃક્ષે તો
છેંતાળીશ છેંતાળીશ વર્ષથી
મારામાં જ પોતાનું ઘર બનાવી લીધું છે.

સામે વૃક્ષ પર છે
મુલાયમ મહેકથી ટપકતી ડાળો
ને
અહીં છે
ડળક ડળક આંખો!

જ્યોતિષ જાની

*

## ચકળવકળ!

આમ તો સૂતો છું સૂની સેજમાં!
(ચૂપચાપ મારું એકાંત સેવતી સેજમાં—)
તો ય ગાઈ લઉં છું:
તેજતરાપે અન્ધારાની સળીઓ
વીણતાં કેટલા વીત્યા યુગ?

આમ તો જુગ જુગ જીવતો જીવણરામ!
(સુખદુઃખની વીતે ચાર ઘડીઓ, રામ હે રામ–)
તો ય ગાઈ લઉં છું:
જલપ્રપાતે કપોત જેવું ઝીણું
ભીનું કોણે સર્જ્યું ગાન?

આમ તો સૂકોભઠ્ઠ ભેંકાર જાણે ભેખડ!
(ત્રેખડ ત્રેખડ રમતાં રમતાં ભર્યાં એટલાં ડગ—)
તો ય ગાઈ લઉં છું:
મૃદંગગાને મબલખ મબલખ
હરિૐની કોની વાગે થાપ?

આમ તો સઘળું અકળ
જોઈ રહું ચકળવકળ!

મહેશ વિશ્વનાથ

*

## પરિત્રાણ

ટોળા વચ્ચે
હાથ ઊંચા કરીને
મેં બૂમ પાડેલી:
'સાધુ, એ રસ્તે જઈશ નહીં,
એકલદોકલ આદમીને
અંગુલિમાલ
અધવચ્ચે આંતરે છે
એ રસ્તે...'

પણ, સાધુ તો...

ડૂબતા વહાણના કૂવાસ્થંભ જેવો
મારો હાથ અદ્ધર લટકી રહ્યો...
ને
હું ડૂબી ગયો ટોળામાં.

સાધુ! તું તો તર્યો;
પણ
મારો હાથ... સાધુ!
મારી આંગળીઓ...

મહેન્દ્ર જોશી

*

# શૃગાલોક્તિ અથવા ચલનચંપીદાસ વિષે એક ઠઠ્ઠાકાવ્ય

તો હું લૈ ચલન ચંપીદાસ,
ભવિષ્યવેત્તાની ચકલી પાસે
ઊચકાવેલી તમારી કંકોત્રીનું શું થયું?

શું થયું
સ્વયંવરમાં દિગ્મૂઢ થયેલી પેલી
વીસ વર્ષની કન્યકાનું?
હાં હાં
ભણતરનું, ગણતરનું ને એના વળતરનું?
પગાર સુદ પૂનમનું
ને
સત્તર લાખની લોટરીનું?
આકાશ-બાકાશમાં ઊડવાનું
ને
અઢળક અપરંપાર દોથાએક સુખનું?

અરે, યાળ એમાં
આમ શિયાળ જેવા થઈને કાં ઊભા?
રેશનિંગની લાઈનમાં ઊભા હો એમ.
શું ઘઉંમાં કાંકરા છે?
તેલના ભાવ ઊંચા છે?
રાતે સ્મશાને ગયા'તા?
સવારે નોકરીએ!
હા લૈ હા
દુનિયાદારી છે
પણ એમાં આમ
લોહીમાં ઘૂઘવતો પેલો દરિયો
થોડો સુકવી નખાય!

આમ જુઓ, હાં ઉપર,
માથે તારાઓનાં ઝૂમખાં છે
દ્રાક્ષના મધમીઠા માંડવા છે
ને સાંભળો,
શિયાળવાની લારી યે છે

પણ યાળ
તમે ખોટો પગ મેલી દીધો
કુંડાળામાં!
પણ કૈં વાંધો નહીં.
ચકલી થોડી જ
સહદેવ જોષીનો અવતાર છે

કે સાચું જ ભાખે?
લોટરી તો બોગસ પણ હોય!
ને
મત્સ્યવેધ કરવો એ કૈં આપણું
કામ નૈં
ઠીક છે,
એતો નીકળ્યા'તા ને જઈ ચઢ્યા,
ખાડી

ચંપીદાસ લખી રાખજો ડાયરીમાં
કે
ખલે પશુ ઊંચકીને જુવાન દીકરા
સાથે ક્યારેય
ભરબજારે ચાલવું નહીં
ને એવાં ય કોઈ
વાતવાતમાં
રૂપિયાના ઝાડ ચીંધાડે ત્યારે
ઠક્કો કરીને કહેવાય જ.
'ચંપીદાસ, દ્રાક્ષ ભારે ખાટી છે.'

મુકુન્દ રા. દવે

## કવિતા-સામયિકો

કેટલાંક ફૂટેલાં ઢબલાં જેવાં;
સોનાના બે-ત્રણ સિક્કા ચીલર ભેળા જાય.
કેટલાંક આરસ-મહેલ શાં જણાય—
ભલે, ભીતર ઝાઝો કચરો ને શોરબકોર.
કેટલાંક—દુર્ભેદ્ય ગઢ સમાન;
દ્વારપાળની મહેર વિના શીદ ચકલું ફરકે?
કેટલાંક પ્રયોગશાળા જ જોઈ લો—
રસાયણ, ધુમાડા ને ધડાકાથી જ પંકાય.
કેટલાંક સાવ ખુલ્લા અખાડા;
સરસ્વતી ઉઘાડી ધ્રૂજે, ભીમ-શકુનિ અથડાય.

'શૌરિ'

## હે પ્રબુદ્ધ

હે પ્રબુદ્ધ,
ઋતુચારીઅક્ષાંશરેખાંશાનુસારીવૃક્ષપલ્લવ-
કુસુમરંગગંધવિશ્વમધ્યે
માત્ર
અહમ્ શાશ્વત છે.

તેને ઓગાળી
રસાયન બનાવી
ધરતીમાં સિંચીએ
તો
આભા પ્રકટે
ને
લોક ચરણ ચૂમે,

છતાં
જો શિખંડ સારો ન લાગે
કે બાળક જેવી નિદ્રા ન આવે
કે ટપકતા નળ પર લત્તાપ્રહાર કરવાનું મન થાય
કે વ્યાખ્યાન કરવાની અદમ્ય ઇચ્છા જાગે
તો
કીડાનો અવતાર થયે છૂટકો,

આશિષ દવે

*

## ચાર કાવ્યો

(૧)

આવતી કાલે
અહીંયાં
શિવલિંગની
સ્મૃતિમાત્ર હશે.
અત્યારે
જો કે
એનું અસ્તિત્વ તો
ક્ષણે ક્ષણે
નદી સાથે જ વહી રહ્યું છે
પણ કોણ જાણે કેમ
નદી ય તે છેક ક્યાંથી
પોતાની નિદ્રા ત્યાગી
એને લઈ જવા
આવી હશે!
મને
એટલી તો
ખબર પડી જ ગઈ છે
કે એણે રચેલા
આ અશ્રાવ્ય ગીતની પંક્તિઓ
ક્યારેય
સમજી નહીં શકાય.
આવતી કાલે
શિવલિંગ નદી થઈ ગયું હશે
અને
હું નદીને પ્રણામ કરી
પાછો વળીશ.

(૨)

તું સમુદ્ર તરફ નહીં
તારા તરફ જ
વહી રહી છે,
મને ખબર છે
તું નિરપેક્ષ છે
અને છતાંય હું તને ચાહું છું.
જે કિનારાને
તું સતત ભીંજવે છે—
હું ત્યાં જ બેઠો છું, ત્યાંથી જ
મેં
તારી અંજલિ ભરી
સૂર્યને અર્ઘ્ય આપ્યો છે
કેમ કે
મારા હોઠ પર
ચોંટી ગએલા રજકણોમાં
કંઈ તૃષા ઈંગિત નથી
કેમ કે
મારે એમને
તારી ભીનાશથી દૂર નથી કરવા
કેમકે
હું ઇચ્છુ છું કે મારો અવાજ
તારા પ્રવાહમાં સમથળ બની

ધીરે ધીરે વહે
કેમ કે
હું અહીં
તારે માટે રચેલા એક એક કાવ્યને
અસ્ફુટ સ્વરે ગાવા આવ્યો છું
કેમ કે
મને ખબર છે
તું નિરપેક્ષ છે
એટલા માટે જ
હું તને ચાહું છું.

(૩)

મેં ક્યારેય
પવિત્રતાનો દાવો કર્યો નથી, છતાંય
તમને તો
તમારી મલિનતા
મારામાં વહાવી દેવાનો સંતોષ છે.
તો પછી
તમારી મલિનતાને
ખારાશમાં વહાવી દેવા સિવાય
બીજું શું કરી શકાય?
સાચું કહું છું, મારા મનમાં
તમે કહો છો એ સમુદ્રની
કોઈ કલ્પનાય નથી.
મારે તો ફરી એકવાર
પેલા ખડક નીચે
ચિર નિદ્રાથી આચ્છાદિત થવું છે.
હું ત્યાં નથી,
અહીં નથી.
હું ત્યાં પણ નથી,
જ્યાં હું હતી.
હું
માત્ર ત્યાં જ છું.

(૪)

હવે
ઘેર જઈને
તને સતત વહેતી જોયાના થાકને
અંધકાર સાથે ઘૂંટી દઈ,
મારી આંખો મીંચી
મારી સાથે આવેલો
તારો ઝાંખો ઝાંખો અવાજ
હું
સાંભળીશ
પુનઃ પુનઃ

રાજેન્દ્રસિંહ રાયજાદા

※

—

બારી બહાર નજર પડતાં જ
બીલીનું ઊંચું વૃક્ષ
આંખોમાં લીલવાઈ જાય છે

'બીલીપત્ર...'
હું વિચારું છું ત્યાં મહાદેવના મંદિરનો ઘંટારવ

બીલીના વૃક્ષને પાંદડે પાંદડે
સ્પર્શ કરતો ઝૂલી રહે છે

મહાદેવ!
શિવલિંગ ઉપર ધરેલાં
બીલીપત્રોની લીલાશ થાળામાં ઢોળાતી જાય છે
અને
પાછળ ઊભેલાં પાર્વતી તેને જોઇ રહે છે

પાર્વતી!
મુંબઇની શેરીમાં
કોઈ ઘરની બારીમાં ઊભેલી
લાચાર આંખે
એક એક માણસને પાર્વતી જોઈ રહે છે

મંદિરમાં,
શિવ સાથે પાર્વતીને
હું બીલીપત્ર ચડાવીને
મોટેથી ઘંટારવ કરી નમન કરું છું ત્યારે
બીલીપત્રનું લીલું લીલું અસ્તિત્વ
થાળામાં થઇને મંદિર બહાર
ટપકચા કરે છે અને
શિવની પાછળ ઊભેલાં પાર્વતી
જોયાં જ કરે છે....જોયાં જ કરે છે....
જોયાં જ કરે છે....!

શિલ્પિન્ થાનકી

*

## ત્વષ્ટા-વાર્તિક

સૃષ્ટિના આદિકાળમાં
તેઓના અસ્તિત્વમાં
મૌનનું વર્ચસ હતું.
કાલક્રમે
નવલજાત શબ્દોએ
પ્રાંજલ મૌનને હણ્યું,
તે પછી તેઓએ
શબ્દઘ્ન મૌન જન્મે
તેવી કામના કરી.
તેઓએ યજ્ઞ કર્યો,
તેઓએ પ્રાર્થના કરી,
પરન્તુ અશુદ્ધ હવા
તેઓના સ્વરાઘાત,
પરિણામે
તેઓની ઉપલબ્ધિ હતી
શબ્દઘ્ન મૌનને બદલે
મૌનઘ્ન શબ્દોની જ.
હવે
તેઓ યત્નાન્વિત છે
પુનર્યજ્ઞ માટે,
કિન્તુ
હજી તેઓના સ્વરાઘાત
એના એ જ છે,—
પરમાત્મા તેઓને સહૃસ્વરાઘાત આપે.

# શિશુકાવ્યો

[આંતરરાષ્ટ્રિય બાલવર્ષ નિમિત્તે આ વર્ષ દરમિયાન 'કવિલોક'ના પ્રત્યેક અંકમાં શિશુકાવ્યો પ્રકટ કરવાનો મનસૂબો રાખ્યો છે. આ વિભાગમાં જોડકણાં નહિ, પરન્તુ શિશુચિત્તની ભાવસૃષ્ટિ અને કલ્પનાદૃષ્ટિને કાવ્યકોટિએ પહોંચાડતી રચનાઓ અપાશે. પ્રત્યેક અંકમાંના ઉત્તમ શિશુકાવ્યને રૂપિયા ત્રીસનું ડૉ. ચંદ્રશેખર ઠક્કુર પારિતોષિક પણ આપવામાં આવશે. કવિમિત્રોને પોતાનાં ઉત્તમ અપ્રકટ શિશુકાવ્યો મોકલી આપવા નિમંત્રણ છે. –તંત્રી]

## **હાથી અને ગર્દભ** / દીનાનાથ વ્યાસ

એક ગધેડું આવી ઊભું ચ્હાની હૉટલ પાસે,
ચ્હાના કૂચા ખાય મઝાથી કેફ ચડે દિમાગે.

બાવાજી હાથીને લઈને જાયે ઊભી બજારે,
ચ્હાનો કેફ ચડ્યો ગર્દભને, ગયો હાથીની સામે.

'રામ રામજી, હાથી ભૈયા, દોસ્તી આપણ કરીએ,
ચાલો આપણ સાથે સાથે ઊભી બજારે ફરીએ.'

કુંભાર આવ્યો દંડો લઈને પકડ્યા લાંબા કાન,
બેઠો ઉપર સવાર થઈને, આવી ગૈ ત્યાં સાન.

સૂંઢ કરીને ઊંચી હાથી કહે, 'આવજો ભૈયા!
વૌઠાના મેળામાં મળશું કુંભાર કેરા છૈયા!

## હાથીભાઈનો ફુગ્ગો / રમેશ પારેખ

હાથીભાઈ ફુગ્ગો ફુલાવવા બેઠા
એને ફુગ્ગો ફુલાવતાં ન આવડે
હાથીભાઈ રડતાં રડતાં બેઠા
એને ફુગ્ગો ફુલાવતાં ન આવડે

વાઘભાઈ આવ્યા : ભુર્ર્ર્ ભુર્ર્ર્ ભુર્ર્ર્

વાઘભાઈ બોલ્યા કે, રડ નહીં આવ
હું તારો ફુગ્ગો ફુલાવી દઉં, લાવ
વાઘભાઈ ફુગ્ગો ફુલાવવા બેઠા
એને ફુગ્ગો ફુલાવતાં ન આવડે

સિંહભાઈ આવ્યા : ઘુર્ર્ર્ ઘુર્ર્ર્ ઘુર્ર્ર્

સિંહભાઈ બોલ્યા કે, રડ નહીં આવ
હું તારો ફુગ્ગો ફુલાવી દઉં, લાવ
સિંહભાઈ ફુગ્ગો ફુલાવવા બેઠા
એને ફુગ્ગો ફુલાવતાં ન આવડે

નીરજભાઈ આવ્યા : ધબ્મ ધબ્બ ધબ્બ

નીરજભાઈ બોલ્યા કે, રડ નહીં આવ
હું તારો ફુગ્ગો ફુલાવી દઉં, લાવ
નીરજભાઈ ફુગ્ગો ફુલાવવા બેઠા
એને ફુગ્ગો ફુલાવતાં........ આવડે

# અનુવાદ

## ઉડિયા કાવ્યો/રાજેન્દ્ર શાહ

### (૧)
### તીર અને સમુદ્ર

રેતીઘરની રમણા
છીપ...માત્ર છીપની ચિત્રણા.

મોજાં જે સ્થળે આવીને પછાડ ખાય છે
થાપ મારે છે...
હાસ્યની છૉળે કેટલાંક નાનાં બાળ... અને
રેતીનાં ઘર ભંગાય છે
ને વળી બંધાય છે!

હલદી તેજને જીર્ણ સઢ
નીલ સમુદ્રની નૌકા
ઝાવુ-વનના જલનિધિ કંઠારે
સવારથી જ
નિશ્ચલ પડી રહી છે.

સન્મુખ આવે છે એક લહર
તેની પાછળ એક બીજી
વળી એક
વળી બીજી...
દૂરથી કોઈ એકનું રેલાય છે હાસ્ય.
સંભવતઃ
મોજાંને ઝીલવા જતાં
હાથમાં આવી છે વેળુ.

ફડફડતી પાંખને પ્રસ્તાર
અમારા માથા પર થઈને
તીર વેગે ઊડી ગયું
એક ધવલ ખગ.

### (૨)
### ખોઈને પામવું

આજ રાત્રે
ક્રુદ્ધ સમુદ્ર અને ઉદાસ કંઠાર વચ્ચે
જામ્યો તુમુલ સંઘર્ષ.

કાંઈ ને કાંઈ તો ગુમાવ્યું બન્નેએ.
કંઠારની કર્દમાક્ત વેળુ તણાઈ ગઈ.
સમુદ્રે વમન કર્યાં
કંઈક સામુદ્રિક ઘાસપાલો ને કંઈક શુક્તિસમ કીટ.

કાલે સવારે ફરીથી સૂર્ય ઊગશે
આલિંગન કરી રેતાળભૂમિને દેશે નિજ ઉષ્ણતા.
કરશે સંવનન, કરશે પ્રાણને ચંચલ.

મત્સ્યજીવી પંખીવૃંદ આનંદની કિલકારી કરતાં
શિકારનો પીછો કરી
જ્યારે સમુદ્રના અથાગ જલમાં ડૂબકી દેશે
ત્યારે
તરલ કોમલ તરંગાવલિ
વિસ્તીર્ણ આ તીરપ્રદેશ પર
કરશે આવનજાવન.

જ્યાં ગત રાત્રિએ
એકહૃદય થતાં થતાં
બન્ને થયાં હતાં પૂર્ણતઃ છિન્ન.

(૩)

કબરસ્તાનમાં

માત્ર ધૂળ અને ઘાસ
મારા
પગ નીચે!

હું તો શોધું છું એક નામ
આ પુરાણી
કબર કબરે

બધું ય ભુલાઈ ગયું છે
બધું ય નષ્ટ થયું છે
દીર્ઘ કાલના વહને.

નિદ્રાલીન થયું છે નામ
છાયા સમું થયું છે અગોચર
માટીમાં મળી ગયું છે.

રહી છે માત્ર ધૂળ
અને
ધૂસર એવા પાણા
એ જ ધૂળની છે મારી ખોજ

(૪)

વૃષ્ટિ અને સમુદ્ર

સુનીલ સમુદ્ર
નારિકેળની સુદીર્ઘ છાયા
અને વૃષ્ટિ

જાણે મેઘશ્રેણીનાં શ્વેત જહાજ
કિનારે આવી લાગે છે.

ઝરે છે જલધારા
સંખ્યાતીત બિંદુ
ફેન
તરંગનાં યાત્રી

વૃષ્ટિનો ધવલ સઢ
ખૂલી ગયો છે
નારિકેળ-પત્રના પવને

તિરોહિતા છે સમુદ્ર
નારિયેળ વૃક્ષ
અને વૃષ્ટિ

વૃષ્ટિની જ ભીતર

(સુજાતા પ્રિયંવદાનાં કાવ્યોનો અનુવાદ)

# આસ્વાદ

**પ્રસાદ બ્રહ્મભટ્ટ**

## તીર્થોત્તમ

ભમ્યો તીર્થે તીર્થે ધરી ઉર મનીષા દરશની
પુરી, કાશી, કાંચી, અવધ, મથુરા ને અવર સૌ
ભમ્યો યાત્રાધામો, અડસઠ જલે સ્નાન કરિયાં;
વળી સાથે લાવ્યો વિમલ ઘટ ગંગોદક ભરી.
છતાં રે ના લાધ્યું પ્રભુ! પુનિત એકે તીરથ, જ્યાં
શકે મારી છીપી ચરમ મનીષા તું–દરશની!
અને એવા ઝાઝા દિન વહી ગયા શોધન મહીં,
વહ્યા એથી ઝાઝા સતત ઘટમાળે જીવનની!

અમે બે સાંજુકાં સહજ મઢી–ઓટે નિત પડે
વળ્યાં'તાં વાતોએ, નયન નમણાં ને સખી તણાં
ઢળ્યાં'તાં વાત્સલ્યે, મૃદુલ નવજાતા કલી પરે–
ઝૂકી, ઢાંકી જેને અરધપરધા પાલવ થકી
ઉછંગે પિવાડી અનગળ રહી અમૃતઝરા!
મને એ ચક્ષુમાં પ્રભુ! જગતતીર્થોત્તમ મળ્યું.

બાલમુકુન્દ દવે

**મા**નવ ઈશ્વરની શોધ અનાદિકાળથી કરતો આવ્યો છે. ઈશ્વરની શોધમાં તે અનેક તીર્થો ખૂંદી વળે છે, વ્રત–ઉપવાસ કરે છે, ભક્તિ કરે છે, દાન કરે છે, સેવા કરે છે. આ બધું કર્યા પછી પણ ઈશ્વર મળે છે ખરો? એનું દર્શન થાય છે ક્યાં? થાય છે? ઈશ્વરનો સાક્ષાત્કાર કેટલાક ભક્તોને થયો છે એમ કહેવાય છે. જુદા જુદા ભક્તોને જુદા જુદા અનુભવ થાય છે. ઈશ્વર-દર્શનની તીવ્ર ઉત્કંઠા રાખનાર સાચા ભક્તને એક યા બીજા સ્વરૂપે ઈશ્વરનું દર્શન થાય છે. મહત્ત્વની વાત તો છે ઉત્કટ અભીપ્સા હોવાની. તે હશે તો કોઈને કોઈ રૂપે ક્યાંક તો પ્રભુનો સાક્ષાત્કાર થશે જ.

આપણા કવિને પણ પ્રભુદર્શનની મનીષા છે. માત્ર સાધારણ ઇચ્છા નથી, મહેચ્છા છે. અને તેને ફળીભૂત કરવા તેઓ શું કરે છે? જે બધાં કરે છે તે જ. બધાંનું જોઈને કવિ પણ પ્રભુદર્શન માટે બધાં તીર્થો ફરી વળે છે. જગન્નાથપુરી, કાશી, કાંચી, અયોધ્યા, મથુરા જેવાં મુખ્ય મુખ્ય યાત્રાધામો તથા તે સિવાયના પણ સઘળાં યાત્રાધામો તેઓ ખૂંદી વળે છે. પવિત્ર ગણાતાં બધાં જ નદી–નાળાંમાં સ્નાન કરે છે અને પરમપાવની ગંગાનદીનું પવિત્ર જલ તો વળી પાત્ર ભરીને સાથે ઘરે પણ લાવે છે. આ બધું કર્યું—

છતાં રે ના લાધ્યું પ્રભુ! પુનિત એકે તીરથ, જ્યાં
શકે મારી છીપી ચરમ મનીષા તું–દરશની!

કવિની ઇચ્છા માત્ર મંદિરમાં પ્રભુની મૂર્તિના દર્શન કરવાની નથી. તેમને તો પ્રભુના પ્રત્યક્ષ દર્શન કરવા છે. આવી ચરમ મનીષા બાહ્યાડંબર ને દંભથી ખદબદતાં કહેવાતાં તીર્થસ્થાનોમાં કદી પૂર્ણ થાય ખરી? પણ કવિ શ્રદ્ધાળુ છે. પોતાની શોધ ચાલુ રાખે છે. અનિશ્ચિત અલ્પકાલીન આયુષ્યના અસંખ્ય દિવસો ઈશ્વરની શોધમાંજ વ્યતીત થયા. અને તેથી પણ વધુ દિવસો તો જીવનની સનાતન ઘટમાળમાં જ વહી ગયા. જીવનમાં ક્યારેક ક્યારેક એવા અનુભવો થાય છે જ્યારે વ્યક્તિનું આભ્યંતર હચમચી ઊઠે છે. આવા પ્રસંગે તેને પ્રભુમિલનની લગની લાગે છે. થોડો સમય તે આ ભાવસ્થિતિમાં રહે છે. પછી પાછો તે સંસારની સહજ ઘટમાળમાં ગરકાવ થઈ જાય છે. આનું કારણ એ છે કે પ્રભુપ્રાપ્તિનો માર્ગ પ્રલંબ છે અને શરૂઆતમાં લાગે છે તેટલો સરળ તો નથી જ.

છતાં સાચ્ચી શોધ ક્યારેક તો સફળ થાય છે જ.

કઠિન કાર્યમાં કસોટી તો થવાની જ, પણ સાચી લગની અને પુરુષાર્થ હોય ત્યાંથી પ્રાપ્તિ છટકી શકતી નથી જ. કવિની હરિદર્શનની તૃષા પણ તૃપ્ત થાય છે. એક સાંજે તેઓ તેમની પત્ની સાથે ઘરના ઓટલે રોજની જેમ જ વાતે વળ્યા છે. પત્નીના ખોળામાં છે સંસારમાં નવી નવી જ આવેલી માસુમ પુત્રી. પત્ની એક બાજુ પિયુ સાથે પ્રણયગોષ્ઠિ કરે છે તો બીજી બાજુ પુત્રી પર વાત્સલ્યનું અમી વર્ષાવે છે. પાલવથી બાળકીને અડધીપડધી ઢાંકીને તે પયપાન કરાવી રહી છે. એવામાં કવિની નજર સખીની આંખોપર જાય છે અને ત્યાં તો આર્કિમિડિઝના 'યુરેકા, યુરેકા' જેવો આનંદોદ્ગાર કવિના મુખમાંથી સરી પડે છે—

મને એ ચક્ષુમાં પ્રભુ! જગતતીર્થોત્તમ મળ્યું.

કવિની શોધ પૂરી થાય છે. તેમને જે કાશી, મથુરા, અયોધ્યા વગેરે તીર્થોમાં કે ગંગા-યમુના જેવી નદીઓનાં સ્નાનથી ન'તું મળ્યું તે અહીં સહજ રીતે જ પત્નીની આંખોમાં મળે છે. કોઈને અહીં એવો પ્રશ્ન થાય કે કવિએ શું પત્નીની આંખો આજે પહેલી વાર તો નથી દેખી. અગાઉ અસંખ્યવાર કવિએ પત્નીની આંખો જોઈ હશે. અરે, ક્યારેક તો કલાકો-સુધી આંખોમાં આંખો પરોવી બેસી પણ રહ્યા હશે! પરંતુ આજનો અનુભવ એ વિશેષ પ્રકારનો છે. અગાઉ કવિને જે આંખોનો પરિચય હતો તે આકર્ષક, મોહક માદક આંખોનો, પત્નીની-પ્રિયતમાની આંખોનો પરિચય હતો. આજે કવિ જે જુએ છે તે પત્નીની આંખો કેવી છે? પુત્રીપર વાત્સલ્ય વરસાવતી માતાની આંખો. એ આંખોમાં સાચ્ચો નિષ્કપટ નિર્વ્યાજ પ્રેમ છે. જ્યાં આવો પ્રેમ છે ત્યાં જ જગતનું સર્વોત્તમ તીર્થ છે અને એ પ્રેમ એ જ પ્રભુ છે. આ સંદર્ભમાં, Love is God એમ જે કહેવાયું છે તે યથાર્થ જણાશે.

આવા ગહન ગભીર ઉદાત્ત ભાવની અભિવ્યક્તિ માટે તેને અનુરૂપ એવા સૉનેટ પ્રકારની તથા શિખરિણી છંદની પસંદગીમાં તો બાલમુકુન્દના કવિત્વનો સ્પર્શ અનુભવાય છે જ, પણ વિશેષ દાદ માગી લે છે કવિની શબ્દપસંદગી. એક સાચ્ચા કવિમાં હોય તેવી સૂક્ષ્મ શબ્દસૂઝ તેમનામાં છે. 'તીર્થ', 'વિમલઘટ', ગંગોદક', 'મનીષા', 'મૃદુલ', 'ચક્ષુ', 'તીર્થોત્તમ', 'અમૃત', 'નવજાતા' જેવા તત્સમ, 'દરશ', 'તીરથ', 'સાંજુકા', 'નિત' જેવા તદ્ભવ' 'ઝાઝા', 'પડે', 'મઢી' જેવા દેશ્ય શબ્દોનું એવું સુંદર સંયોજન કવિએ કર્યું છે કે તે બધાંને અલગ અલગ તારવવા પણ મુશ્કેલ છે. 'સાંજુકા', 'પડે' જેવા શબ્દોનું ભાવસૌંદર્ય ખરેખર અદ્ભુત છે!

અષ્ટકમાં પ્રભુદર્શનની મનીષા અને તે પૂર્ણ કરવા કવિએ કરેલા પ્રયાસોનું સવિગત વર્ણન આવે છે. તીર્થોનાં નામ વગેરે સાથેના વર્ણન દ્વારા કવિએ કેટલી બધી શોધ કરી છે તેનો ખ્યાલ આવે છે. ષટ્કમાં સૉનેટને માટે અનિવાર્ય એવો ભાવ પલટો, વળાંક આવે છે. પૂર્વાર્ધમાં જે ઝંખના વ્યક્ત કરી તે કેવી-રીતે સંતોષાય છે તે ઉત્તરાર્ધમાં સુયોગ્ય રીતે કવિએ દર્શાવ્યું છે.

કવિને ગાવો છે માતૃત્વનો મહિમા. પણ તેમન કુશળતા જુઓ. શરૂઆતની આઠ પંક્તિઓ સુધી તે તેની ગંધ સરખી પણ આવવા દે છે? પ્રભુદર્શનની મનીષા અને તે પૂર્ણ કરવા તીર્થોની કરેલી યાત્રાના વર્ણનમાં જ અષ્ટક તો પૂરું થાય છે. અને ષટ્કનો પ્રારંભ જુઓ—

અમે બે સાંજુકાં સહજ મઢીઓટે નિત પડે

વળ્યાં'તાં વાતોએ—

અહીં તો પતિપત્નીના પ્રસન્નમધુર દામ્પત્યની વાત છે. આ પંક્તિમાં આવતો 'સહજ' શબ્દ સામાન્ય લાગતો હોવા છતાં મહત્ત્વપૂર્ણ છે. કવિએ કાવ્યમાં સર્જ્યો તો છે મોટો ચમત્કાર, પણ સહજરીતે, જરાયે આડંબર વિના. એક ભાવ પરથી બીજા ભાવ પર કવિ આસાનીથી, સહજ રીતે જ સરકી જાય છે. ઉપરોક્ત પંક્તિના દાંપત્યના નિર્દેશ પછી સાહજિકતાથી જ કવિ દામ્પત્યપ્રેમના જ આનુષંગિક અપત્યસ્નેહ પર આવી તેમના લક્ષિત ભાવ માતૃત્વને ભવ્ય અંજલિ અર્પી રહે છે. અષ્ટક પછી ભાવપલટો અને અંતમાં સહજ ચોટ સાધીને સૉનેટના સાહિત્યસ્વરૂપની અપેક્ષાને અને એક નમૂનેદાર કાવ્ય સર્જીને કવિતાચાહકોની અપેક્ષાને પણ બાલમુકુન્દ દવે સુપેરે સંતોષે છે. □

---

# નવું લવાજમ

* આપનું લવાજમ જો પૂરું થઇ ગયું હોય તો સત્વરે મોકલી આપશો, જેથી આપની વરસોવરસની 'કવિલોક'ની ફાઇલ અતૂટ રહે.
* 'કવિલોક'ની આજીવન સભ્યપદ યોજનામાં પુસ્તકાલયો અને શિક્ષણ-સંસ્થાઓ પણ રૂપિયા સો ભરી આજીવન સભ્ય બની શકે છે.

# દ્વિજ-દશાબ્દી

'કવિલોક'નું કાર્યાલય મુંબઇથી અમદાવાદ આવ્યાને નવ વર્ષ પૂરાં થઇ દશમું વર્ષ ચાલે છે. નવા કલેવરે 'કવિલોક' પ્રકટ થવા લાગ્યું તે દ્વિજત્વની આ દશાબ્દી નિમિત્તે 'કવિલોક'નો વિશિષ્ટ અંક પ્રસિદ્ધ થશે અને અન્ય કાર્યક્રમો પણ યોજાશે. વિગતો આવતા અંકે જાહેર કરીશું.

# દયારામ સંદર્ભસૂચિ

સંપા. પી. વેગડ

[જુલાઈ-ઑગસ્ટ ૧૯૭૮ અંકના અનુસંધાને]

ભક્તિવિધાન. ચ-૧૧ ભા.૫

ભગવત્સ્વરૂપના શૃંગારનું વર્ણન. ચ-૭ ભા.૪.

ભગવદ્ગીતા (પ્રાકૃતભાષા-પદ્યબંધ). ચ-૧૫.

ભગવદ્ગીતા માહાત્મ્ય. ચ-૧૬.

પ્રાચીન કાવ્ય ત્રૈમા. પુ.૯ અંક ૧ ઇ.સ. ૧૮૯૪

પ્રાચીન કાવ્ય ત્રૈમા. અંક ૧ ઇ.સ. ૧૮૮૪ અને અંક ૩ ઇ.સ. ૧૮૮૬.

હરગોવિંદદાસ કાંટાવાળા સંપા. દયારામકૃત ભગવદ્ગીતા રહસ્ય. અ'વાદ, આર્યોદય પ્રેસ પ્ર.આ. ૧૮૯૪ પૃ ૫૮.

ભગવદાશ્રયની છ લાવણી. ચ-૭ ભા.૩.

ભગવન્નામાવળી. ચ-૯. ચ-૧૬. ચ-૨૬. ચ-૩૪.

ભાગવતની અતિસૂક્ષ્મ અનુક્રમણિકા. ચ-૭ ભા.૩

ભાગવતાનુક્રમણિકા. ચ ૧૫. ચ-૩૨.

મનપ્રબોધ (કક્કો). ચ-૧૧ ભા ૩. ચ-૧૬. ચ-૩૪.

મનમતિસંવાદ. ચ-૩ ભા.૪. ચ-૧૧ ભા.૩

પ્રાચીન કાવ્ય ત્રૈમા. અંક ૩ ઇ.સ. ૧૮૮૬.

માધવરામ વ્યાસ અને દયારામ વચ્ચે પત્ર-વ્યવહાર. ચ-૧૦ ભા. ૩. 'પ્રજાબંધુ' ડિસે. ૧૯૧૧ના અંકમાં કેશવરામ હ. ધ્રુવે પ્રગટ કરેલો.

માનલીલાનો ગરબો. ચ-૭ ભા.૩

મીરાંચરિત્ર. ચ-૩ ભા.૧. ચ-૪. ચ-૭ ભા.૨. ચ-૯. ચ-૧૧ ભા ૪. ચ-૨૬. ચ-૩૪.

મુરલીલીલા. ચ-૩૩.

મૂર્ખલક્ષણાવલિ. ચ-૩૩.

મોહિનીસ્વરૂપનો ગરબો. ચ-૯. ચ-૧૧ ભા.૩. ચ-૧૬. ચ-૨૬. ચ-૩૪.

યમુનાજીની સ્તુતિ (સ્તોત્ર) (વ્રજ). ચ-૧૧ ભા.૩.

પ્રાચીન કાવ્ય ત્રૈમા. પુ.૫ અંક ૪ ઇ.સ. ૧૮૮૯.

રસિકરંજન (વ્રજ). ચ-૧૭.

રસિકવલ્લભ. ચ-૧૧ ભા.૨. ચ-૩૧

કેશવરામ કા. શાસ્ત્રી સંપા. કવિના હસ્તાક્ષરની પ્રતને આધારે. અ'વાદ, ગૂર્જર. પ્ર.આ. ૧૯૬૧ પૃ.૨૭+૨૦૪. (હસિત બૂચ-અવ. ગુજ. સા.સભા કાર્યવહી ૧૯૬૧ (પ્ર.આ. ૧૯૬૩) પૃ.૨૪).

કે. કા. શાસ્ત્રી-રસિકવલ્લભ: એક અધ્યયન. અ'વાદ, ગૂર્જર. પ્ર.આ. ૧૯૬૨ પૃ ૮+૧૦૪.

જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ સંપા. અ'વાદ, ગુજરાત વિદ્યાસભા. પ્ર.આ. ૧૯૩૩ પૃ.૧૧+૧૫૬+૧૦૪ (જીવનચરિત્ર પૃ ૧-૨૩).

નરોત્તમ વાળંદ-કવિ દયારામકૃત 'રસિકવલ્લભ'. 'ગુર્જર ભારતી' સાપ્ટે. નવે.' ૭૭ પૃ. ૩૧-૫.

રસિયાજીના મહિના. ચ-૭ ભા.૧. ચ-૯. ચ-૧૧ ભા ૩. ચ-૧૬. ચ-૨૬.

રાધા અષ્ટોત્તર શતનામ. ચ-૧૧ ભા ૩. ચ-૩૧. પ્રાચીન કાવ્ય ત્રૈમા. પુ.૫ અંક ૪ ઇ.સ. ૧૮૮૯.

રાધિકાજીના શમણાનું ધોળ. ચ-૭ ભા.૩. ચ-૯. ચ-૧૧ ભા.૪. ચ-૧૬. ચ-૨૬.

રાધિકાનાં વખાણ. ચ-૧૬. ચ-૨૦. ચ-૨૬.

રાધિકાનો વેવાખેલ. ચ-૧૬.

રાધિકા પોતાની માતાને કહે છે. ચ-૧૬.

રાધિકા-વિરહના દ્વાદશમાસ. પ્રા.કા. ત્રૈમા. પુ ૪ અંક ૨ ઇ.સ. ૧૮૮૯.

(ક્રમશઃ)

# પરિચય

**શ્રી કિશોરસિંહ (હેંદુજી) સોલંકી** નો જન્મ ૧૯૪૯ના એપ્રિલની ૧લી તારીખે બનાસકાંઠા જિલ્લાના મગરવાડા ગામમાં થયો છે. એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદમાંથી ગુજરાતી વિષય સાથે બી. એ. અને ગુજરાત યુનિવર્સિટીના ભાષાભવનમાંથી એ જ વિષય સાથે એમ. એ. થઈ હાલ મહુધાની આર્ટ્સ ઍન્ડ કૉમર્સ કૉલેજમાં ગુજરાતીના વ્યાખ્યાતા છે. એમનાં કાવ્યો ગુજરાતી ભાષાના પ્રતિષ્ઠિત સામયિકોમાં અવારનવાર પ્રકટ થાય છે. આ ઉપરાંત એમની બે લઘુ નવલો પણ પ્રકાશિત થએલી છે. પ્રવાસ, નાટક અને રાજકારણમાં એમને સવિશેષ રસ છે. અત્યારે તેઓ ગુજરાતી વિષયમાં પીએચ. ડી. માટે મહાનિબંધની તૈયારી કરી રહ્યા છે.
(સરદાર પોળ, મહુધા–૩૮૭ ૩૩૫, જિ. ખેડા)

**શ્રી કિશોર (ફકીરભાઈ) મોદી** નો જન્મ ૧૯૫૦ના ઑક્ટોબરની ૨૩મી તારીખે સૂરત જિલ્લાના કનસાડ ગામે થયો છે. ૧૯૬૩માં બી. એસસી. ઑનર્સની ઉપાધિ મેળવી, ૧૯૬૫માં સૂરતની સર પી. ટી. સાર્વજનિક કૉલેજ ઑફ સાયન્સમાંથી એમ. એસસી.ની ઉપાધિ પ્રથમ વર્ગમાં પ્રાપ્ત કરી છે. કારકિર્દીનો આરંભ એમણે ખંભાતની વિજ્ઞાન કૉલેજમાં ખંડ સમયના નિર્દેશક તરીકે કરી, રસાયણશાસ્ત્રમાં સંશોધન નિબંધ તૈયાર કર્યો અને ૧૯૬૯માં પીએચ. ડી.ની ઉપાધિ પણ મેળવી. વડોદરા ખાતે સારાભાઈ રિસર્ચ સેન્ટરમાં સંશોધન અધિકારી તરીકે સાત વર્ષ સેવાઓ આપ્યા પછી હાલ એ જ નગરમાં યુનિવર્સલ ડાયસ્ટફ ઇન્ડસ્ટ્રીઝ લિમિટેડમાં સંશોધન અધિકારી તરીકે સેવા આપી રહ્યા છે. મિત્રોના સહકારથી 'રચના' નામક અનિયતકાલિક લઘુ કવિતા–સામયિક પણ પ્રકટ કરે છે. મિત્રના સહયોગમાં એમણે વિજ્ઞાનીઓની ચરિત્રરેખાઓ આપતી 'વિજ્ઞાનની વિભૂતિઓ' નામક પાંચ પુસ્તિકાઓ પણ પ્રકટ કરી છે.
(એ/૭, જેનિતા એપાર્ટમેન્ટ્સ, વડીવાડી, વડોદરા–૩૯૦૦૦૭)

**શ્રી પ્રફુલ્લ (શાંતિલાલ) પંડ્યા** નો જન્મ ૧૯૫૬ના જૂનની ૧૫મી તારીખે અમરેલી જિલ્લાના કોટડી ગામે થયો છે. અર્થશાસ્ત્રનો વિષય લઈ મુંબઈ યુનિવર્સિટીની બી. એ.ની ઉપાધિ મેળવ્યા પછી ગુજરાતીનો વિષય લઈ એમ. એ. માટે તૈયારી કરી રહ્યા છે. મુંબઈના દૈનિક 'જનશક્તિ'માં જોડાઈ પત્રકાર તરીકેની વ્યાવસાયિક કારકિર્દીનો આરંભ કરી હાલ મુંબઈમાં જન્મભૂમિ જૂથના 'વ્યાપાર' પત્રના તંત્રી-વિભાગમાં કામગીરી બજાવે છે. કવિતા ઉપરાંત એમને રંગભૂમિ, સંગીત, ક્રિકેટ અને અધ્યાત્મમાં પણ ઊંડો રસ છે.
(c/o. તંત્રીવિભાગ 'વ્યાપાર', જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઈ–૪૦૦ ૦૦૧)

# કવિતાવૃત્ત

- સાહિત્ય અકાદમી તરફથી માર્ચ મહિનાની આખરમાં ત્રણ દિવસ માટે ભારતની પશ્ચિમ વિભાગની ચાર ભાષાઓ–મરાઠી, ગુજરાતી, સિંધી અને કોંકણી–માટે મુંબઈમાં કાવ્યરચના શિબિરનું આયોજન કરવામાં આવ્યું હતું. આ શિબિરનું સંચાલન રાજેન્દ્ર શાહે કર્યું હતું. અને નિમંત્રિત ગુજરાતી કવિઓ હતા સર્વશ્રી રમેશ જાની, શ્યામ સાધુ, જયેન્દ્ર શેખડીવાળા, મંગળ રાઠોડ અને મહેશ શાહ. આ પ્રવૃત્તિનો સવિગત અહેવાલ અને કાવ્યો આગામી અંકમાં.
- મહાકવિ ન્હાનાલાલ સ્મારક ટ્રસ્ટનું વાર્ષિક વ્યાખ્યાન ડૉ. રમણલાલ જોશીએ 'નાનાલાલની વૃત્તબદ્ધ કવિતા' પર માર્ચ મહિનાની ૨૯મીના રોજ અમદાવાદમાં આપ્યું હતું.
- ગુજરાતી સાહિત્ય પરિષદના અમૃત મહોત્સવના એક ભાગરૂપે ૮–૪–૧૯૭૯ના રોજ અમદાવાદના દિનેશ હૉલમાં રાજેન્દ્ર શાહ અને બાલમુકુન્દ દવેની કવિતાના આસ્વાદ, પઠન અને ગાનનો કાર્યક્રમ યોજાયો હતો. બન્ને કવિજનોએ પોતાની રચનાનું પઠન કર્યું હતું. શ્રી ચન્દ્રકાન્ત શેઠે રાજેન્દ્ર શાહ અને શ્રી ધીરુ પરીખે બાલમુકુન્દ દવે વિષે આસ્વાદમૂલક વક્તવ્યો રજૂ કર્યાં હતાં. શ્રુતિમંડળે બન્ને કવિઓની રચનાઓનું ગાન કર્યું હતું.
- ૧૯૭૮નું કવિવર ન્હાનાલાલ પારિતોષિક શ્રી જયન્ત પાઠકના કાવ્યસંગ્રહ 'અનુનય'ને એનાયત થયું છે.

## સાભાર સ્વીકાર

**પિયા બિન** · નાથાલાલ દવે · વિક્રેતા · ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, કાચું પૂઠું, પૃ. ૯૮, રૂ. ૬

**હાલો ભેરુ ! ગામડે** · લેખક-વિક્રેતા ઉપર મુજબ · કાચું પૂઠું, પૃ. ૪૮, રૂ. ૩

**કેસરિયા ટશરનું આકાશ** · મધુકાન્ત કલ્પિત · નવોદિત લેખક સહકારી પ્રકાશક, ૨૫૩/૧, હોળી ચકલા, ગોમતીપુર, અમદાવાદ–૨૧, કાચું પૂઠું, પૃ. ૮૮, રૂ. ૫–૫૦

**અનામત** · કિસ્મત કુરૈશી · સુમન પ્રકાશન, ૮૬, ડામર ગલી, મુંબઈ-૯ કાચું પૂઠું. પૃ. ૭૯, રૂ. ૩–૫૦

**નાનકડી નાવ** · જે. બી. એચ. વાડીઆ. એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ. ૧૬૪, સામળદાસ ગાંધી માર્ગ, મુંબઈ-૨, કાચું પૂઠું, પૃ. ૫૪, રૂ. ૪

**સ્મરણપથ** · ગોવિંદ પરમાર · અમર પ્રકાશન, મટવા કૂવા, કલોલ (ઉ. ગુ.) કાચું પૂઠું, પૃ. ૬૦, રૂ. ૪

**શબ્દને કાંઠે નગર** · લાલજી મકવાણા 'અમી', મધુર પ્રકાશન, ૮૯, છોટુભાઈ સોસાયટી, ગીતામંદિર રોડ, અમદાવાદ–૨૨, કાચું પૂઠું, પૃ. ૬૪, રૂ. ૫

**ક્રમશઃ** રમેશ આચાર્ય · ચારુ પ્રકાશન, સ્ટેશન રોડ, હળવદ–૩૬૩૩૩૦ કાચું પૂઠું, પૃષ્ઠ. ૩૨ રૂ. ૫

**ઘટના** · એસ. અસ. રાહી · કૈઝર ઈલેક્ટ્રીકલ્સ, સાંગણવા ચોક, રાજકોટ-૧ કાચું પૂંઠું પૃ. ૪૮, રૂ. ૫

OBM/1243 GUJ

# “અરે, ફેવિકોલ હોય પછી ઢીંગલી બનાવવામાં કેટલી વાર!”

ધંધાદારી કારીગરોની પ્રથમ પસંદગી પામેલું આ ફેવિકોલ આપ પણ આવાં અનેક કામ માટે સદા હાથવગું જ રાખો. ગમે ત્યારે ફેવિકોલની જરૂર પડવાની જ!

ઑલ ઇન્ડિયા હૅન્ડીક્રાફ્ટ ટીચર્સ ટ્રેનિંગ કૉલેજ તેમજ હસ્તકલાની અન્ય સંસ્થાઓમાં ફેવિકોલ વધુને વધુ પ્રમાણમાં વપરાય છે.

ફેવિકોલ વડે આપ ફાવે તે ચોંટાડો:

- કાગળ • થર્મોકોલ • લાકડું • કાપડ
- માટીની ચીજ-વસ્તુઓ • આભલાં ને

એવી ઘણીખરી વસ્તુઓને ફેવિકોલ સિન્થેટિક રેઝિન એડ્હેસિવ જલદી અને મજબૂત રીતે ચોંટાડી દે છે.

કામ પણ દરેક વખતે જુઓ તો સ્વચ્છ, સુઘડ, સુંદર ને સફાઈદાર!




Courtesy: HTTC, Bombay

ચોંટાડવા માટે સર્વોત્તમ

**ફેવિકોલ®**

કારીગરોનું માનીતું અજોડ એડ્હેસિવ.

® પિડિલાઇટ ઇન્ડસ્ટ્રીઝ પ્રાઇવેટ લિમિટેડ, પો. બૉ. નં. ૧૧૦૮૪, મુંબઈ ૪૦૦ ૦૨૦નો રજિસ્ટર્ડ ટ્રેડ માર્ક

PIDILITE

# ગુજરાતમાં ગતિશીલતાનું ગણિત



ગુજરાતની જનતા સરકારે વિકાસનાં વિવિધ ક્ષેત્રોમાં હાંસલ કરેલી ઝડપી પ્રગતિએ ગતિશીલતાનું ગણિત જ પલટાવી નાંખ્યું છે:

- ગંદા વસવાટોની નાબૂદી માટે અગાઉ ચાર વર્ષમાં રૂ. ૧૮ લાખના ખર્ચે ફક્ત ૩૧૨ મકાનો બંધાયેલાં, જ્યારે જનતા સરકારે પોણા બે વર્ષમાં રૂ. ૧.૨૬ કરોડના ખર્ચે ૧૫૦૦ મકાનોનું બાંધકામ હાથ ધર્યું.
- અગાઉના ત્રણ વર્ષમાં ૭૧૧ ગામોને પીવાનું પાણી મળ્યું, તેની સામે જ્યારે ગયા એક વર્ષમાં ૭૧૨ ગામોને પીવાનું પાણી મળ્યું. અને ચાલુ વર્ષે ૧.૦૦૦ ગામોને મળવાનું છે.
- પહેલાં, વર્ષે દહાડે સરેરાશ પાંચ-સાત હજાર કૂવાઓનું વીજળીકરણ થતું. તેની સામે ગયે વર્ષે ૧૮.૦૦૦ કૂવાઓને વીજળી મળી. ચાલુ વર્ષે ૨૨,૫૦૦ કૂવાઓને વીજળી મળશે.
- અગાઉ એક વર્ષે આશરે સરેરાશ ૩૦૦ ગામોનું વીજળીકરણ થતું, ગયે વર્ષે ૮૦૦ ગામોનું વીજળીકરણ થયું; ચાલુ વર્ષે ૧૩૫૦ ગામોને મળશે.
- ગ્રામ-માર્ગો માટે પહેલાં વાર્ષિક રૂ. ૨ કરોડનો ખર્ચ થતો, ગયે વર્ષે રૂ. સાડા પાંચ કરોડ ખર્ચાયા. ચાલુ વર્ષે લગભગ રૂ. ૧૦ કરોડ ખર્ચાશે.
- મધ્યમ સિંચાઈ યોજનાનો વાર્ષિક ખર્ચ પહેલાં રૂ. ૪ કરોડ હતો, જે હવે લગભગ રૂ. ૧૮ કરોડનો થાય છે.
- જનતા સરકારના વહીવટ અગાઉ નાની સિંચાઈના ૮૫૦ કામો થયેલાં, જ્યારે પાછલા બે વર્ષમાં ૬૦૦ જેટલા કામો હાથ ધર્યાં.

(માહિતી-ગુજ. ..)

# કરસનદાસ માણેક

## ધીરુ પરીખ

'ગાંધીયુગની' કવિપરંપરામાં નોંધપાત્ર સર્જનફાળો આપી જનાર કરસનદાસ માણેકનો જન્મ વિ.સં. ૧૯૫૮ના કાર્તિક વદ બીજ એટલે કે ઈ સ. ૧૯૦૧ના નવેમ્બરની ૨૮મી તારીખે કરાચીમાં થયેલો. એમનું મૂળ વતન જામનગર પાસેનું હડીઆણા ગામ. જ્ઞાતિ લોહાણા પિતાશ્રીનું નામ નરસિંહભાઈ અને માતાનું નામ જીવીબેન. કરસનદાસ માણેકનું ઈ.સ ૧૯૧૨માં ધનલક્ષ્મીબેન સાથે લગ્ન થએલું. પરન્તુ એમના અકાળે અવસાન બાદ માણેકે રાધાબેન સાથે બીજું લગ્ન કર્યું હતું.

કરસનદાસભાઈની વિદ્યાર્થી તરીકેની કારકિર્દી મુખ્યત્વે કરાચીમાં જ આરંભાઈ ત્યાં જ પૂરી થઈ હતી. ત્યાંની ખાનગી શાળામાં પ્રાથમિક શિક્ષણ અને મિશન શાળામાં માધ્યમિક શિક્ષણ મેળવી ઉચ્ચ શિક્ષણ ડી. જે. સિંધ કૉલેજમાં લઈ અંગ્રેજી અને સંસ્કૃત વિષય સાથે એ બી.એ. થયા હતા. વચ્ચે ૧૯૨૧માં અસહકારની ચળવળમાં જોડાઈ કરાચી છોડી અમદાવાદ આવી ગૂજરાત વિદ્યાપીઠમાં બે વર્ષ અભ્યાસ કરી ગયેલા. અંતે કરાચીમાંથી બી.એ. થઈ ત્યાં જ શિક્ષણના વ્યવસાયમાં જોડાયા અને ત્યાંની, બે ભિન્ન ભિન્ન શાળાઓમાં બારેક વર્ષ આચાર્ય તરીકેની ફરજો બજાવી. વચ્ચે ૧૯૩૦ની ગાંધીપ્રેરિત રાષ્ટ્રિય લડતમાં જોડાઈ ૧૯૩૦માં આઠ મહિના અને ૧૯૩૨માં લગભગ સત્તાવીશ મહિના એમ કુલ ત્રણેક વર્ષનો કારાવાસ પણ ભોગવી ચૂકયા હતા.

આખરે એ કરાચી છોડી મુંબઈ આવ્યા. અહીં 'જન્મભૂમિ' દૈનિકના તંત્રી વિભાગમાં જોડાયા. આમ, હવે તે શિક્ષક મટી પત્રકાર બન્યા. પહેલેથી જ સાહિત્ય અને માનસશાસ્ત્ર એમના શોખના વિષયો હતા. એમાં શિક્ષણ અને પત્રકારત્વ પણ ઉમેરાયાઃ વ્યક્તિ-એમાં ગાંધીજી તથા કાકા કાલેલકરની અને પુસ્તકોમાં બાઈબલ, સરસ્વતીચંદ્ર અને સિંધી કવિ શાહના રસાલોની એમના જીવનના પૂર્વાર્ધમાં ખૂબ અસર રહેલી.

સાહિત્યક્ષેત્રે એમણે અનુવાદ-પ્રવૃત્તિથી પદાર્પણ કરેલું. રવીન્દ્રનાથ ટાગોરની કૃતિ 'મુક્તધારા'નો એમણે કરેલો અનુવાદ રા. વિ. પાઠકની પ્રસ્તાવના સાથે ઈ.સ. ૧૯૨૪મા પ્રકટ થયો. એ જ વર્ષે ટાગોરનાં 'મુકુટ' અને 'શરદોત્સવ' નામક નાટકોનો 'બે બાળનાટકો'માં અનુવાદ પ્રકટ કર્યો. ઈ.સ. ૧૯૩૪માં પ્રકટ થએલું 'ખાખનાં પોયણાં' ખંડકાવ્ય એ એમનું કવિતાક્ષેત્રે પ્રથમ પ્રકાશન. ત્યાર પછીના જ વર્ષે ૧૯૩૫માં એમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'આલબેલ' પ્રકટ થયો. 'જન્મભૂમિ'માં કામ કરતાં કરતાં જે વ્યંગકાવ્યો એ પત્રની કટારમાં પ્રકટ કર્યા તે કટારને નામે જ ૧૯૪૩માં 'વૈશંપાયનની વાણી'માં સંગૃહીત થયાં છે. ત્યાર પછી ૧૯૫૫માં એમણે 'દિવ્ય વાર્તાઓ' સંગ્રહ પ્રકટ કર્યો હતો. ઈ.સ. ૧૯૫૮માં એમનો બીજો કાવ્યસંગ્રહ 'મધ્યાહ્ન' પ્રકટ થયો.

કરસનદાસ માણેકની કલમ નાટક, વાર્તા ચરિત્ર, નિબંધ, વિવેચન, કાવ્ય આદિ સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં ઘૂમી વળી હોવા છતાંય એ મુખ્યત્વે પત્રકાર રહ્યા હતા. ઘણો લાંબો સમય એમણે પત્રકારત્વનું ખેડાણ કર્યા છતાંય એમનું ઉત્તમ સર્જન પત્રકારત્વની આબોહવાથી મહદંશે મુક્ત રહ્યું છે તે એમનામાં સતત શ્વસી રહેલા સાહિત્યકારની સભાનતાનું દ્યોતક છે. આવા બહુમુખી પ્રતિભાશાળી સર્જકનું કીર્તિશિખર એમની કવનપ્રવૃત્તિમાં જોઈ શકાય છે. આગળ દર્શાવ્યું તેમ, એમની પ્રથમ કૃતિ 'ખાખનાં પોયણાં' નામક ખંડકાવ્ય પ્રકટ થઈ તે પહેલાં થોડાં વર્ષે એમની કવનપ્રવૃત્તિનો વ્યવસ્થિત આરંભ ગણી શકાય. આમ, એમનું આગમન

ગાંધીયુગના મધ્યાહ્ને થયું. પરિણામે વિષય, ભાની, અભિવ્યક્તિ અને વિભાવના: બધી રીતે એ ગાંધી-યુગના કવિ ઠરે છે. એમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'આત્મમેલ' જોતાં એક વાત સ્પષ્ટ રીતે આગળ તરી આવે છે કે એમણે આ ગાળામાં સંસ્કૃત વૃત્તો અને પ્રશિષ્ટ કાવ્યમાનીનો જ મુખ્યત્વે ઉપયોગ કર્યો છે. પરંતુ પછીના બે સંગ્રહો 'વૈશંપાયનની વાણી' તથા 'મધ્યાહ્ન' જોતાં જણાય છે કે સંસ્કૃત વૃત્તોનો મોહ ઘટ્યો છે અને માત્રામેળ છંદો તથા દેશીઢાળો તરફનો ઝોક વધ્યો છે. વૈશંપાયનની વાણી'માં ધારદાર વ્યંગપૂર્ણ અભિવ્યક્તિને આખ્યાનશૈલીનું અનુકરણ ખૂબ જ ઉપયોગી નીવડેલું જણાશે. અહીં અને અન્યત્ર એમની કવિતામાં કટાક્ષ સ્વરૂપે રજૂ થાય છે ત્યાં એવી રચનાઓમાં એઓ એક સમાજચિંતકનું ઉત્તરદાયિત્વ અદા કરતા જણાય છે. રાષ્ટ્રપ્રેમની કેટલીક રચનાઓમાં પણ આવો વેદનાભર્યો કટાક્ષ કામયાબ નીવડ્યો છે. એમના તેજાબી કટાક્ષે જે સત્ય નીકળી શક્યા છે તેની પાછળ એમના હૃદયનો શુદ્ધ ઉદ્રેક જ કામે લાગ્યો છે.

પ્રણય, પ્રકૃતિ અને પ્રભુ એ ત્રણ સનાતન કવન-વિષયોમાંથી પ્રકૃતિનું એમણે અત્યલ્પ પ્રમાણમાં નિરૂપણ કર્યું છે. એમના કવનરાશિમાં પ્રણયનાં થોડાં પણ ભાવોદ્રેકભર્યાં સફળ કાવ્યો જોવા મળે છે. પરન્તુ એમની કવિતાનો મહદંશ છે આધ્યાત્મિકતા અને ધાર્મિકતા. ધાર્મિક પાખંડો સામેની એમની કવનપ્રવૃત્તિ એ નરદમ નાસ્તિકતાનો સૂર નથી, પરન્તુ હરદમની આસ્તિકતાનો અવાજ છે. એમની અનેક રચનાઓમાં પરમ તત્ત્વ પ્રત્યેની અખૂટ શ્રદ્ધા અનુભવવા મળે છે. આથી રોનાં એ નિષ્ફળતાઓ કે દુઃખોને પણ ઈશ્વરની જ બક્ષીસ સમજી વધાવી લે છે. એમની આ ભક્તિસરિતામાં 'આત્મમેલ' કાવ્યસંગ્રહ પછી અચૂક ભરતી આવેલી જોઈ શકાય છે. એમના વ્યક્તિત્વનો કદાચ આ જ પ્રધાન અંશ છે, અને એમની કવનપ્રવૃત્તિનો આ જ પ્રધાન રસ છે. એમની પાસે સામાજિક સભાનતા સાથે ઉત્કટ ઈશ્વરલીનતાવાળું ઉમદા હૈયું હતું. એમાંથી સહજરીતે એમની ભક્તિપ્રધાન, અધ્યાત્મપ્રધાન, ધાર્મિકતાપ્રધાન કાવ્યસરવાણી સ્રવતી રહેતી હતી.

એક બચપણથી મળેલી આ ઈશ્વરશ્રદ્ધા ઉત્તરાવસ્થામાં ખાસ્સકપણે બની એમના તંત્રીપદે પ્રકટ થતા 'નચિકેતા' સામયિકમાં, મહાભારતના પોતાના ઊંડા અભ્યાસના અર્કરૂપે તેની સર્વ ઘટનાઓ અને પાત્રો આદિને 'વ્યાસ' નામક દીર્ઘરચનામાં નિરૂપ્યાં છે તેમાં મહોરી ઊઠેલી જોઈ શકાય છે. 'પ્રતિજ્ઞા-પુરુષોત્તમ' નામક પદ્યનાટિકામાં એમણે શ્રીકૃષ્ણની *અંતિમલીલાની વિષાદલેરી નાટ્યક્ષણોનું* ઉચિત સંકલન અને સંવાદ દ્વારા નિર્વહણ કરી વધુ સફળ પદ્ય-નાટ્યકાર તરીકે બહાર આવવાની એંધાણી આપી હતી. જો કે એની ભાષામાં જોઈએ તેટલી પારદર્શકતા આવી શકી નથી.

એમણે વિવિધ વૃત્તો, દેશી ઢાળો અને લયરમણાઓ ઉપરાંત ગઝલ, ગીત, સૉનેટ, ખંડકાવ્ય, આખ્યાન શૈલીનું કાવ્ય, પદ્યનાટક આદિ વિવિધ સ્વરૂપોમાં નોંધપાત્ર સફળતા પ્રાપ્ત કરી છે.ગાંધીયુગીન પેઢીના ચિરસ્મરણીય કવિ કરસનદાસ માણેકે વાર્તાકાર, નાટકકાર, નિબંધકાર, ચરિત્રકાર અને અમુક અંશે સ્વસ્થ વિવેચક તરીકે પણ પોતાની પ્રતિભાનું પોત પ્રકટાવ્યું છે. નિવૃત્તિકાળમાં એમની પ્રિય પ્રવૃત્તિ હતી કથાકીર્તન અને માણભટ્ટની શૈલીએ આખ્યાનોનું ગાન. એમના કંઠની મીઠાશ, રજૂ-આતની રસિકતા અને અર્થઘટનની નૂતનતાથી એઓ પ્રિય થઈ ગયા હતા. આવી માતબર વ્યક્તિનું, સાહિત્ય-સર્જન દ્વારા અદના સરસ્વતી–ઉપાસકનું અને કથા-આખ્યાનના જાહેર ગાન દ્વારા સમાજ-સંસ્કાર-સેવકનું પંચોતેર વર્ષ પૂરાં કરી ઈ.સ. ૧૯૭૮ના જાન્યુઆરીની ૯મી તારીખે મુંબઈ ખાતે અવસાન હતું. □

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર
ગ્રીષ્મ · વિ. સં. ૨૦૩૫ · મે-જૂન ૧૯૭૯
સળંગ અંક ૧૨૯ · હિજ અંક ૫૯
સંસ્થાપક · રાજેન્દ્ર શાહ

# કવિલોક

તંત્રી · ધીરુ પરીખ



**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · ગ્રીષ્મ · ૨૦૩૫ · સળંગ અંક ૧૨૯ · દ્વિજ અંક ૫૫

મે-જૂન ૧૯૭૯

તંત્રી · ધીરુ પરીખ



સલાહકાર મંડળ
રાજેન્દ્ર શાહ · બચુભાઈ રાવત · નિરંજન ભગત

❘ લવાજમ મોકલવાનાં સ્થળ : (૧) C/o કુમાર કાર્યાલય લિમિ. રાયપુર અમદાવાદ-૧. (૨) વિજય સ્ટોર્સ ૬૨, કલ્યાણભવન, રિલીફ-રોડ, અમદાવાદ-૧, યા સ્ટેશનરોડ, આણંદ. (૩) ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસસ્ટ્રીટ મુંબઈ ૨

❘ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ ઑક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં — પ્રકટ થાય છે. ❘ દેશમાં વાર્ષિક રૂ. ૧૨, પરદેશમાં રૂ. ૨૫ યા પા. ૨, અમેરિકામાં રૂ. ૪૦ યા ડૉ. ૫; છૂટક નકલ રૂ. ૨-૫૦

મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ-૧

૧ તમારો પ્રિય વિનોદ શો છે? — વાંચન

૨ તમારી પ્રિય રમત શી છે? — ટેનીસ

૩ તમારો પ્રિય વ્યવસાય શો છે? — સેવા

૪ પુરુષના શીલનું પ્રશંસાપાત્ર લક્ષણ કયું? — સત્યપ્રિય નિડરતા

૫ સ્ત્રીના શીલનું કયું લક્ષણ તમારી પ્રશંસા પામે છે? — પુરુષ સાથે સરખી સમાનતા

૬ પુરુષના શીલનું તિરસ્કારપાત્ર લક્ષણ કયું? — પિશુનતા

૭ છો તેમ નહિ તો કોણ થવાનું પસંદ કરશો? — હું છું તેમ ઠીક છું

૮ સુખની તમારી ભાવના કેવી છે? — સદ્ભાવ માંથી ફુરતુ ધૈર્ય

૯ દુઃખની તમારી ભાવના કેવી છે? — અસહિષ્ણુતા.

૧૦ તમારા પોતામાં કયાં ખાસ લક્ષણો હોવાનું માનો છો? — હું ન કહી શકું

૧૧ મનુષ્ય-સ્વભાવને શકય એવો ઉન્નતોન્નત ભાવ કયો છે? — પ્રેમ

૧૨ જીવનનો તમારો ઉદ્દેશ શો છે? — સેવા

૧૩ તમારો મુદ્રાલેખ શો છે? — नरहरिः कुरुतां नमतां शिवम्.

પ્રભાશંકર દલપતરામ પટ્ટણી

[સર પ્રભાશંકર પટ્ટણીના હસ્તાક્ષરમાં કાવ્યરચના મેળવવા માટે પ્રયત્નો કરવા છતાં ય તે ન મળી શકવાથી 'વીસમી સદી'ના પ્રથમ અંકમાં એમને પુછાએલા પ્રશ્નોના ઉત્તરો એમના હસ્તાક્ષરમાં છપાએલા તે અહીં સાભાર ઉદ્ધૃત કરીએ છીએ.]

ગ્રીષ્મ • વિ. સં. ૨૦૩૫ કવિલોક મે-જૂન ૧૯૭૯

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि।

## અછાંદસ કવિતા

અછાંદસમાં કવિતા લખવી જેટલી સહેલી છે, કવિતા સિદ્ધ કરવી કઠણ છે, છંદસિદ્ધિ ના હોય તેવા રચનાર માટે તો ખાસ. છંદ કવિ માટે કવચનું કામ કરે છે, અછાંદસ તેમને એકદમ ઉઘાડા પાડી દે. વળી અછાંદસમાં રચના કરીએ એટલે કવિતાનું એક મહત્ત્વનું ઉપકરણ 'લય' તમારે સાચવવું મુશ્કેલ. કવિતાની સંગીતાત્મકતા પણ અળપાય. એટલે જેની પાસે છંદનો કાન છે એવા કવિઓ છંદ છોડવા છતાં પ્રાસ-અન્તર્પ્રાસ, શબ્દવ્યુત્ક્રમ, શબ્દઆવર્તન કે પંક્તિઆવર્તન દ્વારા કવિતાની લયાન્વિતતા કે સંગીતાત્મકતાનો પણ નિર્વાહ કરે છે. આ રીતે છંદની ખોટ પુરાય છે.

પણ કેટલીક અછાંદસ રચનાઓ સરળ ગદ્યનું જ વ્યાકરણ લઈને લખાય છે. પંક્તિવિભાજન અલબત્ત કાવ્યદેહી હોય છે. છંદોલય સિદ્ધ કરવાનું તેમને અભિપ્રેત પણ નથી. પણ એટલે આ ઊણપ પૂરવા માટે આ કવિતાઓમાં વધારેમાં વધારે કામ ભાષા પાસેથી લેવું પડે. કવિતામાં આપણે અપ્રસ્તુત વિધાનનો આશ્રય લઈએ છીએ, રૂપકાત્મક ભાષાનો વધારેમાં વધારે વિનિયોગ કરતા હોઈએ છીએ. અર્થાત્ ભાષા અધિક કલ્પનધર્મી પ્રતીકધર્મી હોય. ઉપરાંત ભાષા વ્યંગ-વક્રોક્તિનો અધિક આશ્રય લે અને પ્રભાવક બની રહે. ભાષા પાસેથી આમ કામ લેવાની આવડત ત્યારે જ સર્જનાત્મક બની રહે જ્યારે કાવ્યોચિત ઊર્મિ, સંવેદનનું કવિમાં પ્રબળ સ્ફુરણ હોય. કવિતા રચાવાની શરૂઆત આ છેડેથી થતી હોય છે.

ભોળાભાઈ પટેલ
('ગ્રંથ' ૧૮૫માંથી)

| | |
|---|---|
| ૧ તમારો પ્રિય વિનોદ શો છે? | વાંચન |
| ૨ તમારી પ્રિય રમત શી છે? | ટેનીસ |
| ૩ તમારો પ્રિય વ્યવસાય શો છે? | સેવા |
| ૪ પુરુષના શીલનું પ્રશંસાપાત્ર લક્ષણ કયું? | સત્યપ્રિય નિડરતા |
| ૫ સ્ત્રીના શીલનું કયું લક્ષણ તમારી પ્રશંસા પામે છે? | પુરૂષ સાથે સરખા સમાનતા |
| ૬ પુરુષના શીલનું તિરસ્કારપાત્ર લક્ષણ કયું? | પિશુનતા |
| ૭ છો તેમ નહિ તો કોણ થવાનું પસંદ કરશો? | હું છું તેમ ઠીક છું |
| ૮ સુખની તમારી ભાવના કેવી છે? | અદેખાઈ માંથી મુક્ત થાઉં |
| ૯ દુઃખની તમારી ભાવના કેવી છે? | અસહિષ્ણુતા. |
| ૧૦ તમારા પોતામાં કયાં ખાસ લક્ષણો હોવાનું માનો છો? | હું ન કહી શકું |
| ૧૧ મનુષ્ય-સ્વભાવને શક્ય એવો ઉન્નતોન્નત ભાવ કયો છે? | પ્રેમ |
| ૧૨ જીવનનો તમારો ઉદ્દેશ શો છે? | સેવા |
| ૧૩ તમારો મુદ્રાલેખ શો છે? | नाहि: करतां नगतां शिवम्. |

પ્રભાશંકર દલપતરામ પટ્ટણી

[સર પ્રભાશંકર પટ્ટણીના હસ્તાક્ષરમાં કાવ્યરચના મેળવવા માટે પ્રયત્નો કરવા છતાં ય તે ન મળી શકવાથી 'વીસમી સદી'ના પ્રથમ અંકમાં એમને પુછાએલા પ્રશ્નોના ઉત્તરો એમના હસ્તાક્ષરમાં છપાએલા તે અહીં સાભાર ઉદ્ધૃત કરીએ છીએ.]

ગ્રીષ્મ • વિ. સં. ૨૦૩૫ કવિલોક મે-જૂન ૧૯૭૯

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## અછાંદસ કવિતા

અછાંદસમાં કવિતા લખવી જેટલી સહેલી છે, કવિતા સિદ્ધ કરવી કઠણ છે, છંદસિદ્ધિ ના હોય તેવા રચનાર માટે તો ખાસ. છંદ કવિ માટે કવચનું કામ કરે છે, અછાંદસ તેમને એકદમ ઉઘાડા પાડી દે. વળી અછાંદસમાં રચના કરીએ એટલે કવિતાનું એક મહત્ત્વનું ઉપકરણ ‘લય’ તમારે સાચવવું મુશ્કેલ. કવિતાની સંગીતાત્મકતા પણ અળપાય. એટલે જેની પાસે છંદનો કાન છે એવા કવિઓ છંદ છોડવા છતાં પ્રાસ-અન્તર્પ્રાસ, શબ્દવ્યુત્ક્રમ, શબ્દઆવર્તન કે પંક્તિઆવર્તન દ્વારા કવિતાની લયાન્વિતતા કે સંગીતાત્મકતા-નો પણ નિર્વાહ કરે છે. આ રીતે છંદની ખોટ પુરાય છે.

પણ કેટલીક અછાંદસ રચનાઓ સરળ ગદ્યનું જ વ્યાકરણ લઈને લખાય છે. પંક્તિવિભાજન અલબત્ત કાવ્યદેહી હોય છે. છંદોલય સિદ્ધ કરવાનું તેમને અભિપ્રેત પણ નથી. પણ એટલે આ ઊણપ પૂરવા માટે આ કવિતાઓમાં વધારેમાં વધારે કામ ભાષા પાસેથી લેવું પડે. કવિતામાં આપણે અપ્રસ્તુત વિધાનનો આશ્રય લઈએ છીએ, રૂપકાત્મક ભાષાનો વધારેમાં વધારે વિનિયોગ કરતા હોઈએ છીએ. અર્થાત્ ભાષા અધિક કલ્પનધર્મી પ્રતીકધર્મી હોય. ઉપરાંત ભાષા વ્યંગ-વક્રોક્તિનો અધિક આશ્રય લે અને પ્રભાવક બની રહે. ભાષા પાસેથી આમ કામ લેવાની આવડત ત્યારે જ સર્જનાત્મક બની રહે જ્યારે કાવ્યોચિત ઊર્મિ, સંવેદનનું કવિમાં પ્રબળ સ્ફુરણ હોય. કવિતા રચાવાની શરૂઆત આ છેડેથી થતી હોય છે.

ભોળાભાઈ પટેલ
(‘ગ્રંથ’ ૧૮૫માંથી)

# ડૉ. આર. એલ. બ્રેટ : ટૂંકી મુલાકાત

પ્રા. અરવિંદ પી. દવે

[ડૉ. બ્રેટ બ્રિટનની હલ યુનિવર્સિટીમાં અર્વાચીન કવિતાના વ્યાખ્યાતા છે. અર્વાચીન કવિતા ઉપર એમણે ઘણું સંશોધન કરેલું છે અને તેના વિવેચન ઉપર તેમણે પુસ્તકો પણ લખ્યાં છે, જે જગપ્રસિદ્ધ છે.

તેઓ વડોદરાની મ.સ. યુનિવર્સિટીએ યોજેલ મોડર્ન બ્રિટિશ લિટરેચર ઉપરના શિબિરમાં કવિતા વિભાગના વડા તરીકે આવેલા ત્યારે તેમની ટૂંકી લેખિત મુલાકાત દરમ્યાન વ્યક્ત થયેલા તેમના સમગ્ર કવિતા વિશેના ખયાલો જાણવા નીચેના ચાર સવાલો પૂછેલા તે અહીં રજૂ કર્યા છે:]

**પ્ર.** સમગ્રપણે અર્વાચીન બ્રિટિશ કવિતા ઉપર આપની ટિપ્પણી આપશો?

**ઉ.** બીજા વિશ્વયુદ્ધ પછી ઇંગ્લૅન્ડ અનેકતાવાદી સમાજ બની ગયું છે. તેની સામ્રાજ્યવાદી ભૂમિકા જતી રહી છે. તેના રાજકીય, ધાર્મિક અથવા તો સામાજિક જીવનને એક કરતો કોઈ ચોક્કસ સિદ્ધાંત નથી. આથી અંગ્રેજી કવિતામાં ઘણું વૈવિધ્ય આવ્યું છે. પરંતુ અગાઉના યુગની નિર્ણાયક વિધાન કરતી કવિતાનું સ્થાન સ્પષ્ટ વિધાન કરતી પ્રામાણિક કવિતાએ લઈ લીધું છે. આજની કવિતા જનસમુદાયની શિસ્ત-બદ્ધતા, તેની યાતના અને માનવ-પરિસ્થિતિ પરત્વેની હૈયાહૂંફ રજૂ કરે છે. તે ઉપરાંત પહેલાંના યુગની રૂઢિઓ અને કુદરતી સૌંદર્ય નિરૂપવાની ઝંખના પણ તેમાં છે. તો વળી કેટલાક કવિઓ સ્થૂલ આનંદ તરફનો પ્રતિભાવ વક્રોક્તિ કે કટાક્ષો દ્વારા નિરૂપે છે.

**પ્ર.** અંગ્રેજ કવિતા–વાચકના વલણ વિશે આપ પ્રત્યાઘાત આપશો?

**ઉ.** કવિતા બહોળા વાચક વર્ગ ઉપર પ્રભુત્વ ધરાવતી નથી. પરંતુ ટેલિવિઝનને કારણે જનસમુદાયનો સાહિત્ય તરફનો રસ ઘટવાને બદલે વધ્યો છે. બી. બી સી. કવિતાવાચનના ઘણા કાર્યક્રમો રેડિયો ઉપર પ્રયોજ્યા કરે છે. તેનાથી આમ વર્ગમાં કવિતાએ લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે. વળી, રાજ્ય કવિ સર જ્હોન બેટ્જમન ખરા અર્થમાં તો લોકહૃદયના કવિ બની ગયા છે.

**પ્ર.** અર્વાચીન કવિતા લોકસંપર્કનો ઉપયોગી હેતુ પાર પાડે છે ખરી?

**ઉ.** બીજી બધી કવિતાઓની જેમ અર્વાચીન કવિતા પણ માનવીની સંવેદનક્ષમતા વિસ્તારે છે, અને બૌદ્ધિક આનંદ આપે છે. તેની અલ્પ અવધિ પૂરતી ઉપયોગિતા ન હોવા છતાં પણ એ એક આદરપાત્ર સિદ્ધિ છે. તેથી માનવીના આત્મામાં નવો ઉત્સાહ રેડાય છે, નૈતિક જાગૃતિ પૂરી પાડે છે અને જીવનની ઉત્કૃષ્ટતા વધારે છે.

**પ્ર.** ભારતીય અને કૉન્ટિનેન્ટલ કવિઓ અને કવિતા વિષે આપનું દૃષ્ટિબિન્દુ શું?

**ઉ.** ભારતીય કવિતા વિશે હું પૂરતું જાણતો ન હોવાથી ઉપયોગી ટિપ્પણી કરી શકું નહિ. પરંતુ હું એ જાણું છું કે ભારતમાં વિપુલ પ્રમાણમાં કવિતા લખાઈ રહી છે. તેમાંય કેટલીક તો ઊંચી ગુણવત્તા-વાળી કવિતા પણ છે, એ ભારતની તંદુરસ્ત અને કૌવતશીલ સંસ્કૃતિનો નિર્દેશ કરે છે. □

# કાવ્યસાધના શિબિર

રાજેન્દ્ર શાહ

ભારતના પશ્ચિમ વિભાગની ચાર ભાષાઓ—મરાઠી, કોંકણી, ગુજરાતી અને સિંધી—ના કવિઓના સહકારથી poetry workshopનું સાહિત્ય અકાદમી તરફથી નિયોજન કરવામાં આવ્યું હતું. તેમાં મારે પણ સંચાલન નિમિત્તે ભાગ લેવો એવો મને પત્ર મળ્યો ત્યારે પ્રથમ તો મારા મનમાં workshop શબ્દે પ્રતિભાવ જગાડેલો. મારા મિત્ર રમેશ જાનીએ તો 'કવિતાની કોઢ' જેવું એનું ભાષાંતર કર્યું હતું. ક્ષણભર તો મને થયું કે કવિતા આમ કૈં રચાતી હશે? આમાં હું ભાગ નહિ લઈ શકું એવું જણાવી દઉં. આ વિચારના અનુસંધાનમાં જ જાણે મનમાં, 'કુમાર કાર્યાલય'માં મળતી બુધસભા અને મુંબઈમાં મળતી કવિઓની રવિસભાની સ્મૃતિ તાજી થઈ. મુંબઈમાં યુનિવર્સિટીના ઘંટાઘરની લગોલગના તૃણછાયા મેદાનમાં દર રવિવારે સવારે કવિમિત્રોનું મિલન થતું. લખાયેલાં કાવ્યોનું વાચન–પઠન થતું. ચર્ચા થતી. વળી અન્ય — બંગાળી, હિંદી, અંગ્રેજી — ભાષાની કવિતાઓ પણ વંચાતી–ચર્ચાતી. કવિમિત્રોની રચનાઓને આમાંથી પ્રેરક બળ મળતું. આ સાથે કવિસંમેલનો અને મુશાયરામાં પાદપંક્તિ અપાતી તે પર રચના કરી લાવવાનું કહેવામાં આવતું, જેનાં સફળ પરિણામો પણ જોયેલાં. તો વળી, કીટ્સ-કોલરિજે એક વિષયને પસંદગી આપી તે પર કાવ્યરચના કરેલી, જેમાં બન્નેનું વૈયક્તિક વૈશિષ્ટ્ય પ્રગટ થયું તે, અને અમે પણ રવિસભામાં એક વખત 'દર્પણ' વિષય પર કાવ્ય-રચના કરી લાવવાનું નક્કી કરતાં, હરીન્દ્ર દવે, સુરેશ દલાલ, જસુભાઈ શાહ વગેરે મિત્રોનાં તે વિષયનાં સારાં કાવ્યો પ્રાપ્ત થયાં હતાં તે પણ યાદ આવ્યું. મારા મનનો ક્ષણિક વિરોધ શમી ગયો અને નવીન મિત્રોને મળવાનું થશે, એમના ઊર્મિશીલ અંતરનો પ્રસ્પંદ ઝીલવાનો મળશે એ ભાવ પ્રગટ થતાં તે નિમંત્રણનો સ્વીકાર કર્યો.

ગોરેગામના આરે કૉલોનીના ઉપવનમાં આવેલી ન્યૂઝીલૅંડ હોસ્ટેલમાં (તા. ૨૮–૨૯–૩૦ માર્ચ ૧૯૭૯) આ શિબિર રાખવામાં આવી હતી. પ્રત્યેક ભાષાના છ એમ કુલ ચોવીસ કવિઓએ આમાં ભાગ લીધો હતો. ગુજરાતી કવિઓમાં હતા સર્વશ્રી રમેશ જાની, મહેશ શાહ, શ્યામ સાધુ, મંગળ રાઠોડ, જયેન્દ્ર શેખડીવાળા અને રાજેન્દ્ર શાહ.

શિબિરનું ઉદ્‌ઘાટન, આગલા દિવસે – ૨૭મીએ સાંજે— ભારતીય વિદ્યાભવનના ગીતા હૉલમાં શ્રી ઉમાશંકર જોષીના પ્રમુખપદે, શ્રી આત્મારામ રામજી દેશપાંડે (અનિલ) દ્વારા થયું હતું. પછીના દિવસે, ૨૮મીએ ગોરેગામના આરે કૉલોનીના ઉપવનમાં (હોસ્ટેલમાં) બધા કવિઓના પરસ્પર પરિચય બાદ, વિભાગીય રીતે વહેંચાઈ જઈ, દરેક વિભાગે પોતાનું કાર્ય શરૂ કર્યું હતું.

કાવ્ય રચવાની પ્રવૃત્તિ એવી સહજ નથી કે લખવા બેઠા એટલે કૃતિ આકાર લેતી આવે. પૂજાવિધિમાં પ્રથમ જેમ દેવનું આવાહન જરૂરી છે તેમ આ પ્રક્રિયામાં પણ મનની એક ભાવાત્મક ભૂમિકા સધાય એ આવશ્યક છે. ગુજરાતી વિભાગમાં, આથી, અમે તાજાં લખાયેલાં કે લખાતાં કાવ્યોના વાચનથી શરૂઆત કરી. શ્રી મહેશ શાહના એક કાવ્યે સારી એવી રસાત્મક ચર્ચાને વેગ આપ્યો. દાર્શનિક સત્યનું રસાત્મક આવિષ્કરણ કાવ્યમાં શી રીતે નિષ્પન્ન થતું આવે છે એ અંગેની બૃહદ

વિચારણા આ ચર્ચામાં થતી રહી. પ્રથમ દિવસ લગભગ આમાં જ પૂરો થયો. પરંતુ આથી એક અજબ આબોહવા સરજાઇ જેથી પછીના બે દિવસોમાં એનાં રચનાત્મક પરિણામો અમને મળ્યાં. શિબિરની ફલશ્રુતિ-રૂપ પ્રાપ્ત થયેલાં કાવ્યો આ સાથે જ પ્રગટ કરવામાં આવ્યાં છે.

પરતુ સૌથી મહત્ત્વનું પાસું તો ચારે ભાષાના કવિઓનું છેલ્લે દિવસે જે મિલન ગોઠવાયું તે ગણી શકાય. આ સંયુક્ત બેઠકમાં દરેક કવિએ પોતાનાં એક-બે કાવ્યોનું પઠન કર્યું હતું. ઈતર ભાષી માટે તેનું અંગ્રેજીમાં કે હિંદીમાં હાર્દ સમજાવવામાં આવતું. પ્રત્યેક કૃતિ પર મુક્તમને ચર્ચાવિચારણા કરવામાં આવતી. કાવ્યવસ્તુને – રસને – માણવા માટેનો આ ઉપક્રમ શિબિરનો અનુપમ લાભ કહી શકાય.

ક્યારેક આવા કાર્યક્રમોમાં કૃતકતા આવી જાય એ સંભવિત હોવા છતાં, સાધનામાં વેગ મળે એ દૃષ્ટિએ આવી શિબિરો ઉપકારક બની રહે એવું આ પ્રસંગથી નિઃસંદેહ સ્પષ્ટ થયું.

આપણે ત્યાં કાવ્યસત્ર કે કાવ્યાયનનું આપણે આયોજન ક્યારેક ક્યારેક કરીએ છીએ, એમાં રચનાત્મક કાર્યનો અંશ પણ ઉમેરાય એ ઇચ્છનીય છે જ.

શિબિરમાં પરસ્પર સદ્‌ભાવ અને સહકાર વરતાતો હતો. વ્યવસ્થા પણ ઘણી સારી હતી. આયોજની સફળતા-માં આનો પણ ઉલ્લેખ કરવો અનિવાર્ય ગણું છું.

## શિબિર દરમિયાન રચાએલાં કાવ્યો

રાજેન્દ્ર શાહ

### પ્રાપ્તિ

ઊભાં ચડાણની
મારી સમગ્ર શક્તિને હરી લેતી
શ્રાન્તિથી
લોહભાર વહેતા ચરણે
ઉત્તુંગ શૃંગે વિરાજિત મંદિરને
પગથિયે પહોંચતાં
કંઠમાં નિબદ્ધ પ્રાણની ઉન્મુક્તિને ઉચ્છ્વાસ
આંદોલિત થાય છે અવાજ
હા...શ.

પરાઙ્‌મુખ રાત્રિના પ્રગાઢ અંધકાર પછી
ક્ષિતિ સોહામણો રેલાય છે
અરુણ ઉજાસ

ધરતીમાં ખોડાઈજતાં મારાં પાંશુપીળાં પગલાંને
પવનની મળે પાંખ
અનંત વ્યોમની મોકળાશ.

ને
દલે દલે ઊઘડેલા ફૂલની
અદીઠ
વહી જતી સુગંધની હળવાશ.

હા...શ

## પુનર્જીવન

ચિતા પર ચડી ચૂકેલા મારા હિમશીતલ શબમહીં
ગગન-નિગૂઢ
શ્રુતિથી અતીત
કોમલ ગીતિનાં સુધાબિંદુ બિંદુ નિસ્યંદને
પ્રેરિત
લહું છું પુનઃ પ્રાણનો સંચાર
અણુ અણુમહીં મૃદુ કંપન લહર,

અંતરીક્ષનાં અનંત શૂન્યમહીં
ગભીર સૂરની જાણે સમીપ સમીપ થતિ ગતિ
ને

વિશદ વિશદતર વાણી વહી લાવે
ગદ્ગદ કારુણ્ય.
–ઝીલું
પૂર્ણ પરિચિત તવ હેતસિક્ત કંઠ.
અનવધિ વ્યોમનાં નિર્મમ પારાવારથી હું
વીજની ત્વરાએ આવી જાઉં
પુનરપિ આપણે સદન.
પ્રિયતમ!
અષ્ટપદીનાં ઝંકૃત પદે ધરું
પ્રણત હૃદય.

રમેશ જાની

## ખરીદાયેલો

હવે
હું પહેલાંના જેવો
નથી રહ્યો,
મારો પોતાનો માલિક.
ખરીદાઈ ગયો છું
સમૂળગો
સમયના રોકડા દામે,
સંમોહનની કોણ જાણે
કેવીયે મૂઠથી
મન મીંચાઈ ગયું હતું

અને આજે—
જાગીને જોઉં તો જગત દીસે બધું
ઊંઘમાં આજ લગી કાંઈ ન દીઠું
ખોયું જે મોહ્યું તે
જીવ થકી વળી કદી પરું ન કીધું
આજ જાગી અને
જોઉં તો
સૌ ગયું થઈ અજીઠું.
હા. બધું, બધુંયે
અજાણ્યું

ને સઘળું જ
અદીઠું, અજીઠું.

આગળ વધતી ધપતી જતી ગાડીમાં
ઊંધી બેઠકે બેઠો હોઉં તેમ
મનની ગતિનો લય પણ
અવળો થઈ ગયો છે.
કેટલી ઝડપથી આ ઝાડ
આ ડુંગરાઓ આ કોતરો
આ વહેળાઓ અને ઝરણાંઓ
સામે પગલે ધસી રહ્યાં છે!

મારે આગળ ને આગળ
જતાં જતાં
એમની પાછળ ને પાછળ
દોડી દોડીને
મારા બન્ને હાથે
એમને પકડી રાખવાનાં છે,
ગોકુળના પેલા કિશોરે
પહેલાં એક વાર
એવું કર્યું હતું,
ઊખળે બંધાઈને
હાથ લંબાવીને;
પણ એય તે વખતે તો
સ્થિર ઊભો હતો,
મારે તો આગળ ધપતાં ધપતાં ધપતાં........
અને તેય ટૂંકડા હાથે
કંપતી આંગળીઓએ!

બે દિવસ પહેલાં જ
મારા આંગણામાં વર્ષોથી ઊગેલો આસોપાલવ
રાત્રિના કોઈ અજાણ્યા પ્રહરે
વચ્ચેથી તરડાઈને જમીનમાંથી
ઊખડી ગયો'તો.
મારે એનાં પાંદડે પાંદડે
બાઝી રહેલાં આકાશનાં
આંસુનાં શિલ્પ
ગણવાં હતાં—
કોઈ દહાડે પ્રભાતે,
નિરાંતે.
હવે એનાં સૂકાં પીળાં ખખડતાં
બરડ પાંદડાં જોઈને
રડી પડાય એવું
હસવું આવે છે.

હવે મારે એનું એકેએક પાન
લીલું કરીને
એની ભીનાશને ચૂમી લેવી છે.

.......આગળ ધસમસતાં ધસમસતાં
પાછે પગલે અડવડિયાં ખાતાં
એ સૌને આંબી જવાનો
આ ઓરતો
કંઈ એકાદ–બે જિંદગીમાં
થોડો જ પૂરો થઈ જવાનો છે?

હવે
હું મને પોતાને જ

ઓળખતો નથી,
ક્યારેક એવું ભાન થાય છે
તેયે
કોઈ અજાણ્યાના મોં પર
અલપઝલપ
ફરકી જતા ફિક્કા સ્મિત જેવું.

હું
આજ વડે
પૂરેપૂરો ખરીદાઈ ગયો છું.

## નિશ્ચય

મેં આજે નક્કી કરેલું:
મારે ઓછાંમાં ઓછાં
પાંચ કાવ્યો રચવાં છે—

મારી આંખે જોયેલાં
ફૂલના રંગીન થનગનાટને,
મારા કાને સાંભળેલા
અવ્યક્ત સ્વરોનાં
પતંગિયાંને,
મારા હાથે ગૂંથાયેલી
અંગુલીઓના નીલાકાશને,
પદરવનાં
લાજાળ કમળોને,
નવરસના લાલાયિત
રસામૃતને.......

પણ મારે
સૂર્ય પહેલાંયે ઊગીને
મધ્યરાત્રિના સમાતાં સુધી
બધીય ઇન્દ્રિયોને
લથડતી ફાળે
જીવતા રહેવાનું હતું!

અને મેં તો
આજે
નક્કી કરેલું કે—

મંગળ રાઠોડ

## શહેર

આ શહેરને
દસ લાખ માથાં છે
અને વીસ લાખ હાથપગ.

આ શહેરને
કશુંક કહેવા જાઉં છું, અને
વીસ કરોડ માથાં
અને ચાલીસ કરોડ હાથપગ

ઊગી નીકળે છે અડાબીડ!
મારે કશુંક કહેવું છે
આ શહેરને–
પણ કહેવા જાઉં છું, અને
જંગલ,
નદીનાળાં, વૃક્ષો, પંખીઓ, પહાડોને
ભરખી જતું
આ શહેર....
હવે મારે કશું કહેવું નથી
આ શહેરને.
આ શહેરમાં કેટલા બધા રેડ સિગ્નલો છે!
પણ આ શહેર–

## નદી

જ્યારે જોઉં ત્યારે
કોઈ ને કોઈ
એકાદ હોડી
ટહેલતી હોય છે
નદી પર,
જ્યારે જોઉં ત્યારે.
હોડી વિનાની નદી
હોઈ શકે
પણ હોતી નથી!
જ્યારે જોઉં ત્યારે
કોઈ ને કોઈ
એકાદ હોડી
ટહેલતી હોય છે
આ નદી પર.
જ્યારે જોઉં ત્યારે...
હવે,
હોડી વિનાની નદી
ક્યાં?

## ભવિષ્ય

માછલી કોરીને
આપણે
હોડી બનાવી.
પંખી મારીને
આપણે
વિમાન બનાવ્યાં.
વૃક્ષો કાપીને
આપણે
ટેબલ, ખુરશી ને
કાગળ બનાવ્યાં.
જેના પર હું
કવિતા લખવા મથું છું....!

## એક દિવસ

વસ્ત્રો સાથે ઊતરી જશે
તારું સૌંદર્ય, તારો રંગ
તારી મુગ્ધતા

તારા ભ્રમ બધા
તારો દર્પ
એક દિવસ
કશુંય બચ્યું નહિ હોય
તારી પાસે
સિવાય તારી નગ્નતા!
ત્યારે, યાદ કરીશ તું
મારું પ્રથમ ચુંબન
અને ઢળી પડીશ
(મારા ખભા પર)
એક લહેર દોડી જશે રોમાંચની.
તારા રોમેરોમ
તારા અસ્તિત્વના અણુએ અણુમાં
તું શોધતી હોઈશ મને
તારા ગુહ્યતમ એકાંતમાં.
જેવો મને એકઠો કરીને તું
શરૂ કરીશ મારી સાથે સંવાદ
કે ફરી શરૂ થશે આપણો પ્રણય!
અને પછી અચાનક એવામાં જે કોઈ
ગૃહપ્રવેશ કરશે
તે ખલનાયક હશે.
અને, હું તને
બચાવી પણ નહિ શકું
એટલું બધું અંતર ઊભું કરી દીધું હશે
આપણી વચ્ચે જેણે-
એ જ એ જ છે ખલનાયક અસલી.
જેણે તને ચૂંથી નાખી હશે
તે તો હશે સાવ નગ્ન ને નિર્દોષ.
મારા જ જેવો!
મેં પણ એમ જ કર્યું હોત.

## આવતી કાલ

મને
વધારે પડતો પ્રકાશ
કે વધારે પડતું અંધારું
ગમતું નથી.
એટલે મેં
બધું જ ઝાંખું પાંખું કરી નાખ્યું છે.
હવે મને બધું જ દેખાય છે
ધૂંધળું ધૂંધળું...
હવે ધૂંધળાં મકાનો, વૃક્ષો, આકાશ
અને ધૂંધળો ધૂંધળો
તારો ચહેરો
જોયા કરું છું.
બસ, જોયા જ કરું છું....
પણ આ ઓગળતી મીણબત્તીમાંથી
આવતી કાલે ઊગશે સૂર્ય, અને
ધૂંધળી ધૂંધળી મારી કવિતા સ્પષ્ટ થઈ જશે.
એવો આવે છે મને તારો ઝાંખો ઝાંખો ખ્યાલ!

## કાંકરી

હું
એક પછી એક

કાંકરી
ફેંકતો જાઉં છું
તળાવમાં.
અને
ડહોળાતું જાય છે
આકાશ અને
તારો ચહેરો
હું
એક પછી એક
કાંકરી
ફેંકતો જાઉં છું.
ફેંકતો જ જાઉં છું...!

જયેન્દ્ર શેખડીવાળા

## નિશાન્ત

ચોથું પગલું મૂકીને જ્યાં નજર કરું ત્યાં
નજર સામટી ફાટી પડતી
નાભિ નીચે ડ્હોળાતું એકાન્ત ..
કાચ કાંચળી ઓળંગી
દર્પણની આરોપાર નીકળશે
ત્યારે તરત જ
પ્રલંબગોળ પીડાનો તરસ્યો પડઘો પડશે તરભેટે
તરભેટાથી ભેટ ઉપર
એક વેંત ભરીને ઓલવજો રે દીવો આંગળ છેટે
—આંગળ છેટે
પગની પાંચેપાંચ આંગળી
પોક મૂકીને પગલું પાડી બોલી ઊઠશે :
ણુસમાંથી ઊડી ગયો રે
માણુસ નામે પ્રાન્ત....
અરે કે ડ્હોળાતું એકાન્ત...
માણુસ જાણે છે જ નહીં આ તરડાયેલા પિંજર વચ્ચે
ફૂલ ખરેલાં ઢગલો....
જૂઈ-કેતકી નામ ઘણેરાં: નામ વગરના
-ઈશ્વર જેવાં
-ગીતો જેવાં
—પતંગિયાની પાંખો જેવાં
રતિચક્રથી મુક્ત નર્યો એ ચકલો...
ચકલો ફૂહેતાં મૂઠી આભનું માણુસમાંથી
ઊડી ગયેલું પરભવ પ્હેરી પ્રિક પ્રિક થયલું
માણુસનું કલ્પાન્ત...
અરે કે ડ્હોળાતું એકાન્ત...
અરે કે ડૂસકા પાછળ પ્રગટેલો નિશાન્ત

કવિલોક • મે-જૂન ૧૯૭૯

ગઝલ

અ કદી તો પ્રલય નીકળશે તારા અવાજમાંથી
સદીનો સમય પીગળશે તારા અવાજમાંથી

અહીં કલ્પવૃક્ષ જેવો ઊગ્યો વિચાર તારો
અને જો દિશાઓ ઊઘડી પથ્થરના શ્વાસમાંથી

બની હું ગયો છું પથ્થર જળનો ભૂરો પ્રવાહી
હવે શિલ્પમાં તું ઢળશે, શાહીના પ્રાસમાંથી

મળ્યું પથ્થરો વિશેથી ખરવાનું ધોધ જેવું
મળ્યું વહીજવાનું સગપણ અટક્યા પ્રવાસમાંથી

હવે આ ક્ષિતિજ ભૂરી રુવાંટી આ ત્વચાની
હવે આછઆછો હું યે પ્રગટું પ્રકાશમાંથી

વ કદી તો પ્રલય નીકળશે તારા અવાજમાંથી
સદીનો સમય પીગળશે તારા અવાજમાંથી

હવે આ હવા વહે છે ભાંભરતી ગાય જેવું
હવે તું વહી નીકળશે તારા અવાજમાંથી

તને જે સવાર જેવું ઊઘડેલું મન મળ્યું છે
મને એવો લય ન મળશે તારા અવાજમાંથી?

અહીં હું ઝરણ ઝબોળું શાહીના લોહીમાં જઈ
અને ત્યાં વલય વમળશે તારા અવાજમાંથી

કદી જ્યાં તણાતો મારા ઝળહળ અરવનો પડઘો
કદી એ નિલય ઊઘડશે તારા અવાજમાંથી

શ્યામ સાધુ

(૧)

ચાલી જતી ટ્રેને
લીલો ટહુકો ગાડામાં બેસી
ફૂલોની ગુફતેગો કરતો હતો
ત્યારે
મારી પત્ની મને યાદ કરતી હશે?

–કરતી હશે તો
સરસરીતે ધીમું ધીમું હસીને
કવિતાનું વાતાવરણ
મારા ભાંગ્યાતૂટ્યા ઘરમાં લાવી મૂકશે.
લાવી મૂકતી હશે!

(૨)

દૂધ પીતાં
બાળકની કવિતા સિનેમા જોવા ગઈ છે!

પપ્પા,
હું તમારો કવિમિત્ર અહીં
વર્કશોપમાં ભીમસેન જોષીની જેમ
રિયાઝ કરવાના પેંતરા કરું છું
પેલા બે સજ્જન માણસોની હાજરીમાં,
પેલા ત્રણ શબ્દ શોધતા ભાઈઓની વચ્ચે.

મહેશ શાહ

## પ્રવચન

અચાનક એમને કહેવામાં આવ્યું:
તમારે બોલવાનું છે.

એને બોલવું નહોતું
એની ઇચ્છા નહોતી, એનું મન નહોતું
એની પાસે કાંઈ જ કહેવાનું નહોતું

હા, એણે જોયું હતું જગત–
સૂર્યને પ્રકાશિત થતાં
ઊગતાં આથમતાં ઇતિહાસ ભૂગોળમાં
આશાઓમાં નિરાશાઓમાં
દોડતાં, દાદરો ઊતરતાં, પ્રવાસમાં,
દાદર પર ઊભા રહીને એણે
જોયો હતો સૂર્ય
એણે જોયો હતો ચંદ્ર, સમુદ્ર,
દેવ, દાનવ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર
એણે જોયો હતો ચમત્કાર.
એણે સાંભળ્યો હતો ધનુષટંકાર,
સાંભળ્યો હતો એણે ચિત્કાર.

પણ અચાનક એમને કહેવામાં આવ્યું:
તમે કર્યો છે આવિષ્કાર
અને એટલે જ હવે તમારે બોલવાનું છે.

તમારા મસ્તક પાછળ તેજનું વલય છે
તમારી આંખોમાં સૂર્ય છે
તમારાં પગલાં મંગલ છે
તમારી વાણીમાં અમૃતનો પ્રસાદ હશે જ
એટલે હવે તમારે બોલવું પડશે.

એની પાસે કાંઈ જ કહેવાનું નહોતું.

એનું મન જરાય માનતું નહોતું
અને એમને જ્યારે લઈ જવામાં આવ્યા

દબદબાભેર પ્રવચન કરવા
વ્યાસપીઠ તરફ

સમગ્ર લોકસમુદાય
મુગ્ધ નજરે આતુર અને
વાતાવરણ નિઃસ્તબ્ધ
વ્યાસપીઠ પર બેસવાની ના પાડી એણે.
એ ઊભો જ રહ્યો લોકોની લગભગ વચ્ચે જ.

એને હારતોરા પહેરાવાયા.
અસંખ્ય વિધિઓ થઈ.
એના પર પ્રવચનો થયાં
અને અંતે
એમને કહેવામાં આવ્યું:
હવે તમારે બોલવાનું આવ્યું'.

એક જણને એમણે પાસે બોલાવ્યો
અને કાનમાં કંઈક કહ્યું.

એમનાથી સહેજ નાનકડો ખોંખારો ખવાઈ ગયો.
પણ એમણે તરત સંયમ રાખ્યો.

પેલા જણે જાહેરાત કરી:
તેઓ વ્યક્તિગત પ્રવચન કરશે.

પોતાની રીતે.
જેને બોલાવે તેઓ જ આવે.
પછી એ જ બોલ્યો – એક વેપારી.
કોઈ પણ એક વેપારી.

એક વેપારી આવ્યો. આવતાં ખૂબ વાર લગાડી.
એમની અત્યંત નજીક ગયો.
નમસ્કાર કરી સામે જ ઊભો રહ્યો.

એમણે એના કાનમાં એક શબ્દ કહ્યો –

પ્રામાણિકતા!
અને વેપારી વિદાય થયો.
સભાગૃહમાંથી સર્વ વેપારીઓ
ઊભા થઈ ચાલ્યા ગયા.

હવે નાગરિક! પેલો જણ બોલ્યો.
નાગરિક આવ્યો.
એની પત્ની અને બાળકોના
એમણે ખબરઅંતર પૂછ્યાં ને
વાત્સલ્યથી એની સામે જોયું એક વાર.

પછી એક સામાજિક કાર્યકર આવ્યો.

એ કાર્યકરની ઉપેક્ષાભરી નજરે
એમને કાંઈ જ બોલવા પ્રેર્યા નહિ.

હવે સૈનિક આવે છે-નિર્ભીક અને નિશ્ચલ
એના તરફ જોઈ એમણે જે
સ્મિત કર્યું એનું અભિવાદન કરતો
એ વ્યવસ્થિત વિદાય થયો.

પછી એક સામાન્ય માણસ.

તમે? એમણે પ્રશ્ન કર્યો.
હું....હું કવિતા રચું છું....

એમણે એને આગળ બોલવા દીધો નહીં.
ભેટી પડ્યા.
આંખોમાં અશ્રુ
હોઠ પર કંપન
અને હૃદય ગદ્ગદિત હતાં
બંનેનાં....

સૌ વિખેરાય છે
એઓ અને કવિ
અન્યોન્યના આલિંગનમાં
હજી યે ઊભા છે.

કેટલાક કાર્યકરો. એ કવિને જોઈ રહે છે ઈર્ષ્યાથી
એનો ચહેરો યાદ રાખી લે છે
કેટલાક કાર્યકરો બરાબર.

એને હવે એક દિવસ
અચાનક કહેવામાં આવશે: તમારે બોલવાનું છે.
તમે કર્યો છે આવિષ્કાર
અને એટલે જ હવે તમારે બોલવાનું છે.

તમારા મસ્તક પાછળ તેજનું વલય છે
તમારી આંખમાં સૂર્ય છે
તમારાં પગલાં મંગલ છે
તમારી વાણીમાં અમૃતનો પ્રસાદ હશે જ.
અને એટલે જ હવે તમારે બોલવાનું છે.

## ગઝલ

લાખ ચહેરા મારા ઘર પાસે નીકળતા હું ગણું
શબ્દથી તારે જ માટે હું સજાવું આંગણું

ફૂલની ક્યારીમાં મારો જીવ હેવાયો થયો
હોય લીલુંછમ છતાં શું ઘાસ કે કણને લણું?

સ્વપ્ન જેવો ભાવ જ્યારે જ્યારે જાગી નીકળે
થાય કે વણકર બનીને રૂપ તારું હું વણું

કલ્પના તારી લઈને પળ કોઈ આવી ઊભે
પણ સમયને એમ ક્યાં લાગે કે પળને ના હણું

તારા ચહેરાના અરે ઓ ક્યાંક ચિહ્નો સાંપડે
એ જ આશામાં હજી ઠપકારતો હું ટાંકણું

## ધ્યાન

લિંગ પરથી ખરી પડ્યું એક એક પાન બીલીનું
અવાજ કશો જ નહીં.
ધ્યાન હતું એટલે ગયું.
કોઈક પૂજા કરી ગયું હતું.
કાલે શિવરાત્રી હતી કે શું?

લિંગ પરથી ખરી પડ્યું એક પાન બીલીનું.
ધ્યાન ગયું ને પવનની પૂંછડી હલી ગઈ જરાક.
કરેણુ પડ્યું જે પાનની પાછળ જ એને ઝીલી લીધું
એણે પહેલાં તો ને પછી ફગાવ્યું જરાક કાળી
પૂંછડીથી.

ચિહ્ન
એવો એક અવાજ પડઘાયો
ને આપોઆપ જ મેં જોયું તો
પાનની દાંડી આગળ ઊગ્યું હતું
એક ચપળ મુખ – મૂષકનું.

આજે ધ્યાન નહિ થાય.

અનુસંધાન] **દયારામ સંદર્ભ સૂચિ** [પૃ. ૧૨૪થી ચાલુ

૩૨. એજન. દયારામકૃત કવિતા (પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૧૧). વડોદરા. પ્ર આ. ૧૮૮૯-૯૦, પૃ. ૨૧ + ૪૨૦.

૩૩. એજન. દયારામકૃત પરચૂરણ કવિતા (પ્રા. કા. મા. ગ્રંથ ૧૩). વડોદરા પ્ર. આ. ૧૮૯૦–૯૧ પૃ. ૫ + ૨૭૮.

૩૪. હરજીવન પુરુષોત્તમદાસ સંપા. દયારામ ભક્તિ, નીતિ કાવ્યસંગ્રહ. અમદાવાદઃ યુનિ. પ્રિ. એ જ. એ. કંપનીમાં રણછોડલાલે છાપ્યું. પ્ર. આ. ૧૮૭૬ પૃ. ૨૦૦.

(સંપૂર્ણ)

ચન્દ્ર પરમાર

*

## ડાભ ભલો વાઢિયો રે લોલ

વાઢ્યો ડાભ ભલો મારા સાયબે રે લોલ
વાઢ્યો વાઢ્યો શેતરને શેઢે
કે ડાભ ભલો વાઢિયો રે લોલ....

ગામ તલાવે કોવરાવ્યો સાયબે રે લોલ
કેં કોવરાવી કૂણો લીધો
કે ડાભ ભલો વાઢિયો રે લોલ....

સરખો કૂટ્યો છે સરખી સૈયરે રે લોલ
કૂટી સુંવાળો રેશમ કીધો
કે ડાભ ભલો વાઢિયો રે લોલ......

જેરે બેસી વણ્યો છે સાયબે રે લોલ
દોરી અસલ વણી વેળ વાળી
કે ડાભ ભલો વાઢિયો રે લોલ ..

હોંશે ઢોલિયો ભર્યો છે સાયબે રે લોલ
મેલી બત્રી બત્રી મંઈ જાળી
કે ડાભ ભલો વાઢિયો રે લોલ...

મું તો રૂમઝૂમતી પોઢી છું ઢોલિયે રે લોલ
કેં પોઢી છું ઓરડે છેવાડે
કે ડાભ ભલો વાઢિયો રે લોલ...

એક ચાંદેણું છાપરેથી ઊતર્યું રે લોલ
એ તો હસ્યું છે ગાલને ખાડે
કે ડાભ ભલો વાઢિયો રે લોલ...

મેઠું ચાંદેણું પીએ સાયબો રે લોલ
પીએ પીએ રમજુના તાલે
લે હેંચ ભલો ઢોલિયો રે લોલ...

* ડાભ = દર્ભ, જેર=ઓટલો, રમજુ = રૂમઝૂમિયાં ઝાંઝર

[સુધારો :- કવિલોક ગ્રીષ્મ અંક (મે-જૂન ૧૯૭૮, પૃ. ૯૭) કાવ્ય: ઉજાગરો : ચંદ્ર પરમાર, ઠોશ કમખે ભભક્યો રે પંક્તિમાં છેલ્લે લાલઘૂમ ઉજાગરો છાપ્યું છે. તેના બદલે સળંગ પંક્તિ આ પ્રમાણે જોઈએ:

ઠોરા કમખે ભભક્યો રે લાલઘૂમ ઉજાગરો]

હનીફ સાહિલ

*

## દરિયો ડોલમડોલ

લીમડો થઈને કોળવું મારું કોળવું લીલમલોળ
એક ટશરથી આભ આ મારું આભ આ ઝાકમઝોળ

પળમાં કૂદું પળમાં ખૂદું પળમાં ઠરીઠામ
પરપોટામાં જીવવું મારું જીવવું ઝાકમઝોળ

અટકી જતાં બટકી જતાં લટકી જતાં હું...
વૃત્ત વિષે જકડાઈ જઈને ફરવું ગોળમગોળ

સૂર્યના કંપાસની ધરી સાથ હું ફરાફર
રોજ આ મારું ડૂબવું અને ઊગવું ઝાકમઝોળ

નાંગરેલા એક વ્હાણને છોડી હાથ હલેસાં કીધાં
શ્વાસના ખેંચ્યા શઢ ને મારો દરિયો ડોલમડોલ

જયેન્દ્ર શેખડીવાળા

*

## મા

(ઝંખું જેને અકળ સરતા છંદના પ્રાસમાં રે)
...તું વરાળનું પુદ્ગળ રે
હું આકળવિકળ, મા!
હું ડ્હોળાતું પાણી રે
તું સતત અવિચળ, મા!
ભરબપ્પોરે ડૂબ્યા ઘરના મોભ
આંખથી નેવાં લગ પથરાતું રે, મા!
....જળઅંધારું...
તને વરાળથી વૈતરણી ને વૈતરણીથી વાદળ ને વાદળથી જળ ને જળથી દરિયે
શોધું
શોધું...શોધું
સકળભૂતમાં, અકળઋતમાં
વાણી વેદે. ભેદે ભેદે.
અને
અચાનક
કાલીઘેલી બોલીમાંથી કાગવાસના મંતર પ્રગટે
કપોલકલ્પિત ભાષા મારી રેવાને તીરે જઈ અટકે
પછી શાહીના મેળામાં હું ભૂલો પડું ને
ભૂલો પડેલો હાથ તરસતો મા, રે તારી કંઠ-આંગળી
અને તરસતોખાર ઉપર હું સ્વાર થઈ ને
શિયાવિયા રે શિયાવિયા કૈં
ઊડ્યા કરું
થઈ
કાગળ રે મા, વાદળ રે મા...
આકળવિકળ ઝાકળ રે મા...

હસિત બૂચ

## મરમી ખ્યાલી

ગઝલ કોઈ છે
છલકી પ્યાલી,
કોઈ ગઝલ છે
મલકી છાની.

ભરી કટોરી
મનભર મોતી,
ગઝલ કોઈ છે
ઝળહળ લાવી.

ક્ષિતિજ ઝબોળી,
ગગન હિલોળી,
ચડી અજબ છે
ગઝલસવારી.

ફક્કડ જોગી,
અલ્લડ છોરી;–
ગઝલ બધે છે
લૂંટાઈ, ફાવી.

કાળજ કોરી
રગરગ ફોરી
ગઝલઅદબ છે
મસ્ત નિરાળી.

ગઝલ જુઓ, તો
રંગતુફાની;
ગઝલ ફળો, તો
મરમી ખ્યાલી.

હરિકૃષ્ણ પાઠક

## ખરખર ખરખર

હવે આયખું આખું ખરખર
જીવતર ઝાંખુંપાંખું ખરખર.
ભીંતો ખરખર, બારી ખરખર,
મેડી, મોભ, અટારી ખરખર.

કરો, મોભિયાં, વળિયું ખરખર
લીંપણની ઓકળિયું ખરખર.

ગોખ ઢળ્યું અજવાળું ખરખર
કરોળિયાનું જાળું ખરખર.
હરફરતી હડફેટો ખરખર
તાળો ને તરભેટો ખરખર.
બંધ ઓરડે સમણાં ખરખર
પડખાં ડાબાં-જમણાં ખરખર.
બારસાખના થાપા ખરખર
લાભ–શુભના ઝાંપા ખરખર.
ફળિયે ડગમગ ડગલાં ખરખર
પડી રહ્યાં બે પગલાં ખરખર.

હર્ષદેવ માધવ

## વસંતાગમન

વૃક્ષોના કોરા કાગળે કરશે વસંત sign
ને ત્યાર બાદ રંગની જુદીજુદી design

ના,ના, ફૂલોને પાત્ર કહું તો હું 'ORTHODOX'
ભમરાઓ તો પછી પીએ છે શેમાં કહો wine!

છીનવે છે ઊંઘ ખોલી આંખ ફૂલની સૂરજ
ત્યારે પતંગિયાં કહે છે એને Fine! Fine!

નવમાલિકા કરાવી કોણે આજે introduce
ભમરાની visitors રૂપે લાગી લાંબી line

એ ચેપી ધૃષ્ટ પાનખરને લાગતા હશે
કોયલના ગળચટા ટહુકા એકલું quinine!

હરેશ લાલ

## તૂટેલો લય છે

સપનું પરપોટાની વય છે;
દરિયાનો કોને પરિચય છે?

પૂછો સૂરજના સમ દઈને;
ખુદ ઈશ્વરને કોનો ભય છે?

હો સરખો તખ્તો તેથી શું?
સહુને પોતાનો અભિનય છે.

કઈ રીતે એને સાંભળવો?
માણસ તો તૂટેલો લય છે!

ભરત યાજ્ઞિક

સંસ્કૃત નાટ્યસૂચિવાળી સીમની સંવાદ ગઝલ

સૂરજ (પ્રવિશ્ય) :– જાગો, અલ્યાં ઊંઘરેટા ઝાડ!
વૃક્ષો (ઉદ્‌બુધ્ય) :– ઠંડી શી! ધ્રૂજે છે હાડેહાડ!

ઝરણું (નિરીક્ષ્ય):–ક્યાં હતું કાલે, ને આજ ક્યાં!
રેતી! લે બ્હેની, ચાલ જલદી જલદી પગ ઉપાડ.

ડુંગર (નિઃશ્વસ્ય) :– થાક ઘનીભૂતનું રૂપ હું
સૂરજ અપ્રીછિયા! તું ઊંઘ મારી તો ઉડાડ!

બાવળ (ઉદ્‌ધૃત્ય બાહૂ) :– રોપી દોને ચારે પાસ
અમને, સૂરજને રોકવા બનીએ અમે તો વાડ!

લેલા (પ્રતિનિવૃત્ય) :– ક્યાં વેરાએલી સવાર
કેટ્‌કેટલી ઝળેલી વાડને જુઓ તિરાડ!

બકરું (નિર્વર્ણ્ય) :– લાગી મને ભૂખ, ચાલ ખાઉં
ભઈ ચાડિયા! તને કે બોલ કૂણો કૂણો ફ્હાડ?

સસલું (સવિસ્મયં) અલી ખખડાટ શેનો વાડ?
ચલ જીવ મુઠ્ઠી વાળી નાસ, આવી કોઈ ધાડ!

મનોજ રાવલ

## શેર

હું વચોવચના ખડક જેવો હવે
ચોતરફ સાગર સમું તું ઘૂઘવે.

મનોહર ત્રિવેદી

*

## બે પળ વચ્ચે

બે પળ વચ્ચે શ્વાસ ભર્યા ને બે પળ વચ્ચે ઓબો
ફૂલોથી આ હોય છલોછલ ક્યારેક ખાલી ખોબો

દીવાનું અજવાળું પ્હેરી અંધકારમાં ઘૂમું
કો' અભાવનો વ્યાકુળ ચ્હેરો હળવે હળવે ચૂમું

દરિયાનો નિ:શ્વાસ પવનના કર્ણમૂળમાં મૂકું
કાંઠે બેસી મોજાંઓની ઘૂંટ ચલમમાં ફૂંકું

લાવ ગલોફે મ્હેકાવી લઉં ૧૨૦ તમાકુ
હવા ઉપર ચિતરામણ કરવા સમય ઝબોળી રાખું

અકળામણને ઓળઘોળ મેં કરી ઉતાર્યું થૂંક
પછવાડેની બારીમાંથી ક્યાંથી આવ્લે, કૂક?

ધબકારાની નીચે પોઢે લીલી કાંચન નાડ
બંધ આંખમાં ઊઘડતાં મેં દીઠાં બેઉ કમાડ

ફૂલોથી આ હોય છલોછલ ક્યારેક ખાલી ખોબો
બે પળ વચ્ચે શ્વાસ ભર્યા ને બે પળ વચ્ચે ઓબો

રાજેન્દ્ર શુક્લ

*

## રંગું તને

કેસરઘૂંટ્યા અજવાસથી રંગું તને,
તું આવ, ઉત્કટ શ્વાસથી રંગું તને!

રાધે, પરસ્પર પ્રાસથી રંગું તને,
કે મૌન આ ઉલ્લાસથી રંગું તને!

કે રોમરોમે ગુંજતી કુંજો વિષે–
વ્રજવેણુના વિશ્વાસથી રંગું તને!

જ્યાં વણુઊડાડ્યે પણ ઊડે રંગો સ્વયં,
લે, મ્હેંકતા મધુમાસથી રંગું તને!

આ કોણ રંગે કોણ રંગાતું રહે,
રંગે રચાતા રાસથી રંગું તને!

સુન્દરમ્

*

# ઑપરેશન વસંત

[વસંતના વિજયનો વ્યૂહ: આવી સમગ્ર યોજનાને લશ્કરી પરિભાષામાં 'ઑપરેશન' કહે છે.]

ક્યારના મંડી પડ્યા છે,
હજી સવાર તો થયું નથી,
રાતમાં ને રાતમાં જ
આકાશ સર કરી લીધું છે.

ટુહૂક, ટુહૂક, કુહુક કુહુક, ટુહૂ ટુહૂ
આ વસંતના કોકિલડા.
આ ઝાડની ટોચ, તે ઝાડની ટોચ,
ડાળે ડાળે ખચી ખચીને
બેસી ગયા છે.
ગોળીબાર ચાલી રહ્યો છે,
વિજયના વાવટા
ઝાડવે ઝાડવે ફરફરી રહ્યા છે.
આકાશ આખું સર થયું.
હવે ધરતીની વાત છે.
પૃથ્વી પરનો મોરચો ખૂલશે,
ઘરેઘરમાં તો
બારી પર પડદા છે,
અને ઓરડામાં ઊંડે ઊંડે
કોઈ બાથરૂમમાં છે,
કોઈ બેડરૂમમાં છે.
કોઈ ચોકીદારોની જેમ
ટ્રાન્ઝિસ્ટરો આલબેલ
પુકારે છે:
સબ સલામત, સબ સલામત.
ત્યાં તો હુમલો આવે છે:
કુહુડ કુહુક, ટુહૂક ટુહૂક, ટુહૂ ટુહૂ.
અને ઘર બહાર
સરિયામ રસ્તા પર,
અહીં સડકો પર સડકો છે:
પડખે પડખે દુકાનો છે,
હોટેલો છે,
દમ ભરીને ગાતા રેડિયાઓ છે,
વાતોનાં વડાં અને પ્રેમના પડિયા
આરસનાં ટેબલ પર પીરસાય છે,
ખડંગ ખડંગ પ્યાલારકાબી રણકે છે,
અને બહારથી હુમલો આવે છે.
કુહુક કુહુક, ટુહૂક ટુહૂક, ટુહૂ ટુહૂ.
'સાંભળો છો ને?
અમે આવ્યા છીએ.'

અને સડક
લાંબી લાંબી લંબાય છે,
હજાર મીટરના સ્ક્રીન જેવી.
આ સ્કૂટરો ચાલી,
માથે હેલ્મેટધારી મહારથી છે,
આ સાયકલો સરકી,
ઉપર એક એક, બે બે, ત્રણ ત્રણ,

વચ્ચે વચ્ચે આ એકલદોકલ
પાયદળના આદમી
સ્કેટિંગ કરતા સરકે છે જાણે.
અને આ ખાસી ટેન્કો જ –
મોટી મોટી મોટર બસો.
પચીસપચાસ બંદૂકિયાઓને લઈને
ધસે છે.
અને દરેકને માથે ચકરાય છે,
મશીનગન ફૂટતી હોય
ફુડુક ફુડુક, ઢુઙૂક ઢુઙૂક, ઢુઙૂ ઢુ
'સાંભળો છો ને?
આકાશ જિતાઈ ગયાં છે
હવે તમારો વારો છે.'
બરાબર મંડી પડ્યા છે
રાતે ને દહાડે
આ વસંતના કોકિલ

રમેશ ત્રિવેદી

## જૂઈની વેલ ઉછેરું

અહીં
જૂઈની વેલ ઉછેરું એ આશાએ
કે ક્યારેક તો
તારું સ્મિત મ્હોરી ઊઠશે ડાળીએ ડાળીએ
ને ફોરી ઊઠશે શ્વાસ પાંખડીએ પાંખડીએ,
ખબર છે તને?
નિષ્પર્ણ વૃક્ષને ય હોય છે
પોતાનો આગવો ચ્હેરો,
તારા ઘરની પછીતે ઊભેલા
વૃક્ષને જોઈ લેજે કોઈ વાર
કદાચ
એમાં દેખાશે તને
નાક કાન ને ઝરડાએલી લોહીઝાણ
બે આંખો.

નલિન પંડ્યા

## ઊર્જા

ઝાડ નહીં
પણ
વીજળીના થાંભલા હસી હસાવે છે પથ.
કાચ, કાષ્ઠ, કૉંક્રિટવાળો
દરબારશાહી તોતિંગ દરવાજો હસે છે.
દરવાજામાંથી મગતરાં
વિવિધ પરિવેશમાં આવનજાવન કરે
જેથી દરવાજામાં મૃદુતા જન્મે.
છતાં
થાંભલા સાથે બાથ ભીડી
મલ્લયુદ્ધ આદરવાનું મન થાય
કેમ કે –
કૃત્રિમ ઊર્જાથી પથ
ક્યાં સુધી ઝગમગશે?

હીરાબેન પાઠક

*

# વીંછુડો

['પરલોકે પત્ર'માંના એક પત્રકાવ્યની પંક્તિ 'વિરહ મારે પ્રેમનો પર્યાય' મુજબ પ્રેમ એટલે જ વિરહ, આવો કોઈક ભાવ, આ કાવ્યમાં ચૈત્ર માસના વૃશ્ચિક નક્ષત્રના વ્યોમવ્યાપ નિમિત્તે વ્યક્ત થયો છે.]

આ આવતો ચૈત્ર!
સોહાગિયો મધુમાસ.
એનુ ઉજમાળું આકાશ:
દિવસે મહાદ્યુતિલ આભાનું;
રાતે, સ્વચ્છ અચ્છ ચન્દ્રરૂપ આ ભાનુ!

ને જુઓ તો!
ગ્રહતારકનક્ષત્રની વાણી વડે જે
સચરાચરનું ભાખે ભાવિ
આગાહીરૂપ દિયે જવાબ
એ આકાશી અસબાબ.

ચૈત્રનું ચોખ્ખું આકાશ.
વાળ્યુંઝૂડ્યું, ધોયું, ધોળ્યું,
સમાર્યું, ખૂબ જ સોહ્યું
રૂપેરી આકાશ.
તે પરે રાત્રીને પ્હેલે પ્હોરે
છેક ગગનના ઘુમ્મટને તલ,
પૂર્વ દિશાનું હોય ન જાદુનું છત્ર!
વીંછુડે ડોકું કાઢયું બહાર
અ-કળાયો સરે આવરવા નભપાર.

મધરાત પહોરે
અંધકાર જમાવટ જોરે,
નક્ષત્રનેમિ ધ્રુવતારક ઉત્તરે,
એક કોરે;
શું વાંકડિયાળો નીસર્યો સાપ?
ના, ના.
એ તો વૃશ્ચિક નક્ષત્રનો મસમોટો વ્યાપ.
ઓય ...મા! છળી મરું!
કેટકેટલા તારકનો એ કુટિલ કલાપ!
જ્યેષ્ઠ, મૂળ, અનુરાધાને
નિજમાં લઈ લેતો આપ.
રાતભર ચડીને ગગન ચડાવ
પોઢચો નાખી પડાવ,
એનો પડચો પથારો પંડતણો,
તે છે... ક પરોડે એનું ઉતરાણ.

એ બહુબળિયો!
એને પેટાળ
અસંખ્ય નવનવા તારકનો
શતશત સતત યુગથી સ્ફોટ.
નથી એને ખોટ.

શો એનો વ્યાપ!
કોનું વર્ચસ્વ અમાપ!
વ્યોમ કે વીંછુડાનું?

એ ચૈત્રનો, પ્રિય! આવે યાદ.
વૃશ્ચિકનક્ષત્રનો વ્યોમવિભવ આબાદ

મને આજે યે, જે
તમે મુજને ચીંધી દેખાડ્યો,
તારકે તારકથી આકાર
એનો અંગવળાંક વખાણ્યો;
શી પ્રસન્નતાથી માણ્યોજાણ્યો
તમે, ને તેથી મેં ય એ માણ્યો.

એ આવતો ચૈત્રનો માસ.

આપણા જન્મદિનનો માસ,
અભિનવ પ્રેમનો એ માસ.
સખે! તમે એ જે ક્ષણથી
મુજને ચીંધી દેખાડ્યો
ત્યારથી,
આપણે મિલનને આકાશ
વ્યાપ્યો વિરહવિષડંખ્યો વીંછુડાનો વાસ

દક્ષા દેસાઈ

*

## જિજ્ઞાસા

તમે જગાડી હતી જિજ્ઞાસા?
હડપચી પર હાથ ટેકવી
એકીટસે પાણીમાં પડતા સિક્કાને જોતી હતી ત્યારે–
તમે ખોબો ભરી આપી હતી સોનામ્હોર?
એક એક વિખરાયેલી લટને આઘી કરી
તમે વ્યવસ્થા બક્ષી હતી મને?
દમયંતીના હાથમાં માછલાં શબ બને છે તોયે–
તે અનિષ્ટની બોચી તમે પકડી લીધી હતી?
રોજ ઝોબે ચઢતા ચિત્તને કોઈ ગગનચુંબી મિનારા
સ્પર્શતા નથી.
કઈ સીડીએ થંભાવી દીધી મારી જિજ્ઞાસા?
કબરવત્ મૂઢતાને કઈ ઇચ્છાથી પેટાવી દીધી?
પાત્રોના ચહેરામાં આસ્થાને સંગોપવાનું કામ
અવિરત છે–
કેલીડોસ્કોપની લિસ્સી પારદર્શકતામાં
તરવાનું શક્ય નથી હવે...!
આંખોની તિરાડોમાં સ્મરણનું મૃગજળ
કદાચ થીજી જશે–
પછી–પછી મારે અને જિજ્ઞાસાને...?

યોગેશ જોષી

# લીમડાનું લીલાકાવ્ય

તું તો ભર્યો ભર્યો લીમડા જેવી!
તને ક્યારેય ન થાય
કોઈનું ય infection
છતાં ય
મ્હોર બનીને તારી ડાળીએ ડાળીએ
મ્હોરી ઊઠે છે મારું નામ!

આકાશ પંખીને કહે
કે ભાઈ,
બહુ ઊડવું સારું નહીં
તો પંખી
પોતાની પાંખો કાપીને
ફેંકી દઈ શકશે ખરું?
પંખીનો અર્થ જ
ઊડવું, રડવું,
પડવું, ઊડવું..
ઊડવું એટલે આકાશ
રડવું એટલે પાતાળ.
કલ્પના,
ગ્રીષ્મની ઝાળ ઝાળ એટલે તું
હૈયે એકાએક પડતી ફાળ એટલે તું
પાણીમાં નાખ્યા વગરની જાળ એટલે તું
સોનપરીનો વાળ એટલે તું
મારા મૌનનો સાતમો માળ એટલે તું
દરિયાની આજુબાજુ બાંધેલી પાળ એટલે તું.

સાચે જ
મારે તો ઊભું રહેવું હતું પ્હાડ બનીને અડીખમ
પણ
મારામાંથી નીકળી નીકળીને
અસંખ્ય લાલ-લીલી નદીઓ
પ્રચંડ વેગથી ધસ્યા કરે છે તારા ભણી.
પણ
તને તો
ક્યાંથી કોઈનો એ રંગ લાગે?
તું તો મારો ભર્યો ભર્યો લીમડો!
પણ હવે તો
પ્હાડ પોતે ય પ્હાડ નહિ
પ્હાડ તો કે વાદળનાં લાડ
વાદળ તો કે તારી શેરી
તારી શેરી તો કે પૂજા કરવાની દેરી
અને એ દેરીમાં
તારા નામનાં બે પગલાં
એ પગલાં પર મારું આંસું
અને એ આંસુ ઉપર
આપણાં સ્વપ્નાંનો મહેલ
આપણાં સ્વપ્નાં તો
લીમડાનાં પાનની રેલમછેલ!

ભલા,
લીમડો તો કોઈ દિવસ

પંખીને પોતાની ડાળે બેસવાની ના પાડે?
ફ્રીઝમાં મૂકવા છતાં ય
સૂરજ તો ક્યાં કદી એ ઠંડો પડવાનો હતો?!
તું નકામી ચિંતા કરે છે, યોગેશ!
હવે સૂરજ નહીં આથમે.
હવે તો ચોવીસે કલાક પાણી આવશે.

સતત મારી આંખમાંથી વહ્યા કરે છે,
મારા લોહીમાં ફર્યા કરે છે; ધબકયા કરે છે
ને તારા બનીને આકાશે ચમકયા કરે છે—
લીમડાનાં લાલ લીલાં પાન!
લીમડો તો
વેદનાનું લાલ લાલ ગુલમ્હોરી ગાન
લીમડો તો
ગલોફામાં ભરાવેલું કીમામવાળું પાન
લીમડો તો
મગજમાંથી નીકળ ચૂકેલું ભાન...
તારી આંખો તો સૂર્યનો સોનેરી તડકો
ને તારી પાંપણો તો લીમડાનો લીલોકચ્ચ છાંયડો!
લીમડો તો
અડકો દડકો દહીં દડૂકો!

આકાશ કાળાં કાળાં વાદળોથી ઘેરાઈ જાય
ને વ્યાપી જાય કાળમીંઢ અંધારું
ત્યાં જ
ધડાકા સાથે
આભ ફાડીને પૂર્વમાં ઊગી જાય તે લીમડો
ઘણી વાર
મોડા સુધી
ઊંઘવા ન દે
જંપવા ન દે
તે લીમડો.
ક્યારેક
સામે જ બેઠા હોવા છતાં
ગરમ કરવા મૂકેલું દૂધ ઉભરાઈને ચાલ્યું જાય
ને આપણે જોયા કરીએ
તે વેળા
બેધ્યાન (કે ધ્યાનસ્થ)
બની જવાનું કારણ તે લીમડો.

લીમડો તો બહુ ગુણકારી–
અમારા જેવા દરદીઓ માટે
હું તો હવે
દરરોજ સૂઈ જાઉં છું– લીમડાનાં પાન
પથારીમાં.
તારા નામના ભાન; અ-ભાનની પથારીમાં.
પથારીમાં તો બારે ય મેઘ વરસે
અને છતાં
ગરમ લાહ્ય રણ તરસે.
પથારીમાં તો
સાત સાત દરિયા
ને બાર બાર સોનાના મ્હેલ
ને એના સત્તરમા માળના ઝરૂખામાં
હીંચકે બેસીને ઝૂલે તે લીમડો.
લીમડો એકલો એકલો ઝૂલે
લીમડો એકલો એકલો ઝૂરે

લીમડો એકલો એકલો જીવે
લીમડો વાઘ આવે તો બીવે
લીમડો પૂંછડે પાણી પીવે
લીમડો એકલો એકલો...

સાચ્ચે કલ્પના,
તું તો મારો ભર્યો ભર્યો લીમડો!
જાણું છું
તને તો ક્યારેય
કોઈનુંય ન થાય infection.
પણ દેખી જો!
ધરતીમાં ઊંડે ઊંડે પથરાયેલાં
લીમડાનાં મૂળ એ જ હું
એ જ હું, એ જ—

સંસ્કૃતિરાણી દેસાઈ

## કૅલેન્ડરમાંથી

રાત્રીના અંધારિયા હૉજમાં,
ભડભડતા ડાઇવિંગ બોર્ડ ઉપરથી
કૅલેન્ડરમાંથી એક તારીખે કૂદકો માર્યો.
આકાશમાં સ્કાય-સ્ક્રૅપરો ઊગ્યા,
જમીન પર આનંદમાર્ગીઓએ સરઘસ કાઢ્યું,
સમુદ્રોએ હાથ મિલાવ્યા
કૅમ્પ ડેવિડ ઉપર મંત્રણાઓ ગોઠવાઈ
સૂરજના સરખા ભાગે કટકા કરીને
યુનોના સભ્ય દેશોને વ્હેંચાયા,
સગાંસંબંધીઓ 'ઝિગ્સૉ– પઝલ'માં ગોઠવાયા
ને તારીખે રાજીનામું આપ્યું.

ધીરુ પરીખ

## ક્યાં છે આષાઢ?

નિરાકાર નભમાંથી
લો
આ તૂટી પડ્યો આષાઢ!

ને
ગચિયે ગચિયાં થઈ પડી રહેલી માટીને
ફૂટી આવ્યા અગણિત તૃણબાહુઓ.

ઊંચે ને ઊંચે એ લંબાતા જાય છે
નિરાકાર નભ ભણી
શોધવા આષાઢને....
ક્યાં છે આષાઢ?
ક્યાં છે આષાઢ?

ત્યાં તો
ભીની હવાની
ધીમી લહેરખડી
ઊંચે મંડાએલા બાહુઓને અડપલું કરી
વહી જાય છે
અને
કહી જાય છે:
ભોળાઓ,
તમારામાં તો સમાવીને બેઠા છો
આષાઢને
અને
પાછા શોધો છો ઊંચે ને ઊંચે?

સારભ શાહ

*

# આપણુ યાંના પાહિલાત કા? ઊર્ફે ત્રણુ મહોરાં ધરાવતું એક ચહેરાકાવ્ય

૧.

ક્યારે ય ન જોયેલા, ન મળેલા, ન ઓળખેલા
ને છતાં ય બૂઝેલી લાગણીને
અજાણુતાં જ ભોટી ગયેલા
અસંખ્ય ચહેરા
મારામાં આળોટ્યા કરે છે.

૨.

ન જોયેલા ચહેરાની ઓળખપરેડમાં
એક્કેએક ચહેરો
આજે ગુનેગાર લાગે છે—
મારાં સ્વપ્નોનો
ગર્ભપાત કરી નાખવાનો
આરોપ છે તેમના પર.

૩.

નિર્દોષ બાળકોની વારેઘડીએ ગૂંચવાતી ફેરકુદરડીમાં
શિવાજીપાર્કની સફેદ ટાઇલ્સ જડેલી જાહેર મુતરડીમાં
બૅન્કના કૅશ કાઉન્ટર પર થતા લીસા ખણુખણાટમાં
ચર્ચગેટ સ્ટેશને માણુસોના ચીસો જેવા ગણુગણાટમાં
ઍરકંડિશન્ડ ટી સૅંટરની હૂંફાળી એકાંત આડશોમાં
સુંવાળા સંબંધોને ફૂંકીને ફોલી ખાતા ગંધાતા પાડોશમાં
કૂકરી સાથે સ્ટ્રાઈકરે ય કાણામાં નાખી દેવાના ડચૂમાં
એઈટી ફોર એક્સપ્રેસની અંધેરીથી ફાઉન્ટન જેવી ક્યૂમાં
મરીનડ્રાઇવની ફૂટપાથોના જળહળતા અંધારામાં

એનામાં.... આનામાં ... તારામાં ... મારામાં ...
મારું આઇડેન્ટિટી કાર્ડ લઈને ફર્યા કરું છું
અને અંદરના ફોટા તરફ આંગળી ચીંધી પૂછું છું:
"આપણ યાંના પાહિલાત કા?'

જયદેવ શુક્લ

*

## સાતમી ઋતુ

મારા રોમેરોમ પર
આજે
સાતમી ઋતુ બજી રહી છે

હવાના કૅનવાસ પર
લૅન્ડસ્કેપ આલેખતી
તારી પાંપણો પર
ઝીલાઈ રહ્યું છે મેઘધનુષ

ડાંગરનાં ખેતરોમાંથી આવતી
તાજીતાજી કૂણી કૂણી લીલીલીલી ગન્ધથી
ખણુકી ઊઠેલાં
એ ઝુમ્મરોમાં
ખજુરાહો-કાલીન મત્ત ક્ષણો
પીગળતી જાય છે

મેઘધનુષ હમણાં જ
ચૂરચૂર થઈ છંટાશે...
આવ,
મેઘધનુષથી અભિષિક્ત થવાનું
આ જ ઉત્તમ મુહૂર્ત...

મેઘધનુષી ચંદરવા નીચે
મેઘધનુષી વર્ષા...
ને
સૂડાઓના મંગલ સ્વરો વચ્ચે
આપણે...

આવ,
આ જ ઉત્તમ મુહૂર્ત
આપણી વિદાયનું...

# અનુવાદ

## ચાર કોરિયન કાવ્યો

### માનવતાની તલાવડી/રાજેન્દ્રસિંહ જાડેજા

મને આપો માનવતાની તલાવડી
તરંગાય જે એક સરખી
બધા કિનારાઓ તરફ
એક નાનકડા પથ્થરના પડવાથી.

મને આપો ઘવાયેલ રાષ્ટ્રભાવની તલાવડી
રંગાય જે એક સરખી
બધા કિનારાઓ સુધી
કેવળ એક રક્તબિંદુના પડવાથી.

આપો મને એ કરુણાની તલાવડી
જેમાં આર્દ્રતા એટલી જ
બધા કિનારાઓ સુધી,
એક શાંત અશ્રુબુંદમાં જેટલી.

અને પછી મને આપો એ માનવ આંખો
જોઈ શકે છે મનુષ્યો અન્યોન્યને જેનાથી;
અને આપો મને માનવ હોઠ અને શબ્દો
પરસ્પર સંવાદ સાધી શકે મનુષ્યો જેનાથી

અને એવાં કર્ણ અને મસ્તક આપો મને
જે અસ્તિત્વની ચીસને ઝીલી શકે....
દૂર વહેવડાવી દો અવમાન અને અકરુણાનાં
સર્વે પરિબળોને

સિલ્લા, કોગુર્યો .... અધોમુખ ઝરણો–
એક પ્રજા અને શુભ જીવનની એક સીમા
આપો મને,
આપો મને – એ આકાશ, એ ભૂમિ, એ મિત્રો.

### ત્રણ લઘુ કાવ્યો/મુકુન્દ રા. દવે

૧.

વાયરો બની અહીં જો રહી શકું–
જો હું રહી શકું અહીં વાદળ બની;
અહીં, જીવન વિશે તારી સાથે વાતો કરી શકું
ને વિયોગ વિશે પણ કંઈક જો કહી શકું.

૨.

પ્રેમ શીખું છું
પ્રેમ કરતાં શીખું છું
હું પ્રેમપાત્ર થઈને
વિયોગી બનતાં શીખું છું.

૩.

રસ્તો એ જ મારું રસશાસ્ત્ર
પ્રેરકબળ – મારા જીવનનો શોક
–કોઈ માનવીની શોધમાં ભમ્યા કરું.

(બ્યુંગ હ્વા ચોતાં મૂળ કોરિયન કાવ્યો પરથી
Kevin O'rourkeના અંગ્રેજી અનુવાદ પર આધારિત)

## કબરલેખ/મહેશ વિશ્વનાથ

આ એ નગર છે
જ્યાં માણસોને જીવતા દાટી દેવાય છે.
પહેલાં તો
અમે ક્યારના ય
મરી પરવાર્યા હોઈએ એવો ઢોંગ કર્યો.
તેઓએ અમને ગાંડા ગણ્યા
અને
બાકીના બીજા બધા સાથે અમને
બાકી રહેલા સૌનું
લોહી પીવા દબાણ કર્યું.
તે ગળ્યું અને ઘૃણાજનક હતું.
એક દિવસ
અમને અમારી જ અરુચિ થઈ,
માણસોને જીવતા દાટી દાટીને ધરાયા.
અમે ગરમગરમ લોહી પીવાની ચોખ્ખી ના કહી.
એટલે
તેમણે અમારી પાસે
અમારી કબરો ખોદાવવા માંડી
અને
માથા પાછળથી સોંસરવા વીંધી નાખ્યા.
હવે સાચેસાચ અમે મરી પરવાર્યા હતા,
અમે હવે ધાર્યું કે આ ખરેખરો અંત હતો.
પણ તેઓએ તો અમને સજીવન કર્યા
જેથી તેઓ અમને જીવતા દાટી શકે.

(એન્ટોનિન બાર્ટુઝેકના એવાલ્ડ ઓસેર્સના કરેલા અંગ્રેજી અનુવાદ પરથી)

# પારિતોષિકો

કવિલોકમાં વર્ષ દરમ્યાન પ્રકટ થતાં કાવ્યોમાંથી ગુણવત્તાની દૃષ્ટિએ પ્રથમ ત્રણ ક્રમ પ્રાપ્ત કરનાર કાવ્યો માટેનાં ઈ. ૧૯૭૮ના વર્ષનાં ઠક્કર પારિતોષિક નીચેના કવિઓને મળે છે.

**પ્રથમ પારિતોષિક રૂ. ૨૦૧ શ્રી સુન્દરમને**
તેમના કાવ્ય 'મહુડાં ગરે છે' માટે

**દ્વિતીય પારિતોષિક રૂ. ૧૦૧ શ્રી રમેશ પારેખને**
તેમનાં કાવ્યો 'સી/શી/એ' તથા 'સાંઇબાબા છાપ છીંકણી વિષે' માટે

**તૃતીય પારિતોષિક રૂ. ૫૧ શ્રી 'મનોજ ખંડેરિયા'ને**
તેમના કાવ્ય 'અંજની ગીતો' માટે

*

નિર્ણાયકો:
**સર્વશ્રી જયંતી કોઠારી અને ચંદ્રકાન્ત શેઠ**
એમના અમે આભારી છીએ. વિજેતાઓને અમારાં અભિનંદન.

[આંતરરાષ્ટ્રિય બાલવર્ષ નિમિત્તે આ વર્ષ દરમિયાન 'કવિલોક'ના પ્રત્યેક અંકમાં શિશુકાવ્યો પ્રકટ કરવાનો મનસૂબો રાખ્યો છે. આ વિભાગમાં જોડકણાં નહિ, પરન્તુ શિશુચિત્તની ભાવસૃષ્ટિ અને કલ્પનાદૃષ્ટિને કાવ્યકોટિએ પહોંચાડતી રચનાઓ અપાશે. પ્રત્યેક અંકમાંના ઉત્તમ શિશુકાવ્યને રૂપિયા ત્રીસનું ડૉ. ચંદ્રશેખર ઠક્કુર પારિતોષિક પણ આપવામાં આવશે. કવિમિત્રોને પોતાનાં ઉત્તમ અપ્રકટ શિશુકાવ્યો મોકલી આપવા નિમંત્રણ છે. –તંત્રી]

**બા, મને વારતા**/હરિકૃષ્ણ પાઠક

આમ ને આમ
તને કેટલાંયે કામ
બા, મને વારતા ક્યારે તું કેશ?

જોને આ ગાવડી ઊભી ગમાણમાં,
વારતા કહે છે કંઈક વાછરુંને કાનમાં,
પોરો ઘડીકનો ક્યારે તું લૈશ!
બા, મને વારતા ક્યારે તું કેશ?

કલબલતી કાબરો ઝૂલે છે ડાળીએ,
કેટલી યે વારતા માંડી છે માળીએ,
સમજું હું કેમ, મને સમજાવી દેશ?
બા, મને વારતા ક્યારે તું કેશ?

વ્હેલી ઊઠે ને તોય વળગે તું કામમાં,
મોડી સૂએ ને તોય હોય છે તું કામમાં,
પરીઓને દેશ કહે ક્યારે લઈ જૈશ?
બા, મને વારતા ક્યારે તું કેશ?

## ગાડી/દીનાનાથ વ્યાસ

છુક છુક છુક છુક ગાડી છે,
એન્જિન જાય અગાડી છે

સાંકળ ખેંચી ઊભી રાખો
અહીંયાં તો ફૂલવાડી છે.

ઊતરો રમવા સઘળાં આજે
ના ઊતરે તે જ અનાડી છે.

પતંગિયાં રમતાં ફૂલો પર
ફૂલની સેજ સુંવાળી છે.

રંગતણો મેળો જામ્યો છે
ગુલમોરની ડાળી છે.

કોકિલ કૂજે શોર મચાવે
રંગત જામી ન્યારી છે.

હાર પંખીની ઊડે આભમાં
ઊડે છુક છુક ગાડી છે.

## ટીનુની મૂછ અને દાદાના દાંત/હરીશ મીનાશ્રુ

સૂરજ ઊગ્યો રે પેલા સરવરની પાળ
કૂકડાની ખીજ કોક પાડો ઘડિયાળ

ટીનુના મ્હોમાં બગાસું ખડિંગ
મમ્મીજી-પપ્પાજી! ગુડ મૉર્નિંગ!

ટીનુ કહે, ચકચકતા દાંત હું ઘસીશ
ઈશ્વર, તું આપ મને દાંત બત્રીસ

મમ્મી કહે, ધોળી છે દાદાની મૂછ
એવા ઘસીને દાંત, દાદાને પૂછ

દાંત મારા ચોખ્ખા ને દાદાજી બોખા
દાદાજી, ચાવી બતાવો દાળ-ચોખા

ચોખા ચાવો તો એમાં મારી શી ધાડ
દાદા કહે, ટેણિયા મૂછો દેખાડ

ટીનુને મૂછ નહિ - દાદાને દાંત
ઝીણી ઝબૂકતી ગમ્મતની વાત

ગમ્મતની વાત નરી ઝીણી ઝબૂક
બોલ્યું ઘડિયાળ ફરી કૂકડે-કૂક!

[માર્ચ-એપ્રિલ અને મે-જૂનના કવિલોકમાં પ્રકટ થયેલાં શિશુકાવ્યો પૈકી પારિતોષિકપાત્ર ગણાએલ કૃતિઓની જાહેરાત આગામી અંકમાં કરવામાં આવશે. —તંત્રી]

# દયારામ સંદર્ભસૂચિ

સંપા. પી ચેગડ

[માર્ચ-એપ્રિલ ૧૯૭૯ અંકના અનુસંધાને]

## [ચ] દયારામ-કૃત કાવ્યોના સંગ્રહો તેમ જ અન્ય કાવ્યસંગ્રહો જેમાં તેમનાં કાવ્યો સંગૃહીત હોય


૧. અનંતરાય રાવળ સંપા. કવિ દયારામ વર્ધા: રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ. પ્ર. આ. ૧૯૬૨ પૃ. ૪+૧૧૭. [કાવ્યો અને જીવન-કવન હિન્દી ભાષામાં].

૨. અંબાશંકર નાગર સંપા. ગુજરાત કે સંતો કી હિન્દીવાણી અમદાવાદ: ગુર્જર ભારતી. પ્ર. આ. ૧૯૬૯ પૃ. ૧૮+૪૮૪. [૫૧ સંતોનાં કાવ્યો].

૩. ઇચ્છાશંકર સૂર્યરામ દેસાઈ સંપા. બૃહત્ કાવ્યદોહન. ભા.૧ સાતમી આ. ૧૯૨૫; ભા.૪ પ્ર. આ. ૧૮૯૦; ભા. ૬ પ્ર. આ. ૧૯૦૧.

૪. ઈરચ જેહાંગીર સોરાબજી તારાપોરવાલા સંપા. સેલેક્સન ફ્રામ ગુજરાતી લિટરેચર. ભા. ૩ (૧૭થી ૧૯મી સદી). કલકત્તા: પ્ર. આ. ૧૯૩૬ પૃ. ૧૮+૫૪૬ [ગુજરાતીમાં].

૫. ઉમેદરામ હરગોવિંદરામ (પ્રકાશક). દયારામ કૃત કવિતા સંગ્રહ. અમદાવાદ: સૂર્યોદય પ્રેસ. પ્ર. આ. ૧૮૭૬ પૃ ૧૯+૪૭૮. બીજી આ. ૧૮૮૬. [ગુજ. અને હિન્દી કાવ્યો].

૬. કૃષ્ણપ્રસાદ લલ્લુભાઈ ભટ્ટ સંપા. દયારામનાં ભજનો. પ્ર. આ. ૧૯૬૭ પૃ. ૪+૬૪

૭. કેશવરામ કા. શાસ્ત્રી અને જીવણલાલ છ. જોશી સંપા. દયારામ-રસધારા. ભા. ૧ પ્ર. આ. ૧૯૭૧ પૃ. ૧૬+૧૪૪. ભા ૨ પ્ર. આ. ૧૯૭૩ પૃ.૧૬+૧૩૬. ભા. ૩ અને ૪ પ્ર. આ. ૧૯૭૫ પૃ.૮+૧૪૫ અને ૧૧+૧૫૨.

૮. કેશવલાલ અંબાલાલ ઠક્કર સંપા. દયારામનાં ભજનો. અમદાવાદ: સસ્તું સાહિત્ય. પ્ર. આ. ૧૯૨૬ પૃ. ૭૯.

૯. ગોપાલ પાંડુ શેઠ સંગ્રા. દયારામ કૃત કાવ્ય. ભા. ૧ અને ૨. અમદાવાદ: છગનલાલ મગનલાલનું ભદ્ર પાસેનું શિલા છાપખાનું. પ્ર. આ. ૧૮૬૯ પૃ. ૨૦૪ અને ૨૦૮.

૧૦. છગનલાલ વિદ્યારામ રાવળ સંપા પ્રાચીન કાવ્ય સુધા (સચિત્ર). ભા. ૩ પ્ર. આ. ૧૯૨૪ પુનર્મુ. ૧૯૩૧ પૃ. ૧૪+૨૮૦. ભા. ૪ પ્ર. આ. ૧૯૨૪ પુનર્મુ. ૧૯૩૧ પૃ. ૧૬+૩૪૮.

૧૧. છોટાલાલ ગિરજાશંકર જોષી અને વસંતરામ હ. શાસ્ત્રી સંશો. સંપા. દયારામ કાવ્યમણિમાલા. ભા. ૧ પ્ર. આ. ૧૯૧૪ પૃ. ૧૨+૨૪૭. ભા. ૨ પ્ર. આ. ૧૯૧૬ પૃ. ૧૬+૩૨૦. ભા. ૩ પ્ર. આ. ૧૯૨૪ પુનર્મુ. ૧૯૫૬ પૃ. ૨૦+૬૮+૩૧૦. ભા. ૪ પ્ર. આ. ૧૯૨૪ પુનર્મુ. ૧૯૫૮ પૃ. ૭૨+૨૫૬. ભા. ૫ પ્ર. આ. ૧૯૨૯ પૃ. ૩૧+૩૨૦ ભા. ૬ પ્ર. આ. ૧૯૪૮ પૃ. ૪૮+૩૮૮. [ભા. ૩ અને ભા. ૬ના સંપાદક અને પ્રકાશક: નારાયણદાસ પરમાનંદદાસ શાહ, ડભોઈવાળા]

૧૨. જીવણલાલ છ. જોશી સંપા. દયારામ કાવ્યામૃત. પ્ર. આ. ૧૯૪૯.

૧૩. એજન સંપા. દયારામ: વાક્સુધા. પ્ર આ ૧૯૪૧.

૧૪. એજન સંપા. દયારામ સાગરલહરી (દયારામસ્મારક ગ્રંથમાળા મણકો–૧). પ્ર. આ. ૧૯૪૨ પૃ. ૧૫+ ૪૯+૫ [જીવનચરિત્ર પૃ. ૧.૧૫].

૧૫. દયારામ સ્મારક સમિતિ, ડભોઇ. દયારામ રસથાળ. (દયારામ સ્મારક ગ્રંથમાળા વર્ષ ૧ પુ. ૧). પ્ર. આ. ૧૯૪૫ પૃ. ૩૩૨.

૧૫ અ. એજન. સારાવલી, પ્રેમરસગીતા, પુષ્ટિપથ રહસ્ય તથા બીજું સાહિત્ય. પ્ર. આ. ૧૯૪૭

૧૬. નર્મદાશંકર લાલશંકર દવે સંપા. દયારામકૃત કાવ્ય-સંગ્રહ અંક ૧ (બે ભાગોમાં–ગુજ. અને હિન્દી) મુંબઈ: યુનિ. પ્રેસ. પ્ર. આ. ૧૮૬૦ પૃ. ૭૬. અંક ૨ પ્ર. આ. ૧૮૬૫ સુધારેલી ત્રીજી આ. ૧૮૮૭ પૃ. ૧૪+૬૬૧. મુંબઈ: ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ.

૧૭. પ્રાણશંકર વૈજનાથ વ્યાસ સંપા. દયારામ કાવ્યસુધા. અ'વાદ: ગુજ. પ્રિન્ટિંગ પ્રેસ. પ્ર. આ. ૧૯૧૬ પૃ. ૩૯+૨૬૨. [હિન્દી, મારવાડી, પંજાબી અને મરાઠી કાવ્યો પણ છે].

૧૮. ભોગીલાલ સાંડેસરા. દયારામ [ગુર્જર કાવ્યશ્રેણી] વડોદરા: ચેતન પ્રકા. પ્ર. આ. ૧૯૬૦ પૃ. ૧૨૪.

૧૯. મનસુખલાલ મ. ઝવેરી સંપા. દયારામ [કાવ્યસંગ્રહ અને જીવનપરિચય] મુંબઇ: વોરા. પ્ર. આ. ૧૯૬૦ પૃ. ૧૨+૩૬.

૨૦. મહીપતરામ રૂપરામ નીલકંઠ સંપા. ગુજરાતી કાવ્ય-દોહન બીજી આ. ૧૮૬૪, ત્રીજી આ. ૧૯૦૫ પૃ. ૫૨૦. [દયારામનાં કાવ્યો પૃ. ૪૭૧–૪].

૨૧. માણેકલાલ સાકરલાલ દેસાઈ સંપા. દયારામ કાવ્યસુધા. વડોદરા. પ્ર. આ. ૧૯૧૭.

૨૨. રણછોડલાલ ગલુરામ સંપા. દયારામકૃત કવિતા. પુ. ૧ પ્રા આ. ૧૮૬૫. અ'વાદ: ગુજ. વર્ના. સો.

૨૩. રણછોડલાલ ગલુરામ સંપા દયારામકૃત કવિતા તથા પરચુરણ કીર્તન. અ'વાદ. પ્ર આ. ૧૮૮૦ પૃ. ૨૭૬.

૨૪. વસંતલાલ હરિકૃષ્ણ શાસ્ત્રી સંપા. દયારામવાણી (ભક્તિપોષણ સાથે). પ્ર. આ. ૧૯૨૩ ૪થી આ. ૧૯૩૨ પૃ. ૬૪+૨૩.

૨૫. શંકરપ્રસાદ છગનલાલ રાવળ સંપા. દયારામ રસસુધા. પ્ર. આ. ૧૯૪૩ સુધારેલી ત્રીજી આ. ૧૯૭૧ પૃ. ૨૮+૭૦+૨૧૮. મુંબઈ: એન. એમ. ત્રિપાઠી. [જીવનચરિત્ર પૃ. ૧–૭૦].

૨૬. સરૂપચંદ દલીચંદ (પ્રકાશક). દયારામકૃત કાવ્યસાર. અ'વાદ: ઓરિએન્ટલ ભા. ૧ પ્ર. આ. ૧૮૬૬ પૃ. ૩૦૪.

૨૭. સોમાભાઈ પટેલ સંપા. કવિ દયારામ પ્ર. આ. ૧૯૩૭ પુનર્મુ. ૧૯૪૭.

૨૮. 'સ્ત્રીજીવન' (મા). દયારામની ગરબીઓ [સંગ્રહ] 'સ્ત્રીજીવન' ઑક્ટો. ૧૯૪૯ પૃ. ૭૪૮–૫૬.

૨૯. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા અને નાથાશંકર પૂ. શાસ્ત્રી સંપા. દયારામકૃત કવિતા. 'પ્રાચીન-કાવ્ય' (ત્રૈમા.) અંક ૩ પ્ર. આ. ૧૮૮૬ પૃ ૫૬. વડોદરા, વત્સલ પ્રેસ

૩૦ એજન. દયારામકૃત પરચુરણ કવિતા 'પ્રાચીનકાવ્ય' (ત્રૈમા.) અંક ૪ પ્ર. આ. ૧૮૮૯, વડોદરા, વત્સલ પ્રેસ.

૩૧. એજન. દયારામકૃત રસિકવલ્લભાદિ. (પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૨). વડોદરા પ્ર. આ. ૧૮૯૦ પૃ. ૫+૧૫૦+૨૬+૮+૨૨.

(અનુ. પૃ. ૧૦૨)

# સર પ્રભાશંકર પટ્ટણી

## ધીરુ પરીખ

સર પ્રભાશંકર પટ્ટણી જેટલા મુત્સદ્દી રાજપુરુષ તરીકે જાણીતા છે તેટલા સર્જક તરીકે ભલે જાણીતા ન હોય તોપણ એમનું એક કાવ્ય 'ઉઘાડી રાખજે બારી' ખૂબ જ લોકપ્રિય બન્યું હતું. જીવનની ઉત્કૃષ્ટ ભાવનાને ગઝલબદ્ધ કરનાર જીવનોપાસક સર પ્રભાશંકર પટ્ટણીનો જન્મ ૧૮૬૨ના એપ્રિલની ૧૫મી તારીખે ગરીબ બ્રાહ્મણ પિતા દયારામ હરિરામને ત્યાં મોરબીમાં થએલો. એઓ દોઢેક વર્ષના હતા ત્યારે માતુશ્રીનું અવસાન થતાં અને પિતાશ્રીએ ફરી લગ્ન કરી મણાવદરમાં નોકરી સ્વીકારતાં બાળક પ્રભાશંકરનો ઉછેર દાદા-દાદીને હાથે થએલો. બાળપણમાં દાદા-દાદીનું હુલામણું નામ 'કુંદો' પામનાર આ મુત્સદ્દી પુરુષે આગળ જતાં પોતાની પ્રતિભા કૉળાવી. રાજકોટમાં રહી એમણે મૅટ્રિક સુધીનો અભ્યાસ કર્યો અને તબીબી વિદ્યાનું શિક્ષણ લેવા મુંબઈ ગયા, પરન્તુ ત્યાંનાં હવાપાણી માફક ન આવતાં એ સૌરાષ્ટ્રમાં પાછા આવ્યા અને મોરબી, દેવગઢબારિયા, ધારવાડ આદિ જુદે જુદે સ્થળે આછીપાતળી આવકની નોકરી કરી. આ દરમિયાન ખ્યાતનામ વૈદ્ય ઝંડુ ભટ્ટજીના ભાઈ મણિભાઈની દીકરી સાથે એઓ લગ્નગ્રંથિથી જોડાયા પરન્તુ લગ્ન પછી એ પત્નીનું અલ્પકાળે જ અવસાન થતાં ભટ્ટજીના અન્ય સહોદર વિશ્વનાથભાઈનાં પુત્રી રમાબેન સાથે એમણે બીજું લગ્ન કર્યું અને સુદીર્ઘ સુખી દામ્પત્યજીવન પામ્યા.

આરંભની મામૂલી નોકરીમાંથી ભાવનગર રાજ્યના દીવાનપદે એમને પહોંચાડનાર પરિસ્થિતિ તે નામદાર તખ્તસિંહજીના સમયમાં કુંવર ભાવસિંહજીના શિક્ષક તરીકે થએલી એમની નિયુક્તિ. પછી તો પોતાની બુદ્ધિપ્રતિભાને બળે ભાવનગરના વિકાસમાં એમણે અનન્ય ફાળો આપ્યો. એમની એ પ્રકારની કુનેહબુદ્ધિથી પ્રભાવિત થઈ એમને ભારતના દેશી રાજ્યોના સલાહકાર પણ બનાવવામાં આવેલા. એક તરફથી એમણે ગાંધીજીની સત્યાગ્રહની લડતમાં છેક સુધી ભાગ લીધો હતો, તો બીજી તરફથી એમણે અંગ્રેજ સરકારનો વિશ્વાસ પણ સંપાદન કર્યો હતો. આને પરિણામે એમને 'સર'નો ઇલકાબ મળ્યો હતો અને 'ઇન્ડિયા કાઉન્સિલ' તેમ જ 'લીગ ઑવ નૅશન્સ'માં પણ સ્થાન પ્રાપ્ત થયું હતું. એમણે પોતાના પદનો ઉપયોગ માનવોની આપદ ઓછી કરવામાં કર્યો હતો. એમના જીવનની એ ભાવનાશીલતા એમના કવનમાં સરળતાથી અભિવ્યક્ત થઈ છે. કઠોર રાજકારણમાં પડયા હોવા છતાં ય એ મૃદુ હૈયાના માનવી રહ્યા હતા. પચાસેક વર્ષના સુદીર્ઘ અને સુખ-સમૃદ્ધ દામ્પત્યજીવન પછી ઇ. સ. ૧૯૩૭માં પત્ની રમાબેનનું અવસાન થતાં એ કારી ઘાથી એકાદ વર્ષ પછી જ એમણે ૧૯૩૮ના ફેબ્રુઆરીની ૧૬મી તારીખે શિહોરમાં દેહત્યાગ કર્યો.

કવિતા કરવી એ એમના જીવનનું મુખ્ય કાર્ય નહોતું, એટલે કે પૂરા સમયના એ સર્જક નહોતા. પરન્તુ પ્રવૃત્તિ અને પ્રસંગોથી ભર્યા ભર્યા જીવનમાં એવી અનેક ઘટનાઓ બનતી કે જે એમના ઋજુ હૈયાને હચમચાવી મૂકતી. ક્યારેક આ આઘાતને કાવ્યસર્જન દ્વારા કળ વળતી. આમ, કોઈ સાહજિક સ્વયંભૂ લાગણીના ધક્કા કરતાં કોઈ ઘટનાપ્રેરિત ચિત્તક્ષોભમાંથી જ એમની મોટા ભાગની કૃતિઓ કંડારાઈ છે. એમણે પોતાનાં આ કાવ્યો 'મિત્ર'ના તખલ્લુસથી લખ્યાં હતાં, કારણ કે શ્રી મુકુન્દરાય પારાશર્યે નોંધ્યું છે એ પ્રમાણે એઓ કહેતા "સર્વના મિત્ર તરીકે વર્તવા હું બાળપણથી મથું છું. હવે તો એ સ્વભાવ થઈ ગયો છે. 'મિત્ર'ના તખલ્લુસથી હું કવિતાઓ લખું છું તેનું પણ એ કારણ છે." એમની

આ પ્રતિબદ્ધતાને લઈને એમનાં કાવ્યોમાં અવારનવાર એ ભાવના મુખરિત ગુંજન સંભળાયા કરે છે. આને જ પરિણામે એમનાં કાવ્યો સહજ સરળ ઉદ્‌ગાર અને ઉદ્‌બોધ જેવાં લાગે છે. આને જ કારણે એમાં વ્યંગ કે વક્રતાની છાંટ ઓછી વર્તાય છે.

ઈ. સ. ૧૯૭૦માં પ્રકટ થએલા એમના 'મિત્ર' નામના કાવ્યસંગ્રહની બધી જ (૧૨૪) રચનાઓ વાંચતાં એક વાત બહુ સ્પષ્ટ રીતે આગળ તરી આવે છે કે એમણે કલાકારની સભાનતાથી કાવ્યસર્જન નથી કર્યું પણ માનવીય ગુણોના ગાનની સભાનતાથી પદ્યસર્જન કર્યું છે. એમાં ગીતો છે, ગઝલો છે અને છંદોબદ્ધ રચનાઓ છે ગઝલમાં એના કલેવર પ્રત્યે આપણે બાલાશંકર-મણિલાલની સ્પષ્ટ અસર અનુભવી શકીએ છીએ, તો ગીતોમાં જૂના ઢાળોની અને છંદોબદ્ધ રચનાઓમાં કાન્તની છંદસફાઈની અસર વરતી શકીએ છીએ.

એમની જીવનભાવનાની ઉત્કૃષ્ટતા એમના જાણીતા કાવ્ય 'ઉઘાડી રાખજો બારી'ની આ બે પંક્તિઓમાં સાહજિકરીતે અભિવ્યક્તિ પામી છે:

દુઃખી કે દર્દી કે કોઈ ભુલેલા માર્ગવાળાને
વિસામો આપવા ઘરની ઉઘાડી રાખજો બારી.

તો ભાવની ઉત્કટતા દર્શાવતી આ બે પંક્તિઓ પણ આસ્વાદ્ય બની રહે છે:

સહુનાં સુકાયાં નયન મારું એકનું વહેતું રહ્યું!
આ અશ્રુવો'ણા જગતમાં રહેવું નથી જાતું સહ્યું!

ભાવ અને ભાવના સાથે ઈશ્વરશ્રદ્ધાનો એક ત્રીજો તાર પણ એમના કવનપોતમાં ભળેલો છે. અનેક કાવ્યોમાં એ દૃષ્ટિગોચર થાય છે. ઈશ્વર એ જ મહાસત્તાધીશ છે અને આથી જ આ પૃથ્વી પરના સત્તાધીશોને સન્માર્ગે ધુરાવહનનો બોધ પણ એમણે આપ્યો છે. આ પ્રકારની એમની રચનાઓમાં દેશપ્રેમ અને માનવપ્રેમ સુપેરે સંભળાય છે. એમણે એમના આ સંગ્રહમાં ત્રણ હિંદી રચનાઓ પણ આપી છે, જેમાંની બે ફારસીશાઈ ગઝલો છે અને એક મધ્ય યુગની સંત પરંપરામાં બેસે તેવું ઊર્મિગાન છે.

એમના સમગ્ર કવન પર દૃષ્ટિ કરતાં એ જણાઇ આવે છે કે એમણે કવિકર્મ કરતાં માનવધર્મની જ ખેવના કરી છે. આમ છતાંય એમણે ઉપયોગમાં લીધેલા વિવિધ છંદો એમની એ પ્રકારની હથોટીના પણ દ્યોતક છે. એમની છંદોબદ્ધ રચનાઓમાં એમનાં સંસ્કૃત શૈલીનાં મુક્તકો વધુ ચોટાદાર બન્યાં છે અને સમગ્ર કવનરાશિમાં એમની ગઝલો વધુ અસરકારક રહેલી જણાય છે. એમની અનેક રચનાઓ સર્જકના સચ્ચાઇપૂર્ણ વ્યક્તિત્વની મુદ્રા ઉપસાવતી હોઈ એ રીતે પણ આસ્વાદ્ય બની રહે છે. ☐

[**સુધારો:** સળંગ અંક ૧૨૮ની પૂર્તિમાં તથા કરસનદાસ માણેકની છબી નીચે તેમના નિધનની તારીખ સુધારીને ૧૮મી જાન્યુઆરી વાંચવી.]

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર
વર્ષા · વિ. સં. ૨૦૩૫ · જુલાઈ-ઑગસ્ટ ૧૯૭૯
સળંગ અંક ૧૩૦ · દ્વિજ અંક ૫૮

# કવિલોક

મંત્રી · ધીરુ પરીખ

સંસ્થાપક · રાજેન્દ્ર શાહ



કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • વર્ષ • ૨૦૩૫ • સળંગ અંક ૧૩૦ • દ્વિજ અંક ૫૮
જુલાઇ-ઑગસ્ટ ૧૯૭૯

કાવ્યો



તંત્રી • ધીરુ પરીખ

શિશુકાવ્યો



અનુવાદ



લેખો



આવરણ છબી : અશ્વિન મહેતા

સલાહકાર મંડળ
રાજેન્દ્ર શાહ • બચુભાઈ રાવત • નિરંજન ભગત

ᑫ લવાજમ મોકલવાનાં સ્થળ : (૧) C/o કુમાર કાર્યાલય લિમિ. રાયપુર અમદાવાદ-૧. (૨) વિજય સ્ટોર્સ ૬૨, કલ્યાણભવન, રિલીફ-રોડ, અમદાવાદ-૧, યા સ્ટેશનરોડ, આણંદ. (૩) ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસસ્ટ્રીટ મુંબાઈ ૨ ᑫ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ ઑક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે. ᑫ દેશમાં વાર્ષિક રૂ. ૧૨, પરદેશમાં રૂ. ૨૫ યા પા. ૨, અમેરિકામાં રૂ. ૪૦ યા ડૉ. ૫; છૂટક નકલ રૂ. ૨-૫૦

તંત્રી સાથેના પત્રવ્યવહારનું સરનામું
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા,
અમદાવાદ-૩૮૦ ૦૦૯

મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી • ૧૪૫૪ રાયપુર • અમદાવાદ-૧

સુખ

પ્રસન્ન મન-ચિત્ત, દેહ નરવો રહે; ના રૂકે
પ્રમાણ વયમાં, નડે વિપત તોયે; લાઘવ રહે
મને પરબ પ્રેરતી, હરિત છાંયડો વત્સલ;
દિસે તિમિર વા ડરે ઝગ્યું તેજ, તોયે પછી
રહે ઉકલતો મને સતત આપસૂઝે; પગ
ધરા રજ ઢકી સુહે; ગગનઈંગિતે મસ્તક
રહે અભય; અંતરીક્ષ રુધિરે ઝિલાતી રહે,
અને નમતી સાંજરે અઝુરં ન ઓસરી ટિમકે
રહે ઝમતી સોહિણી મુજ ગળે; ઉશીકે રહે
ગુંજી સ્વપન; ફાડીને રૂપ સવારની લિજ્જત
રહે ફરકી; – એ સુખ, સુખ જાણુંય બાહ્યાંતર
સહું, સુખ સહું, સહું સુખ, અહો, સહું હું સુખ.

તમે પ્રિયજનો, પરંતુ મુજ સંગ જો હો ન, તો
કશું સુખ? મને વધુ સુખ તણા ઈશારા કરશો.

[illegible]

## શિશુકાવ્ય વિશેષાંક

'કવિલોક'નો નવેમ્બર-ડિસેમ્બરનો અંક શિશુકાવ્ય વિશેષાંક તરીકે પ્રકટ થશે.

કવિમિત્રોને પોતાનાં બાલકાવ્યો સપ્ટેમ્બરની ૩૦મી સુધીમાં મળે તે રીતે મોકલી આપવા વિનંતી છે.

આ અંકની છૂટક કિંમત રૂપિયા પાંચ

વાર્ષિક ગ્રાહક થનારને આ અંક નિયત લવાજમમાં જ મળશે.

આ વર્ષનો જાન્યુઆરી - ફેબ્રુઆરી તથા માર્ચ-એપ્રિલ અંક સિલકમાં નહિ હોવાથી નવા ગ્રાહકો મે-જૂનના અંકથી જ નોંધી શકાશે.

આજીવન લવાજમ માત્ર રૂપિયા સો. શિક્ષણસંસ્થાઓ અને ગ્રંથાલયો પણ આજીવન સભ્ય બની શકે છે.

ગ્રાહકોએ પોતાનું સરનામું બદલાય તો તેની જાણ તરત કાર્યાલયને કરવી.

## સદ્‌ગત શાન્તિભાઈ

'કવિલોક'ની સાથે છેલ્લાં કેટલાંય વર્ષોથી આત્મીય સંબંધથી ગંઠાયેલા એક સ્વજન તથા 'કવિલોક ટ્રસ્ટ'ના ટ્રસ્ટી શ્રી શાન્તિલાલ રાયચંદ મહેતાનું ગત જૂન માસની ૨૮મી તારીખે મુંબઈના સાયન ખાતેના એમના નિવાસસ્થાને હૃદયરોગથી અવસાન થયું તે, થોડા જ વખત પૂર્વે મનસુખભાઈ પારેખના અચાનક અવસાનથી લાગેલા આઘાતની કળ વળે તે પહેલાં જ, 'કવિલોક' પરિવારને માટે બીજી આઘાતક ઘટના છે. એમનો જન્મ અમરેલીમાં ૧૯૨૨ના ડિસેમ્બરની ૨૧મી તારીખે થયો હતો. એઓએ વર્ષોથી ફિલ્મ ઉદ્યોગમાં ઝંપલાવ્યું હતું. એમની કુશળ બુદ્ધિપ્રતિભાએ 'ઓવરસીઝ ફિલ્મ કૉર્પોરેશન પ્રા. લિ.'ના ડિરેક્ટરપદેથી વ્યાવસાયિક ક્ષેત્રે સુખદ પરિણામો મેળવી આપ્યાં હતાં. પરદેશમાં પણ એમણે ભારતીય ફિલ્મ ઉદ્યોગનો વાવટો લહેરાવ્યો હતો આવી ભરચક વ્યાવસાયિક કારકિર્દીમાં પણ એમણે મુંબઈ શહેરની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં સક્રિય રહીને પોતાની ઊંચી રસવત્તા પ્રકટ કરી હતી. અનેક ગુજરાતી સાહિત્યકારો સાથે તેમની ઊઠબેસ હતી. ચિંતક સ્વભાવના શાન્તિભાઈને ઈતિહાસ, તત્ત્વજ્ઞાન અને માનસશાસ્ત્રમાં ઊંડો રસ હતો, અને જૂના સિક્કાના સંગ્રાહક તરીકે તો તે ભારતભરમાં જાણીતા હતા. હવે તો એ સદેહે અમારી વચ્ચે નથી ત્યારે એમનાં સ્મરણો જ અમને હૂંફ આપી રહેશે એ વાત સાથે અમે એમને ભાવભરી શ્રદ્ધાંજલિ ધરીએ છીએ.

વર્ષ • વિ. સં. ૨૦૩૫

# કવિલોક

જુલાઈ-ઑગસ્ટ ૧૯૭૯

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## છંદોલય

પદ્ય અને ગદ્ય ઉભય પ્રકારની સાહિત્યસિદ્ધિ અને તેની ઐતિહાસિક આલોચના ત્યંત સન્માનપ્રેરક અને કૌતુકકર છે. એ બંનેના મૂળમાં સંવાદસાધકતાનું તત્ત્વ રહેલું . તે તત્ત્વને અનુલક્ષીને પદ્યલય, ગદ્યલય વગેરે શબ્દપ્રયોગો આપણે ત્યાં પ્રચલિત છે. પદ્યસંવાદ ને ગદ્યસંવાદ કહેવાનું વધારે પસંદ કરું છું. લય શબ્દને સંગીતનો સંસ્કાર મળ રીતે વળગેલો છે, એટલે તે છંદઃશાસ્ત્રની પરિભાષામાં ન જ વપરાય એવો દુરાગ્રહ જ કરાય; પરંતુ સંવાદ શબ્દ સ્પષ્ટતાને વિશેષ ઉપકારક ગણું છું.

કાવ્યના અંતર્ગત સંવાદની કે લયની વ્યાકૃતિ–વિશેષ રૂપની કે રૂપવિશિષ્ટ કૃતિ–તે છન્દ. તેમાં આનંદ આપવાની શક્તિનો ભાવ રહેલો છે. જેમ કાવ્યની મભૂમિ કવિનું ચૈતન્યતન્ત્ર, તેમ તેની વ્યાકૃતિની એટલે છન્દની જન્મભૂમિ પણ એ ન્યતન્ત્રમાં અન્તર્ગત કાવ્યભાવતન્ત્ર. કાવ્યનાં અન્ય તત્ત્વોની જેમ જ છંદસંવાદના ચિત્યનો પ્રથમ નિર્ણાયક તો કવિનો પોતાનો કલાપૂત કર્ણ, ને તેનો અંતિમ પરીક્ષક દય. કાવ્યભાવતન્ત્રમાં જેમ વિવિધતા રહેલી છે, તેમ તેની વ્યાકૃતિમાં એટલે માં પણ અનેકવિધતા હોય જ. વાણીના સામાન્ય વ્યવહારથી તેનું વ્યાવર્તન કરનારો પણો શબ્દ તે પદ્ય.

છન્દ શબ્દના અનેક અર્થ ઇચ્છા, આનન્દ, વેદ વગેરે સુવિદિત છે. વેદો ચીન મન્ત્રદ્રષ્ટાઓના જ્ઞાનાનન્દના આવિર્ભાવરૂપ હોવાથી તેમને છન્દ–આનંદગર્ભ રચના– લ હશે કે કેમ તેની તર્કતપાસમાં અટવાયા વગર બેશક કહી શકાય કે કવિની યાનુભૂતિના સ્વાભાવિક આવિર્ભાવની વર્ણબદ્ધતા તે છન્દ, ને આનન્દ આપવાની ી શક્તિ તે એની વિલક્ષણતા.

સુન્દરજી બેટાઈ
('આમોદ'માંથી)

# મારી સર્જન-પ્રક્રિયા

હસિત હ. બૂચ

મારે માટે તો અઘરું જ છે. ધીરુભાઇની રુહૃદયતાએ એ ન સ્વીકાર્યું. તો, લખું. કાવ્યની વ્યાખ્યા પણ અઘરી અને તેથી જ અધૂરી. હા, યત્ન નકામા નહિ. આ, પોતાની કવિતાની સર્જન-પ્રક્રિયા સમજાવવાનું, એથી યે નાજુક. પાછી એમાં જીવનક્રમે ભિન્ન ભિન્ન ભૂમિકા. સમર્થ પ્રતિભા કંઈક એને ન્યાય આપે. મારું ટૂંકું ગજું હું જાણું છું.

જૂન ૧૯૩૪નું એ બીજું-ત્રીજું અઠવાડિયું હશે. મિડલ સ્કૂલ છોડી મેં વડોદરામાં ન્યૂ ઈરા હાઇ સ્કૂલમાં પ્રવેશ મેળવેલો. સત્રનું પ્રારંભિક અઠવાડિયું. કોઇ શિક્ષક હાજર નહિ, તેથી અંગ્રેજીનાં શિક્ષિકા માલતીબહેન રણદીવે તાસ લેવા આવ્યાં. એમણે આવતાં જ બૌધિક રમતો શરૂ કરી. એમાં એકે એ કે દરેકે કોઈ કવિતા લખી એમને આપવી. એ ભલે પોતાની ન યે હોય! ન જાણે શાથી, રાગ ખમાજ-તાલ દાદરામાં મેં 'ગુલાબ' નામે મારું પહેલું 'કાવ્ય' ત્યાં લખ્યું ને કાગળ એમને સોંપ્યો. ઘેર જઈ મારાં મા ને તરત કહ્યું. એ ખૂબ પ્રસન્ન. એ (સવિતાલક્ષ્મી) ગીત-ગરબાનાં કવયિત્રી તરીકે વડોદરામાં ઘણાં જાણીતાં અને બહાર એમની રચનાઓ પ્રસંગે પ્રસંગે ગવાતી. મારાં બેઉ નાનાં બહેનો એમાં આગળ. મા કહે, 'ગા, તો!' ખુશ. પછી કહે, 'છેલ્લે તારું નામ જોઈએ.' થોડું વિચારી એમણે લખી આપી છેલ્લી લીટી, 'હસિત કલગી હાથમાં.' મા હિસાબ લખે, કવિતા લખે, તે જ્યુબિલી બાગની સામે પડતા અમારા છજાને ઉંબરે બેસીને. ત્યાં જ બેસીને એમણે મારી રચનામાં મારું નામ ગૂંથી આપેલું.

બીજી બપોરે વર્ગમાં પાછાં માલતીબહેન આવ્યાં. કાગળનું નામ દઈ મને ટેબલ પાસે બોલાવી 'ગુલાબ' ગવરાવ્યું. એ અને વર્ગની નજરે 'રામ' વસ્યા. ઘેર પિતા હરિભાઈએ ફરીથી વાંચીને કહ્યું, 'રમણભાઈને મળ; બતાવજે.' રમણભાઈ, તે 'બાલજીવન'ના તંત્રી ર. ના. શાહ. પહેલાં એ 'સયાજી વિજય'માં. હરિભાઈ 'સયાજી વિજય'ના સહતંત્રી. મારી પ્રેસમાં અવરજવર. તેથી એ મને જાણે. એમણે ય ગવરાવ્યું અને પછીના 'બાલજીવન'ના અંકમાં મારો ઉમંગથી પરિચય લખીને તે-'ગુલાબ'-છાપ્યું. આમ પહેલું પગલું મંડાયું. પછી તો 'સયાજી વિજય'માં મારી વાર્તા કે મારું કાવ્ય 'ચિ. હસિતકાન્ત વિદ્યમાન હરિરાય બૂચ' ને નામે કે 'હસિતમ્'ને નામે છપાય 'સયાજી વિજય' ગુજરાતભરમાં ફેલાએલ વડોદરા રાજ્યના પ્રાંતોને ઘેર ઘેર વંચાય. 'સયાજી વિજય'નું સહુને બધાણ જ. દર શુક્રવારે એ પ્રગટ થતું. શુક્રવારની સહુ રાહ જુએ. આમ, શરૂથી જ ઘેર પ્રોત્સાહન અને બહાર 'નામ' પ્રચલિત. વડોદરા શહેરમાં તો એથી જ નજીકનાંઓનું હમેશાં પ્રોત્સાહન.

ઘરની હવામાં સંગીત, ચિત્ર-રંગોળી, વક્તૃત્વસ્પર્ધા, લેખન, રાષ્ટ્રિય ચળવળ, ક્રિકેટ, અખાડા-પ્રવૃત્તિ, એકાંકી નાટકોની ભજવણી, એમ બધે સક્રિય રસનો ઉત્સાહ. વડોદરાનાં વર્તુલોમાં એ રીતે અમે ભાઈબહેનો કાયમ સક્રિય. તેથી, સાચું કહું તો, કાવ્ય કે વાર્તા જેવું લખુ ખરો, પણ કવિતાઈ મૂડ જેવું કશું નહીં અને તેથી જે કંઈ વિકાસ તે ધીમો અને આછો. ખરું કહું તો આવી રસની અમારી બધી પ્રવૃત્તિઓમાંની આ મારી માત્ર એક પ્રવૃત્તિ. સારું પરિણામ એ ખરું કે છપાય તે ગમે ખરું પણ એની ધૂન ન જ

વળગી. જે કંઈ લખું તે તરત મા-હરિભાઈ પાસે વાંચું-ગાઉં અને એ પ્રસન્ન થાય ત્યાં સંતોષ થઈ જતો. હજી યે, એટલે કે જ્યોત્સ્ના જીવનસાથી થયાં તે પછીથી આજ પર્યંત લખું ને તરત એમની સમક્ષ અને બાળકો મોટાં થતાં એમની પણ પાસે ન વાંચું ત્યાં લગી મને ચેન ન પડે, જે કંઈ સારું હોય તે પૂરું સારું ન જણાય, ખૂટતું કે બરાબર ન હોય તેમાં માર્ગદર્શનની ઝંખના ન ફળે. ગદ્યરચના પરત્વે પણ એમ, પણ કાવ્ય માટે તો અવશ્યમ્ અવશ્યમ્.

પહેલાં અને વર્ષો પર્યંત લખતી વખતે કે કાવ્ય 'આવતું' હોય ત્યારે પ્રત્યક્ષ એકાંતની મને ઘણી જ જરૂર. અમદાવાદમાં પડદાઓથે રહી બાળકો જુએ. પછી જ્યોત્સ્ના કહે, 'જોતાં'તાં. પૂછે કે હસિતભાઈ કવિતા લખે છે?' લાગે જ, કે આ ટેવ ઠીક નથી. પણ એ છૂટે નહિ. ક્યારે તે યાદ નથી, પણ છેલ્લાં પંદરેક વર્ષોથી હશે: ઘરમાં ગમે એવી ભરચકતા હોય, લખાય તે લખાય જ. એમાં ગાંધીનગરમાં એવું થતું રહ્યું છે કે મનમાં ને મનમાં લીટી પછી લીટી-ગીત, ગઝલ, સૉનેટ જેવી રચનાઓ આખી કૃતિ થઈ ગોઠવાઈ જાય. પછી જ કાગળ પર ઊતરે. હા, જ્યોત્સ્ના કળી લે કે કંઇક 'ચાલે છે'! કાવ્ય 'આવે', 'ટપકે' કે લખાય ત્યારે કવિનો ચહેરો કેવો થતો હશે, કેવો રહેતો હશે? હે, પ્રભો!

કવિતામાં રસ ગાઢો થતો રહ્યો, લખવામાં પણ કંઈક ગંભીર વૃત્તિ ઊગવા માંડી, તે કૉલેજમાં એમ. એ.નું કરતો હતો ત્યારે વડોદરે એક વર્ષ પ્રજારામ આવ્યા ત્યારથી. એ હોય ત્યાં કવિતાની અદબનો દરબાર જ થાય. આવ્યા એ સાંજે જ પ્રા. ચતુરભાઇને મળી 'ઉશનસ્'-જશભાઈ કા. પટેલનું ને મારું નામ-સરનામું મેળવી તરત મળ્યા. હું એ સાંજે અખાડે, રોજની જેમ. રાત્રે ઘેર આવું ત્યાં એ રાહ જોતા હતા. કહે, 'પ્રજારામ... તમે હસિત ને?' બસ. એ ક્ષણથી એ મિત્ર — કાવ્યમાં માર્ગદર્શક. એમનો કોઈ ભાર ન લાગે. 'સુંદરમ્'-ઉમાશંકર-નાં ઘણાં ઘણાં કાવ્યો એમને મોંએ વહેતાં જ રહે. એમના આવા ઉમંગથી, એમની કુદરતી ઊંડી સમજથી અને વધુ તો એમના નિરપેક્ષ પ્રેમથી ઘડતરની દિશા મને જડી.

છંદોમાં હું હાઈ સ્કૂલ સમયથી લખુ. પિંગળ જોયું તે તો વિસનગરમાં ભણાવવાનું આવ્યું ત્યારે. પહેલાં છંદમાં કશું લખું ત્યારે કાગળ પર ઉપરને છેડે, જાણીતી લીટીને આધારે લઘુ-ગુરુનાં ચિહ્નો નોંધી રાખું. પહેલી વાર પૃથ્વીમાં સૉનેટ લખ્યું ને સાંજે પ્રજારામ-'ઉશનસ્' જશભાઈ-'સનાતન' વગેરે આગળ બાગમાં બેસીને વાંચ્યું. પ્રજારામે કહ્યું, 'આ પૃથ્વી છે!' એ વાત પણ પૃથ્વીમાં કરે, પૃથ્વીમાં કાવ્યો બોલ્યે જાય, એની જ અસર હશે. વાત પૃથ્વીમાં કરતાં પાછા કહે, 'પૃથ્વી ચાલે છે!' અમે ય પછી પૃથ્વીમાં વાતની આપ-લેમાં રસ લઈ ઝુકાવતા થયેલા. એ ચટકો હજીય છે.

સાથે ગીત-ગઝલની વાત વણી લઉં. લય ખાસ્સો ઝમ્યા કરે ને એ વચ્ચે ગીતની લીટીઓ રચાતી જાય એમ થાય છે. પરિણામે શબ્દો-લીટીનું વજન જળવાય એ તરફ લક્ષ આપમેળે સંલગ્ન રહે છે. અહીં ગાંધીનગરમાં એક સાંજે રેડિયો પર ગાલિબની ગઝલ લતા મંગેશકરને કંઠે ઓચિંતી સાંભળી. એણે યમનને અનુરૂપ માપમાં ગઝલો આપી. પહેલાં સારંગ, ભીમપલાસ, કેદારમાં ફાવે એ માપે ગઝલો આવતી.

બીજી એક-બે ટેવ. કાવ્ય અંગે વાત કરું છું. એક બાજુ છાપેલા લખેલા ને બીજી બાજુએ કોરા સાફ કાગળો જ ફાવે. થોડુંક બદલું-છેકું અને જોઈએ બીજો સાફ કાગળ. એટલું નહિ, છેકેલ કાગળ કટકા કરી કચરાપેટીમાં નાખી આવું ત્યારે જંપ થાય. એમાંથી કેટલીક વાર તકલીફ પણ સર્જાય છે. પણ,

ટેવ! બૉલપેન-પેન નહિ, પૂરા કદની પેન્સિલ જ કાવ્ય લખતી વેળા જોઈએ. શા માટે એમ? અર્થ વળી શો? એ ટેવ પણ ખરી, કે લખતાં લખતાં વચ્ચે ઊઠું અને ઘરનું કોઈ ને કોઈ કામ કરી લઉં-ગોઠવણીનું, સફાઈનું, ચોપડીને પૂઠું ચડાવવાનું અને કંઈ નહિ તો બહારના ભાગે જઈ તાજી હવામાં ઊભા રહેવાનું. અચૂક આમ થાય. માંડ, કદીક જ પહેલેથી છેલ્લે લગીનું સળંગ બેસીને લખાયું હશે. હું માનું છું કે મને એથી લાભ છે. બાકી આવી વાત બીજા માને તે એમને માટે તો ખરું જ.

માનું છું કે પ્રજારામની વડોદરામાંની સોબત ઉપરાંત કૉલેજકાળમાં 'પ્રસ્થાન'માં પ્રા. પાઠકસાહેબે મારું એક મુક્તક છાપ્યું, એની અસર રૂપે ગંભીર અભિગમ થયો ગણું છું. અમદાવાદ હતો ત્યારે 'નિશ્ચય' સૉનેટ અને એનું અંગ્રેજી આ. વિનાયક ગોકાકસાહેબને મોકલેલું. એમણે લખ્યું કે એમને મારી કવિતામાં હવે Manhoodનો પ્રવેશ વરતાયો હતો. એણે પણ મારું વલણ વધુ ઘડયું. ક્યારેક આપણે ધ્યાન ન આપ્યું હોય એવી રચનાની સામાને ઊંડી અસર થઈ અનુભવીને આનંદ થાય. મારા કાકા-ભાનુકાકાના એ છેલ્લા દિવસ. રાજકોટ હતા ત્યારે જૂનાગઢ હું ને જ્યોત્સ્ના ગયાં. ઓળખી ન શકે એવી ભાનુકાકાની હાલત. પાસે રહીને કાંઈક કોઈકે મોટે અવાજે મને ઓળખાવ્યો. કહે, 'હા ...પ્રગટે છે દૂર દૂર પૂર્ણિમા વ્યોમમાં...માલકંસ... ...બરાબર ને?' સગાઈ થઇ ત્યારે બાવીસેક વર્ષો પહેલાં મેં આ ગીત એમની આગળ ગાયું હશે. ભાનુકાકા પોતે સંગીતજ્ઞ. એમણે લીટી આખી પહેલાં સંભારી. એવી બીજી વાત. ભાવનગરમાં પિતા હરિભાઈ આગળ મેં "આ સંધિકાલે" વાંચ્યું. કહે, "તારાં ગીતોમાં મને આ સૌથી વધુ ગમ્યું.....અતિશયથી આ સંધિકાલે મન પાછું વળે......મુદ્દાની વાત છે. That is life." પછી ચારેક માસ પછી એ અવસાન પામ્યા. આ એમના શબ્દો-એમની દષ્ટિ મનમાં વસી જ ગયાં. પરિણામ તો શું, પણ લેખક તરીકે ય આવું બધું યાદ તો રહ્યા જ કરે છે.

વ્યવસાયી ચિંતા કે બીજાં રોકાણો વચ્ચે ન જ કશું "આવે" કે લખાય, એમ નથી. ક્યારેક તો એવું કે સતત બીજાં કાર્યો વચ્ચેય "આવે છે" તો કાવ્ય આવે છે જ અને તે ય સળંગ આવ્યા કરતા પૂરની જેમ. એનો આનંદ હોય છે અને ચાલુ કામો સારાં થતાં રહે છે. પહેલાં લાંબો સમય કશું જ અર્થાત્ કાવ્ય ન લખાય તો વેરાન જેવું લાગે. એની વ્યથા-ચિંતા મુખર પણ થાય. હવે એમ નથી. સાચું કહું તો મનમાં થાય છે હવે, કે "કોઈ કંઈ ખોતું નથી." લખ્યું – આવડયું એવું. એમાંનું કંઈ ગમ્યું-યાદ રહ્યાનું કોઈ કહે તો, ગમે તો કેમ નહિ? પણ એકંદર હવે હરખ-નિર્વેદ જેવું ઝાઝું ટકતું નથી. નજીકનું કોઈ કદી આ વલણ જાણે અને પૂછે છે, "કેમ આમ ઉદાસ છો?" હું જાણતો હોઉં તો કહું ને? કદાચ ન યે હોઉં!

કવિતામાં શબ્દનો સંદર્ભ જાણીતો છે. બીજું તો નહિ, પણ એમ લાગ્યું છે કે છેલ્લાં દસેક વર્ષમાં કાવ્ય પરત્વે એવા શબ્દો મને અવારનવાર મળે છે, જેમને આ રીતે હું અગાઉ મળ્યો ન હોઉં. નાની, પણ મુદ્દાની વાત મને લાગે છે.

મુદ્રણે કવિતાને ફેલાવી છે ઘણી, એ કંઈક વધુ સંભળાતી હશે, પણ વેચાય છે તો થોડી જ. એના કરતાં કદાચ આવું "મારી સર્જનપ્રક્રિયા" જેવું કદાચે વધુ વંચાતું હોય તો! એમ માની આ લખી નાખ્યું? હશે. લખાયું છે જ, તો ધીરુભાઈને આપું છું.

*

રાજેન્દ્ર શાહ

*

# અર્જુન

[સ્વર્ગમાં આવીને ગાંડીવધન્વા અર્જુને ઐન્દ્રશક્તિની સાથે ગાન્ધર્વવિદ્યા પણ પ્રાપ્ત કરી છે. છદ્મશિવ કિરાતની સાથે અક્લાન્ત યુદ્ધ કરનાર અને પાશુપતાસ્ત્ર પામનાર અર્જુનને મળવાની ઉર્વશીની ઉત્કટ ઝંખનાને ઇન્દ્રની આજ્ઞાથી પુષ્ટિ મળે છે, ને એ વિહ્વલ કામિની વિરલ પ્રસાધન-વસન-ભૂષણે સજ્જ થઈ અર્જુનના પ્રાસાદે આવે છે.]

ચિત્રસેન ૦ સુંદરીશ્રેષ્ઠ ઉર્વશી
પધારે આપની સેવામહીં સુરેન્દ્ર-રક્તિ શી.
નિજી ઉલ્લાસની અંગે અંગ મ્હોરંત સૌરભ
ઇચ્છીતી ધરવા પૂર્ણપ્રેમે, હે પુરુષર્ષભ!

અર્જુન ૦ આ નિકેતનમાં દેવી ઉર્વશી!
(સહસા ઊઠીને દ્વારે જતાં).
ધન્ય ધન્ય હું.
હૈયાની ઝંખના...
તૃષા-તૃપ્તિના પર્વને લહું.
(આવકારતાં)
વંદું હું, ચરણસ્પર્શે સદ્મ સોહે અનુત્તર,
કૌમુદીકાન્ત કાયાને ધારતું જેમ ઉત્પલ.
આનંદું અંતરે ઊંડા સ્નેહે કીધા અનુગ્રહે.
સ્વાગતમ્
આપની સદ્ય ચર્યામાં વૃત્તિ આ રહે.

ઉર્વશી ૦ અભિનંદું નરોત્તમ!
પ્રાસાદે અહીંના છે ને પ્રસાદે પાંગર્યું મન?

ચિત્રસેન ૦ (વાર્તાલાપ દરમિયાન સ્વગત)
કેવાં અપૂર્વ લાવણ્યે અનંગે અંગના સજી!
પદ્મની મૃદુતા રે'તી વજ્રનાં તેજને ભજી.
પગલે પગલે ડોલે પીવર સ્તન ને કટિ-
મેખલા ઝબકે, જાણે હૈયાનો મર્મ રે' રટી.

અ ૦ કૃતાર્થ છું
કિંતુ હું
સંચરું પૃથિવી પંથે તે પ્હેલાં તવ દર્શન
પામું, ફરી મળું એવી વાંછના નિત્ય વર્ધન
પામતી...

ઉ ૦ અને મારીય તે લેશે એષણા ઊણી ના હતી.

ચિ ૦ (સ્વગત)
વાણી કિંચિત્ વદે, હૈયું ભ્રૂભંગે ગુંજ કૈં કરે,
સૌમ્ય એનાં સ્મિતે કોનું ક્ષણેકે ચિત્ત ના હરે?

અ ૦ કેવું પરસ્પરાલંબી આપણું એવું ભાવન!

ઉ ૦ પોષાયું કાલના ગર્ભે, આજે પ્રત્યક્ષ પાવન.

અ ૦ તે દિ વૃંદમહીં પ્હેલું કલ્પનાને અતિક્રમી
વ્હેતા સૌન્દર્યને ન્યાળ્યું ધ્યાનમાં નર્તને રમી
રહેતું...અન્ય ત્યાં સર્વ સદ્ય પામ્યું તિરોહિત.

ઉ ૦ આપની એ છવિ મારે ઉરે ના ચ્યુત કિંચિત.
દૃષ્ટિની ઝલકે યે હું ઝીલતી પ્રીતિ નિર્મલ.
તેજની સૂક્ષ્મ ધારાશી આવતી જે અનર્ગલ.

ચિ : (સ્વગત)
મેહની ઝર્મરે જેમ રોમહર્ષવતી ધરા:
નેત્રનાં આર્દ્ર સંધાને કામિની કેલિતત્પરા.

નૂપુરે ઝંકુતિ...ઈશત્ કિંકિણીરવ...
ઈંગિત
અનુજ્ઞાસમ. એકાન્તે હોવું મારું ન સંગત.
(ઉભયને વંદી પ્રસ્થાન)
સાક્ષી૦ એ જ ઇંગિતથી લીધું પાંડુપુત્રે મૃદંગને.

અ૦ (મનમાં)
કેવું દાક્ષિણ્ય સંગીતે, કસોટી એની આ ક્ષણે.

સા૦ હંસની ગતિ શી જાગી મંજીરે કૈં ઝણુત્કૃતિ.
મંદ્ર માધુર્યને બોલ મૃદંગે કીધ સંગતિ,
હર્મ્યનું વ્યોમ ને વ્યોમ દિવ્ય નક્ષત્રવૃંદનું
વાદ્યના ધ્વનિ-સંમોહે સ્થિતિમાં શાન્ત સ્પંદતું.

નિત્ય યૌવનની મીઠી ગંધ ઉત્ફુલ્લ પદ્મની
લાસ્યની લહરે! કેવી જાણે તોય-તરંગિણી
સમી હિલ્લોળતી! રેલે વીજતેજ પ્રતિક્ષણ!
વાયુમંડલમાં એનું સ્પર્શતું રમ્ય કર્ષણ!

ને મૃદંગે રમે કેવી અંગુલિ પાંડુપુત્રની
સંવેગે! ક્ષતિ ના લેશે ત્વરામાં, તાલસૂત્રની.
અંગ હિલ્લોળ લેતું ને તો ય તે મત્સ્યવેધની
દૃષ્ટિ શી નર્તને લોલ ચરણે લીન છે બની!

હાવ જે પ્રગટે ઓષ્ઠે કપોલે નેત્રવ્યંગના,
હાર્યા જેવા બધા, શ્રોણીકંપને કટિભંગના,
વ્યર્થ કંદર્પનાં સૌએ થતાં જ્યાં પંચસાયક
સંધાતું રતિનું...તે ચે અહીં ના ધૃતિહારક.

અચિંત શી નૃત્યની મીંડ! ઘૂઘરી સર્વ નીરવ!
હાથની તાલીની સંગે વહે શો કંઠ વૈભવ!

અ૦ (અનન્ય શ્રુતિ-સંક્રાંતિ લહીને મુગ્ધ ઉચ્ચરે)
ધન્ય હે લલિતે!
ધન્ય...

ઉ૦ નયન નિમેષવિહીન
રે તવ નિમેષવિહીન નયન.

સા૦ મૃદુ એ લયને ઝીલી અર્જુન એ જ તે ક્ષણે
ખોલને બાજુએ મૂકી, બજાવે વેણુ-વાદ્યને.

ઉ૦ નિમેષવિહીન નયન.
તોય તે જાણે હૃદયે નિરીહ કામના કરતી શયન.

વીર! હજી જયશંખનું ટાણું દૂર
ને નજર શાંભવી!
ગગનની યે પારની કેવલ
શૂન્ય છવિ ધારવી!

તેજની તરુણ ઝંખના...
આતુર અચલ મારી સાધના,
કમલદલની વેદનાને દે
સૂરજ દહન સાન્ત્વના.

રતિને મન મયન,
આવ, એકાન્ત નિલય,
ઉભય કીજિયે અનુરાગનાં સુમનચયન.
આ શી નિશ્ચલતા મીઠી? ઇપ્સિતાનો અનાદર?

અ૦ નહીં રે માનિની! હોવું ઘટે ના આમ કાતર.

ઉ૦ નિમંત્રી શે મને?

અ૦ દેવી! કોણે? જાણું ન....

ઉ૦ કૈતવ
તમારે અંતરે ઝંખી ન'તી શું નરપુંગવ?
અને મેં મનમાં સેવ્યો ઉગ્ર દીપ્ત મનોરથ
સંયોગે આજના તૃપ્તિ પામીને થાય સાર્થક,
કામના એ ધરી આવી અહીં તે વન્ધ્ય ના રહે.
બાહુમાં ભળવું....ધીર!
ભળીને ગળવું....મારા પ્રાણ ના ધૈર્યને સહે.
અભિભૂત નહીં યુદ્ધે છદ્મશંભુ કિરાતથી
ભલે, કિંતુ થવું યોગ્ય પ્રેમના દૃષ્ટિપાતથી.

અ૦ અરે આ અવળી વાણી મદર્થે? સુભગે! ક્ષમો.

ઉ૦ યૌવને સ્ફુરતા આપોઆપ તે ભાવ ના દમો.

સા૦ ને અવ
ભાવમાધુર્યના ચારુ લયે સુમંદ સન્નય.

ઉ૦ નંદન નિધુવનકુંજ સદન
ચંદન-રજની મન રંજન:
સમિતિજય આવ અર્જુન
ધર આલિંગન—
મનસિજ શરપીડનમય સંજીવન
રોમ રોમ રતિ-સ્યંદન.
હે હર્ષવર્ધન!
આજની રજની
રાજર્ષિને પદે જેવું મેનકાનું સમર્પણ
—મારે ભાગ્યે એવું જ પર્વણ.
ઉન્મુખ યુવતી સંગ ચંગ દાક્ષિણ્યથી રમો.

અ૦ મા, મા....

ઉ૦ આ ભીરુતા! બાધા સવ્યસાચી સમર્થને!
પાર્થના હૃદયે ઊંડે સંઘર્ષું આ કદર્થને!

અ૦ નહીં....

ઉ૦ નહીં ભલે, તો શી આપત્તિ જે અતિક્રમો
તમે ના?

અ૦ (અશ્રુપૂર્ણ દૃગે વંદી)
તમારા કુલનો હું તો વત્સ, માતામહી ક્ષમો.

ઉ૦ હું ન માતા, ન હું કન્યા,
ષોડશી પ્રમદા વધૂ,
પ્રેમના સંપ્રદાને ને આદાને પામવું મધુ.

અ૦ સર્વદા પૂજ્ય છે માતા, હું ન એ ધર્મથી ચસું.

ઉ૦ વ્રતિની થઈ ને એ યે તમે ત્યાગ્યો હતો ન શું?
ઉન્મથિત હૈયાની નારીની અવહેલના
ક્ષાત્રતેજ કરે? એથી વધુ શી હોય વેદના?
રતિ-સ્પંદે અચંચલ!
સ્ત્રીની સંનિધિમાં હોજો હીન પૌરુષ વ્યંઢળ.

સા૦ ક્રોધથી કંપતાં અંગ—ઝંઝાવાતે નભસ્થલ,
રુદ્રનાં નેત્રના વહ્નિ વર્ષતું, શોષતું જલ.

શાન્ત ગૌરવથી ઊઠી આસનેથી પરંતપ
માનિનીના પદે સ્પર્શી એમ કૈં ધરી મસ્તક
ઉચ્ચરે....

અ૦ સ્વર્ગની મારી અવધિ પૂર્ણ ત્યાં તવ
અભિશાપ વડે ધન્ય થતો આ મિલનોત્સવ!

સા૦ ને પછી કરમાં સાહી મંજીરાં આર્દ્ર કંઠનું
નૃત્યની ગતિમાં રેલે ગાન નિર્ભીક છંદનું.

અ૦ જનની, તવ અવનીકુલવેલ કુસુમ સંતાન
પ્રેમ તૃષાતુર પ્રાણ:
કરુણામય હ્રુદયે ધરી દો અમૃત પયપાન.
વત્સલ કિરણનુ વર્ષણ,
મૃદુલ અધર પર હર્ષણ,
કર નિર્ભર મધુ કર્ષણ,
પામી રહું અનુપમ એ મારું હો અભિમાન.
સા૦ ક્રોધકંપ શમ્યે શાન્ત સુંદરીની પલેપલે
નેત્રની રક્તિમા સ્વચ્છ થતી વાત્સલ્યનાં જલે,
અ૦ જનની, તવ અવની કુલવેલ કુસુમ સંતાન.
વિદાય વિહ્વલ પ્રાણ:
પ્રેમ-શક્તિ સંવરણે કીજિયે બાલ મહાન,
અંતર તૃપ્ત કરંત દિયો અવ ગૌરવ દાન.

ઉ૦ (વાત્સલ્યના સ્ફુર્યા ભાવે)·
આવ આ બાહુમાં વત્સ, આવ સિદ્ધ જિતેન્દ્રિય
હવે તો અધિકો હૈયે નિરાળા કર્ષણે પ્રિય.
ઊભરે ભૂરિ પ્રસ્નવ!
આવ,
મેં રોષમાં કેવો દીધો રે શાપ દારુણ!
વ્યર્થ વાણી નહીં તો યે હોય એનું નિવારણ.
શાપની અવધિ હોજો એક તે વર્ષની બસ,
ને આપત્તિમહીં તે યે બનો વરદાન-સંપદ.
આવ, ચૂમી લઉં શીર્ષ, હે પુરુવંશ તારક!
અ૦ ધન્ય હું....
દિવ્ય આ લોકે આવવું મારું સાર્થક.

ઉશનસ્
*
## વર્ષાબીજ અને ફલન

કશું વીંટાયેલું બીજરૂપ, વીંટો જે વળી જઈ
પડ્યું છે વાડામાં સઘન થીજી પૂંઠે ક્ષિતિતલે
છૂટું વેરાયેલું, અવ જીવનને સ્હેજ સ્પરશે
રહે અંકુરાઈ ટીશીરૂપ! ન કૈં બ્હાર થકી લે:
વીંટાઓ જાણે કે નિજ મહીં વળ્યા એ જ ઉકલે!
કશો શાખાઓનો જટિલ નકશો પૂર્ણ નીકળે!
કરંડેથી જાણે મહુવર સુણી નાગ સળકે!

અહો બીજાવસ્થા! જીવનમયતા! પૂર્ણલય-તા!
મને વર્ષાબુંદો અનુસરી પૂંઠે ચોર પગલે
જવાનું યાત્રામાં ચુપચુપ ગમે, સાક્ષીરૂપમાં;
થવાનું અંધારે ધરતી તળિયે બીજ રૂપમાં!
અને આછા યે તે જીવનસ્પરશે જાદુઈ પછી
વીંટાનું ડૂંખોમાં ઊકલવું! અને કો કણસલે
ટીપાનું દાણામાં પરિણમવું કો સાફલ્યની પળે...!

હીરા રા. પાઠક

## વાર્ધક્ય-પંજો

વાર્ધક્ય-પંજો!
પગ, ઘૂંટણ, કેડ, ડોક
ને હાથ—પંચાંગ પૂરાં
જકડે; જુઓ પીડે,
કળે આ અંગ અક્કડ.
શી કારમી એની પકડ!
અજમાવી જમાવી સત્તા
ઢાળી દિયે જીવ
યમદેવ છક્કડ.

મફત ઓઝા

## અપ-ડાઉન

સવારે
હું સૂરજનું કિરણ છું.
બસો બે કિલોમીટર લંબાઈ....
ખુરશીમાં છોડ થઈ ઊગું છું.
બપોરે
હું ફૂટી નીકળવા મથતો લાવારસ છું
પણ,
કોઈના ઉચ્છ્વાસનું ઝાકળ ઝંખું છું.
સાંજે
હું ખરી ગએલા તારાનો
બસો બે કિલોમીટર લાંબો લિસોટો છું.
હવે
માત્ર એક ખોબો માટી માગું છું
જે ઓઢી શકું.

નલિનલાલ દવે

## *એક Don't કાવ્ય

વાટે વાટે ભરી ભીડમાં
વેરાયા, વેચાયા બોલ?
પંગુ કહેજો, પોલા નહીં.
આકાશી પીંજારે પીંજ્યા
રૂના ઊમટ્યા, ઊડ્યા પોલ?
મધરા કહેજો, પોલા નહીં,
ધરામહીં કે વ્યોમમહીં યે
મારગ કરતા અવકાશો તે?
કામેલ કહેજો, પોલા નહીં,
પથ્થરની, ડામરની સડકે,
ઊંઘે, જાગે આપણુ શહેર?
માયિક કહેજો, પોલાં નહીં,
રાત-દિવસ જે હોડે દોડે
નારી-નરનાં અણગણ પેટ?
તાતાં કહેજો, પોલાં નહીં,
અને ધરા-વરદાન સમા જે
માનવના બહુઢંગી મન, તે?
અજંપ કહેજો, પોલાં નહીં.

---

* Don't કાવ્ય વિશેષણોના રંગને સ્પર્શીને ચાલે છે, વિશિષ્ટ નકારને ઘૂંટે છે.

મધુ કોઠારી

*

## પિયાનો

(૧)

પતંગિયું તૂટેલી પાંખ લઈ
એક પછી એક
કીઝ ઉપર ફરી વળ્યું.
અને સૂરાવલિમાંથી
ઉદ્ભવી ગયું
સ્વપ્નનું દદડતું શરીર!

(૨)

આમ તો દરેક
સાચા પ્રેમપત્રમાં
પિયાનો પુરાએલો હોય છે
કારણકે
ભવિષ્યમાં તેને
અજાણ્યા ખૂણે રણકયા કરવાનું
હોય છે,
વળી ખૂબી એ છે કે
યાતનાભર્યા તમારા શહેરને
તમે પિયાનો માની લો છો!
મિત્રતાની સુખદ ક્ષણો
વખત જતાં
સ્વિમિંગ-પુલમાં તર્યા કરતા
બનાવટી પાણીની જેમ
દિવસોમાં તર્યા કરે છે,
ત્યારે યાતનાનો પિયાનો
કોઈ ચોરી ગયું હોય છે!

(૩)

એક
રાક્ષસના હાથમાં
પિયાનો આવી ગયો,
આખું ઘર રડવા માંડયું,
રાક્ષસના લાંબા નખ
પિયાનોમાં પુરાએલી
પરીને શોધવા માંડયા
ત્યારે ઘરડી ડોશી
પોતાના ચશ્મા ઉપર
ચોંટેલું પતંગિયું
સાફ કરતી હતી.

(૪)

ગઈ કાલના
પિયાના
આજે
સ્મૃતિના શહેરમાં
સસ્તા ભાવે વેચાય છે,

દિનકર શાહ 'જય'

*

## નાસી જવા માગું છું

હું હવે નાસી જવા માગું છું,
જ્યાં ખુલ્લા સમુદ્ર પર ચમકતા તડકાનું
અભિન્ન આલિંગન
હળવેથી સરકતી નૌકા જેમ હસે છે–
શીળી શીળી પવન લહેરોથી ખિસ્સાં ભરી
મારે કેટલેક ઊડવું છે.

કોઈ પક્ષીની બંધ ચાંચમાં પુરાયેલા દાણા જેવા
અંધકારમાં સડી સડી ઉબાઈ ગયો છું.
એકવાર ભર બપોરે ગુજરીમાં
સપનાં વેચ્યાં'તાં
અંધકાર જેવાં કાળાં,
પ્રકાશની તિરાડમાં આંસુ પૂરતાં સપનાં,
કોઈનું ગીત કોઈના હોઠ પર મૂકતાં સપનાં,
તો વહેલી સવારે
જાગતાં માણસોની થેલીઓમાં
તોલી તોલીને ઊંઘ રેડતાં સપનાં
પણ....
ભરબપોરે ઊંઘતા માણસના ગાલ પર
કોઈ પક્ષી ચરકતા,
એનાં નિરાશાથી ઝબકવા જેવાં સપનાં,–
ઘેર પહોંચ્યો ત્યારે
પાળેલાં પશુઓની જેમ ગોઠવાઈ ગયાં હતાં ખૂંટે
બંધાવાં માટે.
હું હવે ખરેખર નાસી જવા માગું છું
જ્યાં સમુદ્રમાં ડૂબેલા ખલાસીનું ભૂત
રાંધેલી માછલીના પેટમાંથી મોતી બની નીકળે છે,
અને ડોળા ફાડીને જોઈ રહે છે
જીવતાં માણસો!

સંસ્કૃતિરાણી દેસાઈ

*

## માથાંઓ

અરીસામાં મોઢું જોઈ વાળ ઠીકઠીક કરીને ગઈ
કે મારું મોઢું અરીસામાં જ રહી ગયું!
એ જ રીતે, એ જ પોઝિશનમાં ઊભી રહી
ને શરીર અને માથાને બરાબર મેળવ્યું,
છતાંય
માથું અરીસામાં જ રહ્યું:
ને બહાર નીકળી પડી હું
માથા વગરના શરીરને લઈને.
રસ્તે ચાલતાં બધાં જ લોકોને માથાં ન હતાં!
ચર્ચગેટ અને ફાઉન્ટન પર
ફક્ત ચાલી રહ્યા હતા ધડ,
બધે હતી આવી જ ચર્ચા—
મિત્રને ત્યાં ગઈ,
અરીસામાં ચોંટેલા તેના માથાને જોવા—
ત્યાં તો ચોંટી ગયું એનું માથું
મારા શરીર પર!
સવારે, મોંઘા ભાવે, વેચાતાં હતાં,
અરીસાની ફ્રેમમાં
માથાં.

નંદુ પટેલ

# રમતુડાનું કાવ્ય

પાને પાને પડછાયો પોઢી ગયો
ને ઝાડવાં આળસ વાગોળ્યા કરે
ક્ષણો તરતી–ખરતી
ચલમની તમાકુમાં ધૂમ્ર થઈ ગોટાય
લીલાશનો દરિયો ચોફેર ઘુમરાય
સાંતીડામાં વળખાઈ પડેલો થાક
ધોરીની ખરીઓમાં આળસ મરડે
વાતોની વાતો ને
વાતોની વાતો કરતો
રમતુડો એકલો પાઘડી મઠાર્યા કરે
હજુ છોગું છોગાપણું લઈને ક્યાં શગ્યું છે?
પાનીને અડી અડી વળી જતો વાયરો
વાડયેથી પાછો વળતો નથી
સૂડાની ચાંચમાં ઢળી ગયેલું ચોમાસું
રમતુડાની યુગોની આરત છે
લીમડાની ડાળે સૂડાની ચાંચથી
ખી–ખી–ખી ખર્યા કરે
શ્રાવણ અરધોપરધો ને
સીમના લીરેલીરા.......
ભાદરવી આંખમાં કણસે
ધૂંસરી પર ચઢું ચઢું થતું ખેતર
અધવચ્ચે મીંઢળ તોડયાની વાતથી ધરુજે
અધકચરી ફાંસ જેમ
વળેલા ધરોબાને વલુર્યા કરે
લમણે હાથ દેવાની ચેષ્ટાય હવે દોહ્યલ
ચોમેરના વાયરાની તૂટી જતી
તરડાઈ જતી દેહયષ્ટિ
વાહ! રમતુડા શાં દૂધારાં નસીબ
ગોખરુનો કાંટોકાંટો દૂઝે
ઝાકળના બુંદેબુંદને
કાળોતરો થઈ ચાટે
સમાસમાની અસલિયતનો પર્યાય
ભૂંડા ક્યારેય કદી ના મળે
કાળજે ખરસાણી ફૂટે
ને છાતીએ હાથલો થોર
રાશ–પરોણો ને હોઠે આવી
લળી જવાની ક્ષણ શોધતો ડચકારો
ઝરડાઈ ગયેલી પછેડીમાં તે વળાય?
વાડયની નફફટાઈનાં છીંડાં
ને છીંડેથી હડી ગયેલા ધોરી
રે'વાદે ભૂંડા!
પાછા વાળવા વહેતો મે'લેલો
ડચકારોય ધૂળભેળું ઢેફું થૈ
અહીંતહીં.......

## રીતા ભટ્ટ

*

## રાહ

હું ફોરસ્કેર સિગરેટ નહોતી
કે
તમારો ખાલીપો ભરવા બળી શકું,
હું
આકાશમાંની નાનકડી વાદળી યે નહોતી
કે
તમને ભીંજવીને સાવ કોરી થઈ શકું,
હું તો
બે કાંઠે ભરપૂર છલોછલ વહેતી નદી હતી
કે
જેમાં તમને સમાવીને હું
મને ય પામી શકું.
હું જે ગઈ કાલે નહોતી
તે આજે ય હું બની શકી નથી–
પણ
બે કાંઠે ભરપૂર વહેતી નદી
લાગણી-પ્રેમની પ્યાસમાં
ઝૂરી ઝૂરી સુકાઇ ગઈ છે–
હા,
હું ફરી વહી શકું–
ભરપૂર બે કાંઠે
તેની રાહ
સુકાઈ ગયેલી નદીના તટથી થોડે દૂર
ઊભેલા એક વૃક્ષની ડાળીએ
માળો બાંધીને રહેતાં પંખીઓ
આજે ય જુએ છે.

## કેન્સરમાં મા

*

ભૂપત નાનસી

મારી માના પડખામાં સૂતું સૂતું મોત
માને ધાવે છે.
જે દેહમાં મેં વાસ કર્યો હતો
તેનાં ટેરવાં પણ હવે મને સ્પર્શી શકતાં નથી.
સાત સમુદ્રોથી અંજાયેલાં ચક્ષુ
ઝીલી શકતાં નથી
મારી નજરો.
કર હજી તે જ છે,
જેણે મારા મસ્તક પરથી
અનેક અનલો હોલવ્યા હતા.
તે હાથમાંથી પ્રવેશ્યો છે આજે
દાવાનળ માના દેહમાં.
મૃત્યુને પણ માની ગોદમાં આંચ આવતી નથી.
જ્યાંથી ગંગા ઊગી
તે મુખ હવે પ્રતીક્ષા કરે છે
બે બિંદુ ગંગાજળની.
મા હાલરડું ગાય છે,
આરતી જેવું શાંત
શિશુના આંસુ જેવું કોમળ.
હું સાંભળી રહું તંદ્રામાં
અને મીંચાઈ જશે આંખો માની.

શૈલેન રાવલ

*

## સર્પોક્તિ

મારા વહાલાં બાળકો!
આટલું યાદ રાખજો–
કોઇના છંછેડ્યા વિના
કદી પણ કોઈને
ડંખશો નહીં
નહીંતર
આપણો સમાજ
તમને સર્પ નહીં કહે
માણસ કહેશે માણસ!

કિશોરસિંહ સોલંકી

*

—

ઊડ મારી અધિરાઈ—
શબ્દોના કિનારે ક્રન્દતા સારસના કંઠમાંથી
દેહાંતદંડ પામેલાં ક્રિયાપદોના
ધોમધખતા તડકામાંથી
વિશેષણોનાં ખરખરતાં પર્ણોમાં
વેરાઈ ગએલી ક્ષણોમાંથી
સર્વનામોના ખડકાએલા ડુંગરોની ખીણોમાં
ખીલેલાં ફૂલોમાંથી
બહુવચનની રેતમાં નહાતી
ચકલીઓની ફફડતી પાંખોમાંથી
ઊડ મારી અધીરાઈ
તારી સાચવનારી તો કેદ છે
ભાષાના ઘૂઘવતા સાગરમાં.

મહેમૂદખાન પઠાણ

*

## તાકયા કરશું

બંધ
દરવાજા પાછળ
ઊભેલી આપણી ધારણા
દોસ્ત!
ક્યાં સુધી
જોયા કરશું આપણે
હસ્તરેખા!
સમય તો
કાચબાની પીઠ પર બેસી
નીકળી જશે
જંગલની પેલેપાર
ને આપણે
તાક્યા કરશું
બંધ દરવાજાની
તિરાડ!!

શ્રીકાન્ત માહુલીકર

# એક દંતકથા

—અને પછી
પ્રોફેસર દાંતવાલાએ
માણસની એક નવી વ્યાખ્યા આપતાં કહ્યું:
'માણસ એ દાંતવાળું પ્રાણી છે
તેને દાંત છે માટે તે પ્રાણી છે,
તે પ્રાણી છે માટે તેને દાંત છે
માણસ હસે ત્યારે તે દાંત કાઢે,
માણસ રડે તો ય તે દાંત કાઢે,
માણસ ધારે તો તે
બત્રીસે બત્રીસ દાંત બહાર કાઢે
(પોતાના કે પારકાના)
બત્રીસ દાંતથી
તે ચોર્યાસી લાખ વાર
છપ્પન કોટિ ભોગ આરોગે,
અને તો ય ભૂખ્યો ને ભૂખ્યો રહે,
માણસ તો રોજ દાતણ કરે,
તેનાથી તેના આગલા દાંત ચળકે
અને દાઢ મજબૂત થાય,
તેને તો રોજ ઊગે એક ડહાપણની દાઢ,
તેને ડહાપણની દાઢ ઊગે એટલે
તેની દાઢ સળકે,
તેની દાઢ સળકે એટલે
તે બીજાની સામે જોઈ દાંતિયાં કરે
પછી દાંત કચકચાવી
તે બીજા માણસને જોસથી બચકાં ભરે,
આખા ને આખા માણસને
કાચો ને કાચો ચાવી જાય
કચડ કચડ ભચડ ભચડ,
અને તેના દાંત પડી ન જાય ત્યાં સુધી
નિરાંતે વાગોળ્યા કરે,
પણ તેના દાંત તો કદી પડતા જ નથી,
કારણ કે
માણસ એ દાંતવાળું પ્રાણી છે.'

ધીરુ પરીખ

# કચ્ચરઘાણ

એક ખિસકોલી દોડે છે
સામેની ડાળ પર
ડાળ ખોડાઈ છે તડકાની તોતિંગ ભીંત પર
તડકાની ભીંત પર ચીપકી ગયું છે આકાશ
આકાશમાં હરતી ફરતી મારી નજર
મારી નજરમાં સરતી
ખિસકોલી સોતી ડાળ
ડાળ સોતો તડકો
તડકા સોતું આકાશ
અને બધું જ કડડડભૂસ
મારી બંધ બારીના કાચ પર
અંદર હું જ કચ્ચરઘાણ...

સુન્દરમ્

*

## 'જે નથી'

ક્યાંકથી લાવો કાંઈક ચૂંટીને
કાંઈક ગૂંથી દો—
મોગરો ગુલાબ,
કાંટ વિનાનો કેવડો
મારા કેશમાં મૂકી દો,
કાંટ વિનાનું ગુલાબ
મારા હાથમાં મૂકી દો.

કેમ મને આમ થાય હંમેશાં-
ઉનાળે આવે યાદ શિયાળો,
શિયાળે ઝંખું નિત ઉનાળો,
ભર ચોમાસે હું રડતી બેસું
કોરા દિનની કાયા,
આ શી 'જે નથી' તેની માયા?

'જે નથી' તેની એક કથા સદા
સાંભળી છે મેં શાણી,
ખાલી ઘડૂલો લઈ જતી હું છું
પનઘટ લેવા પાણી,
ભર ઘડૂલે હું બેસું મૂંઝાતી
કોણ ચડાવા આવશે એને
—કોણ મારો ગિરધારી?
ક્યાંકથી લાવો કાંઈક
ચૂંટીને
આમ તો એવું કોણ છે નવરું-
કોણ છે પાગલ-
પારકા જાય જે નિત ચડાવા
ખાલી ખડૂલા-
ખાલી ચડાવા -?

ઘનશ્યામ પરીખ

*

## તો....?

બહાર વરસાદથી ભીંજાતી દીવાલો,
માના અવસાન પર રડતી દીકરીની જેમ
ચોધાર આંસુઓથી રોઈ રહી છે.
બધાં પગથિયાં
દાદાના દાંતની માફક
હચમચી એકએક કરી છૂટાં પડી રહ્યાં છે.
ઊધયથી ઊભરાતું આખું મકાન
કૅન્સરથી પીડાતા
પિતાજીની જેમ મોતને ભેટવા તરફડી રહ્યું છે.
હું ઘરમાં રહી નથી શકતો
મને ડર છે
હુ ઘરમાં હોઉં
અને
એ અચાનક તુટી પડે તો....?

શિલ્પિન્ થાનકી

## શૃગાલાખ્યાન

ઊટનાઓગણીસમાઅંગનીતલાશમાંનીકળેલાશિયાળનામના કવિત્વડૉળીશખ્સેઆઉપરકાગડોનામનોવિવેચકજોયો.કાગડાની ચાંચમાંપૂરીનહોતીએટલેવાતચીતદરમ્યાનએણેશિયાળનેકહ્યું : "આપણામૂલકનાંઊંટનેઅઢારજઅંગહોયછે.અમદાવાદ-વડોદરા-સૂરત અનેમુમ્બઈકેદિલ્હી-કલકત્તા-પોન્ડીચેરીવગેરેમાંથીપ્રગટથએલા સર્વેક્ષણોમાંક્યાંયપણઊટનાઓગણીસમાઅંગવિશેનોકશોઉલ્લેખ હજીસુધીમાંથએલોનથી,અનેઓગણીસઅંગવાળુંઊટછેજનહીંએની મનેજાતમાહિતીછે."પછીશિયાળવિમાનમાંબેસીનેપૅરિસગયો.ત્યાં તેણેદ્રાક્ષનોદારૂપીધો.એનેદારૂચડ્યોઅનેએલવારીએચડ્યો :"સિંહ એકનમ્બરનોમૂરખકેસસલાનીચાલાકીમાંફસાઈનેકૂવામાંકૂદ્યો,હુંહોત તોરાન્ડનાસસલાનેજકૂવામાંહડસેલત.'ગજસ્તત્રનહન્યતે'ભલેકહેવાયું હોય,અક્કલનાબારદાનહાથીનેમેંજકળણમાંફસાવ્યોહતો,અનેશેરડીના ખેતરમાંસાંઢિયાનેમેંજબાડાખવરાવ્યાહતા.રંગારાનીકૂંડીમાંપડતાંરાતો-રાતહુંસરરિયાલિસ્ટબનીગયેલો,પણસાલાજાતભાઈઓએમારીકદરજન કરી,આથીહવેહુંસાબિતકરીઆપુંકેદલપતરામનેઊંટનાઓગણીસમાઅંગ-નીચોક્કસઅનેપૂરેપૂરીજાણકારીહતી,તોપણએનોઅર્થશો ?નવુંપિંગળરચ-વાનોમનેકૉન્ટ્રાક્ટમળેપછીજોયુંજશે.કાળાકાગડામુર્દાબાદ !શિયાળઆલમ ઝિન્દાબાદ !"

---

## શિશુકાવ્ય પારિતોષિક

પ્રસ્તુત યોજના અન્વયે ડૉ. ચંદ્રશેખર ઠક્કુર પારિતોષિક માર્ચ-એપ્રિલના અંકમાંના શિશુકાવ્ય માટે **શ્રી રમેશ પારેખને** અને મે-જૂનના અંકમાંના શિશુકાવ્ય માટે **શ્રી હરીશ મીનાશ્રુને** એનાયત થાય છે.

નિર્ણાયક

શ્રી રાજેન્દ્ર શાહ

યશવંત ત્રિવેદી

*

## કાગડા

કાગડાની જાત તે કંઈ કોઈ દિ'યે કરતી'શે કોઈનું યે કામ?
કાગડાને પાળ્યો ને પછે ઈને કીધું કે બોલો ભઈ, રામ!

લે કૌં તને ગુજરાતી પિચ્ચરની સ્ટોરી,કૌં ગુજરાતી નાટકની વાત!
તો ઊડ્યો ને લઈ આવ્યો મૂવેલો ઉંદરડો! એવી એની જાત!

કીધું કે કવિતાના કૉપીરાઈટ આલી દઉં! રામનામ બોલ!
બોલે તો રસદર્શન લખવી દેશ દોસ્ત કને, લે દઉં છું કૉલ!

છંદમાં ઝુલાવે તને સોનકેશી છોરી! નથી ગુલબંકી થાવાના કોડ?
ગુજરાતી નોવેલની નાયિકા બોલાવે તને! શેડા-શેવાળ હવે છોડ!

ઓ એન્ટિ-ગૉડ હીરો! લટકેલા ઈશ્વરના કાનમહીં કરતો જા વાર!
દૌં છ મચ્છરનું બૉક્સ તને! કવિતાના સંગ્રહથી અક્કેકો માર!

તેં જ ચોર્યા છે ખોયેલા માણસને! તું એની નેગેટિ' છે, નાગડા!
નૈં તો હાલ પોલીસ થાણે,કાં નાંચ, કાં વાંચ નવી કવિતા, ઓ કાગડા!

કાળી ગિલોલથી વછૂટ્યો ને ગુસ્સામાં ધોધમાર વરસ્યો ખોપડીઓ!
આંખોના ટાવર પર કીકીઓ ચઢાવીને તારમાં ચરકચો ચોપડીઓ!

કાંઉકાંઉ કરતો લવાયો: 'ને બોલું! ઉતરડી લો પીંછાં ને ચામ!
તમે ગુજરાતી ભાષામાં ઓછા છો કાગડા?! કે બોલું ભૈ રામ?!

[સુધારો: કવિલોકના મે-જૂન ૧૯૭૯ના અંકની પૂર્તિમાં સર પ્રભાશંકર પટ્ટણીના પિતાશ્રીનું નામ "દયારામ"ને સ્થાને દલપતરામ વાંચવું. આ સરતચૂક બદલ દિલગીર છું.
—તંત્રી]

વિનોદ જોશી

## એક ગામ અને જેઠો પટેલ

ગામનો પટેલ ગામગપાટા ઝીકતો બેઠો હોય—અચાનક રીડિયો પડે....

ડાંગરે જાઓ બેઠા/ગઢ ધબોધબ હેઠા/પાદર-કૂવો એઠો
પટેલ જેઠો ત્રાટકી બેઠો થાય (કે નથી નવરી માનો બેટો)
ગામને ગામમાં ગામની છોડી પરણે એવી વાતથી એને કીડીઓ ચડે....

શેરીએ કટક પૂગ્યાં/સૂરજ આંધળા ઊગ્યા/અડધે આવી ઢૂંક્યા
પટેલ થૂંક્યા: જોઈ લે વેરી આજ ઝપાટો (જીવને અદ્ધર મૂક્યા)
વાતથી (ફક્ત) પગથી માથા લગ ધરુજી વળતો એક અણીશિયો મરે...

ભડનો દીકરો-ભાગો/તડકે મેલો લાગો/પટેલ, જોઈતું માગો
પટેલને તલભાર ગળાની હેઠ કેમે ના ઊતરે (છેક) તકાદો
એકને લાવારસ પીવાની ધખના જાગી હોય ને બીજો બીડીઓ ધરે...

## મીરાં!/રક્ષાબહેન દવે

મીરાં! હું હાલું, આંગળી આપો,
તમે તો એવો ભરી ભરી પીધો હરિરસ, નૈન થકી ઊભરાયો;
થીરક થીરક તમ ચરણ થકી તે નર્તન થઈ છલકાયો.
હું પીઉં,
પીઉં ને પચે,

પડીકી એવી, મીરાં, મને આપો.

તમે તો એવી ઘૂંટી ઘૂંટી ગાઈ હરિરટ, હજી રહી પડઘાતી;
ઝુમક ઝુમક તમ ઝાંઝરના ઝુમરવથી થઈ મદમાતી.
હું ગાઉં,
ગાઉં ને નાચું,
હરિ-રટ એવી, મીરાં, મને આપો.

તમે તો એવો જતન કરી રાખ્યો દીવાને, રોજે શગ સંકોરી;
નહીં પવન, નહીં મેશ–મોગરો, વાટ કદી ના કોરી.
મમ દીવો
ઠરે નહીં જોજો,
હાથની આડ, મીરાં, ધરી રાખો.

## ફરીફરીને / મધુકાન્ત કલ્પિત

ફરી ફરીને એ જ આયના ફોડું.

રઘવાઈ થઈ ભલે ઝૂલતી ટહુકાઓની ડાળ
હવે એકે ય પાંદડું લગીરેય નહીં ફરકે;
છાતી સોંસરવો છો કચરફ કચરફ ચાલે કંપ
શ્વાસનાં ભમ્મરિયાં વેરાન જરા નહીં થરકે,
લોહી વચાળે કોઈ મુલાયમ ફાંસ હશે કે રોડું?

પરપોટા લ્યો પટાફ લઈને ફોડી નાખું
થોડાં ફોડી શકાય છે આ જળકુંડાળાં તરતાં?
મનની ભૂરી ઝાંય કંપવું મેલે નઈં ને
ડહોળું પડછાયા કેરાં વન સામે થરથરતાં.
પગ માંડેલા એ જળમાંથી પગલાં લાવ વછોડું....

જયેન્દ્ર શેખડીવાળા

# એકોક્ત્યા

## એક

હું તિરાડોમય તરસનું શિલ્પ એવું કોતરું—
પથ્થર ઉપર પગલું પડતાં પગલું બંબાકાર બને
ટેરવાં, નખ ને રુંવાટી લે સમાધિ તે પછી
લઝ્ઝાતી ઇચ્છાઓ જેવું હાથ રુએ ભેંકાર, અને
કોઈ મોક્ષેચ્છા તમસ ઘેરી શકે જો સૂર્ય થઈ
ઝળહળવાની ટેવ પડે તો જીવજી ! આરંપાર તને
ડાઘ મારી શાહીનો ડંખે મને (આ) શ્લેષમાં....
(ચટાપટાળી કોઈ કવિતા) કાગળ દે ફુત્કાર મને
ઘાસની ફૂંટી ઉપરના લય પ્રકંપોમાં ઢળી
કવિરાજને લોપીગોપી તડકાજી તુષાર બને

## બે

તું તડકો ને તડકો તો છે ઝળહળ દર્પણ જેવો રે
કોઈ ચકલી ચાંચમાં અજવાળું લઈને ફરફરે
શાહીનું ટીપું મોહકતાનું સૂરજવરણું છીંડું રે
જ્યાં સ્વયંભૂ સ્તબ્ધ સરોવરની કવિતા આછરે
મર્મી માણસને સંભોગે વિચારવંતી નદિયો રે
ગર્ભદ્વારોમાં પ્રગટતી તેજરેખા થરથરે
કાગળમાંથી ઊડે સફેદી એમ જાતને લોપું રે
કંઠમાં ટપકું ભૂંસાતું જોઈ કાગળ કરગરે
કવિછવિને લૂછીભૂંસી અચરાચરમાં વ્યાપું રે
મૌનમાં નિર્મનપણાની શુદ્ધ ઇચ્છા સંચરે

ભાનુપ્રસાદ પંડયા

# જાગશે

પીંછા પસારી ક્યાંકથી ટહુકાર જાગશે,
ઘૂંટાઈ કોઈ કંઠમાં મલ્હાર જાગશે.
ભડભડતી આગ જેવા દિવસો ઠરી જશે ને
ભસ્મેથી નીલ ખગનો આકાર જાગશે,
થંભી જશે તરસનાં ધસતાં ચરણ હવેથી
રેતાળ પટમાં જળનો અસવાર જાગશે.
કંઈ કેટલા સમયથી તૂટી ગયો હતો તે
લીલાશ ને નજરનો વે'વાર જાગશે !
પોઢી જશે સમૂળી સૌ શુષ્કતા ધરાપે
આંખો ઉઘાડી તરણાં ચિક્કાર જાગશે.
લીલા સમયમાં પલટી જાશે કઠોર કાળ
ઝંખા ને જિંદગીનો ઈંતબાર જાગશે.

સોલિડ મહેતા

# હિંદી ગઝલ

માર્ગ આ મોડીને કહો જવું ક્યાં ?
આખરે દોડીને કહો જવું ક્યાં ?
ચોતરફ છે દર્પણ અસંખ્ય દર્પણ
બિંબ નિજ ફોડીને કહો જવું ક્યાં ?
મૌનની પેલેપાર સંભવે શું ?
શબ્દ તરછોડીને કહો જવું ક્યાં ?
ઓગળે રાત-દિ' સૂર્ય મીણ માફક
કાચઘર તોડીને કહો જવું ક્યાં ?
છે ધરા આ પરિચિત અને ગગન પણ
પાળિયો ખોડીને કહો જવું ક્યાં ?
શક્યતાનો સંદર્ભ શોધવો છે
હાથ એ જોડીને કહો જવું ક્યાં ?

હરીશ ધોબી

*

## ગઝલ

દોસ્ત એવી એક તોફાની ક્ષણે
કૈં ડરાવ્યો છે મને આ દર્પણે
હું કશામાં બંધ થાતો જાઉં છું
ચોતરફ આ કોણ દીવાલો ચણે
તું કદી તો આવશે એ આશમાં
રોજ શણગારું મને હું બારણે
હું પહોંચી તો શકત તારા સુધી
પણ ફસાવ્યો છે મને આ સમજણે
ચાલ માની લૌં સમયની વાત હું
કોણ કાયમ વાત એની અવગણે

શૈલેશ ટેવાણી

*

## અથવા

ડાળ વિના ફૂલ અથવા કંઈ નથી,
કે હવામાં ઝૂલ અથવા કંઈ નથી.
ચિત્ર છે તો સ્થૂલ અથવા કંઈ નથી,
રંગનું સંકુલ અથવા કંઈ નથી.
જ્યાં નદીનાં કુળ અથવા કંઈ નથી,
એ જ સુક્કી ધૂળ અથવા કંઈ નથી.
લાગણીનાં મૂળ અથવા કંઈ નથી,
એ'ક લીલાં શૂળ અથવા કંઈ નથી.
યુદ્ધ છે તુમુલ અથવા કંઈ નથી,
તર્કની છે ભૂલ અથવા કંઈ નથી.

મહેશ યાજ્ઞિક

*

## ગઝલ

વૃક્ષની ક્યાં વેદના મેં ઓળખી છે સાહ્યબા
હાથમાં તો એક સુક્કી ડાળખી છે સાહ્યબા
એક આંસુ કેટલું આ ગાલ પર ચાલી શકે
માપ સૌ ખોટાં પડે આ લાગણી છે સાહ્યબા
વેગથી વ્હેતી રહે એવી નદી થૈ શું કરું
મૂલ્ય પાણીનાં અહીં તો પાળથી છે સાહ્યબા
બંધ મુઠ્ઠીના ભરોસે સાત ભવની જેલમાં
જિંદગી તો પર હવે સૌ કાળથી છે સાહ્યબા
શ્વાસ તો ચાલ્યા કરે છે—એમ તું પૂછી શકે
શક્યતાની—આ બધું—સંભાળથી છે સાહ્યબા

હર્ષદ ત્રિવેદી

*

## ગઝલ

જો એકાદ ટહુકો કર્યો હોત જાતાં,
તો કલરવ થકી હું ભરી દેત માળો.
ગયું વૃક્ષ પરથી નથી પાછું આવ્યું,
શું પંખી હવામાં ય બાંધે છે માળો?
ના રાખી શક્યો એક નાનું ય પીછું,
ગગનને સમાવીને બેઠો જે માળો!
છે અકબંધ ડાળી બધી એ જ રીતે,
ન જાણે ભર્યોભાદર્યો હોય માળો!
હજી પણ છે સંભવ કદી પાંખ ફૂટે,
ને ફફડાટ સાથે ઊડી જાય માળો!

કંવલ કુંડલાકર

*

## ગઝલ

નર્યું થઈ ગયું આમ ચલચિત્ર જીવન,
ને થઈ ના શકાયું અમિતાભ બચ્ચન.
કોઈ બારીએથી હું કૂદી પડું છું,
નીચે માર્ગમાં હોય ઊભેલું વાહન.
અડે આંખને રેશમી કૈંક પરદા,
અને હાથમાં આભ ચીરવાનું સાધન.
બહુ દોડવાથી બહુ થાક લાગે,
ધીમી ચાલથી ગાવ બાવનના બાવન.
કદી સાવ સાચ્ચે જ આંસીની રાણી,
કદી પગ મહીં ઘૂંઘરુનું છનનછન,
'કંવલ' દૃશ્ય ત્યાં ઓગળે છે-ની સામે,
અહીં ચાલતું આંખનું ઑપરેશન.

'ધ્વની' માંડલિયા

*

## ગઝલ

બેઉ બાજુ સામ સામે આપણે ઊભાં અને,
આપણી વચ્ચે સદાયે બારણાની આવજા.
ૐ નમ: શિવાય જેવું ચાલ પથ્થર ગાઈ લે,
મંદિરે બેઠાં પછી પ્રતારણાની આવજા.
આજ રસ્તે આવશે ગઈ કાલને લઈ સાંઢણી,
એટલે ભાગોળ પર છે ધારણાની આવજા.
કાંચળી ક્યાંથી ઉતારું ચીતરેલો નાગ છું,
શાપના મહોરા તળે ઓવરણાની આવજા.
બેઉ દિશાને ચાહવામાં આયખાભર જોઈ લો,
કેટલી ફોગટ થતી આ પારણાની આવજા!
સાંજ પડતાં શહેર આખું ગ્લાસમાં ઊતરે અને
જાય છે ચોળી પછી સંભારણાની આવજા.

મણિલાલ હ. પટેલ

*

## ગઝલ

અક્ષરોનું પોત પાણી-પાતળું, ઓ રાજરાણી અમૃતા
શબ્દને જોતાં જ સુકાતું ગળું, ઓ રાજરાણી અમૃતા
શબ્દની તલવાર લઈને નીકળું, ઓ રાજરાણી અમૃતા
લોહીભીનો કાવ્યમાં જઈને ઢળું, ઓ રાજરાણી અમૃતા
આગમાં હું ઘી બનીને પ્રજ્જ્વળું, ઓ રાજરાણી અમૃતા
શી રીતે હું શબ્દને જઈને મળું, ઓ રાજરાણી અમૃતા
શબ્દરૂપે હું મને સામે મળું, ઓ રાજરાણી અમૃતા
શૂન્યતાનું કાવ્ય લઈ પાછો વળું, ઓ રાજરાણી અમૃતા
શબ્દ-શો તડકો ઊઘડતાં ઝળહળું, ઓ રાજરાણી અમૃતા
નામ તારું લ બરફ શો ઓગળું, ઓ રાજરાણી અમૃતા!

# શિશુકાવ્યો

મનોહર ત્રિવેદી

## સાંભળી તારી બોલી કાબરબેન

સાંભળી તારી બોલી કાબરબેન, સાંભળી તારી બોલી રે લોલ
ઊઠું છું આંખડી ચોળી કાબરબેન, ઊઠું છું આંખડી ચોળી રે લોલ

તારે ન દાતણપાણી કાબરબેન, તારે ન દાતણપાણી રે લોલ
નકલી છે તારી વાણી કાબરબેન, નકલી છે તારી વાણી રે લોલ

ફરતી તું થઈને પ્હોળી કાબરબેન, ફરતી તું થઈને પ્હોળી રે લોલ
સાંભળી તારી બોલી કાબરબેન, સાંભળી તારી બોલી રે લોલ

અમ્મે કવિતા વાંચી કાબરબેન, અમ્મે કવિતા વાંચી રે લોલ
તું રે થિનક્થિન્ નાચી કાબરબેન, તું રે થિનક્થિન્ નાચી રે લોલ

લાવીને સહિયરની ટોળી કાબરબેન, લાવીને સહિયરની ટોળી રે લોલ
સાંભળી તારી બોલી કાબરબેન, સાંભળી તારી બોલી રે લોલ

બાનો હું દીકરો ડાહ્યો કાબરબેન, બાનો હું દીકરો ડાહ્યો રે લોલ
નળ નીચે બેસીને નાહ્યો કાબરબેન, નળ નીચે બેસીને નાહ્યો રે લોલ

લીધી તેં પાંખ ત્યાં ઝબોળી કાબરબેન, લીધી તેં પાંખ ત્યાં ઝબોળી રે લોલ
સાંભળી તારી બોલી કાબરબેન, સાંભળી તારી બોલી રે લોલ

હર્ષદેવ માધવ

*

## ચકલી અને આશા

આશા તને ચકલી થતાં આવડે કે નૈ?
આવડે ભૈ આવડે!
ચકલીને આશા થતાં આવડે નૈ....
આવડે નૈ..

ચકલીને આશાનું ઝભલું ન પહેરતાં આવડે
આવડે ન આવડે,
ચકલીને આશાની ઝાંઝરી ન પહેરતાં આવડે.
આવડે ન આવડે,
આશાને ચકલીની જેમ કેવું બોલતાં
આવડે ભૈ....

ચકલીને ઢીંગલી રમાડતાં ન આવડે
આવડે ક્યાંથી આવડે
ચકલીને મુન્નો જમાડતાં ન આવડે
આવડે ક્યાંથી આવડે
આશા તો ભઇલાને એવો જમાડે
મોઢામાં ચોકલેટ દે!
આવડે નૈ!
આવડે નૈ!

પોપટસિંહ ઝાલા

*

## મજા થઈ

ગામથી આથમણું
વહે નાનું ઝરણું
ઝરણું સોહામણું
ગામનું ઘરેણું
ઝરણા કાંઠે હરણાં
ચર્યા કરે તરણાં
તરણે રમતી નાની
પરીઓ રૂપાળી
પરીઓ સાથે રમવા
ઘેરથી ભાગ્યા બંદા
પરીઓ આડીઅવળી
રમતી સંતાકૂકડી
રમું પરીઓ સાથે
દાવ મારે માથે
દોડીને થાકી ગયો
રેતીમાં ઊંઘી ગયો
પરીઓ દબાવે પગ
બંદાનો પડતો વટ
પરીઓને સજા થઈ
બંદાને મજા થઈ

# અનુવાદ

## ભ્રમરગીતમ્/શાસ્ત્રી જયેન્દ્ર દવે

[શ્રીમદ્ભાગવત્ મહાપુરાણના દશમસ્કંધમાંનું પ્રસિદ્ધ ગીત – શ્રીકૃષ્ણનો સંદેશ (આત્મજ્ઞાન પરક સંદેશ) લઈ ને આવેલા ઉદ્ધવને ઉદ્દેશીને ગોપીજનો ઉપાલંભ સ્વરૂપે આ શ્લોકો કહે છે.]

मधुप कितवबन्धो मा स्पृशाङ्घ्रिं सपत्न्याः
   कुचविलुलितमालाकुङ्कुमश्मश्रुभिर्नः।
वहतु मधुपतिस्तन्मानिनीनां प्रसादं
   यदु सदसि विडम्ब्यं यस्यदूतस्त्वमीदृक्॥१॥

પગ ન પરશ લુચ્ચા શોક્ય વક્ષે વિલાઈ
 કુમકુમમય માલા મૂંછથી આ અમારા
મધુપતિદ્દૂત, તેઓ માનુનીના પ્રસાદે
 ઉપહસિત થતાં છો યાદવોની સભામાં. [૧]

सकृदधर सुधां स्वां मोहिनीं पाययित्वा
   सुमनस इव सद्यस्तत्त्यजेऽस्मान् भवादृक्।
परिचरति कथं तत्पादपद्मं तु पद्मा
   ह्यपि बत हृतचेता उत्तमश्लोक जल्पैः॥२॥

અધરમધુ ચખાડી તારી પેઠે અમોને
 ફૂલસમ તજી દીધી સદ્ય તારા સખાએ
કરત ચરણસેવા પદ્મિની કે રીતે એ
 મનહર મધુશબ્દે મોહપામી હશે કે? [૨]

किमिह बहु षडङ्घ्रे गायसि त्वं यदूना-
   -मधिपतिमगृहाणामग्रतो नः पुराणम्।
विजयसखसखीनां गीयतां तत्प्रसंगः
   क्षपितकुचरुजस्ते कल्पयन्तीष्टमिष्टाः॥३॥

મધુપ યદુપતિના ગુણ જૂના-પુરાણા
 અમ ઘરરહિતાની પાસ તું ગાય શાને?
ગુણ નવલ સખીઓ પાસ ગાતાં સખાના
 સ્તનદુઃખશમિતાઓ આપશે ભેટ મોંઘી. [૩]

दिविभुवि च रसायां काः स्त्रियस्तदुरापाः।
   कपटरुचिरहासभ्रूविजृम्भस्य याः स्युः।
चरणरज उपास्ते यस्य भूतिर्वयं का
   अपि च कृपणपक्षे ह्युत्तमश्लोकशब्दः॥४॥

સ્મિત કપટ ભરેલા ભ્રૂવિલાસો નિહાળી
 વશ નવ થતી નારી કે હશે આ ત્રિલોકે?
ચરણ-રજ ઉપાસે લક્ષ્મી જ્યાં, ક્યાં અમે તો
 તદપિ શબ્દ ભાસે ઉત્તમશ્લોક વ્યર્થ. [૪]

विसृज शिरसि पादं वेद्म्यहं चाटुकारै-
   -रनुनयविदुषस्तेऽभ्येत्य दौत्यैर्मुकुन्दात्।
स्वकृत इह विसृष्टापत्यपत्यन्यलोका
   व्यसृजदकृतचेताः किं नु सन्धेयमस्मिन्॥५॥

નમન કર ન ઝાઝાં જાણીએ કે મુકુન્દે
 અનુનય ચતુરાઈ દૂત તુંને પઠાવી
પતિ, સુત સઘળું યે છોડયું તો યે કૃતઘ્ની
 તજી દીધ, કરવી શેં સંધિ એ સાથ હોવાં. [૫]

मृगयुरिव कपीन्द्रं विव्यधे लुब्धधर्मा
स्त्रियमकृत विरूपां स्त्रीजितः कामयानाम्।
बलिमपि बलिमत्त्वावेष्टयद् ध्वाङ्क्षवद् य-
-स्तदलमसितसख्यैर्दुस्त्यजस्तत्कथार्थः ॥ ६ ॥

હનન કર્યું છુપાઈ વાલીનું વ્યાધ પેઠે
સ્ત્રીજિત થઈ વિરૂપા કામિની કીધ રામે
બલિ પણ બલિભૂખ્યા કાગની પેઠ ઘેર્યો
તજવી પણ ન સ્હેલી ચાહીને વાત એની. [૬]

यदनुचरितलीलाकर्ण पीयूषविप्रुट्-
सकृददनविधूतद्वन्द्वधर्मा विनष्टाः।
सपदि गृहकुटुम्बं दीनमुत्सृज्य दीना
बहव इह विहङ्गा भिक्षुचर्यां चरन्ति ७॥७॥

શ્રવણ ચરિત લીલાનું કરે જે મધુરું
સહજ સકલબંધ દ્વન્દ્વથી મુક્તિ પામે
કંઈક ઘર તજીને દીનતાને સ્વીકારી
વિહગવત વિતાવે જિન્દગી ભીખ માગી [૭]

वयमृतमिव जिह्मव्याहृतं श्रद्दधानाः
कुलिकरुतमिवाज्ञा कृष्णवध्वो हरिण्यः ।
ददृशुरसकृदेतत्तन्नखस्पर्शतीव्र
स्मररुजउपमन्त्रिन् भण्यतामन्यवार्ता ॥८॥

સુણી મધુર શિકારી-ગાન વિશ્વાસ મૂકી
સરલ મન હરિણી જેમ જાતી ફસાઈ
નખ-પરશ અમે યે તેમ પામી પીડાતી
મદન-જ્વર થકી, તું વાત કહે અન્ય ભાઈ. [૮]

प्रियसख पुनरागाः प्रेयसा प्रेषितः किं
वरय किमनुरुन्धे माननीयोऽसि मेऽङ्ग ।
नयसि कथमिहास्मान् दुस्त्यजद्वन्द्वपार्श्वं
सततमुरसि सौम्य श्रीर्वधूः साकमास्ते ॥९॥

પ્રિયતમપ્રિય તું શું પ્રેમી પાસેથી આવ્યો
કથ શી મનની મંછા માન્ય તું તો અમારો
પડખું નવ તજાયે જેમની પાસ જેને
ઉર વિલસતી લક્ષ્મી પાસ લૈ જાય શાને? [૯]

अपि बत मधुपुर्यामार्यपुत्रोऽधुनाऽऽस्ते
स्मरति स पितृगेहान् सौम्य बन्धूंश्च गोपान्।
क्वचिदपि स कथा नः किङ्करीणां गृणीते
भुजमगुरुसुगन्धं मूर्ध्न्यधास्यत् कदा नु ॥१०॥

અવ શું મધુપુરીમાં આર્ય છે ને મજામાં?
કદીય ઘર જનેતા ગોપ બંધુ સ્મરે કે?
કદીય કથની માંડે દાસીઓની–અમારી?
અગરુ-કર સુગંધી સ્પર્શશે શિર ક્યારે? [૧૦]

# આસ્વાદ

# કાઠિયાણીનું ગીત

**નરોત્તમ પલાણ**

મધ્યકાળનું એ વાતાવરણ! ઉત્તર ગુજરાતનું પાટણ કચ્છના ભુજ સાથે અને સૌરાષ્ટ્રના જૂનાગઢ સાથે લડતું હોય! અમદાવાદ જામનગર સાથે અને જામનગર પોરબંદર સાથે બાખડતું હોય! નાનાં નાનાં રાજ્યો એકમેક સામે વેરઝેર ને ટેક માટે તલવાર તાણીને ઊભાં હોય! પાંચ-પચાસ ગામ છોડો અને એક નવી સરહદ પસાર કરવાની આવે. આ સરહદો માલની ચોરી માટે, ગુનાના રક્ષણ માટે અને ગાયોના ધણને વાળી જવા માટે સદાય જલતી આગ બનીને ત્રાહિમામ પોકરાવતી હોય! એ સમય, પોરબંદરથી અમદાવાદ પહોંચવું હોય તો દિવસોના દિવસો લાગે અને પચીસ જગ્યાએ રોકટોક થાય – યુદ્ધ, કાવાદાવા અને અશાંતિનો સમય હતો. મધ્યકાળના એ વાતાવરણની બીજી બાજુ પણ છે: યુદ્ધ હતાં તો લખલખતું શૌર્ય પણ હતું. કાવાદાવાની સામે સાધુત્વ નીતરતું મુત્સદ્દીપણું પણ હતું. અશાંતિની વચ્ચે સંતભક્તોની શીતલ મધુરા વાણીનાં ઝરણાં અખંડ વહેતાં! સરહદો માત્ર જલતી આગ ન હતી, પ્રેમીઓનાં મિલનસ્થાનો પણ હતાં! બહારવટું માત્ર ઘર લૂંટવા માટે નો'તું, નેક નીતિ ને નેહ માટેની એ વિરલ રઝળપાટ પણ હતી. એક ટોળી ધણને વાળી જતી તો ગામના બેચાર પરોપજીવી જુવાનો, શૌર્યની કવિતા રચી એને પાછું પણ વાળી આવતાં! દુઃખ દેવાની દાનત સામે બીજાના સુખ માટે જાનફિશાની કરનાર વીરો પણ હતા. માત્ર વીરો જ નહિ, એવા વીરોને પ્રેરણા પાતી માતાઓ, બહેનો અને કોડભરી કામિનીઓ પણ હતી! કંઈ કેટલીય સ્ત્રીઓએ પોતાના 'વીરના વિદાય'ના પ્રસંગોને બહાદુરીથી ઉજવ્યાના ઈતિહાસ છે! ખાસ કરીને, 'સૌરાષ્ટ્ર'ને 'કાઠિયાવાડ' એવું નામ અપાવનારી કાઠીપ્રજા એનાં આવાં નારી-રત્નોને કારણે જાણીતી છે.

ગામને માટે મરી ફીટનાર 'કલ્યાણ' જેવા વીરોની કથા શ્રી ચંદ્રવદન મહેતા તરફથી આપણને પ્રાપ્ત છે, તો ધણને વાળવા ગયેલા કાઠીની રાહ ભાળતી 'કાઠિયાણીનું ગીત' કવિશ્રી ન્હાનાલાલ દ્વારા આપણને મળે છે:

**કાઠિયાણીનું ગીત**

મ્હારા સાવજશૂરા નાથ હો! ત્હારે દેશ-કશા પરદેશ!
કેસરઘોળી કંકાવટી, ને કુંકુમઘોળ્યો થાળ;
સૂરજ! તુજને પૂજશું મ્હારે સૂરજદેવળ પાળ:
મ્હારા સાવજશૂરા –

આભ ઢળ્યાં ધરતી ઉરે, ત્ય્હાં ગોરંભે કાંઈ ગીર;
કુંજે બોલે મોરલો, મ્હારે હૈયે નણદલવીર:
મ્હારા સાવજશૂરા –

રાતે ઊઘડે પોયણાં, ને દિવસે કમળની વેલ;
ભાદર ભરજોબન ભરી, એવી મુજ હૈયાની હેલ:
મ્હારા સાવજશૂરા –

ઊંચો ગઢ અલબેલડો, પડખે ચારણના નેહ;
ઝીણી ઝબૂકે વીજળી, મ્હારે ઝીણા વરસે મેહ:
મ્હારા સાવજશૂરા –

સાતમે માળ અટારીએ કાંઈ આછા વાય સમીર;
ઝૂમી મ્હારી હેલે ચ્હડી, મ્હારાં ઝૂલે આછાં મશીર:
મ્હારા સાવજશૂરા –

ઉપરથી પાછળ જતું મલીર પણ ઝૂલી રહ્યું છે. 'હેલે ચડેલી જીમી'ને દર્શાવી કવિએ આ શૌર્યભર્યા ગીતમાં શૃંગારની માદકતાને પ્રવેશાવી છે. આ 'જીમી' સમગ્ર રચનાનું રસકેન્દ્ર છે. 'શૌર્ય' અહીંથી જાણે કે ઢંઢોળાઈને ફાગમાં ભીંજાય છે! રંગ પણ હવે જ જામે છે. નેણથી ભાલા છોડતા, આંકડિયાળા કેશવાળો, જોબનવેશ કંથ ધણ વાળીને હમણાં આવી પહોંચશે! એક યુદ્ધમાં જયકલગી પ્રાપ્ત કરતો પ્રીતમ, પોતાની સાથે પણ વિજયવંત બનશે! 'નેણનાં ભાલાં'આ બીજા યુદ્ધની તૈયારી સૂચવે છે. બહુ જ સહજ રીતે અને સંપૂર્ણ ઔચિત્યથી નારીના મનની ગતિને કવિએ અહીં સુરતમાં રાચતી દર્શાવી છે!

અને અનાયાસ નારીના મનમાં દૃઢતાના પ્રતીક સમો ગિરનાર તથા જુદ્ધમાં ઝઝૂમતો કંથ પ્રત્યક્ષ થાય છે. વનમાં ગરજતા કેસરીને લક્ષ્ય કરી શૌર્ય તથા શૃંગારની તીવ્રતા કવિ સાધે છે: કસુંબલ રાતી આંખ, રોમરોમ ડીંગળ જાતની ઓલાદી ભેરનાં તાકાતી દૂધ, સશક્ત હાથ, એમાં રમતી બરછી અને ઢાલથી ઢળકતાં જુદ્ધ! સાગર સમી હિલોળા લેતી સોરઠની ભોમ અને કાઠિયાણી બન્ને, ભરતીના જળજોમથી પૂર ઝડપે પધારતા છેલડને હમણાં ભેટશે! સાતમે માળે અટારીમાં ઊભેલી કાઠિયાણીને પણ ઘડીભર તો યુદ્ધનો પાનો ચડી જાય છે અને ભાલે ટમકતી ટીલડી સાથે, સિન્દૂર છાંટી ચૂંદડી પહેરી પોતે પણ જાણે હાથમાં હેમનું ત્રિશૂળ લઈને તૈયાર છે! એનાથી નિમંત્રણ ઉચ્ચારાઈ જાય છે: 'રંગભીના! હવે આવજો, મારી માઝમ રાત સૂની છે!'

સમગ્ર ગુજરાતી કવિતમાં શૌર્ય અને શૃંગારનું આવું અદ્‌ભુત મિશ્રણ પામેલું ગીત બીજું નથી. ન્હાનાલાલ એ ન્હાનાલાલ છે, એમનાં આવાં અપૂર્વ રંગદર્શી કાવ્યોથી.

*

અણિશુદ્ધ અંત્યાનુપ્રાસવાળા ચોપાઈને અનુસરતા તેર સોરઠામાં બદ્ધ આ ગીતની એક મર્યાદા હિંડોળાખાટે હીંચતા આશાભરી અલબેલડીવાળી પંક્તિઓ છે. નાથની પ્રતીક્ષા કરતાં કરતાં એની સાથે તન્મય થઈને કાઠિયાણી પોતાની જાતને પણ હાથમાં હેમત્રિશૂળ લઈને તૈયાર થયેલી જુએ છે ત્યાં કાવ્યની પરાકાષ્ઠા છે. આ પછી એને હિંડોળાખાટે હીંચતી દર્શાવવામાં ઔચિત્ય નથી, તેમજ સમગ્ર ગીતમાં વહેતા એક અખંડિત પ્રવાહ સાથે પણ આ પંક્તિઓ સુસંગત નથી.

બાકી આ ગીત અનેક વિશિષ્ટતાઓથી ભરેલું છે. જૂનાગઢ અને પાટણ એટલે કે મધ્યકાળનાં સોરઠ અને ગુજરાત મોટે ભાગે સ્પર્ધામાં રહ્યાં છે, આથી જ કાઠિયાણીને મન 'આઘેરા ગુજરાત' છે. અહીં 'સમય-વિશિષ્ટ' છે. ગીર, ભાદર, ઊંચો ગઢ, સિંહ, માણકી, ડીંગળથી સોરઠની વિશિષ્ટ ભૂમિ; સૂરજ, સૂરજદેવળ, સૂરજકુળ, સૂરજમુખાથી સૂર્યપૂજક એવી વિશિષ્ટ કાઠી કોમ; જીમી, મલીર જેવા પોષાકવિશેષથી કાઠિયાણી અને 'કંથડ' 'છેલડ' જેવાં સંબોધનોથી શૌર્ય-શૃંગારની વિશિષ્ટ ભાવસ્થિતિ આ ગીતને ભારે સ્પર્શક્ષમ બનાવે છે. 'કાઠિયાણીનું ગીત', હવાઈ ન્હાનાલાલ નક્કર બન્યાનું વિરલ ઉદાહરણ બની કાવ્યપદાર્થ સિદ્ધ કરે છે. *

(અનુસંધાન પૃષ્ઠ ૧૫૬થી)

આડાં ન આવે ઝાડવાં, એવા લાંબા લાંબા પંથ;
માણકીએ ચ્હડી આવશે મ્હારો સૂરજમુખો કંથ:
મ્હારા સાવજશૂરા–

નેણથી ભાલા છોડતો, કાંઈ આંકડિયાળા કેશ;
ધણ વાળીને વળશે મ્હારો કંથડ જોબનવેશ:
મ્હારા સાવજશૂરા–

આભ ઝીલીને રેવત ઊભો, ફરતો ગિરિનો સાથ;
વનમાં ગાજે કેસરી, કાંઈ ધીંગાણે મુજ નાથ:
મ્હારા સાવજશૂરા–

કસુંબલ રાતી આંખડી, રોમરોમ હીંગલનાં દૂધ;
ખળબાહુમાં બરછી ઉછળે, દાંતે દળકે જુદ્ધ:
મ્હારા સાવજશૂરા–

સાગર સમ સોરઠ તણી રે હિલોળા લેતી ભોમ;
ભરતીને પૂર પધારશે મ્હારો છેલડ જળને જોમ:
મ્હારા સાવજશૂરા–

ભાલે ટમકે ટીલડી, મ્હારે હાથે હેમત્રિશૂળ;
સિન્ધુરે છાંટી ચુંદડી, મ્હારાં સોહે સૂરજકુળ:
મ્હારા સાવજશૂરા–

આશાભરી અલબેલડી રે હીંચે હિન્ડોળાખાટ;
પિયુના પંથ નિહાળતી કાંઈ વ્હાલમની જૂવે વાટ:
મ્હારા સાવજશૂરા–

આઘા ગીરના ડુંગરા, એથી આઘેરો ગુજરાત;
રંગભીના! હવે આવજે, મ્હારી સૂની માઝમરાત:
મ્હારા સાવજશૂરા–

('ચિત્રદર્શનો')

*

નાણકી ઉપર સવાર થઈને ધણ વાળવા ગયેલા સૂરજમુખા કંથની પ્રતીક્ષા કરતી કાઠિયાણીને કવિ અહીં વર્ણવે છે: પ્રથમ પંક્તિમાં જ 'સાવજશૂરા' અને 'દેશ–કશા પરદેશ'થી કાઠીને મૂર્ત કરાયો છે. પોતાના વિસ્તારમાં તેમ જ પારકા પ્રદેશમાં સરખી નીડરતાથી સિંહ જેમ ફરે છે તેમ સિંહ સમા શૂરવીર કાઠીને વળી દેશ શું અને પરદેશ શું? એ તો સર્વત્ર નિર્ભય થઈને વિચરે! આવા 'સૂરજ'ને – સૂરજ જેવા તેજસ્વી પોતાના પતિને – કંકાવટીમાં ઘોળેલા કેસરથી અને થાળમાં ઘોળેલા કુંકુમથી સૂરજદેવળની પાળ ઉપર સૂરજની સાક્ષીએ પૂજવાની અભિલાષા કાઠિયાણી સેવે છે. જ્યાં આભ ધરતી ઉપર ઢળે છે ત્યાં ગીરની વનશ્રી ગોરંભે છે. એ વનશ્રીમાં જેમ મદમાતા મોરલા બોલે તેમ કાઠિયાણીના હૈયામાં નણદલના વીર ગ્હેકે છે. 'ગોરંભાતાં ગીર' કાઠિયાણીના હૃદયની સમૃદ્ધિને વ્યક્ત કરે છે, તેમ ઉપર ઢળેલું આભ પિયુના બોલને ઝીલવા ઉત્સુક એવી કાઠિયાણીની હૃદયક્ષિતિજોને વાચા આપે છે. રાતે ઊઘડતાં પોયણાંની મીઠી માદકતા અને દિવસે ખીલતી કમળવેલની નજાકત ભરેલી, ભર-જોબનવંતી ભાદર જેવી કાઠિયાણી એની હૈયાહેલ છે. આવી કાઠિયાણી ક્યાં છે?

કવિ કહે છે: જ્યાં ઊંચો અલબેલડો ગઢ આવેલો છે અને બાજુમાં ચારણના નેસડા છે, જ્યાં પ્રતીક્ષારૂપે ઝબૂકતી ઝીણી વીજળી છે અને સ્નેહના ઝીણા ઝીણા મેહ વરસી રહ્યા છે ત્યાં કાઠિયાણી ચડાય તેટલે ઊંચે ચડીને ગાયોનું ધણ વાળવા ગયેલા કંથના લાંબા લાંબા પંથને નિહાળે છે! એ એટલી ઊંચે ચડી છે કે ઝાડવાં પણ આડાં આવતાં નથી અને આછા આછા વાયુ વાય છે! કવિએ અહીં વ્યંજનાથી વાયુ પેઠે વાતા મનોજનો સંકેત પણ રચ્યો છે! સાતમા માળની અટારીમાં કાઠિયાણી ઊભી છે, સૂરજમુખા કંથની સ્મૃતિથી તેનું તનમન ભરેલું છે અને એની છમી – નીચે પહેરવાનું વસ્ત્ર – હેલે ચડે છે! છાતીને ઢાંકીને ખંભા

(અનુસંધાન પૃષ્ઠ ૧૫૭)

# પરિચય

**શ્રી મફત (જીવરામભાઈ) ઓઝાનો** જન્મ ૧૯૪૪ના માર્ચની ૧લી તારીખે મહેસાણા જિલ્લાના જમળા ગામમાં થયો છે. ગુજરાતી વિષય સાથે એમ. એ. થઈ એમણે 'સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી કવિતા' પર મહાનિબંધ લખી પીએચ. ડી.ની ઉપાધિ પ્રાપ્ત કરી છે. હાલ તેઓ એમ. એસ. યુનિવર્સિટી વડોદરામાં ગુજરાતીનું અધ્યાપન કાર્ય કરે છે. 'ધુમ્મસનું આ નગર', 'પડઘાનું ચકરાતું આકાશ', 'અશુભ' અને 'શ્વાસ ભીતરથી ડેરે' એમના કાવ્યસંગ્રહો' છે. એમણે નવલકથા, વારતા અને વિવેચનના ક્ષેત્રમાં પણ પોતાની કલમને કાર્યરત રાખી છે. 'અભિવ્યક્તિ' નામના સામયિકનું તેઓ સંપાદન કરે છે તેમજ 'કાવ્યગોષ્ઠિ' નામક સંસ્થાના તેઓ પ્રેરક છે.

(સરસપુર આર્ટ્સ કૉલેજ હોસ્ટેલ્સ, મીરઝાપુર રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧)

**શ્રી. મધુકાન્ત (શકરાલાલ વાઘેલા) કલ્પિતનો** જન્મ ૧૯૪૫માં મહેસાણા જિલ્લાના લાંઘણુજ ગામે થયો છે. માનસશાસ્ત્રનો વિષય લઈ સ્નાતક થયા બાદ હાલ તેઓ અમદાવાદની સિવિલ હોસ્પિટલમાં પોસ્ટપાર્ટમ યુનિટમાં સેવાઓ આપે છે. તેમણે કાવ્યો ઉપરાંત વારતાઓ અને કાવ્યોના આસ્વાદો પણ લખ્યા છે. તાજેતરમાં જ તેમનો 'કેશરિયા ટશરનું આકાશ' નામક કાવ્યસંગ્રહ પ્રકાશિત થયો છે.

(પોસ્ટ પાર્ટમ યુનિટ, ગાયનેક ઓ. પી. ડી. વિંગ નં ૩ ઉપર, સિવિલ હોસ્પિટલ, અમદાવાદ–૩૮૦ ૦૧૬)

**શ્રી વિનોદ (હરગોવિંદદાસ) જોશીનો** જન્મ ૧૯૫૫ના ઑગસ્ટની ૧૩મી તારીખે અમરેલી જિલ્લાના બોરીંગડા ગામે થયો છે. બી. એ. અને એમ. એ.માં ગુજરાતી વિષયમાં પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ થઈ ડોલરરાય માંકડ અને ઠોકર સુવર્ણચંદ્રક પ્રાપ્ત કર્યા છે. 'રેડિયો નાટક: શિલ્પ અને સર્જન' એ વિષય પર તેઓ પીએચ. ડી.ની ઉપાધિ માટે મહાનિબંધ તૈયાર કરી રહ્યા છે. હાલ તેઓ ભાવનગરની શેઠ ઍન્ડ દોશી મહિલા કૉલેજમાં તેમજ ભાવનગર યુનિવર્સિટીના ગુજરાતી અનુસ્નાતક કેન્દ્રમાં ગુજરાતી વિષયના અધ્યાપનનું કાર્ય કરે છે. નાટકો જોવા-ભજવવાનો એમને શોખ છે.

(૭/૧૭૮, હાઉસિંગ બોર્ડ, આનંદનગર, ભાવનગર–૩૬૪ ૦૦૫)

---

અનુસંધાન] **સાભાર સ્વીકાર** [પૃષ્ઠ ૧૬૦ થી ચાલુ

**દીપ બુઝાયો:** પ્રેમશંકર ભટ્ટ, પાકું પૂઠું, પૃ. ૫૬, રૂ. ૫. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી માર્ગ, અમદાવાદ–૧

**આભ વસ્યું આંખોમાં:** રાણી અંધારિયા, કાચું પૂઠું, પૃ, ૪૨, રૂ. ૩ સુમન પ્રકાશન, ૮૬, ડામરગલી, મુંબઇ–૪૦૦૦૦૯

**હું રાહ જોઉં છું:** બારીન મહેતા, કાચું પૂઠું, પૃ. ૮૮, રૂ. ૭, રૂપાલી પબ્લિકેશન, પીર મહમદશાહ બિલ્ડિંગ, રિલીફ રોડ, ઘીકાંટા ક્રોસિંગ અમદાવાદ–૩૮૦૦૦૧

**વિસ્તરતું રહેશે આકાશ:** રીતા ભટ્ટ, કાચું પૂઠું, પૃ. ૫૬, રૂ. ૮, પ્રકા. રૂપાલી પબ્લિકેશન.

# કવિતાવૃત્ત

● સ્વ. શિવ પંડ્યાનાં કાવ્યોના નિધનોત્તર સંગ્રહ 'કાવ્યો'નો પ્રકાશન-સમારંભ શ્રી ઉમાશંકર જોશીના પ્રમુખપદે જુલાઈની ૧૩મી તારીખે અમદાવાદમાં હઠીસિંઘ વિઝ્યુઅલ આર્ટ સેન્ટરમાં યોજાયો હતો, જેમાં સર્વશ્રી નિરંજન ભગત અને સુભાષ શાહે શિવ પંડ્યાની કેટલીક રચનાઓનું પઠન કર્યું હતું તથા શ્રી હરિકૃષ્ણ પાઠકે શિવભાઈની એક રચનાનું ગાન કર્યું હતું.

● ગુજરાતી સાહિત્ય પરિષદના અમૃત મહોત્સવ નિમિત્તે તાજેતરમાં નીચેના કાર્યક્રમો યોજાઈ ગયા :

* સર્વશ્રી સુંદરમ્ અને હસમુખ પાઠકનાં કાવ્યોના પઠનનો અને ગાનનો કાર્યક્રમ હ. કા. આર્ટ્સ કૉલેજના સભાખંડમાં પાંચમી જુલાઈના રોજ રાત્રે શ્રી ઉમાશંકર જોશીની અધ્યક્ષતામાં યોજાયો હતો. ડૉ. રમણલાલ જોશીએ શ્રી સુંદરમ્‌નો અને ડૉ. સુમન શાહે શ્રી હસમુખ પાઠકનો પરિચય આપ્યો હતો. શ્રી અતુલ દેસાઈ અને શ્રી રાસબિહારી દેસાઈએ સુંદરમ્‌ની કેટલીક રચનાઓ ગાઈને રજૂ કરી હતી. સૌ. કુમુદિની લાખિયાએ સુંદરમ્‌ની બે ગીતરચનાઓ પર આધારિત નૃત્યો આપ્યાં હતાં.

* ચી. ન. વિદ્યાવિહારમાં સર્વશ્રી ઉમાશંકર જોશી અને 'સ્નેહરશ્મિ'નાં કાવ્યપઠન અને ગાનનો કાર્યક્રમ ૧૧મી જુલાઈના રોજ રાત્રે પ્રો. મનસુખલાલ ઝવેરીની અધ્યક્ષતામાં યોજાયો હતો. શ્રી વ્રજલાલ દવેએ શ્રી 'સ્નેહરશ્મિ'નો તથા ડૉ. ભોળાભાઈ પટેલે શ્રી ઉમાશંકર જોશીનો પરિચય આપ્યો હતો. શાળાના વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ બન્ને કવિઓની કેટલીક ગીતરચનાઓ રજૂ કરી હતી તથા વિદ્યાર્થિનીઓએ બન્ને કવિઓની ગીતરચનાને આધારે નૃત્યો રજૂ કર્યાં હતાં.

* વલસાડ પાસે 'અતુલ'માં તા. ૨૧ અને ૨૨મી જુલાઈએ ૩૫-૪૦ કવિ-વિવેચકોનું એક નાનકડું કાવ્યસત્ર શ્રી નિરંજન ભગતના પ્રમુખપદે યોજાઈ ગયું. કાવ્યપઠન ઉપરાંત 'કવિતાની ભાષા' પર એક બેઠક યોજાઈ હતી, જેનું આયોજન શ્રી ચંદ્રકાન્ત ટોપીવાળાએ કર્યું હતું. આ બેઠકમાં ડૉ. પ્રમોદકુમાર પટેલ અને શ્રી નીતિન મહેતાએ પોતાનાં નિબંધોનું વાચન કર્યું હતું. બીજી એક બેઠકમાં સર્વશ્રી રમેશ પારેખ, મનોજ ખંડેરિયા, અનિલ જોશી, રાજેન્દ્ર શુક્લ અને ભગવતીકુમાર શર્માની કવનપ્રવૃત્તિ પર અનુક્રમે ડૉ. ભોળાભાઈ પટેલ, શ્રી ભગવતીકુમાર શર્મા, ડૉ. સુમન શાહ, પ્રો. ચમ્પૂ વ્યાસ અને પ્રો. મનહર મોદીએ પોતાનાં વક્તવ્યો રજૂ કર્યાં હતાં. આ બેઠકનું આયોજન ડૉ. ચિનુ મોદીએ કર્યું હતું.

## સાભાર સ્વીકાર

**ઉપદ્રવ :** ભાગ બીજો—નાથાલાલ દવે. કાચું પૂઠું, પૃ. ૮૬, રૂ. ૬, વિક્રેતા—ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી માર્ગ, અમદાવાદ-૧

(અનુ. પૃ. ૧૫૯)

# "અરે, ફેવિકોલ હોય પછી ઢીંગલી બનાવવામાં કેટલી વાર!"

ધંધાદારી કારીગરોની પ્રથમ પસંદગી પામેલું આ ફેવિકોલ આપ પણ આવાં અનેક કામ માટે સદા હાથવગું જ રાખો. ગમે ત્યારે ફેવિકોલની જરૂર પડવાની જ!

ઑલ ઈન્ડિયા હૅન્ડીક્રાફ્ટ ટીચર્સ ટ્રેનિંગ કૉલેજ તેમજ હસ્તકલાની અન્ય સંસ્થાઓમાં ફેવિકોલ વધુને વધુ પ્રમાણમાં વપરાય છે.

ફેવિકોલ વડે આપ ફાવે તે ચોંટાડો:

• કાગળ • થર્મોકોલ • લાકડું • કાપડ • માટીની ચીજ-વસ્તુઓ • આભલાં ને એવી ઘણીખરી વસ્તુઓને ફેવિકોલ સિન્થેટિક રેઝિન એડ્હેસિવ જલદી અને મજબૂત રીતે ચોંટાડી દે છે.

કામ પણ દરેક વખતે જુઓ તો સ્વચ્છ, સુઘડ, સુંદર ને સફાઈદાર!




Courtesy: HTTC, Bombay

ચોંટાડવા માટે સર્વોત્તમ

**ફેવિકોલ®**

કારીગરોનું માનીતું અજોડ એડ્હેસિવ.

® પિડિલાઇટ ઇન્ડસ્ટ્રીઝ પ્રાઇવેટ લિમિટેડ, પો. બૉ. નં. ૧૧૦૮૪, મુંબઈ ૪૦૦ ૦૨૦નો રજિસ્ટર્ડ ટ્રેડ માર્ક

PIDILITE




# સિદ્ધિઓ અનેક

લોકશાહીની બુનિયાદ ઉપર ઊભેલી ગુજરાતની જનતા સરકારે બે વર્ષના ટૂંકા ગાળામાં પણ જનતાના વિશ્વાસ અને સહયોગ સાથે ઉત્કર્ષનાં નૂતન અને સર્વગ્રાહી પરિમાણો નિર્માણ કર્યાં છે. ચેતનાના ધબકારાથી સભર નવી ગતિશીલતાનાં દર્શન કરાવ્યાં છે. લોકોમાં શ્રદ્ધાનાં કીરણો જન્માવ્યાં છે અને જનતાને અપાયેલાં વચનોને પરિપૂર્ણ કરવા યોગ્ય રાહ કંડાર્યો છે.

**જનતા અને જનતા સરકારે સહયોગથી વિકાસકૂચ આરંભી છે તેની આ કેટલીક મહત્ત્વની સિદ્ધિઓ :**

* રાજ્યના આર્થિક વિકાસનો દર જે ૧૯૭૬-૭૭માં આગલા વર્ષ કરતાં એક ટકો ઘટયો હતો તે વધીને ૧૯૭૭-૭૮માં ૪.૨ ટકા થયો અને ૧૯૭૮-૭૯ના વર્ષ દરમિયાન પાંચ ટકાથી વધુ રહ્યાના નિર્દેશો છે. ૧૯૭૯-૮૦માં આ દરમાં હજુ પણ વૃદ્ધિની અપેક્ષા છે
* કૃષિ વિકાસ, સિંચાઈ, પાતાળકૂવા, ગ્રામોન્નતિ, પછાત અને સહાયપાત્ર વર્ગોનું કલ્યાણ ગ્રામ ગૃહનિર્માણ, ગ્રામ વિસ્તારોમાં પાણી અને વીજળીની સુવિધાઓ, ગ્રામ માર્ગોનો વિકાસ, રોજગાર-નિર્માણ, વગેરે જેવાં અનેક ક્ષેત્રોમાં અગાઉ જે કામગીરી થતાં વર્ષો લાગતાં તેટલી કામગીરી એક યા બે વર્ષોમાં પૂર્ણ કરી શકાઈ.
* ૧૭૧૨ ગામોને પીવાના પાણીની સુવિધા ઉપલબ્ધ બનાવાઇ. ચાલુ વર્ષે ૧૧૦૦ વધુ ગામોને આ સુવિધા પ્રાપ્ત બનશે. ૨૩૬૦ જેટલાં ગામોનું વીજળીકરણ કરાયું. ચાલુ વર્ષે ૧૪૦૦ ગામોને આવરી લેવાશે.
* ૬૬૪ ગામોને માર્ગોની સુવિધાઓ મળી.
* 'ખેતીની વૃદ્ધિ અને ખેડૂતની સમૃદ્ધિ'-ના વિશિષ્ટ હાર્દવાળી નવી કૃષિ નીતિનો અમલ કર્યો અને બેનોર પદ્ધતિથી ખેતી વૈજ્ઞાનિક ઢબે વિકસાવી.
* ખેતીવાડી ક્ષેત્રનું ચાલુ ભાવે રૂા ૧૯૦૦ કરોડ જેટલું અંદાજી ઉત્પાદન હાંસલ કરીને એક નવો વિક્રમ સિદ્ધ કરાયો.
* ૪૦.૫૦ લાખ જેટલી કપાસની ગાંસડીનું ઉત્પાદન.
* જંગલ વિસ્તારના આદિવાસીઓને રૂ. રૂ. ૩૨ લાખ જેટલી વધારાની રોજગારી ચૂકવાઈ.
* દૂધાળાં ઢોર ખરીદવા હરિજનોને જ રૂ ૨૪ લાખની લોન અપાઈ.
* નર્મદા યોજના માટે ચાલુ વર્ષના અંદાજપત્રમાં રૂા. ૨૯ કરોડની જોગવાઈ કરાઈ. આ પ્રાયોજનાનું કામ સામાન્ય રીતે ૨૫ વર્ષમાં પૂરું થાય તે પંદર વર્ષમાં પૂર્ણ કરવા આયોજન કરાયું.
* ૧૯૭૮-૭૯ના વર્ષે ૨.૩૩ લાખ માનવ વર્ષ રોજગારીનું નિર્માણ અને ૧૯૭૯-૮૦માં ૩ લાખ માનવવર્ષની રોજગારી ઊભી કરવા આયોજન કરાયું.
* નવેમ્બર, ૧૯૭૭થી નવી ઔદ્યોગિક નીતિનો અમલ કરાયો. જિલ્લે જિલ્લે ઔદ્યોગિક વિકાસ કેન્દ્રો સ્થપાયાં.
* ૧૯૭૯-૮૦ની રૂા. ૩૯૨ કરોડની વાર્ષિક યોજનાના ૭૦ ટકાથી વધુ રકમ ગ્રામવિકાસ અને ખેતી વિકાસ માટે ફાળવવાનું ક્રાંતિકારી કદમ
* શ્રેણીબદ્ધ નવલાં સોપાનો સર કરાયાં. ૧૦૦ ગામોમાં અભિનવ ગ્રામ નિર્માણ યોજના ○ રૂરલ ટેકનોલોજી ઇન્સ્ટીટ્યૂટ અને માર્કેટિંગ ઇન્સ્ટીટ્યૂટની સ્થાપના ○ પાકવીમા યોજના ○ ૪૦૨૫ જેટલા નિરાધાર વૃદ્ધોને પેન્શન ○ સમધારણ ફંડની રચના ○ ખેડૂતો માટે કલ્યાણ બોર્ડની રચના ○ ૧૮ વર્ષે મતાધિકાર ○ ૧૫૦૦ ક્રીડાંગણો ઊભાં કરવાની યોજના ○ લઘુમતીઓ માટે વૈધાનિક મંડળની રચના ○ રોજગાર વૃદ્ધિ બોર્ડ અને નિધિની રચના ○ પછાત વિસ્તારોનાં ઔદ્યોગિક વિકાસ માટે પ્રોત્સાહનો ○ અનાજના ટેકારૂપ ભાવો બાંધી ખેડૂતોનાં હિતોનું રક્ષણ ○ બક્ષી પંચની ભલામણોનો સ્વીકાર ○ આદિવાસી વિસ્તારોમાં ૩૫ અનાજ બેંકોની સ્થાપના ○ આદિવાસી યોજના હેઠળ સહકારી મંડળીઓના ૩,૧૭,૦૦૦ જેટલા સભ્યો થયા. ૨૦ હજાર આદિવાસી કુટુંબોને પશુપાલન પ્રવૃત્તિ દ્વારા આર્થિક રીતે પગભર કરવાનો કાર્યક્રમ.

# વચનો બને છે નક્કર હકીકતો



હસિત બૂચ



સ્વ. શાંતિભાઈ મહેતા



વિનોદ જોશી મફત ઓઝા મધુકાન્ત કલ્પિત

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર
શરદ • વિ. સં. ૨૦૩૫ • સપ્ટેમ્બર-ઑક્ટોબર • ૧૯૭૯
અળંગ અંક ૧૩૧ • દ્વિજ અંક ૫૯
સંસ્થાપક • રાજેન્દ્ર શાહ

તંત્રી • ધીરુ પરીખ





ગ્રીક કવિ ઓડિસ્યુસ એલીટિસ
જેમને ઈ. ૧૯૭૯નું
નોબેલ પારિતોષિક
એનાયત થયું છે.



કવિશ્રી ઉમાશંકર જોશી
જેઓ વિશ્વભારતી (શાંતિનિકેતન)ના
કુલાધિપતિ વરાયા છે અને જેમને
'સોવિયેત લૅન્ડ નેહરુ પારિતોષિક'
એનાયત થયું છે.





શ્રી યોગેશ (ભાનુપ્રસાદ) જોષીનો જન્મ ૧૯૫૫ના જુલાઈની ત્રીજી તારીખે થયો છે. તેઓ વીસનગરના વતની છે. બી. એસસી.ની ઉપાધિ પ્રાપ્ત કર્યા પછી હાલ સુરેન્દ્રનગરમાં ટેલિફોન ખાતામાં જુનિયર એન્જિનીઅર છે. અને એમ. એસસી.ની પરીક્ષા માટે અત્યારે તૈયારી કરી રહ્યા છે. (૨૯, આરાધના સોસાયટી, કૅમ્પ સ્ટેશન પાસે, દાલમિલ રોડ, સુરેન્દ્રનગર-૩૬૩૦૦૧) • જમણી બાજુ • શ્રી મનસુખ (નરસિંહદાસ) વાઘેલાનો જન્મ અમદાવાદમાં ૧૯૫૦ના માર્ચની ત્રીજી તારીખે થયો છે. અંગ્રેજી વિષય સાથે બી એ. થઈ હાલ ભારતીય સંસ્કૃતિના વિષય સાથે બી. એ. કરી રહ્યા છે. વ્યવસાયે 'ઇસરો'માં ટી. વી. સ્ટુડિયોમાં ફ્લોર મૅનેજર છે અને પત્રકારત્વમાં પણ સક્રિય છે. (ગંજીફરાક મિલની ચાલ, રખિયાલ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૨૧)

## લવાજમમાં ફેરફાર

* જાન્યુઆરી ૧૯૮૦થી કવિલોકનું
  લવાજમ રૂપિયા પંદર રહેશે.
  છાપકામ અને સામગ્રીના
  વધતા ગયેલા ભાવને કારણે
  લવાજમમાં કરવામાં આવેલા
  આ વધારાને ગ્રાહકો સહ્ય ગણશે
  અને પોતાનો સહકાર જારી રાખશે
  એવી આશા છે.

* જાન્યુઆરી ૧૯૮૦થી
  આજીવન લવાજમ
  રૂપિયા એકસો એકાવન રહેશે
  ત્યાર પહેલાં ગ્રાહક થનારનું
  આજીવન લવાજમ રૂપિયા સો જ છે.

* શિક્ષણસંસ્થા અને ગ્રંથાલયો પણ
  આજીવન ગ્રાહક થઈ શકે છે.

## શિશુકાવ્ય વિશેષાંક

* આ વર્ષનો નવેમ્બર-ડિસેમ્બરનો
  'કવિલોક'નો અંક શિશુકાવ્ય
  વિશેષાંક તરીકે જાન્યુઆરીમાં
  પ્રકટ થશે.

* વાર્ષિક ગ્રાહક થનારને તે અંક
  નિયત લવાજમમાં જ મળશે.

* આ વિશેષાંકની છૂટક કિંમત
  રૂપિયા પાંચ રહેશે.

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • શરદ • ૨૦૩૬ • સળંગ અંક ૧૩૧ • દ્વિજ અંક ૫૯

સપ્ટેમ્બર–ઑક્ટોબર ૧૯૭૯

તંત્રી • ધીરુ પરીખ

કાવ્યો



શિશુકાવ્યો



અનુવાદ



લેખો



આવરણ છબી : અશ્વિન મહેતા



❡ લવાજમ મોકલવાનાં સ્થળ : (૧) C/o કુમાર કાર્યાલય લિમિ. રાયપુર અમદાવાદ-૧. (૨) વિજય સ્ટોર્સ ૬૨, કલ્યાણભવન, રિલીફ રોડ, અમદાવાદ-૧, યા સ્ટેશનરોડ, આણંદ. (૩) ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસસ્ટ્રીટ મુંબાઈ ૨ ❡ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ ઑક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે. ❡ દેશમાં વાર્ષિક રૂ. ૧૨, પરદેશમાં રૂ. ૨૫ યા પા. ૨, અમેરિકામાં રૂ: ૪૦ યા ડૉ. ૫; છૂટક નકલ રૂ. ૨-૫૦

તંત્રી સાથેના પત્રવ્યવહારનું સરનામું 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી - ૧૪૫૪ રાયપુર • અમદાવાદ-૧

શરદ • વિ. સં. ૨૦૩૫ કવિલોક સપ્ટેમ્બર-ઑક્ટોબર ૧૯૭૯

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि।

## પ્રેરણા અને સંયમ

પ્રેરણાની ક્ષણ, આરંભનો ધક્કો સર્જનમાં અનિવાર્ય, એના વિના કાવ્ય રચાય તો તે ઉત્તમ સર્જન નહિ, અધમ રચના થાય એમ માનવામાં હરકત નથી. કલાસર્જન, પ્રેરણા એટલે કે ચિત્તની સકલ શક્તિઓની એકાગ્રતાની સક્રિયતા માગે છે જરૂર, પણ એક વારની આવી ક્રિયાથી જે સર્જાય છે તે સાંગોપાંગ અને પૂર્ણતાવાળું ને સર્જકતાથી રસાયેલું હોય જ એમ કહી ન શકાય. આરંભના, પહેલી વારના ધક્કામાં જે થયું, પછી એમાં ફેરફાર કરવા જેવું હોય નહિ એમ કહેનાર પ્રેરણામુગ્ધ કવિ સાથે સંમત થવાનું અઘરું છે. અપવાદરૂપે એક જ લખાણે ઉત્તમ કૃતિ નીપજી આવે ખરી, પણ નિયમરૂપે તો નહિ; બીજીવાર એને લખવી જ પડે છે. પહેલી વાર પ્રેરણાના આવેગને તો બીજી વાર કલાના સયંમવિવેકને પ્રાધાન્ય મળે. આ પહેલા અને બીજા સર્જનકાર્ય વચ્ચેનો સમયગાળો ક્યારેક એટલો ઓછો હોય કે બન્ને ક્રિયાઓ લગભગ યુગપત્ થતી લાગે...

સર્જનની આરંભની ક્ષણોમાં અનુભૂતિ કે સંવેદનનો ઉલ્લાસ તીવ્રપણે પ્રવર્તતો હોય-એટલે સુધી કે ઉલ્લાસનો એ આવેગ જ પંક્તિની રચનાનુ પ્રેરક બળ અને રચના-તંત્રનું નિયામક બળ બની રહેતો હોય એવું લાગે; પણ પછી કૃતિ જેમ જેમ વિકસતી જાય, દલદલમાં ઊઘડતી જાય, તેમ તેમ તેના વિકસનનાં કવિચિત્તનો વિવેચક અંશ વધુ ને વધુ પ્રવર્તતો થાય ને સમસ્ત કૃતિને ઘાટ આપવામાં રચના પરત્વેનો આ સભાન અભિગમ કોઈ વાર એટલો પ્રભાવક બની રહે કે કવિએ આરંભમાં સંવેદનના આનંદને વશ થઈને જે રચ્યું હોય તે પણ અલ્પસંગત કે અસંગત લાગતાં ફેરવવું પડે કે રદ કરવું પડે.

જયન્ત પાઠક

[રણજિતરામ સુવર્ણચંદ્રકનો સ્વીકાર કરતી વખતે અપાએલા વક્તવ્યમાંથી]

# મુગ્ધા અને મુગ્ધ પ્રેમનો કવિ

હીરા રા. પાઠક

અર્વાચીન ગુજરાતી કવિતામાં મુગ્ધા અને મુગ્ધ પ્રેમનું નિરૂપણ છે ખરું, પણ ઓછું; તેનું સ્મરણીય રસાકર્ષક ચિત્રણ કવિ કાન્તે જરીક કરેલું; તેની પૂર્વે બાળાશંકરમાં છે તેમની 'કલાન્ત કવિ' કૃતિમાં પ્રેમની મુગ્ધતા છે; પણ નાયિકા બધે જ સ્થળે મુગ્ધા નથી; મુગ્ધા છે ખરી, પણ મોટે ભાગે યૌવના છે. પણ કાન્તે તો દેવયાનીના ભાવસંક્રમણ દ્વારા નિતાન્ત એવું મુગ્ધાનું મધુર રેખાસૂચન કરેલું છે; વળી, તેમણે 'ચક્રવાકમિથુન'માં પંખીમિષે મુગ્ધ પ્રેમનું મનોહારી નિરૂપણ કરેલું છે. પણ તે ઈષત્ છે; જ્યારે કવિ કલાપી? એવા નિરૂપણને યથાયોગ્ય કવિ કહેવાય; તે કાન્તની પાછળ આવે છે. પોતે છે નવયુવાન અને પ્રેમી; એટલે સહજપણે તેમની કૃતિઓમાં, ઉપર્યુક્ત બન્ને નિરૂપણો ઠીક પ્રમાણમાં છે: સ્વલક્ષી પરલક્ષી ઉભય પ્રકારમાં યે છે.

કલાપીની કલમે કેટલાંક ઈંદ્રિયરાગી, સંમોહક, સરાગ એવાં મુગ્ધાનાં મદિલ રુચિર ચિત્રણો થયેલાં છે. અંગત-બિનંગત કૃતિઓમાં છે. તે બધાં પરથી જણાય છે કે કલાપી મુગ્ધાના તનુલાવણ્યના તેમ જ તેના પ્રેમની મુગ્ધા લજ્જાના શોખીન કવિ છે; વિશેષે તેવાં જ કોઈ ભાવસૌંદર્યનાં મનભર ચિત્રણો તે કરી જાણે છે. ખાસ તો તેવા નારીદેહના લાવણ્યનું અજસ્ર કુમાશીભર્યું નિરૂપણ તે કરે છે: તેના પ્રેમનાં ઇંગિતોનું પણ: 'જ્યાં તું ત્યાં હું' કાવ્યમાં પ્રેયસીના જઘનસ્તનનું નિરૂપણ તેવું છે; તો 'હમીરજી ગોહેલ'માંના બે પ્રસંગોનાં મુગ્ધા સૌન્દર્ય વર્ણનો હૃદયંગમ છે; 'તારામૈત્રક' અને મુગ્ધા નાયિકાના ગળામણ પીરસતા કરવાળા પ્રસંગનાં દૃશ્યો ભાવસમૃદ્ધ છે. કવિએ એ નાયિકાનું આમ વર્ણન કર્યું છે:

> હજુ એ કન્યા છે નવીન મૃદુ હા પુષ્પ ખીલતું,
> કહીં પાંખો ખીલી, કહીં હજી બિડાઈ, કહીં ખીલે;
> સુગન્ધીની વેળા મધુતર હશે કોઈ જ નહીં,
> સુરંગોની લક્ષ્મી વધુ વળી હશે સુંદર કહીં:"

'કલાપીનો કેકારવ' (છઠ્ઠી આવૃત્તિ) – પૃ. ૩૦.

એ મધુર અવસ્થાને આમ વાસ્તવિકતાથી અને સુંદરતાથી અહીં રસરૂપ કરીને પ્રીછવામાં અનેરી સહજતા જે આવિષ્કૃત છે તેમાં જ કવિપ્રતિભાનો ચમકારો છે. દેખીતું, આ સૌંદર્યમધુર વર્ણન મુગ્ધાનું છે. અહીં એ સ્વરૂપની તાત્ત્વિક સૂઝ છે, સાથેસાથે રૂપકાત્મક ભાષ્ય પણ છે.

વળી કલાપીના અંગત કાવ્ય 'હૃદયત્રિપુટી'માંથી પણ પ્રારંભિક પ્રેમપ્રસંગના શોભનાનાં વર્ણનો પણ તેવાં જ પ્રકારનાં લાગે. આ ઉપરાંત અન્ય કાવ્યોમાંનાં તેવાં નિરૂપણો, કવિચેતનાના વિશેષને પ્રગટ કરનારાં જણાશે.

કલાપી પછી આવે છે ન્હાનાલાલ; જે પણ મુગ્ધા ને મુગ્ધ પ્રેમના કવિ છે; અને છતાં આ બધાથી જુદેરી જાતના છે. એક જ, સર્વસામાન્ય લક્ષણથી ઓળખવા હોય તો એમ કહેવાય કે તેમનું નિરૂપણ વિશેષે ભાવસ્તરનું છે; દેહસ્તરનું લગભગ નથી–વિરલ

કે; તે સૂચિત ઈંગિતો અનુભાવોનું ને રૂપકોથી લક્ષિત છે.* કવિનું આસમાની (etherial) વલણ સ્થૂલ, માંસલ પ્રેમનિરૂપણમાં રાચી ન શકે, તે સમન્વય તેવું છે.

એક વ્યાપક નજરે ન્હાનાલાલનાં ગીતોકાવ્યોને જોઈએ, તો શું જણાય છે? તેમાં નિરૂપિત પ્રેમનું સ્વરૂપ જ મોટેભાગે સ્વયં મુગ્ધતાની કક્ષાનું છે; પછી તે મુગ્ધા નાયિકાને અનુલક્ષતું હોય કે તેથી નિરપેક્ષ પ્રકારનું—કશા વિશેષ વય ઉલ્લેખ વિનાનું હોય; તેનું કારણ, તે વ્યવહારજીવનની વાસ્તવિકતાથી અસ્પલિપ્ત—કાવ્યાત્મક કક્ષાનું છે. અને તેમાં ભાવની તાજપ અને તીવ્રતા તરી આવતી હોય છે. પ્રેમનું એ સ્વરૂપ, પરોઢિયે કુમાશભરી પાંદડી ઉપર ઝીલાયેલા તુષારથી સિક્ત ને તાજગીભર એવા કોઈ કુસુમની કમનીય કાંતિવાળું તે મુગ્ધકર છે.

આ ખ્યાલથી મેં અન્ય સ્થળે ('જ્ઞાનગંગોત્રી': ગ્રંથ ૧૧ – ગુજરાત દર્શન: સાહિત્ય – ગ્રંથ ૨. પૃ. ૫૬), ન્હાનાલાલ વિશે એમ કહ્યું છે કે કવિનિરૂપિત સ્ત્રીપુરુષ પ્રણયનું સ્વરૂપ વયનિરપેક્ષ મુગ્ધતાનું છે; ને મુગ્ધ પ્રેમનાં કવિનાં ગીતો, તે ગુર્જરીને ધરેલું મહામૂલું નજરાણું છે. એ દૃષ્ટિએ જોતાં, નાયિકા મુગ્ધા અવસ્થાની હોય કે ન હોય; અને હોય તો તે ચુસ્તપણે અને સર્વાંગ આપણી સંસ્કૃતિ પરંપરાના અનુભાવ મુજબની જ હોય, તેવું યે નહિ. અને છતાં એવું બનેલું છે કે તેને પ્રાદેશિક—અદ્દલ ગુજરાતનો પરિવેશ સાંપડ્યો હોય. એટલું સુનિશ્ચિત કે એ પ્રેમ મુગ્ધ-મનોહારી છે.

હા, એવી દલીલ કરી શકાય ખરી કે પ્રણયનું આ મુગ્ધમનોહારી રૂપ, જીવનની મુગ્ધ કે તરુણ અવસ્થામાં જ સંભવિત હોય; એ સ્વીકાર્યા પછી પણ એટલું કહી શકાય કે પ્રેમનો પ્રાદુર્ભાવ – પ્રાકટ્ય જ સ્વયં, માનવમનની મુગ્ધતાનો સ્પંદ છે! એ મુગ્ધતા છે, તેની ચેતનાનું તારુણ્ય. ન્હાનાલાલની કાવ્યસૃષ્ટિમાં ઢળેલો આ અકળ પ્રેમરાશિ, તે તેમની કવિમુગ્ધતાનો સદોદિત સ્ફુલિંગ છે.

તો હવે આપણે કવિનિરૂપિત મુગ્ધતાનું સ્વરૂપ જોઈએ; સાથે સાથે તેમના વય-નિરપેક્ષ કોઈ પણ નારીના પ્રેમસ્વરૂપની મુગ્ધતાને આસ્વાદીએ. નારીનો જ, કારણ કવિએ બહુધા નારીભાવે જ આ પ્રેમને ભજ્યો છે.

કવિ ભારતીય દામ્પત્ય જીવનના સંસ્કારની પરંપરામાંથી પ્રણયનું અકરૂપ સત્ત્વ ઉપાડી લે છે; તેના ઢાંચામાં પશ્ચિમી કવિતાના મોકળાશવાળી પ્રેમની

---

* જુઓ 'કેટલાંક કાવ્યો'–ભા. ૨માંનો કાવ્ય 'અદ્‌ભુત સુંદરતા'માંથી –

૧. "ફૂલ ગુલાબી તારી ઓઢણી,
હેમાં રૂપલા છાયા મોર:
હૃદયપટ કુંજ પર નર્તન્તા"

ન્હાનાલાલનાં મુગ્ધાનાં ગીતોમાં આ આખું ગીત આમ તો જુદું પડી જાય છે. આમ તે કુમારિકા નાયિકા છે, છતાં તે મુગ્ધા નહિ પણ પ્રાગલ્ભ્યનાં એંધાણ આપે છે. જુઓ "વારી લે, જરા વારી લે..."

૨ જુઓ 'ન્હાના ન્હાના રાસ'–ભા. ૧. 'કન્યકાડામણી'-માંથી:–

"જાસુદની વેલડી રે કે ઢળતી હાસે, સાહેલડી!
હૈયાનાં ફૂલડાં રે કે ફૂલતાં વિલાસે, સાહેલડી!"

આ ગીતમાં નાયિકાનું સમગ્ર નિરૂપણ યૌવના સ્વરૂપનું છે; જો કે આરંભે મુગ્ધાનો ઉલ્લેખ આમ છે:
"હજી તો વસન્તની રે કે લ્હેર પ્હેલી આવે, સાહેલડી."
બન્ને દૃષ્ટાંતો રૂપકથી ભાવ વ્યંજિત કરે છે.

વિવિધ નજાકતોની સૂઝ, આપણી ભોંયની અનુકૂળતા સહિત ખપમાં લે છે. પ્રેમનો એ ઉન્મેષ પ્રયોજાતાં, કવિના પ્રેમનું એક સ્વયંસર્જિત મુગ્ધ રૂપ ખીલે છે; જેને સંસ્કૃત રસાત્મક સાહિત્યનો પાસ પણ બેઠેલો છે. દૃષ્ટાંત તરીકે કવિનું એક અવતરણ:

"નમણાં નેત્રનું લાજવું, કમલકંઠનું સહજ નમવું તનુપલ્લવનું ઢળવું, નીતરવું એ મુગ્ધ સ્નેહનાં વંદન છે."

'વસન્તોત્સવ' (ઇ. સ. ૧૯૦૫ની આવૃત્તિ–પૃ. ર૯.) આ અવતરણમાંનો 'વંદન' શબ્દ જોયો? કવિની પ્રેમભાવના વિશેની પૂજ્યાદર બુદ્ધિને પ્રત્યક્ષ કરાવે છે. 'દંપતીનો દિવ્ય પ્રેમ' અને 'પરમ પ્રેમ પરબ્રહ્મ'નો એ વાચક શબ્દ છે: અહીં, એકીસાથે બન્નેનાં– મુગ્ધા અને મુગ્ધ પ્રેમનાં નિરૂપણો જણાશે. કવિનું 'ઉષા' અને 'વસંતોત્સવ' બન્ને અપદ્યાગદ્ય કૃતિઓમાં, તે બન્નેનું આલેખન છે: એણે જ ગુજરાતનાં ભાવકોનું રસાકર્ષણ કરેલું છે. પણ અત્રે નિરૂપણમાં આપણે ગેય અને છંદોબદ્ધ કૃતિઓનું જ અવલોકન કરવા ધાર્યું છે. એટલે કવિની તે કૃતિઓનાં બન્ને રૂપો કળવા માટે પ્રથમ તો આપણી સંસ્કૃતિ પરંપરા-માંથી પ્રાપ્ત મુગ્ધા નાયિકાનું સ્વરૂપવર્ણન જોઈએ:

પ્રથમાવતીર્ણ યૌવનમદન વિકારા રતૌ વામા।
કથિતા મૃદુશ્ચ માને સમધિકલજ્જાવતી મુગ્ધા॥
સાહિત્યદર્પણ–તૃતીય પરિચ્છેદ.

**અર્થ:**

નવીન યૌવનવાળી, નવા મદન વિકારવાળી (એથી) રતિક્રીડામાં વામા, (છતાં) માની જવામાં જે મૃદુ, અત્યધિક લજ્જાભરી, તે મુગ્ધા નાયિકા કહેવાય છે.

અહીં મુગ્ધા નાયિકાનાં લક્ષણો તારવીએ તો આ મુજબનાં છે: ૧. અભિનવ યૌવન–તારુણ્ય. ર. તેવો જ ચિત્તમાંનો પ્રેમોદ્‌ભવ. ૩. લજ્જાભરી માટે સંકોચ-શીલ. તેથી, ૪. રતિક્રીડામાં આભાસીપણે પ્રતિકૂલ; છતાં, ૫. માની જવામાં મૃદુ.

આ ભાવસ્વરૂપ ન્હાનાલાલમાં જુદા જુદા અનુભાવે પ્રગટતું જણાય છે. એ ભિન્નત્વ, તે ગુજરાતી સમાજ-જીવનનાં ઇંગિતોનો સંદર્ભ છે. તેની વચ્ચે વસેલી નારીમાં પાંગરતાં આ પ્રણયઇંગિતો છે. તેમાં પશ્ચિમી સ્નેહલગ્નના સ્નેહની અને લગ્નપૂર્વેનાં શક્ય સંવનનની મુદ્રા અંકિત છે.

પ્રથમ તો કવિનું વસંતકલ્પન જ અભિનવ પ્રેમની એટલે કે મુગ્ધ પ્રેમની વધાઈ દેનારું છે. "બેઠી નવ-સૃજનની ઋતુ જો! રસાળી,..." (ન્હાના ન્હાના રાસ ભા.૩). એવી આ વસંત જેમ નિસર્ગની તેમ નર-નારીના પ્રેમની અભિનવતાની અને તેના ઉદ્દીપનની ઋતુ છે. આ વસંતઝીલણનો સંદેશો આપે છે 'વૈતાલિણી' કોકિલા. માટે વસંતગીત (ન્હાનાલાલ મધુકોષ–પૃ. ૩૧)માં કોયલને ટહુકાની વેણુ વડે 'વસંતમંત્ર' ગુંજવાની નાયિકા દુહાઈ દેતી જણાય છે. કારણ એ વેણુના "વીંધે વીંધે તે વહે વ્હાલમકેરાં વેણુ જો."

જેમ કોયલનો વસંતઝીલણનો તેમ કોઈ વૈશાખી નમતી સંધ્યાના ઉજાશમાંનો સારસબેલડીનો રસચેતના પ્રેરક ટહુકો છે. (મધુકોષ–પૃ. ૩૫) કવિની મુગ્ધ નાયિકા વસંતના કલ્પન મિષે – કદાચ, પોતાનાથી ? અજાણપણે! – શૃંગારના ભાવને નીચેના ગીતમાં નિવેદિત કરે છે:

"રાજ! કોઈ વસંત લ્યો, વસંત લ્યો!
હાં રે મારી ક્યારીમાં મ્હેકમ્હેક મ્હેકી–હો રાજ!૦'

અહીં પોતાના વપુલાવણ્યના નવપ્રફુલ્લનનો મહિમા ઉલ્લેખિત છે; તે મિષે પ્રેમનું નિમંત્રણ છે. કવિ વસંતના પ્રભાવે કરીને સંસારને શતપાંખડીએ મીઠ

ઉઘાડીને જાગને વર્ણવે છે. એની સર્વવ્યાપી હૃદયપ્રભાવિત પ્રેરણાનું કવિકૌતુક તો જુઓ!

"જગમાં વસન્ત રમણે રુડી ઉઘાડી મીટ
કહેશો? એ કોને કોને ઉર અડી ઉઘાડી મીટ?"
(ન્હા. ન્હા. રા. ભા. ૧)

જેમ નાયિકા અહીં પોતાની દેહયષ્ટિ વિશે તારુણ્યવાચકને મૃદુતાવાચક 'કયારી'નો સૂચિત ઉલ્લેખ કરે છે, તેમ અન્ય ગીતોમાં એવાં અન્ય રૂપકોનો આશ્રય લે છે. 'એ રત' તથા 'ન્હોતરાં' ગીતમાં, વસંતની વધામણી નિમિત્તે અનુક્રમે,

"ફૂલડેથી લૂમીઝૂમી મ્હારી વેલ રે,
એ રત આવી ને રાજ! આવજો.
(ન્હા. ન્હા. રા. ભા. ૧)

"કે વાડીએ ચૈતર ચંપો મ્હોરિયો રે
કે મ્હોર્યો વસંતનો મુજ છોડ;
સલુણા: દિલના દેવને ન્હોતરાં રે."
(ન્હા. ન્હા. રા. ભા. ૨)

વેલ અને વાસંતી ચંપક છોડનાં રૂપક ધરે છે. તો 'શરદનાં અજવાળિયાં' (ન્હા. ન્હા. રા. ભા. ૨)માં તથા 'લજામણીનો છોડ'માં અનુક્રમે નીચે મુજબનાં અવતરણોમાં મુગ્ધાનું સ્વરૂપ વિશિષ્ટપણે લજામણીની જોડે સરખાવ્યું છે. એ રીતે કવિએ મુગ્ધાની સંકોચશીલ અને અનેક કોડની 'મરોડ'સભર ગતિ નિર્દેશી છે:

"સખિ! શરદની રાત સોહામણી રે;
મ્હારા હૈયાની વેલ લજામણી રે,
એને અડશો મા, ભીડશે ઉર રે—શરદનાં૦
"નમણો લજામણીનો છોડ,
એ છોડ બ્હેન! કોણે વાવ્યો રે?
..............

મોરલાની કલગીની ડોલે કિરણાવલિ;
એવા મુગ્ધાના મનના મરોડ—એ છોડ૦"

આ લજ્જાભાવ આર્યનારીના અંતરના ભૂષણરૂપ વિશિષ્ટ લક્ષણરૂપે અને વળી મુગ્ધાની પ્રેમલજ્જારૂપે, કવિએ અનેક પ્રસંગે નિરૂપ્યો છે. 'વિલાસની શોભા'ની કુમારિકા-સ્વરૂપ મંદાકિની 'નીચું નિહાળી...' વ. અને 'નેત્રે હતી સરલ બાલસખીની શ્રદ્ધા'ના નિરૂપણમાં, તેમજ તેના ઉદ્‌ગાર 'વારું, હું વારું વળીવળી...'માં સંગોપતી હૃદયભાવ, તેને મુગ્ધાદર્શન સિવાય બીજું શું કહીશું? કવિ માટે આ આલેખન સહજ છે.

કવિ 'દેવ મ્હેં તો દીઠા' (ન્હા. ન્હા. રા. ભા. ૩)માં નિતાન્ત એવું મુગ્ધ પ્રેમનું રૂપ પ્રગટ કરતા જણાય છે, જ્યાં નાયિકા મુગ્ધ હોવાનું પ્રસ્તુત નથી; જે અનુભવાય છે તે મુગ્ધ પ્રેમની છાલકનો ભાવ છે:

"ફૂલડાંની કયારીએ ઊભી હતી, દેવ મ્હેં તો દીઠા,
ફૂલડે ઊભરાય મ્હારી છાબ—દેવ મ્હેં૦

આ અવતરણમાં પ્રેમમુગ્ધ દશાનો ઉમંગ અનુભવાય છે, અને કવિનાં આવાં કેટલાંક ગીતો-રાસો છે જેમાં દામ્પત્યજીવનની પ્રેમમુગ્ધતા જૂજવા પ્રસંગના પરિવેશમાં મહેકી છે; જ્યાં નાયિકા મુગ્ધા જ હોવાનું પ્રસ્તુત નથી. એવી કૃતિઓ પણ આપણે જોતાં જઈશું. પણ અહીં તો પહેલાં મુગ્ધાને, તેના પ્રેમને વિશિષ્ટ રૂપે જોવા માંડી છે, તે જોઈ લઈએ. એ દષ્ટિએ કવિએ મુગ્ધાના રૂઢ, સહજ ખ્યાલને વશવર્તી જે કવિત્વ મહોરાવેલું છે, તે અત્યંત મનભર છે. કવિ મુગ્ધા નાયિકાના પ્રણયાકર્ષણને અને રાગમય દશાને વિવિધ અનુભાવો દ્વારા પ્રસ્તુત કરે છે. કવિ મુગ્ધાના અભિનવ પ્રેમાનુભવની વિવિધ પરિસ્થિતિઓનાં ગીતો રચે છે. પ્રિયનો અવાજ, સંબોધન-ઉદ્‌ગાર કે પછી ઈષત્ છતાં ભાવોત્કટ સ્પર્શાનુભૂતિ, સ્વપ્નદર્શન, કલ્પનાદર્શન વ. આલેખન પામ્યાંના ઘણાં

દૃષ્ટાંતરૂપ ગીતો છે; જે તે તે અનુભૂતિની રોમાંચકતાની મહિમાવતી નોંધ સરખાં છે. એક લઇએ સુંદર વેણુગીત! શેની વેણુ?

"અજબ કો વેણુ વાગી, વેણુ વાગી
હું તો આછી નિંદરમાંથી જાગી, સખિ!
મારા મનની મ્હેમાની માગી—અજબ૦

...............

ધીમી ધીમી અમીની છલક આવી, સખિ!
મીઠી હલકે મ્હને એકલી હસાવી: —અજબ૦
(ન્હા. ન્હા. રા. ભા. ૧)

આ અમીમય, મુદામય વેણુની હલક, તે પ્રિયતમનો સ્નેહસાદ છે; પુલકિત કરનારો અને 'અજબ' છે. એક અન્ય ગીત 'વીણો વીણો ને ફૂલડાંના ફાલ' (ન્હા. ન્હા. રા. ભા. ૧)ના ગીતમાં પ્રેમોત્સુક મુગ્ધા પ્રેમની કાવ્યાત્મક લીલા આચરતી દર્શાવી છે. આ આચરણ છે, પ્રિયતમને કાજે ફૂલ વીણવાનો પ્રેમસહજ વ્યાપાર; અને તેના આનંદની ઘેલછા–'વીણું ને થાઉં ઘેલી ઘેલી'; જે સરલ ભાવે પ્રગટ થાય છે.

એક અન્ય ગીતમાં 'ફૂલ હું તો ભૂલી' (ન્હા. ન્હા. રા. ભા. ૧)માં નાયિકા પ્રિયતમનું રૂપ, નેહભરી દૃષ્ટિ, તેનાં પ્રેમવચનોનો કંઠરણકાર અને પ્રેમપતીજના અનુભવથી શુધસાન વીસરતી પ્રત્યક્ષ થાય છે; તેથી સ્તો વેણી ગૂંથતાં તેમાં ફૂલ ગૂંથવું વીસરી જાય છે, તેનો એકરાર છે. અંતે ભાવની પરાકાષ્ઠા તે પ્રથમ પ્રેમસ્પર્શાનુભૂતિની છે. અભિનવ પ્રેમની સંજ્ઞારૂપ આ ઓસાણ સરી ગયાની નાયિકાની વિમાસણ પાછળની માદકતા આહ્લાદક છે. જુઓ:

"અંગુલીના સ્પર્શ સમાં ફોરાં અડયાં ત્ય્હાં,
નાઠી હું ઓરડે એકાન્ત–અલબેલડી! વેણી૦"

મુગ્ધાના આ ઠ્રીડી ભાવનું મધુર આલેખન છે. આ ઠ્રીડી ભાવને આપેલું લજ્જામણીનું રૂપક–ભલે રૂઢ છતાં–કેટલું બધું ઉચિતપણે 'શરદનાં અજવાળિયાં'માં વ્યક્ત છે!

"સખિ! શરદની રાત સોહામણી રે,
મ્હારા હૈયાની વેલ લજ્જામણી રે;
એને અડશો મા, ભીડશે ઉર રે,
—શરદનાં આ આવ્યાં અજવાળિયાં રે.

પ્રેમની મુગ્ધતાને કારણે ભૂલવાની આ લાક્ષણિકતાનું એક અન્ય ગીત છે 'ભૂલી આવી' (ન્હા. ન્હા. રા. ભા. ૩), જેમાં પ્રિયજનના કામણથી પોતે શું શું ભૂલી, તેની કાવ્યાત્મક યાદી છે. તેની પડખેનું જ એક ગીત 'મહેમાન મનગમતા' (એજન)માં પ્રિયજનની મોહિની અને પ્રેમભીક્ષાનું રસદાયી સગૌરવ સ્મરણ છે. એ ગીતમાં મુગ્ધા સ્વરૂપથી નિરપેક્ષ એવું મુગ્ધ-પ્રેમસ્મૃતિનું નિદર્શન છે.

શરદપૂર્ણિમાની સોહાગ રાત્રીનું એક સુંદર મદભર ગીત 'સ્નેહપર્વણી' નામનું છે, જેમાં

"પ્રીતમના પ્હેલેરા ચુમ્બનની પર્વણી
મ્હારી આ પૂર્ણિમા રૂપાળી–હો રાજ૦"

અહીં કવિએ આ ધન્ય રસાનુભવની પૂર્ણિમા જે ભેખી છે તે 'શરદની શોભીતી રસાળી' 'મ્હારો આત્મા ડોલાવણવાળી' રાત્રી તરીકેનો તેનો પરિચય આપ્યો છે, તે હકીકત ખાસ સમજવા જેવી છે. કવિએ અનેક સ્થળે શરદપૂનમની રાતનો જ ઉલ્લેખ કર્યો છે, તે યથાર્થ છે, કારણ કવિની આ વિશિષ્ટ પૂર્ણિમાની રાત્રી વિશેનું તેમનું અધિકું સંવેદન છે. તેમના હૃદયના ઊંડા મર્મના ભાવનું, તે રાત્રી સાથેનું અનેરું સંબંધન છે; માટે તે તેમનું પ્રિય પ્રકૃતિદર્શન છે; તેના અદ્‌ભુત પ્રકૃતિ સૌંદર્યને કવિ મુગ્ધકર વાણીમાં અવતારી શક્યા છે, તેનું કારણ છે.

આ કારણ મેં આગાઉ આપેલું છે. કવિનું ગીત

'હવે! તો હરિ આવોને'માં તે સ્પષ્ટ કરેલું છે. તેમના કાવ્યજીવનની કારકિર્દીને આરંભે, તેમને 'શરદપૂનમ'નું રસસમૃદ્ધ કલ્પન લાભેલું છે; જે તેમણે અંગત અને બિનંગત બન્ને પ્રકારનાં મુગ્ધ પ્રેમનાં કાવ્યોમાં સંયોજેલું છે. આ સંદર્ભમાં કવિનું અંગત અર્પણકાવ્ય 'પ્રાણેશ્વરીને' સંભારવા જેવું છે. કવિને આરંભિક કાળમાં આ કલ્પના ઉત્તમપણે લાધેલું હોય, તેવું એ કાવ્યદૃષ્ટાંત છે. જેમાં અંગત પ્રણયજીવનની અનુભૂતિ સાથે કવિપત્નીના નામની માણેકડારી પૂનમનો પ્રકૃતિ બહાર દૃઢ સાહચર્યભાવે ગૂંથાયો છે; બીજી બાજુ, તેઓ 'શરદપૂનમ'ના પ્રકૃતિ-દર્શનના નિરૂપણમાં ચંદ્રની કલાને મુગ્ધાના પ્રેમનાં અનેક રૂપકોથી પ્રત્યક્ષ કરાવેલી છે. આમ, તેમનાં પ્રણયગીતોમાં અને પ્રકૃતિદર્શનની કૃતિઓમાં, આ રસસમૃદ્ધ કલ્પન કલશરૂપે બિરાજે છે; તેનો સદાબહાર છે. તેમનું મુગ્ધ પ્રેમનું એક સર્વોત્તમ મને અત્યંત પ્રિય ગીત છે, જેમાં શરદનો મયંક સાહચર્યભાવે સંકળાયો છે;

"ઝીણા ઝરમર વરસે મેહ,
ભીંજે મ્હારી ચુન્દલડી.
એવો નીતરે કૌમારનો નેહ–ભીંજે."

કવિ સહજપણે વસંતવર્ષા ઉભયના ઉત્કટ અનુરાગી છે, તે અનેક ગીતોથી નિવેદિત છે. પણ આ ગીતમાં કોઈ અજબ માધુર્યથી, વર્ષા અને શરદ, શરદબહાર અને પ્રણયસંવેદન તથા લોકગીત અને શિષ્ટગીત–તે તમામના સુભગ સમન્વયનું ધન્ય પરિણામ છે.

આ ગીતમાં જે ઝરમરિયો મેહ છે તે નથી વર્ષા-ઋતુનો: પણ શરદની ઝરઝર ઝરી જતી રજતચંદ્રિકાની વૃષ્ટિનો છે, તે મિષે ને પ્રતીકે, મુગ્ધાના 'કૌમારનો નેહ' નીતરે છે. એ સુસ્વચ્છ શારદી જ્યોત્સ્નાની વૃષ્ટિરૂપ અતિશયિતા જ મુગ્ધાના પારદર્શક હૃદયના મનોભાવનું સાહચર્ય ધારી શકે. પ્રકૃતિના એ વિશિષ્ટ જાદુઈ પરિ-વેશમાં જ મુગ્ધાના ચિત્તનો ઉઘાડ સંભવી શકે: એની કલ્પનાનું કોઈ અજવર્ણોભર્યું સંવેદનચિત્ર ઉઠાવ પામી શકે. કવિ રવાનુકારી શબ્દો વડે તે સંવેદનને વાચા આપે છે: 'ટમ ટમ... વ.' અંતે 'મયંકની મોટડી' દેરાતી જોઈ 'હેરો મારા મધુરસચંદ્ર'નો મનોરથ વ્યક્ત થાય છે. આ ગીતમાં ભાવ તેમજ બાનીના સૌંદર્યનું અને માધુર્યનું એટલું સામંજસ્ય સમાયું છે કે ન્હાનાલાલનું આ અપ્રતિમ ગીત છે. મુગ્ધાના પ્રેમકૌતુક છલકાતું અનુપમ ગીત છે.

કવિનાં અંગત તેમજ બિનંગત કાવ્યોમાં પ્રણયના અનુભાવરૂપે હાસ–સ્મિત–મલકાટ–મરકલડાંના વારંવાર ઉલ્લેખો છે. શરદ કૌમુદી અને પ્રેયસીના કે પ્રિયતમના હાસનો પરસ્પર મુકાબલો થતો રહે છે. એક સુંદર બિનંગત પ્રણયગીતમાં આ હાસની–મરકલડાની વાત છે; તેનું નામ છે, 'જો એ સાહેલી! મ્હારો કંથ' (ન્હા. ન્હા. રા. ભા. ૧)

"આજે સાહેલી! મ્હારે અજવાળાં ઊગિયાં
ઊગ્યો આયુષ્યનો આનંદ.
મુખડાને મરકલડે રે.
... ... ... ... ... ... ...
કીધી અમીની મ્હને અમૃત પાઈ તે;
વરસ્યો રસીલો રસચંદ – મુખડાને૦"

પ્રિયજનની આ પ્રસન્ન ચેતનાના પ્રગટીકરણનું કવિને કંઈ જેવું તેવું મૂલ્ય હોય? માટે જ પોતાના પેલા સુપ્રસિદ્ધ અર્પણકાવ્યમાં

"આ ચંદ્રિકા સમ મનોહર ને વિશાલ
... ... ... ... ... ... ...
તું હાસજે તુજ અલૌકિક એક હાસ્ય"

એવી આરતભરી યાચના કરે છે. હાસનો આ ભાવ, 'હસવે છલકાય મ્હારી છાબ'ના ઉદ્ગારની જેમ, ઘણા ગીતોમાં પ્રેમોદ્રેકની છાલકરૂપે આવે છે.

કવિએ આંકેલું મુગ્ધાનું પ્રેયસી સ્વરૂપ પણ કંઈ ઓછું મોહક નથી! 'અણમોલ ફૂલડાં' (ન્હા. ન્હા. રા. ભા. ૨)માં મુગ્ધા ચન્દ્રરાત્રીએ તેનું રસત્વ માણતાં, "એવા કંઈ રસના બોલ ઉગે મ્હારી આંખડીએ."નો પ્રેમાનુભવ પ્રગટ કરે છે. તો વળી પ્રેમમુક્તતાનો એક ઉન્મેષ:

"છૂટો મેલ્વો મ્હારો અજબ છટાનો
અંબોડલાનો સોહાગ:
... ... ... ... ... ...
કોડ ભરી એવી હું ય કુમારી
દેવસુધાનો થાળ."

એવું મુગ્ધાનું પુનિત હૃદયંગમ ચિત્ર પ્રેમના આત્મનિવેદન અને પ્રગટીકરણની મદિલી અવસ્થાસહ રજૂ થયું છે.

એક મુદામય ગીતચિત્ર પ્રેમમુગ્ધા નાયિકાનું છે: એના ઑરતા તો જુઓ! 'હીંચકો' ગીતમાં તે વ્યક્ત છે.

"હીંચકો કોણ દેશે? રાજ!
મ્હને કો ઝૂલાવશે મહારાજ!"

અહીં હીંચકો હીંચકો છે: વળી, પ્રેમનું પ્રતીકે ય છે. તેમાં વાચ્યાર્થ અને વ્યંગ્યાર્થ પરસ્પર પોષક છે. સરલ સૂચને એ ગીત સુંદર લાગે છે.

'કંથ કોડામણી' એ કવિતાના ગુલાલે ભરેલું ગીત છે, કવિએ નાયિકાને મુગ્ધા લેખી છે, પણ અનેક કડીઓમાં તે પૂર્ણવિકસિત યૌવનારૂપે દર્શન દેતી લાગે છે. જો કે તેમાં મુગ્ધાના લાજાળ લાવણ્યની સમૃદ્ધિ યે આલેખેલી છે. એ ગીતમાં કાવ્યભભક ઘણી છે.

'મળિયા મુજને નાથ' ગીતમાં, એક મુગ્ધાનો પ્રિયતમ – ખોજનો મલાજાભર્યો સત્પ્રેમ પંથ વર્ણવાયો છે.

"દીવડો છાયો પાલવડે રે,
હું તો ચાલી જગતને ચોક;
... ... ... ...
પગથી લીધી મ્હેં પ્રેમની રે.
કંઈ મળિયા મુજને નાથ."
(ન્હા. ન્હા. રા. ભા. ૨.)

એવો એકરાર છે.

એ મુગ્ધાની નજરે એને મનગમતા પ્રિયતમનું રૂપ પણ કંઈ ઓછું મોહક, ઓછું રઢિયાળું નથી! 'દીઠો'તો પ્હોર' (ન્હા. ન્હા. રા. ભા. ૧)માં,

'ઘેલૂડો ચિત્તચોર
પ્રીતમને દીઠો'તો પ્હોર,
શરદને આભલે ભીને વાન દીઠો
મીઠડલો એ મોર — પ્રીતમને.
... ... ... ...
હાથમાં રમાડતો'તો કમળની ડાંખળી
કાળજડાની જ કોર — પ્રીતમને.

છેલ્લે આપણે સ્મરણસર્જિત લગ્નવ્રતિની મુગ્ધાનું ભાવકોડિલું ચિત્ર જોઈએ: નાયિકાએ સંભારેલું પોતાનું મુગ્ધ સ્વરૂપ:

"હું હતી કુંકુમવરણી, એ હતા પુષ્પ મ્હોરિયા,
પુષ્પ ને કુંકુમકેરાં લગ્ન તે તિથિએ થયાં.
થાળીઓ રણકી, ઘંટા બાજી, ચળકચોય ચન્દ્રમા
માહરા હાથનું પદ્મ, પડ્યું તે કરપદ્મમાં."

કવિનું આ છે રક્તધબકતું, રોમાંચક, રંગીન ચિત્ર અહીં હિંદુ લગ્નવિધિનો કાવ્યાત્મક સંદર્ભ છે; જેમ હસ્તમેળાપનો કૌતુકરંગી ઉલ્લેખ છે. 'હાથનું પદ્મ પડ્યું' એમ કથવામાં મુગ્ધાનું લાજાળ લાવણ્ય, કવિ વ્યંજનાપૂર્વક નિરૂપે છે.

આપણે અહીં લગી મોટા ભાગનાં જે ગીતો

જોયાં તે નિશ્ચિત આકારે અને ઉલ્લેખે મુગ્ધાના મૌગ્ધ્યવેષ્ટિત પ્રણયનાં ગીતો છે. મુગ્ધાનું એ અભિનવ યૌવન ને મદનવિકાર, રતિભાવ સહ લજ્જા ને અન્ય ઉન્મેષો રૂપે ચેષ્ટાઓ વ પરંપરાનાં લક્ષણોની ભૂમિકા ઉપર છે; છતાં ગુજરાતી પરિવેશમાં સાક્ષાત્ છે. તેમાં કવિનું ઉત્તમ સૌંદર્યકવિત્વ પ્રગટી આવ્યું છે; જે રંગસભર છે.

હવે આપણે પ્રણયભાવનાં જ પણ એવાં ગીતો જોઈશું, જેમાં મુગ્ધા નાયિકા પ્રસ્તુત ન હોય; અને છતાં પ્રેમ મુગ્ધ કોટિનો – પ્રકારનો હોય : એના વિરહ, મિલન, નિમંત્રણ કે અન્ય લીલાને લગતા ભાવોમાં, પ્રેમની મુગ્ધતા પામી શકાયઃ એવા પ્રેમના સુકુમાર સ્વરૂપની કુમાશ અને સુરખીનું રસાસ્વાદન અનુભવાય. આ પ્રકારનાં ગીતોમાં પણ કવિનું ઉત્તમ કવિત્વ કંડારાયું છે.

પ્રોષિતભર્તૃકા, કુટુંબિનીના ભાવે વિરહને નણંદ સમક્ષ સાદર કરતી ચિત્રિત થઈ છે, 'આભને આરે ચાંદલો' ગીતમાં 'પ્રાણ તો મ્હારાં પોયણાં' જે 'રાતે ઉઘડે ને દિવસે એ શાન્ત' એવી પોતાની હૃદયદશા તે વર્ણવી રહી છે. નણદલવીર 'વેગળા' છતાં હૃદયમાં રમી રહે છે: એ છટકણો અનુભવ કવિ સૂક્ષ્મ લેખણે મૂકે છે :

"અંગ અડકે, ન ઝલાય એ, હો નણદલ નેણમીઠડાં
એવાં પ્રીતમની ચંદનીનાં પૂર
એવા વ્હાલમની વાંસળીના સૂર — હો નણદલ૦"

(ન્હા. ન્હા. રા. ભા. ૨.)

એ નાયિકાને કવિએ 'ઉરની અગાસીએ એકાન્ત' પ્રિયતમ ચન્દ્રની ચન્દની ઝીલતી શબ્દપ્રકાશિત કરી છે. અહીં પ્રથમ પંક્તિમાં ભાવકલ્પનાથી વિરહમાં મિલન સ્પર્શના અનુભવને અને અંતે અપ્રાપ્યપણાની આરતને કવિએ સૂક્ષ્મપણે ઝીલી બતાવી છે. એવો જ વિરહમાં મિલનનો અને મિલનના આભાસે વિરહનો ભાવ 'સંભારણાં' રાસમાં છે. ભારે કવિત્વસભર, વારંવાર રટણ કરવો સંભારવો (haunt) બની આવે, તેવા પ્રકારનો છે. 'સાજન અતિથિનાં સંભારણાં' કેવાંક લાગે છે? નાયિકા પ્રચલિત સામગ્રીને નવીન રૂપે સમજાવે છે :

"દૂર દૂરની કુંજમાં મોર કરે ટહુકાર,
સખિ! ટહુકામાં જીવવું, મોંઘા મોર દિદાર."

ટહુકો સંભળાય સમજાય અને છતાં ટહુકાળો મોર મળે નહિ! એવી ટળવળાટભરી વિરહવિષાદની લાગણી રાસમાં સૂક્ષ્માંકન પામી છે. તે 'નેણલનાં મહેમાન' (ન્હા. ન્હા રા. ભા. ૨)માં પણ એવા જ કોઈ ચન્દ્રોદયને અવસરે એનો એ જ વિરહભાવ પ્રેમના ભણકારારૂપે વિદિત છે. 'આતમના મહેમાન' 'ક્યારે પાછા આવશો?' તેની વાટ, અને છેવટ 'નિત્યનાં છે ન્હોતરાં રે લોલ'ની કથની છે. આગળ 'ન્હોતરાં'ના ગીતમાં પૂનમચંદ્રના દર્શને નાયિકા જેમ 'ઉરનો ચન્દ્ર' એવા 'દિલના દેવને ન્હોતરાં રે' છે; તો 'પૂર્ણિમા પાછી ઊગી રે' (ન્હા. ન્હા. રા. ભા. ૧)ના સુંદર રાસમાં પતિને કમલપત્રલેખનનો તિથિસંબંધિત કરેલો આચાર જ ઘણો રમ્ય છે; એ નિમિત્તનો વિરહભાવ ઘણો લલિત છે, નવતાથી રુચિર છે.

"સોળ સોળ પાંખડીના કમળ મંગાવ્યા,
નિત્યનિત્ય લખીલખી થાકી,
કે પૂર્ણિમા પાછી ઊગી રે."

૧૫ તિથિ લગી વિરહાક્ષર પાડ્યા પછી એ નાયિકા-અર્થે ૧૬મી પત્રપાંખડી ઉપર વિરહનો કુલ ભાવ જ માંડવાનો રહેને! તેવી કવિ કરામત અહીં ગણવાની છે! એ રીતે સહૃદયે ૧૫ તિથિ જોડે સોળ પાંખડી-ઓનો કવિત્વસંબંધ સજવાનો છે! કારણ તે ઉપચાર

પછી નાયિકાના ભાવનું પરિણામ પારખીશું તો વિરહના ક્ષોભનું જ છે. વ્હાલમ વિના ચન્દ્ર વિશેનો ભાવ કંટાળાનો માટે જ થકાવટનો છે: 'ચંન્દની આ ઓઢી ઓઢી થાકી.' એમ કહેવામાં વિરહવિકલતાનો બોધ છે.

'પ્રીતિના પ્રાહુણા' રાસમાં પણ 'પુનમચંદ' જ છે; પણ તે વર્ષાકાળનો. એટલે નાયિકા વિરોધભાવે વાત મૂકે છે:

"આજ પુનમચંદ ઘંન ઘેરાણો
મ્હારા મનનો મયંક નથી ઝંખવાણો-મેઘ."

અને એટલે જ

"આજ ઝડીઓ પડે ને જગ લે લ્હાવો,
મારા પ્રીતિના પ્રાહુણા ઘેર આવો-મેઘ."
(ન્હા. ન્હા. રા. ભા. ૨)

એવું વર્ષાભીનું નિમંત્રણ છે; એ જ સંગ્રહમાં એક સુંદર રાસ 'પ્રેમનગરના રાજવી'નો છે; જેમાં રસસભર નિમંત્રતી પદ્મિણી નારનો કવિત્વસુરભિત ઉદ્દગાર સાંભળો!

"કે પદ્મથી છવરાઈ રહી તવ પદ્મણી રે,
કે વીણવા આવજો એ રસરાજ-કે પિયુજી૦"

ક્યાં પદ્મિણીનાયિકા પ્રકારનો રૂઢ પરંપરાનો ખ્યાલ! ક્યાં તે પરથી કવિએ યોજેલો પદ્મ-પદ્મિણીનો અવનવીન કવિત્વસુરભિત સંબંધ જ કવિપ્રતિભાની ગવાહીરૂપ છે.

કવિચિત્રિત વિરહિણીને 'વિરહીની વાત' એ તો 'પિયુસૂની રાત'ની વિકલતા છે. આ ભાવ 'વેલના માંડવા' (ન્હા. ન્હા. રા. ભા. ૨) રાસમાં વ્યક્ત કરેલી છે; એ ગીતમાંનો મુગ્ધ પ્રેમનો ભાવ મુગ્ધાના પ્રેમભાવને યે લાગુ પડે તેવો બેવડા પ્રકારનો છે. ન્હાનાલાલનું એ પ્રેમનું નાજુક ગીત છે.

વિરહની વિકલતાનું કવિનું ઘણું ભાવગૂઢ દર્શન 'સ્નેહીનાં સોણલાં'ના રાસમાં છે. એ સોણલાથી 'ઉરનાં એકાન્ત' 'ભડકે બળે'ની તથા 'હૈયાના હેતની સતામણી'-ની કથની પછી, જુઓ એ નાયિકાની પ્રેમ-અસ્વસ્થતા:

"ખૂંચે ફૂલની પાંદડી, ખૂંચે ચંદ્રની ધાર,
સ્નેહીનાં સંભારણાં
એવાં એવાં ખૂંચે દિલ મોઝાર: રે સાહેલડી
(ન્હા. ન્હા. રા. ભા. ૧)

કવિએ એક રાસ 'પ્રીતમ પધારે પરદેશમાં' રચ્યો છે; જેમાં જતા પ્રીતમને વારવા તે કોઈકને વીનવી રહી છે; તો પછીના જોડિયા જેવા રાસમાં 'પ્રીતમ પધારે ઘેર'માં આગમનનો ઉત્સવાનંદ ને ધન્યતાનો ભાવ છે; તેનો અહીં સાથે સાથે ઉલ્લેખ કરી લઈએ.

વિરહના આ રાસગુચ્છમાં જેના પરિચય વિના એ વિભાગ સૂનો ને ઊણો ગણાય તેવો સરલ સુંદર રાસ તો છે 'સૂના સૂના સ્નેહધામ'. એ ગીત એટલું બેનમૂન છે કે એની અકેકી ટૂંક એ અકેકી રસની ટૂંક-શિખર સમાણી છે! કઈ ટૂંકો ટાંકવી' ને કઈ નહિ?

"પાનાં પ્રારબ્ધનાં ફેરવું,
મહીં આવે વિયોગની વાત રે
સ્નેહધામ સૂનાં સૂનાં રે."

કે પછી,

"સૂનો હિંડોળો મ્હારા સ્નેહનો,
ને કાંઈ સૂનો આ દેસનો હિંડોળ રે
-સ્નેહધામ૦"
(ન્હા. ન્હા. રાસ ભા. ૧)

છેક છેલ્લે, પ્રીત વિસારે પાડનાર પ્રીતમને આવીને એક સુખન પણ બોલવાનો અનુરોધ છે. આ ગીતનો ભાવ-સંદર્ભ ધ્યાનપાત્ર છે; અત્યારલગી જાગેલા વિરહભાવનાં ગીતોમાં, પરસ્પરના દેહથી દૂરસ્થપણાનો-અંતરનો વિપ્રલંભ-વિયોગ હતો; પ્રસ્તુત ગીત જુદું પડે છે; અહીં એ દૂરસ્થપણું પ્રેમવિરહિતપણું ખસૂસ છે, દેહનું

અંતર પણ હોય. પણ તે તેટલું વેદનાજનક નથી, જેટલું હૃદય શૂન્યતાનું છે.

આવા ભાવના અન્ય રાસો પણ છે. 'પ્રેમપરવ' (ન્હા. ન્હા. રા. ભા. ૩) એ પ્રકારનું હૃદયસ્પર્શી ગીત છે, જેમાં 'અંતરિયાળ' મેલીને ગયેલા 'ઉરભોગી' પ્રીતમને પોતાની શૂન્યાવસ્થાનો હૃદયભીનો તીવ્ર ભાવે ચિતાર છે. એ નાયિકાને પોતાની ને પ્રિયની વચ્ચે 'અનન્તના અંતરા' 'વચ્ચે ઉતરિયાં આકાશ', 'ફૂટી પડયો...સૂર્ય' જેવી આશાભંગ નારીની અવદશા નીપજી છે. એથી કહે છે :

"તુ છો નિતનો દૂર–અદૂર:
અમર ઉર ભોગી રે."

એ નાયિકાની એકલવાયા જીવનની કપરી દશાનો પ્રતિભાવ આપણા સમાજજીવનના રૂઢ ભાવો-ખ્યાલોમાં વ્યક્ત છે :

"ચાલું હું પલવટ સંકોરતી, અહો જોગી રે
કાંઈ જગ સંકોર્યાં ન જાય: અમર ઉર ભોગી રે."
ઘડી ઘડી દીવડો મંકોરતી, અહો જોગી રે
મારી ખૂટે ન માઝમ રાત, અમર ઉર ભોગી રે.

એવી નાયિકા નાયકને 'પ્રેમપરવે નિમંત્રી (ન્હા. ન્હા. રા. ભા. ૩) રહી છે. તો હૈયાની કુંજમાં' (ન્હા. ન્હા. રા. ભા. ૨) પ્રિયતમની વાંસળીના અમૃતડંખથી વીંધાયેલી 'કોઈ સ્નેહની સોહાગણ' 'પ્રીતમના પ્રેમમંત્ર ઝંખે' છે; તો 'માયા ઉતારી' નામક રાસમાં સ્નેહશૂન્યતાનો શોક અને સ્નેહનો સુખન વદવાની આજીજી છે :

"હૈયાના મેઘના હિંચે છ જી હિંડોલો:
આશાનો એક બોલ બોલો–સુહાગી દેવ."

એક લોકગીતની ધ્રુવપંક્તિને આધારે 'અબોલડા'નો રાસ છે; જેમાં 'અબોલડા' ભાંગતાં,

"બાર બાર વર્ષના અબોલડા રે,
હૈયામાં હૈયાં સમાય–ભાંગ્યા અબોલડા રે.

એવું પ્રેમસંયોગનું વિરહાન્ત ગીત છે; પ્રેમપર્વનું ગીત છે. તો આગળ ઉલ્લેખેલ 'પ્રીતમ પધારે ઘેર'માં પ્રિય-આગમનથી સંભરતાનો આનંદ છે :

"હો! આજ મ્હારું આયુષ્ય ભર્યુંભર્યું ભાસે,
કે આજ મ્હારે પ્રીતમ પધારે ઘેર"
(ન્હા. ન્હા. રા. ભા. ૧)

એવું જ બીજું આગળ ઉલ્લેખ પામેલું ગીત 'વેલના માંડવા'માં વિરહની વિકલતાની સ્મૃતિની પડખે જ પ્રેમસભર હૈયાંની સંવેદનધન્યતા સાથેલાગો ગૂંથી છે.

"પિયુજીએ પ્રેમના મંત્રની
ઝીણી ઝીણી મોરલી વગાડી;
ઉરને ઉડે આંબાવાડિયે
ઉંઘતી તે કોયલો જગાડી."

હૃદયની અમરાઈમાં સ્નેહસચેતતાનું આ ચારુ મુગ્ધ ગીત છે. વસંતના પ્રકૃતિસૌંદર્યની મનોરમતાની પાર્શ્વ-ભૂમિકા ઉપર કવિ સ-લીલ બાનીએ પ્રણયની વસંતનો જયજયકાર જગવે છે. હવે તો આ નાયિકા અર્થે 'પ્રીતમ કયહીં યે નથી' (ન્હા. ન્હા. રા. ભા. ૨)ની શૂન્યના કીટી જઈ, 'સખિ! એની જોડલી નથી'નો ભાવ સ્થિર થાય છે.

કવિનાં મિલનભાવનાં કૌતુકરસ્યાં ગીતોમાં અજબ માધુરી છે. પ્રીતમના મિલનાનંદભરી એક રસિકા 'સન્ધ્યાને સરોવર' (ન્હા. ન્હા. રા. ભા. ૨)માં, પ્રેમનું સ્મરણમધુ ધરે છે. નાયિકા પોતે મુગ્ધા છે કે નહિ તે હકીકત એ રાસમાં મહત્ત્વની નથી–અપ્રસ્તુત છે; પણ જે પ્રસંગને સ્મરે છે તે પોતાની મુગ્ધાવસ્થાનો છે. રાસને સાંપડયું છે પ્રકૃતિસૌન્દર્યનું મંડન. નાયિકા

સંધ્યાને સરોવરે જલ ભરવા ગઈ છે; સંધ્યા વીલાતાં હળવેકથી ચન્દ્રમા ઊગ્યો છે: પોયણેપોયણે કિરણપગલાં પાડ્યાં છે; ત્યારે

"ચન્દ્રમા શા પિયુજી પધાર્યા સાહેલડી
... ... ... ... ...
વ્હાલાનું તેજ મારે વદને પડયું,
જીવને વધાલી મેં મીઠડાં લીધાં."

એથી 'પ્રેમનું સરોવર ઝોલે ચ્હડયું ને હૈયાની હેલ ભરાઈ ચૂકી. એવો પ્રણયસંતર્પણની કૃતાર્થતાનો ભાવ છે. અહીં નાયિકાની જીવનઅવસ્થા – મુગ્ધાવસ્થાનો સંધિકાળ છે; એ અવસ્થાનો પ્રેમ સન્ધ્યાના સરોવરના રૂપક દ્વારા સુકથિત છે; આ પ્રમાણે આ રાસમાં તેમ કવિના અન્ય રાસોમાં, તેમની એક અતિ પ્રચલિત પ્રિય આયોજના પ્રકટ થાય છે. કવિ કોઈ અપ્રસ્તુત પદાર્થ કે ઘટનાનું પ્રસ્તુત હોય તેમ સવીગત વર્ણન-નિરૂપણ કરે છે; અંતે જે ખરેખર પ્રસ્તુત છે તે બાબતને, તે લાગુ પાડે છે; દષ્ટાંત તરીકે સરોવર હોય તો તેના બ્યાન બાદ અંતે તે હૈયાનું, પ્રેમનું કે જીવનનું સરોવરરૂપે ઉપસ્થિતિ પામે.

આ બધાં ગીતોમાં પ્રસંગ કે તેને અનુસરતું કથન તત્ત્વ નહિવત્ છે – કહો કે આછુંપાતળું છે, ખપજોગું છે. એ નિમિત્તે કવિનો તે અંગેના ભાવોના આલેખો છે: કલ્પનારસ્યા ને શબ્દમઢયા. ભાવસ્તરે થતા આ નિરૂપણમાં વાસ્તવિકતાનો આધાર પણ સ્વલ્પ હોય, એ સહજ છે. પરિણામે કવિની રજૂઆતમાં તેમજ વ્યક્ત મર્યાદિત ભાવોમાં એકધારાપણાનો ઠીક ઠીક અનુભવ થાય છે; કારણ એ અને એવી ઘટના-ઓની અને તજ્જન્ય ભાવોની એક સ્વયં મર્યાદા છે, જેને વાસ્તવિકતાથી અને તેને અનુલક્ષતી માર્મિકતાથી વિખૂટાપણું છે: હૃદયની તેમાં ઉત્કટતા અવશ્ય વરતાય, પણ અગાધ ઊંડાણોનો ત્યાં અવકાશ ન સંભવે.

આમ છતાં કવિહૃદયનો એ મહામન્ત્ર 'મોરૂ! મોરૂ!'માં વિદિત છે:

"જગતમાં એક જ મન્ત્ર,
મહામન્ત્ર પ્રેમનો રે."
(ન્હા. ન્હા. રા. ભા. ૩.)

આ મહામન્ત્ર તેમણે અપાર માધુર્યથી મુગ્ધાના અને નિરપેક્ષ મુગ્ધ પ્રેમના આલેખનમાં ધરીને કવિતાને ચરિતાર્થ કરી છે. કવિ એટલે જ પ્રેમનો સંદેશવાહક દૂત; આપણા કવિને મન માટે જ 'પરમ પ્રેમ પરબ્રહ્મ' સ્વરૂપ છે. મુગ્ધ પ્રેમની બારીએથી તેમણે પોતાનો આ સંદેશ પ્રવર્તાવ્યો છે.

---

## શિશુકાવ્ય પારિતોષિક

'કવિલોક' અંક ૧૩૦માંનાં શિશુકાવ્યોમાંથી **શ્રી હર્ષદેવ માધવના 'ચકલી અને આશા'**કાવ્યને તે અંકનું ચંદ્રશેખર ઠક્કુર પારિતોષિક એનાયત થાય છે.

નિર્ણાયક

**શ્રી રાજેન્દ્ર શાહ**

## હે અવધૂતી

*

રાજેન્દ્ર શાહ

ચાલ હવે કુલદૂતી.
માઝમ રાત,
ચરાચર નીંદરલીન;
કહીં સંકેત નિકેતન?
દાખવ હે અવધૂતી!

દૂર વિજનમાં એકલ કંથ
ઉરે મુજ ઝંખન કંપ;
વેળ ચુકાય નહીં, વલખું.
પલનોય ન હોય વિલંબ.
ક્યાં લગી રૈશ તું સૂતી?

છોડી સકલનો સંગ આવી હું
એક ભરોસે તારે.
વહે નદી જલ નીચે, જાવું
ઊલટ વહેણે મારે

ખાક સમી ભવ-ભૂતિ
ક્યાંય કુંજનું પર્ણ હલે નહીં
એવી સાવ નીરવતાઃ
મારે અંતર અગન જલે ને
વાય પવન સૂસવતા.
સાધ સમય સંયુતિ.

કમળચંદ્ર બેદિલ

*

## ગીગાછવ્વીસી

ગીગાજીને શુચ શમણાં આવ્યાં જી
મધરાતે તલવાર લઈને ચાલ્યા જી

સમજાવ્યા દરવાનને દરવાજે જી
જાવા દો ગઢ બહાર મુજને આજે જી

નહિતર મુજ અવતાર એળે જાશે જી
મરવા જેવું કેમ પછી જિવાશે જી

જેમ સરકે પથરો નદીના જલમાં જી
ત્યમ ગીગાજી સંચર્યા જંગલમાં જી

ઊંચા ઊંચા ડુંગરાઓ ચડતા જી
ઊંડી ઊંડી ખીણુ પણ ઊતરતા જી

કાળવટો પામેલ કોઈ પળમાં જી
ગીગાજી પ્હોંચ્યા અજાણ્યા સ્થળમાં જી

ધારીને: કલ્પેલ સઘળું ભાળું જી
–કર્યું એક તલવારથી કુંડાળું જી

ઊભી એમાં રાતને પડકારી જી
જો તું હો તો આવ સામે મારી જી

નક્કર ગણું અંધારને મુજ છાયા જી
ને રવિથી મોટી ગણું મુજ કાયા જી

કડડભૂસ હૂડ્ડ ઘરર ઘર ઘર ઘર જી
ઘણુણુ ઘણુણુ ધડ ધડ ઘરર ખર થર ખર જી

અવાજ શમતા રાત તત્ક્ષણ પ્રકટી જી
હસી જરા કરથી વગાડી ચપટી જી

ગીગાજીએ આંખ પળભર મીંચી જી
પડી ગઈ તલવાર કરથી નીચી જી

ગીગાજી તો શીષ દેવાવાળા જી
આમ ન હાર્યો દાવ લેવાવાળા જી

પાંસળિયુંમાં હાથ ઊંડો નાખ્યો જી
ઝળહળ ઝળહળ એક દીવો કાઢ્યો જી

ફેંક્યો છાતી રાતનીને તાકી જી
સહેજ પણ ના જોર રાખ્યું બાકી જી

છાતી નીકળી રાતની બહુ પાકી જી
અડતાં વેંત જ વાટ થઈ ગઈ વાંકી જી

રાતે દીવાને પકડમાં લીધો જી
ઘા ગીગાજી કોર સીધો કીધો જી

પરબાર્યો સસડાટ દીવો ધાયો જી
અવળો થઈ છાતી મહીં ઠોકાયો જી

ગીગાજીમાં ભાન બબ્બે પોઢ્યાં જી
–ઊડી સદેહે ઘેર પળમાં પ્હોંચ્યા જી

અચરજ અપરંપાર મનમાં થાતું જી
તરવા જેવું આજ તો ડુબાતું જી

આંખો પોતાને જ કેવી ભૂલી જી
ભાળ નથી કે બંધ છે કે ખુલ્લી જી

શમણું ચાલું થાય છે કે પૂરું જી
લાગે છે સઘળું ય ભૂરું ભૂરું જી

ભૂરાં ઘોડાપૂર તો ઘુમરાતાં જી
ગીગાજીને વ્હેણુમાં લઈ જાતાં જી

ગીગાજી તો જાય છે વમળાતા જી
ગીગાજી તો જાય છે અમળાતા જી

ગીગાજી તો કોઈ બાવળ-ઠૂંઠૂં જી
અવશ તણાતું જાય નિર્બળ ઠૂંઠૂં જી

ઠુંઠાજીને 'ચંદ્ર' કોઈ ઝાલો જી
ગીગાજીને હાથ કોઈ આલો જી

મહેન્દ્ર જોશી

*

## અંધારાં બોલ્યાં

સારસને પડછાયે ઝૂલે પાંખ રે : અંધારાં બોલ્યાં
અજવાળાને તોરણુ ખૂલે આંખ રે : અંધારાં બોલ્યાં

રાત પડે ને લોચન જાણે મોજાં રે : અંધારાં બોલ્યાં
મારે મન આ ભણકારાના બોજા રે : અંધારાં બોલ્યાં

સૂરજને વંચાવો આ સંદેશ રે : અંધારાં બોલ્યાં
બાળીને પડછાયા આંજી મેશ રે : અંધારાં બોલ્યાં

ઓસડ રૂપે માગી અમથી ધૂળ રે : અંધારાં બોલ્યાં
અમથું પામ્યા બોરસલ્લીનું ફૂલ રે : અંધારાં બોલ્યાં

પાંપણ વચ્ચે ઝાંઝર જેવી ભીંત રે : અંધારાં બોલ્યાં
લોહી ઘૂમે છે લઈને કોનું ગીત રે : અંધારાં બોલ્યાં

છાતી છે તો મબલખ પાકે મોતી રે : અંધારાં બોલ્યાં
અજવાળાનો દોરો ખાલી ગોતી રે : અંધારાં બોલ્યાં

મધુકાન્ત કલ્પિત

*

## હરજી મેલા

ખરું થયું! જ્વાળાના ગામે પરાળ હરજી મેલા.

ગવાશ? ભૂંડા ધૂંઆપૂંઆ ફડચેલ વાયરો
બેય ફેફસાં ઠોલે,
શાતીના કંતાન વચાળે મૅર ધબકવું
આઠે અંગે ઝોલે.
મુઠ્ઠીમાં શમણું ને નમણી વરાળ હરજી મેલા....

પગલાં લાગટ ગુમ, કહો શીદ પગ માંડીને
અમથું અમથું ચાલું?
ઠીક, નમીને એક પાંદડું તોડ્યે આખું વન
બને કંઈ વ્હાલું?
ચોગમ ઝીણો શોપ, શું કરીએ, જિવાળ હરજી મેલા!

દાન વાઘેલા

*

## અમને સૈયર!

કારતક માસે અમને સૈયર! થરથર થરથર લાગી કોઈના પગરવ કેરી બીક!
માગશર માસે અમને સૈયર! મધરાતે સંભળાતી ઘરની પછીત લેતી છીંક!

પોષ માસમાં અમને સૈયર! તડકો લાગે પરદેશી ને શીતળ શીતળ શૂળ!
મહા માસમાં અમને સૈયર! રૂંવે-રૂંવે બેઠાં કોઈની નજરું કેરાં ફૂલ!

ફાગણ માસે અમને સૈયર! મન ભરીને છાંટચો કોઈએ ખોબો ભરીને રંગ!
ચૈતર માસે અમને સૈયર! જન્મોજનમના ઉફણાતાં લાગે છે અંગે-અંગ!

વૈશાખ માસે અમને સૈયર! પરસેવામાં દડબડ દડબડ દેખાતી કોઈ આંખ!
જેઠ માસમાં અમને સૈયર! હૈયામાંથી ફૂટી નીકળે કોઈ નામની શાખ!

અષાઢ માસે અમને સૈયર! ભીતરથી ભીંજવતા કોઈની થાપણના ઉચ્છ્વાસ!
શ્રાવણ માસે અમને સૈયર! શબ્દ શબ્દમાં ઊમટે કોઈની યાદ ભરેલા રાસ!

ભાદરવામાં અમને સૈયર! ભારેખમ લાગે છે માસૂમ ફૂલ ભરેલી છાબ!
આસો માસમાં અમને સૈયર! ભીંત ઉપરના પજવે પળપળ ચીતરેલ શુભ ને લાભ!

કરસનદાસ લુહાર

*

## સ્મરણોનાં પીછાંને

સ્મરણોનાં પીછાંને સ્પર્શો તું સ્હેજ
અને આંખોનું આભ વિહંગાઈ જાય,
સૂનમૂન કંકણુની સૂકી નદીઓય પછી
કાંઠા તોડીને તરંગાઈ જાય....
થાંભલી અઢેલીને ઊભેલી તેરશને
અજવાળે ચૌદશનો ચાંદ,
ભીંતે ન હોય કોઈ ડાળખીય આજની
ને કાન મહીં મર્મરતાં પાંદ
સ્પર્શોનાં વનમાંથી સોંસરો ઊડેલ–
એક સૂડાનો કંઠ ટહુકાઈ જાય.
સ્મરણોનાં પીછાંને—
ઓરડામાં ઝાળઝાળ ઉનાળુ શોષ
અહીં ઓસરીએ ઘેઘૂર આષાઢ,
લાગણીની લોહીઝાણ લીલપની તરસોનાં
આંગળીએ વેઢ અને વાઢ.
ઓળઘોળ ઓરતાનું ઊગે પલાશ,
અને ફેફસાંમાં ફાગણ પગલાઈ જાય.

મનસુખ વાઘેલા

*

## ગીત-ગઝલ

શબ્દોની ચોપાટ માંડવા રણકી બેઠો ફોન...
ચાર શબ્દો ચાલવાની છે રમત,
ને નડે ચોપાટ વચ્ચે ટાંકણી!
પ્રેમ કરીને પૂછે ડાયલ, 'આપ હૈ મિસ્ટર કૌન?
'હલ્લો'ની પહેલી સોગઠીએ બગડે ડાયલ-ટોન
શબ્દોની ચોપાટ માંડતાં છણુકી બેઠો ફોન...
છાપરા પર દાંત પડતા જાય છે,
તોય આંગણુની છે ઇચ્છા વાંઝણી!
ડાયલ-ટોન બગાડી બેસે ટેસ્ટટયૂબિયા પ્રેમ,
દાંત પડે ને નડે ટાંકણી, કહો કાઢવી કેમ?
શબ્દોની ચોપાટ ખેલતાં છણુકી બેઠો ફોન....
એ ક્ષણે 'મનસુખ' તમે ડૂબ્યા હશો,
જે ક્ષણે છલકાઈ જાશે ઢાંકણી!
ઢાંકણીઓના પરપોટાનો 'હલ્લો' કરતો ટોન?
શબ્દોની ચોપાટ ભૂલજા ગાયબ કરજો ફોન....

ઉશનસ્

## મારી માટીની ઓળખ

હું માણસ છું માણસૂડા હૃદયવાળો
પેશીપેશીમાં જીવતો ને ધડકતો પ્રેમના
લાલચોળ રક્તસ્પંદે,
એટલે જ મારી માટી અતિશય ભીની લદબદ
સર્જક અને ઉર્વર....
એટલે જ ચોમેર નીકળી આવેલાં તરવર તરવર
ફણગાનાં સફેદ મૂળિયાંમાંથી મારું દેકું
એક સૌમ્ય સૂર્ય સમું શોભાયમાન;
મને રૂંવેરૂંવે ભીનાં બીજનો રોમહર્ષ કંપ,
સર્વતોભદ્ર વિકાસ વિકાસની મારી અદમ્ય રઢ,
એટલે જ તમારી સામે કે સાથે
હું એમ જ અંતર રાખી તટસ્થ ટકી શકીશ નહીં
હું હાથ લંબાવીશ કે મને પંચાંગુલોમાં
કલ્લીવાળા વેલા ફૂટશે
અને તમને પાસે ઊભેલાને બાથ ભરી બેસીશ;
ઊભો જ રહીશ તો ય ઊગી જઈશ
પાતાળ સુધી પૃથ્વીનું પડ ફાડતોક...
માથું ઊંચું કરીશ કે તારાઓ આવી જશે
મારી આંખની કીકીઓમાં પલપલતા..
તમે માત્ર મને થોડીક ભીનાશ આપ્યા કરો
પાસે ઊભાં ઊભાં આછા આછા સ્પર્શથી..
ને તમે જોશો કે
ઘેર ગૌર્યમાના કૂંડામાં,
સીમમાં ભાતના ખેતરમાં
અને મારામાં
એ જ પેલી સર્જક ઉર્વર માટી છે.

રઘુવીર ચૌધરી

## છાપું અને સાંબેલું

કાલ ઊઠીને કોઈ કહે નહીં કે
કવિતા લખીને કાચું કાપ્યું છે
તેથી અમે તો પહેલાંથી નક્કી રાખ્યું છે:
પૂછવામાં આવે તો બેલાશક કહેવું;
ભાઈ, ભણીને અમે છાપું તો વાંચ્યું છે.

પહેલાંના જમાનામાં
રમનારા જીતતા ને જોનારા હારતા.
હવે લડનારા હારે ને જોનારા જીતે છે.
કહે છે કે એ લોકો જ ખરા પ્રેરનારા હોય છે.

હોય, બધું થતાં થાય,
ને પાછું આગળ લંબાય,
રણમાં, મનમાં જે હશે એ બધું યે દેખાશે છાપામાં.
આપણે તો ભાઈ જોયા કરવાનું ચૂપચાપ,
વારસો છે આ તો, નથી કંઈ શાપ.
એટલું તો જાતે જ સાચવવાનું
કે સાચું બોલીને પછી પસ્તાવું ન પડે.

લડે, જેણે લડવું હોય એ લડે,
વચ્ચે પડવાનું પોરસ કોઈ શાણાને ન ચડે.
આપણને ય મુરબ્બીઓએ ક્યાં નથી કહ્યું
કે બોલીને ન બગાડવું!
નવરાશ મળે તો શરણાઈને બદલે
સાંબેલું વગાડવું.

ફકીરમહંમદ મનસુરી

*

## ઘરડાંઘરના એક વૃદ્ધની આંખમાં વાંચેલું....

હવાઈ ગયેલ
ને બાચકાં બાઝી ગયેલ
વર્ષ મારાં તડકામાં સૂકવી રહ્યો છું....
લેવાઈ ગયેલ મારા શ્વાસોકેરી
ગૂંચ
હવે ભીની આંખે ધીરે ધીરે
ઉકેલી રહ્યો છું....
હવે મારે બીજું કોઈ કામ પણ શું છે?
ઘોડિયાનો કિચૂડાટ
હોઠ પર દૂધભર્યો મલકાટ
હીંચોળતા હાથોના કંકણનો રણકાર
ભણકાર...ભણકાર...ભણકાર...ભણકાર

ખખડતી છાતી મારી
હર શ્વાસે સિસોટી વગાડીને
કેટલું રમાડે
તો ય મારાં અવઅરી ચૂકેલાં વર્ષ
જોર જોરથી બરાડે...

વાત્સલ્ય તો
હવે મારી હથેળીનું ખરજવું,
હાથ મસળીને બસ મીઠું મીઠું ખણ્યા કરું
ખણી ખણી ચામડીને આળી આળી કરી નાખું.
હવે મારે બીજું કંઈ કામ પણ શું છે?

પ્રફુલ્લ રાવલ

*

## હજુ

તારા ખેતરના શેઢા પરની
વાડમાં
એક દેવચકલીનું ભગ્ન સ્વપ્ન ઈંડું
પડ્યું છે.
તું જ્યારે પાછી આવ
ત્યારે
પોંક ભેગું એને પણ લેતી આવજે.
માર્ગે આવતાં
જો કોયલનું ડૂસકું સંભળાય
તો
માનજે કે
હું જ ક્યાંક છું
ને
મારા ગામને દરવાજે
કૌંચીનો પાળિયો છે
જે
હંમેશાં કંઈક લવ્યા કરે છે
પણ
મને
હજુ પક્ષીની ભાષા આવડતી નથી

જગદીશ ત્રિવેદી

*

## ઘેટાં

...પછીથી કોઈ એક ભરવાડે
કોઈ બીજા ભરવાડ સાથે
પોતાનાં ઘેટાંના ટોળાનો
ઉચ્ચક સોદો કર્યો —
(ટોળું હશે બસો-અઢીસોની આસપાસ)
સોદાની રકમ માંહોમાંહેની સંજ્ઞા વડે નક્કી થયેલી —
સોદો પાક્કો થયા પછી
ખુશખુશાલ ભરવાડ નીકળ્યો —
આજુબાજુનાં ખેતરમાં
અહીંતહીં ચરતાં
છૂટાંછવાયાં ઘેટાંને
ભેગા કરીને વાળી લાવવા માટે.

ખભે ડાંગ ટેકવીને ચાલતા
ભરવાડની પાછળ પાછળ —
તૃણાંકુરનો તાજો સ્વાદ મમળાવતું મમળાવતું
દોરાતું આવતું ઘેટાંઓનું ટોળું.
ઝાંપલી ઉઘાડી
ડાંગધારી ભરવાડ વાડામાં પ્રવેશીને
પાછળ નજર નાખે છે —

ટોળું વેરવિખેર —
થોડાંક ઘેટાં ડાબી બાજુ આવેલા
કોઈના બગીચામાં ઘૂસી ગયેલાં,
થોડાંક જમણી બાજુના લીલમલીલા બાગમાં,
અને થોડાંક રસ્તા પર જ
ચરવા મંડી પડેલાં.
ભરવાડ બિચારો હજુએ
છૂટાંછવાયાં ઘેટાંને એકત્રિત કરવા
અહીંથી તહીં તહીંથી અહીં
ભાગંભાગ કરે છે!

નલિન રાવળ

*

## પશુ

સૂમસામ નગર
શેરીઓ અવાક
સ્તબ્ધ તાકતાં મકાન
માર્ગ ગૂંચળું વળી પડ્યા અભાન
ક્યાંય માનવો નહીં કળાય
ક્યાંક
આ ભર્યાં ભર્યાં મકાન-રાચ
સર્વ કંઈ તજી પળ્યાં બધાય ક્યાંક
માત્ર હું અહીં રહ્યો
રહ્યો નિહાળતો
ક્ષણેક લાગતું ન હું ઊભું છ અન્ય કોઈ
બ્હાર
બારી બ્હાર
ક્યારનું ભયાર્ત્ત નેત્રથી રહ્યું છ જોઈ
ધારદાર તાપમાં
ધગ્યે જતી બપોરમાં
પ્રજાળતાં સવેગ વર્તુળો ભરી કરાલ ઘૂમતું પશુ
પશુ
સુતીક્ષ્ણ ન્હોરથી ચીરી હવા છીંકોટતું કૂદ્યું

પ્રચંડ કાયની તળે દબાઈ કાંપતું
ઊભું
નગર ધડાક ભાંગતું પહાડત્રાડથી
કહીં નગર? કહીં મકાન-માર્ગ-માનવો કહીં?
અને
કહીં અલોપ એ?
ઊભેલ બારીને અઢેલી જે.
હવે
નિહાળતો નગર મહીં ઊગેલ
વિસ્તર્યું અઘોર ગાઢ ક્લેશવન
મહીં
પછાડી પુચ્છ હિંસ્ર આ પ્રવેશતું પશુ
પશુ પલેકમાં અલોપ. એ અલોપ ક્યાં? વિમાસતો
વિમાસતો અરે હું આમ ક્યારનો
કઈ ખૂલેલ સ્વપ્નબારીને અઢેલીને ઊભો હતો
અરે હું આમ ક્યારનો?

રમણલાલ છ. પટેલ

*

## હાડકાંના કરાનો વરસાદ

તમે નહીં જોયો હોય હાડકાંના કરાનો વરસાદ કદી;
હવે જોશો જરૂર હાડકાંના કરાનો વરસાદ એક દી'
કારણ?
એક સમાચાર છે એવા કે–
મોરબીજનોના મૃતદેહ તણાઈને દરિયામાં ઠલવાયા છે.
ને જીવિત મોરબીવાસીઓનાં આંસુ યે દરિયામાં ઠલવાયાં છે.

યોગેશ જોષી

*

## બાવળ

મને કોઈ જ ફેર નથી લાગતો
તારી યાદમાં અને બાવળમાં.

હું તો
બાવળની આસપાસ
વટસાવિત્રીના દિવસે
સૂતરના એકસો ને આઠ આંટા
વીંટીને કહું છું—
હે ભગવાન,
મને કલ્પનાની વેદના આપ.

તમે ક્યારેય નહિ જોયો હોય
બાવળને ખળખળ વહેતો
કે ગ્રીષ્મના નાલાયક તડકાને શૂળો ભોંકતો.
બાવળ તો
મારી જેમ જ
વરસાદ વગર પણ જીવ્યા કરે.
બાવળ તો મારી પાંપણને શોધે
એને તો
સાત લાખ જન્મોની કથા ય આંગળીને વેઢે.
બાવળ રણમાં જ ઊગે
એવું નથી હોતું
એ તો ક્ષણમાં ય ઊગે
હથેળીમાં ય ઊગે
આંખોમાં ય ઊગે
પગમાં ય ઊગે
ને લગભગમાં ય ઊગે.

બાવળનું તો સૌંદર્ય જ જુદું
એ તો
વર્ષા પછીની કોઈ સાંજે
બાવળમાં ફસાઇ ગયેલો
આકાશનો સાન્ધ્યરંગી પાલવ જુઓ
તો જ ખ્યાલ આવે.
બાવળ તો
વહી જતી ક્ષણોને અટકાવે
ને
સમયને શૂળ પર લટકાવે
જો બાવળનો સાથ હોય
તો ક્ષણનો સમુદ્ર થાય
નહીંતર
ક્ષણ પણ બની જાય રણ.
બાવળ તો ઝાંઝવાની ડાળ
બાવળ તો હરણાંની ફાળ
બાવળ તો ગૂંથ્યા વગરની જાળ
બાવળ તો પાણીની પાળ
બાવળ તો ગૂંથ્યા વગરની જાળ
બાવળ તો ભલું થયું ભાગી જંજાળ.
એક એક ક્ષણને
એકડી કરી

સુંવાળી રેશમ જેવી બનાવી
કરોળિયો જાળું બાંધે
તે બાવળ.
બાવળ ક્યારે ય માગે નહિ
ઉછીનાં ગાન કે પાન.
બાવળ તો
ભયાનક વંટોળને ય
ઊભો ને ઊભો ચીરી નાખે
ને લોહીલુહાણ વંટોળ
ઊભી પૂંછડીએ
ચીસો પાડતો ભાગે.
ને બાવળ તો કુંભકર્ણના કાન
બાવળ તો
સ્પર્શનાં પ્રેતોનું ભૂતિયું મકાન.

સૂર્યના પ્રચંડ તાપથી
હ્રદયમાં જે તિરાડો પડી જાય
તે બાવળ.
મધરાતે કડાકા સાથે વીજળી થતી હોય
ત્યારે
આભના અંધારમાં જે દેખાય
તે બાવળ.
તને સ્પર્શું ત્યારે
તારી હસ્તરેખાઓ ગૂંચવાઈ જવાનું કારણ
તે બાવળ.

બાવળ તો
બારે માસ રણમાં ઊભો રહી
તપ કરતો ઋષિ.
બાવળ તો
મેવાડ છોડી જતી મીરાં.
બાવળ તો
હવામાં પડતા ભૂરા ભૂરા લીરા.
બાવળ તો
વર્ષાની અપેક્ષા વગર
મલ્હાર ગાતો નરસિંહ.

કલ્પના,
તારા મોકલાવેલા બાવળને
કાંટા નથી
એને તો કાંટાની જગ્યાએ
ક્ષિતિજો સુધી જાતા પાટા છે!
એથી જ તો
આશા બંધાય છે કે
યમુનામાં પૂર આવશે
ને બાવળની ડાળે ચઢી
કનૈયો વાંસળી વગાડશે.
પછી
ટ્રેન અહીં નહિ આવે
તો
બીજે ક્યાં જશે? બોલ.

બાવળ તો
હંમેશાં માગતો રહ્યો છે
ધરાની ધગધગતી વેદનાને
એથી જ તો

સરસ્વતી
કચ્છના રણમાં દોડી આવે છે
દરિયો છોડીને બાવળને મળવા.
અને
આકાશ પણ હેઠું ઊતરી આવે છે
બાવળમાં આરપાર સમાઈ જવા માટે.

બાવળ તો
વેદનાનો દેવ.
પ્રેમને પામવા તો
બાવળની શૂળ પર
એક પગે ઊભા રહી
તપ કરવું પડે.

કલ્પના,
જ્યારે તારી ખૂબ જ યાદ આવે છે
ત્યારે હું
દોડતો જઈને ભેટી પડું છું—
આંગણે ઉગાડેલા બાવળને.
એને
મારાં આંસુઓથી ભીંજવી નાખું છું
અને
માટીના એક કોડિયામાં
રૂની વાટને બદલે
મારા હૃદયને મૂકી
દીવો પેટાવી
બાવળને કહું છું :
મને
કલ્પનાની વેદના આપો
હે વેદનાના દેવ!

ધીરુ પરીખ

## પ્રાર્થના

ઠારો
ઠારો કોઈ આ અનન્ત કાળથી સળગતા સૂર્યને
ને
ઉગારો કોઈ આ અનન્ત કાળથી દદી પડતાં ઝરણાંને
કોઈક તો કૂણા પાડો આ પહાડના પહાડોને
કોઈક તો જરા મીઠો કરો આ મહાર્ણવને
કોઈક તો કરો દોડતાં આ વૃક્ષોને
અરે
કોઈક તો ઉગાડો કંટકવિહોણા થોરને
કોઈક તો કરો હકાડે દેખતું ઘુવડને
અરે હા
મને
આ માણસને
કોઈક તો——————————
——————————આ માણસને

મણિલાલ હ. પટેલ
*
## એક ખંડ ગઝલ

કેમ કરી સાચવશો હું પરપોટો છું?
સાચું તો છે શમણું હું તો ખોટો છું!

પ્હાડ ઉપર મેં પગ મૂક્યો ને ઝરણાં વ્હેતાં આવ્યાં કેમ?
દરિયો દરિયો દરિયો છું હું કોણ કહે કે લોટો છું?!

મેં ગણિત ગમ્મત જેવું જીવતર ધાર્યું'તું
પણ થયું એવું કે તમે નફો, હું તોટો છું!

સાંજ પડે હું જન્મું છું ને રોજ સવારે મરવાનું
આમ જુઓ તો શમણું છું ને આમ x-ray ફોટો છું.

આ વૃક્ષોનો અભ્યાસ અને વરસાદી લય
હું સળગી સળગી સરી જતો લિસોટો છું!

રાખ રાખ તું લાગણીઓની વાત શોભતી નથી તને
આગ આગ છું અંદરથી ને બ્હાર ખીલ્યો ગલગોટો છું!

દિલીપ વ્યાસ
*
## 'હું'

વેદનાનાં અશ્વનો અસવાર છું,
હું ખુમારીનો નવો અવતાર છું.
હોય ઉજવણું હવે હર પંક્તિમાં
ઊજવે છે શબ્દ, હું તહેવાર છું,
દે દીધી આંખો સ્વપનને ભેટમાં
દશ્યનાં યુદ્ધો મહીં તલવાર છું.

ભેખડો પડખાની ધસતી રાત વ્હે,
કે સવારે ફીણનું હું વ્હાણ છું.
ભીંતને સૂંઘે ઉદાસીન ઓરડો,
હું છબીમાં ચીતરેલો બાગ છું,
અર્થ દીવા શબ્દની કબરે કરે,
ઘાસ થઈને ફૂટતો ચિત્કાર છું!

## બંદા

*

યૉસેફ મૅકવાન

ટમક ટમક ભઈ, તારા ટમકે આવે,
ચમક ચમક ભઈ, ચાંદો ચમકે આભે.

ઉમડ ઘુમડ ભઈ, વાદળ વરસે ધારા,
અલપ ઝલપ ભઈ, વીજ કરે ચમકારા.

ચકળ વકળ ભઈ બિલ્લી ઘરમાં કૂદે,
ફટક ફટક ભઈ, ચલ્લી ફરરફર ઊડે.

મલક મલક ભઈ, બેની બેસે ભણવા,
અગડ બગડ બંદા લાગે ગણગણવા.

## બોલ અને તોલ

*

ફિલિપ ક્લાર્ક

દેડકો બોલે ડ્રાંઉ;
પાણી પીઉં કે ખાઉં.
તમરાં બોલે તમ્;
વરસાદ પડે ધમ.
કાગડો બોલે કા
એઠું જૂઠું ખા.
કબૂતર બોલે ઘૂ;
ઇશ્વર એક તું.
કૂકડો બોલે કૂક,
આળસ તું મૂક.
વાંદરો બોલે હૂપ;
કેમ બધાં ચૂપ?
બેની બોલે માડી;
લાવે કેટલી સાડી.
આભલું કૈં બોલે ના
ગીત એની તોલે ના

## હૈયાગાન

*

માણેકલાલ પટેલ

ઝાકળઝાંય થાતો પ્હોર,
છાકમછોળ ઊગે ભોર.

ઠામે ઠામ રંગે રંગ,
એકેએક માણે સંગ

ડાળેડાળ થાયે એક,
ચારેકોર વ્હેતી ઠેક.

પામી હર્ષ નાને રૂપ
ખીલે ફૂલ ચૂપાચૂપ.

જોતું બાળ કાનોકાન
બોલ્યું, 'આવ હૈયાગાન.''

# ભાઇબંધો

*

રક્ષાબહેન દવે

આલી ટીનુડી રે
આલી પીનુડી રે મને એકલમૂડી કહે.
હે....એને કેમ કરી સમજાવું કે
મારે ભાઇબંધોની રે
મારે બ્હેનપણીઓની રે એક મોટી ટોળી છે.

રોજ પરોઢે ઉંબર પૂજે મા કંકુ-ચોખા લઈ લઈ.
ત્યારે ચોખા ચણવા આવે ચકિયું પોતાં લઇ લઇ લઇ.
પણ પણ જો મા મોડી થઇ તો કરી મૂકે છે ચીં ચીં ચીં.
બધી કાળી ચકી રે,
બધી ધોળી ચકી રે મારી સૌ ભેરુડી છે.
...આલી ટીનુડી રે.

તુ તુ તુ તુ–બોલું ત્યાં તો પીપળને માળેથી કાગો
અધવચ્ચેથી ઝડપે રોટી પછી પરબમાં બોળી ખાતો.
બોખો તું? કે ગળું દુ:ખે છે? ઉત્તરમાં કહે કો-કો-કો.
પાણી પીએ ઓછું રે,
પાણી ઢોળે ઝાઝું રે, કાગો દોસ્ત અનાડી છે.
...આલી ટીનુડી રે.

## મરણોત્તર શવપરીક્ષા/ભોળાભાઈ પટેલ

અને તેમણે જોયું કે ઓલિવનાં મૂળિયાંનું સોનું તેના હ્રદયનાં
પોલાણોમાં ઝમ્યું હતું.
અને ઘણા વખતથી સવારની પ્રતીક્ષામાં તે મીણબત્તીને અજવાળે
જાગતો રહ્યો હતો, એક વિચિત્ર ગરમી તેનાં આંતરડાંને લાગી ગઈ હતી,
ચામડીની જરા નીચે ક્ષિતિજની ભૂરી રેખા ઊંડાણથી
અંકિત હતી, અને સમગ્ર લોહીમાં ભૂરા રંગનાં લક્ષણો હતાં.
ખૂબ એકલતાના કલાકોમાં કંઠ-સ્થ કરી રાખેલા પંખીઓના અવાજો
એકદમ બહાર નીકળી આવ્યા હતા, એટલે છરીનું ઊંડે સુધી
ચાલવું અશક્ય હતું.
ઘણુંખરું તો દુષ્કર્મ માટે ઈરાદો પૂરતો હતો.
જેને તે ભેટ્યો–એ સ્પષ્ટ છે–નિર્દોષની ભયંકર મુદ્રામાં.
તેની આંખો ખુલ્લી, ગર્વિલી હતી અને સ્વચ્છ નેત્રપટલ પર
હજીય આખું જંગલ હલબલતું હતું.
મગજમાં આકાશના મૃત પડઘા સિવાય બીજું કંઈ નહોતું.
માત્ર તેના ડાબા કાનના પોલાણમાં બારીક સુંદર રેત હતી,
જાણે કોઈ શંખમાં. એના પરથી લાગે છે કે તે દરિયાકાંઠે
એકલો ચાલ્યો હતો–પ્રેમની વ્યથા અને પવનની ગર્જના સાથે.
અને તેની જાંઘ પર જે અગ્નિકણ હતા, તે બતાવે છે કે,
જ્યારે જ્યારે તે કોઈ સ્ત્રીને આલિંગતો ત્યારે સમયને આગળ ચલાવ,
આ વર્ષે ફળોની મોસમ વહેલી બેસશે.

(ગ્રીકકવિ ઓડિસ્યુસ એલીટિસના 'ઑટૉપ્સિ' કાવ્યનો અનુવાદ)

# પ્રિયતમાને નામ હું જીવું/ ધીરુ પરીખ

હું પ્રિયતમાનું નામ જીવ્યો
આ ખખડધજ જૂના ઑલિવ વૃક્ષની છાયામાં
આ સનાતન સાગરના ઘુઘવાટમાં
જેમણે મારા ભણી પથ્થરો ફેંક્યા હતા તે હવે નથી
એમના પથ્થરોથી હું ફુવારો ઊભો કરું છું
એના કિનારે કોડભરી કન્યાઓ આવે છે
એમના ઓષ્ઠ અરુણોદયથી ઊતરી આવે છે
એમના વાળ દૂર અનાગતમાં વીખરાય છે
અબાબીલ આવે છે, સમીરનાં સંતાનો,
તે પીએ છે, તેઓ ઊડી જાય છે, કે જેથી જીવન ચાલતું રહે
સ્વપ્નની ધમકી જ એક સ્વપ્ન બની જાય છે
સુંદર ભૂશિરને–વીંટળાઈ વળે છે દર્દ
આભના સીનામાં કોઈ અવાજ નાશ પામતો નથી
અરે અમર્ત્ય સાગર, મને કહે તું શું ગણગણે છે
વ્હેલેરો હું પ્રભાતવદન પાસે પહોંચી જાઉં છું
પેલા શિખર પર જ્યાં તારો પ્રેમ પ્રકટે છે
તારકોને વેરતા રાત્રિના ચક્રને હું નિહાળું છું
ધરતીના અંકુરોને થીજવી દેતા દિવસના ચક્રને ય નિહળું છું
જીવનનાં હરિયાળાં મેદાનો પર મેં હજારો વન્ય નરગીસ જોયાં હતાં
અસલ અનિલ મેં જોયાં હતાં હજ્જારો બાળકો
સુંદર કૌવતવાળાં બાળકો, જે ભલાઈને ઉચ્છ્વસે છે
જ્યારે ટાપુઓ પરથી સંગીત ઊઠે છે ત્યારે
દૂર દૂર ક્ષિતિજો તરફ કેમ મીટ માંડવી તે હું જાણું છું
મેં પ્રિયતમાનું નામ કોર્યું
આ ખખડધજ જૂના ઑલિવ વૃક્ષની છાયામાં
આ સનાતન સાધરના ઘુઘવાટમાં

(ઓડિસ્યુસ એલીટિસના 'આઈ ક્લિવ્ડ ધ બિલવિડ નેમ'નો અનુવાદ)

# કવિતાવૃત્ત

* ઈ. સ. ૧૯૭૯ના વર્ષનું સાહિત્ય માટેનું નોબેલ પારિતોષિક ગ્રીક કવિ ઓડિસ્યુસ એલીટિસને એનાયત થયું છે.

* કવિશ્રી ઉમાશંકર જોશીની શાંતિનિકેતન–વિશ્વભારતીના કુલાધિપતિ–આચાર્ય તરીકે વરણી થઈ છે. તેમને આ વર્ષનો સોવિયેત લૅન્ડ નેહરુ પુરસ્કાર પણ મળ્યો છે.

* કવિશ્રી સુન્દરજી બેટાઈને ૭૫ વર્ષ થતાં તેમનો અમૃત મહોત્સવ મુંબઈની શ્રી વિલેપારલે સાહિત્ય સભા તરફથી શ્રી ગુલાબદાસ બ્રોકરના પ્રમુખપદે અને શ્રી મનસુખલાલ ઝવેરીના અતિથિવિશેષપદે ૨૩મી સપ્ટેમ્બરના રોજ મુંબઈમાં ઉજવાઈ ગયો.

* કાશ્મીરના ૧૪મી સદીમાં થઈ ગયેલા પ્રથમ સંતકવિ શેખ નુરુદ્દીન નુન્દ ઋષિની છઠ્ઠી શતાબ્દીના ઉત્સવ ટાણે સાહિત્ય અકાદમી તરફથી શ્રીનગરમાં ૨૫–૨૬ ઑક્ટોબરના રોજ શેખ અબ્દુલ્લાના પ્રમુખપદે 'મધ્યકાલીન ભારતીય કવિતામાં રહસ્યધારા' એ વિષય પર પરિસંવાદનું આયોજન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે મધ્યકાલીન ગુજરાતી કવિતામાં રહસ્યધારા પર શ્રી નિરંજન ભગતે પેપર-વાચન કર્યું હતું. પરિસંવાદનું ઉદ્ઘાટન સાહિત્ય અકાદમીના અધ્યક્ષ શ્રી ઉમાશંકર જોશીએ કર્યું હતું.

* બે નવા કવિતા–સામયિકો પ્રકટ થયા છે. ૧. **ઉદ્ભવ** (તંત્રી. રશ્મિન્ પટેલ, પ્ર. નવોદિત લેખક સહકારી પ્રકાશન, ૨૫૩/૧, હોળી ચકલા, ગોમતીપુર, અમદાવાદ–૨૧, વાર્ષિક લવાજમ રૂ. ૧૦)
 **પગભર** (તંત્રી હીરુ શુક્લ, પગભર પ્રકાશન, ૧/૭ વિશ્વનગર, અમદાવાદી દરવાજા બહાર, નડિયાદ; વા. લ. રૂ. ૧૦)

## સાભાર સ્વીકાર

**ફૂલ, તારા ને ઝરણાં**—શ્રી ભાનુભાઈ પંડયાનો બાલકાવ્યોનો સચિત્ર સંગ્રહ, કાચું પૂઠું, પૃ. ૪૬, રૂ. ૪, પ્રાપ્તિસ્થાન. ભાનુભાઈ પંડયા, બ્લૉક ઘ–૧૭/૧. સેક્ટર ૨૦, ગાંધીનગર-૩૮૨૦૨૦

**ફૂટતી પાંખોનો ફફડાટ**— શ્રી જયેશ રામાણીનો પ્રથમ કાવ્યસંગ્રહ, કાચું પૂઠું, પૃ. ૩૨, રૂ. ૪, પ્ર. લેખક પોતે, વેરાવળ રોડ, કેશોદ-૩૬૨૨૨૦

**માણસ ઉર્ફે રેતી, ઉર્ફે દરિયો**— શ્રી નયન હ. દેસાઈનો પ્રથમ કાવ્યસંગ્રહ. કાચું પૂઠું, પૃ. ૬૪, રૂ. ૬, પ્રાપ્તિસ્થાન આદર્શ પ્રકાશન, રાયખડ રોડ, ઈટાલિયન બેકરી પાસે, અમદાવાદ-૧

**ફૂલોની મોસમમાં** : શ્રી પ્રવીણ રાઠોડનો પ્રથમ કાવ્યસંગ્રહ. કાચું પૂઠું, પૃ. ૧૬, રૂ. ૧–૨૫, પ્રા. સ્થા. પ્રવીણ રાઠોડ, નાગનાથ ગેટમાં, જૂનો કુંભારવાડો, ચંદ્રભુવન, જામનગર

**અગરબત્તી અને બીજાં કાવ્યો** : કૃષ્ણકાંત પરીખના કાવ્યસંગ્રહની બી. આ., કાચું પૂઠું, પૃ. ૬૨ રૂ. ૫, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧

**ભીનાશ** : ગીતાબેન પરીખનો બીજો કાવ્યસંગ્રહ, કાચું પૂઠું, પૃ.  રૂ. ૭-૫૦, પ્રા. સ્થા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

# મે. એચ. જે. લીચ ઍન્ડ કંપની

હાઈ ટેમ્પરેચર ગ્રીઝ અને લુબ્રિકેટિંગ ઑઇલના બનાવનાર

એશિયન બિલ્ડિંગ

આર. કામાણી માર્ગ - બેલાર્ડ એસ્ટેટ

મુંબઈ ૪૦૦ ૦૩૮

ટે. નં. ૨૬૪૪૦૪ ટેલેક્સ નં. Lub ૬૦૯૪

# પેટ્રોકેમ ઇન્ડસ્ટ્રિઝ

ઊંચી જાતના લુબ્રિકેટિંગ ગ્રીઝના ઉત્પાદકો

૧૦ ખેતવાડી ચોથી ગલી

મુંબઇ ૪૦૦૦૦૪

ટે. નં. ૩૬૦૩૩૨

# ઓડિસ્યુસ એલીટિસ

## ધીરુ પરીખ

તાજેતરમાં જ ઇ. સ. ૧૯૭૯નું સાહિત્ય માટેનું નોબેલ પારિતોષિક ગ્રીસના મૂર્ધન્ય કવિ ઓડિસ્યુસ એલીટિસને એનાયત થયાની જાહેરાત થઈ ત્યારે ઑસ્લો યુનિવર્સિટીના સાહિત્ય ભવનના અધ્યાપક યાન દ્રિટ્રિક્સને તેમજ ગ્રીક ભાષાસાહિત્યમાં ખાસ યોગ્યતા મેળવનાર એક નૉર્વેજિયન અધ્યાપકે આશ્ચર્યનો ભાવ વ્યક્ત કર્યો હતો. એમનું આ આશ્ચર્ય કંઈક એ માટે હતું કે અલ્પજ્ઞાત એવા કવિ એલીટિસને આ અતિજ્ઞાત પારિતોષિક એનાયત થયું હતું. એ અધ્યાપકોના મંતવ્ય પ્રમાણે એલીટિસ ભલે અલ્પજ્ઞાત હોય, પણ હવે એ અતિજ્ઞાત બનશે.

એલીટિસ તો એમણે કવિનામ તરીકે સ્વીકારેલી અટક છે. એમનું ખરું નામ તો છે ઓડિસ્યુસ એલેપોદેલિસ. એમનો જન્મ ઈ. સ ૧૯૧૧ (કોઈકને મતે ૧૯૧૨)માં ગ્રીસમાં ક્રીટમાં થયો હતો. વેપાર-ઉદ્યોગમાં એમના કુટુંબની ઘણી મોટી શાખ હતી. એમણે એથેન્સ અને પારીસમાં ઉચ્ચ શિક્ષણ લીધું હતું—એથેન્સમાં કાયદાશાસ્ત્ર અને રાજ્યશાસ્ત્રનું તથા પારીસમાં ભાષાશાસ્ત્રનું. કેટલાંક વર્ષો એમણે ફ્રાન્સમાં ગાળેલાં અને હાલ એઓ એથેન્સમાં વસે છે. એક સર્જકને નાતે જ નહિ, એક નાગરિકને નાતે પણ એઓ માનવસ્વાતંત્ર્યના પરમ પુરસ્કર્તા રહ્યા છે. ઈ. સ. ૧૯૪૦માં જ્યારે મુસોલિનીનાં લશ્કરે ગ્રીસ પર હુમલો કર્યો હતો ત્યારે આલ્બેનિયામાં એલીટિસે લેફ્ટેનન્ટ તરીકે યુદ્ધ આપ્યું હતું. ૧૯૪૬થી '૪૮ સુધી ત્યાંના વૃત્તપત્ર 'કૅથિમેરિની'માં કલાવિવેચક તરીકે જવાબદારી બજાવી હતી. તે પૂર્વે એક વર્ષ અને ત્યાર પછી ૧૯૫૩થી '૫૪ એમ બીજું એક વર્ષ હેલેનિક નૅશનલ બ્રોડકાસ્ટિંગ ઇન્સ્ટિટ્યૂશનમાં પ્રસારણ અને કાર્યક્રમ નિયામક તરીકે સેવાઓ આપેલી. ૧૯૭૪માં આર્ટ્સ થિયેટર અને નૅશનલ થિયેટરના એઓ સભ્યપદે હતા. મુખ્યત્વે એમણે વ્યાપારને જ આજીવિકા માટેનો વ્યવસાય બનાવ્યો છે.

આ એકાન્તપ્રિય અને અપરિણિત કવિએ નવરાશના સમયમાં ઘરે રહી ચિત્રકામ અને કૉલાજ કરવાનો શોખ કેળવ્યો છે એમના આ શોખનું, કહો કે એ આવડતનું, એક પરિણામ એમની ચિત્રાત્મક કાવ્યપંક્તિઓ પણ છે. ગ્રીષ્મનું ચિત્ર આંકતા 'ઑડી ઑવ સમર' નામક કાવ્યમાં ગ્રીષ્મમૂર્તિનું આ ભવ્ય ચિત્ર નિહાળીએ:

'Who is he that lies on the shores beyond
Stretched on his back, smoking silver-burnt olive leaves?
Cicadas grow warm in his ears
Ants are at work on his chest
Lizards slide in the grass of his arm pits
And over the seaweed of his feet a wave rolls lighty
Sent by the little siren that sang:

(કિનારાની પેલી પાર સુધી એ કોણ ચત્તુંપાટ પડ્યું છે
દગ્ધ રૂપેરી ઓલિવ પાંદડાંનું ધૂમ્રપાન કરતું કરતું?
એનાં કર્ણરંધ્રોમાં તીડ હૂંફ મેળવે છે
એની છાતી પર કીડીઓ કામમાં ગૂંથાએલી છે
એના બાહુઓની બખોલના ઘાસમાં કાચિંડા સરકે છે
અને એના ચરણોના સમુદ્રઘાસ પર
ગાતીગાતી નાજુક પરીએ મોકલેલ મોજું હળવેથી લહેરાય છે.)

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · શશિર · ૨૦૩૬ · સળંગ અંક ૧૩૨ · દ્વિજ અંક ૬૦
તંત્રી · ધીરુ પરીખ
નવેમ્બર-ડિસેમ્બર ૧૯૭૯

## કાવ્યો



## લેખો



મુખપૃષ્ઠ: વિજય દલાલ

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત · કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ-૧ ✽ આ અંકની છૂટક કિંમત રૂપિયા ત્રણ

# તરાપો

સ્નેહરશ્મિ

રમતો રમતો જાય,
તરાપો રમતો રમતો જાય,

જોતો એને બેઉ કિનારે
　　　　કુંજે લીલી થાય,
કરતાં એનો સાથ પંખીડાં
　　　　ગીત મધુરાં ગાય.
તરાપો નદીમાં વહેતો જાય.

આવે કરવા સહેલ તરાપે
　　　　પવન ફેરાં સાથ,
જોવા એને અગણિત તારા
　　　　પલકે આખી રાત!
　　તરાપો ગાતો ગાતો જાય!

આથમણા ઘાટેથી નીકળ્યો,
　　　　ઊગમણે દેખાય,
અલકમલકથી આવી એ તો
　　　　અલકમલકમાં જાય,
તરાપો હેરિયાં ખાતો જાય,
તરાપો રમતો રમતો જાય.



# પિપૂડી બજાવો

રાજેન્દ્ર શાહ

લીલાં લીલાં પાંદડની પિપૂડી બજાવો ભાઈ,
હોકારે હોકારે એને દિયો રે હિલોળ.
સીમના શેઢા તળાવ તીરને ગજાવો ભાઈ,
કોરામોરા વાયરાને લાગે છૉળ છૉળ.
ભાઈ પિપૂડી બજાવો
હેઈ પિહૂઈ પિહૂઈ.

ઝીણાં ઝીણાં ફૂંડવાંનો ઝલી રહે મોલ ભાઈ,
ખૂલી જતી પાંદડીની વેરાય સુગંધ;
આવ્યાં લેલાં હોલાં છોડી માળા ને બખોલ ભાઈ,
મોકળે બોલે રે એનો રેલાય ઉમંગ.
ભાઈ પિપૂડી બજાવો
હેઈ પિહૂઈ પિહૂઈ.



ખેતરમાં ખેડુ, ગોચરમાં ગોરું ધણુ ભાઈ,
ખેલે રે ગેવાળબાળ તરુવર ડાળ;
વાંસની વેણુમાં રાતા રાગનું રટણ ભાઈ,
નવો નવો સૂર કાઢે નવો નવો ઢાળ.
ભાઈ પિપૂડી બજાવો
હેઈ પિહૂઈ પિહૂઈ.

# નેહા-નીરજનો ગરબો

રમેશ પારેખ

અમે પાટી ને પેન લીધાં હાથમાં રે લોલ
પછી પાટીમા ચીતર્યું ઝાડ
પછી પાણીપોતાંથી ઝાડ ભૂંસિયું રે લોલ

પછી નાનકડી ચકલી ચીતરી રે લોલ
પછી ચીતરી ચકલીની ચણ
પછી પાણીપોતાંથી બધું ભૂંસિયું રે લોલ

ત્યાં તો પપ્પા કહે કે લખો એકડો રે લોલ
અમે કીધું કે લાગ્યો થાક
પછી મોટેથી તાણ્યો ભેંકડો રે લોલ





# સાંભળું નહીં

સુરેશ દલાલ

મારી આંખમાં છે એટલી ઊંઘ:
સવારે કદી સાંભળું નહીં
મારા કાનમાં છે કેટલી ઊંઘ!
સવારે કદી સાંભળું નહીં.

સાંભળું નહીં હું સાંભળું નહીં;
વ્હેલી સવારે કશું સાંભળું નહીં.
સપનાંઓ નાચે ઝૂમઝૂમ:
સવારે પછી સાંભળું નહીં.

સાંભળું નહીં હું સાભળું નહીં,
વ્હેલી સવારે કશું સાંભળું નહીં.
ભલે મમ્મી પાડેને મોટી બૂમ:
સવારે પપ્પા સાંભળું નહીં.



# બકો ને પકો

હરિકૃષ્ણ પાઠક

(શિશુ સૉનેટ)

બકા, તું છે ને તે આમ તો સાવ ખોટો;
મને નાનો ડબ્બો, તું લઇ લે છ મોટો?
બકા, જો કહી દીધું—ભાગમાં સાવ આવી
ન ચાલે અંચાઇ, લાવ, દે સીધી રીતે.

પકા, જો તું મારી વાત માને નહીં તો
કહે, કેવી રીતે ભાગ પાડું કહે તો?
મને જો મમ્મીએ ભાગ આપ્યો હતો તે
હતો મારો; તો યે આટલો તો દઉં છું
નથી ખોટું કહેતો, સાવ સાચું કહું છું.

ભલે ના દેતો; જા, આપણી સાવ કિટ્ટા.
હવે તો પપ્પાને જો કહી દઉં બધું યે,
લડાવું મમ્મીને, જો હવે જોઈ લેજે...

પકા, લે તું મોટો, લાવ નાનો લઉં છું,
અને ખાલી છે તે લાવ લૂછી દઉં છું!



# ભાઈ અમારા

હરિકૃષ્ણ પાઠક

અલપ ઝલપ અલબેલાં પાન
ભાઈ અમારા ભીને વાન.

રોજ લપેડા આંજે મેશ
તો ય નહીં દેખાતી લેશ.

રંગરંગના વાઘા ધરે
ફૂલ્યા ફૂલ્યા મનમાં ફરે.

ભણવામાં છે નંબર એક
જમણે નહિ; ડાબેથી છેક.

ગાય એવડાં મીઠાં ગીત
સાંભળનારાં પળમાં ચિત.

ધરે કામમાં એવી ખંત
કદી ન આવે એનો અંત.

અલપ ઝલપ અલબેલાં પાન
ભાઈ અમારા ભીને વાન.



# કાગડો કાળો કાળો

હરિકૃષ્ણ પાઠક

મારે લીમડે કાગડાનો માળો
કે કાગડો કાળો કાળો,
એના માળામાં ડાંખળાં ને ડાળો
કે કાગડો કાળો કાળો.

મહીં મેલ્યાં છે એક-બે ઈંડાં
કે કાગડો કાળો કાળો,
એમાં કોયલડી પાડતી છીંડાં
કે કાગડો કાળો કાળો.

જુએ ત્રાંસું ને ઊડતો યે ત્રાંસો
કે કાગડો કાળો કાળો,
ડોક રાખોડી ચળકે વાંસો
કે કાગડો કાળો કાળો.



એની ચાંચોના ચાપડા ભારે
કે કાગડો કાળો કાળો,
સ્હેજ છેડ્યો તો ફટ્ટ દઈ મારે
કે કાગડો કાળો કાળો.

વળી ઠેકતો ઠેકતો ચાલે
કે કાગડો કાળો કાળો,
કાંઉ કરતો સવારને ઉજાળે
કે કાગડો કાળો કાળો.

કદી કરતો શુકન કાગવાણી
કે કાગડો કાળો કાળો,
નહીં શેરી એકે ય તે અજાણી
કે કાગડો કાળો કાળો.

એની પક્કી છે સાવ ભાઈબંધી
કે કાગડો કાળો કાળો,
ભલે રીત ને ભાત હોય ખંધી
કે કાગડો કાળો કાળો.

એનાં બચ્ચાં છે ગોબરાં-ગંદાં
કે કાગડો કાળો કાળો,
એ તો કરતો ફરેબ ને ફંદા
કે કાગડો કાળો કાળો.

કવિલોક • નવે.-ડિસે. ૧૯૬૯ / ૨૦૭

# નેહાનું ગીત

રમેશ પારેખ

વંદાને તો લાંબી લાંબી મૂછ હોય
દાદાજીને લાંબી લાંબી મૂછ છે, હીહીહી
દાદાજી કૈં વંદો નથી

ઘેટાંને તો ધોળા ધોળા વાળ હોય
દાદીમાને ધોળા ધોળા વાળ છે, હીહીહી
દાદીમા કૈં ઘેટું નથી...

બિલ્લીબેનની આંખો હોય માંજરી
માંજરી તો કાકીની યે આંખ છે, હીહીહી
કાકી કૈં બિલાડી નથી...

વાંદરીની બેબી હોય વાંદરી
હું મમ્મીની બેબી છું, હીહીહી
હું તો કાંઇ વાંદરી નથી...





# સ્કાયલેબ પડે તો શું થાય

હરિકૃષ્ણ પાઠક

ભાઈ-ભાભી, કાકા-કાકી,
બા ને બાપુ, દાદા-દાદી
એક જ વિચાર કરે:
સ્કાયલેબ પડે તો શું થાય!
છોટાં-મોટાં છોકરાંની ટીંગર તો ટોળે વળી
લળી લળી વાત કરે:
સ્કાયલેબ પડે તો શું થાય!
કોઈ કહે:
હાથી ઘોડા, ઊંટ-ગાય, ગાડાં ને ખટારા
બધું ખડખડ ખડી પડે
        દડ દડ દડી પડે...
નિશાળનું છાપરું યે તૂટી પડે
ઓસરીમાં બાંધેલો આ ઘંટપટ છૂટી પડે
નિશાળમાં રજા પડે...
કોઈ કહે:
મસ મોટો ખાડો પડે
ડુંગરો યે આડો પડે....
રમતામાં ફૂલ ચૂંથી કુંજલી ત્યાં આવી
વાત બધી સાંભળી ને આંખ મલકાવી.
કોઈ પૂછે:
કુંજલ બા, સ્કાયલેબ પડે તો શું થાય?
કુંજલી તો હાજર જવાબ:
કહે:
કાયલેબ પસે; તો તો હાય હાય
માથું યે વીંખાઈ જાય!



# ઊંઘણશી લીમડો

રમેશ પારેખ

સાવ કેવો ઊંઘણશી છે ભાઈ, પેલો લીલોછમ લીમડો
તડકે તડકે ઝોકાં ખાય
છાંયે છાંયે ઝોકાં ખાય
આવો મોટો ઢગ્ગો તો ય
ઊભો ઊભો ઊંઘી જાય
ખાય નહીં પીવે નહીં કાંઈ ભાઈ, પેલો લીલોછમ લીમડો

લીમડો ઊંઘે ને એનાં પાંદડાં ઊંઘે
પાંદડાં ઊંઘે ને એના છાંયડા ઊંઘે
છાંયડા ઊંઘે ને બધી ડાળી ઊંઘે
ડાળી ઊંઘે ને પેલો માળી ઊંઘે
કોઈ દી' ભણવા ન જાય ભાઈ, પેલો લીલોછમ લીમડો

લીમડો ઊંઘે ને એને સપનું આવે
પાંદડાં ઊંઘે ને એને સપનું આવે
છાંયડા ઊંઘે ને એને સપનું આવે
હું યે ઊંઘું ને મને સપનું આવે
સપનામાં કાળો દેખાય ભાઈ, પેલો લીલોછમ લીમડો



# ચાંદરણું

રમેશ પારેખ

તડકાનું ચાંદરણું રે મને જડયું
ટચૂકડું પાથરણું રે મને જડયું

ઝગમગ ઝગમગ થાતું રે મને જડયું
ખોબામાં ઝિલાતું રે મને જડયું

પોચું આખે આખું રે મને જડયું
એને હું ક્યાં રાખું રે મને જડયું

ખિસ્સામાં ના રહેતું રે મને જડયું
ખોબામાં ના રહેતું રે મને જડયું

મમ્મીને હું આપું રે મને જડયું
પપ્પા વાંચે છાપું રે મને જડયું



# હું

સુરેશ દલાલ

હું બટર ખાઉં છું
ને બટરફ્લાય થાઉં છું.

હું મટર ખાઉં છું
ને વટાણાની જેવો હું તો,
દડબડ દડબડ થાઉં છું.

હું ફ્લટર થાઉં છું
ને પંખીની જેમ હું તો,
ગીત ઊડતાં ગાઉં છું.

હું ચેટર-બૉક્સ વાતોડિયો,
હું શહેરી છું ગામડિયો.



# ટીકુબ્હેનની દિનચર્યા

ઉશનસ્

ચીંચીં કરતાં ચકીબાઇ આવે છે, સૂરજની કંઇ વાત સંગે લાવે છે,
ટીકુબ્હેનને ચકીબાઇ ઢંઢોળે છે, પારણે પોઢ્યાં એ આંખોને ખોલે છે.
મં મં કરતાં મમ્મીને બોલાવે છે, ચીંચીં કરતાં ચકીબ્હેન આવે છે.

મમ્મી, મમ્મી! ઘણી મને ગમ્મી
મમ્મી, મને મમ્ આપ, લે અપ્પા,
મમ્મી, મને ભૂ આપ, લે અપ્પા,
બીજા મને વ્હાલાવ્હાલા પપ્પા,

ન્હાઇધોઇ નવી પ્હેરી વાવા, ટીકુબ્હેન બેઠાં મમરા ખાવા,

એક મમરો ખાય છે, બીજા સો વેરાય છે
ટીપું પાણી પીએ છે, ઝાઝું ઢોળી દિયે છે,
એક ચણો ચૂગે છે, ચીંચીં આવી પૂગે છે,
મમ્મી મારી મં મં, પપ્પા મારા પં પં
મમ્મી પેઠી રોટલે, ટીકુ બેઠી ઓટલે.

ઓટલે આખી દુનિયાં, બકબક ચકચક કૂર કૂ રિયાં
ચકી-કાબર-હોલાં, ગાય, ન્હાની આંખ, કૌતુક ના માય.

ન્હાની ન્હાની આંગળીઓ હલાવે છે, પાસે સૌને રમવાને બોલાવે છે,

ચકી ચકી, આમ આવ, તુ તુ સાથે તેડી લાવ,
ગાય ગાય, આમ આવ, બકબક બે બોલાવી લાવ,

તૂ તૂં, આવે બકબક આવે, ટીકુબ્હેનને મન બહુ ભાવે,
ધીમે ધીમે સૌ વીખરાય, ખાઇ પીને સૌ જંપી જાય,

હાલો રે હાલો, મમ્મીનો હ્રૂદો બહુ વ્હાલો,
ટીકુબ્હેન તો હીંચકો ખાય, ખાતાં ખાતાં ઊંઘી જાય.
આંખમાં હવે સપનાં, અલકક ને મલકકનાં
ટીકુબ્હેનનો ઊંઘની પાર, એક ખૂલે બીજો સંસાર,

ટીકુબહેન તો પરી, દેવદૂતોમાં ભળી;

આંખ ખૂલી કે ઊભા સામા
ટીકુબહેના ચાંદામામા,

ચાંદામામા પોળી, હાથ ન આવે ઓરી
હાથ નો આવે આખી, આખી જ લેવી ચાખી.
ચાંદાપોળીનું ચઢે ઘેન, એન ઘેન દિવા ઘેન
મમ્મી કહે પરીની વાત, દાદા હે પંપાળી હાથ
આંખ મહીં સોણું ઘેરાય, ટીકુબ્હેન તો ઊંઘી જાય
પાછો એ પરીઓનો દેશ, ટીકુબ્હેન પરીઓને વેશ,
ઘેન મહીં ઘેરાતી રાત, વ્હેલું કાલે હો પરભાત.



# ન્હાશો કે નહીં

રમેશ જોષી

ખોબલામાં પાણી
આવો ચકી રાણી

ન્હાશો કે નહીં?
ન્હાશો કે નહીં?



ન્હાશું રે ભઇ, ન્હાશું
ન્હાશું રે ભઇ, ન્હાશું

ખોબાસરવર જળે ભર્યાં
ને ચકીમાઇ ન્હાવા પડ્યાં

પાણી ઊડ્યું ફ્રરરર
આંખમાં ગ્યું, અરરર

ખોબો ગયો છૂટી
સરવર પાળ તૂટી



પાણી દડ્યું દડદડ
ચકી ઊડી ફડફડ
નીકુ હસ્યો ખડખડ
ખરી થઇ ગરબડ
ચકી રાણી, ચકી રાણી
ખોબલિયામાં ભરિયું પાણી
ન્હાશો કે નહીં? ન્હાશો કે નહીં?
ના રે નીકુભાઇ, ના રે નીકુભાઇ
ખોબલાનાં પાણીમાં કેમ રે ન્હાવાય!

# મારો સ્વભાવ

સુરેશ દલાલ

ચાલતા ઘોડાને ચાબુક મારું : મારો આ સ્વભાવ છે;
હારું તો યે એમ કહું કે હવે મારો દાવ છે.

મમ્મી પપ્પા સૂતાં હોય તો ઘાંટા પાડી જગાડું,
લડી રડી રડી લડી રેકર્ડ મારી વગાડું;
આંસુઓનું લશ્કર એ તો મારો રે બચાવ છે,
ચાલતા ઘોડાને ચાબુક મારું : મારો આ સ્વભાવ છે.

દૂધ ખાઉં, પૂરી પીઉં : પાપડને તો જાઉં ગળી,
ખોવાઇ ગયેલો હોઉં તો હું અરીસામાં જાઉં મળી;
નિશાળે જવાનું હોય તો કહું કે મને તાવ છે,
ચાલતા ઘોડાને ચાબુક મારું : મારો આ સ્વભાવ છે.



# દરિયો

યોસેફ મેકવાન

પાણીનો ઝમેલો ભાઈ: દરિયો છે દરિયો રે,
મોજાંઓનો મેળો ભાઈ: દરિયો છે દરિયો રે.

એનો શો ઘુઘવાટો ભાઈ: દરિયો છે દરિયો રે,
તટને મારે થપાટો ભાઈ: દરિયો છે દરિયો રે.

તટ પર કાળા પ્હાણુ ભાઈ: દરિયો છે દરિયો રે,
હાલક-ડોલક વ્હાણુ ભાઈ: દરિયો છે દરિયો રે.

રાત-દિવસ એ ઘૂઘવે ભાઈ: દરિયો છે દરિયો રે,
વાયુ સદાયે સૂસવે ભાઈ: દરિયો છે દરિયો રે.

નાની આંખે ભાળું ભાઈ: દરિયો છે દરિયો રે,
એનું રાજ વિશાળું ભાઈ: દરિયો છે દરિયો રે.

ચાંદો જોઈ નાચે ભાઈ: દરિયો છે દરિયો રે,
એની રાણી ક્યાં છે ભાઈ? દરિયો છે દરિયો રે.



# બા ને બાપુ હસી પડ્યાં

વાડીલાલ ડગલી

મેં તો કીધું કે આભ ગીત ગાતું ને બા ને બાપુ હસી પડ્યાં;
પછી ગીત એ સાગરે સમાતું ને બા ને બાપુ હસી પડ્યાં.

જુઓ ઝાડ સૌ ડાળીઓ હલાવે ને બા ને બાપુ હસી પડ્યાં;
એ તો ગપસપ વાતો ચલાવે ને બા ને બાપુ હસી પડ્યાં.

પૂછું પૂર્ણિમાએ તારલા ક્યાં જાતા ને બા ને બાપુ હસી પડ્યાં;
શું એકસાથ ચાંદનીમાં ન્હાતા ને બા ને બાપુ હસી પડ્યાં.

પેલો વાયરો આમ કેમ દોડે ને બા ને બાપુ હસી પડ્યાં;
એ શું ઝાડવાંના વાળ લીલા ઓળે ને બા ને બાપુ હસી પડ્યાં.

પાણી સરવરને તીર કેમ થંભે ને બા ને બાપુ હસી પડ્યાં.
જુઓ ઝાડ ચડે પાણીના ખંભે ને બા ને બાપુ હસી પડ્યાં.

નાવ ફીણનાં તે ફોરાં ઉડાડે ને બા ને બાપુ હસી પડ્યાં.
એ તો દરિયાની દાઢી રમાડે ને બા ને બાપુ હસી પડ્યાં.

પૂછું પેલાં ગુલાબ કેમ રાતાં ને બા ને બાપુ હસી પડ્યાં.
રાતરાણીનાં ફૂલ કેમ ગાતાં ને બા ને બાપુ હસી પડ્યાં.



# એક પતંગિયું

રાજેન્દ્ર શુક્લ

એક ધોળું ધોળું પતંગિયું
      પીળું પીળું થઈ ગયું!

ધોળી ધોળી ફૂલપાંખડિયે
ચાંદની રાતે
ઝાકળ જેવું સૂઈ રહ્યું
એક ધોળું ધોળું પતંગિયું.

સવારનો સૂરજ ઊગ્યો
ને તડકો પીળું ઢોળાયો.

ધોળું ધોળું પતંગિયું જ્યાં
આંખ ઉઘાડી નજર કરે ત્યાં
      પીળું પીળું થઈ ગયું!

પવન વાયો, પવન વાયો,
તડકે પીળો પવન વાયો.



પવન સાથે વાતો કરતું
ગીતો ગાતું પતંગિયું તો
પીળી પીળી પાંખ પસારી
પીળું પીળું ઊડી ગયું

એક ધોળું ધોળું પતંગિયું
      પીળું પીળું થઈ ગયું!

# સસ્સો-સસ્સી

હસિત બૂચ

સસ્સાલાલે પહેરી હૅટ
પૂછ્યું રસ્તે: 'હુ ઇઝ ધૅટ?'
બનારસી સેલામાં સજ્જ
સસ્સીરાણી ખીજ્યાં ઝટ:
'ચલો; નાટકે પડશું લેટ!'

મોડી રાતે ઘેર આવતાં,
સસ્સી-સસ્સો ઠંડાંગાર!–
'કાલ સવારે શાક-દૂધના
દેશે પૈસા કોણ ઉધાર?
ખાધા ગોટા, કુલ્ફી ખાધી,
ખાધાં પાન મસાલેદાર;
પાછાં ફરતાં ટૅક્સી લીધી;
પૈસા થયા એમાં પોબાર!'

સવાર પડતાં સમજી સાને,
પડોશનાં બકરા-બકરીએ
બોલાવીને પીરસ્યું દૂધ;
સસ્સો-સસ્સી હવે ન ભૂલે:
'નાટક નહીં; મોટી તો ભૂખ!'



# બાળક

હસિત બૂચ

દરિયાનાં મોજાં પર મૂકી છે દોટ,
અમે બાળક તો દરિયાનાં મોજાં;
વાદળને મ્હેલ રમ્યાં વાદળને કોટ,
અમે બાળક સૌ વાદળનાં ફોરાં.

ફૂલો આ મલકે છે વહેલી સવાર,
અમે ફૂલોનાં ભેરુઓ ભોળા;
ઝળકે છે રોજ રોજ તારાવણઝાર,
અમે એનાં યે ફરફરતાં છોગાં.

ઘરઘરમાં સીમસીમ ઊઠે કલ્લોલ,
અમે બાળક તો કલરવનાં મોજાં;
દેવોનાં હૈયાંની કૂણેરી કોર,
અમે બાળક સૌ અમરતનાં ફોરાં.



# વાદળની હોડી

જ્યોતિષ જાની

વાદળની મેં હોડી બનાવી
હોડી દોડે હલ્લક ઝલ્લક

હલ્લક ઝલ્લક હૂપ હૂપ
ગામ જો આખું ડૂબ ડૂબ

ડુબ્યં ડુબ્યા દેડકા ચાર
દેડકે દેડકે ડ્રાંઉં ડ્રાંઉં

મમ્મી! હું તો તારા ખોળામાં
ભૂસકો મારી આવું આવું!



# ઝરણું છૂટયું આલ્લે લે

મનોહર ત્રિવેદી

જળપરીનું ઝાંઝર તૂટયું આલ્લે લે
જંગલમાંથી ઝરણું છૂટયું આલ્લે લે

પાંખ ઝબોળી પંખી સરતાં
ઝાડ ઉપરથી ફૂલો ઝરતાં

પર્વત પરથી ગીત વછૂટયું આલ્લે લે
જળપરીનું ઝાંઝર તૂટયું આલ્લે લે

જળે ભરી વાદળીઓ ઝૂકી
હવાઓએ વાંસળીઓ ફૂંકી

ક્યાંથી આવું અચરજ ફૂટયું ? આલ્લે લે
જળપરીનું ઝાંઝર તૂટયું આલ્લે લે

તરણાંને ના હોય હલેસાં
હું ય તરું રે એમ હમેશાં

ભીનું ભીનું શમણું લૂંટયું આલ્લે લે
જંગલમાંથી ઝરણું છૂટયું આલ્લે લે



# આસપાસ

સુન્દરમ્

પીળું પતંગિયું,
　　પીળો પતંગ
પીળાં પીળાં ફૂલ છે,
　　આવી વસંત.

પીળો છે પીપળો
　　ને લીલાં છે પાન,
આવો સૌ ખેલીએ
　　થઈને ગુલતાન.

ઊંચી છે આંબલી,
　　ઊંચાં ઊંચાં ડાળ,
આવો હનુમાન થૈ
　　ભરીએ સૌ ફાળ.

નીચી છે ઝૂંપડી,
　　ને નીચાં મકાન,
નીચાં નમીને
　　કરીએ પ્રણામ.

ઊંચા ડુંગર, એથી
　　ઊંચાં આકાશ,
આકાશે તેજ ભર્યાં,
　　વરસે પ્રકાશ.



# પરીદેશમાં

સુન્દરમ્

પરીઓને દેશ,
 રૂપાળે વેશ,
ચાલો સહુ જઈએ,
સાથે શું શું લઈએ?

એક લઈએ આરસી,
ને બીજું તો કાંસકી,
 ત્રીજું તો ફૂલ,
 આનંદમાં ગુલ.

 માણેકનો મહેલ,
અને સોનાની વહેલ,
 હસવાની હોડી,
ચાલો દઈએ છોડી.

અને હાથ જોડી
 કરીએ પ્રણામ,
જય શ્રી ભગવાન,
 રઘુપતિ રામ!



# રામ+ચંદ્ર

સુન્દરમ્

'તું કેમ રડે છે, મારા રામ!'
'પેલો ચંદ્ર મને દે લાવી, પેલો ચંદ્ર...'

'હા, પણ પેલો ચંદ્ર રડે છે, તને ખબર ને?
અરે બિચારો કેવું રડે છે, કેવું રડે છે!
એ માગે છે મને રામ રમવાને આપો.
ને એની મા, એ પણ કેવી રડે બિચારી,
કોણ રામ એને દે લાવી?'

'હેં મા, ચંદ્ર રડે છે, એની માયે રડે છે?
તો ચાલ આપણે ચંદ્ર કને બંને જણ જઇએ.'

'હા, ચાલ આપણે કને ચંદ્રની, રામ, જઇએ.
તું મારા ખોળામાં માથું મૂક અને મીંચી દે આંખો,
અને આપણે ચંદ્ર કને બસ સરરર પ્હોંચી જાશું'

માની ગોદ મહીં ઝટ મૂકી શીશ રામ ત્યાં દેતા,
ને પંપાળે મા કૌસલ્યા, હળુ હળુ હાલા ગાતાં,
સુણતાં સુણતાં રામ નીંદની ગોદે સરકી જાતા,–
વિમાન વેગે સરરર આભે ચંદ્રે પ્હોંચી જાતા.

બેઉ મળ્યા ને ખબ રમ્યા ને
એવું ભેટ્યા, એવું ભેટ્યા,
બંને એક થયા ગઈ–
રામ તણા ત્યાં 'રામચંદ્ર' થઈ રાજ્યા.



# ધસતી મસ્તી

સુન્દરમ્

એક દિવસ આંબે કોયલડી
ટહુકી કુઉકુઉકૂ,
વગડે વગડે મોર ગહેક્યા
નાચ્યા છનનન છુમ્.

ઊંચે ઊંચે વાદળમાંથી
વીજ અહો ચમકી,
કાળા કાળા મેઘ ચડ્યા ને
ઘણું ઊઠ્યા ધમકી.

વાદળ પાણી ધસમસ,
છબછબ પાણી,
મસ્તી કરીએ
કોઈનું બાંધો બમ્મીસ અને
કોઈની બાંધો ચોટલી,
જમી કરીને
રમી કરીને
ચાલો લઈ લો પોટલી.

મોટી મોટી જાત્રા જઈએ,
ગંગાજીમાં નાહી લઈએ,
બોલો હરહર ઓમ્.
બોલો હરહર ઓમ્.
બોમ બોમ ભોળાનાથ.
સૌ જોડી દો બબ્બે હાથ.



# હે ભેરુ

પિનાકિન્ ઠાકોર

હે ભેરુ ચાલોને રમીએ રાસે,
રૂડાં ઘરનાં પગથિયાં પાસે.
હો ભાઇ ચાલોને રમીએ રાસે,
હો બ્હેન ચાલોને રમીએ રાસે.
હે ભેરુ૦

આવોને શેરીમાં એકઠાં થઇએ,
આપણાં તે ગોઠીઆંને બોલાવી લઇએ;
હો ભેરુ મોઢાં મલકાય હેત હાસે.
હે ભેરુ૦

દાંડીઆને હાથમાં લઇએ રૂપાળા,
ઘૂંટીએ બાંધીએ ઘૂઘરાની માળા;
હો ભેરુ નાચોને નવલા ઉલ્લાસે.
હે ભેરુ૦

આજે આનંદનાં આવ્યાં છે ટાણાં,
ઘરનાં ને શાળાનાં ગમતીલાં ગાણાં;
હો ભેરુ ગાશું ગજવશું ચોક આસપાસે!
હે ભેરુ૦



# બદામડી

કરસનદાસ લુહાર

ફળિયામાં ફાટફાટ ફોરી બદામડી!
ખાટું-મીઠું કાંઈ મ્હોરી બદામડી!

માથું આંકાશે ને મૂળિયાં પતાળમાં,
આઘી આઘી ને કાંઇ ઓરી બદામડી!

વરસે સૂરજ અને વરસે છે વાદળાં
ભીની ભીની ને તોય કોરી બદામડી!

મધરાતે ઝબકી બાને પૂછી જોઉં:
આંખમાંથી કોણે બા, ચોરી બદામડી!



# રીંછ અને વાનર

દીનાનાથ વ્યાસ

ભાલુ ને બંદરની દોસ્તી નિશાળમાંથી છટકે,
કોઠાં બોરાં ખાતાં ખાતાં જંગલમાં જઇ ભટકે,

એક ઝાડની ડાળી ઉપર દીઠો ત્યાં મધપૂડો,
ભાલુ મધ ખાવાને લપક્યો, ટપકે મધનો પૂડો,

ભાલુ મધને ખાય મઝાથી ઊડી ત્યાં મધમાખી,
ચટકાવ્યો બંદરને વળગી મધની મઝા ન ચાખી,

દોસ્તી કરવી તો સારાની નહિતર સીધા રહેવું,
ભાલુ સાથે મધ ખાવાથી દૂર સદાયે રહેવું.



# નહીં રે

પિનાકિન ઠાકોર



મને વ્હાલા છે કોયલના બોલ એને
આંબલાના મ્હોરથી નહીં રે ઉડાડું.
મને૦

એને ટહુકારે ફૂલ ખીલે વસંતનાં,
પાંખડીના બોલ એના મ્હેકે સુગંધના;
કળીઓને બીડેલી નહીં રે ઉઘાડું.
મને૦

મને વ્હાલા છે મોરલીના બોલ એને
એક વાર
હોઠ ઉપર મેલી તે નહીં રે ઉપાડું.
મને૦

બંસરીના સૂર રમે ઝાંઝર ઝણુકારમાં,
થનગનતા નર્તનના રંગીન રણુકારમાં;
શમણુાંની સૌરભ હું હળવે સુંઘાડું.
મને૦

મને વ્હાલા છે માવડીના બોલ એને
પ્રેમથી પધરાવ્યા તે નહીં રે ઉઠાડું.
મને૦

મનની મમતા એના વેણુમાં ઊતરતી,
ઈશ્વરના અમરતને નેણથી નીતરતી;

લાગણીમાં ભીંજાતાં વાર નહીં લગાડું
મને વ્હાલા છે માવડીના બોલ એને
પ્રેમથી પધરાવ્યા તે નહીં રે ઉઠાડું.
મને વ્હાલા છે કોયલના બોલ એને૦



# ખેડૂતશિશુનું કાવ્ય

મણિલાલ હ. પટેલ



દાણો રોપ્યો માટીમાં
ઘૂંટ્યો એકડો પાટીમાં.

દાણો ઊગ્યો ધમ્મરધટ્ટ
બગડો પાડ્યો ઝટ્ટપટ્ટ!

દાણામાંથી છોડ થયો
તગડો તગડો થતો ગયો.

છોડ થયો જાડિયો
ચોગડો તો ચાડિયો.

છોડે આવ્યાં ફૂલ ફૂલ
પાંચડામાં ભૂલ ભૂલ!

ફૂલો સઘળાં ચૂંટાચૂંટ
છગડો માગે ઘૂંટાઘૂંટ!

ફૂલે ફૂલે આવ્યાં ફળ
સાતડો તો છે સરળ!

ફળમાં પાછા દાણા
આઠડોજી તો રાણા

દાણા ડૂંડે ઝોલાં ખાય!
નવડો ચૂલા જેવો થાય!

જીવન જાણે હસાહસ
એકડો ને મીંડે દસ!

# ચોમાસું

મૂકેશ વૈદ્ય

ડોલતા કાળા સાત હાથીનું આભમાં ધસ્યું ઝુંડ,
ઊછળી ઊંચે જળફુવારા રેલતી એની સૂંઢ.
દોડતાં જરીક ઠેસ વાગી ને ગબડ્યા સાતે સાત,
જોતજોતામાં આભ આખામાં આભ ફાટ્યાની વાત.

દૂરની દશે દિશ વીંધીને ચમકી વીજ-લકીર,
ડરનાં માર્યાં ફફડી ઊડ્યાં કાબર કોયલ કીર.
કાળવાં ઘેઘૂર વન ભયાનક ધૂણતાં જાણે રીંછ!
પાંદડાં ભીનાં ચળક્યાં ત્યારે લાગતાં મોરનાં પીંછ!

ઝગઝગારા મારતાં મૂશળધાર રૂપેરી નીર,
વરસ્યાં એવાં જોશમાં જાણે મેઘધનુષી તીર.
વચગાળામાં લાગ જોઇને બ્હાર પડ્યો ઉઘાડ,
તડકો જોઇને ભાગતા હાથી કૂદતા પ્હાડના પ્હાડ.



# ફરિયાદ

ફિલિપ ક્લાર્ક

મારે કે'વું તે કેમ કરી કોઇને
હું તો કાગળ લખું છું ક્રોધને.
નામ મારું તમે પાડયું બકુલા,
ને ઘરનાં સૌ બકુડી કહે છે;
બકુડી તો ઠીક એક તોફાની છોકરો
વાંદરી લખુડી કહે છે.
લેસન કરું ત્યારે મમ્મી બતાવે કામ
પછી લખું બીજાનામાં જોઇને
હું કાગળ લખું છું ક્રોધને.
ત્રીસ બે બત્રીસ ભણાવે માસ્તર,
ને મમ્મી તો ત્રગડે બગડે;
પપ્પાને જઇને ફરિયાદ કરું તો
પપ્પા તો સામેથી ઝગડે.
કાકાને પૂછું તો આંખો બતાવે
કાકી દિવસ કાઢે રોઇને
મારે કે'વું તે કેમ કરી કોઇને
હું તો કાગળ લખું છું ક્રોધને.



# પતંગ લાવો

જયન્ત વસોયા

પપ્પા પપ્પા પતંગ લાવો,
ઝટપટ ઝટપટ પતંગ લાવો,
મારા માટે પતંગ લાવો,
મુન્ની માટે પતંગ લાવો.

હું નહીં કરું તોફાન-પતંગ લાવો,
રોજ કરીશ હું સ્નાન-પતંગ લાવો,
લેશનમાં દઈશ ધ્યાન-પતંગ લાવો,
સૌને આપીશ માન-પતંગ લાવો.

પતંગ મારો ઊંચે ચઢશે,
વાદળ જોડે વાતો કરશે,
પરીબાઈની પાંખે બેસી
ફરર્ ફરર્ ફરર્ ફરશે.
દોરા-પૂંછડી છે તૈયાર પતંગ લાવો.
પપ્પા, હજી છે કેટલી વાર, પતંગ લાવો.
પતંગ લાવો, પતંગ લાવો;
પપ્પા પપ્પા, પતંગ લાવો.



# આવે

હનીફ સાહિલ

કક્કો અધ્ધર પધ્ધર આવે
સોટી લઇને ટીચર આવે

ઘડીઆ ગોખી ગોખી થાકી
એકડે સાતે સત્તર આવે

ફેરફુદરડી ફરતા ફરતા
આંખે ચક્કર ચક્કર આવે

આંખોમાંથી દદડે આંસુ
મોતી જેવા અક્ષર આવે

જોઇ મને ટીચર પણ કહે છે
આ સાજેદા અખ્તર આવે



# પરી

માણેકલાલ પટેલ

દીવા ટાણે કો'ક પરી રે
ઝરૂખે છાનું ઝૂકી,
ફૂલકળી શા હોઠે હસતી
લગની રમતી મૂકી!

કલ્પ્યો નો'તો એવો એણે
એક ઈશારો કીધો—
રાતાકાળા વાદળ દેશે
મુજને તેડી લીધો!

ચાંદા સાથે દોસ્તી બાંધી
સૂરજ જોયો આછો,
હસીખુશીમાં ખીલું ત્યાં તો
લસરી આવ્યો પાછો!

કોણ પરી ને વાત કશી એ
હું તો મને જ પૂછું!
એકમેકની પ્રીત સરીખી
આંખો જાગી લૂછું!!



# રોતી-હસતી વાદળી

પ્રતાપસિંહ રાઠોડ 'સારસ્વત'

એક આઘેરા સાગરને તીર વાદળી રોતી હતી.
એડે ભરિયાં'તાં આછેરાં નીર, વાદળી રોતી હતી.

એને કરવી'તી દુનિયાની સ્હેલ, વાદળી રોતી હતી.
નથી પાંખો, ચરણ નથી વેલ્ય, વાદળી રોતી હતી.

એને ભરવી'તી ડુંગરને બાથ, વાદળી રોતી હતી.
કાંઈ રમવું'તું ઝરણાંની સાથ, વાદળી રોતી હતી.

એને થાવું'તું સરિતાની રેલ્ય, વાદળી રોતી હતી.
કાંઈ ભરવી'તી સરવરની હેલ્ય, વાદળી રોતી હતી.

એને લેવો'તો લીલો અવતાર, વાદળી રોતી હતી.
કાંઈ ઠાલવવી કોઠીએ જુવાર, વાદળી રોતી હતી.

એના બચકામાં મોંઘેરી ચીજ, વાદળી રોતી હતી.
રૂપ: ।રમ ને રંગોનાં બીજ, વાદળી રોતી હતી.

કરવી ધરતીનાં જાયાથી પ્રીત, વાદળી રોતી હતી.
ભીની માટીનાં સાંભળવાં ગીત, વાદળી રોતી હતી.

વાટ જોતી રહી માસ બે માસ, વાદળી રોતી હતી.
એના અંતરમાં જામી નિરાશ, વાદળી રોતી હતી.

એક વાવલિયો જાતો પરદેશ, વાદળી રોતી હતી.
કહ્યું વાદળીએ, 'સુણો દરવેશ,' વાદળી રોતી હતી.

'મારે કરવી છે દુનિયાની સ્હેલ,' વાદળી રોતી હતી.
'નથી પાંખો ચરણ નથી વેલ્ય!' વાદળી રોતી હતી.

કહ્યું વાયરાએ. 'ચાલ મોરી બ્હેન,' વાદળી હસતી હતી.
'પીઠે ફેરવું હું દિવસ ને રેન!' વાદળી હસતી હતી.

બાંધી રાખલડી વીરાને હાથ. વાદળી હસતી હતી.
દીધો બ્હેનીને ભવભવનો સાથ, વાદળી હસતી હતી.

પછી વીજળીએ લીધાં કંઠ ઢોલ, વાદળી હસતી હતી.
થયાં અંગ અંગ ઝાકમ ઝોળ, વાદળી હસતી હતી.

પછી વરસી રહી દિવસ ને રાત, વાદળી હસતી હતી.
કાળા અંધારે ફૂટયું પરભાત, વાદળી હસતી હતી.

બધે ઊઠી છે ગાણાંની ઠોર, વાદળી હસતી હતી.
નથી માતો કંઠ ખેહુનો તોર, વાદળી હસતી હતી.



# શિયાળભાઈ

કિશોર બારોટ

અઘોર જંગલ એક હતું ને શિયાળ એમાં એક
વનનો રાજા બનવા માટે કરતો ઠેકાઠેક.

ઉંદર સસલાં કબૂતરોને આંખો તે દેખાડે
હું છું વનનો રાજા એવી રાડો મોટી પાડે.

ઝૂકી ઝૂકી ભરો સલામો નહીંતર મારી નાખીશ
જો રાજા નહીં માનો તો હું વનથી હાંકી કાઢીશ.

રોજ રોજ બીજા ઉપર તે ખોટો રોફ જમાવે
હું છું રાજા મારી તોલે બીજો તો કોઈ ના'વે.

એક દિવસ જંગલની વાટે શિયાળ નીકળ્યું ફરવા
મળી જાય નાનું પ્રાણી તો અધવચ્ચે આંતરવા.

થોડુંક હાલ્યું હજી હશે ત્યાં હાથીભાઈ દેખાણા
ડુંગર જેવો હાથી જોઈ શિયાળભાઈ મૂંઝાણા.

આગળ ચાલ્યું વનરાજાનો રોફ જમાવા લોભે
હાથીડાથી ડરી જવું શું વનરાજાને શોભે?

આઘો રે એ ય હાથીડા તું હું છું વનનો રાજા
તારા જેવા મચ્છરને મેં ચોળી નાખ્યા જા જા.

મને ઓળખે છે તું સાલ્લા? જલ્દી મારગ દઈ દે
ન'તા ઓળખ્યા તમને મારી થઈ છે ભૂલ તે કહી દે.

# 'આજ દિવસ શિયાળુ છે'

શૈલેશ ટેવાણી

દફ્તર બફતર મળતું નૈં ને ખોટું ખાંખાંખોળું છે,
નિશાળે જવાનું નૈં ભૈ; આજે તો મન મોળું છે.

કાલ સુધી ઘર કોરું કટ ને આજ કંઈક ડહોળું છે,
મમ્મી તો કંઈ કહેશે નૈં કે જમવામાં શીંગોળું છે.

કોઈને કૈં કહેતું નૈં ને મારું મન તો ભોળું છે,
ભણવામાં મન થોડું છે ને રમવામાં દિલ બહોળું છે.

કાલ સુધી શેરીમાં સોપો આજે ટીટાટોળું છે,
હાથી નામે એક પશુ છે વૃક્ષતોડ સૂંઢાળું છે.

ચાલો રમવા જઈએ ચાલો જ્યાં ગગન હૂંફાળું છે,
હાથી ભૈયા ડોલે છે ત્યાં ભાઈબંધ કુંડાળું છે.

પાટીમાં છે કુંડાળું ને કુંડાળામાં આંખો છે,
ઘરમાં-બરમાં કોણ પૂરે ભૈ આપણને તો પાંખો છે.



# ભણાવશો તમે કેમ?

જયંતિ મકવાણા

ટીનુભાઈએ ચશ્માં પહેર્યાં માથે ઓઢી ટોપી.
ટુવાલનું તો ધોતિયું કીધું હાથમાં લીધી સોટી.

આસન ઉપર પલાંઠી વાળી,
પાપા, મમ્મી સૌને દીધા બેસાડી.

ટીનુભાઈએ ચોપડી લીધી સૌ ખડખડખડ હસે,
ડોળા કાઢતા ટીનુભાઈ કેવા સૌનાં દિલમાં વસે!

હસી હસીને સૌ થાક્યા ત્યારે મમ્મી બોલ્યાં એમ,
ઊંધી ઝાલી છે ચોપડી ગુરુજી ભણાવશો તમે કેમ!



# બગીચો

સંદીપ ભાટિયા

આભ આખું બગીચો
ને તારા બધા ફૂલ
સૂરજ-ચંદા બગીચામાં
રમવામાં મશગૂલ

સૂરજ-ચંદા બગીચામાં
રમતા સાતતાળી,
નીકુભાઈને નવાઈ કે કાં
દેખાતો ના માળી?

બગીચામાં વાદળનાં તો
ઊગ્યાં ઝાડે ઝાડ,
બાથંબાથી ઝાડ કરે બે
રડતી વીજની ડાળ

રંગરંગની લસ્સરપટ્ટી
મેઘધનુષી ઝૂલ,
સૂરજ-ચંદા સાતતાળી
રમવામાં મશગૂલ



# સંવાદ

રાજેશ વ્યાસ

રસ્તા પર જોઈ બિલ્લી,
ચકલી બોલી ચીં ચીં ચીં.
કહો દૂધ મૂક્યું છે ક્યાં?
અહીં, આટલામાં કે ત્યાં?
મોસમ હસતો ખી ખી ખી.
ઉંદર ના કર ચું ચું ચું,
જલદી જઈશ પકડાઈ તું.
તને ખઈ જશે છી છી છી.
બિલ્લી માસી ઘરમાં આવ્યાં,
નાનાં બચ્ચાં સાથે લાવ્યાં.
મને ગમે આ ભૂરિયું,
કેવું નાનું ટબૂરિયું?
બિલ્લી માસી ઘૂરકે છે,
ઉંદરનું ઘર પૂછે છે.
ભાગી હમણાં અહીંથી ગયો,
અહીંથી અહીંથી અહીંથી થી.





# બોલે

માણેકલાલ પટેલ

ભણતાં ભણતાં શબ્દો બોલે,
શબ્દે શબ્દે સંગો બોલે.

સંગે સંગે ટૌકા બોલે,
ટૌકે ટૌકે વાટો બોલે.

વાટે વાટે વાડો બોલે,
વાડે વાડે કાંટા બોલે.

કાંટે કાંટે ફૂલો બોલે,
ફૂલે ફૂલે સપનાં બોલે.

સપને સપને વાતો બોલે,
વાતે વાતે હૈયાં બોલે?



# ટીનુભાઈનાં પરીબેન

ઉષા ત્રિવેદી

એક હતાં પરીબેન
એનું નામ બકીબેન.
પરીબેન તો ફરવા જાય
ફરવા જાય, તરવા જાય.

તરતાં તરતાં ના'તાં જાય
ના'તાં જાય, ગાતાં જાય.
એટલામાં તો થયું સવાર
પરીબેન તો નીકળ્યાં બા'ર.

નીકળ્યાં બા'ર ને 'હાય રે હાય,
પરીબેનની પાંખ ખોવાય.
પરીબેન તો આઘાં જાય
આઘાં જાય, પાછાં જાય.

ઓ રે કમળ, ક્યાં છે પાંખ?
ભાઇ રે ચાંદા, જવાબ આપ.
પાંખ વીના કેમ પાછી જાઉં?
પૃથ્વી ઉપર ક્યાં સંતાઉં?

પરીબેનને રડતાં જોઈ'.
વનદેવીને મૂંઝવણુ થઇ.
પરીબેન રડશો નૈ
રહેજો અહીંયાં થૈને જૂઈ'.



પરીબેન તો થઈ ગ્યાં ખુશ
બન્યાં એ તો જૂઈનાં ફૂલ.
વનદેવીને ગમ્યું ખૂબ
પૃથ્વી ઉપર ઊતર્યું રૂપ.

તે દિવસથી ટીનુભાઈ
ફૂલ રૂપાળાં જૂઈનાં થાય.



# ફૂલ

શાન્તિ કડીકર

અલ્યા ફૂલ રે ફૂલ
તું તો કોરું કોરું ફૂલ

    તારી ઝીણી ઝીણી ઝૂલ
    તારું મોઘું મોઘું મૂલ

પેલો પવનનો પુલ
તારી સત્તા લે ફૂલ

    અહો એક જ શી ભૂલ
    તારી ચારે કોરે શૂલ

કરું દુનિયાનીમોજસૌ ડૂલ
જો એક વાર સૂંઘું હું ફૂલ



# વેરું સઘળે વટ!

ચંદ્ર પરમાર

પટપટ કરતી ચાલું હું તો વેરું સઘળે વટ
પતંગિયાની પાંખ સરીખું ફરકે મારું સ્કર્ટ
પટપટ કરતી....

ખેલું કૂદું ભણું બરાબર પાકા રાખું પાઠ
ગુરુજી પૂછે એક સવાલ હું જવાબ આપું આઠ
વેશભૂષામાં વટ રાખું છું ભણવામાં હું ચીવટ
પટપટ કરતી....



ચાલણગાડી વાંચું છું ને દોડું છું હું ધમધમ
છોને દોડે આગળ પાછળ મોટરગાડી ભમભમ
કહેતા હો તો રોકી પાડું હાથ બતાવી ફટ
પટપટ કરતી....

મ્હેંક પીરસતી ચાલું હું તો રસ્તે ચાલ્યો બાગ
ભીડ ભલે હો મારગ વચ્ચે વટથી પાડું માગ
રોફ કરીને બોલીશ હું તો 'એઇ થાંભલા હટ'
પટપટ કરતી....

રાતે નીંદર બીન બજાવે પરીઓ નાચે ડોલે
અલક મલકનાં ફૂલ ને તારા મુજને જોઇ બોલે
'વાહ રે તારો વટ બેબી વાહ રે તારો વટ'
પટપટ કરતી....

# આવ્યાં અમે

ચંદ્રકાન્ત શેઠ

ડ્રાંઉં ડ્રાંઉં દેડકાં, આવ્યાં અમે,
કૂદવાનો દાવ તે બતાવો તમે.
મ્યાઉં મ્યાઉં બિલ્લી, આવ્યાં અમે,
ઉંદર પકડાવી બતાવો તમે.
ઘૂ ઘૂ કબૂતર, આવ્યાં અમે,
ભોટભાઈ ભોળા બતાવો તમે.
ચીં ચીં આ ચકલી, આવ્યાં અમે,
કજિયાળી કાકી બતાવો તમે.
બેં બેં આ બકરી, આવ્યાં અમે,
બીકણની પૂંછડી બતાવો તમે.
હાઉવાઉ કૂતરા, આવ્યા અમે;
આપણું છે કોણ તે બતાવો તમે.
કૂકડે રે કૂક કોણ કૂકડા તમે?!
રમવા સમયસર આવ્યાં અમે.
કીડી રે બાઈ, નહીં બોલ્યાં તમે;
તમને પણ રમવામાં રાખશું અમે.





# મમ્મી ખોળે

સતીશ વ્યાસ

દાદાજીની ફાંદ પર ચલો લપસણી રમીએ,
પપ્પાજીની પીઠ ઉપર તો 'ઘોડો ઘોડો' કરીએ.

અહીંથી ભરીએ એવો કૂદકો સૂરજ આવે કરમાં
કિરણોની દોરી વીંટીને ભમ્મરડો કરી રમીએ.

ચાંદાના હરણા પર શમણે સવારીએ ચડીએ,
સવાર પડતાં કૂદકો મારી મમ્મી ખોળે પડીએ,

મમ્મી ખોળે રડીએ રે ભાઇ, મમ્મી ખોળે લડીએ,
ચાંદો સૂરજ આભ બધું યે મમ્મી ખોળે ભરીએ.



# ત્રણ બાળગીતો

સુશીલા ઝવેરી

ઢીંગલી-ઢીંગલો આપણાં રાણી રાજા,
વગાડીને ખૂબ વાજાં, વિવાહને માણીએ

પંખી બેસીને ઝાડની ડાળીએ ગાય,
મને નહિ સમજાય કે શું એ બોલતું?

વગડે વગડે અમરાઈમાં મ્હોર;
મચવીએ બહુ શોર, પંખીડાં આપણે.



# પંખીનો મેળો

મહેશ શાહ

(સાદ્યંત ગેય સંગીત નાટિકા)

[પડદો ઊપડે છે ત્યારે સૂત્રધારના અવાજમાં આ ગીત રજૂ થાય છે. તખ્તા પર વિવિધ પંખીઓ હરતાંફરતાં નાચી રહ્યાં છે.]

સૂત્રધાર: પંખીઓ તણો એક મેળો હતો.
ઘેઘૂર ડાળી, મસ્ત ઘટા, ને સંપથકી સંગાથ હતો.
પંખીઓ તણો એક મેળો હતો.

સંપ હતો તે સાર હતો સૌ
સુખનો, એક વિચાર હતો,
પંખીઓનો એકબીજા પર
એવો અનોખો પ્યાર હતો.

શીખ દીધી એ માનવને જેના મનમાં સદાય વિષાદ હતો.
પંખીઓ તણો એક મેળો હતો.

[પંખીઓ ભેગાં થઈને નૃત્ય કરતાં કરતાં ગાવા લાગે છે.]

પંખીઓ: પંખીડાં, અમે પંખીડાં!
ઊંચા આકાશમાં ઊડનારાં!
પંખીડાં, અમે પંખીડાં!



રંગ અમારા ન્યારા
બોલ હરખતા નારા

ધરતીથી ઊડીએ ગગન
મસ્તીમાં થઈને મગન
આભધરાનદીનાળાંસરોવર, ડુંગરા ખૂંદનારાં!
પંખીડાં, અમે પંખીડાં!

[બધાં પંખીઓ ધીમે ધીમે સરકી જાય. માત્ર કબૂતરોનું એક જૂથ તખ્તા પર રહી પોતાનું જ ગીત પોતે ગાય.]

કબૂતરો: ઘૂં ઘટરઘૂં ઘૂં ઘટરઘૂં ઘૂં ઘૂ ઘૂં



બોલે કબૂતર બોલે
ડોક હલાવી ડોલે
ચાંચમાં ચણ ને ભોળે ભાવે
ગાયન મીઠું બોલે.

ઊગતાં સૂરજ લઈને ચાલે પ્રેમતણો સંદેશ રે.
સાંજ ને સવાર સાત સમંદર ઘૂમતો દેશે દેશ રે.
શાંતિનો એક દૂત બની, ઘર આવતાં મનડું ડોલે.

બોલે કબૂતર બોલે.

[હવે કબૂતરો એક તરફ ઊભાં રહી જાય, અને પોપટનું જૂથ તખ્તા પર આવે.]

પોપટો: અમે તો પોપટજી રાજા રામના
કે અમને ગોઠે આ લીલા બાગમાં.
પટ પટ પટ પટ મનપટ ખૂલે
આંબાડાળે જઈ ઝૂલે ....
અમે તો પોપટજી રાજા રામના.



કંઠ અમારો છે કાળો કાળો ચાંચ લાલ ને પાંખડી લીલી
વાત કરે કોઇ જેટલી અમે એટલી લઇએ ઝીલી.

અમે તો પોપટજી રાજા રામના.

[પોપટ એક બાજુએ ઊભા રહે છે ત્યાં એક કાગડો આવી ગાવા લાગે છે.]

કાગડો: મારું નામ છે કાગડો
કામે એવો ફાંકડો
આવડે ના એક આંકડો
તો યે રચાવું ત્રાગડો, મારું નામ છે કાગડો.

જંગલમાં હું જઉં ને જાણું શ્હેરનાં બધાં નાકાં
કોયલ, હો હો કોયલ,
છો ને કરે કૂઊ કૂઊ, હું તો કરું બસ કા કા.

મારું નામ છે કાગડો!

[એટલામાં એક શિકારી આવે છે, જેના
પ્રવેશ સાથે જ સૂત્રધાર વર્ણન કરે છે.]



સૂત્રધાર: આવ્યો એક શિકારી લઇને તીરકમાન.
લેવા પંખીઓનો જાન!

જંગલનો એ રાજા જાણે,
એવું છે અભિમાન
જેના દિલમાં દયાનો છાંટો નહીં
એવો ક્રૂર ઇન્સાન.
લેવા પંખીઓનો જાન!



એક હાથમાં દાણા એના
હૈયામાં નહીં ફાળ
ધીમે ધીમે ચાલે એ તો
પાથરવાને જાળ.
કેવો હીન શયતાન!
લેવા પંખીઓનો જાન!

[થોડી વાર પછી.]

જાળ બિછાવી દૂર જઇને દોરી એણે છુપાવી
મોતી જેવા જારના દાણા ખૂબ રહ્યો લૂંટાવી
પોતે ગયો છુપાઈ જાણે હતો જ નહિ એ ક્યાંઇ
એવો સાવ ગયો છુપાઇ

[છુપાઈને બેસે છે ત્યાં કિલકારા સંભળાય છે.]

છુપાઇને એ બેઠો ત્યાં કંઇ દૂર થયો કલકારો
પંખીટોળું આવતું લાગે એમ થયો ભણકારો
જાણે સૂનકારમાં સિસકારો.

[પંખીઓ આવે છે, પણ હજુ જાળ સુધી પહોંચ્યાં નથી.]

કલબલ કલબલ કરતું કરતું પંખીટોળું આવ્યું
મનમાં સૌ હરખાયાં કે આ ચણવા મળશે મનફાવ્યું
આજે ચણવા મળશે મનફાવ્યું.

[પણ કાગડો સૌને રોકવાની કોશિશ કરે છે.]

કા-કા કા-કા કરતાં કરતાં કર્યો કાગડે શોર



કળીએ ને કળીએ કપાયા સૌ જીવ અને
ભૂલી ગયાં સહુ કોઈ કેલિ
કોઈની મુરાદ હોઈ શકતી હશેય આમ
આટલી અચાનક શું મેલી!
હવે કોઈ તો બચાવો આ બેલી!

કલબલ કરનારાં પંખી સૌ કરતાં રહ્યાં વિલાપ
કેમ કરીને આઝાદીનો થઈ શકે જ મિલાપ!

શિકારી : ઓછી પડે મારી પાસે શકુનિની ચાલ હજારો જેવી
ચાલ મારી પાસે કંઈક એવી તો છે રોજની નવી નવી
એવાં ફસાયાં છે જાળમાં મારી કે કોઈ શકે ન છોડાવી
રોજ હવે હું તો ખાઈશ એને એક એકને ચાવી ચાવી!

સૂત્રધાર: એક હતું જે પંખી બ્હાર
કરતું રહ્યું એ બધો વિચાર
કઈ રીતે આવે સૌ બ્હાર
કાગડાભાઈનો સૌ પર પ્યાર.

કાગડો: કા-કા કરી કાગરાજા કહે છે કે કરો નહીં હાહાકાર
યુક્તિ મારી તમે સાંભળો તો થાશે પલમાં બેડો પાર.
પાસે આવે પેલો દુષ્ટ શિકારી એના પહેલાં જોર લગાવો
એક જ વાર હું ક્રાઉ કરું ત્યારે એકીસાથે ઊડી જાઓ.

[કાગડાએ એની ભાષામાં સૌ પંખીઓને સૂચના આપી અને પંખીઓ ઊડ્યાં.]

સૂત્રધાર: સંપ કરી સૌ પંખી ઊડ્યાં
એકીસાથે નભમાં
જાળ શિકારીની ઊડી ગઈ
મનની રહી ગઈ મનમાં.

કાગડાભાઈએ શિકારીના તો વગાડી દીધા બાર
મોઢું કાળું કરતો એ પણ ગણી ગયો પોબાર.

[સ્ટેજ પર ઉંદરોનું ટોળું આવે છે.]



ઉંદરજી એવું બોલે,
ચાલ એ ધીમી ચાલે,
ગણીને પગલાં માંડે પાંચ રે!

બિલ્લીબાઈને જોતાં ભાગે
ઉંદરડા સૌ ગામ
જામ પીએ તો કહેવા માંડે
આવ બિલાડી આમ!
ન આવે એને કોઈ આંચ રે!

❀

નગરચર્યા જોવા નીકળ્યા, મારવા એક લટાર
સુખદુઃખનો સંગાથ કરીને જીવતાં નર ને નાર.

❀

મુક્ત કરો એવી વિનંતી, પંખીનાં દુઃખ કાપો
કોઈ હિસાબે જાળની દોરી અમને કાપી આપો.

❀

ઉંદરરાજ પોતે તૈયાર
કોઈને કહેવાની નહીં વાર
એક ઘડીના વિલંબ વિના
થઈ ગયા સૌ કોઈ તૈયાર.

❀

જાળનાં બંધન છૂટ્યાં ત્યારે કાગડો થયો રાજી
જેણે કરી એની ઠેકડી એણે માફી બરાબર માગી

❀



કાગડો: મારું નામ છે કાગડો!
કામે એવો ફાંકડો
આવડે ના એક આંકડો
તો યે રચાવું ત્રાગડો,
મારું નામ છે કાગડો!

❀

સૂત્રધાર: દુષ્ટ શિકારી તણી નથી આ પંખીઓને ચિંતા
નથી એટલાં હલકાં કે એ કરે કોઈની નિંદા

❀

એ સૌ ગાયે એક : : જ ગીત – એક જ ગીત.

પંખીઓ: પંખીડાં અમે પંખીડાં!
એક માટીનાં, એક ગગનનાં
એક ડાળીનાં પંખી
રંગ જુદો ટહુકાર જુદો પણ
એક દેશનાં પંખી!

મુક્ત હવા તેજછાયા છતાં યે આનંદે ઝૂમનારાં!
પંખીડાં, અમે પંખીડાં!
ઊંચા આકાશમાં ઊડનારાં!
પંખીડાં.... અમે પંખીડાં!

[પડદો]

---

❀ પંચતંત્રની વાતોને આધારે.



# બાળરમતોમાંનાં પરંપરા-પ્રાપ્ત જોડકણાં

કનુભાઈ જાની

નદી–તળાવનું ટમ્મેટું–ટમ્મેટું,
નદીએ નાવા જાતું'તું, જાતું'તું
ઘી–ગોળ ખાતું'તું, ખાતું'તું

મોકળે ગળે આ જોડકણું લલકારનારાં એમ નહિ પૂછે કે ટમેટું વળી નદી–તળાવનું કેવી રીતે હોય ? કે ટમેટું વળી નાવા જાય, ઘી–ગોળ ખાય, એ તે કેમ બને ? કલ્પનાની સહજદીક્ષા મળી ચૂકયાનો એ અણુસાર. 'ચાંદો–સૂરજ લઢી પડયા'ની ગીતકથા કહેનાર કે સાંભળનાર કલ્પના, તર્ક, ચિત્તલીલા, વાસ્તવિકતા-અવાસ્તવિકતા વગેરેની ભાંજગડમાં પડયા વિના ચિત્તને લયમાં ને કલ્પનામાં વહેતું મૂકયાનો આનંદ મેળવે છે. એ શુદ્ધ રસ નથી ? આવી રમતોએ તો સંસ્કૃતિના વિકાસમાં સૌથી વધુ ફાળો આપ્યો છે એમ રમત વિષેની ઊંડી ચર્ચા કરતાં રોબર્ટ જયોર્જિઝ જોહાન હ્યુઝીંગાના શબ્દો ટાંકતાં કહે છે : 'ખેલમાંથી સંસ્કૃતિ ખડી થાય છે ને ખેલમાં એ ખીલે–ખૂલે છે.'* રમત જ્યારે ખેલ (play) બને છે ત્યારે એનાં વધુ વિકસિત સ્વરૂપોમાં એ લય–સંવાદથી સભર હોય છે. માણસની સૌન્દર્યદષ્ટિનાં સર્વોત્કૃષ્ટ ફળો તો સંવાદ અને લય; અને એ બેથી તો બાળજોડકણાં અભરે ભર્યાં છે. બાળ-જોડકણાંની એ આલખીપાલખીમાં બેસીને તો પછી કવિતાના પ્રદેશમાં પ્રવેશ થાય છે. સહજ પ્રવેશદ્વાર તો એ છે. 'કાવ્યજ્ઞશિક્ષયાભ્યાસ' તો પછી. લયલીલાની નર્સરી (ઉછેરવાડી) તો 'નર્સરી–હ્રાઈમ.'

એ કદાચ કવિતા નહિ હોય, પૂર્ણ વિસ્મયભરી લયલીલા, શબ્દલીલા તો છે જ. લીલા તો બાળકોની જ, એ આ શબ્દ–લય–લીલાની બાબતમાં પણ કહેવું પડશે. કારણ કે શબ્દ, અર્થ, કલ્પના, વાસ્તવ, સુસંગતતા-અસંગતતા કશીયે ગડભાંજ વિના એ લયને પકડી પાડે છે. પછી પકડાયેલા લયમાં બહુ ફેરફાર થાય તે બાળકને પસંદ નથી. એટલે તો સેંકડો વર્ષોથી કેટલાંક જોડકણાં એમ ને એમ ઊતરી આવ્યાં છે. પછી બાળકો મોટેરાં કે મોટે-ખાં થઈ જાય છે, બાળજોડકણાં નહિ ! ચિલ્ડ્રન્સ બ્રિટાનિકામાં (પુસ્તક ૭, પાનું 126; લંડન 1964) આ વિષયના તજ્જ્ઞે કહ્યું છે કે બાળજોડકણાંમાં પ્રમાણમાં ઓછા ફેરફારો એ કારણે થયા છે, બાળકોને ફેરફાર પસંદ નથી. (જો કે, પ્રશ્ન થાય કે, એ શું 'આજનું ફેર વિનાનું ને આ ફેરવાળું' એવી તુલના કરતાં હશે?) એ મુદ્દો ચર્ચાસ્પદ છે. કેટલાક વિદ્વાનો તો એમ માને છે કે બાળરમતોનાં જોડકણાંનો અભ્યાસ બે કારણોને લીધે મહત્ત્વનો અને રસિક છે : એક, લોકવાઙ્મયમાં પાઠાન્તરો કેવાં કેવાં થાય છે એ તપાસવાનું ઉત્તમ ક્ષેત્ર આ છે; અને બે, હાલ નાશ પામેલાં કે તદ્દન ઘસાઈ ગયેલાં કેટલાંક પ્રાચીનતમ ભાષારૂપો (શબ્દો વગેરે) એમાં જળવાયાં લાગે છે. ચાર્લ્સ પોટરે બતાવ્યું છે કે 'ઈની – મીની – મિન્ની – મો'માં તો વેલ્સ પ્રદેશમાંના જૂના જમાનાના ગોવાળોના આંકના શબ્દો છે. એ જ જોડકણાની ચર્ચા, એમાંના કેટલાક પાઠાન્તરોમાં યુરોપ–અમેરિકાના ઇતિહાસનાં કેટલાંક રંગછાંટણાં છે એના અનુસંધાનમાં પણ થઈ છે. ખાસ્સું એક પુસ્તક ભરાય એટલી ચર્ચા એ એક જોડકણા વિષે વિદ્વાનોએ ત્યાં કરી છે ! પણ ટૂંકમાં, પ્રાચીનતર ભાષારૂપો જોડકણામાં જળવાયેલાં મળે છે.

* 'Folklore And Folklife' Ed. R. Dorson, 1972, Part I, ch. 8

એ કોને કારણે? 'ચિલ્ડ્રન્સ બ્રિટાનિકા'માં કહ્યા પ્રમાણે તો બાળકોને કારણે. પણ કેટલાક માને છે કે મોટેરાંને કારણે!! મોટેરાંને બાળજોડકણાં ગમે છે! એ લોકો જાળવે છે. એ જોડકણાંના પ્રદેશમાં સ્વાયત્તતા (Autonomy) છે. એ સ્વાયત્તતાના રખેવાળ છે મોટેરાં! એમને પોતાનાં નાનપણનાં આ રમકડાં જાળવવાં ગમે છે. એ મતની સાથે બીજો પણ છે કે બાળકો જ એ જાળવે છે. બાળકો એકબીજામાં બહુ જ સહજ રીતે ભળી શકે છે. એકબીજા પાસેનાં ગીતો, કથા, ખેલ, કૂદકણાં–નાચકણાં, ટુચકા વગેરે સહેલાઈથી ઝીલે-અપનાવે છે. મોટેરાંનો હાથ કદાચ મૂળ રચનામાં હોય તો પણ બાળકોનું સાહિત્ય જે બાળકોમાં વહેતું રહેતું હોય, તે જ બાળકોનું બને છે. મોટેરાં તો મુક્ત રીતે, નિર્ગ્રંથ બની બાળકોની જેમ ઝટ એકબીજા સાથે હળીમળી શકતાં જ નથી. એટલે બાળકોનાં ગીતો–રમતો–ખેલો એ જળવાય છે તે છવે છે તે બાળકોને કારણે. એ એમનું આગવું જગત રહે છે. 'લોર' (ન્યૂયૉર્ક, ૧૯૭૧; પૃ. ૨૦૪)માં મત્રો કહે છે: 'Children have a good deal of contact with each other on planes not matched among their parents, and the result is partial autonomy of their lore.' આ કારણે જ પરંપરાગત મૌખિક બાળસાહિત્યનો વિભાગ આગવો પડી જાય છે. એ આગવાપણા વિષેની સભાનતા આજની–વધુમાં વધુ દોઢેક સદીની ગણાય.

બાળકોને એની આગવી આવશ્યકતાઓ–સામાજિક, શૈક્ષણિક, સાહિત્યિક, આરોગ્યગત વગેરે છે એ આ સૈકાનો આપણામાં થયેલો (મોટેરાંમાં થયેલો) સુધારો! પછી, એને અભ્યાસનું રૂપ મળ્યું તે માનસશાસ્ત્ર, સામાજિકશાસ્ત્ર, લોકવિદ્યાશાસ્ત્ર (ફોકલોરિસ્ટિક્સ) વગેરેથી. છતાં હજી, પિટર અને આયોના ઓપી-(opie)ના ચાર અભ્યાસયુક્ત સંગ્રહો પછી પણ, આ ક્ષેત્રને વિદ્વાનો અભ્યાસની ગંભીર કામગીરીનું ક્ષેત્ર ભાગ્યે જ માને છે!! ચાર્લ્સ ફ્રાન્સિસ પોટર જેવાએ, દુનિયા-ભરમાં એક માત્ર અભ્યાસ સાધન જેવી જ્ઞાનકોશી 'ડિક્શનરી ઑફ ફોકલોર' (આવૃત્તિ ૧૯૭૨, પૃ. ૨૫૪)-માં ભારપૂર્વક કહ્યું છે કે 'There is a rich field for research in anthropology, lexicograpy, compartive religion, and folklore, in the rather neglected game rimes of children of the world...' એમણે પોતે બાળરમતોમાંથી પણ જોડકણાંવાળી જ રમતોનો વિભાગ લીધો, એમાં પણ માત્ર અંકોમાં આવતાં હોય એવાં જોડકણાં જ (અંકપ્રધાન જોડકણાં) 'Counting out rimes' લીધાં. ચાળીસ રાજ્યોમાં ત્રીસ વિદેશોમાં પોતે ટૂંકા ગાળામાં ફરી વળ્યા છતાં બે હજાર કાઉન્ટિંગ આઉટ–રાઈમ્સ મળ્યા! કહે છે: 'They are strangely alike and practically interchangeable, forming a sort of international language of their own...' આ કામો છતાં આને કોઈ ગંભીર અભ્યાસક્ષેત્ર ભાગ્યે જ ગણશે! મોટેરાંની–આપણી અક્કડાઈ જ આને ગણશે ને? 'નર્સરી રહાઈમ્સ'માં તો કામ જ નથી થયું એવી એલેક્ઝાન્ડર ક્રેપની પણ ફરિયાદ છે (ડિક્શ૦ ફો૦,' પૃ. 358): 'The subject of nursery rimes is as yet relatively unexplored.' લોક-સાહિત્યમાળાના આપણા ચૌદ મણકામાંથી સાતમો ને અગિયારમો ન મળતાં તે સિવાયના જોતાં કે મેઘાણીનાં પુસ્તકો પણ જોતાં આ ફરિયાદ સાચી લાગશે. આંતર-રાષ્ટ્રિય બાળ વર્ષ નિમિત્તે આ કામ કોઈ યુનિવર્સિટી ઉપાડે ખરી?

હકીકતે કેટલાંયે બાળજોડકણાં કદાચ મોટેરાંએ

રચેલાં હશે, બાળરચનાઓ નહિ હોય. લેખને આરંભે જે જોડકણું છે તેમાં ઘીગોળના લાડકોડથી રાતું ટમેટું થયેલ બાળની કલ્પનામાં ઊભરાય છે તે તો વડીલનું વાત્સલ્ય. એ કોઈક મા કે બાપની રચના હશે. બાળકે એને અપનાવી. રાઈમ્સ બાળકોએ રચ્યાં હોય એ જરૂરી નથી, અપનાવેલાં હોય. બાળવ્યવહારમાં એ હોય.

બાળજોડકણાંના આ ક્ષેત્રમાં કેટલીક માતૃરચના-ઓ પણ આપણે ભેળવી દઈએ છીએ! એ રચનાઓ બાળકો માટેની ખરી, પણ એ બાળકોએ અપનાવેલી નથી. એમાંની કેટલીક કેવલ માતાની જ, કેટલીક માબાપની, અને કેટલીક મા-બાપ ને બાળક ત્રણેની હોય છે. (અહીં 'મા-બાપ'ને સ્થાને 'વડીલો' ગણી શકાય.) બાળગીતોની ચર્ચામાં હાલરડાંનો સમાવેશ બહુ સહજ રીતે જગતભરમાં ઘણાખરા કરી દે છે. આપણે ત્યાં ("લોકસાહિત્ય" પુ૦ ૧; રાણપુર ૧૯૩૯; પ્રકરણ આઠમું) મેઘાણીભાઈએ પણ એમ જ કર્યું છે. આ સહજ છે. તદ્દન નાનાં ભૂલકાં સાથે તો સહજ પ્રત્યાયન (communication) માતાનું જ સધાતું હોય છે. ત્યાં, એ પ્રત્યાયનમાં, આરંભે ભાષક તો એક જ છે, મા. એ દૃષ્ટિએ એ અભિવ્યક્તિ હોય છે એકતરફી. મા બોલે, ગાય, રમે; બાળક જુએ, સાંભળે, ખીલે. ત્યાં પણ બાળકનો પ્રતિભાવ એ અપેક્ષિત અને અગત્યનું તત્ત્વ છે. એ પ્રતિભાવની પૂર્વ-અપેક્ષા એ ગાન કે બોલ કે ગીતના સ્વરૂપનું પ્રેરક-નિર્ણાયક બળ બને છે. જગત આખામાં એવાં સ્વરૂપો લગભગ સમાન છે એમાં કોઈ આશ્ચર્ય નથી; કારણ કે પ્રતિ-ભાવ–અપેક્ષાનું ક્ષેત્ર મર્યાદિત ને સમાન છે. એટલે માતાનાં બાળ માટેનાં ગીતો (હાલરડાં) કે વડીલોની બાળ માટેની અને/અથવા બાળ સાથેની રમતો પણ જગ આખામાં ઘણી સમાન લાગશે.

તાત્ત્વિક રીતે વિચારીએ તો, જ્યાં બાળક સાંભળનાર ને માતા ગાનાર હોય ત્યાં એ "માતૃ-સાહિત્ય" થાય, બાળસાહિત્ય નહિ. 'હાલરડાં' એ એવું (બાળસાહિત્ય = બાળ માટેનું સાહિત્ય) ગણાય. બાળકોમાં બાળદ્વારા વહેતું–વહેતું સાહિત્ય એ નથી, માતાઓમાં અલબત્ત, અને મેઘાણીભાઈએ સરસ રીતે 'નર્સરી રાઈમ્સ' શબ્દ સમજાવતાં કહ્યું છે તેમ 'બાળઉછેરની એ વાડી' છે. એ 'ઉછેરગીત' અલબત્ત છે; પણ તે માતા દ્વારા રચાતું ને વહેતું રહેતું. બાળકને માતાએ આપેલું ફૂલ. એનું પ્રાચીનતમ અંગ્રેજી નામ (૧૪મી સદી પહેલાંનું) lullynges; પછી કહેવાયું 'ditties', પછી ક્યારેક 'cradle songs' કે 'slumber songs' ફ્રેન્ચમાં bercense, જર્મનમાં weigenlied કે schlummrlied, સ્વીડીશમાં vaggvisa. બાળક બોલતાંય શીખે તે પહેલાં એને સંભળાવાતી આ રચનાઓ. 'એન્સાઈક્લોપીડિયા અમેરિકાના' જેવા સંદર્ભ ગ્રંથોમાં પણ નર્સરી રાઈમ્સના છએક પ્રકારોમાં પહેલું મુકાય છે હાલરડું! કદાચ જૂના-માં જૂનું હાલરડું ('ઓક્સફર્ડ ડિક્ષનરી ઑાવ નર્સરી ર્હાઈમ્સ' પ્રમાણે) ૧૪મી સદી પહેલાંનું આ:

Lollai, litil child,
whi wepiston so sore,
Lollai, litil child,
lolai lullow.

જો કે અંગ્રેજી માતાને મુખે બહુ સહજ સંભળાય છે:
Rockaby, baby, on the tree top,
When the wind blows, the cradle will rock
,, ,, bough bends ,, ,, ,, fall,
Down will come babdy, cradle & all.
આપણા 'પાટલો ગયો ખસી...' જેવું જ આ થયું!

પણ તાત્ત્વિક દૃષ્ટિએ હાલરડું બાળગીત નહિ ગણાય. (તેથી એનું મહત્ત્વ ઓછું થતું નથી એ ભાગ્યે જ કહેવાનું રહે) બાકીના જે પાંચ મુખ્ય બાળગીતો–(કે બાળજોડકણાં)ના પ્રકારો બતાવાયા છે (મેઘાણીભાઈ 'આઠ' કહીને અગિયાર પ્રકારો આપે છે!) તેમાં રમતગીતો (dandling rimes), અંકગીતો (Number rimes, counting out etc.) ઐતિહાસિક પાત્રપ્રસંગોનાં ગીતો, કાર્ય-કારણ-માળાવાળાં ગીતો કે હારડાગીતો (Cummulative song) અને ઉખાણાં. આ છમાંથી કોઈ પણ એકમાં રમત કે ક્રીડા કે ક્રિયા કે ખેલ ન હોય એવું ભાગ્યે જ બને. છતાં આ બધા પ્રકારોની ચર્ચા અહીં, સ્થળને અભાવે, શક્ય નથી. અહીં તો રમત સાથે સંકળાયેલાં આપણાં પરંપરાગત મૌખિક જોડકણાં જોવાં છે. તે પણ ઝડપથી જ કરવું પડશે–એટલાં મબલખ પ્રમાણમાં એ છે.

રમત એ શું છે? વ્યાખ્યા શક્ય નથી. એ સંકુલ પ્રક્રિયા છે; સ્વૈચ્છિક, અનુત્પાદક, સ્થળ-કાળથી પરના રમતમાં જ અંતર્નિહિત હોય તેવાં પ્રેરકો ને લક્ષ્યોવાળી, સ્પર્ધાત્મક છતાં ચડસાચડસી વિનાની, માન્ય નિયમોવાળી છતાં પળે પળે ચતુરાઈ-ચપળતાની અપેક્ષાવાળી, નિયમ-પાલનના આગ્રહ છતાં પૂર્ણ મુક્તિવાળી, પક્ષો છતાં એકતા અનુભવાવતી, હારજીતવાળી છતાં ખેલદિલીવાળી એક વ્યવસ્થાભરી એ આનંદની પ્રક્રિયા છે. આ પ્રક્રિયાનાં આ બધાં જ તત્ત્વો દરેક રમતમાં ન યે હોય; મોટા ભાગનાં હોય–ને તે વધુ ઓછા પ્રમાણમાં.

હારજીત ન જ હોય ને કેવળ ક્રિયાતત્ત્વ પ્રધાન હોય તેને શું કહીશું? એ ક્રિયામાં પણ સ્પર્ધાને સ્થાને ક્યારેક અનુકરણ જ હોય ત્યારે? એ અનુકરણની ક્રિયા સંવાદાત્મક હોય તો? એમાં નાટ્યતત્ત્વ પણ હોય તો? એને રમત (Game) કહીશું? કે ખેલ (Play)? પ્રત્યેક રમતમાં 'ખેલ' (મેકબિલીફ)નું તત્ત્વ વત્તેઓછે અંશે હોય જ. રંગભરી છતાં પરંપરાગત ખેલ ને રમત વચ્ચેની ભેદરેખા આછી-પાતળી ને હસતી-ખસતી રહેવાની. બચપણ એટલે તો ખેલકૂદનો જ સમય. બાળકની તો એ સહજ-અનિવાર્ય પ્રવૃત્તિ છે. એટલે, બાળક સાથે નિકટતાથી સંકળાએલી કોઈની પણ એ પ્રવૃત્તિ થઈ રહે છે! એ ચેપી છે.

બાળકને હિંચોળતી મા ગાય છે. પોતાને પગે ઊભો રાખી, એના બે હાથ પકડી એને કુદાવતાં કુદાવતાં વડીલ ગાય છે.

This is the way
The Ladies ride...
My dame has lost her shoe.

અથવા

–કોક– આ ડૂડલ્–ડૂ

અથવા

રાઈડ રાઈડ ટુ બોસ્ટન,
રાઈડ રાઈડ ટુ લિન,
રાઈડ રાઈડ ટુ સાલેમ
ઍન્ડ બૅન હોમ-અગેઈન!

આપણે ત્યાં ગવાય:

પાગલો પા, મામા–ઘેર જા ...વગેરે.

કે બાળક ચાલતું થાય ત્યારે કે જરાક નાચે ત્યારે

મારો નાનડિયો નાચે છે

અથવા

ડાગાડેબા કરું છું ...

*

Walk, Walk, Walk, Walk, Walk,
Trat, Trat, Trat, Trat, Trat,
Ta-gallop, Ta-gallop, Ta-gallop!

વડીલો પોતે જ, બાળકને રમાડતાં, અહીં ગાય છે ને સાથેની ક્રિયાઓ પણ કરે છે. હસાવવાની, ગલી કરવાની, આંગળીઓ એક પછી એક પકડીને ગાવાની, પગે કુદાવવાની આ ક્રિયાઓ વિશ્વભરમાં સમાન છે ને એનાં જોડકણાં પણ ભાષાફેરે સમાન લાગશે. આપણે ત્યાં એક પછી એક આંગળી પકડીને પૂછશું: 'આ ગાય કોની?' ... આમાં બાળક સાથે સંવાદમાં ઊતરવાનું પણ આવે છે. ભાષાશિક્ષણ પણ થાય છે. એ સંવાદ પહેલાં એક જ પક્ષ બન્ને વતી બોલે, પછી બાળક ધીમે ધીમે ભળે. આવી ઘણી રમતો છે. શ્રી ચિનુભાઈ શાહ ("લોકરમતો" – રમા પૃ. ૨૩) નોંધે છે:

આ મોર રોટલી ખાય...
આ મોર રોટલો ખાય...
આ મોર ભાખરી ખાય
આ મોર પૂરી ખાય
આ મોર ઢેબરું ખાય.

આ પણ સાંભળ્યું છે:

આ તો નાની નાની નાની,
આ તો પૂજારીની દાસી
આ તો ફૂલ વીણવા જાતી,
આ તો મારગ ચીંધવા જાતી,
આ તો ગામ ગપાટે જાતી!

ને પછી 'ગાયનો ગોધલો ક્યાં ગયો, ક્યાં ગયો ?' ... કે અહીંનો 'લાડવો કોણે ખાધો?' ... એ બધું એક જૂનું જોડકણું છે. એ પણ બાળ રમાડતાં મા-બાપ કે વડીલ ગાય:

તા તા તાંબરડી,
ચોરે બાંધી રાબરડી,
ચોર ગયો છીંડીએ
મોં ભરાણું લીંડીએ!
લાડવા કોણ ખાઈ ગયું?...
...પાણી કોણ પી ગયું?
..ગાય ક્યાં ખોવાઈ ગઈ?..

એ છેલ્લા પ્રત્યેક પ્રશ્નનો ઉત્તર બાળક આપે. મા ને બાપ બન્નેને પાત્ર બનીને ખેલ કરવો પડે એવી રમતો છે 'મણ મીઠું લેવું છે, મણ મીઠું?' કે 'મારા ઘર પર કોણ ચડ્યું?' 'હોલો રાણો'...અથવા

'મારે માથે અગલું બેઠું,
બગલું બેઠું,
ગામનું ગધેડું બેઠું!
ઊતર અગલા!'
'નહિ ઊતરું.'
'ખીર ખવાડું'
'નહિ ઊતરું'.

એ સંવાદમાં નાટ્યઅંશો છે. ઘર આખું આમાં ભળી શકે છે. આવી સંવાદ-રમતો બેઠાં બેઠાં પણ રમાય એવી હોય છે.

આટલી ખીચડી ખાઈશ?
આટલું પાણી પીશ?
વાઘ આવે તો બીશ?
'ઘી ખાઉં,
ગોળ ખાઉં
ટપાક માખી મારું'.

એ થપાટ-રમત પણ બેઠાં બેઠાં બાળકો કે બાળક-મોટેરાં બે જણ રમી શકે એવી છે. અંગ્રેજીમાં પણ

આવી જ રમતો છે. આંગળી પકડીને ત્યાં પણ મા કે બાપ કે વડીલ બાળક જોડે રમતાં ગાય છે:

This little pig went to market,
This pig stayed home...

અથવા

Little pee;
Penny Jew Judy whistle;
Mary Gristle; and
Old Pig Hobble Gobble!

વળી, આંગળીઓનું આ ગીત પણ બાળકો મોટેરાં પાસેથી શીખે છે:

Master Thumb is first to come,
Then pointer strong and steady,
Then Tall Man high,
And Just close by
The feeble man doth linger;
And last of all,
So fair and small
The Baby little Finger.

આપણા 'આટલું પાણી પીશ?' જેવું જ છે આ:

'Did you go to he hen-house?'
'Yes, mam!'
'Did you get any eggs?'
'Yes, mam!'

એ પ્રશ્નોત્તરી ચાલે. 'એ ઈંડાં તેં એકમાં મૂક્યાં?, 'તેં એને શેકી?' 'સીધી?' પછી વળાંક આવે. સજા કરવાની વાત આવે! એ પુછાવા પછી એના ચાળા! આ બધી રમતોમાં મુખ્યત્વે આગેવાની કરે છે મોટેરાં. ક્યારેક બાળક માત્ર રમકડું કે શ્રોતા–જોક્તા જ રહે એમ પણ બને; અને છતાં કહેવાય 'રમત'. શ્રી. શાહ સંપાદિત "લોકરમતો"માં (પૃ. ૩૦) 'ચાંદાસૂરજ વદી પડ્યા' એ આપણા ખૂબ જાણીતા જોડકણાનો સમાવેશ થયો છે! ("વ્યાયામ વિજ્ઞાન કોષ-૨" 'લોકરમતો' લે. ચિ. પુ. શાહ અને અનિલકુમાર ચિ. શાહ. ગુજ. વ્યા. પ્રચારક મંડળ, રાજપીપળા; માર્ચ ૧૯૭૯) હકીકતે એ કથાત્મક Add-On rhyme 'હારડિયું' છે–cummulative rhyme, એમાં કોઈ કારણમાલા હોય. એ કાર્યકારણ સંબંધ પણ અસંભવિત લાગે એવો હોય! અસંભવિત સંભવિત થવાની એ લીલા! એવાં ગીતો જાતની કોઈ પણ ભાષામાં મળશે. અમેરિકન નિગ્રોમાં અત્યંત પ્રચલિત છે 'મેરી મેક મેરી મેક':

નદીએ ગઈ,
પાર ન થઈ;
ઘોડો લીધો,
ચાલે નહીં!
બળદ લીધો,
ખેંચે નહીં!
ટૉલર વાવ્યા,
ઊગ્યા નહીં!
નદી–પાર ખઈ
પૂગ્યાં નહીં!

એ મતલબનું એ છે. ("Book of Negro folk-lore," Hughes; p. 430) આપણું અત્યંત પ્રસિદ્ધ હારડિયું 'કાગે મારું મોતી લીધું', ગિજુભાઈએ ઘેર ઘેર પહોંચાડ્યું છે.

'હરિયો આગ ઓલવે નહિ,
આગ ધોકો બાળે નહિ,
ધોકો કુત્તો મારે નહિ...' એમ કરતાં

કરતાં મુખ્ય ફરિયાદ આવે કે 'કાગે મારું મોતી લીધું...' એમાં એક મુખ્ય પ્રસંગ (મોતી કે દાણો પડી કે લેવાઈ ગયો તે) પછી જાણે પ્રસંગોની હારમાળા આવે છે, એક એક પાત્રનો એક એક ટચુકડો પ્રસંગ એ ફરિયાદનું કારણ બને છે. આવું જ પ્રચલિત છે અંગ્રેજીમાં "The old woman and her pig." "...that tossed the dog, ..that worried the cat..., that killed the rat..., that ate the malt,...that lay in the house,...that Jack built." 'એન્સાઇક્લોપીડિયા અમેરિકાના' (૧૯૭૬, ભા૦ ૨, પૃ. 554)મા માર્ગરેટ લીમા કહે છે: "The cummulative rhyme, and particularly one involving water, fire and stick, is found all over the world, but has probably been more popular in India and among the peoples of the Mediterranean area." આવા હારડિયાંમાં વસ્તુની ગતિ સામાન્યમાંથી વિશેષ તરફની હોય છે, કારણમાથી કાર્ય તરફની. કારણ-કાર્યભાવ કે વસ્તુઓના આ જાતના એકબીજા સાથેના સંબંધનુ સૂચન બાળકને આવાં ગીતોમાંથી મળી શકે છે. જો કે, બધાં જ પ્રકારનાં જોડકણાંમાં મુખ્યત્વે તો બે જ લક્ષણો પ્રધાનપણે હોય છે: એક તો, ઝૂલતા-કૂદતા લલકારો; અને બીજું લક્ષણ તે શબ્દો અને/અથવા વર્ણોની કલાત્મક પુનરુક્તિઓની ફરફરતી ઝૂલ. અર્થ તો ગૌણ. છતાં કયારેક શબ્દ ઊંડા અર્થને વહતો પણ હોય. એવા એક હારડિયાનું અર્થઘટન થયું છે – 'જૅક ઍન્ડ જિલ'નું. વસ્તુ કાંઈક આમ છે:

જૅક ને જિલ.
ચડયા એક હિલ!
હાથમાં મટકી
ઠેસે પટકી!
ભાંગી ડોક;
'વોય વોય' પોક!
ને જૅક તો ખદ્ડુક ખદ્ડુક કરતા
ભાગી આવી પૂગ્યા ઘેર;
જિલભાઈએ તો જૅકને માથે
પાટા–પિંડી બાંધા હાથે!

એની છેલ્લી પંક્તિમાં છે કે જિલે જૅકને માથે વિનેગર – ભીંજવેલા બ્રાઉનપેપરનો પટ્ટો – લાગાવ્યો. આજેય દક્ષિણ કેરોલીનામાં ગ્રામજન, માથું ચડે ત્યારે, એમ જ કરે છે! ચાર્લ્સ ફ્રાન્સિસ પોટર ('ડિક્ષ૦ ઑવ ફો૦') પ્રશ્ન કરે છે: 'આ નુસખો એમને આ જોડકણાંમાંથી સૂઝયો હશે? કે આ પ્રાચીનતર નુસખા પરથી આ જોડકણું જોડાયું હશે?

આ જૅક ને જિલ નોર્સ લોકોની એક મિથ-(કલ્પનકથા)માંથી પ્રગટયાનુયે કેટલાક તારવી આપે છે. એ મિથમાં ચાંદાનો ઘડૂલો લેતાં બે બાળકોનાં નામ હતાં Hiuki Bil. આ બિલને ચન્દ્રદેવ (મણિ) ઉપાડી ગયો! બીજું એક અર્થઘટન એવું છે કે આમાં તો ભરતી-ઓટને સૂચવતી પુરાકલ્પનકથાનો અણસાર છે. આવાં જોડકણાં સાથેની રમતોનાં મૂળ કયારેક કથામાં તો કયારેક પ્રાચીનતમ રિવાજોમાં પણ હોય છે. 'લંડનબ્રિજ'માં પાણી પર બંધાનાર સેતુની સલામતી માટે કોઈક પ્રાચીન કાળે અપાતા માનવબલિનું સૂચન છે.

આવાં જોડકણાં જેમ અભ્યાસીઓને આવા ઊંડાણની પ્રતીતિ કરાવે છે તેમ જોડકણાં કયારેક વળી અર્થ–બર્થને વેગળે મૂકીનેય મહાલતાં લાગે છે. દક્ષિણ અમેરિકાના ઈન્ડિયન્સમાં આવાં જોડકણાંનો

એક અલગ પ્રકાર છે. એનું નામ 'આરાપાહો' એટલે 'કંઈ જ નહિ'! અડકો-દડકો! એક 'આરાપાહો'ની પહેલી પંક્તિમાં આવા પાંચ વર્ણો છે: 'યે-નો-વિ-ચિ-હે.' પછી એને જ લઈને જુદી જુદી પંક્તિઓ બને છે. એ છે તો વર્ણોના સંયોજનની રમત જ. એમાં તો કોઈ અર્થ નથી જ, છતાં ક્યારેક અર્થપરતાનો ભાસ હોય છતાં જોડકણું જાતે કોઈક ક્રિયા કે કાર્યનું સાધન બનતું હોય એમ બને. દાખલા તરીકે- 'અડકો દડકો.'

અડકો દડકો,
દહીં દડૂકો,
પીલુ પાકે,
શ્રાવણ ગાજે,
ઓર મોર કોર,
સાકર, શેરડી, સિંદૂર;
સિંદૂરે સિંદૂરે દીવા બળે,
દીવે જમ્મે રાજા-રાણી,
જમીને દાતણ માગે છે!

અથવા

અડકો દડકો,
દહીંનો કોડ,
બાજુડે બદામ ફોડ,

અથવા

બડવા રે બદામ ફોડ
એક બડવો ભૂખ્યો,
બડવો નાંખે ચીસ,
ભાઈ મળ્યા તે વીસ,
વીસે વીસે છોકડો,
ભાઈ તો મારો બોકડો,
છોકરછ્યાં ખાંડે છે,
પિતાંબર પગલાં માંડે છે,
રાજા તાજા, તરિયા તોરણ
ઉડકી દુડકી,
ભમ્મ લઈને ભુરકી'

('દેશી રમતો' છગનલાલ મોદી અને જીભાઈ પારેખનાં; ૧૮૯૩)

એમાં અંક નથી, છતાં એ એક પ્રકારનું Counting out rhyme છે. દાવ ('it') નક્કી કરવા માટે એ આવે છે. 'દસ્તો, પિંજર, ખાર, ખબૂતર', ઢોલી' પણ Counting-out દાવ માટેના આંકનું જોડકણું ('દાવકણું' કહીશું?) છે. આવાં દાવકણાં પણ ઘણાં પ્રકારનાં હોય. અંકવાળાં, વિનાનાં, રમતવાળાં, વિનાનાં, કથાવાળાં વગેરે.

ચકી ચોખા ખાંડે છે,
પીતાંબર પગલાં પાડે છે.
રાજિયો, ભોજિયો,
ટીસડીનો ટાચકો!

એ ટાચકા સાથે હાથ ઉડાવી લેવાનો હોય. એમ કરતાં જ છેલ્લે રહે એનો દાવ. એટલે આ પણ દાવકણું છે. Eliminationનો એક પ્રકાર. આ વિભાગ બહુ મોટો . વિવિધતાવાળો પણ છે. વડોદરાના કેળવણી ખાતા દ્વારા ૧૮૯૩માં પ્રસિદ્ધ થયેલ, મોદી-પારેખ સંપાદિત 'દેશી રમતો'નો સંગ્રહ એ માટે જોવો. એમાંની આટલી રમતો: 'કાકડ કુંભો' 'અડકો દડકો' (એ પાકવાની રીત છે) કે સરસ ગીતવાળી રમત (જે હાલ સાવ લુપ્ત થઈ છે તે) 'ઘૂઘરિઉ':

આયો રાયો,
ઘૂઘરીઓ ઘમ્મકારો,
ચંદો આળો
મોર પખાળો,
હરણાં હોળાં,

માટી પગલાં,
ગર કારેલાં,
ભર માદડીઆં,
તુંબડીઆં ચટકી.

'ઘંતે ઘંતે પાણી,' 'જમનીઓ દાવ,' 'ઉડાંગતુડાંગ' વગેરે. યાદી લાંબી થવા જાય છે.

અંકોવાળા Counting-outને શું કહીશું? અંગ્રેજીમાં તો ઘણા શબ્દો છે. telling-out, chapping-out, titting-out, વગેરે. જર્મનીમાં wolf; ફ્રાન્સમાં Lonb. જાપાનમાં oni (પ્રેત)। દરેક દેશમાં મોટે ભાગે હીનતાવાચક નામ કેમ? પણ ગુજરાતમાં એને માટે કોઈ નામ નક્કી કરવા જેટલી ચર્ચા જ નથી થઈ! દાન નક્કી કરવા ને ગણુવા માટે પણુ દુનિયાભરનાં બાળકોની પદ્ધતિઓ ને રમતોમાં આશ્ચર્યજનક સામ્ય છે! કરડા બાપના આદેશનેય ઠંડે કોઠે અવગણુનાર અક્કડ બાળક પણ દાવ માટેની રમતમાંના નિયમનને બરાબર પાળે છે। પૉટરે ટૂંકા ગાળામાં આવાં બે હજાર જોડકણાં એકઠાં કર્યાનું અહીં અગાઉ જણાવાયું છે. આ જોડકણાંની લયરચના વિલક્ષણ હોય છે. શબ્દને ઘસી ઘસીને પોતાના ઘાટના બનાવી લેવાયા હોય છે. એટલે જ આ તો એક, બે, ત્રણ-એ ઝટ કળાતું નથી।

One-ery, two-ery, six and seven,
Holy bone, crack-a-bon, be and eleven

એમાં six and sevenનું પછી Ziggeryzan થયું છે! 'હોલી બોન'નું વળી 'હોલ્લો-બોન' કે 'હેલાબોન' કે 'એરાબોન' કે 'હેલી બટ' એમ પાઠાન્તર થયું! ક્યારેક આવાં જોડકણાં મૂળ વ્યુત્પત્તિનો નિર્દેશ કરે એટલાં જૂનાં પણ હોય છે, ક્યારેક જૂના મંત્રાદિની અસરવાળાં પણ નીકળે છે. 'Haley, Maley, tipsey tee'માં આવતો 'Dominee' શબ્દ દેવળનો છે; 'Hail Mary'નું જ થયું છે હેઈલી-મેઈલી. એક જૂની મંત્ર-સ્તુતિના આ અવશેષો છે એમ જણાવાયું છે.

૧૮૯૯માં માસાચ્યુસેટ્સની ગ્રામર સ્કૂલનાં બે હજાર બાળકોની તપાસ થઈ તો એમની પાસેથી પાંચસોથી પણ વધુ આવાં કાઉન્ટિંગ-આઉટ રાઈમ્સ મળ્યાં! એમાંનું 'Eny, meeny, miny, mo' તો ખૂબ ખૂબ ખૂબ ચર્ચાયું છે 'મધરગૂઝ'ના ભાતભાતના સંગ્રહો; એ નામ પ્રચલિત બન્યાની વિગતો, ક્ષેત્રકાર્ય કરી કરીને મહેનત લઈ હજારો મધરગૂઝ અથવા બાળજોડકણાંની પ્રાપ્તિ, એનો અભ્યાસ, એ બધું કરવામાં ત્યાં અભ્યાસીઓ ગૌરવ લે છે. ત્યાંના બાલજગતને તો એનો લાભ થયો છે જ. આપણે ત્યાં એવું ક્યારે થશે? હમણાં તો આ ચર્ચાને પણ આના આપણે ત્યાંનાં અભ્યાસની માફક જ અહીં એકાએક સમેટી લઉં તો? એકલાં આપણે ત્યાંની રમતનાં જોડકણાં જ એટલાં છે કે પાનાંનાં પાનાં ભરાય. નાટ્યાત્મક રમતો, સંવાદાત્મક રમતો ને એમાંનાં જોડકણાં પણ ઢગલાબંધ છે, યાદ કરવા જેવાં છે. એ નાટ્યાત્મક રમતો દ્વારા બાળકો કેવું સામાજિક અનુકૂલન સાધતાં શીખે છે એની એરિક એરિકસન જેવાની ચર્ચા ("chidhood and society" N. Y. 1950) આ અભ્યાસના મહત્ત્વ પ્રતિ આંગળી ચીંધે છે. વિલિયમ ન્યૂવેલનો રમતગીતોનો સંગ્રહ હવે ન્યૂ યૉર્કની ડાવર પ્રકાશન સંસ્થાએ પેપરબૅકમાં (1963) સુલભ બનાવ્યો છે. આયોના ને પિટરનાં ચારેય પુસ્તકો બાળકવિતાના રસિકોને અવશ્ય ગમે એવાં છે. આ કલ્પનાત્મક રમતો દ્વારા તો બાળક વાસ્તવને પ્રમાણે છે એમ રૉબર્ટ જ્યોર્જિઝ કહે છે: "the child is learning to deal with realistic experience through playing." *

# ગુજરાતી બાલસાહિત્ય: એક ઝાંખી

ચંદ્રકાન્ત શેઠ

ભાવકના સ્પષ્ટ સ્વીકાર સાથે કેટલુંક સાહિત્ય સર્જાય છે. પ્રૌઢસાહિત્ય, મહિલાસાહિત્ય, યુવાસાહિત્ય, કિશોરસાહિત્ય ને બાલસાહિત્ય આ પ્રકારમાં આવે. બાલસાહિત્ય અનિવાર્યતયા બાળકોને માટે જ હોય; આમ છતાં એનો આસ્વાદ મોટેરાં લઈ શકે, જેમ મોટેરાંના સાહિત્યમાં કેટલીક વાર બાળકો રસ લઈ શકે છે તેમ. આવું ભાવકોના પ્રકારને અનુલક્ષીને સર્જાતું સાહિત્ય ઉદ્દેશ્યપ્રધાન કે હેતુલક્ષી હોય તો તે સ્વાભાવિક છે. આવા સાહિત્યમાં શુદ્ધ સાહિત્યની શકયતા ઘણી ઓછી રહેવાની.

બાલસાહિત્ય સાથે બાલઘડતરનો–બાલશિક્ષણનો ખ્યાલ જાણ્યે-અજાણ્યે પ્રગાઢપણે જોડાઈ ગયો છે. બાલસાહિત્ય બાલશિક્ષણના ખ્યાલથી જ પ્રેરિત હોય એ જરૂરી નથી; એનો સર્જક બાળક હોય એ પણ જરૂરી નથી; પણ એ સાહિત્ય બાળકોને રસપ્રદ–આનંદ-પ્રદ થવું જોઈએ એ મહત્ત્વની બાબત છે. એ સાહિત્ય બાળકોને બોધપ્રદ હોય પણ ખરું ને ન પણ હોય. મુદ્દાની વાત એ બાળકોના સંવેદનવિશ્વમાં સ્વીકાર્ય થાય એવું લીલારમ્ય હોવું જોઈએ. આ સાહિત્યમાં પ્રવેશતા બાળકની જીવન અને જગત માટેની જિજ્ઞાસા, એની લીલારસિકતા રૂંધાય કે હણાય નહીં, બલકે સમ્યગ્ રીતે વિકાસ પામે એવું થવું જોઈએ.

આપણે ત્યાં ઉપર્યુક્ત પ્રકારનું બાલસાહિત્ય છે જ નહીં એમ હાયભમરિયા વૃત્તિથી, ફૅશનની રીતે કહેનારાઓનો તોટો નથી; પરંતુ જો કોઈ ગુજરાતી બાલસાહિત્યનું પૂરેપૂરું સર્વેક્ષણ કરે તો તેને રાજી થવા જેવું કેટલુંક કામ થયેલું જરૂર નજરે ચઢે. બાલકૃષ્ણની કથા ચલાવનાર, સિંહાસનબત્રીશી–વેતાલપચીશીની વાર્તાસૃષ્ટિઓ કલ્પનાર, પંચતંત્ર ને હિતોપદેશની વાતો ગૂંથનાર, જાતક કથાઓ કથનાર, બાળકો માટે બાલાવબોધો રચવાની જહેમત લેનાર આપણા પુરોગામી સંસ્કારસેવકોને બાળકો માટેના સાહિત્યની કોઈ કલ્પના જ નહોતી એમ તો કેમ કહેવાય? સદાચારબોધ–નીતિબોધના નિમિત્તે, કાવ્યવિનોદ માટે થઈ ને પણ ઠીક ઠીક સાહિત્ય મૌખિક પરંપરાએ પણ જીવતું–ફેલાતું રહ્યું હશે. લોકસાહિત્યમાંથી યે બાળકો માટેનું જે હાલરડાં, ટુચકા, વાર્તાઓ, જોડકણાં, ઉખાણાં વગેરેનું માતબર સાહિત્ય ઉપલબ્ધ થાય છે તે જોતાં બાળકો માટેની કોઈક ને કોઈક રીતની સાહિત્યપરંપરા સાતત્યપૂર્વક ચાલતી તો રહી હશે એમ અનુમાન કરવામાં જરાયે જોખમ નથી. શામળની પદ્યવાર્તાઓનો આસ્વાદ બાળકોયે પણ નહિ લીધો હોય? ભવાઈના વેશો ભજવાતાં જોવાનું બાળકોનેય નહિ ગમ્યું હોય? કદાચ અડવા સાથેની એમની દોસ્તી આપણે ધારીએ છીએ તે કરતાંયે જૂની હોય. આમ છતાં આજની બાલસાહિત્યની જે દુનિયા છે એ અનેક રીતે જુદી અને અનેકગણી વધુ સમૃદ્ધ ને વૈવિધ્યભરી છે. તેથી જ આજના અર્થમાં 'બાલસાહિત્ય' અંગ્રેજોના આવ્યા પૂર્વે, એમના સંપર્ક–શાસન પૂર્વે આપણે ત્યાં નહોતું એમ જો કોઈ કહે તો એમાં સંમત નહિ થવાને કોઈ કારણ નથી. વિજ્ઞાનના વિકાસ સાથે, મનોવિજ્ઞાન અને શિક્ષણના, કલા–શાસ્ત્રના વિકાસ સાથે બાળક વિશેના આપણા ખ્યાલો, સંબંધો વગેરેમાં પાયાના ફેરફારો જરૂરી થયા અને પરિણામે બાળ-ઉછેર, બાળકેળવણી વગેરે વિશે, બાળકો માટેના સાહિત્ય વિશેય મૂળભૂત રીતે વિચારવું અનિવાર્ય થઈ પડ્યું.

બાલસાહિત્યના સંદર્ભમાં સુધારાયુગના પ્રથમ તબક્કા પછીનો પંડિતયુગનો–સાક્ષરયુગનો તબક્કો તેના વિકાસ અને ગુણવત્તાની દૃષ્ટિએ મહત્ત્વનો છે; તેમાંયે ગાંધી-યુગીન તબક્કો બાલસાહિત્યના વિકાસ–વિસ્તારનો અભૂતપૂર્વ તબક્કો જણાય તો નવાઈ નથી. બાલ-સાહિત્યની ઉપયોગિતા અને પ્રતિષ્ઠા બાબત સાક્ષરોમાં મતભેદો નહોતા જ. ઊલટું, મણિલાલ ન. દ્વિવેદી ને આનંદશંકર જેવા તો બાળકો માટે થઈને અનુક્રમે 'બાળવિલાસ'ના નિબંધો ને 'હિન્દુધર્મની બાળપોથી' જેવા ગ્રંથો આપવાનો પરિશ્રમ લે છે. (અલબત્ત, આવા ગ્રંથોની બાલભોગ્યતા પરત્વે એક યા બીજા પ્રકારના પ્રશ્નો હોઈ શકે.) નાનાલાલ પણ ૧૯૩૧માં બાળકાવ્યોનો સંગ્રહ પ્રગટ થઈ શકે એટલાં તો બાળકાવ્યો લખે છે અને બાળમહિમાનાં સૂત્રો ને સ્તોત્રો રચે છે તે તો અલગ વાત. સાક્ષરયુગીન હવામાં યે બાલોપયોગી વાચનમાળાઓ તથા સાહિત્ય વિશે અવારનવાર ચર્ચાવિચારણાઓ થઈ. તેના પડઘા સાહિત્ય પરિષદ ને કેળવણી પરિષદના મંચ પરથી પણ સંભળાતા રહ્યા. બાલસાહિત્યની જે પ્રવૃત્તિ સર્જનની સાથે જ અનુકરણ–સંકલન–સંપાદનની રીતે સુધારાયુગમાં ચાલુ થઈ તે વધુ પરિષ્કૃત અને વધુ સત્ત્વસભર થવા માંડી આ તબક્કામાં. આ ગાળામાં નારાયણ હેમચંદ્ર, ભોગીન્દ્રરાવ દિવેટિયા, હરગોવિન્દદાસ કાંટાવાળા, શારદાબહેન વગેરેની બાલ-સાહિત્યક્ષેત્રે પ્રવૃત્તિ ઉલ્લેખનીય બની રહે છે. હિંમત-લાલ ગ. અંજારિયા ૧૯૧૫માં 'મધુબિન્દુ' નામનો બાળકો માટે કાવ્યસંગ્રહ પ્રગટ કરે છે; એ જ વર્ષમાં કવિ ભવાનીશંકર નરસિંહરામ બાલગીતોનો સંગ્રહ પ્રગટ કરે છે; જે સંગ્રહ મંજુલાલ મજમુદાર ઉલ્લેખે છે તેમ 'દક્ષિણામૂર્તિ બાલમંદિર' માટે પ્રેરણારૂપ હતો. આ સમયગાળા દરમ્યાન ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ બાળકો માટેનાં નવાં ગીતોના બે ભાગ, દેશળજી પરમાર 'ગલગોટા' વગેરે બાલકાવ્યસંગ્રહો આપે છે. દરમ્યાન, 'ચણીબોર' અને 'ચાલણગાડી' જેવાં બાલ-કેળવણીની દૃષ્ટિએ પણ ધ્યાનાર્હ પ્રકાશનો થઈ ચૂક્યાં હતાં.

સાક્ષરયુગ–ગાંધીયુગને સંયુક્તપણે લઈને જોતાં આ યુગના બાલસાહિત્યનાં પ્રેરક બળોમાં ગાંધીજીની કામગીરી તેમણે પ્રેરેલી રચનાત્મક સંસ્થાઓની અને તેમાંય ખાસ કરીને કેળવણીની રાષ્ટ્રીય સંસ્થાઓની કામગીરી અગત્યની બની રહે છે. આ દિશામાં અમદાવાદ–સુરત અને તેથી યે વધુ સૌરાષ્ટ્ર વિસ્તારનું લેખકવૃંદ કંઈક વધુ પ્રભાવક લાગે તો નવાઈ નથી. એક બાજુ કેટલીક ધાર્મિક–સાંપ્રદાયિક સંસ્થાઓ પોતપોતાની રીતે બાળકેળવણીના ક્ષેત્રે કામ કરતી હતી તેમ રાષ્ટ્રીય સંસ્થાઓ બિનસાંપ્રદાયિક ધોરણે વ્યાપક માનવહિતમાં બાળકેળવણીનું કામ કરતી હતી. ગાંધીજીની કેળવણી–વિષયક માન્યતાઓના પ્રભાવ હેઠળ બાલકેળવણી પણ આવેલી; પરંતુ આ ક્ષેત્રે મુખ્ય પ્રભાવ તો મોન્ટેસોરીની કેળવણી–ફિલસૂફીનો હતો. મોન્ટેસોરીની કેળવણીપ્રથાએ શિક્ષણના જુનવાણી ખ્યાલોની વિસંગતિઓ દર્શાવી અને એણે બાલકેળવણી-માં મુક્તતા–લીલામયતાના અને આનંદના લક્ષ્ય પર ભાર મૂક્યો. તેની અસરે બાલસાહિત્ય પણ ચોખલિયા-વેડા અને નીતિજડતાને ભોગ થતું બચી નરવી હવાથી વધુ પ્રાણપ્રદ અને રસપ્રદ થવા તરફ વળ્યું.

આ દિશામાં ગિજુભાઈએ એક ભેખધારીની રીતે દક્ષિણામૂર્તિ સંસ્થા દ્વારા કામ આરંભ્યું. તેમણે બાળકેળવણીની નૂતન વિચારસરણીના પ્રચારકનું જ કામ કરતાં એ કેળવણીના સર્વ અંગોપાંગોનાં પરિવર્તન-વિકાસ તરફ લક્ષ્ય આપ્યું અને એ રીતે નૂતન રીતિની

બાળકેળવણીના પ્રયોગકાર–સર્જક પણ થયા. ગિજુભાઈ માટે બાળકેળવણીની વાતો એ સ્વાનુભવની, એમના ઉત્કટ જીવનરસની વાતો હતી. એમણે બાળકેળવણીની સંસ્થાનું, બાળકેળવણી માટેના શિક્ષકોનું ઘડતર કર્યું અને તે સાથે બાલસાહિત્યના સર્જકોને અને બાલ-સાહિત્યનેય ઘડવાનું કાર્ય પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે કર્યું. ગિજુભાઈ, કાકાસાહેબ કહે છે તેમ, 'બાલસાહિત્યના બ્રહ્મા' થયા; તેમની એ સાહિત્યની સેવાઓએ જ તેમને ૧૯૨૯ના રણજિતરામ સુવર્ણચંદ્રકને પાત્ર ઠેરવ્યા. આ ગિજુભાઈએ ૧૯૨૦–૨૧માં જુગતરામ સાથે રહીને જે 'ચાલણગાડી' રચી તેની લોકપ્રિયતા ને સેવા અનન્ય રહી. એ પછી તો એક પછી એક સુંદર પુસ્તકો આવવા લાગ્યાં: 'મોટીબેન', 'ભેરુ', 'આંબા-વાડિયું' વગેરે. ગિજુભાઈએ બાળકેળવણીના અનેક પ્રશ્નોનો વિચાર કર્યો તે સાથે જ એ કેળવણીની આવશ્યકતા અનુસારનું વૈવિધ્યસભર બાલસાહિત્ય પણ આપ્યું. વિષયવસ્તુ, નિરૂપણશૈલી, કક્ષાભેદ અને પ્રયોજનભેદ – આમ જુદી જુદી ભૂમિકાઓ ખ્યાલમાં રાખીને તેમણે બાલસાહિત્ય આપવાના પ્રયત્નો કર્યા. એમણે બાલસાહિત્યના સર્જન આગળ જ ન અટકતાં એના પ્રકાશનની માવજત કરી અને એ ગુજરાતી સાહિત્યમાં બાલસાહિત્યક્ષેત્રે તેઓ અનેક રીતે અગ્રયાયી અને માર્ગદર્શક થઈ રહ્યા. ગિજુભાઈએ બાલસાહિત્ય માળામાં ૮૦ પુસ્તકો આપ્યાં છે. આ માળામાં પ્રવાસ, જીવનવ્યવહાર, હાસ્યવિનોદ, પશુપક્ષીપરિચય, ભાષા-શિક્ષણ, કાવ્યજ્ઞાન, સામાન્યજ્ઞાન, ચરિત્રપરિચય, વગેરે અનેક વિષયો આવે છે. ગિજુભાઈની બાલવાર્તા શૈલીનો એક અનોખો વળાટ હતો. એમની એ વાર્તા-ઓમાં કથનછટાનું જે તત્ત્વ હતું, જે લહેકો હતો એનું આકર્ષણ પણ ઉલ્લેખપાત્ર ગણાય.

ગિજુભાઈએ બાલસાહિત્ય ગુચ્છનાં ૨૫ અને બાલ-સાહિત્યવાટિકાનાં ૪૨ પુસ્તકો આપેલાં. આમાં બીજાં કેટલાંક પુસ્તકો ઉમેરાતાં ગિજુભાઈનાં બાલસાહિત્યનાં પુસ્તકોની સંખ્યા લગભગ દોઢસો ઉપરની થાય છે. એમનું કિશોરસાહિત્ય અને કેળવણી-ચિંતન આદિનું ઇતર સાહિત્ય જુદું. આ સાહિત્યે ગુજરાતના બાલજગતના ઘડતર-વિકાસમાં અપૂર્વ પ્રદાન કરેલું છે. ગિજુભાઈએ આ સાહિત્ય આપતાં બાલસાહિત્યના વૈશ્વિક તેમ જ લોક-સાહિત્યગત પ્રવાહો તરફ પણ નજર રાખી જ હતી. પરિણામે એમના બાલસાહિત્યે સાર્થતાથી તે અર્થવિરક્તિ-(નૉનસેન્સ)ના સીમાડા સુધીની પોતાની પહોંચ સિદ્ધ કરી બતાવી છે.

ગિજુભાઈ પોતે જ જેમ બાલસાહિત્યના મોટા લેખક રહ્યા, તેમ એમણે અન્યને પણ આ દિશામાં લખવાને પ્રેરણા–પ્રોત્સાહન આપ્યાં. તેમણે તારાબહેન મોડક, મોંઘીબહેન, કમળાબહેન, શંકરભાઈ, હેમુભાઈ, વિષ્ણુભાઈ, ગિરીશભાઈ વગેરે બીજા અનેકોને બાળ-સાહિત્ય માટે કલમ પકડતાં કર્યા. ગિજુભાઈએ જે ઉમદા બાલસાહિત્ય-પ્રવૃત્તિ ઉપાડી, તેમાં જુગતરામ-ભાઈ, ઉપરાંત નાનાભાઈ, મૂળશંકરભાઈ ભટ્ટ, હરભાઈ ત્રિવેદી વગેરેનોયે મહત્ત્વનો સાથ–સહકાર રહ્યો. આ બધાયે મળીને સાહિત્યક્ષેત્રે બાલસાહિત્યનું એક તેજસ્વી પ્રકરણ રચ્યું. નાનાભાઈએ આપણા પ્રાચીન કાવ્ય-વારસામાંથી અનેક મૂલ્યવાન રત્નો આપણી આગળ રજૂ કર્યાં. તેમનાં 'રામાયણ અને મહાભારતનાં પાત્રો', 'હિન્દુધર્મની આખ્યાયિકાઓ' વગેરે આ સંદર્ભે ઉલ્લેખ-નીય છે. મૂળશંકરભાઈએ જુલે વર્ન આદિ યુરોપિયન વાર્તાકારોની સાહિત્યપ્રસાદીને ગુજરાતી બાળકો આગળ સ્નેહભાવે રજૂ કરી. આમ જુગતરામભાઈ, નાનાભાઈ, મૂળશંકરભાઈ જેવાઓનું કાર્ય ગિજુભાઈની જ બાલ-શ્રેયઃસાધના સાથે અનુસંધાન રચી તેને આગળ ધપાવે

છે. એમની આ ક્ષેત્રની સેવા એવી સત્ત્વપૂર્ણ છે. જુગતરામે કાવ્ય, નાટક, વાર્તા વગેરે પ્રકારોમાં, બાળક અને ગામડાને કેન્દ્રમાં રાખીને સર્જન–સંપાદન ('ગાંધીજી', 'પ્રહ્લાદ', 'આંધળાનું ગાડું', 'રોકડિયો ખેડૂત', 'પંખીડાં', 'રાયણ' વગેરે) વગેરેનું મૂલ્યવાન કાર્ય કર્યું છે.

એક બાજુ બાલસાહિત્યક્ષેત્રે રાષ્ટ્રીય કેળવણીના પક્ષકાર જૂથે ઘણી રચનાત્મક સેવા કરી તો બીજી બાજુએ જીવનને ખાતર કલામાં માનનાર સાક્ષરવર્ગેય પોતપોતાની રીતે આ ક્ષેત્રમાં ઝંપલાવ્યું. કેટલોક સાહિત્યકારવર્ગ બંનેય રીતે કામ કરનારો હતો. કાકાસાહેબ, ચંદ્રવદન મહેતા, ઝવેરચંદ મેઘાણી, યશવંત પંડ્યા, હંસા મહેતા, અમૃતલાલ પાઢયાર, સ્નેહરશ્મિ, સુંદરમ્, ઉમાશંકર જોશી, કૃષ્ણલાલ શ્રીધરાણી, ઇન્દુલાલ ગાંધી, કરસનદાસ માણેક અને એ રીતે બીજા અનેકે આ ક્ષેત્રમાં કાવ્ય, નાટક આદિ દ્વારા પદાર્પણ કર્યું. 'સંતાકૂકડી', 'રમકડાંની દુકાન' 'વડલો' 'સોનપરી અને બીજાં નાટકો', 'ગોળીબારની મુસાફરી', 'બાવલાનાં પરાક્રમો', 'દાદાજીની વાતો', 'ડોશીમાની વાતો', 'વેણીનાં ફૂલ', 'રૂડો રબારી', 'રંગરંગ વાદળિયાં', 'ગાંધીકથા' જેવી અનેક કૃતિઓ આપણને આ વર્ગ તરફથી જુદા જુદા સમયગાળે મળી છે ને એમાંના સ્નેહરશ્મિ, સુંદરમ્, ઉમાશંકર જેવાની કલમ તો આજેય બાલસાહિત્યક્ષેત્રે યત્કિંચિત્ અર્પણ કરતી રહી છે.

આપણે ત્યાં બાલસાહિત્યક્ષેત્રે જે વિવિધ સાહિત્ય-પ્રકારો ખેડાયા છે તેમાં દેખીતી રીતે જ વાર્તા, ચરિત્ર, કાવ્ય અને નાટ્ય-પ્રકારો વિશેષ ખેડાતા રહ્યા છે ને તેમાંયે સંભવતઃ વાર્તા ને ચરિત્ર સવિશેષ. પૌરાણિક અને ઐતિહાસિક કથાઓ, ધર્મકથાઓ અને નીતિ-કથાઓ, લોકકથાઓ અને પરીકથાઓ, કહેવતકથાઓ અને દૃષ્ટાંતકથાઓ, પશુકથાઓ ને પક્ષીકથાઓ, વિજ્ઞાન-કથાઓ ને સાહસકથાઓ, પ્રવાસકથાઓ, હાસ્યકથાઓ, ચિત્રકથાઓ – આવી આવી તો અનેક પ્રકારની કથાઓ આપણને મળતી રહી છે. આવા પ્રકારની કથાઓમાં ગિજુભાઈ ઉપરાંત, મનુભાઈ જોધાણી, ચંદ્રશંકર ભટ્ટ, નાગરદાસ ઈ. પટેલ, રમણલાલ સોની, ધૂમકેતુ, ધીરજલાલ ટોકરશી શાહ, જેઠાલાલ ચૌધરી, નટવર-લાલ વીમાવાળા, ઈશ્વરલાલ વીમાવાળા, તારાચંદ્ર અડાલજા, રમણલાલ નાનાલાલ શાહ, સુમતિ પટેલ, નટવરલાલ માળવી, વનરાજ માળવી, હરિપ્રસાદ વ્યાસ, ભીમભાઈ દેસાઈ, સોમાભાઈ પટેલ, વલ્લભદાસ અક્કડ, જયમલ્લ પરમાર, નિરંજન વર્મા વગેરેનો ફાળો નોંધપાત્ર ગણાય. મનુભાઈની પ્રાણીકથાઓ, ધૂમ-કેતુની ચરિત્રકથાઓ ને પ્રસંગકથાઓ, ધીરજલાલની વિજ્ઞાનકથાઓ, જયમલ્લ પરમાર ને નિરંજન વર્મા વગેરેની લોકકથાઓ. વગેરેનું પ્રદાન ધ્યાનાર્હ લેખાય. જેમ ગિજુભાઈ, જુગતરામ તેમ રમણલાલ સોનીએ પણ બાલસાહિત્યની ઉમદા સેવા કરી છે. રમણલાલ સોનીએ નાટક, કવિતા, વાર્તા, પ્રવાસ, જીવનચરિત્ર, ને જોડકણાં, – આ સૌ પ્રકારોમાં પોતાની કલમ ચલાવી છે. તેમણે દુનિયાના અનેક દેશોની કથાઓનો રસ-થાળ ગુજરાતને સુલભ કરી આપીને ગુજરાતી બાળકોને આનંદપ્રદ ને પથ્ય વાચનસામગ્રી આપી છે. રમણ-લાલ સોની, મૂળશંકરભાઈ, હંસા મહેતા, સુભદ્રા ગાંધી, વસંત નાયક અને શ્રીકાન્ત ત્રિવેદી જેવા અનેક બાલસાહિત્યના સર્જકોએ અનુવાદો–રૂપાંતરો દ્વારા પણ ગુજરાતી બાળકોને પ્રેરણાત્મક સાહિત્ય પૂરું પાડયું છે.

બાલસાહિત્યના પ્રવાહને ગાંધીયુગમાં ઘણું પોષણ–પ્રોત્સાહન મળ્યું. એમાં એક પ્રવાહ તો બાળકો માટેના ગાંધીસાહિત્ય–ગ્રામીણ સાહિત્યનો પણ વરતાય. એ પ્રવાહના સંવર્ધનમાં જુગતરામ, બબલભાઈ, મનુબહેન

ગાંધી, ગોપાલદાસ પટેલ, નારાયણ દેસાઈ, મુકુલ 'કલાર્થી', વનલીલા પરીખ આદિ અનેકનો ફાળો જોઈ શકાય. ગૂજરાત વિદ્યાપીઠ અને નવજીવન પ્રકાશન મંદિર તરફથી કેટલાંક ઉપયોગી પ્રકાશનો આ પ્રવાહને સાંપડેલાં. આમાં મહાદેવભાઈ, નરહરિભાઈ, કિશોરલાલ, સ્વામી આનંદ, કાકાસાહેબ અને મગનભાઈ દેસાઈનુંયે કેટલુંક બાલોપયોગી સાહિત્ય નોંધી શકાય ખરું. ગાંધીજી–વિનોબા–સરદાર–જવાહરલાલ આદિ રાષ્ટ્રીય નેતાઓને લગતું સાહિત્ય દેખીતી રીતે જ આમાં આગળ તરી આવતું જણાય. સ્વરાજ અને સર્વોદયની ભાવનાની મુખરતાયે આમાં કળાય તો તે સમજી શકાય એમ છે. વળી સમાજશિક્ષણ, અને પ્રૌઢ-શિક્ષણ નિમિત્તે ચૂનીભાઈ ભટ્ટ અને તેમના સાથી મિત્રો દ્વારા જે સાહિત્યકાર્ય થયું તેણેય બાલસાહિત્યના ક્ષેત્રને લાભ જ અપાવ્યો છે. આ પ્રવાહના સાહિત્યે ભાષા, વિષયવસ્તુ, નિરૂપણશૈલી અને ગ્રંથપ્રકાશન બાબતે જે કેટલાક આગ્રહો સેવ્યા તેથી બાલસાહિત્ય માટેનો સાદાઈ અને સત્ત્વસૌન્દર્યના સમન્વયને ચીંધતો એક માનદંડ પણ સાહજિક રીતે લાધ્યો એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

આપણે ત્યાં જ્ઞાનવિજ્ઞાનના ગ્રંથોની શ્રેણીઓમાં ધીરજલાલ ગજ્જર, વિજયગુપ્ત મૌર્ય, બંસીધર ગાંધી અને બીજા પણ અનેક સાહિત્યસર્જકો છે. છોટુભાઈ સુથારે ખગોળની, ડૉ. શિવપ્રસાદ ત્રિવેદીએ શરીર-વિજ્ઞાનની, નરસિંહ મૂ. શાહે વિજ્ઞાનની અને વિજયગુપ્ત મૌર્ય, બંસીધર ગાંધી, ગિરીશ ગણાત્રા, રતિલાલ સાં. નાયક, નગેન્દ્રવિજય વગેરેએ જીવજંતુ, પશુપક્ષી, ખગોળ, ભૂગોળ, વાતાવરણ, વૈજ્ઞાનિક શોધખોળો આદિને લગતી સામાન્ય જ્ઞાનની માહિતી આપતી બાલકિશોર-ભોગ્ય સાહિત્યકૃતિઓ આપી એમના જગતની મોટી સેવા કરી છે.

રતિલાલ નાયકે સંસ્કૃત સાહિત્યની કથાઓની જે ગ્રંથમાળા આપી છે તે પણ તે સાહિત્યનો રંગ લગાડવા માટે ઠીક ઠીક ઉપયોગી થઈ શકે એવી છે. એ પ્રકારે પ્રેમાનંદની આખ્યાનકથાઓ ને શામળની પદ્યકથાઓનો પરિચય આપતી, જાતક કથાઓના સાહિત્યનો પરિચય આપતી કથાશ્રેણીઓ તેમ જ એવી કથાઓના અનેક સંચયો પણ પ્રગટ થયા છે, જેની સાથે સાથે 'જયભિખ્ખુ' 'દર્શક' ને હરિવલ્લભ ભાયાણી જેવા પીઢ સાહિત્ય-સર્જકો–સાક્ષરો પણ સંકળાયેલા છે.

આપણે ત્યાં સ્વાતંત્ર્ય પછીયે બાલસાહિત્યનો પ્રવાહ તો વણથંભ ચાલતો જ રહ્યો છે. ચિલ્ડ્રન્સ બુક ટ્રસ્ટ, નેહરુ બાલ પુસ્તકાલય જેવી સંસ્થાઓ દ્વારા કેટલાંક નમૂનેદાર પ્રકાશનો થયાં છે અને તે ગુજરાતીમાંયે અવતાર પામ્યાં છે. આ બધાં પુસ્તકોનો ગુજરાતી અવતાર હજુયે વધુ કાળજીપૂર્વક થાય એ માટે અવકાશ છે જ. આમ છતાં આ પ્રવૃત્તિ બાલસાહિત્યપ્રકાશનને કેટલીક રીતે પ્રોત્સાહક–માર્ગદર્શક થઈ શકે એવી છે. વળી હરિ ૐ આશ્રમ પ્રેરિત બાલસાહિત્યના પ્રોત્સાહન માટેની યોજનાઓથી પણ મોહનભાઈ પટેલ તથા રમેશ કોઠારી દ્વારા 'બાલભારતી' જેવું કેટલું ઉપયોગી કાર્ય થયું છે. વળી દક્ષિણામૂર્તિ પ્રકાશનના મહત્ત્વના કામ ઉપરાંત ચરોતર એજ્યુકેશન સોસાયટીએ પણ અનેક ઉપયોગી પ્રકાશનો દ્વારા બાળકો–કિશોરોની સેવા કરી છે. ઈશ્વરભાઈ પટેલ, રસુલભાઈ ન. વહોરા આદિનાં અનેક પ્રકાશનો આ સંસ્થાએ કરેલ છે. બાલવિનોદ કાર્યાલય, બાલજીવન કાર્યાલય, ગાંડીવ સાહિત્ય મંદિર અને તે ઉપરાંત આર. આર. શેઠની કંપની, ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, વોરા ઍન્ડ કંપની ભારતી સાહિત્ય સંઘ, યુગાન્તર કાર્યાલય, નવસર્જન કાર્યાલય, નવચેતન સાહિત્ય મંદિર, નવભારત પ્રકાશન મંદિર, રવાણી પ્રકાશન, અનડા પ્રકાશન, બાલગોવિંદ

કુબેરદાસની કંપની, હરિહર પુસ્તકાલય, સાધના પ્રકાશન, ઇન્કા પ્રકાશન, કુમકુમ પ્રકાશન વગેરે અનેક પ્રકાશક સંસ્થાઓએ પોતપોતાની બાલસાહિત્યની ગ્રંથમાળાઓ ચલાવી છે. એમની યાદી પણ ઘણી મોટી જગા રોકે. વળી ગુ. વ. સોસાયટી, નવજીવન કાર્યાલય, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, પુસ્તકાલય સ. સ. મંડળ લિમિટેડ, ગૂજરાત વિદ્યાપીઠ વગેરે સંસ્થાઓ દ્વારા થોડું ઘણું બાળસાહિત્યના ઉત્કર્ષનું કાર્ય થતું રહ્યું છે તે તો આપણને વિદિત હોય જ.

આપણાં વર્તમાનપત્રો–સામયિકો પણ બાલસાહિત્યમાં યથાવકાશ રસ દાખવતાં રહ્યાં છે અને કેટલાંક બાલ કે કિશોર સામયિકોએ આ દિશામાં ગણનાપાત્ર સેવા પણ અર્પી છે. આવતી કાલનાં નાગરિકો માટે ચાલતા 'કુમાર' સામયિકે કિશોરના જીવનઘડતરમા કામ આવે એવી વિપુલ ચરિત્રસામગ્રી, તથા જ્ઞાન–કળાઓની અવનવી માહિતીઓના કોશ – કહો કે અમુક રીતનો જ્ઞાનકોશ !–ઊછરતી પેઢી આગળ રજૂ કર્યો છે; અને એની એ દિશામાંની સેવા આજેય અવિરત ચાલતી રહી છે. નગીનદાસ પારેખે 'કિશોર' સામયિક દ્વારા આ બાલ–કિશોર–જગતની નમૂનેદાર સેવા કરી હતી. વળી ૧૯૨૧માં શરૂ થયેલાં 'બાલજીવન' અને 'બાલમિત્ર', ૧૯૨૨માં શરૂ થયેલ 'બાળક', ૧૯૨૬માં શરૂ થયેલ 'બાળવાડી', તથા બાલોદ્યાન કાર્યાલય તરફથી ૧૯૩૧માં શરૂ થયેલા ચંદ્રશંકર મ. ભટ્ટના તંત્રીપદે શરૂ થયેલ 'બાલોદ્યાન' વગેરેની પ્રવૃત્તિઓ પણ બાલસાહિત્યને પોષક રહી છે. એ સામયિકોમાંનાં કેટલાંક તો આ સ્વાતંત્ર્યોત્તર સમય દરમ્યાન પણ ચાલુ રહી શક્યાં. આ સામયિકો ઉપરાંત 'રમકડું', 'ચાંદાપોળી', 'બુલબુલ', 'ફૂલવાડી', 'ઝગમગ', 'બાલસંદેશ', 'ચંપક', 'ચાંદામામા', 'લોકજીવન', 'બાલદક્ષિણા' આદિ અનેક બાલસામયિકો આપણને મળ્યાં છે. કેટલાંક બાલસાપ્તાહિકો ને માસિકોમાં તો બાળકોના હિતની ગુનાહિત બેદરકારીયે જોવા મળે છે એ પણ નોંધવું રહ્યું.

આજે સ્વાતંત્ર્યોત્તર સમયમાં બાલસાહિત્યની પ્રવૃત્તિ ઠીક પ્રમાણમાં ચાલે છે. એક બાજુએ વસંત નાયક, સોમાભાઈ ભાવસાર, ગિરીશ ગણાત્રા, રતિલાલ નાયક, શ્રીકાન્ત ત્રિવેદી, રમણલાલ સોની, દિનુભાઈ જોશી, નવનીત સેવક, હરીશ નાયક, જીવરામ જોશી, યશવંત મહેતા, પ્રાગજી ડોસા, મધુસૂદન પારેખ, એનાક્ષી હોરા, બાબુભાઈ વૈદ્ય, ધનવંત ઓઝા, બંસીધર ગાંધી, એનાક્ષી હોરા, ઉપેન્દ્ર ભટ્ટ, ફાધર વાલેસ, કુમારપાળ આદિ અનેક લેખકો દ્વારા બાલસાહિત્યની પ્રવૃત્તિ ચાલી છે. આમાંના કેટલાકે તો થોકબંધ વાર્તાસાહિત્ય આપ્યું છે. આ પ્રવૃત્તિમાં લીના મંગળદાસ, રેભાબહેન ગાંધી, ધીરુબહેન પટેલ, વિનોદિનીબહેન, જશોદાબહેન જેવાં સ્ત્રીલેખકો તો પન્નાલાલ, પેટલીકર, પીતાંબર પટેલ જેવા નવલકથાકારો વગેરેએ પણ સક્રિય ફાળો આપ્યો છે ને તેમાંના કેટલાક હજુયે આપે છે.

વળી બાલકવિતાના ક્ષેત્રમાયે અગાઉ નિર્દિષ્ટ સ્નેહરશ્મિ, સુંદરમ્, ઉમાશંકર, ઉપરાંત રાજેન્દ્ર શાહ, પિનાકિન્ ત્રિવેદી, મોહિનીચંદ્ર, બાલમુકુન્દ દવે, ઉશનસ્, સુરેશ દલાલ, હસિત બૂચ, 'વિશ્વરથ', જમુભાઈ દાણીથી માંડીને રમેશ પારેખ, હરિકૃષ્ણ પાઠક સુધીના વિવિધ પેઢીઓના અનેક કવિઓએ રસ લીધો છે અથવા લેવા માંડચો છે એ પણ એક સુચિહ્ન છે. રવિશંકર રાવળથી માંડીને સોમાલાલ ભાવસાર, રજની વ્યાસ, આબિદ સુરતી, નટુ મિસ્ત્રી, ભાનુ શાહ આદિ અનેક ચિત્રકારોએ પણ બાલસાહિત્યને સમૃદ્ધ અને આકર્ષક બનાવવામાં ફાળો

આપ્યો છે. વિવિધ પ્રકારની રમણીય વાચનપોથીઓ ને વાચનમાળાઓ આદિના કાર્યમાંયે આ સૌનો ફાળો ઉલ્લેખનીય જણાય છે.

આમ બાળકોની વાચનભૂખ ઊઘડી છે, બાલ-સાહિત્ય માટેની માગ પણ સારી છે; અનેક પુસ્તક-મેળાઓ આની સાખ પૂરે છે; આમ છતાં સ્વચ્છ, સત્ત્વશર્યા ને ભાવનાલક્ષી સાહિત્યની સાથે કચરા જેવું, બાળકો માટે મીઠા ઝેર જેવું પણ થોકબંધ સાહિત્ય નીકળ્યે જાય છે; જેમાં નથી હોતું ભાષાનું ઠેકાણું, નથી હોતી બાલમાનસની સૂઝસમજ કે નથી હોતી બાલહિતની દરકાર. શ્રી યશવંત શુક્લ એકતાલીસના ગ્રંથસ્થ વાઙ્મયમાં બાલભોગ્ય સાહિત્યની સમીક્ષા પ્રસંગે લખે છે તેમ, 'કીર્તિ કે કમાણીને કાજે બેજવાબ-દાર મોટેરાંઓ બાળકોના ચિત્તનો શિકાર ખેલી રહ્યા' હોય એવું એ પ્રકાશનોમાં દેખાય છે; અર્થાત્ બાળકોના ભોગે રળી ખાવાની વેપારી વૃત્તિનું જ વરવું દર્શન એવાં ચીંથરિયાં પ્રકાશનોમાં થતું હોય છે. વળી એમાં અહીંથી તહીંથી ઉછીનું લાવીને ઢાલવવાની વૃત્તિ-રીતિનુંયે ઠીક ઠીક દર્શન થતું હોય છે. આમ બાલ-સાહિત્યના ખપતના પ્રમાણમાં ચીવટના અભાવની જે શ્રી રામનારાયણની ફરિયાદ ૧૯૨૯માં હતી તે આજેય સાચી જણાય છે. આ પરિસ્થિતિમાં બાળ-સાહિત્યની પ્રવૃત્તિને સુંદર ને સ્વચ્છ રીતે–સમજપૂર્વક ચલાવે–જે શિશુમિલાપ દ્વારા ચલાવવાની એક શુભ ચેષ્ટા થયેલી–એવી સજાગ સંસ્કારસંસ્થાઓની–દક્ષિણામૂર્તિ પ્રકા-શન મંદિરોની અને ગિજુભાઈઓની તાતી આવશ્યકતા છે.

આપણા રાષ્ટ્રની સ્વાતંત્ર્યોત્તર પરિસ્થિતિ અને આવશ્યકતાઓના અનુસંધાનમાં, ભાવિ પેઢીના ઉછેરના સંદર્ભમાં સમ્યગ્ રીતે વિચારાય અને તદનુસાર બાલ-સાહિત્યના લેખન–પ્રકાશન–પ્રચારની પ્રવૃત્તિ વિવેકપુરઃસર ગોઠવાય એ જરૂરી છે. બેચાર બાળવિશેષાંકો કાઢી દેવાથી કે બેચાર બાળમેળા કે બાળપરિષદ ભરવાથી, રેડિયો–ટેલિવિઝન પર બેચાર વાર્તાલાપો કે ગીતો–નાટકો રજૂ કર્યાથી કે બાળસપ્તાહો ઊજવ્યાથી આ કાર્ય પૂરું થયાનો સંતોષ ન લઈ શકાય. બાલ-સાહિત્યનું સર્જન બાળકો પ્રત્યેની જવાબદારીનુંયે સાચું ભાન માગી લે છે. બાલસાહિત્યનો સર્જક ભલે નિજાનંદ માટે સર્જે પણ એ સર્જન એની પોતાની અંદરના 'શિશુ ભોળા'ને સ્પર્શવાની પારસશક્તિ ધરાવતું હોય એટલું તો જરૂરી છે જ. બાલસાહિત્ય દ્વારા માનવતાના વર્તમાન તેમ જ ભાવિગર્ભનો યોગ્ય પરિ-પોષ કરવાના કાર્યમાં મોટી સહાય મળશે. એક રીતે ભાવિ સાહિત્યના ઉજ્જવળ વિકાસમાં સહાયક થાય એવું એ બુનિયાદી કાર્ય છે. કેળવણી અને સાહિત્યકળા દ્વારા વ્યક્તિગત અને સમષ્ટિગત જીવનમાં સંસ્કારક્રાંતિ વાંછનારે તો બાલસાહિત્યની અને બાલસાહિત્યના સર્જકોની થાય તેટલી માવજત કરવી જોઈશે.

આપણે દુનિયાભરનાં બાલસાહિત્યોમાંથી ભલે ભાતભાતની વાનગી લાવીએ. હાન્સ ઍન્ડરસન, લુઈ કેરોલ, ડેનિયલ ડેફો, ગ્રીમ બંધુઓ વગેરેની કથા-પ્રસાદીનો ભલે લાભ લઈએ; પણ છેવટે તે બધું અહીંના દેશકાળમાં આપણાં બાળકોને પથ્ય થાય, એમનો આનંદ દ્વારા આંતરવિકાસ થાય એ રીતે એ રૂપાંતર પામીને રજૂ થાય તો જ ઇષ્ટ લેખાય. આજે બાલ-સાહિત્ય માટેની સાધનસામગ્રી અને દૃષ્ટિ જ્યારે ઘણી વિકસી છે અને બાળકોના સર્વાંગીણ વિકાસ માટે બાલરંગભૂમિ, રેડિયો તથા ટી. વી. વગેરેની સગવડો વધી રહી છે ત્યારે આપણે ત્યાં બાલસાહિત્ય દ્વારા 'શિશુદેવો ભવ'ની ભાવના સિદ્ધ થાય એવું સત્ત્વવંતું પ્રદાન ઉત્તરોત્તર વધુ મળે અને તેમને અડવો, બંકાર પટેલ, મિયાં ફૂસકી, છેલ ને મકો, છેલ ને છબો, અડૂકિયો ને દડૂકિયો વગેરે જે દોસ્તો મળ્યા છે તેમાં અનેક નવા સુંદર દોસ્તોનો ઉમેરો થાય એવું વાંછીને વિરમીએ. *

# બાલકાવ્ય

ધીરુ પરીખ

બાલકાવ્યનું સર્જન જેટલું સહેલું જણાય છે તેટલું અઘરું પણ મનાય છે. સહેલું એટલા માટે ગણાવા સંભવ છે કે એમાં કવિતા સિદ્ધ કરવાનાં બાહ્ય ઉપકરણો અને આંતર પ્રતિભાની તાણ હોય તો પણ નભી જવાય એવી એક ભ્રામક માન્યતા પ્રવર્તે છે. આને પરિણામે બાલકાવ્યોને નામે અસંખ્ય નબળી રચનાઓ પ્રકટતી રહી છે. અઘરું એટલા માટે ગણાવા સંભવ છે કે એમાં કોઈ પણ પ્રકારની આળપંપાળ વગર સહજ સીધું કાવ્ય સિદ્ધ કરવાનું હોય છે. બાળકો માટે છે એટલે એ અકાવ્ય હોય તો પણ ચાલે એ માન્યતા પ્રતિભાશાળી સર્જકને સ્વીકાર્ય હોઈ શકે નહિ. બાલકાવ્યનો સર્જક જેના અભાવમાં નભી જવાથી પણ રચના થઈ શકશે એમ માનતો હોય છે તે અભાવ નથી, પણ જાણીબૂઝીને અળગી રાખેલી આળપંપાળ છે. આથી બાલકાવ્યના સર્જક પાસે એક વિશિષ્ટ પ્રકારના પ્રતિભાબીજની અપેક્ષા રહે છે. આ બીજ એટલે એનામાં સદૈવ જાગ્રત રહેતું શિશુ. બાલકાવ્યનો જે સર્જક પોતામાંના શિશુને પહેચાનતો નથી તે સફળ બાલકાવ્ય સર્જી શકતો નથી. પરિણામે જે સર્જકમાં પોતાનામાં રહેલા શિશુ સમક્ષ ખૂલવાની અને ખીલવાની આવડત છે તે જ સારું બાલકાવ્ય નિપજાવી શકે છે. શિશુસહજ વિસ્મયની આંખે જે જગતને અને જીવનને જોઈ શકે છે તે જ સર્જક ઉત્તમ બાલકાવ્યોનું સર્જન કરી શકે છે. અને એટલે જ કોઈ પણ ભાષાનાં આવાં સફળ બાલકાવ્યો શિશુસમાજની અને કાવ્યસાહિત્યની મોંઘી મૂડીરૂપ હોય છે.

બાલકાવ્ય વિશે એક બીજો પણ વિચાર થઈ શકે: બાળક જે કાવ્ય લખે તે બાલકાવ્ય. પ્રત્યેક બાળકમાં રહેલી સર્જકતા એક યા બીજા સ્વરૂપે પ્રાકટ્ય ઝંખતી હોય છે. આવી સહજ ઝંખનાનું પરિણામ જો કાવ્યરચનામાં આવે તો તે રચના એક બાળકે કરેલી હોવાથી તેને બાલકાવ્ય કહી શકાય ખરું; પણ ત્યાં સર્જકસાપેક્ષ આ શબ્દપ્રયોગ થતો હોય છે. આથી તે પ્રકારની બાલકાવ્યની વિભાવનામાં કાવ્યમાં સર્જકતાનો પ્રશ્ન પ્રધાન રહેતો નથી. હા, કોઈ પ્રતિભાશાળી બાળકની રચનામાં ક્યાંક સર્જકતાનો ઝબકારો આવી જાય તો આવી જાય. એ વાત જુદી છે. અન્યથા તો બાળકમાં રહેલી કવિત્વ શક્તિને તેણે કરેલી રચનાના પ્રોક્ષણ દ્વારા પ્રેરવા-પોષવાનો જ ઉદ્દેશ હોય છે. આથી ઊલટું, બાળક માટે લખાયેલી કાવ્યકૃતિને જ્યારે આપણે બાલકાવ્ય કહીએ છીએ ત્યારે તે સર્જકસાપેક્ષ નહિ, પરન્તુ સર્જનસાપેક્ષ સમજની પરિચાયક વિભાવના છે. આમ, 'બાલકાવ્ય' એટલે બાળક દ્વારા લખાયેલું કાવ્ય અને બાળક માટે લખાયેલું કાવ્ય એમ બન્ને અર્થમાં સમજવા છતાં પણ સાચું બાલકાવ્ય એ તો બાળક માટે લખાયેલું જ કાવ્ય હોય છે.

આવું બાલકાવ્ય સર્જવું એ સર્જક માટે પડકાર-રૂપ છે. બાળકના વિવિધ મનોભાવો અને ભાવાવેગોને. સમજી-સંવેદી સર્જકે એને શબ્દબદ્ધ કરવાના હોય છે. આથી ભાવસૃષ્ટિનો મહિમા આ પ્રકારનાં સર્જનોનાં નોંધપાત્ર ગણાવો જોઈએ. ઘણી વાર એવું બને કે વડીલ સર્જક શિશુના ભાવજગતમાં પૂરો પ્રવેશ્યા

વગર જ એ ભાવોને આળખવા બેસે ત્યારે તેની સાહજિકતા અળપાઈ જાય. આથી શિશુની સ્વભાવગત સરળતા બાલકાવ્યમાં ભાવગત બનવી જોઈએ. આમ, સફળ બાલકાવ્યમાં શિશુની બાલસૃષ્ટિનું સાહજિક નિરૂપણ પાયાનો પ્રશ્ન બની રહે. આ સિવાય બાલકાવ્યનાં બીજાં વિશિષ્ટ અંગો છે ભાષા, લય અને કલ્પના. બેથી બાર વર્ષ સુધીની ઉંમરનાં શિશુ–કિશોરકુમાર માટે રચાતા બાલકાવ્યમાં તે તે ઉંમરજૂથના બાળકની ભાષાકીય સજ્જતાનો પૂરેપૂરો ખ્યાલ રાખીને જ રચના થઈ હોવી જોઈએ. બાલકાવ્યની ભાષાના મુદ્દા સાથે એક શૈક્ષણિક દૃષ્ટિબિંદુ પણ વળગેલું છે. બાળકને ભાષાથી માહિતગાર કરવા કે એની ભાષાકીય સજ્જતામાં વધારો કરવાના શૈક્ષણિક ઇરાદાથી બાલકાવ્યમાં વચ્ચે વચ્ચે કોઈ એવો શબ્દ પણ આવી જાય કે જે બાળકના ભાષાકોશની બહારનો હોય. આ નવો શબ્દ એને આસપાસની શબ્દસૃષ્ટિના સંદર્ભમાં સમજવો મુશ્કેલ ના પડે તેવો હોવો જોઈએ, કે જેથી બાલકાવ્યના વાચનથી મળતા આનંદમાં બાળકને ખલેલ ના પહોંચે અને એનું ભાષાભંડોળ વધતું ચાલે. જેમ શબ્દોની બાબતમાં તેમ વાક્યતંત્રની બાબતમાં પણ સમજવું. બાલકાવ્યમાં ભાગ્યે જ સંકુલ વાક્યરચનાઓ ચાલી શકે. આ રીતે બાલકાવ્યના સર્જકે ભાષાના ઉપયોગ પરત્વે ખૂબ જ સાવધાની રાખવી પડતી હોય છે.

લય તો બાલકાવ્યનું ઘણું જ વિશિષ્ટ તત્ત્વ છે, કહો કે પ્રાણ તત્ત્વ જ, છે. બાળકો હોંશે હોંશે લલકારી શકે કે લયબદ્ધ રીતે તેનું પઠન કરી શકે તે બાલકાવ્યની આવશ્યક શરત છે. કાવ્ય પદ્ય અને ગદ્ય બંનેમાં હોઈ શકે છે, એટલે 'ગદ્યકાવ્ય' હોઈ શકે પણ 'ગદ્યબાલકાવ્ય'ની કલ્પના કરવી તે તો કપોલકલ્પનાને પણ ઝાંખી પાડવા જેવું છે. વિવિધ પ્રદેશો અને વિવિધ પ્રસંગોનાં આલેખનો પરત્વે લયનું વૈવિધ્ય જોવા મળે છે. ક્યારેક તો આ લય જ ચમત્કારનું તત્ત્વ સર્જે છે. અર્થની પૂર્વે એ દોડી જાય છે અને બાલચિત્તનો કબજો લઈ લે છે. નૉનસેન્સ રાઇમમાં તો યમક, અનુપ્રાસ અને વર્ણાનુપ્રાસથી લયની જાદુઈ અસરમાં વધારો થતો હોય છે. કૂચગાન, ખેલગાન, નૃત્યગાન વગેરે વિવિધ પ્રકારોમાં ગાનોદ્દેશ પ્રમાણે લયાવર્તનો ગોઠવાયેલાં હોય છે. આ સર્વ લયો મોટે ભાગે દ્રુત અને ટૂંકા હોય છે. શિશુના સાહજિક ભાવસ્પંદને યથાતથ ઉપસાવી આપવામાં લયનો અહીં ઘણો મોટો ફાળો હોય છે. આથી બાલકાવ્યની અધઝાઝેરી સફળતા એની લયસૃષ્ટિમાં રહેલી છે.

કલ્પના પણ બાલકાવ્યની મહત્ત્વની જરૂરિયાત છે. બાલમાનસ સામાન્ય રીતે કલ્પનાશીલ જ હોય છે. કલ્પના વિસ્મયના અવનવા પ્રદેશોને ખોલી આપે છે. બાળક માટે આ વિસ્મયલોકની યાત્રા એ મહાન આનંદદાયક પ્રવૃત્તિ છે. બાલકાવ્યનો સર્જક કલ્પનાને સહારે બાળકને આ યાત્રા કરાવતો હોય છે. આ કલ્પના (ઇમેજિનેશન)નું સ્વરૂપ તરંગ (ફૅન્સિ)નું કે કપોલકલ્પના (ફૅન્ટસિ)નું પણ હોય. કદાચ કપોલકલ્પનામાં રાચવું નાનાં બાળકોને વિશેષ ગમતું હોય છે તેથી નાની વયજૂથનાં બાળકો માટેનાં કાવ્યોમાં કપોલકલ્પનાનો સવિશેષ મહિમા છે. જ્યારે મોટી વયના કિશોર-કુમારોને કલ્પના (ઇમેજિનેશન)માં રાચવું વધુ ગમતું હોય છે તેથી એ વયજૂથનાં બાળકો માટેની રચનાઓમાં કલ્પનાનો મહિમા સવિશેષ છે. તરંગ (ફૅન્સિ)નું તત્ત્વ સર્વ વયજૂથનાં બાળકોને આકર્ષક રહેતું હોઈ તેનો વિનિયોગ કોઈ પણ વયજૂથનાં બાળકોનાં કાવ્યોમાં છૂટથી થઈ શકતો હોય છે. પણ કપોલકલ્પના જ્યારે એનું આત્યંતિક સ્વરૂપ ધારણ કરે છે ત્યારે તે નૉનસેન્સ રાઇમમાં પરિણમે

છે. કલ્પનાનું આમાંનું કોઈ પણ સ્વરૂપ બાળક-કિશોર-કુમારને અવાસ્તવની ભૂમિકાએ લઈ જઈ અદ્વિતીય આનંદ આપે છે અને જે કૈં અમૂર્ત છે તેને વિવિધ રીતે ચિત્તગ્રાહ્ય બનાવી તેની પોતાની કલ્પનાશક્તિને સંકોરી એને અદ્‌ભુત રસમાં તરબોળ કરી મૂકે છે. આમ, કલ્પનાવૈભવ એ પણ બાલકાવ્યની નિજી સંપત્તિ છે.

બાલકાવ્યનાં આવાં વિવિધ અંગોના નિર્દેશ પછી તેના વૈવિધ્યનો પણ વિચાર થઈ શકે. નૉનસેન્સ હ્રાઇમ–અર્થવિહીન જોડકણાં–થી માંડીને અર્થમય શૈક્ષણિક કાવ્યકૃતિઓને બાલકાવ્યના આ વિશાળ વર્ગમાં સમાવી લેવાઈ છે. બાલકાવ્યના સર્જકનો શિક્ષક-આત્મા જ્યારે બાલઘડતરને નજર સમક્ષ રાખતો હોય છે ત્યારે મુખ્યત્વે જીવનબોધપ્રધાન રચનાઓ બની આવે છે. એમાં ભાષા ભલે બાળકોના શબ્દકોષની હોય, બાકી આંતરસમૃદ્ધિ તો પેલા વડીલ અને શિક્ષણકાર એવા સર્જકની જ હોય છે. આને શૈક્ષણિક હેતુ માટે થયેલો બાલકાવ્યોનો ઉપયોગ ગણાવી શકાય. ઉદ્દીષ્ટ હેતુને લક્ષમાં રાખીને લખાએલી આ પ્રકારની રચનાઓમાં કયારેક આખી રચનામાં ભાવનાનું અકાવ્યાત્મક ભારણ વધી પડતું હોય છે, તો કયારેક કોઈ ઘટના, પુરાણપ્રસગ, પ્રાકૃતિક દશ્ય-બનાવ આદિના નિરૂપણની પડછે અંતે જતાં બોધનું તારણ કાઢી આપવામાં આવતું હોય છે. એક વિશિષ્ટ રીતે સર્જાતી બાલકાવ્યોની આ સૃષ્ટિનું પણ વિશિષ્ટ હેતુ માટે માહાત્મ્ય છે.

પણ બીજી તરફથી આવા કોઈ પણ હેતુ વગર કેવળ બાલચિત્તને નિર્વ્યાજ આનંદ આપવા માટે જ જે રચનાઓ થાય છે તે શુદ્ધ બાલકાવ્યની કોટિમાં મૂકી શકાય તેવી હોય છે. આ પ્રકારની રચનાઓમાં બાળકોની કલ્પનાને વધુ ચગાવે તેવી ભાવ–લય-સૃષ્ટિ ખડી કરવામાં આવતી હોય છે. પ્રાણીસૃષ્ટિમાંથી કોઈ પ્રાણીની વિશેષતા કે સ્વભાવલક્ષણને રમતિયાળ રીતે રજૂ કરતી, તો કયારેક પ્રકૃતિના કોઈ દશ્યને કે પ્રકૃતિમા બનતી કોઈ ઘટનાને રંગદર્શીપણે નિરૂપતી; કયારેક પુરાણપ્રસંગ કે ઇતિહાસપ્રસંગને ચગાવતી, કયારેક સાંસારિક સંદર્ભે બાલજીવનની પ્રવૃત્તિઓને ખીલવતી આ રચનાઓ બાલકાવ્યની સૃષ્ટિનો ઘણો મોટો ભાગ રોકે છે. મનુષ્ય જીવનના ઉત્સવ-પ્રસંગોને પણ આવી રચનામાં ઠીક ઠીક અવકાશ રહ્યો હોય છે. વળી, બાળરમતોનો વિષયવૈભવ પાથરતી, તો વિવિધ બાળરમતો વખતે ગાવા માટે રચાતી પણ અનેક રચનાઓ મળી આવે છે. યુગસંક્રાન્તિ સાથે પરિવર્તન પામતાં મનુષ્યજીવન અને સમાજજીવનને લક્ષ-માં રાખી અવનવા વિષયો બાલકાવ્યનો સર્જક નિરૂપતો હોય છે. સાંપ્રત વિષયવ્યાપમાંથી કયો વિષય બાલ-માનસને અનુકૂળ રહેશે તેનો સમ્યક્ વિવેક કરી બાલ-કાવ્યના સર્જકે કૃતિ રચવાની હોય છે. ચંદ્રયાન દ્વારા ચંદ્રની સફરને અનુકૂળ કલ્પનાથી આજનો જ સર્જક નિરૂપી શકે ને?! આમ, વિષયની પસંદગીમાં પણ બાલકાવ્યના કવિની સર્જકતાનો પરિચય મળી રહેતો હોય છે. આથી બાલકાવ્યની સૃષ્ટિમાં બાળકોને રસ પડે તેવા કોઈ પણ વિષયનું નિરૂપણ શકય અને સહ્ય છે. આ રીતે વિષય વૈવિધ્ય દાખવતાં આવાં બાલકાવ્યો સાંસ્કૃતિક–સામાજિક અભ્યાસની સામગ્રી તરીકે પણ સાહિત્યેતર રીતે ઉપયોગી નીવડી શકે તેમ હોય છે. પણ એ તો જુદી વાત થઈ. સાચી વાત તો એ છે કે, બાળકને સંપૂર્ણપણે—લય, ભાષા, વિષય, કલ્પનાથી—રીઝવી શકે તેને જ સફળ બાલકાવ્ય બની આવ્યું ગણાય. અને આવું સફળ બાલકાવ્ય સર્જવું જેટલું સહેલું લાગે છે તેટલું જ તે અઘરું છે

*

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર
શિશિર • વિ. સં. ૨૦૩૬ • જાન્યુઆરી-ફેબ્રુઆરી • ૧૯૮૦
સળંગ અંક ૧૩૩ • દ્વિજ અંક ૬૧
તંત્રી • ધીરુ પરીખ

# કવિલોક

## ગીત-અંક

સંસ્થાપક • રાજેન્દ્ર શાહ





જ. ૧૯૧૪] **મનુભાઈ ત્રિવેદી** [નિ. ૧૯૭૨



જ. ૧૯૦૫] **સ્વ. જગન્નાથભાઈ ડૉકટર** [નિ. ૧૯૮૦



**શ્રી ભરત** (મનસુખલાલ) **યાજ્ઞિકનો** જન્મ મહુધા (જિ. ભાવનગર)માં ૧૯૫૦ના નવેમ્બરની ૧૪મી તારીખે થયો છે. એઓ એમ.એ.,બી.એડ્. સુધીનો અભ્યાસ કરી હાલ સાવરકુંડલામાં ઉચ્ચતર માધ્યમિક શાળામાં શિક્ષણકાર્ય કરે છે. કાવ્ય, નાટક અને વાર્તાનું સર્જન એ એમનો શોખ છે.

('માતૃછાયા', હનુમાનજીની શેરી, પાલીતાણા–૩૬૪૨૭૦)

# સદ્‌ગત જગન્નાથભાઈ ડૉક્ટર

'કવિલોક'ના નિકટવર્તી સ્વજનોની ખોટ-પરંપરામાં જગન્નાથભાઈ ડૉકટરના અવસાનથી વધુ એક આઘાતક ઘટના ઉમેરાઈ છે. ૧૯૫૦ની આસપાસ શ્રી રાજેન્દ્ર શાહે મુંબઈમાં અઠવાડિક કવિ-મિલનો યોજવાં શરૂ કર્યાં ત્યારથી જગન્નાથભાઈનો 'કવિલોક' સાથેનો નાતો સ્થપાયો તે એમના નિધન સુધી ઉત્તરોત્તર પ્રગાઢ બનતો ગયો. 'કવિલોક' દ્વિમાસિક શરૂ થયું તેમાં પણ એમણે ઊંડો સક્રિય રસ લેવા માંડેલો. આજે તો એ 'કવિલોક'ના ટ્રસ્ટીમંડળના હૂંફાળા ઉષ્માવંત ટ્રસ્ટી હતા. એમના આ નિધનથી 'કવિલોક' ટ્રસ્ટ ભારે આઘાતની લાગણી અનુભવે છે.

શ્રી જગન્નાથભાઈ પૂંજાલાલ ડૉકટરનો જન્મ વડોદરામાં ૧૯૦૫ના ડિસેમ્બરની ૩૦મી તારીખે થયો હતો. બાળપણમાં એઓ વડોદરામાં 'શ્રેયસ્સાધક અધિકારી વર્ગ'ના સંસ્કારી વાતાવરણનો અને શ્રી ઉપેન્દ્રાચાર્યજીના નિકટતમ સાન્નિધ્યનો લાભ પામ્યા. એમની પરિષ્કૃત રુચિના ઘડતરમાં આનો ઘણો મોટો ફાળો હતો. એમના મધુર કંઠને અને અભિનયશક્તિને લીધે શ્રી ઉપેન્દ્રાચાર્યજીએ એમને નાટયતાલીમ આપેલી, જેને પરિણામે ઉપેન્દ્રાચાર્યજીનાં જ લખેલાં ત્રણ નાટકો–'ગોરખ', 'ગોપીચંદ' અને 'રામશબરી'-માં એમણે નાયકની ભૂમિકાઓ સફળરીતે ભજવેલી. ઉપેન્દ્રાચાર્યજી સાથેની ચર્ચામાંથી એઓ દાર્શનિક સાહિત્ય તરફ છેક કિશોરકાળથી જ આકર્ષાયા હતા. પછીથી એમણે એમર્સન, થૉરો, હૅાલોવે, ગોલ્ડસ્મીથ આદિના સાહિત્યનું પરિશીલન કર્યું. ગોલ્ડસ્મીથ સાથે તો એમને ઘણો સમય પત્રવ્યવહાર પણ ચાલેલો. એમના આ વાચનશોખને લીધે સાહિત્ય તેમ જ તત્ત્વજ્ઞાનનાં ચુનંદાં પુસ્તકોની એક અંગત લાયબ્રેરી પણ એમણે વસાવી હતી. શ્રેયસ્સાધક અધિકારી વર્ગના છોટાલાલ માસ્તર સાહેબ('વિશ્વવંદ્ય')નાં 'યોગિનીકુમારી' સિવાયનાં બધાં જ લખાણોનું પ્રકાશન 'વિચારરત્નરાશિ' તથા 'નૃસિંહકિરણાવલિ'ના ચાર ભાગમાં કર્યું છે, એમના આ દાર્શનિક વાચનના શોખને લીધે જ એમણે થોડા મહિનાઓ પહેલાં જ પરદેશના દાર્શનિકોને અને તેમની સંસ્થાઓને મળવાના આનંદ ખાતર વિદેશનો પ્રવાસ ખેડ્યો હતો.

વ્યવસાયે એ વ્યાપારી હતા. ઈન્ટર આર્ટ્‌સ સુધીનો અભ્યાસ કરી ધંધાર્થે ૧૯૩૬માં કલકત્તા ગયા હતા ને ત્યાં 'ઑફિસ ઈક્વિપમેન્ટ કંપની'ની સ્થાપના કરી હતી. એમના આ કલકત્તાનિવાસ દરમિયાન એઓ કવિવર રવીન્દ્રનાથ, ઝવેરચંદ મેઘાણી, ગગનવિહારી મહેતા અને બંગાળી ચિત્રોના પ્રોડ્યૂસર અશોક મૈત્રના સંબંધમાં આવ્યા હતા. ૧૯૪૧માં પોતાના વડીલબંધુ વિષ્ણુભાઈ સાથે પોંડિચેરી પણ ગયા હતા. ત્યારથી શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનની પણ એમના પર અસર. ૧૯૪૬માં ધંધાર્થે લંડનયાત્રા કરી ને 'ઑફિસ ઈક્વિપમેન્ટ કંપની' કલકત્તાથી મુંબઈ ખાતે ખસેડી. મુંબઈમાં એમણે 'ગ્રાફિકા' નામે છાપખાનું પણ શરૂ કરેલું. પોતાની સાહિત્યિક અભિરુચિને કારણે એમણે બ. ક. ઠાકોરનું 'ગોપીહૃદય' તથા શ્રી ભોગીલાલ ગાંધીનો પ્રથમ કાવ્યસંગ્રહ 'સાધના' પ્રકટ કર્યા હતાં. છેલ્લે છેલ્લે એમણે પોતાનું વ્યવસાયક્ષેત્ર મુંબઈથી ખસેડી વડોદરા બનાવવા માંડ્યું હતું ત્યાં જ આ દુર્ઘટના બની. કાર્ડીઆક અસ્થમાના હુમલાથી ૧૯૮૦ના ફેબ્રુઆરીની ૨૯મી તારીખે એમનું એકાએક અવસાન થયું તે 'કવિલોક' પરિવાર માટે ઘણી મોટી દુઃખદ ઘટના છે. એમની પ્રોત્સાહક પ્રવૃત્તિઓ 'કવિલોક'ને એમની સ્થૂળ ગેરહાજરીમાં પણ પ્રેરક રહેશે.

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · શિશિર · ૨૦૩૬ · સળંગ અંક ૧૩૩ · દ્વિજ અંક ૬૧

જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૮૦

તંત્રી · ધીરુ પરીખ

કાવ્યો



અનુવાદ



શિશુકાવ્યો



લેખો



આવરણ છબી : અશ્વિન મહેતા

'કવિલોક'નો મે–જૂન અંક

ગઝલ-અંક



લવાજમ મોકલવાનાં સ્થળ: (૧) C/o કુમાર કાર્યાલય લિમિ. રાયપુર અમદાવાદ-૧. (૨) વિજય સ્ટોર્સ ૬૨, કલ્યાણભવન, રિલીફ-રોડ, અમદાવાદ-૧, યા સ્ટેશનરોડ, આણંદ. (૩) ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસસ્ટ્રીટ મુંબાઈ ૨ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ ઑક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે. દેશમાં વાર્ષિક રૂ. ૧૫, પરદેશમાં રૂ. ૩૫ યા પા. ૨·૫, અમેરિકામાં રૂ. ૫૦ યા ડૉ. ૬; છૂટક નકલ રૂ. ૨-૫૦

તંત્રી સાથેના પત્રવ્યવહારનું સરનામું:
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા,
અમદાવાદ–૩૮૦ ૦૦૯

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી· ૧૪૫૪ રાયપુર · અમદાવાદ–૧

શિશિર · વિ. સં. ૨૦૩૬

# કવિલોક

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૮૦

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## કવિ અને કલાકાર

કાવ્ય શબ્દની કળા છે કારણ કે કવિને આવિષ્કાર માટે શબ્દ અનુકૂળ છે, શબ્દ વિના તેનો અર્થ પ્રગટ થઈ શકે તેમ નથી. પણ તત્ત્વતઃ તો કાવ્ય—કાવ્ય તો શું સર્વ કળા—અર્થની કળા છે, ભાવોર્મિની કળા છે, કલ્પના કે વિચારના વૈચિત્ર્યની કળા છે.

આટલું સ્પષ્ટ સમજાય તો કવિનો ધર્મ પ્રગટ થશે. જે ઊર્મિ સ્વકીય હોય અને આગ્રહી હોય તે જ આવિષ્કારને યોગ્ય કહેવાય. કલાના પરમ પ્રયોજન—આનંદ અને તલ્લીનતા—સિવાયનું પ્રયોજન તેના સર્જનને પ્રસંગે હોય નહિ. કોઈ સિદ્ધાંત સ્થાપવાના ઇરાદાથી, કોઈ લોકને ઇષ્ટ એવી માગણીના પોષણ અર્થે, અથવા કામાદિવિષયક લાગણીઓને આડકતરી રીતે સંતોષવા કે ઉત્તેજવા લખેલી કવિતા બીજા વર્ગની કવિતા થઈ જાય. ઊર્મિને કે અનુભૂતિને એકાગ્ર કરી, તટસ્થ રીતે નિહાળી, યોગ્ય શબ્દ ને લય કે છંદમાં ઉતારવી જોઈએ. ભાષાના સ્વરૂપને તથા છંદના સ્વરૂપને (પછી છંદ ગમે તે પસંદ થયો હોય; અલબત્ત એ છંદ પણ અર્થને અનુરૂપ જ હોય) બરાબર જાળવવામાં આવે તો જ મૂળ સ્ફુરણાને ફરી ફરી ચિંતન કરવા યોગ્ય રૂપ મળ્યું કહેવાય. અનુભવનું મૂળ સ્વરૂપ માણવું હોય તો તેને અણીશુદ્ધ આકાર મળવો જોઈએ, જેથી તમે તેનો વિવશ, વિહ્વળ કે આકુળ થયા વિના વિમર્શ કરી શકો.

જેની અર્થ ઉપર, ઊર્મિના સ્વરૂપ ઉપર અનુભૂતિની રહસ્યમયતા ઉપર નિષ્ઠા નથી તે કવિ નથી; જેને ભાષાવિષયક કે લયવિષયક આગ્રહ નથી તે સાચો કલાકાર નથી. કલાકારમાં જેટલું ઊર્મિનું, સાચી ઊર્મિનું—કહેવાતા જોસ્સાનું નહિ—બળ જોઈએ તેટલું શબ્દાકારમાં તેને મૂકતાં ધૈર્ય જોઈએ.

વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

(તાજેતરમાં પ્રકટ થએલા એમના લેખસંગ્રહ 'સાહિત્યસંસ્પર્શ'માંથી)

# કવિ ન્હાનાલાલની અનુપમ કૃતિ

સુન્દરમ

## 'હરિનાં દર્શન'

મ્હારાં નયણાંની આળસ રે, ન નીરખ્યા હરિને જરી;
એક મટકું ન માંડયું રે, ન ઠરિયાં ઝાંખી કરી.

શોક-મોહના અગ્નિ રે તપે, ત્હેમાં તપ્ત થયાં;
નથી દેવનાં દર્શન રે કીધાં, ત્હેમાં રક્ત રહ્યાં.

પ્રભુ સઘળે વિરાજે રે, સૃજનમાં સભર ભર્યા;
નથી અણુ પણ ખાલી રે, ચરાચરમાં ઊભર્યા.

નાથ ગગનના જેવા રે, સદા મ્હને છાઈ રહે;
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે.

જરા ઊઘડે આંખડલી રે, તો સન્મુખ તેહ તદા;
બ્રહ્મ બ્રહ્માંડ અળગા રે, ઘડીયે ન થાય કદા.

પણ પૃથ્વીનાં પડળો રે, શી ગમ ત્હેને ચેતનની?
જીવે સો વર્ષ ઘુવડ રે, ન ગમ ત્હોયે કંઈ દિનની.

સ્વામી સાગર સરિખા રે, નજરમાં ન માય કદી;
જીભ થાકીને વિરમે રે, વિરાટ વિરાટ વદી.

પેલાં દિવ્ય લોચનિયાં રે પ્રભુ! ક્ય્હારે ઊઘડશે?
એવાં ઘોર અન્ધારાં રે પ્રભુ! ક્ય્હારે ઊતરશે?

નાથ! એટલી અરજી રે, ઉપાડો જડ પડદા;
નેનાં! નીરખો ઊંડેરું રે, હરિવર દરસે સદા.

આંખ આળસ છાંડો રે, ઠરો એક ઝાંખી કરી;
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નીરખો હરિ.

(પ્રેમભક્તિ–ભજનાવલિ) ન્હાનાલાલ દ. કવિ

**આ** કાવ્ય કવિની ૧૯૨૪માં પ્રસિદ્ધ થયેલી 'પ્રેમભક્તિ-ભજનાવલિ'માં પ્રથમ આવેલું છે અને કવિનાં કાવ્યોમાંથી એક સંગ્રહ 'રસગન્ધા' ૧૯૫૭માં પ્રસિદ્ધ થયો તેમાં તે મૂકેલું છે ત્યાંથી, મૂળ પુસ્તક મને સુલભ ન હોવાથી, અહીં લીધું છે. એ પ્રથમ તો 'આશ્રમ-ભજનાવલિ'માં જોવા મળેલું અને એ યા એક મર્મર્થ એવા ભજનસંગ્રહ કહો કે કાવ્યસંગ્રહ કહો તેમાં આવ્યું તેને લીધે જ અનેક લોકો પાસે વ્યાપક રીતે જઈ શકયું છે અને કવિનાં બીજાં કાવ્યો કરતાં વધુ લોકપ્રિય બન્યું છે. 'આશ્રમભજનાવલિ'માં એ જે રીતે છપાયું છે તેમાં અને આ અહીં ઉતારેલા તેના પાઠમાં ફેર છે, વિરામચિહ્નોમાં, જોડણીમાં, તથા એક ઠેકાણે શબ્દોમાં. પંક્તિ છઠ્ઠીમાં 'ચરાચરમાં ઊભર્યા' છે 'આશ્રમ-ભજનાવલિમાં 'ચરાચર માંહી ભર્યા' છે, મને અમુક રીતે તે વધુ સાચું લાગે છે. તો 'રસગન્ધા'માં મુકાયેલો પાઠ, કે 'આશ્રમભજનાવલિ'માંનો પાઠ બરાબર છે, કે કયો સાચો પાઠ છે તે 'પ્રેમભક્તિ ભજનાવલિ'માં જોઇને નક્કી કરવું જોઈએ. 'આશ્રમભજનાવલિ'માં તો વિરામચિહ્નોની કચુંબર થઈ ગયેલી છે. બીજી આવૃત્તિઓમાં તે સુધારાતાં પણ રહ્યાં છે, તો 'રસગન્ધા'માં મુકાયેલાં ચિહ્નો વ્યાકરણપ્રધાન વધુ બનતાં, કાવ્યના લયને પોષક નથી નીવડતાં, અને એમાં પણ બધું બરાબર નથી લાગતું. કવિ પોતે જોડણીના, વ્યાકરણશુદ્ધિના પૂરા આગ્રહી હતા. આ અંગે પોતાની આગવી દૃષ્ટિને રજૂ કરી ગયા હતા, તેમણે વ્યાકરણ પણ લખ્યું છે, કે જે હજી અપ્રસિદ્ધ રહેલું છે. આ રીતે જોતાં કવિએ આપેલ મૂળ પાઠને આપણે બરાબર મેળવવો જોઇએ. એ કામ આ લેખ છપાય તેની સાથે સાથે જ થઇ શકે તો સારું. 'આશ્રમભજનાવલિ'માં કવિનો પ્રિય 'હ'કાર અહીં સાત જગાએ છે તે સાવ કાઢી લેવાયેલો છે.

ત્યાં તો કવિનું નામ, તેમ જ કૃતિનું નામ પણ તેની સાથે જોડાયું નથી, એ સંગ્રહમાં બીજા અર્વાચીન કવિઓનાં છ ગીત (૧૯૫૬ની આવૃત્તિ પ્રમાણે) પણ આમ કવિનામ અને કૃતિનામથી મુક્ત થઈને આવેલાં છે. વળી બ. ક. ઠા. દ્વારા સંપાદિત, આપણાં કાવ્યોની એક બહુમૂલ્ય રતિમાળા જેવા, 'આપણી કવિતાસમૃદ્ધિ'માં પણ આ કાવ્ય લેવાયેલું છે, જે આ કૃતિનું જે વિશિષ્ટ રસળત્વ છે તે બતાવી આપે છે; પણ એમાં પણ એ સંપાદકના વિશિષ્ટ અભિગમ પ્રમાણે જે ફેરફારો બની આવ્યા છે, નામ બદલાયું છે—'નયણાંની આળસ' (સંપાદકે બીજાં કાવ્યો અંગે પણ તેમ કરેલું છે), વિરામ ચિહ્નોમાં, જોડણીમાં ભાતભાતના, તેમની આગવી રીત મુજબના ફેરફારો છે, એક શબ્દ ચોથી પંક્તિમાંનો 'રક્ત' રહી ગયો છે, પણ તેની ટિપ્પણમાં 'સક્ત' તરીકે તેની સમજૂતી આપી છે, આ વળી સંપાદનની બીજી એક ભૂલ છે કે કાવ્યના પાઠાંતરનો પ્રશ્ન છે—આમ આ બધું સાહિત્યના સંપાદનમાં જે અનેક પ્રશ્નો અને પરિસ્થિતિઓ ઊભી થતી રહે છે તેનું એક ઘણું નોંધ લેવા જેવું દૃષ્ટાંત બની રહે છે. કદાચ સાચી વાત તો એ છે કે જે વસ્તુ બીજાઓના હાથમાં જાય છે તેનું પછી તે 'બીજાઓ' પ્રમાણે જ થતું રહે છે. મૂળ વસ્તુ તેનું 'શુદ્ધ' સત્ય, પ્રભુનું બન્યું છે તે પ્રમાણે, જગતમાં ગતિશીલ બનતાં 'જૂજવાં' રૂપે થઈ જાય છે. જેનો પણ આપણે આનંદ લેવાને તૈયાર રહેવાનું છે.

'આશ્રમભજનાવલિ'માં મુકાયેલાં ૪૦–૪૧ જેટલાં ગુજરાતી ભજનોની હારમાં આ ગીતને જોઈએ, અને 'રસગન્ધા'માં મુકાયેલાં કવિનાં અનેક નાનાં મોટાં ગીતો અને પ્રેમભક્તિનાં કાવ્યોમાં આને બેઠેલું જોઈએ ત્યારે એ ગીતનું સ્થાન આપણી આખી સાહિત્ય પરંપરામાં તેમ જ કવિના પોતાના આખા કાવ્યસમુદાયમાં કેવું તો બની આવેલું છે તેની કાંઈક ઝાંખી બને છે. આપણી ભક્તિ–કવિતાની પરંપરા નરસિંહ-મીરાંથી શરૂ થઈ વિવિધ ભક્તો-સંતો દ્વારા આગળ લંબાઈ છે. અને એ સાધુપુરુષોની આંતરિક સિદ્ધિ અને કાવ્યશક્તિ પ્રમાણે તેમાં કાવ્યત્વ તેમ જ આંતર તત્ત્વ આવેલું છે. એ પ્રાચીનતા અને મધ્યકાલીનતા દયારામ આગળ અટકી અને દલપત-નર્મદ આવ્યા ત્યારથી આપણા સાર્વત્રિક જીવનમાં જે નવા રંગો પ્રગટ્યા તેમાં આ તત્ત્વ સાહિત્ય-માં અનેક નવી પ્રગટેલી ધારાઓમાંની એક ધારા રૂપે રહ્યું. પ્રાર્થનાસમાજ જેવી બુદ્ધિપ્રધાન ધાર્મિકતા, તથા દલપત-નર્મદ આદિના જેવી પોતપોતાની રીતે આગળ વધતી ધાર્મિકતાએ આ પ્રભુભક્તિને વિવિધ કાવ્ય-શક્તિવાળું રૂપ આપ્યું. એમાં આધ્યાત્મિકતાનાં ઊંડાણો ઓછાં રહ્યાં, કેમ કે આધ્યાત્મિકતા, જેટલી કાંઈ આ પૂર્વે હતી, તે પોતે પણ નવા જીવનમાં નવા રૂપે, અવગુંઠિત કે કુંઠિત રીતે ગતિ કરતી રહી. દલપતની કે નર્મદની કે નવલરામ કે ભોળાનાથ સારાભાઈની ઈશ્વરને વિષય કરતી કૃતિઓ વાંચીએ છીએ અને માણસના જીવનમાં ભગવાનનું હવે શું થયું તે દેખાઈ આવે છે. પણ નરસિંહરાવ, કાન્ત, ન્હાનાલાલ, ખબરદાર, બળવંતરાયમાં આવતાં પ્રભુને અંગેનો અભિસાર કંઈક વધુ આર્દ્ર બને છે. અને ગાંધીયુગના કવિઓમાં આવતાં તે 'આશ્રમભજનાવલિ'થી પુષ્ટ બની, વળી નવી બાલ-મધુર બોલી લઈ આવે છે. અને ગાંધીયુગ પછીના, 'સ્વાતંત્ર્યોત્તર' કવિઓમાં તો અમુકના હાથે ભગવાનનું જાણે કે 'કાટલું' જ થઈ જાય છે, તો કેટલાકમાં તે સાચી ખોટી 'રાધા-રમણા' પણ બની, આવે છે, પણ અમુકમાં તે સાચો અભિસાર પણ બને છે. આમ આ આખી ભક્તિ–કવિતાના પટમાં કવિની પહેલાંનાં તથા પછીનાં કાવ્યોમાં, 'હરિનાં દર્શન' કેવું તો એક મધુર શુક્તારક જેવું શીતળ અને પ્રેરક રૂપે ઝળહળી રહે છે તે ભાગ્યે જ કહેવાની જરૂર રહે છે:

'પ્રેમભક્તિ'ના બિરુદ સાથે કાવ્યજગતમાં પ્રવેશેલા આપણા કવિનાં અનેક પ્રકારનાં ગીતોમાં આ કૃતિને જોઈએ છીએ ત્યારે કદાચ આની જ પાછળ કવિની ચેતના નિતાન્ત નિર્મળરૂપે પોતાનું કાવ્યત્વનું અને આંતરતત્ત્વનું પૂરેપૂરું બળ પૂરી શકી છે એમ લાગે છે. 'પ્રેમભક્તિ'નું ઉપનામ ધારણ કરીને કવિએ જાણે કે આ જ બે વિષયોને પોતાનું જીવન સમર્પણ કર્યું હોય એમ લાગે. ૧૯૨૪માં 'પ્રેમભક્તિ ભજનાવલિ'નો સંગ્રહ આપી જાણે કે ભક્તિ પૂરતું પોતાનું કામ ત્યાંથી જ સંકેલી લીધું હોય તેમ લાગે છે. પછી તો કવિને જીવનના ઉત્તરાર્ધમાં આધ્યાત્મિક અનુભૂતિઓ થઈ છે, પણ તેના ઉદ્‌ગારમાં, 'હરિદર્શન' અને 'વેણુવિહાર' જેવામાં, આધ્યાત્મિકતા કરતાં કવિની પોતાની કાવ્યકળાનો જ સ્પર્શ વધુ રહ્યો છે. 'વિશ્વગીતા' અને બીજે ઠેકાણે કવિ આખું બ્રહ્માંડ ઘૂમી વળ્યા છે અને વિરાટના હિંડોળા ઉપર આપણને તેમણે ખરેખર ઝુલાવ્યા છે, પણ તેમાં કવિનો આત્મા નહિ, પણ કવિનો કાવ્યપુરુષ જ વધુ સક્રિય રહેલો છે. કવિએ 'પ્રેમ'ને આલંબીને તો અનેક મધુર રચનાઓ આપી છે, અને મધુર ન કહેવાય તેવું પણ ઘણું આપ્યું છે, પણ તેમાંથી પ્રભુને બહુ શિષ્ટમિષ્ટ ભાવે બાજુએ રાખવામાં આવ્યા છે. આમ કવિની પ્રભુ પ્રતિની અભિસારક્રિયા તો આ જ ગીતમાં છે એમ કહેવું પડશે.

આવું આ સુમધુર ગીત એક વિકસતા જતા આત્માની કેટલીક મધુર અભિમુખતાને આપણી આગળ મૂકી જાય છે. કવિએ લખેલું 'સ્તુતિ–અષ્ટક' પહેલાંની વાચનમાળામાં આવતાં એક વખતે આપણા એકેએક વિદ્યાર્થીને કંઠેથી ગવાયું છે. પણ એમાં પ્રભુ તરફ એક વિદ્યાર્થીની અને વિદ્વાનની ગતિ છે. આ 'હરિનાં દર્શન' એથી વધુ ઊંડે જઈ આત્માની પ્રભુ સાથેની એક ગુફતગો બને છે. આ મીરાં કે નરસિંહ કરતાં કોઈ જુદી અવસ્થા છે. 'પાયો જી મૈંને રામ રતન ધન પાયો'. 'મુખડાની માયા લાગી રે' એમ કહેતી મીરાં તો પ્રભુની ક્યાંય પાસે જઈને બેઠી છે. અહીં કવિનો આત્મા, 'મંગલ મંદિર ખોલો'માં જે ભાવ ઘૂંટાયો છે તેને અંતર્મુખ બનીને ઘૂંટે છે. પેલો બાળક તો પ્રભુના દ્વાર પાસે પહોંચી ગયો છે, જ્યારે આ ભક્ત તો આખા જીવનના ત્રિશાળ પગથાર ઉપર ઊભો છે, અને જગતની નહિ પણ પોતાની પ્રકૃતિની અટવીમાં અટવાતો રહ્યો છે અને પોતાને જે કરવું જોઈએ તે કર્યું નથી એના વિષાદમાં ડૂબેલો છે. એ પ્રભુના સાંનિધ્ય કરતાં પોતાની વિમુખતાને વધારે તીવ્ર રીતે સંવેદે છે અને એમાંથી જે 'ઘા' જન્મે છે તેની અહીં ઘણી મધુર અને સભર અભિવ્યક્તિ બને છે. 'આશ્રમભજનાવલિ'માં આ ગીતની પહેલાં એક બીજું ગીત આવે છે: 'જીભલડી રે, તને હરિ ગુણ ગાતાં આવડું આળસ ક્યાંથી રે.' એની સાથે આ ગીતને મૂકી જોતાં આમાં બાનીની, ભાવની, કાવ્યમય ઉદ્‌ગારની રીતે ગુજરાતી કવિતા કેટલી વિશેષ સમૃદ્ધ બની છે તે જોઈ શકાય છે. એ કવિ 'જીભલડી' સાથે વાત કરે છે, (એ ગીત કોની કૃતિ છે તે જાણવાનું–શોધવાનું રહે છે.) આ કવિ 'નયણાં'ની સાથે વાત કરે છે. પેલો કવિ 'જીભલડી'ને લગભગ ભાંડતો રહે છે, જ્ઞાનવૈરાગ્યના ચાબખા ફટકારતો રહે છે, પૂરતી બરછટ વાણીમાં તેને એવી તો રગદોળે છે કે તે થોડુંઘણું બોલી શકતી હોય તો પણ બોલતી બંધ થઈ જાય તેવી સ્થિતિ કરી શકે છે.* પણ આપણા આ કવિ 'નયણાં'ને એવી રીતે તો મીઠાશથી અને મૃદુતાથી ઉદ્‌બોધે છે, પોતાની પણ એવી તો આંતરકથા કહે છે અને પ્રભુને પણ એવા તો આલેખે છે કે આ આંખોને માટે અને કવિને પોતાને માટે જે કૃતાર્થતા ઝંખાઈ છે તે એક વખતે મળી આવે જ છે.

કાવ્યની પોતાની બાની, એમાંની કાવ્યકળા એટલી બધી તો પ્રસન્ન મધુર, શરદનાં નીતરેલાં નીર જેવી છે કે તે વિષે બહુ કહેવાનું રહેતું નથી. કવિએ એક પ્રાચીન સુપ્રચલિત અને મનોહર એવો ઢાળ લીધો છે, 'આશ્રમભજનાવલિ'માં કહ્યું છે તે મુજબ 'શીખ સાસુજી દે છે રે...' નો, જોકે આ કૃતિ હજી મેં પૂરી જોઈ સાંભળી હોય તેમ નથી. એને પણ મેળવીને આ લેખ સાથે જોડી શકાય તો તેમ કરવા જેવું છે. કાવ્યમાં સર્વત્ર પ્રાસ છે, અને તે પૂરા કાવ્યમય છે, તાણીતૂસીને ગોઠવેલા નથી, અર્થના પૂરેપૂરા પોષક છે, 'જરી–કરી', 'તપ્ત થયાં–રક્ત રહ્યાં', 'ભર્યા–ઊભર્યા', ('આશ્રમભજનાવલિ'માં મુકાયેલા શબ્દો : 'ચરાચર માંહી ભળ્યા' વધારે અર્થવાહક નથી ? 'ઊભર્યા' દુર્બળ અર્થનો લાગે છે, જોકે 'ભળ્યા'–અને 'ઊભર્યા' બંને તત્ત્વબળથી તો વંચિત જ છે. પ્રાસની મજબૂરીનું જ આ પરિણામ હોઈ શકે?) 'તદા–કદા', 'ચેતનની–દિનની', 'જડ પડદા–સદા' વગેરેનું ચારુત્વ પોતે દેખાઈ આવે તેવું છે. આખા કાવ્યને મધુર પ્રવાહિતા આપતી વસ્તુ તો દરેક પંક્તિના મધ્ય ભાગે આવતો 'રે' છે. કાવ્યમાં આવતી પદાવલિ 'જીભલડી' કરતાં કેટલી વધુ સમૃદ્ધ, ઘાટઘૂટવાળી છે, 'નયણાં' 'મટકું' 'ઝાંખી' 'બિરાજે' 'આંખલડી' 'લોચનિયાં' ઈત્યાદિ, કહો કે એકેએક શબ્દ અર્થ અને શબ્દના ધ્વનિની સૌષ્ઠવતાથી ભરેલો છે, જે સભરતા આ કવિ પોતાની આગવી જ લઈ આવ્યા છે, અને જેને લીધે તે આટલા બધા તો જનપ્રિય બન્યા છે. કાવ્યમાં આવતી આછીપાછી ઉપમામાં 'ગગનના જેવા' 'વાયુની પેઠે' 'સાગર સરિખા', તેમ જ સહજ રીતે સરજાયેલું સજીવારોપણ 'નયણાંની આળસ', 'શોકમોહના અગ્નિ' 'પૃથ્વીનાં પડળો' 'જીભ થાકીને વિરમે' એ કાવ્યને પુષ્ટ અને બળવાન કરે છે. ખરી રીતે આંખોને જે સજીવારોપણ અપાયું છે, એને એક જીવતીજાગતી સ્વતંત્ર વ્યક્તિતા અપાઈ છે એ જ આ કાવ્યની અનન્યતા, અને પરમ અર્થસાધકતા છે. એ આંખની દુનિયામાં પાછી જીભ પણ હરતીફરતી થઈ જાય છે, બીજાં 'દિવ્ય લોચનિયાં' પણ આવે છે–નરસિંહરાવે ખૂબ ખૂબ ઘૂંટેલો પણ બહુ ઓછો સજીવ–સપ્રાણ બની શકેલો આ 'દિવ્ય' શબ્દ અહીં દિવ્યની નજીક ખરેખર પહોંચે છે, અને કવિના મનમાં કે આંતર ચેતનામાં અહીં ગીતાનાં 'દિવ્યં દદામિ તે ચક્ષુઃ' હોય તો પણ નવાઈ નહિ. આમાં કવિ જેને આંખ છે છતાં નથી એવા 'ઘુવડ' મહાશયને–જોકે આપણે આ અનુપમ પ્રાણીને વધુ પડતા નીંદતા રહ્યા છીએ. તેની ઉત્તમ આત્મસમૃદ્ધિ, જે લક્ષ્મીનું વાહન બનવા સુધી પહોંચેલી છે તેની અને માણસની કે અન્ય પ્રાણીની આંખના કરતાં જેની દૃષ્ટિમાં અંધારને ભેદવાનું વધુ સામર્થ્ય છે તે લોકોત્તર શક્તિની સૂઝ આપણે હંમેશ બતાવી શક્યા નથી–એને લઈ આવીને 'દિવ્ય લોચનિયાં'ની ઝંખનાને કવિએ વધારે ઉત્કટતા મેળવી આપી છે. પાંચમી કડીમાં આવતા 'બ્રહ્મ બ્રહ્માંડ અળગા રે'માં 'અળગાં' શબ્દ જોઈએ. 'આશ્રમભજનાવલિ'માં 'અળગાં' છે. મૂળમાં શું હશે તે જોવું જોઈએ.

કાવ્યની અંદરની ભાવસૃષ્ટિ તો સૌ કોઈએ એટલી અનુભવી અને માણી છે કે તે વિષે પણ મૂંગા રહી શકાય તેમ છે, પણ એ ભાવજગતની મુસાફરી ફરી ફરીને પણ તાજગી આપે તેવી છે. આ કૃતિ તે એક લૌકિક અભિસાર નથી, બુદ્ધિનો અને તર્કને આધારે આગળ વધતો કોઈ તત્ત્વજ્ઞાનનો નહિ, પણ પ્રભુ માટે, કવિના હૃદયમાં જન્મેલી એક આતુરતાનો આર્દ્ર ઉદ્‌ગાર છે. જીવનમાં પ્રમાદ ભરેલો છે, સત્ત્વ કે રજસ નહિ પણ તમસનું પ્રાધાન્ય છે, એ પ્રમાદ અને તમસ અહીં સભાન થઈ જાય છે અને કવિ અહીં પોતાને આત્મ-

નિવેદન કરે છે, તો અર્ધું પ્રભુને ઉદ્બોધન–પ્રાર્થના કરે છે. કોકે આમાંના 'મટકું'ની ચર્ચા ઉપાડી હતી એક વખતે, તે હમણાં જરા તાજી થાય છે. 'મટકું માંડવું' એટલે શું? પ્રભુને એકાદ ક્ષણ પૂરતા, એક જ વાર આંખથી જોઈ લેવાય, થોડી ઝાંખી થાય એમાં જ શું બધી પરિસમાપ્તિ થઈ જાય? પણ જે આંખ સાવ બંધ જ રહી છે તે એકાદ ક્ષણ માટે પણ ઊઘડી જાય તો પછી છેવટે જતાં તે 'દિવ્ય લોચનિયાં' રૂપે બનશે એ સ્વીકાર અહીં છે જ. એ બંને જુદાં છે એમ પણ કવિએ કહ્યું છે, તો અહીં તકરાર કરાય કે જો 'દિવ્ય લોચનિયાં' જ જોઈતાં હોય તો આળસુ આંખની સાથે શા માટે માથાકૂટ કરો છો? પણ હમણાં જેવી કાંઈ આંખ મળી છે તેને મનાવવાથી કવિ આવો મધુરો આરંભ કરે તો તે પણ વધાવી લેવા જેવો છે. થયું ભાઈ, થયું ખરું, પોતાની આંખને કવિએ ઢંઢોળી ખરી, એક લાડકડા બાળકને જગાડતા હોય તેવી રીતે, હચમચાવી નાખીને કે માણસને જગાડવાની, કુંભકર્ણને જગાડવા માટે કરાએલા મહાપ્રયાસોની હદ સુધીના પ્રયોગોની રીતે નહિ, એ જ એક અધ્યાત્મ જગતની મોટી ઘટના છે. 'ખરેખર રહી જવાયું' આ જ ભાન પૂરતું છે. પહેલી કડીમાં આટલી સભાનતા બતાવીને પછી કવિનો આત્મા, અર્ધુંએક જીવન વટાવ્યું ત્યાં સુધીમાં જે વિવિધ રીતે પુષ્ટ અને જાગૃત થયો છે તેની કથા મનોરમ રીતે કહે છે. જીવનમાં દરેકને થતા ષડ્રિપુઓના અનુભવની–તેના બે પ્રતિનિધિઓની વાત કરીને—માત્ર શોક-મોહની, કવિના જીવનમાં વ્યાપક રહેલા ક્રોધની સાથે તો તેમણે કદાચ અંતરની ગેબી ગુફામાં જ ગુફતગો કરી હશે—કવિ આ અગ્નિઓના શામક પ્રભુને જોવાની વાત કરે છે. છે. પણ પ્રભુની સભરતા કેવી છે તે તો તેમનો આત્મા–તેમનામાંનો તત્ત્વપુરુષ તો ખૂબ અનુભવી ચૂકેલો છે, અને હવેની પાંચ કડીઓમાં, લગભગ અર્ધા કાવ્યમાં પ્રભુની આ અનુભૂતિ જે સભરતાથી કવિએ ગાઈ છે તે જ આ કાવ્યનો બળવાન આંતર પુદ્ગલ છે, આરજૂનાં, રોટલીનાં બે પડ વચ્ચે ગોઠવાએલો પૂરણપોળીના પૂરણ જેવો. પ્રભુ તો બધે બેઠેલા ભરાએલા જ છે. અણુએ-અણુમાં છે, ગગનની પેઠે વાયુની પેઠે છવાએલા અને વહેતા છે, અને તે વસ્તુ કવિ 'મ્હને' 'મુજ ઉરમાં' એમ ખાસ અનુભૂતિના રણકારની રીતે નિરૂપે છે. પણ આ ગૂઢ કે સૂક્ષ્મ અનુભૂતિ સ્થૂલ સુધી આવી નથી એ જ કવિની વિષમતા છે. 'પૃથ્વીનાં પડળો' હેઠળ આ પરમ તત્ત્વ દટાઈ જ રહે છે તેનો વસવસો છે. પણ પછી તો પ્રભુ અતિ પ્રત્યક્ષ થઈ ગયા હોય તેવા જ ઉદ્ગારો આવે છે. 'સ્વામી (આ શબ્દ પણ કેવો અનુપમ આવ્યો છે) સાગર સરિખા રે, નજરમાં ન માય કદી: જીભ થાકીને વિરમે રે, વિરાટ વિરાટ વદી'. પ્રભુ એટલી બધી સભરતાથી અનુભવાયા છે, નજરમાં પણ માઈ શકે નહિ એટલી બધી રીતે આંખોએ છલકાતા છલકાતા દીઠા છે, જીભ કેટલુંયે બધું તેને માટે બોલી ગઈ છે, 'વિરાટ વિરાટ'ના ઉદ્ગારો કરતાં કરતાં તે થાકીને વિરમી ગઈ છે. આ બે પંક્તિનો એટલી બધી અનન્ય કાવ્યગુણવાળી છે કે એ પોતાની શક્તિથી આપણને પરિતૃપ્ત. મુગ્ધ કરી દે છે. કાવ્યત્વની દૃષ્ટિએ જોઈએ તો આ કડી જ કૃતિનું ઉત્તમ અંગ છે.

પણ આટલી બધી પ્રબળ, પ્રખર, વ્યાપક અનુભૂતિ થઈ તે પછી તો જાણે આંખોના આળસનો જ પ્રશ્ન ન રહે એમ કહી શકાય. પણ છતાંયે કવિનું રટણ તો ચાલુ જ છે. અને કવિ પોતાનો કેસ તરત જ 'દિવ્ય લોચનિયાં' શબ્દથી આગળ લંબાવે છે. આ સ્થૂલ આંખો સ્થૂલ વિશ્વને જોઈ 'વિરાટ વિરાટ' ભલે રટે પણ હજીયે 'ઘોર અંધારાં' રહ્યાં છે, અંદરનાં જ તો, હજી

જડ પકડ્યાં તેવાં ને તેવાં જ છે, આ બધું ઉપર ઉપરથી જોયું, પણ ઊંડું જોવાનું બાકી છે, 'નેન નીરખો ઊંડેરું રે' (કવિ અહીં વળી મજાનો 'નેન' શબ્દ લઈ આવ્યા) એમ થશે ત્યારે 'હરિવર દરસે સદા' સદાયે પ્રભુના દર્શનમાં–એટલે કે પ્રભુના સાંનિધ્યમાં, સાક્ષાત્કારમાં રહેવાશે. એ અંતિમ સિદ્ધિના ચિંતનમાં લીન થઈ કવિ આંખોને કહે છે કે હમણાં 'એક મટકું'નો એકડો તો ભરી લો, અને હૃદય ભરાય તેટલા પ્રભુને જુઓ. 'વિરાટ વિરાટ' બોલવાની સ્થિતિમાં પહોંચાયું છે છતાં હજી આકંઠ, હૃદયને ભરી દે, આખાયે જીવનને ધન્ય કરી દે તેવી અનુભૂતિ બાકી રહી છે તેને માટે તૈયાર થાઓ.

પ્રભુ સાચી પ્રાર્થનાઓ હમેશાં સાંભળે જ છે. કવિનો જીવનપ્રવાહ વિવિધ અવસ્થાઓમાંથી પસાર થતો રહેલો છે. એમની અધ્યાત્મની સાધના ગમે તે હો પણ પ્રભુ-કૃપાનું અવતરણ તો તેમના જીવનમાં થયેલું છે. પોતાના ૬૫મા વર્ષમાં, ૧૯૪૨માં, કવિ આપણને 'હરિદર્શન' અને 'વેણુવિહાર' નામની બે કૃતિઓ આપે છે અને તેમાં છલકાતા હૈયે પોતાને થયેલાં કૃષ્ણનાં દર્શન અને તેની વેણુનું શ્રવણ વર્ણવે છે. અહીં કૃષ્ણ તેમને પોતાના બગીચામાંના એક વૃક્ષ ઉપર દેખાયેલા. કવિના જીવનના છેલ્લા દિવસોમાં એમને કૃષ્ણનાં ફરીથી દર્શન થાય છે. તે તેમના ઉંબર લગી આવ્યા લાગે છે. કવિ બોલે છે: 'બાઈ, એ આવ્યો છે, પણ એ અંદર આવતો નથી. એને અંદર બોલાવી લાવ. લાગે છે એ મને લેવા આવ્યો છે. તો ભલે, હું જઈશ. જયશ્રી હરિ!' અને એ દિવસે કવિ પોતાનું છેલ્લું ગીત લખી જાય છે, છેલ્લું કવિકર્મ કરી જાય છે. એ ગીત આ છે:

આયો આજ તોરે દ્વારે કૃષ્ણ કનૈયો;
કૃષ્ણ કનૈયો, સાધુસન્તનકો ભૈયો:
આયો આજ તોરે દ્વારે—
દર્શન લે લે,
દર્શન દે–લે;
કાલકી કુંજન મેં કંદુકખેલૈયો:
આયો આજ તોરે દ્વારે,
આયો આજ તોરે દ્વારે કૃષ્ણ કનૈયો.

પ્રભુ કૃષ્ણ કનૈયો કવિના ઉંબર સુધી આવ્યો. એથી આગળ ન આવ્યો, ત્યાં જ ઊભો રહ્યો, કવિને ઇશારો કરી પોતાની પાસે બોલાવીને લઈને ચાલ્યો ગયો. કવિ ખુશીથી, આખું જગત મૂકીને તેની પાછળ ચાલ્યા ગયા. આ કાવ્ય લખાયું છે ૨ જાન્યુઆરી ૧૯૪૬એ. સાત દિવસ પછી ૯મીએ કવિએ દેહત્યાગ કર્યો. એક આત્માની આ જીવનની યાત્રા પૂરી થઈ. એમનું જીવન અને કવન બંને પોતાની અનોખી સમૃદ્ધતા, આનંદ અને રસની છોળ આપણે માટે મૂકી ગયાં છે.

## (પૂર્તિ)

આ ગીત અંગે થોડીક વધુ નોંધવા જેવી નીચેની વસ્તુઓ મળી આવી છે. એ આપણને કવિના અવસાન પછી તરતમાં જ 'સ્ત્રીજીવન' માસિકના માર્ચ ૧૯૪૬ના અંકમાં કવિના દર્શનીય હસ્તાક્ષરમાં છપાયેલું જોવા મળે છે. એ અંકમાંના આ ગીતના ઉપર કવિનું તે પહેલાંના દિવસે ૧લી જાન્યુઆરીએ લખાયેલું ગીત આપેલું છે એ બંને ગીતોને કવિએ ૪ અને ૫ એમ ક્રમાંક આપેલા છે, 'જુગની જોગન્દરી' અને 'સાધુસન્તનકો ભૈયો' એમ શીર્ષક આપ્યાં છે, અને દરેકની નીચે '૧લી જાનેવારી ૧૯૪૬', '૨જી જાનેવારી ૧૯૪૬' એમ તારીખ મૂકી પોતાનું આખું નામ, એ વખતના સાક્ષરી આગ્રહ મુજબ, પ્રથમાક્ષરોને મોટા કદમાં મૂકીને, સુડોળ અને સ્વચ્છ અક્ષરોમાં 'ન્હાનાલાલ દલપતરામ કવિ' એ રીતે મૂક્યું છે અર્થાત્ આ ગીતો એ પહેલાં રચાયેલાં કૃતિઓના ક્રમમાં ગોઠવાયેલાં છે. વળી ખાસ તો એ કે કવિએ બંને ગીતની નીચે પોતાનું પૂરું નામ લખ્યું છે

તે શું દરેક કાવ્ય નીચે આમ પોતાનું પૂરું નામ લખતા હશે એમ પ્રશ્નને પણ પ્રેરે છે, અને તે શા માટે?

બીજી વસ્તુ એક બીજો, અને ગંભીર કહેવાય તેવો પ્રશ્ન ઊભો કરે તેવી છે. આ ગીતની મેં ઉપર ગોઠવી આપેલી પૂર્વભૂમિકા રૂપે કવિને કૃષ્ણનાં દર્શન થયેલાં અને તેમણે માણેકબાઈને તે વિષે વાત કરી તેનો ઉલ્લેખ કવિ વિષે શ્રી ઉમેદભાઈ મણિયારે અંગ્રેજીમાં લખેલા પુસ્તક 'Nanalal' (સાહિત્ય અકાદમીના તાજા પ્રકાશન ૧૯૭૭, પૃષ્ઠ ૬૭)માં જોવા મળે છે. એમાં શ્રી મણિયાર બે આધારો આપે છે. એક આધાર પાદટીપમાં એમ મુકાયો છે કે આ માહિતી તેમને પ્રો. *કનુભાઈ જાની અને શ્રી બચુભાઈ રાવત તરફથી મળેલી* છે. બીજો આધાર તે કવિ માણેકબાને જે શબ્દો કહે છે તેની નોંધ કરી પછી તેની સામે કૌંસમાં (S. Shastri. Kishor, February 1946) એમ નોંધે છે. અર્થાત્ ૧૯૪૬ ફેબ્રુઆરીના 'કિશોર', હું ધારું છું, તે વખતે ચાલતા એ નામના માસિકમાં એસ. શાસ્ત્રી તરફથી આ ઉદ્‌ગારો મળ્યા હશે, જે શ્રી જાની અને શ્રી બચુભાઈએ આ લેખકને જણાવ્યા હોઈ શકે. પણ અહીં જ હવે એક સ્પષ્ટ એવી ભૂલ બનેલી છે. શ્રી મણિયાર એ ગીતનો ઉલ્લેખ 'Aaj more ghar sayo Kanaiyo!' આ રીતે આપે છે. આમાં 'sayo' એ તો મુદ્રણની જ ભૂલ છે, કવિ વિષેના આ અંગ્રેજી પુસ્તકમાં આવી બીજી પણ ન ચલાવી શકાય તેવી મુદ્રણભૂલો બનેલી છે. વળી શ્રી મણિયારે 'સ્ત્રી-જીવન'માં છપાયેલા આ ગીતનો બરાબર ઉલ્લેખ કરીને એ ગીત તે 'To-day Krishna has come to my house?' એમ નોંધ્યું છે એ પણ ઘણો મોટો દષ્ટિદોષ કહેવાય. એ ગીતમાં કવિના પોતાના અક્ષરોમાં 'મોરે' નહિ પણ 'તોરે' શબ્દ પાંચ વાર લખાયો છે: અને એ ગીતની મૂળ પંક્તિ શ્રી મણિયારે નોંધેલી પંક્તિ 'આજ મોરે ઘર મોયો કનૈયો'થી તદ્દન જુદી છે: 'આયો આજ તોરે દ્વારે કૃષ્ણ કનૈયો' આ છે કવિના શબ્દો. એક વસ્તુ, હકીકત, માહિતી એક હાથથી બીજા હાથમાં, એક માણસ પાસેથી બીજા માણસ પાસે, એક આંખથી બીજી હેઠળ જતાં જતાં કેવાં કેવાં તો 'જૂજવાં રૂપ' લઈ લે છે એનું આ મનોહર દષ્ટાંત બની રહે છે. આ બધું કનૈયો જગતમાં જે રીતે કન્દુક ખેલી રહ્યો છે તેના જ એક ભાગ રૂપે ગણીને આપણે તેનો આનંદ લેવાનો છે ને? સંપાદન, સાહિત્યલેખન, ઇત્યાદિ કઈ રીતે થવાં જોઈએ એનો વિચાર આપણે ત્યાં થતો તો રહેલો જ છે. એ વિષયની ગંભીરતા આપણે વધુ સમજીએ એટલું જ.

આ ગીતમાં વળી 'તોરે દ્વારે' એ શબ્દો એ ગીતના અર્થને જુદો વળાંક આપે છે. શ્રી મણિયારે નોંધેલી પંક્તિ, જે પોતે કાવ્ય તરીકે તો સારી જ છે, આપણી પરંપરાપ્રાપ્ત રીતિમાં કવિના અનુભૂતિના આનંદઉદ્‌ગાર તરીકે સરસ રીતે ગોઠવાઈ જાય છે. પરંતુ 'તોરે દ્વારે'માં આ 'તું' કોને માટે છે? ઉપર કવિના શબ્દો માણેકબાને ઉદ્દેશાયેલા છે તે પ્રમાણે તે શું માણેકબાને માટે છે? કે પછી કવિએ પોતાને જ આ સંબોધન કર્યું છે? વળી આ ગીત કવિની કૃતિ તરીકેની બધી મનોહર લાક્ષણિકતાઓ વાળું છે, 'કાળની કુંજ' અને 'કંદુક ખેલૈયો' 'સાધુ સન્તનકો ભૈયો' એ ફરી ફરીને વાંચવા ગાવા ગમે તેવા શબ્દગુચ્છ છે. પરંતુ પ્રભુનાં દર્શન થતાં, કવિએ જણાવેલા સંદર્ભમાં માનવ આત્મા માટે તે જે પરમ આધ્યાત્મિક ઘટના બની રહે છે, એ આધ્યાત્મિકતાનો સ્પર્શ આ ગીતમાં દેખાતો નથી. 'તોરે' શબ્દ એટલો બધો વ્યાપક બની જાય છે, ઉપરના પ્રસંગની ભૂમિકાથી મુક્ત રહીને, કે એ 'તોરે દ્વારે' વાચકે પોતાનું જ ગણવું

પડે. અને કૃષ્ણને વધાવી લેવા માટે, એ અનુભૂતિમાં ઊતરવા માટે, આ ગીત વાચકને પૂરતી રીતે સજ્જ કરી આપે છે ખરું? કાળની કુન્જેમાં કંદુક ખેલતો કૃષ્ણ કેવો, કેટલો પ્રત્યક્ષ બને છે, 'દર્શન લે લે' 'હર્પન્ લે-દે' કવિના આ કાવ્યના કેન્દ્ર જેવા ઉદ્ગારો એ આનંદની પરિસીમાએ, કવિ કહે છે તેવી સક્રિયતામાં, આપણને પહોંચાડે છે? જે કાંઈ હો, કવિ પોતાને થયેલી અનુભૂતિમાં વાચકને ઉતારી દેવા માટે જે કાંઈ સહૃદય કાવ્ય-પુરુષાર્થ કરે છે તેને આપણે વધાવી લઈએ.

હવે અટકી જઈએ. કવિનાં 'નયણાં' પાછળની 'તોરે દ્વારે' સુધીની આપણી આ યાત્રા ઠીકઠીક લાંબી થઈ.

૧૩-૫-૭૭
શ્રી અરવિન્દ આશ્રમ, પોંડિચેરી.

* એ ભજનમાંની થોડી વધુ પંક્તિઓ :
પરનિંદા કરવાને પૂરી, શૂરી ખટરસ પાવા રે;
ઝઘડો કરવા ઝૂઝે વહેલી, કાયર હરિગુણ ગાવા રે...
માયાઘેનમાં ઊંઘી રહે છે, જાગીને જો તું તપાસી રે;
અંત સમે રોવાને બેઠી, પડી કાળની ફાંસી રે...

જો કે અખાના છપ્પા અને ભોજા ભગતના ચાબખાના એ સમયમાં આવી કવિતા સ્વાભાવિક જ છે, અને સ્વીકાર્ય પણ બને તેવી છે.

[આ લેખના બીજા પૃષ્ઠ પર આવતા ઉલ્લેખના સંદર્ભમાં : 'હરિનાં દર્શન' કાવ્ય ૧૯૦૮માં પ્રકટ થએલાં ન્હાનાલાલનાં 'કેટલાંક કાવ્યો' ભાગ ૨માં છપાયું હતું. -તંત્રી]

અનુસંધાન] **મનુભાઈ ત્રિવેદી** [પાછલી પૂર્તિમાંથી

વાતની પ્રતીતિ કરાવી આપશે. 'ગાફિલ'ના ઉપનામથી એઓ ગઝલવિશ્વમાં પ્રિય હતા. વિવિધ બંધની એમણે અનેક ગઝલો આપી છે. એમાં અનેક ભાવો પણ ઘૂંટયા છે. પરંતુ એમનાં ભજનની જેમ ગઝલમાં ય એમનો પરમ તત્ત્વનો પિપાસુ આત્મા જ વારંવાર બોલી ઊઠયો છે. પરિણામે સાચો ભાવક એના વાચનથી સદાય ડોલી ઊઠયો છે. એમની ગઝલોમાં એમનો જે મિજાજ મ્હોરે છે તે સાહજિક છે. એમને કયાંય શબ્દો શોધવા જવું પડયું હોય એમ જણાતું નથી. ભલે એમણે આ સ્વરૂપમાં પ્રયોગલક્ષી વલણ દાખવ્યું ન હોય પણ જે સચ્ચાઈ અને સ્વરૂપ-સભાનતા દાખવ્યાં છે તેને લઈને પરંપરાને માર્ગે પણ એમણે ઉત્તમ આસ્વાદ્ય પરિણામો પ્રકટાવ્યાં છે. સીધી સોંસરી હૃદયમાં ઊતરી જાય તેવી અભિવ્યક્તિ અને ભાવની છોળ કોઈના પણ દિલને ડોળાવી દે તેવી છે. એમનો મિજાજ એક અલગારીનો હતો. સાચા કવિનો હતો. માટેસ્તો એમણે કહ્યું છે :

'દીવાનાને કયારે જમનાએ માર્યો,
જમાનાને કાયમ દીવાનાએ માર્યો.'

એમના જીવનની અંતિમ પળ પણ કેવી? જે અનુભવ્યું જીવનભર તે જીવનાન્તની ક્ષણે સાચું કર્યું:

'થયો છેવટે ગુમ ગઝલમાં જ ગાફિલ;
તરન્નુમ, તસવ્વુફ, તરાનાએ માર્યો.'

અને અમદાવાદ ખાતે યોજાએલા એક મુશાયરામાં ગઝલ રજૂ કર્યા પછી ત્યાં જ ૧૯૭૨ના એપ્રિલની ૧૦મી તારીખે હૃદયરોગના હુમલાથી એઓ ઢળી પડયા. ત્યારે એમને ખબર હશે કે ઉક્ત શેરમાં કદાચ એમનું ભાવિ કંડારાઈ ગયું હશે?! *

તે શું દરેક કાવ્ય નીચે આમ પોતાનું પૂરું નામ લખતા હશે એમ પ્રશ્નને પણ પ્રેરે છે, અને તે શા માટે?

બીજી વસ્તુ એક બીજો, અને ગંભીર કહેવાય તેવો પ્રશ્ન ઊભો કરે તેવી છે. આ ગીતની મેં ઉપર ગોઠવી આપેલી પૂર્વભૂમિકા રૂપે કવિને કૃષ્ણનાં દર્શન થયેલાં અને તેમણે માણેકબાઈને તે વિષે વાત કરી તેનો ઉલ્લેખ કવિ વિષે શ્રી ઉમેદભાઈ મણિયારે અંગ્રેજીમાં લખેલા પુસ્તક 'Nanalal' (સાહિત્ય અકાદમીના તાજા પ્રકાશન ૧૯૭૭, પૃષ્ઠ ૬૭)માં જોવા મળે છે. એમાં શ્રી મણિયાર બે આધારો આપે છે. એક આધાર પાદટીપમાં એમ મુકાયો છે કે આ માહિતી તેમને પ્રો. કેનુભાઈ જાની અને શ્રી બચુભાઈ રાવત તરફથી મળેલી છે. બીજો આધાર તે કવિ માણેકબાને જે શબ્દો કહે છે તેની નોંધ કરી પછી તેની સામે કૌંસમાં (S. Shastri. Kishor, February 1946) એમ નોંધે છે. અર્થાત્ ૧૯૪૬ ફેબ્રુઆરીના 'કિશોર', હું ધારું છું, તે વખતે ચાલતા એ નામના માસિકમાં એસ. શાસ્ત્રી તરફથી આ ઉદ્ગારો મળ્યા હશે, જે શ્રી જાની અને શ્રી બચુભાઈએ આ લેખકને જણાવ્યા હોઈ શકે. પણ અહીં જ હવે એક સ્પષ્ટ એવી ભૂલ બનેલી છે. શ્રી મણિયાર એ ગીતનો ઉલ્લેખ 'Aaj more ghar sayo Kanaiyo!' આ રીતે આપે છે. આમાં 'sayo' એ તો મુદ્રણની જ ભૂલ છે, કવિ વિષેના આ અંગ્રેજી પુસ્તકમાં આવી બીજી પણ ન ચલાવી શકાય તેવી મુદ્રણભૂલો બનેલી છે. વળી શ્રી મણિયારે 'સ્ત્રી-જીવન'માં છપાયેલા આ ગીતનો બરાબર ઉલ્લેખ કરીને એ ગીત તે 'To-day Krishna has come to my house?' એમ નોંધ્યું છે એ પણ ઘણો મોટો દૃષ્ટિદોષ કહેવાય. એ ગીતમાં કવિના પોતાના અક્ષરોમાં 'મોરે' નહિ પણ 'તોરે' શબ્દ પાંચ વાર લખાયો છે: અને એ ગીતની મૂળ પંક્તિ શ્રી મણિયારે નોંધેલી પંક્તિ 'આજ મોરે ઘર મોયો કનૈયો'થી તદ્દન જુદી છે: 'આયો આજ તોરે દ્વારે કૃષ્ણ કનૈયો' આ છે કવિના શબ્દો. એક વસ્તુ, હકીકત, માહિતી એક હાથથી બીજા હાથમાં, એક માણસ પાસેથી બીજા માણસ પાસે, એક આંખથી બીજી હેઠળ જતાં જતાં કેવાં કેવાં તો 'જૂજવાં રૂપ' લઈ લે છે એનું આ મનોહર દૃષ્ટાંત બની રહે છે. આ બધું કનૈયો જગતમાં જે રીતે કન્દુક ખેલી રહ્યો છે તેના જ એક ભાગ રૂપે ગણીને આપણે તેનો આનંદ લેવાનો છે ને? સંપાદન, સાહિત્યલેખન, ઈત્યાદિ કઈ રીતે થવાં જોઈએ એનો વિચાર આપણે ત્યાં થતો તો રહેલો જ છે. એ વિષયની ગંભીરતા આપણે વધુ સમજીએ એટલું જ.

આ ગીતમાં વળી 'તોરે દ્વારે' એ શબ્દો એ ગીતના અર્થને જુદો વળાંક આપે છે. શ્રી મણિયારે નોંધેલી પંક્તિ, જે પોતે કાવ્ય તરીકે તો સારી જ છે, આપણી પરંપરાપ્રાપ્ત રીતિમાં કવિના અનુભૂતિના આનંદઉદ્ગાર તરીકે સરસ રીતે ગોઠવાઈ જાય છે. પરંતુ 'તોરે દ્વારે'માં આ 'તું' કોને માટે છે? ઉપર કવિના શબ્દો માણેકબાને ઉદ્દેશાયેલા છે તે પ્રમાણે તે શું માણેકબાને માટે છે? કે પછી કવિએ પોતાને જ આ સંબોધન કર્યું છે? વળી આ ગીત કવિની કૃતિ તરીકેની બધી મનોહર લાક્ષણિકતાઓ વાળું છે, 'કાળની કુંજ' અને 'કંદુક ખેલૈયો' 'સાધુ સન્તનકો ભૈયો' એ ફરી ફરીને વાંચવા ગાવા ગમે તેવા શબ્દગુચ્છ છે. પરંતુ પ્રભુનાં દર્શન થતાં, કવિએ જણાવેલા સંદર્ભમાં માનવ આત્મા માટે તે જે પરમ આધ્યાત્મિક ઘટના બની રહે છે, એ આધ્યાત્મિકતાનો સ્પર્શ આ ગીતમાં દેખાતો નથી. 'તોરે' શબ્દ એટલો બધો વ્યાપક બની જાય છે, ઉપરના પ્રસંગની ભૂમિકાથી મુક્ત રહીને, કે એ 'તોરે દ્વારે' વાચકે પોતાનું જ ગણવું

પડે. અને કૃષ્ણને વધાવી લેવા માટે, એ અનુભૂતિમાં ઊતરવા માટે, આ ગીત વાચકને પૂરતી રીતે સજ્જ કરી આપે છે ખરું? કાળની કુંજોમાં કંદુક ખેલતો કૃષ્ણ કેવો, કેટલો પ્રત્યક્ષ બને છે, 'દર્શન લે લે' 'હર્પન્ લે-દે' કવિના આ કાવ્યના કેન્દ્ર જેવા ઉદ્ગારો એ આનંદની પરિસીમાએ, કવિ કહે છે તેવી સક્રિયતામાં, આપણને પહોંચાડે છે? જે કાંઈ હો, કવિ પોતાને થયેલી અનુભૂતિમાં વાચકને ઉતારી દેવા માટે જે કાંઈ સહૃદય કાવ્ય-પુરુષાર્થ કરે છે તેને આપણે વધાવી લઈએ.

હવે અટકી જઈએ. કવિનાં 'નયણાં' પાછળની 'તોરે દ્વારે' સુધીની આપણી આ યાત્રા ઠીકઠીક લાંબી થઈ.

૧૩-૫-૭૭
શ્રી અરવિન્દ આશ્રમ, પોંડિચેરી.

---

* એ ભજનમાંની થોડી વધુ પંક્તિઓ:

પરનિંદા કરવાને પૂરી, શૂરી ખટરસ પાવા રે;
ઝઘડો કરવા ઝૂઝે વહેલી, કાયર હરિગુણ ગાવા રે...
માયાઘેનમાં ઊંઘી રહે છે, જાગીને જો તું તપાસી રે;
અંત સમે રોવાને બેઠી, પડી કાળની ફાંસી રે...

જોકે અખાના છપ્પા અને ભોજા ભગતના ચાબખાના એ સમયમાં આવી કવિતા સ્વાભાવિક જ છે, અને સ્વીકાર્ય પણ બને તેવી છે.

[આ લેખના બીજા પૃષ્ઠ પર આવતા ઉલ્લેખના સંદર્ભમાં: 'હરિનાં દર્શન' કાવ્ય ૧૯૦૮માં પ્રકટ થએલાં ન્હાનાલાલનાં 'કેટલાંક કાવ્યો' ભાગ ૨માં છપાયું હતું. -તંત્રી]

## અનુસંધાન] મનુભાઈ ત્રિવેદી [પાછલી પૂર્તિમાંથી

વાતની પ્રતીતિ કરાવી આપશે. 'ગાફિલ'ના ઉપનામથી એઓ ગઝલવિશ્વમાં પ્રિય હતા. વિવિધ બંધની એમણે અનેક ગઝલો આપી છે. એમાં અનેક ભાવો પણ ઘૂંટયા છે. પરંતુ એમનાં ભજનની જેમ ગઝલમાં ય એમનો પરમ તત્ત્વનો પિપાસુ આત્મા જ વારંવાર બોલી ઊઠયો છે. પરિણામે સાચો ભાવક એના વાચનથી સદાય ડોલી ઊઠયો છે. એમની ગઝલોમાં એમનો જે મિજાજ મ્હોરે છે તે સાહજિક છે. એમને કયાંય શબ્દો શોધવા જવું પડયું હોય એમ જણાતું નથી. ભલે એમણે આ સ્વરૂપમાં પ્રયોગલક્ષી વલણ દાખવ્યું ન હોય પણ જે સચ્ચાઈ અને સ્વરૂપ-સભાનતા દાખવ્યાં છે તેને લઈને પરંપરાને માર્ગે પણ એમણે ઉત્તમ આસ્વાદ્ય પરિણામો પ્રકટાવ્યાં છે. સીધી સોંસરી હૃદયમાં ઊતરી જાય તેવી અભિવ્યક્તિ અને ભાવની છોળ કોઈના પણ દિલને કોળાવી દે તેવી છે. એમનો મિજાજ એક અલગારીનો હતો. સાચા કવિનો હતો. માટેતો એમણે કહ્યું છે:

'દીવાનાને કયારે જમાનાએ માર્યો,
જમાનાને કાયમ દીવાનાએ માર્યો.'

એમના જીવનની અંતિમ પળ પણ કેવી? જે અનુભવ્યું જીવનભર તે જીવનાન્તની ક્ષણે સાચું ઠર્યું:

'થયો છેવટે ગુમ ગઝલમાં જ ગાફિલ;
તરન્નુમ, તસવ્વુફ, તરાનાએ માર્યો.'

અને અમદાવાદ ખાતે યોજાએલા એક મુશાયરામાં ગઝલ રજૂ કર્યા પછી ત્યાં જ ૧૯૭૨ના એપ્રિલની ૧૦મી તારીખે હૃદયરોગના હુમલાથી એઓ ઢળી પડયા. ત્યારે એમને ખબર હશે કે ઉક્ત શેરમાં કદાચ એમનું ભાવિ કંડારાઈ ગયું હશે?! *

## રૂસણું

*

રાજેન્દ્ર શાહ

જાવ રે વાલમ, જાવ, આવા હું જાણુતી નો'તી.
વનમાં મુને નોતરી ને.
અંધારમાં ઘેરા
ક્યાં ય ન લાગી ભાળ
થાકી હું રેણુની ગુણુ ગોતી ગોતી.

હારેલ મારી નજરું, ને અંગાર છે આંખે;
અવ મલાવા કોઈના યે તે સ્હેજ ન સાંખે.
વાયદો ઠેલ્યો વેગળો--
ઝાઝા વિનય-કુટિલ
વેણુમાંના રણુકારમાં
છતી છલનાની કૈં છાંયને જોતી.

વાંસળી વ્હાલી ગૈ ક્યાં? ને ક્યાં મોરનું પીંછું?
વરસે નહીં વાદળી તો હું કેમની ભીંજું?
ભોળપણાની ભૂલ તે કેવી?--
આટલું યે કંઈ પરખ્યું નહીં
કામધેનુના કોડમાં...
અરે હું ય તે અફ્રઝ આંચળ દોતી!

નહીં રે આલિંગન, ન ચૂમી ધરવી શિરે;
પળવું મારે સાવ રે સૂના દૂરના તીરે.
જાય રે જહીં
ગહન કાનન કેડીએ
એકલ જમુના અબોલ
વ્હેણુના વેગે કોઈનાં કાળાં આંજણ લોતી.
જાવ રે જીવણુ જાવ આવા હું જાણુતી નો'તી.

## કોયલ રાણી

*

સુન્દરમ્

આવી રૂડી સરોવરિયા પાળ,
આંબલિયાની ડાળ,
કોયલ રાણી,
આવીને વિરાજ્યાં તમે કોડથી રે.

ઊંચે ઊંચે નીલમિયાં આભ,
નીચે વનરાઈઓની બાથ,
હૈયે મંજરીઓના હાર
કોયલ રાણી
કેવાં રે કેવાં તમે સોરતાં રે,

અમે ઊતર્યાં તમારી સાથે આભથી રે,
અમે ભટક્યાં તમારી સંગે ભાવથી રે,
તમને પધરાવ્યાં રુદિયાની ડાળ,
કોયલ રાણી,
કેવાં રે કેવાં તમે કામણાં રે.

કોયલ રાણી, ઠાલનો ટહુકો કરો આજથી રે,
કાપો સાયરના પંથ પ્રેમ-પાજથી રે,
તમને કોના કોના દઈએ રે સમ.
કોયલ રાણી,
કેવાં રે કેવાં તમે કૂજતાં રે.

કોયલ રાણી, આજ તો ઓગળવાની કાલમાં રે,
અને કાલ સૌ વિરાજે આભલ ટોડલે રે,
આ તો પળેપળની આપણુરી પ્રીત,
કોયલ રાણી,
કેવાં રે કેવાં તમે ભાવતાં રે.

(૧૭-૧-૮૦ અતિથિગૃહ, વડોદરા)

# કોઈ તો કહોને

*

પિનાકિન્ ઠાકોર

કોઈ તો કહોને મારો ક્યાં છુપાયો શ્યામ?
રે ઘનશ્યામ!
કોઈ તો બતાવો મારો ક્યાં ખોવાયો શ્યામ
હે ઘનશ્યામ! કોઈ તો૦
સાંજ ઢળે ને હૈયું ઘેરે એવાં તિમિર અમાસી,
સૂની સૂની એકલતા આ કોની પ્રીત પિયાસી;
ખાલી ખાલી છળી ઊઠતી છાની અકળ ઉદાસી:
તિમિર તણો પડછાયો ભટકે ક્યાંથી મળે મુકામ!
હે ઘનશ્યામ! કોઈ તો૦
એકલ ભમું હું ભૂલી નિજ ને સુધબુધ સારા જગની,
છાયા વગર છવાઇ કોની રોમરોમમાં લગની;
અંસુઅન જલમાં ઝૂરે જલતો પિયાનેહનો અગની:
ભીતર ભાર્યો વિજોગનો આ જોગ દહે અવિરામ!
હે ઘનશ્યામ! કોઈ તો૦

# નવી ઉંમરનું ગીત

*

અરવિંદ વિસાણી

વગડે કોયલ બોલતી એનો શેરીએ આવે સાદ
હાલ્યને આંબાવાડીએ હજી પોરની તાજી યાદ.

મોરની ડોકે ઝૂલતી ઢેલડ, ઊંચકી આખ્ખું વંન,
મરકે ઊભાં મોલ, આજીકોર સીમનાં મોહ્યાં મંન,
અંગ મરોડીને ડાળીએ લીધાં ભાન ભૂલ્યાનાં વાદ
હાલ્યને આંબાવાડીએ હજી પોરની તાજી યાદ.

આંય છાતીમાં હાંઈ હિલોળે દરિયા જેવાં પૂર,
પાંદડાં જેવા પંડયમાં ઊગ્યાં ઝાડવાં રે ઘેઘૂર,
ડોલતી ડાળીએ ઝૂલીએ ભેળાં ગજવી ઘેરો નાદ,
હાલ્યને આંબાવાડીએ હજી પોરની તાજી યાદ.

નમણાશુના માંડવા હેઠે...પ્રીતની પરી ન્હાય,
લીલવે શેઢે ઝાડ ઝૂંબે ગીતનું વાગ્યું વાય,
આંય કોરું થાકોર ને ઉજાસવાસનો આ વરસાદ,
હાલ્ય ને આંબાવાડીએ હજી પોરની તાજી યાદ.

## જીભડી

*

પ્રફુલ્લ પંડ્યા

પાંખ ફૂટવા લાગી છે રે પાંખ ફૂટવા લાગી
જીભડી હાય હાય

પંખીને પર્વતની વચ્ચે ઇચ્છા થઈ બડભાગી
જીભડી હાય હાય

દરિયા જેટલાં પાણીનો રે કરે ખડકલો જીભડી
જીભડી હાય હાય

એક ચોમાસુ તરવા માટે ચકલી થઈને ફફડી
જીભડી હાય હાય

ભરતભરેલાં પીળાં કપડાં પહેરેલી રે જીભડી
જીભડી હાય હાય

હોંશે પીઠી ચોળીને આંટા મારે છે જીભડી
જીભડી હાય હાય

આંટાફેરા કરતી ચાખે ફળ અર્થોનાં જીભડી
જીભડી હાય હાય

ચુંમોતેર ઇચ્છા વચ્ચે જીવે છે રખડી રખડી
જીભડી હાય હાય

કાળો કાગડો સંભારીને કલકલ કરતી જીભડી
જીભડી હાય હાય

ફરી ફરીને ઇચ્છા સામે કલખલ કરતી જીભડી
જીભડી હાય હાય

જીભડીનો ઉત્સવ આવ્યો છે જીભડી
જીભડી હાય હાય

જીભડીને શુકન પળપળના જીભડી
જીભડી હાય હાય

શબ્દોના વરઘોડા વચ્ચે નીસરી છે બાઈ જીભડી
જીભડી હાય હાય

અર્થોનાં ચોઘડિયાં વચ્ચે છલકાતી બાઈ જીભડી
જીભડી હાય હાય

## રાખી લ્યો ને

*

નિરંજન ભટ્ટ

આજ અમારું મન હવે તો રાખી લ્યો ને!
ક્યાંથી ઊગ્યો દન હવે તો રાખી લ્યો ને!

તમે કહો છો કેમ અરે! આ રણની વાટો,
કયા નગરનું નામ ભલેને હું ના જાતો!
ન્હોયે ક્યાંયે વન હવે તો રાખી લ્યો ને!
આજ અમારું મન હવે તો રાખી લ્યો ને!

પગલું માંડું એક હવે તો ખાલી ઘરમાં,
આંસુ પડતાં છેક ડૂસકું ના રે ભરમાં,
કોણ કરે છે સંગ? હવે તો રાખી લ્યો ને!
આજ અમારું મન હવે તો રાખી લ્યો ને!

# સામૂહિક આત્મવિલોપન સમયનું ગીત

*

હર્ષદ ત્રિવેદી

આંગણાની હવા ના પ્રવેશી શકી ઓરડામાં અને
ઘરને ત્યાગી ગયાં કાંઈ કીધા વિના.
કોઈ જાણે નહીં એમ પૂછી વળ્યો ટોડલો દ્વારને
કેમ ત્યાગી ગયાં કોઈ કીધા વિના?

અંગ પર સહુએ ધારણ કર્યાં બખ્તરો ને લલાટે કર્યા લોહીના ચાંદલા
હાથમાં લઈ સળગતી મશાલો અને
ગામની ધૂળ માથે ચઢાવ્યા પછી કાફલાએ શરૂ ચાલવાનું કર્યું સાથ
રાગી ગયાં વીતરાગી ગયાં કાંઈ કીધા વિના.

સર્વના શ્વાસમાંથી ઝપોઝપ દીવાઓ પ્રગટતા થયા ને હવાને ઝપાટે
વધુ ને વધુ તેજ ધરતા રહ્યા
દેહમાંથી અહાહા! છૂટી ગંધ ત્યાં તો ભર્યાં અંધકારે થઈ વીજ ને
પુજના વાંસડા પહેરો ભરતા રહ્યા કાંઈ કીધા વિના.

આંખ મીંચી કષાયોના ચૂરા કર્યા સ્વસ્થ પૂરાં થયા રાહ જોતા રહ્યા કાંઈ કીધા વિના.
અંજલિ અંજલિ ઝપીતા રહ્યા હાથ-પગ, ધડ ને માથાંઓ ખોતા રહ્યા કાંઈ કીધા વિના.
કોઈએ કોઈને કાંઈ પૂછ્યું નહીં કોઈએ કોઇ સામું ય જોયું નહીં
સર્વ ત્યાગી ગયાં કાંઈ કીધા વિના.

શેષ મૃગજળ મૂકી સર્વ રાગી ગયાં ભસ્મ ચપટી મૂકીને અજન્મા થવા
વીતરાગી ગયાં કાંઈ કીધા વિના.
આંગણાની હવા ના પ્રવેશી શકી ઓરડામાં અને
ઘરને ત્યાગી ગયાં કાંઈ કીધા વિના.

કોઇ જાણે નહીં એમ પૂછી વળ્યો ટોડલો દ્વારને
કેમ ત્યાગી ગયાં કાંઈ કીધા વિના?

## મને

મધુકાન્ત કલ્પિત

મને જ પાછો ફરી વાર મેં મારી સામે ધર્યો.

લાગણીઓનાં ઝુંડ લળે એમ દરિયા ઝૂલ્યા તળિયે,
લહર કિનારા તોડી ફોડી વહી આવી લ્યો, ફળિયે.
ખોબામાં હું જળથી નોખો ફીણુ થઈ તરવર્યો..

ઝુંડી વચ્ચે મબલક તડકા મૂકયા ઠરવા માટે,
જરા આંખ મીંચી ને સળગ્યા આરપાર સુસવાટે.
મારા સુધી મને વળાવી તડકો પાછો ફર્યો...

## મહેમાનગતિ

રમેશ પારેખ

એક બે ત્રણુ ચાર પાંચ...લાખખો
પીરસે છે ઝાડ બધાં પાંદડાં આ આંખોને એવી રીતે કે લ્યો ચાખો...

ઢોળાવું એટલે કે આ એવી ડાળી
છાંયડાનુ પડવું તો પડી જતી તાળી
ખૂલવી ને બંધ થવી ટહુકાની જાળી
પાંદડાંની આડેથી તડકાના આગિયાની ઝીણીઝીણી ફડફડવી પાંખો

ઝાડ એમ ખુલ્લું મહેમાનગતિભેર
લે, તારાં સપનાંઓ; લે, તારી લ્હેર
આવ, આવ, તાજો નક્કોર જીવ પ્હેર
ઝાડ બને આભ અને એમાં હું થઈ જાઉં આથમતો આથમતો આંખો

## હો રાજવણ

*

ચિનુ મોદી

હડસેલા ખાય એને મોજાં કહેવાય
અને મોજાં તો તડ દઇ તૂટે
હો રાજવણ,
ધૂઘવતા દરિયામાં માછલીની જેમ રહો
પરપોટા થાય એવા ફૂટે
હો રાજવણ.

આપણું આ આયખું તો અલગારી વાયકા
ને સમજણનો સત્તરમો વેદ
શ્વાસ તને બાંધતા ને શ્વાસ મને છોડતા
એટલો છે આપણામાં ભેદ
એટલાનો ખેદ મને રોજ રોજ ખોદે
ને આંગળીએ વેઢાઓ ખૂટે
હો રાજવણ.

પાંચમાં પુછાય એવી લાગણીના ગામમાં
સાથે વસવાની મને હામ
ચમકારે વેલડિયું પાધરામાં આવી તો
પાછાં વળવાનું સાવ આમ?
પાછી વળેલી ધૂળ આંબી જવાય, પણ,
ધોરીડો વેલડીથી છૂટે
હો રાજવણ.

ધૂઘવતા દરિયામાં માછલીની જેમ રહો
પરપોટા થાય એવા ફૂટે
હડસેલા ખાય એને મોજાં કહેવાય
અને મોજાં તો તડ દઈ તૂટે
હો રાજવણ.

## ઉજાસની પળે

*

પ્રફુલ્લ પંડ્યા

છલકાતી પળ પળ આવીને છલકાતી ગઇ ચાલી
સાંજ પડેલાં મનની અંદર સૂની મરજી મ્હાલી....

કાળાછમ્મ શીંડાણુની ઝાલર ખખડી મારી અંદર
એવો ટહુકી ઊઠ્યો મોર!
કુણાંછમ્મ આંબાની ડાળે ઘડપણ વીત્યું તોય
હજુયે નથી આવતાં મ્હૉર....
સુક્કી ડાળે ઇચ્છા ઝલે ઝૂલે ઇચ્છા વ્હાલી....
છલકાતી પળપળ આવીને મલકાતી ગઈ ચાલી....

અમે ઝૂલતી ડાળ વચોવચ વ્હાલ કર્યું તો
તડકો લાગ્યો; લાગ્યો તડકો ભીનો
ખાલીખમ્મ એકલતા વચ્ચે
પડછાયાની મોસમ વચ્ચે પ્રકટી ઊઠ્યો સાવ
અચાનક અનુભૂતિનો દીવો....
અંદરના અંધારાને કોઈ ગયું હતું અજવાળી....
મલકાતી પળ પળ આવીને વલખાતી ગઈ ચાલી....

# સ્વપ્નાષ્ટમી

*

રમેશ પારેખ

અડધી રાતે દીવો લઈને સપનું જોવા ચાલ્યા
સપનું જોવા જાતાં ઉંબર કકળી ઊઠી ઠેસ

અડધી રાતે ઠેસ લઈને સપનું જોવા ચાલ્યા
સપનું જોવા જાતાં ખડકી ખોલી ત્યાં તો – ભેંસ

અડધી રાતે ભેંસ લઈને સપનું જોવા ચાલ્યા
સપનું જોવા જાતાં શેરી વચ્ચે રોયું શ્વાન

અડધી રાતે શ્વાન લઈને સપનું જોવા ચાલ્યા
સપનું જોવા જાતાં પાદર ખખડ્યું પીળું પાન

અડધી રાતે પાન લઈને સપનું જોવા ચાલ્યા
સપનું જોવા જાતાં મારગ ખૂટી પડ્યા રે ભાઈ

અડધી રાતે ખૂટવું લઈને સપનું જોવા ચાલ્યા
સપનું જોવા જાતાં ડોળા તૂટી પડ્યા રે ભાઈ

અડધી રાતે દીવો લઈને સપનું જોવા ચાલ્યા
સપનું જોવા જાતાં ઉંબર કકળી ઊઠી ઠેસ



# દેડકીબાઈ

❊

દાન વાઘેલા

ઘૂઘવતા સાગરની દેડકીને એક વાર સરવરના સુખે લલચાવી રે લોલ!
આંખો મીંચી ને માર્યો ઠેકડો ડ્રાઉંકારે કિટ્ટાઓ પળમાં સંભળાવી રે લોલ!

ચારે કોર પાળ્ય અને ઝાડવાની હાર્યે
ભરી દોમ-દોમ લીલ જેવી સાહ્યબી!
કાંઠાના મંદિરથી ફેંકાતો પરસાદ
ને વાટમાર્ગુથી મળે ખાયકી!
ઇન્દ્રાસન જેવી છે ભેંસોની પીઠ કહે દેડકી કે 'સ્વર્ગમાં આવી રે લોલ!'
ઘૂઘવતા સાગરની દેડકીને એક વાર સરવરના સુખે લલચાવી રે લોલ!

કાળઝાળ આભ બની વરસ્યો વૈશાખ
અને લાય-લાય પાડ્યો દુકાળ!
ઉજ્જડ-વેરાન ગામ-સરવર ને સીમ
એમાં દેડકીની કોણ લે સંભાળ?
પસ્તાવો આંખોથી ધોધમાર વહાવીને સાગરનાં ચરણોમાં આવી રે લોલ!
ઘૂઘવતા સાગરની દેડકીને એક વાર સરવરના સુખે લલચાવી રે લોલ!

છાના રહો દેડકીબેન થયું તે ઠીક
આપે સાગરભાઈ ભલી-ભલી શીખ!
હાથવગું સુખ છોડી લોભમાં ફસાયા
પછી માગવાની પળપળની ભીખ!
સપનેય ના લાવવાનું ચટકાળું સુખ એવી દેડકીને વારતા સમજાવી રે લોલ!
ઘૂઘવતા સાગરની દેડકીને એક વાર સરવરના સુખે લલચાવી રે લોલ!

# પડછાયાનું ગીત

પાથક પરમાર

સદરહુ જ ફરિયાદી નામે દાનજીભાઇ દેસાભાઈ વાઘેલા છું કે મારા પડછાયાને બદનક્ષીના ગુન્હા નીચે
તમે સજા ફરમાવો મિસ્ટર લૉર્ડ!
સબબ હું શકમંદી છું તહોમતદાર કે રીઢા પડછાયાની સાક્ષીએ કોઈ ઘરફાડું જેવું મારા પર 'લવ'ફાડુનુ
વોરન્ટ ના અજમાવો મિસ્ટર લૉર્ડ!

હું એવું સમજ્યો'તો નામદાર! કે મારા અંગઅંગના ઇશારાથી લથપથ તો આ પડછાયો છે શાન વગરનો,
ભાન વગરનો, આંખ વગરનો જાસૂસ,
કિન્તુ સાલા સાવ જંગલી બંડખોર આ રીઢા ગાંધીવાદી મારા પડછાયાએ સત્યમેવ જયતેની ભરચક
ઢાળ બજારે ધૂમ હાંકેલી ગુસપુસ
ભર બપ્પોરે ભગતસિંહના પૂતળા સામે ગોળીએ વીંધી નાખી મારા પડછાયાને હાઇકૉર્ટનો એક કાનૂની
પાઠ તમે સમજાવો મિસ્ટર લૉર્ડ!

હું નહીં, પરંતુ મારો પડછાયો છે એક ભરાડી કવિ કે જેની કાગળમાં પણ વસંતની કોકિલા પેઠે અણીદાર
શબ્દાતી કલમે ફેલાવ્યો તરખાટ
મને નહીં, જજસા'બ! આ મારા પડછાયાને શ્વાસવટો આપો કે એની ફોજદારની હાક સમી ને જાસાચિઠ્ઠી જેમ
ધ્રૂજવી કૂલેફાલે છે અહિંસક ફાટ
ક્રૉસ ઉપરથી જીર્ણ ઇસુની લાશ ઉતારી એની જગ્યા પર આ મારા પડછાયાને ઇંગ્લૅંડના ખીલા ઠોકી
અબઘડિયે ચિટકાવો મિસ્ટર લૉર્ડ!

# ખોંખારે

ભરત યાજ્ઞિક

ત્રણ પેઢીની જેટલો લાંબો એક ખોંખારો એટલે ઠાકોર રાયજીવાજી
આવવાની થઈ જાણ......
ડેલીએથી ડબડૂક દેતો ધડેડાટ્ ખોંખારો કાંકરી જેવો કંઠની ગોફણ બા'ર;
સરરૂ ખોંખારો હોંપટોહોંપટ જાય કે બને સાબદ્દી ત્યા ઘોડાર્યં,
મેડીયું હડબડ થાય ધડોધડ થાય ખોંખારો સ્વાર, કે ભલે
હોય ન કોઈ પલાણ....
હોય ખોંખારો એક ભલે 'હેબિટ' છતાં એ કિંમતી જેવી કિંમતી છે મૂછ રાયજીવાજી
સમજે રે છે જ્ઞાન;
મૂછ ચવાતી હોય ખોંખારો હોય ખવાતો એટલે શ્રી ઠાકોરજીનું છે એક રીતે વરદાન,
લાજ કાઢીને ભીંત બેસી જાય એમ ખોંખારો પ્રસરે, જેવું
જાય છૂટેલું બાણ......

# એવું કાંઈ થવામાં –

કરસનદાસ લુહાર

માથે ઝરમરતો લખધારે સૂરજ લીલો ગોળો : એવું કાંઈ થવામાં –
ભરઉનાળે કો'ક કરાવે ઘાસલિયા અંઘોળો : એવું કાંઈ થવામાં –
નથી હીંચકો તોયે ફૂટે આભ-ઊંચો ફંગોળો : એવું કાંઈ થવામાં –
ફૂર ચડયાંની ભીતર ઊડે ભમ્મરિયાળી છૉળો : એવું કાંઈ થવામાં –
કસખા પડછે કાંઈ કુંવારું લોહી લે હિલ્લોળો : એવું કાંઈ થવામાં –
તળાવ તગતગતાં પીંડીએ ઢાંકયાં છોડી ખોળો : એવું કાંઈ થવામાં –
મઘમઘ સોનસળીથી અમને અધરાતે ઢંઢોળો : એવું કાંઈ થવામાં –
બળતા ર્‌હોરે વાદળિયુંનાં વીંઝણલાઓ ઢોળો : એવું કાંઈ થવામાં –

## 'આંબે બેઠા મૉર અને'

*

સત્યમ્ વેગડા

આંબે બેઠા મૉર અને હું લજવાયેલી ડાળ;
ટહુકાની ભાષાનો હું તો લીલો લીલો ઢાળ.
ઝાકળમાં ઝબકોળી કાયા
સૂરજ ધીમું ફરકે
આછી શી ધ્રુજારી લયની
ઘાસ ઉપરથી સરકે.
કલરવનું પાનેતર થાતું રોમરોમની જાળ;
આંબે બેઠા મૉર અને હું લજવાયેલી ડાળ.
કૂંપળ ફૂટે અંગ અંગમાં
ને ઇચ્છા ગૂંથે નીડ;
પોતીકું પૂછે અંતરને
તોય ચડે છે ચીડ.
આંખે બેઠા રામ અને કાં હું કહેવાતી આળ?
આંબે બેઠા મૉર અને હું લજવાયેલી ડાળ.

## તારા નામનું

*

મનહર તળપદા

કા'ન હવે સેંથામાં સિંદૂર ચડાવું તારા નામનું
ભલે રાધાને ઘેલી કહે લોક બધું ગામનું.

ખાલીપો ઉરનો હોય એવું લાગે તો
આંખોનું નામ નહીં આંખો,
ગોકુળમાં ઘેરઘેર ફેલાતા વાયરામાં
ફૂટી છે પ્રીત કેરી પાંખો,
પછી જમનાને ઘાટ અને વગડાને વાટ
ભલે હોયે ના રૂપ રૂડા શ્યામનું!
કા'ન હવે સેંથામાં સિંદૂર ચડાવું તારા નામનું.

રાધા ને કા'ન ભલે જુદાં છે નામ
તોય રાધા તો દરિયામાં મીન,
ગોકુળ ને મથુરા આ દેખાતાં દૂર તોય
રાધા તો બંસીનું બીન!
કા'ન ભલે હોય પછી પાસે કે દૂર
હું તો હેવાતણું માણું ઘનશ્યામનું!
કા'ન હવે સેંથામાં સિંદૂર ચડાવું તારા નામનું.

# એક જનપદ યુવતીનું ગીત

※

ડાયલ ઠાકોર

ખાલી હથેળીમાં જોતી'તી સુખ
અને વાલપનાં વેણ બે'ક ફૂટયાં 'લી સે !
આંગળીના વેઢામાં ખરતા'તા દન
મૂઉં કમ્મરમાં આંમ કાંક બટકયું 'લી બે!

તડકાનું આમતેમ લીલું વેરાન
બધો ભાદરવો હલકાતો જાય!
બાવળનાં ફૂલ જેમ ખુલ્લો ઉઘાડ
મારી છાતીમાં પડઘાતો જાય !
આંખોમાં ઠાળઝાળ વરસ્યું 'લી આભ
મૅર ઊમટેલી નદીઓ ને કોરી મું રે !
આંગળીના વેઢામાં ખરતા'તા દન
મૂઉં કમ્મરમાં આંમ કાંઠ બટકયું 'લી બૈ!

શેરીમાં નીકળું તો પાની લજવાય
બળયું ફળિયું સિસોટી વગાડે!
ગામ આખું આમતેમ આંખો ઉલાળે
આજ જોબન ભર્યું છે અમે ગાડે!
ચપટી વગાડું તો વગડો શરમાય
નં મંન એકલી મૂકી નં સીમ ગૈ!
ખાલી હથેળીમાં જોતી'તી સુખ
અને વાલપનાં વેણ બે'ક ફૂટયાં 'લી સૈ!

## ઉથાપનનું ધોળ

*

### ધીરુ પરીખ

જાગો જાગો રે અવાજ મારા કાનમાં!
તમને કિત્તાની આણ, તમે ચતુર સુજાણ.
જાગો જાગો રે અવાજ મારા કાનમાં!

અમે પાથરીએ ઢોળા કોરા કાગળના
તમે વૅરી તો રહ્યા જનમ આગળના
કહેલાં સમજો ઝાઝું રે તમે સાનમાં.
જાગો જાગો રે અવાજ મારા કાનમાં!

તમને આપીશું રુશનાઈ કેરાં બેસણાં
અમને અરથોનાં વ્હાલાં દેજો પેસણાં
પાછા વળીએ કદી ના અમે ભાનમાં.
જાગો જાગો રે અવાજ મારા કાનમાં!

## રૂપાન્તર

*

### ઉશનસ્

લો, કોણ રહી બિચ બાધાજી?
મીરાં મગન ભયી, તો માધાજી-લો

કામ ઠામ કિસન કરી દીધો
રક્ત સક્ત રતિ રાધાજી!
મીરાં-માધવ એક હિ મૂરત:
પૂરણ આધા - આધાજી -લો

પીતાંબર પલટાઈ પામરી
સ્વરણ, કથીર ને કાંસુંજી!
દેહ ગયો થઈ નેહ દરદથી,
આંખ થઈ ગઈ આંસુજી!-લો

તાણ્યું તે થઈ તાર જ ઝણકયા
ઘા ખુદ ઘટઘટ ઘાયણજી!
મનજી ખુદ સુદસુદ થઈ મલકયા
પગ ખનકયા થઈ પાયલજી!-લો

અધૂર-પધૂરિયા, ધરમ-કરમિયા
અગન અડયા કે દાધાજી!
મગન મીરાં મોહનમાં મેળે
લહેરે સહજ-સમાધા જી!-લો

## નીલ સ્મૃતિની વય/કૃષ્ણવદન જેટલી

સમુદ્ર સુધી વિસ્તરતાં ઓલિવ વૃક્ષો અને દ્રાક્ષના વેલા
અને, પેલી પાર, સ્મૃતિ સુધી લાલ મચ્છીપકડ હોડીઓ,
આપણી મધ્યાહ્ન-નિદ્રા પર ઑગસ્ટ માસનાં સુવર્ણ આવરણો
દરિયાઈ ઝાંખરાં અને શંખલાંભર્યાં. અને આ લીલી નૌકા
નવીન બાંધેલી જળના શાંતિપૂર્ણ આશ્લેષમાં મુગ્ધ થતી;
આપણા પ્રભુ દેશે.

પર્ણો જેમ, કંકરો જેમ વર્ષો વીત્યાં,
મને સાંભરે છે વિદાય લેતા જુવાન નાવિકો
તેમના હૈયારંગી સઢો સાથે
તેઓ ચારે ક્ષિતિજોનાં ગાન કરતા
તેમની છાતીએ ઓતરાદા વાયરાનાં છૂંદણાં ધારતા.

તું જ્યારે ઉષાના રંગમાં આવી ત્યારે હું શું શોધતો હતો?
તારી આંખોમાં સમુદ્રની વય
તારા દેહમાં સૂર્યની તંદુરસ્તી
—હું શું શોધતો હતો
સમુદ્રની ઊંડી ગુફાઓમાં એ વિસ્તૃત સ્વપ્નાંમાં
જ્યાં પવન તેની ઊર્મિઓને પીણ જેમ ફંગોળતો,
એક નીલ અજંપાથી મારા વક્ષ પર તેનું સમુદ્ર-પ્રતીક કંડારતો.

આંગળીઓ પર રેતી સાથે મેં મારી આંગળીઓ પકડી
આંખો પર રેતી સાથે મેં મારી આંગળીઓ પકડી
તે ઉદાસીનતા હતી
હું સ્મરું છું: એ એપ્રિલ માસ હતો જ્યારે મેં પ્રથમ તને જાણી
તારી માટી અને પાપની માનવ કાયા માનવીય બોજ રૂપ

પૃથ્વી પરના આપણા પ્રથમ દિન જેમ
સોનચંપાનાં પુષ્પોનો ઉત્સવ હતો – મને સાંભરે છે
તું અધરો પર ઊંડા ડંખથી પિડાતી
ત્વચા પર ઊંડો નખક્ષત
જ્યાં સદૈવ કાળ આલેખાય છે.
ત્યારે મેં તને છોડી
શ્વેત ગૃહોને પવન સુસવાટ કરતાં ઝાપટતો
અને સ્વચ્છ શ્વેત ઊર્મિઓને આકાશમાં વિખેરતો
સ્મિતમાંથી ચમકતું તેજ.

હવે હું મારી પાસે અમૃત જળનો કુંજો રાખીશ
પવનના સ્વાતંત્ર્યને તોડતી આકૃતિ
અને આ તારા હસ્ત જેમાં પ્રેમ રિબાય છે
અને આ તારી છીપ જેમાં એજિયન સમુદ્ર પ્રતિ ઘોષ કરે છે.

(ઓડીસ્યુસ એલીટિસના કાવ્યનો અનુવાદ)

### મૃત્યુ વિષે સંગીતની તર્જ/યશવન્ત ત્રિવેદી

બ્લેક બર્ડના ચિત્કારની ઝાડીમાં થઈને
અગમ્ય રીતે આંધળી
રાત્રિ પગલાં માંડે છે.

ઝાડનાં શિખરો પર
ઝંઝાવાતના માળા પવને બાંધ્યા
ને હવે એ શાંત છે.

આંખની પાંપણોની છાયાઓની જેમ
ભૂખરી ઝાંયમાં મોત ડૂબતું જાય છે
–ચંદ્રશીતળ ઘાસનાં બીડો પર.
મને એ હળવેકથી લઈ જાય છે પેલે પાર.

( કુર્ત કિલન્જરના ઓસ્ટ્રીઅન કાવ્યનો અનુવાદ)

## પ્રાણીબાગ

*

ઉમાશંકર જોષી

કેરુલ, ચાલ, જોવા જઈએ
આજે પ્રાણીબાગ.
પેસતાં જ ત્યાં મળ્યો દેખવા
ધોળો એક વાઘ.

ગેંડો જોયો, પાડો જોયો,
જોયું મોટું રીંછ,
મોર પાંજરે ઠમઠમ નાચે
ફેલાવીને પીંછ.

લાલ ચાંચ ને લંબપૂંછાળા
પોપટ કંઠે કાળા,
વિઠુમિઠું બોલે, પડખે
સસલાં શાં શરમાળાં!



પગે પાતળાં સાબર, શિર પર
શીંગડાંનો શો ગોટ!
ધોળી ટીપકીઆળાં વંડે હરણાં મૂકે દોટ.



લોઢાના સળિયાની પાછળ
સિંહ ઘણો અમળાય;
પિંજરમાં બેચેન વાનરો કૂદે, હીંચકા ખાય.



કેરુલ કનેથી લઈ લે હાથી
સૂંઢ વડે બિસ્કીટ,
ચિમ્પાન્ઝી વીંઝી ડંગોરો
કરે દાંતિયાં ધીટ

જોયો ડૂબતો છૂપતો જળમાં
તરતો ત્યાં જળઘોડો,
દીઠો કાચબો ઢાલ પૂંઠેથી
નીકળે થોડો થોડો.

ખુશખુશાલ દરવાજા બાજુ
ચાલ્યા જેવા અમે,
એક વાંદરો કૂદતો આવી
બાગ ઝાડીમાં રમે.

કેરુલ, સૌથી તને ગમ્યું શું
પ્રાણીબાગની અંદર?
કેરુલ કહે: આ છુટ્ટો જોયો
ગમ્યો મને તે બંદર.

## રમવા ચાલ

ચંદ્રકાન્ત શેઠ

સૂરજ ઊગ્યો : રમવા ચાલ;
તડકો ઊતર્યો : રમવા ચાલ.

પંખી ઊઠ્યાં : રમવા ચાલ;
ફૂલો ઊઘડ્યાં : રમવા ચાલ.

રસ્તા જાગ્યા : રમવા ચાલ;
પગલાં ભાગ્યાં : રમવા ચાલ.

પવન પૂછે છે : શું છે ખ્યાલ;
હજી સૂતો છે? રમવા ચાલ.

રમવા ચાલ, રમવા ચાલ
દુનિયા સાથે રમવા ચાલ.





# કવિતાવૃત્ત

- સુપ્રસિદ્ધ કવિશ્રી વેણીભાઈ પુરોહિતનું ૩જી જાન્યુઆરીએ મુંબઈ ખાતે અવસાન થયું છે.
- સાહિત્ય અકાદામીનો પુરસ્કાર નીચેના કવિઓને એનાયત થયો છે :
  - ૦ સ્વ. જગદીશ જોશીને 'વમળનાં વન' માટે (ગુજરાતી)
  - ૦ શ્રી ગુલામ રબ્બાની તાબાંને 'હવા કે દોશ પર' માટે (ઉર્દૂ)
  - ૦ સ્વ. ધૂમિલને 'કલ સુનના મુઝે' માટે (હિંદી)
  - ૦ શ્રી હરિ દરયાણી 'દિલગીર'ને 'પલ પલ જો પરલેઓ' માટે (સિંધી)
  - ૦ શ્રી ભવેન બરુઆને 'સોનાલી જહાજ' માટે (અસમિયા)
- મહેન્દ્ર ભગત સ્મારક પારિતોષિક શ્રી ઉશનસ્‌ના કાવ્યસંગ્રહ 'વ્યાકુળ વૈષ્ણવ'ને આપવામાં આવ્યું છે.
- શ્રી સુરેશ દલાલે 'કલકત્તા સાહિત્ય મંડળ'ના ઉપક્રમે સર્વશ્રી લાભશંકર ઠાકર, સિતાંશુ યશશ્ચન્દ્ર, રમેશ પારેખ અને અનિલ જોશીની કવિતા પર ગયા નવેમ્બર માસમાં કલકત્તામાં વ્યાખ્યાનો આપ્યાં હતાં.
- શ્રી નિરંજન ભગતે મુંબઈમાં વીલે પારલેમાં અમૃતલાલ યાજ્ઞિક અનુદાન વ્યાખ્યાનમાળાના ઉપક્રમે 'કવિતાનું શિક્ષણ' એ વિષય પર તા. ૯ ફેબ્રુઆરીએ વ્યાખ્યાન આપ્યું હતું.
- 'બુધ-કવિતાસભા'ને ૫૦ વર્ષ થતાં એક સાદો સમારંભ ૨૭ જાન્યુઆરીએ બચુભાઈ રાવતના આશીર્વચન સાથે અમદાવાદમાં ઉજવાઈ ગયો. હવે 'બુધ-કવિસભા' દર બુધવારે રાત્રે આઠ વાગ્યે હ. કા. આર્ટ્સ કૉલેજમાં સાહિત્ય પરિષદનાં કામચલાઉ કાર્યાલયમાં મળે છે.

## સાભાર સ્વીકાર

**ઈક્ષણા** • રાજેન્દ્ર શાહ • રૂ. ૭ • એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨

**અંતર્ગત** • હસિત બૂચ • રૂ. ૧૦ • કુમકુમ પ્રકાશન, ગાંધીમાર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

**સહરામાં મૃગજળનો દરિયો** • 'અસર સૂરતી' • રૂ. ૪ • સાહિત્યસંગમ, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૩૯૫ ૦૦૩

**નિમિષ** • પીયૂષ પંડ્યા 'જ્યોત' • રૂ. ૭ • રૂપાલી પબ્લિકેશન, પીરમહંમદશા મૅન્શન, ઘીકાંટા ક્રોસિંગ, રિલીફરોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

**ગુલમહોરના સહવાસમાં** • પ્રવીણ રાઠોડ • રૂ. ૫ • પ્રકાશક પોતે જ, નાગનાથ ગેટમાં, જૂનો કુંભારવાડો, ચંદ્રભુવન, જામનગર

કેરુલકરથી લઈ લે હાથી
સૂંઢ વડે બિસ્કીટ,
ચિમ્પાન્ઝી વીંઝી ડંગોરો
કરે દાંતિયાં ધીટ.

જોયો ડૂબતો છૂપતો જળમાં
તરતો ત્યાં જળઘોડો,
દીઠો કાચબો ઢાલ પૂંઠેથી
નીકળે થોડો થોડો.

ખુશખુશાલ દરવાજા બાજુ
ચાલ્યા જેવા અમે,
એક વાંદરો કૂદતો આવી
બાગ ઝાડીમાં રમે.

કેરુલ, સૌથી તને ગમ્યું શું
પ્રાણીબાગની અંદર?
કેરુલ કહે: આ છુટ્ટો જોયો
ગમ્યો મને તે બંદર.

## રમવા ચાલ

•

ચંદ્રકાન્ત શેઠ

સૂરજ ઊગ્યો : રમવા ચાલ;
તડકો ઊતર્યો : રમવા ચાલ.

પંખી ઊઠ્યાં : રમવા ચાલ;
ફૂલો ઊઘડ્યાં : રમવા ચાલ.

રસ્તા જાગ્યા : રમવા ચાલ;
પગલાં ભાગ્યાં : રમવા ચાલ.

પવન પૂછે છે : શું છે ખ્યાલ;
હજી સૂતો છે? રમવા ચાલ.

રમવા ચાલ, રમવા ચાલ
દુનિયા સાથે રમવા ચાલ.





# યુવાશક્તિના વિકાસ માટે રમત ગમત પ્રવૃત્તિને પ્રોત્સાહન



યુવાનો પર રાષ્ટ્રની આત્મનિર્ભરતાનો આધાર રહેલો છે. યુવાનપેઢીમાં રહેલાં શક્તિ અને કૌશલ્યને યોગ્ય અભિગમ આપવા ગુજરાતમાં રમતગમત તેમજ યુવા-કલ્યાણના વિવિધ કાર્યક્રમો પરંપરાગત શિક્ષણ ઉપરાંત અમલમાં છે.



● રાજ્ય તથા રાજ્યકક્ષાના વિવિધ રમતગમત મંડળોની પ્રવૃત્તિને વેગ આપવા ગ્રાન્ટ આપવામાં આવે છે. નગર અને શહેરોમાં મેદાનો તૈયાર કરવાની મહત્વાકાંક્ષી યોજના અમલમાં છે. રાષ્ટ્ર અને રાજ્યકક્ષાની સ્પર્ધાઓમાં મહત્વનાં સ્થાન પ્રાપ્ત કરતા ખેલાડીઓને શિષ્યવૃત્તિઓ આપવા ઉપરાંત શ્રેષ્ઠ ખેલાડીઓને 'સરદાર પટેલ' એવોર્ડ આપવામાં આવે છે.

● આશાસ્પદ ખેલાડીઓને તાલીમ આપવા માટે શિબિરો યોજવામાં આવે છે અને વિશેષ અભ્યાસાર્થે શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે. ગાંધીનગરમા પ્રાદેશિક તાલીમ કેન્દ્ર, દેવગઢબારીયા અને વડોદરામાં પેટા કેન્દ્રો અને પોરબંદરમાં દિલિપ ક્રિકેટ સ્કૂલની સ્થાપના કરવામાં આવી છે.

● પર્વતારોહણ ક્ષેત્રે ગુજરાતની વિશિષ્ટ સિદ્ધિઓની આંતરરાષ્ટ્રીય ખ્યાતિ છે. માઉન્ટ આબુ ખાતેની પર્વતારોહણ સંસ્થા દ્વારા ગુજરાતનાં યુવક-યુવતીઓને તાલીમ આપવામાં આવે છે.

● સમુદ્ર અને નદીઓમાં રાષ્ટ્રીય તેમજ રાજ્યકક્ષાની તરણ તથા હોડી સ્પર્ધાઓ યોજવામાં આવે છે. સાયકલ તથા દોડ સ્પર્ધાનું પણ આયોજન કરવામાં આવે છે. પ્રતિવર્ષ શાળા મહાશાળાઓના વિદ્યાર્થીઓ સહિતના ખેલાડીઓ માટે રમતોત્સવ યોજવામાં આવે છે.

OBM/1243 GUJ

# "અરે, ફેવિકોલ હોય પછી ઢીંગલી બનાવવામાં કેટલી વાર!"

ધંધાદારી કારીગરોની પ્રથમ પસંદગી પામેલું આ ફેવિકોલ આપ પણ આવાં અનેક કામ માટે સદા હાથવગું જ રાખો. ગમે ત્યારે ફેવિકોલની જરૂર પડવાની જ!

ઑલ ઈન્ડિયા હૅન્ડીક્રાફ્ટ ટીચર્સ ટ્રેનિંગ કૉલેજ તેમજ હસ્તકલાની અન્ય સંસ્થાઓમાં ફેવિકોલ વધુને વધુ પ્રમાણમાં વપરાય છે.

ફેવિકોલ વડે આપ ફાવે તે ચોંટાડો:

• કાગળ • થર્મોકોલ • લાકડું • કાપડ
• માટીની ચીજ-વસ્તુઓ • આભલાં ને

એવી ઘણીખરી વસ્તુઓને ફેવિકોલ સિન્થેટિક રેઝિનં એડ્હેસિવ જલદી અને મજબૂત રીતે ચોંટાડી દે છે.

કામ પણ દરેક વખતે જુઓ તો સ્વચ્છ, સુઘડ, સુંદર ને સફાઈદાર!




Courtesy:
HTTC, Bombay

ચોંટાડવા માટે સર્વોત્તમ

**ફેવિકોલ®**

કારીગરોનું માનીતું અજોડ એડ્હેસિવ.



PIDILITE

# મે. એચ. જે. લીચ ઍન્ડ કંપની

હાઈ ટેમ્પરેચર ગ્રીઝ અને લુબ્રિકેટિંગ ઑઇલના બનાવનાર

એશિયન બિલ્ડિંગ

આર. કામાણી માર્ગ - બેલાર્ડ એસ્ટેટ

મુંબઈ ૪૦૦ ૦૩૮

ટે. નં. ૨૬૪૪૦૪

ટેલેક્સ નં. Lub ૬૦૯૪

# મનુભાઈ ત્રિવેદી

ધીરુ પરીખ

કવિ તરીકે મનુભાઈ ત્રિવેદીના નામથી ગુજરાતી કવિતાનો વાચકવર્ગ જેટલો અજાણ્યો છે તેટલો 'સરોદ' કે 'ગાફિલ'ના નામથી અજાણ્યો નથી. 'સરોદ' અને 'ગાફિલ' એવાં બે તખલ્લુસધારી આ કવિનો જન્મ ૧૯૧૪ના જુલાઈની ૨૬મી તારીખે માણાવદરમાં થયો હતો. એમના પિતાશ્રી રાવબહાદુર ત્રિભુવનદાસ મૂળશંકર ત્રિવેદી માણાવદર સ્ટેટના દીવાન હતા. પિતાજીની ધર્મપરાયણતા, સૌજન્ય અને બુદ્ધિતેજ પુત્ર મનુભાઈને વારસામાં મળ્યાં હતાં.

સ્વ. મનુભાઈએ શાળાનો અભ્યાસ રાજકોટની

ફીણ આવ્યાં ને –

વેગીલા બોલી, ફીણ આવ્યાં ને નીર થોડાં,
વગડાં આવ્યાં ને હીર થોડાં;
વેગીલા બોલી, ફીણ આવ્યાં ને નીર થોડાં.

વેધ વીંધવાને સહુએ પણછું ચડાવી;
ભાથાં આવ્યાં ને તીર થોડાં;
વેગીલા બોલી, ફીણ આવ્યાં ને નીર થોડાં.

મનની મનીષા બોલી, સહુ કોઈ સાધે;
અંચળ આવ્યાં ને શીર થોડાં;
વેગીલા બોલી, ફીણ આવ્યાં ને નીર થોડાં.

જંગ જીતવાને આગે સહુ કોઈ હાલે;
મડદાં આવ્યાં ને મીર થોડાં:
વેગીલા બોલી, ફીણ આવ્યાં ને નીર થોડાં.

કહે છે સરોદ, દુનિયા નીરખીને જોઈ લો;
પાણા આવ્યા ને પીર થોડા:
વેગીલા બોલી, ફીણ આવ્યાં ને નીર થોડાં.

શ્રી 'સરોદ'ના હસ્તાક્ષરમાં કાવ્ય

ઑલ્ફ્રેડ હાઈસ્કૂલમાં અને કૉલેજનો અભ્યાસ જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમાં તથા અમદાવાદની લૉ કૉલેજમાં કર્યો હતો. તેઓ ટેનિસ અને હૉકીના અચ્છા ખેલાડી પણ હતા. પોતાની વ્યાવસાયિક કારકિર્દીનો આરંભ એમણે વકીલ તરીકે કર્યો હતો. ત્યાર બાદ આમરણ એઓ જજના હોદ્દે રહ્યા હતા. ૧૯૪૩થી એમણે આ હોદ્દો ગુજરાતના જુદા જુદા ગામોમાં સફળતાથી સંભાળ્યો હતો. મોટા હોદ્દા પર હતા છતાં પણ એઓ મિલનસાર અને વિનમ્ર ગણાતા.

કવિ તરીકેની પોતાની કારકિર્દીનો પ્રારંભ એમણે છંદોબદ્ધ રચનાઓના સર્જનથી કર્યો હતો. ત્યારે 'કુમાર'-માં પ્રકટ થતી એમની રચનાઓ ઘણાનું આકર્ષણ બનતી હતી. એમની પ્રકૃતિ મૂળથી જ ધર્મપરાયણ અને ઇશ્વરશ્રદ્ધાળુ એટલે ધીમે ધીમે એઓ ભજનો અને ગઝલો તરફ વળ્યા. આ બન્ને કાવ્યસ્વરૂપોમાં પોતાની નૈસર્ગિક શક્તિનો ઉત્તમ વિનિયોગ થતો લાગતાં એમણે એ સ્વરૂપોમાં જ વધુ કામ કરવા માંડ્યું. આને પરિણામે એઓ 'રામરસ' અને 'સુરતા' નામક બે ભજનસંગ્રહો આપી શક્યા. ભજનના સર્જક કવિ તરીકે એમણે પોતાનું તખલ્લુસ રાખેલું 'સરોદ', જ્યારે ગઝલકાર તરીકે એમણે પોતાનું તખલ્લુસ રાખ્યું હતું 'ગાફિલ'. એમની ગઝલનો સંગ્રહ તે 'બંદગી'. આવાં બે કાવ્યસ્વરૂપોમાં સત્ત્વશાળી સર્જનો આપનાર મનુભાઈએ સુચારુ ગીતો અને સુબદ્ધ સૉનેટો પણ આપ્યાં છે. પદ્ય ઉપરાંત ગદ્યમાં પણ એમણે પોતાની કલમ ચલાવી વાર્તાઓ તથા રેડિયો-નાટકો આપ્યાં છે. એમની આ બધી સાહિત્યસેવામાંથી મનુભાઈ ત્રિવેદી 'સરોદ' અને 'ગાફિલ' તરીકે ચિરકાલ પર્યંત સ્મરણીય રહેશે.

ઇ. સ. ૧૯૫૬માં પ્રકટ થએલા એમના પ્રથમ ભજનસંગ્રહ 'રામરસ'માંની એક રચનામાં એઓ ગાય છે:

'આવ્યો શિયાળો, અંતિમ આયુષનો ગાળો,
સમતા-શેરડીએ સ્વાદ ખીલે રે;
ચિતનો ચિચૂડો રસ પીલે.' (પૃ. ૩૪)

એમનાં ભજનો આ ચિતના ચિચૂડામાંથી દ્રવેલો રામરસ છે. એમનાં ભજનોમાં આ જીવનનો અજંપો, દુનિયાની માયા, પરજીવનની લેહ જેવા પરંપરાગત ભાવો સુપેરે પ્રકટ્યા છે. આમ થવાનું કારણ છે ચિત્તની તદાનુકૂલ અને સદાનુરૂપ દશા. આ દશા મુખ્યત્વે વ્યાકુળતાની છે. આથી એમની વાણીમાં વેદનાનો રસ ઝાઝો નીતરે છે. પણ આ આંતરવેદનાને ભજનરૂપમાં હળવી કરવાનો એમનો પ્રયાસ છે. શ્રી મકરંદ દવે પરના એક પત્રમાં એમણે જ જણાવ્યું છે: 'મારા ભજનમાં આનંદ ઉલ્લાસ ક્યાંથી હોય? જે હોય તે ક્ષણને પકડવાનું પુણ્ય છે. બાકી તો છાતીને તોડી નાખતી વ્યથા. ઘણી વખત મારી ઇચ્છા ન હોય તો પણ વ્યક્ત થઈ જાય છે. મારો સભાન પ્રયત્ન તેને મોળી કરવાનો હોય છે, નહીં-તર હું ગાઉં નહીં, માત્ર રોઉં જ.' એમનાં ભજનોમાં, આમ, 'ક્ષણને પકડ્યા'નો તીવ્રાવેગ કોઈ પણ સહૃદય-ભાવક અનુભવ્યા વગર રહેશે નહિ. આમ, એમાં જેટલી ભાવની ભરતી છે તેટલું અનુભવનું ઊંડાણ પણ છે. આ બન્ને સાહજિકતાઓને એમણે કલાકારની સભાનતાથી વ્યક્ત કરી છે. આથી અભિવ્યક્તિના કલાપક્ષીય પ્રશ્નો પણ એમણે હલ કરી લીધા છે. તળપદા વિવિધ ઢાળોમાં એમણે 'રામરસ' તથા 'સુરતા' (૧૯૭૦) જેવા બે સંગ્રહ ભરીને ભજનો આપ્યાં છે તેમાં એ સ્વરૂપ પરની એમની પકડ અછતી રહેતી નથી. ભજનાનુકૂલ ભાષા એમને સહજસાધ્ય છે. પરંપરાના આકંઠ પાનમાંથી નિજી પ્રતિભાને બળે એમણે ઘણીયે વાર ઉત્તમ રચનાઓ નિપજાવી કાઢી છે.

ગઝલોમાં પણ એમનું પ્રદાન નોંધપાત્ર છે. ૧૯૭૩-માં પ્રકટ થએલો એમની ગઝલોનો સંગ્રહ 'બંદગી' આ

(અનુ. પૃ. ૯)



૧૯૭૯નું નોબેલ પારિતોષિક પ્રાપ્ત કરનાર ગ્રીક કવિ ઓડિસ્યુસ એલીટિસ
પાસેથી 'કવિલોક' માટે એમની સહી સાથે પ્રાપ્ત કરેલી તસવીર.

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

વસંત · વિ. સં. ૨૦૩૬ · માર્ચ-એપ્રિલ · ૧૯૮૦

સળંગ અંક ૧૩૪ · દ્વિજ અંક ૬૨

સંસ્થાપક · રાજેન્દ્ર શાહ

તંત્રી

ધીરુ પરીખ



**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · વસંત · ૨૦૩૬ · સળંગ અંક ૧૩૪ · દ્વિજ અંક ૬૨

માર્ચ–એપ્રિલ ૧૯૮૦

**કાવ્યો**



**અનુવાદ**



**લેખો**





**આવરણ છબી : વિજય દલાલ**

તંત્રી · ધીરુ પરીખ

**સૂચના**

૧. જવાબી ટપાલ-ખર્ચ મોકલવું નહિ.
૨. સ્વીકૃત કૃતિનો જવાબ સામાન્યરીતે એક માસમાં અપાય છે.
૩. વ્યવસ્થા અંગેનો સઘળો પત્રવ્યવહાર વ્યવસ્થાપક 'કવિલોક' C/o કુમારના સરનામે જ કરવો.

આવતો અંક

## ગઝલ-અંક

સલાહકાર મંડળ
રાજેન્દ્ર શાહ · બચુભાઈ રાવત · નિરંજન ભગત

❡ લવાજમ મોકલવાનાં સ્થળ: (૧) C/o કુમાર કાર્યાલય લિમિ. રાયપુર અમદાવાદ-૧. (૨) વિજય સ્ટોર્સ ૬૨, કલ્યાણભવન, રિલીફ-રોડ, અમદાવાદ-૧, યા સ્ટેશનરોડ, આણંદ. (૩) ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨ ❡ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ ઑક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે. ❡ દેશમાં વાર્ષિક રૂ. ૧૫, પરદેશમાં રૂ. ૩૫ યા પા. ૨-૫, અમેરિકામાં રૂ. ૫૦ યા ડૉ. ૬;

છૂટક નકલ રૂ. ૨-૫૦

તંત્રી સાથેના પત્રવ્યવહારનું સરનામું:
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા,
અમદાવાદ-૩૮૦ ૦૦૯

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી ૧૪૫૪ રાયપુર · અમદાવાદ-૧

વસંત · વિ. સં. ૨૦૩૬

# કવિલોક

માર્ચ-એપ્રિલ ૧૯૮૦

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि।

## કવિતાનું શિક્ષણ

કવિતા-શિક્ષકનું એક નેત્ર કલા-આકૃતિ પર હોય એટલે કે કાવ્ય પર હોય અને બીજું નેત્ર કલા-કૃતિ પર હોય એટલે કે જીવન પર હોય. તો જ એ કવિતાનું કવિતા તરીકે, કવિતા રૂપે શિક્ષણ આપી શકે, અને તો જ કવિતાનું જે જ્ઞાન છે તે જ્ઞાન શિક્ષણાર્થીને પ્રાપ્ત થાય. એટલે કે શિક્ષણાર્થીનો કવિ સાથે નહીં, કવિતાના અર્થ સાથે કે કવિતાના વિવેચન સાથે નહીં, પણ કલા-આકૃતિમાં અને કલા-કૃતિમાં જે કવિતા છે એટલે કે એમાં જે જીવન છે, જે વિશ્વ છે, જે મનુષ્ય છે એની સાથે સંબંધ થાય. કવિતા એ કલા-કૃતિ છે, મનુષ્યની મનુષ્ય વિશેની મનુષ્ય માટેની કલા-કૃતિ છે. અન્યત્ર, જ્ઞાનની અનેક શાખા-પ્રશાખાઓમાં, વિજ્ઞાન અને વાણિજ્યમાં—અરે, વિનયન સુધ્ધાંમાં મનુષ્ય અને વિશ્વ મનુષ્ય અને વિશ્વ તરીકે, મનુષ્ય અને વિશ્વ રૂપે નહીં પણ અન્ય કંઈક તરીકે, અન્ય કંઈક રૂપે પ્રગટ થાય છે. એક કવિતામાં જ એ માત્ર મનુષ્ય અને વિશ્વ તરીકે, મનુષ્ય અને વિશ્વ રૂપે પ્રગટ થાય છે. મનુષ્ય અને વિશ્વ એવા ગહનગભીર છે, એટલા ચિત્રવિચિત્ર છે કે મનુષ્યને માટે એમના પરમ અને ચરમ જ્ઞાનની પ્રાપ્તિ અશક્ય છે. જ્ઞાન અનંત અને અસીમ છે. અખંડ જ્ઞાનની પ્રાપ્તિ અશક્ય છે. તો પછી માત્ર ઇતિહાસ કે પત્રકારિત્વ, માત્ર ફિલસૂફી કે વિજ્ઞાન, માત્ર કવિતા કે અન્ય કળાથી એની પ્રાપ્તિ અશક્ય છે. કવિતાનું જ્ઞાન જ સર્વ-શ્રેષ્ઠ છે માટે નહીં, ઇતિહાસ કે પત્રકારિત્વમાં, ફિલસૂફી કે વિજ્ઞાનમાં જે જ્ઞાન છે એથી કવિતાનું જ્ઞાન કંઈક વિશેષ છે માટે પણ નહીં પણ કવિતામાં જે જ્ઞાન છે તે જ્ઞાન અન્યત્ર નથી, એ વિશિષ્ટ જ્ઞાન છે માટે કવિતાનું શિક્ષણ એ જ્ઞાન માટે અપાવું જોઈએ... અખંડ વસ્તુ, અખંડ મનુષ્ય, અખંડ જગત, અખંડ જીવન વિશેનું અખંડ જ્ઞાન—એમાં કવિતાનું જે જ્ઞાન છે તે જ્ઞાનનું પણ અર્પણ હશે જ. એથી આ યુગમાં કે કોઈ પણ યુગમાં કવિતાનું શિક્ષણ કવિતામાં જે જ્ઞાન છે તે જ્ઞાન માટે આપવું જ જોઈએ.

નિરંજન ભગત

(મુંબઈમાં 'અમૃતલાલ યાજ્ઞિક વ્યાખ્યાનમાળા'ના ઉપક્રમે 'કવિતાનું શિક્ષણ' એ વિષય પરના વ્યાખ્યાનમાંથી)

# કવિની મુલાકાત

**રમણલાલ જોશી**

[ગુજરાતના મૂર્ધન્ય કવિશ્રી સુન્દરમ્‌ની પ્રસિદ્ધ વિવેચક ડૉ. રમણલાલ જોશીએ આકાશવાણી દ્વારા આયોજિત 'અતીતને આરે' શ્રેણી માટે લીધેલી મુલાકાત અહીં સાભાર પ્રકટ કરીએ છીએ –તંત્રી]

**પ્રશ્ન ૧:** તમારા બાળપણના સમયના ગુજરાતની કેવી સ્મૃતિ મનમાં છે?

**ઉત્તર ૧:** બાળપણના સમયનું ગુજરાત એટલે બાળકનું મન ભૂગોળને જેટલું સમજી શકે તેટલું ગુજરાત. ગુજરાતી સાત ચોપડી હું ભણ્યો ત્યાં પૃથ્વીની ભૂગોળ ભણવાની આવી ગયેલી. પણ એમાં જિવાતા માનવજીવનનો ખ્યાલ બહુ દૂરની વસ્તુ હતી. સાવ બાળપણમાં તો ગામભાગોળેની નિશાળ પણ ઘણી દૂરની વસ્તુ હતી. કોઈ બીજા ગામે જવું એ તો ઘણી મોટી ક્રિયા બનતી એટલે ગુજરાતનો વિશાળ ખ્યાલ તો આમોદમાં ભણવા ગયો ત્યારે કંઇક આવ્યો. પાંચ અક્ષરનું બનેલું અમદાવાદ શહેર કલ્પનાતીત રીતે દૂર હતું.

પણ આસપાસનું જીવન એ ગુજરાતના જીવનના પ્રતિનિધિ જેવું હતું સ્પષ્ટ રીતે ત્રણ વિભાગમાં વહેંચાઈ જતી ગુજરાતની ઋતુઓના પલટાનો અનુભવ પૂરેપૂરી તીક્ષ્ણતા સાથે થતો. ગુજરાતનું આખું જીવન જ્ઞાતિઓના પાયા ઉપર મંડાયેલું હતું. અને દરેક જ્ઞાતિની વિશિષ્ટ છાપ માણસ પર અંકાયેલી રહેતી. એટલે ગામના નીચેના સ્તરના માણસોથી માંડી બ્રાહ્મણો અને બાવાઓ સુધીની કક્ષાઓમાં પ્રત્યેકનાં વિશિષ્ટ ચિત્રો બંની રહેતાં. ગુજરાતના જીવનનું અર્થકારણ પણ બહુ સ્પષ્ટ રીતે ગોઠવાઈ ગયેલું. ખેડૂતો ખેતી કરે, વાણિયા વેપાર કરે, બ્રાહ્મણો પાઠપૂજા વગેરે કરે, કારીગર વર્ગ પોતપોતાનું કામ બરાબર બજાવે, ખેતી વગેરેમાં કામ કરનારા નીચલા વર્ગની પરિસ્થિતિ પણ વિશિષ્ટ રીતની જ હોય.

રાજકીય રીતે ગામનું સરકારી તંત્ર એ જ મુખ્ય વસ્તુ. એનો પ્રભાવ પણ અનુભવાય. એમાં રાષ્ટ્રિયતા આવી અને એક નવી ઝલક આવી. એ માતર ગામમાંથી આમોદમાં ગયા પછી બન્યું. અને ક્ષિતિજ ઘણી વિશાળ થઈ ગઈ. શહેરોની સભરતા ખૂબ અનુભવવા મળી, રાજકીય પ્રવાહોનાં મોટાં આંદોલનો જોવાં મળ્યાં અને સાહિત્યની સૃષ્ટિ પણ ધીરે ધીરે સ્પષ્ટ બની ગઈ. આધ્યાત્મિકતા તે પ્રચલિત મંદિરોના ભજનમંડળીઓના, કેટલીક નાની મોટી આધ્યાત્મિક વ્યક્તિઓના સંપર્ક પૂરતી હતી, એને પોતાની તૃપ્તિ, રંગદર્શિતા અને તીવ્રતા હતી.

**૨.** તમારા ગામ વિશે—આસપાસના જીવન વિશે તમે કહ્યું એ બરાબર, હવે તમારાં માતાપિતાના તમારા પર પડેલા પ્રભાવ વિશે કાંઈક ખ્યાલ આપશો?

**૨.** મારો જન્મ ૨૨મી માર્ચ ૧૯૦૮માં થયેલો, ભરૂચ જિલ્લાના આમોદ તાલુકાના માતર ગામમાં. હું જન્મ્યો ત્યારે મારા દાદાનાં બા પણ હતાં, મારા દાદા અને દાદીમા જેને અમે ગર્વમાં ઘરડી બા કહેતાં. મારાં બાપુ અને બા એમનું સ્થાન પ્રમાણમાં ગૌણ રહેતું. મારા બાપુએ મને રમાડ્યો હોય એવું મને યાદ આવતું નથી. એવું મારી બાને વિષે પણ. સામાન્ય રીતે બાળકો કુટુંબના મુખ્ય માણસોના હવાલામાં જ હોય છે. મારા દાદા શ્યામ વર્ણના હતા. એ કેશુરકાકા કહેવાતા. એ પોતાને લવાર કેશવ જેઠા લખતા. જેઠા દેવજી, દેવજી

મોરાર એટલા પૂર્વજોનાં નામો બોલતા અમારા બાપુ એ એમનાં ઘણાં સંતાનોમાંનું મોંઘામોલું ઊછરેલું સંતાન હતું. તે અંબાજીની ખાસ પ્રસાદી રૂપે હતું. અમારા દાદા અને બા અંબાજીની જાત્રાએ જઈ આવેલાં, અમારા બાપુને લઈને. એ જમાનાને અંબાજીની યાત્રા ઘણી મહાયાત્રા જેવી હતી. અમારા બાપુ એકવડિયા બાંધાના અને મૃદુ ચહેરાવાળા માણસ હતા. એમને બધા પોચિયો કહેતા. મારી બા એનું નામ નવું પાડવામાં આવેલું કાશી. એનું નામ ઊજમ હતું, પણ અમારાં ઘરડી બાનું નામ પણ ઊજમ હતું એટલે આ નવું નામકરણ થયું, હમણાં હમણાં મેં મારી અને મારી બાની છબી સરખાવી જોઈ તો જણાયું કે એના ચહેરાની બધી મુખ્ય રેખાઓ તે મારી છે. અને હમણાં સાંભળવા મળ્યું કે છોકરાઓ માનો ચહેરો લઈને આવતા હોય છે અને છોકરીઓ પિતાનો. મારી સુધાને જોઉં છું ત્યારે આ પણ સાચું લાગે છે. બેશક સુધા ઘણી વધારે આગળ પડતી રેખાઓ લઈને આવેલી છે.

અમે ચાર ભાઈઓ છીએ, દરેકનું જુદું જુદું વ્યક્તિત્વ છે. ચહેરાઓની ભિન્નતા છે છતાંય સામ્ય પણ ઠીક ઠીક છે.

**પ્ર.** તો સુન્દરમ્, તમે પ્રાથમિક અને તે પછીનું શિક્ષણ ક્યાં લીધું ? એ વખતની શિક્ષણપદ્ધતિ અને જે શિક્ષકોએ તમારા બાલમાનસ પર પ્રભાવ પાડ્યો હોય એને વિશે કાંઈક જાણવાની ઇચ્છા છે.

**ઉ.** પ્રાથમિક શિક્ષણ માતરમાં જ થયું. ગુજરાતી ૧થી ૭ ધોરણ સુધીનું–પાંચથી બાર વર્ષ સુધીમાં. બીજાં પાંચ વર્ષમાં મેં અંગ્રેજી સાત ધોરણોનો અભ્યાસ પૂરો કર્યો. પ્રાથમિક શાળામાં લીધેલું ઉચ્ચ ધોરણોનું શિક્ષણ મને આમાં મદદરૂપ નીવડ્યું. અંગ્રેજી અભ્યાસ માટે આમોદ ગયો અને થોડા જ વખતમાં એટલે કે ૧૯૨૦માં અસહકારની મહાભરતી આવી ગઈ. હું એમાં મોખરે તરતો હતો. અમારી શાળાને રાષ્ટ્રિય શાળા બનાવી દેવામાં આવી. એડવર્ડ ઇંગ્લીશ સ્કૂલમાંથી રાષ્ટ્રિય શાળાનું પાટિયું મેં ચીતરેલું. આમોદમાં હું છાત્રાલયમાં (બોર્ડિંગમાં) રહેતો, અને જાહેર સભાઓ માટે થાળી પીટવી, ખાદી વેચવી, સરઘસો કાઢવાં એ બધું કામ અમારી બોર્ડિંગના વિદ્યાર્થીઓને માથે વિશેષ આવતું.

એ વખતની શિક્ષણપદ્ધતિ ચાલુ રીતની હતી. ટ્રેઈન્ડ શિક્ષકો જેવું કાંઈ હતું નહિ. માસ્તરને આવડે તેવું ભણાવે. અંગ્રેજી શાળામાં તો અમારા એક શિક્ષક કવિતાનો અર્થ બેસાડવામાં મૂંઝાયેલા ત્યારે મેં એમને એ ગૂંચમાંથી બહાર કાઢી આપેલા. એ લીટી હતી "જેને થાએ શરદી ગરમી થોડી રે અન્ય કરતાં" એ શિક્ષક 'કરતાં'નો અર્થ ક્રિયાપદ તરીકે લેવાનો પ્રયત્ન કરતા અને અર્થ બેસતો ન હતો. મેં એને કહ્યું કે આ તો બીજાની સરખામણીમાં એવો અર્થ થાય અને તે ખૂબ પ્રસન્ન થયેલા.

દરેક શિક્ષકનો નાનો મોટો પ્રભાવ હતો. એક માસ્તર લંગડા હતા. ધોબીનાં ધોયેલાં કડકડતાં કપડાં પહેરીને આવતા. પણ અમને તે ખૂબ જ મારતા. અમે વિદ્યાર્થીઓએ એમને માટે ખાસ જાજરૂ ખોદી આપેલું. એ સિવાયના દરેક શિક્ષકનાં નાનાં મોટાં મધુર સ્મરણો છે પણ એ ઘણો મોટો વિષય છે. ખાસ કરીને તો માતરમાંના તથા આમોદમાંના અમારા હેડ માસ્તરોનો પ્રભાવ ખાસ રહેલો છે. અમારા ગુજરાતીના શિક્ષકો પણ ખાસ યાદ છે. તે મધુર કંઠથી કવિતા ગાતા અને કે. હ. ધ્રુવે કરેલા 'વિક્રમોર્વશીય'ના અનુવાદનું પુસ્તક રેલ્વેના પાટા પાસે બેસીને એક સાંજે એમણે વાંચેલું એ મને બરાબર યાદ છે. એમાંની એક લીટી આ હતી: દઈ દે દમિતા મારી ચોરી છે ચારુ ચાલ તેં.

આ બધા શિક્ષકોમાં એક ખાસ વ્યાસ સાહેબ હતા. એ સાયન્સના શિક્ષક હતા પણ એમનામાં એક મિસ્ટિકની પ્રેરક બાજુ હતી. એ પાણિનીનાં સૂત્રોથી માંડી દેવદેવાદિની અનેક વાતો કરતા, અને અનેક રીતે ભક્તિમાં લીન રહેતા. આમોદમાં અમારા છેલ્લા હેડ માસ્તર શ્રી પ્રાણશંકર ભટ્ટ હતા. તે શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના મામા થાય અને એમની દ્વારા મારો વિષ્ણુપ્રસાદ સાથેનો સંબંધ શરૂ થયેલો—પરોક્ષ રીતે. એ પ્રખર રાષ્ટ્રવાદી હતા અને જેલમાં ગયેલા. એમણે મને પોતાને ઘેર બોલાવીને ઘણું ઘણું શીખવેલું, ખાસ તો અંગ્રેજી અને 'સરસ્વતીચંદ્ર' જે અમારા અભ્યાસક્રમનો વિષય ન હતો.

ભરૂચમાં શ્રી છોટુભાઈ પુરાણીની શાળા—ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ—માં ભણવા ગયો ત્યારે એમણે મને એક ભલામણ-પત્ર લખી આપેલો અને એમાં લખેલાં 'Promising Boy' એ શબ્દો મને યાદ રહી ગયા હતા.

ભરૂચમાં અમારાં વિનયમંદિરના બધા અધ્યાપકો વિશિષ્ટ વ્યક્તિત્વવાળા હતા. ગિરધરલાલ શેઠ એ અમારા ગણિતના શિક્ષક અને વિદ્યાપીઠમાંથી સ્નાતક થઈને તાજા જ ભરૂચમાં આવેલા. શ્રી છોટુભાઈ પુરાણી એ અમારા આચાર્ય અને એમના લાંબા ઝભ્ભામાં તેમનું એક પ્રભાવશાળી વ્યક્તિત્વ અનુભવાતું. એ અમારો વર્ગ ઊભા ઊભા જ લેતા. અમે વિદ્યાર્થીઓ નીચે ભોંય પર નાના ઢાળિયા પાસે બેઠેલા હોઈએ અને એમની હરતીફરતી આકૃતિ અંગ્રેજી સામે પ્રચંડ ઉદ્ગારો કાઢતી હોય. વિશ્વનાથ ભટ્ટ અમારા ગુજરાતીના અધ્યાપક. તે આવીને સીધા શિક્ષકના બાજઠ પર બેસે અને એમનું સ્થિર મસ્તક માંડમાંડ ડાબું કે જમણું ફરે. સ્મિત પણ ભાગ્યે જ દેખા દે. એક ધારા શાંત અવાજે તે ભણાવે જાય. એમણે મને અમદાવાદમાં લેવાતી ગુજરાતી સાહિત્યની પરીક્ષા માટે તૈયાર કરેલો.

બોટાદકરની 'નિર્ઝરિણી', 'રણજિતકૃતિ સંગ્રહ,' 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન'—એ પુસ્તકોનો અભ્યાસ એમણે કરાવ્યો. હું પરીક્ષામાં પાસ થયો, જેને માટે રમણભાઈ નીલકંઠના હસ્તાક્ષરવાળું પ્રમાણપત્ર મને મળેલું. એ બિચારું શોધું છું પણ જડતું નથી!

૪. શૈશવમાં તમે શું વાંચતા? તમારા ચિત્ત પર અસર કરનાર પુસ્તકો અને સર્જકો વિષે કાંઈ કહેશો?

૪. નિશાળનાં પાઠ્ય પુસ્તકો એ જ માત્ર વાચન રહેતું, જે નિશાળ સિવાય બીજે ભાગ્યે જ વંચાતાં. લોકોનાં ઘરોમાં પણ ભાગ્યે જ કાંઈ પુસ્તકો હોય. પણ મારો એક ભાઈબંધ બેચાર ચોપડીઓ લઈ આવેલો, એમાં હતી સદેવંત સાવળિંગા અને ગજરામારુની વાતો. ઘાસલેટના ખડિયાના આછા અજવાળામાં એ વંચાતી. પેલો ભાઈબંધ સારો એવો રાગ કાઢીને વાંચતો. થોડાં વર્ષો પછી એ 'મેઘદૂત'નું ભાષાંતર પણ લઈ આવેલો—કિલાભાઈ ઘનશ્યામનું. એમાંનાં ચિત્રો જોતાં જોતાં મેં એ અપૂર્વ રસથી વાંચેલું. વળી એક મણિકાન્ત કાવ્યમાળા પણ હતી. પછી તો ભક્તોનાં ચરિત્રોનાં ઘણાં પુસ્તકો વાંચવા મળ્યાં. આમોદમાં ગયા પછી પુસ્તકોની દુનિયા ખૂલી ગઈ. બોર્ડિંગના કબાટમાં હતાં તે બધાં જ પુસ્તકો વાંચી નાખ્યાં, એમાં સસ્તા સાહિત્યનાં ઘણાં પુસ્તકો હતાં. એમાં એક ખાસ તો 'ચન્દ્રકાન્ત' હતું. એના ત્રણ ભાગ હતા. ત્રીજો ભાગ એવો દુર્લભ હતો કે તે આખો મેં ઉતારી લીધેલો. કલાપી અને 'સરસ્વતીચન્દ્ર' પણ આ વખતે આવી ગયાં ને મારા એક મિત્રને કાગળ લખવામાં કલાપીની પંક્તિઓ હું ભરચક વાપરતો.

૫. તો બાળપણમાં શું થવાનું–કરવાનું તમારું સ્વપ્ન હતું?

૫. સ્વપ્ન નહીં જેવું હતું બહુ બહુ તો નિશાળના માસ્તર થવું, એથી વધારે વિચાર નહીં આવતા. મોટા થયા પછી ઘણાં ઘણાં સ્વપ્નો આવ્યાં. એમાં એક આકર્ષક સ્વપ્ન હતું અમારા ગામમાં ઘેર ઘેર રેંટિયો કંતાતો ચાલુ કરી દેવાનું.

૬. ગુજરાત વિદ્યાપીઠમાં દાખલ થવાનું તમારું શું પ્રયોજન હતું?

૬. ભરૂચમાંની અમારી શાખા ગુજરાત વિદ્યાપીઠ સાથે જોડાયેલી રાષ્ટ્રિય શાળા હતી અને એની વિનીતની પરીક્ષામાં વધારેમાં વધારે માર્ક મેળવનાર વિદ્યાર્થી હું હતો એટલે મને આગળ ભણાવવાનું કામ બધાઓએ જાણે ઉપાડી લીધું અને હું વિદ્યાપીઠમાં દાખલ થયો.

૭. તો સુન્દરમ્, તમે વિદ્યાપીઠમાં ક્યાં સુધી રહેલા? એ સમયની ગુજરાત વિદ્યાપીઠમાં કેવું વાતાવરણ હતું?

૭. ગુજરાત વિદ્યાપીઠમાં હું ૧૯૨૪થી ૧૯૨૯ સુધી રહ્યો. એ સમયનું ગુજરાત વિદ્યાપીઠનું વાતાવરણ ખૂબ અનોખું હતું. રાષ્ટ્રિયતાની મૂર્તિમંત હવા આખા ગુજરાતમાં ત્યાં જ એક હતી. સત્યાગ્રહ સમયમાં ગાંધીજીને મળવા દુનિયાભરના લોકો આવતા, એ ઘણાખરા બધા જ વિદ્યાપીઠમાં પણ આવતા. એટલે અમારું વાતાવરણ વૈશ્વિક જેવું હતું.

૮. તમારા વ્યક્તિત્વ ઉપર પ્રગાઢ અસર કરી હોય એવા ગુજરાત વિદ્યાપીઠના કોઈ પ્રસંગો ખરા?

૮. આમ તો વિદ્યાપીઠનાં ચારેય વર્ષ પ્રગાઢ અસર કરનારાં હતાં. પણ એમાં બહારની વ્યક્તિઓ આવે તે તેજસ્વી બિંદુઓ જેવી બની રહેતી. અમારા અધ્યાપન દરમ્યાન પણ ઘણી વિશિષ્ટ પરિસ્થિતિઓ રચાતી. સૌથી પહેલું તો ગાંધીજી અમુક વખત દર શનિવારે આવીને કાંઈક વાંચતા, એ ખૂબ મઝાના દિવસો બનતા. પછી એકાદ માસ એ વિદ્યાપીઠમાં પણ રહેલા. એક ખાસ પ્રસંગ તે ગુજરાત વિદ્યાપીઠ માટેની વિચારણા સમિતિ નિમાયેલી તે છે અને તેમાં આનંદશંકર ધ્રુવ વિદ્યાપીઠમાં આવતા, એ એમનું આગમન ખાસ નોંધપાત્ર બનેલું. બીજો પ્રસંગ તે બારડોલીના સત્યાગ્રહનો હતો, ત્રીજો પ્રસંગ તે રેલસંકટ આવેલું ત્યારે અમે રાહતકાર્ય માટે ગએલા વૌઠાનો મેળો જોવાને ગયેલા તે પણ ખૂબ સ્મરણીય છે.

૯. ગુજરાત વિદ્યાપીઠમાં કયા અધ્યાપકોએ તમારા ઉપર વિશેષ પ્રભાવ પાડ્યો? તમે કોના અંતેવાસી બન્યા?

૯. આમ તો અમારા બધા અધ્યાપકો પોતપોતાનો પ્રભાવ ધરાવતા. અમારા આચાર્યોમાં આચાર્ય ગિદવાણી, કૃપલાની અને કાકાસાહેબ હતા. રા. બ. આઠવલે અને હરિનારાયણ આચાર્ય સંસ્કૃતના અધ્યાપકો હતા. પુરાતત્ત્વના અધ્યાપકોમાં શ્રી રસિકલાલ પરીખ અને પંડિત સુખલાલજી પાસેથી અમારે સંસ્કૃત ભણવાનું થયેલું. ગુજરાતીના અધ્યાપકોમાં ખાસ રા. વિ. પાઠક—પાઠકસાહેબ —અને નરહરિ પરીખ હતા. હું અંતેવાસી તો કાકાસાહેબનો બન્યો એમ કહેવાય.

૧૦. કાકાસાહેબના વ્યક્તિત્વ વિષેની આપની છાપ વર્ણવશો?

૧૦. કાકાસાહેબ વિષે મેં પૂરતા વિસ્તારથી લખ્યું છે. 'સમર્ચના'માં મારો લેખ તમને મળશે બાહ્ય રીતે ઘણાં અસંતોષકારક તત્ત્વો ધરાવતું એમનું વ્યક્તિત્વ ઘણી આંતરિક સમૃદ્ધિવાળું હતું અને તે સમૃદ્ધિ ખૂબ રોચક અને પોષક નીવડે તેવી હતી. એમના અ-ગુજરાતી ઉચ્ચારોવાળી ગુજરાતી પણ આહ્લાદક લાગતી, એની પાછળની રસવત્તાને લઈ ને.

૧૧. તમે ગાંધીજીના પરિચયમાં આવેલા, એમના વિશેની તમારી છાપ એ વખતે કેવી હતી? એમની સત્યાગ્રહની પ્રવૃત્તિ વિષે ત્યારે તમે શું વિચારતા હતા?

૧૧. ગાંધીજીના પરિચયમાં તો આવેલો જ. પણ તે બાહ્ય રીતે ઘણા અલ્પ પ્રમાણમાં. સૌથી પહેલાં તેમને આમોદમાં એક જાહેર સભામાં જોયેલા, સાંભળવાનો તો પ્રશ્ન જ ન હતો. ગાંધીજીનાં જાહેર ભાષણો બહુ જ થોડાં સાંભળેલાં. એ ભાષણોએ મારા પર બહુ અસર કરેલી નહિ. એમની નિકટ બેસીને એમનું વ્યક્તિત્વ અનુભવવાના થોડાએક પ્રસંગો બનેલા. એમની ચેતના જગતમાં વ્યાપક રીતે કામ કરતી હતી એને વિશે હું બહુ વિચાર નહોતો કરતો. એમના વ્યક્તિત્વની ચમક પણ જોવા મળેલી. અમારી વચ્ચે મોટામાં મોટો વ્યવહાર થયેલો હોય તો તે એમણે મને અમારી સ્નાતક થયાના પદવીદાન પ્રસંગે પહેરાવેલો તારાગૌરી રૌપ્યચંદ્રક હતો.

એમની સત્યાગ્રહની પ્રવૃત્તિ મને જીવનના ઉત્તમ પુરુષાર્થ રૂપે અને કર્તવ્ય રૂપે લાગેલી. એમાંથી જેટલા દૂર હોઈએ તેટલું જીવન મારે ન પુરાય તેવું નુકસાન છે એમ થયેલું અને મેં એમાં પૂરેપૂરું ઝંપલાવી દીધેલું. એમણે એ પ્રવૃત્તિનું પૂરેપૂરું વિસર્જન કર્યું ત્યારે જ મેં એનું વિસર્જન કર્યું.

૧૨. ગુજરાત વિદ્યાપીઠ ક્યારે છોડી? શા માટે? એ છોડતાં તમોને કેવી લાગણી થયેલી?

૧૨. ગુજરાત વિદ્યાપીઠ ૧૯૨૯માં મારો અભ્યાસ પૂરો કરીને છોડી. એ છોડવી પડે છે એમ સહેજ લાગેલું તો ખરું, પણ વિદ્યાપીઠ સાથે સંબંધ ચાલુ રાખવાની કોઈ પરિસ્થિતિ ન હતી.

૧૩. સમગ્રતયા તમારા વ્યક્તિત્વ-ઘડતરમાં વિદ્યાપીઠનો શો મહિમા છે?

૧૩. વિદ્યાપીઠમાં ગાળેલાં ચાર વર્ષમાં અનેક રીતે ઘડાઈને જીવનની યાત્રા કરવા માટે, જીવનનો સંગ્રામ ખેલવા માટે-બુદ્ધિથી, હૃદયથી અને શરીરથી પણ હું તૈયાર થઈ ગયો.

૧૪. તમે કવિતાના સ્વરૂપ પ્રત્યે કઈ રીતે આકર્ષાયા અને એના સર્જન તરફ કઈ રીતે વળ્યા?

૧૪. કવિતાનો લય, અર્થમાધુર્ય, ચાતુર્ય મને નાનપણમાં જ સ્પર્શી ગયેલાં અને એના પડઘા રૂપે બાલપણથી જ કાંઈ કાંઈ જોડાવા લાગેલું. લખવાનું કામ તો મોટી ઉંમરે થયું.

૧૫. તમારી પ્રથમ કાવ્યકૃતિ કઈ? એ ક્યાં પ્રગટ થયેલી? અને તે 'સુન્દરમ્' કે 'ત્રિભુવનદાસ લુહાર'ની સહીથી? તમારાં તખલ્લુસો વિષે કંઇ કહેશો?

૧૫. મારી પ્રથમ નોંધપાત્ર કૃતિ તે વડલાની ડાળનો હીંચકો કહેવાય, જે શાળાના હસ્તલિખિત અંકમાં છપાયેલી. તખલ્લુસ તો હોવું જ જોઈએ એવું પહેલેથી જ મનમાં ગોઠવાઈ ગયેલું અને તે માટેની શોધ પણ તીવ્ર રીતે થવા માંડેલી. 'વિશ્વકર્મા' 'મરીચિ' જેવાં બે-એક ઉપનામો અજમાવ્યાં પછી 'સુંદરમ્' હાથ આવી ગયું. કેવી રીતે એ બધા જાણે છે.

૧૬. તમારા કવિતાલેખનમાં કોણે પ્રેરણા આપી?

૧૬. કવિતાએ પોતે જ. અને પછી અમુક કવિઓએ.

૧૭. કવિતાના સર્જન અંગે તમારી કોઈ પ્રવૃત્તિ રહેલી છે ખરી?

૧૭. ૧૯૩૫માં અમદાવાદમાં રહેવા આવ્યો—જ્યોતિસંઘમાં કાર્યકર્તા તરીકે—ત્યારે કુમાર કાર્યાલયમાં શ્રી બચુભાઈ રાવતના હૂંફાળા વાતાવરણમાં થોડાક કવિઓ મળતા હતા, દર બુધવારે. પછીથી એ વસ્તુ અમારી 'બુધસભા' તરીકે જાણીતી થઈ. એમાં આવનારાઓ

પોતપોતાની કૃતિઓ લઈ આવતા અને તેને વિશે અમે ચર્ચા, ચિંતન, વિમર્શ કરતા. એમાં થોડો વખત અમે સંસ્કૃત કાવ્યશાસ્ત્રનો પણ અભ્યાસ કરેલો, ખાસ તો 'ધ્વન્યાલોક'નો. ૧૯૪૦ પછી હું સ્વસ્તિક સોસાયટીમાં રહેવા ગયો અને આ બુધસભામાં જવાનું ઓછું થઈ ગયું. બુધસભા તો ચાલુ રહેલી છે.

૧૮. તમારા સર્જન કાળના આરંભે કયા કયા ગુજરાતી કવિઓનો તમારા ઉપર પ્રભાવ પડેલો? તમારા મનમાં કેવા કવિ થવાની ખ્વાહેશ હતી?

૧૮. મારા મનમાં કાન્ત, ન્હાનાલાલ, બળવંતરાય થવાની ખ્વાહેશ હતી.

૧૯. તમે કવિ ન્હાનાલાલના પરિચયમાં આવેલા? તેમના અંગત સ્મરણો વર્ણવશો? ન્હાનાલાલના ગાંધીજી અને વિદ્યાપીઠ સાથે કથળેલા સંબંધો વિષે તમારો પ્રતિભાવ કહેશો?

૧૯. ન્હાનાલાલના પરિચયમાં હું આવ્યો છું. તેમનાં અંગત સ્મરણો મેં તાજેતરમાં લખેલા એક લેખમાં છે. ન્હાનાલાલના ગાંધીજી સાથેના કથળેલા સંબંધો વિષે પણ મેં એ લેખમાં લખ્યું છે.

૨૦. એ જ રીતે બળવંતરાય ઠાકોર અને એમની કવિતા સાથેના તમારા સંબંધ વિષે કંઈ કહેશો?

૨૦. એમની રીતની કવિતા લખવાનું મને બહુ અનુકૂળ લાગેલું. એમની સાથે અંગત સંબંધ પણ અનાયાસે રચાઈ ગયો. એક રીતે કહીએ તો એમણે પોતે જ એ સંબંધ બાંધેલો. એમની કાવ્યદૃષ્ટિના સત્યની સ્થાપના વધુ ને વધુ થાય અને ગુજરાતી કવિતાનો વિકાસ ઇષ્ટ દિશામાં થાય એ માટે તેઓ અમારો ઉપયોગ કરવા માગતા હતા એવું પણ તેમણે વિનમ્ર ભાવે એક વખતે સ્વીકારેલું. એમની પ્રકૃતિમાં ઉગ્રતા ઘણી રહેતી હતી. તે વિશે તેઓ સભાન પણ હતા; અને એવા ઉભરાઓ પછી તેઓ ક્ષમા પણ માગી લેતા કે 'મારો સ્વભાવ એવો છે કે ગમે તેવા સંબંધો કથળી જાય.' છેવટે તો એમ પણ કહેતા કે 'દયામાયા ચાલુ રાખજો.'

૨૧. બળવંતરાયનો અજ્ઞેયવાદ અને તમારી શ્રી અરવિંદ દર્શન અંગેની પ્રતિબદ્ધતા તમારા પારસ્પરિક સંબંધમાં આડે આવેલી ખરી?

૨૧. બળવંતરાયના અજ્ઞેયવાદથી અમારી સાથેના સંબંધમાં કંઈ આડે આવ્યું નથી, ઊલટું એને લીધે એક મઝાની ચમક ઉમેરાયેલી હતી અને તેમનો અજ્ઞેયવાદનો કિલ્લો બહુ સલામત નથી એમ તે અનુભવતા થયા હતા.

૨૨. ગુજરાતી સાહિત્યમાં સુંદરમ્–ઉમાશંકરનો ઉલ્લેખ એક યુગ્મ તરીકે થતો આવ્યો છે, એ તમને યોગ્ય જણાય છે? શા માટે?

૨૨. એમાં કંઈ ખોટું નથી કેમ કે એ દિવસોમાં અમે ઘણું સાથે રહેલા છીએ અને અમારી લખાતી રહેલી કવિતાને સાથે રહીને લોકો સમક્ષ રજૂ કરતા રહ્યા હતા. પણ એ બાહ્ય પરિસ્થિતિ પર વધુ પડતો ભાર મૂકવાની જરૂર નથી.

૨૩. ઉમાશંકરનો પરિચય તમને ક્યારે થયો? તમારી એમની સાથેની મૈત્રી વિશે કંઈ કહેશો?

૨૩. ઉમાશંકરનો પરિચય મને ૧૯૩૦ના સ્વાતંત્ર્ય સંગ્રામમાં થયો. વીસાપુર જેલમાં પણ અમે સાથે હતા. આવો મૈત્રીભાવ મેં ઓછો અનુભવ્યો છે. જીવનની કેટલીક પાયાની અવસ્થામાં અમે ઘણા આત્મીય જેવા રહેલા છીએ. પરસ્પરની પ્રવૃત્તિના વિકાસને અમે સ્નેહભાવથી અનુભવતા રહ્યા છીએ.

૨૪. કવિતામાં તમે અને ઉમાશંકર એકબીજાના પ્રેરક–પૂરક રહ્યા છો? શી રીતે?

૨૪. હા, એમ કહી શકાય. અમે પરસ્પરનાં સર્જનો વાંચતા અને એકબીજાને અનુમોદતા, વધાવતા પણ ખરા. કેટલીકવાર એમની દૃષ્ટિ મને પર્યાપ્ત જણાતી નહિ, પણ એ વિષયને મે બાહ્ય ચર્ચામાં લઈ આવવાની જરૂર જોઈ ન હતી.

૨૫. વ્યક્તિ ઉમાશંકર વિષે તમારો શો અનુભવ છે?

૨૫. ઉત્તમ. એમના વ્યક્તિત્વનાં બધાં પાસાં મને આહ્‌લાદકારી બનેલાં છે.

૨૬. કવિ ઉમાશંકર વિષે તમે શું માનો છો?

૨૬. એ નખશિખ કવિ છે. જો કે કેટલીક રચનાઓ મને પર્યાપ્ત લાગેલી નથી—વિવિધ દૃષ્ટિએ.

૨૭. વિવેચક વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ "ઉમાશંકર આજના આંતર વિસંવાદના પ્રતિનિધિ છે; સુન્દરમ્ સાચા ભક્ત અને સાચા મુમુક્ષુ છે" એમ લખ્યું છે એ વિષે તમારો શો પ્રતિભાવ છે!

૨૭. જો કે મને ભક્ત કે મુમુક્ષુ શબ્દો બહુ વાસ્તવિક નથી લાગતા. આવી રીતે માણસના વ્યક્તિત્વને ખાનામાં મૂકીને જોવું એ સત્યને બહુ ન્યાય કરતું નથી.

૨૮. ગુજરાતી સાહિત્યને મહાકાવ્ય આપવા માટે વિષ્ણુપ્રસાદે તમારી અને ઉમાશંકરની ઉપર મીટ માંડેલી, એ વિષે તમે શું માનો છો?

૨૮. એ મને બહુ ગમેલું છે, પણ એમાં મુગ્ધતા વધારે રહેલી છે; કારણ કે કોઇ પણ સર્જન કે આવું મહાકાવ્યનું સર્જન એ વ્યક્તિની અંગત અભીપ્સા પર આધાર રાખતું નથી. કાળનાં અનેક પરિબળો કોઈ સર્જનક્ષમ વ્યક્તિનો આશ્રય લઈને પોતાની અભિવ્યક્તિ સાધે છે.

૨૯. ગુજરાતીમાં મહાકાવ્ય રચવાનો તમે પ્રયાસ કર્યો છે? હજુ પણ એ કરવાનો તમારો ખ્યાલ છે? ગુજરાતીમાં મહાકાવ્યના સર્જનની કેવી શકયતા છે?

૨૯. કોઈ પણ કવિતા માટે મેં પ્રયાસ કર્યા નથી, જો કે 'ધ્રુવપદ કયહીં', 'આ—ધ્રુવપદ', 'મનુજ પ્રણય' એમાં મેં અમુક તત્ત્વને વિચારની સર્જનાત્મક ભૂમિકા પર મૂકવાનો પ્રયત્ન કર્યા છે અને તે સફળ પણ થયો છે એમ માનું છું. મહાકાવ્ય રચવાનો કશો કાર્યક્રમ નથી. અત્યારે આપણી પાસે જે મહાકાવ્યો છે, શ્રી અરવિંદનું મહાકાવ્ય 'સાવિત્રી' પણ એમાં ગણી લેવાનું, એ માનવજાતિ માટે પૂરતાં છે. ગુજરાતીમાં મહાકાવ્યના સર્જનની શકયતાનો પ્રશ્ન જ નથી. ગુજરાતીમાં મહાકાવ્ય અંગે જે પ્રયત્નો થયા છે તેમાં સર્જનની પ્રેરણા કરતાં વાસનાનું તત્ત્વ વધારે રહેલું છે, જે જરાકે પણ મદદરૂપ થાય તેવું નથી. બેશક, ગુજરાતીમાં–કોઈ પણ ભાષામાં—મહાકાવ્ય લખી શકાય.

૩૦. સુન્દરમ્, મહાકાવ્ય રચવાનો તમારો કશો કાર્યક્રમ નથી તો પછી એક કવિ તરીકે તમારો પુરુષાર્થ શું સિદ્ધ કરવાનો રહ્યો છે? એ દિશામાં શું થઈ શકયું છે?

૩૦. કાવ્યકૃતિ તરીકે સ્વીકારી શકાય તેવી રચના કરવાનો. એ દૃષ્ટિએ પૂરતું કામ થયું છે. મને લખવાની પ્રેરણા થાય ત્યારે નાનું મોટું કે અસાધારણ કે લાક્ષણિક એવા કોઈ પણ ભાવમાં ગૂંચવાયા વિના એ પ્રેરણાને હું સાકાર કરું છું. એનું પૂરતું સંતોષકારક પરિણામ ન આવે તો નિરાંતે એ લખેલું બાજુએ મૂકી દઉં છું. મારાં કેટલાંક કાવ્યોને "કાચાં કાવ્યો" તરીકે પ્રસિદ્ધ કરવાની એક ગમ્મત પણ સૂઝેલી છે.

૩૧. તમારી વાસ્તવવાદી કવિતા વિષે આજે તમને શું લાગે છે?

૩૧. વાસ્તવવાદી વિશેષણ વધારે પડતું સ્થૂલ છે. બેશક ન્હાનાલાલની કેવળ ઊર્મિના લપેડાવાળી કેટલીક રચનાઓથી કવિતાને જુદી પાડવાને માટે આ વિશેષણ વાપરી શકાય તેમ છે. જોવાનું તો માત્ર એટલું જ છે કે કૃતિનું કાવ્યાત્મક સ્વરૂપ બંધાય છે કે નહિ. 'અર્વાચીન કવિતા'માં મારાં અવલોકનોમાં હું આ વસ્તુને અનુસર્યો છું.

૩૨. તમે પ્રગતિશીલ સાહિત્યના આંદોલન સાથે પણ સંકળાએલા હતા, આજે એ અંગે તમે શું માનો છો?

૩૨. 'પ્રગતિશીલ' શબ્દ એ વખતની હવામાંથી આપણે ત્યાં ઊતરી આવેલો અને મારા સાથીદારોના ઉત્સાહને ખંડિત ન કરવા દેવા માટે મેં તેમને સાથ આપેલો. આજે તેમ જ તે વખતે પણ 'પ્રગતિશીલ' શબ્દ વાપરવાથી કાવ્યના નિર્માણમાં આપણે કશું કીમતી તત્ત્વ ઉમેરી આપતા નથી.

૩૩. ત્રીસીના સમયમાં સામાજિક અને રાજકીય સભાનતાથી પ્રેરાઈને તમે ઘણી રચનાઓ કરેલી, આજે એમ કરવું તમને કેમ નથી ગમતું? એવું કરવું જોઈએ એમ તમે સ્વીકારો છો?

૩૩. સામાજિક અને રાજકીય સભાનતા ઉપરાંત જુદા પ્રકારની અને વધુ ઉચ્ચ સ્તરની સભાનતા પણ રહેલી છે. અને એનો પ્રકાર પણ સભ્ય હોય છે. સામાજિક અને રાજકીય સભાનતાથી આપણે પૂરતું કામ કરી લીધું છે, હવે એવી કોઈ આવશ્યકતા રહી નથી.

૩૪. તમે તમારાં 'સ્નેહની કડી', 'તને મેં ઝંખી છે', 'ધ્રુવપદ કયહીં' અને 'ધ્રુવપદ અહીં', 'અહીં તે છે' એ પાંચ કાવ્યોને અગાઉ ઉત્તમ ગણાવ્યાં છે, અને 'એક કિલ્લાને તોડી પડાતો જોઈને' અને 'મનુજ પ્રણય'ને નોંધપાત્ર લેખ્યાં છે. ત્યાર બાદની તમારી રચનાઓમાંથી તમને બીજી કઈ ઉત્તમ લાગી છે? તમારા અગાઉના અભિપ્રાયમાં ફેરફાર કરવાનું તમને મન છે!

૩૪. એ તો બધું સારું છે. પણ મને તો લાગે છે કે બાળકોને માટે લખાયેલું 'પગલાં', 'કડવી વાણી'માં મુકાયેલું 'ત્રણ પાડોશી' અને 'કાવ્યમંગલા'માંનું 'બુદ્ધનાં ચક્ષુ' એ ત્રણ કાવ્યો જ માત્ર મેં લખ્યાં હોત તો એટલું માત્ર પણ મારા કવિકર્મ તરીકે પૂરતું રહે તેમ છે.

૩૫. અત્યારે સર્જાતી ગુજરાતી કવિતા વિષે તમારો શો પ્રતિભાવ છે?

૩૫. અત્યારની ગુજરાતી કવિતા બહુ સંતોષકારક રીતે આગળ વધી રહી છે. માત્ર કેટલાક કવિઓમાં જ કંઈક અનોખું કરવાની વાસના–લાલસા કામ કરે છે, પણ એવી રીતે લખાયેલી કવિતા સમય જતાં નામશેષ થઈ જશે.

૩૬. એક સારા કવિ પાસે તમે કઈ કઈ સજ્જતાની અપેક્ષા રાખો?

૩૬. આ ઘણો જ મહત્ત્વનો પ્રશ્ન છે. કવિએ પોતાની જાતને પોતે જેટલું કંઈ સમજી શકે તેટલા ઉચ્ચ અવસ્થામાં રાખવી જોઈએ. કાવ્યકલાની જેટલી સમજ–જ્ઞાન આપણને વારસામાં મળેલાં છે તે વારસાને પચાવવો જોઈએ. અત્યારના અછંદની રીતે લખતા કવિઓ સારાય ભૂતકાળ તરફથી મોં ફેરવી લેતા હોય એમ લાગે તો એ વિકાસ બહુ ઇષ્ટ નથી. એમાં કેટલું દારિદ્ર્ય આવી જાય તેમ છે એની આપણે સૌએ સતત શોધ કર્યા કરવાની રહે છે.

૩૯. કવિતા ઉપરાંત અન્ય સાહિત્ય સ્વરૂપોમાં તમે જે કામ કર્યું એ કઈ અનિવાર્યતાથી? કયા સ્વરૂપોનું તમને આકર્ષણ રહ્યું છે!

૩૯. અન્ય સાહિત્યસ્વરૂપો પણ મેં કવિતાની જેમ જ સહજ રીતે હાથમાં લીધાં છે, અને એ દરેકને માટે

મેં પૂરતો પુરુષાર્થ કર્યો છે. દરેક સ્વરૂપની પોતપોતાની અનન્યતા હોય છે. આકર્ષણનો પ્રશ્ન રહેતો નથી, પણ એ સ્વરૂપ ખેડાયાનો આનંદ રહે છે.

૩૮. તમારી અગાઉની વાસ્તવલક્ષી વાર્તાઓને બદલે 'કસુંબી સાડી', 'એઈ દિકે', 'તારક હારિણી' કે 'તારિણી' જેવી વાર્તાઓ લખવા તમે કેમ પ્રેરાયા? એ કુળની બીજી વાર્તાઓ હમણાં લખાઇ છે?

૩૮. એવી વાર્તાઓ લખવાની મને ખાસ પ્રેરણા થયેલી. એમાં કાંઈક લોકોત્તર તત્ત્વ આવે છે એમ મેં અનુભવ્યું છે. આવી બીજી વાર્તાઓ લખવાનું હમણાં બન્યું નથી. જો કે એ દિશામાથી ઘસારો તો ચાલુ છે.

૩૯. તમે નાટકના જેટલા અનુવાદ આપ્યા છે તેટલાં મૌલિક નાટકો રચ્યાં નથી એનું શું કારણ? નાટક એ કવિત્વનો–સર્જકતાનો છેડો લેખાય છે, એણે તમને કેમ ઓછા આકર્ષ્યા?

૩૯. મૌલિક નાટકો માટે જાણે કે સમયના અવકાશનો અભાવ રહ્યો હશે એમ માનું છું. નાટકને સર્જકતાનો છેડો ન કહી શકાય, અને નાટક લખવામાં કે કોઈ પણ બાબતમાં આકર્ષણનો પ્રશ્ન નથી રહેતો.

૪૦. સુન્દરમ્, તમે સર્જક ઉપરાંત વિવેચક પણ છો જ. ગુજરાતી સાહિત્યમાં વિવેચન એ સર્જન છે એની ખૂબ ચર્ચા થયેલી છે, આ અંગે તમારો સ્વાનુભૂત અભિપ્રાય શો છે?

૪૦. આ વિષય અંગે મેં એક લેખ લખ્યો છે— સર્જકોનું સંમેલન. એમાં આ વિષય વિસ્તારથી સ્પર્શાયો છે. મૂળ પ્રશ્ન એ છે કે સર્જનની ક્રિયા એટલે શું. એ જાણી લીધા પછી અસ્તિત્વમાં આવતી દરેક વસ્તુના સ્વરૂપનો આપણે નિર્ણય કરી શકીએ, વિવેચન લખનાર ચિત્તની કઈ અવસ્થામાંથી લખે છે, પોતાના વિવેચનને કઈ રીતે બહલાવે છે એ બધા પરથી વિવેચનમાં આવતા સર્જક તત્ત્વનો ક્યાસ કાઢી શકાય.

૪૧. કોઈ પણ સર્જકના અંગત જીવનની વીગતો એના સર્જનના આસ્વાદનમાં કેટલે અંશે ઉપકારક થાય?

૪૧. ઉપકારક થાય પણ ખરી અને ન પણ થાય. કેટલીકવાર સર્જનને માટે તે ઘણી પોષક ભૂમિકા બની રહે છે અને કેટલીક વાર એ સર્જનને અપ્રસ્તુત વસ્તુઓ પણ લઈ આવે છે, અને જુદું જ વાતાવરણ ઊભું કરે છે.

૪૨. તમારા સમગ્ર સાહિત્ય પર પ્રભાવ પાડનારા પાશ્ચાત્ય અને ભારતીય લેખકો અને એમના થોડા ગ્રંથોનાં નામ આપશો?

૪૨. પ્રભાવ પાડનારા તો નહિ પણ મને ગમી ગયેલા, મારી ચેતનામાં સિંચાઈ ગયેલા અમુક લેખકો અને ગ્રંથો રહેલા છે. પાશ્ચાત્ય ગ્રંથોમાં સહેલાઈથી 'ગોલ્ડન ટ્રેઝરી', 'ગોલ્ડન બુક ઑફ સૉનેટ', બાયરનનું 'ચાઈલ્ડ હેરોલ્ડ', મિલ્ટનનું 'પેરેડાઈઝ લૉસ્ટ', વિકટર હ્યુગોનું 'લે મિઝરાબ્લ', ગોલ્ડસ્મિથનું 'ડેઝર્ટેડ વિલેજ', શેક્સપીઅરનાં થોડાંક નાટકો–મૅકબેથ, હૅમ્લેટ; બ્રાઉનિંગની કવિતા, ટૉમસ હાર્ડીની કવિતા, ટેનીસનની પણ ખરી, ખાસ તો શેલી અને કીટ્સ, જ્યૉર્જ મેરેડિથ, જ્હૉન ગાલ્સવર્ધી, રોમેરોલાં, ઈબ્સન, મૌલિક વિવેચક આઈ. એ. રિચાર્ડ્સ – એ બધું મૂકી શકાય.

ભારતીય લેખકોમાં કાલિદાસ અને ભાસથી શરૂઆત કરવી જોઈએ. એ બંનેનું લગભગ બધું વંચાઈ ગયેલું. રામાયણ અને મહાભારત તો હોય જ. પણ એને વ્યવહાર–ભૂમિકા ઉપર લાવી ન શકાય. 'ગીતગોવિંદ', બાણની કાદમ્બરી, ઉપનિષદો પણ ખરાં, ભાગવત્ સાવ અસ્પૃશ્ય જ રહી ગયેલું છે. એ પછી

આવે ટાગોર, શરદબાબુ, ગાંધીજી પણ ખરા. આખી આશ્રમ ભજનાવલિ અને છેવટે શ્રી અરવિંદ–એમના સર્વતોભદ્ર રૂપે. ખાસ તો એમના બે ગ્રંથો–'ફ્યુચર પોએટ્રી' અને 'સાવિત્રી' મહાકાવ્ય. આમાંના ઘણા મહાનુભાવોને મેં મારાં કાવ્યોના વિષયો પણ બનાવેલા છે.

૪૩. શ્રી અરવિંદ પ્રત્યે તમે શા માટે આકર્ષાયા અને ક્યારે?

૪૩. એ આકર્ષણ ખાસ તો ૧૯૩૦–૩૧માં થયું. એ વખતે અમે સ્વાતંત્ર્ય સંગ્રામના ખેલાડીઓ હતા. એમાં જ્યારે સાંભળવામાં આવ્યું કે શ્રી અરવિંદ એમ કહે છે કે તમારા બધાની પાછળ પ્રેરણા તરીકે હું કામ કરુ છું ત્યારે હું છંછેડાઈ પડેલો. અમારું કર્તૃત્વ, એની પાછળ પ્રગટ પ્રેરણા તો ગાંધીજીની હતી અને એ પૂરતું સ્વપ્રતિષ્ઠિત હતું. અમારે કોઈના ટેકાની જરૂર ન હતી.

એમાં પછી અમુક સમયે અમારા એક જોરદાર કાર્યકર્તા એક ઠેકાણે બેસી જઈ શ્રી અરવિંદનાં પુસ્તકો વાંચવા લાગ્યા છે ત્યારે મને કોઈ અવનવી લાગણી થયેલી અને હું શાંત થઈ ગયેલો. સ્વાતંત્ર્ય-સંગ્રામ પૂરો થયો. ગાંધીજીએ પોતાનું કર્તૃત્વ કે નેતૃત્વ સ્વાતંત્ર્ય-સંગ્રામમાંથી સંકેલી લીધું ત્યારે મારે માટે પુરુષાર્થનું ક્ષેત્ર જાણે સંકલાઈ ગયું. ગાંધીજીની સાથે અમારા વિદ્યાપીઠના સમયથી ઊંડો આંતરિક સંબંધ પણ ખરો, એને માટે આધ્યાત્મિક શબ્દ વાપરી શકાય પણ એ નહિ વાપરીએ, એટલે ગાંધીજી આત્માના પ્રદેશની જે જે પ્રવૃત્તિ આદરતા તેમાં પણ મને ઊંડો રસ રહેતો. આત્મશક્તિ દ્વારા તેઓ જીવનને સંચાલિત કરવા માગતા હતા, એ પ્રયોગ કે પ્રવૃત્તિ મને બહુ મહત્ત્વની લાગતી હતી અને તેની સાથે પણ હું પૂરેપૂરું અનુસંધાન રાખતો હતો. પણ ગાંધીજીએ રાજકીય પ્રવૃત્તિને ૧૯૩૫માં સ્થગિત કરી દીધી ત્યાર પછી હું એક શૂન્ય જેવી સ્થિતિમાં મુકાઈ ગયો. એમણે રચેલું આંતરિક કાર્ય પણ બહુ મદદરૂપ ન રહ્યું. એ પછી ગાંધીજીએ પાછા ભારતના મહાન પ્રશ્નોને ઉકેલવાના ભગીરથ પ્રયત્નો કરવા માંડયા, જેમાં મુખ્ય હતા–હિંદુમુસ્લિમ એકતા અને હિંદની સ્વતંત્રતા. એમની હરિજન પ્રવૃત્તિ એ ભારતના જીવનનો કોઈ સળગતો તાત્કાલિક પ્રશ્ન ન હતો, અને ૧૯૪૨માં ગાંધીજીએ જાણે કે પોતાનું સર્વસ્વ આ પ્રશ્નોના ઉકેલમાં હોમી દીધું.

આ દરમ્યાન હું પ્રથમ ૧૯૩૫માં મારા દક્ષિણના પ્રવાસના અંગરૂપે પોંડિચેરી પણ જઈ આવ્યો અને એ પ્રથમ સ્પર્શની અદ્ભુત અનુભૂતિ લઇ આવ્યો, પણ તે કોરી પાટી ઉપર મનોહર મીંડું ચીતરતા હોઈએ એના જેવી હતી. શ્રી અરવિંદને હું કોઈ વ્યાવહારિક વ્યવહારની ભૂમિકા ઉપર લઈ આવેલો નહિ. એ થયું ૧૯૪૦માં ૨૧મી ફેબ્રુઆરીએ દર્શન માટે ગયો ત્યારે. એ દર્શન દ્વારા શ્રી અરવિંદ અને તેમના અલૌકિક લોકોત્તર કાર્યને મૂર્તિમંત કરી રહેલાં શ્રી માતાજીએ એક અકલ્પ્ય એવી સૃષ્ટિ મારી સમક્ષ ખોલી આપી. એમાં આનંદ, પ્રેમ, સઘન શક્તિ, પ્રચંડ જ્ઞાન અને અગણિત ગુહ્ય પ્રક્રિયાઓના અઢળક ભંડારો ભરેલા જોવા મળ્યા, અને મારું કાર્ય જે દરેક રીતની શૂન્યતામાં મુકાઈ ગયું હતું તેની જે જે અનેકવિધ ખૂટતી કડીઓ હતી તે બધી જ શ્રી અરવિંદ સાથે જોડાઈ ગઇ. અને હું પ્રચંડ રીતે દરેક દિશામાં સભર બનવા લાગ્યો.

૪૪. શ્રી અરવિંદના બહુમુખી અને સમૃદ્ધ વ્યક્તિત્વમાંનાં કયાં પાસાંઓએ તમોને સૌથી વિશેષ પ્રભાવિત કર્યા છે?

૪૪. શ્રી અરવિંદના વ્યક્તિત્વને પાસાંની રીતે જોવું વાસ્તવિક નથી. જેવી રીતે સૂર્યને પાસાંઓ ન હોય તેવું શ્રી અરવિંદને વિશે છે. અને વળી વિશેષ

તો એ છે કે સૂર્યમાં તો અમુક અંધકારનાં ધાબાં છે તેવું શ્રી અરવિંદમાં નથી. એટલે શ્રી અરવિંદ તરફથી જે અનેક વસ્તુઓ પ્રગટ થતી રહી છે તેમાં મારી આંતરિક અવસ્થા અનુસાર હું યથેચ્છ હરતો-ફરતો રહ્યો છું, લીન થઈ જતો રહ્યો છું-પૂર્ણપણે.

૪૫. તમે છેલ્લાં ઘણાં વર્ષોથી સાધના કરો છો, સાથે સાથે તમારી કલાસર્જનની પ્રવૃત્તિ પણ સમાન્તરે ચાલેલી છે, તો જીવનસાધના અને કલાસાધનાનો સંબંધ તમે કઈ રીતે સ્થાપો છો?

૪૫. સાધના અને કલાની વચ્ચે તમે આ અંતરની ભાષા વાપરો છો એ બરાબર નથી. એ બન્નેની ગતિ સમાન્તરની રીતની નથી. મારી પાસે આવેલી શ્રી અરવિંદની યોગ સાધનામાં કલા પણ યથાસ્થાને ગોઠવાઈ ગયેલી છે, અને કલાની પ્રવૃત્તિ પણ ઉત્તમ રીતે સાધનાની સર્જક બનેલી છે. એટલે વેદની અમુક ઋચાઓમાં આવે છે તેમ જરા જુદી રીતે, એ બંને પરસ્પરની જનક અને પરસ્પરની સંતાન રહેલી છે.

૪૬. તમારી સર્જનપ્રક્રિયા વિશે અગાઉ તમે લખી ચૂકયા છો, એમાં અનુપૂર્તિ રૂપે કંઈ કહેવાનું ખરું?

૪૬. કહી શકાય. સર્જનની વસ્તુઓ હવે બૌદ્ધિક પ્રવૃત્તિનો આશ્રય લીધા વિના વધુ ને વધુ પ્રમાણમાં થવા લાગી છે. અને આમ ઉપરના કોઈ ગુહ્ય સ્તરોમાં તૈયાર બની બેઠેલી ચીજો નીચે સડસડાટ ઊતરી આવે છે અને પોતાની અપૂર્વતાથી સાચે જ સ્તબ્ધ કરી દે છે. તે જોઈને આનંદ અનુભવતો રહું છું.

૪૭. શ્રી અરવિંદે તો પૂર્ણયોગની સાધના ગમે ત્યાં રહીને થઈ શકે એવું કહેલું છે, હવે જ્યારે શ્રી અરવિંદ અને શ્રી માતાજી સ્થૂલ દેહે આશ્રમમાં નથી ત્યારે તમે શા માટે પોંડિચેરીમાં રહીને જ સાધના કરવાનો આગ્રહ રાખો છો?

૪૭. તમે જે રીતે પ્રશ્ન ગોઠવ્યો છે એ રીતે તો હવે પોંડિચેરીમાંનો શ્રી અરવિંદ આશ્રમ આખો જ વિસર્જિત થઈ જવો જોઈએ, એની કશી આવશ્યકતા રહેલી ન ગણાય. પણ પ્રશ્ન ગોઠવતી વખતે તમારા ધ્યાન બહાર પૂર્ણયોગને અંગેની અનેક વસ્તુઓ રહી ગઈ છે એ સ્વાભાવિક છે. શ્રી અરવિંદ અને શ્રી માતાજી સ્થૂલ દેહે આશ્રમમાં નથી એમ કહીને તમે તેમનું અન્ય રીતે તો અસ્તિત્વ આશ્રમમાં સ્વીકાર્યું જ છે. અને એ અસ્તિત્વ પહેલાં સક્રિય હતું એના કરતાં દિનેદિન બુદ્ધિગત થતી જતી કલ્પનાતીત સક્રિયતાથી ત્યાં પ્રવૃત્ત છે, કે જે એ જ રીતે આશ્રમની બહાર નથી. અને એ હકીકતના આધારે જે લોકોને પૂર્ણયોગની સાધના માટે શ્રી અરવિંદાશ્રમમાં માતાજીએ સ્વીકારેલા છે તેમને માટે તો આશ્રમ એ અપરિહાર્ય જેવી વસ્તુ છે.

૪૮. ૧૯૫૧માં તમે 'યાત્રા' સંગ્રહ પ્રગટ કર્યો એ પછી તમારાં ઘણાં કાવ્યો સામયિકોમાં પ્રગટ થયાં છે, તો પછી એને ગ્રન્થસ્થ કેમ કરતા નથી?

૪૮. કારણ કે તમારી પાસે બેસીને અમદાવાદમાં આવીને તમને આ બધા પ્રશ્નોનો ઉત્તર આપી રહ્યો છું! ૧૯૫૧માં 'યાત્રા' પ્રસિદ્ધ થયું એ પછી આશ્રમ બહારની મારી પ્રવૃત્તિઓએ અને ખાસ તો ગુજરાતમાંની મારી પ્રવૃત્તિઓએ મારો ઘણો સમય પોતાને ત્યાં જમા કરી લીધો છે. મારા સંપાદન હેઠળ પ્રસિદ્ધ થતું અમારું ત્રૈમાસિક 'દક્ષિણા' અત્યારે પાંચ વર્ષના વિલંબની ગતિમાં ચાલે છે. પણ કવિતા સિવાય મારા ગદ્યને મેં લગભગ અશેષ રીતે ગ્રંથસ્થ કરી દીધું છે અને હવે વહેલી તકે કાવ્યોનું કામ હાથ લેવાની મહાન ઇચ્છા ધરાવું છું.

૪૯. સાહિત્યપ્રવૃત્તિને તમે જીવનની કૃતાર્થતા માનો છો?

૪૯. ઘણી કૃતાર્થતાઓમાંની એક.

૫૦. અત્યારે ગુજરાતી સાહિત્યમાં જે કામ થઈ રહ્યું છે એનાથી તમોને સંતોષ છે? આપણા સાહિત્યમાં તમારી દષ્ટિએ શું કરવા જેવું છે?

૫૦. હા, હવે થોડા સમયથી વધારે સંતોષ છે. જૂનાગઢમાં મારા અધ્યક્ષસ્થાને ગુજરાતી સાહિત્ય પરિષદ મળી એ વખતે મેં કેટલાંક સ્વપ્નો રજૂ કરેલાં તેમજ કેટલીક પ્રવૃત્તિઓ બીજ રૂપે ખેડાયેલી હતી તે હવે મનોહર રીતે પાંગરી ઊઠી છે. દા. ત. ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ અત્યારના સંજોગોમાં લખાઈ શકે તેટલી સારી રીતે લખાયો છે. આપણા સૌની ઝંખના માટે પણ જે થોડાં વર્ષો પૂર્વે મુશ્કેલ હતું તેવું સાહિત્યપરિષદનું ભવન હવે આકાર લેવાની તૈયારીમાં છે. આપણા સાહિત્યમાં ખાસ તો એક પ્રખર અભ્યાસપીઠ રચાવી જોઈએ, આપણે ત્યાં ભૂતકાળમાં હતા તેથીય વધારે પ્રકાંડ પંડિતો, ચિંતકો, દ્રષ્ટાઓ પ્રગટવા જોઈએ. આપણે એમ કહી શકીએ એમ થવું જોઈએ કે આ તો નરસિંહરાવને ટપી જાય એવા વિદ્વાન છે, આ તો આનંદશંકરને પણ પ્રસન્ન કરે તેવા સાક્ષર છે, આ તો ગોવર્ધનરામ પોતાના સરસ્વતીચંદ્રમાં જેને જોડી દેવા માગે એવા કોઈ આર્ષ દષ્ટિવાળા લેખક છે.

આપણે ત્યાં સર્જકો તો પોતપોતાની રીતે આવતા જ રહેશે, પણ એ સર્જકોને પુષ્ટ કરે, બળવાન કરે, પ્રેરિત કરે તેવી વિદ્યાની અગાધ સામગ્રી ધરાવતી સૃષ્ટિ આપણે ત્યાં રચાવી જોઈએ અને તે આપણી સાહિત્ય પરિષદના આ ભવનમાં જ નહિ પણ એના છત્ર હેઠળ રચાતાં અનેક ભવનોમાં પણ બને એમ આપણે સૌ ઇચ્છીએ.

આપણી ગુજરાતી સાહિત્ય પરિષદમાં આપણી સાહિત્ય ચેતનાનું સંપૂર્ણ સુમિલન થઈ રહ્યું છે એ આનંદની વાત છે અને એનાથી વધી જાય તેવી બીજી તેજસ્વી સંસ્થાઓ માટે આપણે આતુર થવાની જરૂર નથી પણ પોતપોતાના નાના મોટા વિશિષ્ટ વ્યક્તિત્વથી સક્રિય બનતી અનેક સંસ્થાઓ આપણે ત્યાં ઉત્પન્ન થાય એ પણ ઘણું ઇષ્ટ છે.

ગુજરાતી સાહિત્ય પરિષદના આ ભવનમાં બે વસ્તુઓ બને તો સારું એમ મને લાગે છે. પહેલું તો એ કે આ ભવન દ્વારા પ્રત્યેક સર્જનાકાંક્ષી આત્માને એક અનોખી હૂંફ મળી રહેવી જોઈએ, કોઈ મુરબ્બી, વડીલ, જ્ઞાનસમૃદ્ધ, અનુભવસમૃદ્ધ વ્યક્તિની અહીંયાં હાજરી સતત ઉપલબ્ધ રહે એવું થાય, એની આસપાસ આજના ખીલી ચૂકેલા સર્જકો તેમજ નવા સર્જકો બાળકોની પેઠે, શિષ્યોની પેઠે, ચાતકોની પેઠે બેસતા થઈ જાય અને એક તપોવન જેવું મધુર વાતાવરણ રચાય. વેદ કાળના ઋષિઓના આશ્રમને યાદ કરાવે તેવું એમને બહુ ગમે એવું સ્વપ્ન છે. અને બીજું તો અહીંયાં વિવિધ રીતના અભ્યાસોની જુદી જુદી શાખાઓ વિકસવી જોઈએ. દા. ત. એક શાખામાં જગતનાં સર્વ મહાકાવ્યોનો વિસ્તારથી અભ્યાસ થતો રહેતો હોય તો વળી બીજી શાખામાં જગતની કવિતાનો અભ્યાસ થતો રહેતો હોય, ત્રીજી શાખામાં પ્રાચીન વિદ્યાઓનો, ગુહ્ય શાસ્ત્રોનો અભ્યાસ થતો રહેતો હોય એવું એવું ઘણું થાય અને વળી આપણા ભૂખ્યાતરસ્યા સર્જનશીલ આત્માઓને કાંઈક આપી શકે એવું 'Home and Hearth' પણ અહીં રચાય તો ઘણું સારું થાય. સાહિત્યકારને સર્વ રીતે અપનાવી શકે, સંભાળી શકે એવી ક્ષમતા આપણે અહીં ઉપજાવીએ.

૫૧. અને છેલ્લે...એક સર્જક તરીકે તમારો ભાવિ કાર્યક્રમ કહેશો?

૫૧. હમણાં તો થોડી કવિતાઓ લખાવા માગે છે તે અમદાવાદ છોડતાં પહેલાં કરી દઉં એમ મનમાં

છે. અને આગળ આગળના અનંત ભાવિમાં તો જે બનશે તેને કાન પકડીને અહીંયાં લઈ આવવાની બાલ-ચેષ્ટા કરવા જેવા આપણે મુગ્ધ બાળક નથી એટલું તો આપણા માટે કહીશું. અદૃશ્ય અને અગમ્ય ભાવિને અગમ્ય રૂપે જ અદૃષ્ટમાં સાચવી રાખવાનું સુભગ કાર્ય આપણે હમણાં તો કરીએ જ. અને એ ભાવિ-દેવતાને આપણા પ્રેમની પુષ્પમાળ ચઢાવીએ. અને આ-પણી સર્વ શક્તિનું સર્વતોભદ્ર નૈવેદ્ય તેનાં ચરણમાં ધરીએ.

[આ મુલાકાત આકાશવાણી પરથી ૨૦ સપ્ટેમ્બર અને ૧૮ ઑક્ટોબર ૧૯૭૯એ એમ બે હપ્તે પ્રસારિત થઈ હતી.]



સુધારો: ગયા અંકમાં શ્રી ભરત યાજ્ઞિકનું જન્મસ્થળ ભૂલથી મહુશ્વા છપાયું છે તે મહુવા જોઈએ.



---

## 'કવિલોક' સામયિક અંગેની માહિતી

**[ધ રજિસ્ટ્રેશન ઑવ ન્યુસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફૉર્મ નં. ૪, રૂલ નં ૮)]**


૧ પ્રકાશન સ્થળ: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૨ પ્રકાશન સમય: દ્વિમાસિક, દર અંગ્રેજી બીજા મહિનાની છેલ્લી તારીખે

૩ મુદ્રકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રિયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૪ પ્રકાશકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રિયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૫ તંત્રીનું નામ: ધીરુ પરીખ; રાષ્ટ્રિયતા: ભારતીય; સરનામું: 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

૬ માલિક કે માલિકોનાં નામ-સરનામાં: જગન્નાથ ઠૉક્ટર, રમણિકભાઈ પારેખ, ગુલાબદાસ બ્રોકર, રાજેન્દ્ર શાહ, અજિત શેઠ, કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર, અમદાવાદ

હું બચુભાઈ રાવત આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

**બચુભાઈ રાવત**
પ્રકાશક


---

## તરી

*

રાજેન્દ્ર શાહ

જાય રે તરી
સઢ-ભરાયા પવને સરી·
આ તીરથી ઓ તીરના અજાણ કોઈ તે ઘાટે,
વ્હોરવો ને માલ આલવો સકલ મોકળે હાથેઃ
ભરવી અને
કરવી ખાલી જતન કરી.

કેટલી કરી ખેપ ન એની ગણના કોઈ,
હરેક ફેરે સાવ નવેલી દુનિયા જોઈ:
આવન જાવન રોજની
રે'વાય કયાંય ન ઠરી.

નીરનાં ઝીલ્યાં લાડ ને ઝીલ્યાં કારમાં તુફાન.
માલમ જાણે વેળ-કવેળે ધરવું સુકાન.
જળજળાકાર થઈને
ધજા ફરકે ફરી.

## ન કે....

*

સુન્દરજી બેટાઈ

ન કે અનુભવ્યાં નથી હૃદય-દારતાં રોદન
અસંખ્ય મનુબન્ધુનાં, વિકટ આત્મ-સંરોધન;
ક્ષણે ક્ષણ રહ્યાં સહી મનુજ જીવતાં મોત શાં
ખમ્યાં નવ ખમાય તોય વિષ કો' મહાસર્પનાં.

ન કે અનુભવ્યા નથી કર કરાળ વિધ્વંસના,
ન કે અનુભવી નથી પરમ મૂલ્યની તર્જના,
ન કે નવ સાહી કદીય વણદાઝ કો' વંચના,
ન કે અણુધ ક્ષુદ્રની ખમી જતી ન કો' ભર્ત્સના.

છતાં સુદૃઢ સત્ત્વ કો સદય ગુંજતું સાન્ત્વના:
"નિહાળ મરુભોમમાં ગુપત વ્હેણ વ્હે ગંગના!
વિનાશ જ થતો વિનષ્ટ, પ્રિય બન્ધુ! દેખે ન કાં!
નહીં નહિ જ શું જરા પરખશે નવી વ્યંજના?"

નવું વરસ, નિત્ય આ ગહન ગુંજજો વિશ્વના!
પ્રભો! હૃદય દે સદા નવ સદૈવ સત્-સાધના.

# ચાર અવયવ સૉનેટ

વિનોદ જોશી

## આંખ

આ આંખો નીંદર ચરી ચરી રાત આખી, સવારે
વાગોળી લિજ્જતથી ચીપડાં સ્ટેજ ગંદું કરે છે
આ આંખોમાં લખલૂટ કરી ખર્ચ 'સેટિંગ્ઝ' ઊભા
કીધેલાંઃ ધોધ, ભડભડતી આગ, ઠંડો હિમાળો
ને વાસંતી પવન, ઝરણાં, લક્ષ સાપોલિયાંઓ.
સંમાર્જ્યું ખંત થકી સઘળું, અંક પ્હેલો શરૂઃ ને
લીધો જેવો ઊંચકી પડદો પાતળો પોપચાંનો
દશ્યો ઠાલાં તરત ભૂસકો મારીને જાય નાઠાં!
ડોળા શો વિદૂષક નીકળે શોધમાં આમતેમ
નેપથ્યે શી ખળભળ મચે, કોક પ્રેક્ષાલયેથી
મુઠ્ઠી વાળી બસ, કૂદી પડે છૂંદી નાખે જ મંચ
સ્વપ્નો ચૂરા થઈ, બની જતાં ખાંભીઓ ઠેરઠેર
ભાંગી ભુક્કો કણ કણ થતું સ્ટેજ, પાત્રો ફરાર
ક્યાંયે શોધ્યો જડી ન શકતો રંગીલો સૂત્રધાર.

## હાથ

હતાશ! પ્રિય દોસ્ત, હાથ! ન તને સલામી કરું
સલામ કરું તો તને શી રીતથી કરું? તું કહે.
હથેળી (કુરુક્ષેત્ર જેવી) ઘમસાણ જેમાં રહ્યું
મચી સતત, શી પરસ્પર ભરાવી શૃંગો થઈ
ભુરાઈ બધી હસ્તરેખ, ખૂનખાર સંગ્રામ આ
હવે ન અટકી શકે, અટકી ના શકે આ કદી!
રમાડી ફૂલટેરવાંથી હતી કોઈની શ્યામલી
ઘટા ઘનસુકેશની, ન હતી તર્જની ઓષ્ઠ પે
રતુંબડી જ પંખુડી! પછી? પછી નહીં પૂછ તું
મને ખબર ક્યાં હતી? ખબર ક્યાં તને યે હતી?
હતાશ! પ્રિય, તારી આંગળીયુંના જ ઝંડા હવે
કરી વિજયઘોષ (મુઠ્ઠીભર) આમ 'ડિક્કો' કરે?
ખલાસ! પ્રિય દોસ્ત, હાથ! તને સલામી કરું
હજી ય દમયંતીનું છળ રગે રગે છે ભર્યું!

## નાક

તારો હિસાબ ચૂકતે કરું નાક ક્યારે?
ભૂલો પડ્યો અનુસરી ઊભી દાંડીને હું
સામ્રાજ્ય તારું (અડીખમ્) વરણી દઈને
ઉચ્છ્વાસમાં જ કરું દેહનિકાલ તારો
તારો નિકાલ કરું કે વટ જાય મારો
હે છીંકધારી! શુકચંચુવિહારી! પાક્કા
છો રાજકારણી તમે વીસમી સદીના
છે યાદ પેલું બિસતંતુ થકી મહેકતું
નાજુક ફૂલ? (હસતું ફૂલ ટેરવાંમાં)
તેં છીનવી ચોરી સુગંધ, સુગંધનાં એ
બે ફાડિયાં તરફડે હજી ફેફસાંમાં!
બે આંખ ઝૂરતી પરસ્પરના વિજોગે
તેં વાવટો વિજયનો વચમાં જ રોપ્યો.
તારો હિસાબ ચૂકતે કરું નાક ક્યારે?

## પગ

આ મારા પગ કે પછી ઝઘડતા બે જોડિયા ભાઈ છે?
સાથે ના કદી ચાલતા જનમથી હુંસાતુંસીમાં રહ્યા
બન્ને જાય ઉપાડી વેઠ ગણીને મારી યશઃકાયને
ઝાંપા બ્હાર નનામી જેમ, પટકે, વાળું પલાંઠી જ કે
થાતું દ્વંદ્વ શરૂ, ઘડીક સખણા બેસે ન જંપી જરી
આ પ્હેલો પગ પેર ફાળ ભરતાંમાં નંદવાઈ ગયો
બીજો બિનહરીફ તે દિવસથી સૌંદર્ય-સ્પર્ધા જીતે
આ પ્હેલો ખાણીને કપાસી કળવેથી હાથ આડો ધરે
બીજો ખેતરપાળને અડકવા બીજી પળે સંચરે
બંને એકબીજા ભરે ન પગલાં સાથે કદી, એમના
કારોબાર જુદા, જુદાં પગરખાં, ઠેબાં જુદાં ને જુદા
વ્હેવારો ગલી, કેડી ને સડકના, રાખે જુદાઈ જુદી
અંગૂઠાથી મહાન સાથળ સુધી નોખા ઇજારા, છતાં
તેવામાં જઈ એક છેતરી મને આસ્તેથી ભેળા થતા!

## માત્ર

**વિપિન પરીખ**

તું વારતહેવારે, જન્મદિને, મારે માટે કોઈ ને કોઈ સુંદર વસ્તુ લાવે છે.
લાવે ને મૂકે છે સામે.
મૂકે છે જ માત્ર.
ક્યારેક તું મૂઠીમાં સંતાડી મને પૂછતી હો:
"બોલ જોઉં, તારે માટે હું શું લાવી હોઈશ?"
મને એ રહસ્ય ઉકેલવું ગમ્યું હોત!

હું ઑફિસે જાઉં ત્યારે તું બારણાં બંધ કરે છે.
માત્ર બંધ કરે છે.
હું પાછો ફરું ત્યારે બારણાં ખોલે છે.
માત્ર ખોલે છે.
બારણાંની ઉઘાડ-બંધ વચ્ચે આંખોની અવરજવર પણ હોઈ શકે?
મને તારી આંખોની એ અવર-જવર ગમી હોત!

કોઈ સાંજે હું બસ આમ જ વિચારમાં ખોવાયેલો
–આરામખુરશીમાં બેસું છું.
તું પાછળ ઊભી રહે છે. માત્ર ઊભી રહે છે.
ક્યારેક અચાનક તારી હથેલીનું અંધારું આંખ ઉપર ઢાંકી દઈ
મને મૂંઝવ્યો હોત:
"કહે તો – હું કોણ છું?"
મને એ સાંજે સોળ વરસના થઈ
તારી હથેલીના તોફાનમાં ખેંચાવું ગમ્યું હોત!

## સામી બાજુ

*

રઘુવીર ચૌધરી

હું આવું એ નક્કી ન હતું,
રામ જાણે શું હતું.
પણ કોઈકના આવવાથી કશુંક તો થતું.

વચલા અવકાશે આવી અટકેલા
નક્ષત્રની વાત તમે નહીં સાંભળી હોય,
મને યાદ નથી કે આવા કોઈ દાખલાથી
મેં મારી વાત કરી હોય.

હું તો જે દેખાય એ જોઉં,
ઘણું કરીને નજર સામે હોઉં,
ક્યારેક વીતેલી ક્ષણોમાં વર્તમાન પરોવું
તેથી કંઈ હું અવકાશમાં પ્રકાશતો નથી,
સાચું કહું તો ઉચ્છ્વાસ ખોઉં છું.

આ રસ્તો તો જાણે મારા એકાન્તમાં
જેટનો લિસોટો.
પણ બીજી પળે વળીને જોઉં તો
ખુદને જ લાગું ખોટો.
જનાર જાય, આવનાર આવે.
માણસને સાવ સામે મળવાનું
કોઈને ન ફાવે.
બે ભાગમાં વહેંચાઈ ગયો છે
એ આખો રસ્તો.
આ બાજુ કે તે બાજુ
હું ક્યાં આવું એ નક્કી ન હતું,
પણ આવ્યા પછી આમ જ ચાલવું પડતું
અને સામી બાજુ ઘણુંબધું રહી જતું.

## આંખો હોય તો....

*

આર. એસ. દૂધરેજિયા

આંખો હોય તો રડવું ય પડે
હોઠો હોય તો હસવું ય પડે
તું મને છોડી ચાલી જાય
કે
ચાલી ગયા પછી પાછી આવે
એમાં મને તો કાંઇ ફેર જ નથી લાગતો
બારી હોય તો ખોલવી ય પડે
ફૂલો તો તારી ગેરહાજરીમાં ય ઊગે
એમાં મારી આંખનો
કે
મારા હોઠનો કાંઈ વાંક ખરો?

પથારીમાં ડૂબકી મારી
મોતી શોધવાનું કામ તો સાવ સહેલું છે
પણ તું તો કિનારો છોડતી જ નથી!
પછી મોતીનો અર્થ બદલાઈ જાય છે
ને તારે રડવું પડે છે
હજી યે તારા લાંબા વાળ વડે મારું ગળું ભીંસું છું
ત્યારે અરીસામાં તિરાડ પડે છે
ને એ તિરાડમાંથી ય
અવાજ આવ્યા કરે છે
આંખો હોય તો રડવું ય પડે
હોઠો હોય તો હસવું ય પડે.

# દ્વૈત-અદ્વૈત

દીનાનાથ વ્યાસ

અમે દર્દને દિલ છુપાવી ભારતજનની, આગાખાઁ મહેલ મહીં તુલસી ક્યારા-સી નાની એક સમાધિ,
રાજઘાટ પર તમે સૂતેલા, દ્રઝતા વ્રણુથી વહેતા કરુણા, રાષ્ટ્રપિતા લઇ ઉરમાં રાષ્ટ્ર-ઉપાધિ.
તમે 'તિનક ધા થેઈ થેઈ થા થા' તપોભંગ કરવા નીકળેલાં નર્તન કરતાં ભીલડી.
અમે શિવજી, ચરણે બેઠા મસ્તક પર અંકિત બીજલેખા-શી તવ પાયલની ટીલડી.
અમે ઊભેલા રાજભવન પર 'બુદ્ધ' બનીને 'સંઘ' સહિત હાથે ભિક્ષાનાં પાત્ર
યશોધરા છો તમે ગોપ-રાહુલને ધરતાં તાત ચરણુમાં 'ધર્મ' બની સાક્ષાત.
તમે મીરાંના હાથ મહીં વિષના પ્યાલામાં કૌતુક બની છુપાયાં,
અમે ઉમર ખય્યામ તણા એ જામ મહીં મસ્તીને ભરતી છાયા.
તમે ધધકતા પાવક મધ્યે જૌહરની છો જ્વાળા
અમે સમર્પણ શૌર્ય એકતા વાઘા કેસરીઆળા.
તમે હિમાલય, અમે સરિતા,
તમે ભાવલય, અમે કવિતા.
અમે પ્રલયંકર નર્તન
તમે સહજ પરિવર્તન.
તું છે રાધા
હું ભવ-બાધા.
હું
તું
અમે
આપણે—

## અંધેરી સ્લોમાં જિવાતી ફાસ્ટ જિંદગી વિશે

સૌરભ શાહ

કાલે સાંજે ચર્ચગેટ સ્ટેશને ત્રણ નંબરના પ્લૅટફૉર્મ પર ફિલ્મની નૅગેટિવ જેવા ચહેરા વચ્ચેથી
છ મહિનાથી ન મળેલું એક પાત્ર અનુભવવાનું છે
સ્પીકર્સમાંથી ધસતા અન્નાઉન્સમૅન્ટ્સ અને માણસો માણસો માણસોમાંથી સરકીને
બે પાંચ ઘડી વાતો કરી ફરી છૂટા પડવાનું છે
ભીડમાં ચીરાઈને ત્રણની સીટમાં ચોથી જગ્યા કરતાં બે પાંચ વર્ષોની વાતો યાદ કરીને
પરસેવાની વાસમાં નાક ખુશ થઈ જવાનું છે
અચાનક એક આંચકા સાથે ઊભી રહી જતી ટ્રેનના ડબ્બામાં ઊભા થઈને બારણા પાસે આવી
વરસતા વરસાદમાં વરસી જવાનું મન થવાનું છે.
ખૂણામાં બેઠેલી અજાણી માછીમારણના અંબોડાની વેણીનું મોગરાનું ફૂલ થોડું હસી લઈ
બીજી સવારે રહસ્ય મૂકીને ખોવાવાનું છે
— મણમણનો ભાર ખેંચી જતા મજૂરની કાળી, ચમકતી પીઠ પર વહી જતા પરસેવાના રેલામાં
અથવા
હૉસ્પિટલની કૉરિડોરમાં અટવાતા સૅન્ડલની બે ઇંચની હીલ્સમાં
અથવા
ક્ષણેક ઝબકી જતા સિગ્નલના પીળા રંગમાં
અથવા...

# માણસ ઉર્ફે મણિલાલાખ્યાન

*

મણિલાલ હ. પટેલ

આ મણિલાલ એ કોણ હશે?
મણિલાલમાં વણખેડેલું ખેતર સૂતું સદીઓ ઓઢી,
મણિલાલની માટી ઝૂરે તરસે!
આ મણિલાલને ખેડ્યો હોય તો કેવું લાગે?
આમ જુઓ તો મણિલાલ તો વ્હેળા જેવો
ઝરણા જેવો હરણા જેવો તરણા જેવો તરબતરિયો!
મણિલાલમાં કોયલ બોલે કાળી
મણિલાલમાં ઊભા શ્રીવનમાળી!

આ મણિલાલમાં વસનારો તે મણિલાલ માણસ-ભૂખ્યો છે!
મણિલાલને મળવું છે તો બેસો,
જો કે મણિલાલને મળવું અઘરું
મણિલાલમાં ભળવું અઘરું
અઘરું એને કળવું,
એનામાંથી અઘરું પાછાં વળવું!
મણિલાલ તો અર્થો ચાવે શબ્દો પીએ
આ મણિલાલને મળવા નદીઓ રુવે!
મણિલાલ તો સૂકા ઘાસની ગંજી
મણિલાલ તો ખોબેખોબા આગ
આ મણિલાલને સળગાવો તો કેવું લાગે?

મણિલાલ તો સ્વપ્ન વગરનો પ્રેમ-
કે પ્રેમ વગરનું સપનું છે!
મણિલાલ તો સાગર છે રઘવાયો
એના કાંઠા ઉપર

સ્પર્શ ભરેલાં રોમાંચોનાં વ્હાણુ ઊભાં છે,
મણિલાલમાં જંગલ ફરતું
વાદળ તરતું,
મણિલાલને ચાખો તો એ ખારો ખારો લાગે!

આ મણિલાલમાં વૃક્ષો ઊગે, ખરે પાંદડાં!
પુષ્પો ખીલે, ઝાકળ ઝૂલે....
પણ મણિલાલમાં મોટે ભાગે મૃગજળ ભમતાં લાગે!
આમ જુઓ તો મણિલાલ છે સાવ ઉદાસી
તાજો તાજો લાગે, પાછો વાસી વાસી!
આ મણિલાલને સૂંઘો તો સુંવાળો લાગે
મણિલાલમાં ઊંઘો તો બાવળિયું વાગે!

મણિલાલ તો અજવાઓમાં મળે
સવારસાંજમાં ઢળે,
મણિલાલ તો માણુસપાડી ચીસ
મણિલાલ પર સૌને રીસ!
મણિલાલને આવે ના મંજરીઓ
મણિલાલને માટે તો યે કન્યાઓ વ્રત કરતી!
મણિલાલમાં મોસમ જેવું કશું નથી
પણ મણિલાલમાં થાકીપાકી સદીઓ સૂતી છે!

મણિલાલમાં પરિસ્થિતિના તપે થાંભલા
એ પર કીડીઓની ના હાર,
મણિલાલનો તડાક થાંભલો ક્યાંથી તૂટે?
મણિલાલમાં શલ્યા થૈને અહલ્યા સૂતી હશે?
કે મણિલાલની પદરજ માટે કોક ઝૂરતું હશે?

મણિલાલ તો પડછાયો છે, પડઘા જેવો!
મણિલાલ તો પથ્થર ઉપર પાણી

મણિલાલ તો પયગંબરની વાણી!

મણિલાલ તો આમ જુઓ તો કશે નથી ને કશું નથી!
જોકે મણિલાલને મળવા માટે
ચાંદો સૂરજ ભમી રહ્યા છે,
ઝરણાં થૈને ઝમી રહ્યા છે પહાડો!
મણિલાલને મળવા માટે સુખ બિચારું ઝૂરે...
મણિલાલમાં ઝૂરી રહ્યો છે માણુસભૂખ્યો માણુસ!

મણિલાલમાં મણિલાલ પણ ક્યાં મળે છે?
મણિલાલને મળવા માટે ઊભાં આંસુ લૂછે,
મણિલાલને મળવું હોય તો બેસો
જોકે
મણિલાલને મળવા માટે
મણિલાલ પણ ટોળું થૈને ઊભો છે...

## વીરગતિની તરસ્યું અને રાતું રુદન

*

**અરવિંદ વિસાણી**

પીઠી જેવી પીળી તરસનાં અડૂડ ઉતારા મારા શ્વાસમાં.
આંખ્યમાં દરિયાં જેવા લોઢ.
અજવાળી આઠમની રૂડી અળતાળી પાનીએ સળગે
ખાંડવ વનનું પાપ.
પાપને ભોરિંગ થઈ વીંટળાયા મારા ગિયા જનમના શાપ
આયખું ટીપે ટીપે વરસે.

મીંઢળબંધા અડાબીડ કે રાજવળાંની બેલાડચે બેસીને રોતી
જોણુંની મરજાદ
મારગે ડાબી ભેરવ કકળે
ભોમિયા વૈતરણીમાં રઝળે
મોલાત્યુંમાં દીવડા ભેળાં ચડયાં ઝૂસકે ચંપાવરણાં રૂપ.
પંડયમાં ધરબી દીધો ડુંગરિયો દવ.
માંચલો રાત્ય વરત્યનો ડંખે રે કાંઈ ડંખે...
કાળમીંઢ પાણાની છાતી ધીમું ધીમું ધબકે.
હીંગળોકિયાં લોચન ટપકે રાતું રાતું ઘેન.
સોનાની શરણાયે વીંટયાં તડાક દઈને તૂટે
રાતાંચોળ બલોયાં–રોજ ભાંગતી રાત્યે...
પ્રાગડ વાસ્યે રૈયતનો રઘવાટ
ખોરડે રોજ કળેળે કાગ
દુખણાં લેતી હથેળિયુંમાં ઊગ્યાં વખનાં ઝાડ.
ઓરડે અણોસરી કંકુની લોળ્ય
ઘરચોળાની ભમ્મર ભાત્યે પાડી કાળી ચીસ
સૂરજગોખના ઊગમણા અજવાસ આજ કાં ઝાંખા લાગે ?
ચૂડયના વાંસા જેવું કણસે ઘરના માઢુડાનું મોત.
છાતી ફાડી ચડયાં હીબકે સતી આઇના થાપા.
રોજ રાતરે હિરણ્યની ભેંકાર ભેખડયે
માયાવી મોલાત્ય ઝળેળે...
ઓરડે ચોપાટયું મંડાય
સોગઠે ધીમું ધીમું મરતો રે કાંઈ પદમાનો પ્રીતમ
ગઢ ઘોડાયેં પ્રેત હણેણે
છાતીનું પોલાણ ભરીને વીર માંગડો દર્દ નીતરતા દુહા ગાય.
અંધારાના ઘૂંટ ભરીને વળી વેદના વણસે રે કાંઇ વણસે...
પીઠી જેવી પીળી વાસના સળગે રે કાંઈ સળગે....

# એક કાવ્ય

*

જ્યોતિષ જાની

ભૂમિતિઓ ભણીભણીને
થાકયા પછી જે કાંઈ શીખ્યો
એ આટલું જ શીખ્યો કે
વાત વિચાર અને વાયુનું
કેન્દ્ર કુંવારું રહેવા જ
સર્જાએલું હોય છે.

મને દાડમ જોઈએ છે
એમ કહેવાથી નહિ પણ
દાડમની એક કળી મોંઢામાં
મમળાવવાથી જ રસ ઝરે છે

કુદરતી ઉપચાર માટે શીતળ જળ જોઈએ
એવા જ્ઞાનથી નહિ પણ
કટિસ્નાન કરવા ઊઠવું એવી
ઇચ્છાશક્તિ જ સ્ફૂર્તિનો ઝરો બને

દાડમ અને કુદરતી ઉપચાર
વચ્ચેનું કેન્દ્ર
આ વહેતી હવામાં કયાં તોળાઈ રહ્યું છે,
એની ખબર કોને છે?

અદૃશ્ય મંચ ઉપરથી
ભીષ્મપિતામહ ઉપર થતી બાણવર્ષાની
જેમ કોઈ વક્તાએ, મુઠ્ઠી ઉગામી,
ઉચ્ચારેલી–
'રક્તપિત્તીઆઓ માટે હજી આપણે
ઘણું કરવાનું બાકી છે'ની વાત
ચોમેર, સતત વીંધતી
કયાંથી આવે છે?

'તું બોલે છે ત્યારે બોબડો લાગે છે અને
મૂંગો મરે છે ત્યારે સાવ ગૂંગો લાગે'
જેવું મધુર કટુ સત્ય
મિત્ર સંભળાવતો હોય
અને
'આપણે કેવા છીએ'–નો લેશમાત્ર
અણસાર ના હોય ત્યારે
'જાઓ! તમે તો સાવ એવા છો!' નો
હૃદયસરસો મીઠો છણકો સંભળાવતી

કો' માલવિકા મધુરિકા ટહુકે
કટુ સત્ય અને મધુર પ્રેમ
વચ્ચેનું કેન્દ્ર
કયા રાગની, કઈ મીંડ ઉપર
ઝિલાઈ રહ્યું છે,–ઝાકળની જેમ
એની કોને ખબર છે?
ભૂમિતિના વિસ્તારની બહાર
આવું ય બને કે
ચકચકતી કોરી વિશાળ ટાલને
તબલું માની, કોઈ રંગમાં આવી
ઝપતાલ વગાડે ત્યારે
ટપોટપ ફૂટતા કેશનો આનંદ

મનાવવો કેમ?
અને
'હમિયલ હે! સુખ મેળવવું હોય તો
ધરતીથી દશાંગુલ ઊંચો થા'
જેવાં માટીની ગંધ વિનાનાં
સહજાનંદીય વચનોને
મમળાવવાં કેમ?

મનાવવું અને મમળાવવું
વચ્ચેનું કેન્દ્ર
કયા પંખીના કયા પીંછામાં
ચિતરાઈને ઊડતું રહે છે
એની ખબર કોને છે?

ભૂમિતિના એરણ ઉપર જ્ઞાનની હથોડી નહિ,
મારી આંખ મૂકીને જોઉં તો...?

## પ્રેમની કડી

❁

દક્ષા વ્યાસ

પ્રેમની આ અભિનવ કડી
('જગમાં સર્વથી વડી!')
એની ઘાટીલી ઘરમાળ બને ખરી
પરંતુ એનાથી ખરખર ખરતી રેતને બાંધી ના શકાય.

નેહની આ નાજુક-નમણી કળી
એ ખૂલે અને ખીલેય ખરી
પરંતુ એનાથી આતમનો કાંટો ભાંગી ના શકાય.

પ્યારની આ મનમોહક પીમળ..
એનાથી મનમહોલાત મહેકી ઊઠે ખરી
પરંતુ દુઃસ્વપ્નની દીવાલને ભેદી ના શકાય.

અઢી અક્ષરના એ આખેઆખા શબ્દને
સૂરની મધમીઠી સરગમમાં મઢી શકાય ખરો
પરંતુ એનાથી વ્યાકુળ વીણાના તારને તૂટતા રોકી ના શકાય
સ્વરોની એ સુંવાળી સેજ પર
હું-તું....તું-તું....તું-હુંનો ખેલ ખેલી શકાય ખરો
પણ એનાથી નર-નારીનું દ્વૈત તો ટાળી ન જ શકાય.

# પાંચ કાવ્યો

મફત ઓઝા

(૧)

સૂમસામ
જંગલમાં ટચકા પડધે એમ
ગાડી અંધકારમાં દોડી રહી છે.

અહીં
બે-ચાર ઢેફાં શ્વસે છે ટિકિટ લઈ
સ્ટેશન આવવાની શ્રદ્ધાથી.

એક પછી એક પસાર થતા
થાંભલા પર શ્વાસ જેવા તાર
કબર ખોદી રાખવા
છેલ્લા પ્લૅટફૉર્મને કહી ચૂકયા છે.

મારી છાતી પર
શ્વાસનું કરવત ફરી રહ્યું છે ધી....મે ધી....મે
હું વિખૂટા પડી જતા એન્જિનને
પકડવા હાથ લંબાવી શકું તેમ નથી.

સહેજ ખુલ્લી રહી ગયેલી બારીમાંથી
પતંગિયું
મારા ખોળામાં આવી પડ્યું
હાશ....
પાંખ ઓઢવા મળી તેય ઘણું.

(૨)

એક સ્ટેશનથી
બીજા સ્ટેશને જવા
એક ગાડી ને બે પાટા જોઈશે.
સીટ

એની એ જ છે
બોજ ઊંચકી ચાલવા
એક પીઠ ને બે ફાટક જોઈશે
શ્વાસ મૂકી વેગળા
ચાલવું છે ઘર સુધી –
એક પવન ને બે પાંખ જોઈશે.

(૩)

હું
શ્વાસ અને ઉચ્છ્વાસના પાટા પર
સ્ટેશને પહોંચવા દોડી રહ્યો છું.

ઝગમગ
ઝગારા મારતું
પ્લૅટફૉર્મ આવ્યું ત્યારે
હું ટિકિટ ખોઈ બેઠો છું

હવે
સ્ટેશન શોધવા
દોડવું પડશે સતત........

(૪)

આપણે
આપણા જડેલા પાટા પર દોડીએ છીએ.

ને ફ્લૅગ સ્ટેશનના
પાટાઓમાંથી મારગ કાઢીએ છીએ.

લીલી ઝંડી નથી ક્યાંય
પગલે પવન વંટોળાયો છે,
કેબીનોની કેબીનો વટાવીએ છીએ.
આપણા
ફાટક કદી બંધ થતા નથી
સિગ્નલ પડતા નથી
પ્લૅટફૉર્મ આવતાં પહેલાં
એક મુસાફર ચડે છે
બીજાને સરસામાન સાથે ઉતારવા.

પછી તો—
ઘેરો જાંબુડી રંગ
ધકેલી જાય છે યાર્ડમાં
જ્યાં લીલું લીલું ઘાસ ઊગી ગયું છે.

(૫)

છેલ્લું
સ્ટેશન આવવાની પ્રતીક્ષામાં
બારીનો કાચ ઊંચો કરી
થાંભલા ગણ્યા કરું છું.

એક પછી એક
પ્લૅટફૉર્મ આવતું જાય છે
પણ એમાંનું એકે ય પરિચિત નથી.

મને ખબર છે—
છેલ્લું સ્ટેશન આવતાં પહેલાં
નદી આવે છે
લાલલીલી ઝંડીઓ ફરકે છે
પણ
રંગ ઓળખવાનું હું ભૂલી ગયો છું
ને
ભૂલી ગયો છું છેલ્લા સ્ટેશનનું નામ.

## બે હાઇકુ

**ધીરેન્દ્ર મહેતા**

વંટોળ ગયો :
આવી ચઢ્યું આંગણે
આ કોનું પીછું !

વંટોળે ઝૂઝ્યો;
નમી પડ્યો આ છોડ
કૂંપળ-ભારે !

## છપ્પા

## કીર્તિ અંગ

*

**ધીરુ પરીખ**

નામ તણા નિજ અક્ષર ભણે, કીર્તિ કીર્તિ મણકો ગણે,
ગણતો ગણતો સૂત્ર જ ભૂલે, મણકાના ઢગલામાં ઝૂલે,
ઝૂલતો જીવ તે રંગે ચઢે, પછી કીર્તિ–કલમાઓ પઢે.

પઢતાં પઢતાં જામે ધૂન, ધૂન મહીંથી પ્રકટે ઝનૂન,
આમ તેમ મણકા સૌ વીંઝે, નામ-સ્મરણથી રૂંવાં રીઝે,
રીઝતાં રૂંવે તન ચકડોળ, તેલ મૂકીને ખાયે ખોળ.

ખોળ ખાય ને દાબે જોમ, મણકારૂઢ થઇ ઊડે વ્યોમ,
વ્યોમ પ્હોંચતાં ધરણી ડૂલ, 'હતો ત્યહીં એ મારી ભૂલ'
એમ શોચી ફૂલે આંકાશ, ટાળ્યો જયસ ભવનો કંકાસ.

મણકે મણકે એવું સ્વર્ગ, મળે તમસ ને ભાગે ભર્ગ,
ભર્ગ ખૂવે પણ મન ચહચહે; 'તિમિરે તો કાયા લહલહે,'
કાયાનો લહતો દરબાર, સૂધબૂધનો પગ છે ઘરબાર.

કીર્તિ-મણકે મ્હાલે ઘણો, અણુધ્યનો વેપાર બમણો,
બમણો તમણો વાધે જાય, મણકે મણકે નામ કપાય,
નામ–કપાયો કીર્તિ ઢગ, એ ઢગ પર તરતો રૂહે બગ.

## ધૂળ, ચકલી અને ચહેરા

*

રાજેશ શાહ

ગણ્યાગાંઠ્યા
થોડાક ચહેરાઓ પણ હવે
સરી જતા હોય એમ લાગે છે,
ગજવામાંથી.
ધૂળની ઢગલી કરી ચકલી ન્હાય
એટલે
વરસાદ આવે એમ કહેવાય છે.
મનનેય ધૂળમાં ન્હાવાનું મન થાય છે.
કોઈ ન જુએ એમ
ઘણી વાર નાહી પણ લે છે, ધૂળમાં.
પણ
ગરમ ધૂળથી જરીક પગ દાઝે
એટલે દોડતુંકને આવી
બીજા માળની બાલ્કનીમાં
બેસી જાય છે,
જોયા કરે છે દૂ...ર રસ્તા પર.
રસ્તો ભરીને ચાલતું ચહેરાટોળું
અજાણ્યું લાગે છે,
સાવ અજાણ્યું.
વરસાદ આવતો નથી.
મનને ધૂળની ઢગલી કરી
ન્હાવું છે, ચકલીની જેમ,
પણ પગ દાઝે છે... ...
ગજવામાંથી સરી જતા હોય
એમ લાગતા ચહેરાઓ
ખરેખર સરી જ જાય છે...

## કાવ્ય

*

જયદેવ શુક્લ

પ્રત્યેક વળાંકે
ચગદાતી
ભીંસાતી વળ ખાતી
ક્ષણ
મુઠ્ઠી વાળીને દોડે
અફળાતી
કુટાતી
પડે
દોડે...
ખુગદાની સામી બાજુ
દેખાતા
હાથીદાંતના ખડકો પર...
હાથીદાંતના ખડકો પર
મત્ત ધૈવત
મઘમઘે...
હવા
બાવરી, ભયત્રસ્ત બની
હોલવાય...
આંખોમાં ખૂંચે
બળતા
ભીના લાકડાનો
કડવો ધુમાડો...
ખુગદામાં કોઈ પાડે રાડો :
**'બચાવો**
**બચાવો'**
પૃથ્વીના ખોળામાં રહેલું
તળાવ છલકે...
છલકે...
ને થાય સાતમા પાતાળમાં છમકારો!

# અનુવાદ

## હું મારું શરીર છું/સુરેશ દલાલ

હું મારું શરીર છું. અને મારું શરીર દુઃખી છે અને કંટાળેલું. હું અઠવાડિયા સુધી, મહિના સુધી સૂઈ રહેવા તૈયાર છું; મારી સાથે વાત ન કરશો.

મારી આંખો ખૂલે ત્યારે બાળકો મોટાં થઈ ગયાં હોય. અને કદાચ બધી વસ્તુઓએ સ્મિત સજાવ્યું હોય.

ઉઘાડા પગે ઠંડીમાં પગલાં પાડવાનું મારે માંડી વાળવું છે. મારી ઉપર બધું યે ફેંકો જેમાં ઉષ્મા હોય, ચાદરો, ધાબળાઓ, થોડાક કાગળો અને સ્મૃતિઓ અને બધા જ દરવાજા બંધ કરો જેથી મારું એકાંત નાસી ન છૂટે.

મારે મહિના સુધી, વરસ સુધી સૂવું છે. સૂવું છે. અને જો હું ઊંઘમાં વાત કરું તો મારા તરફ ધ્યાન ન આપશો, જો હું કોઈક નામ દઉં કે રાવફરિયાદ કરું. મારે તમને પ્રતીતિ કરાવવી છે કે હું દટાયેલો છું, અને મારા કયામતના દિવસ સુધી તમે કાંઈ નહીં કરી શકો.

હવે મારે વરસભર સૂવું છે, કશું જ નહીં, કેવળ ઊંઘ.

(જેઈમ સેબિન્સના મેક્સિકન કાવ્યનો અનુવાદ)

## બારી પાસે/મુકુન્દ રા. દવે

હું પ્રવેશ્યો,
તમે રુઆબથી બોલી ઊઠ્યા,
'એ બારી પાસેની બેઠક
રિઝર્વ થયેલી છે.'
ટ્રેન જેમ જેમ આગળ ધસી,
જોયાં મેં
ભૂમિદશ્યો, પુલો ને સ્ટેશનો
—તમારી જ આંખે.

આરક્ષિત થયેલી એ બેઠક હજુ ખાલી હતી,
પણ કેમેય મારી હિંમત ન ચાલી
ત્યાં જઈ બેસવાની.

તમારા ચહેરા પર પલ-પલ બદલાતા ભાવોમાં
મેં જોઈ
રુક્ષતા સમતલ મેદાનોની—
ઊષર ભૂમિની નીરવતા—
ભયાનકતા કોતરો ને કરાડોની—
સુરક્ષિતતા પડછંદ પુલોની—
કેટકેટલાં પ્રવાસીઓની અપેક્ષાઓ, વ્યથાઓ—
ઉત્તેજના પ્રત્યેક સ્ટેશનની...
આપણી યાત્રા ઘડીભરમાં વિરમશે;
મને સંતોષ છે
દુસ્સાહસ મેં ના કર્યું
એ બારી કને બેસવાનું..
ભાગ્યે જ હું કાંઈ જોઈ શક્યો હોત ત્યાંથી.

(વેરિસલિસ વિટ્સેક્ષીસના મૂળ ગ્રીક કાવ્ય પરથી
કર્તાએ પોતે કરેલા અંગ્રેજી અનુવાદ પર આધારિત.)

## ખૂબ ચાહી'તી મેં તુજને/પ્રસાદ બ્રહ્મભટ્ટ

શિશિર શુદ્ધ—કાચ સદશ શુદ્ધ.
સાવ સમીપ આકાશ! પ્રખર તેજસ્વી,
અને કોમળ સાંધ્યપ્રકાશ રેડે છે
એનું એકાંત નીરવતામાં.
તથા નાજુક, રહસ્યમય, ધૂંધળા હાસ્યનું ગાંડપણ
વર્ષોની ઘેલછાને કરી દે છે નિદ્રાધીન.
બહારની બાજુએ ભયંકર આંધળુકિયો પ્રયાસ.
ધ્રૂજી ઊઠ્યા ગુલાબના છોડ સરોષ
ને વારિ પર થઈને વેગથી ફૂંકાયો
મરુત મકાન પર,
જ્યાં ઊભી હતી એક કન્યા વાતાયન પાસે.
ક્ષુધિત વાયુએ પંપાળ્યા તેના ઊડતા કેશ.
દમામદાર સ્મિતયુક્ત નાજુકતર ચહેરો.
તે હતી તું!
મારી સ્મૃતિઓમાંથી સરી આવે છે નિઃશ્વાસ
ને હજી પડું છું હું ખડખડાટ,
કેમ કે
ખૂબ ચાહી'તી મેં તુજને.

(હંગેરિયન કવિ યેનર્ પ્લેથીના કાવ્ય
'Veronese'નો અનુવાદ)

# કવિતાવૃત્ત

- લોકમિલાપ ટ્રસ્ટ તરફથી 'કાવ્યકોડિયાં' નામનો પુસ્તિકા–સંપુટ ૧લી જુલાઈ ૧૯૮૦ના દિવસે પ્રકટ થશે. ૧૦ પુસ્તિકાના આ સંપુટની પ્રત્યેક પુસ્તિકામાં ૬૪ પૃષ્ઠો હશે અને પ્રત્યેક કવિનાં ૫૦ કાવ્યો હશે. સર્વશ્રી જયન્ત પાઠક, ઉશનસ્, પ્રજારામ રાવળ, પ્રિયકાન્ત મણિયાર, બાલમુકુન્દ દવે, મકરન્દ દવે, વેણીભાઈ પુરોહિત, સુરેશ દલાલ, હરીન્દ્ર દવે અને હસમુખ પાઠક એમ દસ કવિઓનાં કુલ ૫૦૦ કાવ્યો આ સંપુટમાં આસ્વાદવા મળશે. આ સંપુટનું સંપાદન શ્રી નિરંજન ભગત કરશે. સંપુટની કિંમત રૂ. ૧૨ (રજિસ્ટર ટપાલ–રવાનગીના રૂ. ૩) રહેશે.
- ગુજરાતી સાહિત્ય પરિષદના અમૃત મહોત્સવના એક ભાગ રૂપે ૧૨મી એપ્રિલ ૧૯૮૦ના રોજ વડોદરામાં કવિશ્રી પિનાકિન્ ઠાકોર અને ઉશનસ્‌નાં કાવ્યપઠન–ગાનનો કાર્યક્રમ યોજાઈ ગયો. સમારંભના પ્રમુખ હતા ડૉ. ધીરુભાઈ ઠાકર અને શ્રી પિનાકિન્ ઠાકોરનો તથા શ્રી ઉશનસ્‌નો પરિચય અનુક્રમે શ્રી નલિન રાવળ અને શ્રી પ્રાસન્નેયે આપ્યો હતો.
- ૧૯૭૮માં પ્રકટ થએલા કાવ્યસંગ્રહો પૈકી સ્વ. શિવ પંડયાના કાવ્યસંગ્રહ 'કાવ્યો'ને ન્હાનાલાલ સ્મારક ટ્રસ્ટનું 'ન્હાનાલાલ પારિતોષિક' અપાયું છે.
- રાજકોટમાં 'કૂંક' સાહિત્ય વર્તુળના યુવાન નવોદિત કવિ આનંદ મહેતાનું અવસાન થયું છે.

## સાભાર સ્વીકાર

- **સાયકોવસ્કીનાં કાવ્યો** • રશિયન કવિનાં પાંચ કાવ્યોનો આ અનુવાદ કવિશ્રી સુધીર દેસાઈએ કર્યો છે. પ્રાપ્તિસ્થાન • નિની પૅકેજિંગ ઈન્ડસ્ટ્રિઝ. ૧૮, એવરગ્રીન ઈન્ડસ્ટ્રિયલ ઍસ્ટેટ, મહાલક્ષ્મી, મુંબઈ–૪૦૦૦૧૧, કાચું પૂઠું, પૃ. ૧૨૨, રૂ. ૨૫
- **પ્રાણ પપૈયાનો** • (પદ-ભજન સંગ્રહ) મુકુન્દરાય પારાશર્ય, પ્ર. લેખક પોતે ૪, ૧૧૯૪, ભરતકુંજ, કૃષ્ણનગર, ભાવનગર, ૩૬૪૦૦૧, કાચું પૂઠું, પૃ. ૫૧, રૂ. ૫
- **સૂરજમુખી** • રક્ષા દવે, સુમન પ્રકાશન, ૮૬, ડામર ગલી, મુંબઈ–૪૦૦૦૦૯, પાકું પૂઠું, પૃ. ૧૯૪, રૂ. ૧૨
- **પૃથ્વીને પશ્ચિમ ચહેરે** • ઉશનસ્, આર. આર. શેઠની કંપની, ફુવારા, ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦૦૦૧, કાચું પૂઠું, પૃ. ૪૬, રૂ. ૮
- **ભીનાં અજવાળાં** • મનહર તળપદા • રૂપાલી પબ્લિકેશન, પીર મહમદશાહ મેન્શન, ઘીકાંટા ક્રૉસિંગ, રિલીફ રોડ, અમદાવાદ–૩૮૦૦૦૧, કાચું પૂઠું, પૃ. ૮૦, રૂ. ૭–૫૦
- **આતશબાજી** • નલિનકાન્ત બક્ષી • છુટાલા ઍન્ડ કું., વડોદરા, કાચું પૂઠું, પૃ. ૫૨, રૂ. ૧૩

# પેટ્રોકેમ ઇન્ડસ્ટ્રિઝ

ઊંચી જાતના લુબ્રિકેટિંગ ગ્રીઝના ઉત્પાદકો

૧૦ ખેતવાડી ચોથી ગલી

મુંબઇ ૪૦૦ ૦૦૪

ટે. નં. ૩૬૦૩૩૨



# યુવાશક્તિના વિકાસ માટે રમત ગમત પ્રવૃત્તિને પ્રોત્સાહન

યુવાનો પર રાષ્ટ્રની આત્મનિર્ભરતાનો આધાર રહેલો છે. યુવાનપેઢીમાં રહેલાં શક્તિ અને કૌશલ્યને યોગ્ય અભિનય આપવા ગુજરાતમાં રમતગમત તેમજ યુવા-કલ્યાણના વિવિધ કાર્યક્રમો પરંપરાગત શિક્ષણ ઉપરાંત અમલમાં છે.



● ગ્રામ તથા રાજ્યકક્ષાના વિવિધ રમતગમત મંડળોની પ્રવૃત્તિને વેગ આપવા અનુદાન આપવામાં આવે છે. નગર અને શહેરોમાં મેદાનો તૈયાર કરવાની મહત્વાકાંક્ષી યોજના અમલમાં છે. રાષ્ટ્ર અને રાજ્યકક્ષાની સ્પર્ધાઓમાં મહત્વનાં સ્થાન પ્રાપ્ત કરતા ખેલાડીઓને શિષ્યવૃત્તિઓ આપવા ઉપરાંત શ્રેષ્ઠ ખેલાડીઓને 'સરદાર પટેલ એવોર્ડ' આપવામાં આવે છે.

● આશાસ્પદ ખેલાડીઓને તાલીમ આપવા માટે શિબિરો યોજવામાં આવે છે અને વિશેષ અભ્યાસાર્થે શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે. ગાંધીનગરમાં પ્રાદેશિક તાલીમ કેન્દ્ર, દેવગઢબારીયા અને વડોદરામાં પેટા કેન્દ્રો અને પોરબંદરમાં દિલીપ ક્રિકેટ સ્કૂલની સ્થાપના કરવામાં આવી છે.

● પર્વતારોહણ ક્ષેત્રે ગુજરાતની વિવિધ વ્યક્તિઓની આંતરરાષ્ટ્રીય ખ્યાતિ છે. માઉન્ટ આબુ ખાતેની પર્વતારોહણ સંસ્થા દ્વારા ગુજરાતનાં યુવક-યુવતીઓને તાલીમ આપવામાં આવે છે.

● સમુદ્ર અને નદીઓમાં રાષ્ટ્રીય તેમજ રાજ્યકક્ષાની તરણ તથા હોડી સ્પર્ધાઓ યોજવામાં આવે છે. આખાત તથા ઊંડ સ્પર્ધાનું પણ આયોજન કરવામાં આવે છે. પ્રતિવર્ષ શાળા મહાશાળાઓના વિદ્યાર્થીઓ સહિતના ખેલાડીઓ માટે રમતોત્સવ યોજવામાં આવે છે.

માહિતી નિયામક, ગુજરાત સરકાર દ્વારા પ્રકાશિત ●

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · ગ્રીષ્મ · ૨૦૩૬ · સળંગ અંક ૧૩૫ · દ્વિજ અંક ૬૩

મે-જૂન ૧૯૮૦

તંત્રી · ધીરુ પરીખ
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ-૩૮૦ ૦૦૯

અ[illegible]



લેખો



વાર્ષિક રૂ. ૧૫ ૦ છૂટક નકલ રૂ. ૨-૫૦

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ-૧

ગ્રીષ્મ · વિ. સં. ૨૦૩૬ કવિલોક મે-જૂન ૧૯૮૦

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ।

# ગઝલ

ગઝલ એ ભાવની અભિવ્યક્તિનું સરળ અને સચોટ સાધન છે પરંતુ એની સરળતા જેમ પોષક તત્ત્વ છે તેમ મારક તત્ત્વ પણ છે. કેટલીયે વાર સરળતાની ઓથ લઈને કવિતા હાથતાળી દઈને છટકી જતી હોય છે અને રહી જતો હોય છે કેવળ અર્થહીન શબ્દઘોંઘાટ.

ગઝલ કોઈ પણ રચી શકે છે એવી એક ભ્રામક માન્યતાને આ સરળતા ઉત્તેજન આપતી હોય છે; પરિણામે બીજા કવિતા-સ્વરૂપોમાં પ્રાથમિક સ્વરૂપ સિદ્ધ કરવા માટે પણ જે ઉપાસના કે તપસ્યા અનિવાર્ય હોય છે, એનો અહીં છેદ ઊડી જાય છે. કેટલાયે મુગ્ધ મહત્ત્વાકાંક્ષીઓ ગઝલ જોડતા થઈ જાય છે. એક અક્ષર પણ ન પાડી શકે એવા નિરક્ષર અને સંસ્કાર જગતથી દૂર રહેલા માનવીને પણ ગઝલનો 'ચસકો' લગાડી શકાય છે – અને તેનામાં આ છંદોની હથોટી આશ્ચર્ય પમાડે એવી ઝડપથી વિકસાવી શકાય છે.

આ વાત ગુણપક્ષે કહી શકાતી હશે, પણ એથી યે વધુ એ દોષપક્ષે રહે છે; આથી કવિતા નામનું એક આભાસી વળગણ મેળવી લેનારાઓનો એક વર્ગ ઊભો થાય છે. આવો વર્ગ મોટો હોઈને તેમાંથી સાચી સાધનામાંથી ઘૂંટાઈને આવતી ચિંતનની ઝલક કે અનુભૂતિની અનાયાસ અભિવ્યક્તિને અલગ તારવવાનું કામ વિકટ બને છે.

હરીન્દ્ર દવે

('મધુવન'માંથી)

# ગઝલ મોકલતાં મોકલતાં

પ્રિય ધીરુભાઈ,

'કવિલોક'ના ગઝલ વિશેષાંક માટે એકાદ ગઝલ મોકલવાનું તમારું આમંત્રણ મળ્યું.

અને એક ગઝલ મોકલતાં મોકલતાં ગઝલ વિશે થોડાક વિચાર આવ્યા. કદાચ 'કવિલોક'ના કવિઓને અને થોડાક અધિકારી ભાવકોને ખપ લાગશે, એમ માની વધારાનો પરિશ્રમ નિજાનંદે સ્વીકાર્યો. ('કવિલોક'ના કેટલાક કવિઓમાં મારો સમાવેશ ખરો જ.)

તો, હા, ધીરુભાઈ, 'કવિલોક' જેવું શિષ્ટ સામયિક ગઝલનો વિશેષાંક પ્રગટ કરે એમાંથી એક અર્થ અચૂક ચોક્કસ બહાર આવે કે છેલ્લાં કેટલાંક વરસોમાં ગુજરાતી કાવ્યસ્વરૂપોમાં ગઝલે ગજું બતાવ્યું છે.

'કુમાર' જેવા એકાદ સામયિકને બાદ કરતાં શિષ્ટ સામયિકોમાં ગઝલ છપાતી જ નહીં, એવો તબક્કો છેક ૧૯૫૫ સુધીનો હતો. ગુજરાતી કવિતાનો સમાવેશ કરનાર પાઠ્યપુસ્તકોનો આ સંદર્ભમાં અભ્યાસ કરવા જેવો ખરો. પણ, છેલ્લાં કેટલાંક વરસોથી બદલાયેલી ગુજરાતી ગઝલે શિષ્ટ સામયિકોમાં જ નહીં, પાઠ્ય-પુસ્તકોમાં જ નહીં, યુનિવર્સિટી કક્ષાએ વિદ્યાભ્યાસમાં પણ પ્રવેશ કર્યો છે. આવતા વરસથી કોઈક યુનિવર્સિ-ટીએ 'ગઝલ'ના સ્વરૂપનું અધ્યયન કરાવવાનું મુકરર કર્યું છે. આ બધાનો અર્થ એ જ થયો કે છેલ્લાં કેટલાંક વરસોમાં ગુજરાતી ગઝલ શિષ્ટ સમાજ દ્વારા સ્વીકૃત થઈ છે. આ પાછળનાં ઘણાં કારણોમાંનું એક અને મહત્ત્વનું કારણ તો એ જ કે છાંદસ-અછાંદસના કાવ્ય પ્રવાહથી પૂરા પરિચિત, વિશિષ્ટ કામ કરનારા સર્જકોએ ગુજરાતી ગઝલ સાથે પ્રત્યક્ષ સંબંધ બાંધ્યો. મનહર મોદી, આદિલ, ચિનુ, રાજેન્દ્ર શુક્લ, મનોજ ખંડેરિયા, રમેશ પારેખ આદિ સંસ્કૃત વૃત્તો અને અ-છાંદસ કા[illegible] પ્રવાહના સારા કવિઓ હોવા ઉપરાંત ગઝલકારો મરીઝ, ઘાયલ, સૈફ, શૂન્ય, બેફામ સુધીના આપ[illegible] ગઝલકારોની રચનાઓને એમના સમયની ગુજરા[illegible] કવિતાના આંતરચેતનાના પ્રવાહો સાથે કોઈ જ સં[illegible] નહોતો. એ સહુ ઉર્દૂ સાહિત્ય પ્રવાહ સાથે જ સંક[illegible] રહેલા અને એથી ઉર્દૂની ઝહીદ શાયરી (જેમાં ફૈ[illegible] મહંમદ ફૈજ, સાહિર, અલ્વી આદિ પ્રમુખ કવિએ[illegible] સુધીના પ્રવાહો આ સહુ કોઈએ ગઝલો અને નઝમો ઝીલ્યા છે. પરંતુ, એ જ સમયની સુંદરમ્-ઉમાશં[illegible] શ્રીધરાણી-પ્રહલાદ, રાજેન્દ્ર-નિરંજનની કવિતા એમ આંતરવિશ્વને હલબલાવતી નથી. ગુજરાતી કવિ[illegible] સૉનેટ, ગીત અને અગેય વૃત્તમાં જે એક પછી [illegible] શિખર સિદ્ધ કરતી હતી, એની સાથે આ ગઝલકાર[illegible] સંબંધ વિચ્છેદ જ હતો. એકાદ પતીલ કે મકરંદ-ગાફિ[illegible] બાદ કરતાં, ગુજરાતી ગઝલ અને ગુજરાતી કવિ[illegible] વચ્ચેનો વિચ્છેદકાળ લાંબો સમય સુધી ચાલ્યો.[1]

પણ, મનહર, આદિલ, ચિનુ, રાજેન્દ્ર તો સંસ્કૃત વૃ[illegible] માં પણ કામ કરતા. રમેશ-મનોજ ગીત સાથે સંબંધિ[illegible] અ-છાંદસની ભોંય ભાંગવામાં ગુલામ, લાભશંકર, સિત[illegible] સાથે આ કવિઓ પણ ખપ લાગેલા. અને બીજી [illegible]

---

૧. જેમ ગઝલકારોએ પોતાના સમયની કવિ[illegible] પરત્વે સૂગ રાખી એવી જ સૂગ આપણા છાંદસ કવિઓ[illegible] ગઝલ પરત્વે કેળવેલી. આજે ય લાભશંકર-સિતાંશુ[illegible] ગુલામ જેવા કવિઓએ ગઝલ સ્વરૂપ સાથે સર્જના[illegible] સંબંધ સ્થાપ્યો નથી જ નથી.

ાત, મકરંદ–આદિલે ગઝલ સાથેના સંબંધમાં ઈતર ચનાઓની કુશળતાને અને અનુભૂતિને અકબંધ અલગ ાખી, એવું આ કવિઓએ કર્યું નહીં. અને આથી, ાજ ગુજરાતી કવિતા સાથે ગઝલનો પહેલીવાર મનમેળ યો. છાંદસ–અછાંદસ કવિતામાં જે સામગ્રી, ઉપકરણો, ઓજારો ખપ લાગતાં, એ ગઝલમાં ખપે લગાડતાં ુજરાતી ગઝલનું સાકી-સુરા આદિ દ્વારા ઉપસ્થિત થયેલું ેક હવડબદ્ધ વાતાવરણ દૂર થયું અને તાજાં કલ્પનો, નુભૂતિઓ દ્વારા ગુજરાતી ગઝલ સાંપ્રત ગુજરાતી વિતા સાથે, ખભેખભો મેળવીને ચાલવા માંડી. એમાં ારેક ચંદ્રકાન્ત, રઘુવીર પણ જોડાય. ઉશનસ્ અને ્યંત પાઠક પણ ગઝલ લખે. હેમંતનું તો વ્યક્તિત્વ જ ઝલ સ્વરૂપને સાનુકૂળ હતું. આમ, જોતજોતામાં ુજરાતી ગઝલ કાવ્યત્વના તથા સાંપ્રતપણાના પ્રદેશમાં વેશવા લાગી, સ્થિર થવા લાગી.

૧૯૬૫ સુધીના ગાળામાં તો આ સ્થિરતા હાથવગી ઈ ગઈ. છેલ્લા દોઢેક દાયકામાં સૌથી વિશેષ પ્રમાણમાં ાચ ગીત–ગઝલ ખેડાયાં. ગીતને રાજેન્દ્ર–નિરંજને ાપેલા વળાંકથી રમેશ પારેખ અને અનિલ જોશીએ ું. એ બેઉની સહાયમાં જૂના કવિઓમાં પ્રિયકાંત–રીન્દ્ર રહ્યા. અને અસંખ્ય નવા ગીત કવિઓનો ાદુર્ભાવ થયો. ગીત આજે એક પ્રકારની સ્થિર દશા ાગવતું થઈ ગયું છે. આવું જ ગઝલમાં થયું છે. ઝલ સાથે સંબંધ બાંધી નવી દિશા આપનારા ઉપર ાવેલા પાંચેક કવિઓ પછી આટલાં વરસોમાં કૈંક ાશે ભગવતીકુમાર તથા અદમ ટંકારવીને બાદ કરતાં, ામના નિકટતમ પૂર્વજોની કક્ષાએ પણ ગઝલો ખનાર આપણી પાસે છે ખરા? આદિલ–મનહરે ાગભગ પાંચેક વર્ષ ગઝલ સાથે સંબંધ જ તોડી નાખ્યો. ામનું હમણાં થયેલું પુનરાગમન અને એનાથી પ્રાપ્ત ઝલો વિવેચન ખમવા જેટલુંય ગજું બતાવી શકી છે ખરી? રાજેન્દ્ર–મનોજ–રમેશ આ લખનારની જેમ સતત પ્રવૃત્ત રહ્યા છે, એ એક જ આશ્વાસન છે. કોઈ નવી દિશા તરફ જવાને બદલે, પસંદ કરેલી દિશામાં વધારે સજ્જતા સાથે આ ચારેય કવિઓ ગઝલો લખે છે. પણ, એ સહુ તો હવે દોઢ-બે દાયકા ખાધેલા કવિઓ છે. ગઝલનું પાછું એક પરિચિત વાતાવરણ સ્થપાઈ ગયું છે, આ વાતાવરણને દૂર કરી શકે અને નવી આબોહવા ઉત્પન્ન કરે, એવા ગઝલકારોની ખરેખર હવે ખોટ સાલે છે.

સાવ એવું પણ નથી કે પ્રયોગ કરવાની નવા ગઝલકાર મિત્રોની ઈચ્છા નથી. અથવા એવું પણ નથી કે એમણે એ દિશામાં પગલું જ નથી માંડ્યું. પણ, આ ક્ષણ સુધીના એમના, મને પરિચિત પ્રયોગો, અ-સફળ લાગ્યા છે; કારણ કે એ, ગઝલ સ્વરૂપની સાચી સૂઝબૂઝ વગરના છે. રદીફ જ કેવળ હોય અને કાફિયા ન હોય, તો એ ગઝલ ન બને, નઝમ બને એટલી શાસ્ત્રસૂઝનો પણ ક્યારેક અભાવ જોવા મળે છે. કાફિયા–મુક્તિ એ ગઝલના અ-નિવાર્ય અંગના શિરચ્છેદ બરાબર છે. કાફિયાને કારણે દરેક શેરનું (મતલઅ અને મક્તઅમાં પણ) ભાવજગત બદલાતું હોય છે. રદીફનું સુરતપણું અને કાફિયાનું ગતિશીલપણું, ગઝલના ભાવ-વિશ્વને, બે સમાંતરે ચાલતા વિરોધીતત્ત્વના આત્યંતિક છેડાઓ દ્વારા થયેલા જોડાણનો લાભ આપે છે. સ્થિર અને ગતિશીલના આવા અદ્ભુત મિલનના કારણે જ ગઝલના દરેક શેરનું અલગ, સ્વન્તંત્રિત વિશ્વ ઊભું થતું હોય છે. ભીંતમાં જડી દેવામાં આવેલી બારી જેવી રદીફ છે અને બારી બહારનાં અલટાતાં પલટાતાં દશ્યો જેવા કાફિયા છે. ગઝલકારની બે આંખો બારી દ્વારા આ પલટાતાં દશ્યોને જુએ છે અને એ રીતે સ્થિર અને ગતિશીલને એક રાગે રાખે છે. આથી, કાફિયા વગરની ગઝલનું હોવું એ દશ્ય વગરની બારી જોતી આંખો જેવું બની જાય. આથી, કાફિયા-મુક્તિ જ

ઈપ્સિત હોય તો આઝાદ નઝમ કહેવી સારી. સાત અક્ષર મેળવીને જ શિખરિણીની મઝા લેવાના શું કામ અભરખા રાખવા જોઈએ? તો કોઈ સાત અક્ષરનો જ છંદ શોધવો શું ખોટો?

એ જ રીતે ગઝલની એક પંક્તિ અને એક ગીતની પંક્તિનો મેળ કરવાનો પણ પ્રયાસ થયેલો છે. ગીત ગઝલના આવા કોકટેઈલથી ભાવકનો નશો બેવડાવો જોઈએ, એ જરૂરી છે. પણ, દારૂના નિષ્ણાતો કોઈ પણ એક દારૂની જાતને, બીજા દારૂ સાથે મેળવી કોકટેઈલ કરતા નથી. એનું એક અલગ શાસ્ત્ર છે. એ જ પ્રમાણે બે સ્વરૂપ એક રચનામાં સિદ્ધ કરવાની ઇચ્છા રાખનારે ગીત અને ગઝલના આંતરબાહ્ય સામ્ય-વૈષમ્યનો વિચાર કરવો રહ્યો. ગીત અને ગઝલમા ગેય તત્ત્વનું સામ્ય છે. પણ, આ ગેય તત્ત્વ, ગીત કે ગઝલનો અ-નિવાર્ય અંશ નથી જ. ગીતનો લહેકો કૈંક અંશે ફેમીનાઈન નજાકત સાથેનો હોય છે. એ કટુ સત્યનો સ્વીકાર કરવો જ રહ્યો. ગઝલના મિજાજ સાથે ગીતના આ કોમળ સ્વભાવનો મેળ લહેકાગત રીતે પણ નથી મળતો. અક્ષરમેળ છંદો સૉનેટ સ્વરૂપ સાથે એકાકાર બની ગયા છે. ગઝલમાં અક્ષરમેળ છંદનો ઉપયોગ વરવો અને લૂખો લાગતો હોય છે. શિહોરી તલવાર ધારદાર હોય પણ એથી એનાથી દાઢી કરવા ન બેસાય.

આવું કશુંક, આવું કશુંક, ગઝલ સંદર્ભે સૂઝયું છે. અવાંતરે મારી આ વિભાવનાઓએ એક ગઝલ લખવા પ્રેર્યો, એને જ 'ગઝલ' અંક માટે મોકલું છું—

'ગઝલ' જ રદીફ રાખીને રચાયેલી આ કૃતિ અને આ પત્ર પસંદ પડે તો જ પ્રગટ કરશો.

લિ. ચિનુ મોદીનાં સ્મરણ

---

## ભૂલ-સુધાર

- સળંગ અંક ૧૩૩મા પૃષ્ઠ ૧૦ પર શ્રી રાજેન્દ્ર શાહના ગીતમાં પાંચમી પંક્તિ આ પ્રમાણે વાંચવી:

'થાકી હું રેણુની ગુહા ગોતી ગોતી.'

- સળંગ અંક ૧૩૪માં પૃષ્ઠ ૪૮ પર શ્રી વિનોદ જોશીના 'હાથ' સૉનેટની ૧૩મી પંક્તિ આ પ્રમાણે વાંચવી:

'ખલાસ! પ્રિય દોસ્ત, હાથ! ન તને સલામી કરું.'

- સળગ અંક ૧૩૪માં પૃષ્ઠ ૫૯ પર શ્રી દક્ષા વ્યાસના 'પ્રેમની કડી' કાવ્યમાં ત્રીજી અને સાતમી પંક્તિઓ અનુક્રમે આમ વાંચવી:

'એની ધાટીલી વરમાળ બને ખરી.'

× × ×

'પરંતુ એનાથી આળપનો કાંટો ભાંગી ના શકાય.'

# સોળ ગઝલો / રામ વૃંદાવની

૧

આ જુદાઈ શે ટળે? ક્યારે બને
રે'વું વાણી અર્થશું સંપૃક્ત થઈ?

રે ઘણી યે તર્જે ગાઈ પ્રેમની
યાદ ટાણે ના'વી એવી ગુપ્ત થઈ!

ઝંખનાનું પાત્ર અક્ષય તો મળ્યું
જે હજી હોઠે.... ન તૃષ્ણા તૃપ્ત થઈ.

સોણલે ભૂતાવળો ભમતી રહી,
ઠેલવા સૌ કીધ જ્યાં મેં સુપ્ત થઈ.

મેં નજરને ઠેરવી આકાશ પર
તો બધી બાધા નયનની લુપ્ત થઈ.

૨

હાથ ધોઈ નાખ્યા પછી ય ગળપણની
ગંધ આવી રહી હજી ય ઘ્રાણોમાં,

આપણે મળીશું ફરી વિદાય આપી ત્યાં
એમ ધારી ફર્યો કરું હું મસાણોમાં.

લોહી નીકળ્યા વગર તરફડું છું હું
કારમો તીક્ષ્ણ શબ્દ સર્વ બાણોમાં.

ઢૂંઢશો ક્યાં મને દોસ્ત સઘળા મળીને,
મારું કોઈ ઠેકાણું ન રહેઠાણોમાં.

આગ લાગી અરે લાગણીના વનમાં,
વેગનો વલવલાટ દગ્ધ પ્રાણોમાં.

૩

હજારો ફણા ઊછળે રે અજંપે
અસર અબ્ધિને ચાંદનીના ઈલમની.

જવા દો હવે વાત કરવી નકામી
બધી પીડ હોઠે પડી ગઈ જુલમની.

તમે જાવ આઘા, અમે જાણી લીધી
મઝા શી રહી કૂંડમાં છે ચલમની.

ધરી દો સજ્યાં શસ્ત્ર હેઠાં સદાનાં
થઈ જીત છે શબ્દની ને કલમની.

સભામાં ઘણી વાત થઈ શેખચલ્લી
હવે ઘંટડી વાગતી આ અલમ્‌ની.

૪

કોણ આ ફર્યો કરંત મારી આસપાસ?
જોઈ ના શકું.... પ્રમત્ત આવતી સુવાસ.

કોણ દે જવાબ? – મૂર્છના ઢળ્યો પવન,
બીજની લકીર ગોપવી રહે અમાસ.

રે પળે પળે થતો હું જાઉં છું અધીર,
કંટકે દહંત રોમ રોમનો હુલાસ.

આમ તેમ સર્વ કોણના પ્રકર્ષણે
આદરું કઈ દિશા ભણી પ્રવાસ ખાસ?

મોતને વહેલી મેલ્યું દૂર શ્વાસથી,
વાયુ શો હવે.... દિશા બધીય છે નિવાસ.

૫

હવે તો બોલ....ક્યાં લગી ઉનાળુ રીસને સહું?
ફકીર તો ય બીજની–સમું હસી વિહોલ બોલ.

બિડેલ ખોલ હોઠ, આકરા મુકાવને લહી,
ઝરણું ધરાનું બ્હાર આવવા ચહે, દબાવ ખોલ.

દીધેલ કોલ પ્રીતિને પરોઢ હેમ ભર્ગમાં,
ન રાહુ જાય ઓળવી. તું રાખ કાળજાનો કોલ.

બજાવ ઢોલ આમ તું નહીં અપૂર્વ મૌનનો,
ફરીને ફાગ ખેલિયે, ચગાવનાર હોય ઢોલ.

જરા નિચોલની હઠાવી આડ, માંડને નયન,
હું ત્યાં વસી જઉં પછી ભલે તું ઢાળજે નિચોલ.

૬

એમ હસતે વદન જીરવવી પડે છે વેદના,
ઊંઘવાનું છલ, ઢળેલી આંખમાં છે જાગરણ.

હું મને ક્યારેક તો ના ઓળખું એવું બને,
વાદળીનું વ્યોમમાં આવે અચાનક આવરણ.

ઝંખના જાગી જતાં વ્યાકુળ હૃદયનું ઝૂરવું,
મંજરીની મ્હેકનું ત્યાં શું કરે વાતાવરણ?

મેં ગણેલું મારું તે ઘરને ત્યજી પંથે પળ્યો,
આભનું ઓઢણ હવે ને છે ધરાનું પાગરણ.

હો અમીરી કે ફકીરી પણ ખુમારી–વંધ્ય ના,
એ વગરનું સાવ સરખું–હોય જીવન યા મરણ.

૭

નહીં વીજ કે ઓટને વેગ પાણી:
હવે તો ગયો લાગતો કાળ થંભી.

વિના નાંગર્યે નાવ તૈયાર ઊભી,
ન આહ્વાન દેનાર મોજું ભુજંગી.

ભરી અંજલી અબ્ધિને ગટગટાવું
રહી એષણા એવી કંઈયે વળૂંભી.

તરંગે ચડયા વ્યોમના રંગ ન્યારા,
નજર પેખવા તે અધીરી ઉમંગી.

અડે વારિની એડ ને અશ્વ છૂટે:
સ્મરણ દૂરના તીરનું રે' અળૂંબી.

૮

ઝબકી ઘડી ક્યાં યે લપાઈ જાવું આમ શું?
જે તેજથી અંધાર આંજે તેનું કામ શું?

ભૂલી જવી સહેલી નહીં પલસરની એ અદા.
વાચા થઈ'તી બંધ... મેં પૂછ્યું ન નામ શું?

કોઈ દિશાની આડ એને આવતી નથી,
આંધી જ આંધી, માતરિશ્વાને લગામ શું?

આકાશ જ્યાં આખુંય વાદળથી છવાયલું,
ઢૂંઢું હું ક્યાં પ્રાચી અગર સંધ્યાનું ધામ શું?

મારે નથી કરવી કશી ફરિયાદ કોઈને
સાગર હવે જલતો, નદીજલથી તમામ શું?

૯

હું હવે બોલીશ એની સંગ ન્હે,
આંખમાં આણીશ રાતો રંગ ન્હે.

દર્દ તો વ્યાપી ગયું કાયા મહીં,
વેદના કોઠે પડી, આક્રંદ ન્હે.

આ અગન છે એટલી... મારે હવે
નેટ બચવા કાજ ધરવું કંચ ન્હે.

એ નિમંત્રણ દે ભલે ભ્રૂભંગથી,
હું અડકવા દેશ મારું અંગ ન્હે.

જે કર્યો નિરધાર ચિત્તે, ખંગ ન્હે,
આક્રમણ આવ્યું જરા યે મંદ ન્હે.

મેં વધાવી લીધ એ મંગલ ઘડી,
(ને) કોણ કોનાથી હતું અભ્યંગ ન્હે?

કંચ-કવચ
ખંગ-પાંગળો, લૂલો

૧૦

ચાગલ સમો ભમતો રહું છું આશમાં તારી,
કોઈ દિશા બાકી રહી ન તલાશમાં તારી.

અંધારના ઓથારની હું વાત મેલું. પણ
ના ભાળ લાગે ઝળહળંત પ્રકાશમાં તારી.

આવું કશું ખેંચાણ મારે લોહચુંબકનું?
બંધાયલો-દેખું નહીં તે-રાશમાં તારી?

મારે ય તે બે પાંખ ફૂટી છે મનોજવની
કેવી ધજા? કેવી મઢી આકાશમાં તારી?

આ એક બાજુની ન આવી હોય અકળામણ.
જાશે ભળી ક્યારેક મારી 'હા....શ'માં તારી.

૧૧

પાંદડું એકે નહીં ને ફૂલ છે,
પાનખરનું આગવું પટકૂળ છે.

રંગ તો સૌને ગમે ને ગંધ પણ,
શાનપંખી ગાનમાં મશગૂલ છે.

જાય અડકી લ્હેરમાં આવી પવન,
તો નર્યો રોમાંચમાં દોહ્લ છે.

કોણ મારી સંગ ભેરુ આવતા?
એકલો? છું મસ્ત. ના હૈં ભૂલ છે.

હું રહું ઝૂકી ધરાના અંગ પર:
આભમાં ઊંડાં ધરાયાં મૂળ છે.

૧૨

મોરની કળાની યાદ આવે છે
બોલની તમારી જોઈ વર્ણ-છટા.

અંતરે અકાંડ મોહિની લાગે,
કામ સૌ થઈ રહ્યાં હવે ઊલટાં.

કોઈ તો ગમે સમય જતાં અદકાં:
કોઈ તો ન કામનાં થતાં લપટાં.

સંગમાં તમારી છે નહીં સોપો,
કૂજને મીઠાં છવાઈ કુંજઘટા.

લાસ્યમાં મૃણાલ-તેજનું નર્તન,
ચારુ તેમ તાંડવે ય વહ્નિ-જટા.

૧૩

આજ તો સામેથી એનું છે મને ઈજન મળ્યું
દેવ પોઢયા ત્યારના ઉપવાસીને ભોજન મળ્યું.

આખરી ટીપા લગી દીવો હવે આવ્યો હતો,
કોડિયામાં તેલ તરપાતાં નવું જીવન મળ્યું.

રાનમાં હેરાન તાપે થઈ રહેલા પાન્થને
હા...શ, આ ટાઢકભરી છાયા મળી, ચંદન મળ્યું.

કયારનું યે સાવ મૂગું જે હતું વાતાવરણ,
મંજરીની મ્હેક, પંખીનું ત્યહીં કૂજન મળ્યું.

એકલો સ્વર કંઠની ભીતર હતો અવધાનમાં
પ્રાણને આવેગ એને હોઠ પર વ્યંજન મળ્યું.

૧૪

એકલો હું છું અહીં સૂના ઘરે,
ભીંતની ઘડિયાળની છે ટકટક.

બારણાં ખુલ્લાં મૂકયાં છે આ બધાં,
કોઈ ના દેખાય.... કોની ઠકઠક!

જોઉં, બે મારી મહીં જીદે ચડયાં
આમ ન્હે ને તેમ એની રકઝક.

એક બીજાને કહે તું છે ગમાર,
જોત જોતામાં ઝરી ગઈ ચકમક.

વિષ્ટિની વાતો નકામી જ્યાં બધી,
સર્વભક્ષી અગ્નિ જ્વાલા ભૂકભાંક.

૧૫

જોયા નહીં જેને છતાં યે ઓળખું:
હું એટલું ચોકખું ભરોસાથી કહું.

આ અંચળો તો છે ધરેલો નામનો,
ડોકાય જે ભીતરનું—અણુસારે લહું.

આડે ન અવગુંઠન, ન તો કૈં દૂરતા:
અવકાશના આનંત્યને યે હું વહું.

મારું હૃદય એનું: હું એને ઉર વસું,
પ્રોવાઈ એવું નિત્ય સંનિધિમાં રહું.

એને જ એને ચિંતવું ભૂલી બધું.
ને એ બહાને હું મને, પાગલ, ચહું.

૧૬

આ મલયની લહેર શીળી, મ્હેક ચંદનની,
રે મને તો દાહ દવલો દઈ રહી છેડી.

રાનમાં ચોગમ છવાયેલી હતી શાન્તિ:
ત્યાં બજાવી શંખ કો રણમાં રહ્યું તેડી!

મેં ધર્યો છે ધ્વજ પલાશી રંગનો ઊંચો:
ચિત્તના આવેગ જેવો તાલ દે એડી.

તીર છૂટયું સોંસરું જઈ લક્ષ્યને વીંધે:
વ્યોમની બાધા નડે ના, જ્યાં નહીં કેડી.

બેઉની એવી પરસ્પર ભીંસ—કે મૂર્ચ્છા,
કોણ કોને તે પછી ક્યારે શકયું ફેડી!

## લખીએ/ભગવતીકુમાર શર્મા

ચલો, તમારું નામ શ્વેત કાગળ પર લખીએ;
મળે નહીં કાગળ તો વ્હેતાં જળ પર લખીએ.

દુકાળના દિવસો છે; શું વાદળ પર લખીએ?
રેતની ડમરી જંપે તો એ સ્થળ પર લખીએ.

શિલાલેખ કે તામ્રપત્રનો અર્થ નથી કંઈ;
લિપિ પવનની શીખી કશુંક ઝાકળ પર લખીએ.

ભલે સ્વચ્છ ને કડકડતો આકાશનો કાગળ:
વરસાદી ધારે લહલહ ભૂતળ પર લખીએ.

હવે પીડાના અક્ષર પણ કરડાઈ ચૂક્યા છે;
ધ્રૂજતે હાથે કંઈક કફનના સળ પર લખીએ.

જાળીવાળું પાન પીપળાનું પુસ્તકમાં;
જીવ ફૂંકી નસનસમાં નમણી પળ પર લખીએ.

## લાગે છે/બરકત વીરાણી–બેફામ

ગઝલ લખું તો કલેજામાં કાંક લાગે છે,
કલમની જે રીતે કાગળને ટાંક લાગે છે.

રહી રહીને ઊઠે છે જે પીડ હૈયામાં,
મને તો એ બધી તારી જ હાંક વાગે છે.

જીવનમાં આવે છે વિધવિધ પ્રસંગ જે દુઃખના,
તમારી શેરી તરફના વળાંક લાગે છે.

ભલેને એમ તો લાગે છે દિલની અંદર એ,
પરંતુ બ્હાર તો એ બીજે ક્યાંક લાગે છે.

નિહાળું છું હું તમારામાં દોષ જે વખતે,
મને એ વખતે ફક્ત મારો વાંક લાગે છે.

નહીં તો હોય ના બેફામની કબર ઉજ્જડ,
મર્યા પછી ય બિચારો એ રાંક લાગે છે.

## ફાગણની ફૂંક/ઉશનસ્

કે છાતી ધમીધમી ફૂંક્યો છે
કે ફુગ્ગો ઊડતો મૂક્યો છે!

આ તસતસ કાચો પરપોટો
તે ક્યાંનો ક્યાં જઈ પૂગ્યો છે!

જે પોલમાં ગોલક ફંગોળે
તે લટમાં લ્હેર ન ચૂક્યો છે;

કે ઉડુમાં આંધી છેડી છે
ને રૂંરૂંમાં રાગ ભભૂક્યો છે!

છે વક્ષે વગડાની મર્મર,
ને આંખમાં આંબો ઝૂક્યો છે!

છે છોગે મોરપીંછું ત્રાંસું,
શો 'અદ્ભુત' આંગણ ઢૂક્યો છે!

કે શૂન્યને અન્ય ભરે યે કોણ?
આ પ્રેમનો પિક ટહુક્યો છે.

## આ અખિલ બ્રહ્માંડમાં / ચિનુ મોદી

મોતી પ્રોવી આપનારી વીજ-ઝબકારે ગઝલ
આથડે છે કૈંક ધૃતરાષ્ટ્રોની મોઝારે ગઝલ.

લાગણીના હાદવેથી બ્હાર કાઢી મ્હેનતે
તો હવડ ભાષાની વાવે ભૂસકા મારે ગઝલ.

સ્હેજ કન્યાકાળમાં આવી અને સુંદર બની
તો હજારો નખ ઉઝરડે, આંસુઓ સારે ગઝલ.

કાફિયા તો દશ્ય જેવા, બારી જેવી છે રદીફ
શું નહીં જો હોય તો ચાલી શકે તારે ગઝલ?

આ અખિલ બ્રહ્માંડમાં 'ઈર્શાદ'ને તો પણ હજી
શબ્દનો સંસાર છે ને શબ્દ-સંસારે ગઝલ.

## હવે / આદિલ મન્સૂરી

લોહીમાં કીડીઓ ફરે છે હવે
આ મધુમેહ વિસ્તરે છે હવે

આ નિરાશ્રિત શરીરની સાથે
સાથે આકાશ પણ ફરે છે હવે

પગ ઉપાડીને ક્યાં મૂકું પાછો
દૂર—ધરતી સતત સરે છે હવે

કોઈ રોકાતું પણ નથી જોવા
માણસો માર્ગમાં મરે છે હવે

શુષ્ક આંખોમાં કૈં નથી આદિલ
કોની છાયા અહીં તરે છે હવે

## સહી લેવું / રઘુવીર ચૌધરી

તમારું આમ અકસ્માત ખુશ થઈ કહેવું,
શબ્દની બ્હાર કે ભીતર ઉદાસ ના રહેવું.

ઘડી મળી વળી નજર તહીં પહાડોમાં,
ઝરણુ કહે સરોવરે ય ચાલવા જેવું.

કદીક પ્રેમના તરંગ સ્મરણમાં ચળકે
હજી સવાર જણાવે તમારું સ્મિત કેવું.

અમે ઊડયા તો મળ્યું આગિયાનું અંધારું,
બિડેલ આંખ જુએ ક્યાંક તેજનું વહેવું.

મળાય છે જુદાઈની જ ક્ષણે રસ્તામાં,
થવાય કંઈક અધૂરા વધુ, સહી લેવું.

## મૈત્રી ડૂબી ને / રઘુવીર ચૌધરી

તરણાં ચરે દુકાળ ઝરણુતીર બીડમાં,
બળતી બપોર કોયલે છપાય નીડમાં,

મૈત્રી ડૂબી ને મિત્ર સલામત તરી ગયા,
ચાલ્યો મર્યા પછી ય હું રસ્તાની ભીડમાં.

## બે ગઝલ / મનોજ ખંડેરિયા

(૧)

સતત ડહોળાતી ઘટનામાંથી નિતર્યાં જળ સુધી પ્હોંચ્યા
બિલોરી કાચ જેવી પારદર્શક પળ સુધી પ્હોંચ્યા.

બીડેલાં દ્વાર વરસોથી નથી થઈ ખોલવા ઇચ્છા
નહીંતર હાથ તો કૈં વાર આ સાંકળ સુધી પ્હોંચ્યા.

ખૂલી નજરે સપાટી વિસ્તરેલી જોઈ સાગરની
કરીને બંધ આંખો છેક ઊંડા તળ સુધી પ્હોંચ્યા.

તને પામી જવા હરએક સત્યોની ક્ષિતિજ તોડી
અમે પ્હોંચીને જોયું તો રૂપાળા છળ સુધી પ્હોંચ્યા.

વટાવી મનની મૂંઝારી ને ગૂંગળામણની સીમાઓ
ખબર શું કોઈને કે કઈ રીતે કાગળ સુધી પ્હોંચ્યા.

(૨)

ઉંબરને બારણાંને કે ના ટોડલાને પૂછ
ઘરમાં ઉદાસી કેમ છે, ખાલીપણાને પૂછ

રણ તો કહેશે કેટલાં હરણાં ઢળી પડ્યાં
સપનાં ડૂબ્યાં છે કેટલાં તે ઝાંઝવાને પૂછ

નીકળી ગયો છું કેમ તે ના પૂછ તું મને
ખાલી પડી છે કેમ જગા, કાફલાને પૂછ

આ ઝાડમાંથી ઝાડપણું તાણી લઈ ગયું
પંખી હતું કે પૂર હતું, પાંદડાને પૂછ

આકાશ જેની ગોદમાં જન્મે અને ફૂટે
ખાલીપણાનો અર્થ તું એ બુદબુદાને પૂછ

વિશ્વોને હચમચાવતું છે કોણ કેન્દ્રમાં
હોવાની જેની શક્યતા તે વેદનાને પૂછ

બાકી ન આવવાનું હવે કોઈ પણ અહીં
બોલે છે તોય કેમ હજી, કાગડાને પૂછ

## —બને / જયન્ત પાઠક

—કે ક્ષિતિજોને અડકવાનું બને
મારે મારાથી છટકવાનું બને
આંધળી ગલીઓની ભરચક ભીડમાં
ખાલીપાઓને ખડકવાનું બને
હાજરીમાં મૃત્યુની મૂંગી મીંઢી
હૃદયને મારા ધડકવાનું બને!
મોરપીંછાની મરણિયા શોધમાં
જીવતા ટહુકાનું જડવાનું બને
રોમ પણ જેનું પવનમાં ના હલે—
ભીંતને ક્યાંથી ભટકવાનું બને!
જાળ નાખી છે દિશાની, જોઈએ:
આભને ક્યારે પકડવાનું બને

## ગઝલનું ઘર / રાજેન્દ્ર શુક્લ

શબ્દો ભલેને ખાક, ભલે ખાકનું ઘર છે,
ઘરથાળની જમીન ને રહેણાકનું ઘર છે.

પળપળ નવીન નામ અને રૂપ ઊતરે,
ચાલ્યા કરે છે નિત્ય ચલન, ચાકનું ઘર છે.

પરથમ ઘડેલ શબ્દ નીરખતાં થયું હશે,
આજે ય એનું એ જ અહીં છાકનું ઘર છે.

સંભાળથી મૂકે છે ચરણ કાળ પણ અહીં
એને ય છે ખબર કે આ બેબાકનું ઘર છે.

વિખરાઓ ફૂલ જેમ પછી વૈખરી કિંહા,
સૌરભ સમાય શેં કે પરા વાકનું ઘર છે।

## ...ગુજરાતી ગઝલ / રાજેન્દ્ર શુક્લ

રંગ એનો, રંગમાં રાતી ગઝલ,
સાંવરાને સંગ મદમાતી ગઝલ.

કો'ક છાલક એવું છલકાતી ગઝલ,
શબ્દમાંહ્યાં અવ નથી માતી ગઝલ.

શબ્દનું આહ્‌વાન ને આહુતિ પણ,
મંત્રને ઉદ્‌ઘોષ ઉચરાતી ગઝલ.

નર્તને રણકે ધરાતલ ઘૂંઘરુ,
અંજલી આપે અડી જાતી ગઝલ.

અનહદે આરોહતી હદ પારનું,
વેણુ ભીતરનાં વજે વાતી ગઝલ.

એમ ઊંઘકાઈ રહ્યું છે આયખું,
જિમિ રસિયજનમાંહ ઊચકાતી ગઝલ.

ઘટઘટે શાશ્વત કશું ઘૂંટાય જે,
આ ઘટે પણ એ જ ઘૂંટાતી ગઝલ.

દૃષ્ટિની સીમા જ સીમા દૃશ્યની,
કે ફલક જેવું જ ફલકાતી ગઝલ.

અર્થ એનો એ જ કે ન્યોચ્છાવરી,
આખેઆખું ઓળઘોળાતી ગઝલ.

સાંભળું તો છું ઝિલાશે કેટલું—
તારકો જેવું તરલ ગાતી ગઝલ?

નમ્ર નજરાણે સ્મરું જન સર્વને,
જેણે જેણે ચાહી ગુજરાતી ગઝલ...

## ગાઓ પ્રિયજન, ગઝલ... / રાજેન્દ્ર શુક્લ

આ લપકે છે તે સાચું છે ગઝલ તિહાં લગ ગાઓ પ્રિયજન,
આ ઝપકે છે તે સાચું છે ગઝલ તિહાં લગ ગાઓ પ્રિયજન.

કાચું તો હમણાં ફૂટવાનું ક્યાં પાકું ય જામોકામી છે?
આ ધબકે છે તે સાચું છે ગઝલ તિહાં લગ ગાઓ પ્રિયજન.

અતલ અચાનક ઊંડાણોમાં, આંખોમીંચ્યાં અંધારે પણ,
આ તબકે છે તે સાચું છે ગઝલ તિહાં લગ ગાઓ પ્રિયજન.

અહીંથી નીકળી ને ત્યાં જાવું તો અહીંયાં શું ખોટું છે?
આ ઝબકે છે તે સાચું છે ગઝલ તિહાં લગ ગાઓ પ્રિયજન.

સાંજ સવાર હથેલી ભાલે, કુમકુમ કેસર અબીલ ગુલાલે,
આ ભભકે છે તે સાચું છે ગઝલ તિહાં લગ ગાઓ પ્રિયજન.

## સભર સુરાહી / રાજેન્દ્ર શુક્લ

સભર સુરાહી, લલિત લચક કટિ, કોમલ-સ્કંધા ગઝલ,
વનવન ભમતાં મિલત અતર્કિત યોજનગંધા ગઝલ.

લખચોરાસી લખતલખત ચખ વેધત રે લખ સકલ,
અલખ અલખ ગિરનારી ગાજે નિત પડછંદા ગઝલ.

ચાક ગરેબાઁ, બેબાક દિશા, દામન દર દર ઊડે,
અષ્ટ પાશ આકાશ ઊડાવત ત્રૂટિતફંદા ગઝલ.

સાઁસઉસાઁસ ચલાવત છૂવત ઝિલમિલ સાતોં ગગન,
વિહઁસ વિહઁસ કરતાલ નચાવત ગાવત બંદા ગઝલ.

કઁહ લગ રૂઠો, માન કરો અતિ, મુખ મચકોડો અલગ,
સૂર મિલાવી ગાઓ પ્રિયજન સત્ચિત્ નંદા ગઝલ.

## રહ્યો / યોસેફ મૅકવાન

તારો અવાજ મ્હેક બની આવતો રહ્યો
મારી ઉદાસ સાંજને પિગાળતો રહ્યો.

ચારે તરફ સમયમાં તિરાડો પડી ગઈ
તારા પ્રસંગની પળોથી સાંધતો રહ્યો.

ફેલાઈને પડ્યો અહીં તડકો સવારનો
કૈં યાદ તારી લાવતો— અકળાવતો રહ્યો.

બારી ઉપર લળી રહી પડછાંય ફૂલની
હું રંગને સુગંધ એની માણતો રહ્યો

આકાશથી સરી રહ્યા તારા નીચે નીચે
હું એમ ઊંડે ક્યાંક ઊંડે વ્યાપતો રહ્યો.

## નળ સરોવર / મનસુખ વાઘેલા

આપણાં મન જેટલાં ડહોળાં છે જળ,
એટલે ડૂબ્યાં સરોવરમાં કમળ?

મેં વચન માગ્યું હતું પળ સાથનું
ઝાંઝવે ઘૂમરાય જન્મોનાં વમળ.

છે હલેસાંની સતત આ હાર ને –
માછલી આગળ રહે હર એક પળ.

જો, સપાટી પર વિદેશી પંખીઓ,
એમ પણ ક્યારેક તું આવીને મળ.

એક દમયંતી સરકતી હાથથી
નળ સરોવર નામનું ‘મનસુખ’નું છળ!

## ભાષાની ગઝલ / મનહરલાલ ચોકસી

નિખાલસ હૃદય દંભ શીખી ગયું
ચમકદાર ભાષાને કરવી છે શું?

મહાશૂન્ય જેવી અસર જોઈશું
હશે પોત ભાષાનું જો બોલકું.

સતત ગૂંચ ઊભી કરું ને છળું
ને ભાષાની આંખે ધરું નેજવું.

અને આમ શોધો તો ક્યાં છે કશું?
છતાં એને ભાષામાં કહેવાય ‘તું’.

ઘણા વાદના બિસ્તરા ઊંચકી
આ ભાષાનું ટટ્ટુ તો થાકી ગયું:

## ગામેગામ છે / રાજેશ વ્યાસ

એને વળી એ દોસ્ત ક્યાં ઠરવાને ઠામ છે,
એક અંધ રઝળપાટનું રાજેશ નામ છે.

હું એની આસપાસ ગૂંથી કોઈ વારતા,
બહેલાવી લઉં છું લાગણી જે સૂમસામ છે.

હું મારા જેટલો તો તને કઇ રીતે ગમું?
ચલ હટ બે મરણ મારાં ખૂબ મોઘાં દામ છે.

બાળક હતું બસ ત્યાં જ સુધી પીડતું રહ્યું,
દુઃખ થઈ ગયું સમજણું હવે તો આરામ છે.

એકાદ હોય તો એને દે કોઈ દિલાસો,
રાજેશ તો ગલી ગલી ને ગામેગામ છે.

## પડઘા પડે છે ? / લલિત ત્રિવેદી

અકસ્માત થૈ કોઈ પણ ક્ષણ ધસે છે
ને રસ્તા ઉપર પણ નીકળવું પડે છે.

સ્થળેસ્થળ ભટકતો ને ડરતો ફરું છું
બધે મૃત ઇચ્છાનાં પ્રેતો નડે છે.

જરા ઊંડે જાતાં જ ગૂંગળાઉં છું હું
સપાટીના શ્વાસોની આદત નડે છે.

મળેનહિકિનારાનીસમજણકેઅટકળ
ગળે હોય પથ્થર ને તરવું પડે છે.

હવે કોઈ ભેદી હવેલી સમો છું
નથી બોલતો તો ય પડઘા પડે છે.

## હું / કૈલાસ પંડિત

ઘરની બધી દીવાલમાં ડૂબી રહ્યો છું હું
ગઈ કાલ થઇને બારણે ઊઘડી રહ્યો છું હું

એની ગલીની આવજા જેવું રહ્યું છે ક્યાં ?
સૂરજની જેમ શ્હેરમાં ઘૂમી રહ્યો છું હું

સાવ જ અમસ્તા જીવવાનો અર્થ શું પછી ?
પ્હેરણની જેમ દિવસો બદલી રહ્યો છું હું

ભૂલી જવાની વાત મને યાદ છે સતત
એનું લખું છું નામ ને ભૂંસી રહ્યો છું હું

મળવું પડે છે ગામમાં વ્યવહાર થઇ બધે
કહેવું પડે છે લોકને જીવી રહ્યો છું હું

## બીજો ક્યાં છે / લલિત ત્રિવેદી

કદી ક્યાં દોડ અટકે છે, અને રસ્તો બીજો ક્યાં છે ?
કોઇ ચાબુક ઝટકે છે, અને રસ્તો બીજો ક્યાં છે ?

કશું ખરતું નથી, ફળતું નથી, ને છે પવન મૂંગો
પીળું એક પર્ણ લટકે છે, અને રસ્તો બીજો ક્યાં છે ?

ભીડેલી ભોગળો, ભીંતો, સમયની બંધ મુઠ્ઠી છે
તૃષા મસ્તકને પટકે છે, અને રસ્તો બીજો ક્યાં છે ?

ખખડધજ એક પગે ઊભો ભરોસો અહીં 'લલિત' નામે
પરંતુ તારીખનાં બટકે છે, ને રસ્તો બીજો ક્યાં છે ?

## પગરવ ગયા તળિયે/ધીરેન્દ્ર મહેતા

પગરવ ગયા તળિયે, ઉપર સૂનકારના હિલ્લોળ છે,
તમરાં અને કંસારીઓને ખૂબ ઝાકમઝોળ છે!

એક ક્ષીણ સૂકી આંસુની રેખા સમી ચમકે નદી,
ડ્હોળાયલી કો' આંખ મારા ગામની ભાગોળ છે!

એક જ તરે પીછું હવામાં લોહીભીનું ઓળઘોળ,
આ સાંજનું આકાશ તોયે કેમ રાતુંચોળ છે!

સાતે ય રંગોમાં પણે ખીલી ઊઠી છે વેદના:
આકાશની છાતી ઉપર, જો, ઇન્દ્રધનુના સૉળ છે!

આકાશમાં તો આમ પણ ક્યારેક લાધી જાય સ્થાન:
ઊડતું તણખલું છે વળી, સંગાથમાં વંટોળ છે!

## નિત્ય ઊભરાતી ગઝલ / પ્રવીણ દરજી

લો આ ઊઠ્યો, ઊભો થયો, આ હાથમાં આવી ગઝલ;
ઓળખ હવે ના આપવી કહેશે બધું મારી ગઝલ.

પાછળ મૂક્યો છે ભૂતને ત્રોફ્યા કરો એને તમે;
હું તો કલન્દર, શી ફિકર? છે સાથમાં સાચી ગઝલ.

ત્રાજવાં તોળ્યાં કરો, વધઘટ બધી નોંધ્યા કરો,
અહીં તો અમારે ચોપડે છે બસ નફો ગાતી ગઝલ.

કોશ-કોષ્ટકના લીરા ઊડ્યા કરો, બૂડ્યા કરો;
શ્વાસના દરિયે અહીં તો નિત્ય ઊભરાતી ગઝલ.

## આ ગઝલનો મર્મ એવું વિનવે / જયેન્દ્ર શેખડીવાળા

આંસુને ઊંચકી શકું છું ટેરવે, હા,
પણ તુરત પળપળ મને તું ખેરવે, હા

આંખમાં પાણીનો પડછાયો પડે
તો સમજ, પગલાં પીડાનાં સંભવે, હા

હું નિશામય શબ્દનું આકાશ છું
અન્ધકારોનાં ઝરણ જે રેલવે, હા

છું સ્મરણનું વેન ઘોડાપૂર હું
ચાંદની મોઘમ ઇશારે ચેતવે, હા

સ્વપ્નમાં જીવવા વસંતોનાં, મને
પાનખરને ત્યાં મૂકું છું ગિરવે, હા

કોઈ હરફરતું અજાણ્યું લોહીમાં
શબ્દના ટહુકા સતત જે સેરવે, હા

આ વિહગનું સાંજમાં ગોપિત થવું
એક ઘટના થઈને ભીતર કલરવે, હા

મ્હેંકતી ભાષામાં કૈં બોલે છે તું
ને ઋતુ વનવન મને કૈં મ્હેંકવે, હા

ઓસ-પર્ણોનો પરિચય છે પ્રથમ
ગીત નભનાં રે ઝૂકયાં છે માંડવે, હા

કૂંપળો થઈને ધસી આવે ન તું
રક્તની માટી લીલપતું ઝરવે, હા

ત્યાં કવિતાનાં કમળ ખીલતાં નથી
ત્યાં સરોવર મૌન તારું ખીલવે, હા

કયાંક દુષ્કાળિત સુક્કાતો સમય–
કયાંક શ્વાસો પળ ભીનેરી પાલવે, હા

ધૂળમાં ચકલીપણું સંતાય તો–
એ ઘણું મારા વિશે પણ સૂચવે, હા

પ્રાગ–પગલાંથી સભર વેરાન છું–
આજ ફૂંકાતો પવન મન–માળવે, હા

આંખ તરડાતી નદીનું ભાગ્ય છે–
આ હથેળીમાં તને જે ભેળવે, હા

ધ્વજ મલીરોથી વિભૂષિત થાય છે
એ રીતે આષાઢને તું ઊજવે, હા

કોઈ વાદળ કયાં વરસતું શ્વાસ પર
રિક્ત ઘડીઓ રણ-હૃદયને ભીંજવે, હા

ઓગળે છે પળ, પ્રતીક્ષા, શ્વાસ, પણ
એક તારું નામ અમને થીજવે, હા

લે, હથેળી ઝળહળી ભણકારમાં
ટમટમી લે, તું સતત તત પગરવે, હા

તું, જનાન્તિક પળ અને તારી સ્મૃતિ
આભના એકાન્ત દરિયે ઘૂઘવે, હા

દૂરના દીવા તિમિરો પી જશે–
એમ ઇચ્છાનાં ઊંડાણો ઝંખવે, હા

આ પ્રવાલિત આંખની કીકી વિશે–
કોઈ દરિયો શ્યામવરણું સૂસવે, હા

હું સકળ રંગોના પડછાયા બનું
ત્યાં જ અન્ધારું બની કોઈ ઝૂંટવે, હા

મન ખૂલે છે દ્વારની પેરે પછી
ભીંત તારી જેમ જ્યારે ભીંસવે, હા

આ કથાના શ્લોક મારા પ્રાસ છે
શબ્દના ઉચ્છ્વાસ સાચું ઠેરવે, હા

સાંજનું ગોરજપણું થઇ આથમું-
આ ગઝલનો મર્મ એવું વિનવે, હા

લોહીના આ-લેખને કંડારવા-
મેં મને લાવી દીધો છે ભૂંસવે, હા

રે, કવિતા બુદ્ધનું શરણં મમ:
રે, કવિતા મર્મીઓના નેજવે, હા

આમ, જિહ્વામય ક્ષણે હું મૌન છું
આમ,જીવવામય શબ્દ છેતાળવે, હા

## સ્મરું છું / એસ. એસ. રાહી

હું દીવાની પેઠે બળું છું, ઠરું છું,
સુગંધોની સાથે હવામાં તરું છું.

આ રાહદારીઓ રહી ગયા કેમ ઊભા?
હું તો માત્ર બેઠો છું, ક્યાં કંઈ કરું છું.

મરણ નામે શ્રાપિત નગરચોકમાં હું,
જનમ-કુંડળી લઈ નિરાંતે ફરું છું.

'હું એમ જ તને સાવ ભૂલી ગયો છું'
હવે આમ કહીને તને હું સ્મરું છું.

## ક્યાં? / મુકુલ ચોકસી

–કે એણે મૃત્યુ વેળાની પાડી છે હાક ક્યાં?
આ લોહી પૂરેપૂરું બન્યું છે અવાક ક્યાં?

સામ્રાજ્ય છે પ્રકાશનું જડબેસલાક ક્યાં?
લાગે છે મારા ઓળાને સૂરજની ધાક ક્યાં?

દોડી, કૂદી, દડીને ઊછળવાનો થાક ક્યાં?
જગ્યા જ ચાલવાની મળે છે જરાક ક્યાં?

માણસ ભલેને રાત–દી એને કહ્યા કરે;
માણસને આયનાએ કહ્યું છે તલાક ક્યાં?

છોને આ લીલું વૃક્ષ અને હું જુદા છીએ.
મારી ને એના કાષ્ઠની જુદી છે ખાક ક્યાં?

મૃત્યુને ટાણે જે કંઈ મોકો મળ્યો તે ઠીક
નહીંતર જીવનની બીજે કરીશું મજાક ક્યાં?

## –ની કલ્પના / 'રાઝ' નવસારવી

એના દિલમાં પ્રેમની સમજણ હશે-ની કલ્પના,
જાણે એક ખંડેરમાં તોરણ હશે-ની કલ્પના.

એ બહાને મારા ચહેરા પર રહી છે તાજગી,
આટલામાં ક્યાંક તો દર્પણ હશે-ની કલ્પના.

વિશ્વમાં તારી જુદાઈ તે પછી ખટકી નહીં,
મારી સાથે સ્વર્ગમાં તું પણ હશે-ની કલ્પના.

વાસ્તવમાં ત્યાં જઈ જોયું તો નો'તું કાંઈ પણ,
રાહમાં કંઈ કેટલી અડચણ હશે-ની કલ્પના.

કેટલાયે વર્ષ મુજને 'રાઝ' જિવડાવી ગઈ,
જિંદગીની આખરી આ ક્ષણ હશે-ની કલ્પના.

## ઘોળાયા કરે/'ધૂની' માંડલિયા

હરપળે તૂટે ને જોડાયા કરે,
કોણ આખી રાત ઘોળાયા કરે?

એટલે મરવું નથી ગમતું હજી,
છો હવાનો જીવ પોષાયા કરે.

રોજનીશીમાં નવું પણ શું લખું?
એ જ છાયા રોજ ડોકાયાં કરે.

કોઈ પણ કારણ વગર ક્યારેક તો
આંસુઓથી આંખ ટોચાયાં કરે.

પંખીઓ તો બસ નિરંતર ઊડતાં,
ને હવાનું અંગ છોલાયાં કરે.

ઉંબરો નાહક બિચારો રાત દિન,
ઘર ફળિયા વચ્ચ તોળાયા કરે.

## હતી / જયન્ત વસોયા

લાગણીની વાત અલબેલી હતી
શબ્દ સાથે હોળી મેં ખેલી હતી.

આ હતી કે વેદના પેલી હતી;
આમ અવિરત પ્રશ્નની હેલી હતી.

કાલ જોયું : રેતના સોવર ઉપર;
મોગરાની ડાળ ઝૂકેલી હતી.

ફૂલ માફક ચૂંટવા'તા કંટકો–
એક ઇચ્છા કેટલી ઘેલી હતી!

આપનારા વાંક તારો ક્યાં હતો;
ચાળ મારી સાવ ફાટેલી હતી!

## બે ગઝલ/દિલીપ વ્યાસ

૧

કોઈ ક્ષણ રોકી કર્યું છે મેં ય નકશીકામ પણ
આ સમયની ડાયરીમાં હોય તારું નામ પણ

ને ચહેરો કોઈ મોહેં–જો–દડોની શક્યતા
છે, જવા દો આંસુઓ માથે ઘણુંયે કામ પણ

લોહીની આ ટ્રેનને ચીસે વલખતી જોઈને
લીલું ફાનસ થઈ ગયા છે સ્પર્શના આ ઠામ પણ

વેદના તો રોજ મારામાં ગુફા કોર્યા કરે,
શબ્દ–કે સમજી શકે, પડઘાના ભેદી ગામ પણ.

૨

મેં સુરંગ ઉચ્છ્વાસની ફોડી, અને
મ્હેકના મ્હેલો ધરા–સમથળ હતા.

સૂર્ય–શું સપનું પરોઢી ઊંઘમાં—
આંખમાં આંસુ હતાં–ઝાકળ હતાં?

'ખૂલ જા સિમ સિમ' હજી બબડી લઉં
એ ગુફા ફાડી વહેતાં જળ હતાં.

માછલીની ચૂંઈમાં ડૂબી ગયા....
શ્વાસ દરિયાના બહુ કોમળ હતા!

ફુહે, ગઝલ–સીતા સમાવા જાય ક્યાં?
શબ્દ અંદર વેદનાનાં હળ હતાં.

# ચાર ગઝલ/હરીશ ધોબી

## ૧

હું ભલે હોઉં ફકીરી હાલ પણ,
જીવવું તારું ય સર્વોત્તમ નથી.

કે વહે કાયમ નદી આ આંખની
ને દિવસ એકેય લીલોછમ નથી.

હાથમાંથી કૈં કશું સરક્યા કરે,
દોસ્ત, આ આઘાત પણ કૈં કમ નથી

આ સમય રિબાય લાંબી વાતમાં
ને તને એ વાતની કૈં ગમ નથી.

તું કહે તો ચાલ હું જીવી લઉં,
જીવવાની આમ તો મોસમ નથી.

## ૨

ટ્રેનના પાટા ઉપર મેં લાગણી મૂકી હશે
શેરીઓ ચિત્કારની ઊંડી પછી ઊગી હશે

શબ્દ મારા નામનો પ્હોંચ્યો હશે કૈં ઘેરઘેર
ને અચાનક આંખ તારી એ પછી ખૂલી હશે

હાથ મારો હાથમાં લૈ મંત્ર તેં ફૂંક્યો હશે
ટેરવાંને એ પછી વાચા સતત ફૂટી હશે

ટોડલે મારે કદીયે આવીને બોલ્યો નહીં
કોણ જાણે કાગડાને વાત શી ખૂંચી હશે

હાથ તારો કેમ આ અટકી ગયો લખતાં હરીશ
કાં ઊડ્યો કાગળ કાં શાહી પેનમાં ખૂટી હશે

## ૩

સમજ મને જ મારી ચોતરફથી ભીંસતી રહી
ને ચૂપચાપ આંખ આ બધુંય દેખતી રહી

ગુનો કશોક કોઈ જાણે કીધો હોય એમ આ
શહેરની હવા મને સદાય ડંખતી રહી

કદાચ કોઈ ચીજ રક્તમાં ભળી ગઈ હશે
જે ઠેઠ મૂળથી મને સતત ઉખેડતી રહી

ખયાલ પણ ન હોય એવી વાત કૈં બને હવે
એવી કશીક લાગણી મને ઉશ્કેરતી રહી

ગઝલ વિશેજ કૈંક હું વિચારતો હતો હરીશ
ને ચીબરી સતત પછી કશેક બોલતી રહી

## ૪

છે બધાંયે પાત્ર કૈં અંગારનાં
પગ તળે તો મીણનું આ તખ્ત છે

કોણ આ મૂકી ગયું છે કારણો
કે ચહેરાઓ બધાયે ત્રસ્ત છે

આ બધું હમણાં જ પલટી નાખું પણ
ક્ષણ અને આ હાથ, બન્ને વ્યસ્ત છે

થૈ ગયું છે શ્હેરમાં જાહેર કે
કે હરીશ આખોય પીડાગ્રસ્ત છે

## બતાવ / યોગેશ જોષી

આંસુ બધાં યે સૂર્યને ચરણે ધરી બતાવ
હું જીવતો છું એમ તું સાબિત કરી બતાવ

ખંડેર જેવાં ફેફસાંમાં શોધવા કશું
ઘૂમી રહ્યું છે કોણ આ? સાબિત કરી બતાવ

મારાં અધૂરાં ગીત ધ્રુવના તારાની તરફ
ઊડી રહ્યાં છે કેમ? તું સાબિત કરી બતાવ

આકાશના ઢોળાવ પર બેઠું પતંગિયું
એથી ગગન ઝૂકી ગયું; સાબિત કરી બતાવ

નીચા નમીને તારલા મુજ મૃત આંખમાં
વાંચી રહ્યાં છે શું? તું એ સાબિત કરી બતાવ.

## Honeymoon / હર્ષદેવ માધવ

આ જાંબલી ને ભૂરી શીશાઓ ને Honeymoon
આ શ્વાસ શ્વાસ નામનો દરિયો ને Honeymoon

'અંધારું' નામનો ઉતારી જોડો ઉંબરે
આ ચાર ભીંત એટલે માળો ને Honeymoon

ફૂંકાય છે પવનની જેમ બંધ બારીઓ
ઓકે ચડેલો આંખનો દીવો ને Honeymoon

નખરાળી ભીંત 'ચાટલા'માં 'થોબડું' જુએ
ઝાકળનો હાથ, વાદળી રસ્તો ને Honeymoon

ખાબોચિયું ભરાઈ ગયું કંઠની કને
ખોવાઈ ગયો મોરનો ટહુકો ને Honeymoon

જંગલ તો આંખ મીંચી અને હાંફતું રહ્યું
વિફર્યો તરાપ મારતા સ્પર્શો ને Honeymoon

## કલ્પના કોણે કરી? / સોલિડ મહેતા

મૂળિયાં શોષાય એવી કલ્પના કોણે કરી?
પાંદડાં સુકાય એવી કલ્પના કોણે કરી?

કોઈ ઘરની ભીંતમાં મારો ચહેરો જોઈને
દર્પણો તરડાય એવી કલ્પના કોણે કરી?

ક્ષણ બધીયે માછલી થઈ જાય જો આ હાથમાં
ટેરવાં ભીંજાય એવી કલ્પના કોણે કરી?

સાવ ખાલી ઘર સમા સૌ અવસરો સહવાસના
શ્વાસમાં પડઘાય એવી કલ્પના કોણે કરી?

વિસ્મયોનું આભ ઓઢી શક્યતા સૂતી રહે
ને સમય ગંધાય એવી કલ્પના કોણે કરી?

હાથણી જેના શિરે ઢોળે કળશ આ રાજ્યમાં
એ જ રાજા થાય એવી કલ્પના કોણે કરી?

કિંવદંતી જે વિશે છે પાળિયાની પાદરે
આજ એ બદલાય એવી કલ્પના કોણે કરી?

રેત માફક હાથથી શબ્દો બધા સરકી જતા
લાગણી મૂંઝાય એવી કલ્પના કોણે કરી?

આ અજાસોઘાટના પાણી સમી અવહેલના
નાવમાં છલકાય એવી કલ્પના કોણે કરી?

## પગથી માથા સુધી / ચતુર પટેલ

મેં મને ચીતર્યો પગથી માથા સુધી
હું પછી વિસ્તર્યો પગથી માથા સુધી.

હું તરસ થઈ ગયો છેક મૃગજળ સુધી
કે રણે છેતર્યો પગથી માથા સુધી.

જળ થઈ જીવવાની મેં ચેષ્ટા કરી
જળવટો લઈ તર્યો પગથી માથા સુધી.

માર્ગ મારો મને ક્યાં સુધી લઈ ગયો?
હું ન પાછો ફર્યો પગથી માથા સુધી,

સાંજ પડતાં હું આંગણુ થઈ વિસ્તરું–
છું પ્રતીક્ષાભર્યો પગથી માથા સુધી.

## લેતો નથી મન પર / મહેશ યાજ્ઞિક

લખી લે કે કશું ગંભીર હું લેતો નથી મન પર
જમાનો જે કહે છે તે બધું લેતો નથી મન પર

વિષાદી ચાંદનીમાં એમ તારી યાદ લૈ સૂતો
મણીધર નાગ જાણે એકલો આળોટતો ધન પર

મળે સામે હસે જો તું મને એવું જ કૈં લાગે
ખડી રે કેમ આ ગાડી નકામા ફ્લેગ સ્ટેશન પર

કરી હેરાન માણસને પછી લૈ ત્રાજવું તોળો
લગાવો છો તમે તો આગનો આરોપ ચંદન પર

રહું ખામોશ ને ઢાંકું જખમ એમાં જ સારું છે
તમારી સૌ ખુદાઈની નિશાની આ રહી તન પર

## બે ગઝલ / રમણિક સોમેશ્વર

૧

આપણું ચારેતરફ હોવું અને ખાલી જગા
કોઈનું એ રીતથી જોવું અને ખાલી જગા.

રોજ મમળાવ્યા જ કરવું આપણાઅસ્તિત્વને
આપણા હાથે ફરી ખોવું અને ખાલી જગા.

આપણા ઘરની દીવાલોને લૂણો લાગી જવો
આગિયાનું ભીંતને ધોવું અને ખાલી જગા.

એક ઊડતી આંખથી વંચાઈ જાવું આપણું
અખબારની ઘટનાસમું હોવું અને ખાલી જગા

આપણા આકાશ પરથી સૂર્યનું ગાયબ થવું
હાથમાં દીવો લઈ જોવું અને ખાલી જગા.

૨

લે, ધુમાડો બંધ મુઠ્ઠીમાં ભરું
શ્વાસનો દરિયો બધો ખાલી કરું

હું કશામાં ક્યાંય ઝિલાતો નથી
આયનો દીવાલની સામે ધરું

હાથમાં વંટોળની પીંછી લઈ
હું સળગતું ફૂલ આંખે ચીતરું

કોઈ અફવા જેમ ફેલાતો રહું
કોઈ ઘટના જેમ બસ જોયા કરું

માણસો, બસ માણસોના શહેરમાં
સૂર્યને ઓઢ્યા છતાં પણ થરથરું.

## વિફલ છે / હનીફ સાહિલ

કયા શબ્દ ઘર પાસે જઈને અટકવું
વિફલ છે આ ભાષાનગરમાં ભટકવું
વિખેરાયેલા શબ્દકણ પૃષ્ઠ પૃષ્ઠે
ખટકવું કણા જેવું આંખે ખટકવું
થતું કે આ ભાષાના વટવૃક્ષ ઉપર
લટકવું મગર ડાળનું આ બટકવું
ચવાયેલા શબ્દોથી નીપજે ન કાંઈ
ફટકિયાં આ મોતી સમું છે ફટકવું
છે ક્રિયાપદોની આ મેરી-ગો રાઉન્ડ
અટકવું લટકવું બટકવું ભટકવું
ભટકવું સતત એક ધારું અવિરત
પરંતુ કઠણ શબ્દ-રણથી છટકવું
કયા શબ્દઘર પાસે અટકું હનીફ
વિફલ છે આ ભાષાનગરમાં ભટકવું

## સંબંધ / હિમ્મત જોષી

સાવ સાચી વાત છે બ્હાનું નથી
આંખમાં રાખ્યું કશું છાનું નથી.

આપણો સંબંધ એ સંબંધ છે
ફાડી ફેંકી દો એવું પાનું નથી.

વૃક્ષ અવગણવાની તો ક્યાં વાત છે?
પાંદડું પણ મારે મન નાનું નથી.

શુષ્ક જડ આ પથ્થરોના શ્હેરમાં
લાગણી હે તારે વહેવાનું નથી.

## બાકી બધું તો ઠીક છે / કિશોર મોદી

હું લખું, બાકી બધું તો ઠીક છે,
આમ તો મારા વિશે લખવું હતું,
શું લખું? બાકી બધું તો ઠીક છે.

આમ તો સંબંધ કેવળ શ્વાસનો
એટલે તો હું, અમે, આપણ વિશે
શું કહું? બાકી બધું તો ઠીક છે.

આમ તો પળપળ પ્રતીક્ષા જોઈ મેં,
હું હવે આ ક્ષણ લઈ રોમાંચની
ક્યાં કરું? બાકી બધું તો ઠીક છે.

આમ તો અક્ષત તું, હું ક્ષણવત્ સમો,
એટલે કેવી રીતે હું કહું તને,
આવ તું: બાકી બધું તો ઠીક છે.

આમ તો લીલા અકળ તારા વડે
જે રચાઈ છે, શ્વસું છું, વહું છું
નિત્ય હું: બાકી બધું તો ઠીક છે.

## ન રહે / શોભિત દેસાઈ

ડર છે, તારું સ્મરણ જતું ન રહે
ઉદાસીનું શરણ જતું ન રહે

આ શિકારમાં હું છું ને તું છે
ક્યાંક પાણીનું રણ જતું ન રહે

તારી આંખોમાં આંસુઓવાળું
ભીનું વાતાવરણ જતું ન રહે

એક ખુલાસાની રાહ જોવામાં
ક્યાંક મારું મરણ જતું ન રહે.

## સંભવે / મનોજ રાવલ

જન્મ મારો પ્યાસની પળ સંભવે;
નામ તારું ત્યાં પછી જળ સંભવે.

હું બધું એ રાજવી સમ જોઉં કે
પીંગલાનું આ અમરફળ સંભવે!

આપણે ત્યાં અલગ કે ભેગાં થયાં?
એ જ ત્રિભેટા તણું સ્થળ સંભવે.

કાગ ઠોલે નયન, એ વેળા છતાં–
એમનું હો મિલન, અટકળ સંભવે.

સ્વપ્ન સાચાં લાગતાં એ વાતમાં,
શું બન્યું કે જિંદગી છળ સંભવે.

## ટહુકી પડો / મહેન્દ્ર જોષી

આ સૂર્યને થંભાવ મા આ તો બપોર છે
ભૂલાં પડેલાં પંખીઓનો ખાલી શોર છે

આખી નદીને શ્વાસમાં લઈ તરફડયે જવું–
મત્સ્યો સમી આ ટેવ છે કે એક તૉર છે?

આ બંધ દરવાજા અને એકાન્તમાં સભા,
લાગ્યા કરે છે આજ તો તારો જ દોર છે!

મસ્તક ઉપર શું ઠેસ વાગી ગઈ અષાઢની?
ટહુકી પડો હે લોહી કે અંધારાં ઘોર છે.

બે-ચાર સપનાં માંડ છે બાકી ઊઝરડાઓ
ભોળા સમયના હાથ જાણે તીક્ષ્ણ ન્હોર છે.

## નીકળ્યાં / કંવલ કુંડલાકર

ચોકની ભીડમાં લઈ જવાં નીકળ્યાં
આમ શેરી સુધી બારણાં નીકળ્યાં.

નામ દીધાં વગરનું ધર્યું ફૂલ જ્યાં
હાથ ફેલાયલા ત્યાં ઘણા નીકળ્યા.

ભીડમાં કયાંક અટકી પડયાં આપણે
ત્યારે આકાશમાં કુંજડાં નીકળ્યાં

કાશ, વંચાય છે તે સુગંધાય પણ
જો લિખિતન કોઈ ફૂલના નીકળ્યા.

માછલીનું ચીર્યું પેટ જળ નીકળ્યું
કંઈક અવશેષમાં ખારવા નીકળ્યા.

સૂર્ય ઊગ્યો ને પગને અડીને 'કંવલ'
મૂળ તિમિરનાં જ પરછાંઈમાં નીકળ્યાં.

## થઈ ગઈ પસાર / આશિત હૈદરાબાદી

રહેતો હતો દમામ ક્ષણો થઈ ગઈ પસાર,
મારી હતી તમામ ક્ષણો થઈ ગઈ પસાર!

ઊઘડી ગયા ફરીથી ઉદાસીના ઓરડા,
આપીને તારું નામ ક્ષણો થઈ ગઈ પસાર!

નહિતર હું મારા હોશ ગુમાવંત નહીં કદી,
ઢાળીને મારો જામ ક્ષણો થઈ ગઈ પસાર!

સંબંધના બે હાથ પરસ્પર મળે નહીં
ચાંપીને એવા ડામ ક્ષણો થઈ ગઈ પસાર!

'આશિત'જીવનનોઅર્થસમજવામાંરહીગયો
ગફલત મહીં તમામ ક્ષણો થઈ ગઈ પસાર!

## હું સ્તબ્ધ અવાચક ઊભો છું / મનોહર ત્રિવેદી

આ લોચન કે સાગરતટ છે? હું સ્તબ્ધ અવાચક ઊભો છું
કે છળનીતરતો પનઘટ છે? હું સ્તબ્ધ અવાચક ઊભો છું

એ જળની ઝીણી વાછટ છે? હું સ્તબ્ધ અવાચક ઊભો છું
શું શબ્દ સકલ ખાલી ઘટ છે? હું સ્તબ્ધ અવાચક ઊભો છું

ના સ્પર્શબાગની વચ્ચે કો' રોમાંચ ઊગશે-ઊઝરશે-
સૌ હવા સમૂળી બરછટ છે; હું સ્તબ્ધ અવાચક ઊભો છું

ભાગી છૂટો ભાગી છૂટો ભાગી છૂટો આ રસ્તેથી-
છે જીવતર જેવું સંકટ છે; હું સ્તબ્ધ અવાચક ઊભો છું

તેં દસ્કત આપ્યા લોહીના આ ત્વચા તળેના કાગળમાં:
'આ શરીર ખુલ્લું તર્કટ છે'. હું સ્તબ્ધ અવાચક ઊભો છું

હું આકુળ—વ્યાકુળ ઊંઘ લઈને શમણે શમણે ઘૂમું છું
હે રાત, તને શી ઝંઝટ છે? હું સ્તબ્ધ અવાચક ઊભો છું

ને શ્વાસનીંગળતી હાલતમાં પ્હોંચ્યો છું છત્રીશમે કોઠે
તે યુદ્ધપ્રણેતા ખળકટ છે: હું સ્તબ્ધ અવાચક ઊભો છું

## પવન / પથિક પરમાર

એટલે ઊડતી રકાબી છે નગર આકાશનું;
સૂર્યને વીંટી મહીં અકબંધ રાખે છે પવન.

આંખને જુએ છે ખુલ્લા નળ તરીકે, એ પછી-
તાપણું ફૂલોનું સળગાવીને તાપે છે પવન.

સોયના નાકાની વચ્ચે ઊંટનું થાવું પસાર;
—ને અહીં દર્પણની સામે આંખ મીંચે છે પવન.

એક આંસુનું ટીપું આ શહેર બનતું જાય છે;
એક ઝાકળનું ટીપું પી જઈને હાંફે છે પવન.

ભર બપોરે કોઈ રેગિસ્તાનમાં રખડે અને-
કોઈ દરિયાને પછી ઠેબે ઉડાડે છે પવન.

કે સમયની આંગળી પકડીને ચાલે છે પવન;
રેતમાં કોઈ ખજૂરી જેમ ફાલે છે પવન.

## બે ગઝલ / રમેશ પારેખ

૧

ચોક ગલીઓની નહીં આખા નગરની
વાત કર, માણસમાં ઊછરતી કબરની

સૂર્યના હોવા વિષે સંશય નથી પણ
છે સમસ્યા સાવ અણુસમજુ નજરની

પથ્થરો સાથે ય વાતો શક્ય છે પણ
શોધ, ભાષા તું પ્રથમ શબ્દો વગરની

મારી આંખો પર પડ્યો પરદો થઈ હું
ને પકડ છૂટી ગઈ દશ્યો ઉપરની

'ર'ની હાલત મેશ જેવી છે છતાં યે
વાત ના માને કોઈ સળગેલ ઘરની

૨

પથ્થરને પંપાળ્યા તો એ ઘાસ થયા
પછી પડ્યો દુષ્કાળ અને ઇતિહાસ થયા

રણના તાતા સરવાળા છે આંખોમાં
દશ્યો છેવટ કેવાં પર્દાફાશ થયાં?

સળગ્યાં આખ્ખાં ૪૦/૪૦ વર્ષો પણ
રમેશજીમાં ચપટી ના અજવાસ થયા

છાતી ઉપર પતંગિયાંઓ બેઠાં'તાં
એ દિવસોથી ઉજ્જડ શ્વાસોચ્છ્‌વાસ થયા

રમેશને પથ્થર માર્યો હર વ્યક્તિએ
શેષ વધ્યા તે રમેશજી, બિંદાસ થયા

## બે ગઝલ / મનહર મોદી

૧

રસ્તો રસ્તાને કાપે છે
માણસના ઢગલેઢગલા છે

જ્યાં ને ત્યાંથી દોડી આવ્યા
પડછાયા કોના સગલા છે?

વિચારમાં પાણી ઊગ્યાં છે
ને એમા ધોળા બગલા છે

ઘરનાં ઘર અજવાળે લૂંટે
આ પગલાં, કોનાં પગલાં છે?

સરવાળે સઘળું મીંડું છે
માણસના ઢગલેઢગલા છે

૨

હું પડ્યો સૂરજ પડ્યો ઘોડો પડ્યો
આભથી અંધારનો ઓળો પડ્યો

જે દટાયો તે પછી ઊભો થયો
ને પછી નીકળી જવાયું તો પડ્યો

એ બિચારો શું કહે પોતા વિશે
જે અહીં થોડો ઊભો થોડો પડ્યો

એક દુનિયા આંખ ઓળંગે નહીં
તે અમારે શિર ઘણો બોજો પડ્યો

એ હકીકત છે અને લાચાર છું
હું સમયસર છું છતાં મોડો પડ્યો.

## વાત સાચી છે / 'સુરેશચંદ્ર'

દરજ્જાથી કરી લીધી કમાણી વાત સાચી છે,
જગત જેવું જગત આ ધૂળધાણી વાત સાચી છે.

તું પરપોટા સમો ફૂટી જવાની બીકથી જાતો,
તને લાગી હશે કેડી અજાણી વાત સાચી છે.

નદી થંભી ગઈ સામો કિનારો શક્ય પણ લાગ્યો,
કરે છે મોજથી એની ઉજાણી વાત સાચી છે.

વખતને કોતરી ખાતી સરકતી રાફડા અંદર,
હવાની એ જ છે આદત પુરાણી વાત સાચી છે.

પ્રથમ પોલાણ દેખાડ્યું ગગન જેવું જ અનહદનું,
પછી સંક્ષેપમાં કીધી કહાણી વાત સાચી છે.

ભૃગુઋષિ સમો આ શબ્દ છાતી પર ચરણ મારે,
અને કાગળ સ્વયં સારંગપાણિ વાત સાચી છે.

## એકાંત / હર્ષદ ચંદારાણા

ભડ ભડ ભડ કાળું એકાંત
ઇંધણ થઇ હોમાતી જાત

આખું નભ છે ખુલ્લી આંખ
પડે પવનની એમાં રાખ

જતા-આવતા સુદ્ધાં શ્વાસ
પગલે પગલે લૂની ફાંસ

સૂરજના લંબાતા હાથ
અંગારાઓ ભરતા બાથ

અકવામાં પણ નહિ વરસાદ
વરસે છે અગ્નિયાળી યાદ

છાતીએ ત્રોફાતી લ્હાય
રૂંવે રૂંવે રણ ફેલાય

## ક્યાં? / કે જગત

શ્વાસ લેતો શબ્દ છંછેડાય ક્યાં?
અર્થના ઉચ્છ્‌વાસને ભેદાય ક્યાં?

ચાલવા ઝંખ્યાં હશે પગલાં છતાં–
અર્થના પગ શબ્દથી તોડાય ક્યાં?

હા, હશે માટીપગા શબ્દો છતાં
માત્ર પોકળ અર્થને છોડાય ક્યાં?

મૌનવ્રત શબ્દો તમે શેં રાખશો?
અર્થ ભૂલી જાય છે બધાય ક્યાં?

કે જગત શબ્દો સતત ગોખ્યા કરે
અર્થ મોઘમ વાતના ડોકાય ક્યાં?

## હલેસું છે સળીનું / શૈલેન રાવલ

વલણ છે સાપ જેવું કાંચળીનું
કબૂતર ઘૂઘવે છે ક્યાં ફળીનું.

ભર્યા એકાંતના દરિયાને તરવા
હોડી ક્ષણની, હલેસું છે સળીનું.

કઠિન છે સ્પર્શનાં ગીતોની સંગત
છે લકવાગ્રસ્ત ઢોલક આંગળીનું.

કહો સ્ફોટક વિચારો ક્યાં છુપાશો?
નગર આખું ય છે દીવાસળીનું.

## જિંદગી હેરાન કરીએ / રમેશ પટેલ

ચાલને ભીનાશમાં સુકાઇને ચોપાસમાં ને ભાસમાં—આભાસમાં ને શ્વાસમાં યે સ્થાન કરીએ,
શ્વાસને વેરાનમાં સરતા કરી ને ચાહનાને આહમાં બેભાન કરીએ: જિંદગી હેરાન કરીએ!

આ હવાની જેમ કોઈ વૃક્ષનાં પર્ણો મહીં લીલાશમાં—સુવાસમાં સ્પંદન કરી પલભર સરીને,
એ પછી કો ડાળ પરની લાશ થઈને હાશ થઇને શ્વાસનું અપમાન કરીએ!

ચાલને સૂરજ ઊગ્યાના ભેદની વાતો બધી અફવા ગણી ઈશ્વર તણા દરબારમાં જઇને હવે,
બૂમ પાડીને કહીને એ વિવાદે એકનાદે આ ગગનના વૈભવી સામ્રાજ્યને સૂમસામ કરીએ:

આજ પ્રકૃતિ તને હું શ્રાપ આપું. થાપ આપું; નાશ થઈ જા: આંખ સામેથી હવે ઓઝલ થઈ જા
લોહી વહેતું માનવીનું એકધારે આ નદીમાં જે સદીમાં એ ધરાથી આપણે પ્રસ્થાન કરીએ!

કંઇક આ સાગરતણા ઊંડાણને સ્પર્શી અહીં આ માનવીએ ક્યારનું શોષ્યા કર્યું:
આવને આ સ્વચ્છ દેખાતા નીલા આકાશની કો' ચોતરફની વેદનાનું આજ તો નિદાન કરીએ!

ચાલને ઓ મન! હવે તું સૂર ને ચકચૂર ને નિષ્ઠુર આ માનવ થકી કો દૂરના એ સૂરમાં,
ને પછી મસ્તાન થઇને રમ્ય ઉષાની મધુરી ઝંખનાની વેદનાનું એકચિત્તે ધ્યાન કરીએ!

ચાલને ભીનાશમાં સુકાઈને ચોપાસમાં ને ભાસમાં—આભાસમાં ને શ્વાસમાં યે સ્થાન કરીએ,
શ્વાસને વેરાનમાં સરતા કરી ને ચાહનાને આહમાં બેભાન કરીએ: જિંદગી હેરાન કરીએ!

# બે ગઝલ / ધીરુ પરીખ

૧

ગાલગાગા ગાલગાગા ગાલગાગા ગાલ
ગા ગઝલ તું ગા ગઝલ તું ગા ગઝલ તું ચાલ.
તાક ધિન ધિન તાક ધિન ધિન તાક ધિન ધિન તાક
મરણ નાચે મરણ નાચે મરણ નાચે તાલ.
લેફ્ટ રાઇટ લેફ્ટ રાઇટ લેફ્ટ રાઇટ લેફ્ટ
જાડ્ય સામે જાડ્ય સામે જાડ્ય સામે ઢાલ.
એક બે ત્રણ એક બે ત્રણ એક બે ત્રણ એક
સરકતી પળ સરકતી પળ સરકતી પળ ઝાલ.
ધપ પનીસા ધપ પનીસા ધપ પનીસા ધપ પ
બદ્ધ સૂરે બદ્ધ સૂરે બદ્ધ સૂરે ફાલ.
આજ નહિ બસ આજ નહિ બસ આજ નહિ બસ કાલ
ગાલગાગા ગાલગાગા ગાલગાગા ગાલ.

૨

શબ્દના ઉચ્ચારમાં જેમ સ્વર ભળ્યો
એમ મારા હોણમાં શો તું મળ્યો!
ફૂંક મારી ને અરીસો આંધળો
દેખતી આંખે મને કેવો છળ્યો!
મેં મૂક્યો જલપાત્રમાં સળિયો સીધો
ભેદ કેવો કે પછી ત્રાંસો વળ્યો!
સડક પર પેટ્રોલથી પીછું ખર્યું
જે નથી ત્યાં મોર કેવો મેં કળ્યો!
આવ લે ઓ અર્થ તું હળવે પગે
વંધ્ય અક્ષર તે પછી કેવો ફળ્યો!

## આ હવા લાવે નહીં / હરિકિશન જોષી

એમ કંઈ તારા નગરમાં ફૂલ વરસાવે નહીં
શ્હેરમાં જંગલનો વૈભવ આ હવા લાવે નહીં!

હાથમાં માથું લઈને જે ઢળ્યા દર્પણ ઉપર
એમને સમજાયું : ચ્હેરો હાથમાં આવે નહીં!

અર્થ શો નીંદરની ધરતીમાં દટાયા સ્વપ્નનો;
છોડની માફક જો ઊગી અમને મ્હેકાવે નહીં!

મન પડે ત્યાં મ્હોરતાં ગુલમ્હોર વૃક્ષો ને સડક,
ચાલતાં ચરણોને તારા ઘર સુધી લાવે નહીં!

મૌનના અકબંધ ખંડે હોઠને સંભાળજે
કોઈ જૂના જાળિયેથી શબ્દ સરકાવે નહીં!

આંખ બે આકાશ માફક ફેલવા લાગી કિશન
ક્યાંક તુજને મૃત ગણી મિત્રો જ સળગાવે નહીં!

## કરે છે / અજય બોડીવાલા

ફૂટ્યા કરે છે, અટક્યા કરે છે,
શ્વાસો હજીયે છટક્યા કરે છે.

રેતી બનીને પથરાય ચ્હેરા,
શ્હેરો રણોમાં સરક્યાં કરે છે.

આકાશ થૈને ટહુકો ઊડ્યો ત્યાં,
પીંછાં હવામાં ભટક્યાં કરે છે.

રસ્તો ખસે છે પગલાં બનીને,
વચ્ચે પ્રસંગો ઝબક્યા કરે છે.

લોહી વચાળે દિવસો ચણીને,
મૃત્યુ હવે તો છલક્યાં કરે છે.

ડૂબ્યા પછી કાગળની નદીમાં,
બે-ચાર શબ્દો ખટક્યા કરે છે.

## પારદર્શકતાની પાર / સુશીલા ઝવેરી

વેદના-વિષાદની સંખ્યા કહો ક્યાંથી ગણું?
જેમ કંટકથી સજાવ્યું હોય જ્યારે આંગણું.

લાગણીના લયમાં જન્મ્યે જીવ હેવાયો થયો,
ત્યારથી જાણ્યે-અજાણ્યે બંધ સૌનું બારણું.

કલ્પના-સંપુટ આખો સમયનો અકબંધ છે;
તોય ક્ષણની માછલીને પ્રતિપળોએ હું હણું.

શિલ્પ રૂપે જીવનભર હું સાચવી રાખું મને;
એ જ કારણ રાતદિ' કરમાં ગ્રહ્યું મેં ટાંકણું.

દર્પણે દેખાવ જોઈ મુગ્ધતામાં મ્હાલતાં
પારદર્શકતા વિશેનું ઘોર અજ્ઞાનીપણું.

## વિશ્રંભાલાપ / વિનોદ જોશી

ઝુલ્ફમાં ભૂલી પડેલી આંગળી – તેં સાંભળ્યું?
રાતભરનો થાક લઈ પાછી વળી – મેં સાંભળ્યું.

આંગળી ખંડેરનો હિસ્સો નથી – તેં સાંભળ્યું?
છે હવે ગુલ્મ્હોરની ભીની કળી – મેં સાંભળ્યું.

ટેરવે ઘેઘૂર સન્નાટો હતો – તેં સાંભળ્યું?
તરબતર વાગે હવે ત્યાં વાંસળી – મેં સાંભળ્યું.

છે ઉઝરડા મખમલી આકાશમાં – તેં સાંભળ્યું?
આ નખોનું નામ હિંસક વીજળી – મેં સાંભળ્યું.

સાવ બરછટ એ બધા વિસ્તાર છે – તેં સાંભળ્યું?
એટલે ત્યાં સ્પર્શની લાશો ઢળી – મેં સાંભળ્યું.

આ અજાણ્યો દેશ માફક આવશે – તેં સાંભળ્યું?
એક જાણીતી ગલી અહીંયાં મળી – મેં સાંભળ્યું.

મૌનની જીતી જવાને રાવટી – તેં સાંભળ્યું?
આ ગઝલની એવ ઠારી નીકળી – મેં સાંભળ્યું.

## હશે / મનીષ પરમાર

વાદળીના શ્વાસમાં તડકો હશે
સૂર્ય ખોલીને જુઓ ભડકો હશે

આંખ વિનાના પવનને પૂછજો,
શૂન્યતામાં ચાલવા સડકો હશે?

મૂક પાણીનાં વહેણો આથમે
પથ્થરોમાં ડૂબતો પડઘો હશે

આંસુની દીવાલમાં તૂટી પડે
ટેકવેલી યાદનો ફોટો હશે

## ચરૂ / શિલ્પિન્ થાનકી

શબ્દ સામટા મિટ્ટીના કણ-કણ વચ્ચેથી ચાલ્યા,
શબ્દ પાંસશા યુગ-યુગ ને ક્ષણ-ક્ષણ વચ્ચેથી ચાલ્યા.

કશું પામવા શબ્દ ફ્હાન-શા ઊંડાં જળમાં પેસી
કાળનાગની ફૂંફવતી શતફણ વચ્ચેથી ચાલ્યા.

કદી ફસાતા, કદી ચેતતા સમય-વ્યાધ-ષડ્યન્ત્રે
શબ્દ કપોત સમા લાલચની ચણ વચ્ચેથી ચાલ્યા.

દ્વીપ હરિતીમ કોણે જોયો!—જ્ઞાત નથી કોઈને,
શબ્દ-સૂર્ય નિર્મેઘ રેતભર રણ વચ્ચેથી ચાલ્યા.

કચટતપફખછઠથફગગજડદબદઘઝઢભઞમમધ્યે
શબ્દાતા પાણિનિ આખરમાં યણ વચ્ચેથી ચાલ્યા.

## ટોયા કરે? / ફિલિપ કલાર્ક

છૉળ આવી પાળને ધોયા કરે;
લોક સૌ શંકાવડે જોયા કરે.

પળ પળે વીંધ્યા કરે ને એસવે,
કોણ કોને ફૂલ શું પ્રોયા કરે?

સાંજ સાથે એટલે લીધું હસી;
કે પછીથી રાત હૈં રોયા કરે.

દર્દને ફૂટી ગઝલની પાંદડી;
કોણ આવી ભીતરે ટોયા કરે?

ચીજ બીજી શું પછી એ સાચવે?
પ્રેમ જેવો પ્રેમ જે ખોયા કરે?

## સળ અંધકારના / સાહિલ

એને ઉખેળવાના પ્રયત્નો કરો નહીં,
ક્યારેય ના પૂરા થશે સળ અંધકારના.

પરપોટા રૂપે પણ ન હું આવું સપાટી પર–
કેવી રીતે ફરી વળ્યાં જળ અંધકારનાં.

કોઈ અધૂરી વાતનાં સંભારણાં સમાં
આંખોમાં ઘૂમરાય વમળ અંધકારનાં.

કોઈ અહીં ઉજાસની આશા કરે નહીં
સહુને ચડયાં છે ઘેન શીતળ અંધકારનાં.

શું મારા પૂર્વજોની વસિયતમાં નીકળ્યું
પામ્યો હું વારસાઓ સકળ અંધકારના.

## વસંત કર્ણાટકી મિજાજમાં / નયન હ. દેસાઈ

મનમાં તરુવર ઊડુગણુ કણુકણુ નાદ સ્વરમ્ લૈ પૂરવે,
ધરતી ભરચક અટકળ કુતૂહલન્ કેવળ ભેદભરમ્ લ છલકે,

ઘરમાં હરફર પગરવ કિટ્ટા દ્વાર ન વિરમૈ ઊઘડે,
ઉરમાં પુદ્‌ગળ પુલકિત કોઈ પ્રતીક્ષા સ્વપ્ન અગમ્ લે ધબકે,

તડકે તડતડ લક્કડ કોટ સળગતી જ્વાલન્ નીકળે,
ઝર ઝર ડાળ ઝૂલતર વિહ્વળ પર્ણો નીલ ચલમ્ લૈ સળગે,

ફૂલ ને ઝાકળ રત્ન નીલમ સમ ફાલ વસંતલ ઊતરૈ
હૃદયનાં તલથી ભગ્ન હૃડપ્યા પુનઃ જનમ્ લૈ જન્મે!

## શ્યામ ગર્તામાં/કિસન સોસા

દર્પણુમાં મને જોઈ જોઈ ત્રાસી ગયો છું
મીંચાય હવે આંખ તો મીંચાઈ જવા દો!

માણુસ રૂપે થાક્યો છું, હવે મૂક વિહગ થૈ
કો પર્ણુઘટામાં મને સંતાઈ જવા દો!

સૈકા સુધી દસ્તક ન કરે કોઈ કમાડે
એ ઘરનું થઈ બારણું બિડાઈ જવા દો!

છું જ્યોત, છતાં ટાઢથી થથર્યો જ કરું છું
શું અર્થ એવી જ્યોતનો હોલાઈ જવા દો!

ભવરણુ તણા ભમ્મર કૂવે ચકરાયો ઘણો હું
અવ શ્યામ ગર્તામાં મને ખોવાઈ જવા દો!

રોકો ન તમે આંગળી મૂકો ન અધર પર
જેવું ય કોઈ ગાય ભલે ગાઈ જવા દો!

## હશે / રવીન્દ્ર પારેખ

ઝાકળી બાવળ ઉપર તત્ક્ષણ થશે,
સૂર્ય જેવું ઊગવાનું પણ થશે.

બિંબ સઘળાં આમ તો ફૂટી જશે,
સાવ કોરું, એ પછી, દર્પણ થશે.

એક અવસર આવશે, પાછો જશે,
–ને ફરી લૂખું-સૂકું આંગણ થશે.

આવતે ભવ તું ફરી મારી ભીતર,
રેતશીશી હું અને તું રણ થશે.

શ્વાસ પર જાદુઈ ફરતી લાકડી,
એક, બે ને ત્રણ! હવે કંઈ પણ થશે.

## કાફિયા / ભૂપત નાનસી

ઢૂંઢતો તો ઢૂંઢતો હું જિંદગીમાં કાફિયા
મસ્જિદ બહાર ઊભો રહીને બંદગીમાં કાફિયા.

ૐ કે તુઆ મહીં ને ટપકી રહેલા ક્રૂસ પર,
ખોળતો હું ગ્રંથ તારી દિલ્લગીમાં કાફિયા.

ફૂલની જાજમ ઉપરથી ઊઠતી ખુશબૂ અને
શોધતો હું કંટકોની તાજગીમાં કાફિયા.

આપ જે આપો દવા તેમાં મળી લે કે પછી
ફેફસાંમાં કણસી રૂહેલી માંદગીમાં કાફિયા.

આંખના આવાસમાં ને જુલ્ફઢાંક્યા શ્વાસમાં
આવશે કે શબ્દકેરી સાદગીમાં કાફિયા.

આપ શા મહેમાનની એને પડી ગઈ ટેવ છે.
ક્યાં 'ભૂપત' ને ભેટશે ને ક્યાં લગીમાં કાફિયા?

# કવિતાવૃત્ત

- મરાઠી કવિશ્રી અનંત કાણેકરનું ૭૪ વર્ષની વયે મુંબઈ ખાતે અવસાન થયું છે.
- કવિશ્રી સૈફ પાલનપુરીનું મુંબઈ ખાતે ૭મી મેના રોજ હૃદયરોગના હુમલાથી અવસાન થયું છે.
- કાવ્યગોષ્ઠિના ઉપક્રમે ૨૬–૨૭ એપ્રિલે કચ્છમાં આદિપુરમાં તોલાણી કૉલેજના સહકારથી ચોથા કાવ્ય-સત્રનું આયોજન થયું હતું, જેમાં 'વિશ્વકવિતા', 'ભારતીય કવિતા' અને 'ગુજરાતી કવિતા' પર વિવિધ વક્તાઓએ પોતાનાં વક્તવ્યો રજૂ કર્યાં હતાં. ડૉ. ઉપેન્દ્ર પંડ્યા, વ્રજલાલ દવે, સુધીર દેસાઈ, ધીરેન્દ્ર મહેતા, પ્રભાશંકર ફડકે, હરીશ વાસવાણી, જગદીશ દવે, કનુભાઈ જોર, મફત ઓઝા વગેરેએ ભાગ લીધો હતો.
- 'નવોદિત લેખક સહકારી પ્રકાશન' સંસ્થા તરફથી ૭મી મેના રોજ રાત્રે ગાંધીનગર મુકામે શ્રી વિનોદ ભટ્ટના સંચાલન હેઠળ એક કવિસંમેલન યોજાયું હતું.
- ૧૧મી મેના રોજ અમરેલીની વીસેક જેટલી સંસ્થાઓએ શ્રી રઘુવીર ચૌધરીની અધ્યક્ષતામાં કવિશ્રી રમેશ પારેખનો સન્માન સમારંભ યોજ્યો હતો. એ પ્રસંગે શ્રી વિનોદ ભટ્ટના સંચાલન હેઠળ એક કવિ-સંમેલનનું પણ આયોજન થયું હતું.
- ધી લાલ દરવાજા પોએટ્રસ વર્કશોપ લિ. તરફથી દલિતજનોને પ્રતિબદ્ધ રહેવાની પ્રતિજ્ઞા સાથે 'કાળો સૂરજ' નામના કવિતાના અનિયતકાલિક પત્રના બે અંક પ્રકટ થઈ ગયા છે.

## સાભાર સ્વીકાર

- **'નક્ષત્ર'**· પુરુરાજ જોષીનો પ્રથમ કાવ્યસંગ્રહ. પ્ર. ૨૩, શિવશક્તિ સોસાયટી, નડિયાદ, કાચું પૂઠું, પૃ. ૫૮, રૂ. ૧૨
- **'જોજે જોજે રાહ'**· રશિયન કવિ સિમોનોવનાં કાવ્યોનો શ્રી અવન્તિ દવેએ કરેલો અનુવાદ. પ્ર. તક્ષશિલા પ્રકાશન, ૫૧૫, ભારત ઈન્ડસ્ટ્રીઅલ એસ્ટેટ, ટોકરશી જીવરાજ માર્ગ, મુંબઈ–૪૦૦૦૧૫, કાચું પૂઠું, પૃ. ૧૬, રૂ. ૧
- **'મોનો–ઈમેજ–હટ'**· સર્વશ્રી મધુ કોઠારી, રમેશ આચાર્ય, એસ. એસ. રાહી દ્વારા ૧૯૭૯માં પ્રકટ થએલાં મોનો–ઈમેજવાળાં કાવ્યોનું આવકાર્ય સંપાદન. પ્રા. સ્થા. રૂપાલી પ્રકાશન, પીરમહમદશા મેન્શન, ઘીકાંટા ક્રૉસિંગ, રિલીફ રોડ, અમદાવાદ–૩૮૦૦૦૧, કાચું પૂઠું, પૃ.૩૨, રૂ. ૬
- **'સોમા'**· શ્રી રતિલાલ ગો. પંચાલનો છંદોબદ્ધ કાવ્યસંગ્રહ. પ્ર. શ્રી પુસ્તક મંદિર, કૃષ્ણ સિનેમા સામે, રિલીફ રોડ, અમદાવાદ–૩૮૦૦૦૧, પાકું પૂંઠું, પૃ. ૧૩૬, રૂ. ૭.૫૦

## સૂચનાઓ

* સર્જકોને જવાબી ટપાલખર્ચ ન મોકલવા વિનંતી છે. સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિના દરમિયાન આપવામાં આવે છે, અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.
* વ્યવસ્થા અંગેનો સઘળો પત્રવ્યવહાર 'વ્યવસ્થાપક 'કવિલોક' C/o. કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ-૧' એ સરનામે જ કરવો.
* આપનું લવાજમ જો પૂરું થઇ ગયું હોય તો રૂપિયા પંદર સત્વરે મોકલી આપશો.
* આજીવન લવાજમ રૂપિયા ૧૫૧ છે. શિક્ષણ સંસ્થાઓ અને ગ્રંથાલયો પણ આજીવન સભ્ય બની શકે છે.
* આપનું સરનામું બદલાય તો તરત જ તેની જાણ કાર્યાલયને કરશો.
* લવાજમ ચૅકથી મોકલો તો બૅંક કમિશનના રૂપિયા બે ઉમેરીને મોકલશો.

# ગૌરવવંતું ગોમટા

ગોમટાના ૭૨૦ કુટુંબોનો સામુહિક પુરુષાર્થ સફળતાને વર્યો છે. રાજકોટ જિલ્લાના આ ગામની પંચાયતે ૧૯૭૭-૭૮ની રાજ્યની સર્વશ્રેષ્ઠ પંચાયતનું બહુમાન મેળવ્યું છે. ગોમટાની ગતિશીલતાના આ રહ્યા મહત્વના સિધ્ધિ-સોપાનો :

* ૨૮૮ પિયતના કૂવાઓ * ૧૯૫ વીજળીક મોટરો * ૮૫ ઓઈલ એન્જીનો * ૩ અનુશ્રવણ તળાવો * ઘેર ઘેર પાણીના નળ * ૩૫૦ રબર ટાયરના ગાડાંઓ * પ્રાથમિક આરોગ્ય કેન્દ્ર * પશુ સારવાર કેન્દ્ર * ગૌશાળા * બાલમંદિરથી ઉચ્ચ માધ્યમિક સુધીની શાળાઓ * પુસ્તકાલય-વાચનાલય * ટેલિફોન એક્સચેંજ * બે બેન્કો * ટીન ફેક્ટરી * ખેતીના ઓજારો બનાવવાનાં ૨ કારખાના * તેલની ૪ મીલો * ગ્રામ રક્ષક દળ * ખેતી વિષયક સહકારી મંડળી * ગ્રામના હરિજન કુટુંબો અને માજી સૈનિકો માટે સાંથણીમાં જમીન * ગ્રામોદ્યોગો, કુટુંબનિયોજન, ગટર યોજના, સમાજ સુધારણા વગેરે સર્વાંગી વિકાસના અંગો.

## ગોમટા સાકાર કરે છે —
## ગ્રામ સ્વરાજનું સ્વપ્ન





# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · વર્ષ · ૨૦૩૬ · જુલાઈ-ઑગસ્ટ ૧૯૮૦ · દ્વિજ અંક ૬૪

સંસ્થાપક · રાજેન્દ્ર શાહ
તંત્રી · ધીરુ પરીખ

ગામની લાયબ્રેરીના સેક્રેટરી તરીકે એ વર્ષોથી પ્રભાશંકર ગાંદિયા
ગામના અમારી હાઈસ્કૂલના એક સીનિયર શિક્ષક આપેલા. લાયબ્રેરી સમૃદ્ધ હતી પણ અવ્યવસ્થિત
હતી. મહેમ સાહેબે તેને વ્યવસ્થિત કરી તેનું કેટલોગ તૈયાર કરવાનું કામ ઉપાડ્યું અને પોતે તેના
અંગ્રેજી વિભાગનું કામ માથે લઈ ગુજરાતી વિભાગનું કેટલોગ બનાવવાનું કામ મને સોંપ્યું. અને
એ વર્ષની મે વૅકેશનમાં અમે એ કામ પૂરું કર્યું. આથી ગુજરાતી ભાષાના વિવિધ વિષયનાં પુસ્તકોની
જાણકારી હું પામ્યો.

બચુભાઈ રાવત



૨૭-૨-૧૮૯૮] બચુભાઈ રાવત [૧૨-૭-૧૯૮૦

મહત્ત્વાકાંક્ષાનો અખૂટ વહડાવી ઉરઝરો,
પ્રભો! શાને દીધું લઘુ જીવનનું પાત્ર ઝીલવા?

બ. રા.

◁
ઈ. ૧૯૧૪ થી ૧૯૧૯ દરમિયાન સદ્. બચુભાઈ રાવત ગોંડલમાં શિક્ષક હતા ત્યારે તે શાળાના પુસ્તકાલયની એમણે સંભાળેલી કેટલીક જવાબદારીએ એમના ઘડતરમાં ફાળો આપ્યો હતો તે વિગતનો અહેવાલ આપતા બચુભાઈની ઉત્તરાવસ્થાના હસ્તાક્ષર.

(કવિશ્રી રાજેન્દ્ર શાહને આપેલી રેડિયો મુલાકાત માટે એમણે જાતે કરેલી નોંધમાંથી)

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • વર્ષ • ૨૦૩૬ • સળંગ અંક ૧૩૬ • દ્વિજ અંક ૬૪
જુલાઈ–ઑગસ્ટ ૧૯૮૦

કાવ્યો



તંત્રી • ધીરુ પરીખ

લેખો



અનુવાદ



સલાહકાર
રાજેન્દ્ર શાહ • નિરંજન ભગત

❘ લવાજમ મોકલવાનાં સ્થળ : (૧) C/o કુમાર કાર્યાલય લિમિ. રાયપુર અમદાવાદ-૧. (૨) વિજય સ્ટોર્સ ૬૨, કલ્યાણભવન, રિલીફ-રોડ, અમદાવાદ-૧, યા સ્ટેશનરોડ, આણંદ. (૩) ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨
❘ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ ઑક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં — પ્રકટ થાય છે. ❘ દેશમાં વાર્ષિક રૂ. ૧૫, પરદેશમાં રૂ. ૩૫ યા પા. ૨-૫, અમેરિકામાં રૂ. ૫૦ યા ડૉ. ૬; વાર્ષિક રૂ. ૧૫ • છૂટક નકલ રૂ. ૨-૫૦

તંત્રી સાથેના પત્રવ્યવહારનું સરનામું:
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ-૩૮૦ ૦૦૯

મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી • રાયપુર • અમદાવાદ ૧

# વંદન જય ગૂજરાત

ભારતભૂમિની ગુણવંતી લઘુ પુણ્યવતી રસભૂમિ,
સત્યાગ્રહની કર્મભૂમિ તું, ઝઝૂમીએ જહીં ઘૂમી,
જયગાન ગજવતાં માત;
તુજને વંદન જય ગૂજરાત!

રસકસવંતી ભારતભૂમિની શ્રેષ્ઠ સુભગરસપુત્રી,
ગિરિ, ગહ્વર, સરવર, નદી, ઝરણાં, પ્રકૃતિ-પ્રસાદી ધરતી,
ધનધાન્ય ભરી રળિયાત; તુજને૦

યદુકુળતિલક કૃષ્ણચંદ્રની રાજ્યભૂમિ જયવંતી,
ઘોષ ગીતાના સદાય કરતી, કર્મયોગ ગુંજવતી,
જય ગૌરવવંતી માત; તુજને૦

સિદ્ધરાજ, વન. ભીમદેવ સમ સમરવીરોની પ્રસૂતા,
વીર કેસરીસમ જયત્રાડે ધરણી જે ધ્રૂજવતા
કરી વિજયધ્વજ ફરકાટ; તુજને૦

નૃસિંહ, મીરાં સરખાં રસિયાં સંતનની રસજનની,
ધર્મધુરંધર દયાનંદ ને કલાપીની કુલભૂમિ,
વા'તી રસબંસી દિનરાત; તુજને૦

પ્રેમ—શૌર્યનું રણશિંગ ફૂંકવતો નર્મદ જય ગજવે,
સત્યનિષ્ઠ કર્મવીર ગાંધી અવનવ ચેતન પ્રેરે,
જન ઘૂમે કીર્તિધ્વજ સાથ; તુજને૦

જાગ્રત જો તુજ તનુજ થયાં ત્યાં આ નવચેતન ભરતી,
પ્રાચી દિશામાં વિવિધ રંગભરી ઉદય ઉષા ઝળહળતી,
જો! દિવ્ય વસંત પ્રભાત; તુજને૦

ઘેરી ધુરંધર દેશતણાની ઘૂઘરમાળ ઘમકશે,
સ્વતંત્રતા, રિદ્ધિ, સિદ્ધિ ને પ્રતાપ, ચેતન સરશે,
જોઈ સ્તબ્ધ થશે જગ માત! તુજને૦

બચુભાઈ રાવત

વર્ષ · વિ. સં. ૨૦૩૬ કવિલોક જુલાઈ-ઑગસ્ટ ૧૯૮૦

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि।

## કવિતા

કવિતા-વાચનથી ભાવકને પ્રબોધ અને પ્રમોદ બંને મળવા જોઈએ. વિષય ગમે તે હોય પણ એની પાછળ અનુભૂતિની સચ્ચાઈ હોવી જોઈએ, અને એની રજૂઆત કાવ્ય વંચાતું જાય તેમ એનો રસ હૃદયમાં ઊતરતો જાય એવી વિશદ હોવી જોઈએ. એમાં પૂર્વાચાર્યોએ પ્રબોધેલા ત્રણે ગુણ–ઓજસ, પ્રસાદ અને માધુર્ય હોવા જોઈએ. ઉપાડથી માંડીને અંત સુધી તેની રચના રેખાઉતાર હોવી જોઈએ અને અંતમાં તેના મુખ્ય રસની જમાવટ કરતી ચમત્કૃતિ સંધાવી જોઈએ. સૉનેટ હોય તો તે તેના ગુણધર્માનુસાર પાસાદાર બનીને અંતની બે પંક્તિમાં ચોટદાર મોતી જેવું બનવું જોઈએ. ગીત હોય તો તેની બાની અને પ્રાસમાં તે લલિત અને લાવણ્યમય હોવું જોઈએ. પ્રાસને હું ગીતનું આવશ્યક અંગ ગણું છું, અને તેની બાનીમાં લાલિત્યને જરૂરી માનું છું. એ જ રીતે ગઝલમાં નવો ઉન્મેષ આવકાર્ય છે, પણ તેની રચનાનો કસબ કાયમ રહીને. તેનું અગત્યનું અંગ જે મિજાજ તે એમાંથી પ્રગટતો હોવો જોઈએ. ભજનમાં પણ બાની અને કથન બંનેમાં પ્રૌઢી અને ગાંભીર્ય સાથે હૃદયને હલાવી નાખે એવી ચોટ હોવી જોઈએ. ટૂંકામાં, કૃતિ ગમે તે હોય પણ વાચન કે શ્રવણ દરમ્યાન એની એક મધુર રૂપાકૃતિ સરજાતી જતી હોવી જોઈએ, અને અંતે રસાનંદની એક લહરી મૂકી જતી હોવી જોઈએ.

બચુભાઈ રાવત

(શ્રી રાજેન્દ્ર શાહે આકાશવાણી માટે લીધેલી મુલાકાતમાંથી)

# આધુનિક ગુજરાતી ગઝલના પ્રયોગાત્મક વલણમાં ઔચિત્ય

ધીરેન્દ્ર મહેતા

અનિવાર્યતાને કારણે થએલા પ્રયોગનું જ મહત્ત્વ છે. કાવ્ય પરત્વે આવી અનિવાર્યતા પરિવર્તનની જરૂરિયાતમાંથી ઊભી થઈ હોય છે. આ જરૂરિયાત વ્યક્ત થવા મથતી વિશિષ્ટ અનુભૂતિએ પ્રેરેલી હોય કે સ્વરૂપ વિશે બદલાએલા ખયાલે પ્રેરેલી હોય. આવા સંયોગોમાં જે સર્જક પ્રયોગ કરવાનું સાહસ દાખવી શક્યો નથી તેની ગતિ અવરોધાઈ ગયાનાં દષ્ટાંતો આપણે માટે અજાણ્યાં નથી.

આ રીતે પ્રયોગ વૃત્તિજન્ય નથી, પરિસ્થિતિજન્ય છે; અને તેનો અર્થ હમેશાં નવીન, એટલે કે વિચિત્ર નહિ પરંતુ જુદો એવો પણ થાય. નવીનતા તો આજે નહિ તો કાલે લુપ્ત થવાની; પરિવર્તન સ્થિર થઈને નવી દિશા ઉઘાડી આપતું હોય છે, જેને પરિણામે કાવ્યને ગતિ મળતી હોય છે. એ રીતે એના વિકાસની શક્યતા ઊભી થાય છે. સિદ્ધિમાં નહિ પરિણમી શકેલા, શક્યતા ઊભી કરી આપનારા પ્રયોગોનું પણ મૂલ્ય અંકાવું જોઈએ.

ગુજરાતી ભાષામાં રચાતી ગઝલને ક્ષેત્રે છેલ્લા લગભગ બે દાયકા દરમિયાન પ્રયોગાત્મક વલણે ભારે જોર પકડયું છે. એનો વેગ એની તીવ્ર ગતિને જ સર્વથા આભારી નથી, એની પ્રચુરતા પણ એને માટે કારણભૂત છે. આ પ્રયોગો હમેશાં અનિવાર્યપણે થયા જણાતા નથી, વૈચિત્ર્યરસ કે નવું કરી જોવાની કૌતુકવૃત્તિ કે આજુબાજુ જે કંઈ થઈ રહ્યું હોય તેનું અનુકરણ કરવાનું માનસ પણ તેની પાછળ કામ કરી રહેલાં જણાય છે, જે કૌતુકવૃત્તિ કે વૈચિત્ર્યરસ કવિમાં હોય તે ભાવકમાં પણ હોય, તેથી આ પ્રકારના પ્રયોગોએ પણ એક વાર તો આકર્ષણ જગવીને મોહ જન્મા[illegible] છે. મોહે ઝંખવેલી દષ્ટિને ઘણી વાર આવી કે 'પ્રયોગ'ના ઉદ્દેશ વિનાની કૃતિમાં પણ વિલસી ર[illegible] કાવ્યત્વ પરખાતું નથી; પરંતુ તટ-સ્થ રહીને નિરીક્ષ[illegible] કરવાથી અથવા સમય જતાં વેગ મંદ પડવાથી પ્ર[illegible]ગનું સાચું સ્વરૂપ કળાઈ આવ્યા વગર રહેતું ન[illegible] સામ્પ્રત ગુજરાતી ગઝલે દાખવેલા પ્રયોગાત્મક વલણ[illegible] ઔચિત્ય તપાસવાનો અહીં ઉપક્રમ છે.

જે ભાષામાં થઈ ને ગઝલનું સ્વરૂપ આપણી ભાષા[illegible] અવતર્યું છે તે ઉર્દૂ ભાષામાં તેની પરંપરા એટલી સ[illegible] અને સત્ત્વશાળી હતી કે તેનાથી એકદમ મુક્ત થઈ દૂર જવું મુશ્કેલ હતું. ઉર્દૂ ગઝલે જમાવેલાં પ્રભાવ લાભ લેવાના આશયથી પણ રૂઢ વિષયો પર એ લઢણથી ગુજરાતીમાં ગઝલ લખાવી શરૂ થઈ. વિષયો અને લઢણની લોકભોગ્યતાએ એને પોષ[illegible] ઉત્તેજન આપ્યું. પરંતુ આગંતુક કાવ્યપ્રકારનાં મૂળ આપણી ભૂમિમાં દઢમૂલ થઈ શક્યાં એ તેના બી[illegible] તબક્કાથી શરૂ થએલા પ્રયોગશીલ વલણને આભારી [illegible] આ તબક્કાના શયદા, મરીઝ, ઘાયલ, ગની જેવા ગઝ[illegible]કારોએ ગુજરાતી ગઝલને વિષયોની ક્ષિતિજનો વિસ્ત[illegible] કરી, તેને આસપાસના જીવનના સંસ્કાર આપી, વા[illegible]ચીતની નજીકની ભાષાનો વિનિયોગ કરીને ગુજરા[illegible]રૂપ આપ્યું, આ સૌમાં ઘાયલનો અભિગમ સવિ[illegible] પ્રયોગશીલ રહ્યો છે. મિજાજ પરત્વે તેમ જ અ[illegible] વ્યક્તિના ઢંગ પરત્વે તેમની રચનાઓમાં એવાં લક્ષ[illegible] દષ્ટિગોચર થાય છે જેને કારણે તેઓ અનેક ઠેક[illegible] આજના ગઝલકારોના પૂર્વજ જણાસે. કેટલાંક દષ્ટાં[illegible]

રથી આનો ખ્યાલ આવી શકશે. ગઝલની પરંપરાગત ીધી કથનશૈલીને બદલે વક્રતાથી એક સામાન્ય કથન વું વિલક્ષણ રૂપ લે છે તે જુઓ :

કહે છે કે 'મુજથી વ્હાલી મને તારી જાત છે,'
શું સાંભળી રહ્યો છું, દિવસ છે કે રાત છે!

મનુષ્યની નિઃસહાય સ્થિતિ વ્યંગથી વાચા પામી કરુણ નિષ્પન્ન કરે છે :

શબ આપણાં ને આપણા આ સ્કંધ હોય પણ!

એકાદ લાક્ષણિક શબ્દપ્રયોગ માત્રથી તેઓ આખા યુગ પર આ પ્રમાણે વ્યંગ કરી લે છે :

અણુશક્તિની બોલબાલાના સોગન—

ઘાયલની તીર્યક્ દૃષ્ટિ ઘણી વાર એકના એક શબ્દમાંથી, કાકુભેદ કરીને, ભિન્ન અર્થ નિપજાવે છે; અન્વર્થ યોજે છે.

અનુભૂતિને અનુરૂપ ભાષાપ્રયોગનું વલણ ઘાયલની 'રમકડું છું' જેવી રચનામાં જોવા મળે છે. આ રચનાને જયંત પાઠકની રચના 'માણસ છે' સાથે વાંચવાનું સૂચન છે.

કલ્પનની મદદથી ભાવને અભિવ્યક્ત કરવાનું આધુનિક ગુજરાતી ગઝલનું વલણ ઘાયલની રચનાઓમાં જોવા મળે છે. કેટલાંક મનોરમ કલ્પનોનો આસ્વાદ લઈએ :

હસતી આંખલડીમાં નેહ
એટલે તડકે તડકે મેહ.
× ×
ઓસ મહીં આ તરતી ધૂપ
એટલે તારું ચડતું રૂપ!
× ×
ગભરુ આંખોનું શું કહેવું!
કૂપની અંદર જાણે કૂપ!

સંકુલ મનોભાવોને માર્મિક રીતે મૂર્ત કરવામાં પણ ઘાયલ પુરોકાલીનો તેમ જ સમકાલીનોથી જુદા તરી આવે છે. એક શેર સાંભળો :

આંસુ હતાં કે હૈયું, ન જાણે શું યે હતું?
કે આંધી જેવું આંખમાં ઊઠી શમી ગયું.

મનોભાવોને વ્યક્ત કરવામાં એ કેવા નવીન ઉપમાન-પ્રયોગો કરે છે તે જુઓ :

નયનથી દૂર ક્યાં લઈ જાય છે મન, અસ્થિ આશાનાં?
અરે એ કુંડ દામો એ તળેટીની જ જોડે છે.

ચાંદનીમાં ચમકતી રેતી અને સમુદ્ર, આ બે વચ્ચેના સામ્યની વાત કરી કવિ ચિત્તની અસ્વસ્થ સ્થિતિનો પરોક્ષ સંકેત રચે છે :

કૈં ચાંદની જ એવી હતી, ભાન ના રહ્યું;
જાવું હતું સમુદ્ર ભણી, રણમાં જઈ ચડ્યો!

સૂક્ષ્મતા અને સંકેતાત્મકતાના દૃષ્ટાંતરૂપ એક બીજો શેર :

ખુશીથી તારલાઓ, જાવ પોઢી!
નથી ચિંતા, હવે મોંસૂઝણું છે.

જ્યાં માત્ર પ્રકૃતિવર્ણન છે ત્યાં પણ દૃષ્ટિની અભિનવતા ધ્યાન ખેંચે છે :

નભ છે કે અંધકારનું વન! રાત તો જુઓ!

ક્યારેક ઇન્દ્રિયવ્યત્યયથી પણ કામ લેવાયું છે :

કોલાહલો શ્વસે છે ઉડુગણની આંખમાં!

ઇન્દ્રિયગ્રાહ્ય રીતે આલેખાએલું આ નિઃસ્તબ્ધતાનું ચિત્ર જુઓ :

ઊંઘી રહ્યો છે આખો મહોલ્લો, શું બોલીએ?
બોલે છે બસ હરી ફરી હોલો! શું બોલીએ!
બોલાવતો હતો તે બપૈયો બળી મૂઓ,
બબડી રહી છે બોખી બખોલો! શું બોલીએ!

'એક શબ્દથી માંડીને એક પંક્તિ સુધીના કાફિયા-રદીફ' કે 'અલગ કાવ્યપંક્તિ બનવાનું ભાવ–સામર્થ્ય દાખવતી પંક્તિઓ રદીફ–કાફિયા વેશે પસાર થતી' પણ આ તબક્કાની ઘાયલની ગઝલોમાં જોઈ શકાશે.

આ રીતે પરંપરામાં પરિવર્તન અને એ માટે આવશ્યક પ્રયોગો થવા છતાં તેનું પ્રમાણ અલ્પ અને ગતિ મંદ હોવાથી ગુજરાતી કવિતાનાં અન્ય સ્વરૂપો અને ગઝલ જાણે હજુ અંતર રાખીને ચાલતાં હતાં. બન્નેની ગતિવિધિઓ નિરાળી હતી. ગઝલ બહુધા મુશાયરામાં જીવતી હતી. એણે સામે બેઠેલા શ્રોતાજન સુધીનો ટૂંકો માર્ગ જ કાપવાનો હતો. આથી વાક્ચાતુરી, સચોટ સૂત્રવિધાન, દાવા–દલીલ, તરંગ–તુક્કા જેવા શીઘ્ર સંક્રમણમાં સહાયક તત્ત્વોના ઉપયોગથી ક્ષણિક અસર જન્માવવામાં એનું સાર્થક્ય હતું.

બીજા તબક્કાની ગઝલનું વહેણ અહીં લગભગ સ્થિર થઈ ગયું હતું. બીજી બાજુ અન્ય સ્વરૂપોમાં ગુજરાતી કવિતા સૌંદર્યરાગી બની અવનવા ઉન્મેષો પ્રગટ કરી રહી હતી. એ સ્વરૂપોમાં રચનાઓ કરી રહેલા કવિઓનું ધ્યાન ગઝલમાં રહેલી શક્યતાઓએ ખેંચ્યું. એ શક્યતાઓ સિદ્ધ કરવાના સાહસે તેમની પાસે અવનવા પ્રયોગો કરાવ્યા. આ તબક્કે આવતાં સુધીમાં જ પરંપરાગત વિષયોમાં દૃષ્ટિની સૂક્ષ્મતા, ઊંડાણ, દૃષ્ટિકોણની ભિન્નતા આવતી ગઈ હતી, નવા વિષયો પર દૃષ્ટિક્ષેપ થવા લાગ્યો હતો; પરંતુ હવે તો વિષયક્ષેત્રની સીમારેખાનું કોઈ અસ્તિત્વ જ ન રહ્યું. આસપાસના પદાર્થો વિશેની અનુભૂતિ પણ બદલાઈ ગઈ...સૂનકાર અને યાદ એકમેકની જેમ ઊભા રહી જાય છે, આંધળા એકાન્તના સર્પો ડસે છે, હવા ભીંતની જેમ સ્તબ્ધ ઊભી રહી જાય છે, તમામ માર્ગને શેરી ગળી જાય છે, અંધકાર ડણકે છે, તો ક્યારેક એને 'અડો તો સુનેરી ને સૂંઘો તો લીલું' અનુભવા છે, સૂરજના પકવ ફળ થકી બેસ્વાદ રસરૂપે દિવ ટપકે છે, ક્ષણોનો બરફ પીગળે છે, સમયમાં સળ અ અવાજની કરચલી પડે છે, સકળ વિશ્વ બગાસાને વિસ્તાર જણાય છે...જે નગરમાં એણે વસવાનું એ નગર પણ તેની અનુભૂતિનો વિષય છે, પણ અનુભૂતિ કુત્સિતતાની છે. આદિલનો શેર છે:

ઊંઘે છે કાળા માંસના પ્રેતો નગર નગર
જાગે છે પીળા રક્તની ખુશ્બૂ ગલી ગલી

અહીં વસતા માનવીની કોઈ વિશિષ્ટ ઓળખ નથી તે અ જેવા સંકેતથી ઓળખાય છે. પોતાના ઘરનું સરનામું પોતાને પૂછે છે, કારણ કે આ સૃષ્ટિમ એ આગંતુક છે, એ કોઈની સાથે સંબંધ અનુભવતે નથી તેથી મનુષ્ય તરીકે પોતાની વ્યથા માટે કોઈન સહાનુભૂતિ એને સુલભ નથી. આદિલ કહે છે:

સિગરેટ એશટ્રેમાં બુઝાઈ ગઈ, અને
કૉફીના કપમાં કાળી વ્યથા ઓગળી ગઈ.

મૃત્યુ પહેલાં જ મૃત્યુને એક સંવેદન રૂપે એ સતત અનુભવે છે. એનાં જુદાં જુદાં રૂપો એને પ્રત્યક્ષ થા છે. રવીન્દ્ર પારેખની 'કેલીડોસ્કોપિક ગઝલ'માં એનું આલેખન છે...આ રીતે આ તબક્કે ગઝલસૃષ્ટિની આખી આબોહવા જ બદલાઈ ગઈ.

પણ આ કવિઓનો અભિગમ માત્ર પરિવર્તનલક્ષી નથી, વિદ્રોહલક્ષી પણ છે. એમણે ગઝલના રૂઢ બંધારણ પર આઘાતો કરવા માંડ્યા. મત્લા, મક્તા, કાફિયા, રદીફનાં રૂઢ બંધનોથી ફારેગ થવાનું વલણ અપનાવ્યું. બીજી બાજુ આ લક્ષણો જાળવીને પણ તેમની નિયમિતતાનો ભંગ થવા લાગ્યો. આખી કૃતિમાં સળંગ મત્લા કે મક્તાના શેરો, આરંભમાં મત્લાને

બદલે મક્તા કે અંતે મક્તાને બદલે મત્લાના શેરો અથવા કૃતિમાં વચ્ચે યદૃચ્છાએ મત્લા કે મક્તાના શેરો આવવા લાગ્યા. અહીં નોંધવું જોઈએ કે મત્લા અને મક્તા વગરની તથા આરંભે મક્તાના શેરવાળી રચનાનાં દૃષ્ટાંતો તો ઘાયલમાંથી પણ મળે છે. પરંતુ નવી ગઝલે જે અભિનિવેશપૂર્વક આ પ્રવૃત્તિ ઉપાડી તેની પાછળ એમ સૂચવવાનો આશય ખુલ્લો હતો કે આ બધાં રૂઢ લક્ષણો જરૂરી નથી.

વસ્તુતઃ આ તત્ત્વોથી ગઝલની એક શિસ્ત ઊભી થાય છે. તેના વિનિયોગ પાછળ એકાધિક દૃષ્ટિ રહેલી છે. એમાં કૃતિની આકૃતિનું નિયમન છે. શરૂઆતમાં એકથી વધારે સંખ્યામાં આવતા મત્લાના શેર એક મિજાજ ઊભો કરતા હોય છે. સંક્રમણની પ્રક્રિયા પણ શીઘ્ર અને સરળ બનતી હોય છે. પ્રાસાનુપ્રાસના તત્ત્વને લીધે લાલિત્ય જન્મતું હોય છે. એક મિસરામાં આવતા બે કાફિયા–રદીફ કથનને ચોટદાર બનાવતા હોય છે.

આ નિયંત્રણનું ઉલ્લંઘન પણ, અલબત્ત, સકારણ છે. કાફિયા અને રદીફના બેવડા નિયંત્રણથી અનુભૂતિનું ક્ષેત્ર સંકીર્ણ બની જાય છે. રચનામાં આયાસનું તત્ત્વ પણ પ્રવેશે છે.

પરંતુ આ શિસ્તનો ભંગ થવા દીધા વગર આવી આવી મર્યાદાઓમાંથી ઊગરી જવામાં જ તો ગઝલકારની શક્તિની પ્રતીતિ છે. ઓસરીમાં ઘોડો ખેલાવવાની કલા પ્રદર્શિત કરવાની હોય અને ઘોડાને ખુલ્લા મેદાનમાં લઈ જવામાં આવે તો પછી ખેલ ગમે તેવો રોમાંચક હોય તો પણ કલાનો પ્રશ્ન રહેતો નથી. કાફિયાની દરકાર કર્યા વગરની ગઝલો તો કલાપીને હાથે પણ લખાયેલી, તેનું અણઘડપણું ઊડીને આંખે (અને કાને) વળગે એવું હતું; હવે વાત જ્યારે રદીફને પણ તિલાંજલિ આપવા સુધી પહોંચી છે ત્યારે એક વધારાનો પ્રશ્ન એ પણ જન્મે છે કે એવી કૃતિને ગઝલ કહેવા માટે શું કારણ છે? એનો છંદ? પણ એ કહેવાની જરૂર નથી કે ગઝલના છંદ છે, છંદની ગઝલ નથી; એનું 'ભાવવિશ્વ'? પરંતુ કોઈ પણ કૃતિનું 'ભાવવિશ્વ' વિશિષ્ટ આકાર પામ્યા પછી જ સ્વરૂપ-વિશેષની ઓળખ પામી શકે; જેમ કે સૉનેટ કહો એટલે પહેલી શરત ચૌદ લીટી, હાઈકુ કહ્યું એટલે અક્ષર સત્તર જ.

સામે, કવિએ જેને 'ત્રણ કાફિયાની ગઝલ' તરીકે ઓળખાવી છે તેવી નયન દેસાઈની ગઝલની પ્રત્યેક પંક્તિમાં ચચ્ચાર કાફિયા અને ત્રણ–ત્રણ રદીફના પ્રયોગો પણ છે:

ડાળ વગરની ડાળ ઉપરથી પાંખ વગરનું પીછું થઈએ,
ટહુકો થઈએ, છટકી જઈએ;
ચાલ હવે છાતી વીંધીને આંખ વગરનું આંસુ થઈએ,
ડૂમો થઈએ, પીગળી જઈએ.
કોણ ભલા સાંભળવાનું છે બળબળતી ચીસો તારી
આ પડઘાઓના મહાનગરમાં?
નાગ પરિચયના વીંટાળી નામ વગરનું મ્હોરું થઈએ,
શબ્દો થઈએ, થીજી જઈએ.

ઇતિહાસને વફાદાર રહેવા ખાતર કહેવું જોઈએ કે બબ્બે ત્રણ–ત્રણ કાફિયા અને બે રદીફના પ્રયોગો પૂર્વસૂરિઓએ પણ કરેલા છે. પણ અહીં ગઝલને સાંપડેલા એક નૂતન લય અને રીતિની દૃષ્ટિએ જ નહિ, 'ડાળ વગરની ડાળ', 'પાંખ વગરનું પીછું', 'આંખ વગરનું આંસુ', 'નામ વગરનું મ્હોરું' જેવી નિરર્થક જણાતી પદાવલીથી વ્યક્ત થતી અસ્તિત્વની નિરર્થકતા અને એમાંથી છૂટી નીકળવાની ઝંખના તેમ જ 'પડઘાઓના મહાનગરમાં', 'નાગ પરિચયના વીંટાળી'

બંધારણ ગઝલના મિજાજને માફક આવે તેમ નથી. એક પંક્તિમાં એકનો એક ગણ પુનરાવર્તિત નહિ થતો હોવાને કારણે ગઝલમાં અપેક્ષિત અભિવ્યક્તિની છટા, સહજતા અને સરળતા તો અક્ષરમેળ વૃત્તોમાં શક્ય જ નથી; તો બીજી બાજુ કાફિયા–રદીફની વ્યવસ્થા અને ગઝલનું લાક્ષણિક ભાવજગત અક્ષરમેળ વૃત્તોના સૌંદર્યને પણ વ્યક્ત થવા નહિ દે, રમેશ પારેખે ગઝલના છંદોમાં પણ માત્રામેળ છંદોલયો અને પ્રકારોના મિશ્રણથી અનેક પ્રયોગો કરેલા છે. એક જ શેરની બે પંક્તિઓ ભિન્ન છંદોમાં કરવાના પ્રયોગો પણ થયેલા છે.

ગઝલના માળખાને ઉપરતળે કરનારા પ્રયોગો તો કોઈનું ય તરત ધ્યાન ખેંચે, પરંતુ આધુનિક ગઝલમાં પ્રતીક, કલ્પન, પુરા–કલ્પન, ઇન્દ્રિયવ્યત્યયની તરકીબો અત્યંત કાર્યસાધક રીતે પ્રયોજાતી થઈ છે તેની નોંધ પણ લેવી જોઈએ. પરંપરાગત પ્રતીકનો અર્થ એમાં બદલી નાખવામાં આવે છે—

હું દોડું છું મારી પાછળ
બાકી મૃગજળ જેવું શું છે?

(મનોજ)

તો નિરાશાના આક્રોશમાં ક્યારેક વિપર્યય ઝંખવામાં આવે છે—

મૃગજળોથી બળતું રણ છલકી ઊઠે,
પ્યાસથી સુકાય સાગરનું ગળું

(આદિલ)

સમય સ્થગિત થઈ જવાનો જ પ્રશ્ન નથી, સમયના સંદર્ભમાં પ્રતિક્રિયા અનુભવી અશક્યને ચકાસી જોવાના દુસ્સાહસની ઇચ્છા પણ છે:

પાછો ફરે છે કે નહીં જોવું છે આજ તો;
શીશી સમયની લાવને ઉલટાવી જોઈએ.

('પંથી' પાલનપુરી)

તુચ્છ પદાર્થને પ્રતીક તરીકે પ્રયોજવાનું વલણ કવિતામાં નવીન નથી, પરંતુ રમેશ પારેખ કાગડાના પ્રતીકથી એક મોટી ઘટનાનો સંકેત ગઝલમાં સળંગ રચે છે અને હાસ્યનું આલંબન લઈ કરુણને વ્યંજિત કરે છે ત્યારે ગઝલક્ષેત્રે એક અભિનવ ઘટના બની રહે છે.

પ્રતીકનું પ્રયોજન લાઘવ સિદ્ધ કરવાનું અને અભિવ્યક્તિને માર્મિક બનાવવાનું હોય છે, પરંતુ એવા પ્રયત્નમાં ક્યારેક પ્રતીક જ સિદ્ધ થતું રહી જાય છે. શિલ્પિનની 'અશ્વો' નામની રચનામાં દરેક પંક્તિમાં માત્ર ત્રણ માત્રાની ભોંય પર સાત અશ્વો કુદાવવાનો પ્રયત્ન છે; પરંતુ અશ્વો છે ત્યાં જ રહે છે, મર્મના કોઈ મુકામે પહોંચતા નથી. શ્યામ સાધુની એક ગઝલમાં આવતા ચકાનું પ્રતીક થતું નથી; પરંતુ એમ કરીને કવિ સામાન્ય માણસના રૂઢિગત જીવનની વાતને વિડંબનાનું રૂપ આપી ધાર્યો પ્રભાવ પાડી શકે છે. એમાં અસંગતિ (absurdity)નું તત્ત્વ પણ જોવા મળશે.

શેરની પ્રથમ પંક્તિમાં પ્રયોજાયેલા પ્રતીક કે કલ્પનની સાથે દ્વિતીય પંક્તિમાં સહસા અંગત સંવેદન સંકળાઈ ચોટ જન્માવે છે:

સ્પર્શ દીવાસળીનો ગંધકથી
આપણું દર્દ એ જ કિસ્સામાં

(મનોજ)

એક લક્કડખોદ ઘસતો ચાંચ સૂની સાંજ પર
ડાળ છોલાતી રહી કે હું—ખબર પડતી નથી.
(મનોજ)

મનોજે સ્થળને વિશિષ્ટ ભાવસંદર્ભમાં પ્રયોજતો શેર પણ કહ્યો છે:

ગીરનો થાક કળે પિંડીમાં
રગ રગ જૂનાગઢ તૂટે છે.

તો નયન દેસાઈએ સામ્પ્રત ઘટના સાથે ભીતરની કોઈ વિસંગત ઘટનાને સાંકળીને વેધક અભિવ્યક્તિ સાધી છે:

નામ 'નયન'નું લઈ જન્મી છે ચાસનાળાની દુર્ઘટના

કોઈ વિચ્છેદની અને વિચ્છિન્નતાની, તેમ જ વિદાયની લાગણીને કલ્પનની મદદથી કેટલું ઊંડાણ મળી શકે છે તે જુઓ:

પ્રસરી છે એક ખીણ સકળ દરમિયાનમાં,
એક પાંદડું પડયું છે અહીં ઝાડવાંથી દૂર
(રમેશ પારેખ)

મેં તો વિદાયનો જ અનુભવ સદા કર્યો,
ખાલી બતાવ્યું આભ જનારા વિહંગમે
(રઘુવીર)

ઇન્દ્રિયવ્યત્યયથી પણ કલ્પનની યોજના થઇ છે; તેમાં અમૂર્તને મૂર્ત રૂપ મળે છે:

આ ધુમાડો ઊડતો ઘોંઘાટનો
(મનોજ)

માત્ર કલ્પનનો નહિ, પુરાકલ્પનનો પણ ઉપયોગ કરીને નવી ગઝલે અપૂર્વતા સિદ્ધ કરી છે:

ત્વચા પર રહ્યાં માત્ર છિદ્રો જ એનાં
ગયા લોહીમાં ઓગળી તીક્ષ્ણ ખીલા
(મનોજ)

ઐતિહાસિક સત્યને આજના સમયસંદર્ભમાં ચકાસી જોવાની વાત પણ છે:

ચાલો, ઈશુ છે કે નહીં અજમાવી જોઈએ;
શૂળી ઉપર એ સત્યને લટકાવી જોઈએ.

આજના મનુષ્યની વિષમ સ્થિતિ અને જીવન પ્રત્યે તેની પ્રતિક્રિયાના આલેખનમાં પુરાકલ્પનનો પ્રયોગ સાર્થક નીવડયો છે:

અમે લાક્ષાગૃહો શી પળની વચ્ચે થાકીને ઊભા
(મનોજ)

આપો અમોને ભીષ્મપિતામહના મનનું બળ
ભાલા સમી સભાનતાની તીક્ષ્ણ છે આ સેજ
(લલિત ત્રિવેદી)

રથનું પૈડું ગળવા લાગ્યું
જીવન શાપિત ઘટના સરખું
(મનોજ)

શૈલી પરત્વે પણ વિવિધ પ્રયોગો જોવા મળે છે. રાજેન્દ્ર શુકલ આ આત્મલક્ષી ઊર્મિકાવ્ય પ્રકારમાં અનુભૂતિને યોગ્ય અભિવ્યક્તિ આપવા પત્રશૈલીનો રોચક પ્રયોગ કરીને ગઝલમાળા રચે છે, તો રમેશ પારેખ 'સ્ટીલલાઈફ'નો શૉટ લેવા પહેલા શેરની પ્રથમ પંક્તિમાં કહે છે—

તું ચહેરો ઉગામીને ઊભી રહી

પછી સહસા થંભી ગએલા જગતનું–સૈકા પર્યંત થંભી ગએલા જગતનું ચિત્ર આપે છે. ભગવતીકુમારે 'ઓડિયો–વિઝ્યુઅલ ગઝલ' લખી છે, (એમ તો શું કવિતામાત્ર ઓડિયો–વિઝ્યુઅલ નથી હોતી?—ન હોવી જોઈ એ?) રાજેન્દ્રસિંહ જાડેજાએ 'કયાં સુધી?' ગઝલમાં દરેક શેરની પ્રથમ પંક્તિ સમાન રાખીને ભાવને વિસ્તારવાનો, દઢાવ-

વાનો અને અંતિમ શેરમાં ચમત્કૃતિ સાધવાનો પ્રયોગ કર્યો છે; એથી ઊલટું આદિલે જુદા જુદા શેરની બીજી પંક્તિ તરીકે 'અન્ય બીજું તો ક્યાં હતું કોઈ?'— એ પંક્તિને પુન: પુન: આવર્તિત કરીને ભિન્ન ભિન્ન ક્રિયાઓના સંદર્ભમાં અદ્વૈતની અનુભૂતિને દૃઢ કરી છે.

નવી ગઝલના સંદર્ભમાં ભાવસાતત્યની શૈલીનો અવારનવાર ઉલ્લેખ થતો રહે છે. ગઝલના ભૂતકાળથી જેઓ વાકેફ છે તેઓ તો જાણે કે આવી મુસલસલ શૈલીની ગઝલો કલાપી—બાલાશંકરે પણ લખી છે. વળી, એ પણ ધ્યાનમાં રહેવું જોઈએ કે જે કૃતિઓના સંદર્ભમાં આ ચર્ચા કરવામાં આવે છે તેવી વિષયસૂચક રદીફ ધરાવતી ગઝલો હમેશાં મુસલસલ શૈલીની હોતી નથી. ઉદાહરણ તરીકે મનોજની 'પીછું' કે 'રેતી' રદીફની ગઝલોમાં જુદા જુદા શેરમાં આવતાં કલ્પનો વચ્ચે સાતત્ય અનુભવાશે. પરંતુ આદિલની 'દરિયો' રદીફની ગઝલના શેરો વચ્ચે આવું સાતત્ય જોવા નહિ મળે. આથી ઊલટું આદિલની 'મળે—ન મળે'માં આ પ્રકારનો પદાર્થસૂચક રદીફ ન હોવા છતાં એક ઉત્તમ મુસલસલ ગઝલનું દૃષ્ટાંત છે. રાજેન્દ્રની 'ગ્રીષ્મ' નામની ગઝલ અને રમેશની 'સાજ વિષેની ગઝલ' પણ સુબદ્ધ રચનાઓ છે. મનોજની 'અક્ષરો પડવાની જ્યાં ઘટના બની કાગળ પરે' ગઝલ અપૂર્વ એવું રહસ્યાન્વિત વાતાવરણ રચે છે. ભગવતીકુમારની 'દરિયાની વાયકા' પણ વાતાવરણની મુસલસલ ગઝલ છે. બેએક શેરની વચ્ચે ભાવાનુસંધાન હોય, બાકીના સ્વતંત્ર હોય, એવું પણ જોવા મળે છે; આદિલના આ શેર જુઓ—

ઘરમાં નાનું બાળક પૂછે,
'રાત પડે શું કરતો સૂરજ?'
'દૂર ક્ષિતિજની પાર જઈને
અંધારાઓ ચરતો સૂરજ.'

એવી જ રીતે આ બે શેર વચ્ચે પણ એવું સાતત્ય જોવા મળશે—

મારી વાત સાંભળી,
એનું મુખ ઢળી ગયું.
શું વધુ જોઈએ!
માગ્યું તે મળી ગયું.

કમલ વોરાની 'ત્રણ ઇંચ લાંબી આયુષ્યરેખા પર'—માંથી પણ આવું દૃષ્ટાંત મળશે.

ભાવએકમ સિદ્ધ કરતી મુસલસલ શૈલીની રચનામાં કવિને સતત એક કક્ષા જાળવી રાખવી પડતી હોય છે, જ્યારે ભાવના ભિન્ન ભિન્ન એકમ રચતી કૃતિમાં બધા શેર એક સરખી કક્ષાના જોવા મળતા નથી. એ પણ ભાવસાતત્યની કે મુસલસલ શૈલીની ગઝલ માટેના પક્ષપાતનું એક કારણ છે. પણ સામે પક્ષે એ પણ એટલું જ સાચું છે કે આ શૈલીને કારણે આખી રચના સામાન્ય કક્ષાની બની જવાની શક્યતા પણ છે. મુક્તક શૈલીની ગઝલમાં છેવટે એકાદ શેર પણ સારો સાંપડી જાય, મુસલસલ શૈલીમાં કાં તો આખી કૃતિ ઉત્તમ, કાં તો અધમ.

કદાચ મુસલસલ શૈલીને કારણે રીઝી જઈને જ વેશ્યા વિશેની કે 'આજના માણસ' વિશેની ગઝલોને પ્રયોગાત્મક ગણીને મુગ્ધતાથી જોવામાં આવી છે. આપણે જાણીએ છીએ કે આપણી કવિતાએ તો એ વિષયોને ગઈ કાલના ગણીને ક્યારના ય બાજુએ મૂક્યા છે. અહીં તો એની અભિવ્યક્તિ પણ પ્રયોગાત્મક નહિ, બોલકી છે; જ્યારે મનોજ વિષમ પરિવેશની વચ્ચે જાતને મૂકીને આજના માણસની વિવશ સ્થિતિનું નિરૂપણ કરે છે ત્યારે અભિવ્યક્તિની વિશિષ્ટ રીતિ ઉપજાવવામાં રહેલું પ્રયોગનું મહત્ત્વ સમજાય છે:

નગર મીણનું: ધોમ તડકા: અને હું

ત્રણ વસ્તુને અહીં એણે બાજુ બાજુમાં મૂકી આપી; પરિણામ વિશે કશું કહ્યું નહિ અને વેધક અસર ઉપજાવી ભાવકને અવાક્-સ્તબ્ધ કરી મૂકયો! લયભંગ થવા દીધા વગર અર્થાનુસારી વિરામચિહ્નોનો પ્રયોગ પણ ધ્યાનપાત્ર છે.

નગરજીવનની જટિલતા, અને તેણે જન્માવેલી સંવેદન-ગૂંચોના વિષયને મુસલ્સલ શૈલીનું ગઝલસ્વરૂપ અનુકૂળ આવ્યું જણાય છે. ભગવતીકુમારની 'એક મહાનગરીય ગઝલ' અને 'પાછળ' નામની ગઝલ આનાં નોંધપાત્ર દૃષ્ટાંતો છે. તેમની એક બીજી 'લાઇટ્સ ઑફ'-માં નગરજીવનને ખોરવી નાખતી લાઇટ્સ ઑફ થયાની ઘટના છે. તેને લીધે પ્રવર્તેલી અરાજકતા દર્શાવવા છંદને પણ અનિયંત્રિત કરવામાં આવ્યો છે. અનુભૂતિ વિશેષની જરૂરિયાત છંદોવિધાનના પ્રયોગને પ્રેરે છે તેનું પણ આ દૃષ્ટાંત છે; તો રમેશ પારેખની Epidemic ગઝલમાં માનવીય સંબંધો, સંવેદનો, મૂલ્યોનું નખ્ખોદ નીકળી ગયું છે અને આ તારાજીનો પ્રસાર ઝડપભેર ચોમેર થઈ રહ્યો છે, એ ભાવનું નિરૂપણ છે. આ ફેલાવાની પ્રક્રિયાને પ્રત્યક્ષ કરવામાં ભાષાનો ફાળો મહત્ત્વનો છે:

થયો છે કચરઘાણ કેવો અકસ્માત હર એક જણમાં
છે સૌ પાસે પોતાનું ગંધાતું શબ: કોઇ દાટો રે દાટો

એક બીજો શેર સાંભળો:

ભયથી ડરી જવું અને, અને-અને-અને
પાછો ફરે જ્યાં શ્વાસ ત્યાં સામું મરણ મળે

પહેલી પંક્તિમાં હેબતનું ચિત્ર આપવામાં થોથવાતી વાણીનો પ્રયોગ છે, બીજી પંક્તિમાંની સ્તબ્ધ કરી દેતી ઘટનાના બયાનમાં એનો સંદર્ભ છે. આ અને આની પહેલાં જે નગરજીવનની ગઝલોનાં ઉદાહરણો આપ્યાં છે તેમાંની ભાષાની આખી ઈમારત જ ભિન્ન જણાશે.

ઉર્દૂ શબ્દોની બહુલતા દૂર કરવાના અને તળપદા શબ્દો, રૂઢિપ્રયોગો, કહેવતો સુધ્ધાંનો વિનિયોગ કરવાના વલણના ઇષ્ટ પરિણામો આ અગાઉના તબક્કાથી જોવા મળતાં હતાં, એમાં આ તબક્કે પણ સૂક્ષ્મ વિવેક જોવા મળે છે; પરંતુ રચના-પ્રક્રિયામાં ભાષાને જીવંત રીતે પ્રયોજવાની અને છેક સુધી સક્રિય રાખવાની ગુંજાશ આ તબક્કાની ગઝલે દાખવી છે, એથી એને એક નવું પરિમાણ મળ્યું છે. ભાષાને રૂઢ અર્થસંકેતો-માંથી મુક્ત કરીને વિચ્છિન્નતાનો કે અ-વ્યવસ્થાનો અવબોધ કરાવવાનો નોંધપાત્ર પ્રયોગ ભગવતીકુમારની ગઝલમાં થયેલો છે:

રેત-ડમરી-મૃગ-તરસ-મૃગજળ વગેરે...
મન-મરણ-શ્વાસો-અનાદિ છળ વગેરે...
છે-નથી-હોઈ શકે-અથવા-કદાચિત્;
હું-તું-આ-તે-તેઓ-ની સાંકળ વગેરે...

જોઈ શકાશે કે ભાષાની દેખીતી અવ્યવસ્થાની મદદથી જીવનની વિચ્છિન્નતા સૂચવવાનો આ એક વ્યવસ્થિત પ્રયત્ન છે. અનર્થના સૂચન માટે બીજી એક ગઝલમાં પણ ભગવતીકુમારે દૃષ્ટિપૂર્વક કામ લીધું છે. દ્વિરુક્ત શબ્દપ્રયોગોના બે શેર સાંભળો:

અક્ષરબક્ષર, કાગળબાગળ, શબ્દોબબ્દો;
પરપોટબરપોટે ક્યાંથી દરિયોબરિયો?
કલમબલમ ને ગઝલબઝલ સૌ અગડમ્‌બગડમ્;
અર્થબર્થ સૌ વ્યર્થ, ભાવ તો ડોબોગોબો.

આ બન્ને ઉદાહરણોમાં દરેક શેરનો એકમેકની સાથે દૃઢબંધ છે તે પણ જોઈ શકાશે. આવાં દૃષ્ટાંતો પરથી

અને અનર્થ-(absurdity)ને વ્યક્ત કરવા મથતી ગઝલોમાં પ્રયોજાયેલી અર્થમુક્ત ભાષાના પ્રયોગોથી સ્પષ્ટ થશે કે આજના ગઝલકારને પણ ભાષાકર્મમાં રસ છે. શબ્દવર્ણો પાસેથી કામ લઈ ગઝલમાં ભાષાનો ઓજસગુણ પ્રગટાવવાનો ભગવતીકુમારનો પુરુષાર્થ પણ જોવા જેવો છે:

યાદ લીલીછમ ને હું સુક્કો ડિબાંગ;
શ્વાસનાં હરણો ભરે ક્યાંથી છલાંગ?
ધ્રબ ડ્રિબાંગ ધ્રબ ધ્રબ ડ્રિબાંગ ધ્રબ ધ્રબ ડ્રિબાંગ;
રિક્ત કિલ્લાની સતત ધ્રૂજે છે રાંગ.

જયેન્દ્રે ડિંગળી ભાષામાં લખેલી ગઝલ, લેંકાર વાતાવરણ ઊભું થાય એવી ભાષામાં હર્ષદેવ માધવે લખેલી 'માંગડાવાળાની ગઝલ' અને રવીન્દ્ર પારેખે લખેલી 'વૈતાલની ગઝલ'ને અહીં યાદ કરવી જોઈએ. મનોજ ગઝલમાં ક્યારેક 'નરભા' જેવું સંબોધન કરી લઈને તો જયેન્દ્ર હીરા સલાટનો ઉલ્લેખ કરીને લોકકથા-શૈલીના સંસ્કારો જગવે છે. સળંગ 'લોકગઝલ'નો પ્રયોગ પણ થયેલો છે. નયન દેસાઈ, મનહરલાલ ચોકસી, રાજેન્દ્ર શુકલ, રમેશ પારેખે પ્રાદેશિક બોલીઓના ક્ષણિક પ્રયોગો કરેલા છે; તો ભગવતીકુમારે દરિયાને લગતા પારિભાષિક શબ્દોના પ્રયોગોવાળી દરિયાઈ ગઝલ 'હેઈસો' લખી છે. આ બધી કૃતિઓમાં ભાષા કે બોલીની મદદથી એક વિશિષ્ટ વાતાવરણ ખડું થાય છે. વિશિષ્ટ ક્ષેત્રોની સંજ્ઞાઓનો ઉપયોગ તો અનેક ગઝલોમાં થયો છે.

આમ, આજની ગુજરાતી ગઝલની ભાષાના અનેક સ્તર છે તો શબ્દપ્રયોગોની બાબતમાં તો આજના ગઝલકારે કોઈ લક્ષ્મણરેખા આંકી નથી. રાજેન્દ્ર શુકલ જેવા ગઝલકાર તત્સમ તેમ જ પ્રાકૃત–અપભ્રંશ શબ્દો જ નહિ, તેના સંસ્કારોથી સમૃદ્ધ પદાવલી પણ પ્રયોજે છે. અંગ્રેજી શબ્દપ્રયોગો તો અનેક સ્તરે થાય છે—કાફિયા તરીકે, રદીફ તરીકે, અર્ધ પંક્તિ તરીકે, આખી પંક્તિ તરીકે, અલંકાર તરીકે. વસ્તુતઃ તત્સમ શબ્દો વપરાય છે કે તળપદા શબ્દો વપરાય છે, અંગ્રેજી શબ્દો વપરાય છે કે ઉર્દૂ શબ્દો વપરાય છે તેનું મહત્ત્વ નથી; કયો શબ્દ કઈ રીતે વપરાયો છે તે જોવું જરૂરી છે. વ્યાકરણની દૃષ્ટિએ દૂષિત અંગ્રેજી શબ્દપ્રયોગો થતા હોય કે 'યાદોના પરફ્યુમ્સ', 'ડનલોપી સપનાં' જેવા બેહૂદા અને કલ્પનાને વિકૃત કરનારા અલંકાર-પ્રયોગો અને વિશેષણ-પ્રયોગો યોજાતા હોય અને એવા પ્રયોગો એ જ કૃતિનું લક્ષ્ય હોય અને તેને 'પ્રયોગ' લેખે વધાવવામાં આવતા હોય ત્યારે એવી કૃતિઓનું કાવ્ય *વિશેની સમજના માનદંડ તરીકેનું મહત્ત્વ સિદ્ધ થાય છે.*

વ્યાકરણની દૃષ્ટિએ તપાસ કરતાં ક્રિયાપદને વિભક્તિ પ્રત્યય જોડવાના પ્રયોગો અને ક્રિયાપદ પરથી ભાવવાચક સંજ્ઞા બનાવવાના પ્રયોગો તેમ જ 'હતો–છું–હોઈશ' જેવી રદીફમાં ત્રણે કાળને એક સાથે પ્રયોજીને કાળસાતત્યનો સંકેત રચવાના પ્રયોગો થયા છે અને કાર્યસાધક પણ જણાયા છે. ક્રિયાને મૂર્ત કરવાનું પ્રયોજન પણ આમાંના કેટલાક પ્રયોગોનું છે. મણિલાલ દેસાઈએ વળવાની અને ઢળવાની ક્રિયાને વર્ણયોજનાથી આ રીતે ચિત્રાત્મક કરી છે:

વળાંકે વળાંકે વળી જાય રસ્તો
અને ઢાળ પરથી ઢળી જાય રસ્તો

પછીનો શેર છે—

કિનારાનાં વૃક્ષોથી વૃક્ષાય રસ્તો
અને પથ્થરોથી તો રસ્તાય રસ્તો

અહીં 'વૃક્ષાય' અને 'રસ્તાય' શબ્દપ્રયોગો કેવા સહજ

રીતે આવીને ગોઠવાઈ જાય છે! વ્યાકરણની રીતે એ અશુદ્ધ હશે, કાવ્યમાં એ પરિશુદ્ધ સાબિત છે.

ક્યારેક કવિ ભાષાની વ્યવસ્થાનો લાભ લઈને વિશિષ્ટ પરિણામ સિદ્ધ કરે છે. 'ઉર્ફે' પછી આવતો શબ્દ એની પહેલાં આવતા શબ્દનો પર્યાયવાચી હોય. નયન દેસાઈએ 'માણસ ઉર્ફે રેતી—' ગઝલમાં રદીફ તરીકે 'ઉર્ફે' શબ્દ લઇને પહેલી પંક્તિને બીજી પંક્તિમાં વહી જવાની નીક કરી આપી છે.

ટૂંકમાં, આજની ગઝલમાં વાતચીતની બાનીનો આગ્રહ નથી રહ્યો, ભાષાને એક ઓજાર તરીકે યોજવા તરફ એનું વલણ છે. ગઝલની ભાષામાં, એના સંવિધાનમાં અને ભાવ જગતમાં થઈ રહેલા આવા આમૂલ પરિવર્તનકારી પ્રયોગો એવો પ્રશ્ન ઊભો કરે છે કે ગઝલના મિજાજને એ બધું અનુકૂળ છે ખરું?

આ મિજાજ ગઝલના સંવિધાનમાં, તેની બાનીમાં, વિચાર કે ભાવ કે અનુભૂતિ વ્યક્ત કરવાની તેની આગવી છટા કે રીતમાં વ્યક્ત થતું પરમ આસ્વાદ્ય તત્ત્વ છે. ગઝલના સહૃદય ભાવકને સૌપ્રથમ આ મિજાજના આસ્વાદની અપેક્ષા છે. આથી, કાફિયા–રદીફ વગરની કે છંદ વગરની કે સહજ–સ્વાભાવિક બાની વગરની રચના તેની એ અપેક્ષા સંતોષી શકશે નહિ. કોઈ એમ કહી શકે કે આજની ગઝલે પોતાનો મિજાજ બદલ્યો છે અને એના ભાવકે એના એ બદલાયેલા મિજાજનો આસ્વાદ કરવો જોઈએ. ગઝલ એ ગઝલ હોવાથી પણ પહેલાં કાવ્ય છે અને કાવ્યત્વ સિદ્ધ કરવું એ તેનું પ્રથમ અને પરમ લક્ષ્ય છે, એ બાબતની ના પાડવાનું કારણ નથી; પરંતુ એ બાબત પણ લક્ષ બહાર રહેવી ઘટે નહિ કે ગઝલનો આગવો મિજાજ એ પણ ગઝલસ્વરૂપવિશેષના કાવ્યત્વ–અંતર્ગતનું તત્ત્વ છે. ઉત્તમ કવિતા સિદ્ધ થતી હોય પણ એમ કરવા જતાં એમાંથી ગઝલનો મિજાજ ન પ્રગટતો હોય તો એવી રચનાનો કાવ્ય–સ્વરૂપે સ્વીકાર થશે, પરંતુ એ રચનાનો ગઝલરૂપે —એક વિશિષ્ટ કાવ્ય–સ્વરૂપ તરીકે—સ્વીકાર કરવામાં મુશ્કેલી પડશે.

પરંતુ અહીં એક બીજો એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આજના 'ગઝલકાર'ને એવું કોઈ વિશિષ્ટ સ્વરૂપ સિદ્ધ કરવામાં રસ છે ખરો? એ માટે એને કશી ખેવના છે ખરી? એનો ઉદ્યમ જોતાં તો એ ગઝલની આગવી મુદ્રાનો લોપ કરવામાં રત હોય એમ લાગે છે. ગીત–ગઝલ, સૉનેટ–ગઝલ, હાઈકુ–ગઝલના પ્રયોગો અને છેક એબ્સર્ડ નાટ્યગઝલ તથા 'સંસ્કૃત નાટ્યસૂચિવાળી ગઝલ' સુધી આવી પહોંચેલી વાત આની ગવાહી પૂરશે. ગીત અને ગઝલની ગતિવિધિ એકમેકની નિકટ રહી છે. આ બન્ને સ્વરૂપોમાં કામ કરી રહેલા કવિઓએ ગીતનાં ઉપકરણોને ગઝલમાં અજમાવી જોવના પ્રયત્નો કરેલા છે. ગીત પછી ગઝલનું ક્ષેત્ર પણ કલ્પનઉછાળને માટે ખૂલી ગયું તેમ જ ગઝલમાં પણ લયની અવનવી લીલા થવા લાગી તે આનું પરિણામ છે. આ બન્ને શુદ્ધ ઊર્મિકાવ્ય-સ્વરૂપે પ્રગટ થતાં જોવામાં કૃત્રિમતા જણાતી નથી, છતાં આ બન્ને ભિન્ન અને વિશિષ્ટ કાવ્યસ્વરૂપો છે એ હકીકત ભૂલવામાં ઠીક થતું નથી. આથી જ ગીતસ્વરૂપે સાકાર થવી જોઈતી અનુભૂતિને ગઝલનું સ્વરૂપ આપવામાં આવે છે ત્યારે કંઈક ઊણું ઊતરતું લાગે છે. ભગવતીકુમારની 'હૈયાસો' રચનાને ગઝલને બદલે સમૂહગીતનું રૂપ મળ્યું હોત તો તે કદાચ ભાવકને વિશેષ આનંદ આપી શકત. હરિવાઈ વાતા-વરણને સમૂહગીતનો નાદલય ઉચિત રીતે ઉપસાવી શકત એ તો ખરું જ, પરંતુ એથી ય સૂક્ષ્મ બાબત તો સાંસ્કૃતિક સંદર્ભને લગતી છે. તે એ કે હિંદીઓનો

લલકાર કરનારાં સાગર છૈયાંની ઊર્મિને ગીતનો સંદર્ભ છે, ગઝલનો નહિ. રસાસ્વાદની સાથે સંકળાયેલો આ એક મહત્ત્વનો પ્રશ્ન છે. રસની અને ઔચિત્યની દૃષ્ટિએ આવો જ મહત્ત્વનો પ્રશ્ન નયન દેસાઈની 'પિયર ગયેલી ભરવાડણની ગઝલ' છેડે છે. એ કૃતિનું પદ્ય ગીતનું છે એટલું જ કહેવું પર્યાપ્ત નથી, ભરવાડણની ઉક્તિરૂપે કહેવાયેલી એ કૃતિ એવો પ્રશ્ન પણ ઊભો કરે છે કે ભરવાડણ યુવતી પોતાની લાગણીને ગીતમાં વાચા આપે કે ગઝલમાં? ભરવાડ કોમમાં ગઝલનું સ્વરૂપ પ્રચલિત છે ખરું? આવો સાંસ્કૃતિક સંગતિને લગતો પ્રશ્ન પણ રસાસ્વાદની પ્રક્રિયામાં મહત્ત્વનો બને છે. બારમાસી જેવા ગીતશૈલીના પ્રયોગને પણ સાંસ્કૃતિક સંદર્ભમાં વિચારવાનું પ્રાપ્ત થાય છે. રાજેન્દ્ર શુક્લે એમની એક ગઝલમાં સંવેદનને ઘનીભૂત કરવા માટે એ શૈલીને કામે લગાડી છે, પરંતુ ભગવતીકુમારનો ખ્રિસ્તી સાલ અનુસારની બારમાસીનો પ્રયોગ સાંસ્કૃતિક પરંપરાના સંદર્ભમાં ઔચિત્યનો પ્રશ્ન ઊભો કરે છે.

ગીતના લહેકા કે લટકાંને ઉપયોગમાં લઈને કરેલી રચનાને પણ ગઝલ તરીકે ઓળખાવવાની ચેષ્ટા કરવામાં આવતી હોય છે, જેની હાસ્યાસ્પદતા ઉઘાડી છે. એવી જ રીતે મોરપિચ્છ કે રાધાનાં પ્રતીકોને ગીતનો એટલો દૃઢ સંદર્ભ છે કે તેમને ગઝલમાં વાપરવામાં ઔચિત્ય નથી. અંતરા અને ધ્રુવપંક્તિ જેવી વિશિષ્ટપણે ગીતની જ વ્યવસ્થાને ગઝલના સંદર્ભમાં ઘટાવવાથી કશો હેતુ સિદ્ધ થતો નથી. ટૂંકમાં, આવાં આવાં લક્ષણો ધરાવતી કૃતિ વાંચતાં ગીતકારને હાથે ગઝલલેખન થયાની વાત છાની રહેતી નથી.

ગીત અને ગઝલ એકમેકની નિકટ જઈ શકે છે, એમ નિકટ જવું સૉનેટ અને ગઝલને માટે શક્ય નથી. ઉર્દૂમાં પણ અખ્તર શીરાની જેવાને હાથે આવા પ્રયોગો થયા છે એવી જાણકારી જેઓને છે તેઓને એમાં કૌતુકનું કારણ પણ નહિ રહે. એ પણ સમજાતું નથી કે કોઈ રચના જો સૉનેટ હોય તો પછી તેને ગઝલ કહેવાની શી જરૂર છે? એથી શું વિશેષ સિદ્ધ થાય છે? એવી જ રીતે નેવાંના સૌંદર્યને ક્ષણમાં ઝીલીને તેનું ચિત્રાત્મક આલેખન કરતાં પાંચ હાઈકુને ગઝલ નહિ પણ હાઈકુમાળા કહેવામાં ઔચિત્ય છે. 'સંસ્કૃત નાટ્યસૂચિવાળી' કે 'ઍબ્સર્ડ નાટ્ય' ગઝલના પ્રયોગો તો કેવળ હસનીય છે. જીવન અને જગતની અનર્થતા (absurdity) વ્યક્ત કરતી 'ઍબ્સર્ડ ગઝલ'માં ગઝલની બાહ્ય શિસ્ત સચવાઈ હોવા છતાં આખી ઇબારત અછાંદસ પ્રકારની હોય છે. આવા પ્રયોગોમાં ગઝલ ઊર્મિપ્રવણતા અને ગેયતાની સીમા પણ ઉલ્લંઘે છે. સ્વરૂપમિશ્રણના આ પ્રયોગોમાં એક બાબત સૂચક છે કે ગઝલના ક્ષેત્રમાં અન્ય સ્વરૂપોનો સંચાર થઈ રહ્યો છે, • અન્ય સ્વરૂપોની સરહદમાં ગઝલનો પ્રવેશ નિષિદ્ધ છે! આવાં સ્વરૂપમિશ્રણો કરતાં ચિનુ મોદી વગેરે કવિમિત્રોએ કરેલા તરખી અને ક્ષણિકા જેવા વિશિષ્ટ પ્રયોગો દૃષ્ટિપૂર્વક થયા જણાય છે.

ઔચિત્યનો વિચાર કરવાનું પ્રાપ્ત થાય એ ભૂમિકાએ આ પ્રયોગો પહોંચ્યા છે એ પરિસ્થિતિને પણ તેની ક્ષમતાની સૂચક ગણી શકાય. એની મથામણને સહૃદયતાથી જોઈ રહી શકાય છે એ પરિસ્થિતિ આશાપ્રેરક છે; એની સમાંતર ઔચિત્યતપાસ ચાલ્યા કરે તો ક્યારેક એ આશાને કોઈ આકાર પ્રાપ્ત થાય કદાચ.*

---

* 'કાવ્યગોષ્ઠિ'ના ચોથા સાહિત્યસત્રમાં વંચાયું.

## સાત હાઇકુ / સ્નેહરશ્મિ

દેગડો ભરી
દેતી દૂધ-ગાય તે
પાંજરાપોળે !

❀

જમણે હાથે
આદેશ વાહનોને
ડાબી બાજુનો.

❀

ચંદ્ર થોભ્યો
વૃક્ષોની ટોચે: પંખી
ગાઢ નિદ્રામાં.

❀

ઊંઘે પહાડ:
ઊંઘે નદી: એકાકી
હોડીમાં જાગું.

❀

નદીનાં જળે
ઝંપલાવીને ચંદ્ર
નિરાંતે તરે.

❀

શિશિર રાત્રી:
હિમ: વધતી ઉષ્મા
તારા ઉરમાં,

❀

પાંખે બોલતો
આભ ટહુકો ગયો
મૂલવી શાન્તિ.

## ખબર નથી / પિનાકિન્ ઠાકોર

ચાહું છું કોને કેમ હું એ તો ખબર નથી
ચાહ્યાં શો 'હું' હશે કે નહિ એ તો ખબર નથી.
સંસારમાં કે સ્વપ્નમાં ચાહું છું એમને
ચાહતો મને હશે કે નહિ એ તો ખબર નથી.
જોવાં ગમે છે એમને જોયાં કરું છું બસ
આંખોમાં એ હશે કે નહિ એ તો ખબર નથી.
સંભારતાં રહી જેમને મુજને જ ભૂલી હું રહું
સંભારતાં હશે કે નહિ એ તો ખબર નથી.
તમને પીધાં છે પ્રેમથી સાકી સુરાહી વણ
બીજો નશો હશે કે નહિ એ તો ખબર નથી.
ખુદ ને ખુદાને ખોળવા મથતાં મળ્યાં તમે
ખુદ કે ખુદા હશે કે નહિ એ તો ખબર નથી.

## જોઈ લે / રમેશ પારેખ

ખરી રહ્યો છે ચહેરાનો રંગ, જોઈ લે
ખટકતું જાય છે ભીતર સળંગ, જોઈ લે
રમેશ કેટલો છે શ્રી અઠંગ, જોઈ લે
અતીત સાથે લડે છે એ જંગ, જોઈ લે
તૂટી જવાની અણી પર છે તંગ, જોઈ લે
બિછાવે લોહીમાં કોઈ સુરંગ, જોઈ લે
ખભે ઉપાડચા મરેલા તરંગ, જોઈ લે
સમુદ્રને ય છે કેવો પ્રસંગ, જોઈ લે
આ ઝંઝાવાત અને એના ઢંગ જોઈ લે
રમેશ, ઊડશે કોનો પતંગ, જોઈ લે

# વિવેચક-અંગ / ધીરુ પરીખ

(છપ્પા)

એક જંતનો એવો તંત : 'વાંચું તેનો આણું અંત',
ઘૂમે કાગળિયે મેદાન વ્યંડળ ને વળી કાઢી જાન,
કલમ સબોડે પાડે ત્રાડ ખીલીથી ખોતરવો પ્હાડ !

પ્હાડ ખોતર્યો માને મંન ખીણમાં રઝળે પાગલ જંન,
ફરી ફરી ચેષ્ટાઓ કરે માખીનું મન ક્યાં જઈ ઠરે ?
મહેફિલ માની બહુ બણબણે નાદ નર્યો છે ખાલી ચણે.

નર્યો નાદ જ્યાં નીરમાં મળે, ક્ષણ-બેક્ષણ પાણી ખળભળે,
તિતરબિતર મત્સ્યો સૌ થાય જળસપાટીએ ઝંઝા વાય,
મગરમચ્છને ન્હોયે લૉ ઊંડે બેસી ફાડે મોં.

ઊંડે ક્યાંથી એ સરસરે અર્થહીન શબ્દો જે ચરે ?
કાંઠે દોટંદોટા બહુ નિજનાં પગલાં ભૂંસે સહુ,
શબ્દસમંદર લહેરે સાત પિતાજીના સમ, બોળે જાત.

કોરી કાયે નીતર્યો જાય, પડછાયો જયમ નીરમા ન્હાય.
સળેકડું સર્જક જ્યાં કરે પડછાયો ખરખર થૈ ખરે,
ઠગાળવા શબ્દો ડહોળાય પછી ભાઈલો ડૂબકાં ખાય.

# આઠ ગઝલ / રામ વૃન્દાવની

### ૧

એમ ના હેલી વરસતી આભની
ખતમ કૈં સોવર ઉનાળુ આગમાં.

પર્ણ જેવાં આવરણ આઘાં કર્યાં,
ખાખરા પર ફૂલ સોહે ફાગમાં.

પીગળે કૈં, ઓગળે કૈં, કંઈ થતું,
એમ હોવું કે ન હોવું રાગમાં.

ડંખના ઝેરે ચડયું ઘારણ પછી,
ફર્ક શો મધુમક્ષિકા ને નાગમાં.

આ અલંકારો બધા લટકાં સમા,
લાલ બિંદી એક બસ સોહાગમાં.

### ૨

પવનની ચાલમાં છવાઈ રહી એક તરજ,
નદીનાં વ્હેણમાં ય વાઈ રહી એક તરજ.

મળ્યાં : સકંપ રોમરાજિ મહીં એક તરજ,
દ્રવેલ આંખથી ય જાય વહી એક તરજ.

બજંત સૂર્યની સવારી સંગ એક તરજ,
નિશીથ અંધકારને ય રંગ એક તરજ.

ઝરી જનાર ફૂલની સુગંધ એક તરજ,
થવું ભ્રમરનું કમલ માંહિ બંધ એક તરજ.

સમયની સીંજનીની સંભળાય એક તરજ,
પ્રશાન્ત સૌનની ય તે કળાય એક તરજ.

### ૩

બેઉ બાજુ કોઈની સરખી નથી,
આ વિરહ તે વ્હાલ કરવાની સજા.

જિંદગી જો તેજ ઉજ્જવલ સૂર્યનું
રાત્રિના અંધાર જેવી છે કજા.

દેવમંદિરનો દગડ પૃથ્વી મહીં,
ને નભે ફરફર લહેરાતી ધજા.

ઝંખનાની પીડ કારી વેઠતાં
ક્યારેક તો મળશું : મનોમન છે મજા.

દોસ્ત! ખેલો દાવ વણથાકે, રમત
આપણી સાથે રમી રહી છે અજા.

### ૪

અમને મળતાં મળી ગયું
ધરી તે હૃદયે ચહ્યું ચહ્યું.

નહિ શબ્દનું લેશ કામ ત્યાં
વણબોલે ઘણું યે કહ્યું કહ્યું.

નિત પાસમહીં છતાં મન
મળવા વ્યાકુળ થૈ રહ્યું રહ્યું.

જલભીતર મીન તો ય તે
તરસ્યું ને તરસ્યું લહ્યું લહ્યું.

કરવી ફરિયાદ વ્યર્થ શે?
વસમું યે જંતું સૌ સહ્યું સહ્યું.

૫

ચાહું નિરંતર ધૈર્યથી એને તરલ જાણ્યા છતાં:
એવું વિના સંકોચ પીધું છે ગરલ જાણ્યા છતાં.

મોતી મળે નહિ એમ તીરે હાથ લંબાવ્યે કદી
જાવું પડે તળિયે સમંદરને અતલ જાણ્યા છતાં.

કેડી નહીં એવો ગ્રહ્યો છે માર્ગ ભીષણ દુર્ગમ,
આવે પદે પદ ઉગ્ર અણધારી દખલ જાણ્યા છતાં.

ઝાઝાં કરીને આપણે મ્હોરાં ધર્યાં છે આગવાં,
ને એ જ કારણ આપણી તૃષ્ણા, નકલ જાણ્યા છતાં

રેખા કદી યે કોઈની ગતિની ન જાણી છે સરલ,
સામે રહ્યું છે સ્વપ્નનું કર્ષણ અકળ જાણ્યા છતાં.

૭

ખળખળ ખળખળ બોલે ઝરણું
તીર ઉપરનું ડોલે તરણું.

ભીનો ભીનો વાય પવન ને
મારું યે ભીંજાય ઉપરણું.

ઇચ્છાને આંખે મેલીને
પગમાં ચંચલ પેઠું હરણું.

નહિ જોયાને જોઈ સોણલે
મનમાં ને મનમાં હું પરણું.

સમય લાગતો સૂનો સૂનો
મારે ઘર મારું લઉં શરણું.

૬

મગર-મોં સમી રાત રહી છે વિકાસી,
બગાસું શ્વસે છે હવાની ઉદાસી.

રહે માત્ર ફુંફાસવો અંધકાર
કહે કોણ કોને કહીંનો નિવાસી?

નથી લાકડીનો સહારો લીધો મેં
ચરણને ભરોસે જ છું હું પ્રવાસી.

ઉઘાડી દગે જે જણાતું ન એને
લઉં ટેરવે હું ચકાસી ચકાસી.

સમયની જરા કરવટે આં, જુઓને
ધવલ ચાંદની, ઘર, નગર ને વરાંસી.

૮

સમય ગયો તે ગયો પછીથી નહિ રોવાનો
મળ્યો તે ય તૈયાર જવાને નહિ ખોવાનો.

ઝાડ ઉપરની કેરીની રત લઈએ વેડી,
ફળનો ઢગ વ્હેંચાઈ ગયો તે નહિ જોવાનો.

માટીમાં પોઢેલી સૌરભ સ્પર્શે જાગે,
એવો કંઈ અવસર આવે પાણી ટોવાનો.

ઘટ ઘટમાં છે ભરેલ એનો વર્ણ નિરાળો,
રંગ જાય લાગી તે તો છે ગુણ છોવાનો.

ગમતું ને અણગમતું આવે, જાય ઓસરી,
એવા અનુભવનો હિંડોળો છે હોવાનો.

## માણસ / મણિલાલ હ. પટેલ

માણસનું તો ભઈ, એવું !
એને માથે હોય થોડુંઝાઝું દેવું !
વે'વારમાં રે'વું
તે કે'વુંય પડે કડવું !
ક્યાંક ભળવું તો ક્યાંક લડવું !
માણસનું તો એવું
કોને કે'વું કે
સુખનું શમણું આવે
ને દુઃખના ડુંગરા લાવે!
દોરડી હોય તો તોડાય
પણ આ તો આયખાનો તાંતણો !
જઈજઈને જઈએ ક્યાં ?
ખેતર કે ઘર—
છોડીને ય રહીએ ક્યાં ?
કારમો કાળ પડ્યો છે માણસાઈનો !
માણસનું તો એવું
રામ રાખે તેમ રે'વું !
મરવાનું તો ઘણુંય મન થાય
પણ કોઈની નડે આંખો
તો કોઈનાં આંસુ !
બધું ઝાકળ જેવું
માણસનું તો એવું !
માણસ તો ડુંગરા ચડે
ને સડક પર ગબડી પડે
દરિયા તરે
ને સ્હેજમાં આંખ ભીની કરે
મર્દ ! બાપડો–બાયલો !
લૂગડું જોતાં જ
અડધો અડધો થાય
ને ટીપા પાણીમાં તો
છલકાઈ છલકાઈ જાય,
માણસનું તો એવું
મીરાંનાં ભજનો જેવું !
માણસ તો મારકણો
માણસ તો ગાંધીજી
માણસ તો ઈદી-અમીન !
માણસ તો ખારા જળનું મીન !
પણ માણસ તો ધોબીનો કૂતરો
માણસમાં તો
જંગલ હોય ને ઝાડી હોય
લાડી ગાડી ને વાડી હોય
દ્દ્લો તરવાડી ય હોય
હોય હવડ અંધારું–
વાઘ વરુ ને રીંછ જેવું
માણસનું તો ભઈ, એવું !
માણસ તો ભોળો ભટ્ટ
અજવાળામાં સીધો સટ્ટ
માણસ તો
કવિતા લખે ને કારજ ખાય.
નક્ષત્રોમાં ફરવા જાય,
ઘરના ગ્રહો જાણે નહીં
ને આભમાં પાડે કાણું

માણસ તો બે ત્રગડે ત્રાણું!
માણસનું તો એવું
કમોસમી વરસાદ જેવું!
માણસ તો ભાઈને ભૂખે મારે
ને ભગવાનને જરકશી જામા પ્હેરાવે,
માણસ તો મોસમનો ફાલ
માણસ તો ચીંથરેહાલ!
માણસ તો નામમાં ડૂબે ને નામમાં તરે,
ગુણનું ગાડું જોડીને ફરે
ને માનવતાને દેશવટો કરે!
માણસ તો ઊધઈ છે–પેઢીઓભૂખી!
નામ–ગુણને નવગજ છેટું
માણસ તો બકરી ને ઘેટું
કંકોતરીનું લાભશુભ છે માણસ
કાળોતરીનું અશુભ પણ માણસ!
માણસ તો મોંઘું મોતી છે ને મીંડું છે!
માણસ તો કાચી કેરી પાકી કેરી
માણસ જ માણસનો વેરી!
વાતોમાં વધે છે વખ
ને મનનેય ઊગે છે નખ
માણસનું તો એવું
મૂર્ખાઓના વિવાદ જેવું!
માણસ તો સર્વ રીતે સમર્થ છે,
માણસ તો નર્યો વ્યર્થ છે!
ઢેકું ભાંગ્યું ને ધૂળ જેવું
માણસનું તો ભઈ, એવું!
પાણીનું નામ ભૂ જેવું!

## રાત પડે, ને / હસિત બૂચ

રાત પડે, ને કાને મારે
પાવો કોનો કૂજે?
ફરી ફરી મન વારું, તોયે
ક્યાંક અધીર એ ઊડે!

કોણ મદીલું પગલું ધીમું
આ પરસાળે મૂકે?
પાસે આવી કોણ અરે, આ
રૂં-રૂં મારું સૂંઘે?

હરિયાળું હરિયાળું ભીતર
આમ રૂપ કાં ઝૂલે?
આજ અરે, મેં બાંધી મુઠ્ઠી
ખુશખુશાલ કાં ખૂલે?

ચડી સવારી ચડી' ચડી, તો
હવે નહીં એ રૂકે!
કણું-કણું ના: શમણું આવું
કોણ ઝળકતું ગૂંથે?

## જીનીવા / યશવંત ત્રિવેદી

અહીં સરોવર પર ઊડતાં પંખીઓ તો
આગંતુકોને જોઈને ન્હાતીન્હાતી નાઠેલી પરીઓનાં
આકાશમાં પડી ગયેલાં વસ્ત્રો....
છોકરાઓએ આકાશમાં ઉછાળેલી મોસંબી જેવો
સૂર્ય અલપઝલપ દેખાઈને સંતાઈ જાય ધૂસરલક્ષ્મીના પાલવમાં,
લેઈક ઑવ જીનીવાનાં ભૂરાં પાણીની ટેપ ઉતારતા
મૂંગામૂંગા પસાર થઈ જાય શ્વેત શઢોના પડછાયા,
દૂરતાને અપારદર્શક અને ઘટ્ટ બનાવતી જાય
મૉં બ્લૉં પરથી ટપક્ ટપક્ ટપકતી ધૂસરતા,
એકપગે હઠયોગ કરતાં પ્લાતાનવૃક્ષોની કતાર પરથી
ઊતરતોકને લક્કડિયો રંગ રૂહોન નદીનાં પાણીમાં ખંખોળિયાં ખાય,
નાનપણમાં ગોખેલી કવિતાના પાઠ સમો
બન્ને કાંઠે પારેવાંનો એકધારો ગટુક ગટુક અવાજ....

ને આકાશમાં ઊભેલી એક રેખાંશી ક્ષણ પર
સ્વિઝ છોકરીઓ એક ગીતને ગોઠવી રહી છે
—કદાચ તમે પાછા ન આવો તો ય....

## સંગીત-કાવ્ય / નલીન પંડયા

સરગમ....બરગમ....કરગમ કાંઠા
કાંઠા આથડયા ઉંમર ધૂળ
ધૂળનાં ઢેફાં કોઈ કરે નહીં.
કરકટ...કરકચ....કરવટ બદલે
કરવટ બદલે કાંઠો.
કાંઠા પરની સુક્કી રેત.
ધૂળ કાળ રેતીનું વ્હાણુ
જાય તણાતું પાણી માંહ્ય.

## નાંગરી બેઠો / યોસેફ મૅકવાન

આ પવન જ્યાં નામ તારું આળખી બેઠો,
ડાળ પર ટહુકો અચાનક પાંગરી બેઠો.

આ ક્ષણોના રણ વિશે તવ નામનો છાંયો,
એટલે હું આટલો આરામથી બેઠો.

એક ઘટનાની નદી સાગર બની ગઈ,
શૂન્યતાને તટ હું નૈયા નાંગરી બેઠો.

રાતનો અંધાર આંખે ચોંટતાં ચોંટ્યો,
સૂર્ય ઊગ્યો ત્યાં જ હું તો આથમી બેઠો.

શ્વાસમાંથી કોણ ભાગી જાય આ પકડો...
ઝાલવા એને હું રસ્તો ચાતરી બેઠો.

## ...મારી વાત / હરીશ ધોબી

આટલેથી જ અટકતી નથી મારી વાત
ખલનાયકના ચહેરા જેવું આ શહેર
ધસી આવે છે મારી સામે પ્રતિપળ
હું 'ક્ષમા વીરસ્ય'નું સૂત્ર ગોખતો
બેસી રહ્યો છું નતમસ્તકે
પણ આટલેથી જ અટકતી નથી મારી વાત
તમને કેમ કરીને સમજાવું કે
મારા જમણા હાથની આંગળીઓમાં
કેટલાંય અશ્વસૈન્ય હણહણી રહ્યાં છે
અને તેથી જ હું ચૂપ છું.
પણ તેથી શું થાય?
કદાચ કવિતા...
પણ
તે પછી પણ પ્રશ્ન તો રહે છે જ શેષ ટકવાનો
અને તેથી જ મિત્રો
આટલેથી અટકતી નથી મારી વાત....

## કિસ્સો / મધુકાન્ત કલ્પિત

એવો ફસ્સ્ દઈ આંખોમાં ઘોંચ્યો કે
ઘોંચ્યો રે! કિસ્સો સજ્જડ.

આંખ ઠાંસુકી દદડીને હેઠી પડી રે!
બધાં દશ્યો વેરાઈ પડ્યાં ચોકમાં,
ચાલ, મેલું નાં થાય એમ આખખાયે ફળિયાને
સાચવીને પ્હેરી લઉં ડોકમાં;
સ્હેજ માણસતા પ્હેરીને નીકળ્યો, જો
લાગું છું કેવો ફક્કડ.

ફૂંક મારીને ઓલવી શકાય એવા
સણકાઓ પેટાવી મૂક્યા છે બારીએ,
અહીં છાતીની શેરીઓને ટેવ પડી
ફરફરવું–તરફડવું–એવું કંઈ ધારીએ;
ભાઈ ધ્રાસકા! તું લોહીના દાદરાઓ
ચડ નહીં લક્કડ ધક્કડ...

## કિંવદંતી–Metamorphosis / જયેન્દ્ર શેખડીવાળા

કોઈ સ્મૃતિશેષ ઘોષા સાંભળું જાણે નૂપુર....
દૂર...ધૂસર ગીત સરતું હોય જાણે દૂર દૂર...
તે પછી વાતાસમાં પગરવ ઊગેલો જોઉં છું
કે મને આ ઘાસમાં એમ જ ઢળેલો જોઉં છું

પણ..., હજી સૂમસામ છે, રે, તું હજી સૂમસામ છે...

ક્યાંક પંખીઓ વહે છે થઈ નદીઓ આરપાર
ક્યાંક ચ્હેકે લોહીમાં થઈ આભ આખું તારતાર
તે પછી એકાન્તનો પર્વત ઊગેલો જોઉં છું
કે મને મારી તળેટીમાં ઊભેલો જોઉં છું

પણ...., હજી સૂમસામ છે, રે, તું હજી સૂમસામ છે....

કોઈ ખંડેરો વિશે પૂછે અને તું નીકળે
ધૂળ, જાળાં, રેતની ડમરી ઊડે–તું નીકળે
તે પછી પૂછનાર–ખંડરમાં ઊગેલો જોઉં છું
કે મને હું કિંવદંતીમાં ભળેલો જોઉં છું

પણ...., હજી સૂમસામ છે, રે, તું હજી સૂમસામ છે....

## વગડો બોલે પેંપૂડે ! / ચન્દ્ર પરમાર

વગડો બોલે પેંપૂડે !
વગડો બોલે પેંપૂડે !
ઍંપળ પેંપળ લીલાં પાંદ વગડો બોલે પેંપૂડે !
વગડો બોલે પેંપૂડે !

પેંપેં પટપટ ગાતા પોપટ નાચે નટખટ થન્નક થન્નક,
ડાળે પાંદે પેંપેં નાચ્યું વેલ તરુવર ઝુમ્મક ઝુમ્મક;
શેતર તેતર તી–તીઘોડા દણુદણુ ઠેકમ ઠેકા ઊડે !
વગડો બોલે પેંપૂડે—

રાતાં પીળાં ફૂલ મહળકે ફૂદાં ફરકે પલ્લક પલ્લક,
પિલુ પિલુ સૂરજ નોખા રહ પી રાતા ઝલ્લક ઝલ્લક;
ફૂલે હરતી ફરતી મશરો મધડાં ભરતી મધને પૂડે !
વગડો બોલે પેંપૂડે—

મઘમઘ વાહર ડોલે ડગમગ સરવર જલ તો છબ્બક છબ્બક,
ગટગટ ગવરી ગાયો પીએ આંચળ એના છલ્લક છલ્લક;
બોઘેણે દૂધ છમ્મક છમ્મક તેજ છલકતું સૌને મૂંઢે !
વગડો બોલે પેંપૂડે—

પેંપેં પીધું મેઘલ રાણે વીજળી નોણે ઝબ્બક ઝબ્બક,
રંગના રેલા હેંડ્યા મોંએ રહના રેલા અલ્લક મલ્લક;
ઝરમર મોતી નવતર વેહે ઝગમગે સે ડૂંડે ડૂંડે !
વગડો બોલે પેંપૂડે—

પેંપેં મ્હેંક્યું દાણે દાણે મ્હેંકી સૌની ભોજન થાળી,
પેંપેં શંખે ઝાલર ડંકે ગાજ્યું ચંદર તારા જાળી;
પેંપેં બોલ્યું હજાર સૂરે શેષ ફણાએ ધરતી ટૂંડે !
વગડો બોલે પેંપૂડે—

---

મહળકે – મઘમઘે. મશરો – મધમાખી. ટૂંડે – તળિયે

## સેલ્સમેન / રવીન્દ્ર પારેખ

મને નોકરી મળી ગઈ છે,
કવિતાના સેલ્સમેનની
ગામેગામ ફરીને મારે
ભલાંભોળાં લોકોના મનમાં
એ ઠસાવવાનું હોય છે કે
વ્યભિચાર માટે ખર્ચેલ રકમ કરતાંય
આ કવિતાઓ વધુ મફત પડતી હોય છે.
મારે ઘરડેરાંઓને એ સમજાવવાનું હોય છે કે
આ કવિતાઓ
સ્વર્ગારોહણનો માર્ગ ખુલ્લો કરી આપે છે.
અને ચતુરોના ચોતરામાં મારે
બોલવું પડે છે કે
આ કવિતાના સેવનથી
કુશળ રાજનીતિજ્ઞો પાકે છે.
–અને દલિત પીડિતોનાં કીડિયારાં વચ્ચે તો
જેવો હું
કવિતાના સેમ્પલ્સ પેશ કરું છું કે
ચપોચપ એમની ખરીદશક્તિ વધી પડે છે.
બદલામાં, એ બિચારાંઓ અમારી કંપનીને
ક્યારેક ચંદ્રકો,
તો ક્યારેક એવોર્ડ્ઝ,
તો ક્યારેક સન્માનો ચૂકવે છે.
–અને છતાં આ ધંધામાં હું નવો છું હજી,
એટલે જ કદાચ
મન થઈ આવતું હશે મને
એ કહેવાનું કે
હું કવિતાને નામે
કવિતાની કાંચળીઓ જ ખપાવી રહ્યો છું
પણ....
જવા દો
લોકોને પણ
સર્પમાં નહીં એટલો કાંચળીમાં રસ છે એટલે...

## અષાઢ / ભરત યાજ્ઞિક

આવી ચડે છે ફક્ત dangerously આ અષાઢ
આ શહેરમાં જે કોઈ તે seriously આ અષાઢ

કોરા ને ભીના – ભીનાને ભીંજાયલા થવું
ચાહે તો ચાહે એ રીતે jelously આ અષાઢ

છતરી લઈ થંભી ગઈ સડકો દુકાનમાં
bus બારી વાસી જુએ તો તો lovely અષાઢ

ખાબોચિયાંને તેડીને રમવા મૂક્યાં અહીં
traffic માં jam એ રીતે childishly આ અષાઢ

તારો લખેલ પત્ર જેમ હોય ઉંબરે
હું જોઉં એમ આંખમાં anxiously આ અષાઢ

હું વિપ્રયોગી જીવ કોઈ હોઉં પણ કદાચ
વરસ્યો કદાચ હોય પણ previously આ અષાઢ

## એક ઝીંકણાનુભૂતિ / પથિક પરમાર

અગડમ્ બગડમ્ ગીત ઝીંકવા બેઠો ઢોલમ ઢોલ
કે અંગળમંગળ વાગે ઢોલ
સામટા ધ્રુસાંગ ! ધ્રુસાંગ !

અલ્લમ્ બલ્લા, હલ્લા મિસ્ટર ત્રલ્લા ! હિપ્પીપ હુરૌ
હાંકે રાખો આડેધડ હોય જે હોવું શબ્બાખૈર !
હોવું ઉર્ફે હાંફળફાંફળ કાગળ ઉપર હિસ્સોહિસ્સો
પેન ભરીને ગીત જેટલું રોવું શબ્બાખૈર !

અંતર મંતર શબ્દ ખાબક્યો જંતર હેઠો લોલ
કે આખ્ખો દરિયો ડોલમ્ડોલ
ને મોજાં ભફાંગ ! ભફાંગ !

અડવડ દડવડ સાવ સુકાયેલ દરિયામાં કોઈ હાથ તણાતો જાય
કપાયેલ હાથ તણાતો જાય, અરે ! યે કિસકા હૈ ?
હાથ પહોંચે કોઈ અજાણ્યા મલ્લકમાં જ્યાં એક વેંતનો રાજા
એનો પાંચ મણિકો હાથ, કહો : ક્યા કહના હૈ ?

આકળવિકળ ગીત થાય છે પૂરું પોલમ્પોલ
લે, અવની ! ઝટ દરવાજો ખોલ
ધ્રાસકા ધ્રબાંગ ! ધ્રબાંગ ?

## દફતરમાં નૉમ-ઠૉમ નંઈ

(ગૉણું)

પ્રતાપસિંહ રાઠોડ 'સારસ્વત'

અમે મૉંડી વરસાદ કેરી વારતા ને તોય મૉય
વાદળનું નૉમઠૉમ નંઈ!
અમે ઢેફું ફોડીને ઑંખ ચોળી ને હોય ક્યૉંય
ખેતરનું નૉમ-ઠૉમ નંઈ!
ડાબા-જમણાના અમે પાળ્યા ડચકારા ને
ગોતરવેળાએ ઓંએ સૂંઢાં,
ઢગલામાં મોહી ભરી ગાડૉં લઈ આવ્યા પણ
ઠલવી જોયું તો હોય ઢૂંઢાં;
હતી ધોળી આશાએ ઝોટ્ય બૉધી તે વંઠી
પણ ખેતરનું નૉમ-ઠૉમ નંઈ!—અમે૦

પૉંપણથી સંકોરી સાચવી'તી રાત આજ
શમણું આવે તો લઉં ઝાલી,
મરઘો બોલ્યો ને ટેક તૂટી ને તડકામાં
દરશણને નૉમ જોઉં ડાળી;
પછી ઝાકોળિયું લેવાને દોડ્યા પણ હૈયામાં
શેરડાનું નૉમ-ઠૉમ નંઈ!—અમે૦

ચકલૉં ટોયામાં અમે થઈ બેઠા ચાડિયા ને
ટૌકાનું મોઢું ના ભાળ્યું,
રઘવા કરીને એક ચપટી શા પૉંક હારુ
ઠૂંડૉંનું ગૉમ બધું ખાળ્યું;
વીત્યા જનમારા ખેતી ને ખેતીમૉં રૅમ,
તોયે દફતરમાં નૉમ-ઠૉમ નંઈ!—અમે૦

## કૅલક્યુલેટરના સંબંધો / મધુ કોઠારી

રંગબેરંગી
આંકડા લઈ પતંગિયાં ઊડ્યાં....
અંધકારને ભેદી
ચળકી ઊઠ્યા ચોરસ સંબંધો?
સંબંધો સરકે...
કૅલક્યુલેટરના સમયમાં
ચળકતા ચહેરાઓ
કોને શોધે?
ગણતરીના ગ્રહોમાં
અટવાય કોની સ્મૃતિઓ?
માણસના ચહેરા
સળગી ઊઠે થઈ
અવિશ્વાસના આકારો....
ટેલિફોનની ઘંટડી રણકી,
અને
વૃદ્ધ બાળક થઈ જાય!
બાળક પરીની ભાષા બોલતું થાય!
કૅલક્યુલેટરના
સરવાળા ખોટા
બાદબાકી ખોટી
ચહેરાના ચાળા ખોટા
ચહેરાની ચાલાકી ખોટી,
તો, બાળકના મૌનના સત્યને
કયું કૅલક્યુલેટર પુરવાર કરશે?

## એક કાવ્ય / બકુલ દવે

ખાંડવ વનને કોણે બાળી મૂકયું
ઇન્દ્રપ્રસ્થ વસાવવાની ઘેલછામાં?
હવે તો સમયવૃક્ષ પર લટકતી
પાનખરનાં પિત્ત પર્ણો જેવી ક્ષણો
ખરી જવાની પ્રતીક્ષામાં
જીવનનો બોજ વધતો જ જાય છે.
ટીપે ટીપે ઝમી રહેલા
કાળા વિષાદના રેલામાં લંબાઈ રહેલી
આસ્ફાલ્ટની સડકો
મારી ભીતર ગૂંચવાએલા
શિરા અને ધમનીનાં જાળાં.
ટ્રાફિકનો પ્રવાહ રુંધી રહ્યો છે
મારા લોહીની ગતિને.
આ ઉજ્જડ નગરમાં
બગીચાની ફૂલદાનીઓ ગોઠવવાનો
કોઈ જ અર્થ નથી.
મૃત પ્રિયાના પ્રેમપત્રોની જેમ
જંગલથી વિખૂટા પડી
બગીચાના કોઈ ખૂણામાં ઊભેલાં
વૃક્ષોનાં ડુસકાં મને સંભળાય છે.
પણ કોને પડી છે
આ અરણ્યરુદન સાંભળવાની?

મીલની ચીમનીઓ
અને એકઝોસ્ટ પાઈપના ધુમાડાથી
કુરૂપ બનેલા પોતાના ચહેરાને
આકાશ વેશ્યાની જેમ
રોજ જોયા કરે છે
કેમિકલ્સથી દૂષિત થયેલી
નદીઓનાં ઓઘરાળાં દર્પણમાં
હવે ફૂલોનો વૃક્ષો સાથે
વૃક્ષોનો આકાશ સાથે
આકાશનો વાદળ સાથે
વાદળનો વરસાદ સાથે
વરસાદનો ધરતી સાથે
ધરતીનો માણસ સાથે
અને
માણસનો માણસ સાથે
સંબંધ તૂટી ગયો છે.
હવે હું જ મારા ઇન્દ્રપ્રસ્થમાં
મુલાકાતે આવેલો દુર્યોધન.
ભ્રમણાની ભૂમિ પર પગ મૂકું
ને ધબાક કરતો પડું છું પાણીમાં
પછી સાંભળ્યા કરું છું
કૃષ્ણાના કટાક્ષભર્યા અટ્ટહાસ્યને...

## નો આવડચું / અરુણ દેશાણી

પાંસા પટલની સાંતુડીને પાણી વાળતા નો આવડ્યું,
ખંડૂની સોડીને લે બૈ; રજકો વાઢતા નો આવડ્યું.

હડફ્ડ હડફ્ડ હાથ ઉલાળ્યે જાય સાંતુડી શેરીમાં,
હાંઠે બેઠા ગાભની ખબર્યું હંઘરી રાખતા નો આવડ્યું.

બારે મઈના ખેતરના કૂવામાં પાણી હબ્બેસ રે';
ઢાંઢાનો હું વાંક; મૂઈને કોહ હાંકતા નો આવડ્યું.

ખેતરમાં ડૂંડાની ઉપર હમ ખાવાયે દાણો ચ્યાં?
રૈ ગૈ ગોફ્ણ કડ ઉપર; બૈ હોલા ઊડાડતા નો આવડ્યું.

હાંજ પડે ને દાતરડી લઈ વાડ કને ઈ આટાં દે,
વાડમાં મૂઈ સાંતુડીને સીંડું પાડતા નો આવડ્યું.

## આઘે કોઈ બોલાવે / હર્ષદ ચંદારાણા

આંખોપાંખો સાંજતણો અજવાસ ને આઘે કોઈ બોલાવે
આંખો ખોડી ઊભું સૂકું ઘાસ કે આઘે કોઈ બોલાવે

પથ્થર પર આ ઝરણું લપસી જાય ને આઘે કોઈ બોલાવે
ફીણફીણમાં સૂરજ જો વિખરાય કે આઘે કોઈ બોલાવે

થરથર કંપે આતુર નમતી ડાળ ને આઘે કોઈ બોલાવે
મલયપવનની હૈયે લાગે ઝાળ કે આઘે કોઈ બોલાવે

ફાળ ભરંતી ટેકરીઓની હાર ને આઘે કોઈ બોલાવે
ટોચટોચની વચ્ચે ખુલ્લાં દ્વાર કે આઘે કોઈ બોલાવે

અધીર મારા પ્હેલાં દોડયો જાય ને આઘે કોઈ બોલાવે
લંબાતો પડછાયો પ્હોંચે ક્યાંય કે આઘે કોઈ બોલાવે

નભ સાથે જીવ થાતો લાલમલાલ ને આઘે કોઈ બોલાવે
દરવાજાને હડસેલીને ચાલ કે આઘે કોઈ બોલાવે

## ગઝલ / રાઠોડ પ્રવીણકુમાર પી.

આમ તો આખું નગર કાળું હતું
લાગણીનું સ્હેજ અજવાળું હતું.

જિંદગી સહુ વેદનાના વૃક્ષ શી
પણ બધાના મુખ પર તાળું હતું.

કાંકરી પણ જીવલેણી નીવડી
મન અમારું એટલું આળું હતું.

કેદ થાતાં શબ્દમાં ખબરું પડી
એ કરોળિયા તણું જાળું હતું.

કોણ આજે પીરસે અહીં પ્રેમથી
ઠીક છે કરવું પડ્યું વાળું હતું.

## નેમ છે / યશવંત ઠક્કર

ક્યાં સુધી આ દોડ લંબાતી જશે,
ઝાંઝવાની જાતનો આ પ્રેમ છે.

કોઈ મારું નામ બોલ્યું મૌનમાં,
આટલા પડઘા છતાં યે કેમ છે?

આજ મારું દોડવું આ રેતમાં...
સાત તાલીની રમતની જેમ છે.

આંખ દ્વારા ક્યાંય જોવા નહીં મળે,
લાગણી તો માત્ર મનનો વ્હેમ છે.

પોઠ શબ્દોની મળી જાશે મને,
તો ગઝલ-દેશે જવાની નેમ છે.

## ગીત / જનક ઉચાટ

અમને થાયે ભ્રમણા રણમાં લીલેરા આકાશ તણી રે લોલ
ડિંડલિયા થોરુંની વચ્ચે ખિસકોલી મલકાટ બની રે લોલ.

દૂરદૂરથી સપનાંઓની પોઠ ભરીને ફાળે આવે હરણું
અધવચ્ચાળે કલરવની બંદૂક લઈ હડફેટ ચડાવે ઝરણું.

આંખો નીચે પીળચટ્ટાતા તડકા જેવું ઘાસ ઊગે રે લોલ
કોઈ ઝાંઝવું રડી રડીને રણને લીલુંછમ્મ કરે રે લોલ.

અરેબિયાની વાતોમાંની કોઈ સુંદરી બપોર થઈને નાચે
ઊંટોનાં પગલાંને પૂજી કોઈ તરસથી પાણી પાણી યાચે.

હથેળિયુંમાં રેતી લેતાં રેખાઓ બેચાર ખરી રે લોલ
શાહમૃગની આંખ પરેથી છલનાની ખારાશ ઝરી રે લોલ.

## ઊતરડાયેલી એંધાણીનું (સ્વપ્નશીલ) ગીત / અલ્પ ત્રિવેદી

કોઈ અજાણ્યા પંખીની રે ચહક લઈને એક સર્યું'તું પાન ઝાડથી એક ખર્યું'તું પાન
લથબથ લથબથ હવા-નીંગળતો મારગ વીંધી વંન કીધું વેરાન પછી તો વંન કીધું વેરાન

ફટાફ્ ખુલ્લા ખેતર વચ્ચે જોઈ રહું છું પગલાતું અંકાશ સામટું પગલાતું અંકાશ
તળાવના દર્પણમાં હમણાં સૂરજ ઊતર્યો લઈ એની પીળાશ ઊતર્યો લઈ એની પીળાશ
શ્વાસ વિશેથી કોણ ઊતરડી ગયું અચાનક લીલુંકંચન ભાન અમારું લીલુંકંચન ભાન...

સૂકીભઠ રેતીમાં સમથળ વહી જાય છે ભીની ભીની વાત રાતની ભીની ભીની વાત
કાચીકુમળી સ્વપ્નપરીની લહેરાતી આ ચુન્દડીયાળી ભાત અને આ ચુન્દડીયાળી ભાત
પાદર વહેતી સીતાપરીનાં પગલાં ડૂકે કાંઠા ડૂકે પાણી ને એંધાણ ડૂકતાં પાણીનાં એંધાણ...

કોઈ અજાણ્યા પંખીની રે ચહક લઈને એક સર્યું'તું પાન ઝાડથી એક ખર્યું'તું પાન
લથબથ લથબથ હવા-નીંગળતો મારગ વીંધી વંન કીધું વેરાન પછી તો વંન કીધું વેરાન

## પ્રીતિ : એક નીલરંગી સ્વપ્ન / શૈલેશ ટેવાણી

પ્રાચીન પડ ને પોલું પીળું પતાકડાશું મારું હોવું—
ઊલટું સૂલટું હવા સહિતનું નીચે-ઉપર મારું હોવું.

તરણું, ઝરણું, શરણું લૈ અક્ષરનું હોવું—
ઝીણું ઝીણું સૂર્યકિરણનું જેમ હોય ઝાકળમાં હોવું.

અમાસનું આ આંખે આંજણ એ છે ઊર્મિનું હોવું—?
શબ્દોની આ રેખ હશે કૈં ઈશ્વરની પાટીમાં હોવું?—

નમતું-ઝમતું, છાનગપતિયું શમણાંની દુનિયાનું હોવું—
આકા-ડાકા એવું મારું તારી સાથે 'બનતું' હોવું.

અલ્લે! આ છે નીલરંગની કૂંપળનું એકામ ફૂટવું—
નક્કી એ છે ધરતીનાયે ગાલ ઉપર ચૂંટીનું હોવું.

## આવું / કે. જગત

છાતીમાં વિસ્તરતા રણની વચ્ચે તારી આંખ સરોવર થઈને જોતી વાટ
શ્વાસની સાંઢણીઓ હંકારો ન્હાવા આવું…

ટહુકો કરતા મનના કાંઠે શોષ વધે ને દાહક પીડા થાય
યાદની પળમાં અંગેઅંગ ખોતરી તરસ મને ધમરોળે
એકલતાના પડઘા વારંવાર ઘોંચતા કાળા ભમ્મર દૃશ્ય તણા વંટોળ
આંખમાં સળવળતાં સપનાંને વાગે ઠેસ છતાં ફંફોળે
નાહક લીલી લાગણીઓની કુંજ રોળશે ખાલીપાનાં તીર કાળજું માપી કાપી
હેલ હેતની ભરો તમે હું ગાવા આવું….

પાંસળીઓ પરપોટા થઈ ઓગળશે અમથી પ્રેત સમી અંધારે
આંટાફેરા ફરતી વાતે પીળા ડાઘ ફેફસાં ચૂંથે રોજ અજંપે
છતાં ટેવનો શ્વાસ લઈ પડછાયો લીલો સ્પર્શ માણવા ઝંખે
આતુર પગલે તારી ભાષાને સમજે તો પળમાં જંપે
આંખીપાંખી આશા કડવી કાળી પીળી તૂરી થઈને રોમરોમના તોરણમાં
બંધાય છતાં લ્યો તોરણ લીલાં બાંધો રમવા આવું…

## તૂટી પડ્યું ચોમાસુ / નવનીત ઉપાધ્યાય

દરિયા જેવા હતા ને માથે તૂટી પડ્યું ચોમાસુ !
જળની જાળ વચાળ પછી તો એવો હું ઝડપાયો
તડકીલા દિવસોના હાથે કદીય ના પકડાયો
સપનાં છાનાં રાખ્યાં આંખ્યુ વચ્ચે બાંધી આંસુ
દરિયા જેવા હતા ને માથે તૂટી પડ્યું ચોમાસુ !
પર્વત ખેતર સીમ ફરે છે લીલપનો સન્નાટો
પંખીને પણ ઝાડ કહે છે: કલરવ ધીમે છાંટો
નદી સમી યાદોમાં આજે ધૂમ મચેલી ભાસુ
દરિયા જેવા હતા ને માથે તૂટી પડ્યું ચોમાસુ !

## પથ્થરનું બીજું નામ / હરીશ વ્યાસ

કાળમીંઢ પથ્થરને ફૂલ જઈ પૂછે:
ખરતાં હશે કેમ આંસુ?
ઝરતાં હશે કેમ આંસુ?
રે ભાઈ! પથ્થરનું નામ બીજું આંસુ?!...

ભડભડતી ભૂખ શા આયખાના ઓરતા
ડંખે થઈ લીલેરા નાગ;
સરિતાની સોડ તણાં વમળોનાં વંનવંન
બળબળતી રાતોની આગ;
સીમાડે કાળઝાળ ઝંખ્યા કરે છે આંખ
અવગતિયા છીવને ફાંસુ!
રે ભાઈ! પથ્થરનું નામ બીજું આંસુ?!

અંધારી રાતોના ઊંડા આકાશમાં
ટળવળતાં તારલાનાં ટોળાં;
ઝાંઝવાંની પછવાડે ખોયે છે જીવ અહીં
રવડી રવડીને મૃગ ભોળાં;
સુક્કાભઠ્ઠ દરિયાના ખાડામાં સારવાનાં
ક્યાંથી લાવું ય બે'ક આંસુ?
રે ભાઈ! પથ્થરનું નામ બીજું આંસુ?!

## ત્રણ જોડકણાં / સ્નેહરશ્મિ

એન ઘેન રમે
નાની મારી, બેન,
રમતાં રમતાં ગઈ ખોવાઈ
બેનની નવી પેન,
પેન લખે આભમાં
બેન હીંચે બાગમાં.

*

વનમાં જાગે વાયરો,
ગઢમાં મ્હોટો ડાયરો,
ડાયરામાં ધડીમ ધૂમ,
ફટાકડાની ફૂટે લૂમ.

*

નાગદેવની રૂપાળી છે ફેણ
બેનીને મુખડે મધમીઠાં છે વેણ,
વેણે વેણે ઝરતાં રંગીન ફૂલ
ફેણ પરે છે નાનકડું બુલબુલ.

## કેટલું નિકટ / કમલ વૈદ્ય

આઘું આઘું હજુ કેટલું, પ્રીતમ! કેટલું નિકટ ઘર!
અવળા ઊભેલ પહાડ, ન મારગ ક્યાંય, ને ડોકાય ડર.

બેઉ બાજુ અડાબીડ છે કાનન
વચમાં પાષાણ કોરા
કૈંક તો જણાય થાક, ન પગલાં
મુકાય રે ઠમઠોરાં;
વાયરો મોઘમ ગણગણે કંઈ કાનમાં 'ધીરજ ધર'
આઘું આઘું હજુ કેટલું, પ્રીતમ! કેટલું નિકટ ઘર!

મન, ભૂંડું મન એકલું આગળ
ધાય, ને પાછળ દેહ
સોરતો એકલ જાય રહી, એમ
જીરવવો કેમ નેહ?
વેગ ચહું કાંઈ એટલો રે જેમ બાણથી છૂટેલ શર.
આઘું આઘું હજુ કેટલું, પ્રીતમ! કેટલું નિકટ ઘર!

એક વેળા મેળે સાંભળેલો
મનભાવન મધુર પાવો,
વેણુ મહીં વેણુ ભેળવું તે વાર
લેહનો લેવાય લ્હાવો.
આભ ઊંચા તારા ધામથી ઊતરી આવ હે સાંવર વર!
આઘું આઘું હજુ કેટલું, પ્રીતમ! કેટલું નિકટ ઘર!

# અનુવાદ

## અંગાંગીભૂતમ્-અહમ્

કનુભાઈ જાની

ના માનવી દ્વીપ સ્વયં પ્રપૂર્ણ,
ભૂખંડનો અંશ જ માત્ર માનવી,
દરેક છે અંગ જ એક મુખ્યનું.

ધોવાઈને છાલકથી સમુદ્રની
ઢેફું ઢળે, ખોટ યુરોપને પડે,
ઓછી બને ભૂશિર-ઉચ્ચ એટલી,
પાણી મહીં જાગીર એટલી ગઈ
તમારી કે મિત્રજનો તણી વળી.

કોઈ વળી માનવ મૃત્યુ પામતો
ઓછો અહીં હું જ બનું છું કાં કે
તદ્રૂપ સારી મનુજાતમાં હું.

(જોહ્‌ન ડનના કાવ્યોનો અનુવાદ)

## ત્રણ કવિતા: તેની / જયા મહેતા

૧

રસ્તો સાદો સીધો સરળ
સહેલું જ તેની પરથી આવવું-જવું
પણ સામસામે આવ્યા પછી આજે
તું સ્તબ્ધ થયો, હું સ્તબ્ધ થઈ,
વચ્ચેનાં બધાં વર્ષ સ્તબ્ધ થયાં....

૨

મારી જિંદગીની ચાર ભીંતો,
ઉપર સુરક્ષિત છાપરું,
આંગણામાં રમતાં મારાં બાળકો....

કોઈ વાર મધરાતે હું જાગી જાઉં છું–
બંધ બારણાં પાસે
કોઈ ઊભું હોવાનો ભાસ મને કેમ થાય છે?
કેમ એકાકી લાગે છે?

૩

શુભ્ર સંગેમરમરી નિર્જનપણાના દ્વાર પાસે
ચમકદાર પૉલિશ કરેલા પિત્તળના કૂંડા નીચે
પાંખ ફેલાવીને મરેલો પડેલો કાગડો જોયો
અને ભૂતકાળની
એક ક્ષણનું સ્મરણ થતાં
આંખો ભરાઈ આવી...

(ગુરુનાથ ધુરીનાં મરાઠી કાવ્યોનો અનુવાદ)

# કવિતાવૃત્ત

- ૮મી જૂન ૧૯૮૦ના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદ અને કલોલની સ્થાનિક સંસ્થા '  'ના સંયુક્ત ઉપક્રમે એક લઘુ પરિસંવાદ યોજાઈ ગયો. તેની બીજી બેઠકનો વિષય હતો 'કવિતામાં કલ્પન અને પ્રતીક'નો વિનિયોગ. સર્વશ્રી પ્રમોદકુમાર પટેલ અને ચંદ્રકાન્ત શેઠે પોતાનાં વક્તવ્યો રજૂ કર્યાં હતાં. ચર્ચામાં સર્વશ્રી હેમંત દેસાઈ, ભોળાભાઈ પટેલ, રઘુવીર ચૌધરી વગેરેએ ભાગ લીધો હતો.
- ૫મી જુલાઈ ૧૯૮૦ના રોજ મુંબઈમાં 'સુમંગલ સાહિત્ય પ્રકાશન' તથા કવિના શુભેચ્છકો તરફથી શ્રી રમેશ પારેખને સન્માનવાનો કાર્યક્રમ રખાયો હતો. પ્રમુખ શ્રી ગુલાબદાસ બ્રોકર અને અતિથિવિશેષો સર્વશ્રી સુરેશ દલાલ ને હરીન્દ્ર દવે હતા. અન્ય કવિ-વિવેચકોએ રમેશ પારેખની કવિતાનો આસ્વાદ કરાવ્યો હતો.
- ૨૧મી જુલાઈ ૧૯૮૦ના રોજ અમદાવાદમાં હ. કા. આર્ટ્સ કૉલેજના સભાખંડમાં લોકમિલાપ ટ્રસ્ટ તરફથી 'કાવ્ય-કોડિયાં' સંપુટ ૧નો શ્રી ઝીણાભાઈ દેસાઈ 'સ્નેહરશ્મિ'ના હસ્તે ઉદ્‌ઘાટન સમારોહ રખાયો હતો. ઉપસ્થિત કવિદ્વય બાલમુકુન્દ દવે અને હસમુખ પાઠકે પોતાનાં કાવ્યોનો પાઠ રજૂ કર્યો હતો. બાકીના કવિઓની કાવ્યકૃતિઓનો પાઠ નિરંજન ભગતે કર્યો હતો. શ્રી સુધાબહેને પ્રિયકાન્ત મણિયારના ગીતનું ગાન કર્યુ હતું અને પ્રિયકાન્તના કંઠે રજૂ થએલું એ ગીત ટેઇપ દ્વારા સંભળાવવામાં આવ્યું હતું.
- કવિશ્રી રાજેન્દ્ર શાહના કાવ્યસંગ્રહ 'મધ્યમા'ને 'નર્મદ સુવર્ણચંદ્રક' એનાયત થયો છે.

**સાભાર સ્વીકાર:**

- **બાગબાં**-મંગળ રાઠોડનો પ્રથમ કાવ્યસંગ્રહ. પ્રકા. સાહિત્ય સંગમ, બાવાસીદીનો ટેકરો, ગોપીપુરા, સુરત-૩૯૫૦૦૧, કાચું પૂઠું, પૃ. ૯૪, રૂ. ૧૦
- **પ્રીતનો ગુલાબી રંગ** • શ્રી નાથાલાલ દવેની મુગ્ધ પ્રણયનાં મધુર ગીતોની પુસ્તિકા-વિક્રેતા-ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કાચું પૂઠું, પૃ. ૩૨, રૂ. ૧
- **ભાવ-સુમન** • ભાવનગરના કવિઓનાં કાવ્યોનું શ્રી મહેન્દ્ર ગોહિલે કરેલું સંપાદન-પ્રકા. ભાવનગર યુનિવર્સિટી, સમાજશાસ્ત્ર અનુસ્નાતક કેન્દ્ર, શામળદાસ કૉલેજ, ભાવનગર-૩૬૪૦૦૨, કાચું પૂઠું,પૃ. ૩૨ રૂ. ૩
- **ગુડ મૉર્નિંગ, દિલ્હી** • સોવિયેત કવિ વાત્સીસ રેમીરીસનાં કાવ્યોનો શ્રી મહેન્દ્ર ગોહિલે કરેલો અનુવાદ. પ્રકા. રૂપાલી પબ્લિકેશન. પીરમહંમદના મેન્શન, ઘી કાંટા ક્રૉસિંગ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કાચું પૂઠું, પૃ. ૩૨, રૂ. ૩
- **તોફાન** • યોસેફ મૅકવાનનાં બાળકાવ્યોનો સંગ્રહ. પ્રકા. ગુજરાતી સાહિત્ય પરિષદ, c/o. હ. કા. આર્ટ્સ કૉલેજ, આશ્રમ રોડ. અમદાવાદ-૩૮૦૦૦૯, કાચું પૂઠું, પૃ. ૩૬, રૂ. ૨
- **ચાંદલિયાની ગાડી** • ચંદ્રકાન્ત શેઠનાં બાળકાવ્યોનો સંગ્રહ. પ્રકા. ઉપર મુજબ, કાચું પૂઠું, પૃ. ૪૮ રૂ. ૨-૨૫
- **સરવરિયાં** . અમૃતલાલ છ. પારેખનાં બાળકાવ્યોનો સંગ્રહ. પ્રકા. ઉપર મુજબ, કાચું પૂઠું, પૃ. ૫૬, રૂ. ૨

## સૂચનાઓ

* સર્જકોને જવાબી ટપાલખર્ચ ન મોકલવા વિનંતી છે. સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિના દરમિયાન આપવામાં આવે છે, અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.
* વ્યવસ્થા અંગેનો સઘળો પત્રવ્યવહાર 'વ્યવસ્થાપક 'કવિલોક' C/o કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ-૧' એ સરનામે જ કરવો.
* આપનું લવાજમ જો પૂરું થઇ ગયું હોય તો રૂપિયા પંદર સત્વરે મોકલી આપશો.
* આજીવન લવાજમ રૂપિયા ૧૫૧ છે. શિક્ષણ સંસ્થાઓ અને ગ્રંથાલયો પણ આજીવન સભ્ય બની શકે છે.
* આપનું સરનામું બદલાય તો તરત જ તેની જાણ કાર્યાલયને કરશો.
* લવાજમ ચેકથી મોકલો તો બેંક કમિશનના રૂપિયા બે ઉમેરીને મોકલશો.

---

# "અરે, ફેવિકોલ હોય પછી ઢીંગલી બનાવવામાં કેટલી વાર!"

ધંધાદારી કારીગરોની પ્રથમ પસંદગી પામેલું આ ફેવિકોલ આપ પણ આવાં અનેક કામ માટે સદા હાથવગું જ રાખો. ગમે ત્યારે ફેવિકોલની જરૂર પડવાની જ!

ઑલ ઇન્ડિયા હૅન્ડીક્રાફ્ટ ટીચર્સ ટ્રેનિંગ કૉલેજ તેમજ હસ્તકલાની અન્ય સંસ્થાઓમાં ફેવિકોલ વધુને વધુ પ્રમાણમાં વપરાય છે.

ફેવિકોલ વડે આપ ફાવે તે ચોંટાડો:

• કાગળ • થર્મોકોલ • લાકડું • કાપડ • માટીની ચીજ-વસ્તુઓ • આભલાં ને એવી ઘણીખરી વસ્તુઓને ફેવિકોલ સિન્થેટિક રેઝિનં ઍડ્હેસિવ જલદી અને મજબૂત રીતે ચોંટાડી દે છે.

કામ પણ દરેક વખતે જુઓ તો સ્વચ્છ, સુઘડ, સુંદર ને સફાઈદાર!




Courtesy: HTTC, Bombay

ચોંટાડવા માટે સર્વોત્તમ

**ફેવિકોલ®**

કારીગરોનું માનીતું અજોડ ઍડ્હેસિવ.

લિમિટેડ પો. બૉ. નં. ૧૦૯૫, મુંબઈ ૪૦૦ ૦૨૦નો રજિસ્ટર્ડ ટ્રેડ માર્ક

PIDILITE

ખૂબ આકર્ષ્યા. અમદાવાદ આવ્યા પછી 'જૉન ઑવ લંડન્સ વીકલી', 'લિટરરી ડાઈજેસ્ટ', 'ઍથીનિયમ', 'પોએટ્રી રિવ્યૂ' અને 'પોએટ્રી'નું વાચન વધ્યું. 'લિટરરી ડાઈજેસ્ટ'માં 'કરન્ટ પોએટ્રી'નો વિભાગ આવતો. એમાં તત્કાલીન કવિઓનાં કાવ્યો પ્રકટ થતાં. ઇંગ્લૅંડમાં ત્યારે 'પોએટ્રી સોસાયટી' ચાલતી, જેનું મુખપત્ર હતું દ્વૈમાસિક 'પોએટ્રી રિવ્યૂ.' એમાં નવ કવિઓનાં કાવ્યો પ્રકટ થતાં. એ 'પોએટ્રી સોસાયટી'માં કવિની કાવ્યરચનાઓ ઉપર જે ટીકા-ટિપ્પણ થતાં તેનો પણ ક્યારેક ક્યારેક અહેવાલ આવે. કાચાં કાવ્યોને ત્યાં ચર્ચાને અંતે મઠારાય તો તે કાવ્ય મઠાર્યા પૂર્વેનું અને મઠાર્યા પછીનું એમ બન્ને સ્વરૂપે છપાતાં, જેથી નવોદિતોને માર્ગદર્શન મળી રહે. આવા બધા ખયાલોથી પ્રેરાઈને બચુભાઈએ ૧૯૩૦માં 'બુધ-કવિસભા'નો આરંભ કર્યો હતો. આ 'બુધ-કવિસભા'નું આકર્ષણ ધીમે ધીમે વધતું ચાલ્યું. ઉપસ્થિત કવિઓની હાજરીમાં બચુભાઈ લયાનુસારી સ્વચ્છ કાવ્યપાઠ કરે. એમના ચહેરા પર અને સવિશેષે એમનાં ચક્ષુમાં ત્યારે સ-રસ કૃતિના વાચનના આનંદની દ્યુતિ ચમકતી જોઈ શકાય. એમણે આ રીતે સતત ત્રણ પેઢી સુધી નવોદિત કવિઓને માર્ગદર્શન આપવાનું કામ કર્યું છે તે ગુજરાતી કાવ્યસાહિત્યના ઇતિહાસમાં કદાચ અદ્વિતીય ઘટના છે. નવકવિને તત્કાલ અન્ય સિદ્ધ કવિઓના માર્ગદર્શનની અને પ્રતિભાવની જાણ થઈ શકે એવી અનૌપચારિક સંસ્થા લેખે, કવિતાની 'વર્ક–શૉપ' લેખે, 'બુધ-કવિસભા' દ્વારા બચુભાઈનું પ્રદાન કદાચ આ સૈકાની ઉત્તમ ઉપલબ્ધિ છે.

બચુભાઈએ કાવ્યશાસ્ત્રનો વ્યવસ્થિત અભ્યાસ કર્યો નહોતો; પરન્તુ દેશ-પરદેશના વિવિધ કાળખંડનાં અનેક કાવ્યોના વાચને એમની સમજને સમૃદ્ધ કરી હતી. શિષ્ટતાના એ પ્રખર હિમાયતી હતા. કાવ્ય પદ્યમાં જ હોઈ શકે એવો આત્યંતિક મત ધરાવનાર અને એ મતનો પ્રસંગ પડ્યે આક્રમક રીતે પ્રસાર કરનાર બચુભાઈ ગદ્ય કાવ્યને પણ માણી શકતા હતા. પ્રાસાદિક અને મધુર શૈલીએ આલેખાયેલાં પ્રકૃતિ અને ગૃહજીવનને લગતાં કાવ્યોના એ પરમ આશક હતા. કાવ્યસ્વરૂપોમાં સૉનેટ અને ગીત પ્રત્યે એમનો બહુ પક્ષપાત હતો. આમ તો કાવ્યતત્ત્વવાળી ગઝલોને 'કુમાર'માં સ્થાન આપી એમણે એ સ્વરૂપનું પણ ઉચિત ગૌરવ કર્યું જ છે. સૉનેટ પ્રત્યેનો એમનો પક્ષપાત એવો કે દરેક અંકે શક્ય હોય તો એકાદ સૉનેટ તો આપવાનો આગ્રહ રાખે જ. ગુજરાતી સૉનેટનું પ્રકરણ લખનારે એ સ્વરૂપના વિકાસમાં સામયિક લેખે 'કુમાર'નો વિચાર કર્યા વગર ચાલે નહિ. 'કલા ખાતર કલા' કરતાં 'જીવન ખાતર કલા'ના એ અનુરાગી હતા; પરિણામે જીવનોપયોગી પ્રબોધવાળી રચના ક્યારેક કલાના કાંટે ઊણી ઊતરી હોય તો પણ બચુભાઈ એને પ્રકટ કરવા લલચાયા હોય એવું બન્યું છે, પરન્તુ એમાં ય કલામય અભિવ્યક્તિનો તો એમનો આગ્રહ હોય જ.

એમની આ કાવ્યપ્રીતિએ જ અમદાવાદમાં ૧૯૬૨માં ચી. ન. વિદ્યાવિહાર ખાતે અને ૧૯૬૪માં ગૂજરાત વિદ્યાપીઠ ખાતેનાં બે કાવ્યસત્રો શક્ય બનાવ્યાં હતાં. એવી જ કાવ્યલગનીએ એમણે ૭૨ વર્ષની પાકી ઉમરે પણ 'કવિલોક'નું સંપાદન હાથ ધરવાનું સાહસ કરાવ્યું હતું. પોતે એના માનાર્હ સંપાદક રહ્યા છતાંય એના સો રૂપિયા ભરી આજીવન ગ્રાહક થયા હતા એ એમની કાવ્યપ્રીતિની ઓછી દ્યોતક ઘટના નથી. આ જ લગનથી એમણે સુંદર અને સુઘડ અનિયતકાલિક 'કવિતા'ના દસ મણકા પ્રગટ કર્યા હતા; અને 'કવિલોક'ને દસ વર્ષ પહેલાં મુંબઈથી અમદાવાદ લાવી દ્વિજત્વ અર્પનાર પણ એ જ હતા. ગુજરાતી કવિતાના ઇતિહાસમાં એક સર્જકને નાતે નહિ, પણ એક સબૂઝ સંપાદકને નાતે એમનો ફાળો સદાય ગણનાપાત્ર રહેશે. સતત કાવ્યસેવને એમની પાસે બેએક રચનાઓ પણ સ્ફુરાવી છે જેમાં એમનો ભાવનાવાદ અને એમની સ્વપ્રદેશભક્તિ અછતાં રહેતાં નથી.* □

---

* આ કૃતિઓ માટે જુઓ પૂર્તિ–૨ અને પૂર્તિ–૨.



# યુવાશક્તિના વિકાસ માટે રમત ગમત પ્રવૃત્તિને પ્રોત્સાહન

યુવાનો પર રાષ્ટ્રની આત્મનિર્ભરતાનો આધાર રહેલો છે. યુવાનપેઢીમાં રહેલાં શક્તિ અને કૌશલ્યને યોગ્ય અભિગમ આપવા ગુજરાતમાં રમતગમત તેમજ યુવા-કલ્યાણના વિવિધ કાર્યક્રમો પરંપરાગત શિક્ષણ ઉપરાંત અમલમાં છે.



● ગ્રામ તથા રાજ્યકક્ષાના વિવિધ રમતગમત મંડળોની પ્રવૃત્તિને વેગ આપવા ગ્રાન્ટ આપવામાં આવે છે.
નગર અને શહેરોમાં મેદાનો તૈયાર કરવાની મહત્વાકાંક્ષી યોજના અમલમાં છે. રાષ્ટ્ર અને રાજ્યકક્ષાની સ્પર્ધાઓમાં મહત્વનાં સ્થાન પ્રાપ્ત કરતા ખેલાડીઓને શિષ્યવૃત્તિઓ આપવા ઉપરાંત શ્રેષ્ઠ ખેલાડીઓને 'સરદાર પટેલ' એવોર્ડ આપવામાં આવે છે.

● આશાસ્પદ ખેલાડીઓને તાલીમ આપવા માટે શિબિરો યોજવામાં આવે છે અને વિશેષ અભ્યાસાર્થે શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે. ગાંધીનગરમાં પ્રાદેશિક તાલીમ કેન્દ્ર, દેવગઢબારીયા અને વડોદરામાં પેટા કેન્દ્રો અને પોરબંદરમાં દિલિપ ક્રિકેટ સ્કૂલની સ્થાપના કરવામાં આવી છે.

● પર્વતારોહણ ક્ષેત્રે ગુજરાતની વિશિષ્ટ સિદ્ધિઓની આંતરરાષ્ટ્રીય ખ્યાતિ છે. માઉન્ટ આબુ ખાતેની પર્વતારોહણ સંસ્થા દ્વારા ગુજરાતનાં યુવક-યુવતીઓને તાલીમ આપવામાં આવે છે.

● સમુદ્ર અને નદીઓમાં રાષ્ટ્રીય તેમજ રાજ્યકક્ષાની તરણ તથા હોડી સ્પર્ધાઓ યોજવામાં આવે છે. [illegible] સ્પર્ધાનું પણ આયોજન કરવામાં આવે છે. પ્રતિવર્ષ [illegible] મહાશાળાઓના વિદ્યાર્થીઓ સહિતના ખેલાડીઓ માટે રમતોત્સવ યોજવામાં આવે છે.

● માહિતી નિયામક, ગુજરાત સરકાર દ્વારા પ્રકાશિત ●

"I'm a bank officer.
I think my clothes should give me good value".



Your kind of fabrics
for your kind of clothes




Suitings Shirtings Sarees Dress Materials and Denims.

MAFATLAL INDUSTRIES NEW SHORROCK MILLS MAFATLAL FINE

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · શરદ · ૨૦૩૬ · સળંગ અંક ૧૩૭ · દ્વિજ અંક ૬૫

સપ્ટેમ્બર–ઑક્ટોબર ૧૯૮૦

તંત્રી · ધીરુ પરીખ

**કાવ્યો**



**અનુવાદ**



**ગદ્ય**




વાર્ષિક લવાજમ રૂ. ૧૫ · છૂટક નકલ રૂ. ૨-૫૦
આજીવન લવાજમ રૂપિયા ૧૫૧

સલાહકાર
રાજેન્દ્ર શાહ · નિરંજન ભગત

તંત્રી સાથેના પત્રવ્યવહારનું સરનામું:
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ–૩૮૦ ૦૦૯

મુદ્રક અને પ્રકાશક:
ધીરુ પરીખ (તંત્રી કવિલોક)

મુદ્રણસ્થાન:
કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ–૧

કવિલોક માટે

## હું અપરાધી | જગદીશ જોષી

ક્યારેક તો મને થાય છે કે
એકાદ અજગરનો ભેટો થઈ જાય તો સારું;
એ જો મને ગળી જાય
અને એ જો મને ભરડો લે —
તો
એટલું તો નક્કી થાય કે
કોઈને ગળે તો ઊતરી શકું છું!

મારે ગળે હું નથી ઊતરતો
એ જીવતો અજગર છે.
મારા ગળાની ફૂલતી જતી નસોમાં
તેં જાણીથી ચીંધાયા છતાં હજુ નહીં ઊતરેલા
ટેરવાંની
ત્રણ ત્રણ સ્પર્શોની છાપ છે;
અને છતાંય
હું અપરાધી આંખે
વધ કરું છું
તને, મને, અજગરને.

જગદીશ જોષી

(જગદીશ જોષીએ અમારા 'કવિલોક' માટે મોકલેલું કાવ્ય એમના હસ્તાક્ષરમાં)

શરદ : વિ. સં. ૨૦૩૬

# કવિલોક

સપ્ટેમ્બર-ઑક્ટોબર ૧૯૮

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि।

## કાવ્ય

**ભા**વ ધ્વનિથી સ્ફુટ થાય, શબ્દથી નહિ; વ્યંજનાથી વ્યક્ત થાય, વાણીથી નહિ. એમાં જ કાવ્યના આત્માનો ભાવકને આવિષ્કાર થાય છે. જેમ પુષ્પ-સૌરભ વૃક્ષ-શાખા દ્વારા પુષ્પમાંથી સમુદ્‌ભવે છે તેમાં થડ શાખા વગેરેનું અધિષ્ઠાન-અનુસંધાન હોવા છતાં સૌરભનું અસ્તિત્વ તે સર્વથી ભિન્ન છે, પર છે. સૌરભરૂપે અલગ પડ્યા પછી તેને પુષ્પનીયે અપેક્ષા રહેતી નથી. તે રીતે કાવ્યતત્ત્વ તેના જનક શબ્દસંઘાતથી નિરપેક્ષ થઈ જતું, ધ્વન્યાત્મક સ્વતંત્ર અસ્તિત્વ ધરતું પરતત્ત્વ છે.

કાવ્યનો આ ધ્વનિ શબ્દાર્થથી સધાય છે. શબ્દસમૂહથી કે સ્વરૂપથી નહિ; બેશક શબ્દસમૂહ અર્થવાહક છે જ. તેથી નવાં સ્વરૂપો, નવીન શબ્દો કે પ્રતીકો રજૂ કરે તે જ કાવ્ય કે ઉત્તમ કાવ્ય, એ માન્યતા સુસંગત નથી. નવાં શબ્દો, સ્વરૂપો, પ્રતીકો, સર્વ માટેના પ્રયત્ન થવા જોઈએ અને થાય છે તે પણ સારું છે, પણ તે મૂળ કાવ્યતત્ત્વને–ભાવને ઉપકારક થઈ શકે, નિષ્પન્ન ન કરી શકે. કવિની કે ભાવકની વૃત્તિ કાવ્યોપાસુ હોવી ઘટે, નવાં શબ્દસ્વરૂપની નહિ.

મુકુન્દરાય પારાશર્ય

('આલેખનની ઓળખ'માંથી)

# કાવ્યાભિમુખતા

યશવન્ત ત્રિવેદી

જ્યારે રામાયણ, મહાભારત, રઘુવંશ જેવી સૌંદર્યમૂલ્ય ધરાવતી બળકટ શૈલી ઉત્ક્રાંત થાય છે ત્યારે પ્રજા વિસ્મયથી અને આનંદથી અભિભૂત થઈને કલાકૃતિને ઝીલે છે. રસસંવેદનાની સંકુલ ઘટના હરક્ષણે આલોકિત થાય છે. પણ રસસંવેદન માણવાની જે પ્રક્રિયા ચાલે છે તે શાને લીધે થાય છે? કલાકૃતિમાં કલાકૃતિ લેખે શું મૂલ્યવાન છે? આમ, સ્વરૂપવિવરણ, અર્થઘટન, મૂલ્યાંકન વગેરે પ્રશ્નોની સન્મુખ આપણે આવી ઊભીએ છીએ.

કાવ્યની સામે ઊભા રહીએ કે તરત એના ભાવન-વિશ્લેષણ, અર્થઘટન-મૂલ્યાંકનના પ્રશ્નો આપણી સમક્ષ ઉપસ્થિત થાય છે. આપણું એ સદ્ભાગ્ય છે કે આજે કવિતાના વિશ્લેષણ માટે ઉપયુક્ત એવી, ઓછેવત્તે અંશે સર્વમાન્ય, સંજ્ઞાઓની શ્રેણીથી આપણે સજ્જ છીએ. પ્રાચીનકાળથી આજ સુધી પૂર્વમાં તથા પશ્ચિમમાં જે સાહિત્યવિચારણા થઈ છે તેના પરિણામે કાવ્ય-પરિશીલન તેમ જ સાહિત્યતત્ત્વવિચાર માટે એક વિચારશ્રેણી અને એક પરિભાષા નીપજી છે, જેણે આપણને કાવ્યાભિમુખ થવાની-કાવ્યપદાર્થને પામવા સમજવાની સજ્જતા અર્પી છે.

કાવ્ય વિષે વાત કરવામાં રૂપક, પ્રતીક, કલ્પન, અલંકાર જેવી નવીજૂની સંજ્ઞાઓ મદદરૂપ થાય છે તો કેટલીક વાર અદ્યતન કવિતાની ચર્ચા કરવામાં આદિમ પ્રકૃતિ (archetype), પુરાણકલ્પન (myth), ઐતિહાસિક (historic), ભાવપ્રતીક-પ્રતિરૂપ-કલ્પન (image), પ્રતીકરચના (symbolism), વિરોધ-યોજના (contrast), જેવી નવતર સંજ્ઞાઓ ખપ લાગે છે. ઉપરાંત કૃતિના 'આકાર'ની તથા તેની અંદર રજૂ થયેલા અમૂર્ત અર્થની અથવા 'અંતર્ગત તત્ત્વ'ની વાત પણ થાય છે. આમાંથી કોઈ સંજ્ઞાની સહાયથી કે અન્યથા આપણે કલાકૃતિના રહસ્યને પામીએ છીએ; તેના મર્મ-ઉદ્ઘાટનની સાથે રસસંવેદનના આનંદલોકને પામીએ છીએ. કલાકૃતિના ભાવનમાં ઉપયોગી થતી આ સંજ્ઞાઓની હવે આપણે ઝીણવટથી તપાસ કરીએ.

## સંદિગ્ધતા

કોઈપણ સાહિત્યકૃતિનો અર્થ એના સર્જકના સભાન ઉદ્દેશ કરતાં વધારે મોટો હોય છે. આનંદવર્ધન કહે છે કે 'મહાકવિઓની વાણીમાં વાચ્યાર્થ કરતાં ભિન્ન એવો પ્રતીયમાન અર્થ રસિકોને જણાય છે. કાવ્યસર્જનમાં કવિ સભાનતાના સીમાડા સાથે કામ પાડે છે. ટી. એસ. એલિયટ કહે છે: કવિને ખ્યાલ હોય તેના કરતાં તેની કૃતિમાં ઘણો વધારે અર્થ ભરેલો હોય છે અને એનાં વિભિન્ન અર્થઘટનો એ એકજ વસ્તુની આંશિક રજૂઆત હોય છે. આ પ્રકારની સંદિગ્ધતાઓ એ કારણે હોય છે કે, રોજિંદી ભાષા અવબોધ કરાવી શકે તેના કરતાં કાવ્યમાં વધારે, નહિ કે ઓછો, અર્થ હોય છે

કવિતાની ભાષામાં જ એવું કંઈક છે જે અર્થબોધની પ્રચલિત મર્યાદાઓને અતિક્રમે છે. સર્જકની ભાષા એના વિચારતંત્ર, ઊર્મિતંત્ર કે સંવેદનને ગાઢ રીતે વફાદાર નીવડતી સજીવ ભાષા હોય છે. તે અનેકાર્થી અભિવ્યક્તિ સાધે છે ને ક્યારેક અર્થબોધ પરત્વે સંદિગ્ધ જણાય છે. ક્યારેક સાવ દુર્બોધ પણ લાગે છે. ખાસ કરીને કાવ્યની ભાષામાં શબ્દની સહચારસમૃદ્ધિ, શબ્દોની આનુપૂર્વી અને સંદર્ભબળ અગત્યનો ભાગ ભજવે છે એ સ્પષ્ટ છે. આમ પણ આખી સંરચના

અને આખી ભાષાની દ્યોતક એની એક નિર્દેશકતા (allusiveness) ભાષાના શબ્દોમાં રહેલી હોય છે. આ નિર્દેશકતા દરેક કવિને ખપે છે. કવિની પ્રતિભા અને વિદગ્ધતા પર નભતી આ નિર્દેશકતા કાવ્યકૃતિમાં અર્થસમૃદ્ધિ કે કવચિત્ અનેકાર્થક સંદિગ્ધતા આણે છે અને આ સંદિગ્ધતા અથવા સંકુલાર્થતા દરેક યુગની કવિતામાં ઓછાવત્તા પ્રમાણમાં હોય જ છે. પણ આધુનિક કવિતામાં સાંસ્કૃતિક માળખું વધારે સંકુલ બનતાં, સંદિગ્ધતાનો પ્રભાવ પરાકાષ્ઠાએ પહોંચ્યો છે. આથી જ આજની કવિતા દુર્બોધ થતી હોય એવું ભાસે છે. જૂના શબ્દોનાં નવસંસ્કરણો અને નવી પરિભાષાના ઉદયથી પ્રવર્તમાન જટિલ અને સંકુલ જીવન-રીતિની અસરતળે, કાવ્યની ભાષા હજી પણ વધારે સંદિગ્ધ–દુર્બોધ બને એ શક્ય છે. વળી, આજની વૈવિધ્ય-વિચ્છિન્ન, સંકુલ જીવનરીતિની કવિની પરિષ્કૃત, સંવેદનપટુ ચિત્તવૃત્તિ પર જે પ્રતિક્રિયા થાય છે તેનાં કાવ્યાભિવ્યક્તિ પર થતાં સંકુલ પરિણામોને લીધે કવિતા ઉત્તરોત્તર વધારે સર્વગ્રાહી વધારે નિર્દેશકતાપૂર્ણ, વધારે આડકતરી બને છે. પોતાનો ઉદ્દિષ્ટ અર્થ પ્રગટ કરવા માટે કવિ જરૂર પડયે ભાષાને તોડીફોડીને, મચડીકચડીને વાપરે છે અને એ રીતે ભાષાના લપટા માધ્યમને વશ કરવા ઇચ્છે છે.

ભાષાના એક જ ખંડ કે અંશ પ્રત્યે વૈકલ્પિક પ્રતિભાવને અવકાશ આપે તે સંદિગ્ધતા. કાવ્યકળામાં સંદિગ્ધતા 'અંગેના આ વિધાનનો સૂચિતાર્થ વધારે ઉપયોગી છે. સંદિગ્ધતાના આ ખ્યાલની વિલિયમ એમ્પસન નામના વિવેચકે પોતાના 'સેવન ટાઇપ્સ ઑફ એમ્બીગ્યુઈટી' નામના સ્વતંત્ર અધ્યયનમાં વિસ્તૃત છણાવટ કરી છે. એમ્પસને 'સંદિગ્ધતા'ની સંજ્ઞાને વિવેચનની પરિભાષા તરીકે સ્થાપી અને એના સાત પ્રકારોનું કંઈક અસાધારણ, શાબ્દિક પૃથક્કરણ કરીને નિરૂપણ કર્યું. આ કાર્યથી કાવ્યના વિવેચકો તથા વાચકોને કાવ્યની ભાષાના બહુપાર્શ્વી કે બહુરંગી વ્યક્તિત્વનો પરિચય કરાવ્યો. એમ્પસનના મતે સંદિગ્ધતાનું વિસ્તૃત સ્વરૂપ ત્રણ બાબતો પર અવલંબે છે: (૧) તર્ક અને વ્યાકરણગત પ્રમાણ (૨) સંદિગ્ધતાનો અનુભવ કરવા માટેની સભાનતાનું પ્રમાણ અને (૩) મનોવૈજ્ઞાનિક સંકુલતાનું પ્રમાણ. એમ્પસન મુખ્યત્વે તાર્કિક વ્યવસ્થાના પ્રમાણ પર સંદિગ્ધતાના સાત પ્રકાર પાડે છે પણ સાથે સાથે સંદિગ્ધતાનો અનુભવ કરવા માટેની સભાનતાના પ્રમાણનો તેમ જ મનોવૈજ્ઞાનિક સંકુલતાનો વિચાર કરતા જ રહે છે, કેમ કે આ ત્રણેય પરિમાણો એકબીજાંથી સાવ સ્વતંત્ર કે નિરપેક્ષ નથી. આથી એમ્પસને આપેલ ઉદાહરણો ઉત્તરોત્તર વધારે સંદિગ્ધ જણાય છે–એમ તાર્કિક તેમ જ વ્યાકરણમિશ્રિત સંદિગ્ધતાનું પ્રમાણ વધતું જ રહે છે. આમ છતાં એમ્પસનની સંદિગ્ધતાની પ્રકાર-શ્રેણી જેટલી કૌતુકપ્રેરક છે તેટલી વિવેચનને કાવ્યભાવનને ઉપયોગી નથી; તથાપિ સાતેય પ્રકારની સંદિગ્ધતાની ચર્ચા કરતાં કરતાં એણે કાવ્યની ભાષાનું તેના સમગ્ર રચનાતંત્રનું સંવિધાન ખૂબ પ્રભાવક રીતે તપાસ્યું છે અને એની પૃથક્કરણપ્રક્રિયા પોતે જ કાવ્યાર્થ દ્યોતક અને કાવ્યકળા વિષે અનેક ઉપયોગી નિરીક્ષણો પ્રેરનારી બની છે. આ દૃષ્ટિએ એમ્પસનના મુદ્દાઓની તપાસ રસપ્રદ બની છે.

કવિતાની ભાષામાં સૂચિતાર્થોની શ્રેણી હોય છે કવિના વાગ્વ્યાપારમાં માનવ અનુભવનાં અનેક પાસાં સમાવિષ્ટ હોય છે. આ અનુભવો વચ્ચે કેટલીક વાર એવી ભિન્નતા અને દૂરતા હોય છે જેને સુસમ્બદ્ધ રીતે ભાષાકીય ઢાળામાં ઢાળવાનું સરળ હોતું નથી. કવિ આ મુશ્કેલીનો અનેક રીતે સામનો કરે છે ને એમાંથી આગવી અભિવ્યક્તિના માર્ગો શોધે છે. આવા અનેક માર્ગો તરફ સંદિગ્ધતાનો ઈશારો હોય છે. એટલે

'સંદિગ્ધતા' સંજ્ઞા બધા જ પ્રકારના શબ્દો અને વાકયોના લાક્ષણિક ઉપયોગ માટે વાપરી શકાય. કાવ્યકળાના સ્વરૂપ અને કાર્ય સાથે શાબ્દિક બહુમુખીપણાને નિકટનો સંબંધ છે એટલે સંદિગ્ધતાની વિભાવના આજે સાહિત્યમાં દ્વિ-અર્થિત્વ, તીવ્રતા, વિરોધાભાસ, નાટયવક્રોક્તિ, વ્યંગ તેમ જ રૂપક અને પ્રતીકની મદદથી કવિ સ્પષ્ટ વક્તવ્યની મર્યાદાને કેવી રીતે ઓળંગે છે, અતિક્રમે છે તેની સાથે સંકળાયેલી છે. 'સન્દર્ભ વડે સંયતતા અને સમગ્રતા પામતા અર્થવિકલ્પોના સહ-અસ્તિત્વના અર્થમાં સંદિગ્ધતા (ambiguity) એ મહાન કળાની પૂર્વ જરૂરિયાત છે.

સંદિગ્ધતા જોડે અર્થઘટનનો પ્રશ્ન સંકળાયેલો છે. આપણે કશાકમાં જે અર્થ જોઈએ છીએ તેમાં તે અર્થ 'ખરેખર' છે કે કેમ એ અંગે સૈદ્ધાન્તિક વિવાદ છેડી શકાય, પણ આપણે જેને 'એ જ શબ્દ' એમ કહીએ છીએ તે એક-અર્થી એકમ નથી પણ અર્થોની બહોળી ગુંજાયશ ધરાવતો અર્થસ્રોત છે. અદ્યતન કવિતા તો 'દુર્બોધ' મનાય છે. આનાં ઘણાં કારણો છે. કવિનાં વ્યક્તિગત કારણો, વાચકનાં વ્યક્તિગત કારણો, નવીનતાનાં કારણો, પૂર્વગ્રહનાં કારણો, અધરાપણાના હાઉનું કારણ, ભાવગ્રહણની અશક્તિ, અનુકૂલનનો અભાવ, સજ્જતાનો અભાવ, 'અર્થ'શોધની મિથ્યા મથામણ, વધુ પડતી સાવધાની આદિ કારણો, કાવ્યાભ્યાસની કચાશ, ઇત્યાદિ કારણો.

કાવ્યમાં વાચકને ચૂપ કરવા 'અર્થનો ટુકડો' નાખવો જ એવું કંઈ નથી. રસાસ્વાદમાં તો 'ચમત્કૃતિ' જ સર્વસ્વ છે : 'સારશ્ચમત્કારઃ'. વિશ્વનાથ આ ચમત્કારને 'વિસ્મયાપરપર્યાયઃ' કહીને 'કાવ્યપ્રત્યાયનનો પ્રશ્ન ફરી ઉખેળ્યો છે. આપણી પ્રત્યાયન અંગેની નિશ્ચિત માન્યતાઓ નડે છે. ઘણા થોડા માણસો કાવ્યને કાવ્ય તરીકે વાંચે છે.

## કલ્પના અને કલ્પન

કળાકૃતિના સર્જનમાં રહેલા મનોવ્યાપારની સમીક્ષા કરવાના પ્રયાસો સંસ્કૃતિના આરંભકાળથી થતા આવ્યા છે. કહેવાય છે કે એરિસ્ટોટલને સાહિત્યમાં રસ હતો, પણ તેને 'મનોવિજ્ઞાન'માં રસ ન હતો. એટલે એણે ગ્રીક ટ્રેજેડીનો અભ્યાસ પૃથક્કરણ શૈલીએ કર્યો. હોમરે કળાને પુરાકથા સાથે જોડી હતી. કવિ કાવ્યની દેવી—Muse—થી પ્રેરાય છે અને કાવ્યની દેવી—વાગીશ્વરી—સ્મૃતિની પુત્રી હતી. આ વસ્તુએ એ માન્યતાને કવિ-ચિત્તમાં આદિમાનવ ટોળીની સ્મૃતિઓથી સંચિત કરેલી હોય છે. સૈકાઓ પછી પ્લેટોએ કવિની પ્રેરણાને ચુમ્બકત્વ સાથે સરખાવીને કહ્યું કે કવિતા કોઈ કળા કે કૌશલ નહિ પણ દિવ્ય રસસમાધિ (ecstasy) છે. પણ એરિસ્ટોટલના વૈજ્ઞાનિક માનસને આવા પુરાકથાત્મક કે આલંકારિક-દાર્શનિક ખુલાસાઓથી સંતોષ ન જ થાય. એણે આ વાતને અનુકરણ કે પ્રતિનિધાનના ઉદાહરણથી સમજાવી. અનુકરણની સાહજિક વૃત્તિમાં એને કળાના આનંદનું પ્રભવસ્થાન દેખાયું.

સત્તરમી સદીમાં હોબ્સે સાહિત્યિક માન્યતાઓને મનોવૈજ્ઞાનિક દિશા આપી. હોબ્સ પ્રત્યક્ષવાદી હતો. આપણું સઘળું જ્ઞાન ઇન્દ્રિયાનુભવનિર્ભર છે એમ એ માનતો હતો. આપણે જે પદાર્થો જોઇએ છીએ તે આપણી જ્ઞાનેન્દ્રિયો પર પ્રભાવ પાડે છે ને મનમાં ચિત્રો ઉત્પન્ન કરે છે. પદાર્થો ગેરહાજર હોય ત્યારે ય આ ચિત્રો કે પ્રતિમાઓ કે બિમ્બો (images) સંવિત્‌માં સંચિત થયેલાં રહે છે. ચિત્રોના આ સંચયમાંથી વિચાર, તરંગ, કલ્પના વિકસે છે. હોબ્સ તરંગ (fancy) અને કલ્પના (imagination) વચ્ચે ભેદ કરતો નથી.

હોબ્સના વિચારોને વિસ્તારનારા અને પડકારનારા નીકળ્યા. અઢારમી સદીના ઘણા અગ્રગણ્ય વિચારકો

કલ્પનના યોગ્ય વર્ણન–વિવરણમાં સાર્ત્રને રસ હતો. એ કહે છે કે ઈમેજને, એ જેની ઈમેજ છે તેનાથી અલગ તારવવાનો પ્રયત્ન કરીએ ત્યારે ભલે આપણે ઈમેજની ભાષામાં વાત કરીએ કે 'ઈમેજ' એ નામનો ઉપયોગ કરીએ તો પણ આપણે થાપ ખાઈ જવાના એ ચોક્કસ. આમ છતાં સાર્ત્ર કલ્પનાચિત્ર (image) ને આવશ્યક એવાં કેટલાંક લક્ષણો આપે છે.

કલાની પ્રક્રિયામાં રહેલી કલ્પનાનું સ્વરૂપ માત્ર મનોવૈજ્ઞાનિક કલ્પનાના વર્ણનને મળતું નથી. કળા, ધર્મ, વિજ્ઞાન આદિ ક્ષેત્રોના આદર્શો જુદા જુદા છે. કલ્પનાના મનોવૈજ્ઞાનિક સ્વરૂપને પુનર્વિચારપૂર્વક વિવિધ ક્ષેત્રોમાં ધરાવવું પડે છે. સૌન્દર્યશાસ્ત્ર પણ સ્વતંત્રદૃષ્ટિથી કલ્પનાના મનોવૈજ્ઞાનિક વિવરણને ધરાવે છે. કોલરિજની કલ્પના–વિચારણા કળાત્મક કલ્પના પરત્વે સમ્બદ્ધ છે. આનન્દવર્ધન, ભટ્ટતોત, અભિનવગુપ્ત, મહિમભટ્ટ વગેરે ભારતીય સાહિત્યતત્ત્વજ્ઞોએ પણ એવું જ કલ્પનાવિવરણ આપ્યું છે. આની સાથે 'પ્રતિભા'ના ખ્યાલની મીમાંસા પણ રસપ્રદ રીતે થયેલી જણાય છે. જો કે કોલરિજના કલ્પનાના ખ્યાલમાં એક બે મુદ્દા ઉમેરવાથી કળાત્મક કલ્પનાનું સ્વરૂપ વિશદ બને તેમ છે. પહેલો મુદ્દો 'સાધારણીકરણ'નો છે. આમાં સ્વગત, પરગત અને તટસ્થ એવા ત્રણે પૂર્વગ્રહોનું નિયમન થાય છે. બીજો મુદ્દો તેનું 'ત્રિકાલવર્તી ભાવોને' સાક્ષાત્ બનાવવાનું સામર્થ્ય છે. વળી, તેની કાર્યાન્વયી પ્રકૃતિ નાટયાત્મક છે તેથી જ તે અબોધ મનની બાબતોને પ્રબુદ્ધ મનની ક્ષિતિજ પર પ્રક્ષેપિત કરે છે. કળાનું પ્રત્યેક પ્રતીક એ એક અભિનય જ છે.

એક શાસ્ત્રીય શિસ્ત તરીકે મનોવિજ્ઞાને 'કલ્પના-વ્યાપાર' વિશે વિગતવાર વિચાર કર્યો છે. કલ્પનાની સમગ્ર પ્રવૃત્તિ આપણી મનોઘટનામાં શો ભાગ ભજવે છે તેનો તથા કલાસર્જન અને રસાસ્વાદમાં એનું શું મહત્ત્વ છે તેનો ખુલાસો આધુનિક મનોવિજ્ઞાન આપે છે. કલ્પના પ્રત્યક્ષાનુભૂતિથી ભિન્ન છે. કાલ્પનિક અનુભવનાં બધાં જ તત્ત્વો ભૂતપૂર્વ અનુભવમાંથી મળેલાં હોય છે. આ દૃષ્ટિથી અનુભવને યાદ કરવાની તેમજ તેને પુનર્ઘટિત કરવાની ક્રિયા તરીકે કલ્પનાશક્તિની વ્યાખ્યા થઈ શકે.

કલ્પના જોડે કલ્પનનો ખ્યાલ સંકળાયેલો છે. મનોવિજ્ઞાન અને દર્શનશાસ્ત્રોમાં કલ્પનનાં સેન્દ્રિય (sensuous) પાસાંની ચર્ચા મળે છે. પણ સાહિત્ય-કૃતિમાં કલ્પન માત્ર સેન્દ્રિય અનુભવ માટે જ ન હોય, પણ કાવ્યના હાર્દને વાતાવરણને રસાસ્વાદની રીતે પામવામાં મદદ કરવા માટે હોય.

કોઈ પણ કલ્પન અભિધાની રીતે, આલંકારિક રીતે, પ્રતીકાત્મક રીતે, કે બીજી કોઈ સંયોજનાત્મક રીતે કાવ્યકૃતિમાં પ્રવૃત્ત થાય છે. આમ, કલ્પનની માનસિક ચિત્ર તરીકેની વિચારણામાં ઉપેક્ષિત થતાં એનાં સાહિત્યિક પાસાં આલંકારિક ભૂમિકા, ઉપમેય અને ઉપમાન વચ્ચેના સંબંધની સાંકળ, પ્રતીકીકરણ, વગેરેની તપાસ જરૂરી બને છે.

(આવતે અંકે પૂરું)

# રાજેન્દ્ર-નિરંજન : પ્રશ્નોત્તરી

પ્રસાદ બ્રહ્મભટ્ટ

ગુજ. યુનિ. ની પીએચ. ડી.ની પદવી માટે મેં તૈયાર કરેલ મહાનિબંધ 'રાજેન્દ્ર-નિરંજન યુગની કવિતા'ના અનુસંધાનમાં એક પ્રશ્નાવલી બનાવી, યુગના બંને પ્રમુખ કવિતાઓની મેં દિ. ૧૧-૧૨-'૭૮ ના રોજ મુલાકાત લીધી હતી. શ્રી રાજેન્દ્રભાઈને કપડવણજ અને શ્રી નિરંજનભાઈને અમદાવાદ ખાતે મળ્યો હતો. તેમની સાથે થયેલી પ્રશ્નોત્તરી અહીં આપી છે. બંને કવિઓને નીચેના પ્રશ્નો પૂછ્યા હતા.

પ્રશ્નો :

૧ ગુજરાતી ભાષાના કયા કવિઓ તમારા સર્જનના આરંભિક દિવસોમાં તમારો આદર્શ હતા?

૨ સર્જનના આરંભકાળે તમારો કાવ્યાદર્શ શો હતો? એ કાવ્યાદર્શ ઘડવામાં દેશવિદેશના કયા કવિઓની કવિતા તમારી દૃષ્ટિ સમક્ષ આવી હતી? તમારા એ કાવ્યાદર્શ વિશે તમારો આજે શો પ્રતિભાવ છે?

૩ ગાંધીયુગની કવિતા સાથે તમારી કવિતાના ભાવવિશ્વનો અનુબંધ ગાઢ કેમ નથી? તમે એ યુગના કવિઓથી કયાં અલગ થવા મથતા હતા?

૪ તમારા સમકાલીનોમાં રાજેન્દ્ર-નિરંજન નામ સાથે બોલાય છે; પણ તમારી બંનેની કવિતા દેખીતીરીતે જ અલગ મુદ્રા ધરાવે છે. તો પછી તમને બંનેને જોડનાર કાવ્યગત સમાનતાઓ કઈ?

૫ "રાજેન્દ્ર, નિરંજન, પ્રિયકાન્ત, હસમુખ, નલિન" –આ પાંચ કવિઓ દ્વારા ઊપસતી ગુજરાતી કવિતાની લાક્ષણિકતા કઈ?

૬ કવિતાની એક સંતતગતિ હોય છે. એ દૃષ્ટિએ આજની કવિતામાં તમારા સમયની કવિતાની ઉપસ્થિતિ કેટલા પ્રમાણમાં, કયા સ્વરૂપે તમને દેખાય છે?

ઉત્તરો :

રાજેન્દ્ર શાહ

૧ આદર્શ તો ન કહેવાય, પણ પ્રારંભમાં નાનાલાલ પ્રિય હતા. મારા કાવ્યસર્જનનો આરંભ ગીત-ગરબાથી થયો. તે પર તેમનો પ્રભાવ ખરો. પછી શ્રીધરાણીએ વધુ આકર્ષ્યો. તેમના કાવ્ય ડિક્શન (Diction) ની અસર મેં ઝીલી. હરિશ્ચંદ્ર-પ્રહ્લાદનાં કેટલાંક કાવ્યો ગમતાં, પણ તેમની મારા પર બહુ અસર પડેલી નહીં.

૨ કાવ્યાદર્શ જેવું કંઈ ન હતું. અંદરથી આવતુ હતું અને લખાતું હતું—નિરુદ્દેશે, કોઈ ઉદ્દેશ ન હતો. ત્યારે બુધસભામાં સુંદરમ્ વારંવાર અંગ્રેજી પુસ્તકો લાવતા. તે વાંચતો. પહેલાં ઈશરવુડ, ઑડેનનાં નાટકો વાંચ્યાં, પછી ઑાડેન, પાઉન્ડ, યેટ્સ વગેરેનાં કાવ્યો વાંચ્યાં. અમેરિકન કવિઓ-બ્રાઉનિંગ, ફ્રૉસ્ટ વગેરે પણ વાંચેલા. એક કવિ (અત્યારે નામ યાદ નથી)-નાં Mood-poemsની પણ અસર ખરી. બી. એ. થયા પછી બંગાળી શીખ્યો અને રવીન્દ્રનાથ વાંચી ગયો. આ બધા સર્જકોની વત્તીઓછી અસર ખરી, પણ કોઈને આદર્શ બનાવેલ નહીં. જે વખતે જે ભાવ દર્શનની જેમ આવી ચડે તેને વ્યક્ત કરવાનું મારું વલણ.

૩ જે કાવ્યસ્વરૂપો પ્રચલિત હતાં તે તો સ્વીકારવાં

જ પડે. ભાવ–વિષયની દૃષ્ટિએ અલગ થવું છે એવું ન હતું. પણ મને લાગતું કે સમકાલીન બનાવોને, પ્રસંગોને કાવ્યરૂપ આપવાનો ખાસ અર્થ નથી. યુદ્ધ, લડત વગેરેનું ઐતિહાસિક મહત્ત્વ ખરું, કાવ્યગત ચિરસ્થાયી મહત્ત્વ નહિવત્. મેં પોતે સ્વાતંત્ર્ય-સંગ્રામમાં સક્રિય ભાગ લીધેલો. એ પ્રકારની ભાવનાનાં કાવ્યો પણ લખેલાં. પાછળથી બધાંનો નાશ કર્યો. એમાંનું એક પણ કાવ્ય સંગૃહીત ન કર્યું. જે સનાતન ભાવો છે–પ્રેમસંબંધ, પ્રકૃતિ સાથેનો સંબંધ વગેરે–તેને નિરૂપવા તરફ મારું વિશેષ વલણ રહ્યું છે. આમાં ગાંધીયુગ સામેનો કોઈ વિદ્રોહ ન હતો, માત્ર વલણ જુદું હતું.

૪ ગીતનું લીરિસિઝમ અમને જોડનાર સમાન તત્ત્વ. બાકી અમારાં બંનેનાં જીવન પ્રત્યેનાં દૃષ્ટિબિંદુ જુદાં છે. નિરંજન શિક્ષક છે, સમાજઘડતઃ–શિક્ષણની વૃત્તિ ધરાવે છે (તેથી તો કટાક્ષ, વ્યંગ, આક્રોશ વગેરે ભાવો તેમની કવિતામાં જોવા મળે છે). તેની સરખામણીમાં હું self-composed માણસ છું.

૫ લાક્ષણિકતાઓ તો તમે તારવજો, પ્રિયકાન્ત man of passions છે. તેની કવિતામાં સહજ રીતે પ્રતીકો આવે છે. આખું કાવ્ય પ્રતીકાત્મકતા ધારણ કરે છે. હસમુખની કવિતા *detached soul* માંથી આવે છે. તે દૂર રહીને–તટસ્થ રહીને કવિતા કરે છે. Detachment તેમને ફિલસૂફી તરફ લઈ જાય છે. નલિન વિશિષ્ટ atmosphere ઊભું કરી શકે છે.

૬ કાળક્રમે–સમયના લાંબા પટ પછી સંતતગતિ જણાય. બાકી કેટલાયે સમર્થ કવિઓ (જ્હોન ડન વગેરે) તેમના અવસાન પછી ઘણો સમય વિસરાઈ જાય છે અને બેત્રણ પેઢી પછી ફરીથી તેમની અસરો જોવા મળે છે. આજે તો પશ્ચિમનો વાયરો વાયો છે. કુત્સિતતા, અશ્રદ્ધા, મૂલ્યહીનતા વગેરે અનુભવ્યા વિના જ આજના સર્જકો કવિતામાં લાવે છે. આ એક ફૅશન છે. એમાં પણ થોડા પ્રમાણમાં અમારા સમયની કવિતાનું અનુસંધાન જોવા મળશે. રાધા–કૃષ્ણનાં ગીતો આજે પણ લખાય છે. રમેશ પારેખ–અનિલ જોશી વગેરેએ ગીતોને પ્રલંબ લયવાળા કર્યા. પઠનમાં તે પ્રભાવક લાગે, સંગીતમાં ઢાળવા જતાં મુશ્કેલી અનુભવાય.

**નિરંજન ભગત**

૧ મણિશંકર અને બાલાશંકર. ૧૯૪૦ની આસપાસ શાળાના વર્ગમાં ગુજરાતીના એક ઉત્તમ શિક્ષક (જે વિદ્યાપીઠમાં રામનારાયણના વિદ્યાર્થી હતા અને એમની પાસે કવિતાનો અભ્યાસ કર્યો હતો તે) અમુભાઈ પંડયાએ 'પૂર્વાલાપ'નાં કાવ્યોનું સુંદર ભાવવાહી પઠન કર્યું હતું. વળી ૧૯૪૨માં 'કલાન્ત કવિ'નું પ્રકાશન થયું હતું એથી બાલાશંકરનાં કાવ્યોનું આપમેળે વાચન કર્યું હતું.

૨ કવિતામાં હૃદય અને બુદ્ધિનો સમન્વય. કવિતાના વસ્તુવિષયમાં હૃદયનું પ્રાધાન્ય અને શૈલીસ્વરૂપમાં બુદ્ધિનું પ્રાધાન્ય હોવું જોઈએ. આમ, ભાવ અને ઊર્મિની આકૃતિ કૃતિ થવી જોઈએ. મારી સમક્ષ ડન અને બ્લેઈક. શેક્સપિયર (સૉનેટ્સ) અને કીટ્સ (ઓડ્ઝ), રવીન્દ્રનાથ, બલવન્તરાય, ઉમાશંકર, સુન્દરમ્ તથા અલબત્ત મણિશંકર અને બાલાશંકરનાં કાવ્યો હતાં. આજે પણ મારો એ જ આદર્શ છે.

૩ ગાંધીયુગના કવિઓમાં–અલબત્ત સાચા કવિઓ અને સાચી કવિતાના અપવાદ સાથે–સ્વરાજ,

રાષ્ટ્રપ્રેમ, દલિતો–પીડિતો–પતિતો–શોષિતો–નિરસ્કૃતો–બહિષ્કૃતો પ્રત્યે પોચટતા, ઊર્મિલતા, કૃતકતા છે એવો અનુભવ થયો હતો. એથી આ વસ્તુવિષયની કવિતાની મને અપીલ ન હતી. મારો પ્રયત્ન વસ્તુ-વિષયમાં વધુ વાસ્તવ, વસ્તુલક્ષિતા, પરલક્ષિતા માટેનો હતો.

૪ કલ્પન અને ક્યારેક પ્રતીક દ્વારા જ મુખ્યત્વે કાવ્ય સિદ્ધ કરવાની શૈલી.

૫ ભાવ–ઊર્મિ–અર્થ–વિચારને અનુરૂપ અને અનુકૂળ લય, છંદ, સ્વરૂપ તથા કલ્પન અને પ્રતીક દ્વારા એની અભિવ્યક્તિ. કવિતામાં શુષ્ક તર્ક અને નીરસ ચિન્તનનો અભાવ.

૬ આજના કવિતા માત્ર અર્વાચીન કે આધુનિક નથી, અદ્યતન છે. એનો સંદર્ભ વધુ વૈશ્વિક છે. એમાં જે મનુષ્યનું આલેખન છે તે માત્ર ગુજરાતનો કે ભારતનો નાગરિક નથી. એ અદ્યતન મનુષ્ય છે, એને વૈશ્વિક પરિમાણ છે. એ સંદર્ભમાં આજની કવિતામાં વધુ વાસ્તવ, વસ્તુલક્ષિતા અને પરલક્ષિતા છે. એમાં કલ્પનથી યે વિશેષ તો પ્રતીક દ્વારા અભિવ્યક્તિ થાય છે.

✿

## અષાઢના પ્રથમ વરસાદે / ઉશનસ્

(સાવલી-સ્મરણ)*

ઉનાળાનાં ઉઘાડાં બારીબારણાં એકાએક વાવાઝોડામાં વીંઝાઈ રહ્યાં કટાયેલાં મીજાગરાંએ:
પથારીમાંથી ઊઠે મારી બલા; મીંચી આંખોએ જ કાનોએ કામ કર્યું તે જ....

કાનમાં લીમડાનાં પાંદડાંની મર્મર....ને પછી ઝરમર.... મોટાં મોટાં ફોરાંની ટપટપ
કાનમાં જ રોહિણી રેલાઈ; નાક કહે મારું કામ; શ્વાસોથી જ ઓળખી લીધી સવારીને;

આ પ્રથમ વીજળીઓએ તો છેક અહીંથી તે પેલા જનમ સુધીના સીમાડા ખુલ્લા કરી મૂક્યા છે!
મીંચી આંખોમાંય ઊતરી ગઈ છે આરપાર, ચિત્તના અંધારિયા અવાવરું ખંડો સુધી....

અહીં પડ્યો પડ્યો જ કેવળ ઘ્રાણથી જ જોઈ શકું છું મારા ફળિયાનો પહેલો ફીણિયો રેલો.
એમાં ગોલવાડના કોહરાકુશકાય ભેગાભેગી તણાઈ આવ્યા છે ને કંઈ!

ઓતરાદી શિહોરા ભાગોળના ઉકરડાય ફદફદી ઊઠ્યા છે એટસામટા એક જ ઝાપટે!
કણબીવાડની રામાકાકાની કોઢારોય ગંધાઈ ઊઠી છે વાશિંદાની છાણમૂતરની ગંધે

ફળિયાના ફદફદી ઊઠેલા ડાઘિયાના કાનની ગંધ–ને ખરતા જૂઆ–અસહ્ય...
છાજલીમાંના–કાબરોએ ચૂંથેલા ઉજ્જડ માળામાંથી પલળેલા મરણની પ્રાણિજ વાસ...

આખી પ્રથમી જ જે સૂકું એક અડાયું. તે હવે પલળેલો પોદળો પમર્યો છે સજીવ કોષેકોષે;
અખાતરીએ અરઘેલા કણબી મોટિયારોએ આ પ્રથમ વીજઝબકારે જ જોઈ લીધાં
પોતપોતાનાં ચાયડાં વાવણી જોગાતોષે.

* સાવલી, મારું વતનગામ

## રમેશ પારેખ

### પડશે / अ

એ રેતમાં છે પરંતુ ચલાવવું પડશે
આપણા વ્હાણને પાણી ભુલાવવું પડશે
સહુએ નાખુદા સમજી લીધા છે આપણને
આ રણને આપણું પાણી બતાવવું પડશે
રમેશ, હાથ આપઘાત કરશે રેતીમાં
તો ખભે એનું યે મડદું ઉઠાવવું પડશે
ચડે જો આપણી વ્હારે સ્મરણનો દરિયો તો
તો એને ઠોકરે મારીને ચાલવું પડશે
આ તપ્ત રેતીના રહેવાસ સાંપડ્યા છે, રમેશ
આ જૂનું ઘર છે, ફરીથી સજાવવું પડશે

### પડશે / ब

શું કામ આંખમાં આવ્યું વિચારવું પડશે
બધાથી ગુપ્ત આ આંસુ નિતારવું પડશે
મિચાય આંખ, આ મનને મિચાય કેમ, રમેશ
સમૂળગું જ હવે મનને મારવું પડશે
સ્વપ્નમાં જેમણે આખખો બગીચો આપ્યો'તો
દીધું છે તેમણે આ રણ, સ્વીકારવું પડશે
રમેશ, આપણા શરણે જ અંતે આવ્યું છે
જહાજ આપણી શ્રદ્ધાનું તારવું પડશે
આગની છે આ રજૂઆત સાવ મૌલિક પણ
બળે છે તેમાં મારું ઘર એ ઠારવું પડશે
રમેશ, ભાગ જલદી ભાગ, કોરા કાગળમાં
કલમનું ઝેર ચડ્યું છે, ઉતારવું પડશે

## ચકે ખોયો મગનો દાણો / રાજેન્દ્ર શુક્લ

વાદળિયા મહેલોમાં
રમતાં રમતાં
ક્યાંક
મગનો દાણો પડી ગયો
સાવ અચાનક દડી ગયો
તે કેમ કરીને જડશે પાછો ?
દાદીમાની બોખી બોખી વાત
નથી ભુલાતી
નથી ભુલાતો મગનો દાણો...

સાચેસાચ અમારી આંખ દુખત ને
રે આંખ ફૂટત ને તોયે
એવું તો ના કહેત અમે કંઈ
કે એક બેડું ફોડ
ને એક બેડું રાખ
અમે તો દોડીને ખોલત દરવાજા
અમે તો વાટ જોઈને
ઊભા હોત ઉંબરમાં
કે આંગણમાં જ અમે તો
વગર કહ્યે ઉતરાવત બેડાં

કેમ પડતી મેલી વાત રે હો મગના દાણા
આમ અધૂરો ન્હોય સંગાથ રે હો મગના દાણા
રાત દાડો આવો એવું યાદ રે હો મગના દાણા
લીલાછમ અને રળિયાત રે હો મગના દાણા
હવે ખૂટે ન કેમે રાત રે હો મગના દાણા
હવે ક્યારે પડે પરભાત રે હો મગના દાણા
અમને રિયું ન કાંઈ ધ્યાન રે હો મગના દાણા
કે રઈરઈ ને આવ્યું ગનાન રે હો મગના દાણા

## આઠ ગઝલ / રામ વૃન્દાવની

૧

એનું અચિંત આવવું થશે અહીં જરૂર
એવી પતીજથી કરું હું ફૂલનું ચયન.

એકેક પર્ણોથી છવાય જ્યાં વસુંધરા,
ત્યારે મલય પવનનું થતું ઉત્તરી અયન.

હું ક્યાં અહીં છું? સ્વપ્નની કુમારી પાંખથી
જોયા નહીં તે દેશને ગગન કરું ડયન.

હું રૂપને અલંકરણથી ઓળખું નહીં:
લાવણ્ય એટલે નજર નજર મળ્યાં નયન.

કોઈ જુદાઈનું રહે ન ભાન અંતરે,
એવી સુષુપ્તિ કાજ બિછાવું સુમન-શયન.

૨

આયને કોનો જોઉં છું ચ્હેરો?
ખાનગી મારો રાખતો પ્હેરો!

છે નહીં વંચો આમદાનીનો,
ખોટને ધંધે આલવો વેરો.

બંદગી હો કે રાવ હો મારી,
આડમાંહે આવી રહ્યો ટેરો.

બે ઘડીનો મર આશરો લીધો,
ચાલ, હાવાં ઉપાડીને ડેરો,

કામ તો પૂરું ના થયું, જાણું,
જન્મનો બાકી રહ્યો છે ફેરો.

૩

રૂહે રહી આવતી મહેકતી યાદ,
દૂરનો અંતરે રણકંત સાદ.

રાગ કોઈ ગવાય છે ભીનો,
સાથ ગંધાર કોમલાંગ નિષાદ.

આમ ભીતર નજર વળી, જોયું,
મારે ઘર હું નહીં, વસે ઉન્માદ.

હોઠ મારા વિવશ, નહીં ખૂલે,
વ્હાલની વાતનો ન હોય વિવાદ.

સૌની વચ્ચે અકેલ જેવો છું,
જે નથી તેની માગવાની દાદ.

૪

ગયા સમયની વાતનો ન વલવલાટ હવે,
નવીન વેળ નવ્ય કૌતુકે સહાસ લહી.

શરીર ભીંજવી રહેલ વ્હેણ તારું નહીં,
ભરેલ અંજલી થકી ય તે જનાર વહી.

મને બતાવ દોસ્ત, કોઈ કાલનો જેતા,
ધરી શકાય ના સમયને બંધિયાર અહીં.

ખરી ગયાં બધાં ય પર્ણ પાનખરને પવન,
અને પલાશ ફૂલની બહાર રાન મહીં.

જણાય જે ક્ષિતિજ સમી ન તેની સીમ કહીં,
નિજ નજરના તેજનો જ એક સંગ સહી.

૫

ધરું યદા યદા હું નેત્ર સામને દર્પણ,
થતું તદા સ્વકીય રૂપનું મને અર્પણ.

લહું છું કે વિશાળ રાજ્યનો મને સ્વામી,
બધે ય આણ મારી, થાય દુંદુભી ગર્જન.

રહે ન ક્યાંય ગ્રીષ્મથી તપી ધરા કોરી,
નભે છવાયલા પ્રકાંડ મેઘનું વર્ષણ.

નિતાન્ત સ્વપ્ન તે ય સત્ય શું મને લાગે,
કરંત ગાન કોણ? કોનું ભાળું છું નર્તન?

હયાતિ મારી એક માત્ર દર્પણે હેરી,
હું મારી સર્વ લાલસાનું ત્યાં કરું તર્પણ.

૬

મને વરદાન વેદનાનું મળ્યું,
સદા સદ્ભાગ્ય મારું એમ ફળ્યું.

ખબર ના કાષ્ઠની સુગંધ તણી,
જણાઈ,–જ્યાં સુખડની જેમ જલ્યું.

ભલે સ્વીકારીએ ન તેમ છતાં,
ન ભાવી કોઈનું ય પાછું વળ્યું.

વિના સંકોચની રમું હું રમત,
ધરીને સર્વ હોડમાંહીં રળ્યું.

હશે પ્રગટેલ પ્રેમ તે હૃદયે
મિલન ને વિરહ બેઉ એક કળ્યું.

૭

લાચાર છું વાચાળ જિહ્વા મૂક થઈ,
જેને દગો જોતાં પલકવું ભૂલ ગઈ.

પોથી બધી ફંફોસતાં યે ના મળે,
કો શબ્દ જેનાથી પુકારું નામ દઈ.

આનંદનો અવસર અને બેચેન છું,
મારા ચરણનો વેગ જાતું કોણ લઈ?

હું ભાનમાં છું કે છું કોઈ ઘેનમાં?
ફરતો રહું છું ને ગયો જાણે ન કંઈ.

રેખા પડેલી ભાગ્યની છે ભાલમાં,
જેવી ફળી તેવી જ ગાથા છે ગવઈ.

૮

હું વિખૂટો છું પડ્યો મેળામહીં,
આ બધામાં શોધવું સુજને કહીં?

છે બહેરું થયેલ નભ કોલાહલે,
સાદ મારો ડૂબતો અહીં ને અહીં.

આટલા વ્હેતા તરંગો રંગના,
ઓળખીતું ક્યાં ય દેખાતું નહીં.

છે ચરણ થાકેલ, ધૂસર નેજવું,
જાય આ સૂનાપણું શેણે સહી?

થાય ઝાંખો દિવસ, બેસું ઘાટ પર,
સૌ વિખેરાશે, ને બે જઈશું રહી.

## ત્યારે– / ઇન્દુકુમાર ત્રિવેદી

કે' છે કે:
છેક બાળક હતો
ત્યારે
ખોળે રહ્યો રહ્યો
માની સ્થિર ઘીના દીવા જેવી આંખોને
મટકુંય માર્યા વિના ટગર ટગર જોતો.

પછી તો
રોજ સવાર–સાંજ
દાદીમાએ પાણિયારે મૂકેલા દીવાને
એકીટશે જોયા કરતો
ને
રોજ સવારે દાદાજી પૂજા–દીપ પ્રગટાવતા
તેય પણ
અપલક આંખે નીરખતો

ત્યાર પછી
ક્યારેક ક્યારેક
દેવ–દેવી મંદિરે
કે મંગલપ્રસંગે
અલપઝલપ દીપ–દર્શન કરી લેતો
પણ
લગ્નવેળાએ
નવવધૂના લજ્જાળુ લોચન–દીપમાં,
દૃષ્ટિ ગૂંચવાઈ તે ગૂંચવાઈ.

હવે
વર્ષો પર. વર્ષો વીતતાં જાય છે,
એટલે
થાય છે કે:
અંતકાળે
મા તો નહીં હોય;
અને
આંખો અંધાર-વર્તુળોમાં
અટવાતી હોય;
ત્યારે
ઘીના દીવા જેવાં
કોઈ અકંપ નયન નિહાળાય
તો બસ.

## ગઝલ / દિલીપ વ્યાસ

રાખ બસ એકાદ પાનું લાગણી
ફાડ સરનામાં કરીએ તાપણી.

માછલી ગૂંથે છે પરપોટા છતાં
ક્યાં સપાટી પર રચાતી બાંધણી?

જાતવિષયક કાગળોને જોડવા
અહીં મળે છે નામ જેવી ટાંચણી.

ઝેર લૈ અવ્યક્તતાનું, રાત–દિન
શબ્દમાં ભટક્યા કરે એક સાપણી.

આ વખત વરસાદ મોંઘેરો પડ્યો
ચાલ, એકલતાની કરીએ વાવણી

## કાવ્ય / હરીશ ધોબી

વસ્તુ હોય તેની આપ-લે થઈ શકે, પણ કૈં નથી-ની આપ-લે કેવી રીતે કરી શકાય? આ બધાનું દુઃખ હોય તે સમજી શકાય એમ છે, પણ કૈં નથી-નું દુઃખ તો ન જ હોવું જોઈએ ને? પૂછો અમને અંધકાર વિશે જે પૂછવું હોય તે. અમે અંધકાર તરફથી આવીએ છીએ. તમે શહેરમાં રહીને પણ શહેર વિશે કશું કહી શકતા નથી. તમે અડકી શકતા હશો કદાચ આકાશને. અમારે અડકવું હોય તો પણ અમારા હાથ તો ગિરવે પડ્યા છે. કોઈ આપે તોય તમને આપે સૂરજની ભેટ. અહીં સમજણને કોઈ મૂકી ગયું છે ત્યારથી બસ અમે તો પરેશાન છીએ. જેની પાસે સમજણ નથી તેઓ કદાચ સુખી હોવા જોઈએ. ભવિષ્ય જેવું હોય તો કદાચ તમને હોય. તમે પહોંચી શકતા હશો ઊડીને બીજા સુધી. અમારે તો આંસુની નદી પાર કરીને એક-બીજા સુધી પહોંચવાનું હોય છે. આ સાંભળીને કદાચ હાથ મિલાવવા તમે હાથ લંબાવો, પણ અમારા હાથ તો.... અમારે તો ફક્ત શ્વસ્યા કરવાનો હોય છે અંધકારને. તમને ક્યાંથી ખબર હોય કે અમે જન્મથી જ માનાસ્તનમાંથીદૂધનેનહીંપણદુઃખનેધાવ્યું છે-

## તરબી / રશ્મિન્ પટેલ

દેહ આખખો એ ક્ષણોમાં ચાસ હોય,
રક્તમાં પણ સાવ લીલું ઘાસ હોય.

ઘાસની પણ ટોચ પર ઊગે વિચાર,
આમ તો એકાંતમાં એ ખાસ હોય.

ખાસ તો દશ્યો હતાં જે ચાર-પાંચ,
ને પછીતે એકલો આ શ્વાસ હોય.

શ્વાસ જેવું કૈં નથી ને છે બધું ય,
એક-બે લીધા પછી તો ભાસ હોય.

ભાસને આવી રહ્યું છે ભાન જેમ,
વૃક્ષને પણ છાંયડાનો ત્રાસ હોય.

ત્રાસદાયક એ દશા છે આજકાલ,
સમજના કો' શ્હેર વચ્ચે વાસ હોય.

સમજના કો' શ્હેર વચ્ચે વાસ હોય,
રક્તમાં પણ સાવ લીલું ઘાસ હોય.

## કુચ્ / શિલ્પિન્ થાનકી

શબ્દો તો હલકા-ઘેરા રંગોની વચ્ચેથી ચાલ્યા,
શબ્દો તો તિફખી-ખુટ્ટડી ગન્ધોની વચ્ચેથી ચાલ્યા.

અંગૂરી લાગ્યા કોઈને તો કોઈને ઈક્ષૂરી,—
શબ્દો તો ખટ્ટા-મિટ્ઠા સ્વાદોની વચ્ચેથી ચાલ્યા.

છોલાણું સન્ચોડા કોઈ,કોઈ છૂતાં મખમલ્યા,—
શબ્દો તો ઠટ્ઠર-કૂણા સ્પર્શોની વચ્ચેથી ચાલ્યા.

અર્ધે પન્થે થાક્યા પન્થી, છેવાડે પૂગ્યા થોડા,—
શબ્દો તો ઓરાં-આઘાં દશ્યોની વચ્ચેથી ચાલ્યા.

# છીએ અમે / કિશોર મોદી

લાગણી નામે નગર છીએ અમે,
એ જ પરપોટે સભર છીએ અમે.

કોઈ પણ કારણ વગર છીએ અમે,
ક્યાં કશું નહિતર ભીતર છીએ અમે!

વાયુના તસતસ અધર છીએ અમે,
દશ દિશાથી તરબતર છીએ અમે.

આ સદીઓની તિમિરવશ કેડી પર,
આગિયા જેવી ખબર છીએ અમે.

મન છે, વાચા છે, સ્મરણ છે, બુદ્ધિ છે,
આમ માણસની અસર છીએ અમે.

એક વિસ્મયની દીવાદાંડી સમા,
વેદનાના સ્કંધ પર છીએ અમે.

આપવીતીની ક્ષણો શણગારતી
એક જિહ્વામય કદર છીએ અમે.

રખડુ અફવાની ગલીમાં હર સમય,
શબ્દની સમજણનું ઘર છીએ અમે.

સાતમા કોઠા સમી અકબંધ છે
એ સમસ્યાની ટગર છીએ અમે.

રોજ બસ વેતાળની વાર્તા સમો,
સ્વસ્થતાનો એ પ્રહર છીએ અમે.

એવી રીતે વેદનાઓ ગાઈ છે,
જાણે કે દિલથી 'ઝફર' છીએ અમે.

સ્પષ્ટતા હરદમ મળે છે આટલી,
શ્વાસની કોઈ સફર છીએ અમે.

ક્ષણ વિનાની કોઈ ઘટના ના નભે,
એક સૂરજ–શા અજર છીએ અમે.

સાવ નરદમ છાંયના આધાર પર,
ખાલીપાનું જીવતર છીએ અમે.

વાદળીને મોરપીંછું જોઈએ,
બાકી ક્યાં કોઈ કસર છીએ અમે?

શ્રાવણી સાંજે તરલ આકાશની
મખમલી કોઈ નજર છીએ અમે.

બીજને તો હીંચવાની ટેવ છે,
હાથ ક્ષિતિજના અફર છીએ અમે.

ટેરવાંનો નાદ રણકાતો રહે,
એવી ભાષાની લહર છીએ અમે.

કલ્પનાના મ્હોરતા ગુલમ્હોર પર,
ધ્રુવપંક્તિની ટશર છીએ અમે.

કાફિયાની જેમ બદલાતી રહે
એવી ઇચ્છામાં અમર છીએ અમે.

# કલાકાર અંશ / ધીરુ પરીખ

(છપ્પા)

એક જીવ આ ભમતો ફરે, ચિત્ત એનું તો ક્યહીં ના ઠરે;
'કલા કાજ લીધો અવતાર, હું છું એનો તારણહાર';
પતંગિયાને ફૂલ નહિ એક, રંગ રંગ પર ઊડણ-ટેક.

ઊડણ-ટેકે ઘડી આકાશ, ઘડી મહીં તો ભૂમિપાશ;
'ધરતીને વળગે તે જંત, આપણની આકાશે ખંત';
મૂળ-વછૂટયું જાણ્યું વૃક્ષ? આકાશે જે ચગતું રુક્ષ?

રુક્ષ કાય પર ટાંગ્યાં વસ્ત્ર, મુખથી મોટું દાઢી-શસ્ત્ર;
દમ પર દમ એ ખેંચ્યે જાય, ખભે ઝોળી ને વ્હેતો થાય;
મન માને તો પીએ ચા, નહિતર ઓછો ક્યાં છે વા?

વાથી ચગ્યો કનકવો ઘણો, ભ્રમર ભયો વળી કીટક તણો;
શૃગાલની શિક્કલ જો હોય, ખાલ ધર્યે થયું વાઘ જ કોય?
શિશુ નાનું, ચોંટાડી મૂછ, મોટાને કહે, 'મુજને પૂછ.'

મોટા રીઝવે નાનું બાળ, મૂછના થાતા વાંકા વાળ;
પછી હસાહસ ચોગરદમ, અબુધને પડતી ના ગમ;
મોટો થયો પણ મૂછની મણા, કલાકાર એવા અહીં ઘણા.

## હે સૂર્ય! / અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

આવ, સૂર્ય,
લાવ મારા થીજી જતા લોહીમાં
તારા સાત સાત અશ્વોનો ભુવનવિજયી હુંકાર.

અધરાત જાગી જાગીને થાકી
ને થાકી થાકીને જાગી મધરાત.
વેદના નિશાચર પંખીનો ચિત્કાર બનીને
દિશદિશાન્તરે ઘૂમી વળી આખી રાત:
પ્રભા–પ્રભા–પ્રભાત!

સૂર્ય, આવ,
મારાં પોપચે તોળાયો ભાર.
બિડાઈ ગયાં કમળપત્રની જેમ
પણ પુરાયેલા ભમરાને ક્યાં હતો જંપ?
આખી રાત જોયા કર્યા હજાર હજાર સૂર્ય!

આવ,
તારે ચરણે ધરું
પોયણાંનો શ્વેત પમરાટ
ચાંદનીનો આકાશી વૈભવ
રાતરાણીની મદીલી ગંધ
મારા વાડામાં સરી જતા સર્પનો દર્પીલો ફુત્કાર
તારકોની જ્યોતિલીલા–

પડ્યો છું
જડ જેવો
સ્વપ્નસ્થ જેવો
સમાધિસ્થ જેવો
કોઈ અણજાણ્યુ પર્વતની ગીચ તળેટીમાં.
મશાલનાં તેજ મને નહિ ખપે, સૂર્ય, નહિ ખપે!

આવ, જ્યોતિર્મય,
લાવ તારો હાથ મારા હાથમાં
એક રણઝણ મારે રોમેરોમ
ને જાગી ઊઠે તરંગસ્મિત મારા સરોવરે.
અસીમનું આશ્વાસન તારાં કિરણે કિરણે
કરી દે મારી ધરતીને ધન્ય–
લોકલોકાન્તરથી આવ,
ભર્ગોના ભર્ગ, આવ!
હે પુષન્, આવ!

## આપણે / 'પંથી' પાલનપુરી

થર તળે કૈં થર તળે કૈં થરથી નીકળ્યા આપણે
ઉત્ખનન કરતાં ભૂમિ-ભીતરથી નીકળ્યા આપણે
તંબૂ તાણી મૌનના સહરા મહીં બેઠા કદી
શબ્દની પોઠે કદી અંબરથી નીકળ્યા આપણે
વીજ થઈ તૂટી પડ્યા ઊતરી ગયા ભૂગર્ભમાં
ઘાસ લીલુંછમ્મ થઈ પથ્થરથી નીકળ્યા આપણે
કેવું કેવું રૂપ લૈને રંગ લૈને નામ લઈ
કેવા કેવા આ સમય-પટ પરથી નીકળ્યા આપણે
ખાકમાંથી એક નવી ખલ્કત ખડી કરવા અહીં
ક્ષણ ટપકતા કાળના ખપ્પરથી નીકળ્યા આપણે
કોણ ઓળખ આપશે આપણને 'પંથી' આપણી?
ગૂઢ શીલા-લેખના અક્ષરથી નીકળ્યા આપણે

## આકાશ—આઠ કાવ્યો / સોલિડ મહેતા

| (૧) | (૨) | (૩) | (૪) |
| --- | --- | --- | --- |
| હે આકાશ! | હે આકાશ! | હે આકાશ! | હે આકાશ! |
| તું | મને | રાત | ક્યારેક |
| ઉપર | તારી | દિવસ | તો |
| હું | ભાષા | તને | નીચે |
| નીચે | શીખવ | જોયા | ઊતર |
| શું | મારે | કરતી | હું |
| ક્યારેય | તારા | મારી | ક્યાં |
| આ | વિશે | આંખો | સુધી |
| કેમ | મહાનિબંધ | આકાશ | ખેંચે |
| નહીં | લખીને | તો | તારો |
| બદલાય....? | Ph. D. | નહીં | બોજ |
|  | થવું | બની | ઊંચકીને |
|  | છે....! | જાયને....?! | ફર્યા કરું....! |

| (૫) | (૬) | (૭) | (૮) |
| --- | --- | --- | --- |
| હે આકાશ! | હે આકાશ! | હે આકાશ! | હે આકાશ! |
| મને | તારી | તને | તું |
| મારૂં | માન્યતા | ખબર | અમારામાં |
| કરજે | સાચી | હોય | અમે |
| હું | છે | તો | તારામાં |
| તને | હું | કહે | વસીએ |
| ચાહી | જે | તારા | એનું |
| નહીં | બોલું | નહીં | નામ જ |
| શકું | છું | હોવાની | સમ્બન્ધ |
| કેમ કે | તે | કલ્પના | હોય |
| મને | ભાષા | માત્રથી | તો |
| તારી | નથી | મારું | છે |
| જેમ | પણ | અંગ | આ |
| વિસ્તરતાં | મને | ખોટું | કાવ્યો |
| નથી | લાગું | કેમ | જગદીશભાઈને* |
| આવડતું....!! | પડેલો | પડી | આપજે |
|  | પેરેલીસિસ | જાય | રાજી થશે |
|  | છે....!! | છે....? | આવજે આકાશ! |

* જગદીશ જોષી

## તમે / રાહી ઓધારિયા

મારા વિચાર, મારું મનન એટલે તમે,
ને મારું મૌન, મારું કથન એટલે તમે.

હું એટલે તમારા અરીસાનું કોઈ બિમ્બ
ને મારી કલ્પનાનું ગગન એટલે તમે.

મારું કહી શકાય એવું શું રહ્યું પછી?—
સ્મિત, હર્ષ, શોક, અશ્રુવહન એટલે તમે.

લ્યો, અંતે ઓગળી ગયો મારા મહીંનો 'હું'
કે તમને પામવાની લગન એટલે તમે.

જેને ન આદિ અંત કદી સંભવી શકે
એવું વિયોગહીન મિલન એટલે તમે.

તમને નિહાળવાના પ્રયત્નો રહ્યા અફળ,
'રાહી' અનુભવાતો પવન એટલે તમે.

## કેવી વાત છે! / પ્રફુલ્લા વોરા

આયખું ધૂમરાય – કેવી વાત છે!
સ્થિર છે આકાશ – કેવી વાત છે!

ના મળ્યાંમાં વાતના ઢગલા થયાં;
ને મળ્યાં તો મૌન – કેવી વાત છે!

સેંકડો જોજનની છે યાત્રા અને
કાચબાઈ ચાલ – કેવી વાત છે!

દૂર બેઠાં હર ક્ષણે મળતાં રહ્યાં –
ને સમીપે દૂર – કેવી વાત છે!

આ નગર ઘૂમ્યા કરે ઘડિયાળ થઈ –
લોલકે અવકાશ – કેવી વાત છે!

## ઓબો ભરી દોષ છે / મનોરમા રાવલ

સુગંધિત બને એટલાં ખોટ છે,
ફૂલોનાય ઓબો ભરી દોષ છે.

સતત શ્વાસ લેવા પડે આપણે,
હવાને હવાનો વધુ બોજ છે.

થઈ રેત ભેગી અને રણ બન્યું,
સ્મરણ, શોધ કે ક્યાંય પણ ઓસ છે?

હવે અશ્વ પામ્યો મરણ તોય તે,
સમયની હજી આંધળી દોડ છે.

હરણ વીંધવાના કર્યાં પાપ મેં,
મને પણ ગઝલ નામનો રોગ છે.

## આજની રાત ભયાનક છે / દિનકર શાહ 'જય'

આજની રાત ભયાનક છે.

છેક સાંજથી
માછીઓની વસ્તીમાંથી આવતો
કૂતરાઓનો રડવાનો અવાજ
દીવાલો પર ચિતરાઈ રહ્યો છે.
મંદિરનો મુખ્ય ઘંટ
કેટલીક વાર પહેલાં જે તૂટી પડયો છે
પવનના તોફાનમાં
તેનો અવાજ
હજુ ય ધ્રૂજે છે મારા શરીરમાં.
મને લાગે છે કે આ અપશુકન છે.

આકાશમાં
પોઠ પર પોઠ ભરી ઠલવાતું અંધારું
છાપરાના છિદ્રમાંથી પીગળે છે
અને એમાં બે માથોડાં ડૂબેલો ખંડ
મારી જાગતી આંખોને કહે છે
'તું ખુલ્લી છે પણ બંધ છે'
ને હું....આંખ પર ચશ્માં લગાવી જોઉં છું
જયાં ઘડિયાળ ટીંગાડી છે,
દીવાલ પરથી કૂતરાના રડવાનો આવાજ આવે છે
શરીરમાં ઘંટના પડવાનો અવાજ જાગે છે
ને હું....ખરેખર આંખ બંધ કરી દઉં છું...
શરીરમાં પોઠ પર પોઠ...પોઠ પર પોઠ...
ઠલવાય છે અંધારું!

## ચિંતા / પન્ના નાયક

વીસમી સદીના ઉત્તરાર્ધમાં
બંધાતા
સ્કાયસ્ક્રેપર જેવું
સીધું, ઊંચું ને સપાટ
આ કાયાનું મકાન!
ક્યાંય જગ્યા નથી છજું બાંધવા
એટલે જ તો
મેં તને સાચવ્યો છે
પાંપણોની નાનકડી અટારીએ...
પણ
તારી ચિંતામાં એ બિડાતી નથી–
મીઠા જળના સરોવરમાં વસનારો
તું
ઊનાં પાણીના આ કૂંડમાં
દાઝી
તરફડી તો નહીં મરે ને?

## એક વાર / લાલજી કાનપરિયા

એક વાર દરિયો એવું બોલ્યો કે હું દરિયો નથી પણ રેત છું.

સૂરજના સમ, હવે તડકો ના કોઈ દી
મોજાંને વ્હાલપથી સૂંઘતો
મઝધારે ડૂબેલા ખારવાની આંખમાં
દરિયો તો સદીઓથી ઊંઘતો.

એક વાર દરિયો એવું બોલ્યો કે હું ડૂબેલા ખારવાનું પ્રેત છું
એક વાર દરિયો એવું બોલ્યો કે હું દરિયો નથી પણ રેત છું.

આથમતી સાંજના રોજ રોજ રેતીમાં
ખારવણ આવીને બેસતી
મોટેથી રોતી ને મોટેથી હસતી
પોતાના વાળ જાય ખેંચતી.

એક વાર ખારવો એવું બોલ્યો કે હું દરિયામાં ડૂબેલું હેત છું
એક વાર દરિયો એવું બોલ્યો કે હું ડૂબેલા ખારવાનું પ્રેત છું.

## લેરૂં પરો! / ચન્દ્ર પરમાર

આમ તેમ લેરૂં પરો!
મું તો વગડાને સેમમાં હેમખેમ લેરૂં પરો!

જેમ દેરામાં પીએ માદેવજી રે,
મેં પીધો છે ફોરે ફોરે મેવલોજી:
નેણ ફરે છે સાત રંગ ફૂદડી રે,
મેં તો મેવલાને પી કીધો મોરલો જી:
મું નાચું તાં વેણે છે વાયરો મોરનું પગેરૂં પરો!
કે આમ તેમ લેરૂં પરો!

ગાણું ભડભડ તે ગાય છે ટેંટિયાં રે,
બંદો તાપે છે બડીધોમ લ્હેરમાં જી;
ટાઢ થીજી પરી ઓલા ચાંદલે રે,
બંદો પોઢચો છે ધેટીના ઘેરમાં જી:
મું તો વગડાને શ્વાસમાં રાખું કે હૂંફમાં ઘેરૂં પરો!
કે આમ તેમ લેરૂં પરો!

ઠારી નાખી તડકાની તાપણી રે,
મું તો લીલો જવાસો છું સેમનો જી;
લીલપ હીયાની છાંટી મેં આભલે રે,
કીધો સૂરજને ઢેંખૂડો હેમનો જી:
મારી કોરમોર ફરતા વંટોળિયા રે મું તો મેરૂ પરો!
કે આમ તેમ લેરૂં પરો!

---

ઢેંખૂડો–ઢેખાળો        હેમનો–બરફનો
લેરૂં–લહેરવું        પરો–'લોલ'ના જેવો લટકો

## ગાડીઓ / મફત ઓઝા

ગાડીઓ દોડચા કરે
સતત સતત સતત સતત સતત
બારીઓ ખૂલ્યા કરે
સતત સતત સતત સતત સતત
ગોળ નથી પૃથ્વી, લંબાય......
સતત સતત સતત સતત સતત
પાટા બધા ફંટાય
સતત સતત સતત સતત સતત
આસમાની રંગમાં વૃક્ષો ઊગે
સતત સતત સતત સતત સતત

તડકો નદીમાં ઓગળે
સતત સતત સતત સતત સતત
શ્વાસનાં પગલાં પડી ભૂંસાય
સતત સતત સતત સતત સતત
છેલ્લું સ્ટેશન ચર્ચાય
સતત સતત સતત સતત સતત
ગાડીઓ દોડચા કરે
સતત સતત સતત સતત સતત

## રતિવિલાપ / મનસુખલાલ ઝવેરી

સ્તન ધૂસર ધૂળથી બન્યાં,
વિખરાયા વળી વાળ જેહના,
ફરી તે રતિ બાવરી બની,
ધરતીને કરી દુઃખણી રહી.

ઉપમાન વિલાસીઓનું જે
વપુ તારું નિજ કાન્તિથી બન્યું,
થઈ આ સ્થિતિ તેની તોય ના
પડું ફાટીઃ સ્ત્રીની રે કઠોરતા!

મુજ આશ્રય એક તું છતાં
પળમાં મૈત્રીની ગાંઠ તોડીને
નલિની તજીને જલૌઘ શો
ક્યમ દોડી પ્રિય! આમ તું ગયો?

કર્યું વિપ્રિય મારું તેં નથી,
નથી તારું પ્રતિકૂલ મેં કર્યું,
ક્યમ દર્શન તોય તાહરું
વિલપંતી રતિને ન તું દિયે?

સ્મર્યું વા સ્મર! મેખલા વડે
કર્યું'તું બંધન, નામ ભૂલતાં,
કમલે ફટકારતાં વળી,
તુજ આંખે રજ એની ખૂંચતી?

'હૃદયે તું વસી' મને કહ્યું,
હતું તે તો ભરમાવવા જ રે!
નહિ તો તું અનંગ થાય ને
રતિ શેણે જ અખંડિતા રહે?

પરલોકપ્રવાસી રે નવા!
હું ય આ પંથ પળું છું તાહરે!
જગને વિધિ છેતરી ગયો!
સુખ સૌનું તુજ આશ્રયે વસ્યું.

રજનીતિમિરે છવાયલા
પુરમાર્ગે પ્રિયને ગૃહે, લઈ
જઈ તું વિણ કોણ રે શકે
ઘન ગર્જ્યે થથરંતી નારીને?

નયનો અરુણાં ઘુમાવતો,
વચનોને લથડાવતો વળી,
મદ, તું–વિણ, વારુણિ તણો
પ્રમદાને ક્યમ છાજશે હવાં?

પ્રિય હે વિધુના સખા! થયું
વપુ તારું સ્મૃતિશેષ તે લહી,
વદ–પક્ષ વીતી જતાં ય તે
તજશે ના નિજ ચંદ્ર ક્ષીણતા.

નરકોકિલના કલરવને
પરખાતી, લીલી ને રતુંબડી
નવી આમ્રની મંજરી થશે
વદ, આ કોનું જ બાણુ રે હવે?

ભ્રમરો તણી માળ જેહને
ઘણીયે વાર ધનુષ્યની કરી
ગુણુ તેં, કરુણ સ્વને રડે
અતિ શોકાકુલ મારી જેમ તે.

ધરી દેહ સુરમ્ય, ઊઠ ને
ફરીથી કોયલને શિખાવ તું
રતિદૂતિનું કાર્યઃ જન્મથી
મધુરાલાપની એ વિશારદ.

રતિપંડિત! તેં સ્વયં રચ્યો
મુજ અંગે ઋતુપ્રાપ્ત પુષ્પનો
હજિ આ શણુગાર એ રહ્યોઃ
પણુ જોવો ક્યહીં દેહ તાહરો?

અતિનિષ્ઠુર દેવતાગણે
સ્મરતાં, કાર્ય અપૂર્ણ રાખ્યું તે
કર પૂરું અહીં પધારીને,
પગ ડાબો મુજ રંગીને, પ્રિય!

તુજને સુરકામિનીજનો
ભરમાવી પ્રિય! લે ન ત્યાં જ આ
અહીંને પથ હું પતંગનો
ફરી અંકે તવ આવીને વસું.

તુજ પાછળ આવું આ છતાં
મુજને ચોટયું કલંક નિત્યનુંઃ
ક્ષણુમાત્ર ભલે, છતાં ય તે
રતિ જીવી મરતાં ય મન્મથ.

નહિ જીવિતથી જ, દેહથી
પણુ તું સ્થાન અતર્ક્યમાં વસ્યો;
કરી મંડન અન્ત્ય તેથી શેં
શકું તારું પરલોકવાસીનું?

ધનુ અંકવિશે રહ્યું અને
શર સીધું કરતો તું સસ્મિત,
તીરછાં નયને નિહાળીને
મધુસંગે વદતોઃ હજી સ્મરું.

કુસુમે સજતો ધનુષ્યને,
મધુ તારો પ્રિય મિત્ર ક્યાં ગયો?
અતિક્રુદ્ધ પિનાકીએ ફરી
નથીને તેનીય તું–શી ગતિ?

*(કાલિદાસવિરચિત ‘કુમારસંભવ’માંથી રતિવિલાપમાંના કેટલાક શ્લોકોનો સમશ્લોકી અનુવાદ)*

## પાંચ હાઇકુ / સ્નેહરશ્મિ

શિશિર ઝંઝા
ધસે અશેષ અન્તે–
મુખર અબ્ધિ.

(ગોનસૂઇ)

❀

ખડકો ટપી
વહે ઝનૂની નદી–
મલકે શૃંગો.

(મીસેત્સુ)

❀

'અડીશ મા એ
જૂઈને!' કહી ડાળ
તેં તોડી આપી.

❀

શિશિર સંધ્યા:
નીલ અબ્ધિ: ખેતરો
વ્યોમ શાં નીલ.

(બાશો)

❀

કવિ અજ્ઞાત
તે અજોડ આ ગીત
ગાય: વસન્ત.

(સીકી)

(જપાની હાઇકુનો અનુવાદ)

## મીણબત્તીઓ / ચંદ્રકાન્ત શેઠ

આપણા ભવિષ્યના દિવસો ઊભા રહે છે આપણી સન્મુખ
મંદ પેટાવેલી મીણબત્તીઓની હારમાળાની જેમ–
સોનેરી, હૂંફાળવી ને જીવંત નાની મીણબત્તીઓ.

વીતી ગયેલા દિવસો આપણી પૂંઠળે રહે છે,
બળી ગયેલી મીણબત્તીઓની વિષન્ન હારમાળા;
સૌથી નિકટની તો હજુયે ધુમાતી છે,
ઠરી ગયેલી મીણબત્તીઓ; પીગળેલી ને વળેલી.

હું તેમના તરફ દૃષ્ટિ કરવા માગતો નથી;
તેમનું સ્વરૂપ મને ખિન્ન કરે છે,
ને મને ખિન્ન કરે છે તેમના પહેલપ્રથમ પ્રકાશની સ્મૃતિ.
હું મારી સન્મુખે પ્રકાશિત મીણબત્તીઓને નિહાળું છું.

હું પાછો ફરવા માગતો નથી,
રખે ને હું જોઉં ને મને કંપારી છૂટી જાય—
કેટલી ઝડપથી ઉદાસમ્લાન હારમાળા લંબાય છે,
કેટલી ઝડપથી બળી ગયેલી મીણબત્તીઓ વધતી જાય છે!

(ગ્રીક કવિ સી. પી. કૅવેફીના 'કૅન્ડલ્સ' કાવ્યનો અનુવાદ)

## પાંચ અસમિયા* કાવ્યો / ભોળાભાઈ પટેલ

### ૧ કિન્ કિન્ હેંગુલિયાર માજત

કિન્ કિન્ હેંગુલિયાર માજત
હઠાત્ ઉધાઓ
મોર તઇ સરુ ચરાઇ

નાંગઠા છોવાલીજનીર ટોપનિર
કિબા এটা নাম তই
কার হাতত পেলাব কলি

ধান এই বারো ন পকিল
তোর হে চকুর পতাত রং

তই হে জানিলিহেঁতেন
এতিয়ানো কি ঋতু
মোর তই সরু চরাই

সাত সমুদ্রত শংখ
বাজিছেনে নাই

### ૨ શ્યામબરણીયા નાવિકબોર

ઇમાન દિનેઓ ઊભટિ નહા
શ્યામબરણીયા નાવિકબોરર
কথাকে পাতি আছিলোঁ,
ন-કૈ ખેલા કલપાતબનર પરા
નિયરર દરે ટોপাটোপে
આন્ધારબોર পরিছিল.

### ૧ ઝરમરતા હિંગળોક વચ્ચે

ઝરમરતા હિંગળોક વચ્ચે
એકાએક અલોપ થઈ ગઈ
મારી તુ નાનકી પંખિણી

નગ્ન કન્યાની ઊંઘનું
કોઈ એક નામ તું તો
કોની હથેળીમાં ખીલીશ

ધાન આ વેળાય નથી પાક્યું
માત્ર તારી જ આંખની પાંપણે રંગ છે

તું જ જાણી શકી હોત
અત્યારે કઈ ઋતુ છે
મારી તું નાનકી પંખિણી

સાત સમુદ્રમાં શંખ
બજશે કે નહીં

### ૨ શ્યામવરણા નાવિકો

આજ દિન સુધીય પાછા ન ફરેલા
શ્યામવરણા નાવિકોની
વાત હું કરતો હતો
તાજા ફૂટેલા કેળના પત્તા ઉપરના
ઝાકળની જેમ ટપ ટપ
અંધાર ઝરતો હતો.

*(નીલમણિ ફૂકનનાં કાવ્યોનો અનુવાદ)

### ૩ કિનો આવેગેરે

કિનો આવેગેરે ભરિ ક્ષુબ્ધ હોવા
સ્વપ્નેર ગછાત જ્વલિ નિશા દુપરીયા

કૌન સિ દૂરર તુમિ મૌન શબ્દસ્રોતા
છાયાઇ છાયાઇ આહા નામિ
વેદનાક શરીર કરિ–

તુમિ કૌન કાલિન્દી રાતિર જુઈ પાનીર રાણી
મુખત મુખ દિ ફુલુવા
દિઠકત ઇન્દ્રજિત માલતી

### ૪ કિ ફૂલ

કિ ફૂલ ફુટાલો પ્રાણત
ઓઠત ફાટિલ બઁાહિ

ડાલ ભરા તરાબોરે ધોપ મારિ ધરે ચકુ
બતાહબાક કોબાકોબિ આહિ ચેન મોતે લુકાય
મઈ એતિયા ક'ત મરોં મઈ એતિયા ક'ત મરોં
ગોન્ધ હૈ ગોધૂલિ જ્વલે મોર એઇ દેહર દાનિત

### ૫ ગછપાતબોર

ગછપાતબોર મોહાબિલેઇ તેજ ઓલાય
એતિયા
કઁાઇટ આરુ ગોલાપ આરુ કઁાઇટ
જુઇત ભરિ સુમુરાઇ હિઓં હાત સુમુરાઇ દિઓં
ચકુ મોહાબિલેઇ ર'દ નાચી ઊઠે–

તીક્ષ્ણ ઉજ્જ્વલ તીક્ષ્ણ

આહા, આમિ ઋતુમતિ નારીર બાબેઇ વરણકરોં
વસન્તક

### ૩ કોઈ એક આવેગથી

કોઈ એક આવેગથી ક્ષુબ્ધ થઈ
મધરાત સ્વપ્નની દીવી પર બળે છે

કોણ તે દૂરની તું મૌન શબ્દસ્રોતા
છાયાએ છાયાએ ઊતરી આવે છે
વેદનાને શરીર કરી–

તું કોણ ભમરા (જેવી) રાતની અગ્નિજળની રાણી
મોઢા પર મોઢું રાખી ખિલવે છે
ખરેખર ઈન્દ્રજિત માલતી(નાં ફૂલ)

### ૪ કયું ફૂલ

કયું ફૂલ ખીલ્યું પ્રાણે
હોઠે ફાટી ગઈ વાંસળી

ડાળી ભરેલા તારા તાકી તાકી જુએ છે આંખ
પવન ફાંફળોફાંફળો આવી જાણે આરાથી સંતાય
હું હવે કયાં મરું? હું હવે કયાં મરું?
ગંધ બનીને ગોધૂલિ બળે છે મારી આ દેહદાનીમાં

### ૫ ઝાડનાં પાંદડાં

ઝાડના પાંદડાં મસળતાં જ લોહી ટપકે છે
હવે
કાંટા અને ગુલાબ અને કાંટા
આગમાં પગ રાખું છું, હાથ રાખું છું
આંખ મસળતાં જ તડકો નાચી ઊઠે–

તીક્ષ્ણ ઉજ્જ્વળ તીક્ષ્ણ

અહા, હું ઋતુમતી નારીની જેમ જ વરણ કરું છું
વસંતને.

## સ્વપ્નદ્રષ્ટા / રાજેન્દ્ર શાહ

પ્રશાન્ત કાનન

આછી ય તે વાયુની લ્હેરખી નહીં
કો પર્ણ વા પુંજ કરે વિકંપિત.
ઠંડી હવા, અદ્ભુત રમ્ય પાટલ,
પુષ્પે રહી ઝૂમી. ત્યહીં અનિદ્રિત
કો કોકિલે ઉન્મન હૈયું ઠાલવી
ભરી ઉનાળુ તરુકુંજ પિંગલ.

નિતાન્ત એકલ

નક્ષત્રમાર્ગે વિધુ પૂર્ણ કૌમુદી
રેલી, વહે ધુમ્મસલીન શાદ્વલે
સુમંદ વેગે; અનિકેત નિર્મલ
તુષારમાંથી પથખિન્ન પ્રેમ તે
સમે ઢળી ઘૂંટણભેર, બિંદુથી,
તારું જ તે સ્વપ્ન લહંત કેવલ.

(વૉલ્ટર દ લા મૅરના 'ધ ડ્રીમર' કાવ્યનો અનુવાદ)

## બે ઇટાલિયન કાવ્યો / પદ્યુમ્ન તન્ના

૧

**અવકાશ**

એ અવકાશ પણ નથી રહ્યો
જ્યાં એક વેળા આશરો લઈ શકતા.
હવે જાણીએ છીએ કે હવા પણ
આપણે માથે તોળાઈ રહેલો એક પદાર્થ છે.
એક જ પદાર્થહીન પદાર્થ, દુર્ભાગ્ય આપણું
હજી યે છલોછલ નથી
તેથી હકીકત અને હલચલ થકી એને ભરવો રહ્યો;
જેથી કહી શકીએ કે આપણે એના છીએ
અને મૃત્યુ બાદ પણ એથી આઘા નહીં જઈએ.
વસ્તુતઃ જે એકમાત્ર વસ્તુ છે
એની જરાય પરવા કર્યા વિના
વસ્તુઓ થકી એને ભરી દેવાનો આ ભૂંડો તમાશો
ને કેટલા આવેશભર એ ભજવીએ છીએ આપણે!.

૨

હજી પુરવાર નથી થયું કે મરેલાં
પાછા જીવિત થવા ચાહે છે.
ક્યારેક એમને આપણી કને વરતીએ છીએ
કારણ આ બધો એમનો જ વારસો છે.
એક અણસારો, એક શબ્દ
કંઈ મોટી વાત નથી
ને તોય એ બધાં યાદનાં ચેડાં છે
એમ કીધે કશું ઊકલતું નથી.
નાજુક છે આપણું શિર,
જે હતું, જે છે અને જે હશે એથકી ઝાઝું ના ગ્રહી શકે;
નબળું છે આપણું શિર, અથાગ પરિશ્રમ કરતું રહે છે
વધુમાં વધુ અને સારામાં સારું પામવા,
'એક્ટોપ્લાઝમ્' શી કહેવાતી આ જિંદગી થકી
કે હાલ પૂરતું જેનું વધુ રૂડું કોઈ નામ નથી.

(એઉજેનિયો મોન્તાલેનાં કાવ્યોનો અનુવાદ)

## બે બંગાળી કાવ્યો / પ્રસાદ બ્રહ્મભટ્ટ

સુધા! બધી બારીઓ ખોલી નાખ, ભલે પવન આવે.
કહેવું પડશે કે તું ગીત ભૂલી ગઈ છે અથવા હમણાં આકાશ
તેટલું ઇન્દ્રનીલ નથી, પવન ગંધનો સઘળો ગુપ્ત સ્વભાવ
ભૂલે, તીવ્ર અભિમાને અહીં આવે ના, ના, આવે ના.
સુધા, તું જાણે છે કે સંગીત કરતાં મોટી કોઈ
કલા નથી, અભિમાન નથી, શા માટે ત્યારે અંધકારમાં
ઓલવાય છે ગીતનો દીપ રાત્રિના ચિત્કારે? સુધા, સુધા.

હમણાં આ ઘર અન્ધ છે, માત્ર તીવ્ર ચુંબનની જ્વાળા
અસ્થિર અધર થકી પ્રતિ શબ્દ શરીરના સાક્ષ્યે લે છે ખેંચી.
પછી શું? ઘરમાં કોણ ખોલી દેશે બારીઓ?

ભીતરબહાર સ્પષ્ટ કરી દેશે, આપતાં આપતાં અંતે
જણાવશે પવન આજ પણ સૂરનો સમુદ્ર,
બતાવશે અંધાર શીર્ષક્ષેત્રનો આર્દ્ર ચંદ્રાતપ.
કેમ કે ગાનથી મોટી કોઈ કલા નથી, કોઈ
ભયાનક શૂન્યતા નથી. જો ગાન અટકી જાય તો ઘર
ચતુર્દિક દીવાલના શરીરેશરીરમાં ડૂબી જાય.
સુધા, બાકીની બારીઓ ખોલી નાખ,
(જેથી) સ્તબ્ધતા આકાશમાં ભળી જાય.

(સમરેન્દ્ર સેનગુપ્તના બાંગ્લા કાવ્ય 'જાનલા ખૂલે'નો અનુવાદ)

## સ્વર્ગના હસ્તાક્ષર / પ્રસાદ બ્રહ્મભટ્ટ

જો કે શરીર શ્યામ સાડીથી ઢાંકે,
સુન્દર બંને આંખે કાજલની રેખા આંકે,
નગરશાંત કેરા નિવાસસ્થાને વસે–
તું વિચિત્ર તૃષ્ણાનું સરોવર.

સરોવર નહીં? હશે મારી ભૂલ.
કપાળે વિખેરે તું જુલ્ફાં કેરી ઝૂલ.
ઉપહાર અર્પશે ઉપમાનું શ્વેત ફૂલ
તને મારો વિનીત કંઠસ્વર.

મારો કંઠ પહોંચ્યો તારા કર્ણે
મનમાં જશે ના તે, એ વાત બધાં જાણે;
તો યે અંધ અનંત પ્રબળ જુવાળે
ગાન થકી ભરાઈ ગયું નિર્બોધ નિર્ઝર.

રાત્રી મારી અનિદ્ર કરી દે,
તેને જ પાછો વાળ જેને પ્રાણથકી ચાહે,
જેને કરે સ્નેહ વહાવ તેને વ્હેણે–
જેને પૂર્વે આપ્યું ઘર, તોડ તેનું ઘર.

ગ્રીષ્મમધ્યાહ્ને તૃષ્ણા ત્યાગી ચાલ,
મને દઝાડીને તું વધારે એથી દાઝ,
તું સરોવરના જલની છે છલ–છલ,
સ્વપ્નના સ્વર્ગતણા તું છે હસ્તાક્ષર.

(અરવિન્દ ગુહના બાંગ્લા કાવ્ય 'સ્વર્ગેર સ્વાક્ષર'નો અનુવાદ)

## એક ઑસ્ટ્રિયન કાવ્ય / યશવંત ત્રિવેદી

હું જે જે પંપાળું છું
તે એકાએક વિઘટન પામે છે
હું જે જે ગાઉં છું તે ફૂંકની હવાથી દૂર જતું રહે છે.

હું જે જે ચાહું છું તે મને છોડી જાય છે.

મારા લોહી વાટે હલેસાં મારવાનું
તારું કામકાજ ખરું છે, ઓડિસ્યુસ!
મારા શ્વાસથી તારા સઢ ભરાય છે!
એવી કોઈ જગા નથી
જેમાં આપણે રહી શકીએ
તેવો કોઈ આકાર છે ખરો?
ગરુડ
માછલી
કે
સાપ?
આમ છતાં હું પંપાળીશ
ગાઈશ અને ચાહીશ–
પવનને, અગ્નિને અને નદીને.

છંછેડો મારી નાડીને
તમે જે જે પંપાળો છો તે જાગી ઊઠે છે
તમે જે જે ગાઓ છો તે સાંભળી શકાય છે.
તમે જે જે ચાહો છો તે ટકી રહે છે.

(હ્યુબર્ટ ફેબીઅન કુલ્તેરરના કાવ્યનો અનુવાદ)

# ત્રણ હિંદી કાવ્યો/મણિલાલ હ. પટેલ

## વસંત આવી તો ખરી...

વસંત આવી તો ખરી, પણ
દબ્યા પગે...મંદ મંદ...
અહીં નગરમાં તો
એણે અમને વિસ્મિત કર્યા નહિ
અમે એનો પરિચય સ્પર્શ ખોઈ બેઠા છીએ.

પરંતુ ટેકરીઓના દર્દીલા જરઠ ઢોળાવો પર
શુષ્ક રુક્ષ નામ વગરની કેટલીક બુટ્ટીઓ
જેને એ ભૂલી જ નહોતી!

બધું એકાએક એક જ લહરથી
સ્વયંવરા કન્યાઓની જેમ
લહેરાઈ ઊઠયું, ઝૂમી ઊઠયું!

ઋતુ-વર તો નીરવ, ચૂપચાપ રહ્યો
કન્યાની સખીઓ જ
ગીત છેડી બેઠી...

(શ્રી અજ્ઞેયકૃત 'મહાવૃક્ષ કે નીચે'માંથી)

## ભરતી, નાવ અને કિનારા

ચાલી ગઈ
બધી જ હોડીઓ ચાલી ગઈ
અનન્તતાનાં સપનાંથી લદાઈને–
ભરતી સાથે પાછી!

શિથિલ હાથો જેવાં
હોડીઓનાં તૂટેલાં લંગરો
અને
પાછાં વળતાં પાણીનાં પદચિહ્નોને
લઈને સૂતા છે
જખમી કિનારા!

(શ્રી રામદરશ મિશ્રના 'બરગ બેનામ ચિઠ્ઠિયાઁ'માંથી)

## કવિતા

શબ્દોની પાછળ કેટલાય ચહેરાઓ
નગ્ન થઈ ગયા છે, ખબર છે એને એની!
અને હિંસા લોકોની રુચિ જ નહીં–
ટેવ બની ગઈ છે ટેવ!
એ કોઈ ગમાર આદમીની
જુગુપ્સામાંથી જન્મી હતી અને
એક ભણ્યાગણ્યા ઈન્સાન સાથે
શહેર ભેગી થઈ ગઈ હતી.

સંપૂર્ણ સ્ત્રી બનતાં પહેલાં
ગર્ભાધાનની પ્રક્રિયામાંથી પસાર થતાં થતાં
એણે જાણ્યું હતું કે પ્રેમ તો
વિત્તસમૃદ્ધ લોકોની શેરીઓમાં
મકાનની શોધ છે!
સતત વરસાદમાં ભીંજાતાં ભીંજાતાં
એણે અનુભવ્યું હતું કે
ત્રીજા ગર્ભપાત પછી
ધર્મશાળા બની જાય છે પ્રત્યેક છોકરી
અને કવિતા ત્રીજા [illegible]ક પછી!

## સ્વર્ગના હસ્તાક્ષર / પ્રસાદ બ્રહ્મભટ્ટ

જો કે શરીર શ્યામ સાડીથી ઢાંકે,
સુદૂર બંને આંખે કાજલની રેખા આંકે,
નગરાંત કેરા નિવાસસ્થાને વસે–
તું વિચિત્ર તૃષ્ણાનું સરોવર.

સરોવર નહીં? હશે મારી ભૂલ.
કપાળે વિખેરે તું જુલ્ફાં કેરી ઝૂલ.
ઉપહાર અર્પશે ઉપમાનું શ્વેત ફૂલ
તને મારો વિનીત કંઠસ્વર.

મારો કંઠ પહોંચ્યો તારા કર્ણે
મનમાં જશે ના તે, એ વાત બધાં જાણે;
તો યે અંધ અનંત પ્રબળ જુવાળે
ગાન થકી ભરાઈ ગયું નિર્બોધ નિર્ઝર.

રાત્રી મારી અનિદ્ર કરી દે,
તેને જ પાછો વાળ જેને પ્રાણથકી ચાહે,
જેને કરે સ્નેહ વહાવ તેને વ્હેણે–
જેને પૂર્વે આપ્યું ઘર, તોડ તેનું ઘર.

ગ્રીષ્મમધ્યાહ્ને તૃષ્ણા ત્યાગી ચાલ,
મને દઝાડીને તું વધારે એથી દાઝ,
તું સરોવરના જલની છે છલ–છલ,
સ્વપ્નના સ્વર્ગતણા તું છે હસ્તાક્ષર.

(અરવિન્દ ગુહના બાંગ્લા કાવ્ય 'સ્વર્ગેર સ્વાક્ષર'નો અનુવાદ)

## એક ઑસ્ટ્રિયન કાવ્ય / યશવંત ત્રિવેદી

હું જે જે પંપાળું છું
તે એકાએક વિઘટન પામે છે
હું જે જે ગાઉં છું તે ફૂંકની હવાથી દૂર જતું રહે છે.

હું જે જે ચાહું છું તે મને છોડી જાય છે.

મારા લોહી વાટે હલેસાં મારવાનું .
તારું કામકાજ ખરું છે, ઓડિસ્યુસ!
મારા શ્વાસથી તારા સઢ ભરાય છે!
એવી કોઈ જગા નથી
જેમાં આપણે રહી શકીએ
તેવો કોઈ આકાર છે ખરો?
ગરુડ
માછલી
કે
સાપ?
આમ છતાં હું પંપાળીશ
ગાઈશ અને ચાહીશ–
પવનને, અગ્નિને અને નદીને.

છંછેડો મારી નાડીને
તમે જે જે પંપાળો છો તે જાગી ઊઠે છે
તમે જે જે ગાઓ છો તે સાંભળી શકાય છે.
તમે જે જે ચાહો છો તે ટકી રહે છે.

(હ્યુબર્ટ ફેબીઅન કુલ્તેરરના કાવ્યનો અનુવાદ)

**વસંત આવી તો ખરી...**

વસંત આવી તો ખરી, પણ
દબ્યા પગે...મંદ મંદ...
અહીં નગરમાં તો
એણે અમને વિસ્મિત કર્યા નહિ
અમે એનો પરિચય સ્પર્શ ખોઈ બેઠા છીએ.

પરંતુ ટેકરીઓના દર્દીલા જરઠ ઢોળાવો પર
શુષ્ક રુક્ષ નામ વગરની કેટલીક બુટ્ટીઓ
જેને એ ભૂલી જ ન્હોતી!

બધું એકાએક એક જ લહરથી
સ્વયંવરા કન્યાઓની જેમ
લ્હેરાઈ ઊઠ્યું, ઝૂમી ઊઠ્યું!

ઋતુ-વર તો નીરવ, ચૂપચાપ રહ્યો
કન્યાની સખીઓ જ
ગીત છેડી બેઠી...

(શ્રી અજ્ઞેયકૃત 'મહાવૃક્ષ કે નીચે'માંથી)

**ભરતી, નાવ અને કિનારા**

ચાલી ગઈ
બધી જ હોડીઓ ચાલી ગઈ
અનન્તતાનાં સપનાંથી લદાઈને—
ભરતી સાથે પાછી!

શિથિલ હાથો જેવાં
હોડીઓનાં તૂટેલાં લંગરો
અને
પાછાં વળતાં પાણીનાં પદચિહ્નોને
લઈને સૂતા છે
જખમી કિનારા!

(શ્રી રામદરશ મિશ્રના 'બેરંગ બેનામ ચિઠ્ઠિયાઁ'માંથી)

**કવિતા**

શબ્દોની પાછળ કેટલાય ચહેરાઓ
નગ્ન થઈ ગયા છે, ખબર છે એને એની!
અને હિંસા લોકોની રુચિ જ નહીં—
ટેવ બની ગઈ છે ટેવ!
એ કોઈ ગમાર આદમીની
જુગુપ્સામાંથી જન્મી હતી અને
એક ભણ્યાગણ્યા ઈન્સાન સાથે
શહેર ભેગી થઈ ગઈ હતી.

સંપૂર્ણ સ્ત્રી બનતાં પહેલાં
ગર્ભાધાનની પ્રક્રિયામાંથી પસાર થતાં થતાં
એણે જાણ્યું હતું કે પ્રેમ તો
વિત્તસમૃદ્ધ લોકોની શેરીઓમાં
મકાનની શોધ છે!
સતત વરસાદમાં ભીંજાતાં ભીંજાતાં
એણે અનુભવ્યું હતું કે
ત્રીજા ગર્ભપાત પછી
ધર્મશાળા બની જાય છે પ્રત્યેક છોકરી
અને કવિતા ત્રીજા વાચક પછી!

ના, હવે ત્યાં કશીય અર્થ-શોધ વ્યર્થ છે!
ધંધાદારી ભાષાના છદ્મ-સંકેતો અને
ચાલતા બળદના પેશાબથી ચિતરાતી આકૃતિઓમાં
અર્થ-ખોજ વ્યર્થ છે!
હા, શકય હોય તો પાસેથી પસાર થતા
માણુસને કહો કે લો આ રહ્યો તમારો ચ્હેરો
આ સરઘસની પાછળ પડી ગયો હતો તે!
આ સમયે એટલું જ પર્યાપ્ત છે!

એ તો ઘણી જૂની વાત છે કે
ક્યાંક ક્યારેક કોઈ નિર્જન વેરાનમાં
આદિમ પશુતા ચીસતી ને
આખું નગર ચોંકીને બેઠું થઈ જતું,
પણ હવે–
હવે તો એને ખબર છે કે કવિતા તો
ઘેરાવમાં
કોઈ બોખા માણુસનો
સંક્ષિપ્ત સ્વ-આલાપ માત્ર છે!

(શ્રી ધૂમિલકૃત 'સંસદ સે સડક તક'માંથી)

## કાવ્ય / બટુક નિમાવત

રવહીન
કો' શાંત પુરાણા ચિત્ર સમી
શાંત
સેવાળ ઊગી નીકળેલા પથ્થર સમી
કવિતા તો શબ્દહીન
વિહગોનાં ઉડ્ડયન સમી.

× × ×

કાવ્ય તો હોય સમયમાં ગતિહીન
જેમ ચંદ્ર ચઢે છે તેમ,
અંધારે અટવાયેલ વૃક્ષની ડાળીને
જેમ ચંદ્ર મુક્ત કરે છે તેમ,
શિયાળુ પર્ણોની પાછળ સરકતા ચંદ્રની જેમ,
યાદ સરે મન મહીં જેમ,
કાવ્ય હોય છે સમયમાં ગતિહીન
જેમ આકાશે ચંદ્ર ચઢે છે તેમ.

× × ×

કાવ્ય કોઈ સમીકરણ નથી,
સત્ય નહિ.
શોકના સમગ્ર ઇતિહાસ
માટે ખાલી દ્વાર,
પ્રેમ માટે
નમી પડતાં ઘાસનાં તરણાંઓ
અને દરિયા પરના બે પ્રકાશ–
કવિતાનો અર્થ જરૂરી નથી,
કવિતાનું બસ છે માત્ર 'હોવું'

(આર્ચીબાલ્ડ મૅકનીશના કાવ્યનો અનુવાદ)

# માણસને હણવાના પાંચ માર્ગો / વ્રજલાલ દવે

માણસને હણવાના માથાકૂટિયા માર્ગો ઘણા છે. તમે એને લાકડાનું પાટિયું ઊંચકવાનું કહો; એને ટેકરી પર લઈ જઈને એના શરીર પર ખીલા જડી શકો; આ કામ યોગ્ય રીતે થાય એ માટે, સેન્ડલ પહેરીને આવનાર લોકોનું ટોળું, કૂક કરતો કૂકડો, ચીરી શકાય તેવો ઝભ્ભો, એક વાદળી, થોડોક સરકો અને બરાબર ખીલા જડી શકે એવો એક માણસ જોઈએ.

તમે એક ઘાટદાર, લાંબી અને પ્રણાલિકા પ્રમાણે પીછો કરી શકે એવી તલવાર લઈને એના બખ્તરને ભેદવાનો પ્રયત્ન કરી શકો; પણ એ માટે, શ્વેત ઘોડા, ઇંગ્લૅંડનાં વૃક્ષો, ધનુષ્યબાણધારી માણસો, ઓછામાં ઓછા બે ધ્વજ અને છેલ્લે મહેફિલ માણવા કાજે એક કિલ્લો જોઈએ.

ઉમદાદિલીને ફારગતી આપીને, સાનુકૂળ પવન વાતો હોય તો તમે માણસ પર ગૅસ છોડી શકો; પણ એ પછી એક માઈલના પટમાં ખાઈઓથી લિસોટાયેલા કાદવની જરૂર પડે; કાળા બૂટ જવા દો; તો પણ બૉમ્બના કારતૂસો, ઝાઝેરો કાદવ, ઉંદરોનો પ્લેગ, એક ડઝન ગીતો અને પોલાદના ગોળ ટોપા જોઇએ.

એરોપ્લેનના યુગમાં, તમે તમારા શિકારથી ઊંચે માઈલો સુધી ઊડી શકો; નાનકડી સ્વીચ દાબો ને માણસ ખતમ! પણ તો પછી બેયને નોખા પાડતો દરિયો, નોખનોખી પદ્ધતિઓની બે સરકારો, રાષ્ટ્રના વિજ્ઞાનીઓ, કેટલાંક કારખાનાં, એકાદ પાગલદિલ નેતા, અને થોડાંક વરસો સુધી ખપમાં લેવાની જરૂર ન પડે એવી જમીન જોઈએ.

મેં શરૂઆતમાં કહ્યું એમ માણસને હણવાના આ માથાકૂટિયા માર્ગો છે. સીધો–સરળ અને વધારે સ્વચ્છ માર્ગ તો એ કે માણસને વીસમી સદીના મધ્યભાગમાં ક્યાંક શ્વાસોચ્છ્વાસ લેવા દો.

('ફાઈવ વેઝ ઑવ કિલિંગ એ મૅન' નામક એડ્વિન બ્રૉકના અંગ્રેજી કાવ્યનો અનુવાદ)

## अ   બે ઉર્દૂ ગઝલ / એ. એન. કુરેશી

૧ આ બંને ભીનાં ચક્ષુઓ દેહની સમૃદ્ધિને વેરણછેરણ કરનાર છે.

૨ ક્યાં સુધી આ બંને ચક્ષુઓની ફરિયાદ કરીએ – આ બંને હવે ફૂટી જવાની અણી પર છે.

૩ સમૃદ્ધ દેહમાં આ હૃદય અને આંખો – બે વસવાટ હતા જે હવે બરબાદ થઈ ગયાં છે.

૪ એક સમગ્ર અગ્નિ અને બીજું સમગ્ર જળ – આંખ અને હૃદય બંને દુઃખદાયક છે.

૫ હે મીર, અગાઉ આ આંખો સમુદ્ર જેવી હતી; પણ હવે તો તેઓ મૃગજળ સમાન છે.

(મીરની ગઝલનો અનુવાદ)

## ब

૧ એ લોકો પણ છે જે મોજાંથી બી ગયા હશે – પણ જે ડૂબી ગયા તે તો પાર ઊતરી ગયા હશે.

૨ મંઝિલ પર પહોંચી નવી ચિંતા હૃદયમાં પેઠી – મારા સાથી મુસાફરો માર્ગ ભૂલીને ક્યાં ગયા હશે?

૩ જે મૃત્યુથી બી ગયા તેઓ તારી સાથે નથી – તેઓ જીવનની સમસ્યાથી ડરી ગયા હશે.

૪ જે જગ્યાએ આ બગીચો છે, ત્યાં પહેલાં રણ હતું – અવશ્ય આ માર્ગ ઉપરથી આકર્ષક નયનવાળાં પસાર થયાં હશે.

૫ સલીમ! ઘરબાર વિનાના લોકોની જિંદગી તો ઘણી આકરી હતી – વતનથી દૂર જઈને તેઓ ક્યાંક મરી ફીટ્યા હશે.

(સલીમ અહમદ સલીમની ગઝલનો અનુવાદ)

# બે સ્વીડિશ કાવ્યો

કૃષ્ણવદન જેટલી

## વૃક્ષ અને કવિતા

આ એક વૃક્ષ ઊભું છે:
હવા ગાય છે શબ્દહીન ગીતો
તેની ડાળીઓમાં.
હું જાણું છું
કે ઝાડની નિયતિ કાગળ બનવામાં છે:
એક કાગળ શબ્દનો પિપાસુ
હું જાણું છું
એક શબ્દ કાગળ પર અંકિત થવા તલસે છે
એક શબ્દ કાવ્ય-ગીત બનવા માટે બેચેન
હું જાણું છું
એક એક અલિખિત કવિતા પોતાના પ્રથમ
શબ્દ માટે તરસી છે
એક કવિતા પોતાના કવિની શોધમાં.
પરંતુ હું એ પણ જાણું છું
કે કવિ ઉદાસ બને છે
જ્યારે કાગળ બનાવવા માટે
વૃક્ષને તોડી પાડવામાં આવે છે.

(કવયિત્રી મારિયા વીનેના કાવ્યનો અનુવાદ)

## મુંબઈ-દર્શન

વિમાનમાં ઊડતાં પહેલાં જરાક
'બસ'થી અમે મુંબઈ-દર્શન માટે નીકળ્યા.
ત્યારે સૂર્યનું ફૂલ પૂરું ખીલ્યું ન હતું.
મેં જોયું કે

મુંબઈના અસંખ્ય ફૂટપાથિયોમાંથી
એક આદમી આળસ મરડી ઊઠ્યો
અને તેણે માથા નીચે ઘડી વાળેલું
પોતાનું ખમીશ પહેર્યું

કદાચ તેને
ઑફિસે પહોંચવાનો સમય થઈ ગયો હોય
એક અક્ષર-ભક્ષી કીડાની જેમ
ફાઈલોની સડક માપવાનો સમય થયો હતો

પરંતુ આખી રાત તે
કેવી બેપરવાઈથી સૂતો હતો
પોતાના સ્વપ્નમાં
તે જાતે પણ એક જરૂરી ફાઈલ હતો.

(આકસેલ લિફનરના કાવ્યનો અનુવાદ)

# તું / પ્રસાદ બ્રહ્મભટ્ટ

સરોવરનાં ઊંડાણોમાંથી
મેં ઊંચક્યો એક તારક
અને રાત્રિના જાદુમાં
તેજસ્વીપણે એકાકી પ્રકાશવા
ફંગોળ્યો આકાશમાં
અને તેનું નામ છે 'તું'.

અણજાણ્યુ સાગરમાં મેં કરી છે સફર
જ્યાં મોજાંઓ છે પ્રેમનાં કંપનો
અને વહાણો, તરસ્યાં ઓષ્ઠો–
વાસ્તવના કિનારાથી ઘણે દૂર
એકબીજાની શોધમાં સરકતાં
...અને તેનું નામ છે 'તું'.

અન્ય મેઘધનુષ્યમાંથી લીધેલા, અદીઠા રંગોથી
દેવદૂતની પાંખો જેવી મૃદુ પંખુડીઓથી
અને શિશિરની પ્રથમ વર્ષાથી મ્હેકતી
પૃથ્વીની સોડમ જેવી ગહન સુવાસથી
રણની રેતીમાં મેં વાવ્યું છે ફૂલોનું વન
અને તેનું નામ છે 'તું'.

હું ટોચ પર ચડ્યો
અને ચંદ્ર માટે પહોંચ્યો.
હું વાદળ પર ચડ્યો
અને સૂર્ય માટે પહોંચ્યો.

– – –

ચંદ્ર હતો ખૂબ ઊંચે
સૂર્ય હતો ખૂબ ઉષ્ણ.
પણ મેં ગ્રહ્યું એક કિરણ
અને તેનું નામ છે 'તું'.

(વેસિલિસ વિટ્સેક્ષિસના ગ્રીક કાવ્ય 'યુ'નો અનુવાદ)

# આસ્વાદ

## વૃક્ષસંવનનાર્થીનું ગીત

મનહર જાની

સાવ રે સુક્કાં ઝાડને જોઈને થાય કે એને ચાલ હું લીલું પાંદડું બની વળગી પડું.

ઝાડને એની લળક લળક સાવ રે સાચી ડાંખળીનાં ઝાંઝર પહેરાવી દઉં
કોઈ ટપાલી જેમ હું એના સરનામે ફાગણના (અંગત) કાગળો ફેંકી જઉં

મેળામાં ખોવાઈ ગયેલો છોકરો એના બાપને જડે એમ હું છે તે ઝાડને જડું
ડાળીએ કાબર કાગડા પોપટ વાયરા જેવું આવવું-જવું આવવું-જવું થાઉં

ઝાડ પરોવી લઉં મારામાં એક લીલાકુંજાર દોરે હું ઝાડમાં પરોવાઉં
પંડયના જણ્યા જીવને જેવો પહેલવારુકો અડકે માનો હાથ એવું હું ઝાડને અડું.

('ખડિંગ'માંથી) —રમેશ પારેખ

ગુજરાતી કાવ્યપ્રકાર તરીકે ખાસ તો છેલ્લા બે દાયકાઓમાં છવાઈ ગયાં છે તેવાં ગળચટ્ટાં ગીતોમાં રમેશ પારેખનું સ્થાન મને મોખરાનું લાગે છે. ઘણાંઓને મતે રમેશ ગઝલોમાં મ્હેકયો છે. ઘણાઓના મત પ્રમાણે અછાંદસની સર્જનસૃષ્ટિમાં તે મ્હેકયો છે. પરંતુ મોટા ભાગનાઓને મતે રમેશ લાંબી ડોકે ગીતોમાં ગ્હેકયો છે. અલબત્ત, મને આ ત્રણેય પ્રકારનાં વિધાનોમાં એકસરખી શ્રદ્ધા છે. તે છતાં ગીતકાર રમેશ ઉપર મને વધુ ને વધુ મમતા જાગે છે.

રમેશનાં ગીતોમાં લય લયાન્વિત પરંપરાથી વહી આવે છે. અને તળપદ શબ્દો દ્વારા ઘરાળુ અભિવ્યક્તિઓમાં નાવીન્ય નીખરી આવે છે. આ ઉપરાંત મને એક સર્જક તરીકે બહુ મૂલ્યવાન તત્ત્વ એમાં દેખાય છે તે છે તેના ગામઠી લ્હેકાઓમાં વહી આવતું વિષયનું વૈવિધ્ય. તેની અસંખ્ય રચનાઓમાં કિસમ-કિસમનું રમેશપણું ઊગ્યું છે તે આંખને સ્પર્શી અને વળગી જાય તેવું છે. પ્રસ્તુત ગીતમાં તદ્દન નકરું નવું કાવ્યવિશ્વ ઊપસી આવ્યું છે.

પ્રકૃતિલીલા એ કવિહૃદયોનાં આકર્ષણનું એક ખાસ તત્ત્વ છે. કદાચ કાવ્યસર્જન એ કુદરતી ઘટના છે એમ આપણે માનીએ છીએ તે કારણે જ પ્રકૃત્તિ તત્ત્વ સાથે તેને આટલો ઘનિષ્ઠ સંબંધ હશે. ગમે તેમ પણ અહીં કવિ એક સુક્કા ઝાડને જોઈને પોતાના કવિ-હોવાપણા પ્રત્યે ઓછા ઓછા થઈ જાય છે. તેનું રમેશપણું ટળી જાય છે. તે છતાંય તે કવિતા સિવાય કશું જ કરી શકે તેમ નથી એવી તિરસ્કૃત પ્રતીતિ થયા પછી કવિ પોતે કવિ મટીને વૃક્ષસંવનનાર્થી તરીકે પોતાની જાતને પામે છે. અને તેને લીલાશમાં રૂપાંતરિત કરી નાખે છે. પરંતુ આવડાં મોટાં (નિષ્પર્ણ) ઝાડની સન્મુખ પોતે વામણા વરતાય છે. (આત્મક્ષોભ અનુભવે છે.) કદાચ હું લીલાશમાં રૂપાંતરિત થઈ જાઉં તો પણ

એકાદ પાંદડું જ બની શકું! ભલે લીલેરું પાંદડું તો પાંદડું બની ઝાડને વળગી જવાનું કવિ ઇચ્છી લે છે. પણ બીજી જ ક્ષણે તેને તેથીય વધુ ઘણું બધું કરવાની ઉત્કંઠા થઈ આવે છે.

ઝાડનો પડછાયો પડે એમાં અગણિત પાંદડાંઓની પ્રતિછાયાઓ હોય તે બધી જ જાણે ઘૂઘરીઓ હોય અને એની ડાળીઓ રોજના વપરાશથી કાળી પડી ગએલી ચાંદીની સાંકળીઓ હોય તેમ કલ્પીને ઝાડને છાંયડીની ઝાંઝરીઓ પ્હેરાવી દેવાની તે ખ્વાહીશ સેવે છે (અહીં પર્ણમર્મરના ને સૂક્કાં પર્ણોના પ્રતિરવોમાં ઝાંઝરનો ઝંકાર પ્રતિધ્વનિત કરવામાં આવ્યો છે તે કેટલું આસ્વાદ્ય, અભિનવ અને અનુભૂતિગમ્ય છે!) આમ છતાં તેને એક આછી શંકા પોતાનામાં જાગે છે. કદાચ તેનો વૃક્ષપ્રેમ ઝાડને સ્વીકાર્ય પણ હોય એવા ખ્યાલથી તે પોતે ટપાલીના સ્વાંગમાં વસંતની મ્હેકથી સભર સભર ફાગણના પોતાના અંગત કાગળો ફેંકી જવાનું વિચારીને સ્વીકારી લે છે. અને ઝાડ પોતાને પોતાના બાપ જેવા (સર્વસ્વ જેવી) અપાર વાત્સલ્યથી ભેટી પડશે એવી આત્મશ્રદ્ધા સેવે છે.

'મેળામાં ખોવાઈ ગયેલો છોકરો એનાં બાપને જડે એમ હું છે તે ઝાડને જડું.' અહીં 'હું છે તે...' નાં લ્હેકામાં શૈશવી મિજાજ સહજપણે પ્રગટ થઈ આવે છે. અને મેળામાં ખોવાઈ ગયેલ છોકરાની જેમ પોતે પોતાના ઝાડબાપને જડી આવે તેમ કલ્પવામાં ઝાડ સાથેનું નર્યું તાદાત્મ્ય લોહીના સંબંધની ઘનિષ્ઠતામાં ઓત-પ્રોત થઈ જતું અનુભવાય છે.

હવે કવિને પોતાનાં કવિપણા કે વૃક્ષસંવનનાર્થીપણામાં કોઈ જ ભેદ વરતાતો નથી. અરે, પોતાનું વૃક્ષસંવનનાર્થીપણું પણ ત્યજીને કવિ પોતે હવે વૃક્ષ સાથે એવાં તો ઓત-પ્રોત બની જાય છે કે ઝાડનું સમસ્ત જાણે પોતે જ હોય અને પોતાનું સર્વસ્વ જાણે ઝાડમય હોય તેમ વરતાય છે.

'ડાળીએ કાબર કાગડા પોપટ વાયરા જેવું આવવું-જવું આવવું-જવું થાઉં'. અહીં આગળ કવિની વૃક્ષ-સંવનનાર્થી તરીકે નહીં પણ તેથીયે આગળ ઝાડના લોહીના સગા જેટલી નિકટતા પ્રતિધ્વનિત થાય છે. કાગડા અને વાયરાના પ્રાસાભાસથી દોહરાતી આવવું-જવું આવવું-જવુંની ઉક્તિઓ કાબર-કાગડા-પોપટ-વાયરા વગેરેના આવાગમનની કર્ણપ્રિય અને ચક્ષુગમ્ય ગતિ-રીતિઓ ઓળખી જાય છે. ને ભાવકના ચિત્તમાં ગલગલિયાં જેવી એક અદશ્ય ફરફાટની ઝાંખી થાય છે.

આથીય આગળ વધીને કવિ 'ઝાડ પરોવી લઉં-મારામાં...' જેવા સ્વગતોદ્‌ગારથી વૃક્ષને ચાહી લે છે. પરંતુ અગાઉ કહી ગયો કહ્યું તેમ કવિ તેનાં સકળ અસ્તિ-ત્વથી વધુ કે કેટલુંયે ઝાડમાં જુએ છે. તેથી લીલાકુંજાર એવાં અનુભૂતિના કોઈ એક દોરાવડે તે પોતાનામાં ઝાડને પરોવી લેવા કરતાં ઝાડમાં પોતે પરોવાઈ જવાનું વસિયત-નામું જાહેર કરી દે છે! હવે તેને શ્રદ્ધાની ચરમ સીમાએ ઝાડ પોતાને તેનાંથીય મહાન કરી દેખાડશે એવું આત્મગૌરવ પેદા થાય છે અર્થાત્ એકત્વની ભાવનાથી અધિકારપૂર્વક તે તેને અડી લેવા ઇચ્છે છે. તે પણ કેવી રીતે—

'પંડચના જણ્યા જીવને જેવો પ્હેલવારુકો અડકે માનો હાથ એવું હું ઝાડને અડું.' હમણાં જ જન્મેલા નવજાત શિશુને સગ્ગી માતાના હાથનો પ્હેલવ્હેલો સ્પર્શ થાય એવી રીતે...

ભલા, નવજાત શિશુને માતા અડે એટલે અડે જ કે પછી તેડી લે, છાતી સરસું ચાંપી લે, પોતાપણામાં ઢબૂરી લે, પોતાનું સકળ અસ્તિત્વ ઓળઘોળ કરી દે???? આ બધું ભાવકે જ જાણવાનું છે, માણવાનું છે ને પોતાપણાને નાણવાનું છે. કવિ તો શબ્દોની આડશમાં રહી, આમ આટલું કહી, લો, ચાલ્યા વહી!

## કવિતાવૃત્ત

**વિશ્વકવિતા–પરિસંવાદ** • દાહોદમાં 'નવજીવન આર્ટ્સ ઍન્ડ કૉમર્સ કૉલેજ' તરફથી આંતરરાષ્ટ્રિય કવિતાના પ્રમુખ કવિઓ પર શ્રી ઉમાશંકર જોશીના પ્રમુખપદે ૧૯૮૦ના નવેમ્બરની ૨૨ અને ૨૩મીએ એક પરિસંવાદનું આયોજન કરવામાં આવ્યું છે. હાજર રહેવા માટે સંસ્થાનો સંપર્ક સાધવો.

| વક્તા | વિષય |
|---|---|
| સિતાંશુ યશશ્ચન્દ્ર | પોલ વાલેરી (ફ્રેન્ચ કવિ) |
| દિગીશ મહેતા | ટી. એસ. એલિયટ (આંગ્લ કવિ) |
| યશવંત ત્રિવેદી | પાબ્લો નેરુદા (સ્પેનિશ કવિ) |
| ચન્દ્રકાન્ત શેઠ | સી. પી. કેવેફી (ગ્રીક કવિ) |
| દીપક મહેતા | મિરોસ્લાવ હોલુબ (ઝેક કવિ) |
| ચન્દ્રકાન્ત ટોપીવાલા | યહૂદા અમિચાઈ (હિબ્રુ કવિ) |

**પાક્ષિકી:** શ્રી નિરંજન ભગત અને શ્રી લાભશંકર ઠાકરે દર અંગ્રેજી મહિનાના પહેલા અને ત્રીજા બુધવારે રાત્રે ૮–૩૦ કલાકે મળતી એક પાક્ષિકી સભાનું આયોજન કર્યું છે. આ સભા અનૌપચારિક છે. તેનું બંધારણ કે સભ્યપદ નથી. અમદાવાદમાં આશ્રમ રોડ પર ગુજરાત વેપારી મહામંડળના મકાન પાછળ 'એન. કે. હાઉસ'માં એ મળે છે. તેમાં કવિતા અને નાટક અંગેના કાર્યક્રમો થશે. ૧ લી ઑક્ટોબરે સોફોકલીસના 'રાજા ઓડિપસ'ના નાટ્યશ્રવણ અને તેની પ્રાસ્તાવિક ચર્ચાથી આ સભાનો આરંભ થયો હતો.

**સાભાર સ્વીકાર:**

- **નૈવેદ્ય** • પ્રજારામ રાવળ, પ્ર. કુમકુમ પ્રકાશન, મામુનાયકની પોળ સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ–૩૮૦૦૦૧, કાચું પૂઠું, પૃ. ૧૦૨, રૂ. ૧૦
- **ત્વ** • રમેશ પારેખ, વોરા ઍન્ડ કંપની, ગાંધી ચેમ્બર્સ, ગાંધી માર્ગ, અમદાવાદ–૩૮૦૦૦૧, કાચું પૂઠું, પૃ. ૧૭૦, રૂ. ૧૨-૫૦
- **છીપલાં** • મેઘનાદ ભટ્ટ, મુ. વિ. આર. આર. શેઠની કંપની, ગાંધી માર્ગ, અમદાવાદ–૩૮૦૦૦૧, કાચું પૂઠું, પૃ. ૮૪, રૂ. ૮
- **ખરતા તારાને** • પ્રહ્લાદ પાઠક, મુ. વિ. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ, અમદાવાદ–૩૮૦૦૦૧, કાચું પૂઠું, પૃ.    રૂ.
- **હરિયાળી** • નલિન પટેલ, પ્ર. કુ પટેલ પ્રકાશન, રામજી મંદિર રોડ, બાકરોલ–૩૮૮૩૧૫, કાચું પૂઠું, પૃ. ૯૬, રૂ. ૮
- **બંધ પાંપણને દરવાજે** • લલિત દેવલિયા 'બકુલ', પ્ર. પોતે જ, વંડાફળી, ગરબી ચોક, જામનગર, કાચું પૂઠું, પૃ. ૩૦, રૂ. ૫

# સૂચનાઓ

* સર્જકોને જવાબી ટપાલખર્ચ ન મોકલવા વિનંતી છે. સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિના દરમિયાન આપવામાં આવે છે, અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.
* વ્યવસ્થા અંગેનો સઘળો પત્રવ્યવહાર 'વ્યવસ્થાપક 'કવિલોક' C/o કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ-૧' એ સરનામે જ કરવો.
* આપનું લવાજમ જો પૂરું થઇ ગયું હોય તો રૂપિયા પંદર સત્વરે મોકલી આપશો.
* આજીવન લવાજમ રૂપિયા ૧૫૧ છે. શિક્ષણ સંસ્થાઓ અને ગ્રંથાલયો પણ આજીવન સભ્ય બની શકે છે.
* આપનું સરનામું બદલાય તો તરત જ તેની જાણ કાર્યાલયને કરશો.
* લવાજમ ચેકથી મોકલો તો બેંક કમિશનના રૂપિયા બે ઉમેરીને મોકલશો.

---

# યુવાશક્તિના વિકાસ માટે રમત ગમત પ્રવૃત્તિને પ્રોત્સાહન



- યુવાન પેઢીમાં રહેલાં શક્તિ અને કૌશલ્યને યોગ્ય અભિગમ આપવા ગુજરાતમાં રમતગમત તેમજ યુવા-કલ્યાણના વિવિધ કાર્યક્રમો પરંપરાગત શિક્ષણ ઉપરાંત અમલમા છે.



- ગ્રામ તથા રાજ્ય કક્ષાના વિવિધ રમતગમત મંડળોની પ્રવૃત્તિને વેગ આપવા આર્થિક સહાય આપવામા આવે છે. નગર તથા શહેરોમાં મેદાનો તૈયાર કરવાની યોજના અમલમાં છે. રાષ્ટ્ર અને રાજ્યકક્ષાની સ્પર્ધાઓમાં મહત્વનાં સ્થાન પ્રાપ્ત કરતાં ખેલાડીઓને શિષ્યવૃત્તિઓ આપવા ઉપરાંત શ્રેષ્ઠ ખેલાડીઓને 'સરદાર પટેલ એવૉર્ડ' આપવામાં આવે છે.

- શરદ રમતોત્સવ અને શિયાળુ રમતોત્સવમાં ભાગ લઈ રાજ્ય કક્ષાએ આવેલા આશાસ્પદ ખેલાડીઓને પ્રશિક્ષણ શિબિરો યોજી નિષ્ણાતો દ્વારા તાલીમ આપવામાં આવે છે. તે માટે અમદાવાદ અને ગાંધીનગરમાં પ્રાદેશિક અને દેવગઢબારિયા, સુરત, વડોદરા, પાટણ, રાજકોટ અને ભાવનગર ખાતે પેટા પ્રશિક્ષણ કેન્દ્ર શરૂ કરાયાં છે. દુલીપ ક્રિકેટ સ્કૂલ, પોરબંદરમાં ક્રિકેટ અંગેનું શિક્ષણ અપાય છે.



- પર્વતારોહણ ક્ષેત્રે ગુજરાતની વિશિષ્ટ સિદ્ધિઓની આંતરરાષ્ટ્રીય ખ્યાતિ છે. માઉન્ટ આબુ તેમજ ગીરનાર-જૂનાગઢ ખાતેની રાજ્ય પર્વતારોહણ સંસ્થા દ્વારા ગુજરાતનાં યુવક-યુવતીઓને તાલીમ આપવામાં આવે છે.

- સમુદ્રના કાંઠાના તેમજ ઊંડાણના વિસ્તારોમાં રાષ્ટ્ર તેમજ રાજ્ય કક્ષાની તરણ અને હોડી સ્પર્ધા યોજવામાં આવે છે. ઊંડા દરિયામાં તરવા માટેની શિબિર પણ યોજાય છે. ગુજરાતમાંથી સાહસિક પ્રવાસ ખેડતી ટુકડીઓને અનુદાન અપાય છે.

યા . ૧૦ ... ર દ્વારા પ્રકાશિત

# જગદીશ જોષી

## ધીરુ પરીખ

**આ** સદીના આઠમા દાયકાના એક આશાસ્પદ કવિ જગદીશ જોષીનું અકાળ અવસાન એ કાવ્યરસિકો માટે વિષાદપ્રેરક ઘટના છે. ૧૯૭૮ના સપ્ટેમ્બરની ૨૧મીએ જેમનું અવસાન થયું હતું તે જગદીશ રામકૃષ્ણ જોષીનો જન્મ ઈ. ૧૯૩૨ના ઑક્ટોબરની ૯મી તારીખે થયો હતો. ૧૯૫૩માં બી. એ.ની ઉપાધિ ઑનર્સ સાથે પ્રાપ્ત કર્યા પછી એઓ વધુ અભ્યાસ માટે યુ. એસ. એ. ગએલા. ત્યાંથી શિક્ષણશાસ્ત્રની એમ. એ. એડ.ની ઉપાધિ મેળવ્યા બાદ એઓ મુંબઈ આવ્યા અને કોટ વિસ્તારની બઝારગેટ હાઈસ્કૂલના આચાર્ય તરીકે સેવાઓ આપતા રહ્યા. આમ, શિક્ષણ એમના સતત રસનો વિષય રહ્યો હતો. આથી જ એઓ અનેક શૈક્ષણિક પ્રવૃત્તિઓ અને સંસ્થાઓ સાથે સહજરીતે સંકળાયેલા હતા. મહારાષ્ટ્ર આચાર્ય સંઘની કેન્દ્રીય સમિતિના તેઓ લાંબા સમયથી સભ્ય હતા. ૧૯૬૫ થી ૧૯૭૦ દરમિયાન એમણે મુંબઈ આચાર્ય સંઘના સભ્ય-પ્રમુખ-ઉપપ્રમુખ-મંત્રી તરીકે કામગીરી બજાવી હતી. વળી, ૧૯૬૯ થી ૧૯૭૫ સુધી મુંબઈ યુનિવર્સિટી સૅનેટના એઓ ફેલો પણ હતા. આ ઉપરાંત ૧૯૭૪માં એઓ વર્લ્ડ એડ્યુકેશન ફેલોશિપની આંતરરાષ્ટ્રિય પરિષદના કૉન્ફરન્સ-સેક્રેટરી પણ બન્યા હતા. ૧૯૬૨થી મુંબઈ રાજ્યમાં ગુજરાતીનાં પાઠ્યપુસ્તકોના એમના સહસંપાદન નીચે ૧૦ થી ૧૫ પાઠ્યપુસ્તકો તૈયાર થયાં હતાં. મુંબઈની વિવિધ સામાજિક-સાંસ્કૃતિક સંસ્થાઓ સાથે પણ તેઓ સક્રિયરીતે સંકળાયેલા હતા.

પણ જગદીશભાઈ ને સાહિત્યમાં અને એ નાતે માણસમાં અથવા માણસમાં અને એ નાતે સાહિત્યમાં પરમ રસ હતો. એમની સાથેની મારી કેટલીક અંગત મુલાકાતોમાં એમની જે વિશુદ્ધ માનવપ્રીતિ અને પરિશુદ્ધ સાહિત્યપ્રીતિ પ્રકટતી મેં જોઈ છે તે મારે માટે ચિરસ્મરણરૂપ છે. એમનું હૈયું અતિ સંવેદનશીલ હતું. એમનું શીલ અતિ પરિષ્કૃત હતું. આ બન્નેનો મેળ એમની કવનપ્રવૃત્તિમાં બેસી ગયો!

એમનાં કાવ્યોએ પ્રતિષ્ઠિત સામયિકોમાં પ્રકટ થતાંની સાથે જ એમાંની હૃદયસંપત્તિને લઈ અનેક ભાવકોનું ધ્યાન ખેંચ્યું હતું. એમના ત્રણ કાવ્યસંગ્રહો પ્રકટ થયા છે: 'આકાશ' (૧૯૭૩), 'વમળનાં વન' (૧૯૭૬) અને મરણોત્તર સંગ્રહ 'મોન્ટા-કૉલાજ' (૧૯૭૮). એમના બીજા કાવ્યસંગ્રહ 'વમળનાં વન'ને ગત વર્ષનું સાહિત્ય અકાદમીનું પારિતોષિક પણ મળ્યું હતું; એ જ સંગ્રહને 'ન્હાનાલાલ પારિતોષિક' અને 'ઉમા-સ્નેહરશ્મિ પારિતોષિક' પણ પ્રાપ્ત થયાં હતાં.

કવિતાનાં વિવિધ સ્વરૂપોમાં એમણે કલમ ચલાવી છે અને કેટલેક સ્થાને તો પંક્તિમાં એ કલમને ચગાવી પણ છે. જેમ કે —

'ખોબો ભરીને અમે એટલું હસ્યાં
કે કૂવો ભરીને અમે રોઈ પડયાં.'
('વમળનાં વન' પૃ. ૧૫)

આમ, જગદીશભાઈમાં આખેઆખાં કાવ્યોની સંખ્યામાં સુંદર પંક્તિઓની સંખ્યા ચઢી જાય તેમ છે. ગીતોમાં એમણે તળપદા ઢાળોની સાથે લાંબા-ટૂંકા લયના પ્રયોગો પણ કરી જોયા છે. ભાવ અને અભિવ્યક્તિનું સુઘટ્ટ પોત જ્યાં વણાયું છે ત્યાં સુંદર પરિણામો પણ મળ્યાં છે. એમાં નૂતન ભાવવિશ્વ છે તો પુરાતન ભાવસૃષ્ટિ પણ છે. કુદરત અને પ્રણયની સાથે પ્રભુને વિષય બનાવતાં ગીતો પણ તેમણે આપ્યાં છે. એમાં આનંદ છે તો અવસાદ પણ છે. પરન્તુ આ બધું જ્યાં અભિવ્યક્તિનો નૂતન અને માતબર પટ પામ્યું છે ત્યાં આસ્વાદ્ય પરિણામો નિપજાવી શક્યું છે. 'એક હતી સર્વકાલીન વારતા'ની આ પંક્તિઓ જુઓ:

"માનો કે હોઠ સ્હેજ મ્હોરી ઊઠયા
ને છાતીમાં મેઘધનુષ ફોરી ઊઠયા



'પોતાના પ્રતાપથી અનેકના હૃદયોને પ્રકાશ પમાડનાર,
અનેકના ચિત્તનું આકર્ષણ કરી તેમને
ગુરુવચને ચૂરેચૂરા થઈ જાય એવા સ્વવશ કરી મૂકનાર,
કાઠી-કોળી જેવા અનેકની ચૌર્યવૃત્તિઓને ચોરી લેનાર,
લુપ્ત થયેલા બ્રહ્મચર્યાશ્રમને પુનઃ સ્થાપનાર,
નિરંકુશ અને સ્વચ્છંદી બનેલા
ત્યાગાશ્રમને ઉજ્જ્વળ કરનાર,
પતિત થયેલા
ગુરુઓ અને આચાર્યો માટે સંયમનો આદર્શ બેસાડનાર,
સ્ત્રીઓને સમાજ તથા
સંપ્રદાયમાં યોગ્ય સ્થાન આપી તેમની ઉન્નતિ કરનાર,
અહિંદુઓને હિંદુ ધર્મમાં શામેલ કરનાર,
શૂદ્રોને આચારશુદ્ધિ શીખવનાર,
સાહિત્ય-સંગીત તથા કળાના પોષક,
અહિંસામય યજ્ઞના પ્રવર્તક
ક્ષમાધર્મના ઉપદેશક, શૌચ અને સદાચારના સંસ્થાપક,
શુદ્ધ ભક્તિમાર્ગ અને શુદ્ધ જ્ઞાનમાર્ગના આચાર્ય,
ભાગવતધર્મના શિક્ષક,
તથા વ્યાસસિદ્ધાંતના બોધક
એવા સહજાનંદ સ્વામી હતા.'

■ કિશોરલાલ ઘ. મશરૂવાળા





ભગવાન સ્વામિનારાયણ દ્વિશતાબ્દી મહોત્સવ ૧૭૮૧-૧૯૮૧
પ્રયોજક ■ બોચાસણવાસી શ્રી અક્ષરપુરુષોત્તમ સંસ્થા
અધ્યક્ષ ■ પ્રગટ બ્રહ્મસ્વરૂપ સ્વામી શ્રી નારાયણસ્વરૂપદાસજી (પ્રમુખ સ્વામી)

# જગદીશ જોષી

## ધીરુ પરીખ

આ સદીના આઠમા દાયકાના એક આશાસ્પદ કવિ જગદીશ જોષીનું અકાળ અવસાન એ કાવ્યરસિકો માટે વિષાદપ્રેરક ઘટના છે. ૧૯૭૮ના સપ્ટેમ્બરની ૨૧મીએ જેમનું અવસાન થયું હતું તે જગદીશ રામકૃષ્ણ જોષીનો જન્મ ઈ. ૧૯૩૨ના ઑકટોબરની ૯મી તારીખે થયો હતો. ૧૯૫૩માં બી. એ.ની ઉપાધિ ઑનર્સ સાથે પ્રાપ્ત કર્યા પછી એઓ વધુ અભ્યાસ માટે યુ. એસ. એ. ગએલા. ત્યાંથી શિક્ષણશાસ્ત્રની એમ. એ. એડ.ની ઉપાધિ મેળવ્યા બાદ એઓ મુંબઈ આવ્યા અને કોટ વિસ્તારની બઝારગેટ હાઈસ્કૂલના આચાર્ય તરીકે સેવાઓ આપતા રહ્યા. આમ, શિક્ષણ એમના સતત રસનો વિષય રહ્યો હતો. આથી જ એઓ અનેક શૈક્ષણિક પ્રવૃત્તિઓ અને સંસ્થાઓ સાથે સહજરીતે સંકળાયેલા હતા. મહારાષ્ટ્ર આચાર્ય સંઘની કેન્દ્રીય સમિતિના તેઓ લાંબા સમયથી સભ્ય હતા. ૧૯૬૫ થી ૧૯૭૦ દરમિયાન એમણે મુંબઈ આચાર્ય સંઘના સભ્ય–પ્રમુખ–ઉપપ્રમુખ-મંત્રી તરીકે કામગીરી બજાવી હતી. વળી, ૧૯૬૯ થી ૧૯૭૫ સુધી મુંબઈ યુનિવર્સિટી સૅનેટના એઓ ફેલો પણ હતા. આ ઉપરાંત ૧૯૭૪માં એઓ વર્લ્ડ એડ્યુકેશન ફેલોશિપની આંતરરાષ્ટ્રિય પરિષદના કૉન્ફરન્સ–સેક્રેટરી પણ બન્યા હતા. ૧૯૬૨થી મુંબઈ રાજ્યમાં ગુજરાતીનાં પાઠ્યપુસ્તકોના એમના સહસંપાદન નીચે ૧૦ થી ૧૫ પાઠ્યપુસ્તકો તૈયાર થયાં હતાં. મુંબઈની વિવિધ સામાજિક-સાંસ્કૃતિક સંસ્થાઓ સાથે પણ તેઓ સક્રિયરીતે સંકળાયેલા હતા.

પણ જગદીશભાઈને સાહિત્યમાં અને એ નાતે માણસમાં અથવા માણસમાં અને એ નાતે સાહિત્યમાં પરમ રસ હતો. એમની સાથેની મારી કેટલીક અંગત મુલાકાતોમાં એમની જે વિશુદ્ધ માનવપ્રીતિ અને પરિશુદ્ધ સાહિત્યપ્રીતિ પ્રકટતી મેં જોઈ છે તે મારે માટે ચિરસ્મરણરૂપ છે. એમનું હૈયું અતિ સંવેદનશીલ હતું. એમનું શીલ અતિ પરિષ્કૃત હતું. આ બન્નેનો મેળ એમની કવનપ્રવૃત્તિમાં બેસી ગયો!

એમનાં કાવ્યોએ પ્રતિષ્ઠિત સામયિકોમાં પ્રકટ થતાંની સાથે જ એમાંની હૃદયસંપત્તિને લઈ અનેક ભાવકોનું ધ્યાન ખેંચ્યું હતું. એમના ત્રણ કાવ્યસંગ્રહો પ્રકટ થયા છે: 'આકાશ' (૧૯૭૩), 'વમળનાં વન' (૧૯૭૬) અને મરણોત્તર સંગ્રહ 'મોન્ટા–કૉલાજ' (૧૯૭૯). એમના બીજા કાવ્યસંગ્રહ 'વમળનાં વન'ને ગત વર્ષનું સાહિત્ય અકાદમીનું પારિતોષિક પણ મળ્યું હતું; એ જ સંગ્રહને 'ન્હાનાલાલ પારિતોષિક' અને 'ઉમા-સ્નેહરશ્મિ પારિતોષિક' પણ પ્રાપ્ત થયાં હતાં.

કવિતાનાં વિવિધ સ્વરૂપોમાં એમણે કલમ ચલાવી છે અને કેટલેક સ્થાને તો પંક્તિમાં એ કલમને ચગાવી પણ છે. જેમ કે —

'ખોબો ભરીને અમે એટલું હસ્યાં
કે કૂવો ભરીને અમે રોઈ પડયાં.'
('વમળનાં વન' પૃ. ૧૫)

આમ, જગદીશભાઈમાં આખેઆખ્ખાં કાવ્યોની સંખ્યામાં સુંદર પંક્તિઓની સંખ્યા ચઢી જાય તેમ છે. ગીતોમાં એમણે તળપદા ઢાળોની સાથે લાંબા-ટૂંકા લયના પ્રયોગો પણ કરી જોયા છે. ભાવ અને અભિવ્યક્તિનું સુધટ્ટ પોત જ્યાં વણાયું છે ત્યાં સુંદર પરિણામો પણ મળ્યાં છે. એમાં નૂતન ભાવવિશ્વ છે તો પુરાતન ભાવસૃષ્ટિ પણ છે. કુદરત અને પ્રણયની સાથે પ્રભુને વિષય બનાવતાં ગીતો પણ તેમણે આપ્યાં છે. એમાં આનંદ છે તો અવસાદ પણ છે. પરન્તુ આ બધું જ્યાં અભિવ્યક્તિનો નૂતન અને માતબર પટ પામ્યું છે ત્યાં આસ્વાદ્ય પરિણામો નિપજાવી શક્યું છે. 'એક હતી સર્વકાલીન વારતા'ની આ પંક્તિઓ જુઓ:

"માનો કે હોઠ સ્હેજ મ્હોરી ઊઠ્યા
ને છાતીમાં મેઘધનુષ ફોરી ઊઠ્યા

પણ બળબળતી રેખાનું શું?
આકાશે આમ ક્યાંક ઝૂકી લીધું
ને ફૂલોને 'કેમ છો?' પૂછી લીધું
પણ મૂગી આ વેદનાનું શું?

('વમળનાં વન', પૃ. ૧)

એમણે ગઝલોમાં બંધની દૃષ્ટિએ પરંપરાગત વલણ અપનાવ્યું છે તે એમની ગઝલો વાંચતાં અછતું રહેતું નથી. પણ અભિવ્યક્તિની તાજપ ત્યાં આહ્‌લાદક નીવડે છે. ત્યાં પણ વેદનાની અભિવ્યક્તિ ધ્યાનાર્હ બને છે:

'થાપા કરી દીવાલમાં ચહેરા જડયા અમે,
ઉંબરને ભીની પાનીથી નાતો નથી રહ્યો.'

('વમળનાં વન', પૃ. ૭૪)

છંદોબદ્ધ રચનાઓ પણ એમણે આપી છે. છંદની સફાઈ એમાં કદાચ વધુ ધ્યાન ખેંચે છે. એમણે ગદ્યમાં સૉનેટ રચવાનો પ્રયોગ કર્યો છે તેમાં તે કાવ્યસ્વરૂપ માટે સહજ એવી પદ્યની અનિવાર્યતાની સમજ કરતાં પ્રયોગનો ઉત્સાહ વધુ પ્રતીત થાય છે.

એમનાં ગદ્યકાવ્યો કદાચ વધુ સફળ રહ્યાં છે. એમાં આધુનિક સંવેદનાની અભિનવ અભિવ્યક્તિ ચિત્તને આકર્ષ્યા વગર રહેતી નથી. અનેક કૃતિઓ એમાંની સંવેદનાની તીવ્રતા, ભાષાશૈલીની સૂઝ, ગદ્યાનુરચુત વાગ્લયનો સમુચિત ઉપયોગ વગેરેને કારણે કેવળ કાવ્યાભાસી ગદ્યખંડો બનતાં બચી ગઈ છે. અન્યત્ર બને છે તેમ અહીં પણ ગદ્યકાવ્યોમાં અલંકાર પ્રયુક્તિનો ખૂબ જ આશ્રય લેવાયો છે. 'Damn it all', 'ચાલો, આપણે', '–દોસ્ત' વગેરેમાં આ વાતની પ્રતીતિ થયા વગર રહેશે નહિ. જગદીશ જોષીએ સાંપ્રત રાજ્યસ્થિતિ અને માનવસ્થિતિનાં દર્શનથી જે વેદના અનુભવી છે તેને કેટલેક સ્થળે કટાક્ષથી પ્રકટ કરી છે. આ કટાક્ષ એ કેવળ છટકી જવાનો ખેલ નથી, બલકે એ વેદનામાં રગદોળાવાનો કીમિયો છે. આથી એમના કટાક્ષો અલિપ્ત ભાવે થયેલા મતિવ્યવહારો નથી, પરંતુ સંવેદનાલિપ્ત ગતિવ્યાપારો છે. "'Freedom At Midnight' વાંચ્યા પછી..." જેવી રચનામાં આ આસ્વાદી શકાશે. તો ક્યારેક ટૂંકી રચનાઓમાં એકાદ ફેન્સીથી એ આગળ વધતા નથી ત્યારે એમ પણ લાગે કે ત્યાં કેવળ ચાટૂક્તિથી વિશેષ કશું સધાયું નથી.

એમનો ત્રીજો કાવ્યસંગ્રહ 'મોન્ટા–કૉલાજ'માં આધુનિક ચિત્રશૈલીના અનુકરણરૂપે જે ૧૪ કાવ્યો મૂકવામાં આવ્યાં છે તેમાં જગદીશભાઈની પ્રયોગશીલતા આગળ તરી આવે છે. અંગત વેદનાના આધાર પર રચાએલી આ કૃતિઓ તેમાંનાં સંદર્ભો અને કલ્પન–પ્રતીક–અલંકાર પ્રયુક્તિના પ્રકાશમાં જોતાં બિનંગતની સીમા સુધી પહોંચવા મથતી જણાય છે. વિવિધ દૃશ્યોનાં સાદૃશ્યો રચી કવિએ નવી આકૃતિનું સંવેદન અને શબ્દનું સૌંદર્ય જન્માવવાનો અહીં પ્રબળ પુરુષાર્થ કર્યો છે તેમાં 'પાળિયા', 'બારીમાંથી' જેવાં સિદ્ધ પરિણામો પણ પ્રાપ્ત થયાં છે. અન્યથા વાગ્મિતા અને ચરપટિયા ગદ્યનો અતિરેક અનેક સ્થળે ખટકયા વગર રહેતો નથી.

સદ્‌ગત જગદીશ જોષીએ કાવ્યલેખન ઉપરાંત કાવ્યાસ્વાદનની પ્રવૃત્તિ પણ કરી છે. મુંબઈના 'જનશક્તિ' દૈનિકમાં 'એકાંતની સભા' નામક કૉલમમાં એમણે દર સપ્તાહે નીવડેલાં દેશી-વિદેશી કાવ્યોના આસ્વાદો નિયમિત કરાવ્યા હતા. કવિતાને ખોલી આપવાની એમની તત્ત્વાભિનિવેશી ભાવયિત્રી પ્રતિભા અહીં સુપેરે પ્રકટી રહી છે.

આમ, વિવિધ કાવ્યસ્વરૂપોમાં જૂના-નવા વિષયોને કેન્દ્રમાં રાખી સદ્‌ગત જગદીશ જોષીએ પરંપરા અને પ્રયોગ ઉભય રીતિએ કામ કર્યું છે. એમાંથી નીપજેલાં આસ્વાદ્ય પરિણામો કવિતા-ભાવકોને જરૂર સંતર્પક લાગ્યાં વગર રહેશે નહિ. પણ હજુ વધુ સમૃદ્ધ પરિણામોની એમણે જગવેલી અપેક્ષા એમના અકાળ અવસાનથી અધૂરી જ રહી ગઈ એ વાતનો અત્રે કેવળ રંજ કરવો જ રહ્યો.

*

ગુજરાતી કવિતાનું મુખપત્ર
હેમંત · વિ. સં. ૨૦૩૭ · નવેમ્બર-ડિસેમ્બર · ૧૯૮૦
સળંગ અંક ૧૩૮ · દ્વિજ અંક ૬૬

# કવિલોક

સંસ્થાપક · રાજેન્દ્ર શાહ
તંત્રી · ધીરુ પરીખ





**ચેસલવ મીલોહ્શ**

૧૯૮૦નું નોબેલ પારિતોષિક જેમને એનાયત થયું છે તે પૉલિશ કવિ

(કવિ પાસેથી 'કવિલોક' માટે પ્રાપ્ત કરેલી તસવીર)

## નવું લવાજમ

* ઘણાખરા ગ્રાહકોનું લવાજમ આ અંક સાથે પૂરું થાય છે. આપનું લવાજમ પણ જો આ અંક સાથે પૂરું થતું હોય તો ૧૯૮૧ના વર્ષ માટે રૂપિયા પંદર સત્વરે મોકલી આપશો.
* લવાજમ જો ચેકથી મોકલો તો બૅંક-કમિશનના રૂપિયા બે ઉમેરીને જ મોકલશો.
* શિક્ષણ સંસ્થા, ગ્રંથાલય કે વ્યક્તિ માટે આજીવન લવાજમ રૂપિયા ૧૫૧ છે.

## કાવ્યસત્ર વિશેષાંક

'બુધ-કવિતા-સભા' અને 'કવિલોક'ના ઉપક્રમે તા. ૧૦–૧૧ જાન્યુઆરી ૧૯૮૧ના રોજ ગાંધીનગર ખાતે યોજાયેલા પાંચમા કાવ્યસત્રમાં વંચાયેલાં પેપરો જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૮૧ના શિશિર અંકમાં પ્રકટ કરવામાં આવશે. એ પ્રસંગે યોજાયેલ કવિસંમેલનમાં રજૂ થયેલી અપ્રકટ કાવ્યરચનાઓ પણ આ અંકમાં સમાવી લેવામાં આવશે. આ ઉપરાંત તસવીરો પણ ખરી જ. કાવ્યસત્રમાં ઉપસ્થિત રહેનાર કે અનુપસ્થિત રહેનાર સહુ કોઇને માટે આ અંક સાચવી રાખવા જેવું સંભારણું બની રહેશે.

ગ્રાહકોને નિયત લવાજમમાં જ આ અંક મળશે.

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • હેમંત • ૨૦૩૭ • સળંગ અંક ૧૩૮ • દ્વિજ અંક ૬૬

નવેમ્બર–ડિસેમ્બર ૧૯૮૦

**કાવ્યો**



**અનુવાદ**



તંત્રી • ધીરુ પરીખ

**લેખો**



**આવરણ છવિ : અશ્વિન મહેતા**

વાર્ષિક લવાજમ રૂ. ૧૫ • છૂટક નકલ રૂ. ૨-૫૦

આજીવન લવાજમ રૂપિયા ૧૫૧

સલાહકાર
રાજેન્દ્ર શાહ • નિરંજન ભગત

◖ લવાજમ મોકલવાનાં સ્થળ : (૧) C/o કુમાર કાર્યાલય લિમિ. રાયપુર અમદાવાદ-૧. (૨) વિજય સ્ટોર્સ ૬૨, કલ્યાણભવન, રિલીફ-રોડ, અમદાવાદ-૧, યા સ્ટેશનરોડ, આણંદ. (૩) ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨ ◖ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ ઑક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં — પ્રકટ થાય છે. ◖ દેશમાં વાર્ષિક રૂ. ૧૫, પરદેશમાં રૂ. ૩૫ યા પા. ૨-૫, અમેરિકામાં રૂ.૫૦ યા ડૉ. ૬;

તંત્રી સાથેના પત્રવ્યવહારનું સરનામું:
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ–૩૮૦ ૦૦૯

મુદ્રક અને પ્રકાશક: ધીરુ પરીખ
મુદ્રણસ્થાન:
કુમાર પ્રિન્ટરી • ૧૪૫૪ રાયપુર • અમદાવાદ-૧

હેમંત · વિ. સં. ૨૦૩૭ કવિલોક નવેમ્બર-ડિસેમ્બર ૧૯૮૦

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ॥

## કાવ્યમાં શબ્દ

મોટા કવિઓ શબ્દકોશમાં છુપાયેલા શબ્દોને ઉપયોગમાં લે છે, તેને પ્રચલિત કરે છે. અહીં પ્રશ્ન થાય કે કવિના શબ્દ અને શબ્દકોશના શબ્દ વચ્ચે ભેદ ખરો? આપણે વિવેચનમાં સાહિત્યભાષા અને વ્યવહારભાષાની ચર્ચા કરીએ છીએ. સાહિત્યભાષા એ કોઈ અલાયદો પદાર્થ નથી. એ સાચું છે કે વ્યવહારની જેમ સાહિત્યમાં ભાષા વપરાતી નથી. અવગમન (communication) સધાય એટલે વ્યવહારભાષાનું પ્રયોજન પૂરું થાય છે. શબ્દનો અર્થ શબ્દકોશમાં હોય એટલો જ થાય છે? આપણે જાણીએ છીએ કે સામાન્ય માણસ પણ (તેની જાણ બહાર) થોડી કવિતા કરી લેતો હોય છે. તેનો હેતુ વાક્યને વિશેષ ધારદાર–અસરકારક બનાવવાનો હોય છે. એ હેતુ બરાબર સધાય છે ત્યારે તેને આનંદ થાય છે.

ભાષા સામાજિક વારસો છે. ભાષાના શબ્દો જ આપણે વ્યવહારમાં તથા કાવ્યમાં પ્રયોજીએ છીએ. કાવ્યના સંદર્ભને કારણે કેટલીક વાર કાવ્યનો શબ્દ કોશગત અર્થ ત્યજી દે છે. પ્રશ્ન થશે કે કાવ્ય શું છે? હૃદયની રસવૃત્તિ, સજ્જતા, તીવ્ર સંવેદનશીલતા અને અભ્યાસની ભૂમિકા પર કોઈ ધન્ય ક્ષણે કવિ કાવ્ય લખે છે. કવિનું હૃદય વધુ સંવેદનશીલ હોય છે, તેનો પ્રતિભાવ તીવ્ર હોય છે. કાવ્યસર્જનની ક્ષણે કવિ આ વિશ્વમાં હોવા છતાં તેની પાર પહોંચી જાય છે. તે સ્થળકાળથી પર બને છે. તેનાં કરણો એકાકાર થાય છે, તે અદ્ભુત સ્વતંત્રતા અનુભવે છે અને પોતે પ્રગટ થાય છે—સૃષ્ટિના સર્જન વેળા સ્રષ્ટા પ્રગટ થયા હશે તે રીતે. મેક્‌નીસે કહ્યું છે તેમ Poetry does not mean it has to be. કવિના subconsciousમાં બધું સંમિલિત થાય છે અને પછી અભિવ્યક્ત થાય છે. આ અભિવ્યક્તિમાં જે શબ્દ પ્રગટ થાય છે તેની ચર્ચા આપણે કરવાની હોય છે.

યશવન્ત શુક્લ

('અધીત ચાર'માંથી)

# કાવ્યાભિમુખતા

(ગતાંકથી પૂરું)

યશવન્ત ત્રિવેદી

## કલ્પનતંત્ર–અલંકારો

કલ્પનતંત્રની કાવ્યોપયોગિતા તેમ જ કાવ્યક્ષમતા પર કાવ્યની પરિભાષામાં અલંકારતંત્ર, કલ્પન, માનસચિત્ર, કલ્પનઝૂમખાં, કલ્પનતરાહો, વિવિધ અલંકારો, પ્રતીક, ઇત્યાદિ સંજ્ઞાઓ સ્પષ્ટ રીતે પ્રયોજનપુરઃસર સમાવિષ્ટ થયેલી તેમની ઉત્પત્તિ અને વર્તમાન સ્થિતિ વિશે જરૂરી ઊહાપોહ આ સ્થળે કરવો જોઈએ.

'અલંકાર' શબ્દ શણગાર–આભૂષણ તરીકે કાવ્ય-શાસ્ત્રમાં સ્વીકૃત થયો છે. કાવ્ય પરત્વે તેને પ્રાચીન ભારતીય કાવ્યમીમાંસકોએ દેહની શોભા વધારનાર તત્ત્વથી માંડીને કાવ્યાત્મા ધ્વનિને ઉપકારક–કાવ્યતત્ત્વ તરીકે માન્ય રાખ્યો છે. આ ઐતિહાસિક તથ્યના ગુણદોષની ચર્ચા કરવાની સાથોસાથ 'અલંકાર' કાવ્યનાં બધાં તત્ત્વો જોડે ઓતપ્રોત થઈને કેવી રીતે કાવ્યોપકારક બને છે તે દર્શાવ્યું છે. અલંકારો કળાકૃતિની સુરેખ સંરચનામાં ઓતપ્રોત હોય છે અને કળાકૃતિની સમગ્રતામાં ઓગળી ગયેલા હોય છે એવા સમગ્ર શિલ્પથી બહારના આગંતુક પદાર્થ લેખે તેમને વિશે વિચારી શકાય નહીં એટલે અલંકારોનું 'શાસ્ત્ર' બનાવીને એને અનેકાનેકની સંખ્યામાં વિભાજિત વર્ગીકૃત કરવાની કે એના કોઠા તૈયાર કરવાની મનોદશા બહુ સ્વાગતાર્હ જણાતી નથી.

'અલંકારની' પ્રક્રિયામાં કલ્પના અને સ્મૃતિસાહચર્યો અગત્યનો ભાગ ભજવે છે. કોઈ પણ પ્રકારનું કલ્પનતંત્ર કે અલંકારજન્ય પ્રતીકયોજના કલ્પના વ્યાપાર દ્વારા જ શક્ય બને છે. વર્તમાન અનુભવના અને ભૂતકાળના અનુભવના સહયોગના ઓછા કે વધુ સામીપ્યના પ્રમાણમાં જુદા જુદા અલંકારોનું સર્જન થાય છે. અલંકારઘટના પ્રક્રિયામાં માનવચિત્તમાં નિગૂઢ પૂર્વાનુભવના સંસ્કારો કે માનસચિત્રો હાલના અનુભવના સાદૃશ્યે કે વિરોધે જાગ્રત થાય છે અને જૂનાંનવાં માનસચિત્રોના સંયોજનથી કોઈક ત્રીજું નવું જ ચિત્ર પ્રગટે છે. આમ, અલંકાર ઘટનામાં અનેક સ્તરે પ્રસ્તુત–અપ્રસ્તુતનો સંબંધ સ્થપાય છે.

અલંકારતંત્ર શાબ્દિક ક્રિયા છે અને શબ્દના ઉપયોગ દ્વારા ભાવકની કલ્પનાને સંકોરીને, સર્વેન્દ્રિયોની ગતિ-શીલતાનો અનુભવ કરાવે છે ત્યારે કવિ કલ્પન વાપરે છે પણ ભાષાની અંદર, મનમાં ઉત્પન્ન થયેલાં કલ્પનોનો નિર્દેશ અલંકાર દ્વારા થાય છે. ભાષાના શબ્દો પણ ઐન્દ્રિયક (sensuous) સંસ્કારોને નિર્દેશે છે.

અલંકારોની વ્યાખ્યા અને પ્રકારના પ્રશ્ને એની મૂલગત વિચારણા કરીને એને ઉકેલ્યો છે. કલ્પનને માનસિક કલ્પન, ભાષાલંકાર લેખે-વપરાતા કલ્પનતંત્ર અને તર્કાતીત સત્યના મૂર્તસ્વરૂપ તરીકે વ્યાખ્યાબદ્ધ કરીને શાબ્દિક કે આલંકારિક, રૂપકનિર્ભર અને પ્રતીકાત્મક કલ્પનતંત્રની ચર્ચા કરવી જોઈએ. એ પછી માનસિક કલ્પનતંત્ર, આલંકારિક કલ્પનતંત્ર અને પ્રતીકાત્મક કલ્પનતંત્રના પારસ્પરિક સમ્બન્ધોની તથા તેમનાં તુલનાત્મક મૂલ્યોની છણાવટ હાથ ધરાય. માનસિક કલ્પનતંત્ર દૃશ્ય, શ્રુતિ, ઘ્રાણ, રસ, સ્પર્શ, આંદોલન વગેરેને સ્પર્શે છે અને તેમાં કવિની કલ્પનાશક્તિ અને સર્ગશક્તિ સબળ અને સફળ રીતે ઝળકે છે. એનું સાહિત્યિક અને શૈક્ષણિક મૂલ્ય પણ ઘણું છે. અલંકારનું મહત્ત્વનું કાર્ય અમૂર્તને ઐન્દ્રિયક આકાર આપવાનું છે. આ કાર્ય એ બહુરૂપી બનીને અનેક સંખ્યામાં વિભાજિત થઈને કરે છે. ભારતીય કાવ્યશાસ્ત્ર–અલંકારશાસ્ત્રમાં અલંકારનો આંકડો એક વખતે તો ૧૬૮ પર પહોંચ્યો છે. પ્રાશ્ચાત્ય

અલંકારશાસ્ત્રમાં ઉદાત્ત પ્રકટીકરણ માટે યથાયોગ્ય અલંકાર પ્રયોજના અનિવાર્ય ગણાઈ છે. એરિસ્ટોટલ-લૉન્જાઈનસથી માંડીને છેક ક્રોચે અને એલિયટ સુધીના સાહિત્યમીમાંસકોએ અલંકારની બારીકાઈથી ચર્ચા-તપાસ કરી છે. પાશ્ચાત્ય અલંકારશાસ્ત્રે સ્વીકારેલા મુખ્ય ૭ અલંકારભેદોનો ઉલ્લેખ કરીને એ અલંકારઘટનામાં રહેલા સાદૃશ્ય, વૈષમ્ય, અતિશયોક્તિ, વિપર્યય, આદિ ખ્યાલોની વિચારણા કરી છે. અને આખી અલંકારપ્રક્રિયામાં સહોપસ્થિતિ (juxtaposition) નો ખ્યાલ કેન્દ્રિય વિભાવના રૂપે પ્રવર્તે છે તે દર્શાવ્યું છે.

'કલ્પનતંત્ર', સંજ્ઞા બધા અલંકારો પરત્વે પ્રયોજી છે. બદલાતા સાહિત્યિક સંદર્ભમાં 'અલંકાર' વિવેચનની ચાવીરૂપ 'સંજ્ઞા' બન્યો છે. અને એ ચર્ચામાં રૂપક, પ્રતીક અને પુરાકલ્પનની મહત્ત્વની બાબત પણ નોંધવી જરૂરી ગણી છે; કારણ કે એ ત્રણે તત્ત્વોમાં ચડિયાતી એકત્રીકરણની શક્તિ છે.

કલ્પનવાદ અને ચક્રાવૃત્તિવાદ-imagism અને Vorticism ના ઐતિહાસિક અને સાહિત્યિક સંદર્ભમાં સમીક્ષા કરવી જરૂરી છે. ખાસ કરીને કલ્પનકેન્દ્રી અલંકારતંત્રમાં એમનું શું સ્થાન હતું તે જોવા-જાણવા માટે સાથેસાથે કલ્પનવાદ, કલ્પનતંત્ર, ચક્રાવૃત્તિવાદ આદિ સંજ્ઞાઓના અર્થ-પ્રયોજનનો ખુલાસો પણ પ્રસ્તુત કર્યો છે ને સ્પષ્ટ કર્યું છે કે હ્યુમ્સના 'સામ્યમૂલક દૃષ્ટાંત'થી એઝરા પાઉન્ડના 'કલ્પન' સુધી અને છેક નવી આકારવાદી વિચારણાઓ સુધી કેન્દ્રસ્થ રહેલા સ્થિરતા અને ગતિશીલતાના સમન્વયરૂપ 'આકાર' કે 'રૂપ' ના ખ્યાલની ચર્ચા અનિવાર્ય બની રહે છે.

## રૂપક

સાહિત્યની લાક્ષણિક ભાષાના મૂળભૂત રૂપ તરીકે 'રૂપક' જાણીતું છે. પાશ્ચાત્ય સાહિત્યમીમાંસામાં 'મેટાફર' જોડે પદાર્થોના ગુણસમૂહની 'અદલાબદલી' (transference) નો ખ્યાલ સંકળાયેલો છે. વાચ્યાર્થને અતિક્રમતી ભાષા આલંકારિક ભાષા છે. આલંકારિક કે લાક્ષણિક ભાષા પ્રયોજનપુરઃસર અભિધાની ભાષાને ખસેલ પહોંચાડે છે, જેથી એક પદાર્થને લાગુ પડતો શબ્દ બીજા શબ્દને લાગુ પડી શકે છે. આલંકારિક ભાષાની કાર્યપદ્ધતિ ભાષાકીય છે એટલે એની અસર ઘણી વ્યાપક હોય છે. ભાષાની ભંગિ અલંકારસાધક હોય છે અને રૂપકના કેટલાક અભ્યાસીઓએ રૂપકને બધા અલંકારોમાં મૂળભૂત ગણાવ્યું છે. પાશ્ચાત્ય અલંકારશાસ્ત્રના ત્રણ મુખ્ય અલંકારો – Simile, Synecdoche અને metonymyના મૂળમાં રૂપક રહેલું છે. આરોપણની કે અદલાબદલીની પ્રક્રિયા જ આ બધા અલંકારોને અનુપ્રાણિત કરે છે એ સ્પષ્ટ છે, પણ રૂપકના ખ્યાલના ઘડતરમાં કોઈ પણ સમયે ભાષાકીય અને સામાજિક દબાણો તેમજ એનો પોતાનો ઇતિહાસ ભાગ ભજવે છે. તેથી એનું કોઈ સ્વયંભૂ, શુદ્ધ, એકમેવ સ્વરૂપ નથી. એટલે રૂપકની પ્રક્રિયાને રૂપકઘટનાને તપાસવાનો રસ્તો જ ઉત્તમ લાગે છે.

ભારતીય સાહિત્યમીમાંસામાં પણ રૂપકના ખ્યાલમાં ઉપમા, ઉત્પ્રેક્ષા, અનન્વય, ઉપમેયોપમા, અતિશયોક્તિ આદિ સાદૃશ્યમૂલક ઔપચારિક અલંકારોનો સમાવેશ તો છે જ. પણ રૂપકને ભાષાની મૂળભૂત કાવ્યક્ષમ રીતિ સાધનાર પરિબળ તરીકે ભાષાની લક્ષણા નામની વૃત્તિ તરીકે પણ સ્થાન મળેલું છે. અલબત્ત, બધી લક્ષણા રૂપક નથી, પણ સાદૃશ્ય ઉપર નભતી ગૌણી સારોપા લક્ષણા જ રૂપકગત લક્ષણા છે. દણ્ડીના મતે અપહ્નુતિ, આક્ષેપ, વ્યતિરેક વગેરેનો પણ રૂપકમાં સમાવેશ છે. મમ્મટે રૂપકના આઠ પ્રભેદો પાડ્યા છે, જે સાંગ રૂપક, નિરંગ રૂપક અને પરમ્પરિત રૂપકના ત્રણ મુખ્ય પ્રકારો હેઠળ પ્રવર્તે છે.

રૂપકની પ્રક્રિયાનો સામાજિક, ઐતિહાસિક અને ભાષાકીય દૃષ્ટિએ વિચાર થઈ શકે—થવો જોઈએ. રૂપક કવિકર્મની અગત્યની નિશાની છે. એરિસ્ટોટલે રૂપકની પ્રક્રિયામાં 'ય' ને માટે ઉચિત પરિભાષામાં 'ક્ષ' ની વાત કરવી, એ વાત પર ભાર મૂક્યો છે. આ શબ્દના કે પદાર્થગત લક્ષણના સ્થાનાંતરણની (transference) ક્રિયા ચાર રીતે થઈ શકે.

રૂપકની વ્યાખ્યા આપવામાં એક પ્રયોગ લાક્ષણિક છે કે નહીં તેનો નિર્ણય કરવો પડે છે. રૂપકમાં સંબદ્ધ થતાં બે તત્ત્વો વચ્ચે જે અવકાશ છે તેને વિશેનો આપણો જે ખ્યાલ છે તેના પર જે કાવ્યાંતર્ગત રૂપકની રસપ્રદતા અને વચ્ચે ક્ષેત્રભેદ હોવો જરૂરી છે. આલંકારિક ભાષાનું સ્વરૂપ રૂપકના બે છેડા જોડવાની ક્રિયામાં જ સચવાય છે. ઉપમામાં વાચ્યાર્થથી નભી જાય છે. પણ રૂપકમાં વાચ્યાર્થગત અંતિમો હોય છે અને લક્ષ્યાર્થગત છેડાઓ હોય છે. સ્પષ્ટ એ કરવું ઘટે છે કે રૂપકના ઉપયોગથી જે અસર ઉત્પન્ન કરી શકાય છે તે કેવી રીતે ભાષાકીય સ્વરૂપ સાથે સંકળાયેલી છે. રૂપકને એક ભૌતિક સન્નિધિ કે તાત્કાલિકતા (immediacy) હોય છે. આનો અર્થ એ કે બોલચાલની ભાષાએ જે ભૌતિક ઘટનાઓને અને અનુભવોને અત્યાર સુધી નામ નથી આપ્યું તેમને અભિવ્યક્ત કરવા માટે પ્રભાવશાલિતાનો ખૂબ આધાર છે. ટૂંકમાં, ઉપમેય–ઉપમાન કે tenor–vehicle રૂપક ખાસ કરીને ઉપયોગી છે. ઊર્મિવિશ્વ માટે બલકે, ઊર્મિઓની દુનિયાને તો રૂપકની ખાસ જરૂર પડે છે કેમકે ઊર્મિઓ અંગેનું શબ્દભંડોળ પ્રમાણમાં બહુ ઓછું વિકસેલું છે. કાવ્યના કે કળાના visualizationને ભાવનમાં પણ રૂપક અતિ ઉપયોગી છે. રૂપકનું સ્વરૂપ અનિર્દિષ્ટને સંકેતિત કરવાનો અવકાશ આપે છે તેથી અનુમાન અને સૂચિતાર્થરૂપ વ્યંજનાને પુષ્કળ અવકાશ આપવાનું રૂપક માટે આસાન છે.

અસામાન્ય પરિસ્થિતિ તેમ જ અનામી ઘટનાઓ પહોંચી વળવા માટે ભાષાને વાપરવાનું રૂપક એ ઉત્તમ તત્ત્વ છે એમ કવિને લાગવાનું જ. આનું કારણ એ છે કે સંકેતની રૂઢ વ્યવસ્થા દ્વારા સંક્રમણ સાધવાની આવશ્યકતામાંથી રૂપક જ કવિને મુક્ત કરે છે. વળી આખી ભાષાના લગભગ દરેક ક્ષેત્ર કે પ્રદેશનો ઉપયોગ કરવાની છૂટ રૂપક કવિને આપે છે. રૂપક પ્રયોજવાને બીજો ફાયદો એ છે કે નવું રૂપક જૂનાં કે મૃતઃપ્રાય રૂપકો સાથે ક્રિયાપ્રક્રિયા કરીને કેટલીક નવી અસરો પ્રાપ્ત કરી લે છે

કાવ્યનું બંધારણ અને કવિની વાણીની વિવિધ રીતે સાથે રૂપકનો પ્રશ્ન ગાઢ રીતે સંકળાયેલો છે. કવિતાની સામાન્ય યોજના સાથે કલ્પન અને રૂપકનો સંબંધ સ્વીકારાયેલો છે.

પ્રવર્તમાન વિવેચન રૂપકને લોકોત્તર વાસ્તવિકતાની ડોકાબારી ગણે છે, પણ બહુવિધ સંબંધોના ઉત્પત્તિસ્થાન તરીકે રૂપકની ખ્યાતી છે. સંરચનાવાદી (structuralist) અભિગમમાં પણ રૂપક પ્રસ્તુત જણાય છે, કેમ કે વિવિધ રચનાતરાહો અને રચનાના વિવિધ ઘટકો વચ્ચે તંગદિલી નિર્માણ કરવામાં રૂપકની બહુ મોટી ભૂમિકા છે. રૂપક કોઈ એક વસ્તુ નથી, પણ 'મૅકબેથ' નાટકમાં આવતી ત્રણે ત્રણ ડાકણોનો સરવાળો છે.

તાદૃશતા સાધવા માટે, અશ્લીલતા ટાળવા માટે, વસ્તુને બહુ મોટી બતાવવા માટે, વસ્તુને બહુ નાની બતાવવા માટે અને કાવ્યને શણગારવા માટે રૂપક કાર્યસાધક છે એવો મત એક પ્રાચીન આલંકારિકે આપેલો છે. આ મતની નવજાગૃતિકાળના આલંકારિકો પર ખૂબ અસર થઈ હતી. સત્તરમી સદીના પાશ્ચાત્ય કવિનાં રૂપકો સભાન રીતે કૃત્રિમ છે, સેન્દ્રિય રીતે તાદૃશ નહીં, પણ ઔપચારિક ઉત્કૃષ્ટતાથી વાચકને રિઝવવા માટે વપરાયાં છે. એલિઝાબેથ યુગની અંગ્રેજી કવિતામાં રૂપક

આપણા ચિત્તમાં જે નામ વિનાની ભાવાત્મક સામગ્રીનો, આદિકાળથી સંચિત થતો આવતો પુંજ પડ્યો છે તેને – સતત ગતિશીલ તરાહો, આંતરિક અનુભવોની શબલતાઓ અને સંકુલ સૂક્ષ્મતાઓ, વિચારો તેમ જ ચિત્તછાપો સાથે લાગણીઓની ક્રિયાપ્રતિક્રિયા, સ્મૃતિઓ અને સ્મૃતિઓના પ્રતિધ્વનિઓ, સંચારી તરંગો કે એનાં લિસોટારૂપ ચિહ્નો – આ બધાંને વ્યક્ત કરવાના કોઈ પણ પ્રયત્નમાં ભાષા નિષ્ફળ નીવડી છે. ખાસ કરીને લાગણીઓની બાબતમાં–લાગણીઓના ખરેખરા પ્રવાહ અને તેની સમતુલાને એનું મનોગ્રાહ્ય 'સ્વરૂપ' કે' લક્ષણ' બરાબર સમજીને વ્યક્ત કરવાની બાબતમાં એને શબ્દ-બદ્ધ કે વ્યાકૃત કરવાની બાબતમાં ભાષા તદ્દન અપૂરતી જણાઈ છે. આ તબક્કે શબ્દથી અવાચ્ય બાબતોના વિવરણને વિલક્ષણ રીતે અનુકૂળ બને છે પ્રતીકયોજના (symbolism). આ બીનામાં જ 'લાગણીશીલતા' અને બૌદ્ધિકતા તેમ જ 'વૈજ્ઞાનિકતા'ના મિલનની અપૂર્વ ઘટના રહેલી છે.

પ્રતીકની જોડે અર્થનો પ્રશ્ન સંકળાયેલો છે. સુઝેન લેંગર કહે છે કે બધાં અર્થગત કાર્યોની નીચે પ્રવર્તતી તાર્કિક તરાહો, વિભાજનનો એક નવો જ સિદ્ધાંત સૂચવે છે. ચિહ્નો એ પ્રતીકોથી તાર્કિક રીતે જુદાં છે, ચિંતનાત્મક અને પ્રતિનિધાનાત્મક તરાહો સ્વરૂપગત-આકારગત તફાવત દાખવે છે. ભાષા, ક્રિયાકાંડ, પુરાકથા અને સંગીત–આ ચાર, ખરેખરી પ્રતીક – યોજનાના અભ્યાસ માટે મધ્યવર્તી વિષયો છે. ખરું ધ્યાન તો માનવવાણીના આવિષ્કારમાં 'પ્રતીક'નું મહત્ત્વનું સ્થાન દર્શાવવા તરફ આપવું ઘટે છે.

સાહિત્યિક રચનામાં 'પ્રતીક' ની સંજ્ઞા વિવેચનના ઓજાર તરીકે અને કવિના આકારનિર્માણના કાર્યમાં દ્વિવિધ રીતે સપ્રયોજન છે. આમાં વિવેચન વિશ્લેષણા-ત્મક છે અને કાવ્ય સંયોજનાત્મક છે એટલે એમાં 'પ્રતીક' શબ્દ એનો એ જ હોવા છતાં એનાં કાર્યો ભિન્ન ભિન્ન છે. આ અંગે નોર્થોપ ફ્રાયની ચર્ચા ઉપયોગી છે.

પ્રતીક કલ્પનરૂપે પ્રવૃત્ત થાય છે. વળી, પ્રતીકની અવેજીમાંય કલ્પન આવે છે. બલ્કે વારંવાર પ્રયોજાતું કલ્પન 'પ્રતીક' બની જાય છે. પ્રતીકને આદિ પ્રકૃતિ (archetype) કે વિશિષ્ટ આવર્તનયુક્ત કલ્પનની સંજ્ઞા પણ આપી શકાય તેમ છે. આદિ સ્વરૂપ કે આદિમ પ્રકૃતિના પ્રતીકની મદદથી સાહિત્યિક અનુભૂતિનું સમાકલન સરળ બને છે.

પ્રતીકનું એક બીજું પણ રૂપ છે, કાર્ય છે. કેટલાંક પ્રતીકો, બધા જ માણસો માટે સામાન્ય હોય એવાં કલ્પનો છે, અને એટલે જ તે પ્રતીકોમાં સંભવતઃ અમર્યાદિત સંક્રમણશક્તિ હોય છે. આદ્યરૂપો જો સંક્રમણા-ત્મક પ્રતીકો હોય અને એ આદ્ય રૂપોનું એ કોઈ કેન્દ્ર હોય તો એ કેન્દ્ર પર સર્વદેશીય પ્રતીકોના સમુદાયની ખોજ થઈ શકે.

પોતીકાપણાની ખોજમાંથી પ્રાપ્ત પરિસ્થિતિના અસંતોષમાંથી ફૂટેલી કવિતા-પ્રવૃત્તિ પ્રતીકવાદના મૂળમાં રહેલી હતી. પ્રબળ સિસૃક્ષા સૂક્ષ્મતા સિદ્ધ કરવા મથે ત્યાં પ્રતીકાત્મક તીવ્ર સાંકેતિકતાવાળી ઈબારત ઉત્પન્ન થાય. આપણે ત્યાં પણ પ્રાચીન સાહિત્યમાં તેમ જ મધ્યકાલીન સાહિત્યમાં પ્રતીકાત્મક વલણો ધરાવતી કાવ્યકૃતિઓ મળે છે. રાધાકૃષ્ણનાં ભાવ-પ્રતીકો લઈને વિદ્યાપતિ, જયદેવ, કબીર, મીરાં, નરસિંહ, દયારામ આદિએ પદો રચ્યાં છે. 'હંસલો', 'પારેવું', 'સર્પ' વગેરેનાં પ્રતીકો જાણીતાં છે. રવીન્દ્રનાથમાં તથા ગુજરાતી કવિતામાં ન્હાનાલાલથી પ્રતીકરચનાઓ સાંપડતી જાય છે, જે નિરંજન–પ્રિયકાન્તમાં અને તેમની પછીની કવિતામાં બળવાન અભિવ્યક્તિ પ્રાપ્ત કરે છે.

## અન્તર્ગત અને આકાર

કાન્ટે સ્થળ અને સમયને સંદર્ભે અંતઃસ્ફુરણના અનુભવ-પૂર્વ (a-priori forms) 'આકારો'ની વિશદ ચર્ચા કરી છે. આ આકારોના અભ્યાસને જ કાન્ટ અનુભવાતીત સૌન્દર્યશાસ્ત્ર (transcendental aesthetic) કહે છે. કાન્ટની આ વિચારણા આપણને કળાકૃતિની તપાસમાં આકાર-વિભાવના અને આનંદ-મીમાંસા પરત્વે ઉપયોગી છે. કાન્ટ માને છે કે ઐન્દ્રિય પદાર્થોની જેમ કલ્પનો પણ સમય અને અવકાશના આકારો નીચે રજૂ થતાં હોય છે અને એટલે તેમને આકાર અને અંતર્ગત પણ હોય છે. કેન્ટની આ આકારોની વિભાવનાને કેસિરેરે પ્રતીકાત્મક આકારો (symbolic forms)ની વિચારણા દ્વારા વધારે વ્યાપક સંદર્ભમાં વિકસાવી છે. અને કેસિરેરની આ પ્રતીકાત્મક આકારોની વિચારણાને સુઝેન લેંગરે પોતાની કલામીમાંસામાં વિશદતાથી ચર્ચી છે. લેંગર કહે છે કે મનુષ્યની લાગણીઓના, પ્રતીકાત્મક આકારો-રૂપો એ જ કળા છે.

સુંદર પદાર્થના મૂલ્યાંકન માટે રસકીયતા અનિવાર્ય છે. પણ લલિતકળા માટે પ્રાજ્ઞતા (genius) અનિવાર્ય છે. કાન્ટ કહે છે કે પ્રકૃતિની સુંદરતા એ સુંદર વસ્તુ છે, પણ કલાનું સૌંદર્ય એ પદાર્થનું સુંદર પ્રતિનિધિત્વ છે. વિભાવનાના સંયોજે રસકીય વિચાર એ કલ્પનાશક્તિનું પ્રતિનિધિત્વ છે.

આપણી ભાષામાં 'આકૃતિ', 'આકાર', 'સ્વરૂપ', 'ઘાટ', 'રૂપ', વગેરે સંજ્ઞાઓ અંગ્રેજી સંજ્ઞા 'ફૉર્મ' માટે યોજાઈ છે, જ્યારે 'સામગ્રી', 'વસ્તુ', 'સંભાર', 'અંતર્ગત' અને 'અંતરતત્ત્વ', એ સંજ્ઞાઓ 'કન્ટેન્ટ' માટે પ્રયોજાઇ છે. આ સંજ્ઞાપ્રયોજનાને દાર્શનિક, આલંકારિક અને કોશ-પરંપરાનો ટેકો મળે છે. આ બે સંજ્ઞાઓથી સૂચિત થતા વિભાવો કૃતિમાં સ્પષ્ટ રીતે અલગ તારવી શકાતા નથી, પણ તેમના દ્વારા કૃતિની howness અને Whatness અથવા આશય અને પ્રકટીકરણનો નિર્દેશ થાય છે. અલબત્ત, આશય અને આકાર પણ કળાકૃતિમાં અભિન્ન જ હોઈ શકે.

માર્ક શોરરનો વિખ્યાત લેખ 'ખોજ લેખે તંત્ર' (Technique as Discovery) આપણી ચર્ચામાં ઉપયોગી મદદ પૂરી પાડે તેમ છે. શોરર સૌન્દર્યને સ્થાને આકાર અને સત્યને સ્થાને અંતર્ગત યોજવાનું કહે છે. શોરર અનુભવને અંતર્ગત કહે છે અને સિદ્ધ અંતર્ગતને કળા કહે છે. આ બે વચ્ચેનો તફાવત જ ટેક્નિકનો છે. આમ, શોરરની વિચારણામાં ટેક્નિકની નવી જ ભૂમિકા ઊભી થાય છે. આ ટેક્નિકથી જ અંતર્ગતની ખોજ થાય છે. માત્ર ટેક્નિક જ કલાની સામગ્રીને વસ્તુલક્ષિતા અર્પે છે. ટેક્નિક પર ભાર મૂકતા માર્ક શોરર અંતર્ગતને પણ નિરાળી ભૂમિકાએ જુએ છે. શોરર જેને ટેક્નિક દ્વારા સિદ્ધ કરવાનું કહે છે તેને રશિયન આકારવાદીઓ યુક્તિ દ્વારા સિદ્ધ કરવાનું કહે છે; પણ શોરર ટેક્નિકથી સિદ્ધ થયેલા અંતર્ગતને પૂરતું મહત્ત્વ આપે છે.

કવિતાને અર્થગત 'અંતર્ગત' (Semantic content), ધ્વનિગત 'અંતર્ગત' (phonic content) ને લયગત 'અંતર્ગત' (rhythmic content) હોય છે. આને જ અર્થ, અવાજ અને લયની કવિતા કહે છે. પણ કવિતા એટલે જ અર્થ, અવાજ અને લય. કાવ્યમાં 'કન્ટેન્ટ' અને 'ફૉર્મ' પરસ્પર બદલી શકાય તેવી જ સંજ્ઞાઓ બની જાય છે.

આકાર ઉત્પાદ્ય છે કે ઉત્પાદક છે – એ પ્રશ્નની ચર્ચા માઇકેલ ઝેરાફાએ કરી છે. સાહિત્યકૃતિનો ઉત્પત્તિમૂલક (genetic) ખ્યાલ કરનાર વિદ્વાનો સાહિત્યકૃતિને ઉત્પાદ્ય માને છે; પણ ઉત્પત્તિનો ખ્યાલ કૃતિને પોતાને લાગુ પડે છે કે સમાજ અને તેની સંસ્કૃતિ ઉપર કૃતિએ ઉત્પન્ન કરેલી અસરને લાગુ પડે છે એ સમસ્યા છે. આ સમસ્યા પર એરિક ઓરબાકના સંશોધને સારો પ્રકાશ

ફેંકયો છે, જે સ્વરૂપવાદીઓને બહુ અનુકૂળ આવે એમ નથી.

ગુજરાતી સાહિત્યમાં આ વિષયની ચર્ચા થઈ છે. કળાકૃતિની રૂપરચના અંગે આથી એક નવી જ સભાનતા પ્રગટી છે, પ્રયોગશીલતા વરતાઈ છે અને પરિસ્થિતિ છેક આકારવિદ્રોહ પર્યંત પહોંચી છે. આની વિવિધ સ્વરૂપો સંદર્ભે તપાસ કરી શકાય.

મનોવિજ્ઞાન અને સ્વરૂપ વચ્ચે શો સંબંધ છે? મનોવિજ્ઞાન અહીં 'નાયક'ના માનસનું નહીં પણ પ્રેક્ષકના માનસનું સૂચન કરે છે. સ્વરૂપ અથવા આકાર એટલે ભાવકમાં કોઈક અપેક્ષા જન્માવવી અને એ અપેક્ષાને યોગ્ય રીતે પરિપૂર્ણ કરવી. પણ કળાકૃતિએ માહિતીના મનોવિજ્ઞાનને અનુરૂપ બનવાનું નથી. આથી જ સંગીત-સ્વરૂપના મનોવિજ્ઞાનની સૌથી વધુ નજીક છે. માહિતીના મનોવિજ્ઞાનમાં વિસ્મય અને કુતૂહલ (suspense) ઉપયોગી પદ્ધતિ બને છે. સ્વરૂપના મનોવિજ્ઞાનમાં વાક્‌લાલિત્ય (eloquence) ખપમાં લેવાય છે, સ્વરૂપગત ગુણોત્કૃષ્ટતા (excellence) પર મદાર રખાય છે. કાલિદાસ–શેક્સપિયરની કૃતિઓ 'ખ્યાત–વસ્તુ' પર મંડિત હતી તેથી તેના કથાવસ્તુમાં કુતૂહલ નહીં પણ સ્વરૂપગત ગુણોત્કૃષ્ટતા (excellence) વાક્‌-લાલિત્ય (eloquence) વૈશિષ્ટ્યસાધક બન્યાં છે.

કાવ્યમાં થીસીસ, એન્ટિથીસીસ અને સિન્થેસીસનું હેગલના મતને અનુસરતું, સ્વરૂપ હોય છે. આ સ્વરૂપ-સિદ્ધિમાં કાવ્યગત ધ્વનિ, તર્ક, ઊર્મિ–બધાં જ તત્ત્વો કારણભૂત બને છે. ખરેખર તો કાવ્યનાં બધાં જ ઘટકો સ્વરૂપગત હોય છે.

કવિની જટિલતમ સમસ્યા લાગણીની ઉત્કટતાની શાબ્દિક અભિવ્યક્તિ સાથે સંબદ્ધ હોય છે. આનો ઉકેલ અસામાન્ય ભાષાપ્રયોજનમાં મળે છે. બીજો માર્ગ ઔપચારિક ભાષા–રમત–વિશિષ્ટ શૈલી આવી જ ભાષા-સિદ્ધિ છે. 'સ્વાભાવિક' અને 'સરળ' ભાષા પણ એક કવિયુક્તિ જ છે. ભાષામાં અત્યંત અટપટા સ્વરૂપગત સંબંધો હોય છે. કાવ્ય માત્ર વિધાનોનો સંગ્રહ નથી, પણ એક નાટ્યાત્મક પ્રક્રિયા છે જેના અભિનયકારો છે એનાં લય, છંદ, ધ્વનિ–આવર્તનો વગેરે. બહકે ભાષાગત કવિકર્મને નિર્દેશતા આપણા વિવેચન પાસે પૂરતી સંજ્ઞાઓ નથી. સફળ કાવ્યમાં કોઈ બિંદુ પ્રતિ ગતિ હોય છે અને ત્યાં પહોંચવાની ક્ષણે, પહોંચી ગયાની જાણની અનુભૂતિ સમાયેલી છે. તાત્પર્ય એ કે સફળ કાવ્યથી સંચારિત થઈ રહેતી રસવૃત્તિઓએ કાવ્યની પરિસીમાઓની અંદર જ સંતોષાઈ રહે છે. સામાન્ય ભાષામાં થઈ શકે એવી ઉચ્ચતર કક્ષાની આકાર–રચના જો કોઈ પણ સંદર્ભે કાવ્યમાં ન હોય તો કાવ્ય રચાતું જ નથી.

## પુરાણકલ્પન

કોણ જાણે કેમ, પણ ગુજરાતી સાહિત્યવિવેચનમાં પુરાણકલ્પન (myth) વિશે નોંધપાત્ર કામ હજી સુધી થયું નથી. કદાચ વિવેચનને બાથ ભીડવી પડે તેવી સંસિદ્ધ પુરાકથામૂલક કૃતિ હજી આપણે ત્યાં સર્જાઈ નથી. વીસમી સદીમાં અંગ્રેજી ભાષાને ડબ્લ્યૂ. બી. યેટ્સ, એઝરા પાઉન્ડ, ટી. એસ. એલિયટ, ડબ્લ્યુ. એચ. ઑડેન જેવા અને એલન જિન્સબર્ગ, વૉલેસ સ્ટિવન્સ, રૉબર્ટ ગ્રેવ્ઝ, જેમ્સ જોયસ, રૉબર્ટ લોવેલ, વિલિયમ ફૉકનર, સિલ્વિઆ પ્લાથ, રેન્સમ જોન ક્રોવે જેવા સર્જકો મળ્યા જેમણે પુરાણકથા કે પુરાણકલ્પનનો કલાત્મક વિનિયોગ કરતી સમર્થ સર્જનાત્મક કૃતિઓ લખી. જેથી અંગ્રેજી ભાષામાં 'મીથ' વિષે પુષ્કળ લેખન–સંશોધન થયું. યુરોપીય સાહિત્યમાં પણ ગ્રીક સર્જકોથી માંડી છેક આધુનિક કાળના અલબેર કામૂ, સાર્ત્ર, અયોનેસ્કો, બેકેટ, કાફકા વગેરે સર્જકોએ પુરાણકલ્પનનો

સ્વરૂપને સંવેદન–સંક્રમણના શિખરે પહોંચાડયું તેથી યુરોપમાં આજકાલ પુરાણકથાની બોલબાલા છે. હમણાં હમણાં આપણો સર્જક પણ આ દિશામાં કામ કરવા લાગ્યો છે. વાર્તાઓ અને કાવ્યોમાં થોડા પ્રયોગો મળ્યા છે.

પુરાકથામાં અનેક યુગોની સંવેદના પ્રકટ કરવાની તાકાત હોય છે. કલ્પન, પ્રતીક, રૂપક અને allegory (રૂપકગ્રંથિ) જેવાં બળવાન તત્ત્વો દ્વારા સમર્થ સર્જક પુરાકથાને ઘાટ આપે છે ત્યારે માનવચિત્તના સંપ્રજ્ઞાત, અર્ધસંપ્રજ્ઞાત કે અસંપ્રજ્ઞાત એમ તમામ સ્તરે તે રહસ્ય-મયી રીતે તેમ જ લીલયા પ્રગટ થાય છે.

'મીથ' હવે સાહિત્ય વિવેચનની પારિભાષિક સંજ્ઞા બની ગઈ છે. 'મીથ' માટે આપણી ભાષામાં 'પુરાકલ્પન', 'દેવકથા', 'પુરાવૃત્ત', 'પુરાણકથા', 'પૌરાણિક કથા', 'પ્રાચીન લોકકથા', 'આદિમકથા', 'પુરાપ્રતીક', વગેરે સંજ્ઞાઓની વિચારણા થઈ છે. ડૉ. હરિવલ્લભ ભાયાણીએ 'પુરાકથા' કે 'આદિમકથા' અથવા 'પુરા-પ્રતીક' અને 'પુરાકથાપ્રતીક' યોજી શકાય તેમ કહ્યું છે.

મીથમાં કથાનું તત્ત્વ, મનોચિત્રરીતિ, ઇતિહાસ, ભૂગોળ, તત્ત્વજ્ઞાન, રિવાજો, વ્રતો વગેરે અનેક તત્ત્વોનું સંયોજન હોય છે. સપાટી પરના અર્થને ચાતરીને એક જબ્બર મનોવિશ્વમાં મીથ ભૂસકો મારે છે.

'મીથ' સંકુલ સંજ્ઞા હોવાથી તેની વ્યાખ્યા બાંધ-વાની મુશ્કેલી દેખાતી છે. 'મીથ' શું છે એ પ્રશ્ન પોતે અટપટો છે. આપણી પાસે ઉપલબ્ધ છે માત્ર કેટલીક પુરાકથાઓ (myths) જ. કેસિરેર મિથને પ્રાથમિક રીતે વસ્તુઓની સાપેક્ષતામાં જુએ છે. આની સામે બીજો મત છે કે પુરાકથા માત્ર વાર્તા છે.

પુરાકથાના મર્મજ્ઞ અભ્યાસી જિઆમ્બાટીસ્ટા વિકો (Giambattissta Vico) ભારપૂર્વક કહે છે કે આદિમ વિચાર એ અનિવાર્યતા કાવ્યમય છે. સંસ્કૃતિના આરંભમાં જ્યારે ભાષા ધર્મ–ક્રિયાકાંડી અને પૂર્વ તાર્કિક લક્ષણોવાળી હતી ત્યારની માણસની જીવનદષ્ટિ અને તેનાં અભિવ્યક્તિસ્વરૂપો અંગેની 'પુરાકથા' ચમત્કૃતિ (mythopoeia) સંજ્ઞા છે. ઉપરોક્ત બન્ને લક્ષણો આદિમ ભાષાનાં છે અને તેમની પુરાકથા તથા કવિતાના ઘડતરમાં નિર્ણયાત્મક અસર હોય છે. માનસિક અને ભાષાકીય મિશ્રણો પુરાકથાની ઉત્પત્તિ અને વિકાસમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. આદિમ ભાષામાં કવિતા અને પુરાકથાના સંધાનમાં રૂપક ઘણું મહત્ત્વનું તત્ત્વ હતું.

એસ્કીલસે 'ઓરેસ્ટીઆ'ની નાટયત્રયી રચી હતી. જ્યાઁ પૉલ સાર્ત્ર ઓરેસ્ટીસની આ પુરાકથાનો 'ધ ફ્લાઇઝ' નાટકમાં માનવ–સ્વાતંત્ર્ય અંગે ઉપયોગ કરે છે. ગ્રીક નાટકોમાં ઓરેસ્ટીસની નીતિમત્તા, ન્યાયપ્રિયતા અને ઇશ્વરપરાયણતા આલેખાયાં હતાં તેને બદલે સાર્ત્ર અહીં દેવતાઓના રાજા, રાજાના મૃત્યુના દેવ ઝિયસ (Zeus)ની અવગણના કરી, સર્વ જવાબદારીઓ સ્વીકારીને સ્વાતંત્ર્યનું મૂલ્ય સાચવતો ઓરેસ્ટીસ ચીતર્યો છે. આ કથાનક દ્વારા પૌરાણિક દૈવવાદનો સાર્ત્રે નકાર કર્યો છે. કલાકાર જીવનની વાસ્તવિકતાનું પુનઃ શોધીકરણ કરે છે. સંકેતો, કલ્પનો અને પ્રતીકોની જેમ સંવેદનશીલતાને પ્રકટ કરવા માટે પુરાણકલ્પનો પણ કારગત નીવડે છે.

પુરાકથાઓ અવનવાં પરિમાણોમાં અને નવા નવા સન્દર્ભે માનવીને મળતી જ રહે છે. પ્રજાના વિવિધ અનુભવો પ્રતીકાત્મક રૂપો ધારણ કરી અવતરતા રહ્યા છે. કેસિરેર જેને symbolic forms કહે છે તે આ જ. ગ્રીસમાં એપોલોને આકાર (form)નો દેવતા ગણ્યો છે અને ડાયોનિસિસને વહનનો–ઉદ્રેકનો દેવતા ગણ્યો છે. કલાકૃતિની મીમાંસામાં બે અગત્યનાં તત્ત્વો–આકાર (form) અને વહન (flow) અંગે જે

વિચારણા થઈ તે પરથી આ બે દેવતાઓ પ્રતીકાત્મકતા પામ્યા.

સારા સર્જકને તો પુરાકથાની સામગ્રી માતૃ–માટી સમા કલ્પન–શ્રેણીઓથી લચેલી કે લોકસાહિત્યની કલ્પનાશીલતાથી ઊભરાતી ખીણ લાગે છે. હા, કવિએ એ બાબતે સાવધાન રહેવાનું છે કે માત્ર સાંધા મારવાથી કામ ચાલે તેમ નથી; પણ કલાકૃતિની અખંડતામાં પુરાતત્ત્વોને ગાળીને અપૂર્વ આકારનિર્મિતિ સાધવાની છે. પુરાકથાને કેવળ વર્ણનાત્મક સંરચના તરીકે લેવાની નથી, પણ કવિતાના લોહીમાં તેને ફરતી મૂકવાની છે. આ રીતે પુરાકથા કવિને પ્રતીકાત્મક અને અતિભૌતિક પ્રયુક્તિઓ આપે છે.

પુરાકથાના અભ્યાસમાં સૌથી મહત્ત્વનું પ્રદાન હ્યુબર્ટ અને મોસના 'બલિદાન' ઉપરના નિબંધે (૧૮૯૭–૯૮) કર્યું. આનાથી સામૂહિક પ્રતિનિધાન (Collective representation)ના વિભાવને સૈદ્ધાન્તિક રૂપ મળ્યું. આ પાયાના કામથી એક ભાષાકીય ક્રાન્તિ સર્જાઈ. ત્યાર પછી ડૉ. સોશુરે ભાષા (લૅંગ્વેજ) અને બોલી (પેરોલ)નો જે ભેદ દર્શાવ્યો છે તે આજને તબક્કે બહુ જ ઉપયોગી છે, જે રીતે કોઈ ચોક્કસ સામૂહિક પ્રતિનિધિત્વ એ તે ભાષાની પૂર્વશરત છે. રશિયન ફૉર્માલિસ્ટ સંશોધનશાખાએ એક નવા જ અભિગમ દ્વારા કાર્ય આદર્યું જેનું પરિણામ આપણને મેલેટીન્સ્કી સેગલ અને તેના સાથીઓનાં લખાણોમાં (૧૯૬૯) જોવા મળે છે. ચોમ્સ્કીએ આ જ દૃષ્ટિકોણને નવી પરિભાષામાં પુનઃપ્રવૃત્ત કર્યો. એ એક તરફ 'deep structure' અને 'competence' વચ્ચેનો તથા બીજી તરફ 'Surface structure' અને 'performance' વચ્ચેના તફાવતો સ્પષ્ટ કરે છે. પણ અર્થવિજ્ઞાન (semantics)ને મહત્ત્વ આપવાની ચોમ્સ્કીની મૂળભૂત અનિચ્છા જ (જે હવે કંઈક અંશે દૂર થઈ છે) એના નમૂનાને (model) અન્ય વિદ્વાનોના નમૂના જેટલો સમર્થ બનતો અટકાવે છે.

લેવી સ્ટ્રાઉસે પુરાકથાના સિદ્ધાન્ત પર સૌથી વધુ સ્પષ્ટ અને સવિસ્તર લખ્યું છે. 'પુરાકથાનો સંરચનાત્મક અભ્યાસ' (The Structural study of Myth) નામનો ગ્રંથ તેમની સંશોધન–અભ્યાસ શક્તિને અંજલિરૂપ છે. લેવી સ્ટ્રાઉસના સંશોધનનું ફલિત એ છે કે દરેક સાંસ્કૃતિક ઘટના એક ભાષા જ છે અને એટલે જ મનુષ્યના વિચારની સંરચના અને સામાજિક સંબંધોની સંકુલતાનો અભ્યાસ આધુનિક ભાષાવૈજ્ઞાનિક અભિગમો દ્વારા થવો જોઈએ. ક્રિયાકાંડો, શરીરશાસ્ત્ર અને આર્થિક આદાનપ્રદાનની પ્રક્રિયા પુરાકથાના વર્ગીકરણ માટે જાળવવી જરૂરી છે. સ્ટ્રાઉસનો નૃવંશશાસ્ત્રનો આ પદ્ધતિનો અભ્યાસ વીસમી સદીનું વિસ્મયકારક અર્પણ છે. પુરાકથામાં મનુષ્યની વિચાર–વર્તન–તરાહો સંચિત થાય છે. મેટાલિંગ્વિસ્ટિક્સના સિદ્ધાન્તથી સ્ટ્રાઉસ સંસ્કૃતિના સામાન્ય સિદ્ધાન્તને કાવ્યશાસ્ત્ર અને મનોવિજ્ઞાનની નજીક લાવે છે. ડૉ. કાર્લ યુંગની માફક સ્ટ્રાઉસે જાદુ અને પુરાણકલ્પનો, કુલપ્રતીકોની પદ્ધતિ (totemism) અને logique concreteનો ઊંડો અભ્યાસ કરી ખાતરી કરાવી કે પ્રતીકાત્મક પ્રતિનિધાનો, પુરાણકલ્પનો અને કલ્પનતરાહો એ જ્ઞાનસંગ્રહ તથા તેની વિભાવનાનાં સાધનો છે. આ માનસિક પ્રક્રિયા સામૂહિક છે, કારણ કે તે પાયાગત સંરચનાત્મક એકરૂપતાનું પુનઃ સર્જન કરે છે.

કેસિરેરની symbolic formsની વિભાવના એ કેન્ટની a priori forms વિભાવનાનો વિકાસ છે. માણસ કપોળકલ્પિતનેય સ્વરૂપ આપીને અનુભવસંવેદ્ય બનાવી લે છે. યુંગે સામૂહિક અસંપ્રજ્ઞતાનો સિદ્ધાન્ત

આપ્યો હતો. માનવચિત્તના અસંપ્રજ્ઞાત સ્તરોમાં–તેની મહાસ્મૃતિમાં–જે કંઈ સંગોપાઈ રહ્યું છે તે પુરાણુ-કલ્પનની રચનાપદ્ધતિમાં રૂપકો, રૂપકગ્રન્થિઓ કે કેસિરેર કહે છે તેવા પ્રતીકાત્મક આકારો દ્વારા પ્રબળતાથી પ્રગટ થાય છે. કેસિરેરના મતે પુરાકથા અને ભાષા બન્ને એક જ મૂળમાંથી ફૂટતી બે શાખાઓ છે. પ્રતીકો વાસ્તવિકતા છે. વસ્તુતઃ રૂપકની પ્રકૃતિમાં જ ભાષા અને પુરાકથાનું મૂળ રહેલું છે. અથવા રૂપક એ પુરાકથા અને ભાષા વચ્ચેની બુદ્ધિગમ્ય કડી છે. બધાં જ પૌરાણિક સૂત્રોની અંદર રહેલું મૂળ રૂપક (root metaphor) ખાસ કરીને શાબ્દિક ઘટનાનું પાયાનું લક્ષણુ હતું. સાદામાં સાદી પુરાકથાત્મક સંરચના રૂપાંતરના ગુણુ વડે જ ઉદ્ભવી શકે છે. આ રૂપાંતર સાદાં તત્ત્વોનું 'પવિત્ર' અને ધાર્મિક કક્ષાએ ઉત્થાન કરે છે, કહો કે નવી કક્ષાનું સર્જન કરે છે.

પુરાકથામાં બે જુદી જુદી વ્યવસ્થાઓ હોય છે. આમાંની એક વ્યવસ્થા બીજી વ્યવસ્થા સંદર્ભે જ પરિવર્તિત થતી રહે છે. ભાષાકીય વ્યવસ્થા એ એક એવી વ્યવસ્થા છે જેને રોલાં બાર્થ the language object (ભાષા–વસ્તુ) તરીકે ઓળખાવે છે, કારણ કે પોતાની આંતરિક વ્યવસ્થાનું ઘડતર કરવા માટે પુરાકથા એને ભાષા તરીકે જ ખપમાં લે છે. પુરાકથાની બીજી વ્યવસ્થા એનું કથાવસ્તુ છે–એટલે પુરાકથા પોતે જ છે. રોલાં બાર્થ એને પુરાકથાની 'પરાભાષા' –metalanguage–કહે છે. કારણ કે આ બીજી ભાષાના માધ્યમથી જ પુરાકથાની પહેલી વ્યવસ્થા વિષે વાત થાય છે.

પુરાકથા સમયનાં પાસાંનો ભંગ કરતી સ્વરૂપગત સંરચના છે. વર્તમાન, ભૂત અને ભવિષ્ય વચ્ચે એમાં ભેદ હોતો નથી. દૂમેઝિલ, લેવી-સ્ટ્રાઉસ અને વર્નાંતનાં સંશોધનોએ બતાવ્યું છે કે પુરાકથા વિકાસનાં ક્રમિક સ્થિત્યંતરો ઉવેખીને પ્રજાની વિભિન્ન સ્થિતિઓનું વિભાગીકરણુ પ્રસ્તુત કરે છે.

પુરાકલ્પનની ઉત્પત્તિ ગતિશીલ છે પણુ એનો હેતુ દાર્શનિક છે એની ચર્ચા સુઝેન લેંગરે કરી છે. આધ્યાત્મિક વિચારનો, પુરાકથા એ આદિમ તબક્કો છે, સામાન્ય વિચારોનું સૌથી પહેલું મૂર્તરૂપ કે અવતરણુ છે. એ ભિન્ન-ચિંતનાત્મક પ્રતીકયોજના છે. માનવજીવન તેમ જ મહાકાવ્યો–વીરચરિત કાવ્યોની કવિતા પ્રગટ કરે છે. વૈશ્વિક (cosmic) વ્યવસ્થાનું પ્રકટીકરણુ એ પુરાકથાના ઉચ્ચતમ વિકાસની શક્યતાની અવધિ છે.

## પ્રતિબદ્ધતા

કવિસર્જકનો પૂર્વમેધ તેની યુગચેતનાને પ્રગટ કરવાનો હોય છે અને તેનો ઉત્તરમેધ કલાસર્જનની અપૂર્વતા સિદ્ધ કરવાનો હોય છે. પ્રતિબદ્ધતા કળાકૃતિની વિચાર-મીમાંસાત્મક અવસ્થાથી તે છેક 'રસનિષ્પત્તિ' પર્યંત વ્યાપેલી ક્રિયા છે અને એ કલાકૃતિની સમગ્રતાનો, કલ્પન કે રૂપક જેવો જ અનિવાર્ય અંશ બની રહે છે.

અસ્તિત્વવાદી વિચારણામાં સર્જક પોતે જ કેન્દ્રવર્તી વ્યક્તિ છે. આવો સર્જક જ્યારે લખે છે ત્યારે એ પ્રતિબદ્ધ થાય છે. તેની રચનાની વિસ્મયની ક્ષણોને સિદ્ધ કરે તે પહેલાં તે 'સ્વ'ના અસ્તિત્વ અને 'સત્તા' (reality)ને અનુભવતાં અનુભવતાં વસ્તુને પૂર્ણતાથી પામવા મથે છે. આ વસ્તુને પામવાની પ્રક્રિયાને અસ્તિત્વવાદી, Phenomenological તેમ જ પારમાર્થિક, વ્યાવહારિક અને પ્રાતિભાસિક સત્તાને સ્વીકારતા ભારતીય દાર્શનિક દૃષ્ટિબિંદુથી સ્પષ્ટ કરી છે. પણુ આ બધા કરતાંય વિશેષ તો આધ્યાત્મિકતાની કટોકટી, સામાજિક ઉકેલો શોધવાની અસમર્થતા, ખાલીપણું, મૂળને ન પામી શકવાની નિરાશા, અર્થરિક્તતા આદિને લીધે પ્રજા સુધી ભાવસંક્રમણુ કરવાની દહેશત, મૂલ્યવિનાશ વગેરે બધું વીસમી

સદીના સાહિત્યકારને મૂંઝવે છે. પરિણામે વીસમી સદીનું સાહિત્ય તત્ત્વતઃ એકાકીપણાનું અને હતાશાનું સાહિત્ય બને છે. આજના સઘળા સર્જનના કેન્દ્રમાં માનવ છે. આ માનવ નિર્ભ્રાન્ત છે, અનાસક્ત છે, અન્ય કોઈક (outsider) છે. તેનું નિરૂપણ વસ્તુઓના અસ્તિત્વ સામે, જાતીય વિકૃતિઓને સંબંધે, રાજકારણને સંબંધે, આત્યંતિક પરિસ્થિતિઓને સંબંધે, માનવ-સ્વાતંત્ર્યની સમસ્યાને સંબંધે, નીતિમત્તા અને માનવ-સંબંધોના સંદર્ભે છે અહીં સાહિત્યની માધ્યમભૂત ભાષાનો સર્જન જોડેનો સંબંધ પણ ચર્ચાનો વિષય બને છે. પ્રતિબદ્ધ સર્જક-કવિ ભાષાને ઉપયોગી સાધન લેખે નથી ગણતો પણ the things ગણે છે. ચર્ચા આગળ ચાલે છે. નીતિનો પ્રશ્ન પણ ઉદ્ભવે છે. અસ્તિત્વવાદીઓ માને છે કે માત્ર મૂલ્યાંકનમાં વ્યક્તિમાત્રનું મૂળભૂત સ્વાતંત્ર્ય કોઈ જડબેસલાક ચરિત્રવિદ્યાના ચોકઠામાં બેસાડી શકાય નહીં. સર્જક સમાજની ચેતનાને જાગૃત કરવા 'પ્રતિબદ્ધ' (committed) થાય છે, એ જગતમાં પરિવર્તન લાવવાની જવાબદારી લે છે. કામૂ, સાર્ત્ર વગેરે સર્જકો સાહિત્ય દ્વારા મુક્તિ (freedom) ઝંખે છે, જ્યારે રવીન્દ્રનાથ મુક્તિ અને વિશ્વવાત્સલ્ય માટે માનવીય સ્વાતંત્ર્ય, તો એલિયેટ પૂર્ણ મુક્તિ ઝંખે છે. પ્રતિબદ્ધતાના વિસ્તૃત અર્થમાં 'સરસ્વતીચંદ્ર', શરદબાબુની નારીમુક્તિ અને દેશ-સ્વાતંત્ર્ય અંગેની કેટલીક રચનાઓ અને બીજી વિશિષ્ટ રચનાઓ છે. સર્જનમાં પ્રતિબદ્ધતાનો આ ખ્યાલ નક્કર રીતે રજૂ કરવા માટે એલિયેટ, ઈયોનેસ્કો, બેકેટ, કોબોઆબે, આદિ સમર્થ સર્જકોની રચનાઓનો વિશિષ્ટ અભ્યાસ કરી શકાય. આધુનિક યુગમાં પ્રગટેલી અનાત્મીકરણ (alienation) ની લાગણી પણ કવિતામાં પ્રગટ થઈ છે, કથાસાહિત્યમાં તથા નાટકમાંય પ્રગટ થઈ છે, તેની તપાસ પણ કરી શકાય.

કળાઓમાં 'નિર્માનવીકરણ' આજે તો વિવેચનની એક સંજ્ઞા રૂપે દેખાય છે. પણ નિર્માનવીકરણના સર્જનાત્મક અને જીવનવિષયક સૂચિતાર્થો આપણે પૂરા પામ્યા છીએ કે કેમ એ શંકાસ્પદ છે. 'માનવી' બે રીતે સાહિત્યસર્જનનું કેન્દ્ર છે : સર્જક તરીકે અને વિશ્વને સંદર્ભ પૂરો પાડનાર અસ્તિત્વ તરીકે. બદલાતા સંદર્ભમાં સર્જકમાનવ સમાજગતમાનવ જોડે સંઘર્ષમાં આવે છે કે એક બીજામાં-થી રસ ગુમાવે છે ત્યારે એક વિશિષ્ટ પરિસ્થિતિ પેદા થાય છે. મૂળભૂત માનવ-સ્વાતંત્ર્યોનો છેદ ઉડાડતાં સામાજિક મૂલ્યો સર્જકને ભીંસે છે. આથી હતાશ અને ક્રુદ્ધ થયેલા સર્જકના પોતાના સર્જનમાં માનવીનું મૂલ્યશૂન્ય, વ્યક્તિતા-રહિત, કાર્પણ્ય અને આક્રમણના નમૂના જેવું, સંજ્ઞાવિહીન પ્રતિબિંબ પડે છે. આવા સાહિત્યમાં અપરિચિતતા તેમ જ અટૂલાપણાની, ક્યારેક અમાનવીય પ્રત્યાઘાતોની ઊર્મિ ઘૂંટાયેલી જોવા મળે છે. પણ ખરો પ્રશ્ન તો માધ્યમના બળે આ ખ્યાલ કળાઓમાં કેવી રીતે ઝિલાય છે, તે છે. આધુનિક પાશ્ચાત્ય લેખકોએ અને ચિત્રકારોએ 'નિર્માન-વીકરણ'ની કથાવસ્તુ (theme) સબળ રીતે વ્યક્ત કરી છે.

આ પછી બહિર્જગત અને આંતરજગતના આંતર-વિરોધ અને આંતરસંબંધમાં માનવીનાં આંતરિક વિશ્વનો બહારના વિશ્વ સાથે કુમેળ થવાથી જે કલાક્ષિત જન્મે છે તેની સોદાહરણ મીમાંસા થઈ શકે. ને પછી 'લિતરેત્યુર આંગાજે' પ્રતિબદ્ધતાની વ્યાખ્યા–વિભાવનાના મહત્ત્વના પ્રશ્નની ચર્ચા, માર્ક્સવાદી સૌન્દર્યશાસ્ત્રના દાવાઓના સન્દર્ભે કરી શકાય.

*

કાવ્યાત્મક સંરચના શું છે એ જાણવા માટે સંદિગ્ધતા, રૂપક, પ્રતીક, કલ્પન-કલ્પના, અલંકારઘટના, પુરાણકલ્પન, વિષયવિચાર, આકાર-વિભાવના શું છે તે જાણવાની જરૂર છે. વળી, કાવ્યસંરચનાની સાથે અર્થઘટન અને મૂલ્યાંકનના પ્રશ્નો સંકળાયેલા હોવાથી તથા કાવ્યાત્મક અર્થ અંગે છેવટનો શબ્દ કહેવાયો ન હોવાથી, કાવ્યની વિવિધ ઘટક-પાંખડીઓ ઉઘાડવાં-જોડવવાની પ્રક્રિયામાં આનંદ અનુભવાય છે. આ પુનઃ પુનઃ પ્રકટ થતો આનંદ જ આપણને કલાકૃતિની સન્મુખે શતકોટિ વાર લઈ જાય છે। *

# ઇન્દ્રોર્વશીય સંવાદ / ઉશનસ્

[ભૂમિકા : પુરુરવસ્ અને ઉર્વશીના પ્રેમનું કથાનક આમ તો ઋગ્વેદ જેટલું જૂનું છે. ને ત્યાર પછી ય તે એકધારું આજ સુધી લોકપ્રિય રહી કવિઓનું ધ્યાન ખેંચતું રહ્યું છે. શતપથ બ્રાહ્મણ, બૃહદ્દેવતા તથા પુરાણોમાં તે વધુ ને વધુ સંકુલ ને માનવીય બનતું આવ્યું છે ને છેવટે જતાં મહાકવિ કાલિદાસમાં નાટ્યસ્વરૂપે પૂરેપૂરું કલાત્મક ને માનવીય પરિમાણ ને પરિણામ પામ્યું છે. ઉર્વશીને મળેલા શાપનો મુદ્દો પણ આ કથાનકોમાં સતત ફેરફાર પામતો રહ્યો છે; આ એકધારી લોકપ્રિયતાનું કારણ શું હોવાનો સંભવ છે? તો મારા અધીન મતે મને લાગે છે કે પ્રેમ, સ્વર્ગની અમર અપ્સરાનો મર્ત્ય એવા પૃથ્વીલોકના માનવ સાથેનો પ્રેમ. રવીન્દ્રનાથ સુધીમાં તો એ વાત છેક ઉપર ઊપસી આવી છે કે પ્રેમ કરવાની બાબતમાં જ પૃથ્વી 'સ્વર્ગાદપિ ગરીયસી' નીવડી છે, જે શાપને ય વરદાનમાં પલટી નાખી શકે છે.

હું આ 'ઇન્દ્રોર્વશીય સંવાદ'માં બહુધા કાલિદાસના નાટકને અનુસર્યો છું. જો કે પુરોગામીઓના કોઈક રીતના શાપ તત્ત્વને તથા ઇન્દ્ર પોતે પુરુરવા અને ઉર્વશીના પ્રેમની સૂક્ષ્મ અસૂયા કરે છે તે તત્ત્વને જાળવી રાખ્યું છે. કાલિદાસે 'વિક્રમોર્વશીય' નાટકમાં છેલ્લા પાંચમા અંકે આ યુગ્મને પૃથ્વી ઉપર જ સાથે રહેવાની જોગવાઈ કરી આપી છે, અન્યથા નાટક સ્વાભાવિક રીતે જ કરૂણરસ પર્યવસાયી બન્યું હોત જે ભારતીય નાટ્યશાસ્ત્રની વિભાવનાને પ્રતિકૂળ હતું : ભારતીય જીવનમાંગલ્યની ભાવનાએ આમ થવા પામ્યું છે.

મારી આ કૃતિ કાલિદાસના આવા સમાધાનને બદલે એની મૂળ સ્વાભાવિક ચાલને પકડી રાખે છે. શાપાવસાને ઉર્વશી પુરુરવા ને પુત્ર આયુથી વિરહાકુલ થઈ સ્વર્ગમાં જાય છે; અને કાલિદાસે ઇચ્છ્યો છે એ આ યુગ્મકનો સહવાસ ઇન્દ્રને હાથે ફરી શિક્ષા પામી પૃથ્વી ઉપર સિદ્ધ થાય છે; શાપાન્તે ઉર્વશીનું સ્વર્ગાગમન અને ફરીથી નિષ્કાસન એ બે સ્થિત્યંતરો વચ્ચે એનું નિર્વહણ છે. —ઉશનસ્]

પાત્રો : ઇન્દ્ર અને ઉર્વશી * સ્થળ : સ્વર્ગ

સમય : શાપાન્તે ઉર્વશી પૃથ્વી પરથી પુરુરવાથી છૂટી પડી હમણાં જ અહીં પાછી ફરી છે.

ઇન્દ્ર : (સ્વગત)
અહો આ તો ઉર્વશી અહીં પધારી છે ને!
ધન્ય ધન્ય!
પૃથ્વીથી હમણાં જ પાછી ફરી છે
એટલે જ આવી હશે આવી કંઈ ધૂલિમલિન વન્ય,
પણ હજી એવી જ તો શોભે છે
સ્વર્ગ તણી શોભા અનન્ય,
નંદનવને ય આવું બીજું વરેણ્ય ફૂલ ખીલ્યું નથી
કયારેય આટલું નિત્ય વસંતજન્ય!
લાવ, તો હું જ બોલાવું –
(પ્રકાશ) અહો ઉર્વશી!
ઇન્દ્રનાં છે અભિવાદનો, આવકાર
પૃથ્વીથી હમણાં જ પધારી છો તો પૂછું,
મહારાજ પુરુરવાના શા સમાચાર?
કયારે પધારે છે પાછા પૃથ્વીપતિ
અહીં આપણા આ સ્વર્ગ વિષે –
કોઈ મૈત્રી મિષે?

ઉર્વશી : મહારાજ ઇન્દ્ર ! સ્વર્ગપતિ,
પ્રણમું છું હું ઉર્વશી આપની કિંકરી.

ઇ. : આવ, આવ,
અરે, તું તો દિસે દીનહીન ખિન્ન !
સ્વર્ગમાં તો અનુચિત આ વર્તણૂક, ઉર્વશી !
પૃથ્વીપણાના કોઈ લાંછને નથીને તું લજ્જિતા ?
તું તો સદા ઇન્દ્ર ઉરે વસી
ઉર્વશી ! પૃથ્વી પર હતીને
ત્યારેય તે તું તો હતી વ્હાલસોઈ
ઇન્દ્રને તો પ્રથમ શી
ભૂલી જ જા, પૃથ્વી એ દુઃસ્વપ્ન,
અપ્સરાને સ્પર્શે ખરી વળી ભૂ કયારેય કશી !
ભૂલી જા રે ભૂત,
સ્વર્ગ એ તો ઇન્દ્રમય સામ્પ્રતની ક્ષણ
તું નહીં કિંકરી –
તું તો સ્વર્ગપાયલની કિંકણી જ,
નિત્ય રણઝણ
પૃથ્વીથી તું અપ-સરી ભીરુ !
અપરૂપ હવે અપ્સરા તું નીતરતી
પદ્મ જેવી અનાવિલ ધૌત
શુભ્ર શુચિ સદ્યસ્નાન રતિ,
પહેલાં જેવી હતી.
પૃથ્વી તણે પલ પણ જેણે ગાળી
તેને ભાગ્યે આવી ગ્લાનિ
અવશ્યંભાવિ ઉર્વશી !
નહીં તો પછી એ પૃથ્વીપણું, શિક્ષા શાની ?
ઉર્વશી ! સ્વર્ગલોકે આવડી આ ઉદાસી
તને શોભે નહીં !
ખંખેરી જ નાખ, સહેજ કુંદ જેવું હસી નાખી,
હજી યે જે રહીસહી !

ઉ. : મહારાજ ! દેવાધિદેવ ! શચીપતિ,
સ્વર્ગાધિપ, અજેય...

ઇ. : નહીં નહીં,
આવું બધું ભારેખમ આજ બોલ. નહીં તું,
એ છે ઇન્દ્રને અપ્રેય.
બોલો, વાત કરો,
સહજ સરલપણે–પૃથ્વીની કો સ્મૃતિ
કહતી તો શાની હોય વારુ ?
પૃથ્વીની કો નિંદા...
સ્વર્ગ એ તો સ્વર્ગ ઇન્દ્રમય
અમિશ્રિત આનંદની કૃતિ.

ઉ. : મહારાજ, ઇન્દ્ર ! ક્ષમા !
મને એકલી જ અહીં થોડી વાર
પૃથ્વી સ્મૃતિ-લીન મૂક, પડી રે'વા દેશો ?
માનીશ આભાર;
પૃથ્વી–અહો પૃથ્વી ! એની વળી નિંદા ?
ને તે ઉર્વશીને મુખે !
મહારાજ ! અવિનય ગણો નહીં તો કહું :
મૂકો મને સ્મૃતિસુખે
એકાકી જ.
જુઓ નીચે લીલીછમ કેવી પૃથ્વી વ્હાલસોઈ
દિસે સ્વર્ગને ઝરૂખે !

ઇ. : પૃથ્વીની તે કોઈ સ્મૃતિ હોય વળી
સુખદ ઉર્વશી–સ્વર્ગવાસિનીને
એ તો મૃત્યુનો લોક ઉર્વશી, મૃત્યુલોક,
પૃથ્વી અને પુરુરવા બંને મરણઅધીન;
તેનો પ્રેમ પણ મરણઅધીન
તેનાં પ્રાણીમાત્ર મરણઅધીન.
અચરત–પૃથ્વીસ્મૃતિ ઉર્વશીને કરી મૂકે
આમ દીન–ઉદાસીન

સ્વર્ગ તણી સ્વાભાવિક ગરિમાને
અનુચિત, અપમાન
દેવાંગના સ્વર્ગકુલોત્પન્ન
અને તું જે તેના અવતંસ સમાન
તે આમ પૃથ્વીપણે અભિભૂત! દીન!
ઉર્વશી જે ઇન્દ્ર તણે ભાથે
છેલ્લું અનામત સુકુમાર પ્રહરણું ઝીંકવાનું
જે પૃથ્વી માથે
તે પોતે જ હવે પરાજિત ખિન્ન–
ખડ્ગ જ ખુદ ખંડિત થાય
ઘાતક જ સ્વયં અભિહત–
તો તે ઉર્વશી, ન કશો જ, હવે ઉપાય!
સ્વર્ગ હવે હશે પૃથ્વી તણો ખંડિયો ઉપનિવેશ માત્ર
દેવજાતિ હવે પૃથ્વીતણે દ્વારે દ્વારે
ભટકશે કર લઈ ભિક્ષાપાત્ર.
ઉર્વશી જ આમ જ્યારે નીવડતી નીરર્થક;
સ્વર્ગે તો દીધી'તી તને પૃથ્વીશિક્ષા–

: શિક્ષા?
મહારાજ! કહો વરદાન, શિક્ષા નહીં, દીક્ષા
દીક્ષા કોઈ પૃથુતમ,
બૃહત્તમ નવતર પ્રબોધની
'પૃથ્વી તણી તુલનામાં સ્વર્ગ લઘુ તુચ્છ ટાપુ,
એ શોધની.
પૃથ્વી પર ગઈ ત્યારે જ મહારાજ!
મને થઈ જાણ તાજાં તાજાં પુષ્પ ગંધે,
તાજી તાજી તૃણગંધે જેવી ભરી દીધ મારી ઘ્રાણ
કે તાજું તાજું ફૂટવું એટલે શું?
તમે અહીં જેને ક્ષણિકતા કહી નિંદી તે જ ત્યાં
તાજપનું બીજું નામ છે.
મહેન્દ્ર! પૃથ્વી ભાસે એ જ સૌભાગ્યની બિંદી,
મહારાજ પુરુરવાનો પ્હાડ જેવો પ્રેમ–
એ મોટા શ્વાસે ધડકતું પૃથુ વક્ષ
અહીં એવું કશું નથી,
અહીં સ્વર્ગે એ મૃત્યુલોકવાસી એ મર્ત્ય સમકક્ષ
મહારાજ પુરુરવા–મારા પતિ
એ મારું સૌભાગ્ય, દેવરાજ!
કૃપા કરી મૂકો મને અહીં એકાકિની–
છેડો નહીં પૃથ્વી–નિંદાકથા આજ,
હું હવે પૃથ્વી જ;
પૃથ્વી તણા અંશે પરિવર્તિત–મારું પૃથ્વીગોત્ર,
પુરુરવા માનવેન્દ્રની પત્ની;
મારી વાણી હવે પૃથ્વીસ્તોત્ર,

ઇ. એ પ્રલંબ પૃથ્વીસ્તોત્ર મારે સાંભળવું નથી
ઈત્યલં ઉર્વશી, બહુ થયું હવે
તારા દેવકુલે જ હશે મૂળે
કશી પ્રથમથી પૃથ્વીખોડ; –પેલે નાચવે
સંવાદિત લયે કયમ ચ્યુતિ આવી ગઈ
તેય હવે સમજાતું કંઈ
ખાખરની ખિસકોલી–
સાકરનો સ્વાદ જાણે નહીં–માણે નહીં
ગોમય પુદ્દગલ–
તેના કીટકની પાસે બીજી આશા કશી?
અહો મહા વિનિપાત–
પડે એટલે આત્મા સમૂળગો પડે જ, ઉર્વશી!
સ્વર્ગ પડે એટલે તો
મહાવેગે જ પડે નીચે નીચે
પૃથ્વી તણો પંક થવા સુધી
વણુરોક, વણુટોક.
હા, ઉર્વશી! તું હવે નહીં સ્વર્ગ,
મતિભ્રષ્ટ–ક્ષિતિભ્રષ્ટ–

નહીં જ હવે તું સુ-ધી.
પુરુરવાને તૃણવત્ ત્યજી દઈ
જવું સ્વર્ગે નિજ ગેહે
કાર્ય સમાપને-શાપ અવસાને એવું ઘટે ભાન-
એને સારું આ તો વિદ્ધ સ્નેહે-ગેહે
ઉર્વશી કોઈ મર્ત્ય જ.
કોઈ રુએ તો-ટિટોડી શી કલપે છે, વિલપે છે!
આવાં નિર્બળ માનસોને માટે
પૃથ્વીમાર્ગ સદંતર બંધ
એ જ એક રસ્તો રહે છે.

ઉ.: નિર્બળ માનસો?
મહારાજ ઇન્દ્ર માનશો કે
પૃથ્વીપણું એ જ અમ શ્રેષ્ઠ પરિણતિ.
અમ નારી વલ્લી લોકે
અરે ફલશ્રુતિ. મહારાજ ઇન્દ્ર,
પૃથ્વીલોકે મને એક ફૂલ પણ પ્રાપ્ત
મહારાજ નરેન્દ્રે મને
દામ્પત્ય જ નથી આપ્યું-
દીધ ગાર્હસ્થ્યેય-વરકામ એક આપ્ત
હું હવે માતા છું પૃથ્વીલોકે મહારાજ!
મારે એક પુત્ર નામે આયુ પણ છે
-ધન્વંતરી એને આપો દીર્ઘતમ આયુ-
(આંખમાં આંસુ છે)
પૃથ્વીલોકે આ જ એક ઉત્તમ લક્ષણ છે.
...એક દિન મોટો થઈ મારો આયુ યે
ઘો સહાયે આવશે જ અહીં
એના બાપની પેઠે જ;
નહીં મહારાજ ઇન્દ્ર! કદી નહીં, કદી નહીં,
કોઈ શાપવશ થઈ મર્ત્ય સંભોગે જ-
-વ્યભિચારે જ માત્ર આયુ જેવો પુત્ર જન્મે...ક્યહીં
મહારાજ ઐલના અધારણ પ્રેમ વિના
અપ્સરાનું ગર્ભાશય આમ ફળે નહીં...
પૃથ્વીલોકે બસ બધું ઊગ્યાં કરે
ફૂટ્યા કરે પલ પલ પલ પલે
મૂળ નાખે માટી મહીં પછી વિકસન:
પર્ણ-ફૂલ-ફલ ખરે.
પૃથ્વીલોકે મહારાજ ઇન્દ્ર,
મનુષ્ય નામે ય વૃક્ષ-પાદ મૂળિયાં પાતાળે
ઊંડું ઊંડું ખોદે-
ઊંચી આંખે આંબી જાય આસમાનો-
પ્રેમના હાથ પ્રસારે તો આવી જાય આશ્લેષે
આજુબાજુનું અધું એક વિશ્વ, અંગુલને
ફૂટે વલ્લી-કલ્લી પ્રલંબાતી,
મહારાજ શું જાણો છો તમે પૃથ્વી-પ્રેમને-ને
ને આ મનુકુલને?
વિકસન સંવર્ધન સ્વર્ગ મહીં નથી.
સ્વર્ગ હવે મને લાગે બંધિયાર કૂપ
મૃત્યુ-વચ્ચે પૃથ્વીલોકે
જે પ્રેમ-સ્વર્ગ સરજ્યું છે-તે અજોડ-અપરૂપ
મહારાજ ઇન્દ્ર અહીંનાં આ રૂપ-
અધિકારી એનાં એ જ રહે-ફળે નહીં;
માનવનાં મંથનમય માનસની
મઝા અહીં સ્વર્ગે મળે ક્યહીં?
મહારાજ પુરુરવાનો એ આકુળ-વ્યાકુળ
મહાવક્ષ ભર્યો માનવીય પ્રેમ
શતશત સ્વર્ગોથી યે ગરિયસ-
અહીં બધું અદબદ હેમખેમ-
દેવજાતિને એ મુબારક-
હું તો હવે પૃથ્વી પદ ધૂળ
મારો રોપ, મારું ધરુ,
પૃથ્વીક્ષેત્રે માટી મહીં મારાં જામી ગયાં મૂળ-
ને હવે તો મને ફૂલ.

ઊતરડાઈને જ આવી છું મહારાજ,
અહીં હું લોહીલુહાણ
એક વાર માનવ શું મન લાગી જાય–
લાગી જાય પ્રાણ. પછી સ્વર્ગ કેમે કર્યું ગમે નહીં;
પ્રેમ તો એક પૃથ્વી જ કરી જાણે સત્ય,
પૃથ્વી પર તો આ પ્રેમ જ છે
મૃત્યુંજય અમૃત ને તેય કરી જાણે કોઈ
માનવી જ મર્ત્ય, મહારાજ પુરુરવાનો પ્રેમ.
અહો, એ એક મર્ત્ય માનવે કંઈ જે પ્રેમ કર્યો છે
મળી જે કંઈ ક્ષણો તેમાં
બે મરણની વચ્ચે રહી!
મારે માટે અભિનવો જ અદ્‌ભુત
એ અનુભવ–મહારાજ–ધીમેધીમે હું થતી ગઈ.
પૃથ્વી ને એ થતા ગયા
અમર–પ્રેમે જ અસીમે.
પૃથ્વી–મહારાજ કોઈ વાર પ્રેમે કરી જ ઊંચકાશે–
મને શ્રદ્ધા–
આવી જશે અહીં લગોલગ પૃથ્વીને ના કોઈ
સ્વર્ગની અસૂયા,
પ્રેમ વડે જ પૃથ્વી આ
એક દી સ્વાયત્ત, સમાંતર, સ્વર્ગ મહારાજ પુરુરવાનો
પૃથુ વક્ષ ધડકંતો એ મહાપ્રેમ–એમનું કંઈ અશુભ
તો નહીં થાય ને?–
એકાએક આમ વ્હેમ કેમ?
જાણે નીચે પૃથ્વીલોકે
મહારાજ પુરુરવા હજી ત્રેહે
ભટકે છે વનોવન
જાણે મને યાદ કરીને
મા કહી બોલાવે છે
નીચે પૃથ્વી થકી મારું લોહી–
મારો આયુ પણ...

મહારાજ ઇન્દ્ર! એ ઘણી યે વાર
આ પહેલાં સ્વર્ગની સહાયે
અહીં આવ્યા છે આપના આમંત્ર્યા–
આ જ મને આમ કેમ એકાએક થાયે?
હે માનવરાજ ઐલ
મને બોલાવી રહ્યા છે, મહારાજ...
(મૂર્છા પામી ઢળી પડે છે)

ઇ.: સમાશ્વસ્ત થા ઉર્વશી,
સમાશ્વસ્ત થા—
અહો આ કશું સ્વર્ગનણું દૈન્ય!
ને પૃથ્વીલોકે તો આની જ—
કહે છે કે–પ્રશસ્તિ:
મારું અનામત એક
અસ્ત્રમાત્ર તણું સૈન્ય
હવે પૂરેપૂરું પરાજિત આ પડ્યું આ સ્થળે.
ઉર્વશી! આવ હવે હોશમાં–
લે પંપાળું જાગ
જરાક, હસ. જરાક પ્રસન્ન થા
આજ ઇન્દ્ર પાસે કશુંક પ્રેય એવું માગ.
(પંપાળે છે.)

ઉ.: (આંખ ઉઘાડતાં)
મહારાજ. ઇન્દ્ર...ક્ષમા...
હવે હું સંપૂર્ણ ભાનમાં છું...
સ્વર્ગ વિષે–જાણું છું
આ અવિનય છેક
મને ક્ષમા કરો મહારાજ—
હવે હું સ્વર્ગને યોગ્ય નથી રહી–
આ અવિવેક,...

ઇ.: હા, ઉર્વશી હા,
જો આ અવિવેક જ છે તો તે છે શિક્ષાપાત્ર;

આવી નિર્બળતા હું પંપાળું
તો સ્વર્ગ ભીતરથી આપોઆપ
બની જાય પોચુંપચ
અરક્ષણીય મારું
સમજી? આ સ્વર્ગ જે છે
સદા સર્વથા અપરાજેય,
સુરક્ષિત ઇન્દ્ર વજ્ર વડે
વજ્ર તે તો આ અપ્રેમ—

તારા જેવું હૃદયદૌર્બલ્ય
ઉર્વશી, સ્વર્ગને ના જ પરવડે;

ઉ.: હૃદયદૌર્બલ્ય, મહારાજ ઇન્દ્ર?
આ અપ્રેમ,
આ સ્વાભાવિક પ્રેમ આડા દુર્ગ એ જ
એક દિન પાડી દેશે
આ સ્વર્ગને નરકથીય નીચે જ,
એનાથી તો નીચે પૃથ્વી પર
બેહેકી જે પ્રેમની વસંત
તેના પવનો જ ભલે
અહીં થોડા થોડા આવ્યા કરે—
વાયા કરે આ નંદનવને, હલે
ભલે થોડી, શાશ્વતીઓથી
સ્થગિત સ્થિર કલ્પવૃક્ષની ડાળો
ભલે થોડી કંપી ઊઠે પર્ણ-મર્મરોમાં.
ભલે કોઈ નવું પંખા બાંધે માળો
મહારાજ ઇન્દ્ર! મારું ચાલે,
ને જો મને આપો અનુજ્ઞા તમે
આ અખિલ નંદનવનની
મ્લાન શાન્તિને
ઝંઝેડી નાખું ઝનૂનથી—એવું ગમે
ખેડી નાખું મહારાજ

—આ અખિલ વનસ્થલી—
આ સ્થંડિલ
હળે કરી—પ્રસ્વેદનાં
આંસુઓનાં બિંદુ જ વાવી દઉં
મારું ચાલે તો મહારાજ!
પ્રેમની જ કરી નાખું વાવણી અહીં,
આ છેડેથી પેલા છેડા લગી
—ચાસચાસ એક કણું બાકી રાખું નહીં,
અને પછી જુઓ પરિપાક લહેરાયા કરે
તે લીલીછમ લ્હેરે
સ્વર્ગ મહીં ક્યારે આવશે, દેવેન્દ્ર!
કોણ જાણે—પૃથ્વીતણો પ્રેમ, ઘેરેઘેરે
આવું મારું સ્વપ્ન; મહારાજ!
પૃથ્વી યે મેં દીઠાં માત્ર ના
વસંતનાં વનો
હળહળુ વાતા—મૃદુ મૃદુ કૂંપળોને
પર્ણોને ફૂલોને
લહરોથી છેડતા પવનો,
દીઠી છે મેં કૃષિ—
કૃષીવલો ઋષિના જેવા જ તપ કોઈ તપે ગૃહસ્થ
એ ઉભય તપે પૃથ્વી સોહામણી;
એટલે જ મહારાજ પુરુરવા સ્વસ્થ
ચલાવે છે રાજ્યકારભાર;
એટલે જ તો એ ક્યારે ક્યારે
સ્વર્ગ સહાયે આવી શકે
ઇન્દ્ર તણા થઈ મીત
સ્વર્ગ વિષે મારે આવી લાવવી છે—
વાવવી છે કૃષિ જેવી સુકઠિન પ્રીત
કૃષિકોના ગાર્હસ્થ્ય શી—
શ્રમયુક્ત, પ્રસ્વેદથી મુક્ત
કોસ ચલે, સંગ ચલે ગીત...

અને ફસલો લહલહાય–
ડૂંડાં નીચાં નીચાં ઝૂકી જાય દાણાભારે
સ્વર્ગ તણા હૃદયમાં પૃથ્વી જેવો
થોડોક વલવલાટ વાવવો છે મારે
પૃથ્વી વિષે મહારાજ પુરુરવા સંગે
દિનચર્યા વેળા એક વાર
દીઠો હતો એક ખેડૂત
એ જ એક લાગ્યો આખી પૃથ્વી તણો
જાણે સાર્વભૌમ માલિક
ને મહારાજ પોતેય–
અન્ય સર્વેય માત્ર ભાડૂત !
અહો એનો પૃથ્વી કણકણ પ્રેમ !
ખેતરને શેઢે બાંધ્યું'તું એક છાપરું
છાપરામાં આખા દી'ના
શ્રમ પછીથી ધેન જેમ વાછરું
ભણી સાંજે વળે તેમ
એય વળે કણબી એ કુનબામાં
ત્યારે મેં દીઠું હતું
ખરેખરું એક ગેહ
શ્રમ વડે સ્નિગ્ધ તાજું-માજું,
ત્યારે જ મેં જોયો હતો એક
સુકઠણ સ્નેહ
પૃથ્વીપુત્રને છાજે તેવો
ધિંગો ખડતલ, ફસલ શો
ત્યારે જ મને થયું તું મહારાજ
બૈલની છાતી અને આ ખેત
ખેડમાં સમાન
મહારાજ ઇન્દ્ર !
સ્વર્ગ તણી નાડીઓમાં લોહી ક્યાં છે ?
ક્યાં છે સ્પંદ ?
નાડીઓને તોડી નાખે એવા ?

એવી કોઈ આંધી વિના હોય કે
ચાયકલો આનંદ ?
એ પ્રેમ મારે સ્વર્ગ વિષે
સ્થાપવો છે, મહારાજ !
મારું સ્વપ્ન–મારો છંદ.

ઇ.: હા, હા છે સ્વપ્ન જ,
ઉર્વશી તું લવારે ચઢી છે
ઉત્તપ્ત–ઉન્મત્ત કોઈ પૃથ્વી જ્વરે
પૃથ્વી તણો રોગ એ આ પ્રેમ–
મહાચેપી–ફરી વળે
સ્વર્ગ વિશે રગરગે સર્વત્ર
તે પહેલાં જ ઘટે ઉપાય કોઈ
શું થાય ? હાય !
સર્વશ્રેષ્ઠ પૃથ્વી પરાજયનું મારું શસ્ત્ર
જે ઉર્વશી, તે જ બેઠો ખોઈ !
આવાં મનોરુગ્ણને તે
શું મોકલાય પૃથ્વી પે ?
એથી શો દહાડો વળે ? ઊલટાનું...

ઉ.: મનોરુગ્ણ ! પણ તમે તો છો સુજ્ઞ,
પૂછું ? પૃથ્વી જ્યારે જ્યારે તપ તપે
ત્યારે શાનું તમને થાય તે તોડવાનું મન ?
પૃથ્વી તપ તપે છે એટલે જ
ત્યાંના રાજર્ષિઓ આપ ઇન્દ્રથીય
ઝાઝા સત્ત્વશીલ પ્રાણવાન–તે જ
અસુરોના જેતા;
સુર-વર્ગ તણા ત્રાતા
અપ્સરાથી કોઈ ઋષિ તણો
તપોભંગ થાય તેને
તમે સ્વર્ગ મહીં
શા માટે ઉત્સવ ગણો ?

ને અમે ઇન્દ્ર મહારાજની અપ્સરાઓ
તે ને આ ઉર્વશીય
પૃથ્વી સાધનાભંગનું સાધન જ માત્ર
તમે પ્રસન્ન રહો તે માટે પ્રસાધનમાત્ર–
પણ તે તો નર્યું નિંદાપાત્ર
પૃથ્વીલોકે, તમે જાણો છો તે મહારાજ!
ગણાઈએ અમે પાતર જ
અરેરે અપ્સરાનું આ જીવ્યું–
અમે કોઈકના શીલભંગ ખાતર જ.
પૃથ્વીલોકે જ અમને આપી છે
પ્રતિષ્ઠા પ્રેમે–પત્નીપણે

ઇ.: (સક્રોધ) પૃથ્વી-પૃથ્વી-પૃથ્વી!
ચૂપ, પૃથ્વી તણા સાંભળીને લગાતાર પારાયણો
પૃથ્વીભણી મને ક્રોધ અને સૂગ–
પૃથ્વી પુરુરવા પ્રેમ બધું
તારું નરકમાં જાયને,
ને તુંય ઉર્વશી
સૌની સાથે તું
જે પુરુરવા વધૂ...
જા તું પૃથ્વી વિશે,
કોઈ એક ઘર તણી–વર તણી
વધૂ બની રહેજે
જા, તને મારો શાપ છે ઉર્વશી!
મર્ત્ય તણો પ્રેમ
પણ મર્ત્ય—રહેજે
જીવ્યા સુધી; જા તું,
અમરોના અમૃતથી રહેજે
ઓ રે અભાગણી,
સદાય વંચિતા – તું જા
જા, તું પૃથ્વી વિશે
પૃથ્વી પંડે અબઘડી આજે જ જા
(ઇન્દ્ર પીઠ કરી જાય છે)

ઉ.: જાઉં છું મહારાજ ઇન્દ્ર!
અબઘડી જ આવી હતી તેમ
પાછી વળી જાઉં છું
સ્વર્ગનિષ્કાસન તે નહીં મને સજા–
સ્વર્ગ એ જ સજા મને–
પૃથ્વી તણું આંખે હજી યે આંસુ છે
તાજું મેં ના લૂછ્યું!
હું હવે જઈશ એના શણગારે.
પૃથ્વી પ્રેમની
આંસુ શોભા જ ફલશ્રુતિ
પૃથ્વી મળે–
પુનઃ પુરુરવા આયુ મળે પુનઃ,
ઇન્દ્ર, આ તો
વરદાન જ–
મારી આ તમ સ્વર્ગથી જે ચ્યુત...
(જાય છે–પડદો પડે છે)

## નનામી / સુન્દરમ્

આ નનામી
કોઈની જાતી વહી,
આગળ જનો,
પાછળ જનો,
મધ્યમાં તે, જઈ રહ્યું જગ જે તજી.
એને હવે
પૂર્ણ ભસ્મ થવાનું બાકી કાર્ય છે.
એણે કર્યું
જે કંઈ હશે—
ભૂત કેરા દાબડામાં તે હવે ઢંકાઈ રહેશે.
નવરાશ જ્યારે ભાવિને મળશે-જરા
ખોલી, નજર ત્યાં ઢાળી, જોઈ લઈ જરી,
ઢાંકશે એ દાબડો – નિજ કાજમાં લાગી જશે.

પૂર્ણ ભસ્મ:
ગયાં વહી એનેય સૌ પૃથ્વી જલો
ચેટાળમાં સાગરતણા.
સરિતા કુલો – સૌ ત્રિવેણી સંગમો
સંગમ ગ્રહે જલધિ – ઉરે.
જે જે બન્યું આ જન્મ દ્વારા,
સાગર જલોમાં લીન થઈ
પાછું જગતને લાધશે,
નવ મેઘ રૂપે, નવ જલોમાં,
સૃષ્ટિના કણુકણુ નવામાં.

પૂર્ણ ભસ્મ:
'હું' તણી ગાદી અચલ બાંધેલ જે
થાતી પલકમાં લીન.
વજ્રમુષ્ટિ હસ્તની જાતી છૂટી,
અસહાય બનતાં આંગળાં,
પાંગળાં.

માનવ શિરે શું શું ન ત્રાટકતું ખરે!
જે ત્રાટકે,
ના રહમ, ના આંસુઓ એને કંઈ,
કે ત્રાટકે –
એ જ શું હોતી રહમ?

'આ લે, ચહ્યું તેં, તે જ તારું'
મૃત્યુ થઈ ભેટે તને.
શો શોક ત્યાં? શો મોહ?
શોક તો જાશે શમી,
પણ મોહ – મોહમયં જગત્
'પ્રકૃતિ મોહિનીં શ્રિતાઃ' —
નાગચૂડ સમો જગતને ભીંસતો,
મોક્ષ એનો જાગતા પૂરા બનીને લાધશે.

આવો, પળેપળ 'જાગવું',
ઝંખવું, જોવું, સ્થળે સ્થળ સત્ય શું?
સર્વનું –
આ વિમાનોનું, ગગનનું, ભૂમિનું,
આકર્ષણોના નિયમનું.

એ સત્ય –
એ અવિચલ અટલ,
એ મહા કરુણા જ એ.

કારુણ્યના એ અંકમાં
આ નાનકા 'હું'ને સમર્પી
ચાલ માનવ—
દેવ ને દાનવ હશે
સ્વર્ગે ભલે,
નરકે ભલે.

તું ધરા સંભાળ,
ઊંડાં તેલને આરાધ,
ઊંચી વીજને આરાધ,
ખહોળાં ખેતરોને ખેડ,
માનવમાત્રને તવ મંત્ર જે હો,
તંત્ર જે હો, યંત્ર જે હો,
અર્પતો,
સર્વને આશ્લેષતો તું કદમ કદમે,
દમ બ દમ: જે કંઈ તુજમાં શ્વસે છે,
શ્વાસ તે સંભાળ.
ઊંચી ઊગશે કૈં કૈં ઇમારત,
ઊંચી ઊઠશે કૈં કૈં ઇબાદત,
સૃષ્ટિ કો નૂતન નવી રહેશે બની—
મારી—તમારી—
ને વળી ત્રીજા તણી:
સ: પરમની, તત્ પરમની,
તત્ સત્ તણી.
ૐ શાંતિ... શાંતિ....
હે રામ... હે...
આ નનામી... જાતી વહી....
કો એકની?
ના સર્વની.

## આયુષ્યના અવશેષે/રાજેન્દ્ર શુક્લ

હવે કૈં ન આવી શકે આંખ આડું,
ઊભું આવી લો ગામને ઢાળ ગાડું.
નથી કૈં જ આગળ કે પાછળ નથી કૈં
ગયું ઘણુ ક્ષણોનું ને સ્મરણોનું ધાડું.
ઘણો ભાર ઊચક્યો, ચરણ ખૂબ ચાલ્યાં,
હવે ઊતરીને ચુકાવી દો ભાડું.
પડી દાંત પેઢાં ખરાં થઈ ગયાં છે,
નથી કાંઈ ઝીણું, નથી કાંઈ જાડું.
જુઓ કાન પણ સાંભળે જેવુંતેવું
કહે જીભ પણ કે હું યે શીદ બરાડું!
અહો હાથ ઢીલા પડ્યા ના પડ્યા ત્યાં—
વદે શ્વાસ કે લો હું સાંકળ ઉઘાડું!

હવે ખુદ પરોણા ને પોતે જ પીરસે,
હસી ખુશ થઈને જુવે કેવું આડું!
ઉપર ઘી અને આ લો સાકર દળેલી,
જરા ભાંગી નાખોને હોવાનો લાડુ!
અધધ ઓડકાર્યો કે અલ્હમ્દુલિલ્લાહ,
ગઝલ મોકળે મન પડો પડખે આડું!

(અર્પણ: શ્રી રામ વૃન્દાવનીને)

## આઠ ગઝલ / રામ વૃન્દાવની

૧

અવર જવર બધીય ઘાટ પરની શમી.
તરંગ શાન્ત: ને રહ્યું તમિસ્ર જમી.

પતાઈ છે અપંખ કર્ણધાર વિના.
અઠેલ આવ્યું છું હું દૂર દૂર ભમી.

કિનાર પેલી મેરનો જણાય નહીં;
વહેતી થાય ક્રૌંચ-કંઠ-સૂર ગમી.

પ્રગટ થતા લહું છું તારલા નભમાં
મને દઝાડવામાં કોઈની ન કમી.

સવારનું વરેણ્ય ભર્ગ તો સ્વપ્નું
ગભીર નીરને વિલોલ દોલ જાઉં રમી.

૨

આગ આ સમુદ્રમાં લાગી,
વ્યોમ શબ્દવંત છે — સ્વાહા.

જાય નીર ક્યાં અને જ્વાલા?
વેગવિહ્વલા હવા – સ્વાહા.

જે રહ્યું સતત મને વળગી,
ઊતરી અલગ થતું – સ્વાહા.

શોધતાંય ના હવે મારું
કોઈ,...તો પછી અહમ્—સ્વાહા.

આગ જે પ્રગટ થઈ પ્રશમી:
ના સમિધ ના સ્વધા સ્વાહા.

૩

આડે અજાણ કોઈ આવતું નહીં કહી.
નડતર કરંત અંતરંગથી લડી રહું.

મારે ન ઢાળ દીધ માર્ગ થાય આશરો,
સીધી વરાળ જેમ વ્યોમમાં ચડી રહું.

આ તો પરિક્રમા અનંતકાલની થતી.
એવો મળેલ વેગ ક્યાંય ના ખડી રહું.

છે પિંડ તો છે દ્વંદ્વ, સૌખ્ય, કારી યાતના,
એકાન્ત ક્યાં નથી કે જઈ બીજે રડી રહું?

વાતા પવન,–જરાક આમતેમ ડોલવું,
ને મસ્ત પ્રાણવંત નિશ્ચયે અડી રહું.

૪

ભાવી ઘણુંય તે અતીત થઈ ગયું, થશે.
એ મેરથી હું લેઈ દૃષ્ટિ મધ્યમાં ધરું.

મારે અલંકરણતણો ન બોજ અંગ પર,
ઊડી રહેલ કુંતલે હું લ્હેરથી ફરું,

ચાલ્યા કરું છતાંય ક્યાંય હું જતો નથી
જ્યાંથી ઉપાડું પાય ત્યાં જ તે ફરી શરૂ.

આ તેજછાંયના વિલોલ ખેલના તરંગ,
એને કિનારની અદા થકી ઝિલ્યા કરું.

ખાલી હું, આ ભરેલ છોડી, એક માહરો
ખાલીથી મેળ, હું મનોમને ગગન વરું.

૫

વ્યાકુળ ઘણોય થાઉં છું: થતો નથી,
હું દૂર દેશ જાઉં છું: જતો નથી.

શી છે રહેલ બાકી શોધની સ્થલિ ?
પત્તો સમીપનો ય લાગતો નથી.

જે છે રહ્યું ઉરે, — પૂરું પ્રમાણતો,
વાચાળ કોઈ શબ્દ આવતો નથી.

પામું મને ન ત્યાં સુધી હું કોઈને
કાચેય તંત તંત બાંધતો નથી.

હું આમ સાવ શૂન્ય શો થઈ રહું,
છું ઊંઘમાં ... અને હું ઊંઘતો નથી.

૬

જે નામ હું લઉં છું સતત, બોલું નહીં
હૈયું અવર કોઈ કને ખોલું નહીં.

વાણી–કલા અનુભૂતિના એકાંશની,
પાણી ધરા ભીતરનું છે ડો'ળું નહીં.

મોતી મળ્યું અણમોલ, એને કંઠમાં
ધારું; બજારે ચીજ રગદોળું નહીં.

આલે પ્રલોભન પાંચ જણ ભેગાં મળી,
વાળી લઉં મારાં કરણ, ડોલું નહીં,

અંબોધિનું મંથન કર્યું, અમૃત મળ્યું;
એઠે ય એના બિંદુને ઢોળું નહીં.

૭

આ રવેરુ ઉપર તવ લાગી નજર.
ને હવે દેખું નહીં તુંથી અવર.

કોઈની પરવા ન, મનમોજી હતો,
તે વિનશ થઈને રહે; નો'તી ખબર.

વેદનામાં પણ નર્યો રસ આવતો,
હું ન જાણું આ અમી છે કે જહર.

તીર છે છૂટી ગએલું ઈક્ષુથી,
લક્ષ્યને વીંધે જ વીંધે એ અફર,

તવ નજર લાગી મને, મારી તને;
ચાલશે કોને હવે કોના વગર ?

૮

જરા તાલની ચૂક થઈ તો ફરી
લઈ ઠેક હોંશે શરૂ દે કરી.

લહરનું છ પ્રત્યેકનું આગવું,
હિલોળે હિલોળે ગગન દે ભરી.

જવું ધાર્યું ગૌરીશિખર પર પછી
વિકટપંથની છે ઊતરચઢ ખરી.

ધરી ધૂપની ભસ્મના પુટ્ઠને
હવાની ઉપર જાય ફોરમ તરી.

તરંગે થતી રાગની વ્યંજના,
ન એથી ઇતર કંઈ જણાતું જરી.

## આવજા / હર્ષદ ચંદારાણા

કેમ થાતી આ તરફ પાછી હવાની આવજા?
આ ઠરેલી રાખમાં શું શોધવાની આવજા?
યાદ આવે તો બધી યે આવતી ટોળે વળી,
સઙ્ઙ છું જાણે, ઉપરથી કારવાંની આવજા.
પાનખર જેવી અમે હરએક ક્ષણને જીવીએ,
આંખમાં છે કેમ લીલાં ઝાડવાંની આવજા?
ચોક, શેરી, આંગણે; ક્યાં ક્યાં પ્રસરતું રણ નથી?
આ નગરમાં થાય છે જો ઝાંઝવાંની આવજા.
આંખમાં થોડુંક પાણી, આજ દરિયો લાગતું,
વમળમાં દેખાય છે કયા ખારવાની આવજા?
હાથ મારો ટેવથી લંબાય છે કેવળ હવે,
બાકી જકડી ક્યાં શકું, દિવસો નવાની આવજા.

## કાઢશું પીલા / હરીશ ધોબી

ઈસુ ને ક્રૉસ વિનાની સતત ચાલે છે આ લીલા
પળેપળ હું જ ઠોકું છું મને આ શ્વાસના ખીલા
ધખે છે સૂર્ય માથા પર અને કંઠે પડ્યો છે શોષ
સતત મળતા રહે છે દાનમાં દિવસોય ડંખીલા
ધસી આવે છે તારી યાદ કાયમ શી ખબર ક્યાંથી
નહીં તો આમ મેં ભૂંસી જ નાખ્યા'તા બધા ચીલા
નગરના પીંજરામાં તરફડે છે શબ્દ આ મારો
પછી ક્યાંથી રહે મારા બધાયે કાગળો લીલા
હવે ઘર ગામ ને ખેતર બધું યે સાંભરે છે રોજ
'હરિયા' ચાલ ખેતરમાં જઈને કાઢશું પીલા.

## કદાચ / મંગળ રાઠોડ

લટ તો–
ફરી ફરીને ઊગતી હોય છે
અને વધતી હોય છે ફરી
સેમ્સનની શક્તિ ને વિદ્રોહ
એ અંધ પ્રેમીએ
કેદમાંથી છૂટીને
હચમચાવી નાખ્યા હતા
રોમન સામ્રાજ્યના સ્થંભ,
જેના કાટમાળમાં
ઢબુરાઈ ગઈ હતી પેલી
દગાબાજ ડિલેયલાહ...
પણ, હું કશું એવું કરી શકું નહિ.
મેં તને ચાહી છે કવિના હૃદયથી.
અને જાણું છું કે
નફરત પણ છે પ્રેમનો જ પ્રકાર!
આખીય પૃથ્વી
સમાઈ ગઈ છે એ બે અંતિમોમાં.
પણ, મારે તો આગળ વધવું છે
અટકવું–નથી ક્યાં ય...
તેમ છતાં–
માણસ ક્યારે શું કરી બેસે કંઈ કહેવાય નહિ;
તારી જ જેમ કદાચ...

## ભૂરિયો માછીમાર બગાસાખોર / પથિક પરમાર

ઠેકતું દીવાદાંડીએ મોજું ઊછળે ઊંચું એટલું અડીખમ  બગાસું ભૂરિયો  માછીમાર

ભૂરિયો વીંઝે જાળ પાણીમાં ધબ્બ ... હરૂહૂહુમ્મ બગાસું લબ તે ફાંગા ટાંટિયા ઢીલાં ઢફ્
હેંય ... હુમ્બેલા હફ્ હલેસું ઝીંકતો ફંગોળાય બગાસાભેર ને હોડી પરથી હેઠો ડફ્

જાળમાં ફસાયેલ વલૂરે માછલા (ખમ્મા!) ભૂરિયાજીની મૂછ હબૂકી જાય બગાસાધાર

ઝાપટાં પડે, દરિયો ઝૂલે, ભૂરિયો ધ્રૂજે પૂંવાપૂંવા ઓર બગાસાં ફાકતો રાતાંચોળ
દરિયો ચડી જાય તોફાને એમ  માથોડાબૂડ બગાસાં ઊડતાં ફૂંકે ભૂરિયો તલ્લપબોળ

ક્યાંય ના મળે ચાય બધો રઘવાટ ફાટેલા જડબામાંથી ફીણ થઈને નીકળે મોઢાબા'ર

## એક ટપાલી એટલે... / ભરત યાજ્ઞિક

એક  ટપાલી  એટલે  ઇચ્છારામનો  મંછારામ,  નાખે  એ  સાદ  પાડીને  સુખ....
ને ખોલો પરબીડિયું એમાં હોય નદી કે ગામ, તૂટેલું ઝૂંપડું કાં તો સોનચંપાનું ઝાડ;
કોઈ ઝરૂખે ષોડશી ઓળે કેશને એના વળની છેલ્લી ગૂંચ ખૂણેથી સાંપડે હાડોહાડ

બંધ આ તો પરબીડિયું અલ્લાદીનનો દીવો મનવાંછિત મેળવવા માટે હળવે મારો ફૂંક...,

હાથને પૂછો એમને તો પરબીડિયું પહેલી વાર ઋતુના લાગતી અલ્યા હેતની કૂંપળ;
અથવા તો આ ઊધ્ધવછોયી આંખને કોઈ અણધારેલું આવતું લાગે સપને અંજળ,

શબ્દોના શૅા-કેઈસમાં છે કેનવાસ એને કોઈ સ્નેહ કહે સરનામું એને સાંપડે મારું એટલે હું યે ચૂપ!...

## અનાસક્ત સંવનન / મુકુલ ચોકસી

નાદાર લાગણીઓનું ખામોશ ઉડ્ડયન
જીરવે ન એ મનુષ્ય, ને જીરવી લે એ ગગન

ભૂલી પડેલી નર્તકીઓનું કોઈ રુદન
ધીસું પડી ગયું ને બન્યું છેવટે આ મન

કોઈના રોમ રોમ વિષે એટલું કહીશ,
કરવટ બદલતું હોય છે ક્યારેક વાંસવન

બેદનામ નામથી ય છે બદતર ઘણું બધું
શ્વાસો છે બદનસીબ ને શબ્દો છે બદચલન

કાગળની પાર્શ્વભૂમાં તમે જોયું છે સતત
શબ્દોની સાથે ક્ષણનું અનાસક્ત સંવનન

## To.... From / હર્ષદેવ માધવ

To તૃણો, આકાશ, વૃક્ષો જળ-લહર
ભીંત બારી-બારણાં સળિયાઓ From!

To બહિર્ ચકલીની ઓલાશોનો સ્પર્શ
લૅમ્પ ખુરશી વળગણી જોડાઓ From

To હથેળી, ટેરવાં, નિષ્પંદ આંખ
પોપચે ખરવા જતા તારાઓ From

To હવા, સૂતેલ જળ, ચાતકનો કંઠ
પાંસળે ભીંસાયલા દરિયાઓ From

To બીડેલાં કાગળોમાં પારિજાત
ફેફસાંનાં રણુ અને ભડકાઓ From

## યાદ કરે છે / કમલ વૈદ્ય

કામકાજના કોલાહલની વચ્ચેથી યે સરી
હવા મહીં હળવેક ભળી
આંચલની લહરને રૂપ
આવી પહોંચું છું હું
ત્યાં
જ્યાં રહી તું યાદ કરે છે મને.

અધખુલ્યા હોઠે ગુંજી ઊઠતા સૂરને લય
બોરસલીની મધુર સુગંધને આ
વીંટળાઈ વળું છું હું તને
જ્યાં રહી તું યાદ કરે છે મને.

પ્રત્યેક આ ક્ષણ
જાણે હવામય હાથે પહેરી લીધેલ કંકણ
કિંકિણીને રવ
લહુ અમીટ નયન તવ....
તું અહીં ને હું ત્યાં
બેઉ સ્થળે બેઉ રમે
કોલાહલના યે કોઈ એકાન્તમાં
આવું બધું ગમે.

# અનુવાદ*

## બિચારો કવિ / ધીરુ પરીખ

આ હું બેઠો
ક્રુદ્ધ ને કપટી કવિ છું,
દ્વેષથી ભરપૂર ત્રાંસી નજરથી જોતો
અને આ હાથમાં હું તોળતો લેખણ
કરું બદલાનું કાવતરું.

લેખિનીને સ્થિર કરું
ને ડાળ પર્ણો ફૂટતાં એને
અને ઢંકાઈ જાતી મૉરથી;
એ વૃક્ષની ઉદ્ધત સુગંધી, કેમ કે,
આ ભોમકામાં
વૃક્ષ આવાં ના કદી યે ઊગતાં,
અને યાતનાથી ત્રસ્ત માનવજાતના
અપમાન શી એ વૃક્ષની છે ગંધ.
કેટલાયે લે વિસામો જે હતાશામાં
તે મીઠી લાગે કડક તંબાકૂ શી
કે નાશની ક્ષણમાં પીધેલા વોડકાના જામ શી

અન્યને છે મૂર્ખજનને હોય જેવી આશ
ગુલબી શૃંગારી સ્વપ્ન શી...
કિન્તુ મને તો પ્રાપ્ત થઈ છે વાંકદેખુ આશ
કેમ કે મેં આંખ ખોલી
ત્યારથી જોઈ છે બસ
રક્ત શિખા અગ્નિની ને કત્લેઆમ,
અન્યાય કેવળ

## પ્રસાદી / રાજેન્દ્ર શાહ

આનંદનો દિવસ.
ધુમ્મસ-મુક્ત વ્હાણું.
ઉદ્યાનકાર્યરત હું...
મધુપાન દેતાં પુષ્પે
વિહંગ કરી ગુંજન લે વિસામો.

એવું ન કાંઈ ધરણી પર પ્રાપ્તિ જેની
ચાહું: ન યોગ્ય વળી જેની કરું અસૂયા.
જે કૈં અનિષ્ટ સહ્યું તે સઘળું વિસાર્યું.
એ ભૂતપૂર્વ જન હું જ, વિચાર એવો
હાવાં ન લજ્જિત કરે મુજને લગીર.

જાણી ન અંગ-પીડ...
હું ઋજુ થૈ નિહાળું
અંભોધિ નીલ, સઢ શ્વેત, સરંત નાવ.

('Gift'નો અનુવાદ)

---

અવહેલના ને
શરમ ઉપહસનીય શેખીખોરની,
અવર પર, ખુદ જાત પર
વાળવાને વેર
મળી છે કામના મુજને
કેમ કે હું તે હતો
જે જાણતો ને તે છતાં ના ફાયદો ઉઠાવતો
આ પંડ કાજે એ મહીંથી કોઈ દી.

('The Poor Poet'નો અનુવાદ)

## પતન / ચંદ્રકાન્ત શેઠ

એક માનવનું મરણ
એટલે તો પતન એવા એક ખળિયા રાષ્ટ્રનું,
જેને હતાં
શૂરવીર સૈન્યો, નાયકો, પયગંબરો
ને બંદરો સંપન્ન,
વહાણો ખૂંદતાં સૌ સાયરો.

પણ અબ નહીં તે કોઈ ઘેરાયા નગરને મુક્ત કરશે,
કોઈની સાથે ન સંધિમાં ઊતરશે.

કેમ કે તેનાં નગર છે સાવ ખાલી,
વસ્તી યે તેની ગઈ ચાલી.

એકદા જેની ભૂમિ લચતી હતી ફસલે,
તે હવે ઊભરાય કાંટેઝાંખરે.
હ્યેય વિસ્મૃત એહનું,
વાણી એની લુપ્ત,
ને ગામઠી યે બોલી જે તે
પર્વતો દુર્ગમ થકીયે ઉચ્ચ.

('The Fall'નો અનુવાદ)

## સલાહ / ચંદ્રકાન્ત શેઠ

હા, દશ્ય બદલાયું છે તે ખરું છે.
જ્યાં જંગલ હતાં ત્યાં હવે છે કારખાનાં ને ટાંકીઓની જટાજાળ.
નદીના મુખ સુધી પહોંચતાં યે નાક દાબી રાખવું પડે છે.
એના વહેણમાં છે તેલ, ફ્લોરિન અને રસાયણો.
આડપેદાશોની – વિષ્ટા, મૂત્ર ને સ્રવેલા શુક્રાણુઓની—તો વાત જ શી કરવી?
નકલી રંગનું એક વિરાટ ધાબું
સમુદ્રમાં માછલીઓને ઝેર આપી રહ્યું છે.
ખાડીનો કિનારો, જ્યાં ગીચ ઝાડી હતી,
ત્યાં હવે મદોન્મત્ત મશીનો, રાખ અને ઢેખાળાઓના ગંજ ખડકાયા છે.
જૂના કવિઓમાં આપણે ભણતા હતા ધરતીની ગંધ તથા તીડોના વિશે,
હવે તો આપણે ખેતરોથી સાચવીને ચાલીએ છીએ.
ખેડૂતોના આ રાસાયણિક વિસ્તારોમાંથી જેટલા જલદી ભાગી છૂટો એટલું સારું.

કીટકો ને ચકલાં તો સફાચટ થઈ ગયાં છે.
દૂર એક ઉબાઈ ગયેલો માણસ પોતાના ટ્રેક્ટરથી માટી ખેંચે છે.
સૂરજથી બચવા માટે એક છત્રી છે.
શેની ચિંતા છે?–હું પૂછું છું, વાઘની છે? શાર્કની છે?
પહેલીની જગ્યાએ બીજી પ્રકૃતિને સ્થાન આપ્યું,
જેથી એવું ન લાગી જાય કે સ્વર્ગમાં રહીએ છીએ.
એ બનવાજોગ છે કે જ્યારે બાગમાં આદમ ઊઠ્યો ત્યારે,
જાનવરોએ મૈત્રીભાવમાં હવાના દેહને ચાટ્યો હોય, ને બગાસાં ખાધાં હોય,
પણ એના દાંત અને પીઠ પર પટ પટ કરતાં પુચ્છ બનાવટી હતાં,
અને તે લાલ પીઠવાળી પીંછાળી ચકલી,
જેને પછીથી, ઘણા વખત પછીથી,
'લાનિઉસ કૉલૂરિયો' જેવું લૅટિન નામ આપવામાં આવેલું તે
ઇયળોને કાંટાની અણી પર પરોવીને લટકાવતી નહોતી.
પરંતુ, આજે એ ક્ષણને જવા દઈએ તોપણ,
પ્રકૃતિની બાબતમાં જે કંઈ આપણને જ્ઞાત છે તેને
કંઈ બહેતરીન વાત કરવાની નથી જ.
આપણી આ પ્રકૃતિ પેલાથી કંઈ બદતર નથી.
એટલે જ મારી સલાહ છે: આમ અફસોસ કરવો છોડી દો.

('Advice'નો અનુવાદ)

## સીઝેરીઆ / દિગીશ મહેતા

સીઝેરીઆનાં પાણીમાં અમે પ્રવેશ્યા,
કે નકશાઓમાં રસ્તો શોધતાં, તે તરફ અમારાં વહાણોના
સઢ હજુ તે તરફ વળ્યા હતા,

ત્યારે
ખડકોની ધારો વચ્ચેના સુંવાળા સ્વરો પર ગલ-પંખીઓ
હજુ સૂતાં હતાં.
સવારના ધુમ્મસમાં નદીના મુખપ્રદેશ પરથી બતકોની હાર ઊડી,
ધુમ્રની પેલી પાર ઓળા, મિનારા. એક ઝબકાર અને ધાતુનો
ટંકાર
અને, કાંઠે પહોંચી ચૂક્યા હતા તેમની નૌકાઓ!
નગરના દરવાજે નાંગરેલી કંડારાની પડી હતી.

સમજ્યા વગર શીખ્યા કરવામાં અમને કેટકેટલાં વર્ષ લાગ્યાં,
અમે સીઝેરીઆના બજારોમાં ઘૂમ્યા,
અમે ગિરિમાળાઓ અને ભૂ-મધ્યે ફેલાએલા દરિયા વટાવ્યા;
એની પ્રજાઓ, પંથો અને ભાષાઓ સાથે પરિચય કર્યો.

આજે, જ્યારે સીઝેરીઆ અમારે મન કડવાશનું નામ
બની ચૂક્યું છે
ત્યારે
અમે હજુ સુધી કળી શક્યા નથી : શું અમારી આંખોની
તૃષાએ અમને છેતરી
વિપથે દોર્યાં
કે
તે સાચે જ ખરું પડ્યું હતું એમ અમે આખરે
માનતા થયા હતા :
અમારો ધર્મ, અમારો પોતીકો ઉદ્યમ.

('Caesarea'નો અનુવાદ)

## સુખી જીવન / નલિન રાવળ

મબલક ફસલભર્યાં વર્ષોને કાંઠે એની વૃદ્ધાવસ્થા પહોંચી હતી.
ન થયેલા ધરતીકંપ કે ન પડેલા દુકાળ કે ન આવેલાં પૂર.
જાણે કે એમ લાગેલું કે મોસમો સારી ને સારી આવતી ગઈ.
તારકો ખીલ્યે જતા પૂરબહાર અને તપતો જતો પ્રખર સૂર્ય.
દૂરનાય પ્રાંતોમાં ક્યાંય એકેય યુદ્ધ ખેલાયેલું નહીં.
પેઢીઓની પેઢી પરસ્પર ભાઈચારો વધારતી આવેલી.
મનુષ્યનો બુદ્ધિપૂત સ્વભાવ ઉપહાસપાત્ર બન્યો ન હતો.

આવી નવીન તાજપભરી ધરતીથી વિદાય લેવી ઘણી વસમી હતી.
પોતાની કુશંકા પર તેને દ્વેષ ચડેલો, તેને શરમ પણ આવેલી.
સંતુષ્ટ હતો કે તેની વિદારક સ્મૃતિ તેની સાથે જ નાશ પામશે.

તેના મરણ બાદ બે દિવસ પછી ફૂંકાયેલા વાવાઝોડાએ કાંઠાઓ ઉખેડી નાખ્યા.
સૈકાઓ લગી શાંત પડેલા જ્વાળામુખીઓમાંથી ધુમાડા નીકળ્યા.
જંગલો, દ્રાક્ષના મંડપો અને નગરો ઉપર લાવા પ્રસરી વળ્યો.
અને ટાપુઓ ઉપર જાગેલી લડાઈને કારણે યુદ્ધ મંડાઈ ગયેલું.

('A Felicitous Life'નો અનુવાદ)

## દૃશ્ય / ભોળાભાઈ પટેલ

લૅન્ડસ્કેપનાં ગુણગાન ગવાય એટલી જ બસ ખોટ હતી
ખોટ હતી બસ ભેટસોગાદો લઈ આવનાર રાજદૂતોની
બસ ગુણવાચક એક નામ અને ફુલાવેલું એક ક્રિયાપદ
જરા એટલું ખરું કે મહાર્ઘ ઓક વૃક્ષો સઘન રીતે પ્રકાશે
જ્યારે અમારા ભડવીર છાત્રો ખીણને માર્ગે

ચાલતાં ગાતા હોય "આનંદનું સ્તોત્ર."
અને જરા એટલું કે કોઈ એકાદો ગોવાળ ભોજપત્ર પર અક્ષર કોતરે.
લૅન્ડસ્કેપનાં ગુણગાન ગવાય એટલી જ બસ ખોટ હતી.

પણ કોઈ દૂત ના આવ્યા. ઝાડીઝાંખરાં અને ઊંડાં કોતરો
જંગલ પર ઝળુંબતું જંગલ, એક સમડી વિલપી રહી.
અને અહીં એકાદ પંક્તિ રચી કાઢવાનું કોનું ગજું ભલા?
કોણ જાણે દૃશ્ય તો કદાચ રમણીય હતું.

દૂર નીચે બધું કણકણ વેરાતું હતું: દીવાનેખાસ
દેવળ, છિનાળવાડા, દુકાનો પાછળની ગલીઓ.
અને સમ ખાવા યે કોઈ નહીં, પછી દૂત આવે ક્યાંથી?
વિસ્મૃત વિધ્વંસો પછી મને વારસામાં મળી પૃથ્વી
નીચે દરિયાકાંઠાથી માંડી પૃથ્વીથી ઉપર છેક આસૂર્ય.

('The View'નો અનુવાદ)

## વિશ્વ-પ્રલયનું ગાન / અનિલા દલાલ

વિશ્વ-પ્રલયને દિવસે
મધમાખી ફૂલોની આસપાસ ભમે છે,
માછીમાર આછી ચળકતી જાળને સમારે છે,
મસ્ત વહેલ માછલીઓ દરિયામાં કૂદે છે,
એમણે ઉછાળેલા ફુવારામાં નાની ચકલીઓ રમે છે,
અને સાપ હંમેશની જેમ સોનેરી દેખાય છે.

વિશ્વ-પ્રલયને દિવસે
સ્રીઓ છત્રીઓ ઓઢી ખેતરોમાંથી પસાર થાય છે

દારૂડિયો ઘાસની ધારે નશાના ઘેનમાં આવે છે
શાકભાજીવાળા શેરીઓમાં બૂમો પાડે છે
અને પીળાં હલેસાંવાળી હોડી ટાપુ નજીક આવે છે,
વાયોલિનના સૂર હવામાં ગૂંજરાય છે
અને તારાખચિત રાત્રિમાં સરતા જાય છે.
અને જે બધાએ વીજળીના કડાકાની રાહ જોઈ હતી
તે બધા નિરાશ થયા છે.

અને જે બધાએ ભાવિની એંધાણીઓ તથા કયામતના દિવસની રાહ જોઈ હતી
તેમાંનું કોઈ, હમણાં તે (પ્રલય) થઈ રહ્યો હોય એમ માનતું નથી.
જ્યાં સુધી સૂર્ય અને ચંદ્ર ઉપર આકાશમાં છે,
જ્યાં સુધી ભમરો ગુલાબની મુલાકાત લે છે,
જ્યાં સુધી ગુલાબી બાળકો અવતરે છે,
ત્યાં સુધી કોઈ પણ, અત્યારે એ થઈ રહ્યો છે એમ માનતું નથી.
માત્ર ધોળા વાળવાળો બુઢ્ઢો, જે પયગંબર થશે,
અત્યારે તો તે પયગંબર નથી, કેમ કે તે કામમાં વ્યસ્ત છે—
તેનાં ટામેટાં બાંધતાં બાંધતાં વારેવારે ગણગણે છે:
'દુનિયાનો બીજો કોઈ પ્રલય હશે નહીં,
દુનિયાનો બીજો કોઈ પ્રલય હશે નહીં.'

('A Song of the End of the World'નો અનુવાદ)

## સમર્પણ / બટુક નિમાવત

તમને જેને હું બચાવી નથી શક્યો
મારી વાત તો સાંભળો,
આ મારી સીધી–સાદી વાત સાંભળવાની
કોશિશ કરજો કારણ કે બીજી વાતથી મને
શરમ આવે છે.

હું સોગંદ ખાઈ કહું છું – મને વાણીની રમત
નથી આવડતી.
વાદળાં કે વૃક્ષની જેમ મને ચૂપ રહેવું ગમે.
જેણે મને તાકાત આપી – તે જ તમારા
માટે ઘાતક બન્યું.
તમે એકને છોડી – બીજાની શરૂઆત કરી.
ઘૃણાની પ્રેરણાને કાવ્ય-સૌંદર્યની સાથે,
અંધ શક્તિ ને પ્રાપ્ત કરેલ આકારો
સાથે જોડી દીધા.
અહીં પૉલેન્ડની ઉથડક નદીઓની ઘાટીઓમાં
અને રાક્ષસી પુલ સફેદ ધુમ્મસમાં પ્રવેશે.
એક ઊજડેલું શહેર છે અહીં તો
અને હું તમારી સાથે વાતો કરું છું ત્યારે
હવા તમારી કબરો પર દરિયાઈ પક્ષીઓની
ચીસો ફેંકી રહી છે.
આ કેવી તે કવિતા
જે રાજ્ય ને જનતાને બચાવી શકે નહીં?
સરકારી જુઠ્ઠાણાંની પ્રશંસા
ગાનાર અને પિનારનાં ગળાં એક ક્ષણમાં કપાશે,
દ્વિતીય વર્ષની અક્કલની ઓથમીર છોકરીઓ
સાથે કાવ્યગોષ્ઠિ.
પુરાણા સમયમાં કબર પર મકાઈના દાણા
વેરવામાં આવતા જેથી મૃતાત્મા ચકલીઓના વેશમાં
આવી ક્ષુધા-મુક્ત થઈ શકે.
હું અહીં પુસ્તક રાખું છું, તમારા માટે, તમે જે કદી
જીવિત હતા, જેથી તમે મારો દરવાજો ખટખટાવો નહિ.

* ઈ. ૧૯૮૦નું નોબેલ પારિતોષિક જેમને એનાયત થયું-છે તે પૉલિશ કવિ ચેસ્લવ મીલોશ્રનાં કાવ્યોનો અનુવાદ

## જોઉં તો ઝળહળે

સાંજ ઢળતાં જ રોશન થતા, મ્હેંકતા,
હાથ ગજરા, ગળે હાર ઝુલાવતા;
ખીંટિયે લટકતી રાખીને રિક્તતા,
આ અમે નીકળ્યા ખેસ ફરકાવતા!
ઓશીકે એક ઘડિયાળ અટકી પડે,
વેળ તો વેળની જેમ વીત્યા કરે,
વાયરા દખણના મોસમે મોસમે,
કેસરી કેસરી દ્વાર ખખડાવતા!
ચાર ખૂણા હજી સાચવીને ઊભા
ધૂંધળા ધૂંધળા કોક આકારને;
ઘોર એકાન્તનું છાપરું ને છજાં
જો ઊડે આભમાં પાંખ ફફડાવતાં!
સૌ અભાવો સુરાહી બને જયાં કને,
જે મળે તે બધાં તરબતર નીતરે,
કોઈ ને કોઈની કંઈ ખબર ના રહે,
કોણ છલકી જતાં, કોણ છલકાવતાં!
ઘૂંટ એક જ અને આંખ ઝૂકે જરા,
સાત આકાશ ખૂલી જતાં સામટું,
જોઉં તો ઝળહળે જામમાં એ સ્વયં
ચૌદ બ્રહ્માંડનો ભેદ ભુલાવતાં!

—રાજેન્દ્ર શુક્લ

ઘણુંખરું સત્તાવીસ જાન્યુઆરી ઍંશીનો એ દિવસ હતો. દાહોદના બસ સ્ટૅન્ડ નજીકની એક હોટેલમાં હેમંતની એ શીળી સવારમાં, રાજેન્દ્ર શુક્લ ભેટી પડ્યા. પછી તો એમના ગભીર—ગંભીર કંઠે અનેક ગઝલો સાંભળતો રહ્યો. એક...બે...ત્રણ અને એમ થોડીક ક્ષણોમાં તો ગઝલનું એક ઘટ્ટ વાતાવરણ વીંટળાઈ રહ્યું. 'કોમલ રિષભ' અને 'સ્વવાચકની શોધ'માં લાક્ષણિક કવિકર્મનો પરિચય કરાવનાર આ કવિને અહીં ગઝલમાં પણ પ્રયોગની કશી ધજા ફરકાવ્યા વિના, 'કવિ' હોવાની પૂરી સભાનતા અને સજ્જતા સાથે, એક નવ્ય રૂપ લઈને ઉપસ્થિત થતા અનુભવ્યા. એમના શબ્દમાં, એમના રણકામાં જે બુલંદી વરતાતી હતી તે પરંપરાગત નહોતી, ચીલો ચાતરતું એ નિજી પ્રયાણ હતું.

શબ્દમાં અને શબ્દથી છલકતા રાજેન્દ્રને મેં પ્રશ્ન કર્યો: અતીતથી છૂટા પડીને જે બિન્દુએ આ વિધાયક અવાજ ઝીલ્યો, એ વળાંકની પહેલી કૃતિ કઈ? અને રાજેન્દ્રે એના ઉત્તરરૂપે મારા હાથમાં જે કૃતિ મૂકી એ કૃતિ હતી 'જોઉં તો ઝળહળે'. પછી તો ચેતનામાં અનેક વાર આ કૃતિ ઝળહળ્યા કરી છે. એના ઊઘડતા જતા જુદા જુદા સંદર્ભોની છાલકથી ભીંજાતો રહ્યો છું.

કૃતિના શીર્ષકના 'જોઉં તો ઝળહળે' શબ્દો ભાવકને કાવ્યમાં—એની પ્રથમ પંક્તિમાં પ્રવેશે તે પહેલાં તો—કેકી ઝૂલણાના હિંડોળે ઝુલાવી સટાક કરતાંકને આદિ કવિ નરસિંહ મહેતાની 'જાગીને જોઉં તો' એ સમૃદ્ધ કાવ્યસૃષ્ટિ વચ્ચે લાવીને ખડો કરી દે છે. પણ રાજેન્દ્ર એ રાજેન્દ્ર છે. નિજત્વને એ અળપાવા દેતા નથી. એ તો માત્ર 'જુએ' છે—ભરી ભરી આંખથી, કદાચ હજારો નર્તતાં ડૅફોડિલ પુષ્પોને એક જ નજરમાં ભરી લેતા વર્ડ્ઝવર્થની જેમ હળવાશભરી રીતે. 'જાગીને' જોવાની ભારેખમ વેદાન્તી વાતથી એ અહીં સાવ જુદા પડે છે.

—અને પહેલી ટૂંકથી જ મુક્તતાનું, આકાશતાનું એક અનવદ્ય વાતાવરણ બંધાવું શરૂ થાય છે. અહીં ઢળતી સાંજે દિવસભરનો નિર્વેદ નથી, દિવસને છેડે

કોઈ ગ્લાનિ આવીને ઊભેલી નથી. 'સાંજ ઢળતાં જ રોશન થતા'માંનો 'જ'કાર ઢળતી જતી સલૂણી સંધ્યાનું મોહક ચિત્ર ઊભું કરી આપી નિશ્ચયાત્મક રીતે આપણી સામે આનંદની રાવ ખાય છે. અહીં તો છે રોશની, નરી મ્હેંક અને 'ગળે હાર ઝુલાવતા' નાયકનો છાક! 'હાથ ગજરા'માંનો રૂપક આનંદવિભોર નાયકના ચિત્રને ઑર દશ્યક્ષમ બનાવે છે. અને 'આ અમે નીકળ્યા ખેસ ફરકાવતા!' એ બીજી પંક્તિ ઉપર આવતાં આવતાં તો એ ચિત્ર નાયકના આનંદની બધી જ ભંગિઓને છતી કરી આપી વિકાસની ટોચ સર કરે છે. 'આ અમે' શબ્દથી થતો પંક્તિ ઉપાડ ચિંતાથી મુક્ત નાયકચિત્તનો સરસ પરિચય કરાવી રહે છે. કશા ભાર વિનાનું હળવું ફૂલ અને નર્યું અલગારી વ્યક્તિત્વ ખેસ ફરકાવવાના સંદર્ભથી કેવું સચોટતાથી સ્ફુટ થયું છે! મહાસુખમાં નિમજ્જિત આવા નાયકની સામે બિચારી રિક્તતા તો ફરકે જ કેવી રીતે? 'ખીંટિયે લટકતી રાખીને રિક્તતા' એ પંક્તિના પ્રારંભના બે શબ્દોમાંનો 'ટ' વર્ણ કશા તાલ-ટેકા વિનાની અધ્ધર પધ્ધર લટકતી રિક્તતાને સુપેરે ઉપહાસનારો બન્યો છે. કદાચ રાજેન્દ્ર પણ છેલ્લા બે-અઢી દાયકાની કવિતામાં પડઘાતાં વેદના-શૂન્યતાને લટકતાં રાખીને આનંદના નિરવધિ પ્રદેશમાં સંચરી રહ્યા છે—મીરાંની જેમ મેવાડને 'ડાબો' મૂકીને 'પશ્ચિમમાં'રતો—તે અહીં સૂચવાય છે.

નિર્વેદની જેમ સમયને પણ આ કવિ ઓળંગી ગયા છે. આધુનિક સાહિત્યમાં દેખાતી સમયની સભાનતાથી આ કવિ, કહો કે કાવ્યનો નાયક, પર થઈ ગયો છે. તેથી તો એ બેફિકરાઈથી ઓશીકે ઘડિયાળને અટકી જતી બતાવે છે! કાળની સમગ્ર ક્રિયા-પ્રક્રિયાને કવિએ અહીં અટકી પડતા ઘડિયાળના સમુચિત પ્રતીક દ્વારા આસાનીથી હસી નાખી છે અને ઉમેર્યું છે કે વેળાનું વેળાની જેમ વીતવું એ જ એનો સહજ ક્રમ છે. એન્ડ્રૂ મારવેલ To his coy mistressમાં સરી જતા સમયથી આકુળવ્યાકુળ થઈને રિસાયેલી પ્રિયતમાને ઝટ રીઝી જવા અનુનય કરે છે તેવા અનુનયની કે ટી. એસ. એલિએટ જાહેર ઘડિયાળોના સમય સાથે પોતાનાં ઘડિયાળોનો સમય મેળવી લેવા અનુરોધ કરે છે એવા અનુરોધની પંચાતમાં આ કવિ પડતા નથી; કારણ કે એમના માટે તો દરેક ક્ષણ ઉત્સવનો પર્યાય બની છે. સમયને ઘોળીને પી જનાર આ કવિને તો દરેક મોસમમાં દક્ષિણનો શીતલ પવન ચામર ઢોળ્યા કરે છે, એનાં દ્વાર ખખડાવ્યા કરે છે! અને આ દ્વાર પણ કેવાં?–'કેસરી કેસરી'! 'કેસરી' વિશેષણ એકી સાથે ઐહિક અને આમુષ્મિક એમ ઉભય-આનંદને પ્રબળતાથી વ્યંજિત કરે છે. બેવડાએલું એ વિશેષણ આનંદના વ્યાપને સચરાચર સુધી વિસ્તારે પણ છે.

એકલતા કે વિફળતાના કોચલામાં પુરાઈને નાસ્તિમૂલક અભિગમ દાખવનારાઓ ઉપર કવિ ત્રીજી ટૂંકમાં વેધક કટાક્ષ કરે છે. ભ્રામક દૃષ્ટિને જ સત્ય લેખનારા એકાંગીઓ ભલે 'ધૂંધળા ધૂંધળા' આકારને ચાર ખૂણાંમાં સાચવી રાખીને બેઠા હોય, પણ એ ઘરનાં છાપરું-છજાં તો ક્યાંય આભમાં પાંખ ફફડાવતાં ઊડી ગયાં છે! 'જો ઊડે' શબ્દોમાંથી 'જે વલે થઈ છે' એવો પ્રગટતો ભાવ કૃતક હતાર્થતાનું ગાણું ગાનારાઓની સચોટ ઠેકડી ઉરાડે છે. ટૂંકની ચિત્રાત્મકતા પણ સંવેદ્ય બની છે. 'પાંખ ફફડાવતાં'માં દૃશ્ય ગતિ પકડી શ્રુતિગમ્ય પણ કેવું બન્યું છે!

કવિની સુરાહી આનંદાસવથી તરબતર નીતરતી છે. કશાનો અભાવ, કશાની ઊણપ અહીં છે નહિ.

ઊલટાનું એની પાસે આવનાર કોઈ પણ એના પારસ-સ્પર્શથી ઘડીકમાં પલટાઈને છલકી ઊઠે છે. અભાવ એની પાસે ટકે જ નહિ એવું એનું ભીતરબાહ્ય આનંદ-ભરપૂર વ્યક્તિત્વ છે. ચોથી ટૂંકમાં કવિહૃદયની આ તરબરતા 'કોણ છલકી જતાં, કોણ છલકાવતાં!' પંક્તિમાં સૂક્ષ્મ રીતે વ્યક્ત થઈ છે. રહસ્યમયતાનો એક મોહક સંદર્ભ અહીં ઊભો થયો છે. પૂર્વાર્ધની 'કોઈને કોઈની કંઈ ખબર ના રહે' પંક્તિમાં માનવી માનવી વચ્ચેનું ઓગળી જતું દ્વૈતત્વ ઉત્તરાર્ધની 'કોણ છલકી જતાં, કોણ છલકાવતાં!' પંક્તિ ઉપર આવતાં માનવજાતને પારાવાર આનંદને કાંઠે મૂકી આપે છે. વિશ્વ આખું એક મેળો – એક માળો બની રહે છે, ને કબીરે ગાયેલી 'मन मस्त हुआ तब क्यों बोले?' એ પરમ ઋતની અભિરામ લીલા વિલસી રહે છે.

છેલ્લી ટૂંક ઉપર આવતાં માત્ર કવિ કે કાવ્યના નાયકને માટે જ નહિ, કોઈ પણ સહૃદયને માટે સામટાં સાત આકાશ ખૂલી જતાં જણાય છે. ઝૂલણાનો હીંચકો આલોક-પરલોકની સરહદોને અહીં ભૂંસી નાખે છે. પ્રારંભમાં યાદ કરેલા આદિ કવિ નરસિંહનું અહીં પુનઃ સ્મરણ થાય છે. નરસિંહના ગગનમાં ઘૂમી રહેલા 'કોણ' અહીં રાજેન્દ્રના ઝળહળતા જામમાં 'એ' બનીને આવે છે. એ પરમાનંદના એક જ ઘૂંટે ઝૂકી ગયેલી આંખની સામે સાતે ય આકાશ અનાવૃત્ત થઈ રહે છે, એના બધા જ ભેંડારો એ ખોલી નાખે છે. ઉપનિષદના તત્ત્વ-મસિ રૂપ 'એ'ની સામે જીવ-શિવનું એકત્વ ચૌદ બ્રહ્માંડનો ભેદ લોપી નાખે છે અને અવશેષમાં રહે છે આનંદથી તરબતર હું–'સ્વયં'-अहंब्रह्मास्मि.-આ ધોધમાર આનંદાનુભૂતિ અખાના 'અભિનવો આનંદ આજ અ-ગોચર ગોચર હવું'થી કે યુસેપ્પી ઉન્ગારેત્તિના 'I flood myself with light of the immense'-થી પૃથક નથી.

રાજેન્દ્રે તત્ત્વશબ્દ દ્વારા નહિ શબ્દતત્ત્વ દ્વારા પ્રસ્તુત ગઝલને જીવંત બનાવી છે. એમાંથી નિર્માતું અર્થનું-ભાવનું વિશ્વ કૃતિમાંથી બાદ કરી નાખીએ તો પણ આરંભથી અંત સુધીમાં ઝૂલણાને પ્રયોજવામાં તેમણે જે કસબ દાખવ્યો છે અને તદનુકૂલ હીંચને દઢાવવામાં દરેક ટૂંકનાં અંત્ય ક્રિયાપદોનો જે સાહજિકતાથી પ્રયોગ, કર્યો છે તેમાંથી કૃતિનું એક sound form ઊભું થાય છે. ખીંટિયે લટકતી રિક્તતા, ઓશીકે અટકતી ઘડિયાળ, ઘોર એકાન્તનું ઊડતું છાપરું કે કેસરી કેસરી દ્વાર જેવાં કલ્પન–પ્રતીકો કાવ્યના Sound formને ગતિ આપે છે અને એમાંથી સર્જાય છે Unique beautyવાળી આ ગઝલકૃતિ. અનર્ગલ આનંદાનુભવ કરાવતું આ કાવ્ય વિધાયક અવાજની સાથે એમાંના ભાષાકર્મને લીધે પણ આમ ઊંચકાઈ આવે છે. કૃતિ સ્વયં આનંદલીલા બની છે.

રાજેન્દ્ર પૂર્ણસમયના કવિ–Full time poet-છે. છેલ્લાં વર્ષોમાં એમના કવિકર્મે સતત સક્રિય રહીને ગઝલને આંતરબાહ્ય દેહે જે વિશિષ્ટ પરિમાણ આપ્યું છે તેની નોંધ ગઝલને કાવ્ય ન લેખનારા ઉન્નતભ્રૂઓએ પણ અવશ્ય લેવી પડશે.

આકાશતાનું આ કાવ્ય રાજેન્દ્રના માતબર કવિત્વનું દ્યોતક છે.

# કવિતાવૃત્ત

● નરસિંહ મહેતાની પંચશતાબ્દી નિમિત્તે સાહિત્ય અકાદમી તરફથી 'ભક્તકવિ નરસિંહ' એ વિષય પર નવેમ્બર મહિનાની ૧૭, ૧૮ અને ૧૯ તારીખો દરમિયાન શારદાગ્રામ (માંગરોળ) અને જૂનાગઢ ખાતે પરિસંવાદ તેમજ સભાનું આયોજન થયું હતું. સર્વશ્રી અનંતરાય રાવળ, કે. કા. શાસ્ત્રી, યશવન્ત શુક્લ વગેરેનાં પેપરો ઉપરાંત મહારાષ્ટ્ર, રાજસ્થાન, અસમ, ઓરિસા વગેરે પ્રદેશના વિદ્વાનોનાં પેપરો વંચાયાં હતાં. શ્રી ઉમાશંકર જોશીએ ઉદ્‌ઘાટન કર્યું હતું. ૧૯મીએ જૂનાગઢમાં જાહેર સભા યોજવામાં આવી હતી, જેમાં સર્વશ્રી ઉમાશંકર જોશી, કે. કા. શાસ્ત્રી, અનંતરાય રાવળ, યશવન્ત શુક્લ, રાજેન્દ્ર શાહ વગેરેએ પ્રાસંગિક વક્તવ્યો રજૂ કર્યાં હતાં.

● આ વર્ષનો સોવિયેત લૅન્ડ નેહરુ એવોર્ડ શ્રી સુધીર દેસાઈને, રશિયન કાવ્યોના અનુવાદ 'માયકોવ્સ્કીનાં કાવ્યો' માટે એનાયત થયો છે.

● ભાવનગરના સ્વ. કવિ પ્રહ્‌લાદ પારેખની સ્મૃતિમાં, દર વર્ષે પ્રકટ થતા ગુજરાતી કાવ્યસંગ્રહો પૈકી ઉત્તમને 'પ્રહ્‌લાદ પારેખ પારિતોષિક' આપવાનું નક્કી થયું છે. આ માટે એક સમિતિની રચના થઇ. તેના અધ્યક્ષ શ્રી તખ્તસિંહજી પરમાર રહેશે. મંત્રીઓ તરીકે કવિ શ્રી નાથાલાલ દવે તથા શ્રી નર્મદભાઈ ત્રિવેદી કામ કરશે. સંપર્ક: સાહિત્યભારતી, ૧૦૧૬ કૃષ્ણનગર, ભાવનગર.

○ ભગવાન શ્રી સ્વામીનારાયણ દ્વિશતાબ્દી નિમિત્તે પગભર પ્રકાશન, ૧/૭ વિશ્વનગર, નડિયાદ (૩૮૭ ૦૦૧) એક વિશેષ કાવ્યસંગ્રહ પ્રકાશિત કરનાર છે જેમાં શ્રીજી મહારાજનાં વચનામૃત, પ્રસ્થાપિત સંપ્રદાયની સાધના અને ભક્તિનો મહિમા, તથા હરિભક્તોનાં હેત ગાતાં ગીતો–ભજનો–પદો–કાવ્યોને સંકલિત કરવામાં આવશે. કવિઓ–સંતો–તથા સત્સંગીઓને પોતાની રચનાઓ ૧૦મી માર્ચ ૧૯૮૧ સુધીમાં મોકલી આપવા આમંત્રણ છે.

## સાભાર સ્વીકાર

**વિસ્મયનું પરોઢ** • ગુણવંત શાહ, આર. આર. શેઠની કંપની, ગાંધી માર્ગ, અમદાવાદ – ૩૮૦ ૦૦૧, કાચું પૂઠું, પૃ. ૭૬, રૂ. ૧૦

**વિ-સંગતિ** • **સુરેશ** દલાલ, વોરા ઍન્ડ કંપની, ગાંધી માર્ગ, અમદાવાદ – ૩૮૦ ૦૦૧, કાચું પૂંઠું, પૃ. ૩૨, રૂ. ૭

**મંઝિલ** • જમિયત પંડ્યા 'જિગર', સુમન પ્રકાશન, ૮૬, ડામરગલી, મુંબઈ – ૪૦૦ ૦૦૯, કાચું પૂઠું, પૃ. ૬૪ રૂ. ૫

**કસક** • પીયૂષ પંડ્યા 'જ્યોતિ', પ્રકાશક પોતે, ઈ/૨, ગવર્નમેન્ટ ક્વાર્ટર્સ, જામ ટાવર પાસે, રાજકોટ – ૩૬૦ ૦૦૧, કાચું પૂઠું, પૃ. ૫૬, રૂ. ૬

**તમારી વસ્તુ** • અબ્દુલ કરીમ શેખ, પ્ર. નક્ષત્ર ટ્રસ્ટ, ૬ એ, પૂર્ણેશ્વર ફ્લેટ્સ, ગુલબાઈ ટેકરા, અમદાવાદ – ૩૮૦ ૦૧૫, કાચું પૂઠું, પૃ. ૮૮ રૂ. ૬

## સૂચનાઓ

* સર્જકોને જવાબી ટપાલખર્ચ ન મોકલવા વિનંતી છે. સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિના દરમિયાન આપવામાં આવે છે, અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.
* વ્યવસ્થા અંગેનો સઘળો પત્રવ્યવહાર 'વ્યવસ્થાપક 'કવિલોક' C/o કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ-૧' એ સરનામે જ કરવો.
* આપનું લવાજમ જો પૂરું થઇ ગયું હોય તો રૂપિયા પંદર સત્વરે મોકલી આપશો.
* આજીવન લવાજમ રૂપિયા ૧૫૧ છે. શિક્ષણ સંસ્થાઓ અને ગ્રંથાલયો પણ આજીવન સભ્ય બની શકે છે.
* આપનું સરનામું બદલાય તો તરત જ તેની જાણ કાર્યાલયને કરશો.
* લવાજમ ચેકથી મોકલો તો બેંક કમિશનના રૂપિયા બે ઉમેરીને મોકલશો.

---



# સ્વામિનારાયણ ગૌરવ ગાથા-3

આસામમાં કામાક્ષીતીર્થનો પિબક નામક તાન્ત્રિક બ્રાહ્મણ મલિન વિદ્યા-સાધનાના ચાળે ચડી આસપાસની પ્રજાને ત્રાસ આપતો હતો. એવામાં કેટલાક સિદ્ધયોગીઓની મંડળી સાથે નીલકંઠ ત્યાં પધાર્યા. પિબકે એ સૌને પણ કંઠી તોડી પોતાના શરણે આવવા આદેશ આપ્યો, પરંતુ નીલકંઠ સૌની વહારે આવ્યા. પોતાની મલિન વિદ્યાના ગર્વથી મદાંધ બનેલા પિબકને એમણે આહ્વાન આપતાં કહ્યું કે, 'સૌ પ્રથમ તારી વિદ્યાશક્તિનો પ્રયોગ તું મારા પર અજમાવ.'

કોપિત થએલા પિબકે પોતાના વિદ્યા-પ્રભાવની પ્રતીતિ કરાવવા મંત્ર ભણીને એક વટવૃક્ષ પર મૂઠ નાખી અને એથી એ લીલું વૃક્ષ બળી ગયું. અભિમાનથી હસતો પિબક તે પછી નીલકંઠ પ્રતિ ધસ્યો. નીલકંઠને ત્રાસ આપવા પિબકે મલિનવિદ્યાના મૂર્ધાગ સાથે અનેક પ્રયત્નો કર્યા, પણ તેની કોઈ જ અસર થઈ નહિ. અંતે નીલકંઠના સાત્ત્વિક પ્રભાવથી પરાજિત થઈ ને પિબક એમનાં ચરણોમાં આળોટી પડ્યા. પ્રભુએ તેને ક્ષમા આપી અને મલિન વિદ્યાના ફંદમાંથી એને મુક્ત કર્યો તથા ગુરુમંત્ર આપીને તેના હૃદયને ખરી ભક્તિ પ્રતિ વાળ્યું. આ રીતે મંત્ર-તંત્ર-જંત્ર આદિ સમાજમાં પ્રવર્તેલી ક્ષુદ્ર ઉપાસનાઓમાંથી મુમુક્ષુઓને ઉગારીને એમનામાં શુદ્ધ જ્ઞાન સહિત વૈષ્ણવી ભક્તિમાર્ગનું પ્રવર્તન કરતા કરતા નીલકંઠ આગળ ચાલ્યા.



200

1781
1981






